પ્રકાશક :
શા. ચતુરદાસ ચીમનલાલ
શ્રી દિવ્યદર્શન સાહિત્ય સમિતિ
કાળુશીની પોળ, અમદાવાદ.

પ્રાથમિક સહાયકો

૧૦૦૦ રૂા. શ્રી પિંડવાડા જૈન સંઘ જ્ઞાનખાતું
૧૦૦૦ શ્રી શાંતીનગર જૈન સંઘ જ્ઞાનખાતું
૫૦૧ શ્રી ગીરધરનગર જૈન સંઘ જ્ઞાનખાતું
૫૦૦ શ્રી શીવ મુંબઇ-૨૨, જૈનસંઘ જ્ઞાનખાતું



-: પ્રૂફ શોધનાદિ સંપાદનકર્તા :-

પૂ. મુનિરાજ શ્રી પદ્મસેનવિજયજી મહારાજ

-: પ્રાપ્તિસ્થાન :-

(૧) શ્રી 'દિવ્યદર્શન' કાર્યાલય, કાળુશીની પોળ, અમદાવાદ.

(૨) દિવ્યદર્શન શાસ્ત્રસમિતિ, શ્રી પંકુબાઈ જ્ઞાનમંદિર, ખેડાવાળી વાસ, શિવગંજ

(૩) શ્રી જેઠાલાલ ચુનીલાલ ઘીવાલા, ૩૫૫, કાલબાદેવી, મુંબઇ-૨.

---

વી. સં. ૨૪૯૫
વિ. સં. ૨૦૨૫
ઇ. સ. ૧૯૬૯
આવૃત્તિ : પહેલી

: મુદ્રક :
આનંદ પ્રી. પ્રેસ
ભાવનગર.

જેઓ શ્રીમદ્‌ના કરકમલે આ ગ્રન્થ અર્પિત કરાતાં પહેલાં જ જેઓશ્રી સ્વર્ગત થયા, પરંતુ જેઓ શ્રીમદ્‌ની અનવધિ કૃપાથી આ વિવેચનગ્રન્થનું સર્જન થયું, તેઓશ્રી



ત્રિશતમુનિનેતા, આબાલ બ્રહ્મચારી, કર્મસાહિત્ય સૂત્રધાર સંયમૈકપ્રાણ. પરમ-વાત્સલ્યનિધિ, સિદ્ધાન્તમહોદધિ પૂજ્યપાદ

આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ

# પ્રકાશકીય નિવેદન

જિનાગમમાં મૂળભૂત છે 'આવશ્યક સૂત્ર'. એની અંતર્ગત છે શક્રસ્તવ ('નમુત્થુણં') આદિચૈત્યવંદન-સૂત્રો. આ સૂત્રોના પદ પદ પર જૈન શાસનના મહાન જ્યોતિર્ધર અને સૂક્ષ્મ તત્ત્વભર્યા ૧૪૪૪ શાસ્ત્રોના પ્રણેતા પ્રખર બહુશ્રુત વિદ્વાન પૂજ્યપાદ આચાર્ય પુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે પ્રૌઢ તત્ત્વોભર્યું સંસ્કૃત વિવરણ લખ્યું એ મહાશાસ્ત્રનું નામ 'શ્રી લલિતવિસ્તરા.' એમાં શું શું ભર્યું છે? પરમાત્માનું તર્કસિદ્ધ શુદ્ધ અદ્ભુત સ્વરૂપ, દર્શનોની વિશદ સમીક્ષા, જૈનધર્મની વિશેષતાઓ, અનન્ય સાધના-માર્ગો, અનેકાંતવાદ, પ્રાર્થનાતત્ત્વ, લૌકિક લોકોત્તર સૌંદર્ય ઇત્યાદિ ઇત્યાદિ.

કર્મસાહિત્યના અદ્ભુત નિષ્ણાત, સર્જક અને સર્જનપ્રેરક, સંયમમૂર્તિ, ૩૦૦ મુનિજનોના અધિપતિ, સિદ્ધાન્તમહોદધિ સ્વ. ગુરુદેવ પૂ આચાર્યભગવંત શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજની પરમ પ્રસાદીરૂપે આ 'લલિતવિસ્તરા-મહાશાસ્ત્ર' ઉપર વિ. સં. ૨૦૧૩ માં એક વાચના એઓશ્રીના શિષ્યરત્ન પ્રભાવક પ્રવચનકાર પૂ. પં. શ્રી ભાનુવિજયજી મહારાજ આપતા. એ વાચનાનાં અવતરણો એમના શિષ્યોએ ઉતારી લીધેલા. એના આધારે લલિતવિસ્તરાના વિશદ વિવેચનરૂપે '**પરમતેજ**' નામે મહાન ગ્રંથ બે ભાગમાં તૈયાર થયો, જેનો પહેલો ભાગ વિ. સં. ૨૦૧૯ માં પ્રકાશિત થયેલો; ને હવે આ બીજો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ 'પરમતેજ' મહાગ્રંથમાં બાળજીવો ય સમજે એવી શૈલીથી અદ્ભુત તત્ત્વપ્રકાશ પાથરવામાં આવ્યા છે. ઈત્યાદિ પરિચય ભાગ ૧ ના પ્રવેશદ્વારમાં અપાયો છે. આ બીજા ભાગની વિશેષતાઓ અહીં પૂ. મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજે ઉપોદ્ઘાતમાં દર્શાવી છે. પ્રખર વ્યાખ્યાતા વિદ્દ્વર્ય પૂ પં. શ્રી મુક્તિવિજયજી મહારાજે અહીં વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખી આપી છે. આ મહાગ્રન્થના પ્રકાશનમાં પૂ. મુનિરાજ શ્રી પદ્મસેનવિજયજી મહારાજે પ્રૂફસંશોધન આદિમાં અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. તથા કેટલાક સંઘોના જ્ઞાન-ખાતામાંથી પ્રાથમિક ટેકો પણ મળ્યો છે. આ બધાનો અમે આભાર માનીએ છીએ. વાચકોની ઘણી આતુરતા છતાં પ્રેસ વિલંબ આદિ કારણે આ પ્રકાશનમાં ઢીલ થવા પામી છે.

જૈનદર્શનની અનેરી વિશિષ્ટતાઓ સમજવા, સાધનાના અદ્ભુત માર્ગ પ્રાપ્ત કરવા, ત્રિલોકનાથ શ્રી અરિહંત પરમાત્માના ભવ્યાતિભવ્ય સ્વરૂપની ઓળખ કરવા તથા શ્રી સમ્યગ્દર્શનની સુંદર નિર્મળતા કરવા માટે જૈન-જૈનેતર સૌ કોઈને 'પરમતેજ ભાગ ૧-૨' નું વાંચન-મનન કરવા અમારું નમ્ર નિમંત્રણ છે.

વિ. સં. ૨૦૨૫

—શા. ચતુરદાસ ચીમનલાલ

# પ્રાક્કથન

(લેખક:-પ્રખરવ્યાખ્યાતા વિદ્વદ્વર્ય પૂ. પં.શ્રી મુક્તિવિજયજી ગણિવર)

લલિતવિસ્તરા એટલે આત્માને પરમાત્મા બનાવવા માટેનો અપૂર્વ પ્રકાશ, જીવ અને શિવ વચ્ચેનો પૂલ, સાધક અને સાધ્ય વચ્ચેની સીડી, આરાધ્ય અને આરાધક વચ્ચેનો રાજમાર્ગ.

આંતર પ્રકાશની અભિલાષા કરતા ભવ્યાત્માના ગ્લોબમાં આ છે પરમાત્માના અચિંત્ય શક્તિમય પાવરહાઉસથી આત્મા સુધી નંખાએલું ફિટિંગ; આમાં પદે પદે છે આત્માનાં અજવાળાંની વાતો; એટલે ગુર્જર ટીકાકાર વિદ્વદ્વર્ય તપોનિધાન પં.શ્રી ભાનુવિજયજીએ એનું નામ પરમતેજ જે રાખ્યું છે તે યથાર્થ જ છે.

'લલિતવિસ્તરા' એ ખરેખર પરમતેજ જ છે. શરીરને રોકેટ બનાવી પરમાત્માની નિષ્કામ ભક્તિને પેટ્રોલ બનાવી એ પરમતેજના આધારે આપણે પામવું છે પૂર્ણ પ્રકાશમય પરમધામ રૂપ પરમાત્મસ્વરૂપ.

આ પરમતેજમાં છે એકાન્તવાદીઓના અહંકારનો ધૂત્કાર; સ્યાદ્વાદ-પ્રતિપાદક સર્વ નયનો સાર; મોહને જબરદસ્ત માર; અને એથી જ કર્મનો આત્મા ઉપરથી ઊતરે છે મોટો ભાર! જેના યોગે આ ગ્રંથનો પ્રકાશ પામી આરાધક જાય છે સંસારની પેલી પાર!

આમાં શક્રસ્તવ નમુત્થુણં, અરિહંત ચેઈઆણં, અન્નત્થ, લોગસ્સ; પુક્ખરવર; સિદ્ધાણં બુદ્ધાણં, અને જયવીયરાય સ્તોત્રના એક એક પદને અવલંબી ટીકા કરતાં સુગૃહીતનામધેય સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે દર્શનવાદ ખડો કર્યો છે.

એકાન્તવાદનું ખંડન કરવા પૂર્વક તેમની વ્યાજબી માન્યતાને તેમણે આવકારી પણ છે. દા.ત. ભગવાનના એક એક વિશેષણને સમજાવતાં ભગવદ્ભાવ ઉપર વાચકને અસાધારણ બહુમાન પેદા થાય એ રીતે જે તેમણે પ્રભુ-ગુણ ગાયા છે. એમાં ઇતર દર્શનોની સુખા-મેધા-ધૃતિ-વિવિદિષા-વિજ્ઞપ્તિ વગેરે વસ્તુને જૈનદર્શનમાન્ય વસ્તુ સાથે સંગત પણ કરી છે. 'પરમતેજ'ના પ્રથમ ભાગમાં લલિતવિસ્તરાનું "લોગપજ્જોઅગરાણં" પદ સુધી વિવેચન છે. જ્યારે બીજા ભાગમાં તે પછી બાકીનું સંપૂર્ણ વિવેચન છે.

લલિતવિસ્તરાના અનુપમ રસને તો સંસ્કૃતભાષાના જાણકારો જ ચાખી શકે. આબાલ ગોપાલ તો બિચારા વંચિત જ રહે. તેઓ પણ વંચિત ન રહે એટલા માટે ઉપદેશપ્રધાન શૈલી ધ્યાનમાં રાખી તપસ્વી વિદ્વદ્વર્ય પં.શ્રી ભાનુવિજયજીએ ગુર્જરભાષામાં માત્ર આ ટીકાનો ભાવાનુવાદ જ નહીં પણ ખૂબ સુંદર વિસ્તૃત વિવેચન પણ કર્યું છે, જે વાંચતાં અપ્રશસ્ત

વિષયો પ્રત્યે ઘૃણા થાય, કષાયો પ્રત્યે ધિક્કારભાવ પેદા થાય, તેમજ અરિહંત ભગવાનના શાસનની સચોટ શ્રદ્ધા સાથે કલ્પવેલડી જેવી ધર્મક્રિયા પ્રત્યે ખૂબજ આદર બહુમાન થાય છે.

તેઓએ પોતાની ટીકામાં જ્યાં જ્યાં દર્શનવાદની વાતો આવી છે ત્યાં ત્યાં તે તે દર્શનની માન્યતાઓ અને ખંડનના મુખ્ય મુદ્દાઓ યુક્તિ પુરસ્સર બતાવી યોગ્ય ઠેકાણે સમન્વય પણ કરી બતાવ્યો છે.

આ ગુર્જર ટીકાકાર ઉત્સર્ગ-અપવાદના જાણકાર છે, એવું કોઈ પણ વાંચકને લાગ્યા વગર રહેશે જ નહીં. દા.ત. ૨૫૪ માં પાનાની પ્રશ્નોત્તરીમાં 'તો પછી....કારણ કે એ અવિધિ મૃત્યુ છે.' એ પંક્તિઓ એ બતાવી રહી છે.

'અબ્રહ્મ-સેવનનો પ્રસંગ સાધુ માટે ઉપસ્થિત થાય ત્યારે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરનાર સાધુ, અરણ્યમાં શ્વાપદો આદિથી મુનિમંડલની રક્ષાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે મુનિઓના સંરક્ષણાર્થે સામનો પણ કરે' આ વાત ભગવાનના શાસનના ઉત્સર્ગ-અપવાદના જ્ઞાન સિવાય શી રીતે કરી શકાય ?

ટૂંકમાં, વિવેચનમાં વૈરાગ્યની વાતો છલોછલ ભરી છે; તેમજ દાર્શનિક તાત્ત્વિક ઝરણાંઓ પણ છે, વળી ઉત્સર્ગ અપવાદની ખૂબીઓ પણ છે; ત્યારે એક પદ પછી બીજા પદનો સ્થળે સ્થળે સમન્વય પણ દેખાય છે; અને પ્રસંગે પ્રસંગે વિષયની સિદ્ધિ માટે તર્ક-યુકિત-દૃષ્ટાન્ત છૂટથી રજૂ કરવામાં આવેલ છે.

'અભયદયાણં' પદની વ્યાખ્યામાં જગતકર્તા ઈશ્વરનું ખંડન ટૂંકમાં પણ ઘણુંજ મુદ્દાસર કરવામાં આવ્યું છે, અને અરિહંત ભગવાનના ગુણો ત્યાં સુધી ગાયા છે કે આત્માની ઉત્તરોત્તર વિકાસ ભૂમિમાં જીવના પુરુષાર્થ કરતાં પણ **અરિહંત ભગવંતોના આલંબનની સવિશેષ પ્રધાનતા** છે તે યુકિતસિદ્ધ સારી રીતે બતાવવામાં આવ્યું છે.

'ચક્ખુદયાણં' પદમાં મનનો વિચાર ઘણોજ સૂક્ષ્મ અને ગંભીર રીતિએ રજુ કરવામાં આવ્યો છે. દ્રવ્યમન સમસ્ત આત્મ-પ્રદેશે વ્યાપ્ત છે, એ બતાવતાં પંન્યાસજીએ જે યુક્તિ બતાવી છે તે ખરેખર બહુ સુંદર છે. આપણે એમનાજ શબ્દોમાં જોઇએ "પેટમાં દર્દ થાય, પગે તોડ થાય, તો મન ઝટ એનું ગ્રહણ કરે છે, જો મન માત્ર મગજમાં હોત તો ક્યાંથી બની શકત ?"

આ રીતે પ્રત્યેક પદની વિવેચનામાં કંઇ ને કંઇ ખૂબી દેખાયજ છે.

'ગુણમાં તરતમતાના વિચારના લાભ,' એ મથાળા નીચે જે વિવેચન ૨૪૨માં પાનામાં કરવામાં આવ્યું છે, તે વાંચકોને માટે આગળ વધવાની અદ્ભૂત ચાવી છે. કેટલાક જીવો એવા મન્દ પરિણામી હોય છે કે 'હાય હાય ! અમારામાં કશુંજ નથી. અમે સાવ નમાલા, નિર્બલ, નિઃસત્ત્વ, અમે તો જન્મારો હારી જ ગયા !' આવા વિચારવાળા જીવો પોતાનો યથાર્થ વિકાસ શી રીતે કરી શકે ? જ્યારે કેટલાક જીવો એવા દંભી અને અજ્ઞાન હોય છે કે પોતાનામાં કશું જ ન હોય છતાં એમ માને ને બોલે કે 'હું સિદ્ધ સ્વરૂપી છું. જડ ચેતન તદ્દન જુદા છે. જડ કંઈ

પણ ક્રિયા કરે તેમાં ચેતનને કંઈ જ લેવા દેવા નથી.' આવા કુગુરુઓએ ગોખાવેલા પાઠો ગોખી પોતાની જાતમાં સમ્યક્ત્વ વિગેરે ગુણો માને છે. આવા બન્ને પ્રકારના આત્માઓને બહુજ સુંદર શબ્દોમાં ચિમકી ચેતવણી આપી છે. આ રહ્યા એ શબ્દો '(૧) કોઈનામાં ઊંચી કક્ષાનો.... આજના સોનગઢમત-પ્રેરકની આ દશા છે. (પૃ૦ ૨૪૨)

સોનગઢ મતવાલાઓ જડ અને ચેતન તદ્દન જુદા માને છે. કર્મ અને આત્માને કંઈ જ લેવા દેવા નથી, તેમ જણાવે છે. અને બિચારા ધર્મક્રિયા કે શુભ ભાવને અધર્મ તરીકે જણાવે છે. જ્યારે અધર્મ-ક્રિયા અને અશુભ ભાવ એમના ભક્તો ગમે તેટલા કરે તો તેને તેઓ રોકી શકે તેમ નથી તેમજ રોકવાનો ઉપદેશ આપે તો પણ વ્યર્થજ છે. કેમકે એ શુભ ભાવનો નિષેધ કરે છે, અને શુદ્ધભાવ તો કાચી બે ઘડીમાં કેવલજ્ઞાન અપાવે છે. એટલે ત્યાં વધારે ટકી શકાય તેવી સ્થિતિજ નથી. તેથી એ બાપડા ભક્તોના કપાળમાં અશુભ ભાવ જ લખ્યેલો હોય છે. અશુભ ભાવમાં રખડતા ને રઝળતા તથા શુભ ભાવને અધર્મ માનતાં શુદ્ધ ભાવ તો પામે જ શી રીતે ? આ શરીરક્રિયા, કર્મ વગેરેને આત્માથી તદ્દન ભિન્ન માનવાનું ફળ છે.

હવે વિચાર કરો કે ક ના આત્માએ દેવલોકમાં જવાનું આયુષ્ય બાંધ્યું ખ ના આત્માએ નરકમાં જવાનું આયુષ્ય બાંધ્યું ને બન્નેનાં કર્મો બન્નેના આત્માથી તદ્દન જુદાં છે, તો પછી ક નો આત્મા ખ ના કર્મથી નરકમાં કેમ ન જાય ? અને ખ નો આત્મા ક ના કર્મથી દેવલોકમાં કેમ ન જાય ?

આવી તો સેંકડો આપત્તિઓ એકાન્ત ભિન્ન કર્મ માનનારના મતે છે. પણ જેને ઉન્માદ જ થયો હોય તેને કોણ સમજાવી શકે ? જૈનદર્શન તો અનેકાંતવાદી છે એની વિશેષતા જુઓ.

સામાન્ય રીતિએ ભારતમાં આજે ત્રણ દર્શનો મુખ્ય ગણાય છે. વૈદિક દર્શન, બૌદ્ધ દર્શન, અને જૈન દર્શન. વૈદિક દર્શનમાં નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, મીમાંસક, વિગેરે ગણાય છે.

બૌદ્ધદર્શનમાં પણ ચાર શાખાઓ છે, યોગાચાર, સૌત્રાન્તિક, વૈભાષિક, અને માધ્યમિક. વૈદિક દર્શનો આત્માને એકાન્તે નિત્ય માને છે. બૌદ્ધદર્શન આત્માને એકાન્તે અનિત્ય માને છે. જ્યારે જૈનદર્શન આત્માને નિત્યાનિત્ય માને છે. આ નિત્યાનિત્યપણું જેમ સર્વથા નિત્યપણાથી ભિન્ન છે, તેમ સર્વથા અનિત્યપણાથી પણ ભિન્ન છે, અને એકાન્ત નિત્યતા કે એકાન્ત અનિત્યતા ઉભયથી પણ ભિન્ન છે. નિત્યત્વ પણ સાપેક્ષ છે, જ્યારે અનિત્યત્વ પણ સાપેક્ષ છે. એટલે જૈનદર્શનમાં નિત્યાનિત્યત્વ એ જુદોજ પ્રકાર ઠરે છે.

સૂંઠ અને ગોળને મિશ્ર કરી તેનો લાડવો બનાવવામાં આવે તો એકલી સૂંઠથી એ લાડવો જેમ ભિન્ન છે, તેમ એકલા ગોળથી પણ ભિન્ન છે, અને ઉભય છૂટા રાખ્યા હોય તો તેનાથી પણ ભિન્ન છે. છતાં એ લાડુ સૂંઠનો પણ છે, ગોળનો પણ છે, ને ઉભયનો પણ છે, અર્થાત્ સૂંઠથી અભિન્ન છે, ગોળથી અભિન્ન છે, ઉભયથી અભિન્ન છે. કેમકે લાડુના પ્રત્યેક અંશે જેમ સૂંઠ છે, તેમ ગોળ પણ ભળેલો જ છે. એજ રીતે જે એક જ પદાર્થમાં નિત્યત્વ છે, તેમાં જ વિભિન્ન અપેક્ષાએ અનિત્યત્વ પણ છે. દા.ત. મનુષ્યમાં જીવ દ્રવ્યની અપેક્ષાએ નિત્યત્વ છે,

અને મનુષ્યભવરૂપી પર્યાયની અપેક્ષાએ અનિત્યત્વ છે. આમ નિત્ય અનિત્ય બે પરસ્પર વિરુદ્ધ છતાં જીવદ્રવ્ય અને મનુષ્યભવ બે તદ્દન જુદા નથી. મનુષ્યમાં જે અંશમાં જીવદ્રવ્યની અપેક્ષાએ નિત્યત્વ છે તેજ અંશમાં મનુષ્યપર્યાયની અપેક્ષાએ અનિત્યત્વ છે.

જૈન દર્શનનો આ સાપેક્ષવાદ ખૂબજ ગંભીર વિચારણીય, સ્પષ્ટ અને અનેક ઉકેલોને લાવનાર છે, સચોટ અને સત્ય સ્વરૂપ છે. આનું વર્ણન આપણા પરમતેજ-ટીકા લખનાર પંન્યાસજીએ સ્થળે સ્થળે અન્ય દર્શનોનું નિરાકરણ કરી જૈન દર્શનનું વૈશિષ્ટ્ય ખૂબ અદ્‌ભુત રીતિએ આલેખતાં કર્યું છે.

દર્શનવાદની વાતોના રસિકોને અમે નીચેના પાનાઓ વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. કેમકે એમાં ખંડન-મંડનની અદ્‌ભૂત અને રસિક ચર્ચાઓ છે;—

પાનું ૧૦૬ બૌદ્ધવાદ; પાનું ૧૨૬ સાંખ્યમત, પાનું ૧૩૭ સાંખ્યમત, પાનું ૧૩૯ બૌદ્ધમત, પા. ૧૪૪ વૈશેષિકમત; પાનું ૧૫૫ અદ્વૈતમત, પાનું ૧૭૯ બૌદ્ધમત; પાનું ૩૦૮ અપૌરુષેયવાદ મત વિ૦

ઉપરના પાનાઓમાં અને બીજે પણ કેટલેક સ્થળે દાર્શનિકોની જે સમીક્ષા કરવામાં આવી છે, તેમાં ભાષા બહુજ સરળવાપરવામાં આવી છે, અને યુક્તિઓ બહુજ સચોટ આપવામાં આવી છે; જેથી સામાન્ય બુદ્ધિશાળીના મગજમાં પણ તે વાતો સ્થાન કરી શકે.

૨૬૪માં પાનામાં કાયોત્સર્ગ રૂપ ધ્યેયના ધ્યાનથી અવિદ્યાનાશ ને વિદ્યાજન્મનો વિચાર કરવામાં આવ્યો છે.

આ અવિદ્યાનો વિચાર સમર્થ તાર્કિક ન્યાયાચાર્ય ભગવાન ઉ૦ યશોવિજયજી મહારાજે સ્વરચિત જ્ઞાનસારમાં તેમજ અધ્યાત્મસારમાં બહુ સુંદર રીતિએ કર્યો છે.

'अविद्यातिमिरध्वंसे दृशा विद्याञ्जनस्पृशा।
पश्यन्ति परमात्मान-मात्मन्येव हि योगिनः॥'

યોગીઓ ધ્યાન-દશામાં અવિદ્યારૂપ અંધકારનો નાશ કરી તત્વ-બુદ્ધિસ્વરૂપ અંજનનો સ્પર્શ પામેલી દૃષ્ટિવડે પોતાના અંતરાત્માને વિષે પરમાત્માને દેખે છે.

આ દશામાં વિકલ્પો બધા નાશ પામે છે, ને આત્મા નિર્વિકલ્પક દશા અનુભવે છે. પોતે પોતાને જ જુએ છે. જોનાર અંતર આત્મા છે. જોવાતું જે છે તે પરમાત્મ દશા છે. છતાં બન્નેની અભેદવૃત્તિતા હોય છે.

આજ વાત અધ્યાત્મસારમાં નીચેના શબ્દોમાં પૂ. ઉપાધ્યાયજી મ. ફરમાવે છે.

'शान्ते मनसि ज्योतिः प्रकाशते शान्तमात्मनः सहजम्।
भस्मीभवत्यविद्या मोहध्वान्तं विलयमेति॥'

જ્યારે મન નિર્વિકાર બનવા દ્વારા શાન્ત બની જાય છે, ત્યારે તે શાન્ત આત્માની સ્વાભાવિક જ્યોતિ પ્રકાશવા લાગે છે, અવિદ્યા ભસ્મીભૂત થાય છે, અને મોહાન્ધકાર નાશ પામે છે.

આ દશા પામવા માટે સાધકે શું કરવું જોઇએ એ વાત 'પરમતેજ'માં ગુર્જર ટીકાકાર બહુ ફક્કડ રીતિએ સ્પષ્ટતા પૂર્વક વર્ણવે છે;—(પૃ. ૨૬૪)

'અવિદ્યા-અવિવેક'........

જીવ અનાદિકાળથી............'આલેખવાનું' એટલે માત્ર ઉપલક્રિયા સમજ નહીં પણ હૈયાને સચોટ તેવું જ લાગી જવું....

૨૯૦ પાનાથી માંડીને ૨૯૬ પાના સુધીમાં નિયાણાનો વિચાર ખૂબજ તલસ્પર્શી છે, અને હૃદયંગમ છે. નિયાણું કોને કહેવાય ? અને કોને ન કહેવાય ? નિયાણાંથી શું નુકસાન ? વિગેરે બાતો વાંચકોને ત્યાંથીજ વાંચી લેવા અમે ભલામણ કરીએ છીએ.

નિયાણાનાં વિચારમાં એ પણ વિચાર ઉપસ્થિતિ થયો છે કે 'ભગવાન તો વીતરાગ પરમાત્મા છે એમનામાં રાગદ્વેષ કે મોહ નથી, પછી એમની ભક્તિ કરવાથી આ લોક પરલોકના સુખ કે મોક્ષ શી રીતે મળે ?'

આ સંબંધમાં ખુદ લલિતવિસ્તરાકાર મહર્ષિ ફરમાવે છે કે 'ભગવાન અચિન્ત્ય શક્તિના ધણી છે.' એમની વીતરાગતા અબાધિત રહે એ એ રીતેજ તેઓ જગતના જીવોને ઇષ્ટ વસ્તુ મળવામાં અસાધારણ કારણ છે. જો એમ ન હોય તો સ્ત્રીનું ધ્યાન કરનારો દુર્ગતિનો અધિકારી થાય છે, અને પરમાત્માનું ધ્યાન કરનારો આ લોક પરલોકના સુખ પામવા સાથે મુક્તિનો અધિકારી બને છે, તે કેમ બની શકે ? માટે ત્યાં એ માનવું જ જોઇએ કે વિષય તરીકે પરમાત્મામાં કોઇ એવી અચિંત્ય તાકાત છે કે જેથી તેનું ધ્યાન કરનારો ભૌતિક અને આધ્યાત્મિક સુખ પામી શકે છે.

હવે અહીં એક વિચાર પ્રતિપક્ષી વિચારવાળાઓ તરફથી એ રજુ કરવામાં આવે છે કે 'ભગવાન આ લોક પરલોકનાં સુખનું કારણ છે, એમ માનવામાં આવે તો પછી જગત્કર્તા ઇશ્વર અને એમાં શો ભેદ રહે ?'

આનો જવાબ સ્પષ્ટ છે કે ઇશ્વરને જગત્કર્તા માનનાર તો ઇશ્વરને જગતના જીવોના સર્વ કાર્યોમાં કર્તૃભૂત કહે છે. એનો એ અર્થ થયો કે ઇશ્વર જગતને દુઃખ આપવા સાથે તેની પાસે પાપ પણ કરાવે છે.

ખૂન માણસ કરે, અને એમાં જગત્કર્તૃત્વમતે પ્રેરણા ઇશ્વરની ! જ્યારે જૈનદર્શનના મતે પરમાત્મા વીતરાગ હોવાથી એ ઉચ્ચ ભાવનાના જ વિષય બની ઉચ્ચ સત્કૃત્યોમાં જ નિમિત બને છે. તેથી એ હલકા નીચ કે હલકટ કર્મોમાં કોઈને પ્રેરણા આપતા જ નથી. જગત્કર્તૃત્વવાદી-મતે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, કે પરિગ્રહની લૂંટલૂંટ આદિ જે કાંઈ પાપો થાય છે તેમાં ઇશ્વરની પ્રેરણા હોય છે. અને દુર્ગતિમાં પણ એનાં ફળ રૂપે ઇશ્વર જ જીવને ધકેલે છે.

જ્યારે જૈન શાસન ફરમાવે છે કે પરમાત્માના વચનની આરાધના કરનારો સુખ પામે છે, અને વિરાધના કરનારો દુઃખ પામે છે. અહીં એ વાત ખાસ સમજવાની છે કે, નોકરી કરનારો શેઠના વચનની સાધના કરે છે, પછી એને પગાર મળે છે. છતાં પગાર આપનાર તો શેઠ જ કહેવાય છે. વિના નોકરીએ પગાર નથી જ મલતો એ વાત પણ નક્કી જ છે છતાં કોઇ પણ કૃતજ્ઞ માણસ ઉપકાર શેઠનો માને છે, પણ પોતાની નોકરીનો ઉપકાર આગળ કરતો નથી. ત્યારે શેઠ

આથી ઉદ્ધતાઈથી વર્તનારો નોકરીથી છૂટો થઇ દુઃખી થાય છે, તેમાં શેઠ કારણ ગણાતા નથી. પણ એ માણસની ઉદ્ધતાઈજ કારણ ગણાય છે. એ જ રીતે પરમાત્માના વચનનો અનાદર કરનારો પોતાના મોહના પાપે જ દુઃખી થાય છે તેમાં પરમાત્મા લેશમાત્ર પણ કારણ નથી.

એજ રીતે જગતમાં આપણને જે સુખસંપત્તિ મળે છે તે પરમાત્માની આરાધના દ્વારા એમના પ્રભાવે જ મળે છે. પ્રભાવ એટલે જ કૃપા. માટે પ્રભુની કૃપાથી જ મળે છે. એટલા જ માટે મુનિને કે શ્રદ્ધાળુ શ્રાવકને પૂછવામાં આવે છે કે તમે મજામાં છો ને? તમારું શરીર સારું છે ને? ત્યારે 'દેવગુરુપસાય' કહે છે. આ વચન ખાલી બોલવા માટે નથી પણ યથાર્થ માનવા માટે જ છે.

ધ્યાન રાખવા જેવું છે કે આ વાત એક નય-સંમત છે સર્વ નય-સંમત નથી. જે નયથી આપણે એમ કહીએ છીએ કે ભગવાન અભય ચક્ષુ માર્ગ શરણ બોધિ વિગેરેના આપનારા છે તે નયથી આ વાત છે. બીજી એક વાત એ પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે ભગવાન સર્વ સંપત્તિના દાતા પણ છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ કે અલ્પોક્તિ નથી.

'પરમાત્માના પ્રભાવે સાંસારિક આપત્તિઓ પણ ટળે છે,' એવા વિશ્વાસવાળો જે રીતિએ પરમાત્માની ભક્તિ કરશે, એ રીતે એ વિશ્વાસ વગરનો નહીં જ કરી શકે. 'સાંસારિક આપત્તિઓને ટાળવા માટે જ પરમાત્માની ભક્તિ કરવી, એ એક વાત છે; અને 'આ નાથ મારી આપત્તિ ટાળે જ' એ વિશ્વાસથી ભક્તિ કરવી એ બીજી વાત છે. આ બે વાતો તદ્દન ભિન્ન છે, જેમ કોઈ ગૃહસ્થ કોઈ મહાન આચાર્યને ગામડામાં વંદન કરવા ગયો હોય; ત્યારે એને વિશ્વાસ છે કે 'ત્યાં ગયા પછી આપણે લોજ કે વીશી નહીં શોધવી પડે' એનો અર્થ એ નથી કે એ બે પાટલે જમવા માટે જ એ મહાન વિભૂતિને વંદન કરવા જાય છે.

કેટલાક અજ્ઞાની માણસો એમ માને છે કે 'ભગવાન તો વીતરાગ, નિરંજન નિરાકાર' એ તો સાંસારિક સુખ સગવડ આપે જ નહીં', માટે એ આપણા સાંસારિક સુખ સગવડમાં ઉપયોગી નહિ જ,' આવું માનનારાએ અજીતશાંતિની છેલ્લી ગાથા ખૂબ જ વિચારવા જેવી છે,

'जइ इच्छह परम पयं अहवा कित्तिं सुवित्थडं भुवणे। ता तेलुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह॥"

જો તમે પરમપદની ઇચ્છા રાખતા હો, અથવા સુવિસ્તૃત કીર્તિની અભિલાષાવાળા હો તો ત્રણ લોકનો ઉદ્ધાર કરનાર જિનવચનનો આદર કરો.

આ ગાથા ખૂબજ ગંભીર છે એનો ભાવ પણ ઘણો ગંભીર છે. પરમપદની પ્રાપ્તિ માટે જેમ આ ગાથા જિનવચનના આદરનું ફરમાન કરે છે, તેમજ સુવિસ્તૃત કીર્તિના અર્થીને પણ જિનવચનના આદરનું ફરમાન કરે છે. ટૂંકમાં પરમાત્માના વચનનો આદર કરનારો કયું સાંસારિક સુખ ન પામે? બધાજ પામે.

જો 'ભગવાન સાંસારિક સંપત્તિના દાતા નથી એમ માનવામાં આવે, અને એમ દાવો કરવામાં આવે કે 'અમારા પુણ્યે અમને આ સંપત્તિ આપી છે,' તો પછી 'મોક્ષ સુખના દાતા ભગવાન્ નથી પણ અમારી રત્નત્રયી જ અમને મોક્ષ સુખ આપશે' એમ કેમ નથી કહેતા?

જો તમે માનો છો કે "અમારી રત્નત્રયી અમને મોક્ષ સુખ આપશે,–એમ બોલવામાં ઉદ્ધતાઈ, અભિમાન, અને અક્કડતા છે, કેમકે રત્નત્રયીનો માર્ગ બતાવનાર ભગવાન છે; એમણે એ માર્ગ ન બનાવ્યો હોત તો અમે રખડી મરત," તો પછી પુણ્ય–સુકૃતનો પણ માર્ગ બતાવનાર ભગવાન જ છે; એ સાચો માર્ગ તમે ન જાણ્યો હોત તો પાપ દુષ્કૃત્યો કરીને ઊલટું પુણ્ય માનત અને તમને સુખને બદલે દુઃખ જ મળત; એ વાત કેમ ભૂલી જાઓ છો ? ટૂંકમાં જે મતે મોક્ષદાતા, કે સમ્યગ્દર્શનાદિના દાતા, કે શરણદાતા ભગવાન છે, તે મતે સાંસારિક સર્વ સંપત્તિદાતા પણ પ્રભુ જ છે.

લલિતવિસ્તરાકાર ઉપદેશે છે કે 'સાંસારિક–સંપત્તિ માટે પરમાત્માની ભક્તિ કરતા નહિ. કેમકે તે નિયાણાસ્વરૂપ છે, અને ભવસમુદ્રમાં ભટકાવનાર છે.' આ વચન પણ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારીએ તો આપણને જણાશે કે પરમાત્માની ભક્તિ સાંસારિક ઋદ્ધિ આપે તો છે જ, પણ એને સાધનાના ધ્યેયરૂપ ન બનાવાય.

ધ્યાનમાં રહે કે પરમાત્માની ભક્તિ સાંસારિક કામનાથી કરનારો ભક્તિ કરતાં કામનાને શ્રેષ્ઠ માને તો તેને મિથ્યાત્વ લાગે છે. તેમ પરમાત્માની ભક્તિથી સાંસારિક ઋદ્ધિઓ ન મળે પણ મોક્ષ જ મળે એવું માનનારો પણ મિથ્યાદૃષ્ટિ જ છે.

અહીં એક એ વાત પણ સમજવા જેવી છે કે ધર્મપ્રેમી કોઈ જીવ આપત્તિમાં આવ્યો હોય અને આપત્તિ ટળે એવી કામનાથી પણ ભગવાનની ભક્તિ કરતો હોય, છતાં કામના કરતાં પણ ભક્તિને શ્રેષ્ઠ માનતો હોય તો તેને મિથ્યાત્વ લાગતું નથી, એમ લલિતવિસ્તરાના લેખક સૂરિપુરંદર હરિભદ્રસૂરિજી મહારાજા તેમના અષ્ટકજીમાં સ્પષ્ટપણે ફરમાવે છે. દમયંતીએ જંગલમાં અનેક આપત્તિઓ ટાળવા વારંવાર નવકારમંત્ર યાદ કરેલો, એને મિથ્યાત્વ લાગેલું એમ શાસ્ત્ર કહેતું નથી.

આ રીતે 'પરમતેજ' ટીકામાં પદાર્થોનું પૃથક્કરણ ખૂબજ તલસ્પર્શી કરવામાં આવ્યું છે. જે વાચકને ભૂતકાળમાં પડેલી કેટલીએ શંકાઓનું સમાધાન કરનાર પણ બની શકે.

આ ગુર્જર ટીકા લખનાર પં. શ્રી ભાનુવિજયજી સચોટ વ્યાખ્યાતા સમર્થ વિદ્વાન્ તેમજ તપસ્વી છે. હાલ તેમને વર્ધમાન આયંબિલ તપની ૧૦૦ મી ઓલી ચાલે છે. આવો તપ અને જ્ઞાનનો સુમેળ ઘણા ઓછામાં જોવામાં આવે છે જ્યારે પંન્યાસજીમાં આ તપ સાથે વ્યાખ્યાન–શક્તિ સુંદર શાસ્ત્રબોધ, ન્યાયનિપુણતા, અને અલ્પનિદ્રા, તેમજ અપ્રમત્તભાવ વિગેરે ઘણા ગુણો જોવામાં આવે છે.

પંન્યાસજી બીજા પણ દુર્ગમ ગ્રન્થોના લોકભોગ્ય વિવેચનો લખે એવી આશા સાથે, તેમજ આ ટીકાનું ભવ્ય જીવો ખૂબ વાંચન મનન અને નિદિધ્યાસન કરે એવી ભાવના સાથે વિરમીએ છીએ.

૧૫, વીર સં. ૨૪૯૪ (વિ. સં. ૨૦૨૪) ખંભાત.

श्री प्रेमसूरीश्वर–सद्‌गुरुभ्यो नमः

# પરમતેજ - પ્રવેશિકા

## (ભાગ ૧લા–૨જાની સંમિલિત)

વિ. સં. ૨૦૧૩-૧૪નાં વર્ષો,

અમદાવાદ...જૈનપુરીની પુણ્ય ધરતી !

પં. પૂ. જગજ્જનહિતવત્સલ આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબ ૬૦ મુનિવરો સાથે બિરાજતા હતા. જ્ઞાન–ધ્યાન અને તપ ત્યાગની અનેકવિધ વૃત્તિ–પ્રવૃત્તિઓથી મુનિવરો સ્વ–પરહિતમાં નિરત હતા પૂજ્યપાદના પરમવિનેય પૂ. પંન્યાસજી મહારાજશ્રી ભાનુવિજયજી ગણિવર 'શ્રી ભગવતીસૂત્ર' પર પ્રેરણાદાયી આધ્યાત્મિક પ્રવચનો આપતા હતા; અનેક મુનિવરોને સન્મતિતર્ક, નંદિસૂત્ર વગેરેની વાચનાઓ આપતા હતા....તેવી રીતે પ્રાતઃકાલે ચતુર્વિધ સંઘને શ્રી 'લલિતવિસ્તરા' ગ્રંથની પણ વાચના આપતા હતા. વાચનાનાં અમૂલ્ય વચનો તેઓશ્રીના વિનયી શિષ્ય અક્ષરશઃ ઉતારી લેતા હતા. 'પરમતેજ'નો કાચો મસાલો આ રીતે તૈયાર થયો.

લલિતવિસ્તરા !

યાકિની મહત્તરાસૂનુ આચાર્યદેવશ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજની એક અમર કૃતિ !

'નમુત્થુણં' 'અરિહંતચેઈયાણં' 'અન્નત્થ' 'લોગસ્સ' 'પુક્ખરવર૰' 'સિદ્ધાણં બુદ્ધાણં' અને 'જયવીયરાય' આ ચૈત્યવંદનસૂત્રો કે જે પ્રાકૃત ભાષામાં ગણધર ભગવંતે રચેલાં છે, તે સૂત્રો પર સંસ્કૃત–ટીકા તેનું નામ લલિતવિસ્તરા.

પરમતેજ !

'લલિતવિસ્તરા' પર પૂજનીય આચાર્યદેવ શ્રી મુનિચન્દ્રસૂરિજી મહારાજે 'પંજિકા' ટીકા લખી ગ્રંથને કંઈક સરળ–સુબોધ બનાવ્યો છે....પણ તે સરળતા–સુબોધતા સંસ્કૃતવિદ્ માટે જ છે ! સંસ્કૃત નહીં જાણતા મુમુક્ષુઓ, જિજ્ઞાસુઓ માટે આ ગ્રંથનાં રહસ્યો અણઉકલ્યાં હતાં ! પરમપૂજ્ય પરમ તપસ્વી પંન્યાસજી મહારાજે આ ભવ્યાત્માઓ પર મહાન કૃપા કરી....વાચનાનાં અવતરણોનાં સંશોધન થવા લાગ્યાં....કેટલાંક 'દિવ્યદર્શન' સાપ્તાહિકમાં પ્રકાશિત પણ થયા...એણે હજારો તત્ત્વપિપાસુ આત્માઓની તત્ત્વપિપાસા સંતોષી....પછી તો આ સમગ્ર વિવેચન રસપૂર્ણ, તત્ત્વભરપૂર અને પ્રેરણાદાયી તૈયાર થયું. એજ 'પરમતેજ' મહાગ્રંથ.

બસ, પછી તો બે ભાગમાં આ વિવેચનને પુસ્તકરૂપે પ્રકાશિત કરવાનો નિર્ણય થયો, વિ.સં. ૨૦૧૬માં 'પરમતેજ' પ્રથમ ભાગ બહુમાનપૂર્વક પ્રકાશિત થયો; બીજો ભાગ હવે પ્રકાશિત થઈ રહ્યો છે.

ઉષાનાં અજવાળે આ વિવેચન ઉદ્ભવ્યું છે....અને નિરવ પ્રશાંત નિશાની શીતલતામાં...શશીની સોડમાં તે હળુમારાયું છે...માટે વિવેચનમાં ઉષાની કોમળતા...પવિત્રતા....તાજગી અને થનગનાટ ઊતર્યો છે.... નિશાની પ્રશાન્તતા...પ્રસન્નતા અને ચિંતનશીલતા અવતર્યાં છે !

આ ગ્રંથમાં ન્યાય-વ્યાકરણની પ્રતિભા ઊતરી છે, પણ ન્યાય વ્યાકરણની ક્લિષ્ટતા-કઠોરતા કે કઠિનતા નથી! ધર્મનાં ગૂઢ તત્ત્વોની સરિતા ખળખળ વહી રહી છે....પણ એ સરિતાનો કિનારો નિર્ભય છે....એનાં પાણી બહુ ઊંડાં નથી...ડૂબી જવાનો ભય નથી. આ ગ્રંથમાં દર્શનોના વિવાદો જામ્યા છે....પણ એ વિવાદની ભાષા કર્કશ નથી, અશ્રાવ્ય નથી...કાન માંડીને કલાકોના કલાકો સુધી સાંભળવાનું મન થાય તેવી રસિક અને પ્રસાદવાળી બનાવે તેવી છે!

બંને ભાગનું સળંગ વાંચન કર્યા પછી, એકવાર...ત્રણવાર વાંચન કર્યા પછી આપણો આત્મભાવ એ પ્રતિભાપુંજ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના ચરણે નમી પડશે...આપણું મન ને નયન હર્ષનાં આંસુથી એ અતીતના અનંત ગુણી સૂરિદેવને અંજલિ આપશે. 'આ લલિતવિસ્તરા છે! માનવ-મન ને માનવ-જીવનને ધન્ય ધન્ય બનાવી દેનારી લલિતવિસ્તરા ખરેખર અદ્ભુત છે!'

વિવેચનકાર પૂજ્ય ગુરુદેવશ્રીએ વિવેચનમાં કમાલ કરી છે. ગહન પદાર્થોને સુબોધ બનાવ્યા છે, ગંભીર તત્ત્વોને સરળ બનાવ્યાં છે, ગૂઢ રહસ્યોને ખૂબીથી સમજાવી દીધાં છે. આ બધું કરવામાં લક્ષ એક રાખેલું છે: જીવો પરમ તત્ત્વને સન્મુખ બને અને પરમતત્ત્વને પ્રાપ્ત કરવાના પુરુષાર્થમાં આગે બઢે.

પાને પાને સંવેગવૈરાગ્યનાં છાંટણાં કર્યાં છે, જિનમતનાં ગૌરવ ગાયાં છે, તર્ક, યુક્તિ અને પ્રમાણોના સ્વસ્તિક પૂર્યા છે, ધર્મતત્ત્વોનાં તોરણ બાંધ્યાં છે. આખું વિવેચન ભવ્ય, રમણીય અને આહ્લાદક બન્યું છે. ક્યાંય નિરર્થક શબ્દો નથી, ભાવનો અભાવ નથી, શૈલીની નિર્બળતા નથી અને તત્ત્વોનો વિસંવાદ નથી.

૭૫૯ પૃષ્ઠોમાં પથરાયેલું વિવેચન સમગ્ર રીતે જૈનધર્મ-દર્શનનું પ્રતિનિધિત્વ કરે છે, એમ કહેવું જરાય વધારે પડતું નથી. એટલા બધા પદાર્થો અહીં યોગ્ય સ્થાને ગોઠવાયા છે, કે જે બીજા અનેક જૈન-જૈનેતર ગ્રંથોનું આ દોહન છે, એમ સમજાય.

'પરમતેજ'ના આ બે ભાગ તત્ત્વજિજ્ઞાસુ વર્ગ માટે મહાન ઉપકારક સિદ્ધ થશે, એમાં બેમત નથી. વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા પ્રત્યે પ્રીતિ-ભક્તિના પૂર ઉમટે, સંવેગ-વૈરાગ્યની ભાવના સુદૃઢ થાય અને મોક્ષમાર્ગની આરાધનામાં જોમ, ઝડપ અને નિર્ભયતા આવે એવો આ ગ્રંથ પ્રત્યેક મુમુક્ષુ અવગાહે તેવી ભલામણ છે.

આ બંને ભાગોમાં ગુંથાયેલા પદાર્થોનું અધ્યયન સરળ બને તે હેતુથી પૂ. ગુરુદેવશ્રીએ બંને ભાગની સળંગ વિષયનોંધ કરેલી, તે પરથી વિભાગશઃ તૈયાર કરીને અહીં વિસ્તૃત વિષય-પ્રવેશિકા આપવામાં આવી છે. ગ્રંથનું વાંચન શરૂ કરવા પૂર્વે એકવાર આ વિષય-પ્રવેશિકા વાંચી જવી જરૂરી છે. તેથી ગ્રંથની ભવ્યતા અને ઉપાદેયતાનો સ્પષ્ટ ખ્યાલ આવી જશે. નીચેના પ્રકરણોમાં વિભાગવાર વિષય-પ્રવેશિકા ગુંથાયેલી છે:

(૧) આત્મા.
(૨) આત્મઘડતરની રૂપરેખા.
(૩) આત્માની વિકાસ-અવસ્થાઓ.
(૪) શ્રી અરિહંત-ધર્મતીર્થ.
(૫) ધર્મ-ધર્મક્રિયા-ધર્મસાધના.
(૬) સાવધાની.
(૭) મનનું આરોગ્ય.
(૮) જૈનદર્શનનાં વિવિધ તત્ત્વો.
(૯) દર્શનોની સમાલોચના.
(૧૦) મુક્તિ.
(૧૧) પ્રભુ પાસે માગવા જેવું શું?
(૧૨) પૂજા અને પ્રાર્થના.
(૧૩) ચૈત્યવંદન અને કર્તવ્ય સાર.

પ્રાન્તે, 'વિષય-પ્રવેશિકા' લખવામાં ગ્રંથકાર-વિવેચનકારના આશય-વિરુદ્ધ કંઈપણ લખાયું હોય તેનો ત્રિવિધે મિચ્છામિ દુક્કડં યાચું છું.

મુનિ ભદ્રગુપ્તવિજય
મહા વદ. ૧૩ વિ. સં. ૨૦૨૪ ખંભાત.

# વિભાગશઃ વિષય-પ્રવેશિકા

**આત્મા:**

આત્માને મહાત્મા અને પરમાત્મા બનાવવા માટે સર્વ પ્રકારના ધર્મ-આરાધનો છે. આત્માને ઓળખ્યા વિના ધર્મ-આરાધના કેવી રીતે થાય ? આ પ્રકરણમાં આત્મા અંગેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આપણે ભાગ-૧, ૨૩મા પાને આત્મજ્ઞાન મેળવીએ છીએ. આત્માની સ્વભાવ દશા અને વિભાવદશા, કર્મબંધ અને કર્મ-ક્ષયોપશમ...આ પદાર્થોની સરળ સમજ સાથે ' સંસાર અનાદિ કેમ ? ' ' ઉપયોગે ધર્મ, ક્રિયાએ કર્મ અને પરિણામે બંધ ' આ શું ? આ પ્રશ્નોનો સ્ફોટ ઉત્તર મળી જાય છે.

બીજા ભાગનું ૧૪૪મું પાનું ખોલો. ' સિવમયલ...સંપત્તાણં ' પદની વિવેચનામાં પ્રવેશ કરો આત્માને નિત્ય અને વિભુ ( વ્યાપક ) માનનાર વૈશેષિકદર્શનની અહીં સમીક્ષા કરવામાં આવી છે.

(૧) પાર્થિવ જલીય વગેરે અણુની જાત જુદી જુદી નથી, (૨) આકાશ ક્ષેત્ર છે. (૩) ગુણ સ્વતંત્ર દ્રવ્ય છે. (૪) વૈશેષિકને ૨૪ ગુણમાં રાગ ગુણની ન્યૂનતા છે, ગોળાકાર ખૂટે છે. અણુ મન અસમર્થ છે, સમવાયનો સંબંધ અસંગત છે વગેરે આપત્તિઓ દર્શાવી છે.

પ્રાસંગિક ' ગુણ એ સ્વતંત્ર નહિ પણ દ્રવ્યની એક દશા જ છે. ' ' દ્રવ્યથી ગુણ જુદો જ હોવામાં દ્રવ્યનું સ્વરૂપ જ ન રહે. ' ' ઉપાદાનથી કાર્ય સ્વતંત્ર નથી. ' વગેરે સમજાવ્યું છે.

પૃ. ૧૪૭ ઉપર મોક્ષસ્થિતિનું યથાર્થ સ્વરૂપ બતાવતાં નિશ્ચય-વ્યવહાર દૃષ્ટિ, સંસાર સુખ મળ્યા છતાં દોટ કેમ ? સિદ્ધિ એ આત્મ-દ્રવ્યનો એક પરિણામ...વગેરે સમજાવ્યું છે. આત્મા વિભુ ( વિશ્વવ્યાપી ) નથી પરંતુ દેહપ્રમાણ અને સંકોચ-વિકાસશીલ પ્રદેશવાળો છે, તેમ એકાન્ત નિત્ય નહીં કિન્તુ પરિણામી (પરિવર્તન-શીલ)નિત્ય છે, એ યુક્તિપૂર્વક સિદ્ધ કર્યું છે.

પૃષ્ઠ ૨૨૧ ઉપર સંક્ષેપમાં આત્મતત્ત્વનો વિચાર મૂકી દેવામાં આવ્યો છે—

आत्माऽस्ति स परिणामी बद्धः सत्कर्म्मणा विचित्रेण ।
मुक्तश्च तद्वियोगाद् हिंसाऽहिंसादि तद्धेतुः ॥

૧-આત્મા છે, ૨-આત્મા પરિણામી છે, ૩-આત્મા કર્મથી બંધાયેલો છે, ૪-આત્મા સંસારી છે. ૫-કર્મના વિયોગથી ખરેખર મુક્ત થનારો પણ છે. ૬-હિંસા-અહિંસા, ક્રોધ-ક્ષમા વગેરે બંધમોક્ષનાં કારણ છે.

**આત્મઘડતરની રૂપરેખા :**

જિનધર્મનું પાલન શું મન ફાવે તે કરી શકે ? ના, જિનધર્મનું પાલન કરવા ચાહતાં મનુષ્યે 'અધિકાર મેળવવો પડે છે ! ' ચૈત્યવંદન ' જિનધર્મની એક ઉત્તમ ધર્મક્રિયા છે, તે કરવા માટે અધિકાર ' મેળવવો પડે છે ! આત્માનું પાયાનું ઘડતર કરવાની રીતો આ ' અધિકાર ' મેળવાના ઉપાયોમાં સંકળાયેલી છે. 'પરમતેજ'ના સહસ્રકિરણોમાંથી ભા-૧માં પૃષ્ટ ૪૧-૪૨-૪૩-૪૪-૪૫ ઉપરના તેજકણોને ઝીલો...એ તેજકણો આત્મા સુધી પહોંચ્યાં કે ઘડતરનું કામ ચાલુ થયું સમજો !

ધર્મથી જ આત્મોત્થાન થાય; કારણ કે સકલ વિશ્વમાં આત્માનો શ્રેષ્ઠ ઉપકારી ધર્મ જ છે. સંસારની ભૌતિક અનુકૂળતાઓથી માંડી મોક્ષનાં અનંત-અવ્યાબાધ સુખ આપનાર ધર્મ છે. ધર્મ વિશ્વતારક છે; એકાંત

પવિત્ર અને જીવહિતચિંતક છે....આવી આવી વાતો આ પાનાઓ પર ભરી પડી છે...જે ધર્મનું અર્થીપણું જગાવે છે ને ધર્મના અચિન્ત્ય સામર્થ્ય પર શ્રદ્ધા પેદા કરે છે.

આત્મ-ઘડતર માટે બીજી વાતોમાં વિધિતત્પરતા અને ઉચિત જીવનવૃત્તિ પર પણ સૂક્ષ્મતાથી, ને એક મનોવૈજ્ઞાનિકની ઢબે વિવેચન કરવામાં આવેલું છે. આગળ પૃષ્ઠ ૫૦ ઉપર આવ્યા બહુમાનના કારણોમાં એક વાત 'ક્ષયોપશમ'ની કરી છે. 'કર્મ બાંધ્યા પછી ઉદયમાં આવે જ,' એવો નિયમ નથી! અહીં 'પ્રદેશોદય'ની વાત કરીને 'મરીચિ'ના ઉદાહરણ દ્વારા વાતને ખૂબ જ સ્પષ્ટ કરી દીધી છે. 'જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ' વાળું ગીતા-વચન અહીં મોળું, અસ્પષ્ટ અને અટપટું સમજાય છે.

**ગુણ-સાધના :**

ભા-૧, ૫૩માં પાને (૧) બહુમાન (૨) વિધિતત્પરતા અને (૩) ઉચિતવૃત્તિ, આ ત્રણ ગુણો ક્રમશઃ જ ઉત્પન્ન થાય છે, આ વાત સમજાવવામાં આવી છે. આ સમજાવટમાં આજના માનવજીવનમાં પ્રવેશેલી મહાન દુર્દશા અને અનર્થોની પાછળ કઈ મૂળભૂત ખામીઓ રહેલી છે, ને તે ખામીઓ કેવી રીતે સુધારવી, તેનું પણ વર્ણન કરવામાં આવેલું છે.

આ ગુણસાધનાનું વિવેચન પૃષ્ઠ ૫૫ સુધી વહેતું આવે છે, ત્યારે ધર્મ-બહુમાનના પાંચ લક્ષણનું વર્ણન શરુ થાય છે. તેની પૂર્વ ભૂમિકામાં, એ પાંચ લક્ષણ પ્રાપ્ત કરવાના પાંચ સુંદર ઉપાય દર્શાવાયા છે. ચાર પ્રકારની ચિંતા, ઉત્તમ-મધ્યમ-અધમ-અધમાધમ કેવી રીતે? ધર્મનિંદાનું શ્રવણ અધમાધમ કેમ? ધર્મનિંદક પર દયા કેમ? એ દયા કેવી? ધર્મનો મર્મ મૈત્રી-આદિ ભાવનાઓમાં શી રીતે? ધર્મપરિણતિ કેવી રીતે આવે? આવી અનેક વાતો પર દિવ્યપ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

પૃષ્ઠ ૬૧ના આરે ઉભા રહીએ...વિવેચનનો શાંત-સ્વસ્થ પ્રવાહ 'વિધિ-પરતા' અને 'ઉચિતવૃત્તિ'ના દર્શન કરાવતો વહી રહેલો દેખાય છે; વિનય અને પરિણતિ-જ્ઞાનના મહોદધિમાં ૬૨મા પાને એ પ્રવાહ ભળી જાય છે.

એ મહોદધિનું એક ઝરણું ૬૭મા પાને આવેલું છે. 'વિધિ-તત્પરતા'માં સ્તવનની કડીઓ લઈ સંકલના કરવાનું અતિ ઉપયોગી માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

પૃષ્ઠ ૭૧ ઉપર ઉચિતવૃત્તિના પાંચ લક્ષણોનું વિસ્તારથી સ્વરૂપદર્શન કરાવ્યું છે. ધર્મ અને અનિંદ્યપ્રવૃત્તિનો સંબંધ, સંકટમાં પણ ધૈર્ય ધારણ કરવાની કળા, સત્વહીનતામાંથી સુકૃતશક્તિ નાશનું ભયંકર નુકશાન વર્ણવી ધૈર્ય માટે નક્કર છ વિચારણા બતાવી છે.

આત્મઘડતર માટે 'તત્ત્વશુશ્રૂષા' કેટલું આવશ્યક તત્ત્વ છે, એ જાણવા-સમજવા માટે 'સરણદયાણં' પદનું વિવેચન વાંચ્યા વિના નહીં ચાલે. એ માટે ભાગ-૨ ના ૧૭મા પાને અરિહંત શરણદાતા કેમ? એ સમજાવતાં જનમવું-જીવવું અને મરવું શું? વારંવાર ફરતા રાગ-દ્વેષાદિ, મિત્રતા-શત્રુતા, શેઠાઈ-ગુલામી, હર્ષ-શોક, ઘડીમાં ગુસ્સો ઘડીમાં ગમ! વગેરે શું? આ દુઃખોની ફોજ ચેતનને જ કેમ? જડને કેમ નહીં? આવી ચિંતા-જિજ્ઞાસાને લઈને સમજાવ્યું છે. તત્ત્વની જિજ્ઞાસા એજ શરણ, એના પર તત્ત્વશુશ્રૂષા, શ્રવણ-ગ્રહણ ધારણાદિ ૮ બુદ્ધિનો વિકાસક્રમ બતાવતાં નકલી ધર્મ મોહોદયથી કેવી કેવી રીતે થાય, એનો ભેદ ખોલી નાખ્યો છે. ૧૫૦૦ તાપસની જેમ તત્ત્વશુશ્રૂષા અતૂટ પાતાલસેર જેવી કેમ જરૂરી, સાંભળેલાની ધારણા કરવાની ચાવી શી? ઉહાપોહ શું? તત્ત્વાભિનિવેશ કેવો? વગેરે સમજાવ્યું છે.

પૃષ્ઠ ૨૨-૨૩ ઉપર ભળતી અને સાચી તત્ત્વશુશ્રૂષાનો ભેદ બતાવ્યો છે. તત્ત્વમાં પહેલું ભવનિર્ગુણતા-ખોટી તત્ત્વજિજ્ઞાસા ભવનિર્ગુણતા વિના પણ કેમ સંભવે છે? ગોવિંદ સાધુ કઈ ભાવના પર ઝુઝ્યા?

વગેરે વાતો વર્ણવી છે.

આત્મઘડતરમાં સમ્યગ્દર્શનની ભૂમિકા અતિ અગત્યની ભૂમિકા કહેવાય છે. ભા. ૨, પૃ ૩૩ ઉપર સમ્યગ્દર્શન માટે જરૂરી શુભ અધ્યવસાય દ્વારા મિથ્યાત્વાદિનો ક્ષયોપશમ, પ્રથમ-સંવેગાદિ ૫ લક્ષણ, વગેરેનું વર્ણન કરતાં ઔદાર્ય, દાક્ષિણ્ય, પાપજુગુપ્સા, નિર્મળબોધ, જનપ્રિયત્વ, એ ૫ લોકોત્તર ભાવ-આરોગ્યને વિસ્તારથી ઓળખાવ્યાં છે. સાથે વિષયતૃષ્ણા-દૃષ્ટિસંમોહ-ધર્મપથ્ય-અરુચિ અને ક્રોધખણુજરૂપ ૪ લૌકિક વિકારોની નિવૃત્તિનો પરિચય આપ્યો છે.

**યોગ અને આત્માની વિકાસ-અવસ્થાઓ :**

જૈન દર્શનની આ એક લોકોત્તર વિશેષતા છે કે આત્માનો જેમ જેમ વિકાસ થતો જાય તેમ તેમ તેની અવસ્થાઓ બદલાતી જાય. અહીં એવી વિકાસ-અવસ્થાઓનું સ્વરૂપ જાણવા મળશે.

સમ્યગ્દર્શનની પૂર્વની અપુનર્બંધક અવસ્થાનાં ૩ લક્ષણ, પુદ્ગલપરાવર્તકાળ, ચરમાવર્ત, સહજમળ-ક્ષયનાં ત્રણ લક્ષણ; ઘી અને ચામડાના વેપારીનાં દૃષ્ટાંતથી વિશુદ્ધાશયનું સ્પષ્ટીકરણ....વગેરે ભા. ૧ પૃ ૧૦૩ ઉપર વર્ણવવામાં આવ્યું છે. આપણો આત્મા કઈ વિકાસ-અવસ્થામાં ઊભો છે, તેનો વિચાર કરવાનું અહીં માર્ગદર્શન મળે છે. પૃ ૧૮૪ બહિરાત્મા અંતરાત્મા અને પરમાત્માના વિસ્તૃત સ્વરૂપ-દર્શનમાં વિકાસની સુંદર દિશા મળે છે.

પૃ. ૨૨૫ ઉપર આત્માની ભવાભિનંદી-દશાનું સ્વરૂપ બતાવ્યા પછી વિકાસની ટોચે પહોંચવા માટે અતિ આવશ્યક એવા પ્રણિધાનાદિ પાંચ આશય બતાવ્યા છે. આ પાંચ આશયો વિના આત્માની ઉત્તરોત્તર વિકાસ-અવસ્થાઓ પ્રાપ્ત થઈ શકતી નથી. ૨૨૬મા પાને શુદ્ધ અનુષ્ઠાનના ત્રણ પ્રકારોનું વિવેચન શરૂ થાય છે, અને ૨૨૭મા પાને વિષાનુષ્ઠાન ગરાનુષ્ઠાન, અનનુષ્ઠાન, તદ્ધેતુ અનુષ્ઠાન અને અમૃત અનુષ્ઠાનની શાસ્ત્રીય પરિભાષાઓ જાણવા મળે છે, જે આત્મવિકાસ ચાહતા સાધક માટે અતિ આવશ્યક તત્ત્વ છે.

સૌભાગ્યાદિ તપ વિષાનુષ્ઠાન નથી, એ વાત પર આજ પાના ઉપર પ્રશ્નોત્તરની પદ્ધતિથી સમજાવ્યું છે.

આત્મવિકાસ શાસ્ત્રનિરપેક્ષ રહીને થઈ શકતો નથી; આ વાતની પુષ્ટિ ૨૨૮મા પાને કરી છે. શાસ્ત્રોનું મહત્ત્વ સમજ્યા વિના આત્મવિકાસ કરવા ચાહતો મનુષ્ય ભવના બજારમાં ભૂલો પડી જાય છે.

અહીં શાસ્ત્રસંદર્શિત 'યોગની પૂર્વસેવા'ની વિકાસ-ભૂમિકા બતાવવામાં આવી છે. તેમાં માતા-પિતા આદિની ૧૨ પ્રકારે પૂજા, દેવપૂજનના પ્રકારો, ચારિ-સંજીવની ન્યાયે સાચા-ખોટા સર્વ દેવની પણ પૂજામાં લાભ, સદાચાર, તપ, મુક્તિનો અદ્વેષ વગેરેનું વર્ણન આત્માને ઊભો રાખીને પૂછે છે, 'ભાઈ મારા! આ પૂર્વસેવા-આરાધીને જ યોગના માર્ગે આગળ વધ્યા છો ને?' આત્માને ત્યાં મૌન પકડવું પડે છે!

૨૩૧મા પાનેથી અધ્યાત્મયોગ, ભાવનાયોગ, ધ્યાનયોગ, સમતાયોગ અને વૃત્તિસંક્ષયયોગ. આ પાંચ યોગનું સ્વરૂપ અને ફળ બતાવવામાં આવ્યું છે. આત્મોત્થાન ચાહતા સાધકને યોગસાધનાનું અહીં સ્પષ્ટ માર્ગદર્શન મળી જાય છે. આ યોગોના વર્ણનમાં મૈત્રી આદિ ૪ ભાવનાઓ વર્ણવી છે...વિવેચનકાર ઠીકજ કહે છે: 'દારુણ મોહવિષના વિકારનો નાશક હોવાથી અધ્યાત્મયોગ એક અમૃત છે.'

પાંચે યોગનું વર્ણન કર્યા પછી ૨૩૪મા પાને 'કોને કયા યોગની વાસ્તવિક પ્રાપ્તિ થાય?' એ બતાવ્યું છે. બીજી રીતે 'યોગ' બતાવતાં પ્રવૃતિ, સ્થિરતા અને આત્મારામતા, આ ત્રણ યોગ સમજાવ્યા છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ઉત્કૃષ્ટ યોગ કહી, કહેવાતા યોગીઓને ચમકાવી દીધા છે!

આજ પાનેથી ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગનું વર્ણન ચાલુ કરી ૨૩૫મા પાને સંક્ષેપમાં સમેટી લીધું છે, અને યોગીના ચાર પ્રકાર, ત્રણ પ્રકારના અવંચક યોગ, ૮ યોગદષ્ટિ વગેરે

સંક્ષેપમાં છતાંય સમજાય એવી ભાષામાં ઘણું ઘણું પીરસી દીધું છે...જાણે દાનેશ્વરી ધન લુંટાવી રહ્યો હોય, તેમ અહીં વિવેચનકાર પૂ. ગુરુદેવ તત્ત્વજ્ઞાનને છૂટા હાથે લુંટાવી રહેલા પ્રત્યક્ષ થાય છે.

## ભાગ બીજો

'પરમતેજ' બીજા ભાગનો પ્રારંભ 'અભયદયાણું' પદથી થાય છે. અભયાદિ પાંચ પદથી આત્માનો મૌલિક સુંદર ઉત્થાન માર્ગ બતાવ્યો છે.

પૃષ્ઠ ૪૦-૪૧ ઉપર શ્રાવકધર્મ એ સાધુધર્મ પામવાની તીવ્ર અભિલાષારૂપ આંતરિક આત્મપરિણામ છે, એ કેમ આવે? એના ઉપાયોમાં ૫ અણુવ્રત, ૩ ગુણવ્રત અને ૪ શિક્ષાવ્રત, એમ ૧૨ વ્રત બતાવ્યાં છે. શ્રાવકની દર્શનાદિ ૧૧ પ્રતિમા (વિશિષ્ટ અભિગ્રહમય જીવન), ત્યાં ધર્મ એ આંતર-પરિણામરૂપ કેમ? વગેરે પરિચય કરાવ્યો છે અને સાથે ભગવાન અચિંત્ય ઉપકારશક્તિયુક્ત કેવી રીતે, એ સ્પષ્ટ સમજાવ્યું છે.

પૃષ્ઠ ૪૯ ઉપર આત્મઉત્થાનની સુંદર પ્રક્રિયાના ૧૫ મુદ્દાનું વિવેચન શરૂ થાય છે. સંસાર એ સળગતા ઘરનાં મધ્ય ભાગ જેવો કેવી રીતે? દુર્લભ માનવભવ, એમાં પરલોક-સાધના જ પ્રધાન, કેમકે વિષયો વિપાક-દારુણ, સંયોગો વિયોગમાં અંત પામનારા, આયુષ્ય પતનશીલ, સંજ્ઞાદિ વિવિધ આગને ઓલવવાનાં ૧૫ સાધન આ બધું વિસ્તારથી સમજાવ્યું છે. સાધનાની વિશિષ્ટ પ્રક્રિયા અહીં એવી સરસ રજુ થઇ છે કે સાધક પ્રસન્ન થઇ ઉઠે! જુઓ આ રહી એ પ્રક્રિયા:

આગને બુઝવવા માટે (૧) ધર્મમેઘ (૨) સિદ્ધાન્તવાસના (૩) આગમ-ઉપાસના (૪) અનિત્યતા પર મસ્તકની માળા અને ઘડાનું દૃષ્ટાંત. (૫) અસદ્ અપેક્ષાનો ત્યાગ, તેથી લાભો અને એના ઉપાયો. (૬) આજ્ઞાપ્રધાનતા. (૭) પ્રણિધાન (૮) સાધુસેવાથી ધર્મદેહનું પોષણ, એની ત્રણ તકેદારી. (૯) પ્રવચન માલિન્યથી ભયંકર નુકસાનો, એથી બચવું. (૧૦) વિધિપાલન, જ્ઞાનીની નિશ્રા. સૂત્ર અનુસારે વૈરાગ્ય ભાવના, સૂત્રપાઠ, પ્રવચન-શ્રવણ આદિ દ્વારા (૧૧) આત્મભાવની તપાસ; દોષોની અપેક્ષાએ પોતે કર્યા છે, એનું વારંવાર નિરીક્ષણ. (૧૨) નિમિત્તો શુકન-મુહૂર્ત વગેરે તરફ લક્ષ અને ધર્મસાધનોની દરકાર, વિશેષતઃ ધર્મ માટે આંતરિક સાધનરૂપ મિત્રાદિ યોગદૃષ્ટિના વિકસતાં વલણ, અ-દ્વેષ જિજ્ઞાસાદિ, યમ-નિયમાદિ શ્રદ્ધા-મેધાદિ, એવી રીતે વંદન-ધર્મ માટે બહુમાન સંભ્રમ, તપધર્મ માટે આહારસંજ્ઞા પર નફરત, બધીય સાધના માટે ચિત્તોપયોગ, નિરાશંસભાવ, સંજ્ઞાનિગ્રહ વગેરે સમજાવ્યા છે. (૧૩) અસપત્નયોગમાં યત્નથી કેમ બીજાયોગને બાધ ન આવવા દેવો, એમ અસંપન્ન યોગમાં ધર્મસંતોષ ન કરી બેસતાં યત્નથી કેવો અસાધિત ધર્મયોગોનો પુરુષાર્થ, (૧૪) વિસ્રોતસિકાનો ખ્યાલ રાખતાં ચાલુ ધર્મયોગમાંથી ચિત્ત કેમ બહાર ન જાય? (૧૫) અગાઉથી પ્રતિકારમાં સ્ખલના ઊભી થતાં પહેલાં અગાઉથી કેવા ઉપાય યોજી એને રોકવી? કર્મ તો નિર્ધારિત ફળ આપે જ, તો પછી ગમે તેવા પ્રતિકારે એ શેં રોકાય? સંક્રમ-પ્રદેશોદય, સોપક્રમ-નિરુપક્રમ કર્મ શું? વગેરે જિનદેશનાની અને આત્મ-ઉત્થાનની પ્રક્રિયા બહુ સુંદર બતાવી છે.

### શ્રી અરિહંત : ધર્મતીર્થ :

સર્વ ધર્મઆરાધનાઓના કેન્દ્ર સ્થાને શ્રી અરિહંત રહેલા છે. આરાધનામાંથી અરિહંત બાદ કરવામાં આવે તો નીચે શૂન્ય જ આવે! અરિહંત અને એમના તીર્થને, આવો, ઓળખીએ.

'ભગવંત' કોને કહેવાય? ભા-૧ પૃ. ૨૦૭ થી ભગવંતનો વિસ્તૃત ખ્યાલ આપવામાં આવ્યો છે. 'ભગ' એટલે સમગ્ર ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, પ્રયત્ન......વગેરે અર્થ બતાવી 'શ્રી'ના વર્ણનમાં પ્રભુના ૩૪ અતિશય અને વાણીના ૩૫ અતિશયોની દોરેલી સુબોધ રજુઆત અરિહંત પરમાત્માની અનન્ય વિશેષતાનો ખ્યાલ આપે છે.

તીર્થ શી વસ્તુ છે અને પ્રવચનમાં તીર્થપણું હોવાની શી શી વિશેષતાઓ છે, તેનું દિવ્ય દિગ્દર્શન પૃષ્ઠ ૨૫૦ ઉપર કરવામાં આવ્યું છે.

અતિ સૂક્ષ્મ જીવાદિ પદાર્થો, ચરણ-કરણની ક્રિયાઓ, સત્ત્વશાળી આરાધકોનો ઇતિહાસ, સિદ્ધાન્ત અને આચાર તથા ફલપ્રતિપાદન અને ફલનિષ્પત્તિ વચ્ચે અવિસંવાદ....વગેરે નિરૂપણ પૃષ્ઠ ૨૫૭ અને અનેરૂં કરવામાં આવ્યું છે. પ્રવચનનું અચિન્ત્ય સામર્થ્ય અને અવિસંવાદિત્વ પણ અહીં ભવ્યતાથી બતાવવામાં આવ્યું છે.

પૃષ્ઠ ૨૫૨ ઉપર બે પ્રકારનું કૈવલ્ય (૧) જ્ઞાનકૈવલ્ય અને (૨) મોક્ષકૈવલ્ય, સમજાવ્યું છે. ત્રિપદી અને આગમરચનાની ઉત્પત્તિ, શૈલી અને એના રચયિતા બતાવ્યા છે. આગળ વધીને વેદ નિત્ય કેમ ન હોઇ શકે, તે અનેક તર્કથી સમજાવ્યું છે. તીર્થંકર પરંપરાએ ઉપકારક એ રીતે છે, તે બતાવીને ઔદયિકાદિ પાંચ પ્રકારના પરિણામનું નિરૂપણ કર્યું છે.

૨૬૧મા પાને તીર્થંકરની પરાર્થવ્યસનિતા વગેરે ૧૦ પ્રકારની વિશેષતાઓ બતાવવામાં આવી છે; એ દ્વારા એ ૧૦ ગુણ આત્મોન્નતિ માટે કેવા ચાવીરૂપ છે, એ વિસ્તારથી સમજાવી આત્મકલ્યાણના અર્થીને સુંદર માર્ગદર્શન આપ્યું છે.

પૃષ્ઠ-૨૬૭ ઉપર તીર્થંકરોમાં અનાદિસિદ્ધ અને બીજા જીવો કરતાં આમવી વિશેષતા હોવામાં જાત્યરત્નનું દૃષ્ટાન્ત ઘટાવ્યું છે. મોક્ષમાં બીજા સાથે કોઇ વિશેષતા ન હોવામાં રંક રાજાના મૃત્યુનું દૃષ્ટાંત સરસ ઘટાવ્યું છે.

પૃષ્ઠ ૨૭૧ ઉપર 'પુરુષસિંહ'નો અર્થ કરતાં, તીર્થંકરોનું ચારિત્રજીવન સિંહની ઉપમાથી કેવી ૧૦ વિશેષતાવાળું હોય છે. તે વર્ણવ્યું છે અને તે શૌર્યાદિ લાવી આપનારી દસ ભવ્ય વિચારણાઓ આપી છે.

૨૮૧મા પાને પરમાત્મા પુંડરીક કેમ? તેની આઠ સમાનતાઓ કોઠો પાડીને બતાવી છે; ને આઠે સમાનતાઓને એવી ભાવભરી ભાષામાં વર્ણવી છે કે પરમાત્મા પ્રત્યે ભક્તિ ઉલ્લસિત થઇ જાય.

પૃષ્ઠ ૨૯૪થી 'લોગુત્તમાણું' આદિ પાંચ પદોમાં 'લોક' શબ્દ જુદા જુદા અર્થમાં કેવી રીતે, તેનું રહસ્ય બતાવી અરિહંતની અનન્ય વિશેષતાઓ પ્રકાશિત કરી છે. એમાં 'લોકોત્તમ'થી ભવ્ય લોકમાં પ્રભુ ઉત્તમ છે, એ વર્ણવતાં ભવ્યત્વ, તથાભવ્યત્વ, અભવ્યત્વ, જાતિભવ્યત્વ શું? સાંખ્યમત કરતાં જૈન મતનો પરિણામવાદ શાથી નિર્દોષ? વગેરે વાતો પર વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રસંગમાં ભવ્યત્વની સાથે ઔદયિક આદિ પાંચ પરિણામ વર્ણવી જૈન દર્શનની એક વિશેષતા બતાવી છે.

પૃષ્ઠ ૩૦૨ ઉપર 'લોગનાહાણું' પદમાં પરમાત્મામાં સાચી નાથતા માત્ર કોઈ વૈભવ, સામર્થ્ય વગેરેની મહાનતાના કારણે નહીં પરંતુ યોગક્ષેમકારિતાના હિસાબે હોવાનું બતાવી, અરિહંતદેવ જીવોના કલ્યાણના યોગ-ક્ષેમકારી કેમ? એની કૃતજ્ઞતા અને આનંદ માટે ભવ્ય વિચારણા કેવી? ઇષ્ટનું સ્વરૂપ શું? વિપરીત દર્શનાદિથી અનિષ્ટ શું? અસર્વજ્ઞ-મતોથી લોકહિત કેમ નહીં? અયથાર્થ કથનથી આકાશાદિ જડને કોઇ અનર્થ નહીં છતાં કથક અનર્થકારી કેવી રીતે? ઇત્યાદિ સુંદર સમજુતી આપી છે.

પૃષ્ઠ ૩૧૫ ઉપર 'લોગપઈવાણું' પદની વ્યાખ્યામાં દીપક આંધળા માટે દીપક નહીં એમ પ્રભુ સર્વલોક માટે પ્રદીપ નહીં પણ વિશિષ્ટસંજ્ઞી લોકના માટે જ પ્રદીપ, આથી અરિહંતની યથાર્થ વિશેષતા અને અનેકાન્તવાદની સિદ્ધિ બતાવાઇ છે.

૩૨૨મા પાને બે તારવણી કાઢવામાં આવી છે. (૧) આપણો દાળ અને (૨) પ્રભુનો પ્રસાદ. ત્યારબાદ પ્રીતિ-ભક્તિ આદિ ચાર અનુષ્ઠાનો ષોડશક ગ્રંથના આધારે બતાવ્યાં છે.

'પરમતેજ' બીજા ભાગના પહેલા જ પાને-અભયાદિ તો બોધિ પામવા પૂર્વ મિથ્યાત્વ-અવસ્થામાં આવે, ને ત્યારે અરિહંત પ્રાપ્ત જ નથી, તો એના એ દાતા કેમ? આ સમજાવવા 'ભવનિર્વેદ એ જ વીતરાગ પર ખરું બહુમાન છે' વગેરે માર્મિક સમાધાન આપ્યું છે.

બીજા પાને,-સંસાર પર ગ્લાની શા માટે કરવી, એ કાયા-સંપત્તિ અને પરિવારની અનિષ્ટ ખાસિયતોથી સમજાવ્યું છે. એમાં પરમાત્માની વિશેષતાઓ, ગુણપ્રકર્ષ, અચિંત્ય શક્તિ, અભયસ્વભાવ અને પરોપકારિતા કેવી કામ કરે છે, એ બતાવ્યું છે.

પાંચમાં પાને પહેલા કોલમમાં અરિહંત પરમાત્મા અભયદાતા છે, તેની ચાર વિશેષતાઓ બતાવી છે. અને બીજા કોલમમાં કોઇ અનાદિ શુદ્ધ જગત્કર્તા ઈશ્વર માનવામાં કેવી આપત્તિઓ છે એ સ્પષ્ટ કર્યું છે. આત્મોન્નતિના પુરુષાર્થ અરિહંત વિના નિષ્ફળ હોઇ, અરિહંત એમાં પ્રધાન કારણ હોવાનું સિદ્ધ કર્યું છે.

પૃ. ૪૦થી 'ધમ્મદયાણં' એ પાંચ પદથી તીર્થંકરો ધર્મ-ચક્રવર્તી છે એ ધર્મશાસન સ્થાપવા દ્વારા, આ વાત સરળ ભાષામાં સમજાવી છે, એ શ્રુત-ચારિત્રધર્મનું દાન કરીને ધર્મનો ઉપદેશ કરી સ્વયં ધર્મ સિદ્ધ કરી અને જીવોમાં ધર્મનું પ્રવર્તન-પાલન-રક્ષણ કરીને, એના પર અહીં શાસ્ત્રકારે મહાન પ્રકાશ પાથરી અરિહંત પરમાત્માની અનન્ય વિશેષતાઓ બતાવી છે.

પૃષ્ઠ ૪૧ ઉપર ચારિત્રધર્મ એ આતરિક ક્રિયા છતાં બાહ્ય ક્રિયાની પણ શી ઉપયોગિતા ? આંતરિક સકલસત્ત્વ-હિતાશય એ સકલસત્ત્વહિતની ભાવનાથી યાને મૈત્રીથી જુદો અને ઘણો ઊંચો શ્રેષ્ઠ પરોપકાર, જે નિર્વિકાર અનુત્તરવાસી દેવને ય નહીં. તેમ જ એ વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યંગ્ય છે, વગેરે વિસ્તારથી વર્ણવ્યું છે.

પૃષ્ઠ ૪૯ થી 'ધમ્મદેસયાણં' પદનું વિવેચન શરૂ થાય છે. તીર્થંકર ભગવંત ધર્મદેશના કેવી આપે છે ? તેનું બહુ રોચક પ્રેરક દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

'ધમ્મનાયગાણં' પદની વ્યાખ્યા પૃષ્ઠ ૬૦ શરૂ થાય છે, તેમાં શ્રી અરિહંત પરમાત્માની વિશિષ્ટતાઓ વિશદ રીતે વર્ણવવામાં આવી છે. અરિહંત ધર્મના નેતા બન્યા છે તે 'પરોપદેશે પાંડિત્ય'થી નહિ કિન્તુ સ્વયં ઉત્કૃષ્ટ ધર્મ સાધી ઉત્કૃષ્ટ ફળના સ્વામી બનીને. આ વાતને સ્પષ્ટ કરવા પરમાત્માની વિશિષ્ટતાના ૪ હેતુ [૧] ધર્મવશીકરણ [૨] ઉત્તમધર્મપ્રાપ્તિ [૩] ઉત્તમ ધર્મફળયોગ અને [૪] ધર્મફળઘાતરહિતતા બતાવી એ દરેકના ૪-૪ અવાંતર હેતુ એવા બતાવ્યા કે જે ખરેખર પરમાત્માને સૂચિત કરે.

આનાં વિવેચનમાં ધર્મનું વિધિપ્રાપ્તિથી વશીકરણ કેવી રીતે ? ધર્મસ્થાપકમાં એથી જ યથોચિત ધર્મદાન કેમ ? ક્ષાયોપશમિક ધર્મમાં કયા ભય ? સ્થિર-અસ્થિર દ્વીપ-દીપની ઉપમા શી ? સાધકને જરૂરી ૮ સાવધાનીઓ કઈ કઈ ? ઉચ્ચ પરાર્થસંપાદન શું ? અરિહંતે હીન પ્રત્યે પણ ઉપકારની પ્રવૃત્તિ કેવી કેવી કરી ? વગેરે ખૂબ સ્પષ્ટતાથી સમજાવ્યું છે.

પૃષ્ઠ ૬૫ ઉપર અશ્વાવબોધનું શાસ્ત્રીય કથાનક તીર્થંકર પરામાત્માના અચિન્ત્ય ઉપકારથી આપણને ગદ્ગદ્ કરી જાય છે.

પરમાત્માનું સકલ સૌન્દર્ય કેવું હોય ? ૮ પ્રાતિહાર્ય અને ઉચ્ચ સમૃદ્ધિનો અનુભવ કેવો ! ધર્મફળનું આધિપત્ય કેવું ? અવંધ્ય પુણ્યબીજ કેવું ? ઉત્કૃષ્ટ પુણ્ય ક્યાં ! ધર્મની ઉત્તમ સાધના ચંદનગંધન્યાયે શી રીતે થાય ? વગેરે વાતો પૃષ્ઠ ૬૭ ઉપર વિસ્તારથી વર્ણવી છે.

અરિહંત પરમાત્માના પૂજનમાં 'ગુણપૂજા' તરફ ધ્યાન કેન્દ્રિત કરવા પૃષ્ટ ૧૬૭ ઉપર કહ્યું છે. [ ૧ ] પૂજા વ્યક્તિ કે શક્તિની નહીં પણ ગુણની છે, એક અરિહંતમાં પણ સર્વ ગુણ છે. [ ૨ ] એકની પૂજામાં

સર્વની પૂજા' આ સૂત્ર કૃપણને પ્રોત્સાહનાર્થે હોવાથી પૂજા એ દ્રવ્યાર્પણરૂપ છે. [ ૩ ] ' નમુત્થુણં 'ની ૯ સંપદા સર્વે જિનને સમાન હોય છે. [ ૪ ] સંઘ-ચૈત્ય-સાધુ એકની પણ ભક્તિમાં વ્યાપક આશય છે, એ વિસ્તારથી સમજાવ્યું છે. પૃષ્ટ ૧૬૮ ઉપર આઠ પ્રાતિહાર્ય એ 'ગુણ કેવી રીતે છે, એ બતાવ્યું છે વળી સર્વજિન કેમ માન્ય ? એના હેતુ બતાવ્યા છે; અને પ્રભુ પોતે આ સહુને માનીને અરિહંત થયા -વગેરે વાતો વિસ્તારથી વર્ણવી છે. શુદ્ધગુણાકર્ષણ જરૂરી છે, એ વાત ભારપૂર્વક કહી છે.

પૃષ્ઠ ૨૭૦ થી લોગસ્સ૦ સૂત્રનો પ્રારંભ થાય છે. પરમાત્માનું સાચું સ્વરૂપદર્શન કરાવતાં અહીં ઘણી વાતો કહેવામાં આવી છે.

વર્તમાન ૨૪ તીર્થંકરનું નામથી કીર્તન કરવામાં આવ્યું છે, તેનું શું કારણ ? તીર્થંકર સત્લોકના પ્રકાશક હોવાથી વિજ્ઞાનઅદ્વૈતવાદી અસત્ય ઠરે છે...લોક=પંચાસ્તિકાય, વિધિ-નિષેધ રૂપ દ્વિવિધ ધર્મ, ધર્મતીર્થ, લોક-ઉદ્યોતકર-તીર્થંકર-જિન-અર્હત્ દરેક વિશેષણ દ્વારા ખરેખર પરમાત્માનું સ્વરૂપ દર્શાવ્યું છે.

અવતાર લેનાર ઈશ્વર કર્મબીજથી મુક્ત નથી માટે વીતરાગ નહીં; આની પુષ્ટિમાં જૈનેતર શાસ્ત્રનાં જ પ્રમાણ આપવામાં આવ્યાં છે.

પૃષ્ઠ ૨૮૦ ઉપર ઋષભદેવ વગેરે ચોવીસ નામ કેમ રખાયાં તથા એ પ્રત્યેક નામ સર્વે જિનને કેવી રીતે લાગુ થાય, એનો કોઠો આપવામાં આવ્યો છે. ૨૮૧-૮૨ પેજ ઉપર 'एवंमए अभिथुआ' વાળી પાંચમી ગાથાના વિવેચનમાં 'રજ' અને 'મલ'નો તાત્ત્વિકભેદ, સાંપરાયિક કર્મ અને ઐર્યાપથ કર્મની સમજ, વગેરે વાતો સ્પષ્ટ કરી છે.

૨૯૯મા પાને 'ચંદેસુ....' ગાથામાં ચંદ્રની તુલના કેમ ? જડની નિર્મળતા જો મોહકારી તો જિનમૂર્તિ સમવસરણાદિનાં પુદ્ગલ એવાં કેમ નહીં ? એ તર્કની ભાષામાં સમજાવ્યું છે. 'સિદ્ધા' એટલે તીર્થંકર કેમ ? 'સવ્વલોએ અરિહંત.......'માં સમસ્ત લોકમાં ચૈત્યો ક્યાં અને કેટલાં ? એમનાં દર્શન કેમ કરાય ? એમનો અદ્ભુત આહ્લાદ અને કાયોત્સર્ગના લાભ...વગેરે વાતોનાં સ્પષ્ટીકરણ મુદ્દાસર કરવામાં આવ્યા છે.

**ધર્મ : ધર્મક્રિયા : ધર્મસાધના :**

ધર્મ વિના કર્મ ના ટળે. ધર્મ ધર્મક્રિયા વિના ન ટકે । ધર્મક્રિયા ધર્મસાધનાના જોમ વિના નિષ્પ્રાણ બની જાય । માટે અહીં આ ત્રણે વાતોને વિસ્તારથી વિચારવામાં આવી છે.

' અનંત ધર્મક્રિયાઓ નિષ્ફળ ગઈ ! ' ગજબ જ કહેવાય ને ! કેમ નિષ્ફળ ગઈ ? જાણવું છે ! તો પુણ્યશાળી ! ભા-૧, ૩૦મું પાનું ખોલો ને ! ત્યારે તમને સમજાશે કે ' સમ્યક્કરણ ' વિના અનંત ધર્મક્રિયાઓમાં ધબડકો વળી ગયો । સમ્યક્કરણનાં (૧) વિધિ (૨) ઉપયોગ (૩) નિરાશંસભાવ (૪) સમ્યગ્દૃષ્ટિ અને (૫) ભક્તિ, આ પાંચ અંગનું વિવેચન આપણી દૃષ્ટિને ખોલી નાખે છે, બોધને વિસ્તારે છે.

ધર્મક્રિયામાં વ્યવસ્થિતતા લાવનારા સ્થાન, વર્ણ, અર્થ અને આલંબન, આ ચાર યોગની સમજણ પણ આ પત્ર પર આપવામાં આવેલી છે. વીતરાગ બનાવનારી ક્ષપકશ્રેણિમાં પણ આ યોગોની ઉપયોગિતા પ્રસિદ્ધ છે.

૩૭મા પૃષ્ઠ પર ધર્મક્રિયાને પ્રાણશૂન્ય કરી નાખનારા ' ખેદ ' વગેરે આઠ દોષોને ઊઘાડા પાડી દેવામાં આવ્યા છે. ધર્મક્રિયા કરનાર મનુષ્યે આ દોષોનો પરિહાર કરવો જરૂરી છે.

' ધર્મવૃક્ષ 'નાં દર્શન કરવા પાનું ૧૭૦મું ઉઘાડો. આત્મભૂમિ પર એ વૃક્ષ ઉગે છે, પણ બીજ વિના નહીં ! ક્યાં બીજ જોઈએ ? એમાંથી ફૂટતા અંકુર, નાળ, ડાળ, પાન, ફૂલ, ફળ...વગેરે બધું અહીં જોવા મળશે. ખરેખર, વર્ણન એવું વિશદ થયેલું છે કે ધર્મચાહક આત્માને અહીં સચોટ માર્ગદર્શન મળી જાય.

મોક્ષસુખનો પરિચય આપવાનો પણ અહીં પ્રયત્ન થયેલો છે.

કોઈપણ ધર્મસાધના ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, અને સામર્થ્યયોગ, એમ ત્રણ ચડતી કક્ષાએ થાય; આ વાત ૧૮૯ થી ૧૯૬ પાનાઓમાં રોચક ભાષામાં કરવામાં આવી છે. ત્રણે યોગનો ૪–૪ ખાસિયતોથી સુંદર પરિચય આપવામાં આવ્યો છે.

અહીં પ્રાસંગિક કેટલીક વાતો 'ધર્મસાધના' અંગે કરવામાં આવી છે; દા. ત. 'ધર્મ કરવા છતાં આંધળી દળે ને કૂતરૂં ચાટે' આમ કેમ ? 'પરભવે બોધિ માગવાનો હક ક્યારે ?' ધર્મમાં આગળ વધતાં મોહ કેમ ચડી બેસે છે ? ધર્મ સહજ બનાવનારી સ્વસંવેદનરૂપ શ્રદ્ધા કેવી રીતે આવે ? અધ્યવસાય સંક્લેશ અને વિશુદ્ધિરૂપ કેવા ? વગેરે પદાર્થો પર પ્રકાશ પાથર્યો છે.

પૃષ્ઠ ૨૧૫થી ધર્મનો વિસ્તૃત પરિચય આપવામાં આવ્યો છે. (૧) કાર્યરૂપ ધર્મ (૨) પ્રવૃત્તિરૂપ ધર્મ (૩) આલંબનરૂપ ધર્મ, ને (૪) કારણરૂપ ધર્મ. ધર્મના આ ચાર પ્રકાર બતાવી તેના અવાંતરમાં (૧) સમ્યગ્જ્ઞાન–દર્શન–ચારિત્રનો ટૂંકો છતાં સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. (૨) દાન–શીલ–તપ–ભાવરૂપ પ્રવૃત્તિધર્મનો સરળ પરિચય આપ્યો છે. (૩) સમ્યક્ત્વના ૬૭ પ્રકારના વ્યવહારને સુચારુ પદ્ધતિએ વર્ણવ્યો છે. (૪) ગૃહસ્થધર્મના બારવ્રત રસમય રીતે બતાવ્યાં છે. (૫) દશ પ્રકારનો યતિધર્મ (૬) બાહ્ય–આભ્યંતર તપ (૭) ધ્યાનના ૪ પ્રકાર (૮) બાર ભાવનાઓ...વગેરે એવું ધારાવાહી શૈલીમાં આલેખ્યું છે કે ધર્મનું વ્યાપક સ્વરૂપ નજર સામે તરવરી રહે છે ! પૃષ્ઠ ૨૨૧ ઉપર ચિંતનની કેડીઓ ચીંધી છે. ૨૨૨મા પાને સંસારજુગુપ્સા, મોક્ષરાગ, કામવિરાગ, આત્મનિંદા, દોષગર્હા, કૃતજ્ઞતા, પરમાર્થવૃત્તિ...વગેરે સુંદર ભાવોનો ભરચક થાળ ધરી દીધો છે. પૃષ્ઠ ૨૨૩ ઉપર અભ્યાસરૂપ, તુલનારૂપ અને પ્રતિમારૂપ ભાવના બતાવીને સાશ્રવધર્મ અને અનાશ્રવધર્મનો નિબંધ ચાલુ થાય છે. તેમાં ગૃહસ્થને હિંસાવાળી પ્રવૃત્તિ ધર્મ કેમ, એની મર્મભરી સમજુતી કરી છે. નિરાશ્રવધર્મની સૂક્ષ્મતા બતાવી છે.

૨૨૪મા પાને પંચાચારના પ્રકારો કંઇક વિસ્તારથી બતાવી નિરાશ્રવધર્મમાં મહાવ્રતની ૨૫ ભાવનાઓ, આવશ્યક, પ્રતિલેખના, ગોચરી, ઇચ્છાકારાદિ સામાચારી...વગેરેનો નામ–નિર્દેશ કર્યો છે.

ધર્મદેશના અંગેનું જ્ઞાન પણ અહીં આપવામાં આવ્યું છે.

૨૦૮મા પાને દેશનાની શુદ્ધિ–અશુદ્ધિનો ભેદ બતાવવામાં આવ્યો છે. ઉત્સર્ગ–અપવાદની દેશના, બાળ–મધ્યમ–પંડિતની કક્ષાની દેશના...વગેરે ભૂમિકાને યોગ્ય દેશના આપવાનું સમજાવ્યું છે. પરિચિત–અપરિચિત જીવની ભૂમિકા બતાવવા સાથે ગુણસ્થાનકની ભૂમિકાઓ પણ ચિંધી છે. પ્રારંભિક વિકાસની ભૂમિકાએ રહેલા જીવને કેવી દેશના આપવી, વ્રતધારી શ્રાવકને કેવી દેશના આપવી...વગેરે દષ્ટાંતો સાથે વર્ણવ્યું છે.

કક્ષા–ભૂમિકાભેદે ઉપદેશનો ભેદ ન સમજનારાઓ કેવી કઢંગી દેશના આપે છે, તે અહીં રજૂ કરવામાં આવ્યું છે, ઉપરની ભૂમિકાને યોગ્ય દેશના નીચેની ભૂમિકાવાળાને આપવાથી એ ધર્મક્રિયા નકામી ગણી છોડી દેશે, અને એના અર્થકામના પાપ ઉભા રહેશે, સોનગઢ–મતમાં આ દોષ છે.

શુદ્ધ જીવને શુદ્ધ દેશના સિંહનાદ જેવી ! અને ભડકાવી બુદ્ધિભેદ કરનારી હોય છે, એ વિસ્તારથી સમજાવ્યું છે. દા. ત. ઇચ્છાનિરોધ વિનાનો તપ નકામો, તપ નથી છતાંય ખાવું ખોટું લાગે તો સમકિત રહે આવા ઉપદેશથી બાળજીવને પોતાના તપ પર શંકા પડવાની, આનું નામ બુદ્ધિભેદ. તેથી તે તપ મૂકી પણ દે. બુદ્ધિભેદથી દીનતા આવે છે. સુકૃતમમત્વનો નાશ થાય છે, તેથી પાપક્રિયાઓ વધી જાય છે, મહામોહની વૃદ્ધિ થાય છે...આ બધું સોનગઢી–મત વગેરેને આંખ સામે રાખી વર્ણવ્યું છે.

પરમતેજ બીજા ભાગનાં અગિયારમા પાને 'મગ્ગદયાણં' પદનું વિવેચન શરૂ થાય છે. તેમાં, 'માર્ગ'

એટલે ચિત્તનું અવક્રમન, હેતુ-સ્વરૂપ-ફળ એ ત્રિકોટિથી શુદ્ધ ચિત્ત-સુખાસિકા, એની યુક્તિ, દરેક ધર્માનુષ્ઠાન ત્રિકોટિશુદ્ધ હોવું જરૂરી, ધર્મમાં બાધક તત્ત્વો કેમ આવે છે, વગેરે વિસ્તારથી સમજાવી કર્મ અને એનો નાશ એ બંને સાનુબંધ-નિરનુબંધ કેવી રીતે, એની સરળ સમજણ આપી છે.

પૃષ્ઠ ૮૦થી 'ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં'માં અરિહંતની અને એમના ધર્મની વિશેષતા બતાવી. એમાં ધર્મ એ શ્રેષ્ઠચક્ર કેમ ? ઉભયલોક સુખકારી કઈ વિશેષતાથી ? ઇતર ધર્મો કરતાં જૈનધર્મ શ્રેષ્ઠ કેમ ? પૂર્વસેવામાં મિથ્યા દેવ-ગુરુપૂજનનું વિધાન અને સમ્યક્ત્વદશામાં એનો નિષેધ, એ વિસંવાદ નહિ ? ઉદ્દેશ એક છતાં સાધનામાં ફરક કેમ ? તત્ત્વ, સિદ્ધાન્ત અને મોક્ષમાર્ગના ઐક્યથી અને કષ-છેદ-તાપ પરીક્ષાથી જૈન ધર્મમાં ત્રિકોટિ પરિશુદ્ધિ કેવી રીતે ? ઇતર દર્શનમાં એ કેમ નહિ ? એ વિસ્તારથી સમજાવ્યું છે.

પૃ૦– ૮૫ ઉપર 'ચાઉરંત' પદથી ધર્મચક્ર ચાર ગતિનો અંત કરનારું છે; દાનાદિ તેનાં સાધન છે. દાન-શીલ-તપ-ભાવ ધર્મથી કયા કયા દોષ કપાતા આવે ? સાચા શત્રુ કોણ ? દાનાદિ ધર્મમાં શું રહસ્ય છે કે ભાવશત્રુને હણે ?

પૃ૦– ૧૦૮ ઉપર રાગાદિને જીતવાના ઉપાયોની સાધના બતાવી છે. રાગ-દ્વેષ, ક્રોધાદિ કષાય, હાસ્યાદિ નોકષાય, ઇન્દ્રિયો, બાહ્યભાવ ને અસ્થિરતાદિને જીતવા વિરાગ, ઉપશમ, ક્ષમાદિ, ગાંભીર્ય, બ્રહ્મચર્ય, તત્ત્વદૃષ્ટિ, ઉદાસીનભાવ – ચિત્તસ્વસ્થતા–નીડરતા—નિઃસંગતા-નિત્યતૃપ્તિ-ત્યાગવૃત્તિ- તપ-નિયમ-પરીસહસહન-ઉપસર્ગઆવકાર-અંતર્મુખતા-શ્રુતસ્વાધ્યાય-ધ્યાન-સ્થિરતા વગેરે ઉપાયો વર્ણવ્યા છે.

અહીં એક સમસ્યા ઉકેલી છે. 'ગુણવાળી સાધનાથી કર્મ તૂટે, પણ કર્મ તૂટ્યાથી જ ગુણ પ્રગટે ગુણવાળી સાધના થાય, આ મેળ કેમ ખાય ?' આ સમસ્યાનું સમાધાન કર્યું છે.

અનુમોદનારૂપ ધર્મનું મહત્ત્વ જાણવું છે ? પૃષ્ઠ ૧૯૯ ઉપર એ મહત્ત્વ બતાવવામાં આવ્યું છે. 'અરિહંત ચેઇયાણં' ચૈત્યસ્તવ શા માટે ? વંદના ત્રિવિધ બતાવીને એમાંની અનુમોદનારૂપ વંદના માટે આ સૂત્ર બતાવી, ધર્મક્રિયાની અનુમોદનાના બે મહાન ફળ બતાવ્યાં છે, (૧) દરેક ધર્મયોગ અનુમોદનાથી પુષ્ટ થાય તથા (૨) ઇર્ષ્યાદિથી બચીને સબળ ભાવિત અનુષ્ઠાન બને, એ વર્ણવ્યું છે.

"ચૈત્ય' શબ્દનું રહસ્ય, પ્રતિમાદર્શનથી સમાધિલાભ, 'અરિહંત ચે૦ કરેમિ કાઉ૦' પાઠ ખરો પણ 'અરિ૦ ચેઇયાણં'નો અન્વય 'વંદણવત્તિયાએ' આદિ ચારની સાથે....'વત્તિયાએ' એટલે ફળનિમિત્તો, નિમિત્ત બે પ્રકારે, કાઉસ્સગ્ગ માત્રથી લોટરી લાગે છે....વગેરે પદાર્થોનું વિવેચન કરવામાં આવ્યું છે.

કઈ સાધના મોક્ષસાધક, આ પ્રશ્ન જાગે છે ? ૨૫૨ મા પાને 'અન્નત્થ૦' સૂત્રના વિવેચનમાં આનો ખુલાસો છે. ધર્મ અખંડ રાખવાની ચિંતા અને કર્તવ્યના વિચારપૂર્વકની તથા આવશ્યક સાધનોવાળી સાધના જ મોક્ષસાધક છે, એ અહીં સારી રીતે સમજાવ્યું છે.

કાયોત્સર્ગની ધર્મક્રિયાની પૃષ્ઠ ૨૪૮થી સુંદર સમજુતી આપવામાં આવી છે. સૂત્રાર્થ, આગારોના અર્થ, આગારોનું વિભાગીકરણ, ગૌરવ લાઘવનો વિચાર, શ્વાસની અપેક્ષા, તેમાં શાસ્ત્રસાક્ષી...વગેરે વર્ણન કરવામાં આવ્યું છે.

શ્રુતધર્મ અને ચારિત્રધર્મ, બંનેની આરાધના-ઉપાસના મોક્ષમાર્ગમાં જરૂરી મનાયેલી છે. પૃષ્ઠ ૩૧૯ ઉપર શ્રુતધર્મમાં સ્વાધ્યાયાદિ પાંચે પ્રકારમાં વૃદ્ધિ કેવી કેવી રીતે થાય, એના સચોટ ઉપાય બતાવી શ્રુતધર્મના મહાન લાભ વર્ણવ્યા છે. દા. ત. ભાવપ્રાણવિકાસ, આર્તધ્યાનનિગ્રહ, સંવેગનવીનતા વગેરે, પાપશ્રુત કેવું અનર્થકારી ? નવા સમ્યક્ શ્રુતની વૃદ્ધિથી તીર્થંકર નામકર્મના લાભના પ્રસંગમાં ૨૦ સ્થાનક બતાવ્યાં છે.

ધર્મની આરાધના નિરાશંસભાવે કરવી જોઈએ તો શ્રુતધર્મની વૃદ્ધિની આશંસા કેમ કરી? પૃષ્ઠ ૩૨૨ પર આનું સુંદર સમાધાન છે. એમાં કહ્યું છે કે એ અનાસક્તભાવનું બીજ છે. એમાં આશંસાનું સ્વરૂપ રાગાદિ જ નથી, ઊલટું શ્રુતવૃદ્ધિ તો રાગાદિનાશક છે. ક્લિષ્ટ વૃત્તિઓને જીતવાનો ઉપાય છે.

•પ્રાર્થનાથી શ્રુતવૃદ્ધિ કેવી રીતે? •અભિલાષા કરતાં પ્રાર્થનાનું મહત્વ શું?• સૂત્ર એ ડાંગર અને અર્થવિચાર એ પાણી કેવી રીતે? •અર્થબોધથી વિવેકદ્વારા સંવેગામૃતસ્વાદ કેમ?•ક્રિયા જરૂરી ખરી, જ્ઞાનનું શું કામ• ચિંતામણિ એના જ્ઞાતાને ફળે.• ઉપહત જીભે ખાવા છતાં સાકર સ્વાદ ન આપે. • શ્રુતથી અનાસક્ત ભાવ કેમ? વગેરે તત્ત્વોની સુંદર છણાવટ કરવામાં આવી છે,

પૃષ્ઠ ૩૨૫-૨૬ ઉપર ઇતર શાસ્ત્રોએ શ્રુતને કેવા શબ્દોમાં બિરદાવ્યું છે, તે બતાવવામાં આવ્યું છે. (૧) મોક્ષાધ્વદુર્ગગ્રહણ. (૨) તમોગ્રન્થિભેદાનન્દ (૩) ગુહાન્ધકારાલોકકલ્પ (૪) ભવોદધિ-દ્વીપસ્થાન.

પૃષ્ઠ ૩૨૭ ઉપર શ્રુતધર્મવિષયક સામાન્ય જ્ઞાન આપવામાં આવ્યું છે દા. ત. આનું કિંમતી શ્રુત મહામિથ્યાત્વીને કેમ અપ્રાપ્ય?

શ્રુતપ્રાપ્તિનાં લિંગ-પ્રવૃત્તિ આદિ શું? અનુપ્રેક્ષાનું મહાન ફળ દ્રવ્યશ્રુત ભાવશ્રુત કેમ બને? કાયોત્સર્ગથી શ્રુતવૃદ્ધિ કેવી રીતે? જિનાગમનું ત્રિવિધ ઐશ્વર્ય શી રીતે?....વગેરે.

પૃષ્ઠ ૩૩૫ ઉપર કાયોત્સર્ગ પાળીને બોલવાની સ્તુતિ વિષે કેટલીક સમજણ આપી છે. શ્રુતના વંદન-પૂજન-સત્કાર-સન્માન આદિ નિમિત્તે કરેલા કાયોત્સર્ગમાં સ્તુતિ પણ શ્રુતની જ બોલવાની, તો જ તે સજાતીય શ્રુતસ્તવની સમર્થક થાય. બીજી સ્તુતિ બોલવામાં ચિત્તને જે એક શ્રુતગુણગાનનો શુભ પરિણામ ચાલ્યો આવતો હતો તે ધવાય. અર્થાત્ ચિત્તસમાધિ ચાલી જાય.

આ વિષયમાં વિવેચનકારે એક વિચારણીય મુદ્દો ઉપસ્થિત કર્યો છે...બીજા ભગવાનની આગળ 'ઉવસગ્ગહર' સ્તોત્ર બોલાય? દા. ત. અજિતનાથ ભગ૦ આગળ ઉવસગ્ગહર' સ્તોત્ર બોલાય? જો બોલાય તો 'ચિત્તસમાધિ'નો ભંગ ખરો કે નહીં?

પૃષ્ઠ ૩૬૭ ઉપર એક અગત્યના ધર્મ-અંગ ઉપર ગ્રંથકાર અને વિવેચનકાર પ્રકાશ ફેંકે છે. 'વેયાવચ્ચગરાણં' સૂત્રના વિવેચનમાં વૈયાવચ્ચ કરનારા દેવોનો કાયોત્સર્ગ શા માટે કરવો? એમાં કહ્યું એ કાયોત્સર્ગનો લાભ એના કર્તાને થાય. અંતરાયનો ક્ષય થાય અને પુણ્યબંધ થાય એ કાયોત્સર્ગ સમયે જો દેવ ઉપયોગ મૂકે તો તે વૈયાવચ્ચ માટે ઉત્સાહિત થાય. ગ્રંથકારનું આ કથન 'આપણા શુભ ભાવ આપણા પર સીધી અસર કરે છે, બીજી પર નહીં. બીજા પર અસર આ જીવના પુણ્યાદિ વધવા દ્વારા થાય' આ વાત સૂચવે છે. ગ્રંથકારે 'દેવોનું ચૈત્યવંદનમાં સ્મરણ શા માટે?' એ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું 'આપણી સાધનામાં વિઘ્નકારી દ્વેષી દેવોને હટાવવા માટે સેવા-વૈયાવચ્ચ કરનાર દેવનું અવશ્ય સ્મરણ કરવું જોઈએ સર્વત્ર ઉચિત પ્રવૃત્તિથી પ્રવર્તવું જોઈએ, એ સમસ્ત યોગનું બીજ છે.'

**સાવધાની:**

મોક્ષમાર્ગે પણ ઘણાં તોફાનો...આપત્તિઓ આવી શકે છે? જ્ઞાનીપુરુષો આપણને સાવધાન કરતા રહે છે....અહીં થોડીક જ સાવધાનીઓ આપી...એ દિશા તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

બીજા જીવોનો ધર્મયોગ ન ધવાય, તેની સાવધાની આપતાં ભા-૧, પૃષ્ઠ ૬૩ ઉપર કહ્યું છે: જગતના જીવનમાં તો સ્વાર્થરસિક, માનભૂખ્યા, ક્ષુદ્ર અને કઠોર બનાય છે, પણ ધર્મયોગ સાધતી વખતે ય એવા બનાય તો તરવાનું પછી કયા સ્થાને? બીજા ધર્મીના ધર્મ પર ઈર્ષ્યા કરવામાં ઉપકારી ધર્મ પ્રત્યે કૃતજ્ઞતા ક્યાં સચવાઈ?

એંસીમા પાને ધર્મમાં ધ્યાન સાથે સાવધાનીનું સુંદર રહસ્ય ખોલ્યું છે, કોઈના ધર્મમાં બાધક બનનારને લલકારીને કહ્યું છે: ભવવર્ધક સાંસારિક યોગથી છૂટી તારક ધર્મયોગમાં આવેલો તો આવકારવા લાયક છે. એના માર્ગમાં બાધક ન બનાય.

પૃષ્ઠ ૮૪ ઉપર કેટલાક ખુલાસા ખૂબ જ સ્પષ્ટતાથી કરાયા છે. દા. ત. ધર્મ મળ્યો છે, તો કેમ લ્હાણી કરવાનું મન થવું જોઈએ? ધર્મમાં આપમતિ કેમ ના ચાલે? પૂજ્યની પૂજા લોપવામાં દોષ કેવી રીતે?

અપવાદ માર્ગે ચાલવા લલચાતા જીવને પૃ. ૮૭ ઉપર સાવધાન કરી દીધો છે. સાચો અપવાદ ઓળખવા તેને લલામણ કરી છે. ઉત્સર્ગનો સમાન જ ઉદ્દેશ, લાભાલાભનો વિચાર, શુભપણું, શુભની પરંપરા, પુષ્ટાલંબન...વગેરે મુદ્દાઓ પર પ્રકાશ પાથર્યો છે.

ભાગ-૨, ૨૫૬મા પાને ધર્મસાધકને એક સાવધાની આપી છે. કહ્યું છે:

सव्वत्थ संजमं, संजमाओ चेव अप्पाणं रक्खिज्जा ।
मुच्चइ अइवायाओ पुणो विसोही न याविरई ॥

સર્વત્ર સંયમની રક્ષા કરવી, એવો પ્રસંગ આવ્યે કે સંયમ સાચવતાં આત્માનો નાશ થાય એમ હોય તો ત્યાં સંયમ કરતાં પણ આત્માની રક્ષા કરવી. આત્મા બચી જાય તો પછી અતિચારની વિશુદ્ધિ થઈ શકે છે.

પરંતુ બ્રહ્મચર્યની રક્ષા તો જીવ સાટે પણ કરવી. બ્રહ્મચર્ય બાજુએ મૂકી પ્રાણ ન બચાવાય; કેમકે અબ્રહ્મમાં સંયમરાગ નષ્ટ થાય છે જ્યારે હિંસાદિ તો કયારેક અશુભ રાગવિના સંયમરાગ–પ્રવચનરાગથી પણ થાય.

આ રીતે ઉત્સર્ગ–અપવાદમાં સાવધાની રાખવાથી આરાધનાનો માર્ગ પ્રશસ્ત બને છે.

**મનનું આરોગ્ય :**

સૌથી વધુ ઉપેક્ષિત મન તરફ તો જુઓ ! 'મન કાબુમાં નથી રહેતું' એવી ફરિયાદ જ કર્યા કરવાથી કંઈ નહીં વળે. મનને સ્વસ્થ–સ્થિર અને પવિત્ર બનાવવાના અનેક માર્ગ 'પરમતેજ'માં બતાવાયા છે.

મનની અસ્થિરતા અને ચંચળતાનો કકળાટ કેટલો વધી ગયો છે? એ કકળાટને શાન્ત કરવા ભા. ૧, પૃષ્ઠ ૧૩ ઉપર મનન કરો. આડાઅવળા વિચાર વિકલ્પોમાં અથડાતા–કૂટાતા મનને કોઈ તાત્ત્વિક પદાર્થ પર, વિવિધ મુદ્દાઓ દ્વારા ચિંતનમાં રોકી દો ! કયા પદાર્થો પર અને કયા મુદ્દાઓ દ્વારા ચિંતન કરવું? તે મુંઝવણનો ઉકેલ 'ગમ' અને 'અર્થમાર્ગ'ના વિવેચનમાં આપણને મળી જાય છે, પછી આપણે તત્ત્વોની વિસ્તારથી અનુપ્રેક્ષા કરી શકીએ.

પૃષ્ઠ ૧૬ ઉપર મનની સ્થિરતાના ૭ અમોઘ ઉપાય બતાવવામાં આવ્યા છે. ભાવ અનુષ્ઠાનના તચ્ચિત્ત, તન્મન વગેરેને અમલી બનાવવાના શકય ઉપાયો બતાવાયા છે.

મનની સ્વસ્થતા પ્રજ્ઞાની સ્વચ્છતા પર નિર્ભર છે. પ્રજ્ઞાને સ્વચ્છ અને પવિત્ર બનાવવા ભા-૨, પૃષ્ઠ ૧૬૨ ઉપર કહ્યું છે—

आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञां लभते तत्त्वमुत्तमम् ॥

"આગમથી, અનુમાનથી અને ધ્યાનાભ્યાસના રસથી—એમ ત્રણ રીતે પ્રજ્ઞાને યોજનારો (આત્મા) ઉત્તમ તત્ત્વ પ્રાપ્ત કરે છે.'

પૃષ્ઠ ૧૯૪ ઉપર 'વિચારકતાનાં લક્ષણ' જોયાં, અને મન નાચી ઉઠ્યું. મનની અસ્થિરતાથી અકળાયેલા મુમુક્ષુએ આ લક્ષણોની અલગ નોંધ (Notes) કરી લેવી જોઈએ અને સાચા વિચારક બનવું જોઇએ.

તનની તંદુરસ્તી કોણ નથી ચાહતું ? પણ મનની તંદુરસ્તીનો વિચાર પણ કેટલા મનુષ્યો કરે છે ? હા, મનની તંદુરસ્તી ચાહતા મનુષ્યે 'પરમતેજ' ભા-૧, ૧૯મા પાના પર જવું પડશે. વિશ્વમાં ત્રણ પ્રકારના જીવો સાથેના સંબંધમાં રોગી બનતા મનની ચિકિત્સા બતાવવામાં આવી છે. ત્રણ પ્રકારની ભાવના મનને તંદુરસ્તી બક્ષે છે !

'પરમતેજ' બીજા ભાગના પ્રારંભમાં અભયાદિ પદોથી મનની સ્વસ્થતા...પ્રસન્નતા આદિ પ્રાપ્ત કરવાનું માર્ગદર્શન આપ્યું છે. આત્માને અનાદિકાળથી અતત્ત્વમગ્નતા છે, મૂઢતા છે. એ જીવ પાસે અસત્પ્રવૃત્તિ અને ભવભ્રમણ કરાવી રહી છે, એ મૂઢતાને પોષનાર છે ઇન્દ્રિયવિષય-લુબ્ધતાથી અને રાગાદિથી અસ્વસ્થ અધીરું ઉકળતું ચિત્ત. એના ચિત્તમાં એ વિષયોનું જ આકર્ષણ, એની જ જિજ્ઞાસા અને એમાં જ મતિ રહ્યા કરે, એટલે સહેજે કાળના કાળ વીતે તોય મૂઢતા અને અતત્ત્વરસ ન હટે. એ વિષયલુબ્ધતા–અસ્વસ્થતા સલામત હોય ત્યાંસુધી ધર્માનુષ્ઠાન પણ સેવાયા છતાં સરવાળે મૂઢતા જ પોષાયા કરે. તેથી એ તત્ત્વની મગ્નતા અને મૂઢતાં નિવારવા ક્રમશ (૧) ચિત્તસ્વાસ્થ્ય. (૨) ધર્મ–આકર્ષણ. (૩) સરળતા ને (૪) તત્ત્વજિજ્ઞાસા દ્વારા તત્ત્વપ્રજ્ઞા પ્રાપ્ત કરવાની જરૂર છે. એજ અહીં અભય–ચક્ષુ–માર્ગ–શરણ–બોધિ શબ્દથી વિવક્ષિત છે. એ કેમ પ્રાપ્ત થાય, અરિહંત એના દાતા કેવી રીતે, એ આ પાંચ પદોના વિવેચનમાં સ્પષ્ટ કરાયું છે.

મનની તંદુરસ્તી એટલે શુભાશય. શુભાશયની વૃદ્ધિ કેવી રીતે થાય ? શું એના સચોટ ઉપાયો છે ? ભા. ૨, પૃષ્ઠ ૧૬૪ ઉપરનું વિવેચન વાંચો.

'નમો જિણાણં' પદના વિવેચનમાં આ વાત ખૂબ મહત્વની ચર્ચાઇ છે. અનેક જિનોને નમસ્કાર કરવાના પ્રતિપાદનમાં પ્રશ્ન પૂછાયો છે. શું એકજ જિનને કરેલ નમસ્કાર સમર્થ નથી ? એમ હોય તો અસમર્થ રેતીના બહુ કણમાંથી તેલ ન નીકળવાની જેમ, અનેક પણ જિનને નમન ઇષ્ટ ફળ નહીં આપે.'

એનું સમાધાન કરતાં કહે છે. સમર્થ પણ એકજ તલમાંથી તેલ કાઢવું મુશ્કેલ હોય છે, એમ એકજ જિનને નમન કરવાથી જરૂરી આશયવૃદ્ધિ કરવી મુશ્કેલ છે. અહીં શુભાશયની વૃદ્ધિ કેવી રીતે કરવી તે સમજાવ્યું છે. અનેક અરિહંતને વારંવાર નમન, એ શુભાશયની વૃદ્ધિનો એક મહત્ત્વનો ઉપાય બતાવાયો છે. 'ચિત્ત ઘણા અરિહંતમાં જાય, તેથી શુભાશયની વૃદ્ધિ થાય,'

અહીં પ્રશ્ન કર્યો છે: એક રૂપિયાનું દાન ઘણાને કરવામાં દરેકને અલ્પદાન મળે તેમ નમન બહુને કરાતાં અલ્પ ન બને ?'

આ પ્રશ્નનો સરસ જવાબ આપ્યો છે. દાનમાં તો લેનારને કેટલો લાભ, એ દષ્ટિ છે, નમનમાં નમનના વિષય અરિહંતને કેટલો લાભ એ દષ્ટિ નથી પણ ખુદ નમન કરનારને કેટલો લાભ, એ જોવાનું છે. અહીં ફળવૃદ્ધિ નમન કરનારના વિવેકથી થવા કરતાં અર્હંનમનથી થતી ચિત્તવિશુદ્ધિ અરિહંતનું જ આલંબન હોવાથી થઇ, એમાં આધિપત્ય અરિહંતનું છે. સો થાંભલાને કે જક્ષને નમનથી એ ફળ ન મળે. ફળના અન્વય-વ્યતિરેક જેની સાથે, તે મુખ્ય કારણ; જેમ 'દહીં કસદાર તો માખણ વધુ,' પણ 'પાણી બહુ ઉમેરાય તો માખણ વધુ' એમ નહીં.

૨૧૯મા પાને કાયોત્સર્ગનાં સાધનભૂત શ્રદ્ધાદિ પાંચનું વિવેચન ઘણુંજ માર્મિક અને હૃદયસ્પર્શી છે.

(૧) પહેલુંજ સાધન છે **શ્રદ્ધા.** શ્રદ્ધા એટલે ચિત્તપ્રસાદ. આ ચિત્તપ્રસાદ મિથ્યાત્વમોહનીયના ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષયથી પ્રગટે. તે ચિત્તપ્રસાદનાં ૫ લક્ષણ બતાવાયાં છે.

૧. તત્ત્વાનુસરણ, ૨. આરોપનાશ, ૩. સત્પ્રતીતિરૂપતા, ૪. જલશોધક મણિવત્ કલુષિતતાનાશ ૫. અર્હદ્ભાષિતમાર્ગ-ભાવિતતા. આ પાંચે લક્ષણોનું વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે સત્પ્રતીતિરૂપતાના વિવેચનમાં બૌદ્ધદર્શનની સમાલોચનાનો ચમકારો કર્યો છે. આત્મતત્ત્વને સંક્ષેપમાં બતાવી દીધું છે. પાંચમા અર્હદ્ભાષિત માર્ગ-ભાવિતતામાં માર્ગ-બતાવ્યો છે,-સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર, દાન-શીલ-તપ-ભાવના વૈરાગ્ય-શ્રદ્ધા-ભક્તિ, અધ્યાત્મ-ભાવના-ધ્યાનાદિ મિત્રા-તારા-બલાદિ દૃષ્ટિનાં આંતર-વલણ, સંવર-નિર્જરાના પ્રકારો ઇત્યાદિ.

આ સાધનોથી માનવમનની તાકાત, શુદ્ધિ, સ્ફૂર્તિ અને નૂર વધે છે. જુઓ બીજું સાધન પણ મનને કેવું તંદુરસ્ત બનાવે એવું છે!

(૨) મેધા એટલે શાસ્ત્રની ઉપાદેયતા માનનાર અને શાસ્ત્ર સમજવાની કુશળતાવાળો ચિત્તધર્મ એનાં સુંદર ચાર લક્ષણ વર્ણવ્યાં છે

૧. સત્શાસ્ત્રમાં પ્રવૃત્તિની પ્રધાનતા. ૨. પાપશ્રુત તરફ અનાદર ૩. ગુરુવિનયાદિથી પ્રાપ્તિ. ૪. શાસ્ત્ર પર રોગીને ઉત્તમ ઔષધની જેમ ભારે ઉપાદેયભાવ.

પ્રાસંગિક બતાવ્યું કે મિથ્યાશાસ્ત્રો કયાં છ કારણે શાસ્ત્ર નથી, વિનયનો શો પ્રભાવ કાયોત્સર્ગમાં મેધાની શી જરૂર?...વગેરે.

(૩) પૃષ્ઠ ૨૨૬ ઉપર ત્રીજું સાધન 'ધૃતિ'નું વિવેચન છે. ધૃતિ એટલે પ્રણિધાન પ્રસ્તુત વિષયમાં વિશુદ્ધ ભાવના-પ્રીતિયુક્ત મનનું સમર્પણ એનાં બે લક્ષણ બતાવ્યાં છે. ૧ દીનતા તથા ઉત્સુકતાનો અભાવ. ૨ ધીર-ગંભીર આશય. કાયોત્સર્ગમાં ધૈર્ય શા માટે જરૂરી, એ વાત સરસ સમજાવી છે.

(૪) ચોથું સાધન છે ધારણા. પૃ. ૨૨૭ ઉપર ધારણાનું વિવેચન છે. ધારણા એટલે સધાતા યોગનું અવિસ્મરણ-સંસ્કાર-સ્મૃતિ, આના વિવેચનમાં મોતી પરોવવાનું દૃષ્ટાંત આપી સમજાવ્યું કે સ્થાન-વર્ણ-અર્થ-આલંબન યોગની ગુણમાળા કેમ તૈયાર થાય, તથા ધારણા કાયોત્સર્ગમાં કેમ જરૂરી છે.

(૫) ૨૨૮મા પાને અનુપ્રેક્ષારૂપ પાંચમું સાધન બતાવ્યું છે. અનુપ્રેક્ષા એટલે તત્ત્વભૂત પદાર્થનું અનુચિંતન. એના પાંચ કાર્ય બતાવ્યાં. ૧ અનુભૂત તત્ત્વનો વિશિષ્ટ અભ્યાસ. ૨ પરમ સંવેગ-જનકતા. ૩ સંવેગ-દૃઢતા. કારિતા, ૪ વધતી હૃદયપ્રતીતિ. ૫ કૈવલ્ય સન્મુખ ચિત્તપરિણતિ.

પ્રાસંગિક અહીં અનુપ્રેક્ષામાં ૧ તત્ત્વચિંતન કરવાના શાસ્ત્રોક્ત ઉપાય, ૨ સંવેગ-વૈરાગ્યયુક્ત ધર્મરંગનો પ્રભાવ. ૩ કેવી રીતે એ દૃઢ થઈ ઉપર ઉપરના ગુણસ્થાનકે ચઢાવે છે, તથા ૪ સૂક્ષ્મબોધ અને મોહ-આસક્તિહ્રાસ કેમ નીપજે? રત્નશોધક અગ્નિનું દૃષ્ટાંત તથા અનુપ્રેક્ષાથી ભારે કર્મનાશ કેવી રીતે? વગેરે વર્ણવ્યું છે.

પૃષ્ઠ ૨૩૨ ઉપર શ્રદ્ધાદિ પાંચ, ક્ષપકશ્રેણિ મંડાવનાર અપૂર્વકરણ નામની મહાસમાધિના બીજ તરીકે વર્ણવવામાં આવ્યાં છે. ખાલી ૐ નું ધ્યાન કરવાથી કંઈ ના વળે, તે સમજાવીને શ્રદ્ધાદિથી કુવાસનાદિનો નાશ કેવી રીતે થાય છે, તે બતાવ્યું છે.

મનની વિશુદ્ધ એકાગ્રતા માટે જૈન ધર્મમાં અનેક રચનાત્મક ઉપાયો બતાવવામાં આવ્યા છે, તેમાંનો એક ઉપાય છે કાયોત્સર્ગધ્યાન. પૃષ્ઠ ૨૬૨ ઉપર કાયોત્સર્ગ ધ્યાન ઉપર પ્રકાશ પાથરવામાં આવ્યો છે. કાયોત્સર્ગમાં ધ્યેય શું? ઉચ્છ્વાસ-માનનો નિયમ શું? ધ્યેયનો નિયમ કેમ નહિ? ધ્યાનનાં વિવિધ ધ્યેય.... વગેરે વિષયોનું ગંભીર નિરૂપણ કરવામાં આવ્યું છે.

કાયોત્સર્ગ ધ્યાનના પ્રભાવમાં અવિદ્યાનો નાશ, વિવેકની ઉત્પત્તિ, અનિત્ય-પર-અશુચિ અને જડ પદાર્થો કયા, એને નિત્ય-આત્મીય-શુચિ અને ચેતન ન માનવા, હિતકર-અહિતકર સંબંધનો તથા હેય-ઉપાદેયનો વિવેક કરવો, ચોક્કસ ધ્યેયના ધ્યાનથી ઉપયોગ-શુદ્ધિ થાય છે, પરિણતિ નિર્મળ થાય છે, તેથી અમસુવર્ણઘટના દૃષ્ટાંતથી ભવાંતરે વિવેક પ્રાપ્ત થાય. અહીં શુભાનુબંધી પુણ્ય, શુભાશુભ ભાવથી શુભાશુભ કર્મ, વિષ્ટાના કીડાને મનુષ્ય જન્મ મળતાં પાયખાના તરફ સૂગ હોય છે તેમ વિદ્યા-વિવેક-તત્ત્વજ્ઞાન જન્મવાથી થતા વિષય-અરુચિ, મોહવિષ-ત્યાગ, મોક્ષમાર્ગે ખેદરહિત પ્રયાણ....વગેરે પદાર્થોને સ્પષ્ટ કર્યા છે.

## જૈનદર્શનનાં વિવિધ તત્ત્વો :

તત્ત્વજ્ઞાન વિના આત્મભાન ન આવે. તત્ત્વજ્ઞાનના અમૃત-ઉદધિમાં ડૂબકીઓ મારનાર મુમુક્ષુ પરમાનન્દ અનુભવે છે. આવો, આપણે થોડી ડૂબકી મારીએ!

પરમતેજ ભા-૧ પાનું ચૌદમું ખોલીશું એટલે જૈનદર્શનની સ્પષ્ટ, સરળ અને યથાર્થ તત્ત્વવ્યવસ્થાનાં દર્શન થશે. ષડ્ દ્રવ્ય, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ, સ્વપર્યાય અને પરપર્યાય....વગેરે તત્ત્વ-વ્યવસ્થાની બાલગમ્ય સમજૂતી વાંચવા મળે છે.

એવી રીતે પૃ ૮૨ ઉપર લૌકિક-લોકોત્તર ધર્મ વચ્ચેનો તફાવત, જૈન શાસનની અનન્યતા વર્ણવીને સ્યાદ્વાદ, જીવાદિ નવતત્ત્વ, જગદકર્તૃત્વ, ગુરુતત્ત્વ, વિરતિધર્મ, ૧૪ રાજલોક, ૧૪ ગુણસ્થાનક, અષ્ટકર્મ, પંચાચાર, પરમેષ્ઠી-સ્વરૂપ...ઇત્યાદિ વર્ણન જાણવા મળે છે.

જૈનદર્શનની સંગીન સૂક્ષ્મતા, ગંભીરતા, વિશાળતા, યુક્તિયુક્તતા અને ઉચ્ચતાનો નિર્ણય પરીક્ષાથી થાય. કોઈપણ દર્શનની સૂક્ષ્મતાદિ નક્કી કરવા ત્રિવિધ પરીક્ષા કરવી જોઈએ, તે માટે ૯૨મું પાનું ખોલજો. તેમાં બીજી પણ વાત; વાસ્તવ દૃષ્ટિકોણ પર વસ્તુના વિવિધ અંશ જણાય; એ માટે સાત નય, ન્યાયાદિ દર્શનો કયા કયા નય પર ઉભાં છે...દ્રવ્યનય, પર્યાયનય, નિશ્ચયનય, વ્યવહારનય, જ્ઞાનનય, ક્રિયાનય, દ્રવ્યદૃષ્ટિ-પર્યાયદૃષ્ટિ....વગેરે વાંચવા મળશે વિશેષમાં, બીજાં દર્શનોનો જૈન દર્શનમાં સમાવેશ, 'નિત્યાનિત્યત્વ'ની સ્પષ્ટ સમજણ....આ બધું સચોટ દલીલોથી અહીં વર્ણવવામાં આવ્યું છે.

આત્માના ઉત્ક્રાન્તિક્રમને સચોટ અવગાહનાર ચૌદ ગુણસ્થાનક એ જૈનદર્શનની અનેરી વિશેષતા છે. એનું સરળ-સુબોધ અને સ્પષ્ટ વિવેચન પૃષ્ઠ ૧૨૯થી ૧૩૨માં એકાગ્રતાપૂર્વક વાંચી જાઓ; અને નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ, આ ચાર નિક્ષેપની સરળ સમજુતી જોઈએ તો ૧૭૬મા પાને જવું પડશે. આ નિક્ષેપોનું વર્ણન કરીને નમસ્કારની કક્ષાઓ અને તરતમતા પણ બતાવેલી છે.

વ્યાખ્યાનું સ્વરૂપ બતાવતાં ગ્રંથકાર કહે છે: 'સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન, આ છ વ્યાખ્યાનાં અંગો છે.' આ અંગોનું વર્ણન પૃષ્ઠ ૧૪૨થી ૧૪૪માં કરવામાં આવ્યું છે. તેમાં 'નમો' પદાર્થ તરીકે દ્રવ્યસંકોચ અને ભાવસંકોચ બતાવ્યા, ભાવસંકોચમાં આહારાદિ દસ સંજ્ઞાઓનો નિગ્રહ કરવાનું વિજ્ઞાન સમજાવ્યું! આમ છ અંગોનું વિવેચન રસપૂર્ણ બની ગયું છે.

૧૪૯મા પાનેથી વ્યાખ્યાનાં સાત અંગનું વિવેચન ચાલુ થાય છે. તેમાં જિજ્ઞાસા, ગુરુયોગ, વિધિપરતા, બોધપરિણતિ, સ્થૈર્ય, ઉક્ત ક્રિયા, અને અલ્પભવતા, આ સાત અંગો ૧૬૮મા પાને પૂરાં થાય છે. આ વિવેચનમાં અવાંતર વિષયો પહેલું જ્ઞાન ને પછી દયા, ધર્મમાં મૂળભૂત વંદના, ગુરુનું સ્વરૂપદર્શન, જયેષ્ઠાનુક્રમ પાલનાદિ વિધિપરતાનું વિશ્લેષણ, જ્ઞાનપરિણત આત્મા....માર્ગાનુસારીના ૩૫ ગુણોનું વર્ગીકરણ, તત્ત્વજ્ઞાનની અચિન્ત્ય સમૃદ્ધિ, ક્રિયામાર્ગની પુષ્ટિ, અલ્પભવતાની અનુપમ સમજ...આનું વર્ણન એવી એકધારી ગતિથી વહી રહેલું છે....કે વાંચક તેમાં પડ્યો કે પ્રવાહની સાથે વહ્યો સમજો! એના આનંદની સીમા નથી રહેતી,

પૃ. ૨૮૪ ઉપર જૈનદર્શનની એક મૌલિક વિશેષતા 'પંચકારણવાદ' દર્શાવતાં સ્વભાવ-નિયતિ-કાળ-કર્મ-પુરુષાર્થનું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. અહીં ઉપાયની યોગ્યતા વિના સંબંધ ન થાય એ નિયમ બતાવી આત્મામાં કર્તૃત્વ શક્તિ વિના કર્મપુદ્ગલસંબંધ ન ઘટે એ સિદ્ધ કર્યું છે.

પૃ. ૧૯૮ ઉપર ઉપરી વિકાસ દશામાં પ્રાપ્ત થતા ધર્મસંન્યાસ અને યોગસંન્યાસની પરિભાષાઓ કરી છે. પંચસૂત્રના કહેલાં સ્થિર-અસ્થિર દીપ અને દ્વીપનાં દૃષ્ટાંતથી વીતરાગતા તરફ કેવી રીતે જવાય, તે તે સમજાવ્યું છે. મહાસમાધિ માટે અપૂર્વ સ્થિતિઘાતાદિ પાંચ 'અપૂર્વ'ની સમજણ આપી છે.

અતાત્ત્વિક ધર્મસંન્યાસ, પ્રવ્રજ્યામાં જ્ઞાનયોગ, ઘાતી અને અઘાતી કર્મ, સાંપરાયિક બંધ અને ઈર્યાપથબંધ, આયોજિકાકરણ, શૈલેશી અને શ્રેષ્ઠયોગ 'અયોગ' સુધી વિવેચના પહોંચી જાય છે, અને પાનું ૨૦૮ આવી જાય છે. ૨૦૫મા પાને પ્રાતિભજ્ઞાન, પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાનનું વિવેચન આવે છે. તેમાં જ્ઞાનના પાંચ પ્રકારોને પણ છણવામાં આવ્યા છે....બસ, ૨૦૬ પાને 'અરિહંતાણં' પદનું વિવેચન પૂર્ણ થાય છે.

પૃષ્ઠ ૨૯૩ ઉપર-'અનેકાન્તવાદ' કેવો યુક્તિ પુરઃસર છે, વસ્તુમાત્ર કેવી એકાનેક સ્વભાવવાળી છે, એ વાત અહીં વિસ્તારથી સમજાવી છે.

'લોગપજ્જોઅગરાણં' પદમાં 'લોક' એટલે ગણધરલોક બતાવતાં એમને પ્રભુએ આપેલ ત્રિપદી, વિશ્વના બે જાતના પદાર્થ અનભિલાપ્ય અને અભિલાપ્ય, ઔત્પાતિકી આદિ ૪ પ્રકારની બુદ્ધિ, ગણધરોનો એકબીજાની અપેક્ષાએ ષટ્સ્થાનપતિત સંખ્યાતગુણ યા અસંખ્યાતગુણ વગેરેનું દૃષ્ટાંત, તત્ત્વના અનેક અર્થ, જીવ-અજીવાદિ ૭ તત્ત્વ, સકર્મકતા વગેરે અનેક પદાર્થનું સરળ વર્ણન કર્યું છે.

પરમતેજ **બીજા ભાગના** છઠ્ઠા પાના પર 'ચક્ખુદયાણં' પદની વ્યાખ્યા છે. ત્યાં જૈનદર્શનની એક વિશેષતારૂપ ૨-૨ પ્રકારની દ્રવ્યેન્દ્રિય-ભાવેન્દ્રિયની સમજ, મન શી ચીજ છે? આવશ્યક એ ધર્મરુચિ-પ્રશંસારૂપ કેમ? એને અને તત્ત્વદર્શનને શો સંબંધ? ભગવાન એના દાતા કેમ? બોધિ થવામાં કાળ અટકાવનારો નહિ પણ અનુકૂળ થનારો કેવી રીતે? ધર્મરુચિના ઉત્તરોત્તર આત્મપરિણામ કયા કયા? વગેરે સમજાવ્યું છે.

આવો પંદરમા પાને, સમ્યગ્દર્શનની પૂર્વ ભૂમિકા સમજવા મળશે. ચરમ યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, ગ્રંથિભેદ, અનિવૃત્તિકરણ....વગેરે પ્રક્રિયા બતાવી. એમાં યોગાચાર્યે બતાવેલ પ્રવૃત્તિ-પરાક્રમ-જય-આનંદ-ઋતંભરાનો ક્રમ કેમ ઘટે તથા કર્મયોગ, ઇચ્છાદિયોગ અને પ્રણિધાન યોગનો તફાવત સરળ શૈલીમાં સમજાવ્યો છે.

પૃષ્ઠ ૨૫-૨૬ ઉપર શ્રુત-ચિન્તા-ભાવનાજ્ઞાન વિસ્તારથી વિવેચાયું છે. જલ, ક્ષીર અને અમૃત સાથે તુલના કરવામાં આવી છે. 'વિષયતૃષા નિવારક હોય એજ કેમ જ્ઞાન કહેવાય?' વગેરે વાતો સારી રીતે વિચારાઈ છે.

'જૈનદર્શનની 'બોધિ' સમજવા માટે પૃષ્ઠ ૨૮ ઉપરનું વિવેચન વાંચવાનું ચૂકશો નહીં. તત્ત્વબોધનો યથાસ્થિત ખ્યાલ આપવામાં જૈનેતર દર્શનો ક્યાં ભૂલે છે? ત્રિપદીતત્ત્વ ગણધરોએ સાંભળ્યું, આપણે સાંભળ્યું, બોધમાં કેમ ફરક? સાચો તત્ત્વવિજ્ઞપ્તિ કેમ મન પરની અસરથી મપાય? અભયાદિ પાંચ ક્રમિક જ કેમ થાય? ગ્રંથિદેશાદિમાં કર્મસ્થિતિ કેવી હોય? અહીં આગમમત અને કર્મગ્રંથમતમાં શો તફાવત? યથાપ્રવૃત્તકરણની પહેલાં થતી પૂર્વવિશુદ્ધિ શી ચીજ છે? અપૂર્વ સ્થિતિઘાત વગેરે પાંચ અપૂર્વનું સ્વરૂપ શું? અપૂર્વકરણાદિ ને ઉપશમ સમ્યક્ત્વનું સ્વરૂપ શું?

પૃષ્ઠ ૭૧ ઉપર 'ધમ્મસારહીણં' પદનું વિવેચન કરતાં પ્રસંગવશ જૈનધર્મ સર્વનયસમૂહ છતાં બીજા ધર્મોની પછીનો નહીં પરંતુ સૌથી પ્રાચીન કેમ? પ્રવર્તકજ્ઞાન અને પ્રદર્શકજ્ઞાનનો શો તફાવત? સાચો ગુરુ-

યોગ કેવી રીતે ? પુણ્યની પરંપરા ચલાવનારાં ૪ સાધન (૧) મલિન આશંસા નહીં (૨) વધતો ભાવોલ્લાસ (૩) પાપ-પાપીજીવનનો પસ્તાવો અને (૪) દેહ-આત્માના ભેદની વધતી સતેજ બુદ્ધિ... આ બધું સમજાવ્યું છે.

પૃષ્ઠ ૨૧૬ ઉપર 'બોહિલાભવત્તિયાએ' પદના વિવેચનમાં 'બોધિ'નો મર્મ સમજાવતાં અનેક વાતો સ્પષ્ટ કરી છે. વંદનાદિ ઉપર વિશેષ કઈ બોધિની જરૂર ? એ માટે કાયોત્સર્ગની શી જરૂર ? બોધિથી મોક્ષફળ તો આવવાનું જ, પછી મોક્ષ-આશંસા જુદી શા માટે ? પ્રાપ્તની રક્ષાર્થે પણ પ્રાર્થના જરૂરી ? કર્મ કાળ પાકે એટલે અવશ્ય ઉદય પામે, તો પછી ભાવ એને નિષ્ફળ શી રીતે કરે ? ક્ષાયિકસમકિતી 'બોહિલાભવત્તિયાએ' કેમ બોલે ? વગેરે તાત્ત્વિક પ્રશ્નોના સરળ ને સચોટ ઉત્તર આપવામાં આવ્યા છે.

પૃષ્ઠ ૨૩૪ ઉપર શ્રદ્ધાદિ બીજ પાકે તો ફળ મહાસમાધિ આવે, તેથી એનો પરિપાક શું ? માર્ગાનુસારિતાની શી જરૂર ? શ્રદ્ધા-પરિપાકનાં સાધન શ્રવણ-પાઠ-પ્રતિપત્તિ વગેરે શું ? ઇચ્છા-પ્રવૃત્તિ-સ્થૈર્ય-સિદ્ધિ-વિનિયોગ શું અને કેવી રીતે શ્રદ્ધાદિને વિકસાવે ? તમોગુણ, રજોગુણ, ને સત્ત્વગુણનું સ્વરૂપ શું ? શ્રદ્ધાદિથી પ્રધાન સત્ત્વ કેમ નીપજે ? આ બધા પદાર્થોને સરળ ભાષામાં ગુંથ્યા છે.

પૃષ્ઠ ૨૩૮ ઉપર, શ્રદ્ધાદિ વધતાં કેમ જોઈએ, એ બતાવતાં કુમારપાળનું દૃષ્ટાંત અને શ્રદ્ધામેધાદિનો ઉત્પત્તિક્રમ બતાવ્યો છે.

નિશ્ચય-વ્યવહાર મતે કાર્યના ઉત્પત્તિકાળ અને સમાપ્તિકાળ અંગેની માન્યતા શું છે, તે જાણવા પૃષ્ઠ ૨૪૦મું ખોલો. 'ઠામિ કાઉ૦'ના વિવેચનમાં એ મળશે. આવી સૂક્ષ્મ પદાર્થની સમજણ અન્યત્ર ક્વચિત્ જ જોવા મળે છે. ૨૪૧મા પાને પણ-શ્રદ્ધાદિ વિના 'શ્રદ્ધાએ...' બોલે ત્યાં મૃષાવાદ ખરો ? ' શ્રદ્ધાદિ ગુણો તરતમતાવાળા હોય' આ દૃષ્ટિ રાખવાના ૮ લાભ કયા ? શ્રદ્ધાદિ ગુણો મંદ-તીવ્ર-મધુર હોવામાં શેરડી-રસ વગેરેનું દૃષ્ટાંત શું ? કષાયાદિની કટુતા કેમ જાય ? વગેરે સમજાવ્યું છે. પૃષ્ઠ ૨૪૫ ઉપર સદ્ અનુષ્ઠાનના સ્વરૂપમાં આદર, કરણપ્રીતિ, અવિઘ્ન, સંપદાગમ, જિજ્ઞાસા, તજ્જ્ઞસેવા-આ ૭ ચિહ્ન બતાવ્યાં છે. સમ્યક્ સાધનાનાં ૪ સાધન બતાવ્યાં છે. ૧ ગુણદ્વેષ નહીં. ૨ સાધનાની પરવા. ૩ શાસ્ત્રસંમત પ્રવૃત્તિ અને ૪. શાસ્ત્રોક્ત પદ્ધતિનો પક્ષપાત.

આ રીતે સૂક્ષ્મ તત્ત્વોમાં પેદા થતી મુંઝવણોનાં સુંદર ઉકેલો અહીં અર્પિવામાં આવ્યા છે.

૨૫૪ પાને બાહ્ય 'પ્રાણાયામ'નો નિષેધ કરવામાં આવ્યો છે. કેમકે પ્રાણાયામની પ્રક્રિયામાં વાયુકાયના જીવોનો નાશ થાય છે. વળી સ્વીકૃત ધ્યેય(કાયોત્સર્ગ)ના બદલે પ્રાણાયામ પર ધ્યાન જતાં પ્રતિજ્ઞાભંગ થાય. સ્વીકૃત ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા ન રહે.

પૃષ્ઠ ૨૫૬થી કાયોત્સર્ગના પ્રમાણ અંગેની વિસ્તૃત ચર્ચા આરંભાઈ છે. કાયોત્સર્ગના બે ભેદ ચેષ્ટા અને અભિભવનું સ્વરૂપ બતાવ્યું છે. પ્રતિમા-કાયોત્સર્ગ, ને સૂત્રના ઉદ્દેશ-સમુદ્દેશ-અનુજ્ઞાનું રહસ્ય સમજાવ્યું છે. સ્વાધ્યાય-પ્રસ્થાપન અને પ્રતિક્રમણ સમજાવ્યાં છે. ચૈત્યવંદન માટે કાયોત્સર્ગ-માન ઊસાસ જ. એમાં 'મુહુત્તંતમાઇ'ની જેમ 'પડિક્કમણમાઇ'નું પ્રમાણ બતાવ્યું છે. એ અનાચરિત હોવાના આક્ષેપના પ્રતિકારમાં બે પ્રકારનાં પ્રમાણ (૧) આગમ અને (૨) જીત (આચરણા) એટલે શું ? વગેરે બતાવ્યું છે.

લોગસ્સની પાંચમી ગાથાના 'મે પસીયંતુ'નું રહસ્ય ૨૮૩મા પાને ખોલ્યું છે. 'મે પસીયંતુ'ને પ્રાર્થના-વચન માનતાં અવીતરાગતાનો અસત્ આરોપ ચડે; તેથી આ સ્તુતિવચન-આશંસાવચન છે, એ પદ સપ્રયોજન પણ છે અને નિષ્પ્રયોજન પણ છે, એ બતાવતાં અગ્નિ સ્વભાવે ગરમી આપે, જાપ-જડીબુટ્ટી રીઝયા વગર ફળે, રાગીદ્વેષી દેવથી મોક્ષ કેમ ન મળે, વીતરાગને ભજતાં કેવી રીતે ગુણબીજાધાનાદિ દ્વારા વીતરાગદશા આવે ? ચિંતામણિ કાંઈ ન કરે છતાં ફળદાતા... વગેરે બતાવ્યું છે.

પૃ. ૨૮૮ ઉપર 'ઉત્તમા સિદ્ધા'માં પ્રાકૃતભાષા વશ 'તમ-તમસ્થી ભિન્ન' એ ઉત્તમ' એવો વિશિષ્ટ અર્થ; કર્મની પરવશતા સુધી પ્રયોજન સમાપ્ત નહીં, ભાવ-આરોગ્ય મોક્ષ, દ્રવ્યસમાધિ અને ભાવસમાધિ...વગેરે તત્ત્વો સ્પષ્ટ કર્યાં છે.

'નિયાણું' શબ્દ જૈનોમાં પ્રસિદ્ધ છે. 'નિયાણું' કોને કહેવાય, તે એના ખાસ અર્થમાં જાણવું હોય તો ૨૯-થી ૨૯૫ પાને જાણવા મળશે.

'દિંતુ=આપો.' આ નિયાણું નથી, એ બતાવતાં ધર્મ કલ્પવૃક્ષ કેમ? નિયાણાનાં લક્ષણ રાગ-દ્વેષ-મોહ, એનાં દૃષ્ટાંત, મોહાધીન નિયાણાનાં ૩ દૃષ્ટાંત, તીર્થંકરપણાનું નિયાણું કેમ ન કરાય? નિયાણાની મર્મકરતા, નિયાણાથી મોક્ષોપયોગી ધર્મમાં અતિ જરૂરી સંવેગ-નિર્વેદની ઘાતક વિષયાસક્તિ, નરકદાયી વિષયોને ઉપાદેય માનવાનો બુદ્ધિ-વિપર્યાસ, નિયાણું કરનારને વિશેષજ્ઞતા નહીં, ઋદ્ધિની આશંસામાં ધર્મસ્વરૂપ ઘવાય, પ્રારંભે-મધ્યે-અંતે-ચિત્તવિશુદ્ધિ કરે તે ધર્મ. 'દિંતુ' પદ સિદ્ધો કંઇ આપે નહીં, એ દૃષ્ટિએ નિરર્થક છતાં એમાં સમાધિ-બોધિનું નિર્મળ પ્રણિધાન થાય, એ દૃષ્ટિએ સાર્થક છે. એની સાક્ષીમાં પૂર્વાચાર્યોના પાંચ શ્લોક પૃષ્ઠ ૨૯૬ ઉપર જોવા મળે છે. આશંસા વચનમાં સત્યતા-અસત્યતા કે મિશ્રતા નહીં કિન્તુ વ્યવહારભાષા, છતાં વીતરાગ આપનારા કેવી રીતે? જિનેન્દ્ર ભગવાનનો અચિન્ત્ય પ્રભાવ શો? પ્રાર્થનાથી કાર્યસિદ્ધિમાં ત્રણ કારણ, ઇચ્છા કરતાં પ્રાર્થનામાં ત્રણ વિશેષતા, અકલ્પનાશ, આલંબન-વિશ્વાસે ગદ્‌ગદ દૃષ્ટિ, ને વીતરાગ આલંબનમાં ચિત્તપરિણામ નિર્મળ...વગેરે પર ભરપૂર પ્રકાશ પાથર્યો છે.

પૃષ્ઠ ૩૧૦ ઉપર મરુદેવા માતા જેવાને ઉપદેશ વિના કેમ મોક્ષ? એ સમજાવતાં આગમ 'અર્થ', જ્ઞાન, શબ્દ'રૂપ એમ ત્રણ પ્રકારે, તથાભવ્યત્વથી એમને અર્થરૂપ આગમ પ્રાપ્તિ, માર્ગાનુસારી બુદ્ધિ વગેરે સમજાવ્યું છે. 'પુક્ખરવર'ની બીજી ગાથાનું વિવેચન કરતાં ૩૩૧મા પાને દ્વિવિધ તપ, આગમ સીમાધર કેમ? વગેરે બતાવ્યું છે. ત્રીજી ગાથામાં શાસ્ત્રોને મોહ-અજ્ઞાનનાશક જન્મ-મરણાદિ દુઃખવારક સુરેન્દ્રપૂજિત-કલ્યાણ સુખપ્રાપક તરીકે ઓળખાવી, તેની વિશેષતાઓ હકીકતરૂપે વર્ણવી. ચોથી ગાથાના વિવેચનમાં જિનમત કેવો? સિદ્ધ યાને સર્વજ્ઞદર્શન પર પ્રતિષ્ઠિત, સકલનયવ્યાપ્ત-ત્રિકોટિશુદ્ધ તરીકે પ્રખ્યાત...વગેરે વિશેષણો સમજાવ્યાં. સંયમનું મહત્વ જિનમતમાં સર્વજ્ઞાન, સકલવિશ્વ વગેરે પદાર્થનિરૂપણ કર્યું.

પૃષ્ઠ ૩૨૭ ઉપર કેટલાક પદાર્થો 'શ્રુતધર્મ'ના વિવેચનમાં બતાવ્યા છે, તેનો નામનિર્દેશ કરીને આગળ વધીએ. જિનાગમ કષ-છેદ-તાપની પરીક્ષામાં કેવી રીતે શુદ્ધ છે? 'સ્વર્ગાર્થીએ તપ કરવો' એ ગરલ-અનુષ્ઠાન કેમ નહીં? મનુષ્ય-આયુષ્યની આશંસા કેમ ન કરાય? ઉચ્ચ સંસ્કારધનનું સાધન ઉચ્ચ જ પરિણતિ અને ગુણાભ્યાસ કેવી રીતે? •સમિતિ-ગુપ્તિનું સ્વરૂપ •અસપત્નયોગ. •વિહિતના પાલનમાં પણ અનિયમિતતા દોષરૂપ •બહુ પ્રકારની ક્રિયાઓ અનેકરોગનાં અનેકઔષધ. •ખરો ધ્યાનયોગ ક્રિયા અને સ્વાધ્યાયમાં છે. •સ્વતંત્ર ધ્યાન ઉચિતપાલન પછી જ કરાય. •જિનાગમમાં તત્ત્વ અને સિદ્ધાન્ત વિષે પદાર્થ-અવિરોધ. •સ્યાદ્વાદ સત એટલે? વગેરે...

આ પદાર્થો પર વિશદ વિવેચન કરવામાં આવ્યું છે.

**દર્શનોની સમાલોચના :-**

ભારતીય આસ્તિક દર્શનોમાં જૈનદર્શન સર્વોપરિ સ્થાન ધરાવે છે, તે માત્ર બોલવાની વાત નથી, પણ હકીકત છે; જૈનદર્શનની મૌલિકતા અને તત્ત્વવ્યવસ્થા કેવી અદ્‌ભુત છે, તે જાણવું જરૂરી છે.

ભા-૧, ૧૩૮ મા પાના પર વિવેચનકારની દાર્શનિક પ્રતિભા ચમકી ઉઠી છે. વિવિધ સંપદાઓ દ્વારા અનેકાંતવાદની સિદ્ધિ કરીને વિવેચનકાર બૌદ્ધ અને વેદાંતદર્શનની એકાંત માન્યતાઓનો પૂર્વપક્ષ સ્થાપે છે.

અને પછી એનું ઉત્તરપક્ષથી (જૈનદર્શનથી) ખંડન કરે છે. જ્ઞાન સત્ હોય તો બધું અસત્ કેવી રીતે? અસત્ જ્ઞાન 'સર્વ અસત્-શૂન્ય' આ સિદ્ધ ના કરી શકે. ખોટું-ટૂંકું તે સત્‌ની જ અપેક્ષાએ છે.

પૃષ્ઠ ૧૪૧ સુધીમાં પદાર્થોની સાપેક્ષતા-નિરપેક્ષતા, વેદાન્તી અને યોગાચાર (બૌદ્ધ)નું સ્વપ્નનું દૃષ્ટાંત અને એ દૃષ્ટાંતથી જગત્‌ને મિથ્યા માનવાનું....વિવેચનકાર પૂછે છે: એ સ્વપ્ન કોને આવે છે, અને સ્વપ્ન પણ સત્ છે કે અસત્?...આ બધું એવી રીતે કહેવાયું છે કે જૈન દર્શનનો સાપેક્ષવાદ ગમી જ જાય!

અનાદિશુદ્ધ જગત્કર્તા ઈશ્વરની માન્યતાને સચોટ યુક્તિઓ દ્વારા ખોટી ઠેરવવા 'અરિહંતાણં' પદના બહુવચનનું માધ્યમ લઈને ગ્રંથકારે ખરેખર ખૂબીથી દાર્શનિક વિવેચન કર્યું છે.' દાર્શનિક વિવેચન પણ આત્મસ્પર્શી હોવું જોઈએ,' આવી માન્યતા ધરાવતા વિવેચનકાર અહીં ૧૮૪માં પાને બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માના સ્વરૂપને પણ વિસ્તારથી ગુંથી લે છે.

પૃષ્ઠ ૨૭૭થી 'આઈગરાણં' પદનું વિવેચન શરૂ થાય છે. સર્વ ઇતર દર્શનોમાં પ્રાચીન દર્શન સાંખ્યદર્શન છે. સાંખ્યદર્શનનાં ૨૫ તત્ત્વ, એની પ્રક્રિયા, ચૈતન્યારોપથી સંસાર, વિવેકખ્યાતિથી મોક્ષ...વગેરે બતાવી સાંખ્ય દર્શનનું નિરસન કરવામાં આવ્યું છે. યોગ્યતા વિના સંબંધ ન થાય આ નિયમ પર આત્મામાં કર્તૃત્વશક્તિ વિના કર્માણુ-સંબંધ ન ઘટે, એ બતાવી 'આત્મા અકર્તા' એવા સાંખ્યમતને મિથ્યા સિદ્ધ કર્યો છે.

'આઈગરાણં' વિશેષણથી તીર્થંકર ભગવંતમાં કર્માદિકર્તૃત્વ સિદ્ધ કર્યું છે.

'તિત્થયરાણં'પદથી પૃષ્ઠ ૨૨૧ ઉપર 'આગમધાર્મિક'મતનું સ્વરૂપદર્શન કરાવી તેનું ખંડન કરવામાં આવ્યું છે. આગમધાર્મિક વેદશાસ્ત્રને જ માને. આ મત કોઈ ધર્મસ્થાપકને માનતો નથી

આ મતનું ખંડન 'તીર્થંકર' શબ્દની પરિભાષામાં કરવામાં આવ્યું છે. તીર્થંકર નામ કર્મની નિકાચના કેવી રીતે થાય, તીર્થસ્થાપન, તીર્થ એટલે શું...વગેરે વાતો સમજાવીને 'સંસાર એ સમુદ્ર' સમુદ્રના ૯ ધર્મોની સમાનતા બતાવી છે. અરિહંતનું તીર્થ જ સંસારસમુદ્રથી તારે તેમ કહીને 'સ્વધર્મે નિધનં શ્રેયાન્ પરધર્મો ભયાવહઃ'ની પોકળતા સિદ્ધ કરી છે; અને કેવો સરસ સિદ્ધાંત દુનિયાને સમજાવ્યો છે! જુઓ: "ધર્મ પોતાનો હોવા માત્રથી આદરણીય નથી કિન્તુ મોક્ષનું ફળ દેતો હોય એ તર્ક સિદ્ધ હોય તો આદરણીય છે."

પૃષ્ઠ ૨૫૫ થી 'સયંસંબુદ્ધાણં' પદની વિવેચના શરૂ થાય છે. આ પદના વિવેચનમાં ગ્રંથકારે "મહેશાનુગ્રહ" મતનું ખંડન કર્યું છે. 'મહેશાનુગ્રહ' મતનું સ્વરૂપ બતાવીને 'બોધ' તથા 'નિયમ' ને સમજાવ્યા છે.

સ્વયંસંબુદ્ધનો અર્થ સમજાવી તીર્થંકરનું તથાભવ્યત્વ કેવું વિશિષ્ટ કોટિનું હોય છે. તે વર્ણવ્યું છે, અનુગ્રહ પણ યોગ્યતાની અપેક્ષા રાખે જ છે, તે વાત સિદ્ધ કરી છે. પૃષ્ઠ ૨૫૮ ઉપર અનાદિ મહેશનું ખંડન કર્યું છે. ૨૫૯મા પાને 'વરબોધિ'નું સ્વરૂપ સુંદર શૈલીમાં સમજાવ્યું છે.

'પુરિસુત્તમાણં' પદની વ્યાખ્યામાં બૌદ્ધમત (સર્વજીવ એક જાતીય)નું ખંડન કરવામાં આવ્યું છે.

પૃ. ૨૭૭ ઉપર 'પુરિસસીહાણં' પદની વ્યાખ્યામાં 'હીન કે અધિક વસ્તુ સાથે ઉપમા ન ઘટે,' એવા સાંકૃત્ય-મતનું ખંડન કરવામાં આવ્યું છે.

પૃ. ૨૭૯ ઉપર 'પુરિસવરપુંડરીયાણં' પદ વર્ણવતાં 'વિરુદ્ધજાતિની ઉપમા ન અપાય,' એવા મતનો નિરાસ કર્યો છે.

પૃ. ૨૮૮ ઉપર 'પુરિસવરગન્ધહત્થીણં' પદનું સ્પષ્ટીકરણ કરતાં બૃહસ્પતિ-શિષ્યોના મતનું પ્રતિપાદન કરી 'પ્રતિપાદન ક્રમસર જ જોઈએ,' આ મંતવ્યનું વિસ્તારથી ખંડન કર્યું છે. અક્રમથી પણ નિરૂપણ વાસ્તવિક હોય છે, એ બતાવતાં નિરૂપણમાં પૂર્વાનુપૂર્વી આદિ ક્રમ અને તદનુસાર વસ્તુમાં વિવિધ પરિણતિ હોય એ જૈનદર્શનની એક વિશેષતા સ્પષ્ટ કરી છે.

'શોગપઇવાણુ' પદના વિવેચનમાં, ધર્મ તો વસ્તુસ્વરૂપ છે, એમાં ખાવાની અપેક્ષાએ ધર્મ એ શું ? એ મૃતપુત્રના પિતાના દૃષ્ટાન્તથી પૂરવાર કર્યું છે. એથી અદ્વૈત બ્રહ્મ અસત્ સિદ્ધ કર્યું છે. પ્રભુ સર્વના પ્રદીપ કહેવામાં (૧) ગુરુલાઘવનો વિચાર નથી, એ પ્રસંગથી બે રીતના ગૌરવ-લાઘવની સુંદર સમજુતી આપી છે. તેમ જ (૨) 'ઈશ્વર સર્વ સમર્થ,' એવું ખોટું ગૌરવ ગાવા જતાં પોતાને મહામિથ્યાદૃષ્ટિ કરવા પણ સમર્થ એવી આપત્તિ દ્વારા સૂચિત કર્યું કે કાર્યના પ્રમાણમાં વસ્તુસ્થિતિનો નિયમ બંધાય. માણસ માખણ દહીંમાંથી જ કાઢે પણ એમાં રહેલ પાણીમાંથી નહીં, છતાં માણસની તાકાત માખણ કાઢવાની જ કહેવાય; એમ સમવસરણમાં કોઈ જીવ ન બુઝે છતાં પ્રભુની તાકાત બુઝવવાની કહેવાય.

ભાગ-૨, પૃષ્ઠ: ૭૫ ઉપર ધર્મદમનના પ્રસંગમાં ધર્મસ્વાધીન અને અંતિમફળ પ્રાપક કેવી રીતે બને ? એના નિમિત્ત કેમ પુષ્ટ બને ? આત્મસાત્ કેમ થાય ? વગેરે બતાવી સારથિપણાના બીજની ચર્ચા કરતાં ઇતરદર્શનમાન્ય એકાંત સત્કાર્યવાદની અને અસત્કાર્યવાદ અને સામે જૈનદર્શનની સદસત્કાર્યવાદની એક વિશેષતા સ્પષ્ટ કરી છે. રત્નકરંડિયાનું દૃષ્ટાંત ઘટાવ્યું છે.

પૃષ્ઠ : ૮૯ ઉપર 'અપ્રતિહત જ્ઞાન-દર્શન'ની વિચારણામાં બૌદ્ધમાન્ય 'ઇષ્ટ તત્ત્વદર્શન જરૂરી, સર્વદર્શનની શી જરૂર ? ક્ષણિકવાદ' વગેરેની પોકળતા બતાવી જૈનદર્શનની અનેરી વિશેતાઓ વર્ણવી છે.

સર્વ જ્ઞેય સામાન્યરૂપ અને સર્વ વિશેષરૂપ, દ્રવ્યમાત્રનો પરિણામી નિત્યતાવાદ. વેદાન્ત-બૌદ્ધથી વિરુદ્ધ બાહ્ય સત્વાદ...વગેરે પર તર્કબદ્ધ નિરૂપણ કરેલું છે.

આત્મા સાથે એકમેક કર્મ કેમ નાશ પામે, અતીન્દ્રિય કર્મમાં હ્રાસ થયો કેમ કહેવાય ? એ સમજાવી દવાથી રોગના અને વંટોળથી વાદળના નાશની જેમ સમસ્ત કર્મનાશની શક્યતા બતાવી છે.

ઉત્કૃષ્ટજ્ઞાનમાં સર્વકાળનું બધું જ કેમ ભાસે, એ સુવર્ણનો બધો જ કચરો નષ્ટ થવાથી પ્રગટતા પૂર્ણ ચળકાટના દૃષ્ટાંતથી તથા શુદ્ધજ્ઞાનના સર્વ જ્ઞેય જાણવાના સ્વભાવથી સિદ્ધ કર્યું.

અહીં પૃ. ૯૮ ઉપર પૂર્વોક્ત બૌદ્ધમત 'ઇષ્ટ તત્ત્વનું જ જ્ઞાન ચાઓ, બીજા જ્ઞાનની શી જરૂર ?' એનો રદિયો આપતાં બતાવે છે કે પરોપકાર માટે પૂર્ણજ્ઞાનની જરૂર છે. કેમકે એમાં સામી વ્યક્તિના આશય તથા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જાણીને જ એના અનુસારે તે તે જીવને તેવી તેવી આત્મહિતની પ્રક્રિયા અપાય; તો જ એને ઉપકાર થાય. વૈદ પાસે દરદી ઘણા આવે, પણ એણે તે દરેકના જુદા જુદા રોગ પ્રાસ્થિતો વગેરે જાણવા જરૂરી રહે છે.

વળી જે સકલ હેય-ત્યાજ્યને જાણે એ જ સમસ્ત ઉપાદેય આદરણીયને જાણી શકે અને ઉપદેશી શકે, વગેરે દૃષ્ટાન્ત-યુક્ત વર્ણવ્યું છે.

પૃષ્ઠ ૧૦૦ ઉપર અવતારવાદનું સ્વરૂપ અને એનું ખંડન ચાલુ થાય છે. 'વિયટ્ટછઉમાણું' પદમાં ગોશાલકનો આજીવિક મત કે "મોક્ષે ગયેલ પણ જરૂર પડયે, શાસન-ઉદ્ધાર અર્થે અહીં પાછો અવતાર લે છે, તેથી એમને સર્વજ્ઞ છતાં સૂક્ષ્મ કર્મબીજ રહે છે જ એવા અવતારવાદના ખંડનમાં વિસ્તારથી સમજાવ્યું છે કે મોક્ષમાં બીજ અર્થાત્ કર્મબંધ-યોગ્યતા હોય જ નહીં. અનાદિથી ચાલુ પણ એ અંત પામી શકે છે. જેમ પિતા-પુત્રભાવ. ઇતર મતોએ અનાદિ અવિદ્યાનો અંત માન્યો છે. (અહીં પ્રસંગથી યોગ-વેદાન્ત-બૌદ્ધની વિવિધ અવિદ્યાઓની માન્યતા અને એ દરેકની અપ્રામાણિકતા બતાવી છે.)

•મોક્ષ પામેલાનો સંસાર કેમ ના થાય, શાસન ઉદ્ધાર એ જન્મનું કારણ નહીં પણ પ્રયોજન છે, કારણ શું ?• અપરિમિત ભૂતકાળમાં સંસાર ખાલી ના થયો એ સંસાર કલ્પેલા પરિમિત ભવિષ્યમાં કેમ ખાલી થાય ? જન્મ-કર્મનું બીજ રાગાદિ, એનો પ્રતિપક્ષી ભાવનાથી નાશ થાય. આ વિષયોને અહીં સારી

રીતે [illegible]વામાં આવ્યા છે.

પૃ. ૧૦૫ ઉપર 'જિણાણં જાવયાણં' પદની વ્યાખ્યામાં બૌદ્ધના 'એકમાત્ર સ્વચ્છ નિરાકાર સંવિદ્ (વિજ્ઞાન) જ સત્, બાકી કર્મ-અવિદ્યા-રાગાદિ બાહ્યપદાર્થ અસત્' એવા મતનું ખંડન કર્યું છે.

અહીં ટીકાકારે બૌદ્ધમતની ૪ શાખાઓના મતના 'અર્થોજ્ઞાનસમન્વિતો' શ્લોક મૂકયો, તે પર સર્વ બૌદ્ધ માન્ય ક્ષણિકવાદ તથા વૈભાષિક શાખાને માન્ય વિજ્ઞાન અને બાહ્ય અર્થ પ્રત્યક્ષ સિદ્ધ,' સૌત્રાન્તિક શાખામાન્ય 'બાહ્ય અર્થ પરોક્ષ, વિજ્ઞાન પ્રત્યક્ષ' યોગાચારશાખા-'માન્ય' બાહ્યઅર્થ અસત્ સાકારવિજ્ઞાન સત્' માધ્યમિક શાખામાન્ય 'માત્ર નિરાકાર જ સ્વચ્છ વિજ્ઞાન સત્' એ મતોનું સ્વરૂપ અને એમની દલીલ સમજાવી પછી પૃષ્ઠ ૧૦૮થી એમનું ખંડન કર્યું છે.

પૃષ્ઠ ૧૧૦ ઉપર શૂન્યવાદ તથા ક્ષણિકવાદની ખબર લેવામાં આવી છે. સર્વ શૂન્ય=અસત્' એ માનનારને આધાર વિના ભ્રાન્તિ શી રીતે? અનાદિ અસત્ વાસનાનો નાશ કેમ જ થાય? અસત્ સંસારનું સંવેદન કેમ? આ બધી શૂન્યવાદીને આપત્તિઓ છે. ક્ષણિકવાદીને આપત્તિઓ "અમુક ઉપાદાનથી અમુક જ કાર્ય કેમ? કાર્યકારણભાવનો નિર્ણય કોણ કરે? સંસ્કાર પણ ક્ષણિક તો સંસ્કરણ કેમ?

પૃષ્ઠ ૧૧૪ ઉપર 'તિન્નાણં તારયાણં" પદમાં અનંતનો મત 'કાળ જ સર્વ પરિવર્તનમાં કારણ' એનું ખંડન કર્યું છે.

પૃષ્ઠ-૧૧૬ ઉપર' બુદ્ધાણં બોહયાણં' પદમાં જ્ઞાન એ પરોક્ષ વસ્તુ છે, એવા મીમાંસકમતનો દલીલપુરસ્સર વિચાર આપી, તેનું સચોટ નિરસન કર્યું છે.

પૃષ્ઠ-૧૨૧ ઉપર 'મુત્તાણં મોયગાણં' પદમાં સંતપનનો મત બતાવ્યો છે. 'મોક્ષ એટલે જીવોનો પરમ બ્રહ્મમાં લય થવો અને લય પછી પુનઃ જગત્સર્જન.' આ મતના ખંડનમાં દલીલો આ રહી: ૧- લય પછી પુનઃ જો જગત્સર્જન, તો કૃતકૃત્યતા નહિ. ૨. જગત્સર્જનમાં ઈચ્છાદિદોષો. ૩. ગુન્હા ન અટકાવવામાં જગત્કર્તાની મૂઢતા અને સંસારી કરતાં અતિ અધમતા. ૪. નિમિત્તકર્તા હોય તો સ્વતંત્ર નહિ. ૫. લયમાં સ્વ-અસ્તિત્વનો લોપ છે, એ કોણ ઇચ્છે? ૬. લયથી ઉપચય (વૃદ્ધિ) કે ત્રીજી જ સત્તા, એથી મૂળ બ્રહ્મનો વિકાર યા નાશ.

પ્રાસંગિક પૃ. ૧૨૪ ઉપર મોક્ષમાં અનંત આત્માઓ જ્યોતિમાં જ્યોતિવત્ સમાય એ વાત, અને અરિહંત અપેક્ષાએ નિમિત્તકર્તા, એ વાત બતાવવામાં આવી છે.

પૃષ્ઠ ૧૨૬ 'સવ્વન્નૂણં' પદમાં સર્વજ્ઞ ન માનનાર સાંખ્યમતની પ્રક્રિયા બતાવી છે એનું ખંડન કેવી સરસ યુક્તિઓથી કરવામાં આવ્યું છે, તે જુઓ: (૧) ભ્રમ બુદ્ધિને છે, તેથી આત્માને શું? (૨) મોક્ષનો પુરુષાર્થ કોણ કરે છે? (૩) સાધના અસંગત ઠરે છે (૪) સંસાર-વ્યવસ્થા અસંગત ઠરે.

જૈનદર્શનની વિશેષતા બતાવતાં પૃ. ૧૨૯ ઉપર કેટલીક ગંભીર વાતો કરી છે. ગુણો આત્માથી ભિન્ન છે અને આત્મા માટે છે, તેથી અભિન્ન પણ છે. આ ભેદાભેદની દલીલો રજૂ કરી છે. બીજા કેટલાક મુદ્દાઓ સંક્ષેપમાં આ રહ્યા: (૧) આત્મા જો જ્ઞાનસ્વભાવ છે તો આજે પૂર્ણ જ્ઞાન નથી, તેનું શું કારણ? આવરણના કારણે જેમ ચંદ્રની ચંદ્રિકા. (૨) મોક્ષમાં સાધન વિના જ્ઞાન હોય છે તે નિષ્ણાત તરવૈયાની જેમ. (૩) કેવળજ્ઞાન (સર્વજ્ઞત્વ) ન કરે તો જૂઠું. (૪) સુખદુઃખ જ્ઞાનથી નહીં પણ કર્મોદયથી. (૫) કેવળજ્ઞાનનો વિષય સર્વ સામાન્યો અને સર્વ વિશેષો. (૬) સામાન્ય એ જ વિશેષ પણ છે. (૭) વિરુદ્ધ ધર્મ અપેક્ષાથી એકત્ર રહે. (૮) ભેદાભેદ એ સરવાળો નહિ પણ વિલક્ષણ. (૯) એકાંત ભેદ કે એકાંત અભેદમાં અનેક દોષો. (૧૦) સર્વજ્ઞના જ્ઞાનમાં વિશેષ સાથે સામાન્ય પણ જ્ઞાત છતાં ગૌણ-મુખ્યભાવ એમાં 'પાણી લાવો'નું દૃષ્ટાંત

આવા અનેક પદાર્થોનું દર્શન કરાવી જૈન દર્શનની વિશેષતા પ્રદર્શિત કરી છે.

જૈન દર્શનની એક મહાન્ વિશેષતા તો પૃષ્ઠ ૧૩૭ ઉપર જુઓ. સાંખ્ય દર્શનને અભિમત જ્ઞાનમાં આકાર શું, એ સમજાવી આકાર એ વિષયમયતા કે પ્રતિબિંબ નહીં પણ આત્માનો એક ગ્રહણપરિણામ છે, એ વિસ્તારથી સમજાવતાં વિષયાકારનું સંક્રમણ અશક્ય છે. આરીસામાં છાયાણુનું સંક્રમણ છે, બૌદ્ધનો નિરાકાર ચિત્સંતતિવાદ અસત્ છે, બૌદ્ધ આકારવાદીને કેવા આક્ષેપ કરે છે અને જૈન કેવા સચોટ રદિયા આપે છે, વગેરે પર ભરચક દેદીપ્યમાન પ્રકાશ પથરાયો છે.

પૃષ્ઠ ૧૫૧ ઉપર 'નમોજિણાણં જિયભયાણં' પદનું વિવેચન શરૂ થાય છે. આ વિવેચનમાં અદ્વૈત-મુક્તિનું ખંડન મુખ્યરૂપે છે.

'મોક્ષ એટલે શુદ્ધ બ્રહ્મમાં લય. સંસાર એટલે અગ્નિ કે સમુદ્રમાંથી છૂટા પડેલા કણ કે બિંદુની જેમ શુદ્ધ બ્રહ્મમાંથી અલગ પડેલા જીવો. મોક્ષ એટલે જીવનું બ્રહ્મમાં ભળી જવું.' આ છે લયવાદ, અદ્વૈત મત. અહીં આ મતને કેટલાક પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. (૧) અલગ ભાવ શુદ્ધ બ્રહ્મસત્તાના કારણે જ હોવાથી મોક્ષ પછી પણ એ ભય ઊભો રહે, માટે મોક્ષ થયા પછી પણ જિતભય ન થઈ શકે. (૨) અલગતા શુદ્ધ બ્રહ્મમાંથી કે અશુદ્ધમાંથી? (૩) બ્રહ્મમાંથી અલગ અને એમાં પુનર્મીલન એ તો બ્રહ્મ-આત્માને સાંશ સિદ્ધ કરે, નિરંશ નહીં. (૪) ક્યારે ને ક્યા કારણે અલગ થયા!

અહીં અદ્વૈતવાદી દલીલ કરે છે. સંસારરૂપી કૂવામાં પડેલાનો ઉદ્ધાર કરવાનું જ કરવું જોઈએ; પણ 'ક્યારે પડયો? કેમ પડયો?' વગેરે વિચારવા ના થોભાય, નહિતર એ મરે (જેમ બૌદ્ધમતની સામે આત્મા ક્ષણિક ક્ષણવિનાશી છે, તે અહેતુક કે નિર્હેતુક? અહેતુકમાં કારણવાદનો ભંગ, સહેતુકમાં ક્ષણવિનાશીના બદલે ક્ષણસ્થાયી જ કેમ નહિ? એવા કુતર્ક નકામા.) વળી (૫) શુદ્ધમાંથી અલગભાવ હોય તો બ્રાહ્મણ-ક્ષત્રિય વગેરે વર્ણ-વિભાગ કેમ?'

આ બધાના ઉત્તરમાં 'વેદશાસ્ત્રે કહ્યું તે પ્રમાણ!'

આ અદ્વૈતવાદીને સમજાવવા પૃષ્ઠ ૧૫૭ ઉપર કહેવામાં આવે છે: શાસ્ત્ર તો દૃષ્ટેષ્ટ-અવિરુદ્ધ હોય તે જ પ્રમાણ મનાય. નહિતર પરસ્પર વિરુદ્ધ વાત કરનાર અનેક દર્શનશાસ્ત્રોમાંથી કયું શાસ્ત્ર માનવું? અહીં જૈનદર્શનની વિશેષતા બતાવતાં કહેવામાં આવ્યું છે કે 'દૃષ્ટ' એટલે બીજા તર્ક પ્રમાણ, અને 'ઇષ્ટ' એટલે એ જ દર્શનના બીજાં વચન, આ બંનેનો વિરોધ ના આવે એનું જ નામ શાસ્ત્રની પ્રમાણભૂતતા. આ તપાસ્યા વિના ગમે તે શાસ્ત્ર પકડવું એ અંધશ્રદ્ધાનો સ્વેચ્છાચાર છે. એમાં તો બ્રાહ્મણભક્ત હોવાનો દાવો કરનારો કોઈ બીજા નિર્દોષ બ્રાહ્મણની નિંદા કરે યા દુષ્ટ બ્રાહ્મણને માને, એના જેવું થાય છે. જૈનશાસ્ત્રની આ સર્વોપરિતા (Supremacy) છે કે જૈનશાસ્ત્રો દૃષ્ટેષ્ટ વિરુદ્ધ નથી.

જૈનદર્શન લયવાદીને આપત્તિઓથી ભયભીત કરી મૂકે છે! "કૂવામાં કેમ અને ક્યારે પડયો એ વિચાર્યો વિના જ જો એનો ઉદ્ધાર કરવાનો હોય તો તો કૂવામાં પડવા દેડકા-માછલાદિને પણ કાઢવા જોઈએ! એમ કરવો જતાં બિચારાં તે દેડકાં વગેરે મરી જશે! માટે વિચાર તો મોક્ષના ઉપાયોની શુદ્ધતાનો ય કરવો પડે. નહિતર દા. ત. સતી પર આક્રમણ કરનાર સામે ક્ષમા કરવા જતાં સતી મરે કે શીલ લૂંટાય!

૯ સંપદાનાં પ્રયોજનો તો ઉપસંહાર કરતાં પૃષ્ઠ ૧૭૧ ઉપર પ્રયોજનો બતાવી અરિહંત પરમાત્માનું અદ્ભુત વૈશિષ્ટ્ય પ્રદર્શિત કર્યું છે.

૧૭૬ મા પાને સંપદાઓના માધ્યમથી અનેકાન્તવાદ સિદ્ધ કર્યો છે; સાથે વસ્તુ એકાનેકસ્વભાવ કેમ; એ પિતા-પુત્ર તથા ઘડાના દૃષ્ટાંતથી સમજાવ્યું છે. પૃ. ૧૭૮ થી 'બાહ્ય અસત્ વિજ્ઞાનમાત્ર સત્' માનનાર

બૌદ્ધ વિવિધ વ્યવહારને વાસના મૂલક કહે છે; એનો અને જૈનનો મજેદાર સંવાદ મૂકવામાં આવ્યો છે. એમાં વેશ્યાના મડદા ઉપર યોગી ભોગી ને કૂતરાની વિવિધ વાસનાથી જ દર્શન જુદાં કહેનાર બૌદ્ધને પૂછવામાં આવ્યું છે. એક જ લુણથી દાળ સ્વાદિષ્ટ, પાણી ખેરવાદ અને દૂધ વિકૃત કેમ બને છે? કહેવું પડશે કે લુણવસ્તુ અનેક સ્વભાવવાળી છે માટે. એમ વસ્તુ ક્યાંક નિમિત્ત બને છે, ક્યાંક ઉપાદાન બને છે, તે અનેક સ્વભાવથી જ. અહીં પૃષ્ઠ ૧૮૫ ઉપર બૌદ્ધની ઉપાદાન–નિમિત્તની વ્યવસ્થા બતાવીને એના જ આધારે વસ્તુમાં અનેક–સ્વભાવતા સિદ્ધ કરી છે.

પૃષ્ઠ ૩૦૨ થી પુક્ખરવર૦ સૂત્ર શરૂ થાય છે. આ સૂત્ર શ્રુતની સ્તુતિરૂપ છે. શ્રી તીર્થંકરથી શ્રુત જન્મ પામ્યું માટે એ પ્રથમ વંદનીય., તથા શ્રુત ઉત્પન્ન થનારું છે માટે નિત્ય અપૌરુષેય વેદાગમની માન્યતા ખોટી. અહીં અપૌરુષેય વચનનું યુક્તિપુરઃસરખંડન કરવામાં આવ્યું છે.

'તપ્પુવ્વિયા અરિહયા' માનનાર જૈનો પર કેમ અપૌરુષેય અનાદિ નિત્ય આગમની આપત્તિ નથી? કોઈનેય પણ શુદ્ધ બનવા દર્શન–જ્ઞાન–ચરિત્ર એ જ માર્ગ. અનાદિ શુદ્ધ–બુદ્ધ–મુક્તને તો શરીર જ નહિ, તો એ જગતને અંધકારમાંથી બહાર કાઢવા ઉપદેશ જ ન કરી શકે. શુદ્ધ થયેલ સર્વજ્ઞ સદેહ ઉપદેશક જોઈએ જ. માટે બીજાંકુરવત્ અનાદિ પ્રવાહ....વગેરે દાર્શનિક ચર્ચા અહીં વિસ્તારથી કરવામાં આવી છે.

મુક્તિ : ( સિદ્ધાણં બુદ્ધાણં. )

આપણો સહુનો પરમ આદર્શ છે મુક્તિ! આ ગ્રંથ લખાયો છે પણ મુક્તિ માટે! વાંચવાનો પણ મુક્તિ માટે! 'મુક્તિ'ને સાચા સ્વરૂપે સમજવાથી તેનો પુરુષાર્થ પ્રબળ બનશે.

સર્વ દુઃખોથી સર્વથા મુક્તિ કોણ નથી ચાહતું? પણ મુક્તિ શું છે? મુક્તિ મેળવવાના સાચા માર્ગ કયા છે? એનો પુરુષાર્થ કેમ થાય? મુક્તિ...મોક્ષ...નિર્વાણ....અંગેની ઘણી વાતો અહીં ભાગ–૨, પૃષ્ઠ ૩૩૭ થી કહેવામાં આવી છે.

સિદ્ધો(મુક્ત)ને નમસ્કાર શા માટે...? કર્મસિદ્ધ, શિલ્પસિદ્ધ વગેરે ૧૧ પ્રકારે સિદ્ધ, 'પારગત' પદ સંસાર યા મોક્ષથી અન્ય ત્રીજી અવસ્થાનું નિષેધક, 'પરંપરાગત'માં ૧૪ ગુણસ્થાનકનું સ્પષ્ટ સ્વરૂપ, નાની જગામાં અનંત સિદ્ધ કેમ સમાય? રાગાદિ વિના ઊર્ધ્વગમન કેવી રીતે? 'નમો' એટલે નમસ્કાર કરું છું, 'નમસ્કાર હો' નહીં.

ચોવીસે કલાક નમસ્કાર ચાલુ નહીં છતાં 'નમો સયા' કેમ કહ્યું? પૃષ્ઠ ૩૪૬ થી જિનસિદ્ધ વગેરે સિદ્ધના ૧૫ પ્રકાર સમજાવ્યા છે. એમાં સ્વયંબુદ્ધ–પ્રત્યેક બુદ્ધનો ૪ રીતે તફાવત, સ્ત્રી તીર્થંકર અંગે સિદ્ધપ્રાભૃતની સાક્ષી, ૧ થી ૮ સમય સુધી ઉત્કૃષ્ટ કેટકેટલા સિદ્ધ થાય, સંસારને સમુદ્રની ઉપમા, જીવની ભવસ્થિતિ, કાયસ્થિતિ વગેરે વર્ણવ્યું છે.

'તારેઈ નરં વ નારિં વા' એ સૂત્રથી પૃ. ૩૫૭ ઉપર યાપનીય મતમાં પણ 'સ્ત્રી–મુક્તિ' કેવી દલીલોથી સિદ્ધ કરી છે, તે વિસ્તારથી બતાવતાં 'સ્ત્રીઓ અભવ્ય જ, ક્રૂરમતિવાળી જ, માનવેતર જ, અશુદ્ધ આચારવાળી, ચારિત્ર–અપૂર્વકરણની વિશોધિની જ...' આવા પ્રતિપાદનનો નિષેધ કરીને 'સ્ત્રી સાતમી નરકે ન જાય માટે મોક્ષે પણ ન જાય, એવો અધમભાવ–ઉત્તમભાવનો વ્યાપ્તિ–સંબંધ નથી. સંઘયણ વગેરેના વાંકે મોક્ષ ન થાય, વગેરે વિવેચન ખૂબ જોખેલા શબ્દોમાં તર્કપૂર્ણ ભાષામાં કર્યું છે.

પ્રાસંગિક, ઔચિત્ય કેમ પાયાનો ગુણ? પર–અપકાર વર્જવો કેમ અતિજરૂરી? સ્ત્રીઓમાં એ ગુણનો અભાવ નહિ, પટ્ખંડાગમ, એની દિગંબરીય ધવલા ટીકા તથા દિગંબરીય પ્રિયંગુમંજરી–વરાંગચરિત–આદિ ઉત્તરપુરાણ વગેરેનાં સ્ત્રીમુક્તિ સિદ્ધ કરનારા ઉલ્લેખો રજૂ કર્યા છે.

૧૪ પૂર્વોનું જ્ઞાન નહિ તો શુક્લ ધ્યાન કેમ ? એ તો કેટલાક પુરુષોની જેમ ઉપરના ગુણુસ્થાનકે એનો ક્ષયોપશમ થવાથી....સ્ત્રી કલ્યાણુપાત્ર પણ તીર્થંકરને જન્મ આપવાથી....વગેરે.

૩૬૧ માં પાને 'ઇક્કો વિ નમુક્કારો' પદની ચર્ચા જોવા મળે છે, આ વચન અર્થવાદ કે વિધિવાદ ? અર્થવાદ એટલે શું ? વિધિવાદ કોને કહેવાય ? 'અનુવાદ વચન' કોને કહેવાય ? ત્રણેય અહીં કેવી રીતે ઘટે છે, તે સમજાવવામાં આવ્યું છે. ભાવનમસ્કારમાં સમ્યક્ત્વાદિનો શો ફાળો...વગેરે વિષયો ચર્ચ્યા છે. નમસ્કારને કલ્પવૃક્ષ કે મંત્રાદિની ઉપમા કેમ નહીં ? એ વાત પણ ઘણી માર્મિક છે.

પૃષ્ઠ ૩૬૫ ઉપર 'સિદ્ધાણુંબુદ્ધાણું'ની ત્રણ ગાથાનાં કલ્પનાચિત્રો જોવા મળે છે....એ નજર સામે રાખીને જો સૂત્ર બોલીએ તો જીવનમાં ક્યારેય નહીં અનુભવેલું અનેરૂં ધ્યાન, આહ્લાદ અને તન્મયતા અનુભવીએ.

## પ્રભુ પાસે માગવા જેવું શું ?

દુનિયા પાસે શું માગશો ? દુનિયા શું આપશે ? છોડી દો હવે એ માર્ગ પ્રભુ પાસે જ માગો. શું માગશો ? જે માગવા જેવું છે, તે જ માગશો, જરૂર મળશે. આ પ્રકરણ તમને માગણીમાં માર્ગદર્શન આપશે.

સર્વ સૂત્રોમાં 'જયવીયરાય' સૂત્ર એક અતિ અગત્યનું સૂત્ર છે. આ સૂત્રના માધ્યમથી સાધક પરમાત્માને પ્રાર્થના કરે છે. આ સૂત્ર અંગેની સળંગ સમજ વાચકને પ્રાપ્ત થાય માટે આ સૂત્રના વિવેચનનો પરિચય અહીં અલગ પ્રકરણથી જ આપવામાં આવે છે.

વિવેચનનો પ્રારંભ (ભાગ-૨) પૃષ્ઠ : ૩૭૦ થી 'પ્રણિધાન સૂત્ર નામ કેમ ?' આથી થાય છે. પ્રણિધાન એટલે આશંસા. ભવનિર્વેદ આદિ અનેક વસ્તુની આશંસાની અહીં વાત હોવાથી આ પ્રણિધાન સૂત્ર છે.

'સંવેગ-ભાવિત મતિની કેમ જરૂર ?' એમ પ્રશ્ન પૂછી વિવેચનકાર એનું સમાધાન આપે છે. સૂત્ર બોલવા પૂર્વે પોતાની નિર્મળ બુદ્ધિને સંવેગરસથી વાસિત કરવાની છે. ત્યાર પછી ત્રણ મુદ્રાઓ : યોગમુદ્રા, મુક્તાશુક્તિ મુદ્રા અને જિનમુદ્રાનું સ્વરૂપ સમજાવી કયું સૂત્ર બોલતાં કઇ મુદ્રા રાખવી, તે બતાવ્યું છે.

૩૭૨મા પાને સંવેગ-સમાધિનો ભેદ બતાવ્યો છે. તેમાં તીવ્ર પ્રણિધાન કેમ બને, તે સમજાવ્યું છે. તીવ્ર પ્રણિધાનથી તીવ્ર સંવેગ, તીવ્ર સંવેગથી સદ્યોગનો લાભ સદ્યોગ એટલે સમાધિ. સમાધિ એટલે નિર્મળ ચિત્તપ્રસાદ. તેમાં પતંજલિની સાક્ષી આપીને મૃદુ-મધ્ય-અતિમાત્ર સંવેગથી ૩-૩ સમાધિ બતાવી છે.

પહેલા ગુણુસ્થાનકે પણ પ્રણિધાન હોઇ શકે, તે કોને ? સૂત્રનો શબ્દાર્થ અને પદાર્થ-ગોઠવણી વગેરે કરી આઠ વસ્તુની આશંસાનું વિવેચન આરંભાયું છે. ઇનામ વખતે જ ગેરહાજર રહેનાર જેવો પ્રણિધાનવિનાનો સૂત્ર બોલનારો છે।

૩૭૪મા પાને ભવનિર્વેદાદિ કેમ અતિ જરૂરી ? ભવનિર્વેદાદિ પ્રાપ્ત થયા પછી પણ પ્રાર્થનાની આવશ્યકતા, વીતરાગ પ્રભુને ઉદ્દેશીને 'જય' પદ એ આશીર્વાદ નહીં પણ પોતાના દિલમાં પ્રભુનાં વિજયાર્થે પ્રાર્થના છે. 'ભાવ-સંનિધાન' એટલે શું ? 'હોઉ મમં તુહ પભાવઓ' પદનું રહસ્ય, વગેરે પદાર્થોનું ચિંતનસભર વિવેચન મનને પ્રસન્ન કરી દે છે.

પૃષ્ઠ ૩૭૬ ઉપર ભવનિર્વેદ વિના મોક્ષનો પુરુષાર્થ જ ન થાય, એ ભૂમિકા બાંધી સંસાર એટલે સંસરણ, ક્યાં સંસરણ ? એમાં સાત પ્રકારનાં સંસરણ બતાવ્યાં! વિવેચનકાર પૂજ્ય ગુરુદેવે સંસારનું કેવું અતિ સ્પષ્ટ દર્શન કરેલું છે, તેનું અહીં પ્રતિબિંબ પડેલું છે.

'ભવ અને મોક્ષ, બંને પર રાગ હોય, એવું ના બને ?' આ પ્રશ્નનો ચોટ જવાબ, ભવરસિકની

તપ આદિ ક્રિયા નિર્બીજ કેવી રીતે, ભવનિર્વેદ ધર્મનું મૂળ શાથી? તત્ત્વાનુસારિતા કેમ આવે? 'તત્ત્વાનુસારિતા તો એક દિવ્યદૃષ્ટિ છે' એમ કહી એ દિવ્યદૃષ્ટિના આપણને અભિલાષી બનાવી દે છે.

'ઇષ્ટફલસિદ્ધિ'ના વિવેચનમાં, સુમનસ્કતા માટે ઇષ્ટ સિદ્ધિ જરૂરી છે.' એમ કહી સુમનસ્કતા એટલે અવિરોધી ફળની નિષ્પત્તિ બતાવી નહિતર ઇચ્છા નિષ્ફળ જતાં દેવદર્શનાદિ ઉપાદેયમાં પ્રયત્ન જ ન થાય. લોકવિરુદ્ધ-ત્યાગ એટલે જેથી લોકો સંક્લેશ પામે એવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવાનું કહ્યું. એમાં ઉપાદેય તત્ત્વોના આદર માટે ચિત્તની સ્વસ્થતાની જેમ કોમળતા પણ જરૂરી છે. કોમળતા બીજા જીવોને સંક્લેશમાં નિમિત્ત ન બનવા જાગ્રત્ રાખે છે, લોકવિરુદ્ધ સેવા એ મોટો દોષ કેવી રીતે, વગેરે નિરૂપ્યું.

ગુરુજનપૂજાના વિવેચનમાં પૃષ્ઠ ૩૮૧ ઉપર, માતા-પિતાદિના વિનયમાં ૧૧ બાબતો બતાવી. સેવામાં ૪ મુદ્દા કહ્યા ભક્તિમાં ૬ કર્તવ્ય ચીંધ્યાં. આ હોય તો જ સદ્ગુરુસેવા આવે. ઉપકારી મા-બાપને ઠોકરે મારે એ ગુરુને શું આરાધે?

છઠ્ઠી માગણી છે પરાર્થકરણની. એના વિવેચનમાં કહ્યું કે માનવ ભવની કિંમતી શક્તિઓ બીજાના ભલા માટે કામે લગાડો. એ જ પૌરુષનું ચિહ્ન છે; મુખ્ય પુરુષાર્થ છે, સત્ત્વવિકાસ છે. સ્વાર્થની સાધનામાં પુરુષાર્થ નહિ પણ મોહની પરવશતા, અજ્ઞાનનો અંધકાર અને કર્મની ગુલામી છે. પરાર્થકરણ જીવનનો સાર છે

પરાર્થકરણની બેપરવાઈથી લોભ-અહંકાર વગેરે કષાયો પ્રબળ બને છે; પછી એકલા તપ કે જ્ઞાન-ધ્યાનથી શું વળે? પૃષ્ઠ ૩૮૩ ઉપર પરાર્થકરણનાં બે પ્રમાણ ટાંકીને પરાર્થકરણને ખૂબ જ પુષ્ટ કર્યું છે.

૩૮૪મા પાને, છ વસ્તુઓને લૌકિક સૌન્દર્ય તરીકે બતાવી, બાકીની બેને લોકોત્તર સૌન્દર્ય કહે છે. ભવનિર્વેદાદિ એ લૌકિક કેમ? આમ લૌકિક-લોકોત્તર સૌન્દર્ય બતાવીને લોકોત્તર સૌન્દર્યનો મર્મ બતાવે છે. લૌકિક સૌન્દર્ય વિના લોકોત્તર સુંદર ભાવ ન પ્રાપ્ત થાય, એ વાત વિસ્તારથી સમજાવી છે.

૩૮૫મા પાને 'શુભગુરુયોગ' વર્ણવતાં શુભગુરુ કોને કહેવાય? ગુરુનો યોગ બનાવટી કેવો હોય? શુભગુરુયોગ કોને કહેવાય? શુભગુરુયોગની અગત્યતાનાં કારણો કયાં? જેને શુભગુરુયોગ મળ્યો હોય તે પણ શા માટે એની આશંસા કરે? હૈયામાં ગુરુપ્રેમ ક્યારે થાય? ગુરુયોગની સવી માત્રા શી? વગેરે વિષયો પર ખૂબ માર્મિક વિવેચન કર્યું છે.

ચારિત્રસંપન્ન ગુરુનું વચન કેમ બધું ય માન્ય? શુભગુરુનું વચન હિતનું જ હોય એનાં ૫ કારણ- (૧) સર્વજ્ઞનું કહેલું કહે છે (૨) સમ્યક્ત્વ-લક્ષણ અનુકંપા છે. (૩) અપરિગ્રહી હોવાથી નિઃસ્પૃહ છે. (૪) સત્યનું મહાવ્રત છે. (૫) ત્રિવિધે સંસારત્યાગી હોવાથી સાંસારિક વાત અંગે નિર્મમ છે, ઇત્યાદિ સ્પષ્ટ કર્યું છે.

પૃષ્ઠ ૩૮૯ ઉપર નિર્મળ આરાધનાનાં સાત સચોટ સાધન બતાવ્યાં છે. અહીં એક પ્રશ્નનો ઉકેલ કર્યો છેઃ ગુરુવચનની સેવાનો પુરુષાર્થ જરૂરી છે, આશંસાથી શું વિશેષ? ગુરુવચનની સેવામાં શું શું આવે? દરેક સેવાની પાછળ શો હેતુ? આ બધું એવી ભાષામાં કહેવાયું છે કે મુમુક્ષુના અંતસ્તલને હચમચાવ્યા વિના ન રહે.

૩૯૧મા પાને-'ભવનિર્વેદાદિ ૮ વસ્તુ એક જ વાર નહીં, થોડો જ સમય નહિ, પણ જીવનભર કે સંસારકાળપર્યંત મને સંપૂર્ણ હો. આટલું કલ્યાણ પ્રાપ્ત થાય તો અવશ્ય મોક્ષ થાય.' એમ કહી કલ્યાણ એટલે શું? સુખની આશંસા કરતાં કલ્યાણ-આશંસા કેમ મહાન? મોક્ષ સુખ આપે એ સંસારની સુખ-સગવડ આપી શકે? પ્રાર્થિત વસ્તુ દરેક શો લાભ કરે? અરિહંત અચિન્ત્ય ચિંતામણિ કેમ? એ કેવી રીતે પ્રમાદ, નિરાશા, અશ્રદ્ધા વગેરે કાઢે છે ને બળ-ઉત્સાહ વગેર આપે છે? આ બધું રસભરપૂર વિવેચન વાંચતા આપણને જરા ય કંટાળો આવતો નથી.

પૃષ્ઠ ૩૯૫ થી આરાધનામાં અતિજરૂરી તત્ત્વ 'પ્રણિધાન' (આશંસા) પર લલિતવિસ્તરાકાર પૂજ્ય આચાર્યદેવ સુંદર પ્રકાશ પાથરે છે. એના વિવેચનમાં પૃથક્કરણ કરી પૂજ્ય ગુરુદેવ પ્રણિધાનની આવશ્યકતાનો

કોઠો મૂકીને સ્પષ્ટ ચિત્ર બતાવી, દરેક મુદ્દાને વિસ્તારથી વિચારે છે.

આશંસાના લાભોમાં દા. ત. કર્તવ્ય નિર્ણય, કાર્યોત્સાહ, સ્થૈર્ય; સ્થિતપ્રજ્ઞતા અને એકાગ્રતા, આશંસાનું ફળ મોક્ષ; આશંસા નિયાણું નથી, પ્રણિધાન વિના પ્રવૃત્તિ વગેરે ન થાય, પ્રણિધાનાદિ પાંચ આશયનું સ્વરૂપ, કર્મબંધ આશય પર નિર્ભર, પ્રણિધાનનો અધિકારી કોણ?....વગેરે વિષયોનું અહીં ખૂબ હૃદયસ્પર્શી નિરૂપણ કર્યું છે.

પૃષ્ઠ ૪૦૦ ઉપર પ્રણિધાનનાં લિંગ, એનાં દર્શક 'વિશુદ્ધ ભાવનાસાર' શ્લોકનું વિવેચન, તે વિવેચનમાં કોઈ પણ સાધન વિશુદ્ધ રાખવાના ૩ ઉપાય, અર્પિત મન, યથાશક્તિ ક્રિયા વગેરે બતાવ્યું. પ્રણિધાનનું પ્રબળ સામર્થ્ય, પ્રત્યક્ષપરોક્ષ લાભ, ધર્મકાયાદિ ૩ કાય વગેરે વર્ણવતાં સાધના કેવી રીતે થવી જોઈએ તેનું માર્ગદર્શન આપ્યું. પૃષ્ઠ ૪૦૭ ઉપર પ્રણિધાનનું માહાત્મ્ય, પ્રશાંતવાહિતા બતાવ્યું. ઉપદેશનો પ્રભાવ શું, તે સમજાવ્યું, અખંડિત મોક્ષપ્રયાણ વગેરે વાતો ખૂબ જ વિસ્તારથી કહી છે.

**પૂજા અને પ્રાર્થના :**

પ્રભુની પૂજા અને પ્રાર્થના ચિત્તપ્રસન્નતા આપે છે. પૂજા અને પ્રાર્થના દ્વારા આપણે પ્રભુની ભાવથી નિકટતા કરવાની છે.

પૂજ્યની પૂજાથી પરમ બની શકાય છે. પરંતુ પૂજા શી વસ્તુ છે, એ જાણ્યા વિના કરેલી પૂજા ક્યારેક અધમ પણ બનાવી દે! પરમતેજ ભા-૧ પૃષ્ઠ ૧૭૮ ઉપર ભાવપૂજા સમજાવી છે. ચાર પ્રકારની પૂજા (પુષ્પપૂજા, આમિષપૂજા, સ્તોત્રપૂજા અને પ્રતિપત્તિપૂજા)નું વર્ણન કરતાં સ્તોત્ર કેવું હોવું જોઈએ, તે સ્પષ્ટ કર્યું છે: સ્તોત્ર-સ્તવનમાં સ્વાત્માનંદ, પ્રભુના ગુણ-શક્તિ-સ્વરૂપ-જીવન-ઉપકાર-ભક્તિ વગેરે વણાયેલું હોવું જોઈએ, એ વિસ્તારથી સમજાવ્યું છે. આ વિવેચન ૧૮૦મા પાને આવે છે ત્યાં ચાર પૂજામાંથી ગૃહસ્થ માટે કેટલી અને સાધુ માટે કઈ કઈ? ગૃહસ્થ માટે ચારે પૂજા અને સાધુ માટે છેલ્લી બે, તો સાધુને ઓછો લાભ કેમ નહિ? વગેરેનું રહસ્ય સમજાવ્યું છે.

કેટલાક સંપ્રદાયોમાં પ્રવર્તતી કેટલીક શંકાઓનું અહીં નિરસન પણ કરવામાં આવ્યું છે. દા. ત ગૃહસ્થને હિંસાવાળી પુષ્પપૂજા કેમ? લાભના કારણથી કરે, છતાં પાપ તો લાગે ને? ગણધર ભગવંતો પણ કઈ ઊંચી પૂજા માટે 'નમોત્થુ' પ્રાર્થના કરે?

બીજા ભાગમાં 'સ્તોત્ર કેવાં અને કેમ બોલવાં?' આ ખાસ પ્રકરણ જ જોવા મળે છે. પૃષ્ઠ ૧૮૭ ઉપર આ પ્રકરણ શરૂ થાય છે

સ્તોત્ર કેવાં હોય તે કેવી પદ્ધતિથી બોલવાં જોઈએ, આ વિષયમાં ગ્રંથકારે ૧૧ મુદ્દાઓ બતાવ્યા છે. દરેક મુદ્દા પર વિવેચનકારે સુબોધ અને સરળ વિવેચન કરી પદાર્થો સમજાવ્યા છે. દા. ત. (૧) સ્થાનવર્ણ-અર્થ-આલંબન યોગ, ચિત્રોપયોગનું મહત્ત્વ ખરું પણ સ્થાનાદિનું મહત્ત્વ કેમ? (૨) ઇતર દેવ કરતાં અરિહંતના સ્તોત્રની વિશેષતા. (૩) સ્તોત્રમાં યોગવૃદ્ધિ અને ભાવવૃદ્ધિના ઉપાય. (૪) સસ્મિત નિષ્ઠુરતાથી કેમ બચાય? (૫) ભાવશૂન્ય હૃદયે બોલતાં સ્તોત્રમાં ભૌતિક-લૌકિક ભાવે નો હૃદય પર કબજો. (૬) વિશુદ્ધ ઉચ્ચારણના ૮ નિયમ (૭) બીજાના સ્વરને દબાવવામાં ૪ મહાન દોષ (૮) ક્રિયા કરતી વખતે ખણવું માખી ઉડાડવી વગેરે લક્ષમાં ૫ દોષ (૯) સૂત્રોચ્ચારણમાં યોગમુદ્રા સાચવતાં ૫ લાભ...વગેરે

પૃષ્ઠ ૨૦૫ થી એક અગત્યની ચર્ચા ઉપાડવામાં આવી છે 'વંદણવત્તિયાએ કાયોત્સર્ગ કોણ કરે? સાધુ કે શ્રાવક?' આ ચર્ચામાં વિવેચનકારે અનેક તત્ત્વોને પ્રકાશિત કરી ગ્રંથકારના આશયને સ્પષ્ટ કર્યો છે. દા.ત. સાધુ આરંભત્યાગી હોવાથી પૂજા ન કરે, ગૃહસ્થને દ્રવ્યસ્તવ મુખ્ય હોય, રંગરાગ મુખ્ય નહીં, લક્ષ્મી જિનપૂજામાં સાર્થક, પૂજા એટલે સ્વદ્રવ્ય વ્યય, અસદ્ આરંભથી અશુદ્ધ ભાવમાં ટેવાયેલો શ્રાવક જિનપૂજાના સદ્આરંભથી જ સદ્ભાવ પામે. શ્રાવકને મન પૂજા એ વૈભવ લાગે, ધર્મ જ ધન લાગે, લક્ષ્મી એ ધન-વૈભવ

ન લાગે; માટે પૂજા સ્વયં કરે ઉપરાંત અનુમોદનાનો પણ કાયોત્સર્ગ કરે...કારણ કે તેને ધર્મનો લોભ હોય !

પૃષ્ઠ : ૨૦૯ ઉપર, સાધુ જિનભક્તિની અનુમોદના જ નહી, ઉપદેશ દ્વારા જિનભક્તિ કરાવે પણ ખરા.

સાધુ આરંભવાળી પૂજા કેમ ઉપદેશે? આ પ્રશ્નનુ સમાધાન કરતાં બતાવ્યું છે કે ગૃહસ્થ સામાયિકાદિથી ભાવપૂજાનો લાભ પામે, પણ ધનમૂર્ચ્છાનું માહાપાપ કેમ ઓછું થાય? સ્વાર્થ-ભોગમાં તો બીજા અનેક દોષનું પોષણ થાય છે. દાનાદિથી મૂર્ચ્છા ઓછી કરવી હોય તો દાનનું શ્રેષ્ઠ પાત્ર અરિહંત છે. જિનપૂજાથી (૧) પરમપાત્રે દાનનો લાભ (૨) કૃતજ્ઞતાપાલન (૩) ભાવિતતા અર્થે ઉતમ આલંબન અરિહંત...આ બધી વાતોની ઘણી રસિક સમજુતી આપી છે.

પૂજાના વિષયમાં અનેક શંકાઓ પ્રચલિત છે. તે શંકાઓનું પ્રસંગે પ્રસંગે અહીં સુંદર સમાધાન કરવામાં આવ્યું છે. પૃષ્ઠ ૨૦૮ ઉપર 'પૂજામાં હિંસા છે, તો એનો ઉપદેશ કેમ?' આનું સમાધાન કરવામાં આવ્યું છે. સમાધાનમાં એક માતા પોતાના ખાડામાં પડેલા બાળકને સર્પથી બચાવવા ઝટ બહાર ઘસડી લે છે, તે દૃષ્ટાંત આપી, બહાર ઘસડી નાખવામાં બાળકની ચામડી છોલાય છે, એથી કાંઈ મા હિંસક નથી બનતી. એમ શ્રાવક ધનમૂર્ચ્છા અને મહારંભથી બચવા ત્યાગ અને અલ્પારંભવાળી જિનપૂજા કરે, એથી એ હિંસક નથી બની જતો. શ્રાવકપણાની પારાશીશી જિનપૂજા-સત્કારની ઊછળતી લાલસા છે. એમાં થતી હિંસા એ પ્રથમ પર્યાયથે અરદ્ આરંભથી બચવા સદ્ આરંભ છે.

દ્રવ્ય તવની આવશ્યકતા બતાવતાં પૃ : ૨૧૨ ઉપર દ્રવ્ય-સ્તવ તથા ભાવસ્તવનો પરિચય, ગૃહસ્થને ભાવસ્તવ માટે દ્રવ્યસ્તવ જરૂરી, થાકેલો મેલો અને તરસ્યો પ્રવાસી પાણી માટે નદીના પટમાં ખાડો ખોદે છે, ને પાણી મેળવી થાક, મેલ અને તરસ મિટાવે છે, એનું દૃષ્ટાંત આપી દ્રવ્ય-સ્તવમાં સાધકને નિર્ણય બની પ્રવૃત્ત થવા પ્રેરિત કર્યો છે.

દ્રવ્યસ્તવના પ્રધાન-અપ્રધાન એવા ભેદ બતાવી 'અપ્રધાન દ્રવ્યસ્તવની કોઈ જ કિંમત નથી,' એમ કહ્યું. જ્યારે પ્રધાન દ્રવ્યસ્તવમાં ભાવની અલ્પતા હોવા છતાં એના અનેક લાભ વર્ણવ્યા છે. અરિહંત સાથે મેળ ક્યારે જામે? આજ્ઞાનુસારી જ પ્રવૃત્તિ લાભ કરે, આજ્ઞા એ અમૃત છે... વગેરે વિષયોને સારી રીતે છણ્યા છે.

૨૧૪-૧૫ પાના ઉપર બીજી એક વાત 'સમ્માણવત્તિઆએ' પદના વિવેચનમાં કરી છે, તે વાત છે : પ્રીતિ-ભક્તિ અને વિધિની. પ્રીતિભક્તિ હોવા છતા વિધિનું મહત્વ ઘણું છે, એ વાત સ્પષ્ટ કરી છે.

**ચૈત્યવંદન અને કર્તવ્ય સાદ .**

'લલિતવિસ્તરા' ગ્રંથ જ ચૈત્યવંદનનાં સૂત્રો પર રચાયો છે. ચૈત્યવંદન આખા ગ્રંથમાં અનુસ્યૂત તત્ત્વ છે. એની ભૂમિકારૂપે આ પ્રકરણમાં જે ૩૩ કર્તવ્યોનો નિર્દેશ કર્યો છે, તે તો ગ્રંથમાંથી જરૂર વાંચી લેશો ....બે-ચાર વાર !

ચૈત્યવંદનની પૂર્વ વિધિમાં ૧૦ સોપાન પર વિસ્તૃત વિવેચન ભાગ-૧, પૃષ્ઠ ૧૧૬ ઉપર વાંચવા મળે છે. વિવેચન જેમ વિસ્તૃત છે, તેમ હૃદયગ્રાહી છે. અભિષેક પૂજા અને સત્કારપૂજાનુ મહત્વ બતાવતાં અહંત્વ અને મૂર્ચ્છાનો નાશ કરવાની કેવી ખૂબી ભરેલી વાત કરી છે !

આજ પાના પર બીજી મહત્વની વાતો કરેલી છે. પ્રભુના દર્શન-વંદન કરતાં રોજ ને રોજ હર્ષાશ્રુ અને રોમાંચ કેમ થાય? શુભ પરિણામ કેમ વધે? કૃતકૃત્યતા કેમ અનુભવાય? આના રચનાત્મક માર્ગો બતાવ્યા છે. સંસારની ભયાનકતા અને વંદનાની અતિદુર્લભતા બતાવી છે. ચૈત્યવંદન સૂત્ર બોલવાની એવી પદ્ધતિ બતાવી છે કે જેથી ચાલુ સ્ખલનાઓ ના થાય.

'પ્રણિપાત-દંડક' સૂત્ર અને અર્થ- ૧૨૬ મા પાને બે કોલમમાં આપીને ૧૨૭ મા પાને નવ સંપદાઓનો સંક્ષિપ્ત ભાવ આપી દીધો છે.

બીજા ભાગના ૩૬૬મા પાને ચૈત્યવંદનસૂત્રોનું રહસ્ય પ્રગટ કર્યું છે, કહ્યું છે :

चैत्यवंदनतः सम्यक् शुभो भावः प्रजायते । ततः कर्मक्षयः सर्वं ततः कल्याणमश्नुते ॥

ચૈત્યવંદનથી શુભભાવ, એનાથી કર્મક્ષય અને એનાથી સર્વકલ્યાણ મળે છે. કર્મક્ષયની સાથે ઉચ્ચ પુણ્ય પણ સહેજે મળે છે, એમ પુણ્ય-સંગ્રહ થાય છે.

ચૈત્યવંદનાદિ સાધના તો સુંદર સાધી શકાય, જો સાધકની ભૂમિકાનું સર્જન સુદૃઢ અને સુંદર થયેલું હોય. પૃષ્ઠ ૪૦૮ થી એવી ભૂમિકા સર્જવામાં ઉપયોગી થાય એવા ૩૩ કર્તવ્યો ગ્રંથકારે બતાવ્યા છે. વિવેચનકારે એ કર્તવ્યો જીવોના જીવનમાં ઊતરે એ રીતનું વિવરણ કરવા માટે ખૂબ પ્રયત્ન કર્યો છે। જે જીવના જીવનમાં તે ઊતરે, તેનું પાપીજીવન મંગળજીવન બની જાય. એમાં આદિધાર્મિકના દયાળુતા, અતિરસ્કાર વગેરે કયાં કયાં પ્રાથમિક કર્તવ્યો છે, તે બતાવ્યું છે. કલ્યાણ-અકલ્યાણ મિત્ર કેવા હોય? ઉચિતવૃત્તિ, ગુરુવર્ગવશતા, દાનાદિ, ભગવદ્ભક્તિ, સાધુસેવા, શાસ્ત્રશ્રવણ-ચિંતન મનન, પ્રવૃત્તિ ધૈર્ય, ભાવિનો ખ્યાલ, મૃત્યુ પર જાગતી દૃષ્ટિ, જીવન પરલોકપ્રધાન, ગુરુસેવા, યોગપટદર્શન-ધારણ-જાપ વગેરે. વિક્ષેપત્યાગ, યોગસિદ્ધિ, ભગવદ્મૂર્તિ, શાસ્ત્રલેખન, ચતુઃશરણાદિ, મંત્રદેવતાપૂજન, સત્કાર્ય શ્રવણ ઔદાર્ય વગેરે અનેક કર્તવ્યો વર્ણવી અનાદિ પશુજીવનને મિટાવી વ્યવસ્થિત જીવન બનાવવાના સુંદર ઉપાય બતાવ્યા છે.

પૃષ્ઠ ૪૧૪ ઉપર ૩૩ કર્તવ્યો યાદ રહી જાય તે માટે ૪ વિભાગમાં ૩૩ કર્તવ્યોનું વિભાગીકરણ કર્યું છે. અપુનર્બંધકપ્રવૃત્તિ મિથ્યાદૃષ્ટિની છતાં એને સત્પ્રવૃત્તિ કહી તેનું યુક્તિસર નિરૂપણ કર્યું છે. નૈગમનયના દૃષ્ટાંત, તત્ત્વ અવિરોધી હૃદયનું મહત્ત્વ, સુપ્તમંડિતપ્રબોધદર્શનનું દૃષ્ટાંત, ન્યાયસાંખ્યાદિ દર્શના આદિધાર્મિકતા માટે શું જરૂરી માને છે? ચૈત્યવંદન સૂત્રોનો અર્થ જાણવો કેમ જરૂરી?

આ બધા પર રસાળ ચર્ચા કરીને ગ્રંથકાર પોતેજ ગ્રથ પર ગુણદોષની યોગ્ય વિચારણા આવકારતાં પ્રશ્ન ઊઠવાના યોગ્ય કારણ બતાવી, સમજ્યા વિના દોષ આક્ષેપ ન કરવાનુ કહે છે. અંતે, આ ગ્રંથના નિર્માણના પુણ્યથી જીવોનો ભવવિરહ (મોક્ષ) થવાની ભાવના વ્યક્ત કરે છે–

---

## શુદ્ધિપત્રક ચાલુ

| પૃષ્ઠ | કોલમ | ફકરો પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | કોલમ | ફકરો પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૭૫ | ૧ | ૬/૧ | निर्वंदादि | निर्वेदादि | ૩૯૪ | ૧ | ૪/ | મેં બીજા, | મેં કે બીજા૦ |
| | ૨ | ૬/૨ | નિર્વિણ્ણો | નિર્વિણ્ણો | ૩૯૫ | ૨ | ૨/૨ | કારણુ | કારણ |
| ૩૭૬ | ૨ | ૨/૬ | અન:દેવતા | અનાદેવતા | ૪૦૩ | ૧ | ૪/૧૫ | ....સ્થાના –) | ...સ્થાન– |
| | | ૫/૩ | – प्रति – | –प्रतिकूळताદિ | | | ૧૬ | ...બંધના | ...બંધન |
| ૩૭૮ | ૧ | ૧/૫ | દમમાં | દામમાં | ૪૦૮ | ૨ | ૨/૧૬ | ....मङ्गाल.... | ...नङ्गल... |
| ૩૭૯ | ૨ | છેલ્લી | અ ધારા | અંધારાં | | | ૨૦ | ...मुतम.... | मुत्तम.... |
| ૩૮૦ | ૧ | ૪/૧ | આચરણુનો | આચરણનો | ૪૧૧ | ૨ | ૧/૧૪ | હશો | હશે |
| ૩૮૪ | ૧ | ૨/૫ | गुरुयचन | गुरुवचन | ૪૧૪ | ૧ | ૨/૧ | દષ્ન્ત | દૃષ્ટાન્ત |
| ૩૮૮ | ૨ | ૮/૨ | મહામા હિતની | મહાત્મા અહિતની | | | ૮/૧ | एवभूत... | एवंभूत... |
| ૩૯૦ | ૧ | ૧/૨ | ગાતમ | ગૌતમ | ૪૨૨ | ૧ | ૨/૩ | मध्यस्थ | मध्यस्थे |
| | | ૪/૨ | ગુર્વાદિસ | ગુર્વાદિશ | ૪૨૭ | ૨ | ૬/૩ | बोधलाभा | बोधिलाभा |
| | ૨ | ૫/૧ | ઊંડા | ઊંડી | ૧ | ૨ | ૨૬ | ૧૦ કોઠા૦ સા૦ | ૨૦ કોઠા૦ સા૦ |

# પરમતેજ ભાગ-૨

## ગ્રન્થ-પદાર્થોનાં અન્વેષણ અને સ્મૃતિ અર્થે વિષયાનુક્રમ તથા ગ્રન્થસાર

## ◎ ૨૮. તિણ્ણાણં-તારયાણં



## ◎ ૨૯. બુદ્ધાણં બોહયાણં



## ◎ ૩૦. મુત્તાણં મોયગાણં

| વિષય | પૃષ્ઠ |
|---|---|

ભંગથી ચિત્ત વિહ્વળ, અપ્રસન્ન, દેવપૂજાદિ કર્તવ્યનો અનુત્સાહ:

એમ તો બંગલાની ઇચ્છા સિદ્ધ ન થતાં ધર્મનો અનુત્સાહ હોય તો તે શું ઈષ્ટ સાધ્ય?:

એવી ઇચ્છા એ જ મોટી વિહ્વળતા: જહા લાહો તહા લોહો ૩૭૯

જીવનનિર્વાહ-સાધનેચ્છા ભાવનામાત્રથી ન મટે; બીજી આકાંક્ષાઓ તો સંતોષાદિની ભાવનાથી મટે ,,

આ આસંસામાં ગર્ભિત ૩૮૦

(૪) લોગવિરુદ્ધચ્ચાઓ ,,

લોકવિરુદ્ધ=લોકને ચિત્તસંક્લેશ (ખેદ-દ્વેષ-દુર્ભાવ) કરનારાં કાર્ય,-નિંદા-દ્રોહ-દુર્ભાષણાદિ:

લોકવિરુદ્ધ-સેવન મોટો દોષ: લોકને ધર્મ-નિંદાથી બોધિદુર્લભ: જાતે કોમળતાનાશ, કઠોરતા: બીજાનો વિચાર જ નહિ કરવામાં પણ એજ ,,

(૫) ગુરુજન-પૂજા ૩૮૧

માતાપિતાદિના વિનય ૧૧: સેવા-૪: ભક્તિ-૭ ,,

ગુરુજન પૂજાથી લાભો: પૂજાભંગે ફળ અંતરાય ને શુભગુરુ સેવા માટે અયોગ્ય ,,

(૬) પરાર્થકરણ ૩૮૨

સ્વરૂપ: પૌરુષ-ચિહ્ન ,,

પરાર્થકરણમાં પુરુષાર્થ, સ્વાર્થકરણમાં મોહ-ચેષ્ટા પૌરુષવિટંબણા ,,

પરાર્થકરણ એ જીવનસાર

સુકૃત પુણ્ય-સુસંસ્કાર-યશરૂપે કાયમ: સ્વાર્થ-કરણમાં 'ખા ગયા ખો ગયા' ૩૮૨

પરાર્થકરણ વિના ધર્મક્રિયામાત્રથી કલ્યાણ ક્યાં અટકે?: ધન-કાયાનો લોભ, વગેરે પ્રબળ કષાય; ત્યારે ધર્મસાધનાથી આત્મહિત: તે કષાયની અમુક હદે મંદતા પર. ૩૮૩

પરોપકારમાં અભિમાન થતાં આત્મહિત શી રીતે?: અભિમાન તો પછી, પણ પહેલાં ત્યાગ-ભાવના, કોમળતા ,,

પરાર્થકરણનાં ૨ પ્રમાણ: ૧. દાન પહેલો ધર્મ, ૨. સાધુસેવા આદિ ધર્મહેતુ ,,

લૌકિક-લોકોત્તર સૌંદર્ય

લૌકિક=લોક અને ઈતરધર્મોની દૃષ્ટિએ સુંદર ભવનિર્વેદાદિ ૬ માં કેવી રીતે?: લોકોત્તર=જૈન ધર્મની જ દૃષ્ટિએ સુંદર છેલ્લા બે. ૩૮૪

ભવનિર્વેદાદિ કેમ લોકોત્તર નહિ? ,,

લોકની પહોંચ નહિ એવી સાધના એ લોકોત્તર.... ,,

વરઘોડાદિમાં લોકપ્રશંસા છતાં કેમ લોકોત્તર૦?: દાનાદિ તથા નયનાનંદ અંશ પર લૌ૦, દેવાધિદેવની ભક્તિ આદિ અંશ પર લોકોત્તર ,,

લૌકિક સૌંદર્ય વિના લોકોત્તર સૌ૦ નહિ: વિષયાંધતા તત્ત્વઅરુચિ વગેરેમાં તીવ્ર કષાય હોઈ લોકોત્તર શુભ પરિણામ નહિ ૩૮૫

લૌ૦ સૌંદર્યથી ઈતિકર્તવ્યતા નહિ

(૭) શુભગુરુયોગ ,,

લૌ૦ સૌ૦ વિના શુભગુરુયોગ દરદીને પુષ્ટિ-કારક મલાઈ જેવો! ,,

બનાવટી શુભ ગુરુયોગ: ગુરુની પાસેથી કાંઈ લેવા નહિ, પણ ગુરુને આપવા ગુરુસમાગમ! ભવની ઠંડક આદિવાળાને ગુરૂપદેશ પર ઉલ્ટું દ્વેષ ૩૮૬

શુભ ગુ૦ યો૦=વિશિષ્ટ ચારિત્રસંપન્ન આચાર્યનો સંબંધ: સામાન્યમાં તો ઉચ્ચ લક્ષ્ય અજ્ઞાત યા કર્તવ્ય કે શક્યનો અવિશ્વાસ ,,

વિશિષ્ટ૦નાં લક્ષણ ,,

'શુભ ગુરુયોગની અગત્યનાં કારણ:
૧. ગુરુ વિના જ્ઞાન નહિ: સીધું પુસ્તકમાંથી જ્ઞાન? જીવીને જ્ઞાન આપે એ અસરકારક: ૨. જ્ઞાન ઉપરાંત પ્રેરણા: ૩. આપણી ભૂલોનું ભાન, યોગ્યપથ-પ્રદર્શન, સેવા-વિનયાદિ લાભ: ૪. ગુરુ માથે ધરાય; સેવકભાવથી અહંત્વહ્રાસ, સેવામાં તૃષ્ણામમતાહ્રાસ: ૩૮૬

શુભ ગુરુયોગ-પ્રાપ્તને આશંસા કેમ?: વિશેષ આસંસા દ્વિધા,-૧. કાયમ બન્યો રહે, ૨. અવંચકયોગ ૩૮૭

યોગાવંચક-ક્રિયાવંચક-ફલાવંચક: અવંચક ફળ: એ વિકસતાં અંતે ગુરુયોગતન્મયતા નિરાલંબન દશારૂપ ,,

## પરમતેજ ભાગ ૨ : શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૨ | निवैद | निर्वेद | ૪૧ | ૨ | ૨૧ | રહેલી ક્રિયા વિશુદ્ધ | રહેલી વિશુદ્ધ |
| ૪ | ૧ | ૩૫ | भमे | भय | | | | | |
| ૧૦ | ૧ | ૯ | परिणात | परिणाम | ૪૮ | ૧ | ૩ | ત્યાં ક્ષ | ત્યાં લક્ષ |
| „ | „ | ૧૦ | पारभाव | परिभाव | ૪૯ | ૨ | ૧૩ | આગને ઉદ્યમ | આગને ઓલવવા ઉદ્યમ |
| ૧૭ | ૧ | ૧૧ | ऋतु | ऋत | | | | | |
| ૧૮ | ૨ | ૧૯ | भिनि वेशा | भिनिवेशाः | ૫૨ | ૨ | ૧૫ | શાસ્ત્રનું | શાસ્ત્રનું ને શાસ્ત્રોક્ત પદાર્થોનું |
| „ | „ | ૨૭ | વિસ્મરણ; | અવિસ્મરણ | | | | | |
| | | | અવિજ્ઞાન | વિજ્ઞાન | ૫૫ | ૨ | ૨૦ | ભ્રમ | ધર્મ |
| ૧૯ | ૨ | ૨૩ | પાળવાની | પામવાની | ૫૮ | ૨ | ૩૦ | કંઇ | કેઇ |
| ૨૧ | ૨ | ૧૪ | તત્ત્વા | (૮) તત્ત્વા | ૬૦ | ૨ | ૩૬ | નાયક ભાગ) | નાયક (ભગભ, |
| ૩૦ | ૨ | ૨૦ | જેવાને કે | જેવાને | ૬૨ | ૨ | ૨૬ | દાનક રે | દાન કરે |

# પરમતેજ ભાગ ૨ : શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬૩ | ૧ | ૩૭ | ક્ષાયિ | ક્ષાયિક |
| ૬૮ | ૨ | ૨૩ | પુણ્યપર | પુણ્ય પર |
| ૭૦ | ૨ | ૩૨ | નિરર્થ | નિરર્થત |
| ૭૭ | ૧ | ૫ | ચરિત્ર | 'ચારિત્ર' |
| ૮૧ | ૨ | ૧૬ | ઉદ્દેશ | ઉદ્દેશ |
| ૮૯ | ૧ | ૩ | કે એના | કે એ એના |
| ૯૦ | ૧ | ૧૮ | કેવળ એ | કેવળ વિજ્ઞાન એ |
| ૧૨૦ | ૧ | ૨૧ | પહેલાં પ્રત્યક્ષ | પહેલાં એ પ્રત્યક્ષ |
| ૧૨૩ | ૧ | ૨૨ | સ્યાનત્ર | સ્યાન્યત્ર |
| ૧૩૩ | ૧ | ૩૨ | બાપ | બાળ |
| ૧૪૮ | ૨ | ૨૭ | મૂત | મૂર્ત |
| ૧૫૧ | ૧ | ૨૧ | અવચ્છેકતા | અવચ્છેદકતા |
| ૧૫૭ | ૧ | ૧૨ | વચનાત્વાદ્ | વચનત્વાદ્ |
| ૧૫૮ | ૨ | ૪ | હોય | હેય |
| ૧૫૯ | ૧ | ૩૭ | અદ્વૈતવાદીના | અદ્વૈતવાદીના |
| ૧૬૨ | ૧ | ૮ | મર્થાનાં | મર્થાનાં |
| ૧૬૮ | ૧ | ૨૫ | સફેદ ચામર | સફેદ મુલાયમ ચામર |
| ૧૮૭ | ૨ | ૩૩ | યોગને તથા | યોગને યા |
| ,, | ,, | ૩૪ | યોગને યા | યોગને |
| ૧૯૮ | ૧ | ૬ | પાદના તદ્યથાય | પાદનાય તદ્યથા |
| ,, | ,, | ૨૫ | નથી; ઘટી | નથી ઘટી |
| ૨૨૨ | ૨ | ૨૪ | કાર્યોત્સર્ગ | ઉદ્દેશાચાર્યનું મહત્ત્વ છે. કાર્યોત્સર્ગ |
| ૨૨૪ | ૧ | ૧૩ | ત્રણ | ચાર |
| ૨૩૦ | ૧ | ૫ | ઉદ્દસે નિદ્દસે | ઉદ્દેસે નિદ્દેસે |
| ૨૩૬ | ૨ | ૨૭ | લક્ષનઃ | લક્ષણઃ |
| ૨૩૭ | ૧ | ૧૧ | રિથરતા | સ્થિરતા |
| ,, | ૨ | ૧૦ | બધનોને | બંધનોને |
| ,, | ,, | ૨૭ | સ્વયમિત્યમુ પ્ર. | સ્વયમિત્યમુ (પ્ર |
| ,, | ,, | ૩૭ | 'સદ્ધએ' | 'શ્રદ્ધાએ' |

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૩૮ | ૨ | ૯ | ઈત્યાદિ | ઈત્યાદિ. |
| ,, | ,, | ૩૦ | કરવાનો | કરવાનો. |
| ૨૪૨ | ૧ | ૩૦ | ક્રિયાને | ક્રિયાંના |
| ૨૪૫ | ૨ | ૩૩ | ઇષ્ટફળ સંપત્તિ | ઇષ્ટ ફળસંપત્તિ |
| ૨૪૬ | ૧ | ૩૫ | સાકાર | સાકર |
| ૨૪૮ | ૨ | ૨૬ | પછીનો | પછીના |
| ૨૪૯ | ૧ | ૨૭ | સદ્ દ્રવ્યતયા | સદ્દ્રવ્યતયા |
| ,, | ૨ | ૫ | સંચાર | સંચાર |
| ,, | ૨ | ૧૨ | બને તે-તો | બને તે. તો |
| ૨૫૧ | ૧ | ૫ | ભાવિતોઽલ્પાઃ | ભાવિનોઽલ્પાઃ |
| ,, | ૨ | ૩૩ | મરીરને | શરીરને |
| ૨૫૫ | ૧ | ૩૦ | ચ્છ્વાસ | ચ્છ્વાસ |
| ૨૫૬ | ૨ | ૧૯ | વિરુદ્ધ છે, | વિરુદ્ધ છે,) |
| ૨૫૭ | ૨ | ૭ | દ્વિવિધ કાર્યોત્સર્ગ દ્વિવિધ | કાર્યોત્સર્ગ દ્વિવિધ |
| ૨૫૯ | ૧ | ૩૭ | ગોસમુહણતગાદી | ગોસમુહણંતગાદી |
| ૨૬૦ | ૨ | ૩૩ | ચાન્યરનિવારિત | ચાન્યૈરનિવારિતં |
| ૨૬૧ | ૨ | ૩ | ઉત શાસ્ત્ર | ઉતઃ શાસ્ત્ર |
| ૨૬૨ | ૨ | ૩૨ | ચાલ્યો | ચાલ્યા |
| ,, | ,, | ૩૮ | એને કોઈ | એનો કોઈ |
| ૨૬૩ | ૧ | ૧૧ | વિસ્તારમાં | વિસ્તરામાં |
| ૨૬૭ | ૧ | ૩૫ | ભ્રાનિ | ભ્રાંતિ |
| ૨૬૮ | ૨ | ૩૮ | દોષઃ | દોષઃ– |
| ૨૬૯ | ૧ | ૫ | ચિકીર્ષિત | ચિકીર્ષિતં |
| ,, | ,, | ૨૪ | બિંબનું સનિધાન | બિંબનું સંનિધ |
| ૨૭૦ | ૨ | ૨૩ | અપક્ષાએ | અપેક્ષાએ |
| ૨૭૧ | ૧ | ૨૫ | તો જે | તો જ |
| ૨૭૩ | ૧ | ૩૨ | યદ્યેવં | યદ્યેવં |
| ૨૭૫ | ૧ | ૧૧ | ગભિત | ગર્ભિત |
| ૨૮૨ | ૨ | ૨૭ | નિવિકલ્પ | નિર્વિકલ્પ |
| ૨૮૪ | ૧ | ૩૫ | પ્રસ્તુમાં | પ્રસ્તુતમાં |
| ૨૮૭ | ૧ | ૨૨ | સ્ફુતિ | સ્ફુર્તિ |

# પરમતેજ ભાગ ૨ : શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૮૭ | ૨ | ૨૦ | અકિચિત્કર | અકિંચિત્કર | ૩૪૦ | ૧ | ૧/૩ | व्यापाहा | व्यपोहा |
| ,, | ,, | ૨૩ | ચિતામણિ | ચિંતામણિ | ૩૪૬ | ૧ | ૪/૪ | जिणतरे | जिणंतरे |
| ,, | ,, | ૨૬ | અરહિંત | અરિહંત | | ૧ | ૫/૬ | नेबं | नैत्रं |
| ૨૯૧ | ૧ | ૩૬ | લક્ષ્રણુ:– | લક્ષણ:– | ૩૪૭ | ૧ | ૫/૨ | तीय | तीर्थं |
| ૨૯૨ | ૧ | ૪ | નિયાણમાં | નિયાણામાં | | ૨ | ૨/૭ | હરણા | હરણ |
| ,, | ,, | ૨૯ | જેનધર્મની | જૈનધર્મની | ૩૫૦ | ૨ | ૧/૧૫ | વિદાહરણ | વિદારણ |
| ૨૯૨ | ૨ | ૧ | નિયાણમાં | નિયાણામાં | ૩૫૧ | ૧ | ૭/૩ | ससार | संसार |
| ૨૯૫ | ૧ | ૧૯ | વિષદાઓનું | વિપદાઓનું | | | ૪ | नर नारि | नरं नारिं |
| ૨૯૮ | ૨ | ૧૦ | केवलियणाणलभो | केवलियणाणलंभो | ૩૫૪ | ૨ | ૨/૯ | वे नानिष्ट | वेनानिष्ट |
| ,, | ,, | ૨૦ | આષો. | આપો. | ૩૫૮ | ૨ | ૧/૧૪ | કાળના | કાળની |
| ૩૦૦ | ૧ | ૮ | માહનીય | મોહનીય | | | ૨/૬ | છે, બતે | બતે છે, |
| ૩૦૩ | ૨ | ૩૫ | પુષ્કવર | પુષ્કરવર | | | ૭ | કેવળજ્ઞાન, | કેવળજ્ઞાન |
| ૩૦૬ | ૨ | ૩૩ | मतीन्द्रियाणम | मतीन्द्रियाणाम | ૩૫૯ | ૧ | ૭/૪ | સ યોગી | સયોગી |
| ૩૦૭ | ૧ | ૪ | स्पादेतत् | स्यादेतत् | ૩૬૦ | ૨ | ૩/૫ | लभि | लाभ |
| ,, | ,, | ૨૭ | શાસ્રવચનની | શાસ્ત્રવચનની | ૩૬૫ | ૨ | ૪/૧ | सभारा | संभारा |
| ૩૦૭ | ૨ | ૯ | એહા કે | ઘટે કે | | | ૫/૫ | सम्बन्धिन, | सम्बन्धिनः |
| ,, | ,, | ૧૨ | શકાયા. | શકાય. | | | ૭ | सर्ग वि | सर्गं वि |
| ,, | ,, | ૧૩ | શાસ્રબાધક | શાસ્ત્રબાધક | | | ૬/૯ | (સેવે) | (સેવા) |
| ,, | ,, | ૧૪ | ‘ તપ્પુાવયા અરિહયા ’ | ‘ તપ્પુવ્વિયા અરહયા ’ | ૩૬૬ | ૧ | ૪/૭ | નાય | બનાય |
| ૩૧૪ | ૨ | ૫ | गणाचितस्य | गणार्चितस्य | | | ૭/૨ | मश्नुते | मश्नुते |
| ૩૧૫ | ૨ | ૮ | કહે છે, | કરે છે, | | | ૯/। | अरि दिन | अरि....दिने |
| ૩૧૭ | ૨ | ૨૯ | भावेनाचिते; | भावेनार्चिते; | ૩૬૭ | ૨ | ૩/૩ | कतृः, सिद्धो | कार्तृः सिद्धौ |
| ,, | ,, | ૩૭ | हृदयम् । | इति हृदयम् | ૩૬૮ | ૧ | ૫/૨ | ગઠાણું | ગરાણું |
| ૩૨૬ | ૨ | ૨૨ | . सव्यत्व– | भव्यत्व– | ૩૭૦ | ૨ | ૪/૫ | વંયાતું | પાયાનું |
| ૩૨૭ | ૨ | ૨૫ | બોદ્ધ | બોધ | ,, | | આ.૪ | परिच्छमओ | पच्छिमओ |
| ૩૩૦ | ૧ | ૩/૯ | યુકતતા | યુકતના | ૩૭૨ | ૧ | ૪/૪ | પ્રાણુપાત | પ્રણિપાત |
| ૩૩૨ | ૨ | ૭/૧ | ધયુ | થયું | | | ૬/૧ | તીવ્ર; સંવેગ | તીવ્ર સવેગઃ– |
| ૩૩૬ | ૨ | ૩/૧ | परम्परा | परस्परा | | | ૧૦ | નિર્વેદાદિની | નિર્વેદાદિની |
| | | ૨ | प्रयोमके | प्रयोजके | ૩૭૩ | ૧ | ૬/૩ | श्येन्न | श्येन |
| | | ૫/૫ | मथ्य | अत्य | | ૨ | ૬/૧ | મારે | જય પામો મારે |
| ૩૩૭ | ૧ | ૧/૧ | निद्राः प्रसुप्ते | निद्राप्रसुप्ते | ૩૫૭ | ૧ | ૪/૪ | સ બોધન | સંબોધન |
| ૩૩૮ | ૧ | છેલ્લી | गयाण | गयाणं | | | ૬ | સશ્રુર | સરણું |
| | | | | | | | ૫/૭ | પહોય છ | પહોંચે છે. |

ॐ अर्हं नमः
सिद्धान्तमहोदधि पू० आचार्यदेव श्री विजयप्रेमसूरीश्वरगुरुभ्यो नमः ।
સમર્થ શાસ્ત્રકાર, ૧૪૪૪ ગ્રંથપ્રણેતા, પ્રકાંડ વિદ્વાન આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે શ્રી ચૈત્યવન્દનસૂત્રો પર રચેલા 'શ્રી લલિતવિસ્તરા' નામના મહાન જૈનદર્શન-શાસ્ત્રનો વિવેચન ગ્રન્થ—

# પરમતેજ

(ભા.-૨ જો)

## ૧૫. અભયદયાણં

લ૦-) साम्प्रतं भवनिर्वेदद्वारेणार्थतो भगवद्बहुमानादेव विशिष्टकर्म्मक्षयोपशमभावाद् अभयादिधर्म्मसिद्धिः, तद्व्यतिरेकेण नैःश्रेयसधर्म्मासम्भवाद्, भगवन्त एव तथा तथा सत्त्वकल्याणहेतव इति प्रतिपादयन्नाह अभयदयाणमित्यादिसूत्रपञ्चकम् ।

**અર્થ:– સંસાર પર અરુચિ ઊભી કરાય તો તે જ ખરેખર અર્હદ્‌ભગવાન ઉપર બહુમાન યાને પક્ષપાત સ્વરૂપ બને છે, તે દ્વારાજ મિથ્યાત્વમોહનીયાદિ કર્મનો ક્ષયોપશમ થવાથી અભય, ચક્ષુ વગેરે ધર્મ પ્રાપ્ત થાય છે; ને તે અભયાદિ વિના મોક્ષદાયી સમ્યગ્દર્શનાદિ ધર્મ સિદ્ધ થતા નથી; માટે જીવોને (અભય, ચક્ષુ,....સમ્યક્ત્વ, વગેરે યાવત્ મોક્ષ પર્યન્ત) કલ્યાણ પ્રાપ્ત થવામાં ભગવાન જ તે તે અભયદાનાદિ કરવા દ્વારા કારણભૂત છે; (કેમકે મૂળમાં બહુમાન બીજા પર નહિ કિંતુ અરિહંત ભગવાન પર જ જગાવાય, તો જ આ અભયાદિ કલ્યાણ સિદ્ધ થાય છે, માટે અભયાદિ સિદ્ધ થવામાં મૂળ પ્રભાવ બહુમાનેલા અરિહંત ભગવાનનો છે.) તો ગણધરમહર્ષિ હવે આનું પ્રતિપાદન કરવા રૂપે 'અભયદયાણં' વગેરે પાંચ સૂત્રો કહે છે.**

**વિવેચન**– 'લોગનાહાણં' વગેરે પાંચ પદોથી સ્તુતિપાત્ર ભગવાનની 'સામાન્યોપયોગ' સંપદા કહી, હવે 'વિશેષોપયોગ' સંપદા કહેતાં પહેલાં એ સામાન્યોપયોગ–સંપદાની હેતુસંપદા કહે છે; અર્થાત્ અરિહંતપ્રભુની લોકસામાન્યમાં ઉત્તમતા, નાથપણું, હિતપણું વગેરે ઉપયોગ હોવા પાછળ કયાં તત્ત્વ કારણ તરીકે કામ કરી રહ્યા છે, તે બતાવવા આ 'અભયદયાણં' વગેરે પાંચ સૂત્રની સંપદા કહે છે.– એ તત્ત્વ કારણ એ રીતે કે પ્રભુ અભયદાન ચક્ષુદાન વગેરે કરે છે, તેથી જ એ લોકમાં ખરેખર ઉત્તમ, નાથ, હિત વગેરે બને છે.

**પ્ર૦–અરિહંત ભગવાન અભયદાન આદિ કરનાર શી રીતે? એટલે કે જીવને અભય, ચક્ષુ, માર્ગ વગેરે કલ્યાણ પ્રાપ્ત થાય એના દાતા ભગવાન શી રીતે?**

ઉ૦–આ સમજવા માટે પહેલાં આદ્ય સાધનાથી માંડી મોક્ષ પર્યન્તની પ્રક્રિયા અતિ સંક્ષેપમાં જોઈએ. જીવને આ સંસારમાં પરિભ્રમણ કરતાં અનંતાનંત [1]પુદ્‌ગલપરાવર્ત જેવા જંગી કાળ વીતી ગયા. જ્યારે મોક્ષે જવા પૂર્વે છેલ્લા પુદ્‌ગલ–પરાવર્ત (ચરમાવર્ત) કાળમાં જીવ આવે છે ત્યારે જ એને સંસારનો રસ, રુચિ, પક્ષપાત તૂટી સંસારવાસ પર ઉદ્વેગ, અરુચિ, અનાસ્થા પ્રગટે છે. એટલે કે ભવનિર્વેદ જાગે છે.

**ભવનિર્વેદ કેવો અને શાથી :–**

ભવનિર્વેદ એટલે ભવ પર કંટાળો, સંસાર પર અરુચિ, સંસારવાસ એ કારાગારમાં વસવા જેવો ઉદ્વેગકારી લાગે. એનું કારણ, સંસાર મુખ્યતયા ઠીક ઠીક શરીર, વૈભવ અને મનગમતા સ્નેહીઓ

---

૧ અસંખ્ય વર્ષ=૧ પલ્યોપમ, ૧૦ ક્રોડાક્રોડ પલ્યોપમ =૧ સાગરોપમ ૧૦ ક્રોડાક્રોડ સાગરોપમ=૧ કાળચક્ર, અનંતા કાળચક્ર=૧ પુદ્‌ગલ પરાવર્ત.

વગેરેના સંયોગ પર મીઠો લાગવા જાય, પરંતુ એ ત્રણેયની દુર્દશા દેખાય છે.

'कायः संनिहितापायः, संपदः पदमापदाम् ।
समागमाः सापगमाः, सर्व्वम् उत्पादि भङ्गुरम् ॥

અર્થાત્ શરીર એવું છે કે જેને અનેક ઉપદ્રવ અને નાશ નિકટમાં છે, સંપત્તિ વૈભવ એ આપદાઓનું ઘર છે, અને ઇષ્ટ સ્નેહીઓ વગેરેના સમાગમ એ નક્કી વિખરવાના છે; કહો કે ઉત્પન્ન થનારૂં બધું જ નાશવંત છે. હવે એ ગમે તેટલા રુડા લાગી સંસાર મીઠો લાગવા જાય, પરંતુ ઉપદ્રવ, આપદા અને વિયોગની ખાસિયતવાળા હોઇને, રુડા લાગેલા એ એક દિ' રોવરાવવાના છે, તો એના પર શી આસ્થા, હુંફ ને રુચિ રહે?

**શરીર-સંપત્તિ-સ્નેહિસંયોગ એ ઉપદ્રવનાં ઘર :-**

શરીર છે માટે જ ભૂખ-તરસ, ટાઢ-તડકો, શ્રમ-સુસ્તિ, અપમાન-અનાદર અને નાના મોટા અનેક રોગ વગેરે ઉપદ્રવ જાગે છે, તેમજ મૃત્યુ અવશ્ય નજીકમાં છે. શરીર ન હોય તો આમાંનું કશુંય શાનું હોય? પણ શરીર છે અને 'આવું કાંઇ આવવા જ દઉં નહિ' એવી સત્તા કોઇ ચલાવી શકતું નથી. ત્યારે એ કોઈ ગમતી વાત પણ નથી. એમ, સંપત્તિ-વૈભવ એ લૂંટારાનાં સન્માનની જેમ આપત્તિઓથી ભરેલા છે.

'अर्थानाम् अर्जने दुःखम् . अर्जितानां च रक्षणे ।
आये दुःखं व्यये दुःखं धिगर्थाः दुःखभाजनम् !' ॥

સંપત્તિ કમાવવામાં કષ્ટ છે, કમાયેલાને સાચવવામાં ય કષ્ટ છે, મોહવશ એ કષ્ટરૂપ લાગે નહિ એ જુદી વાત; બાકી ધન-માલના આવવામાંય દુઃખ છે અને જવામાં ય દુઃખ છે. ધિક્કાર છે દુઃખ-આપત્તિ-સંતાપના ઘરંસમા આ સંપત્તિવૈભવને! મોહના કેફમાં ઉન્મત્ત બનેલા હૃદયને આની પરવા ન હોય એ જુદી વાત, છતાં સરવાળે આપદા જ છે; અને એક દિ' એ જવાનાં જ છે. આ ગમતી વાત નથી. હવે રહ્યા સ્નેહીઓ વગેરેના સંયોગ. એ વળી વિયોગમાં પરિણમનારા છે. ગમે તેવા સારા અને સશક્ત પરિવાર પણ એક દિ' રવાના થાય છે; અને ત્યારે ભારે શોક અને ઉદ્વેગ જન્મે છે, કાંઇ ગમતું નથી, પણ પછી હૃદય ધિઠું બનવા માંડે છે, પાછું બધુંય ગમવા માંડે છે.

'વાલેસર વિના એક ઘડી,
નવિ સોહાતું લગાર રે;
તે વિના જન્મારો વહી ગયો,
નહિ કાગળ સમાચાર રે;
સહજાનંદી રે આતમા
સૂતો કાંઇ નિશ્ચિંત રે;
મોહતણા રણિયા ભમે,
જાગ જાગ મતિમંતરે;

સ્નેહીના જ સંયોગ શું, સંયોગ માત્રના અંતે વિયોગ છે. સંયોગથી ચઢેલાને અવશ્ય પડવાનું. નાસ્તિકને ય એટલું તો માનવું જ પડે કે બધું સૂકીને એકલાને મરવાનું; બધું ઊભું રહે ને પોતે ખલાસ! સંયોગ એટલે વિયોગ નક્કી. વિયોગનો કલ્પાંત ભારે. અને પંખીમેળા સમો પરિવાર, જે કાંઇ નવા સંયોગ ઊભા થાય છે, તે નાશવંત છે, દુઃખ-ભરપુર છે.

મોટી મહેલાતો અને સંપત્તિઓ તથા મોટા પહેલવાનો અને પાદશાહો, કેઇ ઉડી ગયા! સંસાર એટલે કાયા, સંપત્તિ અને સમાગમો; એ ઉપદ્રવ, આપત્તિ અને વિનાશના કલંકથી કલંકિત છે. તો એના પર હૈયાનાં હેત શા? દિલની આસ્થા શી?

**ભવનિર્વેદ એ ભગવદ્-બહુમાન :—**

ભવ્યાત્માને આવા સંસાર પર અભાવ જાગે; અરુચિ થાય, ભવનિર્વેદ આવે. એ આવે તો જ ભગવાન પર બહુમાન થાય. વળી ભગવાન વીતરાગ છે, અને ભવ રાગાદિ ઉપર સર્જાય છે. હવે જો ભવ એટલે કે રાગાદિની પ્રત્યે અરુચિ થઇ, તો એનો અર્થ જ એ કે વીતરાગતાનું આકર્ષણ થયું, એટલે કહેવાય કે રાગાદિભર્યા ભવ પર નિર્વેદ એ જ ખરૂં વીતરાગ ભગવાન પર બહુમાન. ભવ પર ઉદ્વેગ થાય નિર્વેદ જાગે, ત્યારે જ વીતરાગ સર્વજ્ઞ ભગવાન પર બહુમાન જાગે છે, પક્ષપાત થાય છે. જો ભવનિર્વેદ નથી સંસાર પર લેશ પણ ઉદ્વેગ નથી અને કહે કે મને ભગવાન

બહુ ગમે છે, તો એ કથન પોકળ છે. ભવનિર્વેદ વિના વાસ્તવિક ભગવદ્-બહુમાન હોતું જ નથી. એટલે નૈગમનયે એમ કહી શકાય કે ભવનિર્વેદ પ્રગટ્યો એ ભગવદ્-બહુમાન થયું. નૈગમનય પ્રારંભિક અવસ્થામાં પણ કાર્યનો વ્યપદેશ કરે છે.

ભગવદ્-બહુમાનથી વિશિષ્ટકર્મ-મિથ્યાત્વ-મોહનીયાદિ કર્મનો ક્ષયોપશમ થાય છે, ત્યાં અભય, ચક્ષુ, માર્ગ, શરણ વગેરે ધર્મની પ્રાપ્તિ થાય છે. તે થાય તો જ પછી સમ્યગ્દર્શનાદિ મોક્ષોપયોગી ધર્મની યાને મોક્ષમાર્ગસ્વરૂપ ધર્મની પ્રાપ્તિ થઇ શકે છે, પણ તે વિના નહિ. એટલે આ બધું સિદ્ધ થવામાં ભગવદ્-બહુમાન પહેલું જરૂરી છે, અને બધામાં એ વણાયેલું રહેવું જોઇએ.

ખૂબી આ છે કે બહુમાન બીજા કોઇ પ્રત્યે નહિ કિન્તુ વીતરાગ અરિહંત ભગવાન પ્રત્યે ધરવામાં આવે તો જ અભયાદિ ધર્મથી માંડીને ઠેઠ ઉપર સુધીનાં કલ્યાણ પ્રાપ્ત થઇ શકે છે. અચિંત્ય પ્રભાવ એ ભગવાનનો જ છે કે એમના જ બહુમાન ઉપર અભયાદિ કલ્યાણ સિદ્ધ થાય. માટે પ્રધાન કારણના હિસાબે કહી શકાય કે એ જ પ્રભુ અભયાદિનું પ્રદાન કરે છે.

એટલે ગ્રન્થકાર મહર્ષિ કહે છે કે અરિહંત ભગવાન તે તે રૂપે અર્થાત્ અભય-ચક્ષુ આદિ ધર્મનું દાન કરવા દ્વારા જીવોનાં સમ્યક્ત્વાદિ કુશળ કલ્યાણની પરંપરાનું કારણ બને છે, એ વસ્તુ બતાવતાં સૂત્રકાર 'અભયદયાણં' વગેરે પાંચ સૂત્ર કહે છે.

(લ૦-) इह भयं सप्तधा इहपरलोकादानाकस्माद्आजीवमरणाश्लाघाभेदेन । एतत्प्रतिपक्षोऽभयमिति विशिष्टमात्मनः स्वास्थ्यम्, निःश्रेयसधर्म्मभूमिकानिबन्धनभूता धृतिरित्यर्थः। न ह्यस्मिन्नसति यथोदितधर्म्मसिद्धिः, सन्निहितभयोपद्रवैः प्रकामं चेतसोऽभिभवात्।

**અર્થ:—અહીં ભય [1]ઇહલોકભય, [2]પરલોકભય, [3]આદાનભય, [4]અકસ્માત્ ભય, [5]આજીવિકાભય, [6]મરણભય અને [7]અપયશભયના ભેદથી સાત પ્રકારે હોય છે. એના પરિહારથી (મિટાવવાથી) અભય થાય છે. માટે અભય એ આત્માની વિશિષ્ટ સ્વસ્થ અવસ્થા છે. તાત્પર્ય, મોક્ષસાધક ધર્મની ભૂમિકામાં કારણભૂત ધૃતિ એ અભય છે. આ આત્મસ્વાસ્થ્ય પ્રાપ્ત ન હોય તો યથોક્ત મોક્ષસાધક ધર્મ સિદ્ધ થતા નથી, કેમકે ધર્મ ઉત્પન્ન થવાનું આધારભૂત ચિત્ત, એ એમાં બેઠેલા ભયના ઉપદ્રવોથી અત્યન્ત પીડાય છે, (ધર્મશક્તિથી હીન બની જાય છે.)**

**સાત પ્રકારે ભય —**

વિવેચન:—અહીં અરિહંત અભયદાતા એટલે કેવું અભય આપે છે, એ બતાવવા માટે પહેલાં ભયના પ્રકાર કહે છે.

**ભય સાત પ્રકારે છે—**

| | |
|---|---|
| ૧. ઇહલોકભય | ૫. આજીવકાભય |
| ૨. પરલોકભય | ૬. મરણભય |
| ૩. આદાનભય | ૭. અશ્લાઘાભય |
| ૪. અકસ્માત્ ભય | |

(૧) 'ઇહલોકભય' એમાં 'ઇહ' એટલે અહીં અર્થાત્ પ્રસ્તુત ભીતિવાળાનો 'લોક' એટલે ક્ષેત્રલોકાદિ નહીં કિંતુ ભાવલોક, અર્થાત્ સમાનજાતીય જીવો, એનાથી ભય, તાત્પર્ય પોતાના સમાન જાતિવાળા તરફથી ભય. દા.ત. મનુષ્યને બીજા મનુષ્યથી ભય, પશુને બીજા પશુ તરફથી ભય. (૨) 'પરલોકભય' એટલે અન્ય જાત તરફથી ભય. દા.ત. મનુષ્યને કૂતરા, સર્પ વગેરે તિર્યંચનો યા ભૂત-પિશાચાદિ દેવ વગેરેનો ભય. (૩) 'આદાનભય' એટલે પોતાનું ચોરાઇ, ઝુંટવાઇ જવાનો ભય. (૪) 'અકસ્માત્ ભય' એટલે બાહ્ય નિમિત્ત વિના જ ઘરમાં કે બહાર રહ્યે રાત્રિ વગેરે સમયે યા તેવા સ્થાનમાં એકાએક ભયની લાગણી ઊભી થાય તે. (૫) 'આજીવિકા ભય' એટલે ચાલુ આજીવિકા પર કોઇનાથી કંઇક અટકાયત ઊભી થતાં યા થવાનો ભય. (૬) 'મરણભય' પ્રસિદ્ધ છે; પોતાને કોઇ રોગ યા અકસ્માત્ થતાં અથવા બહાર હુલ્લડ, પ્લેગ વગેરે ફાટી નીકળતાં 'હાય! હું મરી જઇશ?' એવો ભય થાય તે. (૭) અશ્લાઘાભય એટલે અપકીર્તિ-અપજશ થવાનો ભય, આબરૂને ધક્કો પહોંચવાનો, સ્નેહી-સંબંધીમાં કે લોકમાં

માન ઘટી જવાનો ભય. 'આવું કરૂં ને મોટો અપજશ થાય તો ?' એવી ભયથી પ્રવૃત્તિ નથી કરતો.

આ ભયના પ્રતિપક્ષ અર્થાત્ પરિહારથી અભય. ભયની લાગણી મટી જાય એનું નામ અભય. એ આગળ કહેવાનારા ચક્ષુ આદિ ગુણોમાં જરૂરી હોવાથી અને ચક્ષુ આદિ ગુણો સ્વસ્થ આત્મામાં જ પ્રગટતા હોવાથી અભય આત્મસ્વાસ્થ્ય સ્વરૂપ છે, ધૃતિરૂપ છે.

**અભય પહેલું જરૂરી શા માટે ?—**

ધ્યાનમાં રાખવાનું છે કે અભયગુણ અને આ સંપદામાં આગળ બતાવેલ બીજા ગુણો-ચક્ષુ, માર્ગ, શરણ અને બોધિ,-એ ક્રમશઃ પ્રાપ્ત થનારા ગુણો છે. અર્થાત્ અભય આવે તો જ ચક્ષુ પ્રગટે, ચક્ષુ આવે તો જ માર્ગ હોય, તો જ શરણ, અને શરણ ઉપર જ બોધિ જન્મી શકે. એટલે પહેલું અભય યાને વિશિષ્ટ આત્મસ્વાસ્થ્ય જરૂરી છે, કેમકે એ પછીના ગુણોમાં કારણ છે. આ વિશિષ્ટ આત્મ-સ્વાસ્થ્ય ધૃતિ-ધૈર્ય સ્વરૂપ છે; અને ધૃતિ એ સર્વ સાધનાઓમાં અત્યન્ત આવશ્યક છે. નિઃશ્રેયસ-ધર્મોની યાને સમ્યગ્દર્શનાદિ મોક્ષસાધક ધર્મોની ભૂમિકા ધૃતિ ઉપર, ચિત્ત-સ્વાસ્થ્ય ઉપર મંડાય છે. મોક્ષસાધક એ ધર્મોની ભૂમિકા શું છે ? માર્ગ-બહુમાનાદિ; યાને એ ધર્મ પર બહુમાન, ધર્મ-પ્રશંસા, ધર્મ-અભિલાષા આદિ,-એ ધર્મ ભૂમિકા છે, જેને આગળ 'ચક્ષુ' તરીકે ઓળખાવવાના છે. એ કાંઇ ભયભીત, અસ્વસ્થ, વિહ્વળ, ડોલંડોલ જીવોને સાચારૂપમાં પ્રગટ થાય નહિ. 'મને કોઇ મારશે તો ? મારૂં લૂંટી લેશે તો ? હાય ! મોત આવશે ?....' આવી ભયની લોથ બેઠી હોય ત્યાં ધર્મરુચિ, ધર્માભિલાષા અને ધર્મ શાનો પ્રગટે ? ધર્મની ભૂમિકાના ગુણો અને ધર્મ જે ચિત્તમાં વસાવવા હોય ત્યાંથી બાધક એવી ભયભીત દશા હટાવવી જોઇએ. માટે અભય, યાને વિશિષ્ટ આત્મ-સ્વાસ્થ્ય પ્રથમ આવશ્યક છે.

**ધર્મ ચૂકવાનો ભય ભમે નહિ :—**

એટલું ધ્યાનમાં રહે કે આજીવિકા તૂટવા વગેરેની ચિંતાની પાછળ મુખ્યપણે ધર્મ ચૂકવાનો જ ભય હોય તો એ બાધક નથી. માટે જ અહીં ભય તરીકે ધર્મ ચૂકવાનો ભય સાત ભયોમાં નથી ગણ્યો; ને એનાથી ધર્મરુચિ સ્વરૂપ ચક્ષુ આદિને માટે જરૂરી એવું જે અભય, ચિત્તસ્વાસ્થ્ય, એ કાંઇ ઘવાતું નથી.

પ્ર૦-ભય તો બંનેય છે, તો આવો ફરક શી રીતે કે એક તો મોક્ષસાધક ધર્મને રોકે અને બીજો નહિ ?

ઉ૦-ધર્મ ચૂકવાનો ભય તો ધર્મ પ્રત્યેની રુચિ હોવાનું સૂચવે છે. ધર્મની રુચિ અભિલાષા વગેરે હોય તો જ એ ભય રહે; માટે એ ધર્મરુચિમાં બાધક નથી. ત્યારે બીજા ભય તો ચિત્તને બગાડે છે, ધર્મ તરફ આકર્ષાવા દેતા નથી.

ખરી રીતે આ ભયોથી વળતું કાંઇ નથી, કેમકે કર્મસંયોગે ઉપદ્રવ આવવાના હોય તે તો આવે જ છે; પરંતુ ચિત્તમાં એ ઉપદ્રવોનો ભય એ ચિત્તની આંતરિક વસ્તુ હોઇ એનો અત્યંત પરાભવ કરે છે, અતિ પીડે છે; માટે એ ધર્મરુચિને કે ધર્મને ચિત્તમાં પેસવા દેતા નથી.

(લ૦-) चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतो धर्म्मः, तत्स्वभावत्वात्, विरुद्धश्च भयपरिणामेन, तस्य तथाऽस्वास्थ्यकारित्वात्। अतोऽस्य गुणप्रकर्षरूपत्वात् अचिन्त्यशक्तियुक्तत्वात्, तथाभावेनावस्थितेः, सर्वथा परार्थकरणात्, भगवद्भ्य एव सिद्धिरिति। तदित्थंभूतमभयं ददतीत्यभयदाः ॥ १५ ॥

અર્થ :—**પ્રસ્તુત મોક્ષસાધક સમ્યગ્દર્શનાદિ ધર્મ ચિત્તસ્વાસ્થ્યની અપેક્ષા રાખે છે; કેમકે ધર્મનો એવો સ્વભાવ છે કે એ ચિત્તસ્વાસ્થ્યથી જ જન્મે. વળી એ ધર્મને ભયપરિણામ સાથે વિરોધ છે, (ભયપરિણામ ધર્મને ચિત્તમાં પેસતાં અટકાવે છે,) કેમકે એ ભય ધર્મ માટે જરૂરી ચિત્ત-સ્વાસ્થ્યના વિરોધી અસ્વાસ્થ્યને ઉત્પન્ન કરે છે. (અભય એ મોક્ષસાધક ધર્મની ભૂમિકામાં કારણ-ભૂત ધૃતિ યાને સ્વાસ્થ્ય સ્વરૂપ છે) એટલા માટે એની સિદ્ધિ અરિહંત ભગવાન થકી થાય છે; કેમકે ભગવાન ૧. ઉત્કૃષ્ટ ગુણસ્વરૂપ છે, ૨. અચિંત્ય શક્તિથી સંપન્ન છે, ૩. અભયભાવે રહેલા છે, અને**

**૪. બીજાધાનાદિ સર્વ પ્રકારે પરહિત કરનારા છે. માટે જ પ્રભુ આવા પ્રકારનું અભય દેનારા છે તેથી અભયદાતા છે. (૧૫)**

**વિવેચનઃ—**મોક્ષસાધક સમ્યગ્દર્શનાદિ-ધર્મની ભૂમિકાના ધર્મબહુમાનાદિ ગુણો છે, એ આવવા પૂર્વે અભય યાને ચિત્તસ્વાસ્થ્યની જરૂર એટલા માટે છે કે એ ધર્મ જો ચિત્તસ્વાસ્થ્ય હોય તો જ સિદ્ધ થાય છે. ચિત્ત સ્વસ્થ ન હોય તો ધર્મ સિદ્ધ ન થાય; કેમકે ધર્મનો સ્વભાવ જ એવો છે કે એ ચિત્તની વસ્તુ હોઇને એને સ્વસ્થ ચિત્તની અપેક્ષા રહે છે.

પ્ર૦—ચિત્તમાં બીજા વિકારોની જેમ ભય-પરિણામ પડ્યો હોય છતાં ધર્મ કેમ ન વસી શકે? જો વસી શકે તો પછી ધર્મને સ્વાસ્થ્યની અપેક્ષા શી?

ઉ૦—સમ્યગ્દર્શનાદિ ધર્મ અને ભય પરિ-ણામને વિરોધ છે, તેથી ભયપરિણામ હોય ત્યાં સુધી ધર્મ ન વસી શકે. કારણ એ છે કે ભય અસ્વસ્થતા ઊભી કરે છે, જે ધર્મસાધક ચિત્ત-સ્વાસ્થ્યનું વિરોધી છે. આ ભયપરિણામ ધર્મને તો શું પણ ધર્મભૂમિકાગત ધર્મ-બહુમાનને પણ અટકાવનારો છે. માટે જ ચિત્ત-સ્વાસ્થ્ય યાને ધૃતિ ભૂમિકાના ગુણો માટે ય જરૂરી છે.

**અરિહંત અભયદાતા શાથી? ૪ વિશેષતાઃ-**

ધૃતિ એ જ અભય છે અને તે અરિહંત થકી જ સિદ્ધ થાય છે; એનાં ચાર કારણ છે—

**૧. અરિહંત ઉત્કૃષ્ટ ગુણસ્વરૂપ છે.**

**૨. અરિહંત અચિંત્યશક્તિ-સંપન્ન છે,**

**૩. અરિહંત અભયભાવે અવસ્થિત છે, અને**

**૪. અરિહંત સર્વ પ્રકારે પરહિત કરનારા છે.**

પ્ર૦-અરિહંત સિવાય બીજા અચિંત્ય શક્તિ-યુક્ત ઇશ્વર પણ અભયદાન કરી શકે ને?

ઉ૦—ના, કેમકે ઉપરોક્ત ચાર વિશેષતાઓ ક્રમશઃ સંકળાયેલી છે; અર્થાત્ ગુણપ્રકર્ષ (ઉત્કૃષ્ટ ગુણ) હોય તો જ એમનામાં અચિંત્ય શક્તિ હોય; અને અચિંત્ય શક્તિ હોય તો જ સર્વથા અભય-ભાવે રહેવાપણું હોય; અને એમનામાં એ હોય તો જ એ અભયાદિ પરહિત કરી શકે. એટલે ગુણપ્રકર્ષ વિના તો દોષના અંશ હોવાથી અચિંત્ય શક્તિ ન હોઇ શકે; એ નહિ તો બીજી વિશિષ્ટ કોઈ શક્તિના દબાણનો સંભવ હોઇ સર્વથા અભય-ભાવે અવસ્થાન નહિ; તો એના વિના અભયાદિ સમસ્ત પરહિત કરવાનું સામર્થ્ય ન હોઇ શકે. જે સ્વયં અભયભાવે ન રહ્યા હોય એ બીજાને અભય શું આપી શકે? ને પાયાનું અભયહિત નહિ તો ઉપરના હિતો તો શું ય આપી શકે? સર્વથા વીત-રાગ સર્વજ્ઞ અરિહંતમાં જ ગુણ પ્રકર્ષ છે, તેથી જે ઇશ્વર કહેવાતા છતાં એવા અરિહંત નથી એમ-નામાં અચિંત્ય શક્તિ, અભયભાવ અને સર્વથા પરહિતકારિતા સંભવતી જ નથી.

પ્ર૦-ગુણપ્રકર્ષ વિના પણ અચિંત્ય શક્તિ હોવામાં શો બાધ છે?

ઉ૦-બાધ એ, કે જો ગુણપ્રકર્ષ નથી, તો એનો અર્થ એ જ થાય કે હજી એ દોષમાં બેઠા છે, અને કર્મથી દબાયેલા છે. એમનામાં અચિંત્ય શક્તિ ને અભયભાવ ક્યાંથી હોઇ શકે? જીવોએ એવાઓનું જાપ-ધ્યાનાદિ દ્વારા કરેલું આલંબન શી રીતે વીતરાગતા સુધીનાં સર્વ પ્રકારે હિત કરી શકે? ન કરી શકે તો એમની અચિંત્ય શક્તિ શી? જાતે જો કર્મથી દબાયેલા છે અને દોષયુક્ત છે, તો એ સર્વથા નિર્ભય નથી બન્યા; કેમકે કર્મના ઉપદ્રવનો ભય ઊભો છે અને રાગાદિ દોષ એમને સતાવી રહ્યા છે. એ બીજાને અભયદાન શું કરી શકે?

**અનાદિશુદ્ધ કોઇ ઈશ્વર નથીઃ—**

પ્ર૦-પરંતુ અનાદિશુદ્ધ એક ઇશ્વર તો ગુણ-પ્રકર્ષવાન, અચિંત્ય શક્તિમાન વગેરે હોઇ શકેને?

ઉ૦-ના, આવું માનનાર બે રીતે ભૂલે છે; એક તો આવા કોઇ અનાદિશુદ્ધ ઇશ્વર છે એ વાત તર્ક-યુક્તિથી સિદ્ધ નથી. એમ નહિ કહેતા કે 'આ વિરાટ વિશ્વનું સર્જન સંચાલન એવા અચિંત્ય શક્તિવાળા ઇશ્વર વિના ન હોઇ શકે, એ તર્ક છે ને?' કેમકે એવું માનવામાં તો અનેક દોષ છે;— **દા.ત. (૧) ભયંકર દુઃખનાં સ્થાન નરકાદિ તથા**

સાધન છરા આદિ સર્જવામાં ઇશ્વર મહા નિર્દય ગણાશે! (૨) જીવોને પાપ કરતાં નહિ રોકવામાં અસમર્થ ગણાશે, સર્વશક્તિમાન નહિ! (૩) મૂળ આધાર અને સાધન—સામગ્રી વિના સર્જન કરે તો કાર્યકારણભાવનો લોપ થશે! (૪) સર્જન સંચાલનમાં મુખ્યતઃ જીવોનાં કર્મ જ જવાબદાર હોય તો ઇશ્વર આકાશની જેમ અન્યથાસિદ્ધ ઠરશે, કારણભૂત નહિ!....ઇત્યાદિ...

બીજી વાત એ છે કે એવા અનાદિશુદ્ધ ઇશ્વરને કર્મ ન હોવાથી એ અવતાર ન લઇ શકે, તો તત્ત્વોપદેશ કોણ કરે? અને જો અવતાર લઇ દુષ્ટ—શિષ્ટો પર નિગ્રહ—અનુગ્રહ કરે છે તો એ શુદ્ધ વીતરાગ આદિ નથી. માટે માનવું જોઇએ કે અનાદિશુદ્ધ કોઇ ઇશ્વર છે નહિ, પણ અશુદ્ધ જીવ શુદ્ધ બને છે. તેમાં શુદ્ધ બનેલા અરિહંત પરમાત્મા જ ગુણપ્રકર્ષવાળા અને અચિંત્ય શક્તિ, અભયભાવ, અને સમસ્ત પરહિત કરનારા હોય છે. ફલતઃ એ જ અભયદાતા છે.

પ્ર૦—જીવોનું હિત તો પોતાનો પુરુષાર્થ હોય તો જ થાય છે, ને અભય પ્રયત્ન કરે તો જ મળે છે, એમાં અરિહંત હિતકર્તા, અભયદાતા શી રીતે?

ઉ૦—આ રીતે, કે **અરિહંતના આલંબન વિના પુરુષાર્થ નકામા છે.** પુરુષાર્થ તો મિથ્યા દેવ વગેરેના આલંબને ઘણાય કર્યા, પણ તે ફોગટ ગયા. માટે કહો, વિશેષતા, પ્રધાન કારણતા પુરુષાર્થની નહિ, પણ અરિહંતની છે.

અરિહંત પ્રભુનું આલંબન એવું છે, અરિહંતનું નામસ્મરણ, અરિહંતના ગુણગાન, અરિહંતનું ધ્યાન, અરિહંતનાં નિર્ભીક, સાત્ત્વિક જીવનનું સ્મરણ, અરિહંતના સુકૃતોનું અનુમોદન અને અરિહંતનો મોક્ષમાર્ગનો તથા આત્મા—કર્મ—ષડ્દ્રવ્ય—સ્યાદ્વાદ વગેરે સિદ્ધાન્તોનો તત્ત્વોપદેશ, વગેરે એવા સમર્થ છે કે એ કલ્યાણ—સાધનાની ભૂમિકારૂપે મનને સ્વસ્થ બનાવી દે છે. માટે આ ચિત્તસ્વાસ્થ્ય અને બીજાં કલ્યાણ પ્રત્યે અરિહંત પ્રભુ જાપ—ધ્યાનાદિ દ્વારા અસાધારણ, અનન્ય અદ્ભુત કારણ બન્યા! એમનો જ કોઇક એવો અચિંત્ય પ્રભાવ છે કે નામસ્મરણાદિ એમના કરાય તો જ આ લાભ મળે છે; માટે કહો આ ચિત્ત—સ્વાસ્થ્યનો લાભ પ્રથમ નંબરે અરિહંતના પ્રભાવ યાને ઉપકારને જ આભારી છે. એનું જ નામ અભયના દાતા અરિહંત પ્રભુ છે. એટલે 'ચિત્ત તો જાતે સ્વસ્થ બનાવવાનું છે, એમાં અરિહંત દાતા શેના?' એવી કુશંકા નહિ કરવી, કેમકે અરિહંતના આલંબન વિના એ નથી બનતું. આ રીતે 'અભયદયાણં' પદનું વિવેચન થયું.

## ૧૬. ચક્ખુદયાણં

(લ૦—) तथा 'चक्खुदयाणं'—इह चक्षुः चक्षुरिन्द्रियं, तच्च द्विधा द्रव्यतो भावतश्च। द्रव्येन्द्रियं, बाह्यनिर्वृत्ति साधकतमकारणरूपं, निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रिय'मितिवचनात्, भावेन्द्रियं तु क्षयोपशम उपयोगश्च, 'लब्ध्युपयोगौ भावेन्द्रिय'मितिवचनात् (तत्त्वार्थ० २—१७—१८)

**અર્થઃ—તથા 'ચક્ખુદયાણં'—ચક્ષુના આપનારને (મારો નમસ્કાર હો.) સામાન્યરૂપે ચક્ષુ એટલે ચક્ષુ ઇન્દ્રિય. ઇન્દ્રિય બે પ્રકારે હોય છે,— દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યેન્દ્રિય,—૧. નિર્વૃત્તિ (બાહ્ય—આભ્યન્તર પુદ્ગલરચનારૂપ), અને ૨. કાર્યસાધક ઉપકરણ (એમ બે પ્રકારે છે.) કહ્યું છે, निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रियम्' (તત્ત્વાર્થ મહાશાસ્ત્ર અધ્યાય ૨ જો સૂત્ર ૧૭મું.) ભાવેન્દ્રિય,—૧. ક્ષયોપશમ અને ૨. ઉપયોગ (એમ બે પ્રકારે છે.) કહ્યું છે 'लब्ध्युपयोगौ भावेन्द्रियम्' (તત્ત્વાર્થ૦ ૨—૧૮) લબ્ધિ અર્થાત્ જ્ઞાનશક્તિ અને ઉપયોગ એ બે ભાવેન્દ્રિય છે.**

**વિવેચનઃ**—હવે 'ચક્ખુદયાણં' પદની વ્યાખ્યા—એનો અર્થ 'ચક્ષુ આપનારાને.' 'ચક્ષુ' શબ્દથી વિશિષ્ટ ઉપયોગ લેવાનો છે. ઉપયોગ એટલે આત્માનો જ્ઞાનાત્મક પરિણામ. આમ તો ચક્ષુ એક ઇન્દ્રિય છે, પણ ભાવ—ઇન્દ્રિય જ્ઞાનાવરણાદિના ક્ષયોપશમ રૂપ છે; એનાથી જ્ઞાનાત્મક પરિણામ પ્રગટે છે; અને ચક્ષુ ઇન્દ્રિયોમાં મુખ્ય છે, તેથી અહીં ચક્ષુ તરીકે વિશિષ્ટ ઉપયોગ ગ્રાહ્ય છે, એ

કેવો તે આગળ કહે છે.

**ઇન્દ્રિયોના પ્રકાર:**—ઇન્દ્રિય બે પ્રકારની હોય છે, ૧. દ્રવ્યેન્દ્રિય, અને ૨. ભાવેન્દ્રિય.

**દ્રવ્ય ઇન્દ્રિય** પણ બે પ્રકારે છે, ૧. નિર્વૃત્તિ અને ૨. ઉપકરણ.

**નિર્વૃત્તિ ઇન્દ્રિય**—એટલે આંખ, કાન વગેરે પુદ્ગલની અમુક પ્રકારની રચના. એના પણ બે પ્રકાર હોય છે,-૧. બાહ્ય નિર્વૃત્તિ અને ૨. આભ્યન્તર નિર્વૃત્તિ. પાંચે ઇન્દ્રિયોમાં બહારની નિર્વૃત્તિ યાને રચના જુદા જુદા આકારે છે. દા.ત. કાનનો આકાર ઘુઘરા અને જલેબી જેવો છે. આંખનો ગોળા જેવો છે. વગેરે. ભિન્ન ભિન્ન જીવોમાં બાહ્ય નિર્વૃત્તિના ભિન્ન ભિન્ન આકાર હોય છે; ત્યારે આભ્યન્તર નિર્વૃત્તિ (રચના) ચોક્કસ પ્રકારે છે,-શ્રોત્ર ઇન્દ્રિયની આભ્યન્તરરચના કદંબપુષ્પના આકારે હોય છે; ચક્ષુ ઇન્દ્રિયની મસૂરના ધાન્ય જેવી; ઘ્રાણેન્દ્રિયની રચના અતિમુક્ત પુષ્પ જેવી; રસનેન્દ્રિયની રચના અસ્ત્રા જેવી; અને સ્પર્શનેન્દ્રિય શરીર વ્યાપ્ત હોવાથી, તેમજ જીવોનાં ભિન્ન ભિન્ન આકારના હોવાથી, એની આભ્યન્તર નિર્વૃત્તિ જુદા જુદા આકારે હોય છે.

**ઉપકરણ ઇન્દ્રિય** એ આભ્યન્તર નિર્વૃત્તિ ઉપર પથરાયેલ પુદ્ગલ સમૂહ છે. એ નાજુક અને વિષય-ગ્રહણમાં સમર્થ હોય છે, જેમકે છેદવામાં તલવારની ધાર સમર્થ હોય છે. આ ઉપકરણ ઇન્દ્રિય જો કોઈ રોગ વગેરેથી પરાભવ પામી જાય તો નિર્વૃત્તિ ઇન્દ્રિય કાયમ હોવા છતાં વિષયનું ગ્રહણ નથી થતું. વિષયગ્રહણમાં ઉપકારક હોવાથી એને ઉપકરણ ઇન્દ્રિય કહે છે. એનો વિષયની સાથે સંયોગ થવો જોઇએ, પછી મનનું લક્ષ હોય તો તે ભાવેન્દ્રિયને જાગ્રત્ કરીને બોધ કરાવે છે. માત્ર,

**અપ્રાપ્ય પ્રકાશકારી ચક્ષુ**:—ચક્ષુઇન્દ્રિયને વિષયનો સંયોગ થવાની જરૂર નથી. વિષય એના ગ્રહણયોગ્ય દેશમાં આવે તો ચક્ષુ ઇન્દ્રિય એને ગ્રહણ કરી શકે છે. માટે એને અપ્રાપ્ય પ્રકાશકારી (સંયોગ નહિ પામેલા વિષયને પ્રકાશનારી) ઇન્દ્રિય કહેવાય છે. બીજી ઇન્દ્રિયો પ્રાપ્યપ્રકાશકારી કહેવાય છે, કેમકે પોતાના વિષયનો સંયોગ પામ્યા પછી જ એને એ ગ્રહણ કરી શકે છે. બગીચામાંથી પુષ્પાદિના સૂક્ષ્મ પુદ્ગલો વાયુથી તણાઈ આવીને ઘ્રાણેન્દ્રિયના સંપર્કમાં આવે છે ત્યારે જ એ એનું ગ્રહણ કરી શકે છે. એમ શબ્દપુદ્ગલો પણ શ્રોત્રેન્દ્રિયના સંપર્કમાં આવે તો જ એ એનું ગ્રહણ કરી શકે છે. એટલા જ માટે વાયુ જો જોસમાં ઉલ્ટી દિશામાં વાતો હોય તો ઘ્રાણ ને શ્રોત્ર પોતાના વિષય ગંધ અને શબ્દનું ગ્રહણ કરી શકતા નથી, કેમકે વિષય પ્રાપ્ત નથી.

**શબ્દ એ પુદ્ગલ દ્રવ્ય છે, ગુણ નહિ:**—આ ઉપરથી શબ્દ એ પુદ્ગલ હોવાનું સાબિત થાય છે, નહિ કે ન્યાય વૈશેષિક દર્શનવાળા માને છે તેમ આકાશનો ગુણ! વળી શબ્દ એ પુદ્ગલ હોવાથી જ, અતિશય મોટો શબ્દ કાનમાં ધાક પાડી દે છે, અર્થાત્ જોરદાર મૂર્ત દ્રવ્યરૂપ શબ્દ સાથેનો વાયુ મૂર્ત દ્રવ્યેન્દ્રિયને આઘાત પહોંચાડે છે. વળી શબ્દ એ પુદ્ગલ હોવાના લીધે જ આજના વાયરલેસ-રેડિયોના આવિષ્કાર થયા છે, અને એથી દૂર દૂર શબ્દ પહોંચાડી શકાય છે.

અસ્તુ. ઉપકરણ ઇન્દ્રિય દ્રવ્ય છે, માટે જ કોઇ તેવા રોગાદિના સૂક્ષ્મ દ્રવ્યથી તેનો પરાભવ થાય છે; દા.ત. તાવના પુદ્ગલ જીભ ઉપરની ઉપકરણ ઇન્દ્રિયનો અભિભવ કરે છે, તેથી વસ્તુનો સ્વાદ બરાબર સમજાતો નથી. રોગ વગેરે ચાલી જતાં પાછી ઉપકરણ ઇન્દ્રિય સ્વસ્થ થાય છે. ત્યારે ઝામર વગેરેના કારણે ઉપકરણ ચક્ષુ ઇન્દ્રિય વગેરે તદ્દન નષ્ટ પણ થઇ જાય છે. પછી નિર્વૃત્તિ ઇન્દ્રિય કાયમ હોય અને એને વિષયનો સંયોગ પણ હોય, છતાં એનું જ્ઞાન થતું નથી. અનુપહત ઉપકરણેન્દ્રિયને વિષય-સંયોગ થાય અગર અનુપહત ચક્ષુ માટે યોગ્ય દેશમાં વિષય આવે તો જ એનું જ્ઞાન થઈ શકે છે.

**નોઇન્દ્રિય મન:**—હાં, મનનું લક્ષ જે ઇન્દ્રિય પર હોય તે જ ઇન્દ્રિયનો વિષય ગૃહીત થાય છે. માટે જ અનુભવાય છે કે શરીર પર કપડાનો સંયોગ છતાં મનનું લક્ષ જો બીજે હોય છે તો

તે કપડાના સ્પર્શનું તે વખતે ગ્રહણ થતું નથી. આ મન દરેક ઇન્દ્રિયને એટલે કે દરેક ઇન્દ્રિયના વિષયગ્રહણને જરૂરી છે; માટે એને નોઇન્દ્રિય યાને અનિન્દ્રિય કહેવામાં આવે છે. એ બે પ્રકારે છે, ૧. દ્રવ્યમન અને ૨. ભાવમન. દ્રવ્ય **મન** એ સમગ્ર આત્મ પ્રદેશે ગ્રહણ કરવામાં આવતા સૂક્ષ્મ માનસવર્ગણાના પુદ્ગલ છે. ભાવમન એ આત્મામાં ઊભો થતો લક્ષનો પરિણામ છે. એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવોને ભાવ મન હોય છે, પરંતુ દ્રવ્યમન તો સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને જ હોય છે, અને એ ભાવમનની તાકાત ઘણી વધારી દે છે.

પ્ર૦–તમે કહો છો દ્રવ્યમન સમગ્ર આત્મપ્રદેશે ગૃહીત થાય, પરંતુ તો પછી એનો ભાસ મગજમાં જ કેમ લાગે છે?

ઉ૦–મન મગજમાં ભાસ થવાનું કારણ એ છે કે એક તો જન્મથી તેવા સંસ્કાર પડ્યા છે, અને બીજું મનને ખાસ સહકારી કારણ તરીકે મગજના જ્ઞાનતંતુઓ કામ લાગે છે. બાકી જો મન સર્વ આત્મપ્રદેશ વ્યાપી ન હોત તો શરીરના જુદા જુદા ભાગમાં આવેલી દ્રવ્ય–ઇન્દ્રિયને એ સહાયક કેમ થાત? પેટમાં દુખાવો થાય છે, પગમાં તોડ થાય છે, મન ઝટ એનું ગ્રહણ કરે છે, તે જો મન માત્ર મગજમાં હોત તો ક્યાંથી બની શકત?

**ભાવેન્દ્રિય.** એ આત્મિક વસ્તુ છે. એના પણ બે પ્રકાર છે, ૧. લબ્ધિ, અને ૨. ઉપયોગ. વિષય-બોધ થવામાં જેમ તે તે દ્રવ્યઇન્દ્રિયની જરૂર રહે છે, તેવી રીતે તે તે બોધને અટકાવનારાં આવરણ કર્મ તૂટવાની જરૂર રહે છે; અર્થાત્ તે તે આવરણ કર્મનો ક્ષયોપશમ થવાની આવશ્યકતા છે, માટે એને ભાવઇન્દ્રિય કહેવાય છે. આ ક્ષયોપશમ થવાથી જ્ઞાનશક્તિ ઊભી થાય છે; એને લબ્ધિ ઇન્દ્રિય કહે છે. પરંતુ એટલેથી ય બસ નથી, કિન્તુ એના પર વિષય ગ્રહણનો આત્મવ્યાપાર થાય, અર્થાત્ એ માટે લક્ષ જાય ને આત્મા એની પ્રવૃત્તિ કરે તો જ વિષયબોધ થઇ શકે છે; નહિતર લબ્ધિ એમને એમ પડી રહે છે. આ આત્મવ્યાપારને 'ઉપયોગ' નામની ભાવઇન્દ્રિય કહે છે, એનાથી બોધ જન્મે છે.

આમ નિર્વૃત્તિ, ઉપકરણ, લબ્ધિ અને ઉપયોગ એમ ચાર પ્રકાર દરેક ઇન્દ્રિયના છે.

(લ૦–) तदत्र चक्षुः विशिष्टाऽऽत्मधर्मरूपं, तत्त्वावबोधनिबन्धनश्रद्धास्वभावं गृह्यते; श्रद्धाविहीनस्य, अचक्षुष्मत इव रूपं, तत्त्वदर्शनायोगात्। न चेयं मार्गानुसारिणी सुखमवाप्यते; सत्यां चास्यां भवत्येतन्नियोगतः, कल्याणचक्षुषीव सद्रूपदर्शनम्।

**અર્થ:—સામાન્યથી ચક્ષુ આવી હોઇને અહીં 'ચક્ખુદયાણ' પદમાં ચક્ષુ આત્માના વિશિષ્ટ ધર્મ સ્વરૂપ અર્થાત્ (જીવાદિ) તત્ત્વની પ્રતીતિથી યુક્ત તત્ત્વબોધમાં કારણીભૂત શ્રદ્ધારૂપ લેવાની છે; કેમકે જેમ આંધળાને (વસ્તુનું) રૂપ, તેમ શ્રદ્ધારહિતને તત્ત્વનું દર્શન યાને પ્રતીતિ નથી થતી. વળી (એ ધ્યાનમાં રહે કે) આ શ્રદ્ધા મોક્ષમાર્ગને અનુસરનારી તરીકે કાંઈ સહેલાઈથી મળતી નથી (મુશ્કેલીએ મળે છે), અને જો શ્રદ્ધા હયાત હોય તો તત્ત્વદર્શન અવશ્ય થાય છે; જેમકે નિર્મળ ચક્ષુ હોય તો રૂપદર્શન જરૂર થઇ શકે છે.**

**વિવેચન**—હવે અહીં ચક્ખુદયાણં પદમાં ચક્ષુ એટલે કઇ ચક્ષુ લેવાની છે? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે સામાન્યથી ચક્ષુ–ઇન્દ્રિય નહિ, કિન્તુ આત્માના એક વિશિષ્ટ ગુણધર્મ સ્વરૂપ ગ્રાહ્ય છે; કેમકે એક તો, સામાન્ય રીતે ચક્ષુ ઠેઠ ચતુરિન્દ્રિય જીવોથી માંડી દેવ ગતિ સુધીના પંચેન્દ્રિય જીવોને મળી છે, તો અહીં તે બધાને એવી ચક્ષુના દાતા કાંઇ ભગવાન નથી કહેવા; બીજું આગળ પર 'મગ્ગદયાણં' વગેરે પદમાં જે માર્ગ, શરણ વગેરે કહેવા છે તે કાંઇ સામાન્ય ચક્ષુ–ઇન્દ્રિય ઉપર પ્રાપ્ત નથી થતા; તે તો વિશિષ્ટ કોટિના અર્થાત્ ચોક્કસ પ્રકારના આત્મધર્મરૂપ ચક્ષુ પર જ પ્રાપ્ત થઈ શકે છે. માટે અહીં ચક્ખુદયાણં પદથી ચક્ષુ તરીકે વિશિષ્ટ આત્મધર્મ જ ગ્રાહ્ય છે.

**વિશિષ્ટ આત્મધર્મરૂપ ચક્ષુ એટલે :—**

આ વિશિષ્ટ આત્મધર્મરૂપી ચક્ષુને શ્રદ્ધા યાને રુચિસ્વરૂપ સમજવાની છે કે જે, તત્ત્વપ્રતીતિ એટલે

કે જીવ, અજીવ, આશ્રવ, બંધ, વગેરે તત્ત્વનું શ્રદ્ધાન (સમ્યગ્દર્શન) પ્રાપ્ત કરવામાં ખાસ કારણભૂત છે; કેમકે શુદ્ધ ધર્મની પ્રશંસાત્મક રુચિ પ્રગટ થાય તો જ તે બીજ પર પછીથી તેના પાકમાં ધર્મ-અભિલાષાદિ અંકુર વગેરે પ્રગટીને આગળ જતાં સમ્યગ્દર્શન પ્રગટ થાય છે. પાયામાં ધર્મરુચિ જરૂરી છે; એ આવે તો જ તત્ત્વદર્શન પ્રગટે.

પ્ર૦-ધર્મરુચિ, ધર્મપ્રશંસાને વળી તત્ત્વદર્શન સાથે શો સંબંધ ?

ઉ૦-સંબંધ એ કે તત્ત્વનું દર્શન યાને તત્ત્વપ્રતીતિ એ કાંઇ માત્ર આંખેથી જોવારૂપ નથી, કિન્તુ સમ્યક્ શ્રદ્ધાન-સહિત જીવાદિતત્ત્વને જાણવા સ્વરૂપ છે; એ દર્શન-મોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થયેથી જ પ્રગટી શકે, અને તે ઉપશમાદિ થવા માટે પહેલા નંબરમાં ધર્મરુચિ જરૂરી છે. ધર્મરુચિમાં એ તાકાત છે કે એના પર જ અનાદિની આંતરિક મિથ્યા રુચિ કરાવનારા દર્શનમોહનીય કર્મનું જોર ઓછું થતું આવે અને દૃષ્ટિ નિર્મળ થતી આવે. જ્યાં ધર્મરુચિ નથી પણ પાપરુચિ જ છે, પાપની જ વાહ વાહ છે ત્યાં જીવ, અજીવ, આશ્રવ બંધ વિગેરે તત્ત્વ જચવાની વાત કેવી ?

આ ધર્મરુચિ બાહ્ય ચર્મચક્ષુ નહિ કિન્તુ આંતરિક એક આત્મધર્મરૂપી ચક્ષુ છે; આત્મધર્મ એટલા માટે કહેવાય છે કે એ આત્માનો એક સ્વભાવ છે અને તે વિશિષ્ટ ઉપયોગસ્વરૂપ છે **वत्थुसहावो धम्मो** વસ્તુનો સ્વભાવ એ વસ્તુનો ધર્મ કહેવાય છે; અને '**अनन्तधर्मात्मकं वस्तु**' વસ્તુ અનંત ધર્માત્મક છે; વસ્તુમાં ભિન્નાભિન્નપણે અનંત ધર્મો રહેલા છે; એ હિસાબે આત્મા પણ અનંત ધર્માત્મક છે; એમાંનો એક ધર્મ આંતરિક ચક્ષુ છે, ને તે જ્ઞાનોપયોગ, દર્શનોપયોગની જેમ એક પ્રકારનો ઉપયોગ, રુચિઉપયોગ છે. ઉપયોગ એટલે ચૈતન્યનું સ્ફુરણ; એ આત્માનો ધર્મ છે, આત્માનો સ્વભાવ છે. એનાથી તત્ત્વદર્શન થાય છે; માટે એ રુચ્યાત્મક ઉપયોગને અહીં ચક્ષુ કહેવામાં આવે છે.

**અહીં ચક્ષુ એ જ્ઞાનાવરણનો ક્ષયોપશમ નહિ !**

**અરિહંત વિના સાધ્ય નહિ:—**

પ્ર૦-આંતરિક ચક્ષુ તો જ્ઞાનાવરણ-દર્શનાવરણ કર્મના ક્ષયોપશમને કહેવી જોઇએ, કેમકે તત્ત્વદર્શનમાં એ કારણભૂત છે. તત્ત્વરુચિ, તત્ત્વશ્રદ્ધા કે જે મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમથી સાધ્ય છે એને અહીં ચક્ષુ તરીકે કેમ કહો છો ?

ઉ૦-વાત ઠીક છે, પરંતુ જેવી રીતે આંધળાને એટલે કે બાહ્ય ચક્ષુ રહિતને યથાર્થ લાલ લીલો વગેરે વર્ણ નથી દેખાતો, તેવી રીતે તત્ત્વ રુચિરહિતને જીવ, અજીવ વગેરે તત્ત્વનું યથાર્થ દર્શન નથી થઇ શકતું; માટે અહીં રુચિને ચક્ષુ તરીકે લેવામાં આવી, જે મિથ્યાત્વનો ક્ષયોપશમ છે.

પ્ર૦-ભલે તેમ હો, છતાં એ રુચિ કાળ, પુરુષાર્થ વગેરે અન્ય સાધનોથી સાધ્ય હો, પરંતુ ભગવત્પ્રસાદથી સાધ્ય શા માટે કે જેથી અહીં ભગવાનને રુચિદાતા, ચક્ષુદાતા કહો છો ?

ઉ૦-રુચિ મોક્ષમાર્ગને અનુકૂળ યાને અનુસરનારી લેવાની છે, અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ માર્ગને અનુસરનારી રુચિની આ વાત છે, અને તે કાંઈ વિના ક્લેશે ગમે તેમ નથી મળી જતી. એ તો ભગવાનના અનુગ્રહથી મળે છે. ભગવાને આ જગતને આત્મા, મોક્ષ, મોક્ષમાર્ગ, અને મોક્ષમાર્ગનાં સાધનરૂપે ભવોદ્વેગ, માર્ગાનુસારિતા, પૂર્વસેવા, વગેરે તત્ત્વોનો પ્રકાશ આપ્યો. તે વિના તો જગત ઘોર અંધારામાં અટવાયેલું હતું. એટલે આજે પણ એ પ્રકાશ મળે છે એ ભગવાનના અનુગ્રહથી જ મળ્યો એમ કહેવાય. વળી પૂર્વે કહ્યું તેમ ભગવાનમાં કોઈ એવી અચિંત્ય શક્તિ છે કે જેથી એમના જ આલંબને સર્વ કલ્યાણ સિદ્ધ થાય છે. બીજામાં તેવી શક્તિ નહિ હોવાથી એનું આલંબન કરવા જતાં કલ્યાણ નથી સાંપડતું. અરિહંત ભગવાનની આ અચિંત્ય શક્તિ એ જ એમની અસાધારણ કરુણા છે, અનુગ્રહ છે. માટે કહેવાય કે એમના અનુગ્રહથી અભય, ચક્ષુ, રુચિ વગેરે મળે છે, અર્થાત્ ભગવાન અભયદાતા, ચક્ષુદાતા, રુચિદાતા છે.

અહીં ધ્યાનમાં રહે કે પૂર્વોક્ત શ્રદ્ધા જો થઈ

જાય તો તત્ત્વદર્શન નિયમા થાય છે, અવશ્ય પ્રગટે છે. દા.ત. આંખ દોષ વિનાની બની જાય, તો સફેદ, પીળા, લીલા વગેરે સાચા રંગનું દર્શન થાય છે. કમળો થયો હોય તો ધોળાને પીળું દેખે; એવું ચોક્ખી આંખમાં નહિ.

(લ૦–) न ह्यत्र प्रतिबन्धो नियमेन, ऋते कालादिति निपुणसमयविदः। अयं चाप्रतिबन्ध एव, तथा तद्भवनोपयोगित्वात्, तमन्तरेण तत्सिद्ध्यसिद्धेः, विशिष्टस्योपादानहेतोरेव तथापरिणतिस्वभावत्वात्। तदेषाऽवन्ध्यबीजभूता धर्मकल्पद्रुमस्येति परमाव-नीयम्। इयं चेह चक्षुरिन्द्रियं चोक्तवद् भगवद्भ्य इति चक्षुर्ददतीति चक्षुर्दाः ॥ १६ ॥

(અર્થ–) આ શ્રદ્ધાસાધ્ય દર્શન થવામાં કાળ સિવાય 'ક્યાંયથી) અટકાયત છે જ નહિ,–એમ નિપુણ નિશ્ચયનય વ્યવહારી શાસ્ત્રવેત્તાઓ કહે છે. ત્યારે આ કાળ પણ અટકાયતરૂપ જ નથી, કેમકે એ તો શ્રદ્ધાને દર્શનરૂપે પરિણત–પરિપક્વ થવામાં (ઉલટો) ઉપયોગી છે. કાળ (પસાર થયા) વિના દર્શનની નિષ્પત્તિ નથી થતી. એનું કારણ એ છે કે વિશિષ્ટ ઉપાદાન હેતુ (વિશિષ્ટ સહકારી કારણવશ પ્રાપ્ત સ્વભાવાતિશયરૂપી કાળપર્યાયવાળું પરિણામી કારણ) જ કાર્યરૂપે પરિણમે છે. માટે એ સારી રીતે વિચારવું કે આ શ્રદ્ધા ધર્મકલ્પ-વૃક્ષના અમોઘ બીજરૂપ છે, અને આ શ્રદ્ધારૂપી ચક્ષુ ઇન્દ્રિય પૂર્વના 'અભયદયાણં' સૂત્રમાં કહેલ અભય ધર્મની જેમ ભગવાન થકી પ્રાપ્ત થાય છે. એટલે (એ) ચક્ષુને આપે છે, તેથી ચક્ષુદાતા અરિહંત પ્રભુ છે. (૧૬)

વિવેચન—ચક્ષુ પછી બોધિ થવામાં કાળ પ્રતિબંધક નહિ, અનુકૂળ છે:—

પૂર્વે જોયું કે શ્રદ્ધા હોય તો અવશ્ય તત્ત્વ-દર્શન થાય છે. એને બીજા શબ્દોમાં એમ કહેવાય કે માર્ગાનુસારી શ્રદ્ધા થાય પછી તત્ત્વદર્શન થવામાં ક્યાંયથી અટકાયત થતી નથી એ ચોકસ વાત છે. વ્યવહારદષ્ટિથી ભલે મિથ્યાદર્શનનો સંબંધ વિગેરે કે જે હજી, સત્યધર્મ તરફ આકર્ષણ-રુચિ થવા છતાં, બેઠા છે, એ અટકાવનારા કહેવાય; પરંતુ નિશ્ચય દૃષ્ટિથી જોતાં એને જાગેલી રુચિની તત્ત્વ-દર્શન તરફ જવામાં કાંઇ અટકાયત થતી હોય એમ નહિ કહેવાય; કેમકે આ રુચિ થઇ એ તો તત્ત્વદર્શનના તરફ પ્રયાણ આરંભાયું, તત્ત્વદર્શનનું જ રૂપ તૈયાર થયું. હવે આમાંથી સહકારી કાર-ણોએ ક્રમશઃ રુચિ વધતાં તત્ત્વદર્શનનું સંપૂર્ણ સ્વરૂપ નિષ્પન્ન થવાનું છે. તો પછી પરમાર્થથી જોતાં અટકાયત શાની કહેવાય?

પ્ર૦–ભલે, પણ કાળ તો અટકાયત કરી રહ્યા છે ને? માટે તો શ્રદ્ધા થવા સાથે તરત તત્ત્વ-દર્શન નથી થતું. તો પછી કેમ કહો છો કે ક્યાંયથી અટકાયત જ નથી?

ઉ૦–વાત ઠીક છે કે વિલંબની દૃષ્ટિએ કાળ અટકાયત કરનારો લાગે. પરંતુ ખરું જોતાં કાળની અટકાયત એ કોઇ ખરેખર અટકાયત જ નથી; કેમકે શ્રદ્ધા જઇને કાળક્રમે તત્ત્વદર્શનરૂપે પરિણમે એમાં કાળ ઉપયોગી છે. એટલે કાળ પસાર થયા વિના એ સંપૂર્ણ રીતે પરિપક્વ થઇને તત્ત્વદર્શન-રૂપે પરિણમતી નથી, અને તત્ત્વદર્શન અસ્તિત્વમાં આવતું નથી. એ કાળક્રમે આવે છે, ત્યાં કાળ-ક્રમની જરૂર છે; એટલે કાળ તો ઉલ્ટો સહાયક બન્યો, એવા એને અટકાયત કરનારો કેમ કહેવાય? રોગીને અલ્પ પણ આરોગ્ય આવવાની શરૂઆત થઇ ત્યાં હવે તરત સંપૂર્ણ આરોગ્ય હજી આવ્યું નથી તેથી કરીને કાંઇ એ આવવામાં કાળ અટકાયત કરનારો નથી કહેવાતો. એ તો ઉલ્ટો ઉપયોગી ગણાય છે. કહે છે ને કે 'ભાઇ! હવે દવા લાગુ પડી છે એટલે કાળક્રમે પૂર્ણ આરોગ્ય આવી જશે.' એમ ચૂલે દાળ ચઢવા માંડી, તો કહેવાય છે કે 'હવે થોડા સમયમાં બરાબર તૈયાર થઇ જશે.' આમાં સમય સહાયમાં છે, અટકાયતમાં નહિ. માટે તો રોગીને ઉગ્ર કે વધુ દવા આપીને ઝટ આરોગ્ય લાવવાનું અથવા ચૂલામાં પ્રચંડ અગ્નિ સળગા-વીને ઝટ દાળ પકવવાનું કરવામાં નથી આવતું. એ સૂચવે છે કે અમુક કાળમાનને સહારામાં લેવો છે. પ્રાથમિક દાનગુણ પ્રવૃત્તિ વધતાં ક્રમશઃ મહાદાનગુણમાં પરિણમે છે.

પ્ર૦-ઠીક છે, પરંતુ છેડે જઈને જે તત્ત્વદર્શન થવાનું છે, એમાં તો પ્રાથમિક શ્રદ્ધાના પર્યાયને ઉત્તરોત્તર વિકસ્વર કરનારી સામગ્રી એ સહાયક કહેવાય, પણ કાળ શી રીતે સહાયક ?

ઉ૦-અહીં સમજવાનું છે કે કાળ દ્રવ્યરૂપ છે તેમ પર્યાયરૂપ પણ કહેવામાં આવ્યો છે. દ્રવ્યોમાં તેવી તેવી વર્તના થાય છે, એ પણ પર્યાયરૂપ કાળ છે. માટે કાળને જીવ વગેરે દ્રવ્યોના પર્યાયરૂપ પણ માનવામાં આવ્યો છે. હવે જુઓ કે શ્રદ્ધાને જેમ જેમ જિજ્ઞાસા, શુશ્રૂષા, ગુરુસમાગમ, તત્ત્વશ્રવણ વગેરે સહકારી કારણો મળતાં જાય છે તેમ તેમ આત્મામાં અથવા શ્રદ્ધામાં ઉત્તરોત્તર ચઢીયાતો સ્વભાવ પ્રગટતો જાય છે, અને એ પરાકાષ્ઠાએ પહોંચતાં તત્ત્વદર્શન આવીને ઊભું રહે છે. એનો અર્થ એ થયો કે આત્મા યા શ્રદ્ધા ચઢતા પર્યાય પામીને છેવટે કાર્યભૂત તત્ત્વદર્શનમાં પરિણમી. ઉપાદાન કારણને પરિણામી કારણ કહેવાય છે. પરિણામી એટલે કાર્યમાં પરિણમનારું. અર્થાત્ કાર્ય જે બને છે તે આને છોડીને કોઈ જુદી વસ્તુ નથી, પરંતુ આજ કારણ કાર્યોત્પત્તિની સાધન-સામગ્રીદ્વારા વિશિષ્ટ અતિશયવાળું બની કાર્યપણે પરિણમે છે. માટી જ ઘડો બની જાય છે; સોનું જ હાર બને છે, હારમાં પરિણમે છે; દૂધ જ દહીં બને છે, દૂધ દહીંમાં પરિણમે છે. એમ અહીં શ્રદ્ધા જ તત્ત્વદર્શનરૂપ થઈ જાય છે. એ થવાને કહેવાય કે શ્રદ્ધા જ તત્ત્વદર્શનમાં પરિણમી. પરંતુ ક્યારે ? ઉત્તરોત્તર ચઢીયાતા પર્યાય એને આવી મળ્યા ત્યારે. તો બાહ્ય સહકારી કારણોની જેમ એ પર્યાયો ય અંતિમ પરિણામમાં ઉપયોગી થયા. હવે ઉપર કહ્યું તેમ કાળ પર્યાયરૂપ છે, એટલે આ પર્યાયોને કાળ કહેવાય; અને પર્યાય તત્ત્વદર્શનમાં ઉપયોગી એટલે કે કાળ ઉપયોગી બન્યો.

સારાંશ, શ્રદ્ધા થયા પછી તત્ત્વદર્શન થવામાં કોઈ અટકાયત કરનાર નથી, એટલે અવશ્ય તત્ત્વ-દર્શન થાય છે, ને એના પર ચારિત્ર ધર્મરૂપી કલ્પવૃક્ષ પણ તૈયાર થાય છે. તેથી આ શ્રદ્ધા, ધર્મરુચિ, યાને આંતરચક્ષુ ધર્મકલ્પવૃક્ષનું અમોઘ બીજરૂપ છે. આ બરાબર વિચારવું. આ આંતર ચક્ષુ-ઇન્દ્રિય ભગવાનના અનુગ્રહથી મળે છે, તેથી અરિહંત ભગવાન ચક્ષુને આપનારા અર્થાત્ ચક્ષુ-દાતા છે. (૧૬)

## ૧૭. મગ્ગદયાણં

(ल॰ वि॰) तथा 'मग्गदयाण'; इह मार्गः चेतसोऽवक्रगमनं, भुजङ्गमनलिकायामतुल्यो विशिष्टगुण-स्थानावाप्तिप्रगुणः स्वरसवाही क्षयोपशमविशेषः; हेतुस्वरूपफलशुद्धा सुखेत्यर्थः ।

**અર્થ:—તથા 'મગ્ગદયાણ' પદની વ્યાખ્યા. અહીં ('માર્ગદેનારને' એમાં) માર્ગ એટલે ચિત્તનું વક્રતા વિનાનું (સરળ) ગમન અર્થાત્ સર્પને પેસવાની નળીની લંબાઈ જેવો અને વિશિષ્ટ ગુણ-સ્થાનની પ્રાપ્તિ કરાવવામાં તત્પર એક જાતનો સ્વતઃ ઇચ્છાથી પ્રવર્તેલ તાત્પર્ય, હેતુ, સ્વરૂપ અને ફળથી શુદ્ધ ઉપશમ (એ માર્ગ.)**

**વિવેચનઃ—માર્ગ એટલે ?**

હવે 'મગ્ગદયાણ' પદની વ્યાખ્યા. 'મગ્ગ-દયાણં' એટલે માર્ગ દેનાર(અરિહંત)ને નમસ્કાર હો. અહીં 'માર્ગ' શબ્દ આવ્યો તેનો અર્થ 'ચિત્તનું વક્રતા વિનાનું ગમન' એવો થાય છે. પહેલાં પ્રભુને 'અભય'—ચિત્તસ્વાસ્થ્ય, અને 'ચક્ષુ'-ધર્મ-રુચિ આપનાર કહ્યા; કેમકે પહેલાં તો કેવળ પુદ્ગલરસિકતાને લઈને ચિત્ત અસ્વસ્થ વિહ્વળ, ઉકળાટ-વાળું હતું, તેને ભવવૈરાગ્યથી એ પુદ્ગલરસનો આવેશ મિટાવવા દ્વારા સ્વસ્થ, શાંત, કંઈક ઠરેલું કરવું જોઇએ. ત્યારે ધર્મ પર દૃષ્ટિ નખાય, ધર્મનું આકર્ષણ થાય, કોઈ ધર્મ પ્રસંગ દેખી 'અહો ! કેવો સુંદર પ્રસંગ ! કેવો સુંદર ત્યાગ, તપસ્યા, ઉદારતા, દયા !'....એવી ધર્મરુચિ થાય, એ ચક્ષુ.

હવે આગળ વધવા માર્ગ પામવો જોઇએ તો જ પછી 'ત્યારે જગતમાં તત્ત્વ શું ?' એવી દિલ-દર્દભરી જિજ્ઞાસા ઉઠે, અને તો જ પછી સત્ય તત્ત્વ મળતાં અપૂર્વ આલ્હાદ સાથે તત્ત્વદર્શન થાય. એટલે તત્ત્વજિજ્ઞાસાને અનુકૂળ ભૂમિકારૂપે માર્ગ જોઇએ. એ માર્ગ એટલે ચિત્તનું અવક્ર

ગમન. સ્વસ્થ અને ધર્મરુચિવાળું બનેલું ચિત્ત પણ જો વક્રતાવાળું હોય તો એમાં સાચી નિખાલસ ભાવની તત્ત્વજિજ્ઞાસા નહિ ઉઠી શકે. એવી જિજ્ઞાસા વિના, ભલે તત્ત્વ સાંભળવા મળ્યાં, તો પણ અંતરમાં તત્ત્વદર્શન નહિ પ્રગટી શકે. માટે ચિત્તની અવક્ર સરળ ગતિ જોઈએ. એ ગતિ પોલા સીધા વાંસની લાંબી નળીમાં સર્પને ચાલવાની ગતિ સમાન છે. નળી વાંકી હોય તો સર્પ ન જઈ શકે.

પ્ર૦–ચિત્તની અવક્ર ગતિ એટલે શું ?

ઉ૦–એ એક જાતનો કર્મનો ક્ષયોપશમ છે કે જે આગળના ગુણસ્થાન અર્થાત્ વિશિષ્ટ ગુણલાભને પમાડવા તત્પર છે. આત્મામાં તત્ત્વની સાચી જિજ્ઞાસા જાગવી, એ એક ગુણસ્થાન છે. એની અને પૂર્વની ચક્ષુ (ધર્મરુચિ)ની અવસ્થાની વચમાં વિરોધી દર્શનમોહનીય–મિથ્યાત્વમોહનીય કર્મનો ક્ષયોપશમ થાય છે, તેથી જીવ મિથ્યાતત્ત્વના કદાગ્રહ છોડી સરળ ચિત્તવાળો બને છે. આ કદાગ્રહ બહુ દુઃખદાયી હોય છે; એ દુઃખદ કદાગ્રહ ટળવાથી સરળતા આવે છે. એ લાવનાર ક્ષયોપશમ વાંસની સીધી નળીની લંબાઈ જેવો છે. જેમ એ નળીમાં સર્પ સરળ ગતિએ ચાલ્યો જાય અને ઇષ્ટ સ્થાને પહોંચે છે, તેમ ચિત્ત તેવા ક્ષયોપશમ દ્વારા સરળ ચાલ્યું જઈને ઉપરના ગુણલાભ પ્રાપ્ત કરનારૂં બને છે.

**આ ક્ષયોપશમ સ્વરસવાહી છે;** અર્થાત્ કોઈ દાક્ષિણ્યાદિ કારણે નહિ કિંતુ પોતાના સહજ અભિલાષથી પ્રવર્તમાન. તો જ એ આગળ ગુણ પર ચઢાવી શકે: કેમકે દાક્ષિણ્યાદિથી એટલે કે કોઈની શરમ વગેરેથી દેખાવની ધર્મરુચિ પ્રવર્તાવવામાં તો પોતાની વૃત્તિ તેવી શુદ્ધ ઊભી થઇ નથી, તેથી મૂળ અશુદ્ધ વૃત્તિ ઊભી રહે એ ગુણસ્થાન પર ચઢવા ન દે. હાં, દાક્ષિણ્યાદિથી પ્રવર્તતાં પ્રવર્તતાં કદાચ નિજાભિલાષ અર્થાત્ સ્વતઃઈચ્છા જાગીને ક્ષયોપશમ થાય, ને તેથી આગળ વધાય એમ બને.

**હેતુ–સ્વરૂપ–ફળની અપેક્ષાએ ત્રણ શુદ્ધિ:–** ત્યારે 'માર્ગ' એટલે ચિત્તનું અવક્ર ગમન કહો, કે એક પ્રકારનો સહજ ક્ષયોપશમ કહો, તાત્પર્ય કે એ અંતઃકરણની એક પ્રકારની સુખાસિકા છે, ઉપશમ સુખસ્વરૂપ છે; અને તે પણ ત્રિકોટિશુદ્ધ. ત્રિકોટિ આ,–હેતુ, સ્વરૂપ અને ફળ. એ ત્રણે પ્રકારમાં શુદ્ધ એવું ઉપશમ સુખ એ માર્ગ. માર્ગના હેતુ અભય–ચક્ષુ, અર્થાત્ ચિત્તધૃતિ અને ધર્મરુચિ છે, એ હેતુ ઉમદા હોવાથી માર્ગ 'હેતુશુદ્ધ' કહેવાય. જો ઉપશમ સુખ એ એમાંથી જન્મ્યું હોય, તો પહેલાં બતાવ્યું છે તેમ ત્યાં અનાદિના પૌદ્ગલિક આવેશ અને અતત્ત્વના કદાગ્રહ શાંત પડી જવાથી ઉકળાટ–વિહ્વળતા શાંત થઇ જાય છે, તેથી પછી જે ઉપશમ પ્રગટે તે સાચો હેતુશુદ્ધ ગણાય. ઉપશમસુખ 'સ્વરૂપશુદ્ધ' એટલે કે એનું પોતાનું સ્વરૂપ શુદ્ધ જોઇએ. તે છે જ; કેમકે પેલા આવેશ અને કદાગ્રહ જવાથી અંતરાત્મામાં નિર્મળ શાંતતાનો અનુભવ થાય છે, ને એ સુખનો અનુભવ નિર્દોષ, નિરપેક્ષ (સ્વાધીન) અને ચિંતા–સંતાપાદિ વિનાનો હોય છે. એ સ્વરૂપશુદ્ધ છે. વિષયસુખના અનુભવ તેથી ઉલ્ટા, દોષપૂર્ણ, પરાધીન ને ચિંતા સંતાપયુક્ત હોય છે, એટલે એ સ્વરૂપશુદ્ધ ન કહેવાય. વળી આ ઉપશમ સુખ 'ફળશુદ્ધ' પણ છે, કેમકે એનું ફળ આગળ સાચી તત્ત્વજિજ્ઞાસા જાગવાની છે તે છે, જે આ ભવચક્રમાં આત્માનું એક ઉમદા વિકાસ–પગથિયું છે.

**બીજાં અનુષ્ઠાનોમાં પણ હેતુશુદ્ધિ વિગેરે:–**

આમ ત્રણેયથી શુદ્ધ ઉપશમ સુખ એ અહીં માર્ગ તરીકે લેવાનું. આ સૂચક છે. બીજાં પણ અનુષ્ઠાન હેતુશુદ્ધ, સ્વરૂપ શુદ્ધ અને ફળશુદ્ધ છે કે કેમ એ તપાસવાનું; અને ન હોય તો તેવાં બનાવવાનું ધ્યાન રાખવાનું છે. દા.ત. પર્યુષણામાં ટીપ–ટપ્પા વગેરેમાં પૈસા દેવા ન પડે માટે જ જો પોષધ લઈને બેસે, તો એ પોષધ હેતુશુદ્ધ નહિ. એમ સામાયિક–પોષધમાં વિકથા, આરંભ સમારંભના આદેશ વગેરે સેવાય તો એ સ્વરૂપશુદ્ધ નહિ. ત્યારે એવી ધર્મસાધના કર્યા પર ગર્વ, બીજાની નિંદા, વિગેરે કરવાનું હોય તો એ ફળશુદ્ધ નહિ બને. એક નાની નવકારવાળી ગણવામાં

પણ આ ધ્યાનમાં રાખવાનું છે. ધર્મી તરીકે જેમ કક્ષા ઊંચી, તેમ વધારે ધ્યાનમાં રાખવાનું છે. નહિતર ઉત્તમ ધર્મ મળવા છતાં, સેવવા છતાં એ અશુદ્ધિઓથી આત્મા કાળોમેશ થાય. પરિણામ ? તામસ ભાવની દઢતા, કષાયવૃદ્ધિ, વિષયમગ્નતા, અને દીર્ઘકાળ ભવભ્રમણ ! માટે દરેક ધર્મસાધના વખતે તપાસી લેવું કે આ કોઇ ખોટા, મેલા આશયથી તો નથી કરતો ને ? સાધનામાં દોષોની ઘાલમેલ તો નથી ને ? ફળમાં રાગદ્વેષ–સંજ્ઞા–ગારવ વગેરેનાં પોષણ તો નથી ને ? જો હોય તો તેને સુધારી લેવા, આશય ફેરવી પવિત્ર કરવો, દોષો–અતિચારો દૂર કરવા મથવું, અને ફળમાં વૈરાગ્યાદિની વૃદ્ધિ કરવા ખબરદાર રહેવું.

(લ.વિ.) नास्मिन्नान्तरेऽसति यथोदितगुणस्थानावाप्तिः, मार्गविषमतया चेतःस्खलनेन प्रतिबन्धोपपत्तेः। सानुबन्धक्षयोपशमतो यथोदितगुणस्थानावाप्तिः, अन्यथा तदयोगात्, क्लिष्टदुःखस्य तत्र तत्त्वतो बाधकत्वात्।

**અર્થ :–જો અંતરંગ કારણસ્વરૂપ ક્ષયોપશમ ન વર્તતો હોય તો કહ્યા પ્રમાણે સમ્યગ્દર્શન (તત્ત્વ-દર્શન) વગેરે ગુણનો લાભ થઈ શકે નહિ; કેમકે એમાં માર્ગ વિષમ હોવાથી ચિત્ત વ્યાઘાત થઈને ઉક્ત ગુણલાભની અટકાયત થઈ જાય. કારણ એ છે કે સાનુબંધ (ઉત્તરોત્તર પરંપરાવાળા) ક્ષયોપશમથી ઉક્ત ગુણોનો લાભ થઈ શકે છે. એવો ક્ષયોપશમ ન હોય તો તો એ ન થઈ શકે. કેમકે તો તો ત્યાં પ્રવર્તતું ક્લિષ્ટ દુઃખ અંતરંગ રીતે ક્ષયોપક્ષમનું બાધક હોઈ ગુણસ્થાનનું પ્રતિબંધક છે.**

**વિવેચન :— બાધક દોષો નિવારવા જરૂરી:—**

માર્ગ એટલે કે વિશિષ્ટ ક્ષયોપશમથી જ ઉપરનાં તત્ત્વજિજ્ઞાસા, તત્ત્વદર્શન (સમ્યગ્દર્શન) વગેરે ગુણસ્થાન સિદ્ધ થઇ શકે; એ જ વસ્તુને નિષેધપણે જોઇએ તો કહેવાય કે ભલે બાહ્ય કારણ તરીકે સદ્‌ગુરુયોગ વગેરે સામગ્રી મળી હોય, પરંતુ જો તેવો અંતરંગ ક્ષયોપશમ ન થયો હોય તો સમ્યગ્દર્શનાદિ ગુણનો લાભ થઇ શકતો નથી. એનું કારણ એ છે કે મુક્તિનો માર્ગ વિષમ છે, કઠિન છે, તેથી ચિત્તને સ્ખલનાનો સંભવ છે. હવે ત્યાં જો અંતરંગ મિથ્યાત્વ મોહનીયના ક્ષયોપશમનું બળ ન હોય તો માર્ગપાલનની કઠિનાઇથી સ્ખલના પામેલા ચિત્તને સમ્યગ્દર્શનાદિમાં પહોંચવું ટકવું અશક્ય છે. ત્યાં ગુણલાભની અટકાયત થઇ જાય છે. ચિત્ત ગમે તે કોઈ કઠિનાઇમાં હણાઇ ગયું એટલે બંધા રાગદ્વેષ આવેશ વગેરે ચિત્તને નીચે તાણી જવાના. પછી એ ક્યાંથી ઊંચા ઊંચા ગુણસ્થાનકે પહોંચી શકે ?

આવો અનુભવ દેખાય છે કે વ્રત–નિયમ લેનારને યા બીજી ધર્મસાધના કરનારને કાંઇક પ્રતિકૂળ આવી પડતાં ચિત્ત ઢીલું પડે છે, અને 'આ નિયમ મેં ક્યાં લીધો ?' કે 'આ ક્રિયામાં ક્યાં બેઠો ?' યા 'આ ધર્મવહીવટની લપ મેં ક્યાં ઉપાડી ?' અથવા 'આ ભગવાનની પ્રતિમા મેં ક્યાં પૂજવા લીધી ?'...આવા કોક સંતાપ–પશ્ચાત્તાપ ઊભા થાય છે. શું છે આ ? અંતરમાં જેની પરંપરા ચાલે એવો સબળ કર્મક્ષયોપશમ કર્યો નહોતો એટલે પ્રતિકૂળતા ઊભી થતાં બાધક કર્મનો ઉદય જોરમાં આવી ગયો અને ચિત્ત હણાયું. આવો ક્ષયોપશમ વિષમ કહેવાય. જેમ રસ્તો વિષમ એટલે કે સરખો સપાટ નહિ પણ ખાડાટેકરાવાળો હોય, તો ચાલતી વખતે ઊંચું નીચું આવતાં પગ સ્ખલના પામે છે, એમ આ ક્ષયોપશમ વિષમ હોવાથી એમાં પસાર થતી વખતે કાંક ઊંચી–નીચી થતાં ચિત્ત એમાં સ્ખલિત થઇ જાય છે; એટલે આગળ વધીને પ્રાપ્ત કરવાના ગુણસ્થાનની અટકાયત થઇ જાય છે.

આનો અર્થ એ કે ક્ષયોપશમ વિષમ નહિ પણ સમ એટલે કે સાનુબંધ હોય, એની ઉત્તરોત્તર ધારા ટકી શકે એવો અનુબંધવાળો હોય, તો જ ગુણસ્થાન–પ્રાપ્તિ થાય; અનુબંધ વિનાનો હોય તો નહિ; કારણ, ત્યાં તો ક્લિષ્ટ દુઃખ (કર્મ) નિરનુબંધ (અનુબંધરહિત) ક્ષયોપશમને અંતરંગ રીતે બાધક બને છે; એટલે પછી એ સહેજે ગુણસ્થાન–પ્રાપ્તિની અટકાયત કરે જ.

(લ. વિ.) सानुबन्धं क्लिष्टमेतदिति तन्त्रगर्भः तद्बाधितस्यास्य तथागमनाभावात्, भूयस्तदनुभवोपपत्तेः,

न चासौ तथाऽतिसंक्लिष्टस्तत्प्राप्ताविति प्रवचनपरम-गुह्यम्, न खलु भिन्नग्रन्थेर्भूयस्तद्बन्ध' इति तन्त्रयुक्त्यु-पपत्तेः। एवमनिवृत्तिगमनेनास्य भेदः।

**અર્થ** :-પ્રવચનનું રહસ્ય છે કે અનુબંધવાળું કર્મ ક્લિષ્ટ ( ક્લિષ્ટ દુઃખદાયી ) હોય છે, કેમકે (દેખાય છે કે ) એનાથી પીડિત ચિત્ત સરળપણે વિશિષ્ટ ગુણસ્થાન તરફ જઈ શકતું નથી; કારણ ફરીથી ક્લિષ્ટ દુઃખનો અનુભવ સંભવે છે એ જ સૂચક છે. ( અલબત્ત જીવ સમ્યક્ત્વ પામ્યા પછી) એ એવો અતિ સંક્લિષ્ટ નથી કે પછી માર્ગ-પ્રાપ્તિ જ ન થાય. આમાં કારણ એ છે કે એકવાર ગ્રન્થિભેદ કર્યો હોય એવા જીવને ફરીથી ગ્રંથિ બંધાતી નથી એવી શાસ્ત્રીય યુક્તિ મળે છે. એટલે સાનુબંધ હોવાથી આ માર્ગ-ક્ષયોપશમ અનિવૃત્તિકરણની પ્રાપ્તિના કારણે બીજા ક્ષયોપ-શમથી જુદો પડે છે.

**વિવેચન**:—

પ્ર૦-ક્લિષ્ટ દુઃખ, ક્લિષ્ટ કર્મ ઊભું થાઓ, પરંતુ તે ગુણસ્થાન પ્રાપ્તિમાં બાધક શા માટે બને ?

ઉ૦-શાસ્ત્ર કહે છે કે એવું ક્લિષ્ટ દુઃખ આપનારૂં ક્લિષ્ટ કર્મ અનુબંધવાળું હોય છે તેથી પોતે ઉદયમાં આવીને ફરીથી તેવાં કર્મ બંધાવાની પરિસ્થિતિ ઊભી કરે છે. આ પરિ-સ્થિતિ એટલે ચિત્તની સંક્લિષ્ટ અવસ્થા, એ હવે ક્ષયોપશમ શાનો ટકવા દે ? અને એ નહિ તો ગુણસ્થાન-પ્રાપ્તિ તરફ સરળ ચિત્તગમન ક્યાંથી થાય ? અહીં ક્લિષ્ટ એટલે કે ક્લેશકારી દુઃખ આપનારૂં ક્લિષ્ટ કર્મ કહ્યું; તે પરથી એ સૂચિત થાય છે કે ખંધકસૂરિના પાંચસો શિષ્યને ભલે ઘાણીમાં જીવતા પીલાવાનું અત્યંત દુઃખદાયી કર્મ ઉદયમાં આવ્યું, કે મહાવીર પ્રભુને ઘોર ઉપસર્ગ વખતે તેવું બન્યું, પરંતુ તે કાંઈ સાનુબંધ કર્મ નહોતું, નહિતર એ ઊંચા ગુણ-સ્થાનકે ચઢી ન શકત. એટલે તત્કાલ અત્યંત દુઃખ આપે એટલા માત્રથી એ કર્મને સાનુબંધ ક્લિષ્ટ કર્મ ન કહેવાય. સાનુબંધ તો તે કે જે ચિત્ત બગાડીને નીચે પાડી ફરી નવાં કર્મને પ્રેરે.

**સાનુબંધ કર્મ : નિરનુબંધ ક્ષયોપશમઃ**—

અહીં એ સમજવાનું છે કે જેમ પૂર્વે કહ્યા મુજબ ક્ષયોપશમ સાનુબંધ નિરનુબંધ એમ બે જાતના હોય છે, તેમ કર્મ પણ સાનુબંધ નિરનુ-બંધ એમ બે જાતના સંભવે છે. સાનુબંધ એટલે જેની ધારા આગળ ચાલે અને નિરનુબંધ એટલે જેની ધારા આગળ ન વધે. બહુ રાચી માચીને જે પાપ-કર્મ ઉપાર્જ્યાં હોય છે તેની આવી દશા હોય છે કે એ જ્યારે ઉદયમાં આવે છે ત્યારે જીવ મોહમૂઢ અને કષાયાવેશવાળો બની ફરીથી તેવાં કર્મ ઉપાર્જે છે. આગળ પણ પાછો એના ઉદયમાં વળી પાપકર્મ ઊભાં કરે છે. આ પાપકર્મની ધારા ચાલી કહેવાય એનું નામ સાનુબંધ કર્મ. ત્રિપૃષ્ઠ વાસુદેવે સાતમી નરકમાં જવાના જે પાપ-કર્મ ઉપાર્જ્યાં તે અથવા કહો પૂર્વભવે વિશ્વભૂતિ-ભવે નિયાણું કરતાં જે મોહનીય કર્મ ઊભું કર્યું તે સાનુબંધ હતું, કેમકે એની ધારા ચાલી. ત્રિપૃષ્ઠ, વાસુદેવના અવતારમાં એ એવા મોહાંધ થયા કે સાતમી નરકની મૂઢતાના પાપ ઊભાં કર્યા. ત્યાં પણ એવી મૂઢતા કરી કે આગળ પાછા સિંહ થઈ મોહમૂઢ બન્યા. ત્યાંથી ય આગળ પાછા સંસારમાં ઘણું ભમ્યા. આ સાનુબંધ કર્મને લીધે બન્યું.

સાનુબંધ કર્મવાળો જીવ કદાચ કોઈ રીતે કર્મ-ક્ષયોપશમ કરી દે, તો પણ તે ક્ષયોપશમ લાંબો ચાલી શકતો નથી; કેમકે પેલા કર્મનો ઉદય ચિત્ત એવું બગાડી નાખે છે કે ત્યાં ક્ષયો૦ તૂટી જાય છે, અટકી જાય છે. આને નિરનુબંધ ક્ષયો-પશમ કહે છે, કેમકે એની ધારા આગળ ન ચાલી. મુનિને કાઉસ્સગ્ગમાં શુભ ચિંતનથી અવધિ-જ્ઞાનાવરણકર્મનો ક્ષયોપશમ થયો, અવધિજ્ઞાન પ્રગટ્યું અને પહેલો દેવલોક સાક્ષાત્ નિહાળ્યો. પરંતુ ત્યાં ઈંદ્ર ઈંદ્રાણીને મનાવતો દેખી મુનિ હસ્યા અને તરત ક્ષયોપશમ ચાલ્યો ગયો. આ નિરનુબંધ ક્ષયોપશમ. અહીં મોહનીયકર્મના ઉદયે ચિત્ત બગાડ્યું, ને એણે ક્ષયોપશમ રદ કરી ગુણઘાત કર્યો, આગળ ગુણ ટકયો કે વધ્યો નહિ.

સારાંશ, કર્મબંધ સાનુબંધ નહિ થવા દેવો જોઈએ, અને ક્ષયોપશમ સાનુબંધ કરવો જોઈએ. સાનુબંધ ક્લિષ્ટ કર્મના ઉદયમાં ચિત્ત સરળ ભાવે વિશિષ્ટ ગુણસ્થાન-તત્ત્વજિજ્ઞાસા તત્ત્વદર્શન-વગેરે તરફ પ્રયાણ કરી શકતું નથી. કેમકે એમાં ફરી થતો ક્લેશમય દુઃખનો અનુભવ જ યુક્તિ છે અર્થાત્ ફરીથી ક્લિષ્ટ દુઃખ અનુભવમાં આવ્યું એ જ સૂચવે છે કે પૂર્વે સાનુબંધ ક્ષયોપશમ નહોતો થયો.

પ્ર૦-એમ તો સમ્યક્ત્વ પામેલા આત્માને પણ ક્યારેક ક્લિષ્ટ કર્મનો અનુભવ થવાથી એ મિથ્યાત્વ પામે છે, અને પાછો માર્ગે આવે છે, તો પછી નિયમ ક્યાં રહ્યો કે ક્લિષ્ટ કર્મના અનુભવે ચિત્ત સરળ માર્ગગમન ન જ કરી શકે?

ઉ૦-નિયમ તો છે, પણ વાત એટલી છે કે સમ્યક્ત્વ પામેલા જીવે અનાદિની રાગદ્વેષની કઠણ ગાંઠ તોડી છે, ગ્રંથિભેદ કર્યો છે, તેથી એ એવો અતિ સંક્લિષ્ટ, અતિ સાનુબંધ ક્લેશવાળો બનતો નથી કે જે એને ફરી માર્ગ-પ્રાપ્તિ અટકાવી જ દે. આ જિનપ્રવચનનો મર્મ છે. કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે 'न खलु भिन्नग्रन्थेर्भूयस्तद्बन्धः' અર્થાત્ એક વાર ગ્રંથિભેદ કરી ચુકેલોને હવે પૂર્વની જેમ ફરીથી ગ્રંથિ બંધાતી નથી. અલબત ફરીથી અનંતાનુબંધી કષાયમોહનીય કર્મ બંધાય છે, પરંતુ તે અનાદિ કાળની ગ્રંથિના જેવું કાર્ય નથી કરતા. માટે જ એના ઉદયમાં થનારા ઉગ્ર પણ રાગદ્વેષ એ ઉત્કૃષ્ટી સ્થિતિવાળા મોહનીય કર્મનો બંધ કરાવતાં નથી. અહીં ફરીથી બંધ દ્વારા ક્યારેય એ જીવને ઠગતા નથી,....ઇત્યાદિ શાસ્ત્રીય યુક્તિ લાગુ પડે છે.

ફલિત એ થાય છે કે ગ્રંથિભેદ કરનારનો ક્ષયોપશમ સાનુબંધ હોવાથી એ અનિવૃત્તિકરણની પ્રક્રિયા માંડે છે, તેથી નિરનુબંધ ક્ષયોપશમ કરતાં એ જુદો પડે છે. જીવને સમ્યગ્દર્શન પામવા માટે પહેલાં યથાપ્રવૃત્તિકરણ ઉપસ્થિત થાય છે. એમાં સર્વ કર્મની સ્થિતિ એક કોટાકોટિ સાગરોપમ-કાળની અંદર જેટલી બની જાય છે. પછી પણ કોઈક જીવનો વીર્યોલ્લાસ વધતો રહે, તો એટલી સ્થિતિમાંથી પણ ઓછી કરે એવું અપૂર્વકરણ થાય છે. આ અપૂર્વકરણથી ગ્રંથિ ભેદાય છે. અહીં સ્થિતિઘાત રસઘાત વગેરે પાંચ અપૂર્વ વસ્તુ કરે છે. પછી એ જ વીર્યોલ્લાસ વધતાં અનિવૃત્તિકરણ થાય છે. એમાં આગળ અંતરકરણ કરવાની પ્રક્રિયા કરે છે, જેના દ્વારા હવે આગળ પ્રાપ્ત થનાર સમ્યક્ત્વ કાળમાં સ્થિતિ પાકી ઉદય પામી શકે એવા મિથ્યાત્વનાં દળિયાંને એ કાળની પૂર્વની અને ઉત્તરની સ્થિતિવાળાં કર્મમાં નાંખે છે, એટલે ત્યાં ખાલી થવાથી ચાલુ મિથ્યાત્વકાળ અને ઉપરના મિથ્યાત્વકાળની વચમાં આંતરું પડે છે, અંતરકરણ થાય છે, ત્યાં સમ્યક્ત્વ પ્રગટે છે. આમાં અનિવૃત્તિકરણે તો જ જઈ શકે કે જો પૂર્વે શરૂ કરેલ માર્ગ અર્થાત્ ક્ષયોપશમ સાનુબંધ હોય. નિરનુબંધ ક્ષયોપશમ તો બિચારો ત્યાં જ અટકી જવાથી જીવથી અનિવૃત્તિકરણમાં જવાતું જ નથી; કેમકે પહેલું તો ગ્રંથિભેદ કરનારૂં અપૂર્વકરણ જ થતું નથી.

(લ૦) सिद्धं चैतत्प्रवृत्त्यादिशब्दवाच्यतया योगाचार्याणां, 'प्रवृत्ति-पराक्रम-जयाऽऽनन्दऋतम्भरभेदः कर्म्मयोगः' इत्यादि विचित्रवचनश्रवणादिति । न चैवं यथोदितमार्गाभावे । स चोक्तवद्भगवद्भ्य इति मार्गं ददतीति मार्गदाः ॥ १७ ॥

**અર્થ** :-સાનુબંધક્ષયોપક્ષમવાળાને ગ્રંથિભેદાદિ થવાનું યોગાચાર્યોના મતે પ્રવૃત્તિ આદિ શબ્દથી સિદ્ધ છે; કેમકે 'કર્મયોગ પ્રવૃત્તિ-પરાક્રમ-જય-આનંદ-ઋતંભર એ (પાંચ) પ્રકારે છે,' ઇત્યાદિ જુદી જુદી જાતના નામ સાંભળવા મળે છે; અને એ પૂર્વોક્ત 'માર્ગ'ના અભાવે એમ બની શકે નહિ. (એટલે માર્ગ પ્રાપ્ત કરવો જ જોઇએ) અને તે માર્ગ 'અભયદયાણ'માં કહ્યું તેમ ભગવાન થકી જ મળે છે. એટલે માર્ગને આપે છે માટે અરિહંત પ્રભુ માર્ગદાતા કહેવાય છે. (૧૭)

વિવેચન:-યોગાચાર્યમતે પણ:—

સાનુબંધ ક્ષયોપશમવાળો જ એટલે કે માર્ગ પામેલો જ ગ્રંથિભેદ વગેરે કરી શકે એ વસ્તુ પતંજલિ વગેરે યોગના આચાર્યોએ પણ કહી છે,

અલબત જુદા શબ્દોમાં. દા.ત. 'પ્રવૃત્તિ-પરાક્રમ-જય-આનંદ-ઋતંભર, એ પાંચ પ્રકારે કર્મયોગ છે,' આવા આવા જુદી જુદી જાતના નામ તે તે શાસ્ત્રમાં સાંભળવા મળે છે.

**ચરમ-અચરમ યથાપ્રવૃત્તિકરણ:—**

અહીં કર્મયોગની શરૂઆત પ્રવૃત્તિથી કહી. એ પ્રવૃત્તિ આન્તર શુદ્ધિરૂપ સમજવાની છે, અને એ શુદ્ધિ છેલ્લા યથાપ્રવૃત્તિકરણના ઘરની છે. સંસારી જીવને 'નદી-ગોળ પાષાણ' ન્યાયથી કેટલીય વાર સહેજે પ્રવર્તમાન અધ્યવસાયથી કર્મની સ્થિતિ કોડાકોડી સાગરોપમની અંદરની થઈ જાય છે. એને યથાપ્રવૃત્તિકરણ કહે છે. ('યથા-પ્રવૃત્તિ' એટલે નદીમાં કૂટાતો કૂટાતો પત્થર સહેજે ગોળ થઈ જાય, એમ ખાસ પ્રયત્ન નહિ છતાં સહેજે સહેજે પ્રવર્તમાન) પાપીમાં પાપી દેખાતા જીવમાં પણ કયારેક આવું દેખાય છે. દા. ત. એણે જોયું કે કોક નાનો છોકરો ચોથે મજલેથી નીચે ફરસબંધી પર પટકાઇ પડ્યો અને ખોપરીના ભૂક્કા થયા, તો ત્યાં તરતજ એનાથી ચીસ પડાઇ જશે. શું આ ? અંતરના પરિણામ કંઇક કુણા થયા, અને 'બિચારો પડ્યો!' એવું થયું. પરંતુ આ કુણાશ ઝાઝી ટકતી નથી કે આગળ વિકસતી નથી, કેમકે જીવનો તેવો શુભ અધ્યવસાય વિકસાવવાનો વીર્યોલ્લાસ નથી, તેથી પાછો પોતાના ચાલુ મલિન અધ્યવસાયમાં ચાલ્યો જાય છે. આની જેમ જીવમાં કયારેક કર્મસ્થિતિનો હ્રાસ કરનારૂં યથાપ્રવૃત્તિકરણ આવવા છતાં પાછું ઘટેલી કર્મસ્થિતિ વધી જાય છે એટલે એ ચાલ્યું જાય છે. એનો અર્થ એ, કે એ છેલ્લું-ચરમ યથા-પ્રવૃત્તિકરણ નથી. ચરમ યથાપ્રવૃત્તિકરણ તો ત્યારે કહેવાય કે જ્યારે એ પામ્યા પછી એમાંથી પડવાને બદલે જીવનો શુભ વીર્યોલ્લાસ વધે, અને શુભ અધ્યવસાય પ્રબળ, વધુ પ્રબળ બની અપૂર્વ-કરણ શરૂ થાય, જીવની શુદ્ધિ વધતી જાય.

**પ્રવૃત્તિ-પરાક્રમ-જય-આનંદ-ઋતંભર:—**

**પ્રવૃત્તિ:**—યોગાચાર્ય 'પ્રવૃત્તિ' વગેરે જીવના વિકાસને બતાવે છે. તેમાં 'પ્રવૃત્તિ' આ ચરમ યથાપ્રવૃત્તિકરણની શુદ્ધિને કહી શકાય.

**પરાક્રમ:**—એના પર જે અપૂર્વકરણની શુદ્ધિ આવે છે તેને 'પરાક્રમ' કહેવાય; કેમકે એમાં હવે અનાદિની નિબિડ રાગદ્વેષની ગાંઠને ભેદવા માટે જીવ પરાક્રમ કરે છે. એ પરાક્રમ એવું છે કે હવે ત્યાં નીચે પડવાની અર્થાત્ પ્રારંભેલી શુદ્ધિને જરાય ખોવાની નહિ, પણ વધારવાની વાત છે. અશુદ્ધિમાં તાણી જનારા સાંસારિક પ્રલોભનો કે દુન્યવી સંયોગોની સામે ટકવા માટે અથાગ બળ બતાવવું જોઇએ, તે જ પરાક્રમ. જીવને પ્રભુભક્તિનો ભાવ જાગ્યો, પરંતુ ત્યાં જો એ વિચાર આવ્યો કે 'પરંતુ ઘરે બેઠા છે એનો ય મારે વિચાર કરવો પડશે' તો પેલો ભક્તિભાવ ટકાવવા-વધારવાનું પરાક્રમ ન કર્યું કહેવાય.

**જય:**-અપૂર્વકરણ કર્યા પછી શુદ્ધિ વધારી અનિવૃત્તિકરણ કરવામાં આવે છે તેને 'જય' કહેવાય. એમાં વિઘ્નો પર વિજય મેળવ્યો, વિઘ્નોથી તણાઇ જઈ અશુદ્ધિમાં ઘસડાવાનું ન કર્યું, વિઘ્ન તરીકે કેટલીક વાર ખોટી મોહમૂઢ કલ્પના ય ઉઠે છે, જે શુદ્ધિમાં આગળ વધતાં અટકાવી નીચે પાડે છે. પરંતુ પ્રવૃત્તિ-પરાક્રમ કરતો આવેલો જીવ એવા કોઇ વિઘ્નને મચક નથી આપતો, અનિવૃત્તિકરણ કરી જય મેળવે છે, અર્થાત્ પ્રારંભેલી શુદ્ધિ આગળ વધારે છે.

**આનંદ:**-અનિવૃત્તિકરણ પછી જીવને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે તેને 'આનંદ' કહેવાય. યોગ-દર્શનમાં કહ્યું છે કે 'તમોગ્રંથિ ભેદાવાથી આનન્દ પ્રગટે છે;' તો અહીં જૈનદર્શનમાં ગ્રંથિભેદ થયા પછી સમ્યગ્દર્શન પ્રગટવાનું કહ્યું જ છે. તેથી આનંદ સમ્યગ્દર્શનના સ્થાને કહેવાય. 'આનંદ' શબ્દ પણ સૂચક છે, કેમકે પ્રથમ સમ્યક્ત્વ પામતાં જીવને આખા સંસારમાં ન થયો હોય તેવો અપૂર્વ આનંદ જન્મે છે. એનું કારણ એ છે કે સંસારમાં તો આજ સુધી પૌદ્ગલિક આનંદ મળ્યા હતા. પણ એના કરતાં આ આત્મિક આનંદ કંઇ ગુણો ઊંચો હોય છે. કેમકે પેલા આનંદ તો મિથ્યાત્વાદિ મોહ-વિકારના રોગના ઘરના હતા, ત્યારે આ આરોગ્યના

ઘરનો છે. ખરજવાની ચળ ઉઠ્યા પછી ખણવામાં ગમે તેટલો આનંદ આવે, પરંતુ એ રોગ મટવાથી પ્રગટતો આનંદ એના કરતાં ઘણો ઉચ્ચ કોટિનો હોય છે. માટે ડાહ્યો માણસ આરોગ્યના આનંદને ઝંખે છે અને એ માટે પ્રયત્ન કરે છે.

(૫) **ઋતંભર**:-સમ્યગ્દર્શન પ્રગટ્યા પછી હવે ઇષ્ટ દેવ અરિહંત પરમાત્માની પૂજાની લાલસા જાગે છે, તત્ત્વ સાંભળવા-સમજવાની તાલાવેલી રહે છે, ધર્મ સાધવાની ખરી ભૂખ લાગે છે, અને એ દેવપૂજા આદિની પ્રવૃત્તિ થાય છે; એને 'ઋતંભર' કહેવાય. ઋતુ એટલે સત્ય, અર્થાત્ તત્ત્વદર્શન; એને ભરે, પોષે, અધિકાધિક નિર્મળ કરે તેવી પ્રવૃત્તિનું નામ ઋતંભર. દેવપૂજન, તત્ત્વશ્રવણ-પરિચય વગેરે પ્રવૃત્તિ, સમ્યગ્દર્શન આવ્યું હોય તો, સહેજે થાય; અને એ કરતાં કરતાં સમ્યગ્દર્શન કૃતાર્થ બને છે, વિકાસ પામે છે, ઉપર વિરતિના ગુણસ્થાનકે ચઢાવે છે.

**કર્મયોગ: ઇચ્છાયોગ: પ્રણિધાનયોગ:—**

અહીં પ્રવૃત્તિ-પરાક્રમ વગેરે પાંચને 'કર્મયોગ' કહ્યા, કેમકે એ ઇચ્છારૂપી પ્રણિધાનયોગથી જુદા છે. પ્રણિધાન-પ્રવૃત્તિ-વિઘ્નજય-સિદ્ધિ-વિનિયોગ એ પાંચ આશયનું વર્ણન પૂર્વે (પરમતેજ-પ્રથમ ભાગમાં) કર્યું છે. ત્યાં પ્રણિધાન એ ક્ષમા-અહિંસાદિ કોઇ પણ ધર્મસ્થાન આરાધવાની સચોટ ઇચ્છા, નિર્ધારસ્વરૂપ છે. પછી એ આરાધવાની પ્રવૃત્તિ થાય છે....ઇત્યાદિ. અહીં જે આ પ્રવૃત્તિ-પરાક્રમ વગેરે કહ્યા તે તો તત્ત્વદર્શન-સમ્યગ્દર્શનના માર્ગે કર્મરૂપ, પુરુષાર્થરૂપ છે, માટે પેલાથી આ જુદા કર્મયોગ તરીકે ઓળખાય છે. એમ ઇચ્છા-પ્રવૃત્તિ-સ્થૈર્ય-સિદ્ધિ એમ પણ જે ચાર પ્રકારે યોગ છે, તેના કરતાં આ જુદી કોટિના સમજવાના છે. 'ષોડશક' ત્રીજાની ગાથા ૬ ઠ્ઠીમાં પ્રણિધિ-પ્રવૃત્તિ વગેરે પાંચ પ્રકારે શુભ આશય કહ્યા છે. આશય એટલે અંતરનો ધર્મસાધનાના માર્ગે થતો અનુરૂપ પરિણામ. એની સાથે બાહ્ય ક્રિયા થાય છે તે ઇચ્છા-પ્રવૃત્તિ-સ્થૈર્ય-સિદ્ધિયોગમાં આવશે. એ પણ યોગ છે. એવી રીતે ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ-સામર્થ્યયોગ એ પણ યોગ છે. એમાં સાધવાની ઉત્તરોત્તર કક્ષા છે. એનું વર્ણન પહેલા ભાગમાં આવી ગયું છે. અહીં પ્રવૃત્તિ-પરાક્રમ-જય-આનંદ-ઋતંભરા એ પાંચ બતાવ્યા તે સમ્યક્ત્વ પામતાં આત્મામાં થતી આંતર પરિણામની ઉત્તરોત્તર વિશુદ્ધિની અપેક્ષાએ બતાવ્યા છે. એ પૂર્વે કહ્યા મુજબ અભય-ચક્ષુ પછી પ્રાપ્ત કરવાના માર્ગના અભાવે ન બને, એટલે કે વિશિષ્ટ ગુણસ્થાનને યોગ્ય ક્ષયોપશમ અને સરળ ચિત્તગમનના અભાવે ન બની શકે. તેમ એ માર્ગ 'અભયદયાણં'માં કહ્યા પ્રમાણે માત્ર પોતાની બહાદુરીથી નહિ, પણ ભગવાન થકી મળે છે, માટે ભગવાન માર્ગદાતા કહેવાય. તેથી કહ્યું 'મગ્ગદયાણં.'

## ૧૮. સરણદયાણં

(ल.वि) तथा 'सरणदयाणं'। इह शरणं भयार्त्तत्राणं, तच्च (प्र० एतच्च) संसारकान्तारगतानाम् अतिप्रबलरागादिपीडितानां दुःखपरम्परासंक्लेशविक्षोभतः समाश्वासनस्थानकल्पं तत्त्वचिन्तारूपमध्यवसानं, विविदिषेत्यर्थः।

**અર્થ:**-વળી 'શરણદયાણં'પદ. **(એટલે શરણ આપનારને નમસ્કાર હો.) અહીં શરણ એટલે ભયથી પીડાતાનું રક્ષણ. એ રક્ષણ તત્ત્વચિંતારૂપી અધ્યવસાય છે. (નિશ્ચિત તત્ત્વાભિલાષ છે.) અર્થાત્ વિવિદિષા, તત્ત્વવેદનની અભિલાષા. આ તત્ત્વચિંતાનો ભાવ એ સંસારરૂપી અરણ્યમાં ફસેલા અને અતિ પ્રબળ રાગાદિથી પીડા પામતા જીવોને એક આશ્વાસનના સ્થાન સમાન છે, કેમકે એથી દુઃખની પરંપરા અને કષાયસંકલેશ ચલાયમાન થઇ જાય છે.**

**વિવેચન:-તત્ત્વવિવિદિષા એ શરણ:—**

હવે 'સરણદયાણં'પદની વ્યાખ્યા. શરણદાતા અરિહંત પ્રભુને મારો નમસ્કાર હો.' પ્રભુ શરણદાતા આ રીતે, કે શરણ એટલે તાપથી પીડાતાને રક્ષણ આપનારા પ્રભુ છે. અરિહંત પરમાત્મા થકી જ ભયભીતને રક્ષણ મળે છે. આ રક્ષણ, શરણ પ્રસ્તુતમાં તત્ત્વવિવિદિષા તર્થાત્ તત્ત્વચિંતારૂપ છે. 'તત્ત્વ શું હશે!' એ ચિંતા થાય, જાણવાની આતુરતા અભિલાષા જાગે, એનું નામ શરણ

મળ્યું, ભયથી રક્ષણ મળ્યું કહેવાય.

**પ્ર૦–ભય કયો ? અને તત્ત્વચિંતા એ શરણ કેવી રીતે ?**

ઉ૦–આ સંસાર એક જંગલ સમાન છે, એમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગની ગીચ ઝાડી છે. સંસારી જીવો એમાં અનાદિ કાળથી અટવાઈ પડ્યા છે, એવા ફસી ગયા છે કે એમાંથી નીકળવાનો માર્ગ શોધવાની વાત તો શું, પરંતુ ફસામણ હોવાનું પણ સમજતા નથી. ત્યાં રહ્યાં એ અતિ જોરદાર રાગ, દ્વેષ વગેરેથી પીડાય છે, વિટંબણા પામે છે, અને અનેક પ્રકારના ભયથી વ્યાકુળ બને છે. બાહ્ય સંયોગોની જે પીડા નથી તે આંતરિક શલ્ય અહંત્વ ને રાગાદિ ક્લેશની છે. એ જો ન હોય તો બીજી પીડા છે જ ક્યાં ? ચિત્તના સંક્લેશથી જ આત્મસમુદ્ર ખળભળી ઉઠે છે, સુખશાંતિ રહેતી નથી. એક બાજુ નરકાદિ દુર્ગતિના દુઃખોની પરંપરા, અને બીજી બાજુ ક્રોધ-માન-માયા-લોભના તીવ્ર આવેશ,–આ બંને ભયજનક બને છે, ભયરૂપ બને છે. અલબત્ત મૂઢતાને લીધે જ જીવને એની ગમ નથી પડતી; અને એ મૂઢતાનું કારણ પેલા જોરદાર રાગ-દ્વેષ-મિથ્યાત્વાદિરૂપી સર્પોના વિષની પીડા છે.

હવે જો કંઈક પણ એમાંથી માથું ઊંચું કરે, ને એને એમ લાગે કે 'આ બધું શું ચાલી રહ્યું છે ? આ જનમવું, જીવવું ને મરવું, આ વારંવાર ફરતા ફરતી રાગ ને દ્વેષ, મિત્રતા અને શત્રુતા, શેઠાઈ અને ગુલામીવૃત્તિ, રુચિ ને અરુચિ, તથા હર્ષ ને શોક કર્યા કરવા, એ શું ? ઘડી ગુસ્સો કરવો ને વળી પાછી ગમ ખાવી, ખીલવું ને પાછું પસ્તાવું, આ બધું શું ? આ દુઃખની ફોજ કેમ ઉતરી આવે છે ? મને જ કેમ, જડને કેમ નહિ ? ઇષ્ટ સંયોગો કેમ ચાલી જાય છે ? અનિષ્ટ કેમ વળગી પડે છે ? આ બધું શું ? આ ઘટમાળ શું હશે, શી રીતે ચાલતી હશે ? હું કોણ, બીજા કોણ ? ત્યારે તત્ત્વ શું હશે ?' આવી કોઈ ચિંતા જાગે, જિજ્ઞાસા જાગે, તો ઉત્થાનનું પગથિયું લાધે.–એ જ અરિહંતનું પ્રાથમિક શરણ મળ્યું કહેવાય; કેમકે અરિહંત શરણ તરીકે શું આપે છે ? એ જ કે જીવોને તત્ત્વ આપી અતત્ત્વમાંથી ઉગારી લે છે.

તત્ત્વનું જ્ઞાન મળે એ મહાન આશ્વાસન આપે છે. રાગાદિ સંક્લેશો અને સંસારનું સ્વરૂપ ભયંકર છે. એ ભયની સામે જબરદસ્ત આશ્વાસન તત્ત્વજ્ઞાન છે. સમુદ્રમાં પડેલાને બેટની જેમ રાગાદિથી ક્ષુબ્ધ સંસારસાગરમાં પ્રાથમિક આશ્વાસન તત્ત્વચિંતા, તત્ત્વજિજ્ઞાસા છે. 'હે ત્યારે આ સંક્લેશભર્યા ભીષણ સંસારની ગડમથલનું મૂળ કાંઇ હશે ? એ મૂળ નિવારી શકાય એવા ઉપાય હશે ? કહે છે કે તત્ત્વ પ્રકાશક છે; તો શું હશે એ તત્ત્વ ?' આટલી ચિંતા જાગે ત્યાં કંઇક આશ્વાસન ઊભું થયું કહેવાય. આ તત્ત્વચિંતારૂપી હાર્દિક ભાવ ઊભો થાય તેને તત્ત્વની વિવિદિષા કહે છે, તત્ત્વની જિજ્ઞાસા કહે છે. એ થવાની શી આવશ્યકતા છે, એ હવે બતાવે છે.

(લ૦) सत्यां चास्यां तत्त्वगोचराः शुश्रूषा–श्रवण–ग्रहण–धारणा–विज्ञानोहापोह–तत्त्वाभिनिवेशाः प्रज्ञागुणाः । प्रतिगुणमनन्तपापपरमाण्वपगमेनैते इति समयवृद्धाः ।

**અર્થ:–તત્ત્વની જિજ્ઞાસા થાય ત્યારે તત્ત્વસંબંધી સાંભળવાની ઇચ્છા, શ્રવણ, ગ્રહણ, ધારણા, વિજ્ઞાન, ઊહા, અપોહ, અને તત્ત્વનો અભિનિવેશ, એ (આઠ) બુદ્ધિગુણ થાય છે. (શ્રવણ=ભાષણ પર શ્રોત્રનું લક્ષ; ગ્રહણ=શાસ્ત્રાર્થ માત્રને પકડવો; ધારણા=વિસ્મરણ; અવિજ્ઞાન=મોહ-સંશય-ભ્રમરહિત જ્ઞાન; ઊહા=અન્વયમાં સંગતિ; અપોહ=ઈતર વિરુદ્ધમાંથી વ્યાવૃત્તિ; તત્ત્વાભિનિવેશ='તત્ત્વ આમ જ છે' એવો નિશ્ચય.) એ પ્રતિગુણ ઉત્તરોત્તર અનંત કર્માણુના નાશથી ઉત્પન્ન થાય છે એમ શાસ્ત્રજ્ઞ પુરુષો, બહુશ્રુતો કહે છે. ( આનું કારણ આગળ કહે છે. )**

**વિવેચન :**–તત્ત્વજ્ઞાન થવા માટે તત્ત્વશુશ્રૂષા વગેરે બુદ્ધિના આઠ ગુણરૂપી પગથિયાં ચઢવાં પડે છે, અને તે તત્ત્વશુશ્રૂષા, મૂળમાં તત્ત્વજિજ્ઞાસા થાય તો જ જન્મે છે, તેથી તત્ત્વજિજ્ઞાસાની અતિ

આવશ્યકતા છે. આ બુદ્ધિના આઠ ગુણની પ્રક્રિયા જોઇએ.

**બુદ્ધિના ૮ ગુણ :—**

(૧) **તત્ત્વશુશ્રૂષા** એટલે તત્ત્વ સાંભળવાની ઇચ્છા, 'લાવ ગુરુ પાસે જઈ તત્ત્વ સાંભળું'–આ અભિલાષા. તત્ત્વ જાણવાની ઇચ્છા થાય તો જ પછી ગુરુ પાસે જઈ સાંભળવાની ઇચ્છા થાય, અને એ થાય તો જ સાચું શ્રવણ થાય. કંઇ જાણવા–સાંભળવાની ઇચ્છા નથી એને સંભળાવો તો ભીંત પર શબ્દ અથડાવા જેવું થાય, ગ્રહણ કાંઇ નહિ. ત્યારે જો ખરેખર જિજ્ઞાસા–શુશ્રૂષા છે, અર્થાત્ તમન્ના છે, તો ગમે ત્યાંથી શ્રવણ શોધી કાઢશે, શ્રવણમાં એકે એક અક્ષર પકડશે, અને આગળ ધારણા–ઊહાપોહ–અર્થબોધ–તત્ત્વજ્ઞાન સુધી પહોંચવા પામશે. માટે તો તત્ત્વ શુશ્રૂષાને કૂવાની પાતાલસેર જેવી કહી છે, નિત્ય તત્ત્વજ્ઞાનરૂપી જળ વહેવડાવનારી. પરંતુ એ રાજાની ઉંઘ લાવવાના ઉદ્દેશથી થતા કથા–શ્રવણની ઇચ્છા જેવી ન જોઇએ, કેમકે એમાં કાંઈ તત્ત્વ સાંભળવાની તાલાવેલી નથી. 'લાવો, વ્યાખ્યાને જરા બે ઘડી બેસી આવીએ,' એમ નહિ, પણ 'ચાલ, તત્ત્વ સાંભળી આવું', તત્ત્વ પામ્યા વિનાનું જીવન ધૂળ છે. પછી ભલેને લાખો રૂ. મળ્યા ને ભોગવ્યા તેથી શું ?' આ તત્ત્વશુશ્રૂષા જોઇએ; તાત્પર્ય, શ્રવણ જીવન–સુધારવા માટે, તત્ત્વ પામવાની જ શુદ્ધ ઇચ્છાથી જોઇએ, કોઇ ગતાનુગતિક કે બીજા ત્રીજા ઇરાદે નહિ.

**ઔદયિક ભાવ અને ક્ષયોપશમ ભાવની ધર્મ-ક્રિયા:**—બીજા ત્રીજા ઇરાદે થતી ધર્મશ્રવણ વગેરે ક્રિયા તો એક મોહનો ચાળો છે, મોહનીય કર્મના ઉદયનું કાર્ય છે. 'ચાલો વ્યાખ્યાને, દલીલો સારી મળે છે, હોશિયારી આવશે, બીજાને ચૂપ કરી શકાય, વ્યવહારમાં ઉપયોગી થાય,' અગર 'ધર્મી તરીકે માન મળે'.... વગેરે; આ તો બદઇરાદો છે, આમાં લોભ મોહનીય કર્મનો ઉદય કામ કરી રહ્યો છે. દાનમાં રૂ. હજાર દીધા, અભિનંદન મળ્યું બીજાઓએ પણ આપ્યા એમાં નંબર પહેલો મળ્યો, ખીલ્યા, વળી 'પાંચ દસ હજાર દેતાં પાંચ મિટિંગમાં અભિનંદન મળે એમ છે તો દો' આ ઇચ્છા એ મોહનો ઉદય છે, માનાકાંક્ષા છે. ઘરમાં રીસાયા તેથી ઉપવાસ કર્યો એ દ્વેષ–મોહનીયના ઉદયથી થયો. એવા મોહના ઘણાં રૂપકો છે જે ધર્મ પ્રવૃત્તિ ય કરાવે, પરંતુ તે ઔદયિક ભાવનો ધર્મ એટલે કે ધર્માભાસ છે. એવું ધર્મશ્રવણ–તત્ત્વ-શુશ્રુષા ગુણ નહિ, ગુણાભાસ છે. હાં, દેતાં મનને એમ થાય કે 'આ વિનશ્વર લક્ષ્મીથી અવિનાશી ધર્મ કમાવા મળે છે. રૂપિયા તો એક દિ' જવાના જ છે, પણ ગયા પછી દાનધર્મ નહિ કમાઈ શકાય, માટે એ છે ત્યાં સુધી દઉં;' તો આ રાગ-મોહનીયાદિ કર્મના ક્ષયોપશમથી દીધું ગણાય. 'મારા દેવા ઉપર બીજાઓ પણ સારા દેશે, મારા રૂપિયા લેખે લાગશે, ધર્મનું સારું કાર્ય થશે. આવું હોય તો જરૂર ફરી પણ મારે દેવું", તો એ શુદ્ધ ધર્મભાવના થઇ, ધર્મની અનુમોદના થઇ, દાનવૃત્તિ વધી, એ બધું કર્મના ક્ષયોપશમના ઘરનું કહેવાય. ત્યાં શુદ્ધ ધર્મ છે, ગુણ છે. એ સંસાર ટૂંકો કરે છે. એને મૂકી સંસારવર્દ્ધક મોહનું ઘર ભરે એવી ધર્મક્રિયા કોણ સુજ્ઞ કરે ?

તત્ત્વ સાંભળવાની ઇચ્છા મોહના ઘરની નહિ, ગતાનુગતિક નહિ, કિન્તુ તત્ત્વ પાળવાની શુદ્ધ ઇચ્છારૂપ જોઇએ અને તે ય કૂવાની પાતાલસેર જેવી સદા જીવંત જોઇએ, જ્વાળામુખી જેવી ભભુકતી જોઇએ. એવી તત્ત્વશુશ્રૂષા એ તો અનુપમ કામધેનુ છે, કેવળજ્ઞાન સુધીનાં ફળ દે.

**ગૌતમસ્વામીજીથી પ્રતિબોધિત ૧૫૦૦ તાપસને** એવી તત્ત્વશુશ્રૂષા જાગી હતી,–'ક્યારે એ મહાયોગી કૈલાસ શિખરેથી નીચે આવે અને એમની પાસેથી તત્ત્વ પામીએ !' આવ્યા, કહે છે 'કૈલાસનાથનાં દર્શન કરાવો, તત્ત્વ બતાવો, કેમ અમે અહીં જ અટકી પડ્યા છીએ ?' ગણધર ભગવાને શું સમજાવ્યું હશે કે પેલા ત્યાંજ દીક્ષા, એમાંથી ૫૦૦ પારણું કરતાં, ૫૦૦ રસ્તે જતાં, અને ૫૦૦ શ્રી વીર પ્રભુના સમવસરણે પહોંચતાં કેવળજ્ઞાન પામે ? એવું જ કાંક કે 'કૈલાસનાથ મૂર્તિરૂપે જોવા

છે કે જીવંત ? અને નાથનાં દર્શન આસ કરશો ? આત્માનાં ઠેકાણાં વિના ? વિવેક વગરના કાયક્લેશ ગમે તેટલા કરો તેથી શું ? પાપવૃત્તિને, પાપની અપેક્ષાને ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણથી વોસિરાવી બંધ કરી નથી ને મચી પડ્યા છો ઉપવાસ પર ! શું વળે ?' તત્ત્વ સમજાવ્યું, ઠેઠ મુક્તિ સુધીનો માર્ગ બતાવ્યો, મહાવ્રતધારી સાધુ બનાવ્યા. બસ, ધીખતી તત્ત્વશુશ્રૂષાની આગથી આગળ વધતાં ઠેઠ ઘનઘાતી જ્ઞાનાવરણાદિ કર્મોને એમણે બાળી ભસ્મીભૂત કરી નાખ્યા ! ગુરુને છદ્મસ્થતાની ધરતી પર ચાલતા રાખી લોકાલોક પ્રકાશક કેવળજ્ઞાન અને વીતરાગતાના આસમાનમાં એ ઉડ્યા ! ધન્ય તત્ત્વશુશ્રુષા !

(૨) **શ્રવણ** :—બુદ્ધિનો બીજો ગુણ શ્રવણ. શ્રવણ એટલે તત્ત્વના ઉપદેશના અક્ષરે અક્ષર પર શ્રોત્રેન્દ્રિયનું બરાબર સચોટ લક્ષ. બરાબર એટલે શ્રુત જ્ઞાનાવરણકર્મનો ક્ષયોપશમ થઈ બોધ થાય એવી વૃત્તિવાળું. સચોટ એટલે જેમ બજારની વિશ્વસનીય નવી રૂખ-આગાહી સંભળાય તે રીતે.

(૩) **ગ્રહણ** :—શ્રવણ પણ એ રીતે થાય કે એમાં વક્તા જે જે બોલતા જાય તે તે ગ્રહણ થતું જાય, સમજમાં ઉતારાતું જાય. તત્ત્વ પામવાની ગરજ ઉપરાંત ચિત્તની સાવધાની જોઇએ, બુદ્ધિનો ઉપયોગ જોઇએ, ને શુદ્ધ આશય જોઇએ (i) કહેવાનું તાત્પર્ય કાંઈ હોય ને બીજું જ પકડાય એમ નહિ, એ **સાવધાની** (ii) કહેવાતી વસ્તુને તે રૂપમાં અને સંકલનાબદ્ધ સમજતા જવું એ **બુદ્ધિનો ઉપયોગ**. 'સંકલનાબદ્ધ'નો અર્થ એ છે કે એક વસ્તુ કહ્યા પછી હવે બીજી વસ્તુ કહે છે તો તેને પૂર્વની વસ્તુ સાથે શો સંબંધ છે એનો ખ્યાલ કરી પૂર્વની વસ્તુ સાથે સંબંધ જોડી અર્થાત્ સંકલિત કરીને બીજી વસ્તુ પકડવી. એક વિષયના પ્રતિપાદનમાં પણ એક વાક્ય પછી બીજું વાક્ય આવ્યું, તે પૂર્વ વાક્યથી કહેવાયેલના કારણ તરીકે છે કે કાર્ય તરીકે ? હેતુરૂપ, તર્ક-યુક્તિરૂપ છે કે દૃષ્ટાન્તરૂપ છે ? કે વિરુદ્ધ પક્ષરૂપે છે ?...વગેરે કયા સંબંધવાળું પ્રતિપાદન છે ? એ પકડવું. તો એ સંકલનાબદ્ધ પકડ્યું કહેવાય અને બુદ્ધિનો ઉપયોગ કર્યો કહેવાય. ત્યારે, (iii) શુદ્ધ આશય એટલે વક્તાના કહેવાના ભાવને ઇરાદાપૂર્વક ઉલ્ટા કે ભળતા ભાવમાં ન ઘસડી જવો. આ રીતે શ્રવણથી ગ્રહણ કરાતું જાય તો શ્રવણનું ફળ-શ્રુતજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ-પ્રાપ્ત થાય.

(૪) **ધારણ** :—સાંભળ્યું, તે વખતે સમજ્યા પણ ખરા, પરંતુ જો એ યાદ ન રાખ્યું તો પછી મીંડું ! તેથી સમજેલું ભવિષ્યમાં ન ભૂલાય એ માટે મનમાં એને બરાબર ધારી રાખવાનું, સ્થિર કરી રાખવાનું. ગ્રહણ વખતે જ એવો પુરુષાર્થ થાય તો એ ધારણાના સંસ્કાર નાખી શકે. ગ્રહણ વખતે કહ્યું તેમ સંકલનાબદ્ધ કરીને સમજતા જવાય તો ધારણા સરળ બને છે. વક્તાના બોલવા કરતા સમજ અને સંકલના કરવાની ઝડપ વધારે હોય તો આખા વ્યાખ્યાનના એકે એક મુદ્દા મનમાં બરાબર સાંકળબદ્ધ ગોઠવાતા જાય, ને યાદ રાખી શકાય. જેમ જેમ ભાષણ આગળ વધે તેમ તેમ અલબત્ સાંકળ મોટી થતી જાય. પણ જો કડીબદ્ધ ગોઠવતા જઇએ, પાછું વચમાં વચમાં મુખ્ય મુખ્ય મુદ્દાપર સિંહાવલોકન એટલે પાછળ નિરીક્ષણ કરતા જઇએ, તો મનમાં ધારણા સહેલી બને છે. પ્રભુ આગળ સ્તવન બોલીએ કે સાંભળીએ ત્યાં પણ કડીએ કડીએ સંબંધ જોડવાનો છે. દા.ત. 'માતા મરુદેવાના નંદ'વાળા સ્તવનમાં જુઓ તો આ પ્રમાણે કડીએ કડીએ સંબંધ યાને સંકલના દેખાશે,—'પ્રભુ ! તમારી મૂર્તિ લોભાવે એવી છે, કેમકે આપે કરુણા-સાગર બની અનુપમ સુંદર કાયા મેળવી છે. અને આપે એ સુંદર રૂપનો ઉપયોગ શો કર્યો ? એ જ કે ત્રિગડે-સમવસરણ પર બેસી જીવોને આકર્ષી જોજનગામિની દેશના દેવાનો ! એ દેશના પણ એવી કે એના પર રંભા ઉર્વશી નાચવા માંડે છે, અને કહે છે કે 'પ્રભુ ! તું જ બ્રહ્મા, તું જ વિધાતા, તું જ તારણહાર, દેવોમાં અજોડ તું, તું જ ભ્રાતા-ત્રાતા-વિશ્વેદેવા, માટે તો સુર-નર-કિંનર તુજ ચરણની સેવા કરે છે'...આમ ગ્રહણ થાય તો

ધારણા સહેલી બની જાય. એ ધારણાની કસોટી પણ સાંભળવા પછીના કાળમાં કરતા રહેવી જોઈએ.

(૫) **વિજ્ઞાન:**–વિષય સાંભળ્યો–સમજ્યા–ધારી રાખ્યો, એના પર હવે મોહ, સંદેહ, કે વિપર્યાસ ન થાય એવી રીતે એનો બોધ સંગીન રાખવાનો. **મોહ** એટલે વ્યામોહ, મુંઝવણ. શાસ્ત્રની વાત પર મન ડામાડોળ થાય, એક સ્થાનની વસ્તુ મનને બીજા જ સ્થાને જોડાયેલી ભાસે, શું હશે? એવી મુંઝવણ થાય, એ મોહ કહેવાય. સંદેહ એટલે શંકા; યાદ તો રાખ્યું છે પરંતુ વહેમ પડી જાય કે 'આમ કેમ હશે? આ હશે કે બીજું?' **વિપર્યાસ** એટલે ભ્રમ, શાસ્ત્ર–વસ્તુથી તદ્દન ઉલ્ટો જ ભાસ થાય. આ ત્રણેય ઉપસ્થિત ન થાય એવી કાળજી, એવી ચોકસાઈ કરીને રાખેલ બોધ, તે વિજ્ઞાન. બીજે સ્થળે વિજ્ઞાન=અર્થવિજ્ઞાન એને ઊહઅપોહ પછી બતાવવામાં આવે છે.

(૬–૭) **ઊહ–અપોહ:**–શ્રવણ–ગ્રહણ–ધારણ–વિજ્ઞાન કર્યું, હવે એથી મળેલા પદાર્થ ઉપર ઊહાપોહ કરવો જોઈએ. સમજ્યા પછી ધારી રાખ્યું હોય તો જ એના પર ઊહાપોહ થઈ શકે, વિચારણા થઈ શકે. (i) ઊહા એટલે બીજાઓમાં વ્યાપ્તિવાળું અનુકૂળ તર્કણ, ભાવમુખું તર્કણ. '**અપોહ**' એટલે વિપરીત તર્કણ, અભાવમુખું તર્કણ. ભાવમુખું તર્કણ એ કે પ્રસ્તુત પ્રતિપાદન દા.ત. કારણ અને કાર્ય બીજે ક્યાં ક્યાં લાગુ પડે છે, ક્યાં ક્યાં એની વ્યાપ્તિ ઘટે છે, એ તપાસવાનું. એમ અભાવમુખું તર્કણ એ રીતે, કે પ્રસ્તુતમાં પ્રતિપાદિત કરેલી વસ્તુ જ્યાં ન હોય તો એમાં બતાવેલ ફળ પણ નથી હોતું, આવું ક્યાં ક્યાં બને છે તે તપાસવાનું. બીજા શબ્દોમાં કહીએ તો ઊહામાં સદ્ભાવ અને અપોહમાં અભાવ જોવાનો. દા.ત. સાંભળ્યું કે 'જેટલી જરૂરિયાત વધારો તેટલી પીડા વધશે.' તો હવે બહાર દાખલા જોવાના કે ક્યાં જરૂરિયાત વધારી અને આપદાઓ વધી; આ 'ઊહા' એમ 'અપોહ' રૂપે એ દાખલા જોવાનો કે ક્યાં જરૂરિયાત ઘટાડી અને સુખ–શાંતિ વધી. (ii) અથવા ઊહામાં સ્વપક્ષસાધક તર્ક અને અપોહમાં વિપક્ષ–બાધક તર્ક લડાવવાનો.

'**સ્વપક્ષ**' એટલે પોતાનું વિધાન; દા. ત. જરૂરિયાતના વધારામાં નુકસાન, આપદા. '**વિપક્ષ**' એટલે પોતાના વિધાનથી વિરુદ્ધ વિધાન; દા. ત. જરૂરિયાતના ઘટાડામાં લાભ, સુખ. 'સ્વપક્ષનો સાધક તર્ક' એટલે એનું સમર્થન કરનારી દલીલ, અને 'વિપક્ષનો બાધક તર્ક' એટલે વિપક્ષને તોડનારી યુક્તિ. આ યુક્તિની સાથે શાસ્ત્રવચનોનો સહારો પણ લેવાનો. (iii) અથવા 'ઉહા' એટલે સામાન્ય જ્ઞાન, 'અપોહ' એટલે વિશેષ જ્ઞાન. 'સામાન્ય'થી પ્રસ્તુત પ્રતિપાદન બીજાઓની સાથે સમાનતાવાળું કેટલું છે તે જોવું, 'વિશેષ'થી જુદી વિશિષ્ટતાવાળું કેટલું છે તે જોવું.

**તત્ત્વાભિનિવેશ:**– 'વિજ્ઞાન અને ઊહપોહના બરાબર અનુસરણ દ્વારા સિદ્ધ આ પદાર્થ, આ તત્ત્વ, આ સિદ્ધાન્ત આમ જ છે,'–એવો પાકો તર્ક–સંશોધિત નિર્ધાર એનું નામ તત્ત્વાભિનિવેશ. એથી સૂચવ્યું કે પાકો નિર્ધાર કરવા માટે મોહ, સંદેહ, વિપર્યાસ ટાળી ઊહા અને અપોહના તર્ક બરાબર લાગુ કરવાની જરૂર છે. તર્કની ચાળણીએ ચળાયા પછી તત્ત્વ નિર્ણય પાકો થાય. અહીં તત્ત્વનો અભિનિવેશ એમાં 'અભિનિવેશ' શબ્દ વાપરી એમ સૂચવે છે કે આમ તો નિર્ણય 'વિજ્ઞાન' નામના પાંચમે પગથિયે થઈ ગયો છે, પરંતુ હજી એના પર તર્ક અને શાસ્ત્રવચનોનો આધાર લગાવી અભિનિવેશાત્મક નિર્ધાર કરવાનો છે; અર્થાત તત્ત્વની દૃઢ પકડવાળો નિર્ણય. પછી ગમે તેવા વાદી કે ભેજાબાજ માણસ ઊંધું સમજાવવા આવે, પરંતુ પોતે તત્ત્વના નિર્ણયમાંથી જરાય ચસકે નહિ. ઊહાપોહથી તત્ત્વ નક્કી કર્યું હોય તો આ સ્થિતિ બને.

**શુશ્રૂષાદિ ૮ ગુણોમાં ક્રમિક આત્મવિકાસ:**– પ્રજ્ઞાના આ શુશ્રૂષાદિ આઠ ગુણો બહુ મહત્ત્વના છે, કેમકે શુદ્ધ તત્ત્વાભિનિવેશ તરફ પહોંચવા માટે થતા આત્માના ક્રમિક વિકાસમાંથી એ જન્મે છે. માટે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ કહે છે કે ઉત્તરોત્તર એ દરેક ગુણ અનંતા અનંતા પાપ-

પરમાણુઓ અર્થાત્ જ્ઞાનાવરણીયાદિ ક્લિષ્ટ કર્મ-પુદ્ગલોના અણુઓનો નાશ થતો આવવાથી પ્રગટ થાય છે. અરિહંત દેવના ઉપકાર રૂપે પ્રાપ્ત થયેલ અભય, ચક્ષુ, માર્ગ અને શરણ–તત્ત્વજિજ્ઞાસાથી આત્મામાં એક એવો શુભ વીર્યોલ્લાસ અને ભાવોલ્લાસ સ્ફુરાયમાન થાય છે કે એ અનંત–અનંત ક્લિષ્ટ કર્માણુઓનો વિધ્વંસ કરતો આવે છે, અને એથી ઉત્તરોત્તર શુશ્રૂષા, શ્રવણ વગેરે ગુણો પ્રગટ થતા આવે છે, જે જીવને તત્ત્વજ્ઞાન સુધી લાવી મૂકે છે. આ વસ્તુ મહાન શાસ્ત્રજ્ઞ–બહુશ્રુત પુરુષોએ કહી છે.

(લ૦–) तदन्येभ्यस्तत्त्वज्ञानायोगात्. तदाभासतयैतेषां भिन्नजातीयत्वात्, बाह्याकृतिसाम्येऽपि फलभेदोपपत्तेः। संभवन्ति तु वस्त्वन्तरोपायतया तद्विविदिषामन्तरेण न पुनः स्वार्थसाधकत्वेन भावसाराः, अन्येषां प्रबोधविप्रकर्षेण प्रबलमोहनिद्रोपेतत्वात् ।

**અર્થ:–વિલક્ષણ કારણે પેદા થયેલ શુશ્રૂષાદિથી (ભવનિર્ગુણતાદિ) તત્ત્વનું જ્ઞાન નથી થઈ શકતું; કેમકે એ તો વાસ્તવિક તત્ત્વશુશ્રૂષાના આભાસરૂપ હોઇને પ્રતિગુણ અનંત પાપાણુના નાશ સિવાય જન્મેલા હોવાથી ભિન્ન જાતિના છે. કારણ (વાસ્તવિક અને આભાસરૂપ ઉભયના) બાહ્ય આકાર સમાન હોવા છતાં (ભવરાગ અને ભવવૈરાગ્યરૂપી) કાર્યનો અત્યન્ત તફાવત (બંનેની અત્યંત વિલક્ષણતાથીજ) સંગત થાય છે. આમ છતાં તત્ત્વજિજ્ઞાસા વિના પણ એ (કૃત્રિમ શુશ્રૂષાદિ) બીજી વસ્તુ માન-સન્માનાદિના ઉપાય તરીકે ઊભા થવા (નથી સંભવતા એમ નહિ) સંભવે છે; કિન્તુ એ સ્વાર્થ–આત્મહિતના સાધક ન હોવાથી પરમાર્થરૂપ નથી; કેમકે એ ભળતા તત્ત્વશુશ્રૂષાદિ તત્ત્વબોધથી અત્યન્ત દૂર હોઇને બલિષ્ઠ મિથ્યાત્વમોહરૂપી નિદ્રાથી ઘેરાયેલા છે.**

વિવેચન:–ભળતી અને સાચી તત્ત્વશુશ્રૂષા —

તાત્ત્વિક શુશ્રૂષાદિ ગુણો ઉત્પન્ન થવામાં અનંત પાપપરમાણુઓનો નાશ કારણભૂત કહ્યો, એનું કારણ એ છે કે એમ તો શુદ્ધ તત્ત્વ પામવાના ઇરાદે નહિ, કિન્તુ ભળતા કારણે પણ શુશ્રૂષાદિ ગુણ પ્રગટેલા જોવા મળે છે. પરંતુ તે કાંઇ મિથ્યાત્વ-મોહનીય કર્મના અનંતા પાપપરમાણુઓનો નાશ થઈને પ્રગટેલા હોતા નથી, તેથી એ તત્ત્વજ્ઞાન કરાવી શકતા નથી; માટે જ એ શુશ્રૂષા, શ્રવણ, વગેરે ગુણ ગુણાભાસરૂપ છે, પારમાર્થિક શુશ્રૂષાદિ ગુણથી વિલક્ષણ છે, ભિન્ન જાતિના છે. દેખાવમાં સરખા દેખાય એટલું જ,–એક જણને અનંતા પાપાણુના નાશથી તત્ત્વ સાંભળવાની ઇચ્છા થઈ, તત્ત્વશ્રવણ કરવા આવ્યો, શ્રવણ કરતાં ગ્રહણ કરવા લાગ્યો, .. ત્યારે બીજો કોઈ પાપાણુનો નાશ કર્યા વિના બીજાજ કોઈ ઈરાદે તત્ત્વ સાંભળવાની ઈચ્છાથી આવ્યો, શ્રવણ કરે છે, ગ્રહણ કરે છે,....દેખાવમાં બેની એ ક્રિયાએ ગુણ સરખા દેખાય એટલું જ, પરંતુ બંનેના એ ગુણો તદ્દન જુદી જુદી જાતના છે, અને એ વસ્તુ ફળ ઉપરથી સમજી શકાય છે. કેમકે પહેલાને તત્ત્વજ્ઞાન થાય છે, ત્યારે બીજાને તત્ત્વજ્ઞાન, તત્ત્વનો અભિનિવેશ જરાય થતો નથી. ફળની આ જુદાઈ કારણની જુદાઈ વિના ન બની શકે. કારણ જુદાં જુદાં છે તો જ ફળ જુદું જુદું જન્મવું સંગત થઇ શકે છે.

પ્ર૦–તત્ત્વ તો બંનેને સમજાય છે કેમકે બંને ય શ્રવણ, ગ્રહણ, ધારણા વગેરે કરતા આવે છે; પછી એકને તત્ત્વજ્ઞાન થયું, બીજાને નહિ, એ શી રીતે ?

ઉ૦–અહીં તત્ત્વજ્ઞાન એટલે શું એ સમજવા જેવું છે. લલિતવિસ્તરાના ટીકાકાર મહર્ષિ કહે છે 'तत्त्वज्ञानायोगात्=भवनैर्गुण्यादि परमार्थापरिज्ञानात् ।....फलस्य=भवानुरागस्य तद्विरागस्य च, भेदः=आत्यन्तिकं वैलक्षण्यम् ।—અર્થાત્ કૃત્રિમ શુશ્રૂષાદિ ગુણોથી તત્ત્વજ્ઞાન એટલે કે સંસારની નિર્ગુણતા વગેરે પરમાર્થની સમજ થતી નથી; કૃત્રિમ અને તાત્ત્વિક શુશ્રૂષાદિના અંતિમ કાર્યભૂત બોધમાં આ ફરક છે,–એકને ભવાનુરાગ અર્થાત્ સંસારનો રસ ને બીજાને ભવવિરાગ એટલે કે સંસાર પ્રત્યે અરુચિ જાગે છે. આ બે એકબીજાથી અત્યંત વિલક્ષણ છે, વિરુદ્ધ છે. આ ઉપરથી ફલિત થાય છે કે તે તત્ત્વજ્ઞાન–તત્ત્વાભિનિવેશના પહેલે પગથિયે

હૈયામાં સંસારની નિર્ગુણતાનો સચોટ પ્રકાશ થવો જોઇએ.

**સંસાર નિર્ગુણ, એ જાણ્યા પછી તત્ત્વજ્ઞાન:-**

પ્ર૦-તત્ત્વ તો જીવ, અજીવ વગેરે ગણાય, એના બોધને છોડીને તત્ત્વ-બોધમાં સંસારની નિર્ગુણતાનો પ્રકાશ કેમ લીધો ?

ઉ૦-જીવ, અજીવ, વગેરે પણ તત્ત્વરૂપે ત્યારે જ સમજાશે કે જ્યારે પહેલાં આ સંસારની નિર્ગુણતા ભાસમાન થશે. કેમકે સંસાર જો નિર્ગુણ નહિ પણ સારભૂત, માલવાળો અને ઉપકારી લાગતો રહેશે, તો કદાચ ક્યાંકથી જીવનું લક્ષણ, જીવોના ભેદ વગેરે જાણવા મળ્યું તો પણ તત્ત્વરૂપે એને એ હૈયે જચશે નહિ, કેમકે સૂક્ષ્મ-સ્થૂલ જીવમાત્ર હૈયે જચ્યા એનું નામ કે એ જીવો કરુણા-પાત્ર લાગે, સ્વસમાન સુખદુઃખની લાગણીવાળા લાગતા હોઇ દુઃખ ન દેવા લાયક લાગે; જચ્યું આનું નામ; પરંતુ સંસાર માલદાર સારભૂત લાગતો હશે તો તો એના રસમાં તણાયા રહી જીવહિંસામય આરંભ સમારંભ વગેરે કર્તવ્ય લાગવાના, જીવોની પરવા રહેવાની નહિ, સૂક્ષ્મ તો જાણે જીવો જ નથી એમ લાગવાનું ! પછી જીવપદાર્થને તત્ત્વરૂપે જચવાની વાત ક્યાં રહી ? એવું જ બીજા પુણ્ય-પાપ આશ્રવ-સંવર વગેરે પદાર્થો ય તત્ત્વરૂપ એને જચવાનું અસંભવિત છે. આમ તો જાણવા ભણવાનું ઘણું ય કર્યું હોય, મગજમાં સ્ટોક (Stock) સારો સંગ્રહ ભેગો કર્યો હોય, પરંતુ એ જાણે એક Living Library જીવંત ગ્રંથસંગ્રહ ! અંતરમાં તત્ત્વ જચવાની કોઇ વાત જ નહિ, અર્થાત્ તત્ત્વજ્ઞાન-તત્ત્વાભિનિવેશ-તત્ત્વપરિણતિ નહિ.

એ તો મૂળમાં ભાસે કે 'સંસાર નિર્ગુણ છે, દુઃખરૂપ-દુઃખફલક-દુઃખાનુબંધી છે, આત્મસ્વરૂપનો આવારક-આચ્છાદક છે,'-એમ ભાસે, ને 'એથી વિપરીત મોક્ષ અને મોક્ષનાં સાધન દર્શન-જ્ઞાન-ચારિત્ર, દાન-શીલ-તપ-ભાવના, એ જ ગુણકારી છે, દુઃખમાત્રનો અંત લાવનારાં છે, શુદ્ધ અનંતજ્ઞાનાદિમય આત્મસ્વરૂપને પ્રગટ કરી આપનારાં છે,' એમ ભાસે, તો જીવાદિ તત્ત્વ દિલમાં જચે. માટે અહીં પહેલું તત્ત્વ ભવનિર્ગુણતા કહ્યું. અનંત પાપાણુના નાશથી પ્રગટેલ તત્ત્વ-શુશ્રૂષાદિ ગુણોથી એનો પ્રકાશ થાય છે. તેથી ફળરૂપે ભવવિરાગ થાય છે, સંસાર પરથી પક્ષપાત ઉઠી જાય છે, સંસારનાં જન્મ-મરણ, પુદ્ગલસેવા, રાગાદિદોષવશતા, વિષયગુલામી, કર્મપરાધીનતા વગેરે પર ઉદ્વેગ-કંટાળો જન્મે છે, તેથી જ આત્માનાં શુદ્ધ સ્વરૂપ મોક્ષની મમતા, લાલસા જાગે છે.

(આ ઉપરથી આપણાં દિલના તત્ત્વપ્રકાશનું માપ કાઢી શકીએ છીએ. 'શું અમે ધર્મસ્થાનમાં શ્રદ્ધા વિના આવતા હોઇશું ?' એમ કહીને આપણી શ્રદ્ધાને પ્રમાણિત કરતાં પહેલાં એ શ્રદ્ધા સાચી તત્ત્વજિજ્ઞાસા-શુશ્રૂષા-શ્રવણ વગેરે....યાવત્ સંસારનિર્ગુણતાના પ્રકાશ તથા ભવવૈરાગ્યના પાયા પર છે કે ભળતી જ તત્ત્વશુશ્રૂષાદિવાળી છે, એ માપી લેવું જોઇએ.

પ્ર૦-તત્ત્વશુશ્રૂષાદિ જો સાચા ન થતા હોય તો તો કરે જ શા માટે ?

ઉ૦-કૃત્રિમ શુશ્રૂષાદિ પણ થવા અસંભવિત નથી, કેમકે તત્ત્વ જિજ્ઞાસા ન હોય તો પણ બીજી ત્રીજી વસ્તુનાં એક સાધન તરીકે એ કરાવા સંભવિત છે. દા.ત. માન-સન્માન, લોકવાહવાહ વગેરે મેળવવા માટે પણ મનને એમ થાય કે 'આ તત્ત્વ-જ્ઞાન ઠીક છે, એથી લોકમાં ખ્યાતિ-પ્રસિદ્ધિ મળશે, વિદ્વાન તરીકે સત્કાર-સન્માન પામીશું. માટે લાવો તત્ત્વશુશ્રુવા કરીએ,-તત્ત્વ સાંભળવા જઇએ સાંભળીએ સમજીએ, યાદ રાખીએ....એથીય તત્ત્વશુશ્રૂષાદિ જાગવા સંભવિત છે. પરંતુ એ ગુણરૂપ નહિ, ગુણાભાસ છે.

**વિદ્વાન ગોવિંદ બ્રાહ્મણને** લાગ્યું કે 'જૈનાચાર્યો પાસે મહાન તત્ત્વજ્ઞાન અને તર્કવિદ્યા છે, એ જો લઇ આવું તો તો પછી હું મહાવાદી તરીકે જગમાં મહાલું.' આવ્યા જૈનાચાર્ય પાસે, જોયું કે 'સાધુ બન્યા વિના નહિ મળે,' એટલે મહાન વૈરાગ્યનો ડોળ દેખાડી દીક્ષા લીધી. હવે તત્ત્વશુશ્રૂષાદિ દેખાડે છે, એ કેવા છે? ગુણાભાસ; કેમકે કીર્તિના એક

ઉપાય તરીકે ઊભા કરેલા છે. સંખ્યા ભણવા, પરંતુ ભવિતવ્યતા સારી કે વિશ્વમાં અનન્ય એવું જૈન તત્ત્વજ્ઞાન જેમ જેમ મેળવતા ગયા તેમ તેમ એ તત્ત્વ–સિદ્ધાન્તમાંનું સ્વપ્ને ય નહિ દેખેલું તે હવે શુધબુધમાં દેખવા મળ્યું, તેથી 'ઓહો!' થતું ગયું; અને મિથ્યાત્વ ઓગળતું ચાલ્યું. આમાં અનંત પાપ પરમાણુઓનો નાશ થતો જવાથી હવે સાચી તત્ત્વશુશ્રૂષા આદિ પ્રગટતા ગયા અને તત્ત્વજ્ઞાનમાં પ્રથમ સંસાર–નિર્ગુણતાના તત્ત્વનો પ્રકાશ થયો; મનને લાગ્યું કે, 'અરે! આ હું ક્યાં ભૂલો પડી ગયો? આટલા ઊંચા તત્ત્વોના જ્ઞાનથી મેં મોટા વાદી તરીકેની ખ્યાતિ, રાજાનાં સન્માન, ધનના ઢગલા....આ મેળવવાની કુમતિ કરી? એ બધું ય અંતે તો સંસાર જ ને? એ કેટલું ટકવાનું? મર્યા પછી અનંત કાળના પ્રવાસમાં શું? આ વિરાટ વિશ્વમાં જીવની કર્મ-પરાધીનપણે થતી કંગાળ ગુલામી, મૂલ્યહીનતા, વિવિધ યોનિઓમાં ભ્રમણની મહાદુર્દશા....આ બધાની આગળ તુચ્છ કીર્તિ કંચનની શી કિંમત? અહાહાહા! શું રત્ન જેવા માનવભવને આ કીર્તિ–કંચનની વિટંબણામાં જ પૂરો કરવાનો?' કીર્તિ–કંચન વગેરેસ્વરૂપ સંસાર પર ભારે વૈરાગ્ય ઝળહળ્યો! ગુરુ આગળ એકરાર કરી પ્રાયશ્ચિત્ત પૂર્વક સાચી તત્ત્વશુશ્રૂષાદિ દ્વારા ક્રમશઃ મહાન વ્યાખ્યાકાર સમર્થ ગોવિંદાચાર્ય બન્યા!

આ ઉપરથી સમજાશે કે તત્ત્વજિજ્ઞાસાથી નહિ કિંતુ કીર્તિ–સન્માનાદિ કમાવાના ઉદ્દેશથી પણ તત્ત્વશુશ્રુષાદિ જન્મે; પરંતુ તે મોહનીય–પાપકર્મના અનંતાણુઓના નાશથી નહિ, કિન્તુ કીર્તિમોહ વગેરે પાપના ઉદયથી જન્મે છે અને સફળ થયે મોહને વધુ પોષે છે. માટે જ એ સ્વાત્મહિતના ઘાતક છે. આત્મહિત એ, કે મોહ-નાશ માટેનો જે વિશુદ્ધ અધ્યવસાય–ચિત્તપરિણામ થાય. કીર્તિ આદિની આશંસા એવા શુદ્ધ ચિત્તનો ઘાત કરે છે. તેથી એવી મલિન આશંસા–પોષક શુશ્રૂષાદિને પારમાર્થિક–તાત્ત્વિક સાચા કહેવાય નહિ. એનાથી વાસ્તવિક તત્ત્વબોધ, તત્ત્વાભિનિ-વેશ થઈ શકતો જ નથી. તત્ત્વ–પ્રકાશથી એ અત્યંત દૂર રહેલા હોઈ ત્યાં અત્યંત બલવાન મિથ્યાત્વમોહની નિદ્રા છે, ઘેરાવો છે; જીવ એમાં મૂર્છિત રહે છે. સારાંશ, શુદ્ધ તત્ત્વવિવિદિષા યાને માત્ર તત્ત્વજિજ્ઞાસાને બદલે ભળતા ઇરાદે ગમે તેટલું તત્ત્વ સાંભળે, તેથી તત્ત્વપ્રકાશ ન થાય; ત્યાં તો ઉલ્ટું બળવાન મિથ્યાત્વમોહની પકડ રહે છે.

(લ૦) उक्तं चैतदन्यैरप्यध्यात्मचिन्तकैः; यदाहावधूताचार्यः–"नाप्रत्ययानुग्रहमन्तरेण तत्त्वशुश्रूषादयः, उदकपयोमृतकल्पज्ञानाजनकत्वात्। लोकसिद्धास्तु सुप्तनृपाख्यानकगोचरा इवान्यार्था एवेति। विषयतृडपहार्येव हि ज्ञानं विशिष्टकर्मक्षयोपशमजं, नान्यद्, अभक्ष्यास्पर्शनीयन्यायेनाज्ञानत्वात्। न चेदं यथोदितशरणाभावे, तच्च पूर्ववद् भगवद्भ्य इति शरणं ददातीति शरणदाः। १८

અર્થ:–આ વાત બીજા પણ અધ્યાત્મચિંતકોએ કરી છે; કેમકે અવધૂત નામના આચાર્ય કહે છે,–'સદાશિવના ઉપકાર વિના (વાસ્તવ) તત્ત્વશુશ્રૂષાદિ થઈ શકતા નથી, કેમકે પાણી, દૂધ અને અમૃત સમાન (ઉત્તરોત્તર વિકસિત અને વાસ્તવ તત્ત્વ-શુશ્રૂષાદિથી સાધ્ય શ્રુત–ચિન્તા–ભાવના) જ્ઞાનને (ઈશ્વરાનુગ્રહ વિના થયેલ કૃત્રિમ તત્ત્વશુશ્રૂષાદિ) ઉત્પન્ન કરી શકતા નથી. લોકપ્રસિદ્ધ શુષાશ્રૂદિ તો શય્યામાં ઊંઘવા પડેલા રાજાની કથાસંબંધી શ્રવણેચ્છા જેવા હોઈ કોઈ બીજા ઉદ્દેશાર્થે છે.' કેમકે (મિથ્યાત્વમોહનીય) વિષયતૃષ્ણાનું નિવારક જ જ્ઞાન કર્મના વિશિષ્ટ ક્ષયોપશમથી પેદા થયેલ હોય છે, બીજું નહિ, કેમકે તે તો અભક્ષ્ય–અસ્પર્શનીય ન્યાયથી અજ્ઞાનરૂપ છે. આ સમ્યગ્જ્ઞાન પૂર્વોક્ત (વિવિદિષારૂપ) 'શરણ' વિના થઈ શકે નહિ; અને એ શરણ 'અભયદયાણં' પદમાં કહ્યા મુજબ અરિહંત ભગવાન પાસેથી જ મળે છે, એટલે શરણ આપે તે શરણદાતા (અરિહંત) છે.–૧૮મું પદ સમાપ્ત.

વિવેચન:—

**જૈનેતર આચાર્ય અવધૂતની સાક્ષી:**–આ સાચી તત્ત્વજિજ્ઞાસા જાગ્યા વિના શુશ્રુષાદિ ન થઈ શકવાની વાત જૈનેતર અધ્યાત્મચિંતકો અર્થાત્ આત્મતત્ત્વના ગવેષકોએ પણ રજૂ કરેલી છે. દા.ત.

અવધૂત નામના 'યોગમાર્ગ'ના રચયિતા આચાર્યે કહ્યું છે કે "સદાશિવ ઇશ્વરના અનુગ્રહ-ઉપકાર વિના તત્ત્વશુશ્રૂષાદિ- તત્ત્વ સાંભળવાની ઇચ્છા વગેરે ગુણ પ્રગટી શકતા નથી. ઇશ્વરનો અનુગ્રહ થવાનું ચિહ્ન આ, કે એનું ઇશ્વર તરફ ચિત્ત વળ્યું હોય, ચિત્ત સંસારની ઘટમાલ જોઈ મુંઝાતું હોય, 'ત્યારે તત્ત્વ શું હશે ?' એવી ચિંતા જાગી હોય. આનું નામ તત્ત્વવિવિદિષા, તત્ત્વજિજ્ઞાસા. એ થાય તો જ 'લાવ, તત્ત્વ સાંભળવાનું કરૂં' એમ તત્ત્વશુશ્રૂષા જાગે, સાંભળે, સમજે...વગેરે કરતાં તત્ત્વજ્ઞાન પામે. સાચી તત્ત્વજિજ્ઞાસા વિના ય તત્ત્વશુશ્રૂષાદિ થાય ખરા, પરંતુ તે ખરેખર તત્ત્વશુશ્રુષાદિ નથી, કેમકે એ પાણી-દૂધ-અમૃત સમાન તત્ત્વજ્ઞાન પેદા કરી શકતા નથી. હાં, પામરજન-પ્રસિદ્ધ કહેવાતા તત્ત્વશુશ્રૂષાદિ થાય પરંતુ તે તો શય્યામાં પડેલા રાજાની કથાશ્રવણની ઇચ્છાની માફક તત્ત્વબોધ કરતાં બીજા જ ઉદ્દેશથી થયેલા હોય છે."

**જલ ક્ષીર-અમૃતસમા શ્રુત-ચિંતા-ભાવનાજ્ઞાન:-**

શું ઉદ્દેશ બીજો છતાં શાસ્ત્રશ્રવણાદિ દ્વારા જ્ઞાન ન થાય ? ના, જ્ઞાન તો વિષયતૃષ્ણા મિટાવે એવા બોધને જ કહેવાય. કેમકે જ્ઞાન એ શામક છે, જીવના વિષય-તૃષ્ણારૂપી દાહને શમાવનારૂં છે. એ મૃદુ મધ્ય અને અધિમાત્ર એમ ત્રણ કક્ષાવાળું હોય છે, અને શ્રુત-ચિન્તા- ભાવના એ એની ચઢતી ચઢતી કક્ષા છે. પહેલી મૃદુ કક્ષાવાળું શ્રુતજ્ઞાન કહેવાય છે, એ થોડી તૃષ્ણા શાંત કરે છે.

(૧) **શ્રુતજ્ઞાન** એટલે વાક્યાર્થજ્ઞાન, જેટલું સાંભળ્યું તેનું શબ્દાર્થ-જ્ઞાન. આટલું પણ ગુરુ-વિનયભક્તિ, શુદ્ધ તત્ત્વપ્રકાશ-રુચિ અને મોહ-અજ્ઞાનના નિવારણની રુચિ, વગેરેના પાયા ઉપર જ થઇ શકે. કેમકે તો જ એ જ્ઞાન મૃદુ-અલ્પ માત્રામાં ય તૃષ્ણા શાંત કરી શકે છે. 'ઉપદેશપદ' અને 'અધ્યાત્મ ઉપનિષદ્'- શાસ્ત્રયોગ શુદ્ધિ નામના અધિકારમાં શ્રુત-ચિન્તા-ભાવનાજ્ઞાનને સ્પષ્ટ કરતાં કહ્યું છે કે શ્રુતજ્ઞાન કોઠીમાં પડેલા બીજ સમાન છે; કેમકે એમાં આગળના ભાવના જ્ઞાન સુધીના પાકની શક્તિ પડેલી છે, પરંતુ હાલ તો છે તેટલું જ રહેનારૂં છે.

(૨) **ચિન્તાજ્ઞાન** એટલે ચિંતન, મનન, તર્ક-યુક્તિ-દૃષ્ટાન્ત-અન્વય-વ્યતિરેક વગેરે લગાડવા દ્વારા નિશ્ચિત કરેલ મહાવાકયાર્થનું જ્ઞાન. મહાવાક્યાર્થ એટલે પૂર્વાપર (આગળ પાછળના) વાકયાર્થ સાથે સંગત થઇ શકે એવો, તે સહિત પ્રસ્તુત વાકયના અર્થનો બોધ. તે ચિંતનાદિ દ્વારા જ થાય, માટે એને ચિંતાજ્ઞાન કહેવાય છે. એ જ્ઞાન પાણી પર પ્રસરી જતા તેલના બિંદુની માફક વિસ્તાર પામનારૂં છે. મહાવાકયાર્થ ઉપરથી સંબંધિત કેટલાય ભાવોનું જ્ઞાન થઇ શકે છે. એ મધ્ય માત્રાનું જ્ઞાન છે.

(૩) **ભાવનાજ્ઞાન** એટલે વાક્યાર્થ-મહાવાકયાર્થજ્ઞાન કરવા ઉપર સમસ્તકથાનું રહસ્ય શું, તાત્પર્ય શું છે, ઐદંપર્ય શું છે એનું જ્ઞાન, પરંતુ તે વિધિ-નિષેધમાં યત્નવાળું હોય. અર્થાત્ વિહિત વસ્તુમાં પ્રવૃત્તિ અને નિષિદ્ધ વસ્તુથી નિવૃત્તિ કરાવનારૂં તાત્પર્યજ્ઞાન તે ભાવનાજ્ઞાન. મહાવાકયાર્થજ્ઞાનમાં તો શબ્દાર્થજ્ઞાનને પૂર્વાપર સંબંધ અને યુક્તિ પ્રયુક્તિ દ્વારા સ્પષ્ટ અને નિશ્ચિત કર્યું; પરંતુ તાત્પર્યજ્ઞાનમાં સમસ્ત કથનનો અંતિમ ભાવ લેવાય છે, વક્તાને આ કહીને અંતે શું વિવક્ષિત છે તે નક્કી કરાય છે. ભાવનાજ્ઞાન એ ઊંચી માત્રાનું જ્ઞાન છે.

જ્ઞાનની આ ત્રણ કક્ષા પરથી સમજાય એવું છે કે શ્રુતજ્ઞાન માટે શાસ્ત્રના અક્ષર પકડી યથાશ્રુત અર્થ સમજવો પડે; ચિન્તાજ્ઞાન માટે તર્કયુક્તિપૂર્વક શાસ્ત્રમાંના આજુબાજુના સંદર્ભ અને પ્રતિપાદન સાથે સંગતિ કરીને અર્થબોધ કરવો ઘટે; તેમજ ભાવનાજ્ઞાન માટે શાસ્ત્રના વિધિ-નિષેધ અને તત્ત્વસિદ્ધાન્તોને અનુરૂપ ભાવ આમાંથી ફલિત કરવો જોઇએ. તો જ તત્ત્વપ્રકાશ લાધે. શાસ્ત્રમાંથી ગમે તે વાકય ઉપાડી લેવું, કુતર્ક લડાવવા, તથા શાસ્ત્રના બીજા ભાવ સાથે વિરોધ ઊભા થાય તેની પરવા ન કરવી, અને મનઘડંત અર્થ ઘટાવવો, એ આ કોટિમાં ન આવે. માટે ગમે તે ગમે તે વાકયને પકડીને 'શાસ્ત્રમાં મૂર્તિ-

પૂજાનો નિષેધ છે, સાધુને સવસ્ત્ર ધર્મ નથી હોતો, મોંઢે મુહપત્તિ સદા બાંધી રાખવી જોઇએ, શાસ્ત્રમાં દયા દાનની મનાઈ છે, નિમિત્ત કાંઇ કરતું નથી, બાહ્ય ક્રિયામાં ધર્મ નથી કહ્યો; પુણ્યક્રિયા હેય છે,' વગેરે કરાતાં પ્રતિપાદન શ્રુત-ચિન્તા-ભાવના જ્ઞાનની ભૂમિકા સિદ્ધ કર્યા વિનાના છે, માટે તત્ત્વજ્ઞાનાભાસના ઘરના છે.

આ ત્રણ જ્ઞાનકક્ષાને જલ, દૂધ અને અમૃતની ઉપમા આપી છે. એ જલ વગેરે ઉત્તરોત્તર અધિક દાહશામક અને મિઠાશવાળું હોય છે, જલ કરતાં દૂધ વધારે, દૂધ કરતાં અમૃત વધારે, એમ શ્રુતજ્ઞાન કરતાં ચિન્તાજ્ઞાન અને ચિન્તાજ્ઞાન કરતાં ભાવનાજ્ઞાન વધારે વિષયતૃષ્ણાશામક છે. (અથવા કહો, જલથી શુષ્કતા મટી ભિનાશ આવે, દૂધથી રુક્ષતા જઇ સ્નિગ્ધતા આવે અને અમૃતથી મૂર્છા-જડતા જઇ ચૈતન્ય સ્ફુરાયમાન થાય. એમ શ્રુતજ્ઞાનથી વિષયતાપની શુષ્કતા મટી ઉપશમની ભિનાશ આવે; ચિન્તાજ્ઞાનથી વિષયચિંતાની રુક્ષતા મટી તત્વચિંતનની સ્નિગ્ધતા આવે; અને ભાવનાજ્ઞાનથી વિષયરસની જડતા મટી તત્ત્વાભિનિવેશનું ચૈતન્ય આવે.)

**સુપ્તનૃપકથાશુશ્રૂષા:**- સારાંશ, જ્ઞાન તેને જ કહેવાય કે જે વિષયતૃષ્ણાને દૂર કરનારૂં હોય, એવું જ્ઞાન સાચી તત્ત્વશુશ્રૂષા વગેરેમાંથી જ જન્મે છે, પરંતુ બનાવટી શુશ્રૂષાદિમાંથી નહિ; કેમકે એમાં તો ઉદ્દેશ જ પૌદ્‌ગલિક હોવાથી વિષયતૃષ્ણાની વૃદ્ધિ થયેલી હોય છે. એવી કૃત્રિમ શુશ્રૂષા રાજાની ઉંઘવા માટેની કથાશ્રવણની ઇચ્છા જેવી છે. ઉંઘ નથી આવતી તે લાવવી છે એટલે રાજા શય્યામાં પડ્યો પડ્યો માણસ પાસે કથા સાંભળે છે. આ કથાશ્રવણની ઇચ્છા કાંઇ કથાનો બોધ મેળવવા માટે નથી. એમ દેખીતી તત્ત્વ સાંભળી લેવાની ઇચ્છા પણ તત્ત્વબોધ માટે નથી, કેમકે એ બીજા જ ઉદ્દેશે છે, દા. ત. લોકમાં પાંડિત્ય દેખાડું, બુદ્ધિનો ચમત્કાર બતાવું, વિદ્વાન, સંશોધક, વ્યાખ્યાતા તરીકે પંકાઉં,' એવા એવા જ કોઇ મલિન ઉદ્દેશથી તત્ત્વ જાણ્યું પણ એ વિષયતૃષ્ણાનું શામક નહિ હોવાથી વસ્તુ સ્થિતિએ તત્ત્વજ્ઞાન નથી, અજ્ઞાન છે. એ તો મોહનીય કર્મની પ્રેરણાથી થાય છે; ત્યારે વિષયતૃષ્ણાનું શામક તત્ત્વજ્ઞાન વિશિષ્ટકર્મ-મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે.

**પ્રશ્ન:**-પેલાને અજ્ઞાન જ કેમ કહો છો ? શું ત્યાં જાણકારી નથી ?

**ઉત્તર :**-અભક્ષ્ય-અસ્પર્શનીય ન્યાયથી એને અજ્ઞાન કહેવાય છે. અભક્ષ્ય માંસાદિ એ પત્થરની જેમ ચાવી ન શકાય એવા નથી, છતાં પણ ભોજનને અયોગ્ય હોવાથી અભક્ષ્ય કહેવાય છે. એમ, અસ્પર્શનીય ચંડાળ આદિને અગ્નિની જેમ અડી જ ન શકાય એમ નહિ, કિન્તુ સ્પર્શ કરવા માટે અયોગ્ય હોવાથી અસ્પર્શનીય કહેવાય છે. એ રીતે કૃત્રિમ તત્ત્વબોધમાં જાણકારી હોવા છતાં એ વિષયતૃષ્ણા-નિવારણ માટે અસમર્થ હોવાથી એને તત્ત્વદૃષ્ટિએ જ્ઞાનાભાવરૂપ અજ્ઞાન કહેવાય છે.

પ્ર૦-અહીં જ્ઞાનને માત્ર વિષયતૃષ્ણા-નિવારક જ કેમ કહ્યું ? કષાયશામક કેમ ન કહ્યું ?

ઉ૦-કષાયનું મૂળ વિષયો છે. 'શ્રી આચારાંગ'માં કહ્યું છે 'जे गुणे से मूलट्ठाणे'-જે શબ્દાદિ વિષયગુણો છે, તે સંસારના મૂળરૂપ કષાયોનું સ્થાન છે. કષાયો વિષયમાંથી ઉઠે છે. ઇન્દ્રિયોના વિષયોની ખાતર જીવ ક્રોધાદિ કષાયો સેવે છે. ત્યારે તો 'ઉપદેશમાલા'કાર કહે છે કે આ જગતમાં વિષયો ન હોત તો જગતના જીવો કેટલા બધા સુખી હોત ! વિષયોના લીધે જીવ રાગ, દ્વેષાદિ કરી કરી દુ:ખી થાય છે, ક્લેશ પામે છે. એ વિષયોની તૃષ્ણા મટે, પછી કષાય તો સહેજે અટકવાના; કેમકે પછી તો કષાયો કરે જ કોના માટે ? એટલે અહીં કષાય-નિવારક ન કહ્યું. આ પરથી એ સ્પષ્ટ છે કે તત્ત્વજ્ઞાન થવાના મૂળમાં વિષયતૃષ્ણા શમવી જ જોઇએ, તો જ એ જ્ઞાન કહેવાય. આજની ભૌતિક વિદ્યા-કેળવણીને જ્ઞાનદાનના નામે ઓળખાવવામાં આવે છે એ કેવી ભ્રાન્તિ છે એ આથી સમજી શકાય છે. ઉપર કહ્યું તેમ એ અજ્ઞાનમાં ખપે.

**તત્ત્વજિજ્ઞાસારૂપી શરણના દાતા શ્રીઅરિહંત:-**

તત્ત્વજ્ઞાન યથોક્ત શરણના અભાવે પ્રાપ્ત ન થઇ શકે. એ શરણ એટલે આરંભે કહ્યું તેમ તત્ત્વ-વિવિદિષા તત્ત્વજિજ્ઞાસા. આપણને આવી તત્ત્વ-જિજ્ઞાસા ઊભી થઇ એ શરણ મળ્યું કહેવાય. એ મળવાથી હવે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થશે. આ શરણ કોની પાસેથી મળે છે? 'અભયદયાણં' વગેરે પદમાં કહ્યા મુજબ શ્રી અરિહંત ભગવાન પાસેથી એ મળે છે. મૂળ ઉપકાર એ ભગવાનનો છે કે આપણને આ તત્ત્વજિજ્ઞાસા પ્રાપ્ત થાય છે. તેથી કહ્યું ભગવાન શરણ આપે છે, અર્થાત્ શરણદાતા છે. એમને નમસ્કાર હો.

## ૧૯. બોહિદયાણં

(૯૦) तथा बोहिदयाणं, इह 'बोधिः' जिनप्रणीतधर्म्मप्राप्तिः। इयं पुनर्यथाप्रवृत्तापूर्वानिवृत्तिकरणत्रयव्यापाराभिव्यङ्ग्यमभिन्नपूर्वग्रन्थिभेदतः पश्चानुपूर्व्या प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं, विज्ञप्तिरित्यर्थः।

**અર્થ: તથા 'બોહિદયાણં' પદ. 'બોધિ' એટલે જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ. આ બોધિ વળી (૧) યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ,–એ ત્રણ કરણની પ્રવૃત્તિથી વ્યક્ત થતી, (૨) પૂર્વે કદી નહિ ભેદાયેલી ગ્રન્થિના ભેદ થવાથી પશ્ચાનુપૂર્વી ક્રમથી થતી પ્રશમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-આસ્તિક્યની અભિવ્યક્તિસ્વરૂપ તત્ત્વાર્થ-શ્રદ્ધા છે, સમ્યગ્દર્શન છે, તાત્પર્ય, વિજ્ઞપ્તિ છે.**

**વિવેચન:–**

**વિશાલ બોધિ:**–હવે 'બોહિદયાણં' પદની વ્યાખ્યા શરૂ થાય છે. 'બોહિદયાણં' એટલે બોધિ આપનારને, (નમસ્કાર હો.) આમાં 'બોધિ' એટલે શું? જિનેશ્વરદેવે કહેલા ધર્મની પ્રાપ્તિ. આ 'ધર્મની પ્રાપ્તિ' શબ્દ બહુ **વિશાલ** અર્થમાં છે એ આગળ 'અરિહંત ચેઇયાણં' સૂત્રના 'બોહિ-લાભવત્તિયાએ' પદની વ્યાખ્યામાં સ્પષ્ટ કર્યું છે. વિશાલતા એ, કે ઠેઠ વીતરાગ બનવા સુધી જે જે ઉત્તરોત્તર ચઢીયાતા આંતરિક ધર્મ સ્પર્શવાની જરૂર છે તેની સ્પર્શના એ ધર્મપ્રાપ્તિ છે, અર્થાત્ બોધિ છે. પરંતુ પ્રસ્તુતમાં 'શરણ' અને તત્ત્વ-વિવિદિષા પછી નજીકમાં પ્રાપ્ત થનાર 'બોધિ' લેવી છે એટલે ગ્રન્થકાર કહે છે કે અહીં 'બોધિ' શબ્દથી જિનોક્તધર્મ પ્રાપ્તિ સમ્યગ્દર્શન સ્વરૂપ લેવી. વિશાલ અર્થવાળી બોધિના અનેક પ્રકાર તો જુદા જુદા અનેક વિશુદ્ધ વિશુદ્ધતર અધ્યવસાયથી પ્રગટ થાય છે, પરંતુ ઉપરોક્ત સમ્યગ્દર્શનરૂપ બોધિ ત્રણ કરણથી પ્રગટ થાય છે,–૧. યથાપ્રવૃત્ત-કરણ, ૨. અપૂર્વકરણ, અને ૩. અનિવૃત્તિકરણ. આ કરણમાં પણ શુભ અધ્યવસાયથી જીવના વીર્યોલ્લાસનું સ્ફુરણ થાય છે. આ કરણોનું વર્ણન પૂર્વે ('પરમ તેજ'–૧લા ભાગમાં) કરેલું છે. એમાં કહ્યા મુજબ રાગદ્વેષની દૃઢ ગ્રન્થિ (ગાંઠ) જે પૂર્વે કદી ભેદાઈ નહોતી તે હવે અપૂર્વકરણના પરાક્રમથી ભેદાય છે.

**રાગદ્વેષની ગાંઠ કેવી દુર્ભેદ્ય!** અનંતો કાળ અને અનંતા માનવ અવતાર પણ વહી ચાલ્યા, છતાં જીવની અનંતાનુબંધી રાગદ્વેષની પકડ જબરી! શાસ્ત્ર કહે છે કે, જીવ 'નવગ્રૈવેયક' નામના સ્વર્ગમાં ય અનંતી વાર જઇ આવ્યો, ત્યાં નિર્વિકાર સ્થિતિ અનુભવી આવ્યો, કેમકે ઘણી ઊંચી કોટિનું શાતા વેદનીય પુણ્ય ત્યાં ભોગવવાનું એટલે ઇન્દ્રિય-વિકારની અશાતા જાગવા જ ન દે! અને વિષય વિકાર નહિ પછી કષાય ક્યાં કરવાના? આમ બાહ્ય રીતે કોઇ કષાય દેખાય નહિ છતાં અંતરમાં કષાયની ચિકાશ ઊભી જ રહી; ફર્સ્ટ નંબરના અનંતાનુબંધી રાગદ્વેષ–કષાયો દેખાવમાં નહિ એટલું જ, બાકી એમણે આત્માનો કબ્જો નહિ છોડેલો, એટલે જ વિષય–વિરાગ નહિ, સંસાર પ્રત્યે ઘૃણા નહિ, પક્ષપાત ઊભો. અનંતા કાળની આ રાગદ્વેષની કારમી પકડમાંથી છૂટવા ભગીરથ અપૂર્વકરણનો પુરુષાર્થ થાય ત્યારે જ ગ્રંથિભેદ થઇ સમ્યગ્દર્શનનાં દર્શન થાય.

સમ્યગ્દર્શન પ્રગટ થતાં પ્રશમ–સંવેગ–નિર્વેદ–અનુકંપા–આસ્તિક્ય નામના ગુણો પ્રગટ થાય, પરંતુ પશ્ચાનુપૂર્વી ક્રમથી પ્રગટે. અર્થાત્ પહેલું

પૂજાનો નિષેધ છે, સાધુને સવસ્ત્ર ધર્મ નથી હોતો, મોંઢે મુહપત્તિ સદા બાંધી રાખવી જોઇએ, શાસ્ત્રમાં દયા દાનની મનાઈ છે, નિમિત્ત કાંઇ કરતું નથી, બાહ્ય ક્રિયામાં ધર્મ નથી કહ્યો; પુણ્યક્રિયા હેય છે,' વગેરે કરાતાં પ્રતિપાદન શ્રુત-ચિન્તા-ભાવના જ્ઞાનની ભૂમિકા સિદ્ધ કર્યા વિનાના છે, માટે તત્ત્વજ્ઞાનાભાસના ઘરના છે.

**આ ત્રણ જ્ઞાનકક્ષાને જલ, દૂધ અને અમૃતની** ઉપમા આપી છે. એ જલ વગેરે ઉત્તરોત્તર અધિક દાહશામક અને મિઠાશવાળું હોય છે, જલ કરતાં દૂધ વધારે, દૂધ કરતાં અમૃત વધારે, એમ શ્રુત-જ્ઞાન કરતાં ચિન્તાજ્ઞાન અને ચિન્તાજ્ઞાન કરતાં ભાવનાજ્ઞાન વધારે વિષયતૃષ્ણાશામક છે. (અથવા કહો, જલથી શુષ્કતા મટી ભિનાશ આવે, દૂધથી રુક્ષતા જઇ સ્નિગ્ધતા આવે અને અમૃતથી મૂર્છા-જડતા જઇ ચૈતન્ય સ્ફુરાયમાન થાય. એમ શ્રુતજ્ઞાનથી વિષયતાપની શુષ્કતા મટી ઉપશમની ભિનાશ આવે; ચિન્તાજ્ઞાનથી વિષયચિંતાની રુક્ષતા મટી તત્વચિંતનની સ્નિગ્ધતા આવે; અને ભાવના-જ્ઞાનથી વિષયરસની જડતા મટી તત્ત્વાભિનિવેશનું ચૈતન્ય આવે.)

**સુપ્તનૃપકથાશુશ્રૂષાઃ**- સારાંશ, જ્ઞાન તેને જ કહેવાય કે જે વિષયતૃષ્ણાને દૂર કરનારૂં હોય, એવું જ્ઞાન સાચી તત્ત્વશુશ્રૂષા વગેરેમાંથી જ જન્મે છે, પરંતુ બનાવટી શુશ્રૂષાદિમાંથી નહિ; કેમકે એમાં તો ઉદ્દેશ જ પૌદ્‌ગલિક હોવાથી વિષયતૃષ્ણાની વૃદ્ધિ થયેલી હોય છે. એવી કૃત્રિમ શુશ્રૂષા રાજાની ઉંઘવા માટેની કથાશ્રવણની ઇચ્છા જેવી છે. ઉંઘ નથી આવતી તે લાવવી છે એટલે રાજા શય્યામાં પડ્યો પડ્યો માણસ પાસે કથા સાંભળે છે. આ કથાશ્રવણની ઇચ્છા કાંઇ કથાનો બોધ મેળવવા માટે નથી. એમ દેખીતી તત્ત્વ સાંભળી લેવાની ઇચ્છા પણ તત્ત્વબોધ માટે નથી, કેમકે એ બીજા જ ઉદ્દેશે છે, દા. ત. લોકમાં પાંડિત્ય દેખાડું, બુદ્ધિનો ચમત્કાર બતાવું, વિદ્વાન, સંશોધક, વ્યાખ્યાતા તરીકે પંકાઉં,' એવા એવા જ કોઇ મલિન ઉદ્દેશથી તત્ત્વ જાણ્યું પણ એ વિષયતૃષ્ણાનું શામક નહિ હોવાથી વસ્તુ સ્થિતિએ તત્ત્વજ્ઞાન નથી, અજ્ઞાન છે. એ તો મોહનીય કર્મની પ્રેરણાથી થાય છે; ત્યારે વિષયતૃષ્ણાનું શામક તત્ત્વજ્ઞાન વિશિષ્ટકર્મ-મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે.

**પ્રશ્નઃ**-પેલાને અજ્ઞાન જ કેમ કહો છો? શું ત્યાં જાણકારી નથી?

**ઉત્તર** :-અભક્ષ્ય-અસ્પર્શનીય ન્યાયથી એને અજ્ઞાન કહેવાય છે. અભક્ષ્ય માંસાદિ એ પત્થરની જેમ ચાવી ન શકાય એવા નથી, છતાં પણ ભોજનને અયોગ્ય હોવાથી અભક્ષ્ય કહેવાય છે. એમ, અસ્પર્શનીય ચંડાળ આદિને અગ્નિની જેમ અડી જ ન શકાય એમ નહિ, કિન્તુ સ્પર્શ કરવા માટે અયોગ્ય હોવાથી અસ્પર્શનીય કહેવાય છે. એ રીતે કૃત્રિમ તત્ત્વબોધમાં જાણકારી હોવા છતાં એ વિષયતૃષ્ણા-નિવારણ માટે અસમર્થ હોવાથી એને તત્ત્વદૃષ્ટિએ જ્ઞાનાભાવરૂપ અજ્ઞાન કહેવાય છે.

પ્ર૦-અહીં જ્ઞાનને માત્ર વિષયતૃષ્ણા-નિવારક જ કેમ કહ્યું? કષાયશામક કેમ ન કહ્યું?

ઉ૦-કષાયનું મૂળ વિષયો છે. 'શ્રી આચારાંગ'માં કહ્યું છે 'जे गुणे से मूलट्ठाणे'-જે શબ્દાદિ વિષયગુણો છે, તે સંસારના મૂળરૂપ કષાયોનું સ્થાન છે. કષાયો વિષયમાંથી ઉઠે છે. ઇન્દ્રિયોના વિષયોની ખાતર જીવ ક્રોધાદિ કષાયો સેવે છે. ત્યારે તો 'ઉપદેશમાલા'કાર કહે છે કે આ જગતમાં વિષયો ન હોત તો જગતના જીવો કેટલા બધા સુખી હોત! વિષયોના લીધે જીવ રાગ, દ્વેષાદિ કરી કરી દુઃખી થાય છે, કલેશ પામે છે. એ વિષયોની તૃષ્ણા મટે, પછી કષાય તો સહેજે અટકવાના; કેમકે પછી તો કષાયો કરે જ કોના માટે? એટલે અહીં કષાય-નિવારક ન કહ્યું. આ પરથી એ સ્પષ્ટ છે કે તત્ત્વજ્ઞાન થવાના મૂળમાં વિષયતૃષ્ણા શમવી જ જોઇએ, તો જ એ જ્ઞાન કહેવાય. આજની ભૌતિક વિદ્યા-કેળવણીને જ્ઞાન-દાનના નામે ઓળખાવવામાં આવે છે એ કેવી ભ્રાન્તિ છે એ આથી સમજી શકાય છે. ઉપર કહ્યું તેમ એ અજ્ઞાનમાં ખપે.

**તત્ત્વજિજ્ઞાસારૂપી શરણના દાતા શ્રીઅરિહંતઃ-**

તત્ત્વજ્ઞાન યથોક્ત શરણના અભાવે પ્રાપ્ત ન થઇ શકે. એ શરણ એટલે પ્રારંભે કહ્યું તેમ તત્ત્વ-વિવિદિષા તત્ત્વજિજ્ઞાસા. આપણને આવી તત્ત્વ-જિજ્ઞાસા ઊભી થઇ એ શરણ મળ્યું કહેવાય. એ મળવાથી હવે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થશે. આ શરણ કોની પાસેથી મળે છે? 'અભયદયાણં' વગેરે પદમાં કહ્યા મુજબ શ્રી અરિહંત ભગવાન પાસેથી એ મળે છે. મૂળ ઉપકાર એ ભગવાનનો છે કે આપણને આ તત્ત્વજિજ્ઞાસા પ્રાપ્ત થાય છે. તેથી કહ્યું ભગવાન શરણ આપે છે, અર્થાત્ શરણદાતા છે. એમને નમસ્કાર હો.

## ૧૯. બોહિદયાણં

(લ૦) तथा बोहिदयाणं, इह 'बोधिः' जिनप्रणीतधर्म्मप्राप्तिः। इयं पुनर्यथाप्रवृत्तापूर्वानिवृत्तिकरणत्रयव्यापाराभिव्यङ्ग्यमभिन्नपूर्वग्रन्थिभेदतः पश्चानुपूर्व्या प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं, विज्ञप्तिरित्यर्थः।

**અર્થ: તથા 'બોહિદયાણં' પદ. 'બોધિ' એટલે જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ. આ બોધિ વળી (૧) યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ,–એ ત્રણ કરણના પ્રવૃત્તિથી વ્યક્ત થતી, (૨) પૂર્વે કદી નહિ ભેદાયેલી ગ્રન્થિના ભેદ થવાથી પશ્ચાનુપૂર્વી ક્રમથી થતી પ્રશમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-આસ્તિક્યની અભિવ્યક્તિસ્વરૂપ તત્ત્વાર્થ-શ્રદ્ધા છે, સમ્યગ્દર્શન છે, તાત્પર્ય, વિજ્ઞપ્તિ છે.**

**વિવેચન:–**

**વિશાલ બોધિ:**–હવે 'બોહિદયાણં' પદની વ્યાખ્યા શરૂ થાય છે. 'બોહિદયાણં' એટલે બોધિ આપનારને, (નમસ્કાર હો.) આમાં 'બોધિ' એટલે શું? જિનેશ્વરદેવે કહેલા ધર્મની પ્રાપ્તિ. આ 'ધર્મની પ્રાપ્તિ' શબ્દ બહુ **વિશાલ** અર્થમાં છે એ આગળ 'અરિહંત ચેઇયાણં' સૂત્રના 'બોહિલાભવત્તિયાએ' પદની વ્યાખ્યામાં સ્પષ્ટ કર્યું છે. વિશાલતા એ, કે ઠેઠ વીતરાગ બનવા સુધી જે જે ઉત્તરોત્તર ચઢીયાતા આંતરિક ધર્મ સ્પર્શવાની જરૂર છે તેની સ્પર્શના એ ધર્મપ્રાપ્તિ છે, અર્થાત્ બોધિ છે. પરંતુ પ્રસ્તુતમાં 'શરણ' અને તત્ત્વ-વિવિદિષા પછી નજીકમાં પ્રાપ્ત થનાર 'બોધિ' લેવી છે એટલે ગ્રન્થકાર કહે છે કે અહીં 'બોધિ' શબ્દથી જિનોક્તધર્મ પ્રાપ્તિ સમ્યગ્દર્શન સ્વરૂપ લેવી. વિશાલ અર્થવાળી બોધિના અનેક પ્રકાર તો જુદા જુદા અનેક વિશુદ્ધ વિશુદ્ધતર અધ્યવસાયથી પ્રગટ થાય છે, પરંતુ ઉપરોક્ત સમ્યગ્દર્શનરૂપ બોધિ ત્રણ કરણથી પ્રગટ થાય છે,–૧. યથાપ્રવૃત્ત-કરણ, ૨. અપૂર્વકરણ, અને ૩. અનિવૃત્તિકરણ. આ કરણમાં પણ શુભ અધ્યવસાયથી જીવના વીર્યોલ્લાસનું સ્ફુરણ થાય છે. આ કરણોનું વર્ણન પૂર્વે ('પરમ તેજ'–૧લા ભાગમાં) કરેલું છે. એમાં કહ્યા મુજબ રાગદ્વેષની દૃઢ ગ્રન્થિ (ગાંઠ) જે પૂર્વે કદી ભેદાઈ નહોતી તે હવે અપૂર્વકરણના પરાક્રમથી ભેદાય છે.

**રાગદ્વેષની ગાંઠ કેવી દુર્ભેદ્ય!** અનંતો કાળ અને અનંતા માનવ અવતાર પણ વહી ચાલ્યા, છતાં જીવની અનંતાનુબંધી રાગદ્વેષની પકડ જબરી! શાસ્ત્ર કહે છે કે, જીવ 'નવગ્રૈવેયક' નામના સ્વર્ગમાં ય અનંતી વાર જઇ આવ્યો, ત્યાં નિર્વિકાર સ્થિતિ અનુભવી આવ્યો, કેમકે ઘણી ઊંચી કોટિનું શાતા વેદનીય પુણ્ય ત્યાં ભોગવવાનું એટલે ઇન્દ્રિય-વિકારની અશાતા જાગવા જ ન દે! અને વિષય વિકાર નહિ પછી કષાય કયાં કરવાના? આમ બાહ્ય રીતે કોઇ કષાય દેખાય નહિ છતાં અંતરમાં કષાયની ચિકાશ ઊભી જ રહી; ફર્સ્ટ નંબરના અનંતાનુબંધી રાગદ્વેષ–કષાયો દેખાવમાં નહિ એટલું જ, બાકી એમણે આત્માનો કબ્જો નહિ છોડેલો, એટલે જ વિષય–વિરાગ નહિ, સંસાર પ્રત્યે ઘૃણા નહિ, પક્ષપાત ઉભો. અનંતા કાળની આ રાગદ્વેષની કારમી પકડમાંથી છૂટવા ભગીરથ અપૂર્વકરણનો પુરુષાર્થ થાય ત્યારે જ ગ્રંથિભેદ થઇ સમ્યગ્દર્શનનાં દર્શન થાય.

સમ્યગ્દર્શન પ્રગટ થતાં પ્રશમ–સંવેગ–નિર્વેદ–અનુકંપા–આસ્તિક્ય નામના ગુણો પ્રગટ થાય, પરંતુ પશ્ચાનુપૂર્વી ક્રમથી પ્રગટે. અર્થાત્ પહેલું

આસ્તિક્ય પ્રગટે, પછી અનુકંપા, પછી નિર્વેદ, પછી સંવેગ અને છેલ્લો પ્રશમ પ્રગટ થાય. ઝડપથી પ્રગટવાને લીધે એક સાથે પ્રગટ્યા જેવા લાગે. આ ગુણોનું વર્ણન પૂર્વે (પરમતેજ ભા–૧માં) થઈ ગયું છે.

**'તત્ત્વાર્થશ્રદ્ધાન'ના બે અર્થ:–** સમ્યગ્દર્શન તત્ત્વાર્થશ્રદ્ધાનસ્વરૂપ છે.

**તત્ત્વાર્થશ્રદ્ધાન એટલે**

(૧) તત્ત્વભૂત અર્થ(પદાર્થ)ની શ્રદ્ધા, અથવા (૨) તત્ત્વથી અર્થશ્રદ્ધા. પહેલામાં તત્ત્વભૂત એટલા માટે કહ્યું કે ઇતર અસર્વજ્ઞનાં દર્શનો પણ જીવ, અજીવ, સંસાર, મોક્ષ વગેરે પદાર્થ તો માને છે. છતાં એની શ્રદ્ધા એ સમ્યગ્દર્શન નથી, કેમકે એ ઇતરોએ કલ્પેલા જીવાદિ પદાર્થ એકાન્ત અમુક અમુક સ્વરૂપવાળા દા.ત.–એકાન્તે નિત્ય, એકાન્તે ક્ષણિક, એકાન્તે સ્વપ્નવત્ ઇત્યાદિ રૂપના કલ્પાયા હોવાથી તત્ત્વભૂત નથી. ત્યાં એજ પદાર્થમાં રહેલા બીજાં બીજાં સત્ સ્વરૂપનો ઇન્કાર છે, નિષેધ છે, તેથી કલ્પિત પદાર્થ તત્ત્વભૂત કહેવાય નહિ. માટે સર્વજ્ઞોક્ત સંગત સર્વ સ્વરૂપવાળા તત્ત્વભૂત પદાર્થની શ્રદ્ધા એજ સમ્યગ્દર્શન.

(૨) 'તત્ત્વથી અર્થ શ્રદ્ધા'નો અર્થ એ, કે અર્થ પદાર્થ તો યથાર્થ હોય તે જ ગણાય, કલ્પિત હોય તે નહિ. વીતરાગ સર્વજ્ઞ અરિહંત ભગવાન એવા પદાર્થને ઓળખાવે છે. પરંતુ એની શ્રદ્ધા તત્ત્વથી કરવી જોઇએ; અર્થાત્ કોઇ પૌદ્ગલિક લાલચ કે કીર્તિ પ્રતિષ્ઠાદિના ઉદ્દેશથી 'હું ય આ માનું છું' અથવા 'જૈનો આમ માને છે' એવી કહેવાતી શ્રદ્ધા નહિ, પંડિતો વિદ્યાર્થીને માત્ર એવું ભણાવી જાય એ નહિ, કિન્તુ હાર્દિક શ્રદ્ધા; હૃદય પોકારે, નાભિમાં નાદ ગુંજે કે 'આ સર્વજ્ઞે કહેલા જીવાદિ પદાર્થ જ સાચા અને શંકા વિનાના છે,'

**વિજ્ઞપ્તિ:–**સમ્યગ્દર્શન એ બોધિ છે, એને વિજ્ઞપ્તિ પણ કહે છે. **'વિજ્ઞપ્તિ'** એટલે વિશિષ્ટ જ્ઞપ્તિ, જ્ઞાન, પ્રકાશ. એમ તો જ્ઞાન પ્રતિભાસરૂપ હોય, જેમ બાળક સાપને દેખે છે, પરંતુ એની એને ભય જેવી કોઈ અસર નથી. વિષ્ટાને દેખે છે, દુગંછા જેવી કોઇ અસર નથી. કરન્સી નોટો દેખે છે, પણ હર્ષોલ્લાસ જેવી કોઇ અસર એને નથી. એ પ્રતિભાસ-જ્ઞાન. એની કિંમત નથી. પરિણતિજ્ઞાન કિંમતી છે. **જે જ્ઞાનની દિલમાં અનુરૂપ અસર હોય એ પરિણતિ જ્ઞાન.** એ જ વિશિષ્ટ જ્ઞાન, વિજ્ઞપ્તિ. ઇંદ્રિયો–કષાયો–હિંસાદિ પાપો વગેરેને આશ્રવ તરીકે સંસારવર્ધક તરીકે જાણ્યા, તો એ સંસારવર્ધક હોવાથી એનો ભય લાગે, આત્માના બિગાડરૂપ હોઈ એના પ્રત્યે દુગંછા થાય, એનું નામ અનુરૂપ અસર. એવી અસરવાળું જ્ઞાન એ પરિણતિજ્ઞાન.

**મોટી કિંમત જ્ઞાનની અસરની છે, જ્ઞાનના પ્રમાણની નહિ.** કેટલા પ્રમાણમાં જાણ્યું એના કરતાં કેવું જાણ્યું એનું મહત્ત્વ વધારે છે. કહે છે ને, Quality counts, not quantity. નવકારસૂત્રનો વિસ્તાર કેટલો જાણ્યો એના કરતાં નવકાર જાણ્યો એ જાણકારી કેવી અસરવાળી છે એણે હૃદયભેદ કેવો કર્યો, ઝણઝણાટી કેવી કરી, ઊંચાનીચા કેવા કર્યા, એ જોવા જેવું છે. ત્રિપદી આપણે સાંભળી તો આપણે પણ જાણી, અને ગણધર ભગવાન પણ જાણે છે, ફરક કેટલો! બસ આ યોગ્ય અસરવાળું જ્ઞાન એ જ વિજ્ઞપ્તિ, એજ સમ્યગ્દર્શન. એમાં જ્ઞાનના વિસ્તૃત પ્રમાણનો નિયમ નહિ, પરંતુ એની હૃદયભેદકતાનો નિયમ ખરો, હૃદયપલ્ટાનો નિયમ ખરો. એ થાય એટલે પછી તો નિશ્ચિન્તતા–નધ્રરોળતા ગઇ, રાત દિ' ચેન ન પડે, 'મારા આત્માનું શું થશે!' આ ચિંતા જાગી, સંસાર તરફની દિશા હતી તે હવે મોક્ષ તરફની થઇ. આ વિજ્ઞપ્તિ–બોધિ મોંઘી ચીજ છે, તેથી જ્ઞાનીઓ આપણી પાસે એની વારંવાર પ્રાર્થના કરાવે છે,–

'આરુગ્ગ બોહિલાભં...દિંતુ,' 'સમાહિમરણં ચ બોહિલાભો અ સંપજ્જઉ.' પ્રાર્થનાની જબરદસ્ત તાકાત છે; દિલથી એ વારંવાર કરતાં ફળે છે.

(લ૦–) पञ्चकमप्येतदपुनर्बन्धकस्य, यथोदितस्य अस्य पुनर्बन्धके स्वरूपेणाभावात् । इतरेतरफलमेत-

दिति नियमः, अनीदृशस्य तत्त्वायोगात् । नह्यचक्षुष्फलमभयं, चक्षुर्वाऽमार्गफलम्, इत्यादि । एवं चोत्कृष्टस्थितेरा ग्रन्थिप्राप्तिमेते भवन्तोऽप्यसकृन्न तद्रूपतामासादयन्ति, विवक्षितफलयोग्यतावैकल्यात् ।

**અર્થ :–આ (અભય વગેરે) પાંચે ય અપુનર્બન્ધક આત્માને પ્રાપ્ત થાય છે, કેમકે આ પંચક જેવા વર્ણવ્યા તેવા સ્વરૂપે પુનર્બન્ધક આત્મામાં હોતા નથી. આ પાંચે ય પૈકી પૂર્વ પૂર્વનું કાર્ય ઉત્તરોત્તર છે એ વ્યવસ્થા છે, કેમકે તેવા (અર્થાત્ પૂર્વ પૂર્વથી ઉત્પન્ન યા ઉત્તરોત્તરના ઉત્પાદક ગુણ) ન હોય એમાં આ પંચક પૈકીનું કોઈ ગુણપણું હોતું નથી. 'ચક્ષુ'ને ઉત્પન્ન ન કરે એવું 'અભય' હોય નહિ, અથવા ચક્ષુ માર્ગને ઉત્પન્ન ન કરે એ બને નહિ....વગેરે એમ હોવાથી ઉત્કૃષ્ટ સ્થિતિથી માંડીને ગ્રન્થિસ્થાન પ્રાપ્ત થવા સુધી આ (અભયાદિ) અનેકવાર ઉત્પન્ન થતા હોવા છતાં વાસ્તવિક અભયાદિરૂપતાને પામી શકતા નથી, કેમકે એ પોતપોતાના વિવક્ષિત (ચક્ષુ આદિ) ફળની યોગ્યતા (જનનસ્વભાવ) વાળા નથી.**

**વિવેચન:–અભયાદિ પાંચ અપુનર્બંધકને જ મળે:–**

ઓધિ સુધીના આ પાંચ ગુણ અર્થાત્ અભય, ચક્ષુ, માર્ગ, શરણ અને બોધિ અપુનર્બંધક આત્મામાં જ પ્રગટ થઈ શકે; કેમકે પુનર્બન્ધક જીવ એ પામી શકતો નથી. અપુનર્બન્ધક એટલે મિથ્યાત્વાદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ જે હવે સંસારકાળમાં કદી બાંધવાનો નથી તે. એવા આત્માનાં સુલક્ષણો પૂર્વે કહ્યાં છે, જેમકે તીવ્ર ભાવે પાપ ન કરે, ઘોર સંસાર પર બહુમાન–આસ્થા–પક્ષપાત ન ધરે, સર્વત્ર ઔચિત્ય જાળવે. આ ગુણો કેવા આત્મસાત્ કરી અનાદિ–અશુદ્ધ આત્માનું કેવું પરિવર્તન કર્યું હશે, કેવો એને હચમચાવી મૂક્યો હશે કે હવે એ યાવત્ સંસારકાળ મિથ્યાત્વાદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમ વગેરે નહિ બાંધવાનો ! પતન થાય તો પણ નહિ ! આવો અપુનર્બંધક આત્મા જ અભય ચક્ષુ વગેરે ગુણોનું સંપાદન કરી શકે.

**પાંચેમાં પૂર્વ–ઉત્તરમાં કારણ–કાર્યભાવઃ–**

પુનર્બંધક આત્મામાં આ ગુણોમાંથી કોઈ દા.ત. અભય, શરણ (શુશ્રૂષા), વગેરે કદાચ દેખાય તો તે ગુણાભાસ છે, વાસ્તવિક ગુણ નહિ; કેમકે અહીં તો એ વ્યવસ્થિત થઈ ગયેલું છે કે આ અભયાદિ પાંચમાં પૂર્વપૂર્વનું કાર્ય છે ઉત્તર ઉત્તર ગુણ. પૂર્વ પૂર્વનો ગુણ આવે એ જ ઉત્તર ઉત્તર ગુણને ઉત્પન્ન કરે, એ ઉત્તર ઉત્તર ગુણને ઉત્પન્ન કરે જ. એ રીતે ઉત્પન્ન થયેલા જ વાસ્તવિક ગુણ છે, તે સિવાયના નહિ; જેમકે, ખાલી નામ ગણાય કે અભયગુણ, પરંતુ એમાં અભયપણું નહિ, અભયનું સ્વરૂપ નહિ; કેમકે અભય પછી ચક્ષુ (ધર્મરુચિ) ઉત્પન્ન નથી થતી. સાચો અભયગુણ અર્થાત્ આત્મસ્વાસ્થ્ય હોય તો તો એ સાચું સ્વકાર્ય ચક્ષુ (ધર્મરુચિ)ને ઉત્પન્ન કર્યા વિના ન રહે. અપુનર્બંધક આત્માને સંસારનો તીવ્ર રાગ, પુદ્ગલાનન્દનો આવેશ વગેરે ઘટ્યા છે, તેથી જ આત્મા જે પેલા રાગ–આવેશમાં અસ્વસ્થ અસ્વસ્થ રહેતો હતો તે હવે કંઈક સ્વસ્થ બને છે; અને આવો બને તો સહજ છે કે ધર્મરુચિ જાગે જ. એ જ વાસ્તવ અભયમાંથી વાસ્તવિક ચક્ષુરૂપી કાર્ય થયું. એમ સાચી ચક્ષુ પણ માર્ગગુણને ઉત્પન્ન ન કરે એવું બને નહિ. માર્ગ એટલે આગળ તત્ત્વ જિજ્ઞાસાએ પહોંચવામાં જરૂરી કર્મક્ષયોપશમ. સાચી ધર્મરુચિ એને ઉત્પન્ન કરી આપે જ, અને એ રીતે આત્મા આગળ આગળ વિકાસ પામતો જાય. માર્ગ પણ શરણ–તત્ત્વજિજ્ઞાસારૂપી કાર્ય ન કરી આપે એ બને નહિ. એમ શરણથી બોધિરૂપી કાર્ય થાય જ. આ ક્રમ છે, એટલે હવે એ વાત રહેતી નથી કે વચલો એકાદ ગુણ દેખાતો હોય છતાં ય પૂર્વનો ગુણ ન ય હોય. અહીં તો અભય પહેલાં લાવો, એ એવું લાવો કે એમાંથી ચક્ષુગુણ પ્રગટ થાય જ. પહેલું દૂધ લાવો પછી જ દહીં–માખણ–ઘી વગેરે બનતાં આવે.

જ્યારે અભયાદિ પાંચમાં પૂર્વોત્તરનો કારણ–કાર્યભાવ છે, અને એ ગુણો અપુનર્બન્ધક આત્મા જ પ્રાપ્ત કરી શકે છે, ત્યારે એ ફલિત થાય છે કે મિથ્યાત્વાદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા આત્માથી

માંડીને ગ્રન્થિદેશ સુધીની સ્થિતિ પ્રાપ્ત કરનાર જીવોમાં એ અભયાદિ ગુણો હોઇ શકતા નથી. હાં, કૃત્રિમ ગુણ તો એ અનેક વાર ધારણ કરે છે, પરંતુ નામ માત્રથી; બાકી એમાં ગુણરૂપતા નહિ, વાસ્તવિક અભયભાવ, ચક્ષુભાવ વગેરે નહિ. કારણ આ જ કે તે તે ગુણમાં, તેના તેના જે કાર્ય ઉપર બતાવ્યા, એ ઉત્પન્ન કરવાની યોગ્યતા નથી. આભાસ રૂપ અભયગુણ ચક્ષુને ન પેદા કરે, આભાસ રૂપ ચક્ષુ માર્ગને ઉત્પન્ન ન કરે.... વગેરે. એનો તેવો સ્વભાવ જ નહિ.

**ગ્રન્થિદેશની કર્મસ્થિતિ એટલે ? :-**

અહીં કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિવાળાથી માંડીને નીચે ગ્રન્થિદેશ સુધીની સ્થિતિવાળા જીવોમાં અભયાદિ ગુણો ન હોવાનું કહ્યું, તે સંબંધમાં સ્થિતિનું સ્પષ્ટીકરણ આ છે. 'સ્થિતિ' એટલે આત્મા પર બંધાયેલ કર્મપુદ્ગલોનો સ્થિતિકાળ; અર્થાત્ કેટલા સમય સુધી ટકે એવું આ કર્મ નક્કી થયું તે. તેમાં ઉત્કૃષ્ટ કષાયસંક્લિષ્ટ અવસ્થાને લીધે મિથ્યાત્વકર્મની ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિ બંધાય છે. મધ્યમ સંક્લિષ્ટ અવસ્થામાં મધ્યમ સ્થિતિ બંધાય છે. હવે જ્યાંસુધી આત્મા પર બંધાયેલ કર્મોની એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ રહે છે ત્યાંસુધી તો જીવ ગ્રન્થિદેશથી દૂર ગણાય છે. એ એક કોડાકોડીમાં ય એકેક સમય ઓછો થાય ત્યારથી માંડી અંતઃકોડાકોડી સ્થિતિ કહેવાય. એમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળની સ્થિતિ ઓછી થાય ત્યારની જે અંતઃકોડાકોડી સ્થિતિ થઈ, તે સ્થિતિ તો ઉપરની વધુ સ્થિતિવાળા કર્મ ભોગવાઇને સહેજે થઈ, યથાપ્રવૃત્ત થઈ. માટે એ યથાપ્રવૃત્તકરણથી એટલી સ્થિતિએ જીવ આવ્યો કહેવાય. એ સ્થિતિના સ્થાનને ગ્રન્થિસ્થાન, ગ્રન્થિદેશ કહેવાય. કરણ એટલે જીવની તથાવિધ પરિણતિ, પરિણામ, કે જે કર્મનાં બંધન, સંક્રમણ, ઉદીરણા, ઉપશમના, ક્ષપણા કરે છે.

**ગ્રન્થિદેશ એટલે** ઘન રાગદ્વેષના ઉદયનો પરિણામ, એવો ઘન કે જેને ઓળંગીને અર્થાત્ અપૂર્વ-સ્થિતિઘાતાદિ કરાવે એવા મંદ કરીને આગળ વધવાનું અત્યન્ત કઠિન છે. એમ તો એનાથી તીવ્ર પણ રાગદ્વેષના પરિણામ છે, પરંતુ એમાં જીવ મંદતા-તીવ્રતા યાને ગમનાગમન-ઉલ્લંઘન કરે છે, જ્યારે આ ગ્રન્થિદેશના રાગદ્વેષના પરિણામ ઓળંગીને આગળ તેથી મંદ અર્થાત્ અપૂર્વ સ્થિતિઘાતાદિ કરાવે એવા રાગદ્વેષના પરિણામ પર ઉતરવું અત્યંત કઠિન હોય છે. એ ગ્રન્થિ વાંસની ગાંઠની જેમ અત્યન્ત દુર્ભેદ્ય હોય છે. એ ગ્રન્થિનો ભેદ કરવા માટે અપૂર્વ વીર્ય-પરાક્રમ અર્થાત્ અપૂર્વકરણ કરવું પડે છે. તે કરનારા જીવ બહુ ઓછા, એટલે ઘણા તો ગ્રન્થિદેશે આવી પાછા ચાલ્યા જાય છે અર્થાત્ પાછા એનાથી વધુ તીવ્ર રાગદ્વેષના પરિણામમાં ચઢી જાય છે.

**સૈદ્ધાન્તિક મતે** અનાદિ કાલથી ગ્રન્થિદેશ સુધી આવવામાં યથાપ્રવૃત્ત કરણ પ્રવર્તે છે. કહ્યું છે. 'तत्र येनानादिसंसिद्धप्रकारेण प्रवृत्तं यथाप्रवृत्तं क्रियते कर्मक्षपणमनेनेति'—જે અનાદિસિદ્ધ પ્રકારે કર્મ ખપવાની ક્રિયા સહેજે પ્રવર્તમાન કરાય તેનું નામ **'યથાપ્રવૃત્ત-કરણ.'** અભવ્ય જીવ જેવાને કે પણ આવું કર્મ-ક્ષપણારૂપ યથાપ્રવૃત્તકરણ અનાદિકાળથી ચાલુ છે. એમાં જેના પર આગળ અપૂર્વકરણ કરાય તે ચરમ યથાપ્રવૃત્તકરણ કહેવાય. એનો છેલ્લો ઘન રાગદ્વેષ પરિણામ એ ગ્રન્થિદેશ; એને અપૂર્વ ઉત્સાહ-વીર્યથી લંઘી જાય અર્થાત એવો મંદ બનાવી દે કે ત્યાં અપૂર્વ સ્થિતિઘાત વગેરે કરે ત્યારે ગ્રન્થિભેદ કર્યો ગણાય. એ કરનાર ઉત્સાહ-વીર્યયુક્ત જીવના વિશુદ્ધ પરિણામને અપૂર્વકરણ કહે છે. એનાથી પૂર્વે કદી નહિ કરેલ અપૂર્વ સ્થિતિઘાત, રસઘાત વગેરે કરે છે. બાદ, અનિવૃત્તિકરણ કરાય છે. (જુઓ પરમતેજ ભા-૧.) અહીં કોઇ જીવ તેવા અધ્યવસાય દ્વારા મિથ્યાત્વ મોહનીય કર્મનો સર્વથા ઉપશમનો યત્ન કરે તે ઉપશમ સમ્યક્ત્વ પામવાનો. બીજા જે તથાવિધ અધ્યવસાયબળે મિથ્યાત્વ કર્મનું સંશોધન કરી એના શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ એવા ત્રણ પુંજ કરે છે, તેને એ શુદ્ધ કર્મ પુદ્ગલના ઉદયથી

ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. અંતઃકોડાકોડી સ્થિતિના જે આંક પર પહોંચતાં સમ્યક્ત્વ મળે. એમાંથી પણ પલ્યોપમપૃથક્ત્વ સ્થિતિ ઓછી થાય ત્યારે દેશવિરતિ- ભાવ પ્રાપ્ત થાય. એમાંથી પણ સંખ્યાતા સાગરોપમ ઘટે ત્યારે સર્વવિરતિ પ્રાપ્ત થાય. એમાંથી પણ સંખ્યાતા સાગરોપમ ઘટે ત્યારે ઉપશમશ્રેણિ પ્રાપ્ત થાય, એમાંથી પણ સંખ્યાતા સાગરોપમ ઘટે ત્યારે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય.

**કાર્મગ્રન્થિક મતે** યથાપ્રવૃત્તકરણ શરૂ થતાં પહેલાં એક **'પૂર્વવિશુદ્ધિ'ની** ભૂમિકા સર્જાય છે. એમાં આત્મા પૂર્વે કષાયોના—રાગદ્વેષના સંક્લેશમાં જે હતો તેમાં મંદતા થઈ વિશુદ્ધ પરિણામવાળો બને છે. વિશુદ્ધિ એટલે રાગદ્વેષની મંદતા. એ વિશુદ્ધિ સમયે સમયે અનંતગુણ થતી જાય છે. એમાં નવો સ્થિતિબંધ અંતર્મુહૂર્તે અંતર્મુહૂર્તે પલ્યોપમના સંખ્યાતમા ભાગ જેટલો ન્યૂન કરે. (૧) પછી જ્યારે એ વિશુદ્ધિ એવા ક્રમથી વધે છે કે પહેલા સમયની જઘન્ય વિશુદ્ધિ કરતાં બીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી વધારે હોય, અને બીજા કોઈ જીવની અપેક્ષાએ ૧લા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ તે ભાગના અંતિમ સમયની જઘન્ય વિશુદ્ધિ કરતાં અનંતગુણી હોય ત્યારે આ ૧લા સમયે યથાપ્રવૃત્તકરણ શરૂ થયું ગણાય. આને પૂર્વકરણ પણ કહેવાય છે, કેમકે એ પહેલું પ્રવર્તનારૂં કરણ છે. આ કરણ અંતર્મુહૂર્ત કાળ સુધી ચાલે છે. એટલા કાળના સંખ્યાતા ભાગ કલ્પીએ, તો પહેલા સંખ્યાતમા ભાગ જેટલા કાળમાં ઉપર કહ્યું તેમ સમયે સમયે પૂર્વ પૂર્વ સમય કરતાં જઘન્ય વિશુદ્ધિ અનંતગુણ થતી ચાલે છે. એમાં છેલ્લા સમયની જઘન્ય વિશુદ્ધિ એટલી માત્રા સુધી પહોંચે છે કે એના કરતાં આ ભાગમાંના જ પહેલા સમયની બીજા કોઈ જીવની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી હોય; અને આ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ કરતાં, અનંતગુણી વિશુદ્ધિ હવે શરૂ થનારા દ્વિતીય સંખ્યાતમા ભાગકાળના પ્રથમ સમયમાં જઘન્ય તરીકે હોય. એના કરતાં અનંતગુણ જઘન્ય વિશુદ્ધિ બીજા સમયમાં હોય.... એમ છેલ્લા સમયમાં એટલી માત્રાની જઘન્યવિશુદ્ધિ થાય કે એના કરતાં આ જ દ્વિતીય સંખ્યાતમા ભાગના પ્રથમ સમયની બીજા કોઈ જીવની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી હોય, અને એના કરતાં અનંતગુણી હવે શરૂ થનાર ત્રીજા સંખ્યાતમા ભાગના પહેલા સમયમાં જઘન્ય વિશુદ્ધિ હોય.... આમ છેલ્લા સંખ્યાતમા ભાગના ચરમ સમય સુધી ચાલે. ત્યાં યથાપ્રવૃત્તકરણ પૂર્ણ થાય. એમાં સ્થિતિબંધ 'પૂર્વવિશુદ્ધિ'ની જેમ જાણવો.



(૨) **અપૂર્વકરણ** યથાપ્રવૃત્તકરણ પૂરૂં થતાં જ શરૂ થાય છે. આમાં વિશુદ્ધિ ૧લા સમયના જઘન્ય કરતાં બીજા જીવની અપેક્ષાએ એની જ ઉત્કૃષ્ટી અનંતગુણ હોય છે. એના કરતાં રજા સમયની જઘન્ય અનંતગુણ હોય છે. એથી ય અનંતગુણ વિશુદ્ધિ આ જ સમયની અન્ય જીવની અપેક્ષાએ ઉત્કૃષ્ટ તરીકે હોય છે. એમ છેલ્લા સમય સુધી સમજવું. આ કરણમાં પૂર્વોક્ત પાંચ અપૂર્વ પૈકી એક ગુણસંક્રમ વિના ચાર અપૂર્વ બને છે. ગુણસંક્રમ એટલે સમયે સમયે અસંખ્યગુણ અસંખ્યગુણ ક્રમથી વધતું સંક્રમણ. પરંતુ તે અબધ્યમાન પૂર્વબદ્ધ અશુભ પ્રકૃતિનું બધ્યમાન સજાતીય શુભ પ્રકૃતિમાં થાય. પ્રસ્તુતમાં તો અશુભ મિથ્યાત્વમોહનીય કર્મપ્રકૃતિ બધાય છે તેથી ગુણસંક્રમનો પ્રસંગ નથી. બાકી અપૂર્વ સ્થિતિઘાત—રસઘાત—ગુણશ્રેણિ—સ્થિતિબંધ અહીં બને છે. (૧) અપૂર્વ સ્થિતિઘાત—એકેક અંતર્મુહૂર્તે સત્તાગત મિથ્યાત્વ કર્મની સ્થિતિમાં જઘન્યથી પલ્યોપમ—સંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા સાગરોપમ જેટલો ઘાત થાય. એમ (૨) અપૂર્વ **રસઘાતમાં** પ્રતિ—અંતર્મુહૂર્તે આયુઃકર્મ સિવાય સર્વ અશુભ પ્રકૃતિનો સત્તાગત રસ અનંતગુણ—અનંતગુણ હીન થતો આવે. (૩) **ગુણશ્રેણિમાં** સ્થિતિઘાત અને અપવર્તના કરીને નીચે લાવેલા કર્મપુદ્ગલો ઉદય સમયથી અંતર્મુહૂર્ત સુધીના સમયોમાં અસંખ્યગુણ—અસંખ્યગુણ પ્રમાણમાં ગોઠવાતા આવે. (૪) **અપૂર્વ સ્થિતિબંધ** પ્રતિ—અંતર્મુહૂર્તે પૂર્વબંધ કરતાં પલ્યોપમ—સંખ્યાતમા ભાગ જેટલો ઓછો ઓછો થતો આવે.

(૩) અનિવૃત્તિકરણ અપૂર્વકરણ પૂર્ણ થયા પછી શરૂ થાય. એમાં ય અપૂર્વ સ્થિતિઘાતાદિ ચાલુ રહે. પરંતુ ફરક એ છે કે (i) અપૂર્વકરણમાં એક સાથે પ્રવેશેલા જીવોની પ્રતિસમયની અધ્યવસાય-વિશુદ્ધિમાં તરતમતા હોય. અર્થાત્ એક જીવની વિશુદ્ધિમાત્રા કરતાં બીજા જીવની વિશુદ્ધિ સંખ્યાતગુણ અધિક, યા અસંખ્યાતગુણ અધિક, યા અનંતગુણ અધિક કે સંખ્યાતમા ભાગે હીન, યા અસંખ્યાતમા ભાગે હીન અથવા અનંતમા ભાગે હીન હોય. (આ છને ષટ્ગુણ હાનિવૃદ્ધિ કહે છે.) ત્યારે, (ii) અનિવૃત્તિકરણમાં સાથે પ્રવેશેલા જીવોને દરેક ઉત્તરોત્તર સમયે અનંતગુણ અનંતગુણ વિશુદ્ધિ વધે, છતાં તે તે સમયમાં રહેલા તે જીવોને વિશુદ્ધિમાત્રા સમાન હોય. દરેકને સમયે સમયે પૂર્વ પૂર્વ કરતાં સમાન અનંતગુણ વિશુદ્ધિ થતી જાય.

(૪) અંતરકરણ કરવાની ક્રિયા અનિવૃત્તિકરણનો એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે શરૂ થાય છે, અને એક સ્થિતિબંધના કાળમાં સમાપ્ત થયા છે. 'અંતરકરણ' એટલે મિથ્યાત્વ જે ભોગવાતું આવ્યું છે તેમાં આ ક્રિયા પછી આગળ અંતર્મુહૂર્ત કાળ તદ્દન મિથ્યાત્વના ઉદય વિનાનો આવવાનો છે તે. ત્યાં સ્થિતિ પાકે એવું કોઈ મિથ્યાત્વકર્મ-પુદ્ગલ જ નહિ. બાકી તે પછી સ્થિતિ પાકે એવા મિથ્યાત્વકર્મપુદ્ગલ સત્તા (સિલિક)માં પડેલા છે. આ રીતે જોતાં અંતરકરણ એટલે એક ખાલી જગા. એની પૂર્વની સ્થિતિ અને પછીની એમ બે ભાગ પડ્યા. હવે એ અંતરકરણ કાળમાં કોઈ જ મિથ્યાત્વકર્મ ઉદયમાં નહિ આવવાનું કારણ એ છે કે એ કાળમાં જ સ્થિતિ પાકે એવા મિથ્યાત્વકર્મપુદ્ગલોને, અનિવૃત્તિકરણના અંતિમ સંખ્યાતમા ભાગના અતિ વિશુદ્ધ અધ્યવસાયના બળે, અંતરકરણની પૂર્વની અને પછીની સ્થિતિવાળા મિથ્યાત્વકર્મપુદ્ગલોના ભેગા નાખવામાં આવે છે, અર્થાત્ અપવર્તના-ઉદ્વર્તના કરવા દ્વારા તે પૂર્વોત્તર સ્થિતિવાળા બનાવી દેવાય છે. જેથી તે ત્યાં જ ભોગવાય. અનિવૃત્તિકરણના અંતિમ સંખ્યાતમા ભાગના પ્રારંભમાં પ્રત્યેક સમયે આ કાર્ય ચાલે છે. એથી અંતરકરણ કાળનાં બધાં મિથ્યાત્વકર્મપુદ્ગલો ખેંચી લેવાયાં આવે છે. આ કુલ ક્રિયાને અંતરકરણ કરવાની ક્રિયા કહેવાય, અને તે અનિવૃત્તિકરણના ચરમ ભાગના પ્રારંભે છે. એ ક્રિયા સમાપ્ત થયા પછી શેષ અનિવૃત્તિકરણકાળમાં ઉપરની સ્થિતિના મિથ્યાત્વપુદ્ગલોને ઉપશાંત કરે છે. અનિવૃત્તિકરણ પૂરૂ થતાં જ હવે કોઈ જ મિથ્યાત્વકર્મપુદ્ગલ ભોગવવાનું હાલ રહ્યું ન હોવાથી અંતરકરણ અર્થાત્ આંતરૂં (ખાલી જગા) શરૂ થાય છે. આ અંતરકરણના **પ્રથમ** સમયે જીવ **ઉપશમ સમ્યક્ત્વ** પામે છે. ત્યાં જ તે સિલિક (સત્તા)માં રહેલા બધા મિથ્યાત્વકર્મપુદ્ગલોનું સંશોધન કરી પૂર્વે કહ્યા મુજબ ત્રણ પુંજ કરે છે. એમાં જો ઉપશમ સમ્યક્ત્વનો અંતર્મુહૂર્ત કાળ પૂર્ણ કરીને શુદ્ધ પુંજ સમ્યગ્મોહનીય ઉદયમાં લાવે તો ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રગટ થાય, અર્ધશુદ્ધ-મિશ્ર મોહનીય ઉદયમાં લાવે તો મિશ્રભાવ, અને અશુદ્ધ-મિથ્યાત્વ મોહનીય ઉદયમાં લાવે તો મિથ્યાત્વ પ્રગટ થાય.

(૯૦-) योग्यता चाफलप्राप्तेस्तथाक्षयोपशमवृद्धिः लोकोत्तरभावामृतास्वादरूपा वैमुख्यकारिणी विषयविषाभिलाषस्य। न चैतदपुनर्बन्धकमन्तरेणेति भावनीयम्।

**અર્થ:-(આ અભયાદિની પોતપોતાનું કાર્ય પેદા કરવાની) યોગ્યતા કાર્યપ્રાપ્તિ સુધી થતી કાર્યને અનુકૂળ ક્ષયોપશમની વૃદ્ધિ સ્વરૂપ છે. એમાં (ઔદાર્ય દાક્ષિણ્ય વગેરે) લોકોત્તર ભાવરૂપી અમૃતનો આસ્વાદ હોય છે; અને એ વિષસમા ઇન્દ્રિય વિષયોની અભિલાષાથી પરાઙ્મુખ કરાવનાર બને છે. અપુનર્બન્ધક સિવાય (અન્યને) આ યોગ્યતા-ક્ષયોપશમવૃદ્ધિ નથી હોતી એ (અભયાદિના ફળ-સ્વરૂપ-હેતુ પરથી) વિચારવું યોગ્ય છે.**

વિવેચન:—

ઉપર કહી આવ્યા કે ગ્રન્થિદેશ સુધીના આભાસ રૂપ અભયાદિ ગુણ સ્વોત્તર ચક્ષુ આદિ ગુણને ઉત્પન્ન કરી શકતા નથી, પણ ગ્રન્થિભેદ પછીના અભય વગેરે ગુણ તે કરી શકે છે; કેમકે

એનામાં તેવો સ્વભાવ, તેવી યોગ્યતા છે. તો પ્રશ્ન થાય છે કે આ યોગ્યતા પદાર્થ શો છે? ઉત્તર એ છે કે ચક્ષુગુણ માર્ગગુણ વગેરે કાર્ય થવામાં અનુકૂળ થાય એવી જે ક્ષયોપશમવૃદ્ધિ, એ અભયાદિમાં યોગ્યતા છે. પુનર્બન્ધક જીવોને આવો ક્ષયોપશમ હોતો નથી. અલબત્ત એને ક્યારેક સામાન્ય વિશુદ્ધિ પ્રાપ્ત થાય, પરંતુ એની કશી કિંમત નથી. ત્યારે અપુનર્બન્ધક જીવને જે વિશુદ્ધ પરિણામ જાગે છે, એથી કર્મોનો ક્ષયોપશમ–અર્થાત્ અમુક પ્રકારનો નાશ પ્રાપ્ત થાય છે. એ પાછો વધતો ચાલે છે, તેથી જ અભયાદિ ગુણો પોતાની ઉપર ઉપરના ગુણોને ઉત્પન્ન કરતા આવે છે. મિથ્યાત્વ અને કષાય મોહનીય કર્મના ક્ષયોપશમ કર્યા અને વધારતાં ચાલ્યા વિના આગળ ચઢાય–વધાય એવું નથી. ઉપરની ગુણ-કક્ષાના બાધક આ મિથ્યાત્વ અને કષાયાવેશ; એ જબરદસ્ત દોષ છે, એ દબાવ્યા વિના ઉપલી કક્ષાના ગુણો શી રીતે ચઢાય ?

ત્યારે એ પણ વાત છે કે વિશુદ્ધ અધ્યવસાયની ધારા વધારતા જવાય તો જ કર્મ–ક્ષયોપશમ વધતો ચાલે. એ માટે ઔદાર્ય, દાક્ષિણ્ય, પાપ-જુગુપ્સા, નિર્મળ બોધ અને જનપ્રિયત્વ, એ પાંચ ગુણ કેળવવા જરૂરી છે. ષોડશક શાસ્ત્રમાં આને લોકોત્તર ભાવ કહ્યો છે. અહીં લલિતવિસ્તરામાં પણ કહ્યું કે અભયાદિ પાંચમાં ઉત્તરગુણજનન-સામર્થ્ય કે જે કર્મક્ષયોપશમવૃદ્ધિરૂપ છે, તે લોકોત્તર ભાવરૂપી અમૃતના આસ્વાદરૂપ છે; અર્થાત્ એ ક્ષયોપશમ વૃદ્ધિ પામતાં ઔદાર્ય, દાક્ષિણ્ય, આદિ લોકોત્તરભાવોનો અમૃત–સ્વાદ આપે છે. એ તો જ બને કે જો ઔદાર્યાદિ ગુણો કેળવતા આવ્યા હોઈએ. આને અમૃતસ્વાદ એટલા માટે કહે છે કે એથી ઇંદ્રિયવિષયોની અભિલાષાનું વિષ ઉતરી જાય છે. તેથી વિષયોના તામસી આનંદને બદલે ઔદાર્યાદિનો સાત્વિક આનંદ આવે છે. તુચ્છ વિષયો પ્રત્યે આકર્ષણ, એની જ લગની અને ઝંખના એ બધું તો ઝેર સમું છે, આત્માના ભાવપ્રાણનો નાશ કરે છે. એટલે જ ઔદાર્ય આદિ ગુણોની કેળવણી પણ એવી કરતાં આવવી પડે કે સાથે સાથે વિષયાસક્તિ ઓછી થતી આવે, વિષયસુખના પક્ષપાત નાબૂદ થઈ જાય. એ વસ્તુ 'વિષયસુખને મહત્ત્વ આપવું એ નિર્બુદ્ધિક કીડા–મંકોડા અને પશુ–પંખીની ખાસિયત છે, બુદ્ધિશાળી માનવની નહિ' આ વિચાર ગંભીરપણે કરવાથી સહેજે બની શકે.

**સમ્યગ્દર્શન માટે કેટકેટલું જરૂરી ?** :– આ ઉપરથી એ જોવા જેવું છે કે બોધિ યાને સમ્યક્ત્વ પામવા પૂર્વે કેટકેટલી સુંદર પરિસ્થિતિ આત્મામાં ઊભી કરવી અતિ આવશ્યક છે. દા.ત. (૧) વિશુદ્ધ અધ્યવસાય દ્વારા મિથ્યાત્વાદિ કર્મનો ક્ષયોપશમ, (૨) ઔદાર્ય–દાક્ષિણ્ય–પાપજુગુપ્સા–નિર્મળ બોધ અને પ્રાયઃ જનપ્રિયત્વ, એ લોકોત્તર ભાવોની સિદ્ધિ, (૩) વિષયસુખની લગનીની નિવૃત્તિ, એમ ધર્મ–અરુચિ, ક્રોધની ખણજ અને દૃષ્ટિસંમોહની નિવૃત્તિ, (૪) અભય અર્થાત્ આત્મસ્વાસ્થ્ય આદિ ગુણો યાવત્ શરણ–તત્ત્વજિજ્ઞાસા સાચી શુશ્રૂષા–શ્રવણ વગેરે, આ બધું મેળવવું પડે.

**લોકોત્તર ભાવો :– ૧ ઔદાર્ય– ૨ દાક્ષિણ્ય– ૩ પાપજુગુપ્સા– ૪ નિર્મળ બોધ– ૫ જનપ્રિયત્વ.**

ગ્રંથકાર મહર્ષિએ અહીં લલિતવિસ્તરામાં સામાન્ય રૂપે અને ષોડશક ગ્રંથમાં વિશેષ રૂપે લોકોત્તર ભાવો અને પાપવિકારોનું વર્ણન કરી એ સૂચવ્યું છે કે જીવનઉત્થાન કે આત્મોત્થાન કરવા ચાહતા હો તો આ જ પ્રાથમિક અને સુંદર ઉપાય છે કે લોકોત્તર ભાવ આદરી ભાવઆરોગ્ય મેળવો અને પાપવિકારો છોડો. આનું કારણ એ છે કે જીવનની યા આત્માની અધોગતિ–અવનતિ આંતરિક ભાવના આરોગ્યના અભાવે છે, રોગિષ્ઠ ભાવથી નીપજતા પાપવિકારોને લીધે છે. આમાંથી ઊંચે આવવા માટે, ઉત્થાન કરવા માટે, ભાવનું આરોગ્ય અને પાપવિકારોનો નાશ કરવો જોઇએ.

**લૌકિકભાવો** :–ભાવનું આરોગ્ય તો જ થાય કે લૌકિક અશુભ ભાવો પડતા મૂકી લોકોત્તર શુભભાવ અપનાવવામાં આવે. ક્ષુદ્રતા–કૃતઘ્નતા–અનુચિત વર્તન, સ્વાર્થ–સ્વચ્છંદતા, પાપરતિ, અજ્ઞાનતા–મૂઢતા અને નિષ્ઠુરતા એ લૌકિક ભાવ

છે. એની સામે ઔદાર્ય-દાક્ષિણ્યાદિ એ લોકોત્તર ભાવ છે.

(૧) **ઔદાર્ય માટે પહેલું તો તુચ્છપણું છોડવું પડે.** જીવનો અનાદિનો ચાલી આવતો તુચ્છ ક્ષુદ્ર સ્વભાવ હવે પડતો મૂકવો પડે. પ્રસંગ પ્રસંગ પર હલકટ વિચાર ઝટ સ્ફુરી આવે છે, અડધી રાતે બારણું ખખડ્યું ત્યાં મનને ઝટ થાય છે કે 'કોણ હરામી છે?' અથવા 'અત્યારે વળી કોણ આ પજવવા આવ્યું છે?' આ હરામી અને પજવનારની કલ્પના તુચ્છ છે, ક્ષુદ્ર મનના ઘરની છે, પછી ભલેને આવનાર સારો શાહુકાર અને લાભ કરાવવા આવેલો નીકળે! નોકર જરા મોડો આવ્યો, વેપારીએ જરા ભાવ વધુ લીધો, ત્યાં સીધા 'લુચ્ચા, હરામખોર' વગેરે ટાઈટલ આપી બડબડાટ શરૂ થઈ જાય છે. વળી સ્વાર્થ દેખાય ત્યાં અધમ ઉપાયનો પણ સંકોચ નથી રહેતો! આ બધી સહસિદ્ધ તુચ્છતા યાને ક્ષુદ્ર હૃદયનું પરિણામ છે. ઔદાર્ય લાવવા માટે હવે એને અટકાવી ઉમદા સૌમ્ય વાણી, ઉમદા વિચાર અને ઉદાર વર્તાવ કરવો જોઈએ. 'બારણું ખખડ્યું તો 'અહો! કોણ ભાગ્યશાળી છે?' વેપારીએ ભાવ જરા વધુ લઈ લીધો તો 'ભલે બિચારો રળે, આપણે કાંઈ આટલામાં તૂટી જવાના નથી.' અથવા 'બિચારો! ઠગાઈમાં કમાયો શું બહુ? અને પાપ કેટલું બધું બાંધ્યું?' મનમાં એવી દયા ઉઠે. એમ સ્વાર્થ માટે પણ હલકા ઉપાયની સૂગ કરવી જોઈએ. નિંદા, વિકથા, ચુગલી, તેમ હલકટ વાંચન, અધમના સંસર્ગ, વગેરે ટાળવા પડે, કેમકે એ ક્ષુદ્રતા લાવનારા છે. એ ટાળી ઉત્તમ સત્સંગ, સદ્વાંચન, ગુણકથા, ઉત્તમ ઉપાયો વગેરેના સેવનથી દિલમાં ઉદારવૃત્તિ ઘડાય.

**ઔદાર્ય માટે વળી ઔચિત્યની બહુ જરૂર છે.** વડિલજનો અને દીનહીન દુઃખિયારા પ્રત્યે ઉચિત વર્તાવ, વડિલ જનોમાં ઉપકારી પણ હોય તેમના પ્રત્યે કૃતજ્ઞતાના પાલન રૂપે ઉચિત સેવા જરૂર જોઈએ. કૃતઘ્ન માણસમાં ધર્મનો જ્યાં પાયો જ નથી જામતો પછી ઇમારતની ક્યાં વાત? ઉપકારી સિવાય પણ બીજા વડિલો પ્રત્યે બોલ-ચાલનો ઉચિત જ વ્યવહાર જોઈએ. ઉપરાંત દીન-અનાથ =નિરાધાર તેમજ દુઃખગ્રસ્તની પ્રત્યે પણ અવસરોચિત શક્ય ઉપાયે ઉચિત પ્રવૃત્તિ જાળવવી જરૂરી છે. આ બધું સાચવવાથી દિલમાં ઉદાર પરિણામ, ઉદારવૃત્તિ, ઔદાર્ય કેળવાય છે. એ લોકોત્તર ભાવ પ્રગટે પછી લોકોત્તર સમ્યક્ત્વ-ધર્મનો મર્મ અનુભવાય.

(૨) **દાક્ષિણ્ય માટે બીજાનું કાર્ય કરવા તરફ ઉત્સાહ બન્યો રાખવો જોઈએ, અર્થાત્ સેવાનો ઉત્સાહ.** એ રખાય તો જ અવસર મળ્યે ઝટ બીજાનું કાર્ય કરવામાં પાછી પાની નહિ થાય. અને સામા પ્રત્યે દાક્ષિણ્ય વ્યક્ત થશે. બેશરમ માણસ તો તેવા અવસરે આંખમિંચામણા કરવાનો, 'આપણે તે કેટલે પહોંચીએ? અને શું નવરા બેઠા છીએ તે બધાનું કરતા ફરીએ?' આવા હલકા ધોરણમાં અટવાવાનો. વિચારવું તો એ જોઈએ કે સ્વાર્થરક્ત તો કોણ નથી હોતું? કૂતરા-બિલાડા ય જાતનું તો સંભાળવામાં શૂરા હોય છે. માનવભવ એટલે તો ઊંચા સ્તર પર બેઠક! ત્યાં પોતાનો સ્વાર્થ ગૌણ કરી બીજાની સેવા કરવાની ધગશ જોઈએ. જગતમાં સેવા કરનારા તો મહાન પુરુષો બની ગયા. વળી આપણને આપણા પ્રત્યે બીજા કેવું વર્તે તો ગમે? સેવાકારી. માટે જ સેવામાં ઉત્સાહી રહેવું જોઈએ. પહેલાં મન મારીને પણ એ કરતાં કરતાં પછી તો એનો રસ જાગે છે, પરનાં કાર્ય કરવામાં વિશિષ્ટ આનંદ આવે છે.

**દાક્ષિણ્ય માટે બીજું જરૂરી એ છે કે ગંભીર, ધીર અને સ્થિર બનવું.** ગંભીરતા એટલે બીજાના ગુણદોષ પચાવી જાણવા તે. ગુણ પચાવવા એટલે કદર કરવી, દોષ પચાવવા એટલે ઉકળી ન ઉઠવું, બહાર ન બાફવું. એ જો ન હોય તો બીજાનું કાર્ય કરવાનો અવસર આવ્યે દાક્ષિણ્યથી પણ એ કરવાનું એના દોષથી ઉકળી ઉઠેલું મન ના પાડશે. અન્યોન્ય વસ્તુ છે, કોઈનું દાક્ષિણ્ય. સરખુ જળવાય, તો એની રહસ્યમય બાબત અંગે ગાંભીર્ય જાળવી શકાય; અને ગંભીર રહેવાની ટેવ પાડી

હોય તો બીજાની ગુપ્ત વાત બહાર ન પ્રકાશી એનું દાક્ષિણ્ય જાળવી શકાય. **ગંભીર માણસ** વસ્તુનો કે પ્રસંગનો ઉંડાણથી વિચાર કરનારો હોય. એય જરૂરી છે. ઉપલકિયો વિચાર અનર્થ કરે એવો સંભવ છે.

**ધીરતા એટલે** આપત્તિ, પ્રતિકૂળતા, અગવડ કે અણગમતું આવે ત્યાં ખળભળી ન ઉઠવું, પરંતુ એને શાંતિથી સહન કરી લેવું તે. આકુળવ્યાકુળ થવું એ તો અધીરાઈ—અધૈર્ય છે. શા માટે એમ કરવું ? કેમકે વસ્તુ બનવાની બને જ છે, યા બનવાનું બની ગયું છે, તો હવે તો શાંતિ રાખી એને વેઠી લેવું, પસાર કરવું એ જ શ્રેયસ્કર છે. તોજ ઉપકારીઓ, ગુણિયલ કે બીજાઓ તરફથી એવું કાંઇ આપણું પ્રતિકૂળ કે અણગમતું થતું દેખી એમના પ્રત્યેનું દાક્ષિણ્ય ઉઠી નહિ જાય, એમનું કાર્ય કરવાનો આપણો ઉત્સાહ મરી જશે નહિ.

**સ્થૈર્યઃ**-ગાંભીર્ય અને ધૈર્યની જેમ સ્થૈર્ય પણ જરૂરી છે; અર્થાત્ આપણાં કર્તવ્ય આપણી પ્રવૃત્તિ, આપણા ગુણો, એમાં સ્થિર રહેવું, પણ ચંચળ બની આઘાપાછા ન થવું. (૧) એક કાર્ય હાથમાં લીધું તો મનનો ઉપયોગ એમાં જ રાખવો. (૨) એમ આપણા માથે જે જવાબદારી હોય, આપણું જે સ્થાન હોય એને યોગ્ય વર્તાવ, મર્યાદા કે કર્તવ્યનું પાલન કરવું. (૩) કંઇક મનોવિપરીત બનતાં, સ્વીકૃતનું માથેથી ઉલાળિયું ન કરવું, ઉતારી ન નાખવું, તેમ તેનું વારંવાર વિસ્મરણ ન કરવું. પરંતુ એમાં સ્થિર, સ્થિતપ્રજ્ઞ રહેવું. (૪) પ્રવૃત્તિમાં સ્થિરતા. દા.ત. કોઇની સાથે વાત કરીએ ત્યાં ચિત્ત બીજે ભટકતું રહે તો કાંઇને બદલે કાંઇ બોલાઈ જાય, એમ બીજી કાર્યવાહીમાં અસ્થિરતાથી ભલીવાર ન આવે, માટે સ્થિરતાથી બોલવું, ચાલવું, વર્તવું. સ્થિરતા નહિ હોય તો પરનું કાર્ય લઇને બેઠા, પણ વચમાં આપણો સ્વાર્થ યાદ આવ્યો કે ઝટ ચંચળ બનાશે અને પરકાર્ય રખડશે, દાક્ષિણ્ય ઠેકાણે પડશે.!

તાત્પર્ય, આત્માની ઉન્નતિ માટે આ ગાંભીર્ય ધૈર્ય અને સ્થૈર્ય બહુ જરૂરી છે. એ દ્વારા દાક્ષિણ્ય ગુણનું ઘડતર પણ અતિ જરૂરી. તેથી સમ્યકત્વનાં લોકોત્તર તત્ત્વ ગંભીર-ધીર-સ્થિરભાવે અપનાવી શકાય.

(૩) **પાપ-જુગુપ્સા** એ ત્રીજો લોકોત્તર ભાવ, એ પણ પાયામાં જોઇએ. સમ્યકત્વની પરિણતિમાં તો 'મન મોક્ષે અને તન સંસારમાં'ની સ્થિતિ છે, ત્યાં જ્વલંત ધર્મરુચિ હોય; અને એ વસ્તુ તો જુગજુની પાપપ્રીતિ હટે તો જ બને. માટે પાપ-જુગુપ્સા કરી કરીને તેને હટાવવી પડે. એમાં શું કરવાનું ? આ જ, કે (૧) પૂર્વ ભવોમાં અને આ ભવમાં જે કોઈ પાપ આપણાથી આચરાઇ ગયાં, તેનો વિશુદ્ધ દિલથી અત્યંત ખેદ, પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરવાં, તથા પાપ અને પાપી સ્વાત્મા પર જુગુપ્સા, ઘૃણા, સૂગ, તિરસ્કાર કરવો. ('વિશુદ્ધ દિલે' એટલે ? બીજાની શાબાશી લેવા વગેરે આશયથી નહિ, કિંતુ પાપ ખરેખર ઘૃણાસ્પદ લાગે છે, સ્વાત્માને વિકારક-બગાડનાર લાગે છે માટે.) આ તો અતીત પાપ અંગેનું થયું. (૨) વર્તમાન પાપ પ્રસંગને પહેલેથી જ ઓળખી જઇ પાપથી દૂર રહેવાનું; અને (૩) ભાવી માટે 'ભવિષ્યમાં હું આ આ પાપ કરીશ' એવી ચિંતા નહિ કરવાની; કેમકે ભવિષ્ય માટે પણ પાપની કોઇ યોજના વિચારાય તો ત્યાં પાપજુગુપ્સા શાની કહેવાય ? ઘૃણા એટલે ઘૃણા, ભવિષ્યમાં ય ઘૃણિત વસ્તુ ન જોઇએ. એવી પાપઘૃણા હોય તો જ હૃદય સ્વચ્છ, પવિત્ર અને ધર્મયોગ્ય રહી શકે. એ લોકોત્તર ભાવ છે, પાપનો રસ એ લૌકિક ભાવ છે.અધમ ભાવ છે.

(૪) **નિર્મળ બોધ** નામના ચોથા લોકોત્તરભાવને સિદ્ધ કરવા માટે (૧) પહેલાં તો પોતાની મોહમૂઢ અજ્ઞાન મિથ્યાજ્ઞાનભરી દશા બદલ ભારે શરમ આવે, એનો ઉદ્વેગ થાય, કંટાળો આવે, અને તેથીજ વિશુદ્ધ દિલે અર્થાત્ કેવળ સ્વાત્મહિતાર્થે તત્ત્વ અને યથાર્થ મોક્ષમાર્ગ જાણવાની અને તે માટે ગુરુ પાસે જઇ સાંભળવાની અતીવ ઝંખના થાય. પછી ( ૨ ) યોગ્ય ગુરુ મહારાજની પાસે એ જ પવિત્ર આશયથી ઉપશમ-પ્રધાન શાસ્ત્ર સાંભળે.

**ઉપશમ-પ્રધાન શાસ્ત્ર** એટલે એવાં શાસ્ત્રો કે

જેમાં તત્ત્વ અને માર્ગનો બધો જ ઉપદેશ મિથ્યામતિ, વિષયાસક્તિ તથા કષાય–રાગદ્વેષાદિ દોષ-દુર્ગુણો–દુર્ભાવોને શમાવવાના જ એક માત્ર લક્ષ્ય તરફ લઇ જવાનો હોય. જેનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વો અને ઉંડામાં ઉંડા રહસ્યમય સિદ્ધાન્તો પણ સંભળાયા–જણાયા પછી સરવાળે એ અશુભ આત્મ–ભાવોનો ઉપશમ કરવા તરફ પ્રેરે. એવાં શાસ્ત્રનું શ્રદ્ધા, સંભ્રમ (અપૂર્વ પ્રાપ્તિનો હર્ષ) અને એકાગ્રતા સાથે શ્રવણ કરે, અક્ષરશઃ ગ્રહણ કરે, ધારણા અને ચિંતન મનનથી હૃદયસ્થ કરે, ત્યારે નિર્મળ બોધ થાય. પછી મોહમૂઢતા, મિથ્યાઅભિનિવેશ વગેરે લૌકિક ભાવ દૂર થાય એ સહજ છે. (૫) **જનપ્રિયતા** નામનો પાંચમો લોકોત્તર ભાવ પ્રાપ્ત કરવા માટે એવી સાવધાની રાખવાની કે કોઇને પણ શુદ્ધધર્મ, ધર્માત્મા અને ધર્મસ્થાન પ્રત્યે અરુચિ ન થાય બલ્કે આકર્ષણ થાય, શુદ્ધધર્મની એ પ્રશંસા કરે. આથી એનામાં ધર્મબીજનું વાવેતર થયું ગણાય છે. એ પછી પણ પોતાના વર્તન વ્યવહારની એવી સાવધાની રાખવાની કે પોતાને અને બીજાને ધર્મની પ્રેરણા, પૂર્તિ અને વૃદ્ધિ જ નીપજે, યાવત્ ધર્મસિદ્ધિ થાય. જો આ લોકાપેક્ષા નહિ હોય, અને લોકને ગમે તે લાગે એની પરવા કર્યા વિના નિષ્ઠુર, સ્વચ્છંદ ને સ્વાર્થાંધ વર્તાવ હશે, તો બીજાને શુદ્ધ ધર્મ પ્રત્યે અરુચિ જન્માવાનું થશે, એમ પોતાની એ કઠોરતા નિષ્ઠુરતાથી સ્વ ધર્મ પણ નિન્દાશે ઘવાશે.

**આ પાંચેય લોકોત્તર ભાવોની ટૂંકી સમજ આ રીતે છે :—**

(૧) **ઔદાર્ય** એટલે તુચ્છ હલકટ વૃત્તિનો ત્યાગ કરી વિશાલ દિલ, ઉદાર ભાવ રાખવા અને ગુરુજન તથા હીન–નિરાધાર જન પ્રત્યે ઉચિત વર્તન રાખવું તે. (૨) **દાક્ષિણ્ય** એટલે પણ એવો શુભ અધ્યવસાય કે જેમાં બીજાનાં કાર્ય કરવા તરફ ઉત્સાહ રહે અને જે ગંભીરતા તથા ધીરતા –સ્થિરતાથી યુક્ત હોય તથા ઈર્ષ્યા–અસૂયા (પરપ્રશંસાની અસહિષ્ણુતા)થી રહિત હોય. (૩) **પાપ જુગુપ્સા** એટલે થઈ ગયેલ પાપો બદલ સમ્યગ્ વિશુદ્ધચિત્તથી ખેદ–ઉદ્વિગ્નતા તથા નવાં પાપ ન કરવાં અને ભાવી કાળે કરવાનું ચિંતન ન કરવું તે. (૪) **નિર્મળબોધ** એટલે શુશ્રૂષાના ઉલ્લસિત ભાવથી ઉપશમપ્રધાન શાસ્ત્ર દ્વારા ઉત્પન્ન થતું શ્રુત–ચિંતા અને ભાવના સ્વરૂપ જ્ઞાન, અર્થાત્ વાક્યાર્થ–મહાવાક્યાર્થ–ઐદમ્પર્યાર્થનું જ્ઞાન. (૫) **જનપ્રિયત્વ** એટલે એવી નિર્દોષ લોકપ્રિયતા કે જે બીજાઓમાં ધર્મપ્રશંસા–રુચિ–પ્રવૃત્તિ આદિ રૂપ ધર્મબીજાધાન વગેરે પ્રેરવા દ્વારા સ્વ-પરમાં ધર્મપ્રેરક–ધર્મપૂરક–ધર્મવર્ધક બને અને ધર્મસિદ્ધિ સુધી પહોંચાડે. પાંચનો સંક્ષેપ આ રીતે—

| ઔદાર્ય | દાક્ષિણ્ય | પાપજુગુપ્સા | નિર્મળબોધ | જનપ્રિયત્વ |
|---|---|---|---|---|
| * તુચ્છવૃત્તિનો ત્યાગ | * પરકાર્યનો ઉત્સાહ | * અતીતપાપનો ખેદ | * શુશ્રૂષા પૂર્વક | * પરમાં ધર્મબીજાધાનાદિની પ્રેરક અને |
| * ઉદારવૃત્તિ | * ગંભીર–ધીર–સ્થિરતા | * વર્તમાનમાં પાપાકરણ | * શમપ્રધાન શાસ્ત્રોનું શ્રવણ ને | * સ્વપરમાં ધર્મ સિદ્ધિ સુધી પહોંચાડે એવી લોકપ્રિયતા |
| * ઔચિત્ય | * ઈર્ષ્યા–અસૂયાનો ત્યાગ | * ભાવી પાપ ન ચિંતવવું | * શ્રુત–ચિંતા–ભાવના | |

**આરોગ્ય અને વિકારઃ**–અહીં યોગ્યતાને ઔદાર્યાદિ લોકોત્તર ભાવોના આસ્વાદરૂપ કહીને વિષયાભિલાષથી વિમુખતા કરાવનારી કહી; એથી ધર્મ–આરોગ્ય અને પાપવિકાર શમનનો નિર્દેશ કર્યો. **શ્રી ષોડશક શાસ્ત્રમાં** પણ એજ વાત કહી છે, જેમ આરોગ્ય પ્રાપ્ત થતાં વ્યાધિ–વિકારો હવે પ્રવર્ત્યા રહેતા નથી, એવી રીતે ધર્મ–આરોગ્ય પ્રાપ્ત થતાં પાપવિકારો હવે પ્રવર્તતા નથી. (ઔદાર્યાદિ લોકોત્તરભાવ એ ધર્મ–આરોગ્યની અવસ્થા છે. એ પ્રાપ્ત થતાં) અતિ વિષયતૃષ્ણા, દૃષ્ટિસંમોહ, ધર્મપથ્યમાં અરુચિ અને ક્રોધની ખણજરૂપી પાપવિકારો શાંત થઇ જાય છે.

**પાપવિકારો વિષયતૃષ્ણા-દૃષ્ટિસંમોહ-ધર્મ-પથ્યની અરુચિ-ક્રોધખણજ:-**

(૧) **અતિ વિષયતૃષ્ણા** એ આત્માનો એક એવો પાપી વિકાર છે કે જેથી જીવ ગમ્ય-અગમ્ય ભોગ્ય-અભોગ્ય વિષયનો વિવેક ભૂલીને શબ્દરૂપ-રસ-ગંધ-સ્પર્શને વિષે બધેજ અત્યંત અણધરાયેલો રહે છે. (૨) **દૃષ્ટિસંમોહ** એવો અધમ વિકાર છે કે જેથી ફળને આશ્રીને સમાન એવી પણ બે પ્રવૃત્તિમાં નામભેદે વિપરીત દૃષ્ટિ રખાય છે અને તે દૃષ્ટિને પાછી આગમમાન્ય તરીકે સમજવામાં આવે છે. દા. ત. સ્વૈચ્છિક હિંસા અને યજ્ઞસંબંધી હિંસા, બંનેમાં ફળ સ્વયં માંસભક્ષણ સમાન છે, પરંતુ યજ્ઞીય હિંસાની પ્રવૃત્તિને વિધિપ્રવૃત્તિ તરીકે જુદા નામથી સંબોધી, એમાં નિષિદ્ધ એવી સ્વૈચ્છિક હિંસાથી વિપરીત દૃષ્ટિ વેદવિહિત તરીકેની દૃષ્ટિ રાખે છે, (અને લેશ પણ પાપરૂપ ન માનતાં એ હિંસા આચરે છે.) આ દૃષ્ટિનો સંમોહ છે. અથવા દૃષ્ટિસંમોહ એટલે આંતરિક ભાવને આશ્રીને સમાનતા છતાં બે પ્રવૃત્તિમાં નામ જુદા અને બે પૈકી એક કરતાં બીજામાં શાસ્ત્રદૃષ્ટિએ વિપરીત દૃષ્ટિ રાખવી તે. દા. ત. ઉપરોક્ત જ યજ્ઞહિંસામાં હાર્દિક ભાવ તો સ્વૈચ્છિક હિંસાની જેમ સંક્લિષ્ટ જ છે, કષાયકલુષિત જ છે, પરંતુ નામ વિધિવાક્યવિહિત સમજી આ યજ્ઞવાળી હિંસાને વિપરીત દૃષ્ટિ યાને વેદનિષિદ્ધ નહિ પણ વેદવિહિત તરીકેની દૃષ્ટિથી જુએ છે. આ દૃષ્ટિસંમોહ છે. પરંતુ જિનમંદિરાદિ સંબંધી કોઇ ક્ષેત્ર-ધન વગેરેનો આરંભ કરતો હોય એમાં સાંસારિક સ્વાર્થના ક્ષેત્ર-ધનાદિના આરંભ કરતાં હાર્દિક ભાવ જુદો છે, સમાન નથી. આ ભાવ શુભ છે, કેમકે એમાં દેવદ્રવ્યની રક્ષા-વૃદ્ધિથી સ્વપરની ભાવ-આપત્તિ આત્મિક દુઃખ નિવારવાનો અધ્યવસાય પ્રવર્ધમાન છે; તેથી જ જોકે સાંસારિક આરંભ કરતાં આ આરંભને વિપરીત દૃષ્ટિએ જુએ, અર્થાત્ ત્યાજ્ય નહિ પણ ઉપાદેય સમજે છતાં એમાં દૃષ્ટિસંમોહ નથી. આમાં ફળની પણ સમાનતા નથી. સાંસારિક આરંભનું ફળ તો સ્વભોગ્ય છે, ત્યારે મંદિરના આરંભનું ફળ સ્વભોગ્ય નથી, એટલે ભાવની જેમ ફળને આશ્રીને પણ સમાનતા ન હોવાથી અહીં દૃષ્ટિસંમોહ નથી. (૩) **ધર્મપથ્યની અરુચિ** એવી છે કે એમાં ધર્મશ્રવણ તરફ અવજ્ઞા-બેપરવાઇ હોય છે, તત્ત્વ અને પારમાર્થિક પદાર્થના રસાસ્વાદથી વિમુખતા હોય છે અને ધાર્મિક આત્માઓ સાથે સંપર્ક હોતો નથી. (૪) **ક્રોધની ખણજનું** લક્ષણ એ છે કે સાચા-ખોટા દોષને સાંભળીને વસ્તુ-રહસ્ય વિચાર્યા વિના તરતજ અંદર બહાર ઉકળાટ ઉછળી આવે.

અભય-ચક્ષુ-માર્ગ-શરણથી જે બોધિ સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે એ આત્માના ભાવનું આરોગ્ય શરૂ થાય છે એ માટે પૂર્વોક્ત લોકોત્તર ભાવો પ્રાપ્ત થાય અને પાપવિકારો શમાવાય એ બહુ જરૂરી છે. એથી આત્મામાં યોગ્યતા ઊભી થાય છે, અને અભયાદિથી માંડીને ઉત્તરોત્તર કર્મક્ષયોપશમ વધતાં વધતાં એનો આસ્વાદ આવે છે.

(લ૦-) इष्यते चैतदपरैरपि मुमुक्षुभिः यथोक्तं-भगवद्गोपेन्द्रेण "निवृत्ताधिकारायां प्रकृतौ धृतिः-श्रद्धा-सुखा-विविदिषा-विज्ञप्तिरिति तत्त्वधर्मयोनयः, नानिवृत्ताधिकारायां, भवन्तीनामपि तद्रूपताऽयोगादिति"। विज्ञप्तिश्च बोधिः प्रशमादिलक्षणाभेदात्। एतत्प्राप्तिश्च यथोक्तप्रपञ्चतो भगवद्भ्य एवेति बोधिं ददतीति बोधिदाः ! १९

एवमभयदान-चक्षुर्दान-मार्गदान-शरणदान-बोधिदानेभ्य एव यथोदितोपयोगसिद्धेरुपयोगसम्पद् एव हेतुसम्पदिति । ५॥

**અર્થ** -આ (અભયાદિ) બીજા મુમુક્ષુઓને પણ ઇષ્ટ છે. જેમકે ભગવદ્ ગોપેન્દ્રે કહ્યું છે કે "પ્રકૃતિનો અધિકાર ઉઠી જાય ત્યારે ધૃતિ-શ્રદ્ધા-સુખા-વિવિદિષા-વિજ્ઞપ્તિ એ તત્ત્વધર્મ-પારમાર્થિક કુશળનાં ઉત્પત્તિસ્થાન અસ્તિત્વમાં આવે છે, (પણ) પ્રકૃતિ-અધિકાર ઉઠ્યા વિના નહિ; કેમકે એમાં તો એ ધૃતિ-શ્રદ્ધાદિ હોય તોય તાત્ત્વિકરૂપે નથી હોતા. (અહીં) વિજ્ઞપ્તિ એટલે બોધિ (સમ્યગ્દર્શન), કેમકે પ્રશમ આદિ લક્ષણો એના એ જ છે. આ બોધિની પ્રાપ્તિ પૂર્વે કરેલ વિચારણા મુજબ ભગવાન પાસેજ

છે, એટલે બોધિને આપે છે તેથી પ્રભુ બોધિદાતા છે. (સંપદા. ૧૯)

આ પ્રમાણે અભયદાન-ચક્ષુદાન-માર્ગદાન-શરણદાન અને બોધિદાનદ્વારા જ પૂર્વોક્ત લોકોત્તમતા-લોકનાથતા વગેરે ઉપયોગ સિદ્ધ થાય છે; માટે એ 'અભયદયાણં' વગેરે પાંચ પદોની સંપદા એ ઉપયોગસંપદાની હેતુસંપદા છે.

વિવેચન -

ગોપેન્દ્રમત-સંમતિ :-આ અભય, ચક્ષુ વગેરે પાંચ ગુણ જૈનદર્શન જ કહે છે એવું નથી, બીજાઓએ પણ માન્ય રાખ્યા છે; જેમકે, ભગવદ્ ગોપેન્દ્રે કહ્યું છે કે 'જ્યારે આત્મા (-પુરુષ) પરથી પ્રકૃતિનો અધિકાર ઉઠી જાય છે ત્યારે જ ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા અને વિજ્ઞપ્તિ નામની પાંચ તત્ત્વયોનિઓ અર્થાત્ પારમાર્થિક કુશળનાં ઉત્પત્તિસ્થાન ઉત્પન્ન થાય છે, પરંતુ પ્રકૃતિનો અધિકાર અનિવૃત્ત યાને કાયમ હોય ત્યારે નહિ. કારણ એ છે કે પ્રકૃતિનો અધિકાર ઊભો હોય ત્યાં સુધી કદાચ એ ધૃતિ વગેરે પેદા થયેલા દેખાય તો પણ તે કહેવાતી ધૃતિ આદિમાં વાસ્તવિક ધૃતિપણું વગેરે હોતું જ નથી."

**પ્રકૃતિનો અધિકાર ક્યારે ઉઠે ? મોક્ષ ક્યારે ? :-**

આ પુરુષ-પ્રકૃતિનો મત સાંખ્યદર્શનનો છે, તે પૂર્વે (પરમતેજ ભા. ૧ માં) કહેવાઈ ગયો છે. એમાં દેખાતા સમસ્ત જડ જગતનું મૂળ 'પ્રકૃતિ' છે. એ સત્ત્વ-રજસ-તમસ્ એ ત્રણ ગુણના સમૂહરૂપ છે, ત્રિગુણાત્મક છે. બધું સર્જન પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલ મહતત્ત્વ-બુદ્ધિતત્ત્વનું હોવા છતાં પુરુષ (આત્મા)નું એમાં પ્રતિબિંબ પડતું હોવાથી પુરુષ અને પ્રકૃતિનો અભેદભ્રમ ઊભો થાય છે. બુદ્ધિના સર્જનને પુરુષ પોતાનું સર્જન, તથા ખરેખર બુદ્ધિતત્ત્વના ઘરના સુખ-દુઃખ, જ્ઞાન, ઉપલબ્ધિ વગેરેને પોતાના માની લે છે. અભેદભ્રમને લીધે પ્રકૃતિનો પુરુષ પર અધિકાર જામી પડ્યો છે, પુરુષનો અભિભવ, હાર, દબામણ થઈ ગઈ છે. એ તો જ્યારે પુરુષને અભેદભ્રમ ટળે, અર્થાત્ नाहं प्रकृतिः, प्रकृतेरहं पृथक् 'હું પ્રકૃતિ નહિ, પ્રકૃતિથી હું નિરાળો છું', તેથી કર્તૃત્વ-ભોક્તૃત્વ વગેરે બધુંજ પ્રકૃતિનું, મારૂં કશું જ નહિ, આવું સચોટ ભાસે ત્યારે પ્રકૃતિનો અધિકાર પુરુષ પરથી ઉઠી જાય, વર્ચસ્વ ઉઠી જાય છે. તો પછી શું તરતજ મોક્ષ થઈ જાય છે? ના, ભારત પરથી બ્રિટિશ રાજ્યનો અધિકાર ઉઠી ગયા પછી પણ વ્યવસ્થિત થવા વચલી સરકાર રહી, પછી લોકસભા આવી. એમ અહીં પ્રકૃતિનો અધિકાર ઉઠી ગયા પછી પણ હજી પૂર્વ પ્રવૃત્તિવશ ઊભા થયેલ પ્રકૃતિગત આશય-સંસ્કાર ભોગ દ્વારા નાબૂદ થવા જોઈએ છે. ચાક ભમાવનારો દંડો ઉઠાવી લીધા પછી પણ થોડો વખત ચાકડો ભમે છે તેમ અહીં થોડો વખત પ્રવૃત્તિ ચાલે છે, પરંતુ ભેદજ્ઞાન દ્વારા વિજ્ઞપ્તિ-તત્ત્વજ્ઞાન થયું હોવાથી એ પ્રવૃત્તિના સંસ્કાર નથી પડતા, અને ભોગ દ્વારા પૂર્વસંચિત નષ્ટ થઈ જાય છે, પછી મોક્ષ થાય છે. એમ સાંખ્યદર્શન માને છે.

**ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા, વિજ્ઞપ્તિ:-**

આ ભેદજ્ઞાનથી તત્ત્વજ્ઞાન થવા માટે પાંચ ભૂમિકા છે, ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા અને વિજ્ઞપ્તિ. આને અભય-ચક્ષુ-માર્ગ-શરણ-બોધિ એ પાંચનાં બીજાં નામ કહી શકાય. 'અભયદયાણં' પદની વ્યાખ્યામાં અભય એટલે ચિત્તસ્વાસ્થ્ય કહ્યું છે; એજ ધૃતિ છે. ભયમાં અધીરાઈ હતી, અભયમાં ધૈર્ય, ધૃતિ આવી. પછી ચક્ષુ એટલે ધર્મરુચિ જાગી એ જ શ્રદ્ધા. બાદ, માર્ગ યાને તત્ત્વજિજ્ઞાસાને યોગ્ય વિશિષ્ટ ક્ષયોપશમ થયો એ જ સુખા. ધર્મનું આકર્ષણ થયા પછી ચિત્તમાં એક એવો ઉપશમનો આલ્હાદ થાય કે જે ધર્મ-તત્ત્વજિજ્ઞાસાની બાધક અશાંતિને દૂર કરી દે. આ ઉપશમ અર્થાત્ સુખા થાય. પછી જિજ્ઞાસા જાગે કે 'તત્ત્વ શું હશે?' એ તત્ત્વવિવિદિષા કહેવાય. એમાંથી શુશ્રૂષા શ્રવણાદિ દ્વારા વિજ્ઞપ્તિ=બોધિ=સમ્યગ્દર્શન થાય.

**૫ તત્ત્વધર્મયોનિ:-** અહીં ગોપેન્દ્રવચન છે કે આ ધૃતિ, શ્રદ્ધા વગેરે તત્ત્વધર્મની યોનિઓ છે. તત્ત્વધર્મ એટલે પારમાર્થિક કુશળ, તાત્ત્વિક કલ્યાણ, આત્માને જે વસ્તુતઃ હિતરૂપ હોય, એનું ઉત્પત્તિસ્થાન છે. આ ધૃતિ આદિ પાંચ; કેમકે એ આવ્યા

પછી એમાંથી આગળ અહિંસાદિ યમ, તપ-સ્વાધ્યાયાદિ નિયમ, આસનસિદ્ધિ.... યાવત ધ્યાન-સમાધિ વગેરે તત્ત્વધર્મ, પારમાર્થિક કુશળ, યાને વાસ્તવ કલ્યાણ નીપજે છે. પ્રકૃતિનો અધિકાર ઉઠાડી મૂક્યા પછી ધૃતિ....યાવત્ વિજ્ઞપ્તિ સુધી સિદ્ધ કર્યાથી આત્મા યમ-નિયમાદિના વિરોધી દોષો હિંસા આદિના સ્વરૂપને અંતરથી સમજ્યો હોય છે; એટલે જ હવે સહેજે એનાથી નિવૃત્ત થઇ યમ નિયમાદિમાં ચઢી શકે છે. માટે ધૃતિ આદિને તત્ત્વધર્મની યોનિ-ઉત્પત્તિસ્થાનરૂપ કહ્યા.

**પ્રકૃતિનો અધિકાર ઉઠયા વિના ધૃતિ આદિ નહિ:-** પરંતુ આ સૂળમાં પ્રકૃતિનો અધિકાર ઉઠચો હોય તો જ બને; પણ આત્મા પર પ્રકૃતિનો અધિકાર અર્થાત્ વર્ચસ્વ હજી કાયમ હોય તો નહિ; એટલે કે હજી પ્રકૃતિ સાથે પુરુષને પોતાના અભિન્નપણાનો ભ્રમ પ્રવર્તતો હોય તો નહિ. (જૈનદર્શનમાં પ્રકૃતિ એટલે જ્ઞાનાવરણાદિ કર્મની પ્રકૃતિ. એનાં કાર્યને જીવ પોતાનાં જ કાર્ય માની લે, અર્થાત પૈસાટકા-સુખસામગ્રી તો પુણ્ય કર્મથી મળી, પરંતુ જીવ માની લે કે મારી હોંશિયારીથી મળી, એ અભેદભ્રમ થયો કહેવાય.) જડ પ્રકૃતિનો અભેદભ્રમ ચાલુ હોય ત્યાં તો આત્મા જડદૃષ્ટિ-મોહદૃષ્ટિવાળો હોય છે; એટલે એ કદાચ દેખાવે ધૃતિ વગેરે ધરાવતો હોય તોય એમાં ઉપર ઉપરથી ધૃતિ આદિ તરીકેનો ભાસ થાય એટલું જ, બાકી એ ગુણો તાત્ત્વિક નથી, એનામાં વાસ્તવિક ધૃતિત્વ વગેરે ધર્મ છે જ નહિ, એ તો ખાલી આભાસરૂપ ધૃતિ આદિ છે.

અહીં વિજ્ઞપ્તિને બોધિ તરીકે ઓળખવામાં આવી, એનું કારણ એ છે કે બોધિ યાને સમ્યગ્દર્શનને જે પ્રશમ-સંવેગ વગેરે પાંચ લક્ષણના પ્રગટીકરણ સ્વરૂપ પૂર્વે કહી આવ્યા તે પ્રશમાદિથી અભિન્ન આ વિજ્ઞપ્તિ છે. વિવિદિષા સુધી પહોંચ્યા પછી એવી સ્થિતિ ઊભી થાય છે કે ત્યાં પ્રશમ, સંવેગ વગેરે પ્રગટ થઇ જાય છે, ત્યારે જ તે વિજ્ઞપ્તિનો આકાર પામે છે.

પ્ર૦-ગોપેન્દ્રમતની વિજ્ઞપ્તિમાં પ્રશમ પૈકીનું આસ્તિક્ય અર્થાત્ સર્વજ્ઞવચનની શ્રદ્ધા જ ક્યાં છે? પછી પ્રશમાદિ પાંચ ક્યાં આવ્યા? અગર હોય તો તો પછી એ જૈનેતર મત શાનો? જૈનમત જ ગણાવો જોઇએ.

ઉ૦-અહીં આ મતની રજુઆત શી રીતે કરી છે એ પર ધ્યાન દેવું જરૂરી છે. અભય, ચક્ષુ વગેરે પાંચ ક્રમિક ગુણો જૈનદર્શન જ કહે છે એમ નથી, કિન્તુ બીજાઓ પણ કહે છે એમ કહીને ગોપેન્દ્ર-મતની સાક્ષી રજૂ કરવામાં આવી છે અને એ બતાવ્યું કે ક્રમિક અભયાદિની જેમ એને મળતા ધૃતિ, શ્રદ્ધા વગેરે પાંચ ગુણ ત્યાં પણ કહ્યા છે, એટલે સામ્ય એટલા પૂરતું છે; બાકી દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકમાં સર્વાંશે સમાનતા હોઇ શકે નહિ. સર્વજ્ઞદર્શન એટલે સર્વ પ્રત્યક્ષદ્રષ્ટાનું દર્શન, એ દર્શનમાં તો જેવો સાક્ષાત્કાર છે, જેવું પ્રત્યક્ષ જ્ઞાન છે, તેવું કહેવાનું છે. વળી એ વસ્તુમાત્રનો વિશ્વની અનંત વસ્તુ સાથે કેવો કેવો સંબંધ છે, વસ્તુમાત્રમાં અનંતા ભૂતકાળ અને અનંતા ભવિષ્યકાળમાં કેવાં કેવાં પરિવર્તન થયાં, કેવી કેવી અવસ્થા ગઇ, અને કેવી કેવી આવી, એ બધાને સાક્ષાત્ અવગાહનારૂ છે: પછી કહેવામાં ક્યાં સ્ખલના રહે? જ્યારે અસર્વજ્ઞદર્શન એટલે તર્ક-અનુમાન-કલ્પનાનું દર્શન, એની પહોંચ કેટલી? વસ્તુના કેટલા સ્વરૂપને કેટલી માત્રા સુધી અવગાહી શકે? એટલે જ ધૃતિ આદિ અભયાદિનું સામ્ય કહ્યું છતાં જૈનદર્શન-માન્ય અભયાદિનું સ્વરૂપ સૂક્ષ્મતર, વધુ ભવ્ય અને અનેકાંત સિદ્ધાન્તથી સુપ્રતિષ્ઠિત છે. એમાં વિજ્ઞપ્તિ-બોધિનું તથા પ્રશમ અનુકંપા-આસ્તિક્યનું સ્વરૂપ તો ઓરજ સૂક્ષ્મતર વગેરે છે.

આ બોધિની ય પ્રાપ્તિ થવામાં આત્માનો ક્ષયોપશમ, પુરુષાર્થ, ભવિતવ્યતા, તથા ભવ્યત્વ, કાળ વગેરે કારણીભૂત હોવા છતાં પૂર્વે કહ્યા મુજબ પ્રધાન કારણ એ અરિહંત ભગવાન છે; કેમકે તેમના આલંબને તથા એમના જ ધર્મશાસનના પ્રભાવે બોધિરત્ન પ્રાપ્ત થાય છે. માટે ગણધર ભગવાન કહે છે કે ભગવાન બોધિદાતા છે, બોધિને આપનારા

છે, બોધિ અરિહંત થકી જ પ્રાપ્ત થાય છે. એવા બોધિદાતાને નમસ્કાર હો. આ ૧૯મી સંપદા સમાપ્ત થઇ.

એની સાથે, અભયદાન–ચક્ષુદાન–માર્ગદાન–શરણદાન–બોધિદાન દ્વારા જ પૂર્વોક્ત લોકોત્તમતા લોકનાથતા વગેરેનો ઉપયોગ સિદ્ધ થાય છે, માટે 'અભયદયાણં'થી 'બોહિદયાણં' સુધીની સંપદા એ ઉપયોગ સંપદાની જ હેતુસંપદા નામની પાંચમી સંપદા પૂર્ણ થઈ. ભગવાન અભય–ચક્ષુ આદિનું દાન ન કરે તો ઉત્તમતા નાથતા શી? એનો ઉપયોગ શો? માટે લોકોત્તમ વગેરે ગુણગાન ખાલી શબ્દમાત્ર, ઔપચારિક ભાષા નથી, અભયદાનાદિ કરવાને લીધે વાસ્તવિક ગુણગાન છે. અભયાદિનું દાન ન કરે તે લોકોત્તમ, લોકનાથ વગેરે ન બની શકે. જૈનદર્શન આ વસ્તુને તર્કસિદ્ધ કરી રજૂ કરે છે, તેથી એ જ વીતરાગ સર્વજ્ઞ તીર્થંકરનું જ સ્વરૂપ બતાવી વાસ્તવિક પરમાત્મસ્વરૂપ બતાવનાર કહેવાય.

## ૨૦. ધમ્મદયાણં

(લ૦–) सद्देशनायोग्यताविधाय्यानुग्रहसंपादनादिना तात्त्विकधर्म्मदातृत्वादिप्रकारेण परमशास्तृत्वसंपत्समन्विता भगवन्त इति न्यायतः प्रतिपादयन्नाह 'धम्मदयाण'मित्यादिसूत्रपञ्चकम्। इह धर्म्मः चारित्रधर्म्मः परिगृह्यते, स च साधुश्रावकधर्म्मभेदेन द्विधा।

**અર્થ:—તાત્ત્વિક ધર્મનું દાતાપણું (દેશકપણું, નાયકપણું....) આદિ પ્રકારે ભગવાન (જીવોમાં) સમ્યગ્ દેશના ઝીલવાની યોગ્યતાનું નિર્માણ કરે એવા ઉપકારનું સંપાદન વગેરે કરવા દ્વારા શ્રેષ્ઠ શાસકતા (ધર્મચક્રવર્તીપણા)ની સંપદાથી યુક્ત હોય છે. એ વસ્તુનું યુક્તિપૂર્વક પ્રતિપાદન કરતાં 'ધમ્મદયાણં' વગેરે પાંચ સૂત્ર કહે છે. અહીં 'ધર્મ' શબ્દનો અર્થ ચારિત્રધર્મ લેવાય છે, અને તે સાધુધર્મ તથા શ્રાવકધર્મ એમ બે પ્રકારે છે.**

**વિવેચન:–અરિહંત સાચા પરમ શાસક શી રીતે?**

હવે 'ધમ્મદયાણં' પદની વ્યાખ્યા. ધમ્મદયાણં વગેરે પાંચ પદનો એક વિભાગ છે. એનાથી ભગવાનનો વિશેષ ઉપયોગ બતાવવામાં આવે છે. માટે આ વિભાગને 'વિશેષોપયોગ–સંપદા' કહે છે. આમાં છેલ્લા પદમાં ભગવાનને ધર્મચક્રવર્તી કહ્યા છે. ચક્રવર્તી એટલે સૌથી મોટા શાસક, જેનું શાસન નીચે રહેલા અનેક ઉપર ચાલે, પણ પોતે સ્વતંત્ર હોય, એમના ઉપર બીજું કોઈ શાસન નહિ. અરિહંત પરમાત્મામાં આવું સર્વોચ્ચ કક્ષાનું શાસકપણું છે, એ વાસ્તવિક હોવાનું શી રીતે છે એ અહીં ધમ્મદયાણં વગેરે પદોથી બતાવવામાં આવે છે.

અરિહંત ભગવાન તાત્ત્વિક ધર્મના દાતા છે, તાત્ત્વિક ધર્મના ઉપદેશક છે, તાત્ત્વિક ધર્મના નાયક અને સારથિ છે. આ ધર્મદાતાપણું, ધર્મદેશકપણું વગેરે વિશેષતાઓથી ખરેખર પરમ ધર્મશાસકપણું સિદ્ધ થાય છે; કેમકે એ વિશેષતાઓથી જીવોમાં સદ્ધર્મદેશના ઝીલવાની યોગ્યતા, સદ્ધર્મદેશનાગ્રહણ, વગેરે ઉપકારનું સંપાદન થાય છે; અને એવો સચોટ ઉપકાર કરે એજ પરમશાસક કહેવાય.

વ્યવહારમાં પણ ચક્રવર્તી રાજા જો કેવળ કાનૂનો ઘડી રાખે પણ પળાવી ન શકે, તેમજ પોતાનામાં જ કાનૂન પાલન ને રક્ષણ જેવી વસ્તુ ન હોય તો એ ખરો શાસક નહિ કહેવાય; એ તો એણે પ્રજાને એ કાનૂન ઝીલવા માટે યોગ્ય અને ઝીલનારી બનાવવી પડે, તેમ પોતે મહાન આદર્શ દેખાડવો પડે તથા રક્ષક બનવું પડે; તો જ એ સાચો શાસનકર્તા કહેવાય.

ત્યારે અહીં જગતમાં બીજા કહેવાતા ધર્મશાસકો નહિ, કિન્તુ અરિહંત ભગવાન એ સાચા શ્રેષ્ઠ ધર્મશાસક '**ધમ્મવરચાઉરંતચક્કવટ્ટી**' છે. એ ધર્મકાનૂનો યાને ધર્મશાસનને સ્થાપે છે, પણ સાથે જ ભવ્ય જીવોરૂપી પ્રજામાં એનો ઉપદેશ ઝીલવાની લાયકાત આવે એવા ઉપકારનું સંપાદન કરે છે, (–'**ધમ્મદ**' છે.) વળી ધર્મોપદેશ કરીને (–'**ધમ્મદેસય**' બનીને) એ ગ્રહણ કરાવવાનો પણ ઉપકાર કરે છે. પાછા પોતે ધર્મ સિદ્ધ કરીને ધર્મનેતા (–**ધમ્મનાયગ**') બન્યા છે તેથી ભવ્ય પ્રજાને

ધર્મનો આદર્શ ઊંચો આપી શકે છે. વળી ભગવાન ધર્મના માત્ર દાતા નહિ, પરંતુ રક્ષક-પાલક પણ છે, (-'ધમ્મસારહિ' છે,) તેથી જીવોમાં ધર્મનું રક્ષણ પણ કરે છે. આવી વિશેષતાઓથી એ પરમ શાસક છે.

'પ્રભુનો દેશના-યોગ્યતાકારી ઉપકાર શો ?'.... આ જ કે ભવ્ય જીવમાં પ્રભુની દેશનાના વિષય પ્રત્યે આદર બહુમાન પેદા થાય. જો પ્રભુના કથન પર આદર બહુમાન નહિ, તો પ્રભુ ઉપરેય શું બહુમાન ? માટે ભગવદ્-બહુમાન એટલે ભગવદ્-વચન ઉપર આદર, ઝુકાવ; અને એમની વાણી પર ઝુકાવ એટલે વાણીએ કહેલાં તત્ત્વ પર યાને વાણીના વિષય પર આદર. એ વિષયમાં પહેલે પગથિયે આ છે કે સંસાર દુઃખરૂપ, દુઃખફલક અને દુઃખાનુબંધી છે એ સમજીને એના પ્રત્યે ઘૃણા થાય, અભાવ થાય, નિર્વેદ થાય. આ ભવનિર્વેદ એ સર્વ સાધનાઓનો પાયો છે, તેથી જિનકથનનો એ પહેલો વિષય છે. એ કથનના વિષયીભૂત ભવનિર્વેદ પર આદર અર્થાત્ ભવનિર્વેદનો આવકાર એ ભગવદ્વચન પર અને તેથી જ ભગવાન પર આદર-બહુમાનરૂપ બન્યો. તીર્થંકરભગવાનનો એ જ ઉપકાર છે. ભગવાન જગતને ભવનિર્વેદનો ઉપદેશ આપે છે તો જ જીવોને ભવનિર્વેદનો ખ્યાલ આવી શકે છે, માટે જીવોમાં ભવનિર્વેદ પ્રગટે એમાં અસાધારણ કારણ ભગવાન છે, ઉપકાર ભગવાનનો છે; કહો ભવનિર્વેદ એ જ પ્રભુનો ઉપકાર, એ પ્રભુનો જ ઉપકાર.

આ ભવનિર્વેદ પ્રગટે ત્યારે જ સદ્ધર્મદેશના સાંભળવા-ઝીલવાની યોગ્યતા આવી ગણાય છે. જેનામાં ભવનિર્વેદ નથી એ જીવ દેશના ઝીલવા અયોગ્ય છે; કેમકે ભવનિર્વેદ નથી એનો અર્થ જ એ કે ભવ-આસ્થા છે, પુદ્ગલની અતિ આસક્તિ, પુદ્ગલાનંદીપણું છે; અને પુદ્ગલની અતિ આસક્તિ તત્ત્વદેશના રુચવા જ દેતી નથી, એના પર કોઈ બહુમાન, ઉપાદેયભાવ જાગવા જ ન દે કેમકે એ દેશના તો પુદ્ગલની નિસારતા-નિર્ગુણતા, આત્મહિતઘાતકતા જ બતાવનારી હોય; એ પુદ્ગલના અતિ આસક્તને શે રુચે ? સારાંશ, એ આસક્તિ ટળે એનો કંટાળો-અરુચિ અર્થાત્ ભવનિર્વેદ પ્રગટે તો જ ધર્મદેશના ઝીલવાની યોગ્યતા આવી કહેવાય-એ દેશના-યોગ્યતા અર્થાત્ ભવનિર્વેદ પ્રગટાવવામાં ઉપકાર પ્રભુનો છે. માટે કહેવાય કે પ્રભુ એ ધર્મદેશનાની યોગ્યતાના દાતા છે; અને ધર્મદેશનાની યોગ્યતાને પ્રાથમિક ધર્મ કહેવાય; તેથી પ્રભુ ધર્મદાતા હોવાનું સિદ્ધ થાય છે.

(લ૦-) इह धर्मः चारित्रधर्म्मः परिगृह्यते, स च श्रावकसाधुधर्म्मभेदेन द्विधा। श्रावकधर्म्मोऽणुव्रताद्युपासकप्रतिमागतक्रियासाध्यः साधुधर्म्माभिलाषातिशयरूपः (प्र०....लापाशयरूपः) आत्मपरिणामः। साधुधर्म्मः पुनः सामायिकादिगतविशुद्धक्रियाभिव्यङ्ग्यः सकलसत्त्वहिताशयामृतलक्षणः स्वपरिणाम एव, क्षायोपशमिकादिभावस्वरूपत्वाद्धर्म्मस्य।

**અર્થ:-અહીં ધર્મ તરીકે ચારિત્રધર્મ લેવાય છે અને તે શ્રાવકધર્મ અને સાધુધર્મના ભેદથી બે પ્રકારે છે. શ્રાવકધર્મ અણુવ્રતાદિ ને શ્રાવક પડિમાની ક્રિયાથી સિદ્ધ થનારો અત્યંત સાધુધર્મ-લાલસારૂપ આત્મપરિણામ છે. ત્યારે સાધુધર્મ સામાયિકાદિમાં રહેલી ક્રિયા વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યક્ત થતો અમૃતસમ સમસ્તજીવ-હિતાશયસ્વરૂપ આત્મપરિણામ જ છે, કેમકે ધર્મ એ ક્ષાયોપશમિકાદિ ભાવસ્વરૂપ છે.**

**વિવેચન:-શ્રાવક ધર્મ-સાધુ ધર્મની વ્યાખ્યા:-** 'ધર્મ' બે પ્રકારે હોય છે, શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. શ્રુતધર્મમાં શાસ્ત્રબોધ, તત્ત્વબોધ આવે. તે અહીં નથી લેવાનો, કેમકે તે તો ઉપર 'બોહિદયાણં' પદથી ગૃહીત થઈ જાય છે. અહીં ચારિત્રધર્મ લેવાનો છે.

**ચારિત્ર ધર્મ એટલે** તત્ત્વબોધને અનુરૂપ ચર્યા, વર્તાવ, અમલ. તે પણ માત્ર બાહ્ય ક્રિયારૂપ નહિ, કિન્તુ આંતરિક ભાવરૂપ ગ્રાહ્ય છે. કેમકે 'અક્રિય સાધે જે ક્રિયાજી, તે નાવે તિલમાત્ર'-અર્થાત્ 'અક્રિયાવસ્થા સાધે તેવી આંતરક્રિયા લેશ માત્ર નથી આવતી, એનો ખેદ છે. અથવા અંતરથી અક્રિય રહે, એટલે કે જે જડભાવ, પૌદ્ગલિક આસક્તિ

વગેરેમાં પહેલા હતો તેમાં સ્થિર જ રહે અને બહારથી ધર્મક્રિયા સાધે, તે ક્રિયા આંતરિક ક્રિયાવાળી બાહ્ય ક્રિયાના લાભના તોલમાં તલમાત્ર જેટલી નથી આવતી-એ સૂચવે છે કે આંતરિક ક્રિયાની મહાન કિંમત છે, મહા ઉપયોગિતા છે.

**પ્ર૦-આંતરિક ક્રિયાની જ જો મહાન અગત્ય હોય તો બાહ્ય ક્રિયાની શી જરૂર?**

ઉ૦-બાહ્ય ક્રિયા પણ બહુ જરૂરી છે, કેમકે એ બીજી અશુભ બાહ્ય ક્રિયા રોકી, પહેલાં અશુભ ક્રિયાથી અશુભ ભાવમાં પલોટાતા મનને હવે શુભ ભાવમાં પલોટાવા માટે સારી તક આપે છે, તકનો ઉપયોગ કરવાનું મળવા છતાં ઉપયોગ ન કરે એ મૂર્ખાઈ છે. પણ ઉપયોગ કરવો હોય તેને અર્થાત્ શુભ ભાવમાં રમતા રહેવું હોય તેને બાહ્ય શુભ ક્રિયામાં જે તક છે તે અશુભ ક્રિયામાં નથી, એ સ્પષ્ટ છે. અલબત શુભ ક્રિયા કરવા છતાં શુભ ભાવની સગવડનો ઉપયોગ ન કરે તો એ નિષ્ફળ જાય એ જુદી વાત, બાકી ક્રિયાની ઉપયોગિતા ઘણી જ છે. અનુભવ પણ કહે છે કે અધિકાધિક બાહ્ય શુભ પ્રવૃત્તિમાં રહેતાં હૃદયની નિર્મળતા, વિચારોની પવિત્રતા, અને શુભભાવનો વિકાસ તથા દઢતા વધે છે.

એટલે શુભ ક્રિયાથી શુભ ભાવની સુલભતા થાય છે એ સાચું, પરંતુ ક્રિયાનું મૂલ્ય ભાવ ઉપર અંકાય છે, છેલ્લું જજમેન્ટ (ન્યાય) ભાવના આધારે અપાય છે. તેથી અહીં ચારિત્ર ધર્મને આંતરિક ભાવરૂપ, આત્મપરિણામરૂપ કહ્યો.

**આ ચારિત્રધર્મ** બે પ્રકારે છે,-૧. શ્રાવકધર્મ અને ૨. સાધુધર્મ. એમાં શ્રાવકધર્મ પૂર્વ અવસ્થા છે, સાધુધર્મ ઉપરની અવસ્થા છે. શ્રાવકધર્મ એટલે અણુવ્રતાદિ અને શ્રાવકપ્રતિમાની ક્રિયાથી સિદ્ધ થનારો એક આત્મપરિણામ છે, અને તે સાધુધર્મની ઉત્કટ અભિલાષારૂપ છે. ત્યારે સાધુધર્મ એ સામાયિકાદિ ચારિત્રભાવમાં રહેલી શુદ્ધ ક્રિયાથી વ્યક્ત થનારો સકલજીવહિતાશયરૂપ આત્મપરિણામ છે.

**સાધુધર્મની વ્યાખ્યા :—** અહીં શ્રાવકધર્મને સાધુધર્મની ઉત્કટ અભિલાષારૂપ કહ્યો તેથી પહેલાં સાધુધર્મ શું છે એ સમજવું જોઈએ એટલે પછી એની અભિલાષાનું સ્વરૂપ સમજાય. સાધુ-ધર્મ આત્માનો એક એવો પરિણામ, પરિણતિ યાને તથાવિધ અવસ્થા છે, કે જેમાં સકલસત્ત્વહિતાશય છે, સમસ્ત જીવરાશિના હિતનો આશય છે.

સકલસત્ત્વહિતાશય શું ? એ સમજવા માટે આ જ શાસ્ત્રકાર ભગવાનનો 'પંચવસ્તુ' ગ્રંથ ઉપયોગી છે. એમાં પૃ. ૩૫-૩૬ ઉપર સાધુની ઓળખાણ માટે વિશેષણો મૂકયા છે એમાં એક વિશેષણ છે 'परहितकरणैकरतिः' પરહિત કરવામાં જ રક્ત. આમાં 'પરહિત' એટલે 'અમુક જ પરનું હિત' એમ નહિ પરંતુ 'સમસ્ત પરનું હિત' એ ભાવ છે. એ હિસાબે અર્થ થયો સકલ જીવોનું હિત કરવામાં જ રક્ત-એથી 'પરહિતકરણૈકરતિઃ' કહો કે 'સકલજીવહિતાશયવાળા' કહો, બહુ ફેર નથી પડતો. હવે ત્યાં 'હિત' શું એ સમજવા 'પંચવસ્તુ'માંજ 'પરહિતકરણૈકરતિઃ'નું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે કે—

'मुत्तूण अभयकरणं परोवयारो नत्थि अण्णो त्ति।
दंडिगतेणग-णायं न य गिहवासे अविगलं तं॥'

અર્થાત્ જીવોને અભય-નિર્ભય કરવા, અભયદાન દેવું, એને છોડીને બીજો પરોપકાર, પરહિત નથી; અને તે અભયદાન ગૃહવાસમાં સંપૂર્ણ સાધી શકાતું નથી. અભયદાન એ અનન્ય પરોપકાર હોવા સંબંધમાં રાજાએ ફાંસીની સજા ફરમાવેલ ચોરનું દૃષ્ટાન્ત છે.' સજાના અમલ પહેલા એ ચોરને ભાગ્યયોગે એકેક દિવસ રાણીઓએ એની સરભરા કરવા માગી લીધો. એક રાણીએ ઊંચા ખાનપાન, બીજીએ શણગાર, ત્રીજીએ વાહનમાં ફેરવવાનું કર્યું. પણ ચોરને ઠંડક ન થઇ. ચોથી રાજા પાસે જઇ પોતાના જીવનમાંની પહેલી માગણી તરીકે ચોર માટે અભયદાન માગી લાવી. ચોર છૂટો થયો, અને એણે આ જ ખરો ઉપકાર માન્યો.

**અહીં સકલસત્ત્વહિતાશય એ અભિલાષારૂપ નથી:-**

કોઈનાયથી સર્વ જીવોને સઘળાય જીવો તરફથી નિર્ભય કરી દેવા શકય નથી, પરંતુ પોતાના તરફથી સૌને નિર્ભય કરવાનું શક્ય છે. એ 'જીવમાત્રની

મન-વચન-કાયાથી હિંસા ન કરૂં, ન કરાવું, ન અનુમોદું,' એ રીતે ત્રિવિધ ત્રિવિધે હિંસાત્યાગના મહાવ્રતવડે થઇ શકે. પછી એમાં આત્મપરિણામને બરાબર સૂક્ષ્મતાએ સર્વ જીવો પ્રત્યે સંપૂર્ણપણે અહિંસક રાખવો પડે. એ જ સકલજીવહિતાશય છે. એ 'न य गिहवासे अविगलं त' એવું ઉપર શ્લોકમાં કહ્યું તેમ, ઘરવાસ સેવતાં સંપૂર્ણ રીતે રાખવો શક્ય નથી. એ તો સાધુને જ હોઇ શકે, માટે જ અહીં લક્ષણમાંનો "આશય" કોઇ ચિંતા-અભિલાષારૂપ નથી સમજવાનો, નહિતર તો તેવી સકલજીવહિતચિંતા તો ગૃહસ્થને પણ હોઈ શકે, તો તેનો ઉપરોક્ત શ્લોકમાં ઘરવાસમાં નિષેધ ન કરત. તેમ ગૃહસ્થમાં પણ એ લક્ષણ જવાથી એનામાં ય સાધુ-ધર્મ કહેવાય! કિન્તુ તેમ નથી; માટે "આશય" તથાવિધ ભાવરૂપ, આત્મ-અવસ્થારૂપ, સમજવાનો છે, જે સાધુમાં જ હોય. એટલે એ આવ્યું કે સકલજીવહિત અર્થાત્ સકલ જીવ-અભયકરણ સદા પ્રવર્તતું રહે એવી આત્માની અવસ્થા એ સકલસત્ત્વહિતાશય.

**સકલસત્ત્વહિતાશય અમૃત કેમ?:-** એ આશયમાં કોઇ પણ નાના ય જીવને દુઃખ થાય એવું મનથી ય ચિંતવવાની વાત નહિ! એટલી બધી જાગૃતિ સાથે, જીવો પ્રત્યે સક્રિય કોમલતા રહે છે. તેથી એ આશય પરને તો મૃત્યુકારક થતો જ નથી; ઉપરાંત સ્વના પણ વારંવારના મૃત્યુને અટકાવનાર બને છે! માટે એ અમૃત છે. મૃત્યુ અટકાવે તે અમૃત. જગતમાં સ્વ-પરને અનેક જન્મ-મરણ આપનાર હિંસકભાવ છે, પર-દુઃખકરણ-પરિણામ છે, એ ટળે અને સકલસત્ત્વ-હિતાશય આવે એટલે સહેજે સ્વ-પરને અભય મળે. માટે એ આશય, એ ભાવ, એ અમૃત છે, એ જ સાચું અમૃત છે, એ જ અમર કરનારો છે.

પ્ર૦- અભયકરણને છોડીને બીજો પરોપકાર નહિ, એમ કહ્યું તો શું ધર્મોપદેશ, ધર્મદાન વગેરે પરોપકાર નથી?

ઉ૦-અવશ્ય છે, પરંતુ એ પણ અભયકરણરૂપ છે, અભયકરણમાં એ આવી જાય છે, માટે એને જુદા ન કહ્યા, તેમ એ બાદ પણ નથી થતા. ધર્મોપદેશ વગેરેથી શું કરવું છે? એ જ કે જીવો ધર્મ કરીને જન્મ-મરણ પાર કરી જાય, અભય-નિર્ભય બની જાય; તેમ દયામૂલક ધર્મ સેવતાં એ ધર્મસાધક જીવો બીજાને પણ અભયદાન કરે. એટલે એ પરોપકારભાવ સકલસત્ત્વહિતાશયની અન્તર્ગત આવી જાય છે, એટલો વ્યાપક આ આત્મપરિણામ છે! બાકી એ પણ સાચું છે કે જો સ્વયં પહેલાં સર્વજીવોને અભયદાતા નથી અને ધર્મોપદેશ કરે છે, અથવા થોડા જીવોને ય કસાઇ (હિંસક) પાસેથી બચાવે છે, અન્નદાનાદિ કરે છે, તો પણ એ પરોપકારનો ભાવ પેલા સર્વને અભય-દાનના ઉપકારના ભાવની તોલે નહિ આવે; કેમકે 'હું કોઇનીય હિંસા નહિ કરૂં, નહિ કરાવું, નહિ અનુમોદું' એવો સર્વ-અભયદાનનો પરિણામ એ આત્માની ઊંચી વિશુદ્ધિ છે; એની અપેક્ષાએ જેને હજી એવો આત્મપરિણામ નથી એ બીજાં દયા-દાનાદિ કાર્ય કરે, સર્વનું હિત ચિંતવે, ને દેશથી (અંશે) અભયદાનના પરિણામવાળો ય હોય છતાં એને ઉતરતી આત્મવિશુદ્ધિ છે.

**સર્વના હિતની ચિંતા કરતાં સર્વ-અભયકરણ પરિણામ ઊંચો કેમ?** આને દૃષ્ટાન્તથી સમજી શકાય. ધારો કે વરસાદ આવે છે, તો 'સર્વનું હિત થાઓ, સર્વ સુખી થાઓ' એવી શુભ ભાવના કરનારો પણ ગૃહસ્થ ઘરકામે બહાર જવાનો અને પાણીના ને બીજા જીવો એની પ્રવૃત્તિથી મરવાના; ત્યારે સકલસત્ત્વહિતાશય અર્થાત્ સર્વજીવ-અભય-કરણના પરિણામવાળો સાધુ 'મારાથી કોઈ જીવ ન મરો' એ બુદ્ધિથી વરસાદમાં બહાર નહિ જાય; એટલું જ નહિ પણ ખાનપાન પર પણ અંકુશ મૂકશે, 'રખેને એ ખાનપાન લેવા જવામાં અને ભોજન પછી શૌચ માટે બહાર જવામાં પાણી વગેરેના જીવ મરે!' આ તકેદારીમાં કામ કરતા અંતરાત્માના સકલસત્ત્વહિતાશયરૂપી પરિણામ પેલા ગૃહસ્થના પરિણામ કરતાં બહુ ઊંચા પરિ-ણામ છે, વિશુદ્ધિ ઊંચી છે, એ નિશંક છે. માટે જ ભાવનાત્મક સર્વજીવની હિતચિંતા કરતાં સક્રિય

સર્વજીવ-હિતાશય, સર્વજીવ અભયકરણ–પરિણામ એ બહુ ઊંચો ભાવ છે, અને એ સાધુને જ હોઈ શકે. કેમકે એ સાધુપણું લેતાં જીવનભર માટે હિંસા, જૂઠ, પરિગ્રહ વગેરે પાપોનો ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરે છે, અને એથી આ જીવનમાં ક્યારે ય પણ એ જરાક પણ પાપ કરવાની વૃત્તિને તોડી સકલસત્ત્વહિતાશય અર્થાત્ સર્વ જીવોને પોતાની તરફથી અભયદાનનો નિશ્ચિત આંતર પરિણામ ઊભો કરે છે.

**સર્વહિતાશય વીતરાગપ્રાય અનુત્તર દેવને કેમ નહિ?**–પ્રતિજ્ઞા ન હોય તો ભલે સંયોગવશાત્ હિંસા ન કરે, જૂઠ ન બોલે, પરંતુ 'કોઈ પણ લોગે એ પાપ ન કરૂં, ન કરાવું, કરનારમાં અનુમતિ–ભાગલાગો ન રાખું" એવું માનસિક ધોરણ નથી, તેથી જ સકલ જીવોને અભયદાનનો જીવનભરથી નિશ્ચિત આત્મ–પરિણામ ઊભો નથી કર્યો; માટે એ સકલસત્ત્વહિતાશય નથી. એ તો એવી પ્રતિજ્ઞા અને જીવન હોય તો જ હોઈ શકે. એટલા જ માટે અનુત્તરવાસી દેવ, કે જે વીતરાગ-સમાન છે, નિર્વિકાર છે, એ જીવનભર માટે હિંસાદિની પ્રવૃત્તિથી રહિત હોવા છતાં પ્રતિજ્ઞા ન હોવાથી સકલસત્ત્વહિતાશયરૂપ ચારિત્રવાળા નથી કહેવાતા. આમ તો ત્યાં દિવ્ય સામગ્રી છે, ઝુંબખડે ૬૪–૩૨–૧૬–૮ મણના મોતીઓ લટકે છે, એ પવનની લહેરે પરસ્પર અથડાવાથી મધુરા સંગીતના નાદ પેદા કરે છે, દેવ અવધિજ્ઞાનમાં નીચેના સ્વર્ગની ક્રીડા વિલાસમાં રક્ત દેવાંગનાઓય દેખી શકે છે, છતાં એમને આ કશું જ જોવા–સાંભળવા વગેરેનો કોઈ વિકાર કે ઉત્સુકતા સરખી નથી. છતાં 'આ ન જ જોવા' એવી પ્રતિજ્ઞારૂપ વૃત્તિ નિશ્ચિત કરી નથી. પાપનો વિચારમાત્ર ભલે નથી, પરંતુ પ્રતિજ્ઞા દ્વારા પાપનો સાપેક્ષભાવ તોડ્યો નથી. માટે સકલસત્ત્વહિતાશય નથી. એ પ્રતિજ્ઞાથી આવે. એમાં હિંસાની જેમ જૂઠ–અદત્તાદાન વગેરેના ત્યાગની ય પ્રતિજ્ઞા કરવી પડે, કેમકે જૂઠ વગેરે સરવાળે બીજા જીવને દુઃખકારી બનવા સંભવ છે. તો એ પાપો પણ ન જ કરવાની પ્રતિજ્ઞાબદ્ધ નિશ્ચિત વૃત્તિમાં પણ આ ભાવ રહ્યો છે કે 'કોઈ પણ જીવને દુઃખ ન કરૂં".

**પ્રતિજ્ઞાનું રહસ્ય:**–સારાંશ, સકલસત્ત્વહિતાશયના ભાવમાં અસત્યાદિ સર્વ પાપના ત્યાગની પ્રતિજ્ઞાનો ભાવ સમાવિષ્ટ છે, ને એ પ્રતિજ્ઞાથી સર્વ પાપ સાથેનો સાપેક્ષભાવ મૂકી દેવામાં આવે છે. ઈતરમતોમાં યમ–નિયમમાં અહિંસા-સત્ય વગેરેની વાતો છે પરંતુ પાપના સાપેક્ષભાવનો ત્યાગ અને પ્રતિજ્ઞા–વિરતિધર્મનું મહત્ત્વ એમને ખ્યાલમાં નથી. જૈનદર્શન આ સૂક્ષ્મતા સુધી જાય છે કે અનુત્તરવાસી જેવા દેવ પણ મહા યમ–નિયમવાળા છતાં વિરતિવાળા યાને સકલસત્ત્વહિતાશયવાળા નથી.

અહીં સમજવા જેવું છે કે જીવની આંતરવૃત્તિ હિંસાદિ સાથે સાપેક્ષતાવાળી એટલે શું? એજ કે જરૂર પડ્યે એ હિંસાદિ કરી લેવાની છૂટવાળી. એટલે જો કહેવામાં આવે કે 'પ્રતિજ્ઞા કર કે યાવજ્જીવ હિંસા નહિ કરૂં, જૂઠ નહિ બોલું, તો જ તારી મલિન વૃત્તિઓ દબાશે,' ત્યારે એ ગભરાય છે, તૈયાર નથી. પ્રતિજ્ઞાની વાત આવે તો હાથ જોડે છે, 'ના, ભાઈસાબ! પાપ કરીશ નહિ, પણ બાધા નહિ;' કેમકે ચિત્તમાં સાપેક્ષભાવ છે કે 'બાધા ન હોય તો જરૂર પડ્યે પાપ કરી શકાય.' આ હોય ત્યાં સકલસત્ત્વહિતાશય શી રીતે હોઈ શકે? 'પંચવસ્તુ' શાસ્ત્રમાં કહી દીધું કે 'न य गिहवासे अविगलं तं'–ઘરવાસમાં સંપૂર્ણ પરહિત-કરણૈકરતિ ન હોઈ શકે, કેમકે ત્યાં સર્વ જીવોને અભયકરણનો ભાવ નથી

**આ સકલસત્ત્વહિતાશય સામાયિકાદિગત વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યંગ્ય છે.** અહીં અભિવ્યંગ્યના બે અર્થ થઈ શકે,–(૧) અભિવ્યક્ત યાને પ્રગટ જણાવા યોગ્ય, અને (૨) અભિવ્યક્ત (પ્રગટ) થવા યોગ્ય. આમાં પહેલામાં, અંતરાત્મામાં પ્રગટ તો થઈ ગયો હોય પરંતુ બાહ્ય ચિહ્ન–સામાયિકાદિની શુદ્ધ ક્રિયાથી જણાય કે તે છે. બીજામાં, પ્રગટ જ નહિ છતાં બાહ્ય ઉપાય સામાયિકાદિની શુદ્ધ ક્રિયાથી પ્રગટ થઈ શકે.

(૧) 'અભિવ્યંગ્ય'નો પહેલો અર્થ 'બહાર જણા-

વા યોગ્ય':-(૧) સર્વજીવહિતાશય અંતરાત્મામાં પ્રગટ થયો હોય છતાં બહારથી અદૃશ્ય છે, પરંતુ સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ વગેરે ચારિત્રમાં આચરાતાં વિશુદ્ધ અનુષ્ઠાન યાને નિર્દોષ ચર્યાથી એ અભિવ્યંગ્ય છે, જણાય એવો છે. એ ક્રિયાઓ જ એવી છે કે એ જોઇને સહેજે અનુમાન થાય કે એની પાછળ સકલસત્ત્વહિતાશય અર્થાત્ સર્વજીવ-અભયકરણનો પરિણામ હોવો જોઇએ. ચાલવું તો જીવ ન મરે એ જોઇને જ, બોલવું તો મુખ આગળ મુખવસ્ત્રિકા રાખીને જ, અને કોઇને જરાય અપ્રિય ન લાગે એ રીતે. આહારપાણી ગ્રહણ-ભોજનવિધિ પણ જીવરક્ષાની મુખ્ય ચિંતા રાખીને; કંઈ લેવું મૂકવું તે પણ જીવ ન મરે એટલા માટે પૂંજી પ્રમાર્જીને જ; અરે! બેસવું તે પણ પગ અને ભૂમિ કે આસનને આગળ પાછળ પૂંજીને. આમ આ ગમનાગમનમાં, ભાષણમાં, આહારવિધિ-આદિમાં સાવધાની એ પાંચ 'સમિતિ' કહેવાય; મન-વચન-કાયાની પ્રવૃત્તિમાં સંયમન એ ત્રણ ગુપ્તિ કહેવાય. સાધુજીવનની અનેક ચર્યાઓ, જેવી કે જ્ઞાનાચાર-દર્શનાચારાદિ પંચાચાર, ઇચ્છાકાર-મિથ્યાકારાદિ દશવિધ સામાચારી, ચરણસિત્તરી-કરણસિત્તરીના ૭૦-૭૦ પ્રકાર, આવશ્યક-સ્વાધ્યાય પ્રતિલેખના (પડિલેહણ) વગેરે મુનિચર્યા ....આ બધામાં આંતરિક સકલજીવહિતાશય, સર્વજીવ-અભયદાનનો ભાવ બહાર વ્યક્ત દેખાય છે. મુનિની ચર્યા જોતાં દેખાય કે આમનામાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવો સુદ્ધાં સર્વ જીવો પ્રત્યે કેટલી બધી કરુણા છે! અહો! કેવી સુંદર નિર્દોષ ચર્યા આચરે છે કે જેમાં આ જાગૃતિ છે કે 'ક્યાંય કોઇ પણ જીવનું અહિત ન કરાઓ, કોઇને ય લેશ પણ દુઃખ ન કરાઓ.' 'અભિવ્યંગ્ય'ના એક અર્થની આ વાત થઇ.

(૨) '**અભિવ્યંગ્ય'નો બીજો અર્થ**-પ્રગટ થવાને યોગ્ય એટલે કે, એ સકલસત્ત્વહિતાશય હજી અંતરમાં પ્રગટ્યો નથી, કિન્તુ સામાયિકાદિગત શુદ્ધ ક્રિયામાં એ સામર્થ્ય છે કે એને પ્રગટાવે. શુદ્ધ બાહ્ય ક્રિયા એ ઉપાય છે, એનાથી અંતરાત્મામાં સકલસત્ત્વહિતાશય પ્રગટ્યો ન હોય તો પ્રગટ થવા યોગ્ય છે. સામાયિક ઉચ્ચર્યું, મહાવ્રતો લીધાં, એ વખતે સંભવ છે કે આંતરિક સકલસત્ત્વહિતાશયનો આત્મપરિણામ ન ય જાગ્યો હોય; કેમકે એના માટે અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાનીય ઉપરાંત પ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમની જરૂર છે, (જુઓ ભાગ-૧) અને તે ન પણ પ્રગટ્યો હોય એમ બને; છતાં આ મુનિચર્યાઓનો એવો પ્રભાવ છે કે એને પ્રગટાવી આપે.

પ્ર૦-'સામાયિકાદિગત વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યંગ્ય'નો બીજો અર્થ તો એમ સૂચવતો લાગે છે કે પહેલી આ ક્રિયા આવે પછી સકલસત્ત્વહિતાશય પરિણામ જાગે. તો જ્યાં કોઇને પહેલાં જ એ પરિણામ જાગ્યો તેનામાં એ વિશેષણ કેમ ઘટશે?

ઉ૦-**વિશેષણ** એ રીતે ઘટી શકશે કે ત્યાં, સામાયિકાદિ-તરીકે શ્રાવક પ્રતિમાની અંતર્ગત જે સામાયિક, પોષધ, કાયોત્સર્ગ પ્રતિમા....યાવત્ છેલ્લી શ્રમણપ્રતિમા, એના અભ્યાસથી સકલસત્ત્વહિતાશય અભિવ્યક્ત થવાને યોગ્ય છે. સામાન્ય વિકાસક્રમ આ છે કે શ્રાવકપણાનાં દેશવિરતિ-બાર વ્રત અને શ્રાવકપ્રતિમાનું પાલન કરતાં કરતાં સર્વવિરતિના પરિણામ અર્થાત્ સકલસત્ત્વહિતાશય પ્રગટે. પરંતુ તીર્થંકરદેવ વગેરેને એ પાલન વિના પણ યાવજ્જીવનું સર્વસામાયિક ઉચ્ચરતાં સર્વવિરતિ-પરિણામ, સકલસત્ત્વહિતાશય સર્વજીવ-અભયકરણ પરિણામ પ્રગટે છે, એ સામાયિક-ઉચ્ચારણની ક્રિયાથી પ્રગટ થનાર કહેવાય-એમ એ આંતર પરિણામ પછીની બાહ્ય ક્રિયાથી પ્રગટ જણાતો પણ કહેવાય. એવો આત્મપરિણામ એ સાધુ ધર્મ.

**શ્રાવકધર્મની વ્યાખ્યા**:-હવે શ્રાવકધર્મનું સ્વરૂપ જોઇએ. શ્રાવકધર્મ એ સાધુધર્મની અતિશય અભિલાષાના આત્મપરિણામરૂપ છે, આ અભિલાષા સામાન્ય ઇચ્છા કે વિચાર માત્ર નહિ, કિંતુ ઉત્કટ ઝંખના-**શેની**? સાધુધર્મની એટલે કે સકલસત્ત્વહિતાશયની, અર્થાત્ સર્વજીવ-અભયકરણની,-'ક્યારે ત્રિવિધ ત્રિવિધે હિંસાથી મુક્ત થાઉં, સર્વને અભયનો દાતા થાઉં, અર્થાત્ સમસ્ત સાવદ્ય(સપાપ)

પ્રવૃત્તિ વિનાનું જીવન પામું !'-એવી તીવ્ર અભિલાષા. આ કોઈ ઉછાળો આવ્યા માત્રની નહિ; વૈરાગ્ય-નીતરતું વ્યાખ્યાન સાંભળ્યું, એકદમ સાધુધર્મ લેવાની ભાવના જાગી, પણ પછી ઘરે ગયો, સંસારમાં ભળી ગયો, ને ભાવના મોળી પડી ગઈ, એવી ક્ષણિક ઉછાળાવાળી અભિલાષા નહિ; કિન્તુ હાર્દિક વૃત્તિ જ એવી બની ગઇ હોય કે એને જીવહિંસામય ઘરવાસ ખાવા ધાય, ઉદ્વેગ કરાવ્યા કરે, દૃષ્ટિ અને રુચિ પૂર્ણ અહિંસામય સાધુજીવન પર રહ્યા કરે, હિંસક આરંભ-સમારંભના પ્રસંગે પ્રસંગે થયા કરે કે **'માનવજીવનની આ પ્રાણિહિંસામય વિટંબણા ક્યાં સુધી?'** વેપારીને લાખ રૂપિયા ભેગા કરવા તરફ દૃષ્ટિ છે, તો ભલે વેપાર અમુક ટાઈમે કરે છે, પરંતુ તે સિવાયના સમયે ય વિચાર આવ્યા કરે છે કે કેવી રીતે લાખ ભેગા થાય? એમ વેપાર કરતાં પણ એવી મનોવૃત્તિ જાગ્રત્ રહે છે. એજ રીતે શ્રાવકને સાધુધર્મ પામવાની અભિલાષા ધીખતી હોય, જંપ ન વળે, ઈષ્ટ સુખ સાધન સગવડ આવ્યા કરતા હોય છતાંય 'પેલું (સાધુજીવન) જોઈએ છે, આ નહિ,' એવી આંતરિક વૃત્તિ રહ્યા કરે; એમ જગતનું ઇષ્ટ જાય, અનિષ્ટ આવે, ત્યાં ખેદ નહિ, કેમકે લગની સાધુધર્મની છે.

આ અતિશય સાધુધર્માભિલાષા એ શ્રાવકધર્મ શ્રાવકનાં સ્થૂલ પ્રાણાતિપાત(હિંસા)વિરમણ-વ્રત વગેરે પાંચ અણુવ્રતો, દિક્પરિમાણાદિ ત્રણ ગુણવ્રતો, સામાયિકાદિ ચાર શિક્ષાવ્રતો અને શ્રાવકની ૧૧ પ્રતિમા સંબંધી ક્રિયા, એના અભ્યાસથી એ પ્રગટે છે; કેમકે એમાં હિંસાદિથી પ્રતિજ્ઞાબદ્ધ વિરામ પામવાનું હોય છે,-એટલે નિરંકુશ હિંસાદિ પાપવૃત્તિઓ કપાતી આવે છે; તેથીજ સર્વથા અહિંસક જીવનની અતિશય ઉર્મિ જાગે છે. એમ તો સમ્યગ્દૃષ્ટિ અ-વિરતિ જીવને ય ચારિત્રની અભિલાષા હોય છે, પરંતુ એણે હજી હિંસાદિ પાપવૃત્તિઓને વ્રતથી થોડીય અંકુશમાં લીધી નથી, એટલે અહિંસામયચારિત્રની એની અભિલાષા એવી અતિશય ઉર્મીરૂપ નથી; એ આ શ્રાવકધર્મની વ્યાખ્યાથી સૂચિત થાય છે. સ્થૂલ અહિંસાદિના વ્રતો વગેરેની ક્રિયાનો અભ્યાસ થાય ત્યારે ઉત્કટ સાધુધર્માભિલાષા જાગે છે. ત્રસ-સ્થાવર જીવોના સંહારથી ચાલતો ઘરવાસ ખૂબ ખટકતો હોવાથી એ સર્વથા ન અટકે ત્યાંસુધી પણ એમાં શક્ય સંયમન-નિયમન એ કરી લે છે; એથી સકલસત્ત્વહિતાશય-સર્વજીવાભયકરણ પામવાની અત્યન્ત અભિલાષા હૈયે તરવરતી રહે છે.

શ્રાવકના ૧૨ વ્રત : ૫ અણુવ્રત:—

શ્રાવકના અણુવ્રતમાં **પહેલું સ્થૂલહિંસા વિરમણ** અર્થાત્ હાલતા ચાલતા નિરપરાધી જીવને નિરપેક્ષપણે જાણી જોઈને મારૂં નહિ એવી પ્રતિજ્ઞા. આમાં 'ત્રસ' ન કહેતાં 'હાલતા ચાલતા' એટલા માટે કહ્યા કે મનુષ્યના મળમૂત્રાદિમાં ત્રસ જીવો ઉત્પન્ન થાય છે. ગટર વગેરેના ઉપયોગમાં એનો નાશ થાય છે. શ્રાવકને ત્યાં વ્રત ન ભાંગે એ માટે 'હાલતા ચાલતા' કહ્યું. શ્રાવક દેખે કે આ હાલતો ચાલતો કીડી-કંથવો વગેરે જીવ છે તેને ન મારવાની અહીં પ્રતિજ્ઞા છે. 'નિરપેક્ષપણે' એટલે (૧) એ જીવ મરી જાય એની પરવા કર્યા વિના, તેમજ (૨) જ્યાં કોઈ રોગાદિની અપેક્ષા નથી. દા.ત. જુલાબ વગેરેની કોઇ દવા લે છે ત્યાં કદાચ કૃમિ વગેરે જીવ મરે, પણ એ રોગસાપેક્ષ થયું. (૨) **બીજા સ્થૂલ** અસત્યત્યાગમાં કન્યાદિ મનુષ્ય, ઢોર, જમીન-મકાન માલ,સાક્ષી અને થાપણ સંબંધમાં જૂઠ બોલું નહિ એ વ્રત-આમાં કોઇની ગુપ્ત વાતનું બીજા આગળ પ્રકાશન, બીજાને જૂઠ બોલવાની સલાહ, ખોટા ખત-લેખ, વગેરે અતિચાર ટાળવાના હોય છે. (૩) **ત્રીજું વ્રત સ્થૂલ અદત્તાદાન વિરમણ,** એમાં 'રાજદંડે કે લોકભંડે એવી ચોરી કરૂં નહિ' એવી પ્રતિજ્ઞા; દા. ત. ખીસા કાપવા, ગઠડી ઉપાડવી, ધન-માલ ચોરવા, ગાવલી ખાવી, દાણચોરી, વગેરે વગેરે ચોરીનો ત્યાગ આવે, સાથે ચોરને પ્રોત્સાહન, ખોટાં માપ, વગેરે અતિચાર ન સેવવા સાવધાની. (૪) **ચોથા સ્થૂલ મૈથુનવિરમણ વ્રતમાં** પરસ્ત્રી-ત્યાગ અને સ્વસ્ત્રીમાં સંતોષ-સંયમન આવે. ત્યાં અનંગક્રીડાદિ તજવા સાવધાની રાખવાની. (૫) **પાંચમા**

**પરિગ્રહ–પરિમાણ વ્રતમાં** પરિગ્રહનું માપ નક્કી કરી એથી અધિક નહિ રાખવાની પ્રતિજ્ઞા.

**ત્રણ ગુણવ્રતમાં, પહેલા દિશાપરિમાણવ્રતમાં** ચારે બાજુ અને ઊંચે નીચે નક્કી કરેલી મર્યાદાથી બહાર નહિ જવાની પ્રતિજ્ઞા–**બીજા ભોગોપભોગ-પરિમાણ વ્રતમાં** ભોગ્ય ધાન્ય–શાકભાજી-ફળ-મેવા વગેરે નક્કી કરી તે સિવાયનો ત્યાગ; ૨૨ અભક્ષ્ય, ૩૨ અનંતકાય, રાત્રિભોજનનો ત્યાગ; ૧૫ મહા-પાપભર્યા કર્માદાનના ધંધાનો ત્યાગ; તેમજ રોજના માટે અમુક અમુક જ ભોગ–ઉપભોગનું નિયમન; દા. ત. વસ્તુ ૧૦થી વધુ નહિ ખાઉં, વસ્ત્ર ૧૦થી વધુ નહિ વાપરૂં,....વગેરે.

**ત્રીજા ગુણવ્રત અનર્થદંડ-વિરમણવ્રતમાં** હિંસક સાધનનું પ્રદાન, પાપોપદેશ અને દુર્ધ્યાન, એ ત્રણથી દૂર રહેવાનું, તથા ચોથું પ્રમાદાચરણ જેવાં કે શોખનાં સ્નાન, ખેલ–સિનેમા–પ્રદર્શન–તમાશાદિનાં નિરીક્ષણ, શોખ માટે પશુ પંખીના પાલન, વગેરે કરવાનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ.

**ચાર શિક્ષાવ્રતમાં,** (૧) **સામાયિક** –બે ઘડી પાપ-પ્રવૃત્તિના પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગપૂર્વક સમભાવ-દાયી સ્વાધ્યાય કરવો, (૨) **દેશાવકાશિક**–વ્રતોની મર્યાદામાં સંક્ષેપ કરી નિયત સ્થાનમાં રહેવું. (૩) **પૌષધ**–દિવસ રાત્રિભર સામાયિકપૂર્વક આહાર ત્યાગ, શરીર સત્કાર ત્યાગ, વ્યાપાર ત્યાગ, ને બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા, તથા (૪) **અતિથિસંવિભાગ**–ઉપવાસ–પૌષધપૂર્વક પારણે મુનિને દાન કર્યા પછી એકા-સણું કરવું તે. આ સામાયિકાદિ ચાર રોજ માસિક યા વાર્ષિક અમુક સંખ્યામાં કરવાનું નક્કી કરવું.

**શ્રાવકની ૧૧ પ્રતિમામાં,** ૧ સમ્યગ્દર્શન–૨ વ્રત (શ્રાવકનાં વ્રત) ૩ સામાયિક ૪ પોષધ–૫ પ્રતિમા (કાયોત્સર્ગ)–૬ બ્રહ્મચર્ય–૭ સચિત્તત્યાગ–૮ આરંભત્યાગ–૯ પ્રેષ્ય(નોકર)ત્યાગ–૧૦ ઉદ્દિષ્ટ-(પોતાના નિમિત્તે કરેલ આહારાદિ) ત્યાગ અને ૧૧ શ્રમણપ્રતિમા છે. આમાં પહેલી ૧ માસ, બીજી ૨ માસ, ત્રીજી ૩ માસ....એમ ૧૧ મી શ્રમણપ્રતિમા ૧૧ માસ આરાધવાની હોય છે, અને એમાંય પછી પછીની પ્રતિમાના આરાધન વખતે પૂર્વની બધી પ્રતિમાની આરાધના ચાલુ રાખ-વાની હોય છે. પ્રતિમા એટલે વિશિષ્ટપ્રતિજ્ઞાબદ્ધ સાધના, તે એવી કે (૧) દેવતાઇ પણ ઉપદ્રવ આવે તો ય એમાંથી ચલિત થવાનું નહિ, તથા (૨) સાધના ઉત્સર્ગમાર્ગે કરવાની તેમજ (૩) કોઇ પણ અતિચાર લાગવા દેવાનો નહિ, એટલા તન્મય થઇને કડકપણે સાધના કરવાની. આમાં પાંચમી 'પ્રતિમા' નામની પ્રતિમામાં પર્વતિથિએ પોષધ સાથે શૂન્ય ઘર વન, શ્મશાન વગેરેમાં રાતભર કાયોત્સર્ગ ધ્યાનમાં જ ઊભા રહેવાનું. સાતમીમાં સચિત્ત-સજીવ વસ્તુનો ખાનપાનમાં બિલ્કુલ ઉપયોગ નહિ કરવાનો. આઠમીમાં જીવ-હિંસામય આરંભ–સમારંભના કાર્યનો ત્યાગ. નવમીમાં નોકર મોકલીને પણ પોતાનું કાર્ય ન કરાવવું. અગિયારમીમાં માથે શિખા (ચોટી) માત્ર રાખી સાધુની જેમ ૧૧ માસ રહેવાનું–પાળવાનું–એમાં પછી ભાવ વધે તો મુનિ–દીક્ષા લે, નહિતર પ્રતિમા–સમય પૂર્ણ કરી ઘરમાં રહે.

**ધર્મ એ આત્મપરિણામ કેમ?:—**

આ ૧૨ વ્રતો અને ૧૧ પ્રતિમાના પાલનથી પૂર્વે કહેલા સકલસત્ત્વહિતાશય–સર્વજીવાભય-કરણરૂપ ચારિત્રની ઉત્કટ અભિલાષા હૈયે તરવરતી રહે છે, એ દેશવિરતિ શ્રાવકધર્મ છે. સકલસત્ત્વ-હિતાશય એ સાધુધર્મ છે. બંને ધર્મને અહીં આત્મપરિણામરૂપ કહ્યા; કેમકે તાત્ત્વિક આભ્યન્તર ધર્મ એ મોહનીય કર્મના ક્ષયોપશમરૂપ છે, અને ક્ષયોપશમભાવ એ ઔદયિક વગેરે ભાવની જેમ આત્માનો જ ભાવ છે, આત્માનો જ પરિણામ છે. અ યારસુધી તેવા તેવા કષાયકર્મના ઉદય–ઔદયિક ભાવ પ્રગટ હોવાથી દેશવિરતિ આદિ ધર્મ પ્રગટ નહોતો, તે હવે એ કર્મનો ક્ષયોપશમ થવાથી પ્રગટ થાય છે. એ ક્ષયોપશમ આત્માનો વિશુદ્ધ પરિ-ણામ છે. બાહ્ય ક્રિયાઆચારને બદલે આ ક્ષાયો-પશમિક આત્મપરિણામને ધર્મ કહેવાનું કારણ એ છે કે ધર્મ તો કર્મના ઉદયથી પણ થાય. સંભવ છે કે જેને માનાકાંક્ષા યા સ્વર્ગીય સુખાદિકાંક્ષા હોય તો એ માટે એ બાહ્ય ક્રિયા–આચાર આદરે,

પરંતુ એ કાંઇ વાસ્તવ ધર્મરૂપ નથી. એ તો લોભ-કર્મની પ્રેરણા છે, મોહના ઔદયિક ભાવનો એક ચાળો છે. ત્યાં લક્ષ માનપ્રાપ્તિ કે ભૌતિક સુખ-પ્રાપ્તિ પર છે, માટે બાહ્ય ધર્મક્રિયા કરવા છતાં આત્મપરિણામ મલિન છે, એ વાસ્તવધર્મ નહિ. એટલે જ અહીં ક્ષાયોપશમિક ભાવરૂપ આંતરિક સાધુધર્મ–અભિલાષાતિશય અને સકલસત્ત્વહિતાશયના આત્મપરિણામને ધર્મ કહેવામાં આવ્યો.

**ધર્મ ઔદયિક નહિ,ક્ષાયોપશમિક ભાવથી કેમ?:**

આ પરથી વિચારવા જેવું છે કે આપણે દાન–શીલ–તપ વગેરે, ક્ષમા–નમ્રતા–નિઃસ્પૃહતા, દેવપૂજા–ગુરુભક્તિ-સાધર્મિકભક્તિ, જપ–સ્તોત્ર–ધ્યાન વગેરે જે કોઈ ધર્મસાધના કરતા હોઇએ તે કોઇ મોહની પ્રેરણાથી તો નથી કરતા ને? કાંઇ માન લેવા, જશ ખાટવા, કોઇની હરિફાઈ કરવા, કોઈ પરની રીસથી, પૈસા–ટકા–પુત્રાદિ મેળવવા માટે,–આવા કોઇ આશય હશે તો તે મોહનીય કર્મની પ્રેરણા યાને ઔદયિક ભાવથી થતો ગણાશે. એથી થતી ક્રિયા ધર્મકોટિમાં નહિ આવે. કેવળ, પાપથી બચવા અને રાગદ્વેષાદિ તથા કર્મ ઓછા થવા પૂર્વક આત્મશુદ્ધિ ખીલવવા માટે ધર્મક્રિયા થાય તો તે ક્ષયોપશમથી થઈ ગણાય.

(લ૦–) नायं भगवदनुग्रहमन्तरेण, विचित्रहेतुप्रभवत्वेऽपि महानुभावतयास्यैव प्राधान्यात् । भवत्येवैतदासन्नस्य भगवति बहुमानः । ततो हि सद्देशनायोग्यता । ततः पुनरयं नियोगतः । इत्युभयतत्त्वभावतया तदाधिपत्यसिद्धेः कारणे कार्योपचाराद् धर्मं ददतीति धर्मदाः ॥ २० ॥

**અર્થ:–ભગવાનના અનુગ્રહ વિના આ (ધર્મ) પ્રાપ્ત થતો નથી, કેમકે જો કે એ જુદા જુદા કારણોથી ઉત્પન્ન થાય છે, છતાં (એમાં) આ અનુગ્રહ જ અચિંત્ય શક્તિશાળી હોવાથી પ્રધાન (કારણ) છે. ધર્મની નજીક થનારને ભગવાન પર બહુમાન થાય જ છે, (અને બહુમાન એ જ અનુગ્રહ છે,) તથા એમાંથી સદ્દેશનાની યોગ્યતા જન્મે છે. ત્યારે એમાંથી આ (ધર્મ) અવશ્ય પ્રગટે છે. એટલે ધર્મ અને ભગવદ્દબહુમાન ઉભય કાર્યકારણસ્વભાવવાળા હોવાથી ભગવદ્દબહુમાનનું આધિપત્ય (કારણોમાં પ્રધાનભાવ) સિદ્ધ થાય છે, માટે જ કારણ (ધર્મ દેશના યોગ્યતા)માં કાર્ય (ધર્મ)નો ઉપચાર કરીને કહ્યું અરિહંત 'ધર્મને આપે છે તેથી ધર્મદાતા' છે.**

**વિવેચન:- એ રીતે અરિહંતનો અનુગ્રહ:**–હવે એ વિચાર છે કે આ શ્રાવક–સાધુધર્મ આવે શી રીતે? ગ્રંથકાર કહે છે કે અરિહંત ભગવાનના અનુગ્રહ યાને પ્રભાવ વિના એ પ્રગટ થઈ શકતો નથી. અલબત એમાં ગુરુસંયોગ, જીવની તેવી યોગ્યતા, અન્ય અનુકૂળ સંયોગ–પરિસ્થિતિ વગેરે કારણો ય હેતુભૂત છે, પરંતુ તે બધાં કારણોમાં ભગવદ્–અનુગ્રહ એ પ્રધાન કારણ છે, કેમકે એ મહાપ્રભાવી છે, મહા સામર્થ્યશાળી છે. પંચસૂત્રમાં કહ્યું છે अचिंतसत्तिजुत्ता हि ते महाणुभावा.... તે અરિહંત ભગવંતો અચિંત્ય સામર્થ્યવાળા છે, અમે મૂઢ છીએ પાપી છીએ, ખરેખર અજ્ઞાની છીએ, પ્રાર્થીએ છીએ કે અરિહંતના પ્રભાવે અમે જ્ઞાન પામીએ.' સમર્થ શાસ્ત્રકારની આ ઉક્તિ અસદ્ અતિશયોક્તિ કે માત્ર પ્રશંસોક્તિ નથી, વાસ્તવ ઉક્તિ છે, દિલની પ્રાર્થના છે, એમ સમજીને જ કે આત્મહિતમાં અરિહંતનો અચિંત્ય પ્રભાવ એ મુખ્ય કારણ છે. એક તો, અરિહંત પ્રભુએ ધર્મ-સડક કરી તો જ એ માર્ગે ચાલીને આત્મઉન્નતિ થાય છે. જગતમાં ધર્મસડક જ ન હોત તો એ ચાલવાનું જ ક્યાંથી શક્ય હતું? તેથી એના પ્રણેતા અરિહંત પ્રભુનો અનુગ્રહ જ મુખ્ય કારણ કહેવાય. એમ બીજું એ કે અરિહંતનાં ધ્યાન–જાપ–સ્મરણ–સ્તુતિ–પૂજા–વંદના–આજ્ઞા પાલનથી આત્મહિત થાય છે, એ ત્યાં કેન્દ્રસ્થાને અરિહંત છે અર્થાત્ ધ્યાનાદિમાં આલંબન અરિહંતનું છે માટે; તેથી જ અરિહંત કોઈ અચિંત્ય પ્રભાવવાળા સિદ્ધ થાય છે, એટલે ભગવત્પ્રભાવ એ મુખ્ય કારણ છે.

**ભવવિરાગ વિના ઈશ્વરાર્પણ એ દંભ**–તો એ પ્રભાવ ધર્મપ્રાપ્તિ પૂર્વે હોવો જોઇએ ને? હા, છે જ, કેમકે એનું કાર્ય આ દેખાય છે કે ધર્મની નજીક આવેલાને ભગવદ્દબહુમાન થાય જ છે, પછી

જ એ ધર્મ પામે છે. આ બહુમાન 'અભયદયાણં' પદની વ્યાખ્યામાં કહ્યું તેમ ભવનિર્વેદ-ભવવૈરાગ્ય રૂપ છે, એ જ સાચું ભગવદ્બહુમાન છે. ભવવૈરાગ્ય હોય નહિ, ને 'જે કરે તે બધું મને અર્પિત કર' એમ ઈશ્વરના આદેશથી અર્પણ કર્યાનું મન મનાવે, એથી કલ્યાણ થાય નહિ. એ તો આંધળિયાં છે. મૂળમાં ભવવૈરાગ્ય-વિષયવૈરાગ્ય ન હોવાથી બધીયે અર્થકામની મોજ કરતો રહેવાનો. એમાં યમ, નિયમ,ત્યાગ, વિરતિ,અનાસક્તિ,આત્મદર્શન વગેરે ક્યાંથી આવવાના? માટે વૈરાગ્ય પહેલો જોઈએ. એમાંથી જીવમાં, આગળ કહેશે તે, સમ્યગ્ દેશના ઉપદેશ સાંભળવાની યોગ્યતા જન્મે છે. પછી એથી ધર્મ અવશ્ય પ્રગટે છે. એટલે ધર્મ અને ભગવદ્-બહુમાન વચ્ચે કાર્યકારણભાવ સિદ્ધ થતો હોવાથી કારણભૂત બનેલ ભગવદ્બહુમાનનું અન્ય કારણો પર આધિપત્ય આવ્યું, યાને પ્રધાનભાવ સિદ્ધ થયો.

પ્ર૦-ઠીક છે, તો પણ ભગવદ્બહુમાનથી સદ્-દેશનાની યોગ્યતા આવતી હોઈ ભગવાન સદ્દેશના-યોગ્યતાના દેનારા કહેવાય, તો અહીં 'ધમ્મદયાણં' પદથી ધર્મદાતા કેમ કહ્યા?

ઉ૦-સદ્દેશના યોગ્યતા ધર્મનું કારણ છે, ધર્મ એનું કાર્ય છે. કાર્યનો કારણમાં ઉપચાર કર્યો, અર્થાત્ કારણને કાર્ય 'ધર્મ' શબ્દથી સંબોધ્યું. દા.ત. 'દૂધ મારૂં જીવન છે,' અહીં ખરી રીતે જીવન આયુષ્યકર્મનો ઉદય છે, પરંતુ એને અકાળે તૂટી જવા ન દેતાં ટકાવવામાં કારણભૂત દૂધ છે, તો દૂધમાં કાર્યરૂપ 'જીવન' શબ્દનો ઉપચાર કર્યો. એમ સદ્દેશના યોગ્યતાને 'ધર્મ' તરીકે સંબોધી ભગવાન ધર્મના દેનારા છે એમ કહ્યું. ધર્મના દેનાર તે ધર્મદાતા. ॥૨૦॥

# ૨૧. ધમ્મદેસયાણં

(લ૦-) तथा 'धम्मदेसयाणं'। तत्र धर्मः प्रस्तुत एव, तं यथाभव्यमभिदधति तद्यथा,-"प्रदीप्तगृहोदर-कल्पोऽयं भवो, निवासः शारीरादि-दुःखानां, न युक्त इह विदुषः प्रमादः, यतोऽतिदुर्लभेयं मानुष्यावस्था, प्रधानं परलोकसाधनं, परिणामकटवो विषयाः, विप्रयोगान्तानि सत्सङ्गतानि, पातभयातुरमविज्ञातपातमायुः। तदेवं व्यवस्थिते विध्यापनेऽस्य प्रवर्त्तितव्यम्।

**અર્થ:-હવે 'ધમ્મદેસયાણં' પદની વ્યાખ્યા. એમાં 'ધર્મ' પ્રસ્તુત છે તે જ. એને (શ્રોતા જીવ) જેવો યોગ્ય, તદનુસાર (ભગવાન) બતાવે છે. તે આ પ્રમાણે,-"આ સંસાર સળગી ઉઠેલા ઘરના મધ્ય ભાગ જેવો છે, શારીરિક વગેરે દુ:ખોનું ધામ છે. સમજુને અહીં પ્રમાદ યોગ્ય નથી; કેમકે આ મનુષ્ય-અવસ્થા અતિદુર્લભ છે. પરલોકની સાધના એ જ મુખ્ય છે, વિષયો પરિણામે કડવા છે. સારા પણ સંયોગો વિયોગઅંતવાળા છે. આયુષ્ય પડવાના ભયથી પીડિત છે, ક્યારે પડે તેની ખબર નથી પડતી. આ પ્રમાણે હોવાથી એ સંસાર-આગને ઉપશમ કરવો જોઈએ.**

**વિવેચન**-હવે 'ધમ્મદેસયાણં' પદની વ્યાખ્યા ચાલે છે. એનો અર્થ,-ધર્મના દેશકને નમસ્કાર હો. એમાં ધર્મ એટલે પૂર્વે કહ્યો તે શ્રાવક ધર્મ અને સાધુધર્મ પ્રસ્તુત છે. ભગવાન એવા ધર્મનો ઉપદેશ જીવની યોગ્યતા મુજબ કરે છે, જીવ જેવો યોગ્ય તેવો એને સાધુ ધર્મ યા શ્રાવકધર્મ ફરમાવે છે. તે પણ ભૂમિકા બાંધીને ઉપદેશે છે. જેથી જીવને તરત એની પ્રેરણા થાય. એ ભૂમિકા શી છે? એ જ કે ધર્મ શા માટે જરૂરી છે? ધર્મ વિના શું ભયંકર બગડી રહ્યું છે? એવી શી ગાઢ આવશ્યકતા ધર્મની ઊભી થઈ છે? એનું સચોટ મૂળ જો બતાવ્યું હોય તો તે સાંભળી જીવ વિચારમાં પડી જાય, પોતાની અનાદિની ચાલ પલટે, અને ધર્મ માટે સજાગ બની જાય, ખડો થઈ જાય, ડગલાં ભરવા માંડે. એથી અરિહંત ભગવાન ભૂમિકામાં આ પ્રમાણે ફરમાવે છે,—

**સંસારને સળગતા ઘરની ઉપમા:**-હે ભવ્યાત્મન્! આ સંસાર સળગી ઉઠેલા ઘરના મધ્ય ભાગ જેવો છે. ચારે બાજુ આગ લાગી ભડકા ઉઠ્યા હોય એવા ઘરની અંદર કેટલો તાપ, સંતાપ, ભય અને વિહ્વળતા હોય? એમાં સર્વસ્વ નષ્ટ થતું લાગે! એમજ અંદર રહી ગયા તો જીવન પણ જોતજોતામાં ખતમ થયું દેખાય! બસ, સંસા-

રમાં આવું જ છે. અજ્ઞાન સહિત કષાયો અને અનિષ્ટ કર્મોદયોના તાપ છે, રાગદ્વેષાદિના તણખા છે. આધિ-ઉપાધિ-શોક-ખેદના સંતાપ છે; આહારાદિ સંજ્ઞાઓ ને ચંચળ સંયોગોથી વિહ્વળતા છે, અનેક પ્રકારના ભય તો ખડા જ છે. પુણ્ય સંપત્તિ ખતમ થવા પર છે, અને એવા સંસારમાં ઠેઠ સુધી ફસાઇ રહ્યા તો ઉત્તમ ધર્મજીવનની તક ખલાસ છે!

**સંસાર એટલે દુઃખ**:-હે મહાનુભાવ! આવા આગગ્રસ્ત ગૃહના મધ્ય જેવો સંસાર શારીરિક દુઃખો, માનસિક દુઃખો, કૌટુંબિક દુઃખો, આર્થિક દુઃખ તથા અપમાન-પરાભવ સંબંધી દુઃખ વગેરે અનેકાનેક દુઃખોનું ઘર છે. એમાં રોગ, શોક, નિરાશા, કૌટુંબિક ચિંતા, દરિદ્રતા, પરાધીનતા, પરાભવ, માર, ત્રાસ વગેરે અનેકાનેક જાતની પીડા બહુ સુલભ છે. સંસારમાં દુઃખની નવાઇ નથી. જીવ ગમે તેટલી સુખાભિલાષા અને સુખાર્થ પ્રયત્ન કરે છતાં એને બહુધા દુઃખો જ ભેટવા તૈયાર છે, કેમકે સંસાર! સંસાર હોય અને દુઃખ ન આવવાની આશા રાખો એ મિથ્યા છે. સંસાર હોય એટલે દુઃખ સહેજે હોય.

આ સ્થિતિમાં હે સુજ્ઞ! જરાય ગફલતમાં ન રહેવું; કેમકે દુઃખ-ત્રાસ-વિટંબણાના ઘરમાં સમજુ માણસથી નિરાંતે કેમ બેસાય? પોતાની દુઃખદ પરિસ્થિતિ તરફ આંખમિંચામણા કેમ જ કરાય? એવા ભવવાસમાં જકડી રાખે એવી પ્રમાદી પ્રવૃત્તિમાં પડ્યા કેમ રહેવાય?

**મનુષ્યપણું દુર્લભઃ**-હે ભાગ્યવાન્! ભૂલવા જેવું નથી કે આ તો અદ્‌ભુત માનવકાળ મળ્યો છે, આગમાંથી બહાર ભાગી છૂટાય એવો અવસર! ત્યાં પ્રમાદ, ગફલત અને ઊંધાં વેતરણ કરાય? જરાય નહિ, કેમકે મનુષ્યપણાની અવસ્થા અતિ દુર્લભ છે, મેળવવી ઘણી જ કઠિન છે. દેખાય છે ને કે જગતમાં નિગોદના અનંતાનંત જીવો અને કણે કણે કે બિંદુ બિંદુએ અસંખ્યાત પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાયના જીવો, એમ અસંખ્ય કીડા વગેરે જંતુઓ, અસંખ્યાતા પશુપંખી-માછલાં વગેરે,-સમસ્ત જીવોની સામે મનુષ્યોની સંખ્યા કેટલી? એ સૂચવે છે કે મનુષ્યપણું દુર્લભ છે. મનુષ્ય જલ્દી થવાતું નથી, મોતીનો ચૂરો કરી મેરુ પર્વતના શિખર પરથી ચારે બાજુ ફૂંકી નાખ્યા પછી હવે એ ઉડી ગયેલ રજકણોને ભેગા મળી ફરી પાછું મોતીરૂપ બનવાનું કેટલું બધું મુશ્કેલ! એ દૃષ્ટાન્તથી મનુષ્ય ભવ એકવાર પ્રમાદમાં ગુમાવી નાખ્યા પછી ફરી એ પ્રાપ્ત કરવાની મહામુશ્કેલી સમજવાની છે.

**પરલોકસાધના પ્રધાન છેઃ**-હે ઉત્તમ જીવ! આટલો બધો દુર્લભ મનુષ્યભવ પાછો વિશિષ્ટ કોટિનો છે. કેમકે અહીં જાતને ઓળખવાની, જાત તરફ જ મુખ્ય દૃષ્ટિ રાખવાની અને આત્માનું જરાય ન બગડે એવું કરવાની દુર્લભ વિશિષ્ટ અવસ્થા મળી છે. તો એમાં તો પરલોક સુધારનારી સાધના જ મુખ્ય હોય. એનું કારણ એ છે કે આત્માનો, વર્તમાન જીવનકાળ કરતાં, પરલોકનો કાળ અતિ અતિ દીર્ઘ છે. ત્યાં એ ભૂલી અત્યંત અલ્પ એવા વર્તમાન કાળની જ લહેરનો વિચાર કેમ રખાય? વરસ દહાડાની મુસાફરીએ નીકળેલો મુસાફર મુંબઇ જેવા શહેરમાં બે દિવસ ટક્યો, ત્યાં બધા પૈસા, બધું ભાતું અને બધી જ સામગ્રી લહેરમાં ઉડાડી નાખે, ને ભાવી લાંબી મુસાફરીનો વિચાર ન રાખે એ કેટલું બધું મૂર્ખાઇભર્યું! ઉલ્ટું આવા શહેરમાં તો ભાવી દીર્ઘ પ્રવાસમાં ઉપયોગી થાય એવી વધારે સગવડ અને વેપારના સંયોગ ઊભા કરી લેવા જોઇએ. એવું અહીં દુર્લભ અને વિશિષ્ટ મનુષ્યભવમાં પરલોક સુધારનારી સાધનાને જ પ્રધાન કરી લેવાનું કરવાનું છે. પરંતુ ઇન્દ્રિયોના મનગમતા વિષયો અને મોહઘેલા કુટુંબ-પરિવારના સુખમાં લોભાઈ એની ચિંતા-ચીવટ-ભોગવટાને મુખ્ય કરવા જેવા નથી.

**વિષયો વિપાકદારુણઃ**-હે ભવી જીવ! આનું કારણ સ્પષ્ટ છે. આ વિષયો વિપાકદારુણ છે, તત્કાળ મીઠા લાગે છતાં પરિણામે ભયંકર કટુફળ દેખાડનારા છે. એ અઢળક કર્મબંધ અને આત્મવિલોપન-વિસ્મરણ કરાવી પુણ્ય અને સુસંસ્કરણને

બાજુએ મુકાવીને પરલોકમાં કેવળ દીર્ઘ દુર્ગતિના દુઃખો દેખાડે છે. એવી વિષયઘેલી ઇન્દ્રિયો પર અંકુશ પાકો જોઇએ. નહિતર માંસપેશી પાછળ માછલો, દીવા પાછળ પતંગિયો, શિકારીના સંગીત પાછળ હરણ, વગેરે જીવો એકેક ઇન્દ્રિયના વિષયમાંય કેટકેટલી ભયંકર ખુવારી પામે છે! તો પાંચેયમાં પૂછવું જ શું? ઉંચા વિવેકવાળા મનુષ્ય ભવમાં ઇન્દ્રિયોને તૃપ્ત કરવાનું કેમ મુખ્ય કરાય? વળી કુટુંબ પરિવાર સાથે માયા–મમતા અને મોહમાં તથા મોહમૂઢ પ્રવૃત્તિઓમાં કિંમતી માનવકાળ કેમજ બરબાદ કરાય? એમના તો વિયોગ થઈ જવાના છે. પોતપોતાના કર્મઅનુસાર અલગ અલગ પરલોક પ્રવાસે ચાલ્યા જવાના છે. એવાના મોહમાં સુકૃત–સત્કરણી ગુમાવાય? અને તે ય જ્યારે વીતરાગ ભગવાન એમનું શાસન અને એ પમાડનાર સદ્ગુરુઓનો અહીં સંયોગ મળ્યો છે ત્યારે ગુમાવાય?

**સંયોગને અંતે વિયોગઃ**–ભૂલશો ના પુણ્યશાળી! કે આ ઉત્તમ સુકૃતના આનંદ આગળ વિષયસુખ કોઇ વિસાતમાં નથી. સુકૃતના આનંદ ચિરસ્થાયી છે. વળી સુકૃતોપયોગી સંયોગ તો અંતે ચાલ્યા જવાના છે, તો એની ઉપાસના હાલ ન કરી લીધી તો પછી શું? સંયોગ તો બંને જાતના મળ્યા છે, એક આ અતિ ટૂંકા લોકની લહેર કરાવનારા; અને બીજા ભાવીદીર્ઘ પરલોકને સુધારી આપનારા. બંનેય અંતે ખોવાઇ જવાના છે, પણ વિચારવાનું એટલું જ છે કે એ બેમાંથી કોની સેવા સાધના કરવી? કયાં મૂર્ખ અને મહાદુઃખી બનવાનું અને કયાં સમજુ અને સુખી થવાનું છે? આ લોકનાં ક્ષણિક અને તુચ્છ આનંદ દેખાડનારા વિષયો અને વહાલાના સંયોગ તો વિખરાતા વાર નથી લાગતી, આખર અવશ્ય વિયોગમાં પરિણમે છે; અને પછી પરલોક હિતકારી સંયોગોની સાધના કરવાનું મન થાય પણ ત્યાં કાળ પૂરો થઇ ગયો હોય છે.

**આયુષ્ય પતનશીલઃ**–ત્યારે હે સુગુણ! એવા ભરોસે ન રહેતા કે હમણાં તો આ લોકનાં સુખ સાધનોનો ઉપયોગ કરી સુખ ભોગવી લઇએ, પછી આગળ ઉપર પરલોક હિતકારી સાધનોની ઉપાસના કરી લઈશું,' કારણ આ ભરોસો ખોટો છે. માનવ આયુષ્ય તો બિચારૂં સદા પડવાની દહેશતથી પીડિત છે, કેમકે સોપક્રમ આયુષ્યને એવો કોઈ ધક્કો લાગે તો અકાળે તૂટતાં વાર લાગતી નથી. અને કયે સમયે કેવો ઉપદ્રવ નહિ જાગે, ધક્કો નહિ લાગે, એની કોને ખબર પડે છે? એટલે પત્તો નથી કે જીવનદીપક કયારે બુઝાઇ જશે! બુઝાઇ ગયા પછી પરલોક સાધના કયાં મળવાની?

**આગ ઓલવોઃ**–હે વિવેકી! એટલા જ માટે આ જ એક મહાકર્તવ્ય છે કે આવા ઉચ્ચ આયુષ્યકાળમાં વિષયો અને વહાલા-વહાલેસરીમાં ન મુંઝાતાં, સંસારઆગ ઓલવવા માટેનો સત્પુરુષાર્થ આજથી જ ચાલુ કરી દેવો. આયુષ્ય કદાચ થોડું વધારે ટકવાનું ય હોય તો પણ સંસારઆગ બુઝવવાનું કાર્ય મોટું છે; કેમકે એમાં અનંતાનંત કાળથી અજ્ઞાન અને ક્રોધાદિ કષાયોની જવાળાઓ અણબુઝી ભભુકતી આવી છે! રાગ–દ્વેષના તણખા ભરચક ફટફટ થતા જ રહે છે, પાછા એ અનંત સામર્થ્યભર્યા છે! ત્યારે અનંતા કર્મઅણુઓના તાપનાં શેકણાં તો ઊભાં જ છે! વળી આહાર–વિષય–પરિગ્રહ–નિદ્રા–ભય–લોક આદિ સંજ્ઞાઓ, મન વચન કાયાના યોગોમાં હિંસાદિ પાપોની ભરપૂર ઓતપ્રોતતા, માયા-નિદાનાદિ અનેકવિધ શલ્યો, વિકથા–કુથલીના રસ, આર્તરૌદ્રધ્યાનના અનંતકાળના અભ્યાસ....આ બધાની વ્યાકુળતા–વિહ્વળતા જડ ઘાલી બેઠી છે. એ શું એકી કલમે દૂર કરીને સંસાર–આગ એક પળમાં બુઝવી વીતરાગ બની જવાશે? ના, એ માટે તો લાંબા કાળ સુધી સતત–ધારાબદ્ધ ભગીરથ પુરુષાર્થ ચાલુ જોઈશે.

(લ૦–) एतच्च सिद्धान्तवासनासारो धर्म्ममेघो यदि परं विध्यापयति। अतः स्वीकर्तव्यः सिद्धान्तः, सम्यक् सेवितव्यास्तदभिज्ञाः, भावनीयं मुण्डमालालुकाज्ञातं, त्यक्तव्या खल्वसदपेक्षा, भवितव्यमाज्ञाप्रधानेन, उपादेयं प्रणिधानं, पोषणीयं साधुसेवया धर्म्मशरीरम्, रक्षणीयं प्रवचनमालिन्यम्।

**અર્થઃ**–અને આ (આગ)ને જો કોઇ બુઝવી શકે તો તે સિદ્ધાન્તની વાસનાના બળવાળો ધર્મ

મેઘ જ (બુઝવી શકે.) એટલા માટે (પહેલાં તો) સમ્યક્ રીતે સિદ્ધાન્ત સ્વીકારવો જોઇએ. તેના જાણકારની ઉપાસના કરવી જોઈએ. અસતની માળા અને ઘડાનું દૃષ્ટાન્ત (અનિત્યતા પર) વિચારવું જોઇએ. અસત્‌ની અપેક્ષા છોડી દેવી જોઇએ. આજ્ઞાપ્રધાન બનવું જોઇએ. પ્રણિધાન આદરવું જોઇએ. સાધુ સેવાથી ધર્મ શરીરનું પોષણ કરવું જોઇએ. શાસનની હીલના અટકાવવી જોઇએ.

વિવેચનઃ–ધર્મ એ મેઘ કેમઃ- ? ભગવાન આબળ ઉપદેશે છે કે હે આત્મહિતાર્થી ! આવી પ્રચંડ આગ બુઝવવાની તાકાત જો કોઇમાં હોય તો તે એક માત્ર ધર્મમાં છે. ધર્મ એક મેઘ છે, એની પ્રચંડ શક્તિ છે, એ સંસારની સમસ્ત આગ, જવાળાઓ, તાપ, તણખાં, વિહ્વળતાને શમાવી દેવા સમર્થ છે. ધર્મજ સમર્થ હોવાનું કારણ એ છે કે પહેલાં કહ્યું તેમ સંસાર અજ્ઞાન–કષાયો–રાગદ્વેષ–કર્મોદય–સંજ્ઞાઓ-હિંસાદિપાપો-શલ્યો-વિકથા-દુર્ધ્યાન વગેરે સ્વરૂપ છે. એ કાંઇ અર્થપુરુષાર્થ–વેપારધંધાધાપા વગેરેથી યા કામપુરુષાર્થ–વિષયભોગોથી મીટી શકે નહિ, કેમકે એ તો ઉલ્ટું કષાયો વગેરેના તાપના પ્રેરક છે. એને મિટાવવા તો એના પ્રતિપક્ષી ક્ષમાદિ ગુણ, વૈરાગ્ય, સકામનિર્જરા, ત્યાગ–તપસ્યા, અહિંસાદિવ્રતો, પવિત્ર હૃદય, સત્કથા, શુભ ધ્યાન વગેરે જોઇએ; અને તે જ ધર્મ કહેવાય છે, એ મેઘ છે.

ધર્મ સિદ્ધાન્તવાસનાથી વાસિત :–અનંતા આત્માઓએ આ ધર્મનું શરણું લઇ સંસારથી મુક્તિ મેળવી છે, માત્ર એ ધર્મ સિદ્ધાન્તવાસનાથી ભાવિત જોઇએ, પુષ્ટ કરાયેલો જોઇએ. સિદ્ધાન્તની વાસના એટલે આગમની શ્રદ્ધાના સંસ્કાર, આગમથી વાસિતતા. એ પ્રધાન છે જેમાં એવો ધર્મ અર્થાત્ એના બળવાળો ધર્મ જોઇએ. ધર્મનાં કેટલાંક તત્ત્વ અતીન્દ્રિય છે, એટલે સર્વજ્ઞતા વિના એની પ્રત્યક્ષ ખબર ન પડે. સર્વજ્ઞ ભગવાન જ મૂળ આપ્ત પુરુષ છે, શ્રદ્ધેયવચન છે, ત્રિકાલાબાધ્ય તત્ત્વસિદ્ધાન્ત પ્રત્યક્ષ જોઇને એ કહે છે; માટે જ કપોલકલ્પિત ધર્મ ન ચાલે, સર્વજ્ઞકથિત શાસ્ત્રસિદ્ધાન્તોના સંસ્કારવાળો ધર્મ યાને શાસ્ત્રથી વાસિત દિલમાં વસેલો ધર્મ જોઇએ. 'સાધવઃ શાસ્ત્રચક્ષુષઃ' સાધુપુરુષો શાસ્ત્રરૂપી ચક્ષુથી જોનારા હોય છે. માટે શાસ્ત્રના સંસ્કાર પૂર્વકનો ધર્મ જરૂરી છે. ક્ષમા, અહિંસાદિ ધર્મ ખરા, પણ મનમાન્યા ક્ષમાદિ એ ધર્મ નહિ કિંતુ શાસ્ત્રે કહ્યા હોય તે જ ધર્મરૂપ. એટલે શાસ્ત્રને અનુસરીને કરાય તો જ તે ધર્મરૂપ બની શકે. બીજી વાત એ છે કે દિલ શાસ્ત્ર ફરમાનોથી વાસિત–ભાવિત જોઇએ. 'હું શાસ્ત્ર માનું છું' એવું માત્ર મોઢે બોલવાનું ન ચાલે, દિલમાં શાસ્ત્રને શ્રદ્ધાથી સ્વીકારી પરિણત કરવું જોઇએ. 'શાસ્ત્ર એટલે જાણે શી વાત !' મનમાં એ ઓતપ્રોત થઇ ગયું હોય, અંતરનો અવાજ ઉઠે કે 'આવા દુષમકાળમાં જ્યારે વિશિષ્ટ જ્ઞાની હયાત નથી ત્યારે સર્વજ્ઞકથિત શાસ્ત્ર જ માર્ગદર્શક છે. માટે એ જ મારે શરણ હો'. રોમેરોમમાં શાસ્ત્રનું આલંબન પ્રસરી ગયું હોય. એવી સિદ્ધાન્તવાસનાથી યાને શાસ્ત્રભાવિત દિલથી કરાતો ધર્મ જ સંસારઆગને બુઝવી શકે છે.

સિદ્ધાન્ત સમ્યક્ ક્યા ?:–માટે હવે પહેલું કર્તવ્ય આ થયું કે સિદ્ધાન્ત અર્થાત્ આગમનો સ્વીકાર કરવો જોઇએ, પરંતુ તે નામધારી આગમનો નહિ, કિંતુ સર્વજ્ઞકથિત સમ્યક્ સિદ્ધાન્તનો. સત્ય આગમનો સર્વજ્ઞકથિત સમ્યક્ સિદ્ધાન્ત તે, કે જે કષ–છેદ–તાપની પરીક્ષામાં પસાર હોય, એટલે કે જે સમ્યગ્ વિધિ–નિષેધ, તદનુકૂળ આચારચર્યા, અને તે બંને સંગત થઇ શકે એવા તત્ત્વસિદ્ધાન્તો ધરાવતું હોય. આવું આગમ વીતરાગ સર્વજ્ઞ જ બતાવી શકે; કેમકે રાગ, દ્વેષ, ભય, હાસ્ય, લોભ વગેરે અસત્ય ભાષણનાં કારણ એમને છે નહિ; તેમ એ સર્વદર્શી હોઇ અતીન્દ્રિય વસ્તુઓ–કારણો–સ્વરૂપ અને અસરોને પ્રત્યક્ષ નિહાળીને કહે છે, તેથી યથાસ્થિત જ સિદ્ધાન્ત કહે છે, કલ્પના કરીને કલ્પિત નહિ. એવા સિદ્ધાન્તનો સ્વીકાર કરવાનો; અર્થાત્ એના પર અટલ વિશ્વાસ, હાર્દિક શ્રદ્ધા–પ્રીતિ ધરવાની, હૈયે નિર્ધાર હોય કે 'एसेव अट्ठे परमट्ठे, सेसे सव्वे खलु अणिट्ठे'—આ જ સિદ્ધાન્ત–શાસન ઇચ્છનીય છે, ઇષ્ટ છે, પરમ

ઇષ્ટ છે, બાકી બધું અનિષ્ટ છે.'

**સિદ્ધાન્તજ્ઞની ઉપાસના :**–આગમ સિદ્ધાન્તનો રોમરોમરંજિત શ્રદ્ધા સાથે સ્વીકાર કરીને સિદ્ધાન્તના જ્ઞાતા પુરુષોની સમ્યક્ રીતે સેવા-ઉપાસના કરવી જોઈએ. સિદ્ધાન્ત પર માન છે માટે તેના જ્ઞાતા પર પણ માન–આદર સાથે એમની વિનયભક્તિ કરવા પૂર્વક એમનો પરિચય સાધવાનો. એ મહાન કલ્યાણમિત્ર છે, કેમકે સિદ્ધાન્તનું જ્ઞાન આપવા દ્વારા મહાકલ્યાણના દાતા બને છે. માટે ખાસ પરિચય-ઉપાસના એમની જ રાખવાની, જેથી અકલ્યાણમિત્રોનો સંપર્ક ઓછો થઈ જવાથી અહિતકારી તત્ત્વોથી બચી શકાય. અને તત્ત્વ તથા આચારમાર્ગનું શ્રવણ મળે, બોધ મળે, પ્રેરણા મળે. માટે આ સિદ્ધાન્તજ્ઞ પુરુષોની ઉપાસના દ્વારા સિદ્ધાન્તે કહેલ માર્ગ અને તત્ત્વોનો બોધ મેળવતા વધારતા જવાનો.

**મુણ્ડમાલાલુકા દૃષ્ટાન્ત :**–એ ઉપાસના અને બોધ જીવનમાં સફળતાને પામે એ માટે જગતના સંયોગોની અનિત્યતા દિલમાં ખૂબ ભાવિત કરવી જોઈએ; કેમકે એ મોહક સંયોગોને સ્થિર માની માનીને જીવ એમાં રચ્યોપચ્યો રહે છે, મનમાં એની ગડમથલ કર્યા કરે છે; જેનાં પરિણામે સિદ્ધાન્તની વાતોમાં તન્મય શ્રવણ અને સિદ્ધાન્તોક્ત માર્ગમાં નિત્ય નવા ઉત્સાહથી વેગીલી પ્રવૃત્તિ કરી શકતો નથી. ચિત્તમાં એ અનિત્ય હોવાનું બરાબર ઠસાવી દે તો એનું આકર્ષણ-વિહ્વળતા ઓછી થઈ જાય. એ અનિત્ય ઠસાવવા માટે 'મુંડમાલા' અને 'આલુકા'નું દૃષ્ટાન્ત છે. મુંડ=મસ્તક, એની માળા અર્થાત્ મસ્તકે યા ગળામાં પહેરવાની ફૂલની માળા; આલુકા=પાણી ભરવાની ઘડી. કહ્યું છે,—

> अनित्यताकृतबुद्धिर्म्लानमाल्यो न शोचति ।
> नित्यताकृतबुद्धिस्तु भग्नभाण्डेऽपि शोचति ॥

સુંદર પણ પુષ્પમાળા અનિત્ય તરીકે સમજી મૂકી હોય છે તો સાંજ પડચે એ કરમાઇ જતાં માણસ શોક નથી કરતો; જ્યારે પાણી ભરવાની ઘડીને સારી ટકનારી તરીકે સમજી બેસવાથી એવી તુચ્છ ચીજ પણ ભાંગી જતાં શોક કરે છે, 'હાય, ઘડી ફૂટી ગઇ!' કરમાઈ જનારી તરીકે માનેલી પુષ્પમાળામાં કોઇ આઘાત નથી લાગતો. અહીં ઘડી ટકનારીરૂપે માની રાખી તો આઘાત લાગે છે, પછી ભલે હાર કિંમતી અને ઘડી મામુલી હોય, છતાં ઘડી ખાતર પછી પણ યાદ આવતાં દિલ ગ્લાનિ અનુભવે છે. એવું જ જગતના પદાર્થોમાં અને સ્નેહાદિ ભાવોમાં નિત્યતા, સ્થિર-સ્થાયિતા માની રાખવાથી એમાં આઘું પાછું થતાં સંતાપ થાય છે, અને એમ ન થવા દેવા યા ફેરવવા ચિંતા બની રહે છે. એ પછી ધર્મસાધનામાં ચિત્તને ડહોળી નાખે છે. માટે, એ બધાને ચંચળ જ સમજી રાખવા; જેથી એ બગડતાં, ફૂલમાળાવત્ ચિત્ત ડહોળે નહિ.

**અસદ્ અપેક્ષાનો ત્યાગ :**–હે ભવ્યાત્મન્! આ રીતે અનિત્ય હોવાનું બરાબર ઠસી જાય તો પછી અનિત્યની ખોટી આશા, અવાસ્તવિક અપેક્ષા શા સારૂ રખાય? જડસંયોગો મનમાન્યા મેળવી-ટકાવી શકાતા નથી, માટે એની અસદ્ અપેક્ષાઓ નહિ કરવી, નહિ રાખવી. ખોટી આશાઓ ને બિન-જરૂરી અપેક્ષાઓ કરવાથી, કે ખોટો આશરો ધરવાથી ચિત્ત વગર-જોઇતું ત્યાં પરાધીન, ગરજુ અને લાલચિયું રહે છે, એથી સત્ત્વ ગુમાવે છે. એવું નિઃસત્ત્વ ગુલામી માનસ ધર્મસાધના સરખી રીતે કરી શકતું નથી, એમાં સ્થિરતા ને સ્વસ્થતા-પ્રસન્નતા અનુભવી શકે નહિ. માટે અસદ્ અપેક્ષાથી બચવા જેની અપેક્ષા ઉઠે છે તે અંગે, (૧) પોતાના ભાગ્યનું માપ કાઢી લેવું, તેમ (૨) પોતાની લાયકાત શી, અધિકાર કેટલો, તે માપી લેવું, જેથી વિશેષ આશા-અપેક્ષાઓ ઊભી જ ન થાય; વળી (૩) ચિત્તને આશરો અરિહંતાદિનો રખાવવો, જે કાંઇ સારૂં થશે એ 'દેવ-ગુરુ-ધર્મ'ના પ્રભાવે થશે.' આમ, પોતાના પુણ્ય અને અધિકાર ઉપર જાગતી દૃષ્ટિ, અને શરણ આધીનતા અપેક્ષા માત્ર દેવ-ગુરુ-ધર્મની,–આ બે વસ્તુ નક્કી થઈ જવાથી જરૂરિયાતોનો ખોટો વધારો, તેમજ જીવનજરૂરીમાં પણ ખોટી આતુરતા, ગુલામી, દીનતા, તથા આશાભંગે વિહ્વળતા-નીસાસાદિમાં ચિત્ત પડતું બની જશે અને તો જ દેવ-ગુરુ-ધર્મ પર ઝુકેલું રહેશે.

**આજ્ઞા—પ્રધાનતા**:-માટે હે સુબુદ્ધ ! અસદ્ અપેક્ષાઓ રાખી વ્યર્થ પરાધીનતા વેઠવાને બદલે સર્વજ્ઞની આજ્ઞાને જીવનમાં મુખ્ય રાખી એને પરાધીન રહેવું; જેથી વાસ્તવિક ધર્મપ્રાપ્તિ થાય; કેમકે '**ધમ્મો આણાએ પડિબદ્ધો**,'-ધર્મ આજ્ઞા સાથે સંકળાયેલો છે. '**ધમ્મો જિણાણમાણા**' જિનની આજ્ઞા એ જ ધર્મ-માટે આજ્ઞાને મુખ્ય રાખવી. 'મારે એક માત્ર જિનાજ્ઞા જ ખરી, એનો જ એક આશરો,'-એમ નક્કી કરી જીવન માત્ર આજ્ઞાપ્રધાન બનાવવાથી દુન્યવી વિષમતાઓ સામે સહિષ્ણુતા-સ્વસ્થતા-નિર્વિકાર્યતા દાખવવાનું સત્ત્વ પ્રગટે છે, અને એ દાખવવાથી ધર્મસાધનામાં સ્થિરતા, અવિચલિતતા અને પ્રગતિ સધાય છે. જીવનમાં જિનવચનને મુખ્ય કરવાથી પછી એના આધારે તોલવાનું બને છે કે 'આ આ બાબત, બનાવ કે પ્રાપ્તિમાં જિનવચન શું કહે છે?' અને દૃષ્ટિ એ મુજબ રખાય છે.

**પ્રણિધાન**:-માટે જ હે ભવ્ય જીવો ! આજ્ઞા-પ્રધાન બનો, અને આજ્ઞાનુસાર વિવિધ ક્ષમા-સમતાદિ આત્મગુણો અને ધર્મસાધનાઓ સિદ્ધ કરવા માટેનાં સુંદર પ્રણિધાન કરો. પ્રણિધાન એટલે ધર્મયોગને કર્તવ્યરૂપે નિર્ણીત કરી લઈ એની મર્યાદામાં નિશ્ચલ રહેવા સાથે એની સાધનામાં ચિત્ત બરાબર સ્થાપિત કરી રાખવું. જેથી ચંચળતા કે કર્તવ્ય-વિસ્મરણ ન થાય. તે પણ હીન-ગુણવાળાં પ્રત્યે દયાયુક્ત અને પરોપકારની વાસના-વાળા બનીને; જેથી એ જીવોની કમ સાધના કે ભૂલભાલ દેખી દ્વેષ ન થાય, તેમ પોતાની સ્વાર્થાં-ધતામાં બીજાના ધર્મયોગને બાધક બનવાનું ન થાય. આ ધર્મયોગનું પ્રણિધાન થયું. એમ ક્ષમા, અહિંસાદિ ગુણોનું પ્રણિધાન એ રીતે કે विशुद्ध-भावनासारं तदर्थार्पितमानसम् । यथाशक्तिक्रियालिङ्गं प्रणिधानं जगुर्जिनाः ॥ (૧) કોઈ મલિન ઉદ્દેશ ન રાખતાં વિશુદ્ધ ભાવના ભરપૂર બની, (૨) ચિત્તને તે ગુણમાં અર્પિત કરી દઈ, (૩) ગુણને યોગ્ય ક્રિયામાં યથાશક્તિ યત્ન કરો. તો જ પેલી સંસાર-આગ બુઝાતી આવવા માંડશે. વિશુદ્ધ ભાવનાના બળવાળું આ ચિત્ત-પ્રણિધાન હશે તો જ (૧) આત્મગુણો અને ધર્મસાધનાની તક શોધતા રહે-વાશે, (૨) ઝડપી લેવાશે, અને (૩) તક સાધતાં ઊંડી જડ નખાશે; તેમજ (૪) ચિત્ત એવું નિર્મળ બનતું આવશે કે આત્માના કામ-ક્રોધાદિ દોષો અને આરંભ-પરિગ્રહાદિ પાપોનાં પ્રણિધાન મંદ બનશે, (૫) એમાં સુસ્તી અને ગુણો તથા ધર્મમાં સ્ફૂર્તિ આવશે. શુભ પ્રણિધાન વિના ચિત્ત નિર્મળ નથી થતું, તેમ ધર્મસિદ્ધિ કે ગુણસિદ્ધિ નથી થતી.

**સાધુસેવાથી ધર્મશરીરનું** પોષણ, એ પણ પ્રણિધાનના જેટલું જ જરૂરી છે. ચિત્તને ગુણો અને ધર્મમાં સ્થાપિત તો કર્યું પરંતુ માર્ગદર્શન અને પ્રેરણા પ્રોત્સાહન વિના આગળ એની પ્રવૃત્તિ, વિઘ્નજય તથા સિદ્ધિ સુધી શી રીતે પહોંચાય ? માટે હે મોક્ષરસિકો ! નિષ્પાપ અને નિસ્પૃહ સાધુ-મહાત્માઓની ખૂબ ખૂબ ઉપાસના કરો, એમની ભક્તિ વિનય-વૈયાવચ્ચ તથા પરિચય કરો. પોતા-ના સંસારતાપને દૂર કરીને બીજા સંસારતાપથી તપેલાના તાપ ઓછા કરી શાંતિ-ઠંડક આપનાર એ છે; બાકી સ્વયં તાપમાં તપી રહ્યા હોય એ શી શાન્તિ કરાવી શકે ? સાધુજનો ભૂલેલા સંસાર-પથિકને કલ્યાણનો રાહ બતાવનારા છે, તથા કલ્યા-ણમાર્ગે ઢીલા પડતાને પ્રેરણા-પ્રોત્સાહન કરનારા અને આગળ વધારનારા છે.

**સાધુ પાસેથી ધર્મ જ કેમ ઇચ્છવો ?** :-એવા સાધુ મહાત્માઓના સેવા-સંસર્ગથી ધર્મશરીરનું પોષણ કરવું, જેથી તે મોટું થતું જાય. હે ભવ્યા-ત્માઓ ! ધ્યાન રાખવું કે સાધુસેવાથી કોઈ પણ દુન્યવી સ્વાર્થ સાધી લેવાની લેશ પણ વૃત્તિ રાખવી નહિ, કેમકે જે સાધુ મહર્ષિઓ સંસારથી એકમાત્ર તારણહાર છે, એમની પાસેથી પણ જો સંસારવર્ધક સ્વાર્થ સાધવાનું કર્યું તો પછી આ જીવને સંસારથી તરવા માટે બીજું સ્થાન કયું રહ્યું ? તેથી આમની પાસેથી તો કેવળ તરવાનું મેળવવાની વાત રાખવી, એટલે કે શુદ્ધ ધર્મશરીર-ના જન્મ-ઉછેર-પોષણનું જ કાર્ય કરવું, અર્થાત્ વિઘ્નજય કરવા સાથે ધર્મપ્રવૃત્તિમાં આગળ વધવું.

**ધર્મશરીરની પુષ્ટિ એટલે?** કોઇ પણ ધર્મ-સાધના કરતાં કે આત્મગુણ કેળવતાં ધર્મશરીર પુષ્ટ થતું આવે એ માટે ત્રણ તકેદારી રાખવાની.

**(૧) આ ધર્મસાધના કે ગુણપાલનમાં જીવ કોઇ ક્રોધ લોભ–મદ–માનાકાંક્ષા વગેરેથી તો નથી પ્રેરાયો ને?**

**(૨) સાધનાકાળમાં જીવ કોઈ રાગદ્વેષાદિ કષાય, અસમાધિ, અશુભ વિકલ્પ, પ્રમાદ કે દુર્ધ્યાનને તો નથી પોષી રહ્યો ને?**

**(૩) સાધના પત્યા પછી પણ સંયોગ વિપરીત બનતાં, એ સાધના યા ગુણપાલન પર ઉદ્વેગ, 'ક્યાં મેં એ કર્યું!' એવો કોઈ ખેદ તો નથી થતો ને? યા એ ધર્મના બળ પર નિયાણું, પૌદ્ગલિક આશંસા વગેરે વિષયલાલસા કે કષાય તો નથી ઊભા કરાતા ને?**

તાત્પર્ય સાધનાની પૂર્વ, મધ્ય અને પછીની ત્રણેય અવસ્થામાં આ જોવાનું છે કે ધર્મ વિના આત્મા અજ્ઞાન, રાગ–દ્વેષ–લોભ–મોહ–મદ વગેરેથી જેટલો મલિન હતો એ મલિનતામાં આ ધર્મસાધના કે સત્ય–નીતિ–ક્ષમાદિ ગુણનું પાલન વધારો તો નથી કરી રહ્યું ને? વધારો નહિ કરે તો જ ધર્મશરીરનું પોષણ થશે. ધર્મ કરીને વિષયરાગ, ચડસાચડસી, લોકરંજન કે લોકમાં વાહવાહની જ ભૂખ રાખવી એ તો ઝેર છે, આંતરિક ધર્મશરીરને એ ગુંગળાવી નાખે છે. આ ઉત્તમ ભવમાં તો ધર્મશરીરની સારી શુદ્ધિ અને પુષ્ટિ કરી લેવી જોઇએ. આ લક્ષ્ય પર દૃષ્ટિ કેન્દ્રિત હોય તો વીતરાગના એક દર્શન જેટલી પણ ધર્મસાધના ધર્મશરીરનું પોષણ કરનારી બનશે; અને એમાં અઘરૂં પણ શું છે? જીવને વિચાર જોઇએ કે વીતરાગના દર્શન–પૂજન કરૂં ને મને વીતરાગ બનવાની તમન્ના ન હોય? ને જો હોય તો દુશ્મનભૂત રાગાદિ દોષોને એ જ દર્શનાદિ–ધર્મસાધના દ્વારા શાના પોષાય?' પોતાની અવસ્થા ધર્મસાધના કરતાં કરતાં સતત આત્મનિરીક્ષણ કરતા રહેવાનું છે. એ વિનાની એક્લી ધર્મપ્રવૃત્તિ કર્યે નહિ ચાલે; પ્રતિપળ જાગૃતિ જોઈશે–કે ક્રમશઃ કેવળ ધર્મ-શરીર પુષ્ટ થતું આવે છે ને? મલિનતા પોષાતી નથી ને? ધર્મનું નિમિત્ત પામીને જ આશય બગડતો નથી ને?

**પ્રવચનમાલિન્યથી બચવું**–હે ભવ્ય જીવો! શુદ્ધ આશયથી ધર્મશરીરનું પોષણ કરતાં કરતાં પણ આ ધ્યાન રાખવાનું છે કે આપણી તેવી કોઈ ઘેલી પ્રવૃત્તિથી લોકમાં પ્રવચન અર્થાત્ જિનશાસનની લઘુતા–હલકાઈ ન થાય. આશય શુદ્ધ હોય છતાં જો એ ધર્મપ્રવૃત્તિ અવિધિથી કરતાં એથી ઇતરોને ધર્મનિંદા કરવાનું બનતું હોય, એ જૈન સંઘ કે શાસનનું ઘસાતું બોલતા થાય, પવિત્ર જૈન આચારઅનુષ્ઠાન પ્રત્યે અરુચિ–દ્વેષ–તિરસ્કારવાળા બને, તો એવી ધર્મપ્રવૃત્તિ કરનારે પ્રવચનને મલિન કર્યું ગણાય. આપણી કોઈ પણ બોલ–ચાલ બીજાને કદાચ ધર્મ ન પમાડે એ બને, પરંતુ કમમાં કમ ધર્મપર અરુચિ વધારી એમને ધર્મ વગોવનારા કરનારી તો નજ બનવી જોઇએ. લોક અજ્ઞાન છે, કરુણાપાત્ર છે, ધર્મની નિંદા–ઘૃણા કરશે તો બિચારા દુર્ગતિમાં ભટકશે! વળી એવી ધર્મની હલકાઇથી બીજાઓ પણ ધર્મ તરફ આકર્ષાતા અટકે એ સંભાવત છે. એમની તો દયા જોઇએ. ધર્મી હૃદય આ વસ્તુ તરફ નિરપેક્ષ–બેપરવા ન હોય, નિર્દય ન હોય, નહિતર પછી એને ધર્મ પ્રત્યે પણ પ્રીતિ–લાગણી શી રહી? માટે આ પહેલું સાચવવાનું કે આપણા નિમિત્તે પ્રવચનને મલિનતા ન લાગે, એની હીલના ન થાય; નહિતર એથી ભવાંતરે પોતાને ધર્મ પામવો જ દુષ્કર બને છે. ત્યાગી મુનિઓના માથે પણ આ પ્રવચનમાલિન્ય ન થવા દેવાની મોટી જવાબદારી છે. માટે તો શાસ્ત્રે આ મલિનતાને અટકાવવા પ્રસંગે ઉત્સર્ગ મૂકી અપવાદ માર્ગ ફરમાવ્યા છે. પ્રવચન તો આપણું પરમ ઉપકારી છે. આપણા પરમ ઉપકારી પ્રત્યે આપણી અવિવેકી પ્રવૃત્તિથી કોઇને અરુચિ–ઘૃણા થાય એનું હલકું બોલે એવું આપણાથી કરાય જ કેમ? ઉપકારી પ્રવચન પ્રત્યે કૃતઘ્ન ન બનાય. જીવોનું તારણહાર પ્રવચન છે, આમેય બિચારા મિથ્યાત્વ–અજ્ઞાન–અધર્મમાં ફસેલા છે; હવે જો એને પ્રવચન

પર સૂગ થાય, દુગંછા થાય, અભાવ જાગે, તો પાછા એ ધર્મથી કેટલા બધા દૂર ફેંકાઈ જાય! તેમ આપણે પણ ભવિષ્યમાં કેવા દુર્લભબોધિ થઈ જઈએ? માટે પ્રવચન મલિન થાય એવું કાંઈ જ ન કરવું.

(લ૦-) एतच्च विधिप्रवृत्तः संपादयति, अतः सर्वत्र विधिना प्रवर्त्तितव्यम् सूत्रात्, ज्ञातव्य आत्मभावः, प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि, यतितव्यमसपत्न (प्र० मसंपन्न) योगेषु, लक्षयितव्या विस्रोतसिका।

**અર્થ:-અને આ વસ્તુ વિધિપૂર્વક પ્રવૃત્તિ કરનાર સિદ્ધ કરી શકે છે, માટે સર્વત્ર સૂત્રાનુસારે વિધિપૂર્વક પ્રવૃત્તિ કરવી; સૂત્ર અનુસારે પોતાના આત્માની સ્થિતિ ઓળખવી; પ્રવૃત્તિ કરવામાં (શુકન આદિ) નિમિત્તો ને સહકારી નિમિત્તો તરફ ધ્યાન રાખવું; અ-વિરોધી (અને અપ્રાપ્ત) ધર્મયોગમાં ઉદ્યમ રાખવો; વિસ્રોતસિકા (સ્ખલના)નો ખ્યાલ રાખવો.**

**વિવેચનઃ-વિધિપાલન: જ્ઞાનીની નિશ્રા:-**

પ્ર૦-શું જૈનધર્મ એવો છે કે એના પાલનમાં બીજાને સૂગ થવા સંભવ રહે?

ઉ૦-ના, જૈનધર્મ તો બહુ સારો છે, અજ્ઞાન જીવોને પણ આકર્ષે એવો છે; પરંતુ તે એનો આરાધક જીવ શાસ્ત્રે કહેલી વિધિ મુજબ પ્રવર્તે તો જ જીવોને સૂગકારી ન થાય, આકર્ષક બને. અવિધિએ આચરવાથી બીજાને ઘૃણા થાય છે. એટલે, સૂત્રાનુસાર વિધિપાલન જ પ્રવચન-રક્ષા અને આગળ વધીને પ્રવચન-પ્રભાવના કરી શકે છે. ધર્મશરીરનું પાલન-પોષણ પણ જિનાગમે કહેલ વિધિ સાચવીને જ થઇ શકે છે. સૂત્ર બેજાતની વિધિ બતાવે છે, ઉત્સર્ગવિધિ અને અપવાદ વિધિ. જે સંયોગોમાં જે વિધિ કહી હોય તેમાં તેનું જ પાલન જોઇએ. આથી એ પ્રાપ્ત થાય છે કે કાં સૂત્રોનું પોતાને જ્ઞાન જોઇએ અગર સૂત્રજ્ઞાતાની નિશ્રામાં જ ધર્મસાધના કરવી રહે. સૂત્રરુચિ વિના આ ન બની શકે. માટે સૂત્રજ્ઞ પુરુષોની નિશ્રા, ઉપાસના અને સૂત્રજ્ઞાનની પ્રાપ્તિનો ઉદ્યમ ભગીરથ જોઇએ. એમ વિધિપ્રવર્ત્તન કરતાં પ્રવચનની લઘુતા નહિ થાય, ધર્મશરીર પુષ્ટ થશે, આજ્ઞાપ્રધાન બન્યા રહેવાશે.

**એ પ્રકારના આત્મભાવનો ખ્યાલ**- આગળ ભગવાન ફરમાવે છે કે વિધિપૂર્વક ધર્મસાધના કરતાં કરતાં પોતાનો આત્મા કેવા કેવા પ્રશસ્ત-અપ્રશસ્ત રાગાદિભાવમાં વર્તે છે એનો ખાસ ખ્યાલ રાખવાનો છે. નહિતર ક્રિયા મૂઢની જેમ થઇ જાય, આત્મા પર સારી અસર કર્યા વિના જ પૂર્ણ થાય; વધારામાં કદાચ મલિન ભાવ પોષવાનું બની જાય. દા.ત. પ્રભુનું ગીત સાંભળતાં આનારના માત્ર આલાપ-લેલાપમાં જ મશગુલ થઇ જાય તો શ્રોત્રેન્દ્રિયના વિષયપોષણમાં પડવાનું થાય. ત્યાં જો સાવધાની હોય કે 'ઊભો રહે જોવા દે મારા દિલમાં શું વિષયાકર્ષણ થઇ રહ્યું છે કે પરમાત્માનો ભક્તિભાવ અને ગુણાકર્ષણ?' ત્યાં જો માત્ર ઇન્દ્રિય તર્પણનો ભાવ દેખાય તો વિચાર આવે કે 'અરે! આ કરોડો અબ્જોનો લાભ કરાવે એવા અર્હદ્ભક્તિભાવ અને ગુણાનુમોદનના ભાવ મૂકી તુચ્છ પાઈ જેટલા સુખનો લાભ કરાવનારા ઇન્દ્રિયપોષણના ભાવમાં કે વિષયાકર્ષણના ભાવમાં ક્યાં ચાલ્યો?' આમ આત્મભાવનો ખ્યાલ જાગતો રાખવામાં એક પણ મલિનભાવને ચાલે ત્યાં સુધી પેસવા-વધવા નહિ દે, અને પેઠો-વધ્યો જાણ્યો કે એને દબાવી દેશે.

આ આત્મભાવનું લક્ષ કેળવવા માટે કહ્યું છે,

सावग-सुयपाढो तित्थसवणमसइं तयत्थजाणंमि।
तत्तो य आयपेहणमइनिउणं दोसविक्खाए॥

—અર્થાત્ સંસારથી નિસ્તાર પામવાની શુભ ભાવના તથા સૂત્ર પર પૂર્ણ શ્રદ્ધા અને ગુર્વાદિકના વિનય-બહુમાનથી દિલને ભાવિત કરવું; સૂત્રનો પાઠ લેવો-ભણવો, તીર્થ અર્થાત્ પ્રવચન તેના અર્થના જ્ઞાતા પુરુષો પાસે વારંવાર સાંભળવું. અને તે પરથી તત્ત્વ અને માર્ગનો ખ્યાલ આવ્યો હોય એટલે રાગદ્વેષાદિ દોષોની માત્રાના હિસાબે પોતાનો આત્મા ક્યાં છે, કેટલે છે, ચઢતીમાં છે કે પડતીમાં યા તદવસ્થ, ને દોષનિગ્રહ કેવી કેવી રીતે શક્ય છે, એનું બારિક નિરીક્ષણ કરવું. આ એક પ્રકારે આત્મભાવ-નિરીક્ષણ.

બીજું આત્મભાવમાં પોતાની શક્તિનો વિચાર કરવો, જેથી અવસર-પ્રાપ્ત આત્મહિતની કરણીમાં શક્તિ-ગજા બહારનાં આંધળિયા નહિ થાય, તેમજ છતી શક્તિને ગોપવી પિટ્ટુ બનવાનું ને તેથી વીર્યાન્તરાય તથા મોહનીયકર્મ બાંધવાનું નહિ થાય. વળી એ જોતાં રહેવાશે કે સાધના કરતાં કરતાં વિષય-કષાયાદિના મલિન ભાવ ઓછા થતા આવે છે ને? તેમજ અર્હદ્ભક્તિ, સંવેગ, વૈરાગ્ય, ચિત્ત-સમાધિ વિગેરે શુભભાવો વધતા આવે છે ને? સતત આત્મજાગૃતિ અને આત્મનિરીક્ષણ રાખવું એ ખૂબ જરૂરી છે.

**નિમિત્તોની અપેક્ષા :**-ધર્મપ્રવૃત્તિ શરૂ કરતાં આજુબાજુ કેવાં નિમિત્ત પ્રવર્તી રહ્યા છે એ પણ જોવાની જરૂર છે. સારાં નિમિત્ત, સારૂં મુહૂર્ત, સારાં શુકન, સારા શબ્દનું શ્રવણ હોય તો ધર્મનો ઉલ્લાસ વધે છે, સફળતા સારી મળે છે. કર્મના ઉદય અને ક્ષયોપશમ બંનેમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવ અસર કરે છે. બાજુમાંથી રો-કકળ અને શોક-કલ્પાંતનો ઘોષ આવતો હોય ત્યાં શાન્તિસ્નાત્ર ભણાવવા બેસે તો ઉલ્લાસ નહિ આવે. એ માટે તો પહેલાં પેલાઓને શાંત કરવા પડે. એમ કોઈ ધર્મકાર્ય કરવા ઊઠે ત્યાં પગના અંગુઠામાં કપડું ભરાઈ ખચકો લાગ્યો, કે ઉંબરે પગે ઠોકર ખાધી, યા પાછળ છીંક કે નિષ્ફળતાનો કોઇ શબ્દ સંભળાયો, તો અપશુકન થયું કહેવાય. એ વખતે બેસી જવું જોઇએ. પછી સારાં નિમિત્ત શુકન જોઇને શુભમાં પ્રવર્તવું. શુકન-અપશુકન ઇષ્ટ-અનિષ્ટ-સિદ્ધિનાં સૂચક માત્ર છે, કરનારાં નહિ, માટે અપશુકન ઉપર દ્વેષ ન કરવો, ઉલ્ટું માનવું કે સારૂં થયું કે અનિષ્ટથી અટકી જવાનું એણે સૂચન કર્યું.

**ભાગ્ય સામે શુકન શું કરે? :-**

પ્ર૦-એમ અટકી ગયા તેથી શું ભાગ્યમાં લખાયેલું અનિષ્ટ નહિ આવે? અને ન આવે તો ભાગ્યમાં લખાયેલું કેવી રીતે?

ઉ૦-અહીં સમજવાનું છે કે કેટલાંય ભાગ્ય, કર્મ એવાં હોય છે કે એને અમુક દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનો યોગ આવે મળે તો જ ઉદય કે ઉદીરણા થઈને વિપાક-ઉદયમાં આવે છે, નહિતર જો સ્થિતિ પાકી ગઈ હોય તો રસાનુભવ કરાવ્યા વિના માત્ર પ્રદેશથી ઉદય પામી ખરી પણ જાય, ને સ્થિતિ ન પાકી હોય તો ઉદીરણા ન થાય. હવે અપશુકનથી અટકી ગયા એટલે પેલાં હયાત એવાં પણ અશુભ કર્મને તેવા દ્રવ્યાદિસંયોગો ન મળ્યા, તો સંભવ છે કે એના અનિષ્ટ રસાનુભવથી બચી જવાય. માટે શુકન, મુહૂર્ત, શબ્દ વગેરે નિમિત્ત અવગણવા જેવા નથી. બીજી રીતે,

**ધર્મારાધનનાં સાધનો :**-'નિમિત્ત' એટલે નિમિત્તકારણ, સહકારી સાધન, ઉપકરણ. એની અપેક્ષા રાખવી, દરકાર રાખવી, પણ બેદરકાર બની એના વિના જ ધર્મસાધના કરવા બેસી ન પડવું; દા. ત. ચરવળા (રજોહરણ) વિના સામાયિક પ્રતિક્રમણ કરે, તો પગના હલનચલન વખતે જીવરક્ષાર્થે પ્રમાર્જન શેનાથી કરે? વળી પ્રમાર્જનના સાધન વિના ઊભો નહિ થઇ શકે. તેથી વંદનાદિ ક્રિયા બેઠાબેઠા અવિનયથી થશે, તેમજ કાયોત્સર્ગ અવિધિથી થશે. તો શું ધર્મ કરતાં કરતાં ય દુર્ગુણને પોષવા? દુર્ગુણ કાઢવા માટે તો ધર્મ છે, એ પાછા ધર્મના ઘરમાં પોષાય ત્યારે બચવાનું ક્યાં? માટે નિમિત્ત, સાધનોની બરાબર દરકાર રાખવી, તે એકલા બાહ્યની જ નહિ, પણ આંતરિક સાધનોની ય ખરી.

**આંતરિક સાધનોમાં :**-યોગની મિત્રાદિ દૃષ્ટિ અર્થાત્ તેવા તેવા પ્રકારની વિકસતી બોધમાત્રા, અર્થાત્ નિર્મળ થતું આવતું આત્મવલણ આવે. ત્યારે તત્ત્વ પરની અરુચિનો ત્યાગ, તત્ત્વ જિજ્ઞાસા, વગેરે ગુણગટે, તથા સાધનામાં ખેદ, ઉદ્વેગ વગેરે દોષોનો ત્યાગ થાય; એમ અહિંસાદિ યમ, નિયમ, વગેરે આવે. આંતરિક આ સાધનોની પણ અતિ આવશ્યકતા છે, તો જ ધર્મસાધનામાં પ્રગતિ થાય. વર્ષોથી ધર્મ કરવા છતાં ત્યાંના ત્યાં શાથી? આ આભ્યન્તર સાધનોની ઉપેક્ષા રાખી છે માટે. કારણ વિના કાર્ય ન બની શકે. એક કાયોત્સર્ગ પણ ઠીક રીતે કરવો હોય તો ય આંતરિક સાધનમાં શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા, અનુપ્રેક્ષા જોઇએ છે. એમ

વંદનાદિમાં બહુમાન સંવેગ, સંભ્રમ વગેરે જરૂરી છે. તપસ્યામાં આહાર સંજ્ઞા-રસસંજ્ઞા પર નફરત, તિરસ્કાર, અનાહારી સ્વભાવની શ્રદ્ધા અને એ પ્રગટ કરવાની લાલસા-તત્પરતા જોઈએ. બધીય સાધનામાં ચિત્તોપયોગ, એકાગ્રતા, શુભલેશ્યા, નિરાશંસભાવ, અત્યંત કર્તવ્યબુદ્ધિ, ભાવોલ્લાસની વૃદ્ધિ, સંજ્ઞાઓના નિગ્રહ વગેરે જરૂરી આંતરિક સાધનો છે. સાધના વખતે એ જાગતા રાખવાના.

**અસપત્ન યોગમાં યત્ન :**–શુભ શુકન આદિ નિમિત્તો તથા બાહ્ય આભ્યન્તર સાધનરૂપી નિમિત્ત કારણોની દરકાર રાખીને ધર્મયોગોને વિષે પુરુષાર્થ કરવાનો એ તે યોગો પરસ્પરમાં બાધક ન બને એ રીતે. દા. ત. દાન એવી અયોગ્ય વસ્તુનું નહિ દેવાનું કે જેથી એ અહિંસા યા બીજા સદાચાર યોગનું બાધક બને. છરી વગેરેનું દાન એ બાધક યોગ છે. એમ તપ એવો નહિ કરવાનો કે જે તદ્દન અશક્ત બનાવી ચિત્તસમાધિયોગ યા અન્ય શાસ્ત્ર-સ્વાધ્યાયાદિ યોગનો બાધક બને. એમ પરમાત્માની પૂજાનો યોગ એવો નહિ લંબાવવાનો યા એવા સમયે કરવાનો નહિ રાખવાનો કે એ જિનવાણી-શ્રવણના યોગને અટકાવે. અન્યથા નામ ધર્મયોગ છતાં અન્ય આવશ્યક ધર્મયોગનો બાધક-ઘાતક બનવાથી ધર્મરૂપ નહિ પણ એક સ્વેચ્છાચાર બની જાય ! એકનું ગળું ટૂંપી બીજાનું પોષણ ન હોય. આત્મામાં રોગ વિવિધ છે, તો એના ઔષધરૂપ ધર્મયોગો વિવિધ અને યથાસમય આચરવા જોઈએ.

**અસંપન્નયોગમાં યત્ન :**–અસપત્ન યોગને બદલે અસંપન્નયોગનો પાઠ પણ મળે છે. ત્યાં એનો ભાવ એ છે કે પોતાના આવશ્યક ધર્મયોગ જે હજી સધાયા ન હોય તેનો પ્રયત્ન ભૂલવાનો નહિ. વળી આગળ આગળ આત્મવિકાસ વધારવા માટે ચાલુ પ્રવૃત્તિથી સંતોષ ન માની લેતાં અપ્રાપ્ત અધિકાધિક ધર્મપ્રવૃત્તિઓ માટે પ્રયત્ન કરવો અતિ આવશ્યક છે. બીજું ચાલુ ધર્મપ્રવૃત્તિમાં પણ અધિક વીર્યોલ્લાસ, ભાવોલ્લાસ વગેરે આભ્યન્તર ધર્મયોગ જે હજી અપ્રાપ્ત છે તે સાધવા માટે પણ પ્રયત્ન જરૂરી છે; કેમકે ધર્મયોગોમાં પ્રવૃત્તિ એ તો મોક્ષની એક યાત્રા છે; અને તેમાં વેગ વધારવામાં આવે તો જ મોક્ષની વધુ નિકટ થતા જવાય. અસંપન્ન ધર્મયોગોમાં પ્રયત્ન કરવાનું એક એ પણ કારણ છે કે ધર્મયોગોના સાધનાકાળ સિવાયના કાળમાં પાપ-પ્રવૃત્તિ બનતી રહેવાની, અને તેથી કર્મબન્ધ થતા રહેવાનો, એનાથી બચવા માટે બાહ્ય અને આભ્યન્તર અપ્રાપ્ત ધર્મયોગોમાં નવો નવો પ્રયત્ન કરતા રહેવાથી હૃદય સારી રીતે ધર્મવાસિત બનતું જાય છે, એટલે પેલી પાપપ્રવૃત્તિઓ બહુ નીરસ થવાથી કર્મબન્ધ મામુલી થાય છે.

**વિસ્રોતસિકાનો ખ્યાલઃ**—પરસ્પરને બાધ ન કરે એ રીતે ધર્મયોગો આરાધતાં આરાધતાં એક ખાસ લક્ષ આ રાખવાનું કે તન-મન ક્યાંય ધર્મ સાધનાના સ્રોતમાંથી-પ્રવાહમાંથી બહાર તો નથી નીકળી જતા ને ? વિસ્રોત-ગમન, વિસ્રોતસિકા, સ્ખલના તો નથી થતી ને ?

પ્ર૦–તો શું ક્રિયામાં ધ્યાન અને મન બહાર ન જવામાં ધ્યાન, એ બે ધ્યાન સાથે રહી શકશે ?

ઉ૦–ક્રિયામાં જ ધ્યાનને એવું ગોઠવવાનું છે કે ચિત્ત આમાંથી જરાય ખસ્યા વિના બરાબર લાગી રહ્યું છે ને એ લક્ષ પાકું રહે. એટલે એક જ ધ્યાન, પણ બે પ્રયોજન સરશે. પછી જ્યાં ચિત્ત જરા પણ બીજા વિચારમાં ગયું કે તરત ખ્યાલ આવશે, આ ખ્યાલ એ વિસ્રોતસિકાનું લક્ષ કહેવાય.

ધર્મયોગોની સાધનાનો રથ વચ્ચે વચ્ચે સ્ખલિત કે ખંડિત ન થાય, માર્ગ છોડી ઉન્માર્ગ પર ન જાય, એ માટે ચોકસ લક્ષ રાખવું જોઈએ; કેમકે ચિત્ત અનંતકાળથી રાગાદિ દોષો તથા આરંભ-વિષય-પરિગ્રહાદિમાં ટેવાયેલો છે-એટલે ધર્મયોગમાંથી ખસતાં વાર ન લાગે ! સંસારમાં કંઈ પ્રકારનાં પ્રલોભન, વિષય-આકર્ષણ, અથવા શૈથિલ્ય, કે શૂન્યતા અજાગૃતિ વગેરે ભરખવા તૈયાર જ છે, અને એ આરાધનામાંથી તન-મનને સ્ખલિત કરી દે છે. વ્યાખ્યાન ચાલતું હોય અને કોક આવ્યું કે મન અને આંખ ઝટ તે તરફ જાય છે. એમ નવકારવાળી હાથમાં લીધી ત્યાં ચિત્ત પેસે નવકારમાં અને નિકળે ક્યાંય. આ બધી વિસ્રોતસિકા છે. તે

ટાળવા માટે સાધના ચેતનવંતા થઈને કરો, મૂઢ ન બનો આડાઅવળા તણાઈ ન જાઓ.

આ વિસ્રોતસિકા અર્થાત્ માર્ગમાંથી, આરાધનામાંથી સ્ખલના થતી અટકાવવા માટે આયતનસેવન અને અનાયતન-ત્યાગ જરૂરી છે. આયતન એટલે ધર્મનો બાધ ન કરે તેવાં સ્થાન, એને વળગ્યા રહેવું, અને અનાયતન અર્થાત્ બાધક સ્થાનોથી દૂર રહેવું. દા.ત. ઘરમાં સાંસારિક કાર્યોની ધમાલ ચાલતી હોય ત્યાં સામાયિક લઈને બેસે તો ચિત્ત એમાં ડહોળાયેલું રહે. એના બદલે એ અલગ પૌષધશાળામાં કરે તો સમભાવને જાળવી શકવાની અનુકૂળતા ગણાય. તો પૌષધશાળા એ સામાયિક માટે આયતન કહેવાય. એમ સદાચારીને વેશ્યાનાં સ્થાન, વિલાસી વાંચન, પરસ્ત્રી-પરિચય, પરસ્ત્રી કથા વગેરે અનાયતન કહેવાય. એથી ચિત્ત વિસ્રોતસિકા પામે.

(૯૦,) प्रतिविधेयमनागतमस्या भयशरणाद्युदाहरणेन। भवत्येवं सोपक्रमकर्म्मनाशः निरुपक्रमानुबन्धव्यवच्छित्तिरित्येवं धर्म्मं देशयन्तीति धर्म्मदेशकाः ॥२१॥

**અર્થ:-આ વિસ્રોતસિકા (સ્ખલના) ને ઊઠતી થતી અટકાવવા માટે અગાઉથી ભાવી ભયમાં શરણના દૃષ્ટાન્તથી પ્રતિકાર યોજી રાખવો. એ પ્રમાણે કરવાથી સોપક્રમ કર્મનો નાશ અને નિરુપક્રમ કર્મના અનુબંધનો વિચ્છેદ થાય છે. આ રીતે ધર્મને ઉપદેશે છે એટલે અરિહંત ધર્મદેશક કહેવાય છે. ॥ ૨૧ ॥**

**વિવેચન:**-વિસ્રોતસિકા યાને સ્ખલનાથી બચવા માટે એને ઊઠ્યા પછી દબાવવી એટલું જ નહિ પરંતુ ઊઠવા પહેલેથી પણ એવા પ્રતિકાર યોજી રાખવા કે જેથી એ ઊઠવા જ ન પામે. દા.ત. ધર્મક્રિયા કરતાં કરતાં બીજાની ત્રુટિ દેખાય તો અરુચિ કે દ્વેષ જાગી જાય છે; આવી પોતાની આત્મ-સ્થિતિ સમજીને એના પૂર્વ પ્રતિકારરૂપે ચિત્તમાં ક્ષમાની ભાવનાનો અને કર્મવશ જીવો પ્રત્યે દયાના ભાવનો સારો અભ્યાસ રાખવો જોઈએ. એ માટે મહાપુરુષોના જીવન-પ્રસંગો વિચારવા, જેમકે 'મારા કરતાં મહાવીર પ્રભુને અનાડીઓએ ઘણા હેરાન કર્યા છે. તે તો પાછા સુરક્ષિત નહિ એવા જંગલમાં હતા! છતાં ચિત્તને ખૂબ ક્ષમા સમતામાં ઝીલતું રાખ્યું, પોતાની સાધનામાં વિસ્રોતસિકા થવા દીધી નહી; ને જુલ્મગાર સંગમ પાછળ કૃપાના આંસુ સાર્યા, તો પછી મારે શું મોટી વાત છે?' એમ ક્ષમા-દયાના લાભ, ક્રોધ-કઠોરતાના નુકસાન વગેરે વિચારતા રહેવું.

પૂર્વ પ્રતિકાર તો જગતમાં પણ પ્રસિદ્ધ છે, જેમકે,-'सरणं भए उवाओ, रोगे किरिया, विसंमि मंतोत्ति-' અર્થાત્ (૧) ભાવી ભય આવવાની આગાહી હોય ત્યાં માણસ અગાઉથી શરણ શોધે છે; દા. ત. રાજા લશ્કર નભાવે છે, 'રખેને શત્રુ દબાવી ન જાય!' ગૃહસ્થ પૈસા બચાવી રાખે છે, 'રખેને કોઈ મોટો ખર્ચ આવે તો અટકી ન પડીએ.' (૨) એમ રોગમાં અનિષ્ટ ન થાય માટે ચિકિત્સાનો ઉપાય લેવાય છે; અથવા રોગ આવતો અટકાવવા આરોગ્યના નિયમ જળવાય છે. તેમ, (૩) ઝેર ચઢ્યું ત્યાં વેદના કે મૃત્યુથી બચવા મંત્ર-પ્રયોગ કરી લેવાય છે. બસ એ જ રીતે અનાદિ મોહવશ મન પણ સારા પ્રતિકારથી સુધારી શકાય છે. જેમકે, ચિત્ત 'કોણ આવ્યું? કોણ ગયું? પેલા શું કરે છે? ઓલ્યા શું કરે છે? ફલાણાનું શું થશે?' વગેરે કૌતુક આતુરતા વગેરેમાં ડહોળાતું હોય, તો એને પૂર્વ પ્રતિકારરૂપે તત્ત્વ-અધ્યયન, તત્ત્વ-ચિંતન, અનિત્યાદિ ભાવનાઓ વગેરેમાં રમતું રખાય, એનો ખૂબ અભ્યાસ અપાય; તેથી કૌતુક-વૃત્તિ ઘટી જઈ મન સુધરે છે, ધર્મયોગ વખતે સ્થિર રહે છે.

પ્ર૦-કર્મના ઉદય નિર્ધારિત છે, એટલે તેવા ઉદયે દિલમાં તેવા તેવા ભાવ જાગી ચિત્ત તો ચલિત થઈ જવાનું, પછી પ્રતિકારનો શો અર્થ?

ઉ૦-આ અધુરી સમજ છે, કેમકે કર્મ બે જાતના હોય છે, ૧. સોપક્રમ અને ૨. નિરુપક્રમ. સોપક્રમ એટલે એવાં કર્મ કે જે કોઈ ઉપક્રમ-ધક્કો-આઘાત લાગતાં તૂટી જાય; નિરુપક્રમ એટલે તૂટે જ નહિ. દા.ત. આયુષ્ય સોપક્રમ એટલે આમ તો સો

વર્ષનું હોય પણ ૬૦મે વર્ષે કોઈ અકસ્માત્ થતાં તૂટે, બાકીના ૪૦ વર્ષના આયુષ્યનાં દળિયાં ત્યાંજ ભોગવાઈ જઈ મૃત્યુ થઈ જાય. એમ રાગમોહનીય કર્મ સોપક્રમ એટલે ઉપક્રમભૂત તેવાં દર્શન કે શ્રવણથી જોરદાર વૈરાગ્યભાવના વધતાં તૂટે. તે પછી રાગનું સાધન સામે આવવા છતાં રાગ ન થાય; નિરુપક્રમ કર્મ એટલે તૂટે જ નહિ, એના ઉદયે અવશ્ય રાગ થાય. હવે પ્રતિકારરૂપે સત્સંગ, ધર્મશ્રવણ, શાસ્ત્રવાંચન રાખ્યું તો રાગ–રતિ–અરતિ મોહનીય વગેરે સોપક્રમ કર્મ એનાથી તૂટવાનાં. ખૂબ દાખલા-દલીલ સાથે સાંભળ્યું કે હાસ્યાદિ ચેષ્ટા અધમ છે, મનમાં ઠસ્યું, તો એના પર નફરત થવાની, તેથી સોપક્રમ મોહનીય કર્મ નાશ પામશે. પછી ત્યાં પ્રસંગ હાસ્યાદિનો આવવા છતાં હાસ્યાદિ નહિ થવાના. મજાક કરવાનો પ્રસંગ છતાં મન મક્કમ રહેશે–'મારે મજાકનું નથી જ બોલવું.' અલબત કેટલીક વાર મન પર ભારે ભાર રાખવો પડે છે, 'હું અનંત દોષભર્યો, અનંત કર્મપીડિત. તે હું શું જોઈને હસું, મજાક કરું ?' અથવા બીજો કોઈ દેવ–ગુરુવિરહ, ગંભીરભૂલ–પાપાચરણ, વગેરેનું સ્મરણ રાખી એના દુઃખનો ભાર સાથે રખાય. એથી હાસ્યાદિવૃત્તિ માંદી પડી જવાની, સાધનામાં મન સ્થિર થવાનું. આ શું થયું ? પ્રતિકારથી સોપક્રમ કર્મનો નાશ. આ રીતે તો કરતાં કરતાં કેટલાય મહાત્માઓ હીન કક્ષામાંથી બહાર નીકળી ઉત્તમોત્તમ કક્ષામાં પહોંચી ગયા. સાધકો આમ જ આગેકૂચ કરે છે. માટે પાપના ને દોષના પ્રતિકાર ખૂબ યોજો.

હવે જો કર્મ નિરુપક્રમ હશે તો ભલે એનો વિપાક–ઉદય અવશ્ય આવવાનો હોય, છતાં પ્રતિકારથી એ ઉદય મોળો અને જાગૃતિવાળો તથા પાપના પશ્ચાત્તાપભર્યો રહેવાનો; એટલે એ ઉદયમાં રહેલી અનુબંધશક્તિ—બીજશક્તિ અર્થાત નવાં પાછા તેવાં પાપકર્મ–મોહનીયકર્મ બંધાવવાની શક્તિ નાશ પામેલી રહેશે; તેથી પરંપરા ચાલતી અટકશે. આ જો ન થાય, તો તો નવાં બાંધે, એને ભોગવે, પાછા નવાં બાંધે, ભોગવે.... એમ એક નાગણમાંથી સો સાપોલિયાંની જેમ પાપનું પૂંછડું કેટલાય લાંબા કાળ સુધી ચાલે છે. માટે આયતન–સેવન, સત્સંગ, સચ્ચરિત્રો, ધર્મસ્થળ–તીર્થાદિનું આલંબન, શાસ્ત્રસંગ, સદ્ભાવનાઓ, તત્ત્વચિંતન, ઇન્દ્રિયવિષયત્યાગ, પાપજુગુપ્સા વગેરે પ્રતિકાર યોજવા જ જોઈએ."

આ બધી સાધના ટૂંકમાં આ પ્રમાણે–

| | | |
|---|---|---|
| ૧. સત્સિદ્ધાન્તસ્વીકાર | ૬. પ્રણિધાન | ૧૧. નિમિત્તાપેક્ષા |
| ૨. સિદ્ધાન્તગ્રોપાસના | ૭. સાધુસેવાથી ધર્મ–શરીર-પોષણ | ૧૨. અસપત્ન યોગસાધના |
| ૩. ઘટ–ફૂલહાર દૃષ્ટાન્ત-ભાવના | ૮. શાસનહીલના અટકાવવી. | ૧૩. વિસ્રોતસિકા–લક્ષ |
| ૪. અસદ્ અપેક્ષાનો ત્યાગ | ૯. વિધિપ્રવૃત્તિ | ૧૪. ,, પ્રતિકાર |
| ૫. આજ્ઞાપ્રધાન વૃત્તિ | ૧૦. આત્મભાવનિરીક્ષણ | ૧૫. સોપક્રમકર્મનાશ |

અરિહંત ભગવાન આ પ્રમાણે ધર્મની દેશના આપે છે તેથી એ ધર્મદેશક કહેવાય છે.

(પદ–૨૧મું સમાપ્ત.)

## ૨૨. ધમ્મનાયગાણં

(લ૦–) तथा 'धम्मनायगाणं' इह धर्मः अधिकृत एव, तस्य स्वामिनः तल्लक्षणयोगतः; तद्यथा,—(१) तद्वशीकरणभावात्, (२) तदुत्तमावाप्तेः, (३) तत्फलपरिभोगात्, (४) तद्विघातानुपपत्तेः ।

અર્થ :—તથા 'ધમ્મનાયગાણં' પદ. અહીં ધર્મ પ્રસ્તુત જ (લેવો). તેના સ્વામીને (નમસ્કાર હો. ભગવાન સ્વામી એટલા માટે કે તેમનામાં) તેના લક્ષણ હોવાથી. તે આ રીતે, (૧) ધર્મનું વશીકરણ કર્યું હોવાથી, (૨) ધર્મની ઉત્તમ પ્રાપ્તિ કરી હોવાથી, (૩) ધર્મના ફળનો ઉપયોગ કરવાથી, (૪) ધર્મમાં વિઘાત અસંભવિત બનવાથી.

વિવેચન :— હવે 'ધમ્મનાયગાણં' પદની વ્યાખ્યા ચાલે છે. એનો અર્થ 'ધર્મના નાયક ભગ-

વાન)ને મારો નમસ્કાર હો.' ધર્મ એટલે પૂર્વોક્તિ ચારિત્રધર્મ. ભગવાન ધર્મના દાતા અને ઉપદેશક છે એટલું જ નહિ, કિન્તુ નાયક અર્થાત્ ખુદ સ્વામી પણ છે. આ કથન કેવળ સ્તુતિરૂપ નથી કિન્તુ ભગવાન ખરેખર સ્વામિપણામાં જરૂરી ચાર કારણ ધરાવે છે.

**સાચા સ્વામિપણાની સાધક ચાર વિશેષતાઓ** છે;— ૧. જેના સ્વામી બનવું હોય તે વસ્તુ પોતાને વશ કરેલી હોવી જોઈએ; ૨. એની ઉત્તમ પ્રાપ્તિ થયેલી હોવી જોઈએ. ૩. એનાં ફળનો ઉપભોગ પ્રાપ્ત જોઈએ; અને ૪. એમાં વિઘાતનો સંભવ ન જોઈએ.

ધનનો સ્વામી કે સ્ત્રીનો સ્વામી કહેવાતો હોય પરંતુ (૧) એ ધન કે સ્ત્રી પોતાના કાબૂમાં ન હોય તો એવા સ્વામિપણાનો કોઈ અર્થ નથી. એમ (૨) એ ધન કે સ્ત્રી ઉત્તમ રૂપે પોતાને સિદ્ધ ન હોય અર્થાત્ ઈચ્છાનુસાર એના ઉપયોગાદિ કરવામાં ભારે મુશીબતો હોય, એમ (૩) એના ફળરૂપે સરખું સુખ દેખવા ન મળે, કે (૪) એમાં અંતરાયો નડતા હોય, તો પણ ખરેખરું એનું સ્વામિત્વ નહિ કહેવાય.

ભગવાને (૧) ધર્મ વશ કરેલો છે, (૨) ધર્મની પ્રાપ્તિ ક્ષાયિકરૂપે કરી છે (૩) ધર્મના ફળના ઉપભોગમાં અષ્ટ પ્રાતિહાર્ય વગેરે સુંદર મળેલા છે, તેમજ (૪) અ-વંધ્ય પુણ્યબીજ આદિના લીધે અંતરાયનો સંભવ નથી. માટે જ પ્રભુ ધર્મના સાચા સ્વામી સાચા નાયક છે. આ ધર્મનું વશીકરણ, ઉત્તમ પ્રાપ્તિ, ફળોપભોગ અને અંતરાય-અસંભવ, એ ચાર પૈકી દરેકના ૪-૪ હેતુ છે. તે નીચેના કોષ્ઠકથી સમજાશે,—

**ધર્મનાયકપણાનાં ૪ મૂળ હેતુ અને દરેકનાં ૪-૪ અવાંતર હેતુ**

| ૪ મૂળ હેતુ | દરેકના ૪-૪ અવાંતર હેતુ |
|---|---|
| ૧. ધર્મવશીકરણ | વિધિપ્રાપ્તિ-નિરતિચાર પાલન-યથોચિતદાન-અપેક્ષારાહિત્ય |
| ૨. ઉતમધર્મપ્રાપ્તિ | ક્ષાયિક૦પ્રાપ્તિ-પરાર્થસંપાદન-હીન પ્રત્યે ય પ્રવૃત્તિ-તથાભવ્યત્વ |
| ૩. ધર્મફળયોગ | સકલસૌંદર્ય-પ્રાતિહાર્યાદિ-મહાઋદ્ધિઅનુભવ-ધર્મવર્ચસ્વ |
| ૪. ધર્મઘાતરહિતતા | અવંધ્ય પુણ્યબીજ-અધિક અસંભવ-પાપક્ષય-અહેતુક નિર્વિઘ્નતા |

(લ૦) तथाहि,-एतद्वशिनो भगवन्तः; (१) विधिसम्पादनेन, विधिनायमाप्तो भगवद्भिः; तथा (२) निरतिचारपालनतया, पालितश्चातिचारविरहेण; एवं (३) यथोचितदानतो, दत्तश्च यथाभव्यं; तथा (४) तत्रापेक्षाभावेन, नामीषां दाने वचनापेक्षा ।

**અર્થ :– તે આ પ્રમાણે,-ધર્મને વશ કરનાર ભગવાન છે; કેમકે (૧) એ ધર્મનું વિધિપૂર્વક સંપાદન કરે છે; એનું કારણ એ છે કે ભગવાને એ વિધિથી પ્રાપ્ત કરેલ છે; તથા (૨) નિરતિચારપાલન કરે છે કેમકે એમણે અતિચાર (દોષ) લગાડ્યા વિના ધર્મ પાળ્યો છે; એમ, (૩) યથોચિત દાન કરે છે માટે; કેમકે એમણે યોગ્યતા મુજબ ધર્મ આપ્યો છે; તથા (૪) ધર્મ-દાનમાં એમને કોઇ આજ્ઞાની અપેક્ષા નથી માટે; આનું કારણ, એમને દાન કરવામાં શાસ્ત્રવચનનું આલંબન રાખવું નથી પડતું.**

**વિવેચન :– ધર્મ-વશીકરણના ૪ હેતુ :–**

૧. **વિધિપ્રાપ્તિ :–** ભગવાને ધર્મને વશ કર્યો છે, આત્મસાત્ કર્યો છે, કેમકે એમણે તે ન્યાયોપાર્જિત ધનની જેમ ચારિત્રયોગ્ય ૧૬ ગુણની પ્રાપ્તિ વગેરે વિધિ જાળવીને પ્રાપ્ત કર્યો છે. જેમ વિધિપૂર્વક પ્રાપ્ત કરેલ ધનમાં નિશ્ચિત વશ્યતા આવે છે, ન્યાયથી ધન કમાનારને રાજદંડ વગેરે કોઈ ભય નથી, તેમજ 'ચોરીનું ધન ન રહે ઘરમાં' એ ભય પણ નથી, એટલે એનો નિઃસંકોચ ભોગવટો કરી શકે

છે; અન્યાયીને તો ભય રહે છે કે 'પકડાઈ જઈશું તો?' અથવા એક બાજુથી અન્યાયનું, કમાઈ લાવે અને બીજી બાજુ અણધાર્યા ખર્ચમાં કે અન્ય રીતે ધન ઉપડીજાય! ત્યાં એ પોતાને વશ ન કહેવાય; એમ અવિધિથી તફડંચી કરેલો ધર્મ પણ વશ થયો ન ગણાય, કેમકે એના પર પોતાનું વર્ચસ્વ નથી જામતું; તો પછી ખોવાઈ જવાનો પણ ભય રહે છે. એટલે ધર્મ ગમે તેમ એકવાર પ્રાપ્ત કરી લેવાથી ન ચાલે, કિન્તુ વિધિપ્રાપ્તિ પૂર્વક એને વશ યાને આત્મસાત્ કરવો જોઈએ. એટલા જ માટે અહીં 'વશીકરણ' કહ્યું પરંતુ 'સિદ્ધિકરણ' ન કહ્યું. આ રીતે ભગવાને વૈરાગ્ય, સંયમધર્મ, ધ્યાનધર્મ, વગેરે કેવા સુંદર ધર્મ વશ કરેલા હોય છે એ શાસ્ત્રપ્રસિદ્ધ છે. આપણે એક નવકાર પણ વશ કર્યો છે ખરો? એની વિધિ-પ્રાપ્તિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ સંબંધી વિધિ સાચવીને કરેલી પ્રાપ્તિ સ્વરૂપ છે ખરી? ભગવાને વિધિપ્રાપ્તિ પૂર્વક ધર્મ વશ કર્યો હોઈ, એ ખરેખરા ધર્મનાયક છે, એ જ છે, બીજા નહિ.

**૨. નિરતિચારપાલન**:–ધર્મ વશ કરવા માટે ધર્મ વિધિથી ગ્રહણ કર્યા બાદ બીજું જરૂરી એનું અતિચાર-રહિત પાલન છે. અપરાધ રહિત પાલન થાય તો વસ્તુ વશ થાય. સામાયિક વિધિથી લીધું તો ખરું પણ એનું પાલન કરતાં દોષો લગાડાય તો સામાયિકનો ભાવ આત્માને વશ ન બન્યો. માટે દૃઢ નિર્ધાર અને પાકું મનોબળ કેળવી મન-વચન કે કાયાથી કોઈ દોષ ન લાગે તે સાચવવું જોઈએ. કેટલીક વાર શુભભાવની ધારા તૂટી જાય છે, અથવા બિનજરૂરી ઉત્સુકતા આતુરતા જાગે છે, યા માનસિક સુસ્તી, પ્રમાદ વગેરે ઊભા થાય છે; એટલે ધર્મપાલનમાં અતિચાર, સ્ખલના, દોષ, ખામી લાગે છે. એટલા માટે મૂળમાં જ એ બાધકોને દૂર રાખવા જોઈએ. આ માટે શુભભાવની અખંડ ધારાનો પ્રયત્ન, સ્વસ્થચિત્ત, સ્ફૂર્તિ, જાગૃતિ વગેરેનો પ્રયત્ન જરૂરી છે. ભગવાને ધર્મનું નિરતિચારપાલન કર્યું છે એથી જ ધર્મ આત્મસાત્ કર્યો છે, એટલે ધર્મનાયક એ જ હોઈ શકે, બીજા નહિ.

**૩. યથોચિતદાન**:–ભગવાન જગતને યોગ્યતા મુજબ ધર્મનું દાન કરે છે, એ સૂચવે છે કે ધર્મ પોતાને વશ છે. દા.ત. જ્ઞાન પોતાને સ્વાધીન બન્યું હોય તો બીજાને આપી શકાય છે,

પ્ર૦–દુનિયામાં તો દેખાય છે કે પોતે તપ નથી કરી શકતા, તપને વશ નથી કર્યો, છતાં ઉપદેશથી બીજાને તપ કરાવી શકે છે. ત્યાં તપના દાનમાં તપને વશ કરવાનો નિયમ ક્યાં રહ્યો?

ઉ૦–નિયમ છે; કેમકે એ ઉપદેશ પોતાનો સ્વતંત્ર નથી, પરંતુ ભગવાનની વાણીનો છે; અને એ વાણીની પાછળ ભગવાનનું તપોબળ છે જ; કઠોર તપનું સેવન અને વશીકરણ છે જ. એટલે તપનું દાન તપના વશીકરણને લીધે જ થયું કહેવાય; દા.ત. ટપાલીએ આપેલા મનીઓર્ડરના પૈસા મૂળ તો મોકલનાર ધણીના જ કહેવાય; એમ અહીં પણ ઉપદેશક સાધુ વગેરે ટપાલી છે. એ મૂળ ભગવાનનો જ ધર્મમાલ ભવ્યાત્માને પહોંચાડે છે, અને ભગવાન તો ધર્મને વશ કરી ચૂકેલા જ છે, તેથી કહેવાય કે વશ કરાયેલા તપ આદિ ધર્મોનું જ સાધુ વડે દાન કરાય, ઉપદેશ કરાય છે. ધર્મોનો મૌલિક ઉપદેશ, ધર્મનું સ્વતંત્રપણે દાન તો ધર્મને વશ કર્યા પછી જ હોય. એટલા જ માટે જેમ ઈતરધર્મમાં પરમાત્માના અવતારને સ્ત્રીઓ પરણવાની છૂટ, વળી અમુકને દુશ્મન માનવાની અને લડાઈ લડવાની છૂટ, છતાં સ્વતંત્ર ઉપદેશ-દાનક રે કે બ્રહ્મચર્ય ધર્મ સેવો, ક્ષમા–સમતા ધર્મ સેવો, આવાં નિર્યુક્તિક વિધાન છે, એવી રીતે જૈન દર્શનમાં નથી. સ્વયં ધર્મને વશ કર્યા વિના ધર્મનો મૌલિક ઉપદેશ કેવો? અરિહંત ભગવાન ઉચ્ચ સાધનાથી સર્વ પ્રકારના ધર્મને વશ કરી પછી જ ધર્મનું યથાયોગ્ય દાન કરે છે. માટે એ જ ધર્મનાયક છે, બીજા કોઈ નહિ.

**૪. અપેક્ષારાહિત્ય**:–વળી ભગવાને ધર્મ વશ કર્યાનું એટલા માટે કહેવાય છે કે એમને ધર્મનું દાન કરવામાં કોઈની આજ્ઞાની અપેક્ષા નથી રહેતી. મુનિઓને એમના વડિલની અપેક્ષા રહે છે; માટે તો એ કોઈને વ્રતદાન વગેરે કરે ત્યારે 'ખમાસ-

મણાણં હત્થેણં સુત્તેણં અત્થેણં તદુભયેણં સમ્મં ધારિજ્જાહિ...' એવું બોલવું પડે છે. એનો અર્થ એ છે કે ક્ષમાશ્રમણો-વડિલ મહામુનિઓના હસ્તે સૂત્ર-અર્થ ઉભય અનુસારે (તને વ્રત આરોપ્યાં તેને) સારી રીતે ધારણ કરજે.... 'ક્ષમાશ્રમણના હસ્તે, એટલે એમની નિશ્રામાં, આધિપત્યમાં અર્થાત્ એમના તરફથી આ વ્રત અપાય છે. તીર્થંકર ભગવાનને, વ્રતદાન કરતી વખતે, આવું બોલવાનું નથી હોતું. એ કોઈની નિશ્રા નીચે, આજ્ઞા નીચે નહિ પણ સ્વતંત્રપણે વ્રતદાન કરે છે. એ એમનું ધર્મ-વશીકરણ સૂચવે છે. માટે જ એ જ ધર્મ-નાયક બની શકે, બીજા નહિ.

(લ૦-) 'एवं च तदुत्तमावाप्तयश्च भगवन्तः (१) प्रधानक्षायिकधर्मावाप्त्या, तीर्थंकरत्वात्प्रधानोऽयं भगवतां; तथा (२) परार्थसम्पादनेन, सत्त्वार्थकरण शीलतया; एवं (३) हीनेऽपि प्रवृत्तेः, अश्वबोधाय गमनाकर्णनात्; तथा (४) तथाभव्यत्वयोगात्, अत्युदारमेतेषाम् ।२।

**અર્થ**:-એમ વળી ભગવાન ધર્મની ઉત્તમ પ્રાપ્તિવાળા છે, કેમકે (૧) એમને પ્રધાન ક્ષાયિક ધર્મની પ્રાપ્તિ થઈ છે ભગવાન તીર્થંકર હોવાથી એમને આ પ્રધાન છે; તથા (૨) એ અન્યોના હિતનું સંપાદન કરે છે, કારણ, પ્રાણિહિત કરવાનો એમનો સ્વભાવ છે; એમ (૩) હીન જેવા માટે પણ પ્રવૃત્તિ કરે છે, કારણ, સંભળાય છે કે અશ્વના બોધ માટે એ પધાર્યા હતા; તથા, (૪) એ તેવા (વિશિષ્ટ) તથાભવ્યત્વવાળા છે, કેમકે: એમનું તથા-ભવ્યત્વ અતિ ઉચ્ચ કોટિનું હોય છે.

**વિવેચન :- ઉત્તમ ધર્મની પ્રાપ્તિના ૪ હેતુ**:- ભગવાન ધર્મના નાયક હોવાનું બીજું કારણ એમને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ છે. એના ચાર અવાન્તર કારણ આ પ્રમાણે છે;

(૧) **પ્રધાન ક્ષાયિક ધર્મની પ્રાપ્તિ** ભગવાને કરી છે માટે એ ઉત્તમ પ્રાપ્તિવાળા છે; તેથી જ એ ધર્મના નાયક છે. બીજા કેવળજ્ઞાનીને પણ ક્ષાયિક ધર્મપ્રાપ્તિ છે, પરંતુ તે તીર્થંકર ભગવાનના વચનના આલંબને; ત્યારે આ પ્રાપ્તિ, પૂર્વે કહ્યું તેમ સ્વતંત્રપણે, તેથી પ્રધાન ક્ષાયિકધર્મ પ્રાપ્તિ છે. ક્ષાયિક પ્રાપ્તિ એટલે ધર્મબાધક સમસ્ત આવરણકર્મોનો ક્ષય થઈને થતી સંપૂર્ણ શાશ્વત ધર્મની પ્રાપ્તિ.

**ક્ષાયો૦ ધર્મમાં ૩ ભય** :- ધર્મ તો કર્મનો ક્ષયોપશમ અર્થાત્ કથંચિત્ ક્ષય થઈને ય પ્રાપ્ત થાય; પરંતુ તેમાં કર્મનો પ્રદેશોદય ચાલુ છે, અને વિપાકોદય સ્થગિત છે તે કામચલાઉ, તેથી (૧) અતિચાર-દોષ લાગી જવાનો તથા, (૨) વિપાકોદય થઇ ક્ષયોપશમ દબાઇ જવાથી ધર્મ ખોવાઇ જવાનો, તેમજ (૩) ચાલુ ક્ષયોપશમે પણ આંતરિક અધ્યવસાય ચઢતા ઉતરતા રહેવાથી ધર્મગુણમાં તીવ્રતા-મંદતા આવવાનો સંભવ છે. માટે જ 'પંચસૂત્ર'શાસ્ત્રમાં કહ્યું છે કે,

**'અસ્થિર દ્વીપમાંથી સ્થિર દ્વીપ પર જાઓ, અસ્થિર દીપમાંથી સ્થિર દીપ પ્રગટાવો'**-અર્થાત્ ક્ષાયોપશમિક ચારિત્ર અસ્થિર દ્વીપ જેવું છે. એ જેમ વખતો વખત સમુદ્રનાં પાણી ચઢી જવાથી તદ્દન ઢંકાઇ જઇ અદૃશ્ય થઇ જાય છે, તેમ આ ચારિત્રનો આત્મ-પરિણામ બાધક કષાયના ઉદયથી આવરાઈ જાય છે. એમ અસ્થિર દીપ પવનના ઝપાટા કે તેલ ખૂટવાથી બોલવાઇ જાય છે તેવી રીતે ક્ષાયોપશમિક ચારિત્રપરિણામ તીવ્ર રાગાદિના ઉદયે નષ્ટ થઇ જાય છે. તેથી કદી સમુદ્રજળથી ન ઢંકાય એવા ઊંચા સ્થિર દ્વીપ કે સદા પ્રકાશમાન રહે એવા સ્થિર રત્નરૂપી દીપકની જેમ ક્ષાયિક યાને સર્વમોહક્ષયજન્ય ચારિત્રપરિણામ પ્રગટ કરવા યત્નશીલ રહેવું.

**સાધકને જરૂરી સાવધાનીઓ** :-ક્ષાયોપશમિક ભાવ ટકે અને વધે તો જ ક્ષાયિક રૂપ પામે; તે માટે 'પંચાશકજી'માં આ જરૂરી કહ્યું છે,-(૧) સ્વીકારેલ વ્રતોનું નિત્ય સ્મરણ કરવું. (૨) ગ્રહણ કરેલ વ્રતો અને ગુણો પર મહાન મંત્ર કે નિધાનની જેમ, અત્યંત માન-મમત્વ રાખવું, જેથી એ મુકાય નહિ, કે અતિચાર લગાડાય નહિ. (૩) એથી વિરુદ્ધ પાપો અને દોષો પ્રત્યે દુગંછા, ઉદ્વેગ જાગ્રત્ રાખવો, જેથી એનાથી દૂર ને દૂર રહેવાય,

ને બીજા આર્થિકાદિ પ્રલોભને પણ એ ન સેવાય. (૪) વ્રત અને ગુણોનો કેવો ભાવી દીર્ઘકાલીન લાભપ્રવાહ છે, તથા પાપો-દોષોની ભાવી કેવી કટુ પરિણામધારા છે, એની હાર્દિક વિચારણા રાખવી. (૫) અરિહંત પ્રભુની રોમાંચક ભક્તિ કરવી. (૬) સુસાધુજનની ઉપાસના કરતા રહેવું જેથી વ્રતાદિમાં પ્રોત્સાહન મળ્યા કરે. (૭) ઉપર-ઉપરના ગુણો માટે ઉત્કટ અભિલાષા રાખવી, જેથી આગળ વધાય. એમ (૮) અનાયતન અર્થાત્ વ્રતાદિબાધક સ્થાન-સંસર્ગ-શ્રવણ વગેરેથી દૂર જ રહેવું. (૯) ઉપષ્ટંભક યાને વ્રતાદિપોષક ત્યાગ-તપ -આચાર-ક્રિયાઓ વગેરેમાં ઉદ્યત રહ્યા કરવું. આમ કરતાં કરતાં ક્ષાયિકભાવ તરફ આગળ વધાય. પ્રભુએ ઉત્તમ ક્ષાયિક ધર્મ પ્રાપ્ત કર્યો છે. એવો બીજા કોઈ ધર્મશાસકે નહિ. માટે પ્રભુ જ ધર્મ-નાયક છે.

(૨) **પરાર્થસંપાદન** :-ભગવાનને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ હોવાનું બીજું પ્રમાણ એ છે કે એ પરાર્થ અર્થાત્ અન્ય જીવોના હિતનું સંપાદન કરનારા છે. પ્રભુએ એવા અનુપમ વિશ્વવાત્સલ્ય પૂર્વક યથાખ્યાત ક્ષાયિક ચારિત્રધર્મ સિદ્ધ કર્યો છે કે હવે સહજરૂપે જેમ સૂર્ય વિશ્વની વનરાજી વગેરેને નવી સ્ફુર્તિ-શક્તિ આપે છે એમ ભગવાન ભવ્ય જીવોને નવનવાં આત્મ-કલ્યાણમાં પ્રેરે છે. આ કલ્યાણ સૂક્ષ્માતિસૂક્ષ્મ હિંસાદિપાપનિવૃત્તિ અને સર્વોચ્ચ તપ-સ્વાધ્યાયાદિ ધર્મપ્રવૃત્તિ રૂપ હોઇને યથાર્થ હિત છે, પ્રભુ એનું સંપાદન કરતા હોઈ સ્વયં ઉત્તમ ધર્મ પ્રાપ્તિવાળા છે. પોતાની પાસે ન હોય એ બીજાને શું આપી શકે? શ્રોતાને શબ્દ પાછળ ભાવનું દેવાળું દેખાતું હોય તો શાનો લેવા આકર્ષાય? અન્યોમાં આવું પરાર્થ સંપાદન ન હોઇ એ ધર્મનાયક ન બની શકે.

(૩) **હીન પ્રત્યે પણ પ્રવૃત્તિ** :- ભગવાનમાં ઉત્તમ ધર્મપ્રાપ્તિ હોવામાં ત્રીજું પ્રમાણ એ છે કે એ હીન જીવો પ્રત્યે પણ ઉપકારની પ્રવૃત્તિ કરે છે; દા.ત. જેમ ભગવાન મુનિસુવ્રતસ્વામી એક ઘોડાના પ્રતિબોધ ખાતર વિહાર કરી ભરુચ પધાર્યા હતા, એવું શાસ્ત્રમાંથી જાણવા મળે છે. એમ ભગવાન મહાવીરસ્વામી ચંડકોશિયાના પ્રતિબોધ અર્થે લોકોની સલાહ નહિ છતાં એના રહેઠાણ પાસે પધારી ધ્યાનમાં ઊભા હતા, અને પહેલાં તો એનો દંશ પણ સહ્યો હતો. એમ એ વીરપ્રભુએ દુષ્ટ એવા શૂલપાણી યક્ષના મંદિરમાં પણ રાત્રિભર ધ્યાનમાં રહી એના ઘોર ઉપદ્રવ સહ્યા હતા, અને એને પ્રતિબોધ પમાડ્યો હતો. બાકી સર્વ તીર્થંકર ભગવાન સમવસરણ પર શહેરી-જંગલી પશુ-પંખીનેય સમજાય એવો ઉપદેશ આપે છે. આ બધું નીચા પ્રાણીઓ પર પણ ધર્મોપકાર વરસાવવાનું એ પોતાની ઉત્તમ ધર્મપ્રાપ્તિ સૂચવે છે. ધર્મ ઉત્તમ રીતે સાધી સાધીને પોતે હવે સિદ્ધધર્મરૂપ બની ગયા હોય તો જ આ બની શકે. અતિ અધમ તુચ્છ જીવોના ઉદ્ધાર કરવાનું વીતરાગ અરિહંત પ્રભુ વિના બીજાથી શું બને? કુટુંબમાં વડેરો તે વડેરો! અશક્ત યા રોગી કુટુંબીની કાળજી એ વડેરાની જેમ બીજો કોણ કરી શકે? પ્રભુ વિશ્વ-કુટુંબના વડેરા છે. સૂક્ષ્મ વનસ્પતિ-વાયુ જેવા સુધીનાં જીવોના હિતાર્થે એમણે જ પ્રવૃત્તિ કરી છે, બાકી બીજા કોઈ ઇશ્વર-પેગંબર-ધર્મસ્થાપકે નહિ; કેમકે બીજાઓને સૂક્ષ્માતિસૂક્ષ્મ નિગોદ સુધીના જીવોનું અને એ જીવોનાં નરકથીય અનંત-ગુણા દુઃખનું પ્રત્યક્ષ દર્શન જ નહિ કે શાસ્ત્રદ્વારા જ્ઞાન જ નહિ, ત્યાં એમને એ જીવોની દયા તો આવે જ ક્યાંથી? મૂળમાં એમને સ્વતઃ ઉત્તમ ધર્મની પ્રાપ્તિના જ વાંધા છે. માટે જ એ ધર્મનાયક ન બની શકે.

(૪) **તથાભવ્યત્વ**:-અરિહંત ભગવાનને ઉત્તમ-ધર્મની પ્રાપ્તિ હોવાનું એક કારણ એમનું વિશિષ્ટ તથાભવ્યત્વ અર્થાત્ એક મૌલિક યોગ્યતાવિશેષ છે કે જે અતિ ઉદાર, ઉચ્ચ કોટિનું છે, અને અનંતાકાળ પૂર્વે પણ જે બીજા જીવો કરતાં એમને ખાણમાં દટાયેલા જાત્યરત્નની માફક જુદા પાડે છે. આ તથાભવ્યત્વ એટલે મોક્ષ પામવાની વૈયક્તિક વિશિષ્ટ યોગ્યતા. એ એમને તેવા તેવા વિશિષ્ટ કાળ, ને સહકારીના સંયોગ મેળવી આપે છે. વળી ચરમ

ભવમાં એમને સ્વયંબુદ્ધ બનીને સ્વતઃ સર્વોચ્ચ ધર્મસાધક થઇ પ્રધાન ક્ષાયિક ધર્મપ્રાપ્તિ કરવામાં આ તથાભવ્યત્વ(વિશિષ્ટયોગ્યતા) અસાધારણ નિમિત્ત બને છે. એ વિના એ રીતે ઉત્તમ ધર્મપ્રાપ્તિ થઇ શકે નહિ. એ છે તો જ આ ઉત્તમ ધર્મપ્રાપ્તિ છે. અન્યોમાં આ નહિ હોવાથી ધર્મનાયક ન બની શકે.

## અશ્વ પ્રતિબોધની કથા

અહીં ૩જા મુદ્દામાં લલિતવિસ્તરાની 'પંજિકા' ટીકામાં આ. શ્રી મુનિચન્દ્રસૂરિજી મહારાજે અશ્વ–પ્રતિબોધની કથા બહુ ભવ્ય અને ગદ્ય કાવ્યમય અલંકારિક સંસ્કૃત ભાષામાં મૂકી છે. તેનો ભાવ સરળ ભાષામાં આ પ્રમાણે છે–

ભગવાન શ્રી મુનિસુવ્રતસ્વામી તે આ અવસર્પિણીની ચોવીસીમાં વીસમા તીર્થપતિ. એ પ્રભુ પાંચે કલ્યાણકોમાં ત્રણેય ભુવનના જીવોને આનંદ આપનારા હતા. એમના પિતા રાજા સુમિત્રે દુશ્મનોને દુસ્સહ એવા પ્રતાપ વડે શત્રુઓનો પરાભવ કર્યો હતો, અને માતા પદ્માવતી રાણી ત્રિભુવનથી આવકારાયેલી લક્ષ્મીના આશ્રયભૂત હતી. આવી માતાની દિવ્ય કુક્ષિરૂપી છીપમાં પ્રભુ જાણે એક મૌક્તિક રૂપે અવતર્યા, અને કાળક્રમે જન્મ પામ્યા. જાણે સુમિત્ર રાજાનું કુળ એટલે કમળવનથી વિરાજિત સરોવર ! એમાં પ્રભુ જાણે નિર્મળ રાજહંસ જોઇ લ્યો !

ક્રમશઃ શ્રી મુનિસુવ્રતસ્વામીએ મગધદેશના અલંકારભૂત રાજગૃહ નગરમાં વિરાજી વિશાલ રાજ્યનું પાલન કર્યું. ત્યાં એમની દીક્ષાનો અવસર આવી લાગ્યો એટલે સારસ્વત વગેરે નવ લોકાન્તિક દેવોના વૃન્દે દીક્ષા–અવસરનાં અભિનન્દન કર્યાં. ત્યાં તત્કાળ સમસ્ત ઇન્દ્રોએ એકત્રિત થઇ પ્રભુની ભવ્ય પૂજા–ભક્તિ કરી, અને જગદ્ગુરુએ જેલખાનાસમા આ સંસારમાંથી મહાભિનિષ્ક્રમણસજ્જ બની પ્રવ્રજ્યામાર્ગ અંગીકાર કર્યો. ત્યારબાદ ભગવાન પવનની જેમ ક્યાંય અણબંધાયેલા રહી નિજ ચરણકમળની રજના પડવાથી પૃથ્વીતલને પાવન કરતા કરતા કેટલોક કાળ છદ્મસ્થપણે (જ્ઞાનાવરણાદિ કર્મથી બદ્ધ અવસ્થામાં) વિચર્યા. ત્યારબાદ તીક્ષ્ણ શુક્લધ્યાનરૂપી કુહાડાની ધાર ચલાવીને, દુષ્કર છે અંત જેનો એવા પણ, મોહનીય કર્મરૂપી વૃક્ષનાં મૂળ અને ડાળ-પાંખળાંને છેદી નાખ્યાં. ત્યાં પ્રભુએ કેવળજ્ઞાન પ્રગટ કર્યું. હવે એ સર્વ કાળના થયેલા, થતા અને થનારા સમસ્ત ભાવોના સ્વરૂપને પ્રત્યક્ષ નિહાળે છે.

ભગવાનને કેવળજ્ઞાન થયું એટલે ઇન્દ્રોનાં સિંહાસન ડોલાયમાન થાય છે, તેથી અવધિજ્ઞાનના ઉપયોગથી ભગવાનને જ્ઞાન થયું જાણી અત્યંત ભક્તિભર્યા દિલે એ બધા ઇન્દ્રો નીચે આવે છે. ત્યાં દેવો દ્વારા સમવસરણની રચના, પ્રાતિહાર્યની શોભા, ગીતગાન–સ્તુતિ ચામર ઢાળવા વગેરે ભક્તિ–ઉપાસના કરાઇ.પછી સૌ પ્રભુની દેશના સાંભળવા બેઠા. ભર્યાપાણીના મેઘ જેવા પ્રભુએ ત્યાં સદ્ધર્મની દેશનાનો વરસાદ વરસાવ્યો. પ્રભુ મેઘસમા એટલા માટે કે ભવ્ય જીવસમૂહરૂપી મયૂરમંડળને ઉલ્લસિત કરવાના સ્વભાવવાળા છે; ચકચકિત નવા અંજનસમૂહના જેવા શ્યામ વર્ણવાળા શરીરને ધરાવે છે; કષાયરૂપી ગ્રીષ્મસમયથી તપેલા પ્રાણીઓના સંતાપને દૂર કરવામાં નિષ્ણાત છે; અંધકારને હટાવનાર ભામંડલરૂપી વિજળીની રેખાથી અલંકૃત છે; સ્ફુરાયમાન ધર્મચક્રના કાન્તિકલાપથી ગગનમંડળને શોભાવનાર મેઘધનુષનો દેખાવ ઊભો થયો છે, અને સૌધર્મેન્દ્ર તથા ઇશાનેન્દ્રનાં હસ્તપલ્લવથી પ્રભુને વીંજાતા ચામરોના ગોળાકાર હલનચલન ક્રિયા વડે જાણે સફેદ બગલાઓની પંક્તિ ન ગોઠવાઇ ગઈ હોય એવી શોભા બની ઊઠી છે. આવા મેઘ–શા પ્રભુએ સર્વ તિર્યંચ–મનુષ્ય–દેવગણના જીવોના હૃદયરૂપી ભૂપ્રદેશને સર્વસાધારણ શુદ્ધ ધર્મની દેશનાના મુશળધાર વરસાદથી સ્વસ્થ કર્યો. બાદ ત્યાં તીર્થની સ્થાપના થઈ.

એક વખતે ભગવાન સૂર્યની જેમ ભવ્યજીવોરૂપી કમળોને વિકસ્વર કરતા કરતા દક્ષિણાપથના મુખમંડનરૂપ ભરુચ નામના નગરે પધાર્યા, અને ત્યાં ઇશાન ખૂણામાં આવેલ કોરિંટક નામના ઉદ્યાનમાં સમવસર્યા. એટલામાં તે નગરનો રાજા જિતશત્રુ પોતાના માણસો પાસેથી જિનેશ્વરદેવના આગમનને સાંભળીને આનંદથી ભરપૂર હૃદયવાળો બન્યો, અને અશ્વ પર આરૂઢ થઇને માનવસમૂહના પરિવાર સાથે જગદ્ગુરુના ચરણકમળને વંદન કરવા માટે આવ્યો. સકલ લક્ષ્મીના સ્થાનભૂત જિનપતિના પાદારવિંદે માથું ઝુકાવી નમસ્કાર કરીને ભગવાનના ચરણ પાસે હાથ જોડીને બેઠો. કાનને અમૃતસમી પ્રભુની દેશના સાંભળે છે.

ત્યારબાદ પરમગુરુ પરમાત્માના ગણધર શિષ્ય સ્વયં જાણવા છતાં પ્રભુને વિનયપૂર્વક નમન કરી જીવોના બોધ માટે પૂછે છે કે "હે ભગવન્ ! મનુષ્ય, દેવ ને તિર્યંચના સમૂહથી વ્યાપ્ત આ પર્ષદામાં કેટલા નવા ભવ્ય જીવોએ સમ્ય-

ક્ત્વ સ્વીકાર્યું, સંસારસમુદ્રને મર્યાદિત કરી દીધો, અને સ્વાત્માને મોક્ષસુખનો અધિકારી બનાવ્યો ?"

એટલે કુન્દપુષ્પ જેવા મનોહર દાંતના કિરણોથી ગગનાંગણને તેજસ્વી કરતા જગન્નાથ બોલ્યા,—"હે સૌમ્ય ! સાંભળ. અશ્વરત્નને છોડીને બીજા કોઈએ નહિ."

સર્વજ્ઞ ભગવાનનું આ વચન સાંભળીને તરત જ રાજા જિતશત્રુ કહે છે, "ભગવન્ ! મારું ચિત્ત આશ્ચર્યચકિત બન્યું છે, અને હું અશ્વના વૃત્તાન્તને જાણવા ઇચ્છું છું. તથા બીજી વાત એ છે કે હે ભગવન્ ! આ અશ્વરત્ન પર આરૂઢ થઈને હું આપના ચરણકમળને વંદન કરવા માટે ચાલ્યો, એમાં ત્રણ લોકના તિલકતુલ્ય સમવસરણને જોઈ ઘોડા પરથી નીચે ઉતર્યો અને પગે ચાલતો જ અહીં આવવા લાગ્યો. એટલામાં સકલ પ્રાણિગણના ચિત્તને આનંદદાયી, જળભર્યા મેઘના નાદ-શી ગંભીર, અને ગંભીર ભવસમુદ્ર તરી જવા ઝાઝસમાન આપની દેશના સાંભળીને આ ઘોડાના નેત્રપાત્ર આનંદાશ્રુથી ધોવાઈ પવિત્ર બન્યા. એના બે કાન નિશ્ચલ બની ગયા રોમરોમ વિકસ્વર થઈ ગયા, આંખ મીંચાઈ ગઈ, અને ક્ષણમાત્ર એ ઊભો રહી ગયો. ત્યારબાદ ફરીથી ધર્મશ્રવણમાં શ્રોત્રનો ઉપયોગ દઈને સમવસરણના તોરણ આગળ આવી પહોંચ્યો. ત્યાં તો અપૂર્વ આનંદરસને અનુભવતા એણે ભૂમિ પર પોતાના બે ઢીંચણ સ્થાપિત્ત કર્યા ! એનો સઘળો મેલ-કચરો ગળી રહ્યો છે અને જાણે પોતાના મનની સ્પષ્ટ ભાવના કહી રહ્યો છે, એવા એણે આપને મસ્તક નમાવી વંદના કરી એમ ને એમ જ બેસવા માંડ્યું. તેથી પછી અશ્વની એવી ચેષ્ટા જોઈને હું વિસ્મય પામ્યો અને ક્યારે પણ પૂર્વે નહિ અનુભવેલ આશ્ચર્યથી ભરાઈ ગયેલા દિલે આપની સમીપે આવ્યો છું. તો હે ભગવન્ ! આપ તો મિથ્યાત્વને મથી નાખનારા છો, એટલે ફરમાવો આ શું ?"

ભગવાને કહ્યું "હે સૌમ્ય ! સાંભળ. સમસ્ત પૃથ્વીમાં લક્ષ્મીના ધામભૂત પદ્મિનીખેટ નામનું એક નગર છે. ત્યાં જિનધર્મ નામનો એક ઉત્તમ શ્રેષ્ઠી રહેતો હતો. જૈન ધર્મનો એને સારો અભ્યાસ હતો. સાથે એની પાસે લક્ષ્મીનો પણ સંચય હતો. એ જ નગરમાં એક બીજો સાગરદત્ત નામનો શેઠ રહેતો હતો. એની પાસે પુષ્કળ ધનનો ખજાનો હતો. સઘળા નગરવાસીઓમાં એ મુખ્ય અને વળી શ્રાવક જિનધર્મનો એ પરમ મિત્ર હતો. એ દીન અનાથ વગેરેને સારું દયાદાન કરવામાં તત્પર રહેતો. હંમેશા એ મિત્ર શ્રાવક જિનધર્મની સાથે જિનમંદિરે જાય અને જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારના આચારને ધારણ કરનાર મુનિઓની ઉપાસના કરે. એક વખતે એમની પાસે ધર્મનું શ્રવણ કરતાં એણે આ ગાથા સાંભળી —

'जो कारवेइ पडिमं जिणाणं जियरागदोसमोहाणं ।
सो पावइ अन्नभवे भवमहणं धम्मवररयणं' ॥

અર્થાત્ જે રાગ-દ્વેષ-મોહને જિતનારા જિનેશ્વરદેવની પ્રતિમા ભરાવે છે તે પરભવે ભવભંજક ઉત્તમ ધર્મરત્નને પામે છે. આનો ભાવાર્થ એ સમજ્યો અને ભવિતવ્યતાવશ એને ચિત્તમાં સ્થાપિત કર્યો, એટલું જ નહિ પણ એક આત્મહિતની બુદ્ધિથી એનો એણે સ્વીકાર કર્યો. પછી એણે પોતાનો અભિપ્રાય મિત્ર શ્રાવકને જણાવ્યો. એણે પણ એના અભિપ્રાયની પુષ્ટિ કરી. ત્યારબાદ એણે સકલ કલ્યાણને કરવાવાળી કલ્યાણમય જિનપ્રતિમા તૈયાર કરાવી, અને મોટા આડંબરથી એની પ્રતિષ્ઠા કરાવી.

એજ સાગરદત્તે પૂર્વે નગરની બહાર એક શિવમંદિર કરાવેલું, ત્યાં એકવાર યજ્ઞોપવીતના આરોપણદિને શઠપ્રકૃતિના જટાધારી સંન્યાસીઓ શિવલિંગમાં પૂરવા નિમિત્તે મઠમાંથી ઘી વગેરેથી પૂર્ણ ઘડાઓ બહાર કાઢતા હતા. પરંતુ તે ઘડાઓની નીચે પુષ્કળ ઘીમેલોના જૂથ જામ્યા હતા, એટલે બહાર કાઢતી વખતે તે ઘીમેલો જમીન પર પડતી, અને તે બાવાઓ માર્ગમાં પડેલી તેને નિર્દયપણે કચરતા ચાલતા. પરંતુ તે સાગરદત્ત કરુણાથી દ્રવિત ચિત્તવાળો બની એમના પગ નીચે કચરાતી ઘીમેલોને વસ્ત્રના છેડાથી ઉદ્ધરે છે, આઘી મૂકે છે. એને ઉદ્ધરતો જોઈને એક ધર્મદ્વેષી જટાધારીએ પગ નીચે ઘીમેલોના સમૂહને કચરી સાગરદત્તશેઠની મશ્કરી કરી કે 'ઓહો શેઠ ! શ્વેતાંબરની જેમ દયાળુ થઈ ગયો લાગે છે !' તેથી એ વણિક્ વિલખો થઈ 'અરે ! આ આવું કેમ બોલે છે !' એમ કહીને એના આચાર્યના મોંઢા સામે જુએ છે. પણ એણે ય શેઠનું વચન ગણકાર્યું નહિ. તેથી ચતુરચિત્તવાળા સાગરદત્તને વિચાર આવ્યો કે 'આ મૂર્ખચક્રવર્તીઓનાં મનમાં નથી તો જીવદયા, કે નથી શુભ મનોવૃત્તિ; તેમ એમની પાસે સુંદર ધર્માનુષ્ઠાન પણ નથી;' એમ વિચારીને પછી એમનું કાર્ય શરમથી એણે કર્યું. વિશિષ્ટ વીર્યના અભાવે સમ્યક્ત્વ રત્ન ઉપાર્જ્યું નહિ, મોટા આરંભસમારંભમાં પડી ગયો, ઉપાર્જેલા ધનને સાચવવા-

માંથી નવરો જ નહિ! તેમ ઘર, પુત્રો, સ્ત્રી વગેરે પર મમત્વ અકબંધ! આમ દાનની રુચિવાળો, પરંતુ બહુ ધનની લાલસાથી 'સાર્થ ક્યારે જાય છે? ક્યાં કયું કરિયાણું લોક ખરીદે છે? કયા દેશમાં કેટલી ભૂમિ છે? ખરીદીનો સમય કયો? વેચાણનો કાળ કયો? કઈ વસ્તુ બહુ વપરાય છે?' વગેરે વગેરે ચિંતા રાત દિવસ કર્યા કરતો હતો. એમાં એણે તિર્યંચગતિને યોગ્ય કર્મ બાંધ્યાં, ને મરીને તારા ઘોડા તરીકે અહીં અવતર્યો, તેં એને તારા વાહનરૂપે રાખ્યો. આજે તો મારી વાણી સાંભળીને પૂર્વ જન્મમાં ભરાવેલી અર્હત્પ્રતિમાના પ્રભાવે પ્રાપ્ત કરેલ બોધિબીજ ઊગવાથી સમ્યક્ત્વ ઉપાર્જ્યું, અને પોતાના આત્માને મોક્ષસુખોનું પાત્ર બનાવ્યો. એના પ્રતિબોધ માટે જ હું અહીં આવ્યો છું.' એમ પ્રભુએ અશ્વાવબોધની હકીકત સંભળાવી. અરિહંત ભગવાન હલકા જીવો પ્રત્યે પણ ઉપકારની પ્રવૃત્તિ કરે છે, માટે એ ઉત્તમ ધર્મપ્રાપ્તિવાળા હોઈ ધર્મનાયક છે.

(લ૦–) एवं तत्फलपरिभोगयुक्ताः (१) सकल-सौन्दर्येण निरुपमं रूपादि भगवतां; तथा (२) प्राति-हार्ययोगात्, नान्येषामेतत्; एवं (३) उदारर्द्ध्यनुभूतेः, समग्रपुण्यसम्भारजेयं; तथा (४) तदाधिपत्यतो भावात्, न देवानां स्वातन्त्र्येण ॥३॥

**અર્થ:–એમ (ત્રીજું, ભગવાન નાયક એટલા માટે છે કે એ) ધર્મના (ઉત્કૃષ્ટ) ફળના ભોક્તા છે એનું કારણ (૧) એમનામાં સકલ સૌંદર્ય છે કેમકે ભગવાનનાં રૂપ વગેરે ઉપમાતીત હોય છે, (૨) એમને પ્રાતિહાર્યનો યોગ હોય છે, તે કાંઇ બીજાઓને નથી હોતો; (૩) ઊંચી સમૃદ્ધિના એ ભોક્તા હોય છે; આ સમૃદ્ધિ સકલ પુણ્યના થોકથી પ્રગટે છે; તેમજ (૪) એ (સમૃદ્ધિ)પર એમનું જ આધિપત્ય હોય છે, (ખુદ) દેવોને ય સ્વતંત્રપણે એ નથી.**

**વિવેચન:–(૩) ધર્મફળ-ઉપભોગના ૪ હેતુ:–**

**(૧) સકલ સૌંદર્ય:**–ભગવાન ધર્મનાયક હોવામાં ત્રીજું કારણ આ છે કે એ ધર્મના ઉત્કૃષ્ટ ફળના ઉપભોક્તા છે. ધર્મ આત્મસાત્ કર્યા વિના એ ફલભોગ બની શકે નહિ, અને ધર્મના નેતા–નાયક બનાય નહિ. તેથી આ ઉત્કૃષ્ટ ફળનો અનુભવ સિદ્ધ કરે છે કે અરિહંત ભગવાન ધર્મનાયક છે. બીજાઓને એ ન હોઇને એમનામાં ધર્મનું નાયકપણું સંભવી શકતું નથી. પ્રશ્ન થાય કે આ ફળ-પરિભોગ શાના આધારે કહો છો? તો એના ઉત્તરમાં ચાર કારણો છે. એમાં પહેલું એ કે ભગવાનમાં સકલ સૌંદર્ય છે. સકલ સૌંદર્યમાં જેની ઉપમા ન હોય એવું રૂપ–કાન્તિ–લાવણ્ય, સુંદર યશ સુંદર સૌભાગ્ય, સુંદર વાણી વગેરે આવે; અને તે ભગવાનમાં છે. એમનામાં એ એટલું ઉચ્ચ કોટિનું હોય છે, કે 'કોડી દેવ મિલકે કર ન સકે, એક અંગુષ્ઠરૂપ પ્રતિછંદ,' અર્થાત્ કરોડો દેવતા પોતાનું બધું સૌંદર્ય ભેગું કરી એને પણ સારરૂપે એક અંગૂઠા જેવડું બનાવે તો ય તે ભગવાનના એક અંગૂઠાની હરિફાઈ ન કરી શકે, અંગૂઠાના પ્રતિબિંબસ્થાને ન આવી શકે. સર્વોત્કૃષ્ટ દેવ,–અનુત્તર વિમાનવાસી દેવતા, એના સૌંદર્ય કરતાં ય અનંત અનંતગણું સૌંદર્ય ભગવાનના દેહનું હોય છે.

પ્ર૦–ભગવાનમાં આવું અનુપમ સૌંદર્ય હતું તો અનાર્યોએ એમના તરફ આકર્ષાઇ જવાને બદલે ઉપદ્રવ કેમ કર્યા?

ઉ૦–એક બાજુ અનાર્યોના દિલમાં નિરાધાર દેખાતા એકલદોકલ પરદેશી તરફ દ્વેષભાવ હતો, તેમજ બીજું, પ્રભુનાં તેવા કર્મનો ઉદય હતો, તેથી એમ બન્યું. દેખાય છે કે બહુ દ્વેષીને સામાના સારામાં સારા ગુણ કે પરોપકાર પણ આકર્ષી શકતા નથી. બાકી તો જંગલના પશુ અને કસાઇ જેવા પણ આકર્ષાઈ આકર્ષાઇ દોડ્યા આવી ભગવાનનું મુખ જોઈ જોઇ હરખે છે. એમ મોટી ઈંદ્રાણીઓ અને ઈંદ્રો પણ ઓવારી જાય છે.

પ્ર૦–જીવોના આવા ઓવારી જવા પર ફળ-ભોગ અને તે દ્વારા ધર્મનેતૃત્વ સિદ્ધ થતું હોય તો ઈતર દેવ પણ કોઇ સૌન્દર્ય દ્વારા ધર્મનેતા સિદ્ધ નહિ થાય?

ઉ૦–ના, અહીં તો રૂપ, કાન્તિ સાથે યશ, વાણી વગેરે છે. એક તો તેવા પુણ્યના અભાવે તેવું સકલ સૌંદર્ય બીજાને હોઇ શકતું નથી, તેમજ બીજું એ કે વીતરાગભાવવાળું નિર્દોષ સૌન્દર્ય હોતું નથી. તેથી બીજાઓ વિપુલ પ્રમાણમાં અધમ

પશુ પંખી અને ઉત્તમ દેવાદિ સુદ્ધાં તેવા તેવા જીવોને આકર્ષી શકતા નથી; તેમજ જ્ઞાન અને વાણીનું તેવું સૌંદર્ય ન ધરાવતા હોઈ જીવોને સત્ય ધર્મ પમાડી શકતા નથી; પછી એ ધર્મના નેતા ધર્મનાયક શી રીતે કહેવાય ? બીજા કેવળ-જ્ઞાનીમાં પણ તેવું વાણી-યશ-આદેયતા-સૌભાગ્યાદિનું સૌંદર્ય નથી, તેથી તે પણ ધર્મનાયક નથી. તીર્થંકર ભગવાનમાં સકલ સૌંદર્ય હોઈ ધર્મ-નાયકપણું સિદ્ધ છે.

(૨) **પ્રાતિહાર્યનો યોગ**:-ભગવાનને જ શ્રેષ્ઠ ધર્મફળ-ભોગ હોવાનું બીજું પ્રમાણ એ છે કે એમને જ આઠ પ્રાતિહાર્યનો યોગ છે. પ્રાતિહાર્ય એટલે શોભાકારી પ્રતિહારીની જેમ સદા સેવામાં રહે તે. એ,-૧ રત્નજડિત સિંહાસન, ૨ ચામર, ૩ ભામંડળ, ૪ ત્રણ છત્ર, ૫ અશોકવૃક્ષ, ૬ પુષ્પવૃષ્ટિ, ૭ દિવ્ય ધ્વનિ, અને ૮ દેવદુન્દુભિ, એમ આઠ હોય છે. પ્રભુ ચાલે ત્યારે સિંહાસન અને છત્ર ઉપર આકાશમાં સાથે સાથે ચાલે છે, પ્રભુને બે બાજુ ચામર વીંજાતા રહે છે, ભામંડળ યાને પ્રકાશપુંજ મુખ પાછળ દીપે છે, ને દેવદુન્દુભિ આકાશમાં વાગે છે. પ્રભુને બિરાજમાન થવું હોય ત્યાં સિંહાસન નીચે આવી ગોઠવાઈ જાય છે. પ્રભુ સમવસરણ પર બિરાજે ત્યાં અશોક વૃક્ષ આખા જોજન-પ્રમાણ સમવસરણને છાંયો આપે છે, અને દિવ્ય ધ્વનિ પ્રભુની વાણીમાં બંસરીના સુરની જેમ સુર પુરાવે છે. આ પૂર્વ-ભવની એમની સમ્યગ્દર્શન તથા અરિહંતાદિપદની જબરદસ્ત વિશિષ્ટ સાધનાનું ફળ છે. અરિહંત તીર્થંકર સિવાય બીજા કોઈને આ પ્રાતિહાર્ય હોતા નથી. પછી એ બીજાઓ જીવોને શું આકર્ષે અને શું ધર્મનાયક બની શકે ?

(૩) **ઉચ્ચ સમૃદ્ધિનો અનુભવ**:-ભગવાનને વિશિષ્ટ ધર્મફળ-ભોગ હોવામાં ત્રીજું કારણ એ છે કે એ ઉદાર સમૃદ્ધિ ભોગવે છે. પ્રભુ ચાલે ત્યારે સદા પગ નીચે માખણના પિંડા જેવા કોમળ સુવર્ણ-કમળ ગોઠવાઈ જ જાય છે. ચાલતાં પ્રભુને માર્ગના વૃક્ષો નમે છે, આકાશે પંખેરા પ્રદક્ષિણા દે છે. જઘન્યથી એક કરોડ દેવતા એમની સેવામાં નિત્ય રહે છે. અસંખ્ય દેવોના માલિક મોટા ઈન્દ્ર જેવા પ્રભુની ભક્તિ સન્માન કરવા આવીને ઊભા રહે છે. જન્મતાં દિક્કુમારીઓનાં અભિષેક, ઈન્દ્રોનાં અભિષેક, દીક્ષા પ્રસંગે દેવદેવેન્દ્રોના ઉત્સવ, કેવળ-જ્ઞાન પ્રગટ્યા બાદ સમવસરણની રચના,....આ બધી સમૃદ્ધિ-ઐશ્વર્ય અરિહંત પ્રભુને જ હોય છે. એ કાંઈ સામાન્ય પુણ્યથી નીપજતું નથી, કિન્તુ એની પાછળ મહાપુણ્યનો સમૂહ કામ કરી રહ્યો હોય છે, ઉત્કૃષ્ટ પુણ્ય-પ્રકૃતિ તીર્થંકર-નામકર્મ, એની સાથે એને અનુરૂપ જબરદસ્ત યશનામકર્મ સૌભાગ્ય નામકર્મ, વર્ણાદિ નામકર્મ, આદેય નામ-કર્મ વગેરે સમર્થ પુણ્યો કામ કરતા હોય છે. અન્યોમાં એ સંભવિત નથી.

(૪) **ધર્મ-ધર્મફળનું આધિપત્ય** :-અરિહંત ભગવાન વિશિષ્ટ ધર્મફળભોક્તા હોવામાં ચોથું કારણ એ છે કે એ ધર્મ અને ધર્મફળ પર વર્ચસ્વ ધરાવે છે. પ્રભુ ધર્મના અધિપતિ છે, ઉત્કૃષ્ટ ધર્મ-ફળના અનન્ય અધિકારી છે, માટે એમને જ ઉદાર સમૃદ્ધિ પ્રગટે છે, પણ ખુદ સમૃદ્ધિ રચનાર દેવોને ય નહિ. દેવતાઓ નવકમળ-રચના, સમવસરણ વગેરે ભગવાન માટે બનાવે પણ સ્વતંત્ર પોતાના માટે નહિ. કડિયા-સુતાર ઘર બાંધે, પણ એનો ભોગ-વટો શેઠ કરે છે. પ્રભુનું ઉત્કૃષ્ટ પુણ્યપર એવું આધિપત્ય છે કે સર્વોચ્ચ ધર્મફળ એ જ ભોગવી શકે, એ જ એનો અધિકાર ધરાવતા હોય. એ ઉત્કૃષ્ટ પુણ્યનાં મૂળ કારણભૂત વિશિષ્ટ યોગ્યતા અને સમ્યગ્દર્શનાદિની પ્રખર સાધના અન્ય કલ્પિત દેવો કે અવતારો યા ધર્મસ્થાપકોમાં ન હોઈને આધિપત્ય ક્યાંથી આવે ?

(લ૦) एवं तद्विघातरहिताः (१) अवन्ध्यपुण्यबीजत्वात्; एतेषां स्वाश्रयपुष्टमेतत्; तथा (२) अधिकानुपपत्तेः, नातोऽधिकं पुण्यं; एवं (३) पापक्षयभावात्, निर्दग्धमेतत्; तथा (४) अहेतुकविघातासिद्धेः, सदा सत्त्वादिभावेन। एवं धर्म्मस्य नायका धर्म्मनायका इति॥२२॥

**અર્થ :-એમ, ભગવાનને ધર્મફળમાં કોઈ વિઘાત નથી આવતો; કેમકે, (૧) એ અવંધ્ય પુણ્ય**

બીજવાળા હોય છે; એમનું પુણ્ય-બીજ પોતાના આશ્રયથી પુષ્ટ છે; તથા (૨) (એ ધર્મફળકારક પુણ્યથી) વધીને બીજું પુણ્ય સંભવતું નથી, એનાથી અધિક કોઈ પુણ્ય નથી; એવી રીતે (૩) (એમને) પાપનો ક્ષય થઇ ગયો છે, પાપ અત્યંત બળી ગયું છે; તથા (૪) વિના કારણ, વિઘાત થવો અસિદ્ધ છે; કેમકે એમ તો પછી એ સદા હોય,.... વગેરે. ધર્મના નાયક એ ધર્મનાયક. ૨૨

**વિવેચન :-ધર્મફળ-વિઘાતાભાવના ૪ હેતુ;**

અરિહંત ભગવાન ધર્મના નાયક છે, એનાં ત્રણ મૂળ કારણ,-ધર્મવશીકરણ, ઉત્તમ ધર્મપ્રાપ્તિ અને ધર્મફળભોગ,-એ દરેકને ૪-૪ હેતુ સાથે જોયા. હવે ચોથું કારણ વિચારવાનું છે. તે એ છે કે એમને ધર્મફળના વિઘાતનો અભાવ છે. અર્થાત્ એમને પ્રધાન ક્ષાયિક ધર્મની પ્રાપ્તિ હોઈ, એનો તો વિઘાત-પ્રતિઘાત થવાનો નથી જ; ઉપરાંત હજી એમને સંસારકાળ છે ત્યાં સુધી પ્રાપ્ત ધર્મ-ફળનો પણ વિઘાત નથી થવાનો. નિર્વાણ પામશે ત્યાં સુધી એ અબાધિત ચાલવાનું છે. અનુપમ રૂપ-કાન્તિ-લાવણ્ય, અનુપમ યશ-સૌભાગ્ય-આદેયવચન, અષ્ટ પ્રાતિહાર્ય-નવકમળ-સમવસરણ વગેરે ધર્મફળમાં જરાય કમી નથી થવાની; એટલે ઠેઠ સુધી એ એક સરખી રીતે ધર્મની જાહોજલાલી કરવાના છે. એમને કોઈ બુઢાપો નહિ, રોગ નહિ, અશક્તિ નહિ, ઈન્દ્રાદિથકી માનસન્માનમાં ત્રુટિ નહિ. માટે જ એ સાચા ધર્મનાયક છે એ સિદ્ધ થાય છે. આ ધર્મફળમાં કદી હાનિ નહિ, એના ચાર હેતુ આ પ્રમાણે છે,-

**(૧) અવંધ્ય પુણ્ય-બીજ :-** પહેલો હેતુ એ છે કે ધર્મફળ ઊભું કરનાર પુણ્ય છે; એનું બીજ અવંધ્ય છે અર્થાત્ નિષ્ફળતા વિનાનું યાને સફળતા વાળું જ છે. વૃક્ષનું બી અવંધ્ય હોય એટલે વૃક્ષ લીલું રહે એ સહજ છે. અલબત એને પોતાની આશ્રયભૂત ધરતીમાંથી ખોરાક-પાણીનું પોષણ મળતું રહેવું જોઇએ. તો અહીં પણ અરિહંત પ્રભુનું પુણ્યબીજ અમોઘ અને આધારભૂત એમના આત્માથી પુષ્ટ કરાયેલું છે.

પુણ્ય તીર્થંકર નામકર્મ, યશ નામકર્મ વગેરે છે; એનું બીજ છે એમની નિરાશંસભાવની ઉચ્ચ ધર્મસાધનાથી સિદ્ધ સાધકભાવ, અને એથી પુણ્યમાં ઊભી થયેલ સાનુબંધ તથા નિકાચિત અવસ્થા છે. એના લીધે એ પુણ્ય નિરુપક્રમ હોય છે, એટલે ઉદય પામ્યા પછી એને કોઈ જ ઠેસ ઉપક્રમ લાગતો નથી.

પાછું આ પુણ્યબીજ એના આશ્રયભૂત તીર્થંકરના આત્માથી પુષ્ટ રહેલ છે : રસાળ ભૂમિની જેમ ભગવાનના આત્મામાં વિશિષ્ટ યોગ્યતા યાને તથા-ભવ્યત્વ છે, તેમજ વિશિષ્ટ ધર્મ-પુરુષાર્થથી ગુણ-સ્થાનકની ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા છે, એટલે પુણ્યબીજ સુદૃઢ પુષ્ટ બને છે. એના પર જીવનના અંતિમ કાળ સુધી એક સરખું ભવ્ય ફળ આપ્યા કરે એવું ઉત્કૃષ્ટ પુણ્ય કેમ ઊભું ન થાય ?

એવાં પુણ્યબીજમાં આત્માની યોગ્યતા અને પુરુષાર્થ બંને કારણભૂત છે. પુરુષાર્થ પણ બાહ્ય અને આભ્યન્તર બંને પ્રકારનો છે. બેઉ એક બીજાના પ્રેરક-વર્ધક બની અંતે આંતરિક પુરુષાર્થની પરા-કાષ્ઠા-ક્ષપકશ્રેણિ ઊભી કરે છે. જૈન દૃષ્ટિએ ધર્મ એ મુખ્યતાએ આંતરિક વસ્તુ છે, આત્માના નિર્મળ થતા પરિણામ સ્વરૂપ છે. એને પ્રગટાવવા બાહ્ય નિમિત્તો-બાહ્ય પુરુષાર્થ જરૂરી છે. એના આલંબને આભ્યન્તર પરિણામ-શુદ્ધિ સુલભ બને છે. ખેતરમાં પાક, જેવાં બીજનું વાવેતર, તેવો થશે; બંડવાના ઘઉંમાંથી એવો ઘઉં, અને લાલ ઘઉંમાંથી લાલ ઘઉં. પરંતુ ભૂમિની રસાળતા, યોગ્ય ખાતર-પાણી, તાપ વગેરે એમાં અતિ સહાયક બને છે. નિમિત્ત ઊંચાં, પણ જો યોગ્યતા નીચી, તો પાક નીચો. અહીં તીર્થંકર ભગવાનને યોગ્યતા અને નિમિત્તભૂત બાહ્ય-આભ્યન્તર પુરુષાર્થ બંને ઉચ્ચ કોટિના હોઇ પુણ્ય-બીજ પુષ્ટ બનેલ હોય છે. તેથી પુણ્ય અને ફળ નિર્વ્યાઘાત ઊભું થાય છે.

**(૨) અધિક કોઇ પુણ્ય નથી :-** ફળના અ-વિઘાતમાં બીજું કારણ એ છે કે એ ફળદાયી પુણ્ય એટલું બધું ઉત્કૃષ્ટ છે કે એનાથી વધીને જગતમાં કોઈ પુણ્ય નથી. એટલે ઉત્કૃષ્ટ પુણ્ય ઉત્કૃષ્ટ અવ…

ધારાબદ્ધ ફળ આપે એ સહજ છે. જે તીર્થંકરનામકર્મ વડે પાંત્રીસ અતિશયભરી, દેવ–મનુષ્ય–તિર્યંચ સમજે તેવી, અસંખ્ય સંદેહ એક જ વાક્યો છેદનારી, છ માસ સુધી સાંભળતાં પણ ભૂખ તરસ થાક ન જણાવા દે એવી, મીઠી ધર્મવાણી બોલાય, એ બીજાં કયા પુણ્યથી બની શકે? ત્યારે યશનું પુણ્ય તો ત્રણ લોકમાં કીર્તિનો ડંકો વગાડે એવું! આદેય નામકર્મ એટલું બધું ઊંચું કે સિંહ-હરણ, વાઘ બકરી પણ સૌમ્યભાવે સાથે બેસી પ્રભુની વાણી ગ્રહણ કરે. એનો જોટો ક્યાં? તો સૌભાગ્ય નામકર્મ એવું કે પ્રભુ ચાલે ત્યાં વૃક્ષો ય નમે! પંખી ગગનમાં રહી પ્રભુને પ્રદક્ષિણા દે. કવિ કહે છે,—

"ઇંદ્ર-ચંદ્ર-રવિ-ગિરિતણા; ગુણ લઈ ઘડિયું અંગ;
ભાગ્ય કિહાંથકી આવિયું? અચરિજ એહ ઉત્તંગ."

—અર્થાત્ 'ઇંદ્રમાંથી ઐશ્વર્ય, ચંદ્રમાંથી સૌમ્ય-શીતલતા, સૂર્યમાંથી પ્રતાપ-કાન્તિ, અને મેરુમાંથી નિષ્પ્રકંપ ધૈર્ય,—આ ગુણો લઈ પ્રભુનું અંગ વિધાતાએ ઘડ્યું, પરંતુ 'ભાગ્ય' અર્થાત સૌભાગ્ય ક્યાંથી લીધું! એ મોટું આશ્ચર્ય છે.'

(૩) **પાપક્ષય:**-ધર્મફળનો વિઘાત નહિ થવાનું ત્રીજું કારણ એ છે કે ભગવાને ઘાતક પાપનો સર્વથા ક્ષય કરી દીધો છે. પાપનાં બીજ સુદ્ધાં બળીને સાફ થઇ ગયાં છે. લાભાંતરાય ભોગાંતરાય વગેરે વિઘ્ન કરનારાં પાપ સર્વથા નષ્ટ થઈ જવાથી તેમજ અપયશ–અનાદેય–દૌર્ભાગ્ય વગેરે પાપના રસોદય નહિ હોવાથી, પુણ્યફળને બાધ ક્યાં પહોંચે?

(૪) **નિષ્કારણ વિઘાતનો અસંભવ:**- ચોથું કારણ આ છે કે ધર્મફળનો વિઘાત થવાનું નિર્હેતુક તો બને નહિ. ત્યારે હેતુભૂત પાપ જ નથી રહ્યાં તો હવે વિઘાત થવાનું કયા હેતુથી બને? વિના કારણ કાર્ય થાય નહિ, કેમકે એમ જો અકસ્માત્–અહેતુક કાર્ય થતું હોય તો તો પછી એ અમુક સમયે જ થાય? સદા કેમ ન થાય? અમુક સમયે જ થાય છે એ સૂચવે છે કે એ સમય એમાં કારણ છે. અથવા જો પૂર્વે કાર્ય નથી થતું તો ક્યારે ય પણ ન થતું જોઈએ, કેમકે કારણ તો કશું કરી શકતાં નથી, કાર્યને એની કોઇ અપેક્ષા નથી. અગર જો કહો કે "ના, ના, કાર્ય સદા સત્ કે સદા અસત્ નથી, કદાચિત્ અર્થાત્ અમુક સમયે જ થનારૂં છે," તો તો તે 'કદાચિત્ થવાનું' તો કોઈકની અપેક્ષા રાખીને જ છે, અને તે અપેક્ષણીય વસ્તુ કારણ જ કહેવાય. એ આવે ત્યારે જ કાર્ય થાય. પ્રસ્તુતમાં ધર્મફળ ભોગવવામાં વિઘાત કરે એવું કોઈ કારણ જ રહ્યું નથી, પછી વિઘાત ન આવે એ યુક્તિયુક્ત છે.

**ધર્મની આત્મસ્વરૂપ તરીકે સાધના:**—ધર્મવશીકરણ – ઉત્તમધર્મપ્રાપ્તિ – ધર્મફળભોગ—એમાં અ-વિઘાત, આ બધી પરિસ્થિતિની પાછળ અરિહંત ભગવાનની જબરદસ્ત ધર્મસાધના કામ કરી રહી છે. એમાં એમની અદ્ભુત આત્મ–જાગૃતિ તત્ત્વ–ચિંતન અને સ્વરૂપરમણતા તરફનો ઝોક હોય છે. સાધના કરતાં કોઈ માન–સન્માન કે કીર્તિની યા પૌદ્ગલિક સુખની આકાંક્ષા નથી. ઐહિક અનુકૂળતાની કોઇ પડી નથી. મોટા દેવતાઈ ઉપદ્રવ આવે તો પણ એવો વિચાર સરખો નથી કે 'કોઇ બચાવે, અગર આ ટળે તો સારૂં;' અથવા 'આ ધર્મ લીધો એટલે ઉપદ્રવ આવ્યો.' ના, આવો વિચાર જ નથી. ઉપરથી ઉપસર્ગ કરનારને કરુણાથી નવરાવી દે છે. એક જ લક્ષ છે કે 'ધર્મ એ આત્માનું સહજ સ્વરૂપ છે. એને સિદ્ધ કરવો હોય, ક્ષાયિક શાશ્વતો ચંદન–ગંધના ન્યાયે આત્માના પ્રદેશે પ્રદેશે મઘમઘતો કરવો હોય, તો શારીરિક ઉપદ્રવ–વિટંબણા ગણકારાય નહિ. મનની સ્થિરતા શ્રુતોપયોગ અને તત્ત્વચિંતનમાં એવી કરી દેવાની કે ચિત્ત બહારમાં જાય જ નહિ; મનનો વિકાસ એવો સાધવાનો કે 'કોઇ મારી સાથે કેવો વર્તે છે, યા બહારના પદાર્થો દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ કેવા અનુકૂળ–પ્રતિકૂળ બને છે, એની સાથે મારે કોઈ નિસ્બત નહિ, આનંદિત થવા-લેવાદેવા નહિ' બસ, અસંગભાવ તરફ જ મનનું તીર તાક્યું! પછી સંપૂર્ણ નિરાશંસભાવ હોય. એટલે લેશ પણ બાહ્ય અનુકૂળતા જોયા વિના ધર્મની આત્મસ્વરૂપ તરીકે જ સાધના થાય. કર્મના ભાર તથા મોહ અને કષાયના ઉકેરવાના કરવાની

જ એક વાત. એનું સચોટ ભાન, અને મન-વચન-કાયાના યોગોનું જરાય ચાંચલ્ય નહિ. આ રીતે ધર્મ-સાધના થાય તો જ પાપનાં બીજે ભસ્મીભૂત થઇ જાય. ધર્મ આત્માના તાણેવાણે વણાઈ જાય. મન નીતરતું ધર્મભાવિત બને.

દરેક ૪-૪ હેતુએ સિદ્ધ એવા ધર્મ-વશીકરણ વગેરે ચાર કારણોએ ભગવાન ધર્મના નાયક છે, માટે એ ધર્મનાયક કહેવાય છે. એમને મારો **નમસ્કાર હો.**

## ૨૩ ધમ્મસારહીણં

(લ૦) तथा धम्मसारहीणं, इहापि धर्मोऽधिकृत **एव**, तस्य स्वपरापेक्षया सम्यक् प्रवर्त्तन-पालन-दमन-योगतः सारथित्वम्, तद्यथा,-(१) सम्यक्प्रवर्त्तनयोगेन परिपाकापेक्षणात् प्रवर्त्तकज्ञानसिद्धेः अपुनर्बन्धकत्वात् **प्रकृत्याभिमुख्योपपत्तेः** ।

અર્થ :- **તથા 'ધમ્મસારહીણં'પદ.** અહીં પણ **ધર્મ પ્રસ્તુત જ** (ચારિત્રધર્મ લેવો). **સ્વ-પરની અપેક્ષાએ તે ધર્મના સમ્યક્ પ્રવર્તન, પાલન અને દમન કરવાને લીધે** (ભગવાનમાં) **સારથિપણું છે. તે આ રીતે,**- (ભગવાન ધર્મસારથિ છે, કેમકે સ્વ-પરને) **સમ્યક્**-અવંધ્ય મૂળ પ્રવૃત્તિ કરાવનારા છે. કારણ **કે** પરિપાક-પરાકાષ્ઠા પર્યંતના સાધ્યનું આલંબન **ધરાવે છે; એનું કારણ અર્થિપણાવાળી પ્રવૃત્તિ કરાવે એવું જ્ઞાન ધરાવે છે; કેમકે અપુનર્બંધકપણું છે; એનું કારણ સહજ** તથાભવ્યત્વના પરિપાક-યોગે (ધર્મપ્રશંસાદિ બીજ દ્વારા ધર્મ પ્રત્યે) **અનુકૂળતા યોજાય છે.**

વિવેચન:-સારથિપણાના ૩ હેતુઃ-હવે 'ધમ્મ-સારહીણં' પદની વ્યાખ્યા. એનો અર્થ છે ધર્મના સારથિને નમસ્કાર હો. અહીં 'ધર્મ' એટલે પૂર્વે કહેલ ચારિત્ર ધર્મ જ સમજવાનો છે. ભગવાન એ ધર્મરૂપી રથના સારથિ છે, કેમકે સારથિ જેમ રથનું પ્રવર્તન, પાલન અને સ્વવશતા કરે છે, એમ પ્રભુ પોતાના આત્મામાં અને બીજામાં ધર્મનું પ્રવર્તન, પાલન અને દમન કરે છે. આ ધર્મ-પ્રવર્તન વગેરે ત્રણેય માત્ર પોતાનામાં કરીને બેસી રહેવાની વાત નથી, પરંતુ જગતના બીજા જીવોને પણ ધર્મપ્રવૃત્તિ-પાલન વગેરે કરાવવાનો મહાન ઉપકાર સાથે જ છે. તો જ એ તીર્થંકર છે. એમ અન્ય ધર્મસ્થાપકોની જેમ માત્ર બીજાને જ ધર્મ-પ્રવૃત્તિ વગેરે કરાવવાની પેગંબરગીરી નથી, પણ પહેલાં પોતાના આત્મામાં એ સાંગોપાંગ ઉતાર-વાની વાત છે. જગતને તો એ પ્રારંભિક સરળ પણ માર્ગ બતાવે, પરંતુ પોતાનામાં કડક અમલ કરે છે. આ ધર્મપ્રવર્તકપણું આદિ ત્રણ હેતુ કેવી રીતે છે તે અહીં બતાવવામાં આવે છે.

**(૧) સમ્યક્ પ્રવર્તનઃ**-ભગવાન ધર્મનું સમ્યક્ પ્રવર્તન કરે છે, અર્થાત્ ધર્મનો મૂળ પ્રારંભ કરે-કરાવે છે. 'અભયદયાણં' પદના વિવેચનમાં જોયું તેમ ભગવદ્-બહુમાન યાને ભવનિર્વેદથી ધર્મનો પ્રારંભ થાય છે. અને તે ભગવાનના અનુગ્રહથી જ બને છે. આ તો તે તે જીવની અપેક્ષાએ વાત થઈ; પરંતુ જગતની અપેક્ષાએ પણ ધર્મનો મૂળ પ્રારંભ અરિહંત ભગવાન કરાવે છે. જગતમાં એમનાથી ધર્મપ્રવર્તન શરૂ થયા પછી જ બીજા ધર્મો, મત-મતાન્તરો નીકળે છે. મૂળ યથાર્થ તત્ત્વદર્શન અને સર્વ દૃષ્ટિબિંદુઓને ન્યાય અરિહંત આપે છે. અર્હત્-પ્રવચન અનેક નય(દૃષ્ટિ)મય છે, અનેકાંત વિધાનમય છે, એમાંથી એકાદા એકાદા નયને કે વિધાનને પકડી ઈતર મતોના ફણગા ફૂટે છે.

**પ્ર૦-જૈનધર્મ સૌથી પ્રાચીન કેમ?** પહેલાં તે તે નય-દૃષ્ટિના ધર્મ શરૂ થયા હોય અને પછી એ બધાને ભેગા કરી આર્હત ધર્મ પાછળથી નીકળ્યો હોય એવું કેમ નહિ?

ઉ૦-આંતરિક ધર્મ અને એનાં ફળ અતીન્દ્રિય છે, એની અસર્વજ્ઞ એવા ઇતરને ખબર જ ક્યાંથી હોય કે એ એની સ્વતઃ આદ્ય પ્રરૂપણા કરી શકે? એ તો સર્વજ્ઞ અરિહંત પ્રભુ બધું પ્રત્યક્ષ નિહાળી ધર્મનું આદ્ય પ્રવર્તન કરે છે, પછી જ એમાંથી અમુક અંશ પકડી બીજાઓ નવા નવા ધર્મનું પ્રવર્તન કરે છે. પરંતુ તેમાં તેવો ભલીવાર નથી; કેમક તે સમ્યગ્ નથી. આર્હત ધર્મ-પ્રવર્તન જ સમ્યક્ છે; એનું કારણ કે એ અવંધ્ય છે, અમોઘ

છે, નિષ્ફળ નથી, સફળ છે. કેમકે સર્વજ્ઞપ્રણીત છે.

પરિપાકાપેક્ષા:–આર્હતધર્મ–પ્રવર્તન સફળ હોવાનું કારણ એ છે કે એમાં મોક્ષપર્યન્તના પ્રકર્ષરૂપી પરિપાક પર દૃષ્ટિ છે. અર્થાત્ અંતિમ મોક્ષ-અવસ્થાએ પહોંચવા ઉત્તરોત્તર વિવિધ વિશિષ્ટ સાધના પ્રક્રિયાઓ અને ગુણસ્થાનકોની ચઢતી પરિણતિ દ્વારા છેક છેવટનો કેવો ઉત્કૃષ્ટ ધર્મ સાધવાનો, ત્યાં સુધીનાં વિધાન છે. પૂર્વ સાધનામાં એનો સાધ્ય તરીકે આશ્રય કરવામાં આવે છે. એ સાધ્યના લક્ષને લીધે ધર્મપ્રવર્તન સફળ બને છે; માટે જ એ સમ્યક્ છે. ધર્મની ચરમ સીમા છે આત્માનું યોગનિરોધદ્વારા શૈલેશીકરણ. એ ચરમ સીમાએ પહોંચાય એવા જ ઉદ્દેશ અને અપેક્ષા-વાળું ધર્મપ્રવર્તન છે, માટે તે સમ્યક્.

**પ્રવર્તક જ્ઞાન, પણ પ્રદર્શક જ્ઞાન નહિ:–**

પ્ર૦–આ અંતિમ સાધ્યદૃષ્ટિ શાના પર નિર્ભર છે?

ઉ૦–પ્રવર્તક જ્ઞાન પર. જ્ઞાન બે જાતના, –૧. પ્રદર્શક જ્ઞાન, ને ૨. પ્રવર્તક જ્ઞાન, (૧) **પ્રદર્શક જ્ઞાન** એટલે વસ્તુને માત્ર બતાવનાર જ્ઞાન, વસ્તુની માત્ર જાણકારી; પણ એની અસર, અર્થિપણું કે પ્રવૃત્તિ કાંઇ જ નહિ, દા. ત. અશ્રદ્ધાળુ પંડિત હોય એ પંડિતાઈના યોગે જાણે ખરો કે 'આ વિહિત, આ નિષિદ્ધ; આ પાપ, આ ધર્મ;' પરંતુ નિષિદ્ધ પાપ છોડવાની અને વિહિત ધર્મ આદરવાની ગરજ–અભિલાષા કે પ્રવૃત્તિ કાંઈ નહિ. એનું જ્ઞાન એ પ્રદર્શક જ્ઞાન છે પ્રતિભાસ જ્ઞાન છે. એમ, ભવા-ભિનંદી જીવને પ્રવૃત્તિ ય હોય, પરંતુ તે પૌદ્ગલિક લાલચના યોગે હોઈને એને ધર્મ તરીકે ધર્મનું અર્થિપણું નથી. એને તો વૈષયિક સુખ ને માનપાનની જ ગરજ છે. એટલે એ પ્રવૃત્તિ પણ કરાવનારૂં એનું જ્ઞાન માત્ર પ્રદર્શક જ્ઞાન છે. ત્યારે (૨) **પ્રવર્તક જ્ઞાન** એ અર્થિપણાવાળી ધર્મની ઉત્કટેચ્છા પૂર્વકની પ્રવૃત્તિ કરાવે એવું જ્ઞાન છે. આવી પ્રવૃત્તિ કહેવાનું કારણ કે ધર્મપ્રવૃત્તિનો અધિકારી ધર્મનો અર્થી જ જીવ બની શકે છે. (જુઓ પરમ તેજ ભા–૧ પ્રારંભમાં 'ધર્મનો અધિકારી' પ્રકરણ) તેથી અર્થિપણાયુક્ત પ્રવૃત્તિ કરાવે એવું જ્ઞાન તે પ્રવર્તકજ્ઞાન. એની આત્મા પર અસર છે. જ્ઞાનમાં હેય (ત્યાજ્ય)–ઉપાદેય, નિષિદ્ધ–વિહિત, પાપ–ધર્મ બંને જાણ્યા, તો હવે એની અસર એ, કે હેય પદાર્થોની ઘૃણા સાથે ત્યાગની રુચિ થાય, અને ઉપાદેય તત્ત્વોના રાગ સાથે આદરની અભિલાષા જાગે, અર્થિપણું પ્રગટે, અને પછી શક્તિ અનુસાર નિવૃત્તિ–પ્રવૃત્તિ થાય. પ્રવૃત્તિ માટે પણ ચોક્કસ પ્રકારના અને વાસ્તવિક આત્મોન્નતિ કરાવી શકે એવા નિર્દોષ ક્રમિક યથાર્થ ઉપાયોનું જ્ઞાન જોઈએ; તો જ એ પ્રવર્તક જ્ઞાન બની શકે. એ જો નહિ તો ખાલી પ્રદર્શક, આડંબરી જ્ઞાનથી શું?

આ અર્થિપણા સાથે પ્રવૃત્તિ કરાવે તેવું પ્રવર્તક જ્ઞાન હોય, તો જ કહેવાય કે ત્યાં એ જ્ઞાનના સાધ્ય તરીકે વાસ્તવિક હેય–ઉપાદેયના જ્ઞાન–ઉપાદાનની દૃષ્ટિ જાગી છે, અને તો જ અંતિમ સાધ્યની દૃષ્ટિ ત્યાં કેન્દ્રમાં હોઈ શકે. ભગવાન પોતાનામાં અને બીજા જીવોમાં આ પરિસ્થિતિ ઊભી કરે છે માટે એ ધર્મપ્રવર્તક સારથિ છે.

**અપુનર્બન્ધકતા–ધર્માભિમુખતા**–ઉપરોક્ત પ્રવર્તક જ્ઞાન સિદ્ધ થઇ શકવાનું કારણ ત્યાં અપુનર્બન્ધક અવસ્થાનો મજબૂત પાયો લાગ્યો છે. એનાં લક્ષણ પૂર્વે (ભા. ૧ માં) કહેલા,–તીવ્રભાવે પાપ ન કરે, ઘોર સંસાર પર બહુમાન ન કરે, ઔચિત્ય સર્વત્ર જાળવે,–એ છે. આ હોય તો જ જે જ્ઞાન મળે તે પ્રવર્તકરૂપે સિદ્ધ થાય. નહિતર તો એથી ઉલ્ટાં લક્ષણ સંસાર પર બહુમાન, પાપમાં કઠોર દિલ વગેરે હોય ત્યાં ગમે તેવું તત્ત્વજ્ઞાન મળે પણ તે પ્રદર્શક જ્ઞાન બને, પ્રવર્તક નહિ. અપુનર્બન્ધક અવસ્થા પણ હોવાનું કારણ એ છે કે ત્યાં સહેજે ધર્મની અભિમુખતા ઊભી થઈ હોય છે. 'સહેજે' એટલા માટે કે અનાદિસિદ્ધ તથાભવ્યત્વ યાને વ્યક્તિગત મોક્ષગમન–યોગ્યતાનો પરિપાક થયો હોવાથી જ ત્યાં હવે ધર્મપ્રશંસાદિરૂપ ધર્મબીજા-ધાન થાય છે, અને તેથી એનાં ફળરૂપ ધર્મની પ્રત્યે આભિમુખ્ય, અભિમુખતા–સન્મુખતા થઈ, અનુકૂળતા જન્મી, આ થવા પર જ અપુનર્બન્ધક દશા આવી ગણાય છે.

સારાંશ, તથાભવ્યત્વપરિપાકવશ ધર્મસન્મુખતા, એથી અપુનર્બન્ધક દશા, એથી ઉત્કટ ઈચ્છાપૂર્વક ધર્મપ્રવૃત્તિ કરાવે એવું યથાર્થ જ્ઞાન, અને એથી ધર્મપરાકાષ્ઠા સુધીના સચોટ લક્ષ્યવાળી અમોઘ ધર્મપ્રવૃત્તિ, સ્વમાં અને જગતના જીવોમાં અરિહંત કરાવે છે, તેથી તે ધર્મસારથિ છે.

(લ૦-) तथा गाम्भीर्ययोगात् साधुसहकारिप्राप्तेरनुबन्धप्रधानत्वात् अती(प्र० अति)चार भीरुत्वोपपत्तेः ।

**અર્થ:–અરિહંતમાં સમ્યક્પ્રવર્તન હોવાનું) કારણ ગાંભીર્ય-(યાને અનુપમ અચિંત્ય કલ્યાણ-શક્તિ) છે. એનું કારણ સારા (અવશ્ય ફળસાધક) સહકારીની પ્રાપ્તિ છે. કેમકે અનુબંધપ્રધાનતા છે. કારણ, અતિચારનો ભય છે.**

**વિવેચન:–સમ્યક્ પ્રવર્તનના ક્રમિક ૪ હેતુ–**

હવે અહીં અરિહંત ભગવાનમાં સમ્યક્ પ્રવર્તન હોવાના ચાર એવા હેતુ બતાવે છે કે જેમાંનો પૂર્વ પૂર્વ હેતુ ઉત્તર ઉત્તરની અપેક્ષા રાખતો હોય. એવા ચાર હેતુ આ પ્રમાણે છે,–(૧) ગાંભીર્યનો યોગ, કેમકે (૨) સારા સહકારીની પ્રાપ્તિ, કારણ (૩) સાનુબંધ સાધના, કેમકે (૪) અતિચાર ભીરુતા, એનું વિવેચન આ પ્રમાણે છે—

(૧) **ગાંભીર્ય**– અરિહંત ભગવાન જ જગતમાં એવા ધર્મસ્થાપક છે કે જે જીવોના સમ્યગ્ ધર્મ-પ્રવર્તક છે. જીવોની સમ્યગ્ધર્મપ્રવૃત્તિમાં મુખ્ય નિમિત્તભૂત ભગવાન છે. આ હોવાનું ખાસ કારણ ભગવાનમાં ગાંભીર્ય છે, અર્થાત્ ત્રિભુવનના બીજા કોઈ પણ જીવ કરતાં ચઢી જાય એવી એમનામાં કલ્યાણસંપાદન શક્તિ છે. જગતના જીવોને આત્મ-કલ્યાણનું સંપાદન જેવું અરિહંત કરી શકે તેવું બીજો કોઈ ન કરી શકે. આ કલ્યાણ સંપાદનની શક્તિ અચિંત્ય છે, એ શું છે તે ચિંતવી ન શકાય. માત્ર, બીજા કોઈ નહિ ને અરિહંતના જ આલંબને સમ્યક્ ધર્મપ્રવૃત્તિ પ્રમુખ કલ્યાણ થાય છે; એ પરથી અનુમાન થઈ શકે કે એમનામાં એવી કોઈ અચિંત્ય કલ્યાણ સંપાદન–શક્તિ છે.

(૨) **સારી સહકારી પ્રાપ્તિ**:– એ ગંભીર શક્તિ એમનામાં શી રીતે આવી? તો કહેવાય કે મૂળમાં વિશિષ્ટ તથાભવ્યત્વ–વિશિષ્ટ યોગ્યતાવાળો એમનો આત્મા ઉપાદાન કારણ તરીકે તો હતો જ, ઉપરાંત એમને નિમિત્ત કારણ તરીકે સારા સહકારી વિશિષ્ટ ગુરુસંયોગ વગેરે મળી આવેલા; તે એવા કે ફળનાં અવ્યભિચારી અર્થાત્ અવશ્ય ફળ સાધક, આને શાસ્ત્રોમાં 'યોગાવંચક' કહે છે.

**યોગાવંચક ક્યારે:**–'અવંચક' એટલે વંચના ન કરે, ફળ આપે જ, અર્થાત્ સફળ એવો ગુર્વાદિનો યોગ, સમાગમ. આ થવા માટે માત્ર ગુરુ–સાધુ જ સારા હોય એટલું બસ નથી, પરંતુ પોતાને ય સાચી જિજ્ઞાસા જોઈએ; તો જ તે સુંદર સમાગમ યોગાવંચક કહેવાય. દુનિયામાં એમ તો ગુરુ–સમાગમ કોઈ ભળતા ઉદ્દેશ, પૌદ્ગલિક સ્વાર્થ-સાધુ ઉદ્દેશથી થાય છે. ત્યાં ગુરુ સારા પણ હોય છતાં એ ગુરુયોગ કરનારા જીવને માટે યોગાવંચક અર્થાત્ સારો યોગ, સારી સહકારી–પ્રાપ્તિ નથી; કેમકે એના ફળમાં વૈષયિક સુખની લાલસા વધતી હોઈ આત્મશુદ્ધિ થવાની વાત નથી. એટલે એવી કોઈ લાલસા-આશંસાથી અગર શૂન્ય મગજે ગતાનુ-ગતિકતાથી નહિ, પરંતુ સાચી તત્ત્વજિજ્ઞાસા, માર્ગજિજ્ઞાસા, આત્મહિતજિજ્ઞાસાથી જ ગુરુસમા-ગમ કરવો જોઈએ.

એમ ધર્મપ્રવૃત્તિનાં બીજાં પણ સહકારી નિમિત્ત કારણોનો યોગ તેવી શુભ જિજ્ઞાસા-શુભ ઉદ્દેશથી થવો જોઈએ; તો જ તે આત્મશુદ્ધિમાં ને શુદ્ધિ-કારક ધર્મમાં આગળ વધારે. અરિહંત ભગવાને પૂર્વભવમાં એવી સુંદર રીતે સહકારી–કારણોનો યોગ સાધ્યો છે કે પછી એ સાધનામાંથી તીર્થંકર નામકર્મ આદિ ઉત્કૃષ્ટ પુણ્યસમૂહ ઊભો થયો, અને અચિંત્ય હિતહેતુશક્તિ–કલ્યાણસંપાદન–શક્તિ ઊભી થઈ. આ પરથી સૂચિત થાય છે કે ધર્મ–આરાધનાનાં સાધન તો એનાં એ જ મળ્યાં હોય અને આરાધના ય કરતા હોય, પરંતુ યોગા-વંચક જેવો બનાવાય, એ યોગને જેવા હાર્દિક ઊંચા–નીચા અને વધતા–ઉતરતા ભાવથી નવા-જાય, વધાવાય તે રીતે ફળ આવીને ઊભું રહે છે.

(૩) **અનુબન્ધપ્રધાનતા**:–આ ઉત્તરોત્તર સુંદર

અમોઘ નિમિત્તપ્રાપ્તિ પણ હોવાનું કારણ એ છે કે એ પ્રાપ્તિમાં હેતુભૂત પુણ્ય અને પૂર્વ સાધના અનુબંધપ્રધાન હોય છે, અનુબંધની મુખ્યતાવાળા હોય છે, અનુબંધ એટલે પરંપરા યાને આગળ પર પુણ્ય અને સાધનાનો પ્રવાહ ચાલે એ રીતના હોય છે; જેમ દા.ત. સારું બીજ અને એનું વાવેતર થયું હોય તો એથી આગળ ઉપર પાક પર પાકનું કાર્ય થયા કરે, ધર્મસાધનામાં અને સુકૃત–સદાચાર–શિષ્ટાચારની કરણીમાં એવું તત્ત્વ ભળવું જોઈએ કે જે સાનુબંધ પુણ્ય આપે અને સ્વયં સાનુબંધ બને.

**પુણ્યાનુબંધમાં જરૂરી :**–"(૧) એ માટે એક તો એ જરૂરી છે કે કોઈ પણ મલિન આશંસા–માન કીર્તિ કે ભૌતિક સુખસગવડ આના દ્વારા મેળવી લેવાની લાલસા ન હોય. કેમકે સાધના–સુકૃતાદિ તો આત્મશુદ્ધિના અનન્ય ઉપાય છે, તો પછી એના જ ઓઠા નીચે મલિન આશંસા–લાલસા કેળવી ઉલ્ટી અશુદ્ધિ કયાં વધારવી ?" "(૨) બીજું જરૂરી એ છે કે ધર્મ–સુકૃત–સદાચાર સાધવા મળ્યા બદલ વધતો જતો આલ્હાદ, ભાવોલ્લાસ હોય અને સાધના વધુ ને વધુ આત્મસ્પર્શી હોય, આ વધતો ભાવોલ્લાસ જીવનમાં બની ગયેલી પાપસાધનાઓના તીવ્ર પસ્તાવાથી જાગી શકે. માટે, "(૩) ત્રીજું જરૂરી એ કે વ્યક્ત કે અવ્યક્ત રીતે પાપનો ને પાપી જીવનનો તીવ્ર પસ્તાવો જોઈએ. જેમ જેમ આ પસ્તાવો અતિ ગાઢ, હૃદયવિદારી અને પાપસેવનની મહામૂર્ખાઈ દર્શાવનારો બને, તેમ તેમ ધર્મ–સુકૃતાદિની સાધના મળ્યાનો અપૂર્વ આલ્હાદ–ભાવોલ્લાસ વધતો જાય. "(૪) તેમજ એ સાધના અધિકાધિક આત્મસ્પર્શી બનાવવા માટે દેહ–આત્માની ભેદબુદ્ધિ અધિકાધિક સતેજ બનવી જોઈએ, 'આત્મા એટલે કે પોતે દેહથી તદ્દન નિરાળો છે, અને ધર્મ એ તો પોતાનો સ્વભાવ છે, પોતાનું જીવન એ જ હોય,' એવી પ્રતીતિ જોરદાર બનતી જાય. સારાંશ, આ રીતે કરાતી સાધના અનુબંધવાળી અને સાનુબંધ પુણ્યદાયી બને છે; તો જ તે ભવિષ્યમાં સુંદર અમોઘ સહકારી નિમિત્તોની પ્રાપ્તિ કરાવી શકે છે. નિરનુબંધ યાને અનુબંધ વિનાના પુણ્યથી એવા સહકારી ન મળે. ભગવાનની સાધના અનુબંધપ્રધાન હોય છે.

(૪) **અતિચારભીરુતા:**–અનુબંધપ્રધાન હોવાનું વળી આ કારણ છે કે એમનામાં અતિચારભીરુતા છે. ધર્મસાધના તો કરાય, વ્રતપાલન પણ થાય, પરંતુ એમાં જો નિર્ભયપણે–નિર્ધ્વંસપણે અતિચાર, દોષ, સ્ખલના કરાયે જાય, તો તે અનુબંધવાળું પુણ્ય ન આપે. અતિચારને તો દૂર જ રાખવા પડે. આ તો જ બને કે સતત એનો ભય રહે,–'રખે મને અતિચાર લાગે! હું સહેજ પણ દોષ કે ક્ષતિ ન સેવી બેસું!' આ અતિચારભીરુતા જાગતી રહે તો અતિચારથી બચાય. નહિતર તો કેટલાય અતિચાર એવા હોય છે કે અજાણતામાં ક્યાં સેવાઈ ગયા એની ખબરે ય ન પડે. ત્યારે અતિચારની બેપરવાઈમાં સાનુબંધ પુણ્ય ન મળે. દિલ જો સાધનાનું બની જાય ને એની તીવ્ર તન્મયતા સાથે ઉત્કટ જાગૃતિ–પુરુષાર્થ રખાય તો અતિચાર દૂર રહી શકે છે. જીવ સાધના તો કરે પણ ત્યાં દિલ પ્રમાદનું બની જાય છે, ભૌતિક અનુકૂળતાનું થઈ જાય છે, ત્યાં અતિચાર–દોષ લાગી જાય છે. અથવા જાગૃતિ, ઉપયોગ સાવધાની ચૂકે છે કે અતિચાર ચોંટી પડે છે. આત્મા કોઈ કષ્ટભીરુ–પ્રતિકૂળતાભીરુ નહિ, પણ અતિચારભીરુ બન્યો રહે તો એ દિલ–ધગશ–જાગૃતિ અને શુદ્ધ પુરુષાર્થ ચાલે, નિરતિચાર સાધના થાય, અને એ અનુબન્ધપ્રધાન બને. એથી આગળ પર સુંદર સહકારીની પ્રાપ્તિ થાય, અને એમ ઉત્તરોત્તર વધતી સાધનામાંથી અચિંત્ય કલ્યાણ સંપાદનશક્તિ ઊભી થાય. ભગવાનમાં આ બધું છે તેથી જ એ ધર્મરથના સમ્યક્ પ્રવર્તક સારથિ છે.

(લ૦–) ૨. एतेन पालनाऽयोगः प्रत्युक्तः, सम्यक्प्रवर्त्तनस्य निर्वहणफलत्वात्, नान्यथा सम्यक्त्वमिति समयविदः ।

**અર્થ:–(૨) એમ અર્થાત્ સમ્યક્પ્રવર્તનનો યોગ સિદ્ધ થવાથી પાલનનું અસ્તિત્વ ન હોય એ વાતનું ખંડન થઈ જાય છે; કેમકે સમ્યક્ પ્રવર્તનનું ફળ જ**

**નિર્વાહ=પાલન છે; નહિતર તો એમાં સમ્યક્પણું જ ન કહેવાય; એમ શાસ્ત્રજ્ઞ પુરુષો કહે છે.**

**વિવેચન:**-(૨) **પાલન:**-ભગવાન ધર્મ-સારથિ છે એનું એક કારણ ધર્મનું સમ્યક્ પ્રવર્તન વિચાર્યું. હવે બીજું કારણ ધર્મપાલન છે. આના સંબંધમાં લાંબું વિચારવાનું રહેતું નથી, કેમકે સમ્યક્ પ્રવર્તનમાં જે વિસ્તૃત વિચારણા કરી છે એ પરથી સિદ્ધ થાય છે કે જેનામાં સમ્યક્પ્રવર્તનના એ બધા અંગો હોય એનામાં પાલન સહેજે હોય જ. એ અંગોથી જ ધર્મનું સમ્યક્ પ્રવર્તન હોય; અને એનું અસ્તિત્વ સિદ્ધ થયું એટલે ધર્મપાલનનું અસ્તિત્વ સિદ્ધ થઈ જ જાય છે; અસ્તિત્વ ન હોય એવું બને જ નહિ; કેમકે ધર્મના સમ્યક્ પ્રવર્તનનું ફળ ધર્મનો નિર્વાહ કરવો તે છે, ધર્મનું પાલન છે. જો પાલનનું ઠેકાણું ન હોય તો ધર્મમાં સમ્યક્ પ્રવૃત્તિ જ થઈ શાની ગણાય? સમ્યક્ પ્રવૃત્તિ થઇ છે તો પાલન છે જ. ભગવાન સ્વ-પરમાં ધર્મના સમ્યક્પ્રવર્તકની જેમ પાલક પણ છે, તેથી ધર્મના સારથિ કહેવાય છે.

(લ૦-) एवं (३) दमनयोगेन । दान्तो ह्येवं धर्म्मः कर्म्मवशितया,—

**અર્થ:-એમ (૩) દમન-સ્વાધીનકરણના યોગે (ધર્મસારથિપણું સિદ્ધ થાય છે.) ચારિત્રમોહનીય કર્મને વશ કરીને ધર્મ આ રીતે (કહેવાશે તે ત્રણ પ્રકારે) સ્વાધીન કરાયેલો છે—**

**વિવેચન:** (૩) **દમન:**-અરિહંત ભગવાન ધર્મના સમ્યક્ પ્રવર્તક અને પાલકની જેમ દમન કરનારા હોવાથી ધર્મસારથિ છે. દમન એટલે સર્વથા સ્વાધીનકરણ, ધર્મને સંપૂર્ણપણે આત્મવશ, આત્માને આધીન કરી લેવો. જેમ નાનું વાછરડું એની માતા-ગાયને આધીન હોય છે, એટલે એને વળગ્યું રહે છે, પાછળ પાછળ સહેજે ચાલ્યું આવે છે. કસાઇ હજી ગાયને દોરડે બાંધીને લઇ જશે, પરંતુ વાછરડું સ્વતઃ વળગ્યું રહી ગાય પાછળ ચાલ્યું આવશે; કેમકે માતાને આધીન છે. એમ ધર્મ સ્વાધીન કરી લીધો એટલે આત્મા સાથે એ વળગ્યો જ રહેવાનો. ધર્મ જ સર્વથા વળગ્યો રહ્યો એટલે પછી ત્યાં અધર્મ-દોષ-પાપનું નામનિશાન નહિ; એ વિચાર સરખામાં ય નહિ.

પ્ર૦-હજી જ્યાંસુધી વીતરાગભાવ નથી આવ્યો ત્યાંસુધી ૬ ઠ્ઠે ૭ મે ગુણસ્થાનકે રહેલા આત્માને ચારિત્ર મોહનીયકર્મ,-સંજ્વલન કષાય અને નવ નોકષાય,-ઉદયમાં તો છે જ, તેમજ પૂર્વના અપ્રત્યાખ્યાનીય અને પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ અર્થાત્ આંશિક નાશ હોઈ સંપૂર્ણ નાશ ન થયો હોવાથી એ ક્ષયોપશમ કદાચ દબાઈ જઈ કષાય ઉદયમાં આવી જવાનો સંભવ પણ છે, તો પછી દોષ કે પાપનું નામનિશાન નહિ, એ કેમ બની શકે?

ઉ૦-જ્યારે ચારિત્ર-મોહનીય કર્મને એવા વશ કરી લેવામાં આવે છે કે એ ધર્મના બાધક ન બની શકે, ત્યારે દોષ લાગવાનો સંભવ નથી રહેતો. ઉત્કૃષ્ટ સાધનામાં,-ઘોર પરીસહ અને ઉપસર્ગ-ઉપદ્રવ વખતે પણ અપવાદમાર્ગનું આલંબન લેવાનું મનમાં ય લાવ્યા વિના અત્યંત કઠિન એવા ઉત્સર્ગમાર્ગની જ સાધના કરતાં કરતાં,-સંજ્વલન કષાયો અને નવ નોકષાયો ઉદયમાં છતાં એવા વશ કરાયેલા રહે છે કે એ ચારિત્રધર્મને બાધ કરી શકતા નથી, એના પર કોઈ અસર પાડી દોષ, અતિચાર લગાડી શકતા નથી. ત્યાં રાગાદિ ઉદયમાં છતાં અબાધક તરીકે બની ગયા હોવાથી આત્મા લગભગ વીતરાગ જેવો હોય છે, ધર્મ સર્વથા સ્વાધીન બની ગયો હોય છે, તેમ જે અપ્રત્યાખ્યાનીય અને પ્રત્યાખ્યાનાવરણ કષાય વગેરેનો ક્ષયોપશમ વર્તતો હોય છે તે પણ, હવે અહીં કોઈ સ્ખલનાની ગફલત જ ન હોવાથી તથા પ્રતિપક્ષભાવના અને સ્થિર વધતી આત્મવિશુદ્ધિ જાગતી હોવાથી, તેમજ ચારિત્રધર્મ સર્વથા સ્વાધીન સ્વ-સ્વભાવરૂપ બની ગયો હોવાથી ક્ષયોપશમ મંદ પડી જવા અને પેલા કષાય ઉદયમાં આવી જવાનો કોઇ ભય, સંભાવના નથી. આમ ચારિત્રમોહનીય કર્મને તદ્દન અબાધક બનાવી દઇ ચારિત્રધર્મને સર્વથા સ્વાધીન કરી દેવાનું આ ત્રણ પ્રકારે થાય છે,-૧. અવ્યભિચારીકરણ, ૨. સ્વ

કાર્યમાં નિયોજન, અને ૩. સ્વાત્મીભાવમાં નયન (પહોંચાડવું).

(લ૦–)–(i) कृतोऽव्यभिचारी अनिवर्त्तकत्वभावेन, (ii) नियुक्तः स्वकार्ये स्वाङ्गोपचयकारितया, (iii) नीतः स्वात्मीभावं, तत्प्रकर्षस्यात्मस्वरूपत्वेन ।

**અર્થ :–(i) ચરમફળપ્રાપ્તિ સુધી નિવૃત્ત થયા વિના અચૂક ફળ લાવે એવો કરાયેલો, (ii) પોતાના સાધન અંગોની વૃદ્ધિ કરે એ રીતે સ્વકાર્ય (સકલ કર્મક્ષય) પ્રત્યે યોજાયેલો, અને (iii) એની પરાકાષ્ઠા આત્મસ્વરૂપ હોવાથી આત્મ–સ્વભાવરૂપ બનાવાયેલ (આ રીતે ભગવાન વડે ધર્મ દમન યાને સ્વાધીન કરાયેલો છે.)**

**વિવેચન:–દમનના ૩ પ્રકાર:-(૧) અવ્યભિચારી-કરણ:**–ભગવાને ધર્મને સ્વાધીન કર્યો છે તે આ રીતે,–એક તો ધર્મને અવ્યભિચારી અર્થાત્ ફળ અચૂક ઉત્પન્ન કરે એવો કર્યો છે, વચમાં અટકી જાય એવો નહિ. ધર્મનું ફળ સર્વ કર્મક્ષય પૂર્વક સર્વથા આત્મશુદ્ધિ છે, તો એ પમાડે નહિ અને વચમાં જ ધર્મ અટકી જાય તો એ ધર્મ વ્યભિચારી કહેવાય. મલિન આશયથી ધર્મ કર્યો હોય તો એવું બને. તેમ શુદ્ધ આશયથી કરવા છતાં પૂરા વીર્યોલ્લાસ વગરેથી ન કર્યો હોય તોય વચમાં અટકી જાય, અંતિમ ફળ 'સર્વથા વિશુદ્ધિ' સુધી ન પહોંચે. ભગવાને આ કોઈ ખામી રાખી નથી, તેથી એમનો એ ધર્મ ફળ ઊભું કરીને જ જંપવાનો છે, વચમાં અટકી પડવાનો નથી.

પ્ર૦–તીર્થંકરનો જીવ પૂર્વ ભવે ચારિત્ર પાળીને પછી દેવલોકમાં જાય ત્યાં ક્યાં ચારિત્ર ધર્મ છે, તો ત્યાં તો ધર્મ અટકી ગયો ને?

ઉ૦–ના, સ્વર્ગગમન તો એક વીસામો છે, એમાં ધર્મ અટકી ગયો ન કહેવાય. પ્રવાસી પ્રવાસ કરતાં કરતાં રાતના વિશ્રાન્તિ કરે છે, દિવસના ખાવાપીવા રોકાય છે છતાં એ પ્રવાસમાં જ હોવાનું ગણાય છે. 'ભાઈ હાલ પ્રવાસ કરી રહ્યા છે' એમ એના દેશમાં માણસો કહે છે. આ રીતે સ્વર્ગગમન એ ધર્મનું અટકી જવાનું નથી. પ્રવાસી જાગે એટલે પાછો ચાલવા માંડે છે, એમ અહીં પણ દેવભવ પછી મનુષ્ય ભવમાં આવીને ચારિત્રપ્રવાસ ચાલુ રહે છે. એ રીતે ધર્મ સ્વાધીન કર્યો છે.

**(૨) સ્વકાર્યમાં નિયોજન:**–ધર્મ અંતિમ ફળ સુધી પહોંચ્યા વિના જેમ અટકવાનો નહિ. તેમ બીજું એ છે કે એ અંતિમ સ્વકાર્ય જે સકલ કર્મનો ક્ષય, એમાં એ નિયુક્ત કરાય છે, અર્થાત્ ધર્મ ચરમ ફળ માટે અધિકારી બનાવાય છે. અધિકારી ત્યારે કહેવાય કે જો એ ધર્મ આત્માને એની નિકટ લઈ જાય એવો ઉત્તરોત્તર વિકાસ પામતો હોય. ભગવાને આવો વિકસતો ધર્મ સાધ્યો છે, એ એટલા માટે કહેવાય છે કે એમની ધર્મ સાધનાએ સ્વકીય અંગભૂત મનુષ્યપણું, આર્યદેશ આર્યકુળમાં જન્મ, પંચેન્દ્રિયપટુતા, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, ધર્મશ્રવણ, સામગ્રી અનુકૂળતા વગેરેની વૃદ્ધિ કરી આપી છે. ધર્મના આ અંગ છે, પ્રબળ નિમિત્ત કારણ છે; એથી ધર્મવિકાસમાં અનુકૂળતા થાય છે. મનુષ્યભવ જ ન મળે તો ચારિત્રધર્મ ક્યાંથી સાધી શકે? એમ આરોગ્ય, દીર્ઘ આયુષ્ય વગેરે ન હોય તો શું કરે? નિમિત્તનો અપલાપ કરનારા અજ્ઞાન છે, મિથ્યાદૃષ્ટિ છે. અલબત્ત નિમિત્ત મળ્યા છતાં ઉપાદાન ભૂત આત્માના પુરુષાર્થ વિના કેટલાય જીવો ધર્મ-સાધના નથી કરતા એ દેખાય છે, તો પણ એ વાત નક્કી છે કે પુરુષાર્થને તક ઉત્તમ નિમિત્ત મળવા પર જ મળે છે. નિમિત્ત મેળવી આપનારૂં પુણ્ય જો લોભાદિ કષાયના સંક્લેશથી સહિત ધર્મ દ્વારા ઉપાર્જ્યું હોય, તો એથી મળેલા નિમિત્ત પર, જ્યાં સુધી એ સંક્લેશની અસર રહે ત્યાં સુધી ધર્મબુદ્ધિ નથી જાગતી. બાકી ધર્મ આરાધાય, તે તો નિમિત્ત મળે તો જ. પ્રભુની પોતાની ધર્મ–સાધના નિમિત્તોની પુષ્ટતા કરીને આગળ આગળ વૃદ્ધિ પામનારી અને સ્વકીય અંતિમ ફળ સુધી પહોંચાડનારી છે. તેથી કહેવાય કે સ્વકાર્યમાં નિયુક્ત છે, અધિકૃત છે. તે રીતે ધર્મ સ્વાધીન કર્યો છે.

**(૩) સ્વાત્મીભાવ-નયન:**–ધર્મ સ્વાધીન કરવાનું ત્રીજી એ રીતે છે કે પ્રભુએ ધર્મને સ્વાત્મી-

ભાવ પ્રાપ્ત કરાવ્યો છે અર્થાત્ પોતાના સ્વભાવ-રૂપે બનાવ્યો છે. આ એટલા માટે કહેવાય છે કે એ ધર્મ પરાકાષ્ઠાએ પહોંચતાં 'યથાખ્યાત ચારિત્ર' બને છે. ને તે તદ્દન શુદ્ધ આત્મસ્વરૂપ છે. 'યથાખ્યાત.' એટલે 'ચરિત્ર શબ્દથી જેવો ભાવ હોવાનું કહેલું છે બરાબર તેવા ભાવવાળું ચારિત્ર. ચારિત્રનો ભાવ એ છે કે જ્યાં આત્મામાં વિચરાય, આત્મા આત્મસ્વભાવ–'શુદ્ધ જ્ઞાન'માં રમતો રહે, પણ કોઈ અશુદ્ધ રાગાદિભાવમાં નહિ. આ, ચારિત્રનો અંતિમ શુદ્ધ ભાવ છે. તાત્પર્ય, સંપૂર્ણ વીતરાગ અવસ્થાનું ચારિત્ર એ યથાખ્યાત ચારિત્ર છે. આત્માનો એ શુદ્ધ સ્વભાવ છે. ભગવાન પોતે એ પ્રાપ્ત કરાવે એવી રીતનો આત્મસ્વભાવલક્ષી કથંચિત્ આત્મસ્વભાવરૂપ ધર્મ સેવે છે. દુન્યવી સુખ–સગવડની લાલસારૂપી મોહનીય કર્મોદયના પ્રેર્યા ધર્મ જે કરાય તે તો કર્મનું એક જાતનું નાટક છે, ઔદયિક ધર્મ છે 'ઉપવાસ કરૂં તો શરીર સારૂં રહે' વગેરે આશંસાથી અથવા શૂન્યમગજે કરાતો ધર્મ એ દ્રવ્યધર્મ છે, જડસ્વભાવ છે, આત્મસ્વભાવ નહિ! આત્મસ્વભાવરૂપ તો ત્યારે બને કે સમ્યગ્દર્શન–જ્ઞાન પૂર્વક ધર્મ સધાય, તે પણ એમ સમજીને કે 'મારા આત્માનું નિર્મળ સ્વરૂપ આ જ છે; એ જ મારૂં જીવન હો; વૈષયિક સુખ-લાલસા વગેરે વિકૃત સ્વરૂપ નહિ.' એ રીતે ધર્મ સધાય તે ધર્મને સ્વાધીન કર્યો ગણાય. એમાંથી પરાકાષ્ઠાનો યથાખ્યાત આત્મસ્વભાવભૂત ક્ષાયિક ચારિત્રધર્મ પ્રગટે. ત્યાં આત્માનો તદ્દન નિર્મળ સ્વભાવ પ્રગટી ગયો પછી કોઈ ચિંતા નહિ, ભય નહિ, કે 'મોહ જાગશે તો શું થશે?' એકલો શુદ્ધ સ્વભાવ શાશ્વતકાળ માટે સ્ફુરાયમાન. વ્યસનીને વ્યસન ઓછું કરતાં કરતાં કષ્ટ પડે, પણ વ્યસન તદ્દન છૂટી ગયા પછી નિશ્ચિન્તતા નિર્ભયતા. સામાન્ય જીવોને પહેલાં પરલોકના ભયથી ધર્મનો આરંભ થાય છે, પછી જિનવચનની સમજથી હેય-ઉપાદેયનો વિવેક થવા દ્વારા ધર્મ થાય છે, અને અંતે, 'જીવન ધર્મનું જ હોય, આત્માનું સ્વરૂપ ધર્મ જ છે' એમ પોતાનો સહજ સ્વભાવ બનીને ધર્મ થાય. ભગવાને આ ત્રીજી કક્ષાનો ધર્મ સાધ્યો છે. એ આત્મસ્વભાવરૂપ છે, આત્માની પોતાની વસ્તુ છે, એથી એમણે ધર્મનું દમન અર્થાત ધર્મને સ્વાધીન કર્યો છે એમ કહેવાય.

(૯૦-) भावधर्म्मप्राप्तौ हि महत्त्वेनैतदेवं, तदाद्यस्थानस्याप्येवं प्रवृत्तेरवन्ध्यबीजत्वात्। सुसंवृतकाञ्चनरत्नकरण्डकप्राप्तितुल्या हि प्रथमधर्मस्थानप्राप्तिरित्यन्यैरप्यभ्युपगमात्। तदेवं धर्म्मस्य सारथयो धर्म्मसारथयः ।२३।।

**અર્થ :–ભાવધર્મ-ક્ષાયોપશમિકાદિધર્મ પ્રાપ્ત થયેથી સમ્યક્પ્રવર્તનાદિ પ્રકારે ધર્મસારથિપણું નીપજે જ છે, કેમકે ધર્મના આદ્યસ્થાન (ધર્મ-પ્રશંસાકાળ ભાવી ધર્મ)માં પણ સારથિપણાની પ્રવૃત્તિનું અવશ્ય સફળ બીજપણું છે, બીજાઓએ પણ આ માન્યું છે કે પ્રથમ ધર્મસ્થાનની પ્રાપ્તિ એ ઢાંકેલા સુવર્ણ-રત્નના કરંડિયાની પ્રાપ્તિ જેવી છે. માટે આ રીતે ધર્મના સારથિ ભગવાન ધર્મ-સારથિ કહેવાય છે. ૨૩**

વિવેચન :–**ધર્મસારથિપણાનું બીજ ક્યાં ? :–**

અહીં વિચાર થાય કે ભગવાનનો પણ આત્મા જે પ્રારંભિક ધર્મસ્થાન પામે છે, તે ધર્મસ્થાન ક્યાં સારથિપણાની આ બધી વિશેષતાવાળું હોય છે? પરંતુ એ સમજવા જેવું છે કે ત્યાં પણ સારથિ-પણાની પ્રવૃત્તિનાં બીજ પડેલાં છે, કહો એ બીજ રૂપ જ છે. એનું કારણ એ છે કે પ્રારંભિક અવસ્થામાં તો જીવ માત્ર ધર્મપ્રશંસા કરે છે, સારા ધર્માત્માના વિશિષ્ટ દાન, તપ, ક્ષમા, દયા, વગેરે ધર્મ જોઈને માત્ર આકર્ષાઇ વાહવાહ કરે છે, 'વાહ! કેવો સરસ તપ! કેવી સુંદર ક્ષમા!....' વગેરે; પણ એમાંથી જ આગળ વધતાં ધર્મસારથિપણું પ્રગટ થાય છે. અહીં ધર્મ–પ્રશંસામાં બીજો કોઈ મલિન આશય નથી. અચરમાવર્ત કાળમાં તો ખુદ ધર્મ આચરતો હતો પણ તે મેલા પૌદ્ગલિક આશયથી; તેથી ત્યાં મોહનીય કર્મનો ઉદયભાવ કામ કરતો હતો, એ ઔદયિક ધર્મ હતો, જ્યારે અહીં આશય મલિન નથી ઉલ્ટું ધર્મ તરીકે ધર્મ પ્રત્યે આકર્ષણ છે. એટલે

જો કે માત્ર પ્રશંસા જ કરે છે, તો ય એ, ભલે લેશ પણ કર્મના ક્ષયોપશમથી કે મંદ ઉદયથી બને છે અને ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષયથી ધર્મ પ્રાપ્ત થાય પછી તો ધર્મસારથિપણું પ્રાપ્ત ન થાય એમ નહિ, પ્રાપ્ત થાય જ. અલબત્ત તે સમ્યક્પ્રવર્તન, પાલન અને દમનના પ્રકારે આવવાનું, પણ ધર્મ-સારથિપણું આવવાનું ખરૂં.

ભગવાનની પ્રારંભિક ધર્મપ્રશંસાનું ધર્મસ્થાન આગળ વધતાં એમને ધર્મસારથિ બનાવે એવું જ પ્રવર્ત્યું છે; કેમકે એનામાં ધર્મસારથિપણું પ્રગટાવવાની દૂર પૂર્વેથ અકાટ્ય શક્તિ છે. ધર્મસારથિપણું પ્રગટે છે તે કાંઈ મૂળમાં કશું જ ન હોય અને પ્રગટી જાય એવું બને નહિ. જગતમાં દેખાય છે કે તે તે કાર્ય તેવા તેવા ચોક્કસ ઉપાદાનમાં જ જન્મે છે, દા.ત. આંબાનું ઝાડ ગોટલામાંથી જ થાય છે, ઘડો માટીમાં જ બને છે, વસ્ત્ર એ સુતર-રેશમ વગેરેમાં જ; એ સૂચવે છે કે તે તે કારણોમાં તેનું તેનું કાર્ય પ્રગટ થવા પૂર્વે પણ શક્તિ-રૂપે છે જ. જો શક્તિરૂપે પણ ન હોય અર્થાત્ સર્વથા અસત્ જ હોય તો તો બીજા પદાર્થોમાં પણ અસત્ તો છે, તો પછી ત્યાં પણ કાર્ય કેમ ન પ્રગટે? ઘડો માટીમાં જ પ્રગટતો દેખાય છે, બીજે ધૂળ વગેરેમાં નહિ, એ સૂચવે છે કે માટીમાં શક્તિરૂપે સત્ છે માટે પ્રગટે છે, ધૂળમાં સર્વથા અસત્ છે તેથી નથી પ્રગટતો. એ પ્રમાણે તીર્થંકર ભગવાનના વરબોધિ પછી તો શું પણ આદ્ય ધર્મ-સ્થાનમાં ય ધર્મસારથિપણું શક્તિરૂપે સત્ છે, માટે જ એ આગળ વધતાં ધર્મસારથિપણાને વ્યક્ત—પ્રગટ દેખાડે છે.

સાંખ્યદર્શન સત્કાર્યવાદી છે, ન્યાય વગેરે દર્શન અસત્કાર્યવાદી છે.

**ન્યાયદર્શન**—સાંખ્ય મત સામે દલીલ એ લડાવે છે કે જો કાર્ય ઉત્પન્ન થયા પહેલાં સત્ છે, તો તો પછી સહકારી કારણો લાવવા અને પ્રયત્ન કરવાની ધાંધલ શા માટે? ધાંધલ જ સૂચવે છે કે ઉત્પત્તિ પહેલાં કાર્ય સત્ નથી, અસત્ છે.

**સાંખ્ય કહે છે**, જો અસત્ હોય તો તો ઘીની દૃષ્ટિએ દૂધ અને પાણી બંને સમાન થયા; પછી દૂધમાંથી જ ઘી બને અને પાણીમાંથી નહિ, એવું શા માટે? જગતમાં તો આ ચોક્કસ વ્યવસ્થા છે. જો કહો કે 'દૂધ એવું ઉપાદાન છે, પાણી નહિ એટલા માટે; તો તો 'અમુક જ ઉપાદાન' એ સૂચવે છે કે એમાં બીજા કરતાં કોઈક વિશેષતા છે. એ વિશેષતા આ, કે એમાં જ કાર્ય શક્તિ-રૂપે સત્ છે. માત્ર નિમિત્ત-સંગ્રહ અને પુરુષાર્થની ધાંધલ કરવી પડે છે તે તો, પહેલાં એ કાર્ય અપ્રગટ છે, તે હવે એને પ્રગટ કરવા માટે કરવી પડે છે. બીજા શબ્દમાં કહીએ તો પહેલાં શક્તિ-રૂપે છે, હવે એની અભિવ્યક્તિ કરવામાં આવે છે.

અહીં **નૈયાયિક** પૂછે છે 'તો પછી અભિવ્યક્તિ પણ એક કાર્ય બન્યું. તે ય પહેલાં સત્ છે કે અસત્? અભિવ્યક્તિ જો સત્ હોય તો તો છે જ, પછી અભિવ્યક્તિ માટે નિમિત્તો અને પ્રયત્નની શી જરૂર? જો અસત્ છે, તો સત્કાર્યવાદનો ભંગ થશે! તેમ એ પ્રમાણે ખુદ કાર્ય પણ પહેલાં અસત્ કેમ નહિ?'

અહીં સાંખ્ય મુંઝાય છે, 'જવાબ શો દેવો?' કેમકે એ એકાંતવાદી દર્શન છે એટલે 'સત્ તો એકાંતે સત્' એમ એણે માની લીધું છે.

**જૈનદર્શન** અનેકાંતવાદી હોઈ કહે છે કે કાર્ય એ ઉપાદાન કારણમાં સર્વથા સત્ નહિ એકાંતે સત્ નહિ, પરંતુ સદસત્ છે, કથંચિત્ સત્, કથંચિત્ અસત્ઃ અપેક્ષાએ સત્ અને અપેક્ષાએ અસત્ છે; શક્તિરૂપે સત્ અને વિશિષ્ટ આકારાદિ તથા ઉપયોગિતારૂપે અસત્ છે. માટીમાં ઉત્પન્ન થયા પહેલાં પણ ઘડો સત્ ખરો, પણ શક્તિરૂપે સત્; કિંતુ તુંબડાકાર, 'ઘડો' એવું નામ, પાણી લાવવાની ઉપયોગિતા, વિગેરે રૂપે સત્ નહિ, અસત્ છે.

નૈયાયિક કહે છે, 'તો પણ શું? આ આકાર, નામ, ઉપયોગિતા વગેરે તો પહેલાં એકાંતે અસત્ ઠર્યા ને? તો સત્કાર્યવાદ ને અનેકાંતવાદ વ્યાપક,—બધે લાગુ પડે એવા, કયાં રહ્યા?'

**દ્રવ્ય અને આકારાદિ ભિન્નાભિન્ન કેમ:**—જૈનોનો ઉત્તર છે કે 'આ તમારો પ્રશ્ન જ પાયામાં

ખોટી માન્યતાને લીધે છે. ખોટી માન્યતા આ, કે 'આકાર, નામ, ઉપયોગિતા વગેરે એ એકાંતે અલગ સ્વતંત્ર પદાર્થ છે,' એવું સમજે છે. આવું માનવા પર જ પ્રશ્ન ઊઠે છે કે એ ઉત્પત્તિ પૂર્વે સત્ છે કે અસત્ ? વગેરે. પણ આ માન્યતા ખોટી એટલા માટે છે કે એ આકાર નામ વગેરે સ્વતંત્ર દ્રવ્ય નથી, દ્રવ્યમાં રહેનારા પરિણામો છે. તે ય એના આધારભૂત દ્રવ્યથી એકાંતે ભિન્ન સ્વતંત્ર પદાર્થ નહિ, કિંતુ ભિન્નાભિન્ન પરિણામો છે.

**પરિણામ દ્રવ્યથી ભિન્ન એ દૃષ્ટિએ,** કે (૧) દ્રવ્ય ઊભું રહી એ પરિણામો જાય–આવે છે. અભિન્ન જ હોય તો તો દ્રવ્ય ઊભું તો પરિણામ ઊભા જ, દ્રવ્ય નષ્ટ તો પરિણામ નષ્ટ જ, એવું જ બનત. તેમ (૨) દ્રવ્યનાં નામ અને કાર્ય કરતાં એ દરેક પરિણામનાં નામ–કાર્ય જુદાં જુદાં છે. દ્રવ્ય ઘડો કહેવાય છે, આકાર ગોળાકાર કહેવાય છે. એકાંતે અભિન્ન હોય તો આ જુદાઈ ન પડે. છતાં એકાંતે ભિન્ન પણ નથી અભિન્ન પણ છે.

**તે અભિન્ન એટલા માટે** કે (૧) દ્રવ્યથી એ અલગ પાડી શકાતા નથી–'આ ઘડો અલગ, અને આ ગોળ આકાર અલગ,' એમ થતું નથી; વળી (૨) દ્રવ્ય નષ્ટ થાય તો એ ય નષ્ટ જ; તેમ (૩) દ્રવ્યના ક્ષેત્ર સિવાય એનું જુદું ક્ષેત્ર નથી; ત્યારે, (૪) આકાર વગેરેની ઉત્પાદન ક્રિયા અને વ્યવહાર દ્રવ્યના આલંબને જ થાય છે; આકાર બનાવવા ઘડો જ બનાવવો પડે છે, કોઈને આકાર દેખાડવા ઘડો જ દેખાડવો પડે છે. તેમજ (૫) કહેવાય છે કે દ્રવ્ય જ આ આકારે બની ગયું, આવું લાલ પીળું થઈ ગયું, ઘડો દ્રવ્ય જ પાણી લાવવા વગેરેમાં ઉપયોગી થયું,–આ બધું સૂચવે છે કે આકાર, નામ, ઉપયોગિતા વગેરે તદ્દન અલગ નહિ, ભિન્ન નહિ, પરંતુ દ્રવ્યથી અભિન્ન પણ છે.

એટલે જ્યારે એ આકારાદિ દ્રવ્યથી અભિન્ન પણ યાને દ્રવ્યસ્વરૂપ છે, તો 'એ સત્ છે કે અસત્ ?' એવો પ્રશ્ન જ અસ્થાને છે. પ્રશ્ન દ્રવ્ય અંગે થવાનો, અને ઉત્તરમાં 'તે તે દ્રવ્ય ઉત્પત્તિ પહેલાં ઉપાદાનરૂપે સત્ અને પોતાના આકાર, નામ, ઉપયોગિતારૂપે અસત્, એમ કથંચિત્ સત્–અસત્ છે' એ સમાધાન મળવાનું. એમાં આકારાદિનો ઉત્તર આવી જ જાય છે. આકાર, નામ વગેરે એ દ્રવ્યના પરિણામ માત્ર હોઈને, દ્રવ્યની ઉત્પત્તિ પહેલાં તે દ્રવ્યના વ્યક્ત પરિણામરૂપે અસત્ છે, વ્યક્ત પરિણામની દૃષ્ટિએ અસત્ છે. અને ઉપાદાનમયતાની અપેક્ષાએ સત્ છે, ઉપાદાનરૂપે- શક્તિરૂપે સત્ છે.

**ધર્મબીજમાં ધર્મસારથિપણું**:–તાત્પર્ય, કાર્ય પ્રગટ થાય એ પહેલાં પણ જેનું એ-કાર્ય છે એ હાજર થયું એટલે શક્તિરૂપે તે કાર્ય પણ હાજર થયું કહેવાય. તેથી તીર્થંકર ભગવાનના ધર્મ-સારથિપણાનું આદ્ય કારણ ધર્મપ્રશંસાદિ યા તે વખતના એમના અમુક ધર્મ–આચરણ, એ આગળ પર પેદા થનાર કાર્ય ધર્મસારથિપણું પેદા કરવાની સચોટ શક્તિ ધરાવે છે; ધર્મસારથિપણું તે પૂર્વ વખતે પણ શક્તિરૂપે છે, ભલે સમ્યક્પ્રવર્તનાદિ વિશેષતાઓ વ્યક્તરૂપે ન દેખાય. બીજાઓ જેમનામાં સ્વપર ઉભયનું ધર્મસારથિપણું આવવાનું જ નથી, એમનામાં આદ્ય ધર્મસ્થાન વખતે શક્તિરૂપે પણ એની સત્તા ન કહેવાય.

**ઢાંકયો સુવર્ણ–રત્ન કરંડિયો**:–બીજાઓ (બૌદ્ધો) પણ ધર્મનું આદ્ય સ્થાન જે ધર્મ પ્રશંસાદિ, તેનું મહત્ત્વ ગાતાં કહે છે કે એ એક સુવર્ણ–રત્ન ભરેલા કરંડિયા જેવા છે, પરંતુ સર્વથા ઢાંકેલા છે, ઉઘાડા નહિ. એટલે જેવી રીતે કોઈ ઢાંકયા સુવર્ણ–રત્નભર્યા કરંડિયાને મેળવે, તો એ, વિશેષરૂપે એ સુવર્ણ–રત્ન વિષે કાંઈ ન જાણતો હોવા છતાં. ગર્ભિત રીતે તો એણે એ મેળવેલા જ છે, કેમકે એ જ્યારે ખૂલશે ત્યારે પેલું બધું પ્રગટ થવાનું છે. એમ, ભગવાન પણ–પ્રથમ ધર્મ-સ્થાન પ્રાપ્ત કરતી વખતે, ભલે વિશેષરૂપે ન જાણતા છતાં ઠેઠ મોક્ષ સુધીની કલ્યાણસંપત્તિ ગર્ભિત રીતે પ્રાપ્ત કરનારા જ કહેવાય; કેમકે એ આદ્ય ધર્મસ્થાન એ ભાવી કલ્યાણસંપત્તિઓનું અમોઘ કારણ છે. આગળ જઈને એ ખૂલવાની છે.

આ કલ્યાણસંપત્તિઓ પૈકી ધર્મનું સારથિપણું ધરાવનાર પ્રભુ ધર્મસારથિ કહેવાય છે. એમને નમસ્કાર હો. આ ૨૩ મા પદની વ્યાખ્યા થઈ.

## ૨૪. ધમ્મવર-ચાઉરંત ચક્કવટ્ટીણં

(લ૦-) तथा, धम्मवरचाउरंतचक्कवट्टीणं । धर्मोऽ-विकृत एव, स एव वरं प्रधानं, चतुरन्तहेतुत्वात् चतुरन्तं, चक्रमिव चक्रं, तेन वर्त्तितुं शीलं येषां, ते तथाविधाः ।

**અર્થ:-તથા 'ધમ્મવર-ચાઉરંત ચક્કવટ્ટીણં' પદ. ધર્મ પ્રસ્તુત જ (ચારિત્ર ધર્મ લેવો.) એ જ 'વર' એટલે પ્રધાન; ચારના અંતમાં કારણભૂત હોઇને 'ચતુરન્ત'; ચક્રની જેમ એક જાતનું ચક્ર, તેનાથી વર્તવાનો સ્વભાવ છે જેનો, તે ધર્મ-વર-ચતુરન્ત-ચક્રવર્તી.**

વિવેચનઃ-હવે 'ધમ્મવર-ચાઉરંતચક્કવટ્ટીણં' પદ આવે છે. એની વ્યાખ્યા આ પ્રમાણે—

ધર્મ-વર-ચતુરન્ત-ચક્રવર્તીને નમસ્કાર હો. ધર્મ એટલે પ્રસ્તુત જ ચારિત્ર ધર્મ સમજવાનો છે. એના ત્રણ વિશેષણ,-ચારિત્ર ધર્મ કેવો છે? તો કે વર, ચાઉરન્ત, ચક્ક; અર્થાત્ વર, ચતુરન્ત અને ચક્ર જેવો. એવા ધર્મથી વર્તનશીલ તે ધર્મ-વર-ચતુરન્ત-ચક્રવર્તી કહેવાય. જેમ એક ચક્રવર્તી સમ્રાટ્ ચતુરન્ત ચક્રને ધારણ કરનાર હોય છે, તેમ ભગવાન પણ પ્રધાન ચતુરન્ત ધર્મચક્રને ધારણ કરનારા છે. ભરતક્ષેત્રના ચક્રવર્તીનું સામ્રાજ્ય ભરતખંડની પૃથ્વીના ચારે છેડા સુધી પ્રસરેલું હોય છે, ત્રણ બાજુ લવણસમુદ્ર સુધી અને એક ઉત્તર બાજુ હિમવંત પર્વત સુધી. એમ એ સંપૂર્ણ ભરતક્ષેત્રના ચારે અંત સુધીની હકુમતવાળા હોય છે, માટે એ ચતુરન્ત ચક્રવર્તી કહેવાય. ત્યારે ભગવાન શી રીતે ચતુરન્ત ધર્મચક્રવર્તી છે, એ ધર્મ વર એટલે કે પ્રધાન શી રીતે છે, વગેરે વિચારણા હવે બતાવવામાં આવે છે.

(લ૦-) इदमत्र हृदयम्-यथोक्त धर्म्म एव 'वरं'- प्रधानं, चक्रवर्तिचक्रापेक्षया लोकद्वयोपकारित्वेन, कपि-लादिप्रणीतधर्म्मचक्रापेक्षया त्रिकोटिपरिशुद्धतया ।

**અર્થ:-અહીં રહસ્ય આ છે,-પૂર્વોક્ત ચારિત્ર ધર્મ જ ચક્રવર્તીના ચક્રની અપેક્ષાએ 'વર' એટલે કે પ્રધાન (શ્રેષ્ઠ) છે, કેમકે (૧) ઉભય લોકને ઉપકારક છે; અથવા (૨) કપિલ વગેરેએ પ્રવર્તાવેલા ધર્મચક્ર કરતાં શ્રેષ્ઠ છે, કેમકે આનામાં ત્રિકોટિ-પરિશુદ્ધતા છે, (આદિ, મધ્ય અને અંત ત્રણેય હદમાં શુદ્ધ=વિસંવાદરહિત છે, અથવા કષ-છેદ-તાપ એ ત્રિવિધ પરીક્ષામાં શુદ્ધ=પસાર છે.)**

વિવેચનઃ-(૧) **ચક્રવર્તીના ચક્ર કરતાં ધર્મચક્ર શ્રેષ્ઠ**:-ધમ્મ-વર-ચાઉરંત-ચક્ક એટલે કે ધર્મરૂપી પ્રધાન ચતુરન્ત ચક્ર, એનું રહસ્ય આ પ્રમાણે છે,-ધર્મ તરીકે 'ધમ્મદયાણં' પદમાં બતાવ્યા મુજબ ચારિત્ર ધર્મ લેવાનો છે. એ એક ચક્ર છે, પણ ચક્રવર્તીના ચક્રરત્ન કરતાં પ્રધાન છે, કેમકે ચક્રવર્તીનું ચક્ર તો બાહ્ય શત્રુનો નાશ કરી આ જીવન પૂરતું જ ઉપકારક બને છે, એ છ ખંડનું સામ્રાજ્ય અપાવે, સનેપાતિયા સુખ દેખાડે; કિન્તુ તે ય આ જીવનના અંત સુધી જ ટકે, મર્યા પછી નહિ. પછી કેમ? તો કે 'બા ગયા બો ગયા.' મોટી છ ખંડની ઠકુરાઇ ભોગવી લીધી, જીવન પૂરું થયું એટલે એ ચક્રવર્તીપણાનું અને રાજ્ય-વૈભવ-વિલાસનું પુણ્ય પણ પૂરું થયું; પુણ્ય ખોયું. પછી નિષ્પુણિયો જીવ દીર્ઘાતિદીર્ઘ કાળ માટે દુર્ગતિમાં દરિદ્ર, પરાધીન, અને દુઃખના દરિયામાં ડૂબેલો! આ છે ચક્રવર્તીના ચક્રની સ્થિતિ.

**ધર્મ ઉભયલોક-સુખકારી કેમ?**:-ત્યારે ધર્મ-ચક્ર આંતર શત્રુનો નાશ કરી આ લોક અને પર-લોક ઉભયને ઉપકારક બને છે, આ જીવનમાં પણ સાચી બાદશાહી, સાચી સુખ શાન્તિ આપે છે, અને ભવાંતર માટે તો પૂછવાનું જ શું? અહીંના ચારિત્ર ધર્મના પ્રભાવે પરલોકમાં સુંદર સદ્‌ગતિ, અસંકિલષ્ટ ભોગની સામગ્રી અને ઉત્તમ ધર્મ-સામગ્રી! કારણ સ્પષ્ટ છે, ચક્રવર્તીપણાના ભોગવટામાં આત્મા પુણ્યને ભોગવે છે ખરો પરંતુ પોતે પાછો મોહથી ભોગવાઇ જાય છે. પોતે પુણ્યનો લહાવો લે છે, અને મોહ એનો લહાવો લે છે, એની પાસે દુર્ગતિગામી એવી ધારી પાપ રમતો કરાવે છે. ત્યારે ચારિત્ર ધર્મમાં રાગદ્વેષાદિનો નિગ્રહ થવાથી નિર્ભયતા છે. વળી ઘણી જરૂરિયાતોનો જ અંત છે,

તેથી સાચી બાદશાહી છે. રાજા લશ્કરથી નિર્ભય અને ખજાના વૈભવથી તુષ્ટ રહી બાદશાહી માને છે; આ ચારિત્ર–તત્ત્વ સમજી નિર્ભય અને બિન-જરૂરિયાતથી જ મહાસંતુષ્ટ રહી સાચો બાદશાહ છે. તેમ ત્યાગ અને નિરાશંસભાવથી સાચો સુખી છે. 'परस्पृहा महादुःखं निस्पृहत्वं महासुखम् ।'–પરની આશ, દુઃખની રાશ. એ ટાળી એટલે સુખ અનુપમ ! વળી જ્ઞાનામૃતં ભોજનં, જ્ઞાનરૂપી અમૃત ભોજનના અખૂટ રસમય આસ્વાદમાં કાળના કાળ સુખમય પસાર થાય છે. આ તો થઈ આ લોકના ઉપકારની વાત. પરલોક માટે, અહીં જે ધર્મચક્રથી મિથ્યાત્વ, કષાય, અવિરતિ, ને ૧૮ પાપસ્થાનકની અશુભપ્રવૃત્તિ બંધ કરી દઈ અહિંસા–સંયમ–તપની શુભમય સત્પ્રવૃત્તિ રાખી છે, તેથી ઉપજેલા પુણ્યના થોક ઉત્તમ કેવી રીતે છે એ પ્રસિદ્ધ છે.

**(૨) ઇતર ધર્મચક્ર કરતાં શ્રેષ્ઠ :–** સાંખ્યાદિ દર્શનના પ્રણેતા કપિલ વગેરેએ બતાવેલ ધર્મચક્ર કરતાં અરિહંત ભગવાને ઉપદેશેલ ચારિત્રધર્મ શ્રેષ્ઠ છે; એનું કારણ, આ ચારિત્ર-ધર્મ ત્રિકોટિપરિશુદ્ધ છે, પેલા તેવા નથી. ત્રિકોટિ-પરિશુદ્ધના બે અર્થ છે,–૧. ત્રણ પ્રકારે શુદ્ધ, ૨. ત્રણ પરીક્ષામાં પરિશુદ્ધ. એમાં, (૧) **ત્રિકોટિ-પરિશુદ્ધ** એટલે ત્રણે પ્રકારે અર્થાત્ આદિમાં, મધ્યમાં અને અંતે વિશુદ્ધ, ક્યાંય અશુદ્ધિ નહિ, વિરોધ નહિ, પરસ્પર વિસંવાદ નહિ, અ–વિસં-વાદી. ધર્મશાસ્ત્ર કે ધર્મના પ્રારંભમાં જે મોક્ષમાર્ગ, તત્ત્વ અને સિદ્ધાન્ત ઉપર ઉત્થાન હોય, એ જ મોક્ષમાર્ગ, તત્ત્વ ને સિદ્ધાન્તને જરાય બાધ ન પહોંચે કિન્તુ અનુકૂળ રહે એવું મધ્યમાં હોય, અને એવું જ અંતે–પૂર્ણાહુતિમાં હોય. પ્રારંભમાં કંઈ કહે અને વચમાં કે અંતે બીજું જ કહે કે જે પ્રારંભ સાથે અથડામણીમાં આવે, એવું નહિ; જેમ કે ઇતર ધર્મમાં પહેલાં કહ્યું 'मा हिंस्यात् सर्वभूतानि', પછી કહ્યુ 'સ્વર્ગકામનાવાળો બકરાનો યજ્ઞ કરે', આ પૂર્વોત્તર વિસંવાદી છે.

પ્ર૦–તો પછી યોગપૂર્વસેવામાં 'ગુરુદેવતપૂજન' અર્થાત્ સામાન્યથી મિથ્યા પણ ગુરુ અને દેવનું પૂજન કહ્યું, અને પછી સમ્યક્ત્વ અવસ્થામાં અરિહંત ભગવાનને જ શુદ્ધ દેવ અને મહાવ્રતધારીને જ શુદ્ધ ગુરુ તરીકે ભજવાના કહ્યા, મિથ્યા દેવ–ગુરુને નહિ, તો એ શું પરસ્પર વિરુદ્ધ નથી ?

ઉ૦–ના, વિરુદ્ધ નથી; કેમકે પ્રાથમિક અવ-સ્થાનું વિધાન અપવાદમાર્ગરૂપ છે. તો શું ઇતરનું બકરાનાં યજ્ઞનું વિધાન અપવાદરૂપ ન ગણાય ? ના, કેમકે અપવાદ તે જ બની શકે કે જેનો ઉદ્દેશ ઉત્સર્ગ (મુખ્ય) માર્ગના ઉદ્દેશથી જુદો ન જ હોય. બકરાના યજ્ઞનો ઉદ્દેશ સ્વર્ગ–પ્રાપ્તિ કહે છે, જ્યારે ઉત્સર્ગથી કોઈની ય હિંસા ન કરવાનો ઉદ્દેશ તો પરમ બ્રહ્મની પ્રાપ્તિ કહે છે. માટે બકરાની હિંસા-વાળો યજ્ઞ આ ઉત્સર્ગનો અપવાદ ન ગણાય. ત્યારે જૈન ધર્મમાં સમ્યક્ત્વ અવસ્થામાં શુદ્ધ વીતરાગ દેવ ને શુદ્ધ નિર્ગ્રન્થ ગુરુની ઉપાસનાના ઉત્સર્ગ-માર્ગનો ઉદ્દેશ સ્વયં વીતરાગ બનવાનો છે. તો યોગ–પૂર્વસેવામાં અપવાદથી મિથ્યા દેવ–ગુરુ ભજ-વાના કહ્યા ત્યાં પણ ઉદ્દેશ એજ કે એથી પહેલાં અશુભ વિષયરાગાદિથી છૂટાય તો વીતરાગ બનવાનો રસ્તો હાથ લાગે. જીવ જડાભિનંદી મટી આત્મ-દૃષ્ટિવાળો બને તો જ ઊંચો આવી શકે.

પ્ર૦–એક જ ઉદ્દેશ છે તો સાધનામાં ફરક શાથી ?

ઉ૦–એનું કારણ એ છે કે સાધક એક દર્દી જેવો છે, સાધના એની ચિકિત્સા છે. ચિકિત્સા દર્દીના દર્દની સ્થિતિને અનુસારે જ હોય હવે જુઓ કે મૂળમાં **જીવને ભવનો આનંદ**, કેવળ ભૌતિક દૃષ્ટિ, ઇન્દ્રિયવિષયૈકલીનતા વગેરે દર્દ છે. જીવ અનાદિકાળથી સંસારાભિનંદી છે, કેવળ ભૌતિક દૃષ્ટિવાળો છે, ઇન્દ્રિય વિષયોમાં ગળાબૂડ ડૂબેલો છે. હવે એને મોક્ષરસિક બનાવવો છે, અધ્યાત્મ–દૃષ્ટિવાળો કરવો છે, અને ઇન્દ્રિય–વિષયોથી પરાઙ્-મુખ રાખવો છે, કે જેથી એ ક્રમશઃ અંતિમ ઉદ્દેશ વીતરાગભાવ સુધી પહોંચે. પ્રાથમિક અવસ્થામાં જૈનેતર કુળમાં જન્મેલો જીવ, શુદ્ધ દેવ–ગુરુને એકદમ માની લે એવી એની સ્થિતિ નથી, અને એની દૃષ્ટિને વળાંક તો અપાવવો જ છે, ભૌતિક

તન્મયતામાંથી માથું ઊંચું કરાવી એની આધ્યાત્મિક દૃષ્ટિ ખોલાવવી છે, તેથી યોગ-પૂર્વસેવામાં કુળપરંપરાદિથી પ્રાપ્ત દેવ તથા ગુરુની પૂજાનું એના માટે વિધાન છે. એમાં એ હવે આત્મા તરફ દૃષ્ટિવાળો બને છે. પછી આગળ વધી વિવેક પ્રગટે, તત્ત્વજિજ્ઞાસાદિ વધે, ત્યારે હવે સર્વજ્ઞકથિત યથાર્થ મોક્ષમાર્ગને અનુસરવા શુદ્ધ દેવ અને ગુરુને જ વળગવાનું રહે છે. એમાં પણ એજ મોક્ષરસ, આધ્યાત્મિક દૃષ્ટિ, વિષયપરાઙ્મુખતા વગેરે વધુ વિશિષ્ટ વિકાસ પામે છે. ત્યારે પૂર્વસેવામાં મિથ્યા પણ દેવ-ગુરુપૂજાનું વિધાન એની કક્ષાને યોગ્ય જ હતું, તેમ અહીં શુદ્ધ દેવાદિપૂજાનું જ વિધાન એની વિકસિત કક્ષાને યોગ્ય જ છે. દર્દીની ચિકિત્સા (ટ્રીટમેન્ટ) એની દર્દ-અવસ્થાના અનુસારે જ થાય તો જ એને આરોગ્ય અને શક્તિ પ્રાપ્ત થતી આવે. કર્મરોગના દર્દી જીવને પણ એમ જ કક્ષાયોગ્ય સાધના પ્રક્રિયા જોઈએ. આટલી ધર્મમાં આદિ-મધ્ય-અંતે અ-વિસંવાદની વાત થઈ.

**ધર્મશાસ્ત્રમાં** પણ તત્ત્વ, સિદ્ધાન્ત અને **મોક્ષમાર્ગ** શરૂમાં, વચમાં અને અંતે એક સરખા હોય તો જ ત્રિકોટિ-પરિશુદ્ધ કહેવાય. ઈતર દર્શનો આરંભ એકાંતરૂપનાં સિદ્ધાન્તથી કરે છે અને આગળ વધતાં ક્યાંક ક્યાંક અનેકાંત સિદ્ધાન્ત માની લે છે, કેમકે છૂટકો નથી હોતો. દા. ત. સાંખ્યમત પુરુષને એકાંતે કુટસ્થ નિત્ય માને છે, પણ પછી પ્રધાન (પ્રકૃતિ) તત્ત્વમાં પરસ્પર વિરુદ્ધ ત્રિગુણાત્મકતા, અને છતાં એકાત્મકતા એવો અનેકાંત માને છે. આ સિદ્ધાન્તભેદ પડયો. વેદ-શાસ્ત્ર અને ગીતામાં તત્ત્વ અંગે દેખાય છે કે પ્રારંભમાં જે તત્ત્વ માની પ્રતિપાદન કર્યું, આગળ વધતાં એથી વિરુદ્ધ તત્ત્વ સ્વીકારીને નિરૂપણ કર્યું છે. ત્યારે એક બાજુ કહેવું 'બ્રહ્મ સત્યં જગન્મિથ્યા', અને બીજી બાજુ કહેવું 'વેદ એ પરમ સત્ય છે;' અરે ! જો જગત આખુંય મિથ્યા છે, તો વેદ પણ જગતમાંની જ એક વસ્તુ હોઈ એ પણ મિથ્યા ઠરશે, તો પરમ સત્ય શી રીતે ? ગીતામાં આરંભ અદ્વૈત (એક જ તત્ત્વ શુદ્ધ આત્મા) માની કર્યો, આગળ પર પ્રકૃતિ અને અનેક પુરુષ (આત્મા) માન્યા ! એમ માર્ગ સંબંધમાં પહેલાં કહ્યું કે 'तत्त्वज्ञानान्मुक्तिः' તત્ત્વજ્ઞાનથી જ મોક્ષ થાય, અને પછી આગળ શમ, દમ, તિતિક્ષા વગેરે માટે અનેક આચારો આચરવાના કહ્યા. જો તત્ત્વજ્ઞાનથી જ મોક્ષ કહો છો તો અર્થાત્ ક્રિયાનો નિષેધ થઈ જાય કે, ક્રિયા મોક્ષસાધન નહિ; પછી આગળ મુમુક્ષુને આચારક્રિયા જરૂરી બતાવો છો, એ પૂર્વની સાથે વિરોધમાં જાય છે....વગેરે.

**જૈનદર્શનના શાસ્ત્રોમાં** શું આદિમાં શું વચમાં કે શું અંતે, માર્ગ, તત્ત્વ અને સિદ્ધાન્તમાં કાંઈ ફેર નથી પડતો; કેમકે મોક્ષમાર્ગ મુખ્ય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર પ્રારંભમાં બતાવી, આગળ જેટલો માર્ગ કહે છે એ બધો આને અનુકૂળ છે, યાવત્ અંતિમ માર્ગ શૈલેશીકરણ (જુઓ પરમતેજ ભા. ૧), એ મુખ્ય મોક્ષમ.ર્ગ જ્ઞાનાદિત્રયરૂપનો જ પરમ વિકાસ છે, જરાય વિરોધમાં નહિ. એમ તત્ત્વ પણ પ્રારંભે જીવ, અજીવ વગેરે અનેકાન્ત ધર્મમય તત્ત્વ સ્વીકારીને આગળ પર એને અનુકૂળ જ વર્ણન છે. પેટામાં આઠ પ્રકારના કર્મતત્ત્વનું જે વર્ણન છે, એને બરાબર સંગત થતું આગળનું વિસ્તૃત નિરૂપણ છે. સિદ્ધાન્ત પણ અનેકાંત વગેરેના, તે પ્રારંભ, મધ્ય અને અંતે અખંડિત ચાલે છે.

(૨) **'ત્રિકોટિપરિશુદ્ધ'નો બીજો અર્થ** કષ-છેદ અને તાપની પરીક્ષામાં બરાબર પસાર. એવો જૈનધર્મ હોવાથી કપિલ વગેરેએ રચેલા ધર્મ કરતાં ઉત્તમ છે, કેમકે એ ઇતર ધર્મો આ ત્રિવિધ પરીક્ષામાં પસાર નથી. **કષપરીક્ષા-શુદ્ધ** એટલે કસોટી-પરીક્ષા-જેમ સોનું કસોટી પર શુદ્ધ રેખા આપે તો કસોટી પર પાર ઉતર્યું ગણાય; એમ જે ધર્મમાં યોગ્ય વિધિ-નિષેધ હોય તે કષ-પરીક્ષામાં શુદ્ધ ગણાય. **છેદપરીક્ષા-શુદ્ધ** એટલે જેમ સોનાને વધુ તપાસ માટે છીણીથી કાપવામાં આવે અને અંદરમાં પણ શુદ્ધ જણાય; એમ ધર્મની વિશેષ તપાસ માટે જોવાય કે એમાં વિધિનિષેધને અનુકૂળ જ આચાર-અનુષ્ઠાનો કહ્યા છે ? એ હોય તો છેદપરીક્ષા-શુદ્ધ કહેવાય. **તાપપરીક્ષા-શુદ્ધ** એટલે જે વધુ તપાસ

માટે જેમ સોનાને ભઠ્ઠીમાં તપાવી ઓગાળવામાં આવે અને જરાય ઝાંખપ ન આવતાં ઉલ્ટું વધુ તેજસ્વિતા આવે, એવી રીતે જે ધર્મમાં તત્ત્વ અને સિદ્ધાન્તો એવા બતાવ્યા હોય કે એથી વિધિ-નિષેધ અને આચાર-અનુષ્ઠાન સંગત થઈ શકે.

**ઇતર ધર્મોની અશુદ્ધિ**:- ઇતર ધર્મોમાં આ ત્રિવિધ શુદ્ધિ નથી મળતી; કેમકે પહેલી **કષ-શુદ્ધિમાં** એમાં 'આત્મદર્શન કરવું, હિંસા-અસત્ય વગેરે પાપ ન કરવાં';-એવા સ્થૂલ વિધિ-નિષેધ યોગ્ય બતાવવા છતાં સૂક્ષ્મ વિધિ-નિષેધ યોગ્ય નથી બતાવ્યા. બીજી **છેદ-શુદ્ધિમાં** આચાર અનુષ્ઠાન એવાં બતાવ્યાં છે કે જે વિધિ-નિષેધને બાધક હોય. દા.ત. 'પંચાગ્નિ તપ તપો' કહ્યું, ત્યાં કાષ્ઠના ઝીણા જંતુ તથા અગ્નિકાય-વાયુકાય વગેરે જીવની હિંસા થવાથી હિંસા-નિષેધનો ભંગ થવાનો. એમ 'અપુત્રિયાને સદ્ગતિ ન થાય' એમ કહી લગ્ન, મૈથુન વગેરેને ધર્મ મનાવ્યો; ત્યાં અબ્રહ્મનો મૂળ નિષેધ ખંડિત થાય છે. ત્યારે **તાપશુદ્ધિ** પણ નથી, કેમકે તત્ત્વ અને સિદ્ધાન્તની શુદ્ધિ નથી.

તત્ત્વની અશુદ્ધિમાં પહેલું જીવ તત્ત્વ જ કાં તો કોઈ એકાન્તે નિત્ય, તો કોઈ વળી એકાન્તે અનિત્ય માને છે. ત્યારે સાંખ્યો વળી એકાન્તે જીવ-પુરુષને અબદ્ધ-અમુક્ત, તો વેદાન્તી એક જ અદ્વૈત આત્મા માને છે. આ એકાન્ત માન્યતાઓમાં વિધિ-નિષેધના પાલન-ભંગથી પુણ્ય-પાપનો બંધ થવાનું ઘટી શકે નહિ; કેમકે નિત્યવાળાને આત્મામાં પહેલાં બંધ નહિ હવે બંધ, એવું પરિવર્તન માનતાં નિત્યતાનો ભંગ થાય. અનિત્યવાળાને તો પાલક કે ભંજક આત્મા સર્વથા નાશ પામી જવાથી બંધ કોના પર? વળી પછી પૂર્વ પુણ્ય-પાપનો ભોગ કોણ કરે? એ દોષ ઊભો થાય. ત્યારે સાંખ્યને આત્મા જ બન્ધ-મોક્ષને અયોગ્ય હોઈ વિધિ-નિષેધ શા કામના? વેદાન્તીને એક જ શુદ્ધ આત્મા હોઇ વિધિ-નિષેધની આજ્ઞા આદરે જ કોણ? કહો અવિદ્યાથી આદરે, તો પ્રશ્ન એ છે કે શુદ્ધ આત્મા તો એક જ છે, પછી કોઇ તો વિધિ-પાલન કરે ને કોઈ વિધિભંગ કરે એ બને જ કેમ? આમ જીવતત્ત્વની માન્યતા જ બરાબર નથી. એવું બીજા એકાન્ત તત્ત્વોમાં.

એમ જ **સિદ્ધાન્ત-અશુદ્ધિ છે.** દા. ત. ગુણ અને ગુણિનો એકાંતે ભેદ અથવા એકાન્તે અભેદ માન્યો. ભેદમાં આત્મદર્શન, અહિંસા વગેરે ગુણ આત્માથી તદ્દન જુદો ઠરતાં આત્માનું સ્વતંત્ર સ્વરૂપ જ નહિ રહે, તેમજ આત્માના જ એ ગુણ એવું પણ નક્કી નહિ થાય. ત્યારે એકાન્તે અભેદ પક્ષમાં પહેલાં અશુદ્ધ આત્મા તદ્દન અભિન્ન ભાવે અજ્ઞાન-હિંસાદિગુણ સ્વરૂપ જ હોવાથી આત્મનાશે એનો નાશ થાય, બાકી તો આત્મા રહે ત્યાંસુધી એકાન્તે અભિન્ન એ અજ્ઞાનાદિ ધર્મ નાશ પામી શકે જ નહિ. તો વિધિનિષેધ ક્યાં ઘટવાના? સારાંશ ઇતર ધર્મોમાં ત્રિવિધ પરીક્ષા-શુદ્ધિ નથી.

**જૈન ધર્મમાં ત્રિવિધ પરીક્ષા-શુદ્ધિ છે** :-

(૧) જૈન ધર્મમાં વિધિ-નિષેધ સ્થૂલ અને સૂક્ષ્મ બંને જાતના સુયોગ્ય બતાવ્યા છે. નિષેધમાં મન-વચન-કાયાથી હિંસા કરવી, કરાવવી કે અનુ-મોદવી નહિ, એમ અસત્ય વગેરેનો ત્યાગ,-આ બધું પાછું પ્રતિજ્ઞામાં, વિરતિમાં આવીને. એમ, ઝીણામાં ઝીણી રતિ-અરતિ, પરપરિણતિ, પ્રમાદ, ઉત્સુકતા, યોગચાંચલ્ય, રાગ-દ્વેષ, મન-વચન-કાયાના દંડ, ત્રિગારવ, ત્રિશલ્ય, જ્ઞાનાદિવિરાધના, આહારાદિ-સંજ્ઞા, આર્ત-રૌદ્ર ધ્યાન વગેરે વગેરના ઠેઠ સૂક્ષ્મ કોટિ સુધીના નિષેધ બતાવ્યા છે. ત્યારે વિધિમાં તપ, સ્વાધ્યાય-ધ્યાન પણ ઉચ્ચ કોટિના વિહિત કર્યા છે. દા.ત. સ્વાધ્યાયની કક્ષા ત્યાંસુધીની કે એમાં એકતાન બનેલ આત્માને પોતાની કાયા પરના ઘોર ઉપદ્રવની ય ખબર ન પડે! વળી કેટલો સ્વાધ્યાય થયો એના પરથી કેટલો કાળ પસાર થયો, એ ચોક્કસ જાણી શકે! એમ સૂત્રને પશ્ચાનુપૂર્વીથી અર્થાત્ છેડેથી પહેલે સુધી યાદ કરી શકે! વગેરે.

(૨) છેદશુદ્ધિમાં, જૈન ધર્મમાં આચાર-અનુ-ષ્ઠાન પણ વિધિ-નિષેધને બરાબર અનુકૂળ આવે એવાં બતાવવામાં આવ્યાં છે. દા. ત. શ્રાવકને સામાયિક-પોષધમાં અને મુનિને મુનિ જીવનમાં પાળવાની પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનો ભવ્ય

આચાર જૈન ધર્મમાં જ જોવા મળે છે, અને તે જ હિંસાદિ નિષેધને બરાબર સંગત થાય છે....સમિતિ-ગુપ્તિ-૧. ગમનાગમન કે બેસવું-ઉઠવું, અંગોપાંગ હલાવવા વગેરેમાં પણ સૃદુ ઉની રજોહરણથી પૂંજવું પ્રમાર્જવું ૨. બોલતાં મુખે આડું વસ્ત્ર રાખવું, ૩. સાધકે સ્વયં રાંધી-રંધાવી તો નહિ, પણ કોઈએ સાધક માટે રાંધેલી યા રાખેલી ચીજ પણ સાધકે ન લેવી વગેરે; ૪. વસ્તુ લેતાં-મૂકતાં વસ્તુ અને ભૂમિ પ્રમાર્જી લેવી. ૫. કફ-મળ-મૂત્ર નિર્દોષ-નિર્જીવ ભૂમિએ સાવધાનીથી છોડવા-આ પાંચ સમિતિ છે. એમ મન-વચન-કાયાને શુભમાં જ પ્રવર્તાવવા, અશુભથી રોકવા એ ગુપ્તિ; આ ચારિત્રાચાર છે. એમ જ્ઞાનના, સમ્યગ્દર્શનના, તપના ને વીર્યના પણ અતિ નિપુણ પવિત્ર આચારો બતાવ્યા છે. એમાં વિનય-બહુમાન, તત્ત્વનિઃશંકતા, સાધર્મિક ઉપબૃંહણા-વાત્સલ્ય, અનશન-રસત્યાગ, કાયકષ્ટ, મન-વચન-કાયાની સંલીનતા-સંગોપન, પ્રાયશ્ચિત, વૈયાવચ્ચ, કાયોત્સર્ગ વગેરે,-એવા ભવ્ય આચાર કહ્યા છે કે જે વિધિ-નિષેધને માત્ર અનુકૂળ જ નહિ કિન્તુ ઉત્તેજક બને એવા છે. આનું એક વિશેષ કારણ એ છે કે એ આચારોમાં પાલન કરવાના અંશ સાથે વિરાધનાઓ ત્યજવાનો અંશ પણ છે; દા.ત. મન-વચન-કાયાના દંડ, રસ-ઋદ્ધિ-શાતા ગારવ, માયા-નિદાનાદિ શલ્યો, રાજકથા-દેશ-ભોજન-સ્ત્રી કથા, આહારાદિ સંજ્ઞા, આર્ત-રૌદ્ર ધ્યાન....યાવત્ સૂક્ષ્મમાં સૂક્ષ્મ રતિ-અરતિ, પર-પરિણતિ,-આનો ત્યાગ કરવાનો છે. એ બધું વિધિ-નિષેધની આજ્ઞાના પાલનને ઉત્કર્ષ આપે એવું છે. એમ સદ્દહણા-લિંગાદિ ૬૭ વ્યવહાર, વ્રતકર્મ-શીલ-ગુણ આદિ, ભાવ-શ્રાવકલિંગ, શ્રાવકની ૧૧ પ્રતિમા (વિશિષ્ટ અભિગ્રહ), તથા માર્ગાનુસારી ક્રિયા—અનુષ્ઠાનશ્રદ્ધા—પ્રજ્ઞાપનાપ્રિયતા—ક્રિયામાં અપ્રમાદ ઈત્યાદિ ભાવ સાધુનાં લક્ષણ, ઉપરાંત મહાવ્રતની ૨૫ ભાવનાની ચર્ચા, ને આખી ય ઉત્સર્ગ-અપવાદ માર્ગની ચર્ચા વગેરે, એ વિધિ-નિષેધને પરાકાષ્ઠાએ પહોંચાડનાર છે, વિરોધક નહિ. માટે છેદ પરીક્ષામાં પણ જૈનધર્મ ઉત્તીર્ણ (પસાર) બને છે.

૩. તાપશુદ્ધિ-જૈન ધર્મ ત્રીજી પરીક્ષા-'તાપશુદ્ધિમાં એ રીતે અણીશુદ્ધ પસાર થાય છે કે પૂર્વોક્ત વિધિનિષેધ અને આચાર-અનુષ્ઠાનને જરાય બાધ ન પહોંચે, પણ ઉપરથી એ સંગત થઈ શકે એવા એના સિદ્ધાન્તો છે. જૈનેતર મતમાં તો એકાન્ત નિત્ય અથવા અનિત્ય દ્રવ્ય, તેમજ ગુણ-ધર્મો દ્રવ્યથી એકાન્તે ભિન્ન અથવા એકાન્તે અભિન્ન, સંસારી આત્મા એકાન્તે અરૂપી, કર્મ એ પુદ્‌ગલ નહિ પણ ગુણ યા સંસ્કારરૂપ, આવા આવા સિદ્ધાન્ત માન્યા, એટલે વિધિ નિષેધ વગેરેની સંગતિ થઈ શકતી નહોતી. જૈન ધર્મમાં તો અનેકાન્તવાદના સિદ્ધાન્તથી દ્રવ્યો નિત્યાનિત્ય અર્થાત્ પરિણામી નિત્ય કહ્યાં છે, એટલે કે ઠેઠ આકાશ સુધીનાં દ્રવ્ય ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુક્ત છે, દ્રવ્ય પોતાના મૂળ દ્રવ્ય સ્વરૂપે ધ્રુવ ઊભું રહી અર્થાત્ નિત્ય કાયમ રહી, અનિત્ય તરીકે જુની જુની અવસ્થારૂપે નષ્ટ થઇ નવી નવી અવસ્થારૂપે પરિણમે છે. આ હિસાબે વિધિ નિષેધની આ રીતે સંગતતા થાય છે કે આત્મા પહેલાં વિધિપાલન નહિ કરવાની સ્થિતિમાંથી હવે વિધિપાલનને આચરવાની સ્થિતિમાં આવી શકે છે, અનિત્ય હોઈ આ પરિવર્તન પામી શકે છે. તેમજ એ નિત્ય પણ હોઈને જે પોતે વિધિપાલન કરનારો છે, તે જ પોતે એના ફળને ભોગવવા ઊભો રહે છે. આચારાદિમાં પણ એમજ સંગતતા થાય છે. એમ દ્રવ્ય અને ગુણધર્મ ભિન્નાભિન્ન હોવાના સિદ્ધાન્ત પર, અભિન્નના હિસાબે વિધિપાલન એ આત્માનું પોતાનું જ સ્વરૂપ છે, અને ભિન્નના હિસાબે એ વિધિઓ વગેરેનું પાલન આત્મામાં આવે ને જાય. એકાંત અભિન્ન હોય તો આ ન બને. ત્યાં તો ગુણ ગયો તો સાથે દ્રવ્ય પણ ગયું ! એમ સંસારી આત્મા રૂપી-અરૂપી હોઇ એના પર કર્મના લેપ ચઢી શકે. એકાન્ત અરૂપી પર તો આકાશની જેમ કોઈ જ લેપ ન લાગી શકે. એમ કર્મ પૌદ્‌ગલિક ન હોય તો એમાં સંક્રમણ અર્થાત્ એકમાંથી બીજા રૂપમાં પરિવર્તન થવું, સ્થિતિ-હ્રાસવૃદ્ધિ એટલે કે એના

કાળમાનમાં ઘટાડો વધારો થવો, ઇત્યાદિ ઘટી શકે નહિ. તો પછી વિધિ–નિષેધ માટે યોગ્ય ગુણ વિકાસ અથવા એની સામે દોષ–પ્રાબલ્ય વગેરે સંગત ન બની શકે. તાત્પર્ય, અનેકાન્તવાદ, ભેદાભેદ, વગેરે વિના બંધ–મોક્ષાદિ ઘટી શકે નહિ.

(લ૦) चत्वारो गतिविशेषाः नारकतिर्यग्नरामरलक्षणाः तदुच्छेदेन तदन्तहेतुत्वाच्चतुरन्तं चतुर्भिर्वाऽन्तो यस्मिंस्तच्चतुरन्तम् । कैश्चतुर्भिः ? दानशीलतपोभावनाख्यैर्द्धर्म्मैः । 'अन्तः' प्रक्रमाद् भवान्तोऽभिगृह्यते ।

**અર્થ:– (ધર્મ 'ચાઉરંત'માં ચાઉ એટલે) ચાર નારક–તિર્યંચ મનુષ્ય દેવ સ્વરૂપ ગતિ વિશેષ, તેનો ઉચ્છેદ કરવા દ્વારા તેના અંતમાં હેતુભૂત હોવાથી ચતુરન્ત (ચઉરંત ચાઉરંત); અથવા જેમાં ચાર વડે અંત છે તે ચાઉરંત. કયા ચાર વડે ? દાન–શીલ–તપ–ભાવના નામના ધર્મ વડે. અંત તરીકે ચાલુ પ્રકરણના હિસાબે ભવનો અંત લેવાય છે.**

**વિવેચન:– 'ચાઉરંત' પદના બે અર્થ:–** હવે અહીં 'ધમ્મવર ચાઉરંતચક્કવટ્ટીણં' પદમાંના 'ચાઉરંત'શબ્દની વ્યાખ્યા બતાવવામાં આવે છે. ચાઉરંત એ ચઉરંત શબ્દમાંના 'ચ'માં ભળેલા 'અ'નો 'આ' થવાથી બનેલ છે. અર્થ 'ચઉરંત'નો જ લેવાનો છે. ચઉરન્ત એટલે ચતુરન્ત. 'ચતુર્'=ચાર, 'અન્ત'=ઉચ્છેદ. આખા પદની વ્યુત્પત્તિ બે રીતે થાય. (૧) ચારનો અંત કરવાથી અંતમાં કારણભૂત એવો ધર્મ ચાઉરંત કહેવાય; અથવા (૨) ચાર વડે અંત જે ધર્મમાં થાય છે તે ચાઉરંત કહેવાય.

**(૧) ચાર ગતિનો અંતકારી:–**અરિહંત ભગવાન એવા ધર્મચક્રથી ચક્રવર્તી છે, કે જે ધર્મચક્ર નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ, એ નામની ચાર ગતિનો અંત કરનારૂં છે, ચાર ગતિનો અંત એટલે શું ચાર ગતિમય વિશ્વનો પ્રલય કરનારા ? ના, વિશ્વ તો નિત્ય શાશ્વતા ચરાચર દ્રવ્યોથી અનાદિ અનંત છે, 'नाभावो विद्यते सतः' સત્‌નો સર્વથા નાશ થઇ શકે નહિ; માત્ર એની અવસ્થાઓમાં ફેરફાર થયા કરે એટલું જ. તેથી અહીં ચાર ગતિનો અંત એટલે જીવની વારાફરતી થયા કરતી નરકગતિ, તિર્યંચગતિ વગેરે અવસ્થાઓનો કાયમી અંત લેવાનો છે, જેથી કાયમી મુક્ત અવસ્થા પ્રગટ થાય. અર્હદ્‌ધર્મમાં આ અંત કરવાની તાકાત છે, એ ચાર ગતિનો ઉચ્છેદ, અંત કરનારૂં કારણ છે, માટે એને ચાઉરંત કહેવાય. કારણમાં કાર્યનો ઉપચાર કર્યો અર્થાત્ કાર્ય 'અંત' શબ્દનો પ્રયોગ કારણીભૂત ધર્મમાં કરી ધર્મને જ ચતુરંત, ચાઉરંત કહ્યો. અંતમાં ધર્મ કારણભૂત એટલા માટે બની શકે છે કે જે ઉપાયોથી સંસારની ચાર ગતિઓમાં ભ્રમણ કરવું પડે છે, એનાથી તદ્દન વિરુદ્ધ ઉપાયો આર્હત ધર્મ બતાવે છે.

(૨) 'ચાર વડે અંત છે જેમાં'–આ 'ચાઉરંત'નો બીજો અર્થ છે. અહીં 'ચાર' કયા ? દાન, શીલ, તપ અને ભાવના નામના ધર્મો. એનાથી અંત થાય છે. અંત કોનો ? ચાલુ પ્રકરણ, ચાલુ અધિકાર મોક્ષનો છે, માટે અંત સંસારનો લેવાનો, સંસાર એટલે સંસરણ; જેમાં (૧) એક ભવથી બીજા ભવે, (૨) એક રાગદ્વેષાદિ ભાવથી અન્ય રાગદ્વેષાદિ ભાવમાં, (૩) એક પુદ્‌ગલ પરથી બીજા પુદ્‌ગલ પર, (૪) એક કર્મના ઉદયમાંથી બીજા કર્મના ઉદયમાં, સરકયા કરવાનું થાય છે, ભ્રમણ ચાલે છે, તેનું નામ સંસાર. એનો અંત દાનાદિ ચાર ધર્મથી આવે છે. આ ચારથી અંતની વાત અરિહંતદેવના ધર્મચક્રમાં છે, માટે એ ચાઉરંત કહેવાય.

**દાનાદિ ચારથી સંસારનો અંત કેમ ? :–**જીવનો સંસાર ચાલવામાં કારણભૂત જીવના મલિન પરિણામ અને પ્રવૃત્તિ છે, જે પરિગ્રહ, વિષય, આહાર અને કષાયાદિ પ્રમાદની સંજ્ઞાને અનુલક્ષીને પ્રવર્તે છે. દાન પરિગ્રહસંજ્ઞાનો, શીલ ઇન્દ્રિયોની વિષયસંજ્ઞાનો, તપ આહારસંજ્ઞાનો, અને ભાવનાધર્મ કષાયાદિ પ્રમાદસંજ્ઞાનો વિરોધી હોવાથી એ સંજ્ઞાઓનો અંત લાવે છે. માટે કહેવાય કે એના પર નભતી સંસારહેતુભૂત મલિન પરિણામ–પ્રવૃત્તિનો અંત આવવાથી સંસારનો અંત થાય છે.

(૨) અથવા સંસાર મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના લીધે ચાલે છે. દાનધર્મ અનંતાનુ-

બંધીની કોટિના લક્ષ્મી-પરિગ્રહના રાગને તોડે છે, તેમજ ઉત્તમોત્તમ દાનપાત્ર તીર્થંકરદેવ તથા સુપાત્ર ગુરુઓની ભક્તિ ઊભી કરવા દ્વારા દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા પોષીને મિથ્યાત્વને તોડે છે. શીલ-ધર્મ એ વ્રતનિયમો દ્વારા અવિરતિનો અંત કરે છે. તપધર્મ બાહ્ય અને આભ્યન્તર ભેદે આરાધાતાં કષાયોને જર્જરિત કરી નાખે છે. ત્યારે ભાવના ધર્મ ઉત્તમોત્તમ શુભ ભાવોથી આત્માને ભાવિત કરી અશુભ ભાવથી પોષાતી અશુભ પ્રવૃત્તિનો યાને અશુભ મન-વચન-કાયાના યોગનો અંત લાવે છે. એ રીતે સંસારનો અંત આવે છે.

(૩) અથવા સંસાર તૃષ્ણા મૂર્ચ્છાદિ દોષો, અવિનયાદિ દુર્ગુણો, ક્રોધાદિ કષાયો અને હિંસાદિ દુષ્કૃત્યો પર નભે છે, ત્યારે દાનાદિ ધર્મ એનો કેવી કેવી રીતે નાશ કરે છે, એ જોઇએ.

**દાન ધર્મથી કયા દોષ જાય?**-દાન ધર્મમાં જ્ઞાનદાન, અભયદાન, ધર્મોપકરણ દાન, અનુકંપા દાન અને ઔચિત્ય દાન છે. જ્ઞાનદાનથી અજ્ઞાનનો પક્ષપાત કપાય; નિઃસ્વાર્થ જ્ઞાનદાન કરે તેથી તૃષ્ણા-આશંસા હ્રાસ પામે. ધર્મના ઉપકરણના સુપાત્રાદિ દાનમાં એટલું પાપમાં જાત, તે બચ્યું. પોતાની મહેનતથી ઉપાર્જેલી કે હકમાં આવેલી વસ્તુનો ત્યાગ છે તેથી મૂર્ચ્છા દોષ કપાય. પૂજ્યને પૂજ્ય માનીને દાન કરાય તેથી અહંકાર તૂટે. અભયદાનથી નિર્દયતા-કઠોરતા-નિષ્ઠુરતા જાય. અનુકંપા-ઔચિત્યદાનમાં નિર્ધ્વંસ પરિણામ અને અનુચિતતાથી બચાય. દાનમાં ઉદારતાથી ક્ષુદ્રતા, કૃપણતા કપાય; સામાના ભલાની બુદ્ધિથી દેવાય તેથી સ્વાર્થાંધતા કપાય, દે એટલું પરિગ્રહ પાપ ઘટે.

**શીલધર્મથી કયા દોષ જાય?** :-શીલ ધર્મમાં વ્રતો અને સદાચારો છે, તેથી અવિરતિ તથા અસદ્ આચાર ઘટે. માર્ગાનુસારીના ન્યાયસંપન્ન-વિભવ વગેરે આચારોથી અન્યાય-અનીતિ આદિ કેટલાય દોષ-દુર્ગુણો-દુરાચારો કપાય. એમ, એ તથા અપુનર્બંધક-યોગપૂર્વસેવાના આચારોથી અનાદિ સહજ ભાવમલનો નાશ, ઇર્ષ્યા-વૈરવિરોધ-પુદ્ગલરસિકતાદિ કપાય. સમ્યક્ત્વ-શીલથી મિથ્યાત્વ, મિથ્યાધર્મોની પાપકરણી, મિથ્યાત્વી ગુરુના પરિચય, વગેરેનો અંત આવે છે. અહિંસાદિવ્રતોથી હિંસા, જૂઠ વગેરે પાપો કપાય; ઉત્તર ગુણોથી ઇન્દ્રિય-મનોનિગ્રહ દ્વારા અસંયમ, ભોગપિપાસા અને અનેક રાગદ્વેષાદિ દુર્ગુણો કપાય; જ્ઞાન-દર્શન-ચારિત્રના આચારોથી અનેક પ્રકારની મોહની ચેષ્ટાઓ ને પાપમય પ્રવૃત્તિઓ છૂટે.

**બાહ્ય તપધર્મથી કયા દોષ કપાય?**-તપધર્મમાં અનશન (ઉપવાસાદિ), ઊનોદરી, દ્રવ્યસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ, મન-વચન-કાયાની સંલીનતા-સ્થિરતા એ બાહ્ય તપ આવે. એનાથી જાલિમ આહારસંજ્ઞા કપાય, અતૃપ્તતા, નિરંકુશ દ્રવ્ય-ભોગ, રસની ગુલામી ઓછી થાય, કાયક્લેશથી કાયાની સુંવાળાશ, સુખશીલતા ઘટે, એની પાછળ થતાં કેટલાંય પાપ મટે. સંલીનતાથી મન-વચન-કાયાની ચંચળતા, યોગચાંચલ્ય, પાપ તરફ ઢળવાનું વગેરે દોષો કપાતા આવે. એમ બિનજરૂરી ચેષ્ટા, બિનજરૂરી ભાષણ અને આહટ્ટ દોહટ્ટ વિચારો અટકી જઇ કિંમતી માનવસમય વેડફાય નહિ, કે નિરર્થક પાપવૃદ્ધિ થાય નહિ. સમગ્ર બાહ્ય તપથી કાય-મમતા, ઇન્દ્રિયગુલામી, સંજ્ઞાનું જોર, તથા એની પાછળ થતાં કેટલાંય પાપ અને પાપાચરણનો દુરાગ્રહ, અહંકાર વગેરે ઘટતા આવે.

**આભ્યન્તર તપથી કયા દોષ જાય?**-અભ્યન્તર તપમાં પ્રાયશ્ચિત-વિનય-વૈયાવચ્ચ-સ્વાધ્યાય-ધ્યાન અને કાયોત્સર્ગ આવે. પ્રાયશ્ચિત્તથી પાપ, તથા પાપનાં અનુબંધ (બીજશક્તિ), અને પાપના ઉત્સાહ-પક્ષપાત તૂટે. વિનયથી પ્રમાદી વૃત્તિ, અહંત્વ-ધિટ્ઠાઈ-અભિમાન-રીસ-અનૌચિત્ય કપાય; વૈયાવચ્ચ (સેવાભક્તિ)થી હરામીવેડા-સ્વાર્થપટુતા-કૃતઘ્નતા-ગુણની બેકદર, પૂજ્યની અવગણના, મિથ્યા કાર્યના આગ્રહ વગેરે તૂટે; સ્વાધ્યાયથી કષાયો-નિદ્રા-વિકથા-કુથલી-મોહમૂઢતા - ખોટા વિચાર-અજ્ઞાન-પાપ રસ-બિનજરૂરી પ્રવૃત્તિ વગેરે કેટલુંય ઓછું થતું આવે. શુભ ધ્યાનથી યોગચંચળતા-સંકલ્પવિકલ્પ-આર્ત રૌદ્ર ધ્યાન-પાપના અનુબંધ, અશુભ કર્મ, અપવિત્ર વિચારો વગેરે કપાય; કાયો-

ત્સર્ગથી કાયા-ઇન્દ્રિયો-વાણીની પ્રવૃત્તિ તથા મનની અપ્રસ્તુત પ્રવૃત્તિ અટકે. મૂળ મન-વચન-કાયાનાં મૂળ ઉપર સદસત્પ્રવૃત્તિનાં વૃક્ષ ઊગે છે. કાયોત્સર્ગ તે મૂળ પર જ જબ્બર નિયંત્રણ મૂકે છે. સમગ્ર બાહ્ય-આભ્યન્તર તપથી કેટલાંય કર્મ નાશ પામે છે.

**ભાવનાધર્મથી કયા દોષ કપાય ?** :–ભાવના ધર્મમાં અનિત્ય-અશરણ-સંસાર ભાવનાથી ભવ-રાગ-વિષયમોહ-ધનમૂર્ચ્છા-પાપીશરણ વગેરે તૂટે, એકત્વ-અન્યત્વ ભાવનાથી આત્મઅજ્ઞાન-આસક્તિ-સ્નેહરાગ-મમતા-દીનતા-શોક-મોહ-પાપી વૃત્તિઓ કપાય; અશુચિ ભાવનાથી શરીરરાગ-કામરાગ-ભોગના આવેશ કપાય. આશ્રવભાવનાથી ૧૮ પાપ-સ્થાનકના ચડસ અને નિર્ભય પાપપ્રવૃત્તિ ઓછી થાય. સંવર નિર્જરા-ધર્મભાવનાથી ધર્મઉપેક્ષા, તથા આરાધનામાં પ્રમાદ, વિરાધના, અને આશ્રવમાં આંધળિયા, ધર્મધર્મીનો અનાદર વગેરે તૂટે; લોક-સ્વભાવ ભાવનાથી અતત્ત્વમોહ-જડાસક્તિ-ગર્વ વગેરે કપાય. બોધિદુર્લભ ભાવનાથી મિથ્યાત્વ-ધર્મ-પ્રમાદ-જડમૂલ્યાંકન વગેરે ટળે. વળી બાર ભાવના ઉપરાંત બાધક દોષના અનર્થ, પાપાધિકરણના ભાર, સદ્ગુરુયોગનું મૂલ્ય, વગેરેનો વિચાર, તથા ક્ષણલવચિંતા અર્થાત્ કિંમતી પણ ટૂંકા માનવ અવસરનો વિચાર, ઇત્યાદિની શુભ ભાવનાથી પ્રમાદ-રાગ-દ્વેષ વગેરે કપાય. એમ દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વૈરાગ્યની ભાવનાથી મિથ્યાત્વાદિ ટળે.

(લ૦-) चक्रमिव चक्रमतिरौद्रमहामिथ्यात्वादि-लक्षणभावशत्रुलवनात्। तथा च लूयन्त एवानेन भाव-शत्रवो मिथ्यात्वादय इति प्रतीतं दानाद्यभ्यासादाग्रहनिवृ-त्त्यादि सिद्धेः। महात्मनां स्वानुभवसिद्धमेतत्।

અર્થ:-(ધર્મ એ ચક્રવર્તીના) ચક્રની **માફક એક ચક્ર છે, કેમકે અતિ ભયંકર મહામિથ્યાત્વાદિ-સ્વરૂપ ભાવશત્રુને છેદી નાખે છે. વળી એમ મિથ્યા-ત્વાદિ ભાવશત્રુઓ આના વડે છેદાઈ જ જાય છે એ પ્રસિદ્ધ છે; કેમકે દાનાદિના અભ્યાસથી મૂર્ચ્છાનું હટવું** વગેરે બને છે. મહાન આત્માઓને આ **સ્વાનુભવસિદ્ધ** છે.

(વિવેચન:-ધર્મ એ ચક્ર **શી રીતે ?** 'ધમ્મવર-ચાઉરન્ત-ચક્ક' પદમાં ધમ્મવર અર્થાત્ શ્રેષ્ઠ આર્હત ધર્મનાં બે વિશેષણ છે, ચતુરન્ત અને ચક્ર એમાં ચતુરન્તની વાત થઈ, હવે ચક્રની વાત. આ ધર્મ એ એક ચક્ર છે. કેમકે જેમ ચક્રવર્તીનું ચક્ર શત્રુઓને હણી નાખે છે, એમ આ ધર્મરૂપી ચક્ર આત્માના અતિ ભયંકર ભાવશત્રુ યાને આંતરિક શત્રુઓને હણી નાખે છે.

**દ્રવ્ય-ભાવ-શત્રુ:**–મહામિથ્યાત્વ, હિંસાદિ-અવિરતિ, રાગદ્વેષાદિ કષાયો, કુયોગો તથા પ્રમાદ એ આત્માના આંતરિક શત્રુ છે, ભાવશત્રુ છે. બહારના દુશ્મનો એ દ્રવ્યશત્રુ કહેવાય, ગૌણ, અવાસ્તવિક શત્રુ ગણાય; કેમકે જેના અંતરમાં મહામિથ્યા-ત્વાદિ ન હોય તેનું એ બિચારા કશું બગાડી શકતા નથી; તેથી એ ખરેખરા, વાસ્તવિક, મુખ્ય શત્રુ નથી. મુખ્યપણે યાને વાસ્તવમાં શત્રુવટ ધરાવનાર તો મહામિથ્યાત્વાદિ છે, કેમકે જીવને એ જ અહીં પણ પીડે છે, વિડંબે છે, ને સંસાર ચક્રની ચોરાશી લાખ યોનિઓમાં ય ભમાવી ભયં-કર દુઃખ-ત્રાસ-વિટંબના આપે છે. માટે એ ભાવ-શત્રુ છે. અંતરમાં જો એ નથી તો કોઈ પીડા સંતાપ કે બગડવાનું નથી. મહાવીર પ્રભુના પ્રત્યે સંગમદેવ વગેરેએ ઘણુંય શત્રુનું વર્તન કર્યું, પરંતુ પ્રભુ મહામિથ્યાત્વાદિથી રહિત હતા તો એમની સ્વસ્થતા-શાન્તિ-પ્રસન્નતાને કે પરલોકના અનંતા સુખને લેશ આંચ ન આવી. માટે સંગ-માદિ એ વાસ્તવ શત્રુ નહિ, ગૌણ શત્રુ, દ્રવ્યશત્રુ કહેવાય. આ સૂચવે છે કે આપણું બગાડનાર આપણા જ મિથ્યાત્વ-રાગદ્વેષાદિ દોષો છે, બહારના કોઈ જીવ નહિ. માટે એ જીવો પ્રત્યે તો આપણે મિત્રભાવ જ રખાય. જો ત્યાં શત્રુભાવ રાખીએ તો એ દ્વેષ રૂપી ભાવશત્રુ આપણા દિલમાં પેઠો સમજો. એ જ આપણું બગાડશે.

'દ્રવ્ય અને ભાવ' એમાં દ્રવ્ય શબ્દનો એક અર્થ 'ગૌણ-અપ્રધાન-અવાસ્તવિક' વિચાર્યો, બીજો અર્થ 'કારણ' એવો થાય છે. ભાવનું કારણ તે દ્રવ્ય. દા. ત. રાજકુમાર જો આગળ પર રાજા થવાનો છે, તો ખરેખર રાજા થશે ત્યારે ભાવરાજા કહેવાશે,

અને અત્યારે એ ભાવી અવસ્થાનો કારણભૂત છે, માટે દ્રવ્ય રાજા કહેવાય. એમ પ્રસ્તુતમાં ભાવશત્રુ મહામિથ્યાત્વાદિ આંતરિક ભાવો છે, એ તેવા તેવા મિથ્યાત્વાદિ કર્મના ઉદયથી થાય છે, તો કારણભુત બન્યા સત્તાગત એ કર્મ. તેથી એને દ્રવ્ય શત્રુ કહેવાય. આ પેલા બાહ્ય શત્રુ કરતાં ભયંકર છે, કેમકે આ ઉદયમાં આવીને મિથ્યાત્વાદિને અવશ્ય જગાડે છે. અલબત દાનાદિધર્મ-તપ-સંયમ-સ્વાધ્યાયાદિથી એનો વિધ્વંસ કરી નખાય તો ભય નહિ. ત્યાં પણ મુખ્ય તો ઉદયમાં કામ કરી રહેલા રાગાદિ ભાવશત્રુને પહેલા દબાવવા-છેદવા જોઈએ. તે કાર્ય દાનાદિ ધર્મ કરી શકે છે.

**પ્ર૦-દાનાદિ ધર્મમાં એવું શું રહસ્ય છે કે એ મિથ્યાત્વરાગાદિ ભાવશત્રુને હણે ?**

ઉ૦-સર્વજ્ઞ ભગવાને બતાવેલ દાન, શીલ, તપ અને ભાવના ધર્મને યથાવિધિ વારંવાર સેવવાથી અસત્‌ના આગ્રહાદિ અર્થાત્ આવેશ, પકડ, મૂર્ચ્છા આદિ દોષો કપાતા આવે છે, કેમકે સુદર્શન ચૂર્ણ આદિ ઔષધમાં તાવ આદિ દોષોનાં વિરોધી તત્ત્વની જેમ દાનાદિ ધર્મમાં આગ્રહ આદિ દોષોના વિરોધી તત્ત્વ રહેલાં છે, અને આ આગ્રહ આદિ દોષો એ મિથ્યાત્વાદિ ભાવશત્રુના પ્રાણ છે. દાનાદિ ધર્મથી ભાવશત્રુના પ્રાણ હણાવ્યા એટલે ભાવશત્રુ મરેલા જ સમજવાના.

ભાવશત્રુના પ્રાણ આગ્રહાદિ આ રીતે, કે કુમત-કુમાન્યતા-આપમતિ-પાપ-દોષ વગેરેનો આગ્રહ રહે, 'આ બરાબર જ છે' એવી પકડ રહે, ત્યાંસુધી મિથ્યાત્વરૂપી ભાવશત્રુ ઊભો જ રહે છે, તેથી આગ્રહ એનો પ્રાણ છે. એમ ધન પૈસા-પરિવારાદિની મૂર્ચ્છા, ને વિષયોની આસક્તિ (નભીંકપણે સેવ્યે જવાય ત્યાંસુધી ભાવશત્રુ અવિરતિ જીવતી રહે છે, એટલે મૂર્ચ્છા-આસક્તિને અવિરતના પ્રાણ કહેવાય. એમ અસ્વસ્થતા-વિહ્વળતા-સત્ત્વહીનતા-મૂર્ચ્છા-તામસભાવ ઊભા હોય ત્યાંસુધી રાગદ્વેષ-કષાયો જીવતા રહે છે, તેથી એ એના પ્રાણ ગણાય. એમ, રાજસભાવ, બાહ્યભાવ, અને ભોગપિપાસા વગેરે ઊભા હોય ત્યાંસુધી અશુભ વાણી-વિચાર-વર્તાવરૂપી કુયોગ પ્રવર્તે છે. માટે એ એના પ્રાણ કહેવાય.

દાન, શીલ, તપ અને ભાવના ધર્મનો અભ્યાસ આ આગ્રહાદિરૂપ પ્રાણનો નાશ કરે છે, એટલે સહજ છે કે પ્રાણનાશે મિથ્યાત્વાદિ ભાવશત્રુઓનો નાશ થાય. અલબત્ત એકાદ બે વાર દાનાદિ ધર્મ સેવ્યામાં આ ફળ ન દેખાય, પરંતુ એ વારંવાર સેવવા જોઈએ. વારંવારના અભ્યાસથી દિલમાં દાનાદિના ગુણ ઊભા થાય છે, અને તેનાથી આગ્રહ આદિ દોષ ટળે છે. મહાન આત્માઓને આ વસ્તુ અનુભવસિદ્ધ છે કે પહેલાં તો પોતે અનાદિના મૂઢ હોવાથી કેવળ આગ્રહ-મૂર્ચ્છા આદિમાં ફસેલા હતા, પરંતુ જેમ જેમ ગુરુકૃપાએ દાનાદિ ધર્મ સેવતા ગયા, તેમ તેમ આગ્રહાદિ ઘસારે પડતા ગયા. આગ્રહાદિના ઊંડા સંસ્કાર હોવાથી એ દાનાદિના અભ્યાસ દ્વારા ક્રમશઃ ઘસાતા આવે છે.

(લ૦-) एतेन च वर्त्तन्ते भगवन्तः, तथाभव्यत्वनियोगतो वरबोधिलाभादारभ्य तथातथौचित्येन आसिद्धिप्राप्तेः एवमेव वर्त्तनादिति । तदेवमेतेन वर्त्तितुं शीला धर्म्मवरचतुरंतचक्रवर्त्तिनः । २४ ॥

एवं धर्म्मदत्व—धर्म्मदेशकत्व—धर्म्मनायकत्व—धर्म्मसारथित्व—धर्म्मवरचतुरन्तचक्रवर्त्तित्वैर्विशेषोपयोगसिद्धेः स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पद् इति । ६ ॥

**અર્થ**:-ભગવાન (ચક્રવર્તી અર્થાત્) આ **ચક્રની સાથે વર્તતા હોય છે, કેમકે તથાભવ્યત્વના બળે વરબોધિલાભથી માંડીને તેવા તેવા ઔચિત્ય વડે ઠેઠ મોક્ષપ્રાપ્તિ પર્યંત એ જ રીતે એમનું વર્તન છે. એટલે આ ધર્મવર ચતુરન્ત ચક્રથી વર્તવાના સ્વભાવવાળા તે ધમ્મવર-ચાઉરંત-ચક્કવટ્ટી.(૨૪મું)**

**એમ, ધર્મદાતાપણું, ધર્મદેશકપણું, ધર્મનાયકપણું, ધર્મસારથીપણું, અને ધર્મવરચતુરંતચક્રવર્તિપણું, એ પાંચ વડે વિશેષ ઉપયોગ સિદ્ધ થાય છે તેથી સ્તોતવ્યસંપદાની જ આ વિશેષ પ્રકારે ઉપયોગ સંપદા છે. (૬ઠ્ઠી સંપદા.)**

વિવેચન.-ભગવાન ભાવશત્રુ-નાશક ધર્મચક્ર સહિત વર્તે છે. માટે ધર્મચક્રવર્તી કહેવાય છે. આ વર્તનનું કારણ ભગવાનનું વિશિષ્ટ તથાભવ્ય-

ત્વ છે. એમનું પોતાનું ભવ્યત્વ અર્થાત્ મોક્ષ પામવાની યોગ્યતા એવા વિશિષ્ટ પ્રકારની છે કે એના બળે વરબોધિલાભ યાને વિશિષ્ટ બોધિલાભથી માંડીને ઠેઠ મોક્ષ પ્રાપ્તિ થવા સુધીમાં તેવા તેવા ઔચિત્યપૂર્વક એમ જ ધર્મચક્રથી સંપન્ન રહે છે.

પ્ર૦–અહીં તથાભવ્યત્વના જ બળે કેમ કહ્યું ? શું કર્મ, પુરુષાર્થ વગેરે કારણભૂત નથી ?

ઉ૦–મોક્ષ-પ્રાપ્તિ સુધીના ધર્મ મેળવવામાં કર્મ, પુરુષાર્થ વગેરે કારણભૂત તો છે જ, પરંતુ ભગવાનમાં જે વિશેષ રીતે તેવા તેવા વિશિષ્ટ ઔચિત્ય-પાલન સાથે જ વિશિષ્ટ બોધિલાભ અને ઉપર ઉપરના વિશિષ્ટ ધર્મ પ્રાપ્ત થાય છે, તે પણ અમુક અમુક જ કાળે અને અમુક અમુક નિમિત્તોથી, એમાં મુખ્ય સંચાલક તથાભવ્યત્વ છે. મૂળમાં તેવા પ્રકારની વિશિષ્ટ યોગ્યતા હોવાથી જ તેવી તેવી રીતે જ સહકારીઓનો યોગ બનતો રહે છે, અને અમુક રીતે જ અમુક જ પ્રકારની ફળ-નિષ્પત્તિ થતી રહે છે. નહિતર બાહ્ય ગુરુસંયોગાદિ નિમિત્ત તો એમના જેવા બીજા જીવોને પણ મળ્યા હોય છે, પરંતુ એના પર અમુક જ પ્રકારનો આંતરિક પુરુષાર્થ એમને જ થાય, બીજાને નહિ, એનું શું કારણ ? ત્યારે એમને પણ અમુક કાળે જ એ નિમિત્ત ફળે, પણ તે પૂર્વે નહિ, એ શાથી ? એમને ઉત્તમ બોધિલાભ થયા પછી અંતિમ મોક્ષફળ મળે ત્યાંસુધીમાં વિકાસક્રમ વિશિષ્ટ ઔચિત્યવાળો જ થાય એવું કેમ ? ત્યાં સમાધાન આ જ કે એમની યોગ્યતા યાને તથાભવ્યત્વ જ તેવા પ્રકારનું હતું.

આ રીતે ભગવાન ઇતર ધર્મ કરતાં ઉત્તમ ધર્મ યાને ધર્મવરરૂપી ચતુરન્ત ચક્ર સહિત વર્તનશીલ છે. માટે તે ધમ્મવરચાઉરંત–ચક્કવટ્ટી છે. એમને નમસ્કાર હો. (ઇતિ પદ–૨૪.)

એ રીતે-ધર્મદાતાપણું, ધર્મનાયકતા, ધર્મદેશકતા, ધર્મસારથિપણું અને ધર્મવરચતુરન્તચક્રવર્તિપણું, એ પાંચ વિશેષતાઓથી સ્તુતિપાત્ર અરિહંત ભગવાનનો વિશેષ ઉપયોગ સિદ્ધ થાય છે, માટે મૂળ 'અરિહંતાણં ભગવંતાણં' એ સ્તોતવ્ય સંપદાની આ પાંચ પદની વિશેષ-ઉપયોગ–સંપદા કહેવાય છે. (ઇતિ સંપદા–૬.)

## અપ્પડિહય-વરનાણદંસણ-ધરાણં

(૯૦–) एते च कैश्चिदिष्टतत्त्वदर्शनवादिभिर्बौद्धभेदैरन्यत्र प्रतिहतवरज्ञानदर्शनधरा एवेष्यन्ते, 'तत्त्वमिष्टं तु पश्यतु'इति वचनात्;एतन्निराचिकीर्षयाऽऽह–'अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः।' 'अप्रतिहते'–सर्वत्राप्रतिस्खलिते क्षायिकत्वाद्, 'वरे'–प्रधाने, 'ज्ञानदर्शने'–विशेषसामान्यावबोध–रूपे, धारयन्तीति समासः ।

**અર્થ**:–આ પણ **પરમાત્મા ઇષ્ટ–તત્ત્વ–દર્શન–વાદી કેટલાક બૌદ્ધોના પ્રકાર વડે બીજી બાબતમાં પ્રતિહત જ્ઞાનદર્શનવાળા (અર્થાત્ જ્ઞાનદર્શનરહિત) માનવામાં આવે છે. કેમકે (એમનું) શાસ્ત્ર કહે છે 'तत्त्वमिष्टं तु पश्यतु'–ઇષ્ટ તત્ત્વનું દર્શન કરો' આ મતના નિષેધ માટે કહે છે 'અપ્પડિહયવરનાણ દંસણ–ધરાણં'–'અપ્પડિહય' એટલે ક્ષાયિક હોવાથી સર્વત્ર અસ્ખલિત, 'વર' એટલે શ્રેષ્ઠ, 'નાણદંસણ' એટલે વિશેષબોધ અને સામાન્યબોધ, 'ધર' એટલે કે ધારણ કરે છે તે. આ પ્રમાણે 'અપ્પડિહયવરનાણદંસણધર' એવો સમાસ–શબ્દ થયો.**

**વિવેચનઃ–ઇષ્ટતત્ત્વજ્ઞાનવાદી બૌદ્ધના ખંડન માટે :–**

હવે 'અપ્પડિહય-વરનાણ દંસણધરાણં' પદની વ્યાખ્યા કરવામાં આવે છે. અર્થ અપ્રતિહત વર જ્ઞાન–દર્શન ધરનારને (મારો નમસ્કાર હો.)

આ પદનું ઉત્થાન એટલા માટે થયું કે બૌદ્ધધર્મીમાંના કેટલાક માને છે કે ઇષ્ટ તત્ત્વનું જ દર્શન કરો, સર્વદર્શનનું શું કામ છે? એમનું શાસ્ત્રવચન આ પ્રકારે છે—

'सर्वं पश्यतु वा मा वा, तत्त्वमिष्टं तु पश्यतु ।
प्रमाणं दूरदर्शी चेद्, एते गृध्रानुपास्महे ॥

અર્થાત્ સમસ્તને જુઓ કે ન જુઓ, પરંતુ ઇષ્ટ તત્ત્વ જુઓ. જો દૂરદર્શી એ પ્રમાણભૂત હોય, તો તો આ, ચાલોને, આપણે ગીધડાંની ઉપાસના કરીએ.' એમનું કહેવાનું તાત્પર્ય એ છે કે 'બધાંજ તત્ત્વ કે પદાર્થના ઠેઠ ઉંડાણ સુધી જો જોનારા હોવાને કારણે પરમાત્મા પૂજ્ય હોય, ઉપાસના યોગ્ય હોય, તો તો ગીધ પક્ષી બહુ દૂર દેખી શકે છે, માટે

એની ઉપાસના કરવી જોઇએ ! ખરી રીતે મોક્ષને ઉપયોગી તત્ત્વનું દર્શન કરાય એટલું જ બસ છે.'

**બૌદ્ધમતે નિર્વાણોપયોગી એક તત્ત્વ ક્ષણિકત્વ** છે. કેમકે એ કહે છે કે "જીવ અનાદિ વાસના-વશાત્ વસ્તુમાં સ્થિરતાની ભ્રાન્તિમાં પડ્યો છે.એટલે પછી એના પર રાગ–આસક્તિ–મમત્વ–અભિનિ-વેશ જાગે છે, જેથી સંસારપર્યટન અસ્ખલિત રહે છે. ખરી રીતે વસ્તુમાત્ર યાને સત્‌માત્ર ક્ષણિક છે. આ ક્ષણિકતાનું યથાર્થ દર્શન કરાય તો રાગાદિ છૂટી જાય; કેમકે મનને એમ થાય કે જેના પર રાગ–આસક્તિ–મમતા કરવા જાઉં છું એ વસ્તુ ક્ષણિક હોઈ બીજી ક્ષણેય જો રહેવાની જ નથી તો પછી એના પર રાગ–મમતા કરવાનો કોઈ અર્થ નથી. રાગ છે તેથી જ સંસાર છે. રાગ ન હોય તો મોક્ષ થઈ જાય."

**બીજું, બાહ્યનું અસત્‌પણું :–**

બીજું તત્ત્વ બૌદ્ધ એ કહે છે કે "બાહ્ય પદાર્થનો ભ્રમ છે ત્યાં સુધી સંસાર છે. અસલમાં કેવળ એ જ સત્ વસ્તુ છે; બાહ્ય કાંઇ છે જ નહિ. પણ અનાદિ વાસનાવશાત્ વિજ્ઞાન પદાર્થાકાર, વિષયાકાર બન્યા કરે છે, તેથી બાહ્ય પદાર્થ હોવાનો ભ્રમ થાય છે, અને એ જ સંસાર છે. એટલે એ જો બાહ્ય પદાર્થનું અસત્‌પણું સમજી જાય તો પૂર્વ વાસનાની સંતતિ ધીમે ધીમે નાશ પામી જતાં અને અંતે વિષયા-કાર વિજ્ઞાનધારા અર્થાત્ સોપપ્લવ ચિત્સંતતિનો અંત આવી જાય, અને શુદ્ધ નિર્વિષયક વિજ્ઞાનધારા એટલે કે નિરુપપ્લવ ચિત્સંતતિ ચાલે, એ જ મોક્ષ. આમાં સર્વજ્ઞત્વની ક્યાં જરૂર હતી ?

એમ વિજ્ઞાન અને એના વિષયાકારમાં સ્થિર-પણાનો ભ્રમ સમજી ક્ષણિકત્વની ભાવના વારંવાર કરવી જોઇએ, એથી સ્થિરત્વનો ભ્રમ કરાવનારી વાસના નષ્ટ થતી આવે. પરિણામે, એ વાસના-વશાત્ થતા રાગાદિ ક્રમશઃ નાબૂદ થતાં આત્મા યાને ચિત્સંતતિ–વિજ્ઞાનધારા શુદ્ધ નિર્વિકલ્પ બની જાય છે. એ જ નિર્વાણ. માટે આમાં સમગ્ર વિશ્વના જ્ઞાનની જરૂર ન રહી. ઈષ્ટ તત્ત્વ ક્ષણિકત્વ અને બાહ્યના અસત્યપણાના જ્ઞાનની જરૂર રહી."

આ મતના ખંડનમાં કહ્યું 'અપ્પડિહયવરનાણ-દંસણ-ધરાણં' અર્થાત્ અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાન–દર્શનને ધરનારને. અહીં અપ્રતિહત જ્ઞાનદર્શન એટલે ક્યાંય કોઇ જ વિષયમાં સ્ખલના નહિ પામનારૂં જ્ઞાન-દર્શન; કારણ કે સ્ખલના કરાવનાર આવરણ કર્મ છે, પરંતુ ભગવાને સર્વ આવરણભૂત કર્મોનો ક્ષય કર્યો છે, અર્થાત્ પહેલાં એ કર્મનો ઉદય હોવાથી ઔદયિક ભાવ વર્તતો હતો, તે હવે ક્ષય થઈ જવાથી ક્ષાયિક ભાવ પ્રગટ થઇ ગયો છે. કોઈ જ આવ-રણકર્મ રહ્યું નહિ હોવાથી જ્ઞાન દર્શનનો ઘાત–સ્ખલના ક્યા વિષયમાં થાય ? માટે અપ્રતિહત છે.

તે જ્ઞાનદર્શન 'વર' છે, અર્થાત્ શ્રેષ્ઠ છે, કેમકે સંપૂર્ણ સર્વ જ્ઞેયાવગાહી છે. જ્ઞાનમાં એ વસ્તુના વિશેષનો બોધ છે, અને દર્શન એ વસ્તુના સામા-ન્યનો બોધ છે. આ જ્ઞાન–દર્શન વસ્તુને પ્રત્યક્ષ કરે છે, પરંતુ જ્ઞાન વિશેષરૂપે અને દર્શન સામા-ન્યરૂપે; કેમકે વસ્તુમાત્ર અનેક વિશેષસ્વરૂપ અને અનેક સામાન્યસ્વરૂપ છે. તેમ એ વિશેષ-સામાન્ય પૈકી એક મુખ્ય તરીકે દેખાય ત્યારે બીજું ગૌણ રૂપે દેખાય છે. દા. ત. ઘડાને બીજા ઘડાની હરો-ળમાં સમાનરૂપે જોઇએ ત્યારે દેખાય કે ' આ પણ ઘડો છે,' પરંતુ એ જ વખતે એમ નહિ થાય કે ' આ તો ઘીનો ઘડો છે.' તો તો એ બીજા કરતાં વિશેષરૂપે જોયો ગણાય. તાત્પર્ય, એક સમયે સામા-ન્ય કે વિશેષ, એક મુખ્ય રહે છે ત્યારે બીજો ગૌણ,– ગૌણ પણ એટલા માટે કે બંને પરસ્પર વણાઈને રહેલ છે. વળી આવરણ નથી એટલે સમસ્ત સામાન્ય અને વિશેષ પ્રત્યક્ષ થાય છે.

આવા અપ્રતિહત વર જ્ઞાનદર્શનને ધારણ કર-નાર પ્રભુ અપ્રતિહત–વર–જ્ઞાન–દર્શનધર કહેવાય છે.

(લ૦–) सर्वज्ञानदर्शनस्वभावत्वे निरावरणत्वेन, अन्यथा तत्त्वायोगात् ।

**અર્થ:–(અપ્રતિહત જ્ઞાનદર્શન હોવાનું) કારણ એ છે કે સમસ્તનું જ્ઞાન અને દર્શન કરવાનો સ્વભાવ હોયે છતે આવરણનો અત્યન્ત અભાવ છે. નહિ-તર અપ્રતિહત જ્ઞાનદર્શન–ધરત્વ બની શકે નહિ.**

**વિવેચન** :–અરિહંત ભગવાનમાં અપ્રતિહત જ્ઞાન દર્શન હોવાનું એટલા માટે કહેવાય છે કે

એમનામાં સર્વદા સર્વજ્ઞાન અને સર્વદર્શનનો સ્વભાવ છે, તથા હવે એના પર કોઇ આવરણ રહ્યું નથી. જ્ઞાનાવરણીયાદિ ઘાતી કર્મ જ્ઞાન-દર્શનને આવૃત કરે છે, ઢાંકી દે છે. એ ક્ષય પામી ગયા છે, એટલે સંપૂર્ણ જ્ઞાન-દર્શન પ્રગટી ઊઠે છે.

પ્ર૦-જ્ઞાન વસ્તુનો મુખ્યપણે વિશેષરૂપે અને દર્શન મુખ્યપણે સામાન્યરૂપે બોધ કરાવે છે, તેમજ એકી સાથે જ સામાન્ય અને વિશેષ મુખ્યપણે ભાસી શકે નહિ. તેથી જ્ઞાન-સ્ફુરણ (જ્ઞાનોપયોગ) અને દર્શન-સ્ફુરણ (દર્શનોપયોગ) એકજ સમયે સંભવી શકે નહિ; એટલે એ ક્રમિક થાય છે; જ્યારે દર્શન ત્યારે જ્ઞાન નહિ, જ્ઞાન ત્યારે દર્શન નહિ. તો પછી અહીં સર્વદા જ્ઞાનદર્શન હોવાનું કેમ કહ્યું ? ક્રમે હોવાનું કહેવું જોઇએ ને ?

ઉ૦-વાત સાચી છે, પરંતુ જૈનદર્શન એક જ નયને માનતું નથી, પરંતુ અનેક નય માન્ય રાખે છે. (નય એટલે જોવાનું દૃષ્ટિબિન્દુ, અપેક્ષા) તેથી અહીં સાર્વદિક કહ્યું તે નય-અપેક્ષા વિશેષથી કહ્યું છે, દા. ત. 'સમય' એ અતિ સૂક્ષ્મ કાળ-વિભાગ યાને આંખના એક પલકારાના કાળનો અસંખ્યાતમો ભાગ હોવાથી બે સમયના કાળને એક અંશ માનીને સાર્વદિક કહી શકાય. અથવા જ્યારે જ્ઞાન છે ત્યારે દર્શન ભલે નથી, પરંતુ જ્ઞાનપ્રકાશમાં વસ્તુનો સામાન્ય અંશ અજ્ઞાત નથી, નહિતર અસર્વજ્ઞત્વની આપત્તિ આવે. કિન્તુ સામાન્ય વિશેષમાં વણાયેલું હોવાથી ગૌણપણે જ્ઞાત છે; અર્થાત્ જ્ઞાનમાં ગૌણ રીતે દર્શન સમાવિષ્ટ છે એ અપેક્ષાએ સાર્વદિક કહેવાય.

ભગવાનમાં આવા સાર્વદિક જ્ઞાન-દર્શન સ્વભાવની સાથે નિરાવરણત્વ હોવાથી અપ્રતિહત જ્ઞાન-દર્શન-ધરત્વ છે. નહિતર તો એ બે વિના અપ્રતિહત-જ્ઞાનદર્શનધરત્વ ઘટી શકે નહિ. તે આ રીતે કે એમનામાં જો સર્વજ્ઞાન-દર્શનનો સ્વભાવ નહિ, તો ભલેને એ નિરાવરણ હોય, છતાં જેવી રીતે ધર્માસ્તિકાયાદિ જડ પદાર્થ નિરાવરણ હોવા છતાં જ્ઞાન-દર્શન સ્વભાવના અભાવે અપ્રતિહત-જ્ઞાન-દર્શનધર નથી, તેવી રીતે ભગવાન પણ ન હોઇ શકે. એમ ભલેને સર્વજ્ઞાન-દર્શન સ્વભાવ હોય, છતાં જો એ નિરાવરણ ન હોય કિન્તુ આવરણયુક્ત હોય, તો ય જેમ એકેન્દ્રિયાદિ જીવ સર્વ જ્ઞાનદર્શન-સ્વભાવવાળા છતાં આવરણયુક્ત હોવાથી અપ્રતિહત જ્ઞાન-દર્શનધર નથી, એવી રીતે ભગવાન પણ ન હોઈ શકે. માટે બંને વસ્તુ છે.

**પૂર્વોક્ત બૌદ્ધમતનું ખંડનઃ**-અહીં એટલું સમજી લેવા જેવું છે કે પૂર્વે બૌદ્ધ મતવાળાએ જે કહ્યું કે સર્વજ્ઞતાની જરૂર નથી, ઇષ્ટ તત્ત્વ 'ક્ષણિકતા' અને બાહ્ય પદાર્થનું અસત્પણું જાણી લેવાની જ જરૂર છે, એ યુક્તિ-વિરુદ્ધ છે.

**ક્ષણિકત્વ યુક્તિબાધિત છેઃ**-આત્મ-પદાર્થ કે **બીજી બધી વસ્તુ એકાંતે ક્ષણિક હોઇ શકે નહિ.** કેમકે એવી ક્ષણિક એટલે તો નિત્ય નહિ; હવે જો નિત્ય ન હોય તો આ ક્ષણનું આખું જગત એટલે સર્વ આત્મા એનાં કર્મ અને વાસનાઓ સાથે નાશ પામ્યા, હવે બીજી ક્ષણે તદ્દન નવા જ આત્મા જન્મવાના, તો પૂર્વના કોનાં કર્મ અને વાસના પછીના કોનામાં ઉત્પન્ન થાય ? અને તે પણ એકમાં જ થાય અનેકમાં નહિ, એનો નિયમ શી રીતે બંધાવાનો ? જો કર્મ અને વાસનાઓનું સંક્રમણ જ નહિ, યા ગમે તે ગમે તેમાં સંક્રમણ થતું હોય, તો પછી જે કરે તે જ ભોગવે એ નિયમ નહિ સચવાય. અરે ! એક સીધું વસ્તુદર્શન નહિ થઈ શકે. કેમકે વસ્તુ જોવા માટે આંખ જોડવામાં આવે એટલામાં તો ક્ષણિક આત્મા એ આંખ સાથે નાશ પામી જવાનો, પછી તદ્દન નવો ઉત્પન્ન થાય એ શી રીતે દર્શન કરી શકે ? કેમકે નિયમ તો એ છે કે જે આંખ જોડે તે જ જુએ. આંખ કોઈ જોડે, અને જુએ બીજો, એવું કાંઈ બને ? વળી જેની સાથે આંખ જોડી તે ક્ષણિક વસ્તુ તો નાશ પામી ગઈ, હવે જોવાનું શું ?

**સત્નો તદ્દન નાશ નથી....**:-ખરી વાત એ છે કે કોઈપણ સદ્વસ્તુ અત્યન્ત નાશ પામી શકતી નથી, કે પૂર્વે તદ્દન અસત્ હોય અને પછી ઉત્પન્ન થાય એવું બનતું નથી. 'नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः' તદ્દન અસત્ ઉત્પન્ન ન થાય,

સત્ તદ્દન નાશ ન પામે. ઘડો ફૂટ્યો પણ ઠિકરાં રહ્યાં. દીવાની જ્યોતિ નાશ પામી, પણ મેશના અણુ વાતાવરણમાં પ્રસરી ગયા; અર્થાત્ તદ્દન નાશ ન થયો. એમ, ઘડો બનવા પહેલાં એ તદ્દન અસત્ નથી, કિન્તુ માટીરૂપે સત્ છે. માટે તો ઘડો માટીમાંથી જ પ્રગટ થાય છે, સુતરમાંથી નહિ, કે આકાશમાંથી એકાએક ટપકી પડતો નથી. કહેવાય છે કે માટી પિંડારૂપે હતી તે હવે ઘડારૂપે બની ગઈ. તો માટી જ ઘડો બની એટલે કે માટી ઘડો એકરૂપ છે. માટે માટી વખતે ઘડો પણ છે જ; માત્ર તે વખતે પિંડાવસ્થા પ્રગટ હોઈ ઘટ–અવસ્થા અપ્રગટ છે. બાકી બનશે ત્યારે માટી જ સત્– ઊભી રહીને ઘડો બનશે. બૌદ્ધને ક્ષણિક તત્ત્વ માનવામાં તદ્દન અસત્ ઉત્પન્ન થવાનું માનવું પડે છે એ યુક્તિવિરુદ્ધ છે. એમ સત્‌નો તદ્દન નાશ માનવો એ ય યુક્તિવિરુદ્ધ છે.

**પરિણામી નિત્ય** :–જો સત્ અત્યન્ત નષ્ટ થઈ જતું હોય તો દા. ત. એજ ચાક પર ચઢેલી માટીનો જ ઘડો બન્યો એવો નિયમ નહિ રહે. એ તો પિંડાદિ અવસ્થાઓની સાથોસાથ માટીરૂપી સ્થિર તત્ત્વ યાને કાયમી દ્રવ્ય ઊભું હોય, અને તેના પર અવસ્થાઓ પલટાતી રહેતી હોય, તો જ માટી અને ઘડા વગેરેના કાર્યકારણભાવ તથા કર્મ અને વાસનાદિના નિયમ ઘટી શકે. આત્મા–વસ્તુ નિત્ય જ રહીને પોતાની અવસ્થાઓ પલટે તો જ બધા નિયમ જળવાય. મૂળ સોનું ઊભું રહે તો જ એના પર કડું કંઠી વગેરે ઘાટ આવે જાય. આને પરિ- ણામી નિત્ય કહેવાય. એ પરિણામી નિત્ય જ સત્ વસ્તુ છે, એકાન્તે પરિવર્તન શૂન્ય નિત્ય, અગર એકાન્તે ક્ષણિક એ સત્ નહિ.

**બાહ્ય વસ્તુ સત્ હોવાનાં કારણ** :–

**એમ, બાહ્ય પદાર્થમાત્ર અસત્ હોવાનો બૌદ્ધ મત પણ યુક્તિ–વિરુદ્ધ છે;** કેમકે જો બાહ્ય જેવું કાંઇ હોય જ નહિ, તો ( ૧ ) પહેલું તો 'જમીન, મકાન વગેરે બાહ્ય પદાર્થો છે અને જ્ઞાન, ઇચ્છા વગેરે આભ્યન્તર વસ્તુ છે' એવા પ્રત્યક્ષ અનુ- ભવનો જ અપલાપ થાય. વળી, ( ૨ ) માત્ર જ્ઞાન જ કાર્ય નથી કરતું, જ્ઞાનની વિષયભૂત વસ્તુ કાર્ય કરે છે. ઝેરનું જ્ઞાનમાત્ર નથી મારતું, પણ ખરે- ખર ઝેરવસ્તુ મારે છે. અગર જો કહો કે " મેં ઝેર ખાધું, એવો અનુભવ થાય તો મારે, " તો તો પછી કોઈને સ્વપ્નમાં એવો અનુભવ થતાં એનું મોત જ નીપજવું જોઇએ ! ! (૩) બીજું એ છે કે જો બાહ્ય વસ્તુ જ ન હોય તો વક્તા-શ્રોતા, ગુરુ– શિષ્ય, નાશક–નાશ્ય, કાર્ય–કારણ, વગેરે વિભાગ જ ન ઘટી શકે. (૪) તેમ એ પણ હકીકત છે કે બાહ્ય વસ્તુઓ જ ન હોય તો એકલા જ્ઞાનમાં વ્યવસ્થિત જુદા જુદા આકાર ન આવી શકે. ( ૫ ) વળી બાહ્ય મુખ, કાન વગેરે જેવી જો કોઇ ચીજ જ ન હોય, તો બોલવાનું, સાંભળવાનું વગેરે તેની તેની નિયત થયેલી ક્રિયાઓ, જો બાહ્ય હાથ, પગ વગેરે જેવી વસ્તુ જ ન હોય તો, એકલા જ્ઞાનમાં શી રીતે ઘટે ? શું જ્ઞાન પકડે ? જ્ઞાન ચાલે ? જ્ઞાન બનાવે ? (૬) મોક્ષમાર્ગના જ્ઞાન ઉપરાંત આચાર અનુષ્ઠાનોની ય જરૂર છે. એ જ સૂચવે છે કે જ્ઞાન ઉપરાંત બાહ્ય પદાર્થ પણ સત્ છે. અસત્ હોય તો બધું અસંગત થઈ જાય.

**ભાવના જુદી અને વસ્તુ જુદી**:–બીજું બૌદ્ધે કહ્યું કે ક્ષણિકત્વ માનીએ તો રાગ ઓછો થતો આવે. પરંતુ તે તો વસ્તુ સ્થિર હોવા છતાં અને એનો ક્યારેક સંયોગ તૂટે એ નક્કી છતાં, ક્યારે તૂટે એ નક્કી નહિ જાણતા હોવાથી એ ક્ષણિક હોવાની ભાવના કરી શકાય છે. એટલા ખાતર કાંઇ ખોટી વસ્તુ માનવાની જરૂર નથી. દા. ત. બ્રહ્મચર્ય પાળવા માટે પત્નીમાં બેનપણાની ભાવના કરી શકાય છે, પરંતુ તેથી કાંઇ એ બેન નહિ બની જાય. એમ બાહ્ય પદાર્થ આજ છે ને કાલે નથી માટે અસત્ જેવા છે, એમ ભાવના ભાવી શકાય, અને તેથી રાગ, મોહ ઓછા થઈ શકે છે. પણ તેથી કાંઇ એ ખરેખર અસત્ ઠરા- વવા જ જોઇએ એવું માનવાની જરૂર નથી.

**સર્વજ્ઞતા વિના સર્વ ક્ષણિક કેમ જણાય ?** :–

ખરી વાત એ છે કે બૌદ્ધ જે કહે છે કે 'ક્ષણિકતા રૂપી ઇષ્ટ તત્ત્વનું જ્ઞાન જરૂરી છે, સર્વજ્ઞતા જરૂરી

નથી', ત્યાં એને મોટો સવાલ તો એ છે કે સર્વને પ્રત્યક્ષ જોયા વિના સર્વ ક્ષણિક છે એવો પ્રામાણિક નિર્ણય પણ શી રીતે થઈ શકવાનો? એમ બાહ્ય 'બધું' અસત્ કહેવામાં પણ 'બધાને' પહેલું જાણવું પડશે. એટલે **સર્વજ્ઞાનની** જરૂર તો આગળ આવીને ઊભી રહે છે. એ હોય તો જ ઇષ્ટ તત્ત્વનું સાચું જ્ઞાન થાય. એ વિના સર્વને ક્ષણિક માનવા અને સત્‌નો અત્યન્ત નાશ માની લેવો, એ બૌદ્ધોની પહેલી ભ્રમણા છે, મિથ્યાત્વ નામનો મોટો દોષ છે. એ મૌલિક દોષ મોજૂદ છતાં ક્ષણિકતત્ત્વના જ્ઞાન દ્વારા રાગાદિની નિવૃત્તિ માનવી એ બીજી ભ્રમણા છે. મિથ્યાત્વ ઊભું રહીને રાગાદિ કદી નાશ પામી શકે નહિ; કેમકે પહેલાં તો ત્યાં મિથ્યાત્વને લીધે અતત્ત્વનો રાગ ને તત્ત્વનો દ્વેષ જ કોટે વળગ્યા રહેવાના. મિથ્યા જ્ઞાન પહેલું ટાળવું જોઈએ. એ સ્વયં સમ્યગ્જ્ઞાન ઊભું કરીને જો ન બને, તો બીજા જ્ઞાનીનું જ્ઞાન ઉછીનું લઈને બનાવવાનું. જ્ઞાન ઉછીનું લેવાય, ક્રિયા નહિ. ક્રિયા ભાડુતી ન ચાલે; ક્રિયા તો જાતે જ કરવી પડે. વકિલની સલાહ ઉછીની ચાલે, પરંતુ કોરટમાં જુબાની તો જાતે જ ભરવી પડે છે. બાકી જ્ઞાન બીજા જ્ઞાનીનું લઈ શકાય.

(લ૦-) सर्वज्ञस्वभावत्वं च सामान्येन सर्वावबोधसिद्धेः विशेषाणामपि ज्ञेयत्वेन ज्ञानगम्यत्वात्। न चैते साक्षात्कारमन्तरेण गम्यन्ते सामान्यरूपानतिक्रमात्।

**અર્થ:-સર્વજ્ઞસ્વભાવતા હોવાનું** કારણ એ છે કે **સામાન્યથી સર્વ (પદાર્થ)નો બોધ સિદ્ધ છે, (અને) વિશેષો પણ જ્ઞેય હોવાથી જ્ઞાનના વિષય છે. તેમજ પ્રત્યક્ષ જ્ઞાન વિના એ કાંઈ જણાતા નથી.** કેમકે **એ સામાન્ય ધર્મને છોડીને રહી શકતા નથી.**

**વિવેચનઃ-સર્વજ્ઞાનદર્શન સ્વભાવતાની સિદ્ધિ:-** પૂર્વે ભગવાનમાં અપ્રતિહત જ્ઞાન-દર્શનધરતાની સિદ્ધિ માટે 'સર્વજ્ઞ-સ્વભાવતા સહિત નિરાવરણત્વ' હેતુ આપ્યો. આ હેતુમાં સર્વજ્ઞ-સ્વભાવતા એ વિશેષણ છે, અને નિરાવરણત્વ એ વિશેષ્ય છે. અરિહંત ભગવાનમાં હેતુ સિદ્ધ હોય તો જ સાધ્ય 'અપ્રતિહતજ્ઞાનદર્શનધરતા' નિશ્ચિત થાય. માટે હવે અહીં હેતુની સિદ્ધિ અર્થે હેતુનો વિશેષણાંશ અને વિશેષ્યાંશ પ્રભુમાં હોવાનું સાબિત કરી બતાવવું જોઈએ. તો પહેલાં વિશેષણાંશ આ રીતે સિદ્ધ કરી બતાવવામાં આવે છે.

સર્વજ્ઞસ્વભાવતા હોવાનું કારણ એ છે કે (૧) જીવનો જ્ઞાન સ્વભાવ છે; તથા (૨) એ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, વગેરે વિશ્વના સમસ્ત સત્ પદાર્થોને મહાસામાન્યરૂપે અર્થાત્ સત્‌રૂપે જાણે છે. આમાં

(૧) જ્ઞાન એ સ્વભાવ એ રીતે કે જીવ જો ચેતન છે, તો એનામાં ચૈતન્ય શું ? જ્ઞાન જ કહેવું પડે. એ એનો સ્વભાવ છે. તેથીજ જડથી એ જુદો પડે છે.

**ન્યાયદર્શનાદિવાળા** કેટલાક કહે છે કે 'જીવમાં જ્ઞાન એ સહજ નહિ પણ આગન્તુક ગુણ છે; અર્થાત્ જેમ ઘડા પર રંગ લગાડો તો એ રંગિત થાય, રંગ ઉતરી જાય તો પછી એ રંગિત નહિ, આગન્તુક રંગ ગયો; એમ જીવને ઇન્દ્રિય-વિષયના સંપર્ક વગેરે નિમિત્ત મળવાથી એનામાં જ્ઞાન ઉત્પન્ન થાય, એ નિમિત્તો ચાલ્યા જાય તો પછી જ્ઞાન નહિ, આગન્તુક જ્ઞાન ગયું." આમ કહે છે.

**જીવમાં જ્ઞાનસ્વભાવની સિદ્ધિ:-**જૈનો કહે છે કે જ્ઞાન જીવનો જો સ્વભાવ નહિ પણ માત્ર નિમિત્તવશ ઉત્પન્ન થનારો ગુણ હોય, તો તો જીવમાં જ શા માટે, જડ ઇન્દ્રિયાદિમાં ય જ્ઞાન કેમ ન ઉત્પન્ન થાય ? નિઃસ્વભાવતા અર્થાત્ જ્ઞાનસ્વભાવથી શૂન્યતા તો બંનેમાં સમાન છે, અને સામગ્રી બંને ને મળે છે. છતાં જડમાં નહિ અને જીવમાં જ જ્ઞાન પ્રગટે છે! એટલે કહેવું પડે કે જીવમાં વિશિષ્ટ અલાયદી યોગ્યતા છે. એ યોગ્યતા એ જ જ્ઞાન-સ્વભાવ. જડ પત્થર, કાષ્ઠ આદિમાં એ નથી તો ત્યાં જ્ઞાન પ્રગટતું નથી. મૂર્તિ માટીના ઢેફામાં નહિ, પણ પાષાણમાં અપ્રગટપણે છે, તો જ ટાંકણા વગેરેથી ત્યાં એ પ્રગટ થાય છે, ઢેફામાં નહિ. એમ આત્મામાં જ્ઞાનસ્વભાવ છે તો ત્યાં જ્ઞાન પ્રગટે છે, પણ જડમાં નહિ. વળી જો એ સ્વભાવ ન હોય તો જ્યારે સામગ્રીના અભાવે જ્ઞાન ન થયું ત્યારે એનામાં ચૈતન્ય શું ? ત્યારે તો એ પત્થર જેવો જ જડ ગણાય ! જ્ઞાનસ્વભાવ માનો તો જ સદા સતત

એને ચેતન કહી શકો.

**જ્ઞાનમાં બધું જ કેમ જણાય ? :–** હવે પ્રશ્ન થાય કે જાણવાનો સ્વભાવ છે તો કેટલું જાણી શકે ? ઉત્તર એ છે કે જેમ ઇચ્છાના વિષયમાં મર્યાદા નથી, તેમ જ્ઞાનના વિષયમાં મર્યાદા ન બંધાય કે ૧૦૦ દ્રવ્ય જેટલું, યા ૫૦ વર્ષનું કે ૫ માઈલ જેટલું જાણી શકે; કેમકે એટલી જ મર્યાદા હોવાનો નિયામક કોણ કે ૮૦ કે ૧૨૦ નહિ ને ૧૦૦ જ દ્રવ્ય જાણે ? ધ્યાનમાં રહે કે જ્ઞાનને જ્યારે સ્વભાવ કહીએ છીએ ત્યારે ચક્ષુ વગેરે સામગ્રી જેટલું કરી આપે એટલું જ્ઞાન થવાની વાત નથી; પણ સ્વભાવ એટલે તો સહેજે સ્ફુરનારૂં. દા. ત. આરિસાનો સ્વભાવ પ્રતિબિંબ ઝીલવાનો, એટલે જેટલું સામે આવે એટલું ઝીલે. એમ જીવનો સ્વભાવ જાણવાનો, એટલે જેટલું જ્ઞેય હોય તેટલું જાણે; પછી ચાહ્ય તે અનંત દ્રવ્ય હોય, અસંખ્ય માઈલો દૂર હોય, કે અનંતાકાળના અંતરે હોય, પણ જ્ઞેય છે તો જાણેજ. હા, જ્ઞાનના સ્વભાવ પર આવરણ ચઢી ગયા હોય ત્યાંસુધી ચક્ષુ વગેરે નિમિત્તથી જેટલું આવરણ દૂર થાય એના પ્રમાણમાં જ જાણે; પરંતુ બાહ્ય–આભ્યન્તર તપ દ્વારા સર્વ આવરણ દૂર થઈ ગયા પછી તો ત્રણેય કાળના જ્ઞેયમાત્રને જાણે. નાના આત્મામાં આટલું મોટું જ્ઞાન ? હા; નાના આત્મામાં ઇચ્છા કેટલી મોટી રહી શકે છે ?

**સર્વજ્ઞાન સામાન્યરૂપે:–**(૨) જ્ઞાન જ્યારે જીવનો સ્વભાવ થયો ત્યારે કમમાં કમ 'વસ્તુ છે, સત્ છે' એટલો ભાસ તો થવાનો જ. અસત્‌નો બોધ ન થાય. આ 'સત્'ની અંતર્ગત સમસ્ત વિશ્વના પદાર્થ આવે છે. ધર્માસ્તિકાય દ્રવ્ય પણ સત્ છે, ને અધર્માસ્તિકાય, આકાશ, પુદ્ગલ વગેરે ય સત્ છે. ને સત્‌નું ભાન થયું એટલે સંગ્રહનયની દૃષ્ટિએ સંગૃહીતરૂપે આ બધાને જાણ્યા; પણ વિશેષરૂપે નહિ કિન્તુ સામાન્ય સત્ રૂપે. જગતના સમસ્ત પદાર્થ સત્ તરીકે સમાન છે. તો જેવી રીતે ઘડા તરીકે બધા ઘટ–ઘડા સરખા હોવાથી ઘટત્વરૂપે એક ઘડો જાણ્યો એટલે બધા જાણ્યા કહેવાય, માત્ર ઘટના સામાન્યરૂપે, પણ દરેકની વૈયક્તિક વિશેષતારૂપે નહિ, તેવી રીતે સત્ તરીકે બધા ય પદાર્થ જાણ્યા. આનું નામ સર્વજ્ઞાનસ્વભાવની યોગ્યતા. હવે જ્યારે સર્વ આવરણ હટ્યે દરેકના સર્વ વિશેષો પણ જાણશે ત્યારે સર્વજ્ઞાન–સ્વભાવ પ્રગટ થશે. પરંતુ તે મૂળમાં સત રૂપે પણ સર્વને જાણવાનો સ્વભાવ હોય તો જ બને. જો એવો સ્વભાવ જ નહિ, તો પછી સામગ્રી ગમે તેટલી ભેગી થાય છતાં જેમ જડમાં તેમ આત્મામાં સામાન્ય કે વિશેષરૂપે પણ સર્વજ્ઞાન ક્યાંથી થાય ?

પ્ર૦–પ્રભુને ય સત્તા–સામાન્યરૂપે સકલનો બોધ હો, પરંતુ દરેકે દરેકના વિશેષધર્મોનો બોધ શી રીતે થવાનો હતો ? અને તે નહિ તો એમનામાં સર્વ જ્ઞાનવત્તા શી રીતે ?

**સર્વ વિશેષ જ્ઞેય છે, માટે જણાય જ :–**

ઉ૦–વસ્તુ થોડી જ માત્ર સદ્રૂપ છે ! વિશેષરૂપે પણ છે, ને વિશેષ ધર્મો પણ જ્ઞેય છે. તો જેમ સામાન્ય ધર્મ 'સત્તા', એ જ્ઞેય હોવાથી જ્ઞાનનો વિષય બને છે, એવી રીતે વિશેષ ધર્મ પણ જ્ઞેય હોઈને જ્ઞાનનો વિષય બને એમાં નવાઈ નથી. જ્ઞેય એટલે જ્ઞાનથી જાણી શકાય એવા, જ્ઞાનગમ્ય; માત્ર જ્ઞાનની આડે આવરણ ન જોઈએ. આરિસાની આડેથી પડદો ઉઠાવી લીધો એટલે સામેથી પ્રતિબિંબ પડવા યોગ્ય વસ્તુનું એમાં પ્રતિબિંબ પડવાનું જ. એમ જ્ઞેય એવા વિશેષોનું જ્ઞાન થાય જ. માત્ર, સાક્ષાત્કાર અર્થાત્ પ્રત્યક્ષદર્શન વિના વિશેષની ખબર ન પડે. ધૂમાડો જોઈ અગ્નિનું અનુમાન થાય; પરંતુ ત્યાં તે સામાન્યરૂપે જણાય કે અહીં અગ્નિ છે. બાકી એની જ્વાળા કેવા રંગની છે, લાલ કે પીળી ? કેટલી ઊંચી છે ? કેટલા પ્રમાણમાં અગ્નિ છે ? ઇત્યાદિ વિશેષ ધર્મ તો પ્રત્યક્ષ જોઈએ ત્યારે જ જણાય.

પ્ર૦–પ્રત્યક્ષ ન જોયા છતાં કોઈ કહે તો ખબર પડે ને ? તો પ્રત્યક્ષથી જ જણાય એવો નિયમ ક્યાં રહ્યો ?

ઉ૦–કોઈના કહેવાથી કેટલા વિશેષ જણાય ? સમસ્ત નહિ. કહેવાનું પરિમિત જ બની શકે.

જ્યારે એકેક વસ્તુમાં વિશેષો અનંતા છે, તે બધાય તો પ્રત્યક્ષ દર્શનથી જ જાણી શકાય.

**દર્શનમાં વિશેષ કેમ જણાય ?—**

પ્ર૦-દર્શન તો સામાન્યને વિષય કહે છે,- 'सामान्योपयोगो दर्शनम्, विशेषोपयोगो ज्ञानम्'- તો પછી દર્શનથી વિશેષ જણાવાનું કેમ કહો છો ?

ઉ૦-દર્શનમાં સામાન્યનું સ્ફુરણ છે એ વાત સાચી, પરંતુ વિશેષરૂપ એ સામાન્ય રૂપને સંકળાઈને જ રહે છે; એટલે એ પેટામાં જ્ઞાતજ છે. વિશેષ એ સામાન્ય રૂપથી વણાયેલ છે. ઝાડ છે તો જ આંબો કે બાવળ આદિ છે. સામાન્યરૂપ હોય તો જ એ સત્ બને છે. જો એ સામાન્ય સ્વરૂપથી તદ્દન અળગા પડી જાય તો તો એ અસત્ બની જાય. ખરવિષાણ (ગધેડાનું શિંગડું) એ કોઇ વસ્તુસામાન્ય જ નથી, અસત્ છે, તો પછી એની લંબાઈ, એનો વર્ણ, વગેરે કોઇજ વિશેષ સ્વરૂપ નથી. એ અસત્ છે. આ સૂચવે છે કે વિશેષો એ સામાન્યને પકડીને જ રહે છે. માટે સામાન્યનું દર્શન થતાં એ ગૌણપણે સામાન્યોપયોગમાં જણાઇ જ જાય છે. સંગ્રહ નય સામાન્યને જ માનનારો છે, એટલે એની અપેક્ષાએ વિશેષો સામાન્યથી જુદા ન હોઇ, સામાન્ય જણાતાં એ જણાઈજ જાય છે.

**છદ્મસ્થ જીવ સર્વજ્ઞઃ ?-**

પ્ર૦-તો તો શું છદ્મસ્થ અસર્વજ્ઞ જીવ પણ સામાન્ય સત્રૂપે સર્વને જાણતો હોઈ એ સામાન્ય સાથે સંકળાયેલા સઘળા ય વિશેષોને જાણનારો બનવાથી સર્વજ્ઞ કહેવાય ?

ઉ૦-હા, સંગ્રહ-નયના હિસાબે સર્વજ્ઞ કહી શકાય. ફરક એટલો છે કે એ સર્વજ્ઞતા માત્ર એક સંગ્રહનયની અપેક્ષાએ હોઈ વ્યાવહારિક નથી. ત્યારે જેમણે સર્વ જ્ઞાનાવરણાદિ ઘાતી કર્મોનો નાશ કર્યો છે, એ વ્યવહારાદિનયથી પણ સર્વજ્ઞ છે, કેમકે વ્યવહાર નય વિશેષવાદી હોઈ દરેકે દરેક વિશેષ અલગ સ્પષ્ટ જણાય તો જ સર્વજ્ઞતા કહે છે, અને તે ઘાતીક્ષય કરનારને જ હોઇ શકે છે. એમ સર્વ નયોની અપેક્ષાએ સર્વજ્ઞતા આમનામાં ઘટતી હોવાથી, આ નિરુપચરિત મુખ્યાર્થમાં સર્વજ્ઞતા છે, ઔપચારિક નહિ. દા. ત. જ્ઞાનનયથી જ્ઞાન એ મોક્ષમાર્ગ છે, તેમ ક્રિયાનયથી ક્રિયા એ મોક્ષમાર્ગ છે; કિન્તુ જ્ઞાન એકલું કે ક્રિયા એકલી હોય તો એ ઔપચારિક મોક્ષમાર્ગ છે. અનૌપચારિક યાને મુખ્યપણે મોક્ષમાર્ગ તો બંને સાથે હોય તો જ બની શકે; કેમકે બંનેના મળવાથી જ મોક્ષ થાય છે. એટલે સર્વ નય અર્થાત્ જ્ઞાન-ક્રિયા ઉભય-નયથી મુખ્ય મોક્ષમાર્ગ તો જ્ઞાન અને ક્રિયા સાથેમાં જ કહેવાય. અહીં ખરેખર સર્વજ્ઞતા સર્વનયસંમત વીતરાગ સર્વજ્ઞમાં જ કહી શકાય.

વિશેષો પણ જ્ઞાનગમ્ય હોવાથી આ રીતે સર્વજ્ઞાનસ્વભાવતા સિદ્ધ થાય છે. સર્વદર્શન-સ્વભાવતા તો માત્ર સામાન્યરૂપે જાણવારૂપ છે, ને મહાસામાન્ય સત્તા રૂપે બધું જણાતું જ હોવાથી એ સિદ્ધ છે, તેથી એની સિદ્ધિ કરવાનો વિશેષ પ્રયત્ન રહેતો નથી.

(લ૦-) निरावरणत्वं चावरणक्षयात्; क्षयश्च प्रतिपक्षसेवनया तत्तानवोपलब्धेः ।

**અર્થ:-નિરાવરણતા વળી આવરણના ક્ષયથી સિદ્ધ છે, અને ક્ષય એ પ્રતિપક્ષના સેવનથી આવરણનો ઘસારો જણાતો હોવાથી સિદ્ધ થાય છે.**

**વિવેચન:- નિરાવરણતાની સિદ્ધિ:**-અપ્રતિહત જ્ઞાન-દર્શન સિદ્ધ કરવામાં 'સર્વજ્ઞાનદર્શનસ્વભાવતા-સહિત નિરાવરણતા' હેતુ કહ્યો હતો, તે હેતુનો વિશેષણાંશ સિદ્ધ કર્યા પછી હવે વિશેષ્યાંશ 'નિરાવરણતા' પ્રભુમાં હોવાનું આ રીતે સિદ્ધ થાય છે:- ભગવાનમાં સમસ્ત જ્ઞાનાવરણ આદિ આવરણોનો ક્ષય થઈ ગયો હોવાથી નિરાવરણતા છે, તદ્દન આવરણ-શૂન્યતા છે.

**એકમેક કર્મ નાશ કેમ થશે ? :-**

પ્ર૦-કર્મ-આવરણ તો જીવની સાથે એકમેક થયેલાં છે, એનો વળી ક્ષય જ કેવી રીતે થાય ?

ઉ૦-જીવ સાથે એકાકાર બનેલ આવરણ કાંઈ જીવની માફક નિત્ય તો નથી જ: કેમકે એનો ભોગવટો થઈ નાશ થાય છે. જો નાશ જ ન થતો હોય તો ભોગવટો શો ? માણસ બેંકમાં મૂકેલી રકમમાંથી ઉપાડી ભોગવે છે એટલે એટલી નાશ

પામે જ છે. એમ આવરણ ભોગવાતાં ક્ષીણ થાય છે. વળી એ આત્મા સાથે અનાદિના ઊભાં હતાં એવું પણ નથી, કેમકે તો તો અનાદિથી કેટલો Stock સમૂહ માનવો? એવું નથી પરંતુ તે તે આવરણ કારણોથી ઊભા થયેલાં છે. કારણો બે પ્રકારનાં,–સામાન્ય અને વિશેષ. કર્મઆવરણનાં સામાન્ય કારણો મિથ્યાત્વ, અવિરતિ વગેરે; અને વિશેષરૂપે જ્ઞાનાવરણનાં કારણ જ્ઞાન–જ્ઞાનીનો વિરોધ, શત્રુતા, આશાતના વગેરે; એમ અંતરાયાદિ દરેકના જુદાં જુદાં વિશેષ કારણો છે. હવે એ કારણોના પ્રતિપક્ષી એટલે કે તદ્દન વિપરીત કારણો, દા. ત. મિથ્યાત્વનું પ્રતિપક્ષ સમ્યગ્દર્શન, અવરિતિનું વિરતિ, એમ જ્ઞાન–જ્ઞાનીની શત્રુતાનું પ્રતિપક્ષી કારણ એમનું બહુમાન વગેરે, એ જો સેવાય, વારંવાર અભ્યાસ થાય, તો સહજ છે કે આવરણ–કર્મનો હ્રાસ થતો આવે.

**કારણ–વિરુદ્ધનાં સેવને કાર્યનાશઃ**–નિયમ છે,– **જે કાર્યનાં કારણોથી જે વિરુદ્ધ હોય, તે કાર્યનો ક્ષય તે વિરુદ્ધના સેવનથી થાય જ.** દા.ત. રોમાંચ ખડા, કંપ, કમકમી, વગેરેનું કારણ ઠંડી છે, તો ઠંડીના પ્રતિપક્ષી અગ્નિનું આસેવન થવાથી ઠંડી તો મટે, પણ તત્કાર્ય રોમાંચ, કમકમી વગેરે વિકારેય મટી જાય છે. એમ પ્રસ્તુતમાં આવરણ–કર્મબંધનાં કારણ મિથ્યાત્વાદિ છે. તેનાથી વિરુદ્ધ છે સમ્યગ્દર્શનાદિ ગુણસમૂહ. તેનાં આસેવને તે આવરણ નાશ પામી જાય એ યુક્તિયુક્ત છે. આને કારણવિરુદ્ધોપલબ્ધિ કહે છે. કારણના વિરોધીની ઉપલબ્ધિ (જ્ઞાન) થાય ત્યાં નક્કી થાય કે તે કારણનું કાર્ય ન જ રહે. ઉંદરવિરોધી બિલાડી ફરતી દેખાઈ ત્યાં સમજાય કે ઉંદરોનું વાસણ ખખડાવવાદિનું કાર્ય નહિ હોય. વસ્તુનું અનુમાન કરવું હોય ત્યાં વિવિધ હેતુ કામ કરે છે. ધૂમાડો જોઈ અગ્નિનું અનુમાન થાય છે ત્યાં કાર્યોપલબ્ધિ હેતુ છે, કેમકે ધૂમાડો અગ્નિનું કાર્ય છે. એમ પ્રસ્તુતમાં અગ્નિ જોઈ અનુમાન થાય કે હવે રોમાંચ–વિકસ્વરતા, ને કમકમી નહિ હોય. તો અહીં અગ્નિ દેખાયો એ કારણવિરુદ્ધની ઉપલબ્ધિ હેતુ બની,– કમકમીનું કારણ ઠંડી એનાથી વિરુદ્ધ અગ્નિ, એનું દર્શન થયું. બસ એજ રીતે નક્કી થાય છે કે મિથ્યાત્વાદિથી વિરુદ્ધ સમ્યક્ત્વાદિ સેવો, જ્ઞાનવિરોધિતાદિથી વિરુદ્ધ જ્ઞાન–જ્ઞાનીનો વિનય–બહુમાન સેવતા રહો, તો અંશે અંશે કર્મોનો હ્રાસ થતો આવે.

**અતીન્દ્રિય કર્મમાં હ્રાસ કેમ જણાય?**

પ્ર૦–આવરણ–કર્મ તો અતીન્દ્રિય છે, આંખેથી દેખાય નહિ. એટલો એનો ક્ષય પણ થયો કે ન થયો અગર અમુક પ્રમાણમાં થયો, ઇત્યાદિ આપણને દેખાય નહિ પછી સમ્યગ્દર્શનાદિના સેવન સાથે એની વ્યાપ્તિ, અર્થાત્ સમ્યક્ત્વાદિ હોય ત્યાં આવરણક્ષય હોય જ એવો નિયમ કેમ સિદ્ધ થાય?

ઉ૦–પ્રતિપક્ષીના સેવનથી આવરણની ઓછાશ થતી દેખાય છે, કેમકે અનુભવ ને અનુમાન, તથા બીજાના અનુભવનું શ્રવણ, વગેરેથી સિદ્ધ છે કે જ્ઞાનાદિની વૃદ્ધિ થતી આવે છે. એ આવરણના ઓછાં થતાં આવ્યા વિના બની શકે નહિ. આવરણ એટલાં ને એટલાં ઊભાં હોય તો જ્ઞાન એટલું જ આવરાયેલું રહે, અપ્રગટ રહે, પણ વધુને વધુ પ્રગટ ક્યાંથી થાય? જો થાય છે તો માનવું જ પડે કે આવરણ ઓછાં થતાં આવે છે. અને તે પ્રતિપક્ષી જ્ઞાન–બહુમાનાદિ ઉપાસનાથી ઓછાં થતા દેખાય છે, તેથી ઉપરોક્ત નિયમ સિદ્ધ થાય છે.

**સમસ્ત કર્મનાશઃ દવા ને વંટોળઃ**-પ્ર૦–ઠીક છે, તો પ્રતિપક્ષનાં સેવનથી આવરણનો હ્રાસ થવાનો નિર્ણય થાઓ, પરંતુ સમસ્ત આવરણનો ક્ષય થતો હશે એ કેવી રીતે નિર્ણીત થાય?

ઉ૦–નિર્ણીત એ રીતે થાય કે જેનાથી જે અંશે અંશે ક્ષીણ થતા દેખાય છે, તે કારણ જો પરાકાષ્ઠાએ પહોંચી જાય તો તે ક્ષય પામનારૂં ને સર્વથા નષ્ટ થઈ જતું સંભવે છે. દા. ત. થોડો સમય ચિકિત્સા, ઔષધસેવન અને પથ્યપાલન કરતાં–કરતાં રોગ ઓછો થતો આવે છે, તો પૂરો સમય તે કરવાથી રોગનો સર્વથા નાશ પણ થાય છે. એમ થોડા પવનથી થોડાં વાદળ વિખરાય છે, અને જોરદાર વંટોળથી વાદળ તદ્દન સાફ થઈ જાય છે. બસ, આ રીતે પ્રતિપક્ષ સમ્યગ્દર્શન–

જ્ઞાન–ચારિત્ર ઉત્કૃષ્ટ પ્રમાણમાં સેવવાથી સર્વ આવરણ ક્ષય થઈ જાય એમાં કોઈ બાધ નથી. માટે 'સર્વ આવરણનો ક્ષય કેમ થાય ?' એ શંકા નકામી છે.

(લ૦–) तत्क्षये च सर्वज्ञानं, तत्स्वभावत्वेन । दृश्यते चावरणहानिसमुत्थो ज्ञानातिशयः । न चास्य कश्चिदविषय इति स्वार्थानतिलङ्घनमेव ।

**અર્થ:–અને આવરણ ક્ષય પામી જતાં સર્વજ્ઞાન પ્રગટે છે, કેમકે જ્ઞાન એ જીવનો સ્વભાવ છે, (અને ઉપરનાં આવરણ હટી ગયાં છે.) દેખાય છે કે આવરણના હ્રાસમાંથી જ્ઞાનવૃદ્ધિ ઉઠે છે. અને આ ઉત્કૃષ્ટ જ્ઞાનના વિષયમાંથી કોઇ બાદ નથી. એમ 'અપ્પડિહય-વરનાણદંસણ-ધરાણં' પદના અર્થની અસંગતિ નથી થતી.**

**વિવેચન:– ઉત્કૃષ્ટ જ્ઞાનમાં બધું ભાસે:**–હવે પ્રસ્તુત સિદ્ધ કરે છે. ત્યારે સર્વ આવરણ ક્ષય પામી જતાં સમસ્ત જ્ઞેય પદાર્થનો બોધ પ્રગટ થાય છે, કેમકે જીવનો એવો સ્વભાવ છે કે આવરણનો ક્ષય થતાં સર્વ જ્ઞાનનો અનુભવ થાય જ. પહેલાં કહ્યું જ છે કે જ્ઞાન આત્માનો સ્વભાવ છે, એટલે જેવી રીતે સોનાનો ચળકાટનો સ્વભાવ છે, તો એમાંથી બધો કચરો સાફ થઈ સોનું સો ટચનું ચોકખું થતાં એ સ્વભાવ પ્રગટી ઉઠે છે, એમ આત્મામાં જ્ઞાનસ્વભાવ પ્રગટી ઉઠે છે.

પ્ર૦-પરંતુ એમાં બધું કેવી રીતે ભાસે ?

ઉ૦-પોતાનો અનુભવ, અનુમાન, ઈત્યાદિથી દેખાય છે કે આવરણની જેમ જેમ હાનિ થાય તેમ તેમ વધુ જ્ઞાન પ્રગટે છે. દા. ત. આવરણમાં નિદ્રા પણ એક દર્શનાવરણ છે, ને એ દૂર થતાં જ્ઞાનનો ઝગારો પ્રગટ થતો દેખાય છે. નિદ્રા એ સર્વઘાતી કર્મપ્રકૃતિ છે, તેથી એ જ્ઞાન–દર્શનનો સર્વથા ઘાત કરે છે. મોટો પ્રોફેસર પણ હમણાં સુધી ગંભીર પદાર્થ વિચારતો હોય, પરંતુ ઝોકું આવ્યું કે એ બધું જ્ઞાન ગેપ ! ઊંઘમાં મૂર્ખ અને પ્રોફેસર વચ્ચે કોઈ ફરક નહિ, પરંતુ જાગ્યા પછી પાછો મૂર્ખ તે મૂર્ખ, અને પ્રોફેસર તે પ્રોફેસર ! પ્રોફેસરનું જ્ઞાન બધું તાજું. જ્ઞાન એ આત્મસ્વભાવ ન હોય તો નિદ્રાનું આવરણ દૂર થતાં પૂર્વવત્ બધું જ્ઞાન પાછું તાજું, એ કેમ બની શકે ?

ધર્મ પણ આત્માનો સ્વભાવ છે, એનાં આવરણ ઓછાં કર્યાથી એ પ્રગટ થાય છે. એટલે જ કોઈ ધર્માત્મા જો કદાચ કોઈ પાપલેશ્યામાં પડતાં દુર્ગતિનું આયુષ્ય બાંધી દુર્ગતિમાં ચાલ્યો જાય છે, તો પણ ત્યાંથી છૂટી મનુષ્યપણામાં આવતાં પાછો ધર્માત્મા બને છે, કેમકે પૂર્વે આવરણ ઓછાં કર્યાં છે. ત્યારે પાપી જીવ દુર્ગતિથી ક્યારેક મનુષ્ય બન્યો છતાં પાપી જ હોય છે. એ વળી નવેસરથી આવરણ હટાવે તો ધર્માત્મા બને. તો નિદ્રાની જેમ બીજાં પણ આવરણ ઓછાં થતાં જ્ઞાન વધુ પ્રગટ થાય એ વસ્તુ સિદ્ધ થઈ.

હવે જ્યારે સમસ્ત આવરણ નાશ પામી જાય, ત્યારે જ્ઞાન સર્વોત્કૃષ્ટ કોટિનું પ્રગટવાનું; એમાં કોઈ વિવાદ નથી. એટલે જેમ થોડો વધુ જ્ઞાન–પ્રકાશ વધતાં પૂર્વ કરતાં અધિક જ્ઞેય વિષયોનો ભાસ થયો હતો, એમ ઉત્કૃષ્ટ જ્ઞાન પ્રગટતાં સર્વ જ્ઞેય પદાર્થોનો બોધ થાય એ સહજ છે. હવે એમાંથી જાણવા યોગ્ય કોઈપણ પદાર્થ જાણ્યા વિનાનો ન રહે, ચાહ્ય તે અનંતા કાળ પૂર્વનો હોય કે પછીનો. આનું કારણ એ છે કે જગતમાં અતીત, વર્તમાન અને ભવિષ્યના સમસ્ત સત્ પદાર્થનો જ્ઞેય સ્વભાવ છે જ, અને જ્ઞેય એટલે જ્ઞાનનો વિષય બનવાને યોગ્ય; તો ઉત્કૃષ્ટ જ્ઞાનનો વિષય બને જ. કેવળજ્ઞાન એ સર્વથા ઉત્કૃષ્ટ જ્ઞાન છે, કેમકે તદ્દન આવરણ રહિત છે, માટે જ સર્વ વિષયોમાં અપ્રતિહત ગતિવાળું છે, એટલે સર્વને જાણે જ.

આ રીતે 'અપ્પડિહય-વરનાણદંસણ-ધરાણં' પદનો અર્થ અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાન–દર્શન ધરનારને, એ અર્થ જરાય ઉલ્લંઘાતો નથી, અસંગત નથી થતો. ભગવાનમાં એ બરાબર વાસ્તવિક હોવાનું સિદ્ધ થાય છે. ભગવાન જો પ્રતિહત યાને અધુરાં જ્ઞાનદર્શનવાળા હોત, તો આ પદનો અર્થ એમનામાં ઘટત નહિ.

(લ૦–) इत्थं चैतद्, अन्यथा अविकलपरार्थ–सम्पादनासम्भवः, तदन्याशयानपरिच्छेदादिति सूक्ष्म-

धिया भावनीयम् । ज्ञानग्रहणं चादौ सर्वा लब्धयः साकारोपयोगोपयुक्तस्येति ज्ञापनार्थमिति अप्रतिहतवर-ज्ञानदर्शनधराः । २५ ॥

**અર્થ:**–અરિહંતસ્વરૂપ વસ્તુ આમ જ છે, (સર્વજ્ઞાનદર્શન ધર જ) છે, નહિતર અધુરાં જ્ઞાને એમનામાં પરિપૂર્ણ પરોપકાર કરવાનું ઘટતે નહિ; કેમકે પુરુષાર્થોપયોગી ઇષ્ટ તત્ત્વથી અન્ય આશયાદિ (અભિપ્રાય–દ્રવ્ય–ક્ષેત્ર...)નું જ્ઞાન હોત નહિ. આ સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવા જેવું છે. (વરજ્ઞાનદર્શન-ધરમાં) પહેલું જ્ઞાન લીધું તે સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગમાં રહેલાને પ્રગટે છે એ જણાવવા માટે છે. આ પ્રમાણે અપ્રતિહિત વર જ્ઞાનદર્શનને ધરનારા સિદ્ધ થયા. (પદ–૨૫મું પૂર્ણ.)

**(વિવેચન:– અધુરા જ્ઞાને પૂર્ણ પરોપકાર અશક્ય:–**

અરિહંતરૂપી વસ્તુ આ રીતે અપ્રતિહતવર જ્ઞાનદર્શન–ધર જ છે, એ વસ્તુસ્થિતિએ તો એવા બનેલા છે જ, પરંતુ એમના કાર્યનો વિચાર કરતાં પણ એ એવા જ હોવાનું સિદ્ધ થાય છે; કેમકે ભગવાન જો એવા ન હોય અને પ્રતિહત અર્થાત્ અધુરાં જ્ઞાન–દર્શનને ધરનારા હોય તો તો પરિપૂર્ણ પરોપકાર કરવાનું એમનાથી બનવું અસં-ભવિત છે, સંપૂર્ણ પરોપકારિતા એમનામાં ઘટી શકે જ નહિ.

**આશયાદિજ્ઞાન પરોપકારમાં જરૂરી: ચિકિત્સા–દૃષ્ટાન્ત:–** આનું કારણ એ છે, કે અધુરા જ્ઞાનમાં તો માત્ર મોક્ષપુરુષાર્થને ઉપયોગી ઇષ્ટ તત્ત્વનું જ્ઞાન થયું, પરંતુ એટલા માત્રથી બીજા જીવો પર પૂર્ણ પરોપકાર ન થઈ શકે. એવા પરોપકાર માટે તો એ જીવોના આશય–અભિપ્રાય, તથા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જાણવા જોઈએ. અધુરાં જ્ઞાનમાં એ કાંઈ જણાય નહિ, તેથી પૂર્ણ પરોપકાર ક્યાંથી થઈ શકે ?

પ્ર૦–સામાને ઇષ્ટ તત્ત્વનું જ્ઞાન આપી દે તો શું પરોપકાર ન થાય ? એના આશય વગેરે ન જાણે તો પણ પરોપકાર ક્યાં અટકે ?

ઉ૦–પરોપકાર કરવા માટે સામા જીવની પહેલી તો કક્ષા જાણવી જોઈએ; કેમકે જેવી જેવી એની કક્ષા હોય તેને તેને યોગ્ય આત્મહિત આપવામાં આવે તો તો એ એને ઝીલી જીવનમાં ઉતારી શકે; કક્ષાથી નીચું હોય તો વ્યર્થ જાય, અને ઊંચું હોય તો નુકશાન કરે. વૈદ પણ દરદીનું હિત તો જ કરી શકે છે કે જો એના રોગની પરિસ્થિતિને અનુકૂળ ઔષધ અને પથ્ય આપે છે. રોગે રોગે તો દવા જુદી જુદી હોય છે જ, પરંતુ એકજ રોગમાં પણ રોગની માત્રા, સુધારાનું પ્રમાણ, દરદીની ઉંમર–પ્રકૃતિ–ક્ષેત્ર વગેરેના ભેદે ચિકિત્સામાં ભેદ પડે છે. ચઢતો તાવ છે અને ૧૦૧ ડીગ્રી છે તો ચિકિત્સા અમુક; પણ ઉતરતો તાવ છે અને ૧૦૨ ડીગ્રી છે તોય ચિકિત્સા જુદી. બાળક દરદીની જુદી, અને પ્રૌઢની જુદી. ગરમ પ્રદેશમાં ભિન્ન અને ઠંડા પ્રદેશમાં ભિન્ન. તો અહીં પણ આત્માના ભવરોગની ચિકિત્સા કરવાની છે, એમાં મિથ્યાત્વ, રાગ, દ્વેષ, કષાયો, કેવા કેવા પદાર્થોની લાલસા, વગેરે અનેક મંદ–ઉગ્ર રોગો છે. એ દરેકમાં પાછા અનેક પ્રકાર છે. એ બધા હેય, ત્યાજ્ય રોગોનું જ્ઞાન જોઈએ. વળી એ વર્તતા હોય ત્યાં જીવોના કેવા કેવા આશય હોય છે એ જાણવું જોઈએ, જેથી એ પરથી રોગનું સ્વરૂપ, માત્રા, કક્ષા વગેરે ખ્યાલમાં આવે. ઉપરાંત તે તે જીવના તે તે રોગ કેવાં કેવાં દ્રવ્ય અર્થાત્ વસ્તુઓથી વધે છે, કેવી જાતના ક્ષેત્ર, કાળ અને હાર્દિક ભાવ તથા પદાર્થના ભાવ એના આત્મરોગને કેવી કેવી અનુકૂળ અસર કરી એને પોષે છે, આ બધું જાણવું જોઈએ.

**સકલ હેય જાણે તોજ સર્વ ઉપાદેય જાણી શકે.** આ જાણવું જરૂરી એટલા માટે છે કે આ બધાં હેય તત્ત્વ છે, ત્યાજ્ય તત્ત્વ છે, એને પૂરેપૂરા જાણ્યા વિના એના એના દરેકના જુદાજુદા પ્રતિપક્ષી ઉપાદેય તત્ત્વની શી ગમ પડે ? સમસ્ત હેય તત્ત્વોનું જ્ઞાન હોય તો જ ઉપાદેય સમસ્ત તત્ત્વોનું ભાન થઈ શકે; કેમકે હેય ને ઉપાદેય પરસ્પરની અપેક્ષાએ વર્તતાં હોય છે, દા. ત. ટૂંકાપણું અને લાંબાપણું અથવા પિતાપણું અને પુત્રપણું એક બીજાને સાપેક્ષ છે. એટલા માટે જે આત્મામાં જેવું અને જેટલું હેય તત્ત્વ વર્તે છે, તેવું અને તેટલું ઉપાદેય

તત્ત્વ ત્યાં નથી; તેથી ઉલ્ટું જેવું ને જેટલું ઉપાદેય તત્ત્વ વર્તે છે, ત્યાં તેવું ને તેટલું હેય તત્ત્વ રોકાય છે. દા. ત. અનંતાનુબન્ધી ઉગ્ર કષાયો તેવા પ્રતિસ્પર્ધી ઉપશમથી અટકે. એ માટે સમ્યગ્દર્શનનાં લક્ષણભૂત સંવેગ-વૈરાગ્યાદિ અને એને લાવનાર પોષનાર આચાર અનુષ્ઠાન જોઈએ. પણ એની જો કોઈ વાત ન કરાય અને પછીના અપ્રત્યાખ્યાનાદિ કષાયના ઉપશમરૂપ આદર્શ વિરતિ માર્ગનો ઉપદેશ અપાય, અગર એથી આગળ સંજ્વલન કષાયના ઉપશમરૂપ વીતરાગદશા જ સીધી ઉપદેશાય, તો પેલા જીવને લાભ તો બાજુએ રહે, પણ મૂળ રોગ મ્હાલતો રહી ઉપરની દવાના ચાળા કરવામાં નુકસાન થાય. એમ જીવ હજી પોતાના રંગરાગ-ભોગ વગેરે છોડી શકતો નથી, એને એ કેમ ધીરે ધીરે ઓછા થઈ શકે એવો માર્ગ બતાવવાને બદલે માત્ર ઇષ્ટ તત્ત્વ ક્ષણિકત્વની ભાવનાનો જ ઉપદેશ અપાય, તો પરિણામ એ આવશે કે કોરી ભાવના જ કરતો રહેશે અને વસ્તુસ્થિતિમાં નિઃસંકોચ રંગ-રાગાદિથી આંતરિક મોહ દૃઢ રાખ્યા કરશે.

તાત્પર્ય, જીવોના કેવા કેવા આશય વર્તે છે, કેટલી હદમાં છે, પ્રતિપક્ષી કેવા ઉપાયથી એ શુદ્ધ થાય, એને ક્રમસર કેવાં કેવાં પ્રશસ્ત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનાં આલંબન અપાય તો એની ક્રમિક ઉન્નતિ થતી આવે, એમાં ય ઉત્સર્ગ માર્ગે શું કરવાનું અને એ ઉત્સર્ગની રક્ષાર્થે અવસરે જરૂરી અપવાદ માર્ગ કયા,-વગેરે જાણવું જોઈએ. પરનો સંપૂર્ણ ઉપકાર સંપૂર્ણ ઉપાદેવ તત્ત્વની આરાધનાથી થાય, અને એ સંપૂર્ણ હેયના ત્યાગથી થાય. તો એ કરાવવા ઉપકારીએ એ બધું જાણવું પડે. માટે જ સર્વના જ્ઞાનદર્શનની જરૂર છે. આ બધું સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવા યોગ્ય છે.

**અહીં 'વરજ્ઞાન-દર્શન'માં પહેલું જ્ઞાન** મૂકવાનું કારણ એ છે કે બધી લબ્ધિઓ દા. ત; અવધિજ્ઞાનની લબ્ધિ, મનઃપર્યાયજ્ઞાનની લબ્ધિ, વગેરે ઉત્પન્ન થાય તે વખતે જીવ સાકાર ઉપયોગમાં જ વર્તતો હોય. સાકાર ઉપયોગ એટલે વિશેષરૂપે બોધ અર્થાત્ જ્ઞાન. દર્શનને નિરાકાર ઉપયોગ કહેવાય; નિરાકાર એટલે સામાન્યરૂપે બોધ. તો કેવળજ્ઞાનની લબ્ધિ પણ પહેલાં જ્ઞાનથી શરૂ થાય, તેથી અહીં જ્ઞાન પહેલું મૂક્યું, પછી દર્શન.

આ રીતે 'અપ્પડિહય વરનાણ૦' પદની વ્યાખ્યા થઈ.

## ૨૬. વિયટ્ટછઉમાણં

(લ૦-) एतेप्याजीविकनयमतानुसारिभिर्गोशालशिष्यैस्तत्त्वतः खल्वव्यावृत्तच्छद्मान एवेष्यन्ते 'तीर्थनिकारदर्शनादागच्छन्ती'तिवचनात्। एतन्निवृत्त्यर्थमाह 'वियट्टछउमाणं' व्यावृत्तछद्मभ्यः। छादयतीति छद्म घातिकर्म्माभिधीयते ज्ञानावरणादि, तद्बन्धयोग्यतालक्षणश्च भवाधिकार इति; असत्यस्मिन्कर्म्मयोगाभावात्। अत एवाहुरपरे 'असहजाऽविद्ये'ति। व्यावृत्तं छद्म येषां ते तथाविधा इति विग्रहः।

**અર્થ:-એ પણ પરમાત્મા આજીવિક મતના અભિપ્રાયને અનુસરનારા ગોશાલ (ગોશાલક)ના શિષ્યો વડે પરમાર્થથી છદ્મ (ઘાતી કર્મ)ની નિવૃત્તિ વિનાના માનવામાં આવે છે, કેમકે (એમના શાસ્ત્રનું) વચન છે કે 'શાસનનો ઉચ્છેદ જોઈને આવે છે;' આ માન્યતાના ખંડન માટે કહે છે 'વિયટ્ટછઉમાણં' અર્થાત્ વ્યાવૃત્ત-છદ્મવાળાને. છાદે (ઢાંકે) છે માટે છદ્મ, અર્થાત્ ઘાતીકર્મ, જ્ઞાનાવરણાદિ કર્મ અને કર્મબંધની યોગ્યતા સ્વરૂપ ભવાધિકાર કહેવાય છે; કેમકે એ ન હોય તો કર્મસંબંધ થતો નથી. એટલા જ માટે બીજાઓ કહે છે કે 'અવિદ્યા સહજ સ્વભાવભૂત નથી.' જેમનું છદ્મ વ્યાવૃત્ત (નિવૃત્ત) છે તે વ્યાવૃત્તછદ્મ, એમ સમાસ છૂટો પાડવાનો.**

**વિવેચન :-અવતારવાદી આજીવિક મત :**

હવે 'વિયટ્ટછઉમાણં' પદની વ્યાખ્યા. આ પદ આજીવિક મતના ખંડન માટે છે; કેમકે આજીવિક મતના અનુયાયી ગોશાળાના શિષ્યો એમ માને છે કે "અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાનદર્શનને ધરનારા પણ પરમાત્મા, ખરેખર જોતાં તો, અવ્યાવૃત્તછદ્મ જ છે; અર્થાત્ એમનાં છદ્મ એટલે કે ઘાતીકર્મ સમૂળગા નાશ નથી પામ્યા હોતા, બીજરૂપે એ હયાત હોય છે." આમ માનવાનું કારણ એ છે કે 'એમના શાસ-

નનો હ્રાસ-ઉચ્છેદ થતા દેખાય ત્યારે તે અહીં પુનઃ શાસનના ઉદ્ધાર અર્થે આવે છે,' અર્થાત્ અવતાર લે છે,-એવું શાસ્ત્રવચન છે. જો છદ્મ યાને કર્મ સમૂલ નાશ પામી ગયા હોય તો અવતાર જન્મ શી રીતે લઇ શકે? માટે માનવું જોઇએ કે સર્વજ્ઞ ભલે બને પણ સૂક્ષ્મ કર્મ, સૂક્ષ્મ રાગ હયાત છે. અનાદિના હોવાથી એનો સર્વથા ઉચ્છેદ કેમ થઈ શકે? મર્યાદિત હ્રાસ થાય એ સંભવિત છે. કૂદકો મારવાનો અભ્યાસ કરતાં કરતાં પણ મર્યાદિત જ કૂદકો મારી શકાય છે."

**સૂત્રનો અર્થ : અવતારવાદ-ખંડન :**—ગોશાલકમતના ખંડન માટે કહ્યું કે 'વિયટ્ટછઉમાણં' વ્યાવૃત્તછદ્મને (નમસ્કાર હો.) છદ્મ એટલે જે છાદન, આચ્છાદન કરે, ઢાંકે તે ઘાતીકર્મ જ્ઞાનાવરણ વગેરે, અને તેના બંધની યોગ્યતારૂપી ભવાધિકાર, સંસારનું અધિકારીપણું. આ છદ્મ જેમના વ્યાવૃત્ત, નિવૃત્ત થઈ ગયેલા છે, નાશ પામી ચૂકયા છે તે વ્યાવૃત્તછદ્મ પરમાત્મા. 'વ્યાવૃત્તછદ્મ' એ સામાસિક શબ્દ હોઈ એનો આ રીતે વિગ્રહ થાય અર્થાત ઘટક પદોને આમ છૂટા પાડવાના.

**અહીં છદ્મ એટલે ભવાધિકાર** કહેવાનું કારણ એ છે કે આત્મા પરભવનો અધિકારી ન હોય, આત્મા ભવનો અધિકારી ન હોય, તો એને કર્મનો સંબંધ ન થઈ શકે. એટલે છદ્મનો મુખ્ય અર્થ તો ઘાતી કર્મ; પરંતુ એના કારણભૂત ભવાધિકારને પણ, કારણમાં કાર્યનો ઉપચાર-ઔપચારિક વ્યવહાર કરીને, છદ્મ કહી શકાય. મોક્ષમાં ભવાધિકાર એટલે કે કર્મબંધની યોગ્યતા જ નથી તેથી ત્યાં કર્મબંધ થતો નથી.

**મોક્ષમાં કર્મબંધ-યોગ્યતા કેમ નહિઃ-**

પ્ર૦-મોક્ષમાં એ યોગ્યતા હો, બંધના સહકારી કારણો કષાય-યોગ વગેરે ન મળવાથી ત્યાં કર્મ નથી બંધાતા,-એમ માનવામાં શો વાંધો? ઉલ્ટું એમ માનવાથી અનાદિની ચાલી આવતી કર્મબંધયોગ્યતાનો નાશ માનવાની આપત્તિ નહિ આવે! અનાદિનો નાશ ન થાય.

ઉ૦-મોક્ષમાં કર્મબંધની યોગ્યતા માનવામાં વાંધો એ છે કે ત્યાં તો આત્માનું તદ્દન શુદ્ધ સ્વરૂપ છે, અને એ શુદ્ધ સ્વરૂપમાં અનંત જ્ઞાન, દર્શન વગેરે આવે, પણ આવી કર્મબંધયોગ્યતારૂપી એક મલિન અવસ્થા શી રીતે અંતર્ગત થઈ શકે? કર્મબંધની યોગ્યતા વસ્તુ શું છે? કષાય-યોગની પ્રવૃત્તિ જ ને? આત્મામાં શુદ્ધ આત્માપણું કે ચૈતન્ય એ કાંઈ યોગ્યતા નથી કે જેથી મોક્ષમાં યોગ્યતા કહેવાય. દા. ત. દૂધમાં માત્ર દૂધપણું એ ઘીની યોગ્યતા નથી, કેમકે સપરેટ (મલાઈ કાઢી લીધેલું) દૂધ ઘીને અયોગ્ય ગણાય છે. એવી રીતે કષાય-યોગ તદ્દન નિવૃત્ત થઈ ગયા પછી આત્મા કર્મબંધને માટે અયોગ્ય છે, યોગ્યતા નાશ પામી ગઈ.

**પ્ર૦-અનાદિનો નાશ થાય?**

ઉ૦-સ્યાદ્વાદ છે, થાયે ખરો, અને ન પણ થાય. અનાદિ દ્રવ્યોનો નાશ નથી થતો. ત્યારે અનાદિ છતાં નાશ થવાના દાખલા તરીકે કોઈ કુળમાં પરાપૂર્વનો પિતા, એનો દીકરો, એનો દીકરો, એનો દીકરો....એમ પરંપરા ચાલી આવે છે, અને તે અનાદિથી ચાલી આવે છે ને? છતાં છેલ્લો દીકરો જો યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળે તો એ અનાદિની પરંપરાનો અંત થાય છે. એમ આજસુધીનો કાળ લઇએ તો એ અનાદિથી ચાલ્યો આવે છે, છતાં આજ પૂરી થતાં એનો અંત થશે. પુદ્ગલમાં પૂરણ (બીજા પુદ્ગલ અણુ જોડાવા), અને ગલન (માંહીથી અણુ છૂટા પડવા), તે અનાદિથી ચાલે છે અને અનંત કાળ ચાલશે. પરંતુ ભવ્ય આત્મામાં સંસારભ્રમણ અનાદિથી છતાં એનો અંત આવે છે, કર્મની અશુદ્ધિ અનાદિથી છતાં એનો અંત આવે છે, ભવ્યત્વ અર્થાત્ મોક્ષગમનની યોગ્યતા અનાદિની છતાં મોક્ષ થયા પછી એનો અંત આવે છે, કેમકે તે વખતે તો 'મુક્ત છે' એવો વ્યવહાર થાય, 'મુક્ત થવાને યોગ્ય છે' એવો વ્યવહાર નહિ. માટી એ ઘડો બનવાને યોગ્ય કહેવાય, પણ ઘડો બની ગયા પછી ઘડો બનવાને યોગ્ય ન કહેવાય, બસ, આ રીતે કર્મબંધની યોગ્યતા પૂર્વ પૂર્વ કષાય-યોગ અનાદિથી હોવા છતાં મોક્ષ થતાં એનો અંત આવે

છે. એને અનાદિ સાન્ત કહેવાય. એવા તો કેટલાય ભાવો છે. કર્મબંધની યોગ્યતા એ ભવનો અધિકાર છે, અને ભવ એ તો આત્માનો રોગ છે; સંપૂર્ણ મોક્ષ–આરોગ્ય મળ્યા પછી રોગની યોગ્યતા શાની રહે ?

**ઇતર મતે પણ અવિદ્યા અસહજ:**–પૂર્વે કહ્યું તેમ જીવના સહજ શુદ્ધસ્વભાવમાં જેમ અનંત જ્ઞાન, અનંત દર્શન, વગેરે છે, તેમ કર્મબંધની યોગ્યતા નથી. આ વાત બીજા દર્શનવાળા પણ આ રીતે કહે છે કે 'અવિદ્યા સહજ નથી; જીવના સ્વભાવભૂત નથી. અવિદ્યાને ભવનો અધિકાર કહેવાય છે, અને તે આત્મસ્વભાવભૂત નહિ હોવાથી એનો અંત આવે છે. મોક્ષમાં અવિદ્યા, ભવાધિકાર હોતો નથી. અસહજ હોવા છતાં સાંસારિક ભાવોના પૂર્વ પૂર્વ કારણ વિચારતાં, સંસાર અનાદિ, એમ અવિદ્યા અનાદિની માનવી પડે છે, પરંતુ તે પ્રવાહથી અનાદિની, પણ નહિ કે આત્માના સહજ સ્વભાવરૂપે અનાદિ.'

**ભિન્ન ભિન્ન અવિદ્યા:**–અવિદ્યા એ સંસારની કારણભૂત ખરી, પણ જુદા જુદા દર્શનો એને જુદી જુદી રીતે ઓળખાવે છે. ●પાતંજલ યોગદર્શન અને સાંખ્યદર્શનવાળા કહે છે કે એ અવિવેકખ્યાતિ સ્વરૂપ છે, અનાદિથી છે. એથી ચેતન પુરુષ અને જડ પ્રકૃતિના ભેદનું જ્ઞાનરૂપ વિવેકખ્યાતિ થતી નથી; ઉલ્ટું સિદ્ધ અનિત્ય એવા જડ પદાર્થોમાં નિત્યતાની બુદ્ધિ, નરદમ અશુચિ કાયાદિમાં શુચિતા (નિર્મળતા)ની બુદ્ધિ, અને અત્યન્ત પર પદાર્થોમાં સ્વપણાની બુદ્ધિ થાય છે. કુટુંબ તો પર છે, કીર્તિ પર છે, કંચન પર છે, આત્માની સહસિદ્ધ વસ્તુ નથી, છતાં પણ બધું પોતાનું લાગે છે. ●વેદાન્ત કહે છે પારમાર્થિક સત્ વસ્તુ એકમાત્ર શુદ્ધ બ્રહ્મ છે, પરંતુ અનાદિથી અવિદ્યાવશ એ જીવાત્મારૂપ બન્યો છે, સંસાર સદ્રૂપ હોવાની, અનેક જીવ અને જડ હોવાની વગેરે ભ્રાન્તિ ઊભી થઇ છે. માત્ર વ્યવહારથી સત્ હોવા છતાં પરમાર્થથી સત્ માની લે છે. ખરી રીતે આ અવિદ્યા પણ સત્ નથી, કેમકે વેદ શાસ્ત્ર ના પાડે છે, તેમજ પારમાર્થિક સત્નું લક્ષણ પણ એનામાં નથી ઘટતું. જે સત્ છે એ ચિદ્રૂપ (જ્ઞાનરૂપ) છે, આનન્દરૂપ છે. ત્યારે અવિદ્યા અસત્ પણ નથી, સંસારરૂપ વ્યવહારિક કાર્ય દેખાય છે. ગગનપુષ્પની જેમ અત્યન્ત અસત્માંથી એ ન બની શકે. માટે જ સત્ અસત્ ઉભયરૂપ પણ નથી, કિન્તુ સદ્–અસદ્વિલક્ષણ અનિર્વચનીય છે.

●બૌદ્ધ અવિદ્યાને સંવૃત્તિ યાને અનાદિ વાસના કહે છે. એથી, આત્મામાં એટલે કે ક્ષણિક શુદ્ધ વિજ્ઞાનમાં ભિન્ન ભિન્ન સ્થિર વિષયાકાર પ્રતીતિ થાય છે. ખરી રીતે વિજ્ઞાન ક્ષણિક છે અને શુદ્ધ નિર્વિષયક ચિત્–સંતતિરૂપ છે. એ જ સત્ છે, બાહ્ય વિષય કોઇ સત્ નથી. પરંતુ અનાદિ વાસનારૂપી અવિદ્યાવશ એમાં અસત્ બાહ્ય વિષયોનો ભાસ થાય છે.

આ બધા ય મતે અવિદ્યા અનાદિની ખરી પણ આત્માના સ્વભાવભૂત નહિ, તેથી એનો ઉપાયથી અંત આવી શકે છે. સાંખ્ય–યોગ કહે છે કે વિવેકખ્યાતિ અર્થાત્ પુરુષ–પ્રકૃતિનું ભેદજ્ઞાન થવાથી અવિદ્યા ટળે. વેદાન્તી કહે છે 'तत् त्वमसि' અર્થાત્ 'તે શુદ્ધ બ્રહ્મ તું છે' એવા વેદવાક્યના અર્થબોધથી અવિદ્યા ભાગે છે. બૌદ્ધનું કહેવું છે કે 'ક્ષણિકત્વની અને બાહ્યમાં અસત્ત્વની ભાવના કરવાથી અંતે અનાદિવાસનાઓ નષ્ટ થાય છે.' તાત્પર્ય અવિદ્યા એ સ્વભાવભૂત નથી; છતાં અનાદિ પ્રવાહસિદ્ધ છે. તેમ હોવા છતાં એનો અંત થાય, થઈ શકે છે.

**( અવિદ્યાની કલ્પના અપ્રામાણિક :**–અહીં એટલું ધ્યાનમાં રહે કે 'અવિદ્યા જીવના સ્વભાવભૂત નથી માટે એનો અત્યન્ત નાશ થાય છે' – આટલા જ અંશમાં ઇતર દર્શનો સાથે જૈનદર્શનને સમાનતા છે, બાકી નહિ. કેમકે, ●સાંખ્ય અને યોગ દર્શનમાં જો પુરુષ સદા શુદ્ધ નિર્લેપ, નિર્વિકાર છે, કૂટસ્થ નિત્ય છે, તો પ્રશ્ન થાય કે અવિદ્યા–અવિવેકખ્યાતિ વળગી કોને ? ભ્રમ કોને થયો ? જો આત્માને થયો કહો, તો તો એનું શુદ્ધ નિર્લેપપણું પરિવર્તન પામ્યું ગણાય ! એનું સ્વરૂપ વિકૃત થયું કહેવાય ! ત્યારે જો અવિદ્યા પ્રકૃતિને વળગી હોય અને ભ્રમ પ્રકૃતિને થતો હોય તો તેથી પુરુષ–ચેતનને શું ! ● વેદાન્ત દર્શનમાં પણ પ્રશ્ન

એકાન્તે શુદ્ધઆત્મા હોવાથી આ આપત્તિ તો છે જ; ઉપરાંત અવિદ્યા સદ્દઅસદ્દવિલક્ષણ કેવી રીતે? જો સત્ નથી તો અસત્ છે જ. અગર જો 'એનાં કાર્ય' રૂપે જગતનો આદાન–પ્રદાન, ભાષણ–શ્રવણ વગેરે વ્યવહાર એ અસત્ હોય તો ન ઘટી શકે'– એમ કહો, તો તો આવા સિદ્ધ સત્વ્યવહારની મૂળભૂત અવિદ્યા સત્ જ હોવી ઘટે, કાલ્પનિક સદ્દઅસદ્દ-વિલક્ષણ નહિ; કેમકે એનું કાર્ય–વ્યવહાર, સદ્દ-સત્થી વિલક્ષણ નથી. ત્યારે એ સત્ સાબિત થવાથી 'બ્રહ્મ એ જ એક પારમાર્થિક સત્ વસ્તુ છે',–એ વ્યવસ્થા ખોટી ઠરે છે. વળી વ્યવહાર કાલ્પનિક કહેવો તે પણ યુક્તિયુક્ત નથી; કેમકે એમ હોય તો તો દા.ત. સ્વપ્નની જેમ જાગ્રત અવસ્થામાં પણ કાલ્પનિક ભૂખની તૃપ્તિ કાલ્પનિક લાડુભક્ષણથી થઈ જવી જોઇએ. બીજું, ભલે અવિદ્યા વિલક્ષણ માનો, છતાં એનાથી ઊભી થતી ભ્રાન્તિ કોને થાય? વ્યવહાર કોણ કરે? એ મોટો પ્રશ્ન છે. બ્રહ્મ તો તદ્દન અવિકાર્ય, નિર્ગુણ, નિધર્મક છે. એને ભ્રાન્તિ થઇ શકે નહિ, તો પછી સવાલ ઊભો રહે છે કે આ ભ્રાન્તિ કોને? તેમજ ભવ, ભવાધિકાર કોને?

વળી બ્રહ્મ તો એક જ છે, તો એને અવિદ્યાવશ અનેક ભ્રાન્તિ તથા અનેક જીવાત્મા વગેરેની કલ્પના માન્યા પછી મોક્ષ જ નહિ ઘટે; કેમકે જેમ હાથે પગે માથે પેટે વગેરે બંધાયેલો માણસ સર્વ બંધનોથી છૂટ્યા વિના સંપૂર્ણ મુક્ત ન બની શકે, એમ સર્વ જીવાત્માની ભ્રાન્તિ–બંધન છૂટ્યા સિવાય મુક્તિ કેવી રીતે થાય? એ નહિ, તો મોક્ષનો, અવિદ્યા-નાશનો પ્રયત્ન જ કોણ કરે?

બૌદ્ધ મતે ક્ષણિક આત્માને અવિદ્યાવાસનાનો સંબંધ કહ્યો, પરંતુ એકાંતે ક્ષણિક એટલે ક્ષણમાં સર્વથા નષ્ટ, ભસ્મ પણ બાકી નહિ, પછી જો બીજી ક્ષણે તદ્દન નવું જગત થાય, એમાં પૂર્વનો કોનો વાસના–માલ ઉત્તર ક્ષણે કોને પહોંચે? કોઇ ધોરણ નક્કી નથી, કેમકે વચમાં કોઇ સાંકળ તો રહેતી જ નથી. પછી વાસનાનો ઉપયોગ ક્યાં રહ્યો? વળી બાહ્ય વિષયોને અસત્ કહે છે, પરંતુ તો પછી સાપની ભ્રમણા અને સાચા સાપમાં શો ફેર? જો બાહ્ય કાંઇ છે જ નહિ, બધું જ્ઞાનરૂપ જ છે, તો સ્વપ્નમાં ધન કમાયો અને જાગતો કમાયો, એમાં ફરક શો?)

તાત્પર્ય, ઇતર દર્શનોમાં અવિદ્યા માનવા છતાં તત્ત્વવ્યવસ્થા નથી થઇ શકતી, છતાં એ ગોશાલકના આજીવિક મતથી વિરુદ્ધ એટલું તો જરૂર કહે છે કે અવિદ્યા જીવની સહજ સ્વભાવભૂત નથી, માટે એનો ઉપાયવશ અત્યન્ત નાશ થઇ શકે છે. જૈન દર્શન તો કહે છે જ કે અવિદ્યા એટલે કર્મથી નિર્મિત બુદ્ધિ–વિપર્યાસ વિપરીત બુદ્ધિ છે, કેમકે કર્મ ખતમ થતાં તે ઊડી જાય છે.

(લ૦) नाक्षीणे संसारेऽपवर्गः। 'क्षीणे च जन्मपरिग्रह' इत्यसत्, हेत्वभावेन सदा तदापत्तेः। न तीर्थनिकारो हेतुः, अविद्याऽभावेन तत्संभवाभावात्; तद्भावे च छद्मस्थास्ते, कुतस्तेषां केवलमपवर्गो वेति भावनीयमेतत्। न चान्यथा भव्योच्छेदेन संसार शून्यतेत्यसदालम्बनं ग्राह्यम्। आनन्त्येन भव्योच्छेदासिद्धेः, अनन्तानन्तकस्यानुच्छेदरूपत्वात्; अन्यथा सकलमुक्तिभावेनेष्टसंसारिवदुपचरितसंसारभाजः सर्वसंसारिण इति बलादापद्यते। अनिष्टं चैतदिति व्यावृत्तच्छद्मान इति ।२६॥ एवमप्रतिहत–वरज्ञानदर्शनधरत्वेन व्यावृत्तच्छद्मतया चैतद्रूपत्वात् स्तोतव्यसम्पद एव सकारणा स्वरूपसम्पदिति।७॥ (संपत –७)

**અર્થ:**–સંસાર ક્ષીણ થયા વિના મોક્ષ થાય નહિ; અને 'ક્ષીણ થયો છે, ને જન્મ ધારણ કરે છે' એ વસ્તુ અસત્ છે; કેમકે કારણના અભાવે (સંસાર થતો હોય તો) તો હંમેશા તેની આપત્તિ આવે. તીર્થનો હ્રાસ કારણ છે એમ ન કહેવાય, કેમકે અવિદ્યા નહિ હોવાથી સંસારનો સંભવ નથી, અને જો અવિદ્યા છે તો તો તે છદ્મસ્થ છે, એટલે એમને કેવળજ્ઞાન અને મોક્ષ થાય જ કેવી રીતે? આ વિચારવું, પણ એવું અસદ્દ ઓઠું નહિ પકડવું કે 'અન્યથા (મોક્ષમાંથી પાછા ન ફરતા હોય તો તો સંસારમાંથી) ભવ્યોનો ઉચ્છેદ થઇ જવાથી સંસાર ખાલી થઇ જાય!' કેમકે (ભવ્યો) અનન્ત હોવાથી ભવ્યોનો ઉચ્છેદ થઈ જવાનું અસિદ્ધ છે; કારણ, (ભવ્યોની આ) અનન્તાનન્તતા એ ઉચ્છેદ–રહિતતા સ્વરૂપ છે;

**નહિતર તો સર્વની મુક્તિ થવાથી ઇષ્ટ સંસારી (મોક્ષનિવૃત્ત ગોશાલકાદિ)ની જેમ સર્વ સંસારી ઉપચારથી જ સંસારી છે. એવું બલાત્ પ્રાપ્ત થાય છે, અને આ અનિષ્ટ છે. આ રીતે વ્યાવૃત્તછદ્મ (વિયટ્ટછઉમ્મ) સિદ્ધ થાય છે. (પદ ૨૯મું સમાપ્ત.)**

**એમ અપ્રતિહત વર જ્ઞાનદર્શન ધરનાર હોવાથી અને વ્યાવૃત્તછદ્મ હોવાથી સ્તોતવ્યસંપદાની જ સકારણ સ્વરૂપસંપદા થઈ. (સંપદા ૭મી.)**

**વિવેચન :–મોક્ષ થયેલાનો સંસાર ન થાય**

ભગવાન સંસારના કારણભૂત છદ્મથી રહિત બનેલા છે, તેથી એમનો સંસાર ક્ષીણ થઈ જાય છે. સંસાર ક્ષીણ થયા વિના મોક્ષ થાય નહિ. ત્યારે જો સંસાર ક્ષીણ થઇ જ ગયો હોય તો તો પછી જન્મ લેવાનો હોય નહિ.

'સંસાર ભલે ક્ષીણ થયો છતાં જન્મ લઈ શકે', એમ કહેવું તદ્દન અયુક્ત છે, કેમકે તો તો એનો અર્થ એ થયો કે 'અલબત સંસાર ક્ષીણ થવાથી જન્મનાં કારણો તો નષ્ટ થઈ ગયાં, છતાં કારણના અભાવે પણ જન્મ લઇ શકાય છે.' જો આમ હોય તો તો કારણનો અભાવ તો હંમેશા રહેવાનો, તેથી હંમેશા જન્મ લેવાની આપત્તિ આવશે !

**અવતાર કેમ ન લે ? :–**

પ્ર૦–સર્વથા કારણનો અભાવ નહિ, પરંતુ તીર્થનો હ્રાસ થવાનું કારણ મળે ત્યારે જ જન્મ લે છે. એ કાંઇ હંમેશા મળે નહિ તેથી હંમેશા જન્મની આપત્તિ નથી, એમ કહી શકાય ને ?

ઉ૦–આ પણ કહેવું અયુક્ત છે, કેમકે 'તીર્થનો હ્રાસ થઈ રહ્યો છે માટે એનો ઉદ્ધાર કરવો છે,' એ તો જન્મ લેવાનું પ્રયોજન થયું, પરંતુ જન્મ-રૂપી કાર્ય નિષ્પન્ન થવા માટે કારણસામગ્રી જોઇએ તેનું શું ? કારણ–સામગ્રીમાં મુખ્ય જે અવિદ્યા, તે તો હવે રહી નથી, પછી જન્મ નીપજવાનો સંભવ જ કયાં છે ? અને છતાં જો તમારો આગ્રહ છે કે 'જન્મ તો લે જ છે,' તો તો અર્થાત્ પ્રાપ્ત થાય છે કે કારણ વિના કાર્ય બને જ નહિ એ ન્યાયે જો જન્મરૂપી કાર્ય બને છે, તો કારણ અવિદ્યા, છદ્મ હયાત છે. એટલે એ તમારા અવતાર લેનાર છદ્મસ્થ ઠર્યા ! પછી એમને હજી આવરણ હોવાથી કેવળજ્ઞાન પણ કયાંથી હોય યા મોક્ષ પણ કયાંથી હોય ? જગતમાં કાર્ય–કારણભાવની નિશ્ચિત વ્યવસ્થા છે. એના આધારે આ બરાબર વિચારવા જેવું છે કે જો જન્મ છે તો કર્મ છે, તેથી જ મોક્ષ નથી થયો; અને જો મોક્ષ થયો છે તો કર્મ નથી માટે જન્મ પણ ન લઈ શકે.

**સંસાર ભવ્યોથી ખાલી કેમ ન થાય ? :–**

પ્ર૦–જો મોક્ષ પામેલા ફરી જન્મ ન લઈ શકતા હોય તો તો ધીમે ધીમે બધા ભવ્ય જીવોનો મોક્ષ થઈ ગયા પછી એમાંથી કોઈ પાછો જન્મ પામવાનો નહિ, તેથી સંસાર ખાલી ન થઈ જાય ? સર્વ ભવ્યોનો સંસારમાંથી ઉચ્છેદ ન બને ?

ઉ૦–આ તમે ખોટું ઓઠું પકડયું છે કે 'સંસાર ખાલી ન થઇ જાય એ માટે મોક્ષમાં ગયા પછી પણ પાછો સંસારમાં જન્મ લેવાનું હોય છે, મોક્ષમાંથી પાછા આવવાનું હોય છે.' આ ઓઠું ખોટું એટલા માટે કે સંસારમાંથી સર્વ ભવ્યોનો ઉચ્છેદ થવાનો ભય જ ખોટો છે, કારણ કે ભવ્યો એટલા બધા અનંતાનંત છે કે એમનો સર્વથા ઉચ્છેદ થવો અશકય છે. આ અનંતાનંતની સંખ્યાજ કયારે ય પણ ઉચ્છેદ ન થવારૂપ છે; એ અનંતાનંત કાળની હરિફાઈ કરે છે. એકેક નિગોદ (સાધારણ વનસ્પતિકાય શરીર)માં એટલા બધા અનંતા જીવો છે કે ભવિષ્યમાં કયારે ય પણ એની સંખ્યા, અનાદિ કાળથી ત્યાં સુધીમાં મોક્ષ પામેલા સર્વ જીવો કરતાં, અનંતગુણી જ રહેવાની.

**અપરિમિત ભૂતકાળમાં ન બન્યું તે :–**

પ્ર૦–જીવો મોક્ષે જતા જાય છે એટલા સંસા-રમાંથી ઓછા તો થતા જ જાય છે ને ? તો પછી ભવિષ્યમાં એક કાળ એવો કેમ ન આવે કે સંસાર ભવ્યોથી તદ્દન ખાલી બની ગયો હોય ?

ઉ૦-એવો કાળ નથી આવવાનો એનું કારણ એ છે કે ધારો કે અનંતાનંત કાળ પછી ખાલી થવાનું કહો છો, તો આજથી માંડીને ત્યાંસુધીનો કાળ તો મર્યાદિત જ થયો ને ? કેમકે આજથી ગણતરીની શરૂઆત થઇ અને ભવિષ્યમાં અંત

આવ્યો, એની મધ્યનો કાળ પરિમિત થયો. હવે વિચારો કે આજ સુધીમાં ભૂતકાળ કેટલો પસાર થયો ? અપરિમિત ! કેમકે ભૂતકાળનો આજે છેડો તો છે પણ પૂર્વે એની શરૂઆત કયારે ? કાળની શરૂઆત અને સંસારની શરૂઆત છે જ નહિ; નહિતર કાર્યકારણભાવની વ્યવસ્થાનો લોપ થઈ જાય ! કેમકે બહુ પૂર્વે પ્રારંભમાં જે ઉત્પન્ન થયું તે તો કારણ વિના જ બન્યું માનવું પડે. પણ એ બને નહિ, માટે પ્રારંભ છે જ નહિ, અનાદિ ઘટમાળ છે. એટલે આજસુધીનો કાળ અમર્યાદિત છે. હવે જુઓ કે એવો અમર્યાદિત–અપરિમિત ભૂતકાળ એટલે તો ભાવી આજથી માંડીને ગમે તેટલા અનંત, અનંતાનંત અનંતાનંતાનંત ....કાળ કરતાં પણ અનંતાનંત ગુણો કાળ ! તો એવા જંગી અપરિમિત કાળમાં સંસાર ખાલી થવાનું જે કાર્ય ન થયું તે શું હવે પછીના પરિમિત કાળમાં થવું શકય છે ? આજસુધીના વીતેલા કાળનું જ્યારે માપ જ નથી અને ભવ્ય જીવો તો તમારે માપમાં જ માનવા છે, તો તો પછી અપરિમિત ભૂતકાળમાં એ બધા મોક્ષે જઈ સંસાર કેમ ખાલી ન થઈ ગયો ? નથી થયો એ હકીકત છે. એ સૂચવે છે કે ભવ્યો એટલા અનંતાનંત છે કે કદી પણ એ સર્વનો મોક્ષ નહિ થવાનો, સંસાર કયારે ય પણ એનાથી ખાલી નહિ થવાનો.

**ઉપચારથી સંસારીને ધર્મની શી જરૂર ?**

પ્ર૦–જીવો કાંઈ એટલા બધા અનંતાનંત નથી, એટલે સંસાર ખાલી થઈ જાય એમ છે; પરંતુ મોક્ષે ગયેલામાંથી સંસારમાં પાછા આવ્યા કરે છે તેથી ખાલી નથી થતો એમ બને ને ?

ઉ૦–આથી તો એ અવશ્ય ફલિત થાય છે કે 'કાળ પાર વિનાનો વીત્યો છે, તેથી સંસારના બધા જ ભવ્યજીવો મોક્ષ પામી ચુકયા છે. માત્ર અત્યારે પણ સંસારમાં ભવ્યજીવ દેખાય છે તે તો તમને ઇષ્ટ સંસારી અર્થાત્ અવતાર લેનાર ગોશાલક વગેરેની જેમ, મોક્ષથી પાછા અવતરેલા ઉપચારથી સંસારી છે.' પરંતુ આ અનિષ્ટ છે, કેમકે ઉપચારથી સંસારી એટલે તો મુક્ત પરમાત્મા બનેલાના અવતાર; એમની પ્રત્યે હવે મોક્ષમાર્ગના ઉપદેશ દેવાના કે મોક્ષમાર્ગની એમને આરાધના કરવાની ન હોય. જો એ નહિ, તો એ માટે ધર્મશાસન શાનાં સ્થાપવાનાં હોય ? બસ, કોઇ ધર્મ નહિ, મત નહિ, દર્શન નહિ. કોઇ જ દુર્ગુણી, દુષ્કૃત્યવાળો હોય નહિ. આવું કયાં છે આજે ?

**પ્રતિપક્ષ ભાવનાથી સંપૂર્ણ રાગાદિનાશ :–**

ખરી વાત તો એ છે કે સર્વ છદ્મ સર્વ કર્મનો નાશ કર્યા વિના મોક્ષ થાય જ નહિ; ને મોક્ષે ગયા પછી કર્મ ન રહેવાથી હવે જન્મ લેવાનો હોય જ નહિ. આવો કર્મનો, છદ્મનો, રાગાદિનો નાશ સંભવિત છે; કેમકે જીવનમાં પ્રતિપક્ષ વૈરાગ્યાદિ ભાવનાના બળે થોડો થોડો રાગાદિનાશ દેખાય છે, તો ઉત્કૃષ્ટ ભાવનાથી રાગાદિનાશ પરાકાષ્ઠાએ કેમ ન પહોંચે ? પૂર્વે કૂદવાનો દાખલો આપ્યો તે તો અસંગત છે, કેમકે કૂદવાનું તો બાહ્ય ક્રિયારૂપ છે, વળી એમાં પગની ઉંચાઈ, પાતળાપણું, શક્તિ વગેરે બાહ્ય સામગ્રી અપેક્ષિત છે, જે પરિમિત મળે છે, માટે ગમે તેટલો અભ્યાસ છતાં કૂદવાનું પરિમિત જ થાય છે. રાગાદિના ક્ષયમાં એવું નથી. એમાં આંતરિક સ્વાધીન ભાવનાબળ કારણરૂપ છે; તેમ રાગાદિ કે કર્મ કાંઇ આત્માના સ્વભાવભૂત નથી; તેથી ઉત્કૃષ્ટ ભાવનાનું કારણ મળ્યેથી એનો ઉત્કૃષ્ટ ક્ષય થઇ શકે છે, ભગવાને છદ્મ યાને આવરણ કર્મનો સર્વથા ક્ષય કરેલો છે. તેથી એ વ્યાવૃત્ત–છદ્મ બનેલ છે. આ ૨૬મા પદની વ્યાખ્યા સમાપ્ત થઈ.

આ રીતે ભગવાન અપ્રતિહત–વરજ્ઞાનદર્શન–ધર હોવાથી અને વ્યાવૃત્ત–છદ્મ હોવાથી, તેમજ સ્તોતવ્ય–સ્તુતિપાત્ર પરમાત્માનું એ જ સ્વરૂપ હોવાથી આ બે પદની સંપદાને સ્તોતવ્યસંપદાની સ્વરૂપ સંપદા કહેવાય. તેમાં પણ મુખ્ય ભાવાત્મક સ્વરૂપ તો અપ્રતિહત વર જ્ઞાન–દર્શન છે. એ વ્યાવૃત્તછદ્મતાને કારણે પ્રગટે છે. તેથી સકારણ સ્વરૂપ થયું કહેવાય, એની સંપદા સકારણ સ્વરૂપસંપદા ગણાય. (પદ ૨૬ મું સમાપ્ત. સંપદા ૭મી સમાપ્ત.)

## ૨૭. जिणाणं जावयाणं

(ल०-) एतेऽपि कल्पिताविद्यावादिभिस्तत्त्वान्तवादिभिः परमार्थेनाजिनादयः एवेष्यन्ते 'भ्रान्तिमात्रमसदविद्ये'तिवचनात्, एतद्व्यपोहायाह 'जिणाणं जावयाणं'-जिनेभ्यः जापकेभ्यः ।

**અર્થ:-આ પણ ભગવાન, કલ્પિત-અવિદ્યાવાદી સ્વચ્છ સંવેદનમાત્રરૂપ તત્ત્વ માનનારાઓ વડે વસ્તુગત્યા અજિન વગેરે જ મનાય છે; કેમકે 'અવિદ્યા ભ્રાન્તિમાત્ર છે, અસત્ છે' એવું એમનું શાસ્ત્રવચન છે. આ (મત)ના નિષેધ માટે કહે છે 'જિણાણં જાવયાણં'-'જિતનારને જિતાડનારને' (નમસ્કાર હો)**

**વિવેચન:-સ્વચ્છ-સંવેદનમાત્રવાદી બૌદ્ધમત:-** હવે 'જિણાણં જાવયાણં'પદની વ્યાખ્યા ચાલે છે. આ પદ તત્ત્વાન્તવાદીઓના મતના ખંડન માટે છે. આ મત એમ કહે છે કે "અવિદ્યા કલ્પિત છે, કોઈ વાસ્તવિક સદ્ વસ્તુ નહિ. વાસ્તવિક કાંઈ પણ હોવાનું કહીએ તો તત્ત્વના એક માત્ર અંતિમ નિષ્કર્ષરૂપ સ્વચ્છ નિરાકાર સંવેદન છે. કારણ કે આગમવચન છે કે 'ભ્રાન્તિમાત્રમ્ અસદ્ અવિદ્યા.' -બધું ભ્રાન્તિરૂપ છે, અસત્ અવિદ્યારૂપ છે. જે કાંઇ જગતમાં હોવાનું દેખાય છે, ને એનું જે કાંઇ જુદા જુદા પ્રકારે જ્ઞાન થતું જણાય છે, એ સર્વ ભ્રાન્તિરૂપ છે, સત્ નથી. એવું વસ્તુસ્થિતિએ કાંઇ છે જ નહિ, યાવત્ સંસારકારણીભૂત તરીકે જે અવિદ્યા કહેવામાં આવે છે તે પણ કોઇ સદ્વસ્તુ નથી. તત્ત્વ તરીકે વિચારવા જતાં બાહ્ય સ્થૂલ-સૂક્ષ્મ પદાર્થ, કે એનું થતું વિવિધ આંતરિક જ્ઞાન, યા ઈચ્છા રાગ ઇત્યાદિ, તથા એ થવામાં કારણભૂત ગણાતી અવિદ્યા, વગેરે કશું વાસ્તવિક હોવાનું ઘટી શકતું નથી. માત્ર તત્ત્વની વિચારણાના અંતે જઈને નિરાકાર સ્વચ્છ સંવેદન જ એક તત્ત્વ હોવાનું ઘટી શકે છે. નિષ્કર્ષભૂત તત્ત્વ આ,-કેવળ શુદ્ધ જ્ઞાનમાત્ર, કે જેમાં કોઇ જ વાસ્તવિક નીલાકાર પીતાકાર ઘટાકાર વગેરે કશું જ નહિ."

આ બૌદ્ધના શિષ્યો પૈકી ચતુર્થ પ્રસ્થાનવર્તી માધ્યમિક નામના શિષ્યોનો મત સંભવે છે, કેમકે એમને જ નિરાકાર સ્વચ્છ સંવેદનમાત્રને છોડીને બીજા વિષયાકારસંવેદનો કેવળ ભ્રાન્તિરૂપ અને તેથી જ એકાન્તે અસત્ તરીકે સ્વીકૃત છે.

બૌદ્ધના ચારે પ્રસ્થાનનાં લક્ષણ બતાવતો શ્લોક છે,-

अर्थो ज्ञानसमन्वितो मतिमता वैभाषिकेणोच्यते,
प्रत्यक्षो नहि बाह्यवस्तुविसरः सूत्रान्तिकैराश्रितः ।
योगाचारमतानुगैरभिहिता साकारबुद्धिः परा,
मन्यन्ते बत मध्यमाः कृतधियः स्वच्छां परां संविदम् ॥

**અર્થાત્-(૧) મતિમાન 'વૈભાષિક' બૌદ્ધમત જ્ઞાન સહિત પદાર્થ માને છે. (૨) સૌત્રાન્તિક બૌદ્ધમત બાહ્ય વસ્તુઓનો વિસ્તાર પ્રત્યક્ષ ન હોવાનું સ્વીકારે છે; (૩) 'યોગાચાર' બૌદ્ધમતના અનુયાયીએ માત્ર સાકાર જ્ઞાન હોવાનો ઉપદેશ કર્યો છે; અને (૪) માધ્યમિક બુદ્ધિશાળીઓ માત્ર સ્વચ્છ નિરાકાર જ્ઞાન માને છે.**

**બૌદ્ધધર્મની ચાર શાખાઓ છે,-૧. વૈભાષિક, ૨. સૌત્રાન્તિક, ૩. યોગાચાર, અને ૪. માધ્યમિક.**

**ક્ષણિકવાદ-મંડન:-**આ ચારે ય ક્ષણિકવાદી છે, અર્થાત્ સ્વાભિમત જે તત્ત્વ છે તે ક્ષણસ્થાયી, ક્ષણે ક્ષણે નવું ઉત્પન્ન થનારૂં અને ઉત્પન્ન થઈને તરત બીજી જ ક્ષણે નાશ પામનારૂં. એમ માનવાનું કારણ એ બતાવે છે કે 'यत् सत् तत् क्षणिकम्'-જે સત્ છે તે ક્ષણિક છે. તે આ રીતે,- સત્ વસ્તુ તે છે જે કાંઈ ને કાંઈ કાર્ય કરે છે, ક્રમમાં ક્રમ પોતાનું જ્ઞાન કરાવે, અગર ક્ષણસંબંધ તો ખરો જ. વળી જ્યારે કાર્ય કરે છે ત્યારે તેનામાં તેને યોગ્ય સામર્થ્ય પણ માનવું જ જોઈએ. હવે જો વસ્તુ સ્થિર રહેતી હોય તો પ્રશ્ન થાય કે પહેલી ક્ષણમાં જેમ બીજી ક્ષણનું કાર્ય કરવાનું સામર્થ્ય છે, એમ ત્રીજી ક્ષણનું કાર્ય કરવાનું સામર્થ્ય છે કે નહિ ? જો છે તો તો તે કાર્ય પછીની લાગલી બીજી જ ક્ષણે કેમ ન કરે ? यत्समर्थं तत्करोत्येव જે સમર્થ હોય તે કાર્ય કરે જ એવો નિયમ છે. ન કરી શકે તો સામર્થ્ય શું ?

પણ કાર્ય બીજી ક્ષણે કરતું દેખાતું નથી. તેથી માનવું પડે કે ત્રીજી ક્ષણનું કાર્ય કરવાનું સામર્થ્ય પહેલી ક્ષણમાં નથી, તે તો બીજી ક્ષણે છે. એટલે પહેલી ક્ષણ અસમર્થ, અને બીજી ક્ષણ સમર્થ, એ બે જુદી વસ્તુ રહેવાની. એકમાંજ સમર્થતા, અસમર્થતારૂપી બે વિરુદ્ધ ધર્મ એક સાથે ન રહી શકે. માટે પહેલી ક્ષણની **અસમર્થ** વસ્તુ જુદી, અને બીજી ક્ષણની **સમર્થ** વસ્તુ જુદી. એનો અર્થ એ કે વસ્તુ એક ક્ષણમાત્ર ટકે છે, બીજી ક્ષણે નાશ પામે છે. છતાં સ્થૂલ દૃષ્ટિએ વધુ કાળ ટકેલી દેખાય છે તે તો સમાનતાને લઈને, દા.ત. કલાક સુધી લાગે છે કે 'એ જ દીપકજ્યોત'. ખરી રીતે નવા નવા તેલબિંદુથી પ્રગટનારી જ્યોત જુદી જુદી છે.

**બૌદ્ધના ૪ મતોનાં સમર્થન :–**

આ ક્ષણિકવાદી બૌદ્ધોમાં,

(૧) **વૈભાષિક** શાખાવાળા કહે છે કે "જગત ક્ષણિક આંતર વિજ્ઞાન અને બાહ્ય પદાર્થોના સમૂહરૂપ છે. આમાં ક્ષણિક આંતર વિજ્ઞાનની ધારા એ જ આત્મા. એ બાહ્ય પદાર્થોનું પ્રત્યક્ષ સંવેદન કરી શકે છે, જે અનુભવસિદ્ધ છે."

(૨) **'સૌત્રાન્તિક'** શાખાવાળાનું કહેવું એ છે કે "બાહ્ય પદાર્થોની જુદી હયાતી તો ખરી, પરંતુ એ પદાર્થોનું અનુમાન માત્ર થાય, પ્રત્યક્ષ ન થઈ શકે; કેમકે બાહ્ય પદાર્થમાત્ર ક્ષણિક હોવાથી ઈન્દ્રિયાદિ જોડ્યા પછી જ્ઞાન થવા વખતે હાજર જ નથી, પૂર્વે હાજર હતા; કારણ કે પોતાના જ્ઞાનમાં પોતે કારણભૂત હોવાથી જ્ઞાનની પૂર્વે હાજર રહેવું પડે. જે કારણ, તે પહેલું હાજર થાય, કાર્ય પછી બને. નિયમ એવો છે કે 'नाकारणं विषयः' –જે કારણ નહિ તે વિષય નહિ. અર્થાત્ જ્ઞાનને ઉત્પન્ન કરવામાં કારણભૂત હોય તે જ તે જ્ઞાનનો વિષય બની શકે. ઘડો દૃષ્ટિપથમાં આવી બીજી ક્ષણે ઘટપ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન કરે છે, તેથી પોતે તે જ્ઞાનનો વિષય બને છે, તે જ્ઞાન એનું છે. હવે જુઓ કે એ દૃષ્ટિપથમાં આવી જ્ઞાન ઉત્પન્ન કરવા ગયો એટલામાં તો પોતે ક્ષણિક હોવાથી બીજી જ ક્ષણે નાશ પામ્યો, એટલે હવે હયાત જ નથી અને જ્ઞાન તે વખતે થાય છે. પદાર્થ હાજર નહિ એવી બીજી ક્ષણે થનારૂં જ્ઞાન એને પ્રત્યક્ષ કરે છે એમ કેમ કહેવાય? પ્રત્યક્ષ તો હાજરનું થાય, ગેરહાજરનું નહિ. ત્યારે પૂછો પ્રત્યક્ષનો અનુભવ થાય છે તે કોનો? ઉત્તર એ છે કે એ ખરી રીતે ખુદ જ્ઞાનના પ્રત્યક્ષનો અનુભવ છે, કેમકે જ્ઞાન સ્વસંવેદનરૂપ છે, સ્વતઃ પોતાનો ભાસ કરાવે છે. માત્ર વ્યવહાર બાહ્ય વસ્તુના પ્રત્યક્ષ તરીકેનો થાય છે. રસ્તામાં કોઈએ બીજાને ત્યાં છાપરે કાગડા બેઠેલા એવું કોઈ એક ઘર બતાવ્યું, પછી મુકામે આવી કહે છે, 'જાઓ પેલા કાગડાવાળા ઘરે આ વસ્તુ આપી આવો.' જ્યારે આ કહી રહ્યો છે ત્યારે સંભવ છે કે કાગડા ઊડી પણ ગયા હોય, છતાં એનાથી ઓળખાણ કરાવાય છે. એમ પ્રસ્તુતમાં ક્ષણિક વસ્તુ બીજી ક્ષણે નાશ પામી ગઈ પરંતુ ત્યાં થતાં પોતાનાં જ્ઞાનની ઓળખ એનાથી થઈ શકે કે 'આ એ વસ્તુનું પ્રત્યક્ષ!' આમ બાહ્ય પદાર્થ પ્રત્યક્ષ નથી, કેમકે પોતે ચિદ્રૂપ નથી. પરંતુ અનુમાનગમ્ય તો છે, કેમકે જ્ઞાનમાં એ જ વિષયનો આકાર છે. નીલ રંગ નાશ પામ્યો, પણ પછી નીલાકાર જ્ઞાન થાય છે, તે પૂર્વે નીલ હયાત વિના ન બની શકે, માટે અનુમાન થાય છે કે પૂર્વે નીલ રંગ હતો." આ સૌત્રાન્તિક બૌદ્ધનો મત થયો.

(૩) **યોગાચાર** શાખાવાળા કહે છે કે "બાહ્ય વસ્તુ કોઈ છે જ નહિ, જે છે તે વિજ્ઞાનમાત્ર છે. વિજ્ઞાન એ જ તત્ત્વ છે, સત્ છે, એ જ વિશ્વ છે, કેમકે વિજ્ઞાનને છોડીને તો વસ્તુ દેખાતી જ નથી. જ્ઞાન થવા વખતે જ વસ્તુ ભાસે છે, માટે જેમ સ્વપ્ન એક જ્ઞાનમાત્ર છે, એમાં પ્રત્યક્ષ જેવી દેખાતી પણ વસ્તુ ત્યાં કોઈજ હાજર નથી, સ્વપ્ન એજ વસ્તુ; એમ સમસ્ત જ્ઞાન એ જ સત્ વસ્તુ, બાહ્ય કોઈ વસ્તુ સત્ નહિ. વસ્તુના જ્ઞાન વિના વસ્તુ ઉપલબ્ધ નથી એ જ સૂચવે છે કે વસ્તુ જ્ઞાન સાથે જ ગાઢ સંકળાયેલી છે, જ્ઞાનરૂપ છે.

પ્ર૦–પાણી ભરવા ઘડો કામ લાગે છે, જ્ઞાન ક્યાં કામ લાગે છે?

ઉ૦–એ પાણી ભરવાની ક્રિયા પણ છે એવું

એના જ્ઞાન વિના નથી દેખાતું, એ સૂચવે છે કે ક્રિયા જ્ઞાનની સાથે જ સંકળાયેલી છે, માટે જ્ઞાન રૂપ જ છે. અલબત જ્ઞાન–જ્ઞાનમાં ફરક પડે, એકમાં માત્ર ઘડો છે એટલું ભાસે, બીજામાં પાણી ભરાય એવો ઘડો છે એટલું ભાસે. ત્રીજામાં વળી 'પાણી ભરાયું' ભાસે.

પ્ર૦–જો બાહ્ય પદાર્થ કોઇ વસ્તુ જ નહિ, તો પછી 'આ ઘડો,' 'આ વસ્ત્ર' ઇત્યાદિ જુદી જુદી જાતનું અર્થાત્ ભિન્ન–ભિન્નાકાર જ્ઞાન થાય? બહાર તેવા તેવા વિષય હયાત હોય તો તો કહી શકાય કે ઘડાને લઈને 'આ ઘડો', વસ્ત્રને લઇને 'આ વસ્ત્ર', એવું જ્ઞાન થઈ શકે.

ઉ૦–અનાદિની વાસનાઓ અનેક પ્રકારની છે. તેમાંથી એક યા બીજી જે જાગ્રત્ થાય છે, તેવો આકાર જ્ઞાનમાં ભાસે છે. બાહ્ય વિષય માનનારને પણ આંખ સામે તો પદાર્થ અનેક આવે છે છતાં એમાંથી અમુક જ કેમ દેખાય છે? ત્યાં માનવું પડે છે કે જેનું લક્ષ હોય તેનું જ્ઞાન થાય. બસ, તો એ જ રીતે બાહ્ય ભલે ન હોય, છતાં જેનું લક્ષ હોય તેવી વાસના જાગ્રત્ થઇ તદાકાર જ્ઞાન કરાવે. સારાંશ, ક્ષણિક વિજ્ઞાનધારા એ જ તત્ત્વ છે, સત છે." આ યોગાચાર બૌદ્ધનો મત થયો.

(૪) '**માધ્યમિક**' શાખાવાળા કહે છે કે "આમાંય થોડો સુધારો કરો. જ્ઞાનમાં ભાસતા આકાર કે વાસના કશું જ વસ્તુગત્યા નથી, એય સત્ નથી. સત્ તો માત્ર સ્વચ્છ નિરાકાર વિજ્ઞાન છે, અને એ નિરાકાર હોઈ જ્ઞાનમાં કોઇ જ આકાર નહિ. તો પૂછાય કે 'ત્યારે ભાસે છે તે શું?' ઉત્તર, એ કશું જ નહિ; સ્વપ્નની જેમ માત્ર ભ્રાન્તિ છે કે 'કોઈ આકાર છે, આકારવાળું જ્ઞાન છે.' બહાર દેખાતું કે અંદર ભાસતું કાંઇ જ સત નથી, સર્વ શૂન્ય છે. સર્વનો ભાસ એ ભ્રમ છે. જ્ઞાનમાં પણ આકાર ખરેખર સત્ નહિ, કે બાહ્ય પદાર્થ સત્ નહિ એનું કારણ એ છે કે, એ પરસ્પરમાં સાકાંક્ષ, સાપેક્ષ હોવાથી કોઈ એક વસ્તુ સ્વતંત્ર સિદ્ધ થઈ શકતી નથી. વંધ્યાપુત્ર નથી દેખાતો માટે કહેવાય છે કે બાઈ વંધ્યા છે, અને એ વંધ્યા છે માટે એને પુત્ર નથી. આમ પરસ્પર સાપેક્ષ હોઈ જો વંધ્યાપુત્ર અસત્ છે તો તે જ રીતે વંધ્યા પણ અસત છે. એમ, વસ્તુનો બાહ્ય ભાગ અંદરના ભાગની અપેક્ષાએ છે, અને અંદરનો ભાગ બાહ્ય ભાગની અપેક્ષાએ છે; તો પછી ખરેખર કોણ વાસ્તવિક? ત્યારે જો બંને ય કલ્પિત, તો એને જ આવરી લેતો ઘડો પણ કલ્પિત, અને જ્ઞાનમાં એના આકાર પણ કલ્પિત. એમ, જે ઉત્પન્ન થાય તે સત્ હોઇને કે અસત્ હોઇને? સત્ હોઇને ઉત્પન્ન થતું કહેવું નકામું છે, કેમકે સત્ એટલે તો છે જ, એને હવે ઉત્પન્ન થવું શું? ને અસત્ હોઇને જો ઉત્પન્ન થઇ શકતું હોય તો તો આકાશકુસુમ પણ ઉત્પન્ન થવું જોઇએ! માટે વસ્તુની જેમ વસ્તુની ઉત્પત્તિ ય કલ્પિત છે, વાસ્તવિક સત્ નથી. સત્ હોય તો પ્રશ્ન થાય કે એ સત્ જે સત્તાથી સત્ છે, તે સત્તા સત્‌થી ભિન્ન છે કે અભિન્ન? જો ભિન્ન કહો, તો સત્ તો બિચારું સત્તાના સ્વરૂપ વિનાનું અસાર જ સિદ્ધ થયું. જો અભિન્ન કહો, તો સત્ એ જ સત્તા ગણાશે, ને તેથી સત્‌માં સત્તા રહે છે એવો વચન–પ્રયોગ નહિ થઈ શકે. માટે કહો કે નિરાકાર સત એ સત્, બાકી બધું અસત્. સર્વં શૂન્યમ્." આ માધ્યમિક મત છે. આ મતોનું ખંડન આગળ કરાશે.

આ બૌદ્ધો બુદ્ધને જિન તરીકે પણ કહે છે. શૌદ્ધોદનિ, દશબળ, શાક્ય, તથાગત, સુગત, માર-જિત્, અદ્વયવાદી, સમન્તભદ્ર, જિન, સિદ્ધાર્થ, એવા બુદ્ધના બીજાં નામો છે. આમાં 'જિન' પણ એક નામ છે. પરંતુ બધું ભ્રાન્તિમાત્ર કે સ્વચ્છ નિરાકાર સંવેદનમાત્ર માનનારના મતે વસ્તુસ્થિતિએ જિન-પણું ઊભું થઇ શકતું નથી, એટલે 'જિન' તો માત્ર શબ્દપ્રયોગ છે. ત્યારે અહીં હવે 'જિણાણં જાવયાણં' પદ કહીને સૂચવે છે કે ભગવાન અરિહંત ખરેખર 'જિન' છે અને એથી જ બધું જ ભ્રાન્ત હોવાની માન્યતાનું ખંડન થઈ જાય છે. તે કેવી રીતે એ હવે વિચારવામાં આવે છે.

(લ૦–)तत्र रागद्वेषकषायेन्द्रियपरीषहोपसर्ग–घातिकर्म्मजेतृत्वाज्जिनाः । न खल्वेषामसतां जयः, असत्त्वादेव हि सकलव्यवहारगोचरातीतत्वेन जय–

विपर्यताऽयोगात् ।

અર્થ:–ત્યાં રાગ, દ્વેષ, કષાય, ઇન્દ્રિય, પરીસહ, ઉપસર્ગ અને ઘાતીકર્મના વિજેતા હોવાથી હોવાથી ખરેખર 'જિન' કહેવાય. પરંતુ એ રાગાદિ ખરેખર અસત્ હોય, તો એનો વાસ્તવિક જય હોય નહિ, કેમકે અસત્ છે માટે જ સકલ વ્યવહારનો વિષય બનવાથી દૂર હોઈને એ 'વિજય' તરીકેના વ્યવહારનો વિષય બની શકે નહિ.

**વિવેચન :– માધ્યમિકબૌદ્ધ–મતનું ખંડન :–**

**જિનને જિતવાનું શું ?:–** અરિહંત ભગવાન જિન છે, એટલે કે વિજેતા છે. ત્યાં વિજેતાપણું રાગ, દ્વેષ, કષાય, ઇન્દ્રિયો, પરીસહ, ઉપસર્ગ અને ઘાતી કર્મનું લઈને એ જિન કહેવાય છે. રાગદ્વેષાદિ, માન, મદ, તૃષ્ણા, મમતા આદિ એ આન્તર શત્રુ છે, ઘણા પ્રભાવી છે. બાહ્ય શત્રુઓને હટાવવા સહેલા છે, પરંતુ આને ખતમ કરવા ઘણાં મુશ્કેલ છે, કેમકે એમાં પ્રબળતમ સત્ત્વ અને ધૈર્ય જોઈએ છે. પ્રભુ એવા સત્ત્વને ધરનારા હોવાથી એ રાગાદિને જરાય મચક આપતા નથી. એને તોડનારી સાધનાઓમાંથી જરાય સ્ખલિત થતા નથી.

**આંતર શત્રુને તોડનારી વિવિધ સાધના :–**

સાધના વિના સિદ્ધિ નહિ. પ્રાયઃ ચિરકાળ સાધના કર્યા વિના આંતર શત્રુઓનો નાશ સિદ્ધ થવો અશક્ય છે. ભગવાન એટલા બધા પરાક્રમથી સાધના કરે છે કે આત્મામાં અનાદિ કાળથી પેંધેલા આંતર શત્રુઓને હવે કબજે ઉઠાવ્યે જ છૂટકો. એ સાધનાઓ કેવી ? કઇ ? દા. ત.

**રાગને** કચરવા માટે વૈરાગ્યની, ત્યાગની અને અનાસંગની સાધના; તથા **દ્વેષની** સામે ઉપશમની અને સમતા–સમાધિની આરાધના. એ જ સાધવા લઈ બેઠા એટલે પછી તો રાગના ગમે તેવા પ્રસંગમાં રાગ કરવાની કે દ્વેષનો ચાહ્ય તેવો પ્રસંગ ઊભો થાય છતાં દ્વેષ કરવાની વાત જ નહિ. ચિત્તમાં સહેજ પણ વિહ્વલતા–ઉકળાટ ઊભા જ થવા દેવાના નહિ. એમ,

કષાયો ક્રોધ–માન–માયા–લોભનો પૂર્ણ નિગ્રહ કરવા માટે ક્ષમા, નમ્રતા–મૃદુતા, સરળતા અને નિસ્પૃહતાનાં શસ્ત્ર સદા ઉપયોગમાં રાખી ભડવીરની જેમ એ દુશ્મનની છાતી પર પગ મૂકી ઊભા રહેવાનું. એમ,

કષાયની અંતર્ગત નોકષાય પૈકી હાસ્ય–હર્ષ–દુગંછાના નિગ્રહ માટે ગાંભીર્ય અને તત્ત્વદૃષ્ટિ, અરતિ-શોકના નિગ્રહાર્થે નક્કર ઉદાસીનભાવ, ભયની સામે પરમ ચિત્તસ્વસ્થતા અને નીડરતા-નિઃસંગતા, કામની સામે સર્વોચ્ચ બ્રહ્મચર્ય અને આત્મસ્વરૂપે રમણતામાં રક્ત રહેવાનું; અને સૂક્ષ્મ પણ હાસ્યાદિને સદા દબાયેલા રાખવાના, નિષ્ક્રિય બનાવી દેવાના. અજ્ઞાન મૂઢ જીવો જીવન જીવવામાં વાતે વાતે ક્રોધ–અહંત્વાદિ ને હાસ્યહર્ષાદિ શત્રુઓની સહાય લઈ લઈને જીવે છે, એને કામે લગાડ્યે રાખે છે, ડરે છે કે 'એ નહિ કરૂં તો મારૂં બગડશે !' પણ ખરીરીતે તો એ કરવાથી જ પોતાનું બગડી રહ્યું છે. એટલે હવે એનો અંત લાવવા માટે પૂર્ણ ક્ષમાદિની જ સહાયે જીવન ચલાવવાનું.

ઇન્દ્રિયો પણ ભાવશત્રુ છે, આત્માને ફાવે તેવાં પાપ કરાવનારી છે; કેમકે ઇન્દ્રિયોના વિષયો ખાતર જીવો ઠમઠોક પાપો કરે છે. ભગવાન હવે એની સામે, સુરદાસે પોતાની આંખો ફોડી નાખી એમ નહિ, કિન્તુ નિત્યતૃપ્તિનું શસ્ત્ર લઇ ઊભા. ઇન્દ્રિયોના હુકમો ઉઠાવ્યે રાખવાનું અનાદિનું હતું એ શે' છૂટે ? છતાં હવે એની સામે માથું ઊંચું કરી ઊભા.

જબરદસ્ત ત્યાગવૃત્તિ, કઠક બાહ્યતપો અને નિયમોના ભગીરથ પુરુષાર્થ આદર્યા. વિષયો અને કષાયોના રંગ આત્મપ્રદેશ સાથે તાણેવાણે વણાઈ ગયેલા હતા, પણ હવે વિષયોથી ભારે ધરાઈ ગયાની અને કષાયોની નરદમ અરુચિ–દુગંછાની વૃત્તિ ઝળહળતી રાખી; ત્યાં ઇન્દ્રિયો બિચારી હવે શું કરે ? એને વિષયસંગરૂપી વર્ષાસન દેવાના બંધ થઈ ગયા, એ શત્રુ શાના પર જીવી શકે ? કષાય–અગ્નિને ચિત્ત–વિહ્વળતા આદિના તર્પણ જ બંધ, હવે એ ક્યાંથી ભભુકે ? ઇન્દ્રિયો નિર્બળ, પરાધીન, પ્રશાન્ત થઇ ગઇ, કષાયો મરી ખૂટ્યા.

* **પરીસહો,**–ક્ષુધા, પિપાસા, ઠંડી, ગરમી,

અલાભ અગવડ વગેરે,-પરમ શત્રુની જેમ આત્માને પરવશ, હીન, ભાનભૂલા રાખે છે, કર્તવ્ય ચૂકાવે છે. તેને ભગવાને હવે જ્વલંત આત્મજાગૃતિ રાખી મુદ્દામ સહન જ કરવાની લગની ઊભી કરી દીધી, જીવન બનાવી દીધું, અને ચિત્તમાં એનો વિચાર સરખો ન પેસે એ માટે સતત શ્રુતોપયોગ-તત્ત્વચિંતનની ધારા વહેતી રાખી. પરીસહ એમનાથી હારી ગયા. હારી જ જાય ને ? ક્ષુધા ઘણી લાગે છે છતાં 'લગાવ છઠ્ઠ-અઠ્ઠમ, લગાવ પાખમણ, માસખમણ, લગાવ બેમાસી-ચોમાસીના ઉપવાસ ! કર્મ ખપાવવા ચાલ અનાર્ય દેશમાં, ને ત્યાં અનાડીઓના પ્રહાર-તિરસ્કારને સ્વાગત-સન્માનની જેમ વધાવી લે ! પરીસહોની સામે જઈને કર પ્રબળ જંગ !' આમાં જેમ જેમ વધુ સહવાનું મળે તેમ તેમ આત્મા વધુ ને વધુ તેજસ્વી, દીપ્તિમાન અને સશક્ત થતો જાય ! આ સ્થિતિમાં પરીસહને હાર્યે જ છૂટકો.

* ઉપસર્ગો-ઉપદ્રવોમાં પણ ભગવાને એકાન્તે સહનવૃત્તિ અને શ્રુતોપયોગ (તત્ત્વચિંતન) રાખવા ઉપરાંત દેહ-આત્માનું ઉત્કૃષ્ટ ભેદજ્ઞાન, અત્યંત કાયનિર્મમત્વ, અને પ્રબળ શુભ અધ્યવસાય-શુભ ધ્યાનની સાધના ઝગમગતી રાખી. એટલે મોટા દેવતાઈ કારમા ઉપસર્ગે પણ જરાય ડગ્યા નહિ. એ ઉચ્ચ સાધનાઓનો આ પ્રભાવ છે; નહિતર તો જીવનભર સામાન્ય સામાન્ય ધર્મકમાઈ કરી હોય છતાં ઉચ્ચ સાધનાના અભાવે ઉપસર્ગમાં આકુળ વ્યાકુળ થઈ જવાથી કર્મને ફના કરવાને બદલે પોતે જ કર્મથી ફના થઈ જાય ! ઉપસર્ગથી જિતાયેલો અહીંય માર ખાઈને પરભવે દુર્ગતિના માર ખાવાની તૈયારી કરનારો બને, કદાચ જીવનભર કરી કમાણી ધૂળધાણી કરે ! પ્રભુ ઉપસર્ગોમાં ઉત્કૃટ સત્ત્વ અને ધૈર્યથી લેશ પણ દીન બન્યા વિના ઉક્ત ઉચ્ચ સાધનામાં રક્ત બની ઉપસર્ગને જીતવા પર સ્વાત્માને અધિકાધિક નિર્મળ બનાવે છે.

* ઘાતી કર્મની સામે ઝળહળતા સંવર-નિર્જરામાર્ગની અને જ્ઞાનાચારાદિ પંચાચારની પ્રબળ સાધના કર્યે જવાથી ઘાતી કર્મના ભુક્કા ઉડે છે. ચોવીસે કલાક આત્મ-જાગરુક રહી ઉપરોક્ત સાધનાઓ કરતાં કરતાં ભગવાન ઘાતી કર્મોનો અંત કર્યે જાય છે.

**ગુણથી કર્મનાશ-કર્મનાશથી ગુણ:—**

પ્ર૦-ઘાતી કર્મ આત્મગુણોનો ઘાત કરે છે. ત્યારે એ કર્મોને તોડવા માટે એ ગુણોવાળી સાધના જ સમર્થ છે. કર્મ તૂટે તો ગુણ પ્રગટ થાય, અને ગુણ પ્રગટ હોય તો ગુણસંપન્ન સાધનાથી કર્મ તૂટે. એનો મેળ શી રીતે ખાય ? કેમકે કર્મ તૂટ્યા વિના ગુણ નહિ પ્રગટે, પરંતુ ગુણ પ્રગટવાળી સાધના વિના કર્મ પણ ક્યાં તૂટવાના હતા ?

ઉ૦- અહીં પાંચ કારણ પૈકી પુરુષાર્થ કારણની પ્રધાનતા કામ લાગે છે. તે એ રીતે કે પુરુષાર્થની પ્રબળતાએ કર્મના ઉદય નિષ્ફળ કરવામાં આવે છે, અર્થાત્ એ ઉદય એક બાજુ પ્રદેશોદયરૂપ કરાય છે,-કર્મદળિયાંરૂપી દ્રવ્યપ્રદેશમાત્રનો ઉદય, પરંતુ એના રસનો ઉદય નહિ. બીજી બાજુ કેટલાંક કર્મદળિયાંનો રસોદય આંતરિક રીતે સૂક્ષ્મપણે વર્તતો છતાં વિશિષ્ટ સાધનાબળ આગળ એ બાહ્યથી કાંઈ અસર નિપજાવી શકતા નથી. એટલે બંને રીતે એમ જ ઘસારે પડે છે. દા. ત. ક્રોધમોહનીય કર્મના ઉદયે આંતરિક રીતે ક્રોધનો આત્મપરિણામ થયો, પરંતુ સાધનાના પ્રબળ પુરુષાર્થથી મન-વચન-કાયાને જરાય ક્રોધાયમાન ન થવા દીધા, કિન્તુ ક્ષમા-ભરપૂર રાખ્યા, તો પેલો ઉદય નિષ્ફળ જવાનો. આ રીતે ઘાતી કર્મનો અંત કરતા અવાય. આ સાધનામાં મન પણ એટલું બધું ભારે વીર્યોલ્લાસથી તન્મય રાખવામાં આવે છે કે ક્રોધાદિને સક્રિય થવા અવકાશ જ રહેતો નથી.

**સંક્ષેપમાં સાધના:-**

* ભગવાન સમિતિ-ગુપ્ત આદિ સંવર માર્ગની સાધનાઓ, અને અનશનાદિ બાહ્યતપ તથા સ્વાધ્યાય-ધ્યાન-શ્રુતોપયોગાદિ આભ્યન્તર તપની સાધનામાં અતુલ સત્ત્વ સાથે ચોવીસે કલાક સ્થિરપણે જાગરુક રહે છે; બહિર્મુખતા, અસ્થિરતા અને રાગાદિ ઉકળાટને સદા અટકાવી દઈ, અંતર્મુખતા, સ્થિરતા અને ઉપશમપૂર્વક સાધનામાં લીન રહે

रागादय इति भावनीयम्। एवं च तथा भव्यत्वादि-सामग्रीसमुद्भूतचरणपरिणामतो रागादिजेतृत्वादिना तात्त्विकजिनादिसिद्धिः ॥२७॥

**અર્થ:**-ચિત્ના જ કારણે ભ્રાન્તિ થવાનું માનો તો પણ એ ભ્રાન્તિ અસત્ હોવામાં અનુભવ-વિરોધ છે. ઝાંઝવાના પાણી વગેરેમાં પણ પાણી આદિનો અનુભવ એ અનુભવ તરીકે ય અસત્ જ છે એવું નથી. આ વસ્તુ વિદ્વાનથી માંડીને (ભોળી) સ્ત્રી સુધીનાને અનુભૂત છે. આ ભ્રાન્તિ કાંઇ માત્ર પુરુષના કારણે જ નથી, કેમકે તો તો હંમેશા સૌમાં (ભ્રાન્તિરૂપ સંસારનો) અભાવ બની જ ન શકે. એટલે રાગાદિ માત્ર શુદ્ધ ચિત્ના કારણે નથી એ વિચારી લેવું. એમ તથાભવ્ય-ત્વાદિ સામગ્રીથી પ્રગટતા ચારિત્ર-પરિણામ દ્વારા રાગાદિ પર વિજય વગેરેથી અરિહંત પ્રભુ વાસ્તવિક જિન વગેરે હોવાનું સિદ્ધ થાય છે. (પદ-૨૭.)

**વિવેચન :-અસત્ સંસારનું સંવેદન નહિ :-**

આમ ચિત્ સિવાય બધું અસત્ ભ્રાન્તિરૂપ માનવામાં મોક્ષ થવાની તો અશક્યતા અસંગતતા છે જ, પરંતુ સંસાર પણ યુક્તિયુક્ત નહિ રહે; કેમકે અનુભવ-વિરોધ છે. તે એ રીતે, કે ભ્રાન્તિને ખુદને પણ તમે અસત્ કહો છો, તો અસત્નો અનુભવ શો? અસત્નું સંવેદન શું? અસત્ વંધ્યાપુત્રનો કોઇ અનુભવ, કોઇ ભાસ નથી થતો. એમ ભ્રાન્તિ-રૂપ જગતનો ય કોઈ ભાસ જ નહિ રહે, તો સંસાર પણ અસંગત બનશે, ઘટી નહિ શકે.

**મૃગજળભાસ અસત્ નથી :-**

પ્ર૦-ઝાંઝવાના નીર મૃગજળ અસત્ હોવા છતાં એનો ભાસ ક્યાં નથી થતો?

ઉ૦-અલબત થાય છે ખરો, પણ ત્યાં ય એ મૃગજળ અસત્ છે, એનો ભાસ કાંઇ અસત્ નથી; ભાસ તો એક અનુભવરૂપે સત્ વસ્તુ છે. વિશેષ એ છે કે એ જ્ઞાન મિથ્યા વિષય સંબંધી હોવા તરીકે સત્ છે, પણ સમ્યગ્ વિષયસંબંધી હોવા તરીકે સત્ નથી આંખમાં મોતિયા વગેરે દોષના કારણે એકને બદલે બે ચન્દ્ર દેખાય ત્યાં એ જ્ઞાન તો એક વસ્તુ તરીકે સત્-હયાત વસ્તુ છે, માત્ર આકાશમાં બે ચન્દ્ર છે નહિ એટલે બે ચન્દ્રનું એ જ્ઞાન મિથ્યા વિષયસંબંધી બન્યું, સમ્યગ્વિષયસંબંધી તરીકે જ્ઞાન અસત્ કહેવાય. આ વસ્તુ વિદ્વાનથી માંડી ભોળી ભરવાડણ સુધીના જાણે છે. એટલે, મૃગ-જળના જ્ઞાનપદાર્થમાં તો સત્પણું છે જ, ત્યારે અહીં તો તમે જગતના અનુભવને તદ્દન અસત્ કહો છો. પછી સંવેદન ભાસ જેવી પણ કોઇ વસ્તુ જ રહેતી નથી. જ્યારે આપણો અનુભવ એથી વિરુદ્ધ છે. અનુભવ તો સંવેદન ખરેખર થવાનો છે.

**મૃગજળનાં નિમિત્તો સત્ છે :-**

બીજી વાત એ છે કે મૃગજળ આદિનું જ્ઞાન પણ કેવળ જ્ઞાતા પુરુષના જ કારણે નથી, કિન્તુ દૃષ્ટિદોષ, બાહ્ય રેતી, ને સૂર્યકિરણના ય કારણે છે. જો એના બદલે કેવળ એકલા પુરુષના જ કારણે હોય તો તો હંમેશ એવો અનુભવ થયા જ કરે. એમ જગતરૂપી ભ્રાન્તિમાત્ર શુદ્ધ ચિત્ના કારણે હોય તો એ તો સદા છે, એટલે સંસાર સદા ચાલ્યા જ કરે, કદી ક્યાંય કોઈ દ્રષ્ટા પુરુષમાં કે કોઇ ક્ષેત્રમાં એનો અભાવ અર્થાત્ મોક્ષ થાય જ નહિ. આથી વિચારવું ઘટે છે કે રાગાદિ એ માત્ર શુદ્ધ ચિત્ના કારણે કેમ હોઈ શકે?

**માધ્યમિક મતની દલીલોનું ખંડન :-**

**પરસ્પરકાંક્ષા ત્રણ રીતે: ઉત્પત્તિમાં, સ્થિતિમાં, જ્ઞપ્તિમાં:-**

આ રીતે માધ્યમિક મતનું ખંડન થઈ જાય છે. અસત્ માત્રથી ભ્રાન્તિ વગેરે કશું જ કાર્ય બની શકે નહિ. વળી શુદ્ધ ચિત્ સિવાય બીજું બધું અસત્ હોવામાં એણે જે 'પરસ્પર આકાંક્ષા હોવાથી એકે ય વસ્તુ સત્ સાબીત નથી થતી' એમ કહેલું તે પણ ખોટું છે, કેમકે,

**વસ્તુનો વિચાર ત્રણ રીતે થાય,**-એક ઉત્પત્તિની દૃષ્ટિએ, બીજો સ્થિતિની દૃષ્ટિએ, અને ત્રીજો જ્ઞપ્તિ (જ્ઞાન)ની દૃષ્ટિએ. તો ઉત્પત્તિમાં તો પરસ્પર આકાંક્ષા છે જ નહિ, કેમકે દરેક ઉત્પન્ન થનાર કાર્ય વ્યક્તિને પોતાના સ્વતંત્ર જ કારણ વ્યક્તિની આકાંક્ષા છે. બીજમાંથી ઝાડ અને ઝાડમાંથી બીજ જે કહેવાય છે ત્યાં પણ પ્રથમ લીધેલું બીજ એની

પૂર્વના ઝાડમાંથી બનેલ છે, પણ નહિ કે પોતાનામાંથી બનનાર ઝાડમાંથી. કારણરૂપ ઝાડવ્યક્તિ અને કાર્યરૂપ ઝાડવ્યક્તિ અલગ અલગ છે. એટલે ઉત્પત્તિની અપેક્ષાએ સ્વતંત્ર કારણમાંથી સ્વતંત્ર સત્ કાર્ય બને છે, માટે પરસ્પર આકાંક્ષા જેવું નથી. ત્યારે સ્થિતિ અર્થાત્ અવસ્થાની દૃષ્ટિએ તો પોતપોતાના અલગ ઉપાદાનને લઇને વસ્તુ રહે છે; માટે આમાંય પરસ્પર આકાંક્ષા નથી. જ્ઞપ્તિ એટલે જ્ઞાન, એની અપેક્ષાએ પણ પરસ્પર આકાંક્ષાની વાત ઠીક નથી; દા. ત. વંધ્યાપુત્ર કેમ અસત્? તો કે વંધ્યા એટલે જ પુત્ર વિનાની સ્ત્રી, પછી એનો પુત્ર શાનો? હવે પૂછો સ્ત્રી વંધ્યા અર્થાત પુત્ર વિનાની કેમ? તો ઉત્તર એ, કે એનામાં તેવી યોગ્યતા નથી. એ શાથી? એના જવાબમાં, એના પૂર્વોપાર્જિત કર્મના ઉદયે. આમાં ક્યાં પરસ્પરાકાંક્ષા આવી?

એમ વસ્તુમાં બાહ્ય ભાગ – આંતરિક ભાગની પરસ્પર અપેક્ષા કહી ત્યાં પણ તે તે ભાગ એ પોતપોતાનાં અણુઓનાં સ્વતંત્ર સર્જન છે, માટે ઉત્પત્તિમાં પરસ્પરાપેક્ષા નથી. બાહ્યત્વ આંતરિકત્વને પરસ્પરાપેક્ષા છે એમ કહો, તો તે તો હ્રસ્વત્વ દીર્ઘત્વની જેમ પરસ્પરના જ્ઞાનને સાપેક્ષ છે, તેથી કાંઈ મૂળ દ્રવ્ય વસ્તુના બાધક નથી બનતા. વસ્તુમાત્ર એકાન્ત એક નહિ પણ અનેકાંત દૃષ્ટિએ અનેક ધર્મવાળી પ્રમાણસિદ્ધ છે.

સત્ ઉત્પન્ન થાય કે અસત્? એના ઉત્તરમાં પણ અનેકાન્ત દૃષ્ટિએ સદસત્ ઉત્પન્ન થતું હોવાથી કોઈ આપત્તિ નથી.

સત્ની સત્તા ભિન્ન કે અભિન્ન? એ પ્રશ્નની સામે તો બધું અસત્ માનનારને પૂછી શકાય કે અસત્ની અસત્તા પણ અસત્થી ભિન્ન કે અભિન્ન? બંનેના ઉત્તર એ, કે અંતે અસત્ સિદ્ધ જ નહિ થાય. અમારે તો અનેકાંત વ્યવસ્થા હોઇ સત્તાસ્વરૂપ એ સત્થી ભિન્નાભિન્ન હોઈ કોઇ દોષ નથી.

**'અસત્'વાદનું બીજી રીતે ખંડન:**–(૧) મોટી વાત તો એ છે કે 'સર્વ શૂન્ય' એ પ્રમાણથી સિદ્ધ છે કે અસિદ્ધ? જો પ્રમાણસિદ્ધ કહો, તો તે પ્રમાણ સત્ કે અસત્? સત્ કહો તો પછી બધું શૂન્ય અસત ક્યાં રહ્યું? અસત્ કહો, યા પ્રમાણથી અસિદ્ધ કહો તો તે અપ્રામાણિક ઠરવાથી અમાન્ય જ બનશે.

(૨) વળી બધું જ અસત હોય તો પછી સાચી ચાંદી અને છીપલામાં ભાસતી ચાંદી, એમાં કોઇ ફરક નહિ ગણાય! તેથી સાચું ચાંદીનું જ્ઞાન અને ચાંદીની ભ્રાન્તિ બે સમાન ગણાશે.

(૩) વળી જ્યારે બધું જ અસત્ છે તો એક ગુરુ, બીજો શિષ્ય; એક વક્તા, બીજો શ્રોતા, ઇત્યાદિ ભેદ પણ ન ઘટે. બધા અસત્, બધા સરખા! એમ,

(૪) 'બધું અસત્' એવો સિદ્ધાન્ત જો સત્ હોય તો પછી બધું જ અસત્ ક્યાં રહ્યું? જો સિદ્ધાન્ત પણ અસત્ છે તો તો અસત્ સિદ્ધાન્તની વસ્તુ માનવા લાયક નહિ રહે. આ 'માધ્યમિક' મતની સમીક્ષા થઇ.

**યોગાચારમતનું ખંડન: બાહ્યઅર્થની સિદ્ધિ:**

'યોગાચાર' બૌદ્ધમત બધું અસત્ નહિ, પણ વાસના, આકાર સત્ માને છે, છતાં બાહ્ય પદાર્થને અસત માને છે. એના મતે પણ ઉપરોક્ત સાચી–ખોટી ચાંદીની અને ગુરુ–શિષ્ય વગેરેની સમાનતાની આપત્તિ તો છે જ, ઉપરાંત જો માત્ર જ્ઞાન સત્ છે, બાહ્ય વસ્તુ નહિ, તો તો તે તે અસત બાહ્ય વસ્તુની વિશિષ્ટ વિશિષ્ટ ક્રિયા કેમ ઘટે? તલ અને રેતી જેવી બાહ્ય વસ્તુ જ જો સત્ નથી, તો તલમાંથી તેલ નીકળે, રેતીમાંથી નહિ, એ શું? એ ભેદ કોનો સમજવો? તરસ લાગી છે, ત્યાં 'પાણી પી લીધું' એવું જ્ઞાન કરી લેવા માત્રથી કે ઓછું પાણી પીવાથી નથી ચાલતું, એ વસ્તુ બાહ્ય પદાર્થ અને એની ક્રિયા સત્ માન્યા વિના કેમ સંગત થાય?

**સૌત્રાન્તિક મત પણ ઠીક નથી. અર્થ પ્રત્યક્ષ –પણ છે જ.** કેમકે બાહ્ય પદાર્થમાત્રને પરોક્ષ જ માનવાની સામે, (૧) આપણો સ્પષ્ટ અનુભવ ઢગલાબંધ પદાર્થ પ્રત્યક્ષ હોવાનો છે. અનુભવ થાય છે કે મને પ્રત્યક્ષજ્ઞાન થયું. વળી (૨) નજર સામે અનુભવાતો પ્રત્યક્ષ અગ્નિ, અને ધૂમાડાથી કલ્પાતો અગ્નિ, એમાં આ ફરક છે કે એક હુબહુ દેખાતો પ્રત્યક્ષ છે, ત્યારે બીજો ઇન્દ્રિયાતીત પરોક્ષ

છે; એકલા પરોક્ષમાં આ ભેદ શો ? વળી, (૩) એકનું જ્ઞાન ઇન્દ્રિયથી સાક્ષાત્ થતું હોઇ એના અવાન્તર વિશેષો, દા. ત. લાલ જ્વાળા કે લીલી જ્વાળા, અમુક ઉંચાઈ, અમુક પહોળાઈ, વગેરે પ્રત્યક્ષ જ્ઞાનમાં તો જણાઈ આવે છે, ત્યારે અગ્નિના થતાં અનુમાનમાં એ નથી જણાતા. આ બધું સૂચવે છે કે પરોક્ષ કરતાં પ્રત્યક્ષ જ્ઞાન જુદું છે જ.

**ક્ષણિકવાદનું ખંડન:**-વૈભાષિકાદિ બૌદ્ધ-**મતોમાં આ એક મોટી ખામી** છે કે એ બધું જ એકાન્તે ક્ષણિક માને છે. પણ તે ખોટું છે, કેમકે ક્ષણિક એટલે એકજ ક્ષણ ટકી બીજી ક્ષણે નાશ પામનાર; અને તેમ હોય તો—

* (૧) માટી વગેરે ઉપાદાન કારણ તો બીજી ક્ષણે તદ્દન ઊડી જ ગયા, પછી બીજી ક્ષણે ઘડો વગેરે કાર્ય કેવી રીતે બની જ શકે ?

* (૨) કહો, 'ઉપાદાનની તો પૂર્વ ક્ષણે જ જરૂર,' તો તો પ્રશ્ન એ થાય કે કયા કાર્યમાં કયું ઉપાદાન માનવું એ નિયમ નહિ રહે, કેમકે વર્ત-માન ક્ષણનાં ઉપાદાન તો નિર્મૂળ નાશ પામી ગયા, હવે પછીની ક્ષણે થનાર દા. ત. બે એક સરખા ઘડામાં કયા ઘડાની પ્રત્યે પૂર્વની કઈ માટી કારણ એ ચોક્કસ નહિ કરી શકાય, તેથી તો અમદાવાદમાં બનેલ ઘડા પ્રત્યે પાટણની માટી કારણ કહેવામાં શો વાંધો ?

* (૩) વળી આત્મા પણ જ્યારે ક્ષણિક છે, તો કાર્યકારણભાવનો નિશ્ચય કોણ કરશે ? કેમકે એકજ જોનારો પ્રથમ ક્ષણે કોઈ કારણ જુએ અને પોતે જ બીજી ક્ષણે એનું કાર્ય જુએ તો એ કાર્ય-કારણભાવ નક્કી કરી શકે, પણ બીજી ક્ષણે પોતે જ હયાત નથી પછી એ નિશ્ચિત શી રીતે થાય ?

* (૪) બીજું, આત્માના સમૂલ નાશથી અનુ-ભવના સંસ્કાર પણ નાશ જ પામવાના. તેથી બીજી ક્ષણે ઉત્પન્ન થયેલ આત્માને સ્મરણ કેમ થઈ શકે ? એવું જ જન્માન્તરમાં બનવાનું; કેમકે પૂર્વ જન્મનો આત્મા ત્યાં જ નાશ પામી ગયો, અહીં તો નવો જ આત્મા ઉત્પન્ન થયો, એને પૂર્વના સંસ્કાર સાથે શો મેળ ? અગર કહો 'તેવા જ નવા સંસ્કાર સાથે જન્મે છે,' તો પ્રશ્ન તો એ જ છે કે કોના સંસ્કાર કયા નવા આત્મામાં જન્મે, એનો નિયમ શો ?

**રાગાદિ પર વિજય કેવી રીતે ?**—આમ માધ્ય-મિક બૌદ્ધમતે તો રાગાદિ જેવી કોઈ સત્ વસ્તુ જ નથી. એટલે એને જીતવા જેવું કાંઇ રહેતું જ નથી, પછી જિન કહેવાનો કોઈ અર્થ જ નથી. જૈન મતે રાગાદિ એ સદ્ વસ્તુ હોવાથી એના પર વિજય એ પણ વાસ્તવિક હકીકત છે. આ રાગાદિને જીત-વાનું ચારિત્ર-પરિણામથી બને છે, કેમકે એમાં હિંસાદિ પાપો અને ઇન્દ્રિઓના વિષયોથી વિરતિ છે, વિરમણ છે, પ્રતિજ્ઞાબદ્ધ નિવૃત્તિ છે, એટલે સહેજે રાગાદિનાં સ્થાન બંધ થવાથી અને ચારિત્ર-પરિણામની વિશુદ્ધિ ઉત્તરોત્તર વધવાથી ક્રમશઃ રાગાદિ ઘટતા આવે. આ ચારિત્ર પરિણામ જીવના તથાભવ્યત્વનો પરિપાક, સત્ પુરુષાર્થ વગેરે સામગ્રીથી પ્રગટ થાય છે. આ રીતે રાગાદિ પર સંપૂર્ણ વિજય વગેરે કરવા દ્વારા અરિહંત ભગવાન વાસ્તવિક જિન જાપક, તીર્ણ તારક વગેરે સિદ્ધ થાય છે. જેમ પોતે જિન બન્યા એમ જગતના ભવ્યાત્મા-ઓને પણ પોતાનું અને પોતાના ઉપદેશનું આલં-બન આપવા દ્વારા એ જીવોને રાગાદિ જિતાડનારા બને છે. (૫૬-૨૭)

## ૨૮. तिण्णाणं तारयाणं

(૯૦-) एते चावर्तकालकारणवादिभिरनन्तशिष्यै-र्भावतोऽतीर्णादय एवेष्यन्ते, 'काल एव कृत्स्नं जगदा-वर्त्तयती'तिवचनात् । एतन्निरासायाह-'तीर्णेभ्यस्तार-केभ्यः' । ज्ञानदर्शनचारित्रपोतेन भवार्णवं तीर्णवन्त-स्तीर्णाः ।

**અર્થ:**-આ પણ પરમાત્મા ભાવથી તરી ગયેલા નથી હોતા એવું, (નર-નારક વગેરેના પર્યાયોના પરિવર્તનરૂપી) આવર્ત પ્રત્યે કાળને જ કારણ કહેનાર અનંત નામના વાદીના શિષ્યો માને છે; કેમકે એમનું શાસ્ત્રવચન છે કે 'કાળ જ સમસ્ત જગતનું પરિવર્તન કર્યા કરે છે.' આ મતના નિષેધ માટે કહે છે કે 'તિણ્ણાણં તારયાણં.' જ્ઞાન-દર્શન-

ચારિત્રરૂપી જહાજથી ભવસાગરને તરી ગયેલા તે તીર્ણ કહેવાય.

**વિવેચન:—અનંતનો મત: વિશ્વપરિવર્તન કાળને જ લીધે:—**હવે 'તિણ્ણાણં તારયાણં' પદની વ્યાખ્યા ચાલે છે. એનો અર્થ 'તરેલા અને તારનારને (નમસ્કાર હો.)'

અરિહંત ભગવાનનું આ વિશેષણ 'અનંત' નામના વાદીના શિષ્યોની માન્યતાના ખંડન માટે છે. એ લોકો એવું માને છે કે "જગતમાં જે બધું પરિવર્તન થાય છે, દા. ત. જીવ હમણાં મનુષ્ય છે, પછી મરીને નારકીમાં અવતરે, અગર દેવ થાય, બાદ વળી તિર્યંચ થાય, એવા પરિવર્તનોમાં કારણભૂત કોઈ હોય તો તે માત્ર કાળ છે."

એમનાં શાસ્ત્રોનું આ વચન છે કે 'કાળ જ સમસ્ત જગતનું પરિવર્તન કરે છે.' શું જડ કે શું ચેતન, નિખિલ વિશ્વમાં પરિવર્તન લાવનાર કાળ જ છે, બીજું કોઈ ફેરફાર કરી શકતું નથી. વસ્તુના તે તે પર્યાય, તેવી તેવી અવસ્થાઓ કાળમાં નિયત થઈ ગયેલી છે, અને તે તે કાળ તેને તેને પ્રગટ કરતો ચાલે છે. કુંભાર માને કે 'માટીમાંથી ઘડો મેં બનાવ્યો,' અને તોફાની માને કે 'ઘડાનાં ઠીકરાં મેંજ કર્યા,' એ એનું અભિમાનમાત્ર છે, ભ્રમણા છે. ખરી રીતે આ ફેરફાર કાળે કર્યો છે. કાળ બીજને પકાવે છે; ઋતુઓ લાવે છે, ગર્ભ પરિપકવ કરે છે. ઈત્યાદિ પરિવર્તન કાળના મહિમાથી જ છે. માટે તો કાળ પ્રતિકૂળ હોય ત્યાં કશું નીપજતું નથી.

આમ જ્યારે કાળ જ કારણ છે, તો તે તો સદાનો છે, તેથી હંમેશા ફેરફાર થયા જ કરે છે. જીવ હમણાં સંસારી છે, પછી કદાચ કાળબળે મુક્ત પણ બને, તો પણ કાળ પાછો એને સંસારી બનાવે છે. એટલે કોઈ શાશ્વત કાળ માટે મુક્ત રહેતું નથી."

**અનંતમત-ખંડન: મુક્ત ફરી સંસારી કેમ નહિ?:—**અનંતના શિષ્યોનો આ મત વાસ્તવિક નથી, તેથી એના ખંડન માટે 'તિણ્ણાણં તારયાણં' પદ મૂક્યું. એનો પૂર્વના 'નમોત્થુ ણં' પદ સાથે અર્થ એ, કે 'તરેલાને અને તારનારને નમસ્કાર હો.' તરેલા એટલે જ્ઞાનદર્શનચારિત્રરૂપી જહાજથી ભવસાગર પાર કરી ગયેલા, હંમેશને માટે આ સંસારમાંથી નિવૃત્ત થયેલા, જેમને હવે કદી સંસારમાં પાછું આવવાનું નથી, હવે ક્યારે ય મનુષ્યપણું, નારકપણું વગેરે પર્યાયમાં પરિવર્તન પામવાનું નથી. જ્ઞાન દર્શન અને ચારિત્રની સાધના જ એવી છે કે એ પરાકાષ્ઠાએ પહોંચતાં, અજ્ઞાન મિથ્યાત્વ અને કષાયોનો સર્વથા અંત આવી જવાથી આત્મા હવે શુદ્ધ અનંતજ્ઞાન, વીતરાગતા વગેરેના પૂર્ણ પ્રગટ સ્વરૂપવાળો બને છે. પછી ત્યાં એ સ્વરૂપને આવરનાર અને પાછા અજ્ઞાનાદિ ઉત્પન્ન કરનાર હવે શાશ્વત કાળ માટે કોઈ કર્મજ નથી, તો પછી કારણ વિના કાર્ય થાય જ નહિ એ હિસાબે કદી સંસારમાં આવવાનું હોતું નથી.

(લ૦–) नैतेषां जीवितावर्त्तवद् भवावर्त्तो, निबन्धनाभावात् । न ह्यस्यायुष्कान्तरवद् भवाधिकारान्तरं, तद्भावेऽत्यन्तमरणवन्मुक्त्यसिद्धेः, तत्सिद्धौ च तद्भावेन भवनाभावः, हेत्वभावात् । न हि मृतः तद्भावेन भवति, मरणभावविरोधात् ।

**અર્થ:**—આ મુક્ત પરમાત્માને (પૂર્વ) જીવનના પરિવર્તનની–પુનર્જીવનની જેમ (પૂર્વ) સંસારનું પુનર્ભવન હોતું નથી, કેમકે (એનું) કારણ નથી. તરી ગયેલાને (ભવસાગરમાંના ક્ષીણ એક આયુષ્ય પછી) બીજા આયુષ્યની જેમ, (ક્ષીણ એક ભવવાસ પછી) બીજા ભવનો અધિકાર નથી; કેમકે જો તેમ હોય તો સર્વ પ્રકારે આયુષ્યના ક્ષયની જેમ મુક્તિ થઈ જ ન ગણાય; અને જો મુક્તિ થઈ હોય તો ફરી ભવાધિકારવશ થતા ભાવે પરિણમવાનું હોય નહિ; કેમકે કારણ હાજર નથી. મરેલો તે જ (જીવનના) ભાવે થતો નથી, કેમકે મરણ વસ્તુને (અમરણ–જીવન સાથે) વિરોધ છે.

**વિવેચન:— મુક્તિ પછી સંસાર કેમ નહિ?:—**

પ્ર૦—જેમ પૂર્વે અનુભવેલા એક જીવન પછી ફરી બીજું જીવન આવે છે, તેમ ભવ તરી ગયેલાને મુક્તિ પહેલાં અનુભવેલા સંસાર જેવો ફરી બીજો સંસાર થાય એમાં શો વાંધો?

ઉ૦—કારણ વિના કાર્ય થાય જ નહિ. મુક્તિ એ આઠે કર્મના ક્ષયથી બની છે. સંસાર આઠ કર્મના

ઉદયરૂપ છે. મુક્તિ થઈ એટલે હવે કર્મરૂપી કારણ જ હયાત નથી પછી તેનો ઉદયરૂપી સંસાર કેવી રીતે બને ?

**કાળ એકલો જ કેમ કારણ નહિ ? :-**

**પ્ર૦**-કાળરૂપી કારણ છે ને ? કાળ સંસારનું પુનરાવર્તન કરી શકે.

ઉ૦-કોઈ પણ કાર્ય નીપજવામાં કાળ એકલો જ કારણ નથી, સાથે વસ્તુસ્વભાવ અર્થાત્ તેવું તેવું ઉપાદાન, ઉપરાંત કર્મ (કર્મ જન્ય નિમિત્તો), પુરુષાર્થ અને ભવિતવ્યતા પણ કારણ છે. પાંચે કારણ મળે તો કાર્ય થાય. એકલો કાળ જ કારણ હોય તો એક જ વખતે જુદી જુદી જાતના જ પાક, ફળ, સુખ દુઃખ વગેરે કેમ થાય ? કાળ સમાન હોવાથી સમાન પાક થવા જોઈએ. વળી એકલો કાળ જ બધું કરતો હોય તો મોક્ષશાસ્ત્રો, મોક્ષમાર્ગની આરાધના વગેરે નિરુપયોગી-નિરર્થક ઠરે ! કેમકે કાળ જે કરવાનો છે તે કરવાનો જ છે. તેમ, કરણી તેવી ભરણી શા માટે ? અર્થાત્ 'કરેલા સત્-અસત્ પુરુષાર્થને લીધે જ સત્-અસત્ ફળ; પણ માત્ર કાળને લીધે નહિ,' એવું કેમ ? માટીમાંથી જ ઘડો, રેતીમાંથી કેમ નહિ ? અહીં કાળને બદલે ઉપાદાન કેમ હેતુભૂત ? કોઈ સ્વર્ગે ને કોઈ નરકમાં કેમ જાય ? એકલા કાળથી કાંઈ બને નહિ.

**પુનર્જીવનવત્ પુનર્ભવાધિકાર નહિ:-**

પ્ર૦-ઠીક છે, પરંતુ સંસાર તરી ગયેલાને જેમ તરવા પૂર્વે નારકી વગેરેના આયુષ્યનો અધિકાર રહેતો, તો વારંવાર તેવા પર્યાય થતા હતા, તેમ મુક્ત થયા બાદ પણ પૂર્વના ક્ષીણ થયેલા ભવના અધિકારની જેમ બીજા ભવનો અધિકાર હોઈ, ફરી સંસાર-પર્યાય કેમ ન થાય ?

ઉ૦-તરી ગયેલાને નવા આયુષ્ય અને નવા સંસારનો અધિકાર માની લેવો એ એની પાછળ કોઈ હેતુ દલીલ નહિ હોવાથી કપોલકલ્પના, યથેચ્છ કામના છે, નિર્હેતુક પ્રતિપાદન છે. સંસારમાં પણ નવા આયુષ્યનો અધિકાર એમને એમ કાળના હિસાબે નહિ, પરંતુ તેવા તેવા જીવના પુરુષાર્થના હિસાબે જ હોય છે. એના બદલે જો એમ જ નવા આયુષ્ય અને નવા ભવનો અધિકાર માનવો હોય, તો તો તરી ગયેલાને જેમ સર્વ પ્રકારે આયુષ્યના ક્ષયરૂપી અંતિમ મરણ ન મનાય, તેમ સર્વ પ્રકારે સંસારના ક્ષયરૂપી મુક્તિ પણ સિદ્ધ નહિ થાય. અર્થાત્ એક આયુષ્યની પૂર્ણાહુતિ પછી તરત જ બીજા આયુષ્યની જેમ એક ભવ-પર્યાય પૂર્ણ થયા પછી તરતજ બીજો ભવ-પર્યાય શરૂ થઈ જવો જોઈએ.

**મરણ બાદ પૂર્વ ભાવ નહિ :**-ત્યારે જો કહો કે 'ના, ના એવું થતું નથી અંતિમ મરણ અને મુક્તિ માનીએ છીએ,' તો પછી નવા આયુષ્ય અને નવા સંસારથી નીપજતો જે પર્યાય, તે તો તરી ગયેલા પરમાત્મામાં લાગુ જ ન થઈ શકે. તરી જનાર આત્મા ભવિષ્યમાં કદીય આયુષ્યભોગ અને ભવવાસના પર્યાયવાળો-પરિણામવાળો બની શકે જ નહિ; કેમકે એના કારણભૂત આયુષ્ય અને ભવ જ એમને છે નહિ. સંસારમાં પણ દેખાય છે કે મરી ગયેલ આત્મા હવે ફરીથી પૂર્વનાં જીવનને પામતો જ નથી; ભૂતકાળના ભવ તરીકે જીવનારો બનતો નથી. હાં, એવો ને એવો જન્મ ફરી કદાચ પામે અને એ તરીકે જીવે, પણ તે તો નવો ભવ છે, વ્યતીત થઈ ગયેલો નહિ, નહિતર પછી મરણ અને અ-મરણ (જીવંત દશા) વચ્ચે તફાવત જ ન રહે ! કેમકે એમાં મૃત્યુ બાદ પણ પૂર્વનું જીવન તદવસ્થ કાયમ એટલે જીવંતદશા જેવું જ થયું ગણાય ! કિન્તુ મરણદશા તો જીવંત દશાથી તદ્દન વિપરીત છે. મરણ એટલે આયુષ્યનો અત્યન્ત ક્ષય. ક્ષય પછી બીજો ક્ષય નહિ. કેમકે પછી એ આયુષ્ય જ નથી, જીવંત કેમ બને ?

(લ૦-) एतेन ऋत्वावर्त्तनिदर्शनं प्रत्युक्तं, न्यायानुपपत्तेः; तदावृत्तौ तदवस्थाभावेन परिणामान्तरायोगात्; अन्यथा तस्यावृत्तिरित्ययुक्तं, तस्य तदवस्थानिबन्धनत्वात् । अन्यथा तदहेतुकत्वापत्तेः । एवं न मुक्तः पुनर्भवे भवति, मुक्तत्वविरोधात् । सर्वथा भवाधिकारनिवृत्तिरेव मुक्तिरिति तद्भावेन भावतस्तीर्णादिसिद्धिः । २८ ॥

**અર્થ :-**(મરેલો એ ન મરેલા તરીકે બની શકે

જ નહિ) એટલા માટે ઋતુના આવર્તન (પુનરાગમન)નું દૃષ્ટાન્ત ખંડિત થઈ જાય છે. કેમકે ન્યાય ઘટતો નથી. (દૃષ્ટાન્તમાં તો) ઋતુની આવૃત્તિ થાય છે ત્યાં ઋતુયોગ્ય અવસ્થા પ્રાપ્ત થવાથી બીજો કોઈ પરિણામ (અવસ્થા) હોવાનું અઘટિત છે, નહિતર એજ ઋતુની પુનરાવૃત્તિ થયાનું (કહેવું) અયુક્ત બને; કારણ કે એની એ ઋતુ જ એની એ અવસ્થામાં હેતુભૂત છે. એવું ન હોય તો એની એ અવસ્થા કારણ વિના બની જવાની આપત્તિ આવે. એ રીતે, મુક્ત થયેલ જીવ ફરીથી સંસારમાં આવતા નથી, (સંસારી અવસ્થા પામતા નથી), કેમકે તો તો મુક્તપણું જ ન ઘટે. ભવાધિકારનો સર્વથા નાશ એ જ મુક્તિ છે. એટલા માટે અરિહંત ભગવાનમાં એ હોવાથી એ વાસ્તવિક તરેલા છે વગેરે સિદ્ધ થાય છે.

વિવેચનઃ- ઋતુનું પુનરાવર્તનનું દૃષ્ટાન્ત અસંગતઃ-આમ, મરેલો એ નહિ મરેલો બનતો નથી, એટલે અંતિમ મરણે ભવથી મુક્ત બનેલો હવે ફરીથી ભવવાસી ન બની શકે.

પ્ર૦-જેવી રીતે ઋતુનું પુનરાવર્તન થયા કરે છે, અને વૃક્ષને ડાળપાંખળાં આવી લાગે છે, એવી રીતે અંતિમ મરણ અને મુક્તિ થયા પછી પણ કાળના આવર્તનથી ફરી સંસાર અને દેહધારીપણું વગેરે કેમ ન બની શકે ?

ઉ૦-ઋતુનું દૃષ્ટાન્ત જ અયુક્ત છે, કેમકે એમાં તો પ્રસ્તુતથી વિલક્ષણતા છે. તે એ, કે વરસોવરસ એજ વસંતાદિ ઋતુના પુનરાગમનમાં તે તે ઋતુને યોગ્ય અર્થાત્ ઋતુના કારણે થતી આંબા વગેરેના મ્હોરની અવસ્થાની પ્રાપ્તિ થાય છે; એટલે ત્યાં પૂર્વ વરસની ઋતુ કરતાં બીજો પરિણામ સંભવતો નથી, પણ પૂર્વનો જ પરિણામ પ્રાપ્ત થાય છે. જો બીજો જ પરિણામ થતો હોય તો તો તે જ ઋતુની પુનરાવૃત્તિ થઇ એમ કહેવું અયુક્ત ઠરે. કારણ એ છે કે એની એજ ઋતુ તો એવી પૂર્વના જેવી જ આંબાદિની મ્હોર વગેરે અવસ્થામાં કારણભૂત જ છે. કારણ હોય ત્યાં કાર્ય થાય. એટલે તેવી અવસ્થા પેદા કરવાના સ્વભાવવાળી ઋતુ જો હાજર છે, તો તેની હાજરીમાં તેવી ઋતુના કારણે પેદા થવાના સ્વભાવવાળી અવસ્થા કેમ જ ઉત્પન્ન થયા વિના રહે ? એવું જો ન હોય અને તે તે ઋતુયોગ્ય કરતાં બીજી જ કોઈ ભળતી જ અવસ્થા થતી હોય, તો તો પછી તે અવસ્થા તે ઋતુના કારણેજ ન કહેવાય. અર્થાત્ અમુક ચોક્કસ અવસ્થા અને તે તે ઋતુનો કાર્યકારણભાવ ન ઘટી શકે. જ્યારે, કાર્યકારણભાવ તો છેજ, માટે તો કહેવાય છે કે અમુક ફળ અમુક ઋતુમાં જ આવે.

પરંતુ આ રીતે વર્ષે વર્ષે ફરીથી ઋતુ આવવાની જેમ મુક્ત આત્મામાં ફરીથી ભવ આવતો નથી; કેમકે તો તો મુક્તપણું જ અસંગત થઇ જાય. ભવાધિકારનો સર્વથા નાશ એજ મુક્તિ છે. મુક્તપણું થયું એટલે ભવને માટે તદ્દન બિનઅધિકારી થયા. કેમકે ત્યાં સર્વ કર્મનો નાશ થયો એટલે મનુષ્ય ભવ આદિ હવે બને જ કેવી રીતે ? યા ભવને યોગ્ય કર્મ પણ ઉપાર્જી જ કેવી રીતે શકે ? કર્મનો ઉદય ચાલુ હોય તો જ કષાય અને યોગ યા એકલો યોગ પ્રવર્તે છે, અને ત્યારે જ કર્મ બંધાય છે. મુક્ત થયે સર્વથા કર્મરહિત અવસ્થા થઈ, તેથી હવે કયારે ય પણ તે સંભવે જ નહિ, માટે જ ભવ થાય નહિ.

અરિહંત ભગવાનમાં આવી મુક્તિ થઈ છે તેથી તે વાસ્તવિક રીતે સંસારથી તરી ગયેલા તરીકે સિદ્ધ છે, અને બીજાને પણ તેમ તારનારા તરીકે સિદ્ધ છે. ( ૨૮મી સંપદા સમાપ્ત. )

## ૨૯. बुद्धाणं बोहयाणं

(લ૦-) एतेऽपि परोक्षज्ञानवादिभिर्मीमांसकभेदैर्नीत्या अबुद्धादय एवेष्यन्ते 'अप्रत्यक्षा च नो बुद्धिः, प्रत्यक्षोऽर्थः' इति वचनात् । एतद्व्यवच्छेदार्थमाह 'बुद्धेभ्यः बोधकेभ्यः'-अज्ञान-निद्राप्रसुप्ते जगत्यपरोपदेशेन जीवाजीवादिरूपं तत्त्वं बुद्धवन्तो बुद्धाः स्वसंविदितेन ज्ञानेन, अन्यथा बोधायोगात् ।

**અર્થ :-'એ પણ યુક્તિથી જોતાં અ-બુદ્ધ અબોધક જ હોય છે,'-એવું જ્ઞાનને પરોક્ષ કહેનાર મીમાંસકવિશેષો માને છે, કેમકે (એમને ત્યાં)**

**શાસ્ત્રવચન છે કે 'આપણી બુદ્ધિ પ્રત્યક્ષ નથી, પદાર્થ પ્રત્યક્ષ છે.' આ (મત)ના નિષેધ માટે કહે છે 'બુદ્ધાણં બોહયાણં.'–જગત અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલું હતું ત્યારે બીજાના ઉપદેશ વિના જીવ અજીવ આદિસ્વરૂપ તત્ત્વને એમણે જાણ્યું, (તે પણ) સ્વસંવિદિત જ્ઞાનથી બુદ્ધ બન્યા, નહિતર જ્ઞાન જો સ્વસંવિદિત ન હોય તો બોધ થઈ શકે નહિ.**

**વિવેચન:–મીમાંસકમતે જ્ઞાન પરોક્ષ:**–હવે 'બુદ્ધાણં બોહયાણં'પદની વ્યાખ્યા. એનો અર્થ બોધ પામેલા અને બોધ પમાડનારાને (નમસ્કાર હો.) આ પદ, 'જ્ઞાન સ્વસંવેદ્ય, સ્વત:-સંવેદ્ય નહિ, પણ પરોક્ષ છે,'–એવું માનનારના ખંડન માટે છે. કેટલાક મીમાંસક (કુમારિલ ભટ્ટના અનુયાયી) કહે છે કે "પરમાત્મા બુદ્ધ–બોધક ન હોઈ શકે. યુક્તિ ના પાડે છે. બુદ્ધ એટલે તો સ્વસંવિદિત બોધવાળા. બોધ 'સ્વસંવિદિત' એટલે બોધ પોતે પોતાનાથી જ્ઞાત, તે બની શકે નહિ. કેમકે શાસ્ત્રવચન છે કે 'अप्रत्यक्षा च नो बुद्धिः, प्रत्यक्षोऽर्थः' અર્થાત્ આપણી બુદ્ધિ પ્રત્યક્ષ નથી, પદાર્થ પ્રત્યક્ષ છે. કેમકે સામે વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે એવો અનુભવ થાય છે, પરંતુ માંહી જ્ઞાન પ્રત્યક્ષ દેખાવાનો અનુભવ નથી થતો. અર્થાત્ જ્ઞાન થયું એવું સ્વત: જણાતું નથી.

પ્ર૦–તો પછી આપણને જ્ઞાન થયાની ખબર તો પડે છે, તે કેવી રીતે?

ઉ૦–તે અનુમાનથી ખબર પડે છે. અનુમાન આ રીતે, કે દા. ત. બહારનો કોઇ ઘડો જાણ્યો, એટલે એમ થાય છે કે 'આ ઘડો મારે જ્ઞાત બન્યો.' હવે જુઓ કે ઘડો શ્યામ છે તો એમાં શ્યામપણું છે, ગોળ છે તો એમાં ગોળપણું છે. નિયમ છે કે જે જે હોય તેમાં તેપણું રહે. એટલે જો ઘડો શ્યામ, તો ઘડામાં શ્યામપણું. અહીં ધ્યાન રાખવાનું છે કે 'જ્યાં જ્યાં ઘડો હોય ત્યાં ત્યાં ઘડાપણું હોય'–આ નિયમ ખોટો છે; કેમક ઘડો જ્યાં જ્યાં એટલે કે દા. ત. જમીન પર; તો શું ત્યાં ત્યાં અર્થાત્ જમીન ઉપર ઘડાપણું છે? ના. માટે નિયમ આ, કે 'જ્યાં જ્યાં નહિ પણ જે જે ઘડો, તેમાં તેમાં ઘડાપણું. જે જે શ્યામ, તેમાં તેમાં શ્યામપણું" આમ શ્યામમાં શ્યામતાની જેમ પ્રસ્તુતમાં ઘડો 'જ્ઞાત' બન્યો માટે ઘડામાં જ્ઞાતતા આવી છે. હવે આના પરથી અનુમાન થાય છે કે આ જ્ઞાતતાધર્મ ક્યાંથી ઉત્પન્ન થયો? આત્માની અંદરમાં જ્ઞાન પ્રગટ્યા વિના બહાર વિષયમાં જ્ઞાતતા ન જન્મી શકે. ઘડો જ્ઞાત બન્યો છે એટલે જ્ઞાતતા તો જન્મી જ છે. શ્યામતા વિના શ્યામ નહિ, તેમ જ્ઞાતતા વિના જ્ઞાત નહિ; અને જ્ઞાતતા વળી જ્ઞાન વિના નહિ; એટલે જ્ઞાતની જ્ઞાતતા પરથી અનુમાન થયું કે અંતરમાં જ્ઞાન જન્મ્યું છે. આમ જ્ઞાન અનુમેય છે, પ્રત્યક્ષ નથી; જ્યારે બાહ્ય પદાર્થ પ્રત્યક્ષ છે. વ્યવહાર થાય છે કે ઘડો, ઘટ પ્રત્યક્ષ દેખાય છે"

આ મતના ખંડન માટે કહ્યું 'બુદ્ધાણં બોહયાણં'. બુદ્ધ એટલે બીજા કોઇના ઉપદેશ વિના સ્વસંવિદિત જ્ઞાનથી જીવ, અજીવ, પુણ્ય, પાપ આદિ તત્ત્વને જાણનારા બનેલા. તે પણ ક્યારે? જ્યારે જગત અજ્ઞાનરૂપી નિદ્રામાં ઘોરતું હતું, જગતનાં જીવો જીવાજીવાદિ તત્ત્વના અજાણ હતા ત્યારે. એ અજ્ઞાન નિદ્રાસ્વરૂપ છે, કેમકે નિદ્રામાં માણસને પોતાનું ભાન નથી હોતું. કોઈ પોતાનો માલ ઉઠાવી જાય, યા વીંછી કે સર્પ ડસવા આવે, તો ય એને ગમ નથી કે આ હું ચોરાઈશ યા ડસાઈશ. એમ તત્ત્વના અજ્ઞાનની દશામાં પણ જીવને પોતાના આત્માનું ભાન નથી હોતું કે 'મારું આત્મધન પુણ્ય, ગુણો, વગેરે ચોરાઈ રહ્યું છે. મને મિથ્યાત્વ–કષાયાદિ સાપ–વીંછી ડસી રહ્યા છે!' જગતની આવી સ્થિતિની વચમાં પ્રભુએ સ્વત: જીવ, અજીવ વગેરે તત્ત્વ જાણ્યાં. તત્ત્વને ઓળખવાથી આત્મસંપત્તિની ચોરી અને મિથ્યાત્વાદિના દંશની ખબર પડે છે, તેથી સાવધાની આવે છે, બચાવ કરી લેવાય છે. ભગવાને તત્ત્વ જાણ્યાં તે સ્વસંવિદિત જ્ઞાનથી, અર્થાત્ સ્વયં સંવેદન થાય એવા જ્ઞાનથી; પરોક્ષ જ્ઞાનથી નહિ. નહિતર તો જો જ્ઞાનનું આંતર સંવેદન ન હોય તો તો તત્ત્વનું સંવેદન જ થઇ શકે નહિ. કારણ એ છે કે જો જ્ઞાન ખુદ સંવિદિત નહિ, અર્થાત્ પોતે જો પોતાનું જ સંવેદન ન કરી શકે,

તો પછી તત્ત્વનું સંવેદન તો શી રીતે જ કરી શકે? દીવો પોતાને ન દેખાડે તો બીજાને શું દેખાડે?

(લ૦) नास्वसंविदिताया बुद्धेरवगमे कश्चिदुपायः, अनुमानादिबुद्धेरविषयत्वात् । न ज्ञानव्यक्तिर्विषयः, तदा तदसत्त्वात् । न तत्सामान्यं, तदात्मकत्वात् । न च व्यक्त्यग्रहे तद्ग्रह इत्यपि चिन्त्यम् ।

**અર્થ :–સ્વસંવિદિત ન હોય એવી બુદ્ધિને જાણવાનો કોઇ ઉપાય નથી, કેમકે અનુમાનાદિ બુદ્ધિનો એ વિષય નથી. (વિષય કોણ? વ્યક્તિ કે સામાન્ય?) જ્ઞાનવ્યક્તિ વિષય નથી, કેમકે અનુમાનાદિબુદ્ધિકાળે તે હયાત જ નથી. ત્યારે જ્ઞાનવ્યક્તિગત સામાન્ય પણ વિષય નથી, કેમકે સામાન્ય તો આશ્રય વ્યક્તિ સ્વરૂપ છે. (અને વ્યક્તિ હયાત નહિ તો તે પણ હયાત નહિ.) વળી વ્યક્તિનું જો જ્ઞાન નહિ, તો સામાન્યનું પણ જ્ઞાન થઈ શકે નહિ, એ પણ વિચારવા જેવું છે.**

વિવેચન :–**મીમાંસક–મતનું ખંડન : જ્ઞાન સ્વસંવિદિત છે:–**

પ્ર૦–જ્ઞાનનું સંવેદન ભલે સ્વતઃ ન થાય, પરંતુ બીજા જ્ઞાનથી થઈ શકે ને?

ઉ૦–જ્ઞાન જો સ્વતઃ સંવેદ્ય ન હોય તો તો પછી એને જાણવાનો બીજો કોઇ ઉપાય જ નથી, બીજું કોઇ જ્ઞાન એનું સંવેદન ન કરાવી શકે. કારણ એ છે કે બીજાં જ્ઞાનમાં અનુમાન–બુદ્ધિ આગમજ્ઞાન વગેરે આવે; પરંતુ પ્રસ્તુત જ્ઞાન એ અનુમાનાદિનો વિષય નથી બની શકતું; કેમકે,

અહીં બે વિકલ્પ થાય, (૧) એ પ્રસ્તુત જ્ઞાન–વ્યક્તિ જ વિષય બને? કે (૨) જ્ઞાનસામાન્ય વિષય બને?

(૧) પહેલા વિકલ્પના ઉત્તરમાં, જ્ઞાનવ્યક્તિ અનુમાનનો વિષય નહિ બની શકે; કેમકે જ્યારે અનુમાન કરો છો તે વખતે એ જ્ઞાનવ્યક્તિ હાજર જ નથી. નિયમ છે, બે જ્ઞાન એક સાથે ન હોય. એટલે જો અનુમાન હાજર છે તો જ્ઞાનવ્યક્તિ હાજર ન હોય, અને જ્યારે જ્ઞાનવ્યક્તિ ઉત્પન્ન થઈ હતી ત્યારે અનુમાન હાજર નહોતું. એટલે એ બંને સ્થિતિમાં અનુમાનનો વિષય ક્યાંથી બની શકે?

પ્ર૦–અનુમાન વખતે ભલે જ્ઞાન હાજર નથી, અતીત છે, પરંતુ અતીતનું ય અનુમાન તો થઈ શકે ને?

ઉ૦– થઈ શકે, કિન્તુ જે 'જ્ઞાતતા'—'અર્થ-પ્રત્યક્ષતા' પરથી અનુમાન કરવું છે, તે તો જ્ઞાન નષ્ટ થવા સાથે નષ્ટ થવાથી હાજર નથી, પછી અનુમાન શી રીતે થાય? વળી અહીં જ્ઞાનનું સંવેદન જે થાય છે તે પ્રત્યક્ષ સંવેદનરૂપ હોઇને પ્રત્યક્ષ તો હાજર વિષયનું જ થઈ શકે. માટે અનુમાનબુદ્ધિ કાળે જ્ઞાન બિનહયાત હોવાથી એનું સંવેદન ન થઈ શકે, અનુમાનનો વિષય પ્રસ્તુત જ્ઞાન નહિ બની શકે. એવું જ નષ્ટ જ્ઞાતતા અંગે.

(૨) બીજા વિકલ્પના ઉતરમાં જ્ઞાનસામાન્ય પણ વિષય નહિ બની શકે; કેમકે એ સામાન્ય તો પોતાની આશ્રયભૂત તે જ્ઞાનવ્યક્તિ સ્વરૂપ છે. સામાન્ય કાંઈ આધારથી જુદી વસ્તુ નથી. ઘટમાં ઘટત્વ સામાન્ય એ આધારભૂત ઘટસ્વરૂપ જ છે. જો ઘડો નહિ તો ઘટત્વ ક્યાં રહ્યું? એ કાંઇ ઘડામાં પાણીની જેમ કોઈ જુદી વસ્તુ નથી. હવે જો અનુમાન–કાળે જ્ઞાનવ્યક્તિ ખુદ નષ્ટ છે, તો તદાત્મક સામાન્ય પણ નષ્ટ થયું છે, તેથી અનુમાનનો વિષય કેમ બની શકે?

પ્ર૦ –સામાન્ય તો બધી વ્યક્તિઓમાં એક કથંચિદ્ ભિન્ન તરીકે જૈનદર્શને પણ માન્યું છે. તે ભિન્ન હોઇ નિત્ય છે એટલે હયાત છે, તો તે અનુમાનનો વિષય કેમ ન બને?

ઉ૦–નિત્ય હોય તો પણ શું? આધાર વ્યક્તિના બોધ વિના એકલા સામાન્યનો બોધ થઈ શકતો નથી. ઘડો જણાય તો જ ઘડાપણું જણાય છે. એમ વૃક્ષવિશેષ કોઇ લીમડો, પીપળો વગેરે પ્રમેય વ્યક્તિ છે, તો જ ત્યાં વૃક્ષસામાન્ય છે, નહિતર નહિ. એમ પ્રસ્તુતમાં જ્ઞાનવ્યકિત તો નષ્ટ હોઈ અનુમાનથી જણાતી નથી, પછી જ્ઞાનસામાન્ય શી રીતે જણાવાનું હતું? આ પણ વિચારણીય છે. બાકી વ્યક્તિ વિના સામાન્ય ન રહે એ પણ વિચારવા જેવું તો છે જ.

તાત્પર્ય, બંને વિકલ્પથી સિદ્ધ થાય છે કે જ્ઞાનનું સંવેદન અનુમાનાદિથી નહિ થઈ શકે, જ્ઞાનને સ્વતઃ પ્રત્યક્ષ, સ્વસંવિદિત જ માનવું પડશે.

(લ૦-) नार्थप्रत्यक्षता लिङ्गं, यत् प्रत्यक्षपरिच्छिन्नोऽर्थ एवार्थप्रत्यक्षता,-प्रत्यक्षकर्मरूपतामापन्नोऽर्थ एव । न चेयमस्य विशिष्टावस्था विशेषणाप्रतीतौ प्रतीयत इति परिभावनीयम् । एवं चेन्द्रियवदज्ञातस्वरूपैवेयं स्वकार्यकारिणीत्यप्ययुक्तमेव, तत्कार्यप्रत्यक्षत्वेन वैधर्म्यात्। अतोऽर्थप्रत्यक्षतार्थपरिच्छेद एवेति नीत्या बुद्धादिसिद्धिः ॥ २१ ॥

**અર્થ :-અર્થપ્રત્યક્ષતા લિંગ (અનુમાનનો હેતુ) ન બની શકે; કેમકે અર્થપ્રત્યક્ષતા પ્રત્યક્ષથી જણાતા પદાર્થસ્વરૂપ જ છે; પ્રત્યક્ષક્રિયાથી કર્મરૂપતાને પામેલ એક પદાર્થ જ છે. વસ્તુની આ (પ્રત્યક્ષ-કર્મતારૂપી વિશિષ્ટ અવસ્થા વિશેષણ ('પ્રત્યક્ષ-જ્ઞાન') જણાયા વિના કેવી રીતે જણાઈ શકે? એ વિચારવા જેવું છે. એટલા સારે (પ્રત્યક્ષબુદ્ધિ જ્યારે અનુમાનનો વિષય નથી બની શકતી ત્યારે) 'ઇન્દ્રિયની જેમ એ અજ્ઞાત રહીને જ પોતાનું કાર્ય કરી દે છે' એમ કહેવું એ પણ અયુક્ત જ છે, કેમકે ઇન્દ્રિયનું કાર્ય તો પ્રત્યક્ષ હોઇને (આનામાં ઇન્દ્રિય કરતાં) વિલક્ષણતા છે. ઇન્દ્રિયથી થતી અર્થપ્રત્યક્ષતા પદાર્થબોધરૂપ જ છે. એમ યુક્તિસર બુદ્ધ આદિ સિદ્ધ થાય છે. (સંપદા-૨૯મી થઈ.)**

**વિવેચન :-અર્થપ્રત્યક્ષતા લિંગ નહિ :-**જ્ઞાન અનુમાનનો વિષય ન બની શકવાનું એક બીજું કારણ એ છે કે અનુમાન લિંગ યાને હેતુના જ્ઞાનથી થઈ શકે, અને તે હેતુ સાધ્યની સાથે અવિનાભાવી જોઈએ; અર્થાત્ સાધ્ય વિના ન જ રહી શકે, સાધ્યને વ્યાપ્ય જ હોય, એવો જોઈએ. દા. ત. ધૂમાડો જોઈ અગ્નિનું અનુમાન થાય છે, એમાં ધૂમાડો એ હેતુ છે, અને એ સાધ્ય અગ્નિને અવિનાભાવી છે; અગ્નિ વિના ન જ સંભવે એવો છે, અગ્નિનો વ્યાપ્ય છે. આવા સાધ્યાવિનાભાવી હેતુનો નિર્ણય થયા પછી જ સાધ્યનિર્ણાયક અનુમાન થઈ શકે. ત્યારે પ્રસ્તુતમાં જ્ઞાનનું અનુમાન કરાવે એવો હેતુ જ નથી.

અગર કહો,-'પૂર્વે કહ્યું છે તેમ જ્ઞાતતા યાને અર્થપ્રત્યક્ષતા હેતુ છે ને? તે આ રીતે,-પદાર્થ પ્રત્યક્ષ બને છે તેથી પદાર્થમાં પ્રત્યક્ષતા ધર્મ આવ્યો. આ પદાર્થપ્રત્યક્ષતા, અર્થપ્રત્યક્ષતા કહેવાય. આના પરથી અનુમાન થાય કે આત્મામાં પ્રત્યક્ષજ્ઞાન ઉત્પન્ન થયું છે, કેમકે એના વિના આ અર્થપ્રત્યક્ષતા સંભવે નહિ;' તો આ પણ ઠીક નથી; કેમકે અર્થ-પ્રત્યક્ષતા હેતુ બની શકતી નથી.

અર્થ-પ્રત્યક્ષતા શું ચીજ છે? પ્રત્યક્ષ થયેલ પદાર્થનો ધર્મ જ ને? ધર્મ ધર્મીથી કાંઈ જુદી વસ્તુ નથી, દા. ત. કારણમાં કારણતા ધર્મ છે, ત્યાં કારણ એજ કારણતા. એમ પ્રત્યક્ષથી જણાતો પદાર્થ એ જ અર્થપ્રત્યક્ષતા. અહીં પ્રત્યક્ષથી જણાતો એટલે કે પ્રત્યક્ષક્રિયાનું કર્મ. આત્મા વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન કરે છે, એમાં એ જ્ઞાનક્રિયાનો **કર્તા** આત્મા છે, અને **કર્મ** તરીકે કોઇ વસ્તુ છે. વસ્તુ કર્મરૂપ છે; વસ્તુમાં કર્મરૂપતા આવી. તો આ કર્મરૂપતાને પ્રાપ્ત વસ્તુ એ જ એનામાં રહેલ અર્થ-પ્રત્યક્ષતા છે. પહેલાં વસ્તુ પ્રત્યક્ષ નહોતી થઈ એ અવસ્થા કરતાં હવે એ પ્રત્યક્ષ થાય છે એટલે એનામાં પ્રત્યક્ષકર્મતા-રૂપી એક વિશિષ્ટ અવસ્થા પ્રાપ્ત થાય છે. પ્રત્યક્ષ-કર્મતા એટલે પ્રત્યક્ષજ્ઞાનનો વિષય બનવાનો એક વસ્તુપરિણામ. આ પ્રત્યક્ષજ્ઞાન-વિષયભાવનો પરિણામ એ વિશિષ્ટ અવસ્થા છે. એમાં 'પ્રત્યક્ષજ્ઞાન' એ વિશેષણ તરીકે દાખલ થયેલું છે. હવે જુઓ કે વિશેષણ જણાયા વિના વિશિષ્ટ જણાય? ના, લાલાશ દેખાય તો જ 'લાલ ઘડો' એવું થાય, ડંડો દેખ્યા પર જ 'ડંડાવાળો માણસ' એવું પ્રત્યક્ષ થાય છે. એમ અહીં વિશેષણ 'પ્રત્યક્ષજ્ઞાન'ને જાણ્યા વિના પ્રત્યક્ષજ્ઞાન-વિષયભાવરૂપી વિશિષ્ટ અવસ્થા કેવી રીતે જાણ્યામાં આવી શકે? માટે પ્રત્યક્ષજ્ઞાન-વિષયભાવ અર્થાત્ અર્થપ્રત્યક્ષતા (જ્ઞાતતા)ને જાણવા માટે પહેલાં પ્રત્યક્ષજ્ઞાનનું સંવેદન કરવું જ પડે. તે, જ્ઞાન સ્વસંવિદિત હોય, તોજ બની શકે.

**દીવાનું દૃષ્ટાન્ત : અન્વયવ્યતિરેક :-**વાત પણ સાચી છે, પ્રકાશક દીવા વગેરેનો પ્રકાશ જ ન દેખાતો હોય તો એ પ્રકાશથી પ્રકાશિત થયેલ ઘડો

વગેરે વસ્તુ પણ દેખાતી નથી; એમ તો ઘડાની અંદર દીવો ઢાંકી મૂક્યો હોય તો ઘડાને પ્રકાશનો સંબંધ પણ છે, છતાં પ્રકાશની સત્તામાત્રથી ઘડો નહિ દેખાય; એમ અહીં પ્રકાશક જ્ઞાન હયાત છતાં પોતે જણાતું જ ન હોય, તો એનાથી પ્રકાશિત વિષય પણ ક્યાંથી દેખાવાનો હતો? જ્ઞાન અનુમાનથી જણાશે એમ કહેતાં પહેલાં એ ધ્યાનમાં રાખવાનું છે કે જે હેતુનો સાધ્ય સાથે અન્વય અને વ્યતિરેક નિશ્ચિત થાય, તે હેતુથી જ તે સાધ્યનું અનુમાન થઇ શકે છે. અન્વય એટલે સંબંધ,–હેતુ હોય ત્યાં ત્યાં સાધ્ય હોવું જ જોઇએ. વ્યતિરેક એટલે અભાવ,–જ્યાં જ્યાં સાધ્ય નહિ ત્યાં ત્યાં હેતુ નહિ જ. આનો નિર્ણય પ્રત્યક્ષથી થાય છે. રસોડામાં અગ્નિ અને ધૂમાડો, રબારીવાડામાં અગ્નિ અને ધૂમાડો, હોમ-કુંડમાં અગ્નિ અને ધૂમાડો, એમ પ્રત્યક્ષ અન્વય દેખ્યો; તળાવ, સરોવર, વગેરેમાં 'અગ્નિ નહિ તો ધૂમાડો ય નહિ' એવો વ્યતિરેક પ્રત્યક્ષ દેખ્યો, ત્યારે એ અન્વય-વ્યતિરેકના જ્ઞાન પરથી નક્કી થાય છે કે અગ્નિને જાણવા માટે ધૂમાડો હેતુ બની શકે.

પ્રસ્તુતમાં પ્રત્યક્ષજ્ઞાન અને અર્થપ્રત્યક્ષતાના અન્વય-વ્યતિરેક પહેલાં પ્રત્યક્ષ કરવા પડે, તો જ પછી અર્થપ્રત્યક્ષતા પરથી પ્રત્યક્ષ જ્ઞાનનું અનુમાન થાય. પરંતુ પ્રત્યક્ષજ્ઞાન જો સ્વતઃ સંવેદનથી જણાતું જ ન હોય તો એનો અન્વય જ શી રીતે જણાવાનો હતો? એ નહિ તો પછી વિના અન્વય-વ્યતિરેકના નિર્ણયે, અર્થપ્રત્યક્ષતા કેવી રીતે પ્રત્યક્ષજ્ઞાનનું અનુમાન કરાવી શકે?

આ રીતે જ્યારે પ્રત્યક્ષબુદ્ધિ અનુમાનાદિનો વિષય બનવાનું ઘટી શકતું નથી, ત્યારે પ્રશ્ન થાય કે એનું સંવેદન થાય કેવી રીતે?

પ્ર૦–સંવેદન ન થાય તો શી હરકત છે? જેમ ઇન્દ્રિયનું સંવેદન નથી થતું, ઇન્દ્રિય સ્વયં અજ્ઞાત રહે છે, છતાં એ વિષયબોધ કરાવે છે, દા. ત. 'મારે ચક્ષુ છે' એવું ભાન નથી કરતા તોય ચક્ષુથી વિષય જણાય છે. એવી રીતે અંતરમાં થયેલ પ્રત્યક્ષજ્ઞાન ભલે અજ્ઞાત રહે છતાં એ વિષયને જ્ઞાત બનાવવાનું સ્વકાર્ય કરે, એમાં શો વાંધો છે?

ઉ૦–વાંધો એ કે બાહ્ય ઇન્દ્રિયથી થતી પ્રત્યક્ષતા અને આંતર પ્રત્યક્ષબુદ્ધિથી થતી અર્થપ્રત્યક્ષતા, એમાં અસમાનતા છે, વિલક્ષણતા છે. ઇન્દ્રિયથી થતું વિષય-પ્રત્યક્ષ જુદું અને બુદ્ધિનું પ્રત્યક્ષ જુદું. ઇન્દ્રિયથી થતી અર્થની પ્રત્યક્ષતા એ અર્થજ્ઞાનરૂપ જ છે, અર્થાત્ વિષયની પ્રતીતિરૂપ જ છે, અને એ જ્ઞાત થનાર વિષયનો એક વ્યાપાર છે. ઇન્દ્રિય દ્વારા વિષય આત્માના સંબંધમાં આવે છે. ત્યારે આંતરિક બુદ્ધિથી થતી અર્થપ્રત્યક્ષતા એ વિષયની ઉપલભ્યમાનતા-જ્ઞાયમાનતારૂપ છે. એ બુદ્ધિનો વ્યાપાર છે. બુદ્ધિ વિષયમાં જ્ઞાતતા ઊભી કરે છે. ઇન્દ્રિયથી થતું પ્રત્યક્ષ 'આ ઘડો, આ વસ્ત્ર....' એટલું જ કરે છે, ત્યારે આંતરિક બુદ્ધિનું પ્રત્યક્ષ 'મેં ઘડો જાણ્યો, વસ્ત્ર દેખ્યું....' એવો અનુભવ કરે છે. આમ ઇન્દ્રિય અસમાન હોઇ એનું દૃષ્ટાન્ત ન આપી શકાય. દૃષ્ટાન્ત તો સમાનનું હોય. એટલે એ દૃષ્ટાન્તે પ્રત્યક્ષબુદ્ધિ અજ્ઞાત રહીને પોતાનું કાર્ય કરશે એ કહેવું ખોટું છે. એ તો એ સ્વતઃ સંવિદિત બને છે તો જ એનાથી વિષયમાં નિર્ણીતતા-પ્રત્યક્ષતા ઊભી થાય છે. વિષય નિર્ણીત કરવા માટે જ્ઞાનની જરૂર પડે છે, એમ જ્ઞાન નિર્ણીત કરવા માટે બીજા જ્ઞાનની જરૂર નથી પડતી, કિન્તુ એ સ્વતઃ નિર્ણીત થાય છે. દા. ત. ઘડો હોવાનું નક્કી કરવા માટે પ્રકાશની જરૂર પડે છે, પણ પ્રકાશ હોવાનું નક્કી કરવા માટે બીજા પ્રકાશની જરૂર નથી પડતી; એ તો સ્વતઃ જણાય છે. એમ જ્ઞાન સ્વતઃ જણાઈ જાય છે; એનું જ નામ જ્ઞાન સ્વસંવિદિત છે. સ્વતઃ પ્રકાશિત પ્રકાશ જ વસ્તુને જણાવી શકે, એમ સ્વતઃ સંવિદિત જ્ઞાન જ વિષયને નિર્ણીત કરાવી શકે.

આ રીતે અરિહંત ભગવાનમાં સ્વ-સંવિદિત બુદ્ધતા અને બોધકતા યુક્તિસિદ્ધ બને છે. (પદ ૨૯મું સમાપ્ત.)

## ૩૦ મુત્તાણં મોયગાણં

(લ૦-)एतेऽपि जगत्कर्तृलीनमुक्तिवादिभिः सन्तपनविनेयैस्तत्त्वतोऽमुक्तादय एवेष्यन्ते 'ब्रह्मवद् ब्रह्मसंगतानां स्थिति'रितिवचनात् । एतन्निराचिकीर्षयाऽऽह

'मुक्तेभ्यो मोचकेभ्यः',–चतुर्गतिविपाकचित्रकर्म्मबन्धमुक्तत्वान्मुक्ताः कृतकृत्या निष्ठितार्था इति योऽर्थः ।

**અર્થ:–આ પણ પરમાત્મા વસ્તુસ્થિતિએ મુક્ત નથી એવું જગત્કર્તૃલીનમુક્તિવાદી સંતપનના શિષ્યો માને છે, કેમકે 'બ્રહ્મની જેમ બ્રહ્મસંબદ્ધની સ્થિતિ હોય છે' એવું (એમના) શાસ્ત્રનું વચન છે. એના નિરાકરણની ઈચ્છાથી કહે છે 'मुत्ताणं मोयगाणं' (મુક્તને અને મુકાવનારને નમસ્કાર હો.) ચાર ગતિમાં વિપાક બતાવનાર વિચિત્ર કર્મોના બંધનથી મુકાયેલા હોવાથી (ભગવાન) મુક્ત છે, કૃતકૃત્ય યાને સમાપ્ત પ્રયોજનવાળા એવો એનો જે અર્થ છે.**

**વિવેચન:–જગત્કર્તામાં લયવાદી સંતપન:–**

હવે 'મુત્તાણં મોયગાણં' પદની વ્યાખ્યા ચાલે છે. આ પદથી સંતપનનામના વાદીના શિષ્યોના મતનું નિરાકરણ થાય છે. એ એવું માને છે કે "જે જે આત્મા મુક્ત થાય છે એ જગત્કર્તા બ્રહ્મમાં લીન થઈ જાય છે. ત્યાં પછી એમનું સ્વતન્ત્ર અસ્તિત્વ નથી હોતું. દા. ત. સૂર્ય મધ્ય આકાશમાં આવે ત્યારે નીચે વસ્તુની છાયા વસ્તુમાં લીન બની જાય છે. એવી રીતે ખાલી વાસણ, પેટી વગેરેમાં જુદા જુદા પ્રકાશ છે. પણ પેટી ખસી જતાં પ્રકાશ ઓરડાના મહા પ્રકાશમાં એકરૂપ થઈ જાય છે. એમ, જીવ મુક્ત થતાં બ્રહ્મમાં એક રૂપે અંતર્ભૂત થઈ જાય છે. પણ પાછું જગત્સર્જન થાય ત્યારે જીવાત્મા છૂટા પડે છે. એટલે, જે એક વાર મુક્ત થયા કહેવાતા, તે સંસારી બને છે. તેથી તે વસ્તુસ્થિતિએ અંતિમ મુક્ત બન્યા જ નથી કે બનવાના નથી. એમ અરિહંત પરમાત્મા ભલે તીર્ણ–તરી ગયેલા બન્યા હો, પણ વસ્તુતઃ મુક્ત નથી, અમુક્ત જ છે.

**આમાં પ્રમાણભૂત** શાસ્ત્રવચન આ છે કે 'ब्रह्मवद् ब्रह्मसंगतानां स्थितिः' બ્રહ્મની જેમ બ્રહ્મ સાથે સંકળાયેલાની સ્થિતિ હોય છે. અર્થાત્ એક શુદ્ધ આત્મા તે બ્રહ્મ. જગતનું, સૃષ્ટિનું મૂળ કારણ એ છે. એમાંથી જીવ અને જડ જગતનું સર્જન થાય છે, અને પાછો એમાં જ જગતનો લય થાય છે. તો જેવી રીતે શુદ્ધ બ્રહ્મ કાયમી નિવૃત્ત નથી રહેતું, પણ અવસરે અવસરે સૃષ્ટિરૂપે બને છે, એમ જીવાત્માઓ મુક્ત થઈ બ્રહ્મમાં લીન બનેલા પણ હવે કાયમને માટે નિવૃત્ત નથી બની રહેતા, પરંતુ બ્રહ્મની સાથે પાછા સૃષ્ટિરૂપે પ્રગટ થાય છે. અનાદિ કાળથી આ ઘટમાળ ચાલ્યા કરે છે,–શુદ્ધ બ્રહ્મમાંથી સૃષ્ટિ અને એમાં લય, સૃષ્ટિ અને લય, સૃષ્ટિ અને લય....જીવાત્માને પણ મુક્ત થઈને એ બ્રહ્મમાં લય પામવાનું હોય છે, એટલે એને યે બ્રહ્મની હારોહાર પાછો સૃષ્ટિરૂપે જન્મ, અને પાછો મુક્ત થયે લય, વળી સૃષ્ટિ અને લય, એમ અનુભવવું પડે છે. આમાં :લય–મુક્તિ થઇ કામચલાઉ, કાયમી મુક્તિ નહિ. તો અરિહંત પણ કાયમી મુક્ત નથી હોતા, વસ્તુતઃ અમુક્ત જ હોય છે."

'मुत्ताण मोयगाणं'નો ભાવ:–આ મતનું નિરાકરણ, નિષેધ કરવા માટે અહીં 'મુત્તાણં મોયગાણં' પદ છે. મુત્ત એટલે મુક્ત, નરક–તિર્યંચ–મનુષ્ય–દેવ એ ચાર ગતિમાં જીવો પર વિચિત્ર કર્મ પોતાનો ઉદય બતાવે છે. એવાં વિચિત્ર કર્મોનાં બંધનથી સર્વથા મુકાયેલા, એમાંથી હંમેશ માટે છૂટેલા અરિહંત પરમાત્મા છે, અને એ બીજાને પણ એવા મુક્ત કરનારા છે. મુક્ત બન્યા એટલે કૃતકૃત્ય બન્યા, પોતાનું અંતિમ કાર્ય દુઃખમાત્રથી–બંધનમાત્રથી કાયમ માટે છૂટી જવાનું, તે બજાવી લીધું. હવે કોઈ કૃત્ય બાકી નથી. ફરી કોઈ જન્મ વગેરે કાર્ય હવે એમને કદી કરવાનું નથી. નિષ્ઠિતાર્થ અર્થાત્ સમાપ્ત–પ્રયોજનક બની ગયા, પ્રયોજનમાત્ર પૂરા થઈ ગયા, સરી ગયા. હવે કોઈ પ્રયોજન ઊભું નથી કે 'હજી આટલું સાધવું છે, આટલો હેતુ સિદ્ધ કરવો બાકી છે,' આવું કાંઈ હવે રહ્યું નથી.

(લ૦–) न जगत्कर्त्तरि लये निष्ठितार्थत्वं, तत्करणेन कृतकृत्यत्वायोगात् । हीनादिकरणे चेच्छाद्वेषादिप्रसङ्गः, तद्व्यतिरेकेण तथाप्रवृत्त्यसिद्धेः । एवं सामान्यसंसारिणोऽविशिष्टतर मुक्तत्वमिति चिन्तनीयम् । निमित्तकर्तृत्वाभ्युपगमे तु तत्त्वतोऽकर्तृत्वं, स्वातन्त्र्यासिद्धेः ।

અર્થ:-જગત્કર્તામાં જો લય થતો હોય તો સમાપ્તપ્રયોજનતા-કૃતકૃત્યતા નહિ, કેમકે ફરી જગત્-નિર્માણ કરવાનું હોવાથી કૃતકૃત્યતા ઘટી શકે નહિ. વળી (જે જગત સર્જે તે) જો હીન આદિ સર્જે તો (એવાં સર્જન પાછળ પોતાને) ઈચ્છા દ્વેષ આદિનો પ્રસંગ આવે. ઇચ્છાદ્વેષાદિ વિના તેવા સર્જનની પ્રવૃત્તિ સંભવતી નથી. એ રીતે (એમનું) સામાન્ય સંસારી જીવ કરતાં કોઈ વિશેષતાવાળું મુક્તપણું ન રહે. (અતિજઘન્ય મુક્તપણું બને). આ વિચારવા જેવું છે. નિમિત્ત-કર્તૃત્વ સ્વીકારશે તો વાસ્તવમાં કર્તૃત્વ જ ન રહે, કેમકે પોતાનું સ્વાતન્ત્ર્ય રહ્યું નહિ.

**વિવેચન:-લયવાદે દોષ:-**'આત્મા મુક્ત થાય એટલે જગતનાં મૂળ કારણભૂત બ્રહ્મમાં લય પામે છે, અર્થાત્ બ્રહ્મ સાથે અભેદભાવ પામી, હવે પોતે કોઇ અલગ વ્યક્તિ નહિ પણ એ બ્રહ્મરૂપ બની જાય છે.' આવું જો કહો તો તો એ સંસારથી મુક્ત થવા છતાં સમાપ્ત પ્રયોજનવાળો યાને કૃત-કૃત્ય ન બન્યો! કેમકે હજી બ્રહ્મને જગત કરવાનું છે, એટલે બ્રહ્મરૂપ બનેલ પોતાને પણ કરવાનું જ આવ્યું. તો આ કૃત્ય ઊભું હોવાથી કૃતકૃત્યતા ક્યાં રહી ?

**જગત્-સર્જનમાં ઇચ્છાદિ દોષ:-**બીજી વાત એ છે કે કદાચ જગતનું સર્જન કરવાનું માની લઈએ તો પણ એમાં એનું ગૌરવ નથી; કેમકે એ કેવા જગતનું સર્જન કરશે ? કાં હીન, કાં મધ્યમ, કે કાં ઉત્કૃષ્ટ. તો એ કરવામાં તો પોતાનામાં ઈચ્છા, સંકલ્પ, દ્વેષ, રાગ, આસક્તિ વગેરે દોષની આપત્તિ આવશે ! પરમાત્મા બનેલા માટે એ શોભાભર્યું નથી. ઈચ્છાદિ કર્યા વિના એવું સર્જન બની શકે નહિ, અને એવી ઈચ્છા, સંકલ્પ કરવામાં મહા અજ્ઞાન દશા છે, મૂઢતા છે.

**જગત્કર્તાની મૂઢતા :-**

પ્ર૦-તે કેવી રીતે ? જીવોના કર્માનુસાર ન્યાય કરવાનું ઈચ્છે, એમાં અજ્ઞાનતા-મૂઢતા શી ?

ઉ૦-અજ્ઞાનતા એ રીતે કે જો મોટા સ્વર્ગ-નરકાદિ સુધી સર્જવાની અને જીવોને એમાં સુખ-દુઃખ પમાડવાની ગજબનાક શક્તિ છે, તો એ સર્જવાનું ઈચ્છવાનું તો પછી છે, પણ તે પૂર્વે જીવ જે ગુન્હા કરી નરકાદિ યોગ્ય કર્મ ઉપાર્જે છે, તે ગુન્હાને જ અટકાવવાનું આ જગત્કર્તા કેમ ઈચ્છતા નથી ? એ અજ્ઞાન દશા, મૂઢતા જ કહેવાય. પોલિસ પોતાની નજર સામે કોઈને ખૂન કરતો અટકાવવાનું ન ઈચ્છે, ખૂન કરવા દે, અને પછી એને ખૂની તરીકે જેલમાં જકડવાનું ઇચ્છે, એ પોલિસની મૂઢતા જ ગણાય. પણ પોલિસ તો કદાચ અલ્પ-શક્તિ હોઈ ખૂન ન અટકાવી શકે, પરંતુ જગત્કર્તા તો સર્વશક્તિમાન છે, તો કેમ ન અટકાવે ? મારવા જતા ખૂનીના હાથને કે જૂઠ બોલવા જતી જીભને સ્તંભિત જ ન કરી દે ? કે એ બિચારા પાપથી બચે તો ખરા ! વળી ગુન્હો કરવાનાં સાધનભૂત છરા વગેરે સર્જવાની ઇચ્છા પણ કેટલી બધી ખરાબ! એમાં દયા ક્યાં રહી ? બીજું ભયંકર દુઃખનાં સાધન તરીકે નરકાગાર નરકભઠ્ઠીઓ વગેરે સર્જવી જેથી જીવો એમાં સારી રીતે ત્રાસ-વિટંબણા પામે, એવું કરાય ત્યાં જગત્કર્તામાં દ્વેષની લાગણી કેમ નહિ ? એમ સ્વર્ગાદિના વિષમય વિષયસુખો સર્જવામાં અંધ રાગદશા કેમ નહિ ?

**સામાન્ય સંસારી કરતાં અતિ જઘન્ય:-**તાત્પર્ય, આવું બધું વિચિત્ર સર્જવા પાછળ અજ્ઞાન, ઈચ્છા, દ્વેષ, રાગ, વગેરે દોષોની આપત્તિ છે. એ વિના વિચિત્ર સર્જન થાય નહિ. ત્યારે જો મુક્ત થયા પછી બ્રહ્મમાં લય પામી જઈ આવા જગત્કર્તા બનવું પડતું હોય તો તો એવી મુક્તિ સામાન્ય કોઈ સંસારી મનુષ્યની સંસારિતા કરતાં પણ અતિ જઘન્ય કક્ષાની થઈ; કેમકે, એ સંસારીને એવી સૃષ્ટિ રચવાની શક્તિ કે કલ્પના જ નથી, તેથી એને એવી મોટી ઈચ્છા, રાગ, દ્વેષ હોય નહિ, ને આને તો એ કરવાના રહે છે.

**નિમિત્તકર્તૃત્વમાં સ્વાતન્ત્ર્ય નહિ:-**

પ્ર૦-મૂળ તો જીવનાં કર્મ જ બધું વિચિત્ર જગત કરે છે, જગત્કર્તા તો માત્ર એમાં નિમિત્તકર્તા છે. જેમ, માછલી પોતાની શક્તિ-ઇચ્છાએ હાલે-

ચાલે તેમાં પાણી તો નિમિત્તમાત્ર છે, સ્વતઃ ચાલતા જીવ–પુદ્‌ગલના ગમનાગમનમાં ધર્માસ્તિકાય નિમિત્તમાત્ર છે, નિમિત્તકર્તા છે. એ નિમિત્તભૂત પાણી કે ધર્માસ્તિકાય ઇચ્છા–રાગ–દ્વેષાદિ વિના જ નિમિત્તકર્તા છે, એમ જગત્કર્તા મુકત પુરુષ પણ હો, ક્યાં વાંધો છે ?

ઉ૦–વાંધો એ, કે તો તો પછી એવા જગત્‌-કર્તાનું સ્વાતન્ત્ર્ય ન રહ્યું, એથી વાસ્તવિક કર્તૃત્વ જ નહિ ગણાય, 'स्वतन्त्रः कर्ता' એવું સૂત્ર છે. કર્તા, કર્મ, કરણ વગેરે છ કારકોમાં કર્તા સ્વતંત્ર હોય છે, કર્મ કરણ વગેરે તો એને આધીન રહે છે. કર્મ, કરણ આદિનું સંચાલન કર્તા કરે, પણ કર્તાનું સંચાલન પેલા નહિ. સ્વતંત્ર ઇચ્છા કરણ આદિની નહિ પણ કર્તાની. હવે જો અહીં મુકત પુરુષમાં તેવું સ્વાતંત્ર્ય નથી તો કર્તૃત્વ શું ? નિમિત્તકર્તૃત્વરૂપી કર્તૃત્વ તો ઉપચાર છે, ઔપચારિક વ્યવહાર છે. અનૌપચારિકપણે તો મુક્તનું અકર્તૃત્વ જ સિદ્ધ થાય છે.

(લ૦-) न च द्वयोरेकीभावोऽन्यतराभावप्रसङ्गात् । न सत्तायाः सत्तान्तरप्रवेशेऽनुपचयः । उपचये च सैव सेत्ययुक्तं, तदन्तरमापन्नः स इति नीतिः । नैवमन्यस्यान्यत्र लय इति मोहविषप्रसर–कटकबन्धः ।

**અર્થ:–બંનેનો અભેદ થઇ જવો પણ શકય નથી, કેમકે એમાં તો એમાંથી એકનો તદ્દન અભાવ થઇ જાય ! વળી એક સત્તાનો બીજી સત્તામાં પ્રવેશ થાય ત્યાં વૃદ્ધિ ન થાય એવું બનતું નથી; અને જો વૃદ્ધિ થાય છે તો એ જ સત્તા બીજી સત્તારૂપ છે એવું અયુક્ત ઠરે છે. કેમકે ન્યાય તો એ છે કે એ સત્તા પૃથક્ બીજી સત્તાને પ્રાપ્ત થઈ. આ રીતે બીજાનો (મુક્ત પુરુષનો) બીજામાં (બ્રહ્મમાં) લય હોઈ શકે નહિ. એટલે મોહવિષને પ્રસરવાની આડે કડાબંધ આવી ગયો.**

**વિવેચન:–લય અસંગત :–**

કદાચ કહો ઠીક છે, તો જગત્કર્તામાં લય ન હો પણ નિત્ય શુદ્ધ બુદ્ધ પરમ બ્રહ્મમાં મુકતનો લય હો, તો એ કથન પણ ઠીક નથી; કેમકે લય એટલે તો બ્રહ્મ સાથે મુકત જીવનો એકીભાવ, અભેદ. પરંતુ એનો અભેદ બની શકે નહિ; કેમકે એમાં તો એમાંથી એકની સત્તા જ ઊડી જાય. એક જો બીજાના સ્વરૂપે પરિણામ પામી જાય તો જ લીનતા, લય ઘટી શકે. પરંતુ તેમ થતાં તો પોતાનો સરાસર અભાવ જ થઈ ગયો ! તો મુક્ત થઇને આમ પોતાનું અસ્તિત્વ જ કોણ ગુમાવવા તૈયાર હોય ? કોઇ જ મુમુક્ષુ આવી મુક્તિ માટે પ્રયત્ન ન કરે, અને કરતો હોય તો તે સમજીને જ કરે છે કે 'હું આ દુઃખ–વિટંબણાગ્રસ્ત સંસારી દશાથી છૂટી નિરાબાધ દુઃખરહિત બનું.' પણ નહિ કે 'હું મારું અસ્તિત્વ જ ગુમાવું.'

**લયમાં તો ઉપચય–વૃદ્ધિ યા ત્રીજી સત્તા:–**

પ્ર૦–વાત સાચી; માટે જ અમે સત્તા તદ્દન લોપાઈ જવાનું નથી કહેતા, કિન્તુ 'બ્રહ્મસત્તામાં મુક્ત જીવની સત્તાનો પ્રવેશ એ લય' એમ કહીએ છીએ. પછી શો વાંધો ?

ઉ૦–એ પણ ઠીક નથી, કેમકે એમાં તો હવે બે સત્તા થવાથી કાંઇક ઉપચય અર્થાત્ વૃદ્ધિ થયા વિના રહે નહિ, વૃદ્ધિ થવી જ જોઇએ, એ આપત્તિ છે. એક પલપ્રમાણ ઘીમાં બીજું પલપ્રમાણ ઘી પ્રવેશ પામે છે તો વૃદ્ધિ થઈ મૂળ એકને બદલે બે પલ ઘી બને છે. એ જ રીતે જો અહીં બ્રહ્મ-સત્તામાં મુકતાત્માની સત્તાનો પ્રવેશ છે, તો તેથી તો વૃદ્ધિ થાય જ, મૂળ બ્રહ્મસત્તાને બદલે નવી કોઈ વધેલી સત્તા ઊભી થાય ! પરિણામ, 'પૂર્વની બ્રહ્મસત્તા કે મુકત પુરુષ સત્તા એની એ ઊભી રહી'–એ કહેવું યુક્તિવિરુદ્ધ થાય; કેમકે હવે તો વૃદ્ધિ થવાથી કોઈ જુદી મોટી સત્તાને એ પ્રાપ્ત થયા, આ ન્યાય–મર્યાદા છે.

**મોહવિષપ્રસર–કટકબંધ:**–આમ વૃદ્ધિ માનવાથી, કે ત્રીજી કોઈ મોટી સત્તા સ્વીકારવાથી, એક સત્તામાં બીજી સત્તાના પ્રવેશરૂપ લયની સિદ્ધિ થઈ શકતી નથી. યુક્તિપુરસ્સર લયવાદનો નિષેધ થયો એ લયવાદના દુરાગ્રહરૂપી મોહવિષને પ્રસરતું અટકાવવા કડાબંધ થયો. વીંછી કરડ્યો હોય તો એનું ઝેર આગળ વધતું અટકાવવા દોરી

કે કપડાથી દંશ બાજુની ઉપરની જગાને કડક બાંધી દેવામાં આવે છે. એમ આ લયવાદનું સયુક્તિક ખંડન એવા બંધરૂપ બન્યું કે હવે મોહ-વિષનો ફેલાવો આગળ વધી નહિ થઇ શકે.

**પ્રતિબિંબમાં લયથી વૃદ્ધિઃ-**

પ્ર૦-આરિસામાં સામે એક પર બીજી બે ચાર વસ્તુ આવે છે. તો તે બધાના પ્રતિબિંબ પૂર્વ પ્રતિબિંબમાં ભળી જાય છે ને? ત્યાં ક્યાં વૃદ્ધિ કે નવી મોટી સત્તા ઊભી થાય છે?

ઉ૦-પ્રતિબિંબ શી વસ્તુ છે એનો ખ્યાલ નથી એટલે આ દૃષ્ટાન્ત રજુ કરો છો. પ્રતિબિંબ એ મૂળ વસ્તુમાંથી નીકળતા છાયા પુદ્ગલો છે. સામે પ્રકાશમાન વસ્તુ આવે તો એ ઝીલાય છે, નહિતર અદૃશ્ય રહે છે. એટલે આરિસામાં જે પ્રતિબિંબ પરેલું દેખાય છે તે છાયાપુદ્ગલોનો જત્થો છે, ને એ કાંઇ આરિસામાં લય પામેલું નથી, પરંતુ એની ઉપર રહેલ છે, માત્ર આરિસો એક એવું પ્રકાશમાન દ્રવ્ય છે કે એ છાયાપુદ્ગલોને દેખાડી આપે છે. જો ત્યાં આરિસો ન હોત તો એ છાયા-પુદ્ગલો અદૃશ્ય રહેત. હવે જો આરિસાની સામે એકને બદલે બીજી બે ચાર વસ્તુ આવે તો સહજ છે કે આરિસા પર એના છાયા પુદ્ગલો વધવાના જ. ત્યાં માત્ર પહેલી વસ્તુનું જ પ્રતિબિંબ રહ્યું, એમ માનવું ભ્રાન્તિ છે.

આજ રીતે પૂર્વે જે 'સૂર્ય મધ્ય આકાશમાં આવતા નીચે વસ્તુની છાયા લય પામી ગઈ' વગેરે કહ્યું, તે પણ ભ્રમણા જ છે. વસ્તુમાંથી છાયા પુદ્ગલો તો નીકળે જ છે, માત્ર સૂર્ય મધ્યમાં આવવાથી ખૂણો જતો રહ્યો એટલે બીજી બાજુ તે ઝીલાતા નથી.

એમ, વાસણપેટીનો પ્રકાશ વાસણપેટી ખસી જતાં મહાપ્રકાશમાં લય પામવાનું દૃષ્ટાન્ત કહ્યું તે પણ ઠીક નથી; કેમકે એક તો જેમ ત્યાં પ્રકાશ કરતાં વાસણ-પેટી કોઈ જુદી વસ્તુ છે, એમ અહીં બ્રહ્મ-અદ્વૈતવાદમાં બ્રહ્મ સિવાય બીજી કોઇ વસ્તુ જ નથી એટલે એ દૃષ્ટાન્ત અસમાન છે. બીજું વાસણ-પેટીનો પ્રકાશ જ્યારે જુદો હતો ત્યારે ઓરડાનો મહાપ્રકાશ એટલા અંશે કપાયેલો હતો, ઓછો હતો, અને વાસણ-પેટી ખસી જતાં ઓરડાના એટલા ન્યૂન પ્રકાશમાં આ પ્રકાશ ભળવાથી વૃદ્ધિ થાય જ છે. ત્યારે બ્રહ્મમાં તો તમે એવું કાંઇ માનતા નથી કે 'જીવાત્મા જુદો હતો ત્યારે બ્રહ્મ સત્તા એટલી કપાયેલી કે ઓછી હતી અને જીવ મુક્ત થઇ એમાં ભળતાં હવે એ વધે છે.' માટે આવા દૃષ્ટાન્તો એ મનના ઉઠાવા છે, તુક્કા છે. એની પાછળ ગંભીર પદાર્થવિચારણા નથી.

(લ૦-) तदेवं निमित्तकर्तृत्व-परभावनिवृत्तिभ्यां तत्त्वतो मुक्तादिसिद्धिः । ३० ।

एवं जिनजापक-तीर्णतारक-बुद्धबोधक-मुक्तमोचक-भावेन स्वपरहितसिद्धेरात्मतुल्य-परफल-कर्तृत्वसम्पदिति । ८ ॥

**અર્થઃ-તેથી એ રીતે (૧) નિમિત્તકર્તૃત્વથી અને (૨) પર રૂપે થવાના નિષેધથી વાસ્તવિક રીતે મુક્ત-મોચકની સિદ્ધિ થઇ. (પદ ૩૦મું સમાપ્ત)**

**એમ જિતનારા-જિતાડનારા, તરેલા-તારનારા, બોધ પામેલા-બોધ પમાડનારા, અને મુક્ત બનેલા-મુક્ત બનાવનારા, એવી (અરિહંતની) વિશેષતાથી સ્વ-પરનું હિત સિદ્ધ થાય છે, માટે આ 'આત્મ-તુલ્ય-પરફલકર્તૃત્વ' (પોતાના જેવું પરને ફળ પમાડવાપણું) નામની સંપદા સિદ્ધ થઈ. (સંપદા ૮મી સમાપ્ત.)**

**વિવેચનઃ-જ્યોતિમાં જ્યોત :-**

આ રીતે અરિહંત મુક્ત બને એમાં પોતાને બીજાના સ્વરૂપે થઈ જવાનું અર્થાત્ પોતાનું સ્વતન્ત્ર અસ્તિત્વ ગુમાવી એક કોઈ શુદ્ધ બ્રહ્મમાં એમને લય પામવાનું હોય છે એ વસ્તુનો નિષેધ થઈ ગયો, ખંડન થઈ ગયું; તેથી એ વાસ્તવિક મુક્તિ પામી સ્વતન્ત્ર અલગ સત્તાવાળા એક અલગ શુદ્ધ બુદ્ધ મુક્તાત્મા બનવાનું સિદ્ધ થાય છે. મુક્તિ પામેલા એવા અલગ અલગ અનંત આત્માઓ ઉપર લોકના અંતે બિરાજમાન છે. વ્યક્તિરૂપે બધા અલગ અલગ; કોઇનો બીજામાં લય નહિ. માત્ર અરૂપી હોવાના કારણે એક જ સ્થાન અવગાહવા છતાં

એ એક બીજાને બાધક નથી બનતા. ઓરડામાં એક દીવાનો પ્રકાશ છે, પછી બીજો દીવો લાવ્યા, ત્રીજો લાવ્યા, ચોથો લાવ્યા....તો એની એ જ જગામાં રૂપી એવો પણ પ્રકાશ પર પ્રકાશ, પ્રકાશ પર પ્રકાશ સમાયે જાય છે. એવી રીતે લોકાન્તે જ્યાં એક મુક્તાત્મા છે ત્યાં એની એ જ જગામાં અરૂપી અનેક મુક્તાત્મા સમાય એમાં શી નવાઈ? આને જ્યોતિમાં જ્યોતિ ભળી 'જ્યોતિ શું જ્યોત મિલી' એમ કહેવાય છે, પરંતુ ત્યાં એકેયનો લય યાને લોપ નથી; દરેકની સ્વતંત્ર સત્તા હયાત છે, દરેક અલગ અસ્તિત્વ ધરાવે છે.

**અરિહંત અપેક્ષાએ નિમિત્તકર્તા છે:**–બ્રહ્મ યાને મુક્ત બનેલ દરેક શુદ્ધાત્માને હવે ફરી અશુદ્ધ થવાનું અને જગત્સૃષ્ટિ કરવાનું હોતું નથી; એટલે જગત્કર્તૃત્વ અસિદ્ધ બને છે. એવું જ શુદ્ધ બુદ્ધ મુક્ત બનેલ અરિહંત ભગવાન અંગે સમજવાનું છે. પરંતુ ભવ્યાત્માઓને વિશુદ્ધ પ્રણિધાનાદિમાં અરિહંત અનન્ય અને અતિ આવશ્યક આલંબન રૂપ બને છે, માટે એ એમાં નિમિત્તકર્તા છે. ભવ્ય જીવો અરિહંતને અનન્ય તારક દેવાધિદેવ તરીકે મનમાં સ્થાપિત કરે છે, અરિહંતના જ વચનની શ્રદ્ધા કરે છે, અરિહંતની ભક્તિ–ઉપાસના–દર્શન–વંદન–પૂજન કરે છે, અરિહંતે કહેલ દયા–દાનાદિ ધર્મની આરાધના કરે છે, અને અરિહંતનું ધ્યાન કરે છે, તો જ મોક્ષ પામે છે. પ્રણિધાન, ઉપદેશ વગેરે બધું અરિહંતનું જ હોય તો જ મુક્તિ થાય છે, માટે ભવ્યાત્માઓની મુક્તિમાં અરિહંત અસાધારણ નિમિત્ત બને છે; કહો અરિહંત જ મુક્તિ પમાડે છે, તેથી એ મોચક પણ છે, બીજાઓની મુક્તિ કરાવનારા છે. અલબત એ એમાં નિમિત્તકર્તા છે, ઉપાદાનકર્તા નહિ. ઉપાદાનરૂપી કર્તા તો યોગ્ય જીવ પોતે છે. એની પણ કાર્યસિદ્ધિમાં જરૂર છે. જો અરિહંત યોગ્ય ઉપાદાન વિના એકલા જ નિમિત્તકર્તૃત્વથી મોક્ષકારણ હોય તો તો બધા જ જીવને મુક્તિ પમાડી દે, શું કામ કોઈને ય બાકી રાખે? પરંતુ મુક્તિ પામવા માટે ઉપાદાન જીવને પોતાને પુરુષાર્થ–પ્રયત્ન કરવાનો હોય છે, પ્રયત્ન એટલે કર્તૃત્વ, પોતાને પોતાની મુક્તિના કર્તા બનવાનું હોય છે, પોતાને મોક્ષમાર્ગ આરાધવાનો હોય છે. એટલે ઉપાદાનકર્તૃત્વ પોતાનું જ છે. માત્ર વાત એટલી છે કે એ આરાધનામાં પ્રણિધાન, માર્ગદર્શન, વગેરેમાં અરિહંત પ્રભુ અસાધારણ આલંબન છે, તેથી એ નિમિત્તકર્તા છે. આમ, ભગવાન સ્વયંમુક્ત અને અન્યોના મોચક સિદ્ધ થયા. (પદ ૩૦મું સમાપ્ત.)

આ રીતે ભગવાન અરિહંતદેવ સ્વયં જિન બનેલા અને બીજાને જિન બનાવનારા, સ્વયં તરેલા ને અન્યોને તારનારા, સ્વયં બુદ્ધ થયેલા તથા પરને બોધ પમાડનારા, અને સ્વયં મુક્ત બનેલા અને બીજાઓને મુક્ત બનાવનાર,—આ વિશેષતાઓથી અરિહંતનું સ્વનું અને પરનું હિત થવાનું સિદ્ધ થતું હોવાથી એમનામાં આત્મતુલ્ય–પરફલ–કર્તૃત્વ નામની સંપદા સિદ્ધ થઈ. 'આત્મતુલ્ય' એટલે પોતાની સમાન, 'પરફલકર્તૃત્વ' એટલે બીજાને ફળ પમાડનારપણું. એ અરિહંતની સંપદા સિદ્ધ થઈ. (સંપદા ૮ મી સમાપ્ત.)

## ૩૧. सव्वन्नूणं–सव्वदरिसीणं

(લ૦–) एतेऽपि बुद्धियोगज्ञानवादिभिः कापिलैरसर्वज्ञा असर्वदर्शिनश्चेष्यन्ते, 'बुध्व्यध्यवसितमर्थं पुरुषश्चेतयते' इति वचनात् ।

**અર્થ:–આ પણ ભગવાન અસર્વજ્ઞ અને અસર્વદર્શી છે એવું જ્ઞાનને બુદ્ધિ (સત્ત્વ–રજસ્–તમસ્ ત્રિગુણમાંથી નિષ્પન્ન મહત્ તત્ત્વ) ગત ગુણ માનવાવાળા કપિલાનુયાયીઓ માને છે; કેમકે (એમનું) શાસ્ત્રવચન છે કે બુદ્ધિએ ચિંતવેલ પદાર્થ પુરુષ–આત્મા અનુભવે છે.**

**વિવેચન:–અસર્વજ્ઞતાનો સાંખ્ય મત:–**

હવે 'સવ્વન્નૂણં સવ્વદરિસીણં' નામના ૩૧ મા પદની વ્યાખ્યા કરવામાં આવે છે. આ પદથી અરિહંત ભગવાનને સર્વજ્ઞ–સર્વદર્શી તરીકે નમસ્કાર કરાય છે, અને સાંખ્ય દર્શનવાળા કે જે સર્વજ્ઞ સર્વદર્શી હોવાનું નથી માનતા, એમનું ખંડન કરવામાં આવે છે.

**સાંખ્ય મત** કપિલથી નીકળ્યો છે. કપિલના અનુયાયીઓ એમ માને છે કે 'જ્ઞાન એ તો આત્માનો નહિ પણ જડ પ્રકૃતિમાંથી બનેલ બુદ્ધિ તત્ત્વનો ધર્મ છે. એટલે જો જ્ઞાન એ આત્માનો ગુણ જ નહિ, તો આત્મા સર્વજ્ઞ–સર્વદર્શી યાને સમસ્ત જ્ઞાનદર્શનવાળો હોવાની વાતે ય શી?' આત્મા માટે એ પુરુષ શબ્દ વાપરે છે. એમની પ્રક્રિયા આ પ્રમાણે છેઃ—

**સાંખ્ય-સિદ્ધાન્તની પ્રક્રિયાઃ**–સાંખ્યો કહે છે, "पञ्चविंशतितत्त्वज्ञो मुच्यते नात्र संशयः। પચીસ તત્ત્વને જાણનારો મુક્તિ પામે છે એમાં શંકા નથી. એમાં ૨૪ તત્ત્વ 'પ્રકૃતિ'ના અને ૧ તત્ત્વ 'પુરુષ', એમ કુલ ૨૫. 'પ્રકૃતિ'નાં, ૨૪ તત્ત્વ આ પ્રમાણે,–

**પહેલું મૂળ તત્ત્વ પ્રકૃતિ**–પ્રકૃતિ એ સત્ત્વ–રજસ્–તમસ્ ત્રિગુણાત્મક છે. આ ત્રણે ગુણોની સામ્યાવસ્થા યાને સરખા પ્રમાણનું મિશ્રણ એ પ્રકૃતિ કહેવાય છે. એને જ પ્રધાન પણ કહેવાય છે, કેમકે એ મુખ્ય છે; બાકી ઉપરના બુદ્ધિ વગેરે તત્ત્વ એનાં જ પરિણામો છે.

**બુદ્ધિ : મહત્ તત્ત્વ**:–આ સત્ત્વ આદિ ગુણો જ્યારે વિષમ અવસ્થાવાળા યાને અસમાન પ્રમાણ-વાળા બને છે, ત્યારે એને 'બુદ્ધિ' તત્ત્વ કહે છે. એનું બીજું નામ મહત્ તત્ત્વ પણ છે, કેમકે હવે જે આગળ અનેક તત્ત્વો આમાંથી બનવાના છે એ બધા આમાં મૂળ રૂપે સમાયેલા છે. તેથી આ તત્ત્વ મોટું છે, મહાન છે. આ બુદ્ધિ એ પ્રકૃતિનો જ એક વિકારમાત્ર છે, સામ્યાવસ્થામાંથી વિષમા-વસ્થા થઈ એટલું જ, બાકી છે જડ સત્ત્વ–રજસ્–તમસ્નો પરિણામ. આ બુદ્ધિતત્ત્વમાં જ જ્ઞાન, જન્મે છે; સંસ્કાર, ઈચ્છા–રાગ–મમતા, વૈરાગ્ય, દ્વેષ, ઉપશમ, પ્રયત્ન, ભાગ્ય વગેરે ગુણદોષો બુદ્ધિમાં જ પ્રગટે છે, રહે છે, પુરુષ–આત્મામાં નહિ. જ્ઞાન બુદ્ધિમાં કેવીરીતે, તે આગળ બતાવવામાં આવે છે.

**અહંકારઃ**–મહત્ તત્ત્વ યાને બુદ્ધિમાંથી અહં-કાર તત્ત્વ જન્મે છે. આનાથી 'અહં–હું' એવો ભાવ જન્મે છે. 'હું જીવ, આત્મા.' એવું અભિ-માન, **એવો ભ્રમ** ઊભો થાય છે.

**જ્ઞાનેન્દ્રિયાદિ ૨૧**:–એમાંથી એક બાજુ ૫ જ્ઞાને-ન્દ્રિય, ૫ કર્મેન્દ્રિય અને ૧ અંતઃકરણ–મન, એમ ૧૧ તત્ત્વ પ્રગટ થાય છે. ત્યારે બીજી બાજુ શબ્દાદિની પાંચ તન્માત્રા જન્મે છે. આમાં ૫ જ્ઞાનેન્દ્રિયો સ્પર્શન–રસના–ઘ્રાણ–ચક્ષુ–શ્રોત્ર. ૫ કર્મેન્દ્રિયો વાણી–હાથ–પગ–ગુદા–લિંગ. પછી ૧ મન, અંતઃકરણ. ૫ તન્માત્રાઓ–ગંધ–રસ–રૂપ–સ્પર્શ–શબ્દની સૂક્ષ્મ માત્રા. આમ કુલ ૧૬ તત્ત્વ છે. ઉપરોક્ત ગંધાદિ પાંચ તન્માત્રામાંથી યથાક્રમે પંચ ભૂત પ્રગટ થાય છે,–પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–આકાશ; અર્થાત્ ગંધતન્માત્રામાંથી પૃથ્વી, રસતન્માત્રામાંથી જળ,...વગેરે.

કુલ ૧ પ્રકૃતિ+૧ બુદ્ધિ,+૧ અહંકાર+૧૬ ઇન્દ્રિય મન તન્માત્રા+૫ ભૂત=૨૪ તત્ત્વ થયાં.

આ બધા જ જડ તત્ત્વ છે, કેમકે મૂળ પ્રકૃ-તિના ઉત્તરોત્તર વિકાર છે, અને પ્રકૃતિ પોતે જડ છે. એટલે બુદ્ધિ તત્ત્વ પણ જડ પ્રકૃતિનો વિકાર હોઈ જડ જ છે, અચેતન છે; છતાં ચૈતન્ય સ્વરૂપ પુરુષના સંબંધથી ચેતન જેવી લાગે છે. કહ્યું છે.

पुरुषोऽविकृतात्मैव स्वनिर्भासमचेतनम्।
मनः करोति सान्निध्याद् उपाधिः स्फटिकं यथा ॥१॥
विभक्ते दृक्परिणतौ बुद्धौ भोगोऽस्य कथ्यते।
प्रतिबिम्बोदयः स्वच्छे यथा चन्द्रमसोऽम्भसि ॥२॥

**શ્લોકનો શબ્દાર્થ** એ છે કે (૧) પુરુષ અવિ-કારી સ્વભાવવાળો છે; એ પોતાના સાંનિધ્યથી અચેતન મનને સ્વાકાર–ચેતનાકાર કરે છે, જેમ લાલ મણિ આદિ ઉપાધિ ઉજ્જવળ સ્ફટિકને સ્વાકાર–રક્તાકાર કરે તેમ.

(૨) ચેતન પુરુષથી તદ્દન નિરાળી બુદ્ધિરૂપી અંતઃકરણ જ્યારે આવા (પ્રતિબિંબોદયરૂપ) પરિ-ણામ–યુક્ત બને છે ત્યારે પુરુષને વિષયગ્રહણરૂપી ભોગ થયો કહેવાય છે; જેમ નિર્મળ જળમાં ચંદ્રનો સંબંધ બને છે તેમ.

**પુરુષ કુટસ્થનિત્યઃ પ્રકૃતિ પરિણામી નિત્ય**–આ બે શ્લોકનો ભાવ એ છે કે (૧) પુરુષ આત્મા ચેતન છે, તે કુટસ્થ નિત્ય અર્થાત્ અવિકારી નિત્ય છે, કિન્તુ પરિણામી નિત્ય નથી. એનામાં કદી કોઈ

વિકાર-ફેરફાર થતો નથી, નહિતર ચૈતન્ય ઘવાય. પ્રકૃતિના ગમે તેટલા મોટા પરિવર્તન થાય, પણ એની કોઇ તાકાત નથી કે પુરુષ પર કાંઈ અસર કરી શકે. માટે પુરુષ આત્મા કમળપત્રની જેમ સદા નિર્લેપ નિરંજન રહે છે. પ્રકૃતિ જડ છે તેથી પરિણામી નિત્ય છે. અર્થાત્ પ્રકૃતિનો સર્વથા નાશ કદી નહિ થવાનો, છતાં એમાં પરિણમન, પરિવર્તનો થયા કરવાનાં. બુદ્ધિ એનો પરિણામ છે, પ્રકૃતિનો પરિણામ એટલે પ્રકૃતિ જ બુદ્ધિરૂપ બની ગઈ, જેમ દા. ત. માટી પોતે ઘડારૂપે બની જાય, દૂધ દહીંરૂપ બની જાય.

**બુદ્ધિમાં ચેતનપ્રતિબિંબ:**-આ બુદ્ધિ સ્વચ્છ છે, એમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે. સ્ફટિકમણિની પાસે લાલ રત્ન પડ્યું હોય તો એનું પ્રતિબિંબ સ્ફટિકમાં પડે છે. કહો લાલ રત્ન નિકટમાં રહેલા સ્ફટિકને સ્વાકાર, રક્તાકાર કરી દે છે, એમ પુરુષ નિકટતાથી બુદ્ધિતત્ત્વને સ્વાકાર ચેતનાકાર કરી દે છે. જડબુદ્ધિ ચેતન જેવી લાગે છે.

**બુદ્ધિગત જ્ઞાન પુરુષમાં: ચંદ્રદૃષ્ટાન્ત:**-(૨) બીજો શ્લોક કહે છે, હવે બુદ્ધિ વિષયગ્રહણ કરે છે, યાને પોતે ઇન્દ્રિયરૂપી પરનાળ દ્વારા સામેના વિષય પર જઈ તદાકાર બને છે. બુદ્ધિ પોતે ચેતન પુરુષથી તદ્દન નિરાળી છતાં ઉપર કહ્યું તેમ પુરુષના પ્રતિબિંબથી યુક્ત ચેતનાકાર બની છે, એટલે વિષયગ્રહણ-વિષયાકારપરિણમન આમ તો જડબુદ્ધિમાં થયું, છતાં જાણે ચેતનમાં થયું લાગે છે. સ્વચ્છ પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડતું હોય, અને પાણી પણ તરંગોથી ઊંચુંનીચું થતું હોય, તો પ્રતિબિંબરૂપ ચંદ્ર પણ ઊંચોનીચો થતો દેખાય છે. અલબત્ત આકાશનો ચંદ્રમા ઊંચોનીચો થતો નથી, છતાં આ હાલતા પ્રતિબિંબથી એવો ભાસ થાય છે કે ચંદ્ર હાલતોચાલતો છે. એમ અહીં પુરુષ અવિકાર્ય છે છતાં પ્રતિબિંબથી બુદ્ધિ ચેતનાકાર બની જવાને લીધે વિષય-ગ્રહણ, અસલમાં જડનું છતાં, જાણે લાગે છે કે ચેતનનું જ છે. આને ચેતનનો, પુરુષનો વિષયભોગ, વિષયાનુભવ કહેવાય છે. જેવું જ્ઞાનમાં તેવું ઇચ્છા, પ્રયત્ન, રાગ, દ્વેષ વગેરેમાં પણ એજ પ્રમાણે સમજવાનું,-મૂળ બુદ્ધિના ગુણ છતાં ચેતનના અનુભવ, ચેતનના ધર્મ જેવા ભાસે છે. એનું નામ પુરુષને ભોગ થયો.

**અભેદભ્રમ : વિવેકખ્યાતિ:**-બુદ્ધિમાંથી અહંકારતત્ત્વ ઊભું થયું છે, એ પણ જડ છે. જડ જાણે છે-કહે છે, છતાં આ ચેતન-પ્રતિબિંબથી ચેતનાકાર બન્યું હોઇ 'હું ચેતન જાણું છું, હું ચેતન કરું છું' એવો ભ્રમ, અભિમાન, ઊભું થાય છે. અનાદિકાળથી પુરુષ-પ્રકૃતિના ભેદનું યાને એની ભિન્નતાનું જ્ઞાન નહિ હોવાથી પુરુષ-પ્રકૃતિનો અભેદભ્રમ ચાલ્યા કરે છે. એજ બંધ-બદ્ધાવસ્થા છે, સંસાર છે. જ્યારે ભેદજ્ઞાન અર્થાત્ વિવેકખ્યાતિ થાય કે 'હું ચેતન તો પ્રકૃતિથી તદ્દન ભિન્ન છું, મારે આ જ્ઞાન, પ્રયત્ન, ઇચ્છા, રાગાદિની સાથે શી નિસ્બત ?' ત્યારે જ મોક્ષ થાય. બાકી એ ન થાય ત્યાંસુધી તો બુદ્ધિએ જાણેલું 'પુરુષ જાણે છે,' 'કહેલું પુરુષ કહે છે'-એવો ભાસ ચાલ્યા કરે છે.

(લ૦-) एतन्निराकरणायाह 'सव्वन्नूणं सव्वदरिसीणं'। सर्वं जानन्तीति सर्वज्ञाः, सर्वं पश्यन्तीति सर्वदर्शिनस्तेभ्यः, तत्स्वभावत्वे सति निरावरणत्वात्।

**અર્થ:-આ મતના નિષેધ માટે કહે છે 'સવ્વન્નૂણં સવ્વદરિસીણં'-સર્વજ્ઞ સર્વદર્શીને (નમસ્કાર હો.) બધું જાણે છે માટે સર્વજ્ઞ છે, બધું જુએ છે માટે સર્વદર્શી છે; કેમકે (ભગવાન) જાણવા-જોવાના સ્વભાવવાળા હોવા સાથે આવરણ (કર્મ) વિનાના છે.**

**વિવેચન:-સાંખ્યમત ખંડન -સાંખ્યોને સર્વજ્ઞ કોણ ?:**-સાંખ્ય મતના નિરાકરણ માટે અહીં 'સવ્વન્નૂણં સવ્વદરિસીણં' પદ છે. પૂર્વના નમોત્થુ પદ સાથે આનાથી સર્વજ્ઞ-સર્વદર્શી અરિહંત ભગવાનને નમસ્કાર હો એમ કહેવામાં આવે છે. ભગવાન સર્વજ્ઞ એટલે બધું જાણનારા, અને સર્વદર્શી એટલે બધું જોનારા એટલા માટે છે કે આત્માનો સ્વભાવ જોવા અને જાણવા લાયક બધું જ જોવા-જાણવાના સ્વભાવવાળો છે. માત્ર આત્મા પર જ્ઞાનાવરણ-દર્શનાવરણ કર્મના પડદા પડ્યા હોય તો એ સ્વભાવ ઢંકાઈ જાય છે, તેથી જોવા-જાણુ-

વાનું અટકે છે. દા. ત. દીવા પર પડદો પડ્યો હોય તો એનો પ્રકાશ ઢંકાઇ જાય છે, તેથી બહારની વસ્તુ પ્રકાશિત થતી નથી. પરંતુ પડદો ખસવાની જેમ આવરણ ખસી જાય તો જ્ઞેય અને દર્શનીય કુલ પ્રકાશિત બને; અર્થાત્ આત્મા એને જાણી શકે જોઈ શકે. અરિહંત ભગવાને સમસ્ત આવરણ દૂર કર્યા છે તેથી બધું જુએ-જાણે છે, સર્વજ્ઞ છે, સર્વદર્શી છે. ત્રણે કાળના સમસ્ત પદાર્થોના સર્વજ્ઞાન સર્વદર્શનવાળા છે.

સાંખ્યમતે તો આત્માનો જ્ઞાન-દર્શન સ્વભાવ જ નથી, પછી સર્વજ્ઞ-સર્વદર્શી હોવાની વાત જ ક્યાં? અરે! જો એનામાં જ્ઞાન જ નહિ, તો પછી ચૈતન્ય શું ચીજ?

પ્ર૦-ત્યારે સાંખ્યમતે પ્રકૃતિ-બુદ્ધિનો ગુણ જ્ઞાન-દર્શન છે તો એ તો સર્વજ્ઞ-સર્વદર્શી હોઇ શકે ને?

ઉ૦-ના, બુદ્ધિનો પણ એણે જ્ઞાન સ્વભાવ નથી માન્યો, પરંતુ સામગ્રીવશાત્ ઊભો થતો આગંતુક ગુણ માન્યો છે. એટલે કાચ પર લાલરંગ લગાડે અને આગન્તુક લાલાશ ઊભી થાય એવો બુદ્ધિમાં આગન્તુક જ્ઞાનગુણ જન્મે છે. હવે ત્રણે કાળના સકલ પદાર્થોના સમસ્ત ભાવો જાણવા-જોવાની સામગ્રી જ નથી મળતી, પછી સર્વજ્ઞાન-સર્વદર્શન બુદ્ધિને પણ ક્યાંથી થાય?

**ભ્રમ બુદ્ધિને, તેથી પુરુષને શું?**:-આમ છતાં થોડું જ્ઞાન-દર્શન બુદ્ધિને થાય, પણ તેથી પુરુષને-આત્માને શું? કહ્યું 'ચેતનના પ્રતિબિંબને લીધે આરોપ થાય છે કે ચેતનને જ્ઞાન થયું,' પરંતુ તે આરોપ તે ભ્રમ પણ કોને થવાનો? બુદ્ધિને જ ને? તેથી પુરુષનું શું બગડ્યું? સ્ફટિકમાં લાલ રત્નનું કે પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડ્યું, પણ તેથી લાલ રત્ન કે ગગનના ચંદ્રનું શું બગડે છે? બુદ્ધિ જ્ઞાન-ઇચ્છા-રાગ દ્વેષાદિવાળી બની તો એ બંધાઈ, ચેતન પુરુષને ક્યાં બંધાવાનું થયું? અને બંધ નહિ તો એનો મોક્ષ પણ શો?

પ્ર૦-ના, નથી, સાંખ્ય મતે પુરુષમાં બંધ-મોક્ષ ખરેખર છે જ નહિ, ઔપચારિક છે. પછી ક્યાં વાંધો?

ઉ૦-જો પુરુષને બંધ ઔપચારિક છે, ખરેખર-વસ્તુસ્થિતિએ નથી, તો પછી મોક્ષ માટેના પ્રયત્નની જરૂર જ શી રહે? દા. ત. કદી અસત્ય ન જ બોલનાર ડાહ્યા માણસ પર કોઇ ગાંડો અસત્યવાદી તરીકેનો આરોપ મૂકે, તો તેથી કાંઈ પેલા ડાહ્યા માણસને આરોપિત અસત્યવાદ છોડવા જેવું કે છોડવાનો પ્રયત્ન કરવા જેવું કાંઈ રહેતું નથી.

**સાંખ્યમતે મોક્ષસાધના અસંગત**:-સાંખ્યોએ કહ્યું 'અનાદિકાળથી પુરુષ-પ્રકૃતિના ભેદનું જ્ઞાન નહિ હોવાથી ભ્રમ ચાલે છે કે પ્રકૃતિ નહિ પણ ચેતન બધું કરે છે; અને જો ભેદજ્ઞાન થઈ જાય તો આ ભ્રમનો અંત આવે!' પરંતુ મોટો સવાલ તો એ છે કે આ અભેદભ્રમ પણ કોને થાય છે? અને ભેદજ્ઞાન કોણે કરવાનું છે? મોક્ષસાધના કોણે કરવાની? ચેતન પુરુષનો તો કોઈ પ્રયત્ન કે જ્ઞાનધર્મ જ નથી, એટલે અર્થાત્ પ્રાપ્ત થાય છે કે બુદ્ધિને અભેદભ્રમ થાય છે અને બુદ્ધિ જ પ્રયત્ન અને ભેદજ્ઞાન (વિવેક ખ્યાતિ) કરશે. તો પ્રશ્ન એ છે કે બુદ્ધિ ભલે અભેદભ્રમ કરતી રહી એને ભેદજ્ઞાન કરાવવાની મહેનત શા માટે કરવી?

પ્ર૦-પુરુષને એના ફાંદામાંથી છોડાવવા માટે કરવી પડે ને?

ઉ૦-ના, સાંખ્યમતે પુરુષ તો અનાદિથી અબદ્ધ જ છે, કોઈના ફાંદામાં ફસેલો જ નથી, પછી એને છોડાવવાનું શું? અને વળી છોડાવવાનું કોણ કરે? કુટસ્થ નિત્ય પુરુષ કરે નહિ. ત્યારે શું બુદ્ધિ કરે? બુદ્ધિ તો જડ છે એ શી રીતે કરે? એ તો ચેતનના પ્રતિબિંબથી ચેતનાકાર બની વિષયગ્રહણ અને ભ્રમ કરવાના સ્વભાવવાળી છે, એ શું કામ સ્વભાવ પલટે? વળી ભેદજ્ઞાન કર્યા પછી પણ પુરુષનું પ્રતિબિંબ તો પ્રકૃતિ-બુદ્ધિમાં પડ્યા કરવાનું! કેમકે સાંખ્યમતે પુરુષ કાંઈ ત્યારે પ્રકૃતિથી દૂર ક્યાંય જતો નથી, એટલે નિકટતા તો ઊભી રહેવાની, એટલે પ્રતિબિંબ રહેવાનું. પછી મોક્ષ ક્યાં રહ્યો?

**સાંખ્યમતે સંસારવ્યવસ્થા પણ અસંગત:-** તાત્પર્ય, સાંખ્યમતની પ્રક્રિયાના હિસાબે મોક્ષ અને મોક્ષસાધના ઘટી શકતા જ નથી. તેમજ સંસારઘટના પણ અશક્ય છે. 'જડ બધું કરે અને ચેતનનું તો માત્ર સંનિધાન હોય છે,' એ પ્રત્યક્ષ-વિરુદ્ધ વાત છે. પ્રત્યક્ષ દેખાય છે કે મુખ્ય સંચાલન ચેતનનું છે, અને જડ તો માત્ર એને આધીન વર્તે છે. મડદું મોટી આગ મુકાય તોય કાંઇ કરી શકતું નથી, જીવતો માણસ નાની ચિનગારીથી ય આઘો ભાગી શરીરને બળતું બચાવી લે છે. મશીનરી ગમે તેવી મોટી, પણ માણસ સંચાલન કરે ત્યારે અને તેમ ધીમી કે ઝડપી ચાલે છે. જ્ઞાન, ઇચ્છા લાગણી, વીર્ય, વગેરે ચૈતન્ય છે, એ વિના પુરુષમાં ચૈતન્ય જ શું ? તો જડમાં એ જ્ઞાનાદિ સંભવે જ કેમ ? જડ બુદ્ધિના એ જ્ઞાનાદિ ધર્મ માન્યા પછી તો મોટી આપત્તિ એ છે કે આગળ ઇન્દ્રિયો, શબ્દાદિ તથા પૃથ્વી આદિ પંચભૂત બુદ્ધિના જ પરિણામ છે, રૂપક છે, તો એ બધામાં જ્ઞાનાદિ ધર્મ કેમ નહિ ? ટૂંકમાં સાંખ્યમતે સંસારવ્યવસ્થા પણ દુર્ઘટ છે, સંગત નહિ થઈ શકે.

(૯૦) 'मत्तोऽन्ये, सदर्थाश्च गुणा.' इत्यतरतत्त्वभावसिद्धिः । उक्तं च-'स्थितः शीतांशुवज्जीवः प्रकृत्या भावशुद्धया । चन्द्रिकावच्च विज्ञानं तदावरणमभ्रवत् ॥' इत्यादि ।

અર્થ:--'**ગુણો મારાથી ભિન્ન છે, અને મારા માટે છે,' એ (ભગવદ્વચનના) કારણે ગુણો આત્મસ્વરૂપ સિદ્ધ થાય છે. કહ્યું છે કે 'જીવ સહજ સ્વરૂપે શુદ્ધ ભાવે કરીને રહેલો ચંદ્ર જેવો છે, અને જ્ઞાન ચન્દ્રપ્રકાશ જેવું છે. (ત્યારે) જીવના પર આવરણ એ (ચંદ્ર પર) વાદળ જેવું છે....ઈત્યાદિ.**

વિવેચન:-**જૈન મતે તત્ત્વવ્યવસ્થા:-**

પ્ર૦-તો પછી જૈન મતમાં આત્મા, જ્ઞાન, વગેરેની શી વ્યવસ્થા છે ? કેવું સ્વરૂપ છે?

ઉ૦-આ સમજવા માટે જુઓ કે એકવાર ભગવાને પોતાના શિષ્યોને 'દ્રવ્યો અને એના પર્યાયો (અવસ્થાઓ) પરસ્પર ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે'-એ વસ્તુ સમજાવવા માટે પોતાના આત્માને ઉદ્દેશીને જ અર્થાત્ સ્વાત્માનો જ દાખલો લઇ સમજાવવા માંડ્યું; કેમકે આત્મદ્રવ્ય પોતાને અતિ નિકટ છે. પ્રભુએ કહ્યું,—

'मत्तोऽन्ये, सदर्थाश्च गुणाः ।'

—અર્થાત્ 'ગુણો મારાથી ભિન્ન છે અને મારા માટે છે.' અહીં 'હું' એટલે આત્મદ્રવ્ય.

**જગતમાં મુખ્ય બે જાતનાં દ્રવ્ય,** ૧. જડ અને ૨. ચેતન. જડ દ્રવ્યોમાં પૃથ્વી, પાણી વગેરે પુદ્ગલ દ્રવ્ય, ગતિસહાયક ધર્માસ્તિકાય, સ્થિતિસહાયક અધર્માસ્તિકાય, આકાશ અને કાળ આવે. કાળને દ્રવ્યને બદલે પર્યાયરૂપ પણ કહેવાય છે. ચેતન દ્રવ્યોમાં બધા આત્મા આવે.

આત્માના ગુણો તરીકે જ્ઞાનોપયોગ – જ્ઞાનનું સ્ફુરણ, દર્શનોપયોગ – દર્શનનું સ્ફુરણ, ઇત્યાદિ જે છે, તે આત્માથી જુદા છે. અર્થાત્ આત્મા એજ જ્ઞાન, આત્મા એજ દર્શન, એમ નહિ, પણ આત્મ-દ્રવ્ય એક ચીજ, જ્ઞાનદર્શનાદિ ગુણો બીજી ચીજ. આમ હોવાનું કારણ બંનેનાં લક્ષણ, સંખ્યા, પ્રયોજન અને નામ ભિન્ન ભિન્ન છે. તે આ રીતે,—

**ચાર કારણે દ્રવ્ય અને ગુણોનો ભેદ**-(૧) દ્રવ્યનું લક્ષણ 'ગુણપર્યાયવદ્ દ્રવ્યમ્' (તત્ત્વાર્થ ૫-૩૭) છે: અર્થાત્ ગુણ અને પર્યાયવાળું હોય તે દ્રવ્ય. ત્યારે ગુણનું લક્ષણ 'દ્રવ્યાશ્રયા નિર્ગુણા ગુણાઃ' (તત્ત્વાર્થ ૫-૪૦) છે. અર્થાત્ દ્રવ્યમાં રહે અને સ્વયં ગુણ-રહિત હોય તે ગુણ. આત્મામાં જ્ઞાન થયું એમ કહેવાય છે, પણ જ્ઞાનમાં જ્ઞાન થયું એમ નથી કહેવાતું. વળી દ્રવ્યમાં પરિવર્તન નથી, ગુણોમાં પરિવર્તન-ફેરફાર થયા કરે છે. આમ એનાં લક્ષણ જુદાં જુદાં થયા. દ્રવ્ય એ ગુણોના આધાર સ્વરૂપ, અને ગુણો દ્રવ્યમાં આશ્રિત સ્વરૂપ બન્યાં. જો દ્રવ્ય એજ ગુણ હોય તો આ ન બને. પોતે જ આધાર અને પોતે જ આશ્રિત, અર્થાત્ પોતેજ રાખનાર અને પોતે જ રહેનાર, એ કેમ બની શકે ? માણસ પોતે પોતાના જ ખભા ઉપર કાંઇ બેસી શકતો નથી. માટે આશ્રય અને આશ્રિતનાં સ્વરૂપ યાને લક્ષણ જુદા હોઈ દ્રવ્યથી ગુણ જુદા છે.

(૨) **દ્રવ્ય અને ગુણની સંખ્યા જુદી જુદી છે.** દ્રવ્ય એક છે, એમાં રહેનાર ગુણો અનેક છે. એક આત્મામાં જ્ઞાન, દર્શન, વીર્ય વગેરે ઘણા ગુણો રહે છે. દ્રવ્ય એજ ગુણવસ્તુ હોય તો ઘણી સંખ્યામાં ન હોઇ શકે. ગુણોની સંખ્યા જુદી હોવાથી ગુણો દ્રવ્યથી જુદા સિદ્ધ થાય છે.

(૩) **દ્રવ્ય અને ગુણનાં પ્રયોજન** અર્થાત્ ફળ, કાર્ય અલગ અલગ છે. દા. ત. આત્મદ્રવ્યનું કાર્ય કર્મનો બંધ, કર્મથી મુક્તિ વગેરે છે. આત્મા બંધાય, આત્મા છૂટે. પણ જ્ઞાન બંધાય, જ્ઞાન છૂટે એવું નથી કહેવાતું. ગુણોમાં જ્ઞાનગુણનું કાર્ય વિષયનો વિશેષ બોધ, દર્શનગુણનું કાર્ય વિષયનો સામાન્ય બોધ . વગેરે છે. કાર્ય જુદાં, તો કારણ જુદાં હોવાજ જોઈએ, એ રીતે પણ દ્રવ્યથી ગુણ જુદા હોવાનું સિદ્ધ થાય છે.

(૪) **દ્રવ્ય અને ગુણનાં નામ** તો જુદાં સ્પષ્ટ દેખાય જ છે. એમના પર્યાયવાચી શબ્દ પણ જુદાં છે. દા.ત. ભગવાનના આત્મદ્રવ્યને આત્મા, અર્હન્, તીર્થંકર, પારગત, જિનેશ્વર વગેરે કહેવાય છે; ત્યારે ગુણોને ગુણ, પર્યાય, ધર્મ વગેરે શબ્દથી સંબોધી શકાય છે. એમાંય જ્ઞાનને વિશેષ બોધ, અવગમ, પરિચ્છેદ વગેરે કહેવાય; દર્શનને સામાન્ય પ્રત્યક્ષ, સાક્ષાત્કાર શબ્દથી ઓળખાવાય. આમ નામના ભેદથી પણ દ્રવ્ય અને ગુણનો ભેદ સિદ્ધ થાય છે.

**ગુણો એ દ્રવ્યથી અભિન્ન, દ્રવ્ય સ્વભાવ કેમ ?**– આમ ગુણો દ્રવ્યથી જુદા હોવા છતાં દ્રવ્યસ્વભાવ, દ્રવ્યથી અભિન્ન, દ્રવ્યસ્વરૂપ પણ છે; એકાંતે ભિન્ન નહિ, એકાંતે અભિન્ન નહિ, પણ કથંચિદ્ ભિન્ન, કથંચિદ્ અભિન્ન; એક દૃષ્ટિકોણથી ભિન્ન, બીજા દૃષ્ટિકોણથી અભિન્ન; અહીં દ્રવ્ય અને ગુણનો અભેદ પણ છે; કેમકે ગુણો દ્રવ્યાર્થ છે 'અર્થ' એટલે સાધ્ય. દ્રવ્યાર્થ એટલે દ્રવ્યરૂપી સાધ્યવાળા, ગુણો છે. ગુણોનું સાધ્ય દ્રવ્ય છે, અર્થાત્ ગુણોનું કાર્ય પરિણામ શું ? તો કે દ્રવ્યનું તે તે રૂપે પરિણમન. દ્રવ્ય તે તે ગુણમાં પરિણમે છે. દૂધમાં મેળવણ પડ્યું, તો મોળું પણ દૂધ ખાટારૂપે પરિણમ્યું; પ્રવાહી પણ દૂધ ઘન દહીંરૂપે બની ગયું; અમુક મંદ ગંધવાળું દૂધ દહીંની સુવાસરૂપ થયું. એમ આત્માએ ઘડાને મૂકી વસ્ત્રને જોવાનું કર્યું, ત્યાં આત્મા ઘડાને જોનાર તરીકે મટી, વસ્ત્રને જોનાર તરીકે થયો. અર્થાત્ ઉપયોગગુણે આત્માને ઘટજ્ઞાનમાંથી વસ્ત્રજ્ઞાનમાં પરિણમાવ્યો. આમ તે તે **ગુણોમાં** વર્તવું એ જ દ્રવ્યની પ્રવૃત્તિ છે. કોઇપણ ગુણમાં વર્તવા સિવાય એકલી (ઐકાન્તિક) કોઈ પ્રવૃત્તિ, કોઇ વર્તવાપણું, દ્રવ્યનું છે જ નહિ. જગતમાં કોઈ દ્રવ્ય એવું નથી કે જે કોઇને કોઇ ગુણમાં ન વર્તતું હોય, ન પરિણમ્યું હોય. આ સ્પષ્ટ દેખાય છે. એ સૂચવે છે કે ગુણો દ્રવ્યસ્વભાવ છે.

ભગવાનના **'મદર્થાશ્ચ ગુણાઃ'** એ વાક્યથી 'જ્ઞાનાદિ ગુણો એ પોતાના આત્માના તેવા તેવા વર્તન, તેવી તેવી અવસ્થાઓ જ છે, માટે એ આત્મદ્રવ્યસ્વરૂપ છે,' એ વસ્તુ સૂચિત થાય છે. ગુણો વિના દ્રવ્યનું કોઇ વર્તવાપણું જ નથી. તેથી દ્રવ્ય અને ગુણ, દ્રવ્ય અને પર્યાય, તથા ધર્મી અને ધર્મનો અભેદ પણ છે.

માટે આત્મા ચેતન છે, આત્મામાં ચૈતન્ય છે, અને ચૈતન્ય એ જ્ઞાનાદિનું સ્ફુરણ છે, જે જડમાં મુદ્દલ નથી. તો આત્મા જ્ઞાનાદિસ્વભાવ છે,–આ પ્રમાણસિદ્ધ જૈન સિદ્ધાન્ત છે.

**જ્ઞાનચંદ્રિકા પર કર્મવાદળ :–**

પ્ર૦–આત્મા જો જ્ઞાનસ્વભાવ, જ્ઞાનસ્વરૂપ છે તો સદા પૂર્ણ જ્ઞાન કેમ પ્રગટ દેખાતું નથી ?

ઉ૦–આત્મા ચંદ્રમા જેવો છે, અને ચંદ્રમાને જેમ પૂર્ણ ચન્દ્રિકા યાને પ્રકાશ છે, એમ આત્માને પૂર્ણ જ્ઞાન છે. પરંતુ જેવી રીતે ચંદ્ર પર વાદળ છવાઈ જાય, કે નિત્ય રાહુના વિમાનથી તેટલો તેટલો એ ઢંકાય, તો એટલા પ્રમાણમાં પ્રકાશ આવરાય છે, એવી રીતે આત્મા પરના જ્ઞાનાવરણ–દર્શનાવરણ કર્મને લીધે જ્ઞાન તેટલા પ્રમાણમાં આવરાઇ જાય છે. સર્વથા આવરણ દૂર થતાં પૂર્ણ ચંદ્રપ્રકાશની જેમ આત્માનું પૂર્ણ જ્ઞાન વિકસી ઉઠે છે.

(૯૦) न करणाभावे कर्ता तत्फलसाधक इत्यप्यनैकान्तिकं, परिनिष्ठितप्लवकस्य तरकाण्डाभावे प्लवनसंदर्शनादिति। न चौदयिकक्रियाभावरहितस्य, ज्ञान–

मात्राद् दुःखादयः, तथानुभवतस्तत्स्वसावलोपकत्तेः।

**અર્થઃ**–કરણ (સાધન) વિના કર્તા એ કરણનું **કાર્ય સાધી શકે જ નહિ એવો પણ એકાન્ત નથી, કેમકે અનુભવી તરવૈયો તરવાના તુંબડા વિના પણ તરે છે એવું દેખાય છે. (કર્મની) ઔદયિક પાક-ક્રિયાના પરિણામ વિના એકલા જ્ઞાનથી જ દુઃખ દ્વેષાદિ થાય એવું હોતું નથી, કેમકે એકલા જ્ઞાન-માત્રથી દુઃખ દ્વેષાદિ નથી થતા એવો અનુભવ છે. માટે જ દુઃખાદિ એ કર્મની ઔદયિક ક્રિયાના પરિ-ણામસ્વરૂપ હોવાનું ઘટે છે.**

**વિવેચન–મોક્ષમાં સાધન વિના પણ જ્ઞાનઃ તરવૈયાનું દૃષ્ટાન્તઃ–**

પ્ર૦–ઠીક છે, જ્ઞાન આત્માનો ગુણ હો, પરંતુ પદાર્થનું જ્ઞાન કરવામાં બુદ્ધિ કરણ છે. જ્યારે મોક્ષ-અવસ્થામાં તો બુદ્ધિના ય મૂળ કારણભૂત પ્રકૃતિનો ય વિયોગ છે, તો ત્યાં કરણ જ નહિ રહેવાથી જ્ઞાન-રૂપી કાર્ય જ નહિ થઈ શકે. તો પછી ત્યાં સર્વ-જ્ઞતા-સર્વદર્શિતા કેવી રીતે સંભવે ?

ઉ૦–એવો સર્વત્ર એકાન્તે નિયમ નથી કે કરણ અર્થાત્ સાધન હોય તો જ કર્તા તે સાધનથી નીપ-જતું દેખાતું કાર્ય સાધી શકે. ક્યારેક કરણ વિના પણ કાર્ય થતું દેખાય છે. દા. ત. તરવા શીખનારો માણસ પહેલાં તુંબડાદિથી તરે છે, પરંતુ તરવામાં પૂર્ણ (પાકો) નિષ્ણાત થઈ ગયા પછી તુંબડું નથી છતાં તરી જતો દેખાય છે. એમ મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન ભલે ઇન્દ્રિય વગેરે કરણથી ઉત્પન્ન થાય, પરંતુ કેવળજ્ઞાન એના વિના જ થઈ શકે છે, અને તે મુક્તાત્માને છે. ત્યાં કરણ વિના થવાનું કારણ એ છે કે એ આત્માનો સ્વભાવ છે.

**પ્ર૦–જો સ્વભાવ જ છે, તો તેને થવાનું શું ?** સાકરનો મિઠાશ એ સ્વભાવ છે, તો મિઠાશ થાય છે એમ નથી કહેવાતું.

**કેવળજ્ઞાન ન ફરે તો જૂઠું :–**

ઉ૦–વાત સાચી; પણ અહીં જ્ઞાનસ્વભાવમાં થોડો ફરક છે. તે એ, કે જ્ઞાન સવિષયક છે, જ્ઞેય વિષયોના સંબંધવાળું છે; જ્ઞાન આત્માનો સ્વભાવ ખરો, કિન્તુ તે અમુકનું જ્ઞાન, અમુકનું નહિ, બીજા-નું જ્ઞાન, એમ કહેવાય છે. મિઠાશમાં એવું નથી. કેમકે એ સવિષયક નથી. હવે જ્યારે જ્ઞાન કોઈ વિષયનું છે, તો સહજ છે કે વિષય ફરે તેમ જ્ઞાન ફરે. હમણાં વસ્ત્ર સફેદ છે તો એનું જ્ઞાન જુદું, પછી વસ્ત્ર જ લાલ બન્યું, તો એનું જ્ઞાન જુદું. અહીં જો જ્ઞાન હવે એનું એજ રહે અર્થાત્ 'આ વસ્ત્ર સફેદ' એવોજ આકાર જ્ઞાનનો રહે, તો એ જ્ઞાન જૂઠું કહેવાય. આકાર જ્ઞાનથી કોઇ જુદી વસ્તુ નથી, આકાર જ્ઞાનરૂપ જ છે, માટે આકાર ફર્યો એટલે કે જ્ઞાન જ ફર્યું. ત્યારે જુઓ કે કેવળ-જ્ઞાન, સર્વજ્ઞનું જ્ઞાન, આત્માના શુદ્ધ સ્વરૂપ વખતનું જ્ઞાન સર્વ જ્ઞેય પદાર્થને જાણે છે, અને જગત પરિ-વર્તનશીલ છે, જ્ઞેય પદાર્થોમાં ફેરફાર થયા કરે છે, તો એ હિસાબે એનું જ્ઞાન સમયે સમયે જુદા જુદા આકારનું થવાનું. ન થાય અને એવું ને એવું ઊભું રહે તો જૂઠું કહેવાય. એટલે કેવળજ્ઞાન જ્યારે પોતે જુદું જુદું થાય છે ત્યારે આમ તો એ આત્માનો સ્વભાવ છે છતાં 'આ વખતે આવું થયું, બીજી વખતે બીજું થયું' એમ આ સ્વભાવને પણ થવાનું હોય છે.

**સુખ દુઃખ જ્ઞાનથી નહિ: કર્મની ઔદયિક ક્રિયાથીઃ**

પ્ર૦–ઠીક છે, તો મુક્ત અવસ્થામાં કેવળજ્ઞાન યાને સર્વજ્ઞતા હો, પરંતુ એથી તો આત્મામાં દુઃખ, દ્વેષ, શોક વગેરેની આપત્તિ આવશે તેનું કેમ ? કારણ એ છે કે જગતમાં દેખાય છે, કે વાદળી-રૂપ, પીળું રૂપ, ખાટો રસ, મધુર રસ, વગેરે બાહ્ય વસ્તુધર્મ જોઈ જોઈને તો જીવ દુઃખી થાય છે, સુખી થાય છે, દ્વેષ કરે છે, રાગ કરે છે, શોક થાય છે, હર્ષ થાય છે, તો પછી મુક્તાવસ્થામાં સર્વજ્ઞતા–સર્વ-દર્શિતા માનવા જતાં, એ બાહ્ય વસ્તુધર્મ જાણતી વખતે સર્વ દુઃખ, દ્વેષ વગેરે લાગણીનો અનુભવ કર-વાનું આવી પડશે ! જગતમાં જોયાનું ઝેર છે. ન જુએ, ન જાણે તો કોઈ દુઃખ, કોઇ ચિંતા નથી. થોડું જાણ્યાનું થોડું દુઃખ, તો સર્વ જાણ્યામાં તો કેટલું બધું દુઃખ !

ઉ૦–આ શંકા ખોટી છે, તમને દુઃખનાં નિદા-નની ખબર નથી, દુઃખનું કારણ જ્ઞાન નથી. તદ-

વારના જ્ઞાનમાત્રથી કપાવાનું દુઃખ નથી થતું, દુઃખમાં કારણ કર્મના ઉદય છે, કર્મની ઔદયિક ક્રિયા છે. કર્મ બંધાય છે ત્યારે બંધાવાની ક્રિયા, અને ઉદયમાં આવે ત્યારે ઔદયિક ક્રિયા કહેવાય. એ ક્રિયાની આત્મા પર અસર થાય છે, આત્મા પર પરિણામ થાય છે, એને ઔદયિકભાવ કહેવાય, કર્મની ઔદયિક ક્રિયાનો ભાવ કહેવાય. દા.ત. અશાતાવેદનીય કર્મ છે, એ હવે સ્વસ્થિતિકાળ પાકીને ઉદય પામ્યું, તો આત્મા પર ઔદયિક અશાતાભાવ અશાતા-પરિણામ થયો, એથી આત્માને અશાતાની વેદના થાય છે, દુઃખનો અનુભવ થાય છે. પણ તે આવા ઔદયિક ક્રિયાના પરિણામ વિના વસ્તુને કોઇ જાણવા માત્રથી દુઃખનો અનુભવ ન થાય. છરો ધારદાર જાણ્યો-જોયો તેથી થોડીજ વેદના થાય છે? છરાનો ઘા લાગે, અશાતા વેદનીય કર્મ ઉદયમાં આવે, એટલે જ વેદનાનું સંવેદન થાય છે. એમ સાકર ખાય, શાતાવેદનીય કર્મનો ઉદય થાય, ત્યારે સુખનો અનુભવ થાય છે; કાંઈ સાકરને જાણવા માત્રથી અનુભવ નહિ. એવી રીતે દ્વેષમોહનીય કર્મ ઉદય પામે તો જ દ્વેષ થાય છે, રાગમોહનીય કર્મ ઉદય પામે તો જ રાગ થાય છે. જેને એ મોહનીય-કર્મ નથી, અથવા જેણે એ દબાવી દીધું છે, એને ભલે સારી-નરસી વસ્તુ જાણી, છતાં દ્વેષ કે રાગ નહિ થાય. અહીં પણ મહાત્માઓમાં આ દેખાય છે કે વસ્તુનું જ્ઞાન, વસ્તુનું દર્શન, જાણકારી હોવા છતાં એમને રાગ-દ્વેષ થતા નથી. તો પછી મોક્ષમાં તો આત્મા સર્વથા કર્મરહિત છે, એટલે આત્મસ્વભાવે ભલે આખા જગતનું જ્ઞાન કરે, પણ તેથી કોઈ રાગ, દ્વેષ, હર્ષ, શોક વગેરે થવાને અવકાશ જ નથી. દુઃખ, દ્વેષ વગેરે તો કર્મના ઔદયિક પરિણામ સ્વરૂપ છે.

(લ૦-) अन्यस्त्वाह " ज्ञानस्य विशेषविषयत्वाद् दर्शनस्य च सामान्यविषयत्वात् तयोः सर्वार्थविषयत्वमयुक्तं, तदुभयस्य सर्वार्थविषयत्वादिति । " उच्यते, न हि सामान्यविशेषयोर्भेद एव, किन्तु त एव पदार्थाः समविषमतया संप्रज्ञायमानाः सामान्यविशेषशब्दाभिधेयतां प्रतिपद्यन्ते । ततश्च त एव ज्ञायन्ते, त एव दृश्यन्ते, इति युक्तं ज्ञानदर्शनयोः सर्वार्थविषयत्वमिति ।

અર્થ :-બીજો કહે છે,-"જ્ઞાનનો વિષય વિશેષ છે, અને દર્શનનો વિષય સામાન્ય છે, તેથી તે કેવળજ્ઞાન કે કેવળદર્શન (પ્રત્યેક)ના વિષય બધા-જ પદાર્થ ક્યાં બન્યા? કેમકે એ તો બંનેના વિષય સર્વ પદાર્થો બને." આનો ઉત્તર છે કે સામાન્ય અને વિશેષ વચ્ચે એકાંતે ભેદ નથી. કિન્તુ એના એજ પદાર્થ સમાન તરીકે અને અસમાન તરીકે જણાય ત્યારે 'સામાન્ય' અને 'વિશેષ' શબ્દથી વાચ્ય બને છે; તેથી એના એજ જણાય છે અને એના એ જ દેખાય છે. માટે જ્ઞાન અને દર્શન (દરેક) સર્વપદાર્થને વિષય કરનારા છે.

**વિવેચન :-કેવળજ્ઞાનના વિષય સર્વ સામાન્ય-વિશેષ કેવી રીતે ?:-**

પ્ર૦-ઠીક છે, મુક્ત અવસ્થામાં સર્વ-જ્ઞાન સર્વ-દર્શન માન્યું, પરંતુ તે દરેક સમસ્ત પદાર્થને જાણનારૂં કે જોનારૂં કેવી રીતે? કેમકે જ્ઞાન તો વિશેષને વિષય કરનારૂં હોય છે, અર્થાત્ વિશેષોને જ જાણે, સામાન્યોને નહિ; એટલે સામાન્યો જાણવા-માંથી બાકી રહી ગયા! ત્યારે દર્શન એ સામાન્યોને જ જુએ, વિશેષોને નહિ; એટલે વિશેષો એના જોવામાંથી બાદ રહી જાય! તો બંનેમાંથી દરેક ક્યાં સર્વને અર્થાત્ સમસ્ત સામાન્ય-વિશેષોને વિષય કરવાવાળું બન્યું? હા, બંને મળીને કહેવાય કે બંનેએ સમસ્તને જાણ્યા. પરંતુ એકેક તો સર્વવિષયક ન બન્યું, પછી સર્વજ્ઞતા શી રીતે?

ઉ૦-આ તમારી શંકા સામાન્ય-વિશેષની અણસમજના કારણે છે. સામાન્ય અને વિશેષ એકાંતે જુદા નથી, કિન્તુ એકરૂપ પણ છે.

**સામાન્ય વિશેષ શી ચીજ છે?** સામાન્યરૂપે જે જણાય તે સામાન્ય અને અસમાનરૂપે જે જણાય તે વિશેષ.

**ઊર્ધ્વતા-તિર્યક્ સામાન્ય:**-દા. ત. ચાકડા પર ચઢાવેલ માટીના પિંડામાંથી પહેલાં ચપટી-ગોળ ચકતી બને છે, પછી બેઠો પ્યાલો, પછી ઘડો બને છે. આમાં પિંડો પણ માટી છે, ચકતી પણ માટી છે, પ્યાલો પણ માટી છે, અને ઘડો પણ માટી છે. આ બધાય સમાનરૂપે માટી તરીકે જ ઓળખાય

છે, (સોના-ચાંદી તરીકે નહિ.) માટે એ બધામાં માટી એ સામાન્ય કહેવાય. એ પિંડથી માંડીને ઉપર ઉપરની અવસ્થાઓમાં એક સરખું માટી તરીકે ઓળખાય છે, તેથી એને 'ઊર્ધ્વતા સામાન્ય' કહે છે. ત્યારે બીજું સામાન્ય 'તિર્યક્ સામાન્ય' છે. એ વર્તમાન અનેક વસ્તુમાં તિર્છું પથરાયેલું છે. દા. ત. અનેક ઘડા લઇએ તો એમાં 'આ પણ ઘડો,' 'બીજો ય ઘડો,' 'પેલો ય ઘડો.'....એમ બધાય ઘડા તરીકે સમાનરૂપે જણાય છે. આકૃતિ, માપ વગેરેમાં ભલે ફરક હોય, પરંતુ કહેવાય તો ઘડો જ, (વસ્ત્ર નહિ.) એટલે અહીં ઘડો એ સામાન્ય છે, તિર્યક્ સામાન્ય છે. એમ 'આ એક કોઈ મનુષ્ય, બીજો પણ કોઈ મનુષ્ય, ત્રીજો ય વળી કોઈ મનુષ્ય,' ત્યાં મનુષ્ય, મનુષ્યત્વ એ તિર્યક્ સામાન્ય છે. પરંતુ બાળક પણ મનુષ્ય, પછી કુમાર થયો તો ય તે મનુષ્ય જ છે, યુવાન બન્યો છતાંય એ મનુષ્ય તો ખરો જ. આ બધામાં મનુષ્યત્વ એ ઊર્ધ્વતા સામાન્ય છે.

**વિશેષઃ**-હવે વિશેષ સમજવો સહેલો છે. દા.ત. આ માટીની જ બધી અવસ્થાઓમાં એક પિંડો જ છે, તો બીજી ચકતી જ છે, ત્રીજો પ્યાલો જ છે, તો ચોથો વળી ઘડો જ છે. ચારે જુદા જુદા તરીકે ઓળખાય છે. માટે પિંડો, ચકતી, ઘડો વગેરે વિશેષ કહેવાય. એમ અનેક ઘડા પડ્યા છે, એમાં એક લાલ જ ઘડો છે, બીજો કાળો જ છે, ત્રીજો વળી પીળો જ ઘડો છે. તો આ લાલ, કાળો, પીળો એ વિશેષ કહેવાય. એમ એક જ ઘડો લઈએ, એ લાલ પણ છે, મોટો ય છે, ઘી ભરેલો ય છે, રામલાલનો પણ છે, તો બધા ય ઘડો તો ખરા, પરંતુ લાલ, મોટો, ઘી ભરેલો, વગેરે અસમાન યાને જુદા જુદા શબ્દથી ઓળખાય છે, માટે એ લાલ વગેરે 'વિશેષ' કહેવાય. એમ એકજ મનુષ્ય, પણ એ પહેલા બાપ, પછી કુમાર, પછી યુવાન, એમ અસમાન તરીકે ય જણાય છે, અર્થાત્ મનુષ્ય તરીકે સમાન કિન્તુ બાળક, કુમાર આદિ તરીકે અસમાન; માટે મનુષ્ય એ સામાન્ય, અને બાળક, કુમાર વગેરે વિશેષ કહેવાય. એવી રીતે અનેક મનુષ્યો એ મનુષ્ય ખરા, પરંતુ એક રામલાલ, બીજો દેવદત્ત, ત્રીજો વળી જિનદાસ; તો એ જુદી જુદી વ્યક્તિ એ વિશેષ કહેવાય. એક રામપંથી, બીજો બ્રાહ્મણ, ત્રીજો જૈન, એમ વિશેષ તરીકે ઓળખાય.

**એજ સામાન્ય, એજ વિશેષઃ**-આમાંથી ફલિત એ થયું કે એ જ વસ્તુ સામાન્ય પણ છે અને વિશેષ પણ છે. માટી એ સામાન્ય; પિંડો એ વિશેષ. મનુષ્ય એ સામાન્ય; અને બાળક, કુમાર, એ વિશેષ. એટલું જ નહિ પણ જે સામાન્ય છે એજ વિશેષ પણ છે, અને જે વિશેષ છે એજ સામાન્ય પણ છે. દા. ત. પૃથ્વીના અનેક પ્રકારમાં એક માટી, બીજી ધાતુ, ત્રીજી વળી ખાર. તો આમાં પૃથ્વી એ સામાન્ય અને માટી, ધાતુ, ખાર એ વિશેષ. માટી જે પહેલાં પિંડો, ચકતી વગેરેની અપેક્ષાએ સામાન્ય તરીકે જોઈ હતી, એજ અહીં પૃથ્વીની અપેક્ષાએ વિશેષ તરીકે જણાય છે. એમ પિંડો અને બાળક એ વિશેષ તરીકે જોયા હતા, પણ એમાંય તાજો પિંડો, જુનો પિંડો, બહુ જુનો પિંડો, એવું થાય ત્યાં પિંડો એ સામાન્ય કહેવાયઃ અને તાજો, જુનો, બહુજુનો એ વિશેષ ગણાય. એમ બાળક પણ વર્ષનું, બે વર્ષનું, ત્રણ વર્ષનું. અથવા માંદું, સાજું તગડું, એમ થાય ત્યાં બાળક એ સામાન્ય બન્યું, અને વાર્ષિક-દ્વિવાર્ષિક વગેરે વિશેષો બન્યા. આ બધામાંથી એ ફલિત થયું કે સામાન્ય એજ વિશેષ, અર્થાત જે સામાન્ય છે તે વિશેષ પણ છે, અને વિશેષ છે તે સામાન્ય પણ છે.

**વિરોધ કેમ નહિ ? :—**

પૂ.-જે સામાન્ય તેજ વિશેષ, એ શું વિરુદ્ધ જેવું નથી લાગતું ? સમાન એજ અસમાન ?

ઉ.-ના, કોઇ વિરોધ નથી; કેમકે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી, જુદી જુદી અપેક્ષાએ, એમ બને છે. એકજ માણસ કોઈનો પિતા અને બીજાનો પુત્ર હોય છે ને ? કોઇનો મામો અને કોઇનો ભાણેજ હોઇ શકે છે ને ? જે પિતા એજ પુત્ર ? જે મામો એજ ભાણેજ ? હા, પણ તે તે જુદી જુદી વ્યક્તિની અપેક્ષાએ. રમણનો પિતા, કાળીદાસનો પુત્ર, મનુનો મામો, પણ મીઠાલાલનો ભાણેજ. એમ અહીં પણ પિંડો, ચકતી વગેરેની અપેક્ષાએ માટી

એ સામાન્ય; પરંતુ પૃથ્વીની અપેક્ષાએ માટી એ વિશેષ. એમ માટીની અપેક્ષાએ પિંડો એ વિશેષ; પરંતુ તાજો, જુનો વગેરે અવસ્થામાં પિંડો એ સામાન્ય. આમાં કોઇ વિરોધ નથી. વિરોધ તો ત્યારે આવે કે એની એજ અપેક્ષાએ પિતા ય ખરો અને પુત્ર પણ ખરો; સામાન્યે ય ખરૂં અને વિશેષ પણ ખરો, એમ જો કહીએ.

**જ્ઞાનમાંય સામાન્ય જ્ઞાત છેઃ**–હવે જ્યારે જે સામાન્ય છે એ જ બીજી અપેક્ષાએ વિશેષ પણ છે, ત્યારે સામાન્ય અને વિશેષની વચ્ચે એકાન્તે ભેદ, ભિન્નતા નહિ કહી શકાય, અભેદ પણ કહેવો પડશે. જે માટી તે જ પિંડો, જે પિંડ તે જ માટી. પિંડો જોયો એટલે માટી જોઈજ; એ માટી જોઈ એટલે પિંડો જોયો જ. એક જોવામાં બીજો જોવાઈજ ગયો છે. ફક્ત જ્યારે મુખ્યરૂપે સામાન્ય તરીકે જોઈએ છીએ ત્યારે વિશેષ તરીકે નથી જોતા; અને મુખ્ય-રૂપે વિશેષ તરીકે જોઇએ છીએ ત્યારે સામાન્ય તરીકે નથી જોતા. એની એજ માટીને પિંડાની અપેક્ષાએ સામાન્ય તરીકે જોવા વખતે પૃથ્વીની અપેક્ષાએ વિશેષ તરીકે નથી જોતા; એમ પૃથ્વીની અપેક્ષાએ વિશેષ તરીકે જોઇએ છીએ ત્યારે જ એને પિંડો, ચકતી વગેરેની અપેક્ષાએ સામાન્ય તરીકે નથી જોતા. એમ છતાં માટી જોવા બહાર નથી. મુખ્યરૂપે વિશેષ તરીકે જોવું એને જ્ઞાન કહેવાય, અને મુખ્યરૂપે સામાન્ય તરીકે જોવું એને દર્શન કહેવાય. એટલે ચાહ્ય જ્ઞાન કહીએ કે ચાહ્ય દર્શન કહીએ, પણ વસ્તુ જોવામાં તો આવી જ જાય છે. જ્ઞાન વખતે સામાન્ય પણ જ્ઞાત જ છે, દર્શન વખતે વિશેષ પણ જ્ઞાત જ છે, કિન્તુ ગૌણરૂપે; કેમકે સામાન્ય–વિશેષનો કથંચિત્ અભેદ છે. બંને એક-રૂપ છે, જે સામાન્ય છે તે વિશેષ પણ છે જ.

**જ્ઞાન કે દર્શન વખતે બધું જ્ઞાત :–** એટલે હવે જયારે સર્વજ્ઞ–સર્વદર્શી ભગવાનને કોઇ જ્ઞાના-વરણ–દર્શનાવરણ કર્મ જ નથી, અને એ સર્વ પદાર્થનું જ્ઞાન, સર્વનું દર્શન કરે છે, ત્યારે એના એ જ પદાર્થ જ્ઞાનના વિશેષ બને છે, અને એના એ જ પદાર્થ દર્શનના વિષય બને છે. જ્ઞાન તરીકે જોવામાં ય કશું બાકી રહેતું નથી, અને દર્શન તરીકે જોવામાં ય કશું બાકી રહેતું નથી. જ્ઞાન દર્શન થાય છે ક્રમસર, એક સાથે નહિ; પણ એમાં એકલા જ્ઞાન વખતે સામાન્ય જોવા બાકી રહ્યા કે એકલા દર્શન વખતે વિશેષો જોવા બાકી રહ્યા એવું નથી. બંનેમાં બંને ય જોવાય છે, કેમકે સામાન્ય કહો કે વિશેષ કહો, પદાર્થ એના એ જ છે. સામાન્યથી કોઇ જુદા જ વિશેષ પદાર્થો નથી, કે વિશેષથી કોઈ જુદા જ સામાન્ય પદાર્થો નથી. જે સામાન્ય છે તે જ વિશેષ છે. માટે સર્વજ્ઞ કે સર્વદર્શી હોવા વખતે એ સમસ્ત પદાર્થને જોનાર છે, એમ કહેવામાં કોઈ વાંધો નથી.

(૯૯) आह,–'एवमपि ज्ञानेन विपमताधर्म्मविशिष्टा एव गम्यन्ते, न समता–धर्म्मविशिष्टा अपि; तथा दर्शनेन च समता–धर्म्मविशिष्टा एव गम्यन्ते, न विषमताधर्म्मविशिष्टा अपि; ततश्च ज्ञानेन समताख्यधर्म्माग्रहणाद् दर्शनेन च विपमताख्यधर्म्माग्रहणाद्, धर्म्माणामपि चार्थत्वात्, अयुक्तमेव तयोः सर्वार्थविषयत्वमिति'।

**અર્થઃ–પ્રશ્ન કરે છે કે એમ છતાં પણ જ્ઞાનથી વિષમતા (અસમાનતા) નામના ધર્મથી યુક્ત પદાર્થ જ જણાય છે, કિન્તુ સાથે સમાનતા નામના ધર્મથી સહિત પદાર્થો નહિ; એમ દર્શનથી સમાનતા નામના ધર્મથી યુક્ત પદાર્થો જ જણાય છે, કિન્તુ સાથે વિષમતા નામના ધર્મથી યુક્ત પદાર્થ નહિ. તેથી જ્ઞાનવડે સમાનતા નામના ધર્મનું ગ્રહણ ન થયું; દર્શન વડે વિષમતા નામના ધર્મનું ગ્રહણ ન થયું; અને ધર્મ પણ પદાર્થ તો છે જ, તો પછી જ્ઞાન કે દર્શન સર્વ પદાર્થોને વિષય કરે છે એ કહેવું અયુક્ત જ છે.**

**વિવેચનઃ–સમતા યા વિષમતા એક સાથે જ્ઞાત કેમ ?–**

ઉ૦–ઠીક છે, એના એ જ પદાર્થ સામાન્ય પણ છે અને વિશેષ પણ છે તેથી સામાન્યને જાણ્યા એટલે વિશેષને જાણ્યા એમ કહો, એમ છતાં જ્ઞાનથી પદાર્થનું વિશેષ તરીકે જ ગ્રહણ થયું; એનો અર્થ એ કે વસ્તુના બે જાતના ધર્મ,–સમાનતા નામના, અને અસમાનતા યાને વિષમતા નામના,–આ બે

પૈકી વિષમતા નામના ધર્મથી સહિત પદાર્થો જ જ્ઞાને જાણ્યા, કિન્તુ સાથે સમાનતા નામના ધર્મથી સહિત પદાર્થો પણ નહિ. એમ દર્શનથી વિષમતા નામના ધર્મથી સહિત પદાર્થો જ જણાયા, કિન્તુ સાથે સમાનતા નામના ધર્મથી સહિત પદાર્થો ય નહિ. અર્થાત્ દર્શને સમાનતાના ધર્મ જાણ્યા ત્યારે વિષમતાના જાણ્યા નહિ, ને જ્ઞાને વિષમતાના ધર્મ જાણ્યા ત્યારે સમાનતાના જાણ્યા નહિ; પછી એકેકા જ્ઞાનમાં કે દર્શનમાં સર્વ પદાર્થને જાણવાપણું ક્યાં આવ્યું ? ધ્યાનમાં રહે કે આ ધર્મ પણ એક જાતના પદાર્થ જ છે, એનું જાણવું બાકી જ રહે છે, એટલે જ્ઞાન દર્શન દરેકને તો સમસ્ત પદાર્થને વિષય કરવાવાળું કહેવું અયુક્ત છે.

(૯૦) न; धर्म्मधर्मिणोः सर्वथा भेदानभ्युपगमात्। ततश्चाभ्यन्तरीकृतसमताख्यधर्माण एव विषमताधर्मविशिष्टा ज्ञानेन गम्यन्ते; तथाभ्यन्तरीकृतविषमताख्यधर्म्माण एव च समताधर्म्मविशिष्टा दर्शनेन गम्यन्ते; इत्यतो न दोषः। एतदुक्तं भवति,-जीवस्वाभाव्यात् सामान्यप्रधानम् उपसर्जनीकृतविशेषमर्थग्रहणं दर्शनमुच्यते। तथा प्रधानविशेषम् (विशेषप्रधानम्) उपसर्जनीकृतसामान्यञ्च ज्ञानम्; इति कृतं विस्तरेण।

**અર્થ :-(ઉત્તર કહે છે,-) ના, (સર્વ પદાર્થને વિષય કરવાપણું અયુક્ત નથી,) કેમકે ધર્મ અને ધર્મી વચ્ચે સર્વથા ભેદ નથી માન્યો, એટલે જ જ્ઞાનથી વિષમતાધર્મવાળા (પદાર્થ) જણાય છે તે સમાનતા નામના ધર્મ અંતર્ભૂત કરાઈને જ; એમ દર્શનથી સમાનતા ધર્મવાળા અવગાહિત થયા તે વિષમતા નામના ધર્મ અંદર સમાવિષ્ટ થયેલા બનીને જ. એટલા માટે દોષ રહેતો નથી. કહેવું આ છે કે જીવના (તેવા) સ્વભાવે કરીને, સામાન્ય એ મુખ્ય અને વિશેષ એ ગૌણ રહીને થતું પદાર્થ-ગ્રહણ એ દર્શન કહેવાય છે; તથા વિશેષ મુખ્ય, અને સામાન્ય ગૌણ રહીને થતું અર્થગ્રહણ એ જ્ઞાન કહેવાય છે. હવે વિસ્તારથી સર્યું.**

**વિવેચનઃ ધર્મધર્મીના ભેદાભેદથી સમાધાનઃ-**

૯૦-સર્વજ્ઞના જ્ઞાન કે દર્શનમાં સમસ્ત પદાર્થ વિષય નથી કરાતા એવું નથી, કેમકે સામાન્ય અને વિશેષધર્મનો પોતાના ધર્મી સાથે સર્વથા ભેદ જ છે એવું અમે નથી માનતા; અર્થાત્ અભેદ પણ છે જ, એમ માનીએ છીએ. ધર્મ-ધર્મી વચ્ચે ભેદાભેદ સંબંધ છે. માટેજ ધર્મિથી ધર્મ ભિન્ન પણ છે, અને અભિન્ન પણ છે.

**ભેદ+અભેદ નહિ, વિજાતીય ભેદાભેદઃ**-ભેદાભેદ એ ભેદ અને અભેદનો સરવાળો નથી, પરંતુ એ બે તાણેવાણે વણાઈ જઈ બનેલ એક વિલક્ષણ યોગ છે. એથી જેવી રીતે સૂંઠ અને ગોળનું મિશ્રણ કરી બનાવેલ ગોળી, એ સૂંઠ અને ગોળનો માત્ર સરવાળો નહિ, પણ એક વિજાતીય યોગ છે; તેથીજ હવે એનામાં સૂંઠના દોષ પિત્તકારકતા અને ગોળના દોષ કફકારતાનું નિવારણ થઇ સૂંઠના ગુણ વાયુહરતા અને ગોળના ગુણ પિત્તશામકતાનો લાભ મળે છે, એવી રીતે અહીં ભેદના અને અભેદના દોષોનું નિવારણ થઈ બંનેના ગુણનો લાભ દેખાય છે.

**ભેદના અને અભેદના દોષઃ-ધર્મ ધર્મી વચ્ચે એકાંત ભેદ હોય તો દોષ** આ છે કે-બંને પૃથક્ પૃથક્ દેખાય; દા. ત. પ્રસ્તુતમાં સામાન્ય અને વસ્તુ, વિશેષ અને વસ્તુ, આ સામાન્ય અને વિશેષ તદ્દન અલગ અલગ દેખાવા જોઇએ.

વળી એ વચ્ચે અપેક્ષાભાવ ન હોવો જોઇએ. જેમકે ઘડો અને વસ્ત્ર ભિન્ન જ છે તો ઘડાને વસ્ત્રની કે વસ્ત્રને ઘડાની કોઇ અપેક્ષા નથી. એમ માટી સામાન્ય, અને ઘડો વિશેષ છે, એમાં ઘડાથી માટી જો તદ્દન અલગ જ હોય તો ઘડાને માટીની અપેક્ષા શા માટે ?

એમ એકાંત ભેદ હોય તો એકની અસર બીજા પર પડવી જોઈએ નહિ. દા. ત. માટી કાળી તો ઘડો કાળો, માટી લાલ તો ઘડો લાલ, આવું શા માટે બને ? આ, ભેદ હોવાના નુકસાન છે.

**એમ એકાંત અભેદના દોષ** એ છે કે, જો ધર્મ, ધર્મી અભિન્ન છે, એકરૂપ છે, તો પૂર્વે બતાવ્યું તેમ બંનેની સંખ્યા, નામ, લક્ષણ અને કાર્ય ભિન્ન ભિન્ન ન હોવા જોઇએ.

વળી, એક આશ્રય, બીજો આશ્રિત; એક પહેલો

હોય, બીજો પછી આવે; એવું શા માટે? માટીરૂપી આધારમાં જ ઘડો પ્રગટ થઇ આશ્રિત બને છે; માટી પહેલી હાજર હોય, ઘડો પછી જ ઊભો થાય છે. જો બંને અભિન્ન યાને એકરૂપ હોય તો આવું શા માટે બનવું જોઇએ?

**ભેદ અને અભેદના ગુણઃ**—માટે કહો કે ભેદ અને અભેદનો એક વિલક્ષણ—વિજાતીય યોગ છે; તેથી એ પ્રત્યેકના દોષોનું નિવારણ થઈ ગુણોનો લાભ મળે છે.

**ભેદ હોવાના લાભ** (૧–૪) સંખ્યા, નામ, લક્ષણ અન કાર્યની ભિન્નતા, (૫) માટી પહેલી, ઘડો પછી, એવો પૂર્વાપર ભાવ, (૬) એક તો આશ્રય, અને બીજો આશ્રિત,—વગેરે.

**અભેદના લાભ**—(૧) પૃથગ્ભાવ નહિ પણ તન્મયતા, દા. ત. ઘડો માટીમય; એમ (૨) નિયત અપેક્ષાભાવ જેમકે ઘડાને માટીનીજ અપેક્ષા, ધૂળની નહિ, વળી (૩) એકની બીજા પર અસર, દા. ત. માટી ચીકણી સુંવાળી, તો ઘડો સારો; માટી કર્કરી તો ઘડો એવો જ.

**વિલક્ષણ ભેદાભેદ સંબંધ :**—હવે પ્રકૃતિનાં નિર્માણ તરફ દૃષ્ટિ નાખીએ તો આ દેખાય છે કે જ્યાં ધર્મ—ધર્મી, સામાન્ય-વિશેષ, ઉપાદાન કારણ-કાર્ય વગેરેનો સંબંધ છે ત્યાં ભેદના અને અભેદના એકલા ગુણનો લાભ મળે છે, અને પ્રત્યેકના દોષ ઊભા નથી રહેતા. કુદરતની આ સ્થિતિ સૂચવે છે કે બંને વચ્ચે અલગ અલગ ભેદ અને અભેદ નહિ, પણ વિલક્ષણ ભેદાભેદ સંબન્ધ છે.

**પદાર્થાનુસાર કલ્પના હોય, પણ કલ્પનાનુસાર-પદાર્થ નહિ :**—વિશ્વમાં વસ્તુસત્તા હોય તે પ્રમાણે વ્યવસ્થા ગોઠવવી જોઇએ, પરંતુ કલ્પિત વ્યવસ્થા વસ્તુ પર ઠોકી ન બેસાડાય. કુદરત પર શિરજોરી ન ચાલી શકે. ધર્મ અને ધર્મી કે ગુણ અને ગુણી વચ્ચે વસ્તુસ્થિતિ શી છે તે જોયા વિના એનો એકાન્તે ભેદ માની લીધો તો તો પ્રશ્ન આવીને ઉભો રહેવાનો કે 'જો એ ગુણ અને ગુણી એક બીજાથી એકાન્તે ભિન્નજ છે તો બેનો આશ્રય—આશ્રિતભાવ કેમ છે? જેટલા ભિન્ન ભિન્ન પદાર્થ હોય છે, એ બધાનો કાંઇ આશ્રય—આશ્રિતભાવ નથી હોતો; તો આનો કેમ?

**સમવાય સંબંધ અપ્રમાણિકઃ**—એકાન્ત ભેદ કલ્પી ચાલ્યા એટલે હવે આશ્રય—આશ્રિતભાવ ઘટાવવા માટે વચ્ચે સમવાય વગેરે સંબંધ કલ્પવા જશો. પરંતુ આમ કલ્પનાનુસાર વસ્તુ બેસાડવા મથવું ભારે પડશે, કેમકે ત્યાંય પાછો પ્રશ્ન થશે કે 'એ સમવાય પણ વસ્તુથી ભિન્ન પદાર્થ કહેશો; તો વસ્તુ સાથે સમવાયનો આશ્રયાશ્રિતભાવ કેમ?' એના જવાબમાં એ બે વચ્ચે વળી કોઇ સંબંધ કલ્પવા જતાં, પાછો વસ્તુ સાથે એનો ય આશ્રયાશ્રિતભાવ કેમ? એ પ્રશ્ન રહેવાનો. એમ તો પાર જ નહિ આવે. માટે સમવાયાદિ સંબંધની કલ્પના ખોટી; પહેલાં ભેદ કે અભેદ કલ્પી લઇ પછી વસ્તુસ્થિતિ બેસાડવા મથવું એ ખોટું. ખરૂં એ કે વસ્તુસ્થિતિ કેવી છે એ જોઈ, એ સંગત થાય એવી વ્યવસ્થા બેસાડવી જોઇએ.

પ્રસ્તુતમાં સામાન્ય અને વિશેષ તન્મય હોવાની તેમ બંનેના નામ—કાર્ય વગેરે જુદાં પણ હોવાની વસ્તુસ્થિતિ દેખાય છે. આ હકીકત છે. એ પરથી નક્કી કરાય કે બંને વચ્ચે વિલક્ષણ ભેદાભેદ સંબંધ હોવો જોઇએ; એકલો ભેદ નહિ, એકલો અભેદ નહિ, કે ભેદ—અભેદનો સરવાળોમાત્ર નહિ.

હવે સામાન્ય અને વિશેષ પરસ્પર જ્યારે એકાન્તે ભિન્ન નથી, એટલે કે અભિન્ન પણ છે, તો વિશેષાવગાહી જ્ઞાન એ વિષમતા (અસમાનતા)ના ધર્મથી યુક્ત પદાર્થનું ગ્રહણ જે કરે છે તે, પદાર્થમાંથી સમાનતાના ધર્મને ટાળીને નહિ, પરંતુ અભિન્નપણે અંદર સમાયેલા રાખીને જ ગ્રહણ કરે છે. એમ સામાન્યાવગાહી દર્શન સમાનતાના ધર્મથી યુક્ત પદાર્થનું ગ્રહણ જે કરે છે તે પણ વિષમતાના ધર્મ પદાર્થમાંથી ટાળીને નહિ, પણ એમાં અભિન્નપણે સમાયેલા રાખીને જ ગ્રહણ કરે છે.

પ્ર૦—સર્વજ્ઞ ભગવાનને જ્યારે કોઇ જ આવરણ નથી રહ્યાં, તો પછી જ્ઞાન અને દર્શન પ્રત્યેકમાં સામાન્ય અને વિશેષ બંને એક સાથે એક સરખી રીતે કેમ ગૃહીત ન બને? એક ગૃહીત, બીજો સમા-

વિષ્ટ એવા ભેદ શા માટે ?

**ઉ૦-જીવસ્યાભાવ્યાત્**,-અર્થાત્ આત્માનો તેવો **સ્વભાવ** જ છે કે જ્ઞાનમાં વિષયને પકડે. તે વસ્તુનાં બે સ્વરૂપ,-એક સામાન્ય અને બીજું વિશેષ. એમાંથી એકને ગૌણ અને બીજાને મુખ્ય રાખીને જ પકડે. એટલે જ્યારે સામાન્ય સ્વરૂપને ગૌણ રાખી વિશેષ સ્વરૂપને મુખ્યરૂપે જુએ ત્યારે તે 'જ્ઞાન' કર્યું કહેવાય; અને વિશેષ સ્વરૂપને ગૌણ રાખી સામાન્ય સ્વરૂપને મુખ્ય કરી દેખે ત્યારે તે 'દર્શન' કર્યું ગણાય. બંનેમાંથી એકેક સામસામે ગૌણ-મુખ્ય રહે છે, માટે એક જ સમયે જ્ઞાન, દર્શન બંને સાથે ન થઈ શકે. તે તો પૂર્વાપર સમયે જ થાય; પહેલા સમયે જ્ઞાન, બીજા સમયે દર્શન; ત્રીજા સમયે જ્ઞાન, ચોથા સમયે દર્શન....

**ગૌણ-મુખ્યના ચાલુ અનુભવનાં દૃષ્ટાન્ત :-**

અનુભવ પણ આ જ થાય છે કે જ્યારે મુખ્ય લક્ષ છે સામાન્ય પર, ત્યારે વિશેષ પર નથી, અને વિશેષ પર છે, ત્યારે સામાન્ય પર નથી.

દા.ત. એકે કહ્યું 'પાણી લાવો.' બીજો વિચારમાં પડે છે ત્યારે આ કહે છે, 'વિચાર શો કરો છો ? ટાઢું ઉનું ગમે તે લાવો, ચાલશે.' આ કહેવા પર સમજાય છે કે એની દૃષ્ટિ પાણીસામાન્ય પર છે. હવે બીજો કહે છે 'એ વિચાર હું નથી કરતો, હું તો એ વિચારૂં છું કે પાણી કેમ ? ચાહ દૂધ નહિ ?' આવું કહેનારની દૃષ્ટિ ય પાણીની ઉપર છે તો ખરી, પરંતુ પીણાંસામાન્ય તરીકે નહિ, કિન્તુ પીણાં-વિશેષ તરીકે. એટલે જ્યારે ટાઢું કે ઉનું પાણી-સામાન્ય મુખ્યપણે લક્ષમાં આવે છે, ત્યારે તે જ વખતે પાણી-વિશેષ કે પીણું-વિશેષ તરીકે લક્ષમાં નહિ.

'આ માણસ છે, પશુ નહિ' એમ જોઈએ છીએ ત્યારે માણસને વિશેષરૂપે ગ્રહણ કરી રહ્યા છીએ, પણ 'આ ય માણસ, પેલો ય માણસ' એમ જોઈએ, તે માણસસામાન્ય તરીકે જોયો કહેવાય. સામાન્ય, વિશેષ બંને રીતે જોવાનું એકી સાથે નહિ બની શકે. સજાતીયની તુલનામાં સામાન્ય તરીકે જણાશે તેજ વખતે વિજાતીયની તુલનામાં વિશેષ તરીકે નહિ જણાય. એવું જ ઉલ્ટી રીતે સમજવાનું છે. સજાતીય, વિજાતીય બે વિરુદ્ધ અપેક્ષાઓ છે, એ એકસાથે બોધ ન કરાવી શકે, દા. ત.

કોઈ 'પુત્ર છે' એમ જણાશે તે જ વખતે એ 'પિતા છે' એમ નહિ જણાય. પુત્ર છે તે સ્વપિતાની અપેક્ષાએ; પણ પિતા છે તે સ્વપુત્રની અપેક્ષાએ. એ બે વિરુદ્ધ અપેક્ષાઓ એકસાથે મુખ્યપણે 'આ પિતા પુત્ર' એમ જ્ઞાન નથી કરાવતી. પિતા જાણતી વખતે જ પુત્ર મુખ્યપણે નહિ જણાય. એમ સર્વજ્ઞને પણ સામાન્ય મુખ્ય થાય, તે વખતે જ વિશેષ મુખ્ય નહિ બને; છતાં ગૌણભાવે તો તે આવી જ જાય છે, કેમકે વિશેષ એ તદ્દન જુદી વસ્તુ નથી, કથંચિત્ તન્મય છે, અર્થાત્ સામાન્યાત્મક વસ્તુ એ જ વિશેષ છે, ને વિશેષાત્મક વસ્તુ એ જ સામાન્ય છે, કોઈ જુદો પદાર્થ નહિ.

(લ૦) अपर आह, "मुक्तात्मनोऽमूर्त्तत्वात्, ज्ञानस्यापि तद्धर्मत्वेन तत्त्वात्, विषयाकारताऽयोगतस्तत्त्वतो ज्ञानाभावः। निस्तरङ्गमहोदधिकल्पो ह्यसौ, तत्तरङ्गतुल्याश्च महदादिपवनयोगतो वृत्तय इति तदभावात् तदभावः। एवं सर्वज्ञत्वानुपपत्तिरेवेति।"

અર્થ:-**બીજો કહે છે, "મુક્તાત્મા અમૂર્ત છે અને જ્ઞાન પણ એનો ધર્મ હોઇ અમૂર્ત છે, તેથી એ વિષયાકાર ન બની શકે; એટલે વસ્તુસ્થિતિએ જ્ઞાનનો અભાવ સિદ્ધ થાય છે. આત્મા તો તરંગ-રહિત (પ્રશાન્ત) મહાસાગર જેવો છે, અને વૃત્તિઓ એ તરંગ જેવી છે. એ મહત્-(બુદ્ધિ) તત્ત્વ આદિના યોગે થાય છે. (મુક્તાવસ્થામાં) તે યોગ નથી, તેથી જ્ઞાન ન હોઇ શકે. એ રીતે સર્વજ્ઞતા સંગત નથી જ થઇ શકતી.**

વિવેચન:-

**અમૂર્ત જ્ઞાનમાં આકાર શો ? -**

સાંખ્ય શંકા:-"મુક્તાત્મા અમૂર્ત છે, મૂર્ત રૂપ અને આકૃતિ વગેરેવાળા જડની જેમ મૂર્ત નથી. વળી જ્ઞાન એનો ધર્મ કહો છો, એટલે 'અમૂર્તના ધર્મ અમૂર્ત હોય',-એ ન્યાયે અમૂર્ત આત્માનો ધર્મ જ્ઞાન પણ અમૂર્ત જ હોઇ શકે. ત્યારે જો અમૂર્ત છે તો એનામાં આકૃતિ, આકાર ન હોય, એટલે વિષયાકારતા ન હોઈ શકે. હવે જો અમને

તમે પૂછો કે 'તો પછી આત્માને વિષયાકાર જ્ઞાન થાય છે તેનું કેમ ?' તો એનો ઉત્તર એ છે કે એટલા જ માટે અમે સાંખ્યો જ્ઞાનને આત્માનો સ્વભાવ માનતા નથી. આત્મા તો તરંગ-મોજાં-રહિત પ્રશાન્ત મહાસાગર જેવો છે. સાગરનો સ્વભાવ તરંગ નથી, નહિતર તો તરંગ હંમેશા એકસરખા ચાલુ રહે; કિન્તુ પવનના યોગે મોજાં ઉછળે છે. બસ એ રીતે મહત્તત્ત્વ—બુદ્ધિતત્ત્વ, ઇન્દ્રિય વગેરેસ્વરૂપ પવનના યોગે વૃત્તિ નીપજે છે. ઇન્દ્રિયરૂપી પરનાળદ્વારા જડ મૂર્ત બુદ્ધિ બહાર જઈ વિષયાકાર બને છે. ત્યાં અંતઃકરણની તેવી વૃત્તિ ઘડાય છે. આ બધાનો આત્મા સાથે પ્રતિબિંબદ્વારા યોગ થાય છે. તેથી આત્મામાં જ્ઞાન હોવાનો ભાસમાત્ર થાય છે. મોક્ષ—અવસ્થામાં મહત્તત્ત્વાદિનો યોગ જ નથી, તેથી ત્યાં કોઇ જ જ્ઞાનનો સંભવ નથી, પછી મોક્ષમાં સર્વજ્ઞતા શી રીતે ઘટી શકે ?"

સાંખ્યોની આ પ્રક્રિયા માત્ર મોક્ષમાં જ નહિ, પણ સંસારાવસ્થામાં પણ સર્વજ્ઞતાનો નિષેધ કરે છે; કેમકે વિશ્વના ત્રિકાળવર્તી પદાર્થોની વૃત્તિ જ બનવી અશક્ય છે.

(લ૦-) एतदप्यसत, विषयग्रहणपरिणामस्याकारत्वात तस्य चामूर्त्तेऽप्यविरोधात, अनेक विषयस्यापि चास्य सम्भवात्, चित्रास्तरणादौ तथोपलब्धेरिति ।

**અર્થ:— આ (કહેવું) પણ ઠીક નથી; કેમકે આકાર એ વિષયગ્રહણનો પરિણામ જ છે, અને તે અમૂર્તમાં પણ હોવામાં કોઈ વિરોધ નથી. એટલું જ નહિ, પણ આ આકાર, અમૂર્ત જ્ઞાન અનેકને વિષય કરે તો પણ, એને હોઈ શકે છે; કારણ કે કાબરચિતરાં પાથરણાદિમાં તેવું દેખાય છે.**

વિવેચનઃ—

**આકાર=ગ્રહણ-પરિણામ :—**

**જૈન સમાધાન**—સાંખ્યનું આ કહેવું ઠીક નથી કે 'અમૂર્ત જ્ઞાનને આકાર ન હોઇ શકે.' ઠીક એટલા માટે નહિ કે અહીં આકાર એ કાંઇ, જડ વસ્તુને લાંબી ગોળ વગેરે આકૃતિ હોય તેવી, આકૃતિ નથી લેવાની; કિન્તુ જ્ઞાનનો જે વિષય-ગ્રહણ—પરિણામ એ આકાર તરીકે સમજવાનો છે. અલબત જ્ઞાન એ કાંઈ દ્રવ્ય નથી કે એને પરિણામ-પર્યાય હોય; પરન્તુ આત્મા જ્યારે કાંઇ જ્ઞાન કરે છે, ત્યારે ત્યાં ખુદ આત્મદ્રવ્યનો જ એક જ્ઞાનાત્મક પરિણામ ઊભો થાય છે. એને પરિણુતિ પણ કહેવાય. આ પરિણામ પણ ખાલી કોરો નથી પરંતુ તેવા તેવા વિષયના ગ્રાહક તરીકેનો પરિણામ છે. હવે બધાં જ્ઞાન એક જ જાતનાં તો થતાં નથી, કિન્તુ જુદી જુદી જાતનાં થાય છે. ઘડાનું જ્ઞાન જુદી જાતનું, મકાનનું જ્ઞાન જુદી જાતનું.... આ સૂચવે છે કે આત્માનો જ્ઞાનપરિણામ યાને ગ્રહણપરિણામ પણ વિષય સાથે સંકળાયેલો છે, અર્થાત્ તેવા તેવા વિષયનો ગ્રાહક તેવો તેવો જ ગ્રહણપરિણામ થાય છે. આત્મદ્રવ્યના જ આ જુદા જુદા વિષયના ગ્રાહક તરીકેના જુદા જુદા પરિણામ છે. એ જ આત્મપરિણમન જુદા જુદા આકાર છે.

આ પરિણામરૂપી આકાર તો અમૂર્ત મુક્તાત્મામાં પણ ઘટી શકે છે. જડ દ્રવ્યોમાં જો વિવિધ પરિણામો હોય છે, ઉત્પન્ન થાય છે, તો આત્મદ્રવ્યમાં પણ એને યોગ્ય પરિણામો કેમ ન થાય ? આત્મા ચેતન છે, એનું ચૈતન્ય જ આવા જ્ઞાનાદિ પરિણામરૂપ છે. તો મુક્તાત્માને જ્યારે હવે કોઈ આવરણ જ નથી, તો પછી સર્વવિષયાકાર જ્ઞાનપરિણામ થવામાં શો વાંધો છે? કોઇ બાધ નથી.

પ્ર૦—એક સાથે અનેક વિષયો એક જ જ્ઞાનમાં આકારરૂપે કેમ ઘટે ?

ઉ૦—ઘટી શકે. જેવી રીતે કોઇ પાથરણું કે કોઇ કાંબળ એકલી સફેદ હોય છે, કોઇ એકલી પીળી હોય છે, તો કોઈ અનેક રંગની મિશ્રિત કાબરચીતરી પણ હોઈ શકે છે ને ? તેવી રીતે કોઈ જ્ઞાન એક જ વિષયનું હોય, તો બીજું કોઈ જ્ઞાન અનેક વિષયાકાર પણ હોઇ શકે છે.

(લ૦) एतेन विषयाकारप्रतिसङ्क्रमादिना ज्ञानस्य प्रतिबिम्बाकारताप्रतिक्षेपः प्रत्युक्तः, विषयग्रहणपरिणामस्यैव प्रतिबिम्बत्वेनाभ्युपगमात् ।

**અર્થ :—'વિષયના આકારનું સામે (જ્ઞાનમાં) સંક્રમણ વગેરે નથી થઇ શકતું તેથી જ્ઞાનમાં પ્રતિ-**

બિમ્બાકારતાનો નિષેધ (ખંડન) થઈ જાય છે,' એ વાત આથી હવે અયુક્ત ઠરે છે; કેમકે વિષયગ્રહણપરિણામ એજ પ્રતિબિમ્બાકારતા છે, એવું સ્વીકારવામાં આવ્યું છે.

**વિવેચન :-**

**વિષયાકારનું પ્રતિસંક્રમણ થતું નથી :-**

પ્ર૦-ઠીક છે જ્ઞાનને વિષયાકાર માન્યું; તો પણ જેવી રીતે આરિસામાં વસ્તુનું પ્રતિબિંબ પડે છે અને આરિસો તદાકાર ભાસે છે, એમ જ્ઞાનમાં જ્ઞેયવિષયના આકારનું પ્રતિબિંબ સંક્રમિત થઈ જ્ઞાન જ્ઞેયવિષયાકાર બને એમાં શો વાંધો ?

ઉ૦-એવું સ્વીકારવામાં અનેક દોષોની આપત્તિ છે; કેમકે વ્યાપ્તિ બની શકતી નથી; અર્થાત્ જ્ઞાનના જે જે આકાર, એ બધા જ મૂળ વિષયના સંક્રમિત પ્રતિબિંબરૂપ હોય, એવો નિયમ બની શકતો નથી. આ વસ્તુ ધર્માસ્તિકાયાદિ અમૂર્ત વિષયો અંગે દેખાય છે. એનું જ્ઞાન તદાકાર છે, છતાં એ વિષય અમૂર્ત, અરૂપી હોઈ એને કોઈ આકાર જ નથી, એટલે એનું પ્રતિબિંબન સંક્રમણ નથી. પ્રતિબિંબ તો મૂર્તનો ધર્મ છે. આરિસામાં એ દેખાય છે કે એની સામે મૂર્ત વસ્તુ, રૂપી વસ્તુ, આવે તો એના આકારનું પ્રતિબિંબ આરિસામાં ઝિલાય છે. દા. ત. પ્રભા મૂર્ત છે તો આરિસામાં પ્રતિબિંબ આકાશમાંની પ્રભાનું જ પડે છે, પણ અરૂપી આકાશનું નહિ. માટે જ અંધારૂં હોય તો આરિસા પર આકાશનું કોઈ પ્રતિબિંબ નથી દેખાતું. એ જ રીતે જ્ઞાનમાં ધર્માસ્તિકાયાદિ અમૂર્ત વસ્તુનું પ્રતિબિંબ ન પડી શકે, અને તે નહિ, તો પછી એનો કોઈ આકાર જ્ઞાનમાં નહિ આવે, જ્ઞાન તદાકાર નહિ બની શકે; તો એ ધર્માસ્તિકાયાદિનું જ્ઞાન જ નહિ થાય ! જ્યારે આગમ કે અનુમાનદ્વારા એનું જ્ઞાન તો થાય છે, તો તે તદાકાર કેવી રીતે ઘટાવી શકાય ?

વળી એ જુઓ કે—

**આરિસામાં ય પ્રતિબિંબ એટલે વસ્તુના સંક્રમિત છાયાણુ:-**

વિષયનો આકાર કાંઈ ઊઠીને આરિસા પર ચાલ્યો નથી જતો. એમ થાય તો તો પછી વિષય આકારશૂન્ય બની જાય ! કિન્તુ એમ નથી, પણ મૂર્ત પૌદ્ગલિક વસ્તુમાંથી પ્રતિક્ષણ તદ્વર્ણના છાયાણુ નીકળે છે, અને તેનું આરિસા પર સંક્રમણ થાય છે. એ જ પ્રતિબિંબરૂપે દેખાય છે. આમ ન હોય તો ઢાંકયા મુખનું પ્રતિબિંબ કેમ ન પડે ? ઢાંકયા મુખનું એટલા માટે પ્રતિબિંબ નથી પડતું કે મુખના છાયાણુ વસ્ત્ર ભેદીને બહાર જતા નથી. માટે મુખમાંથી નીકળતા છાયા-પુદ્ગલનું આરિસા પર સંક્રમણ થવા સિવાય બીજી કોઈ રીતે મુખનું પ્રતિબિમ્બ પડવાનો કોઈ સંભવ નથી. એમ ચન્દ્રબિમ્બના છાયાણુનાં પાણીમાં સંક્રમણ વિના ચન્દ્રનું પ્રતિબિમ્બ પડવાનો સંભવ નથી. વસ્તુ અને વસ્તુનો આકાર તો છે ત્યાં ને ત્યાં જ રહે છે, તો પ્રતિબિમ્બમાં શું આવ્યું ? કહેવું જ પડે કે વસ્તુના છાયાણુ. આના સંબંધમાં પરમ મહર્ષિ કહે છે કે,—

અપ્રકાશમાન-વસ્તુ પર દા. ત. જમીન પર દિવસે પડેલી છાયા શ્યામ રંગની હોય છે, અને રાત્રે અત્યન્ત કાળા જેવી હોય છે. એની એ જ છાયા જો પ્રકાશમાન વસ્તુ પર દા. ત. પાણી, આરિસા વગેરે પર પડે તો મૂળ વસ્તુના વર્ણવાળી હોય છે. આરિસાની અંદર દેહના જે અવયવ(અણુ)ના છાયાણુ બહાર સંક્રાન્ત થાય છે, તે સંક્રાન્ત જ, જો પ્રકાશનો યોગ હોય તો, ત્યાં જ્ઞાત, દૃશ્ય બને છે, પણ અસંક્રાન્ત નહિ. અર્થાત્ આરિસા સામે જો મુખ છે, પીઠ નહિ, તો મુખના છાયાણુ સંક્રાન્ત થઈ આરિસામાં દેખાવાના, પીઠના નહિ; અને જો

---

અહીં લલિતવિસ્તરાની ટીકા-પંજિકાની સુરતવાળી મુદ્રિતપ્રતિમાં પૃ. ૬૪ની પહેલી પુંઠી પર 'इति ज्ञेयवस्तुप्रतिबिम्बसङ्क्रमस्य तु....' થી શરૂ કરી 'परस्परसङ्कीर्णवस्तुप्रतिपत्तिप्रसङ्गादिति ।' સુધીનો સાત લીટીનો પાઠ જોઈએ. તે પત્ર ૫૪ની પહેલી પુંઠી પર છપાયેલો છે, પરંતુ ત્યાં એની કોઈ સંગતિ નથી, તે પાઠ એ પ્રતિમાં પત્ર ૬૪ની પહેલી પુંઠીના મથાળે સંબંધવાળો હોઈ ત્યાં જોડવાનો છે. ભાંડારકર ઇન્સ્ટીટ્યુટની હસ્તલિખિત પ્રતિમાં તથા અમદાવાદ સંવેગીના ઉપાશ્રયની હ. લિ. પ્રતિમાં યોગ્ય સ્થળે આ પ્રકરણમાં જ પ્રસ્તુત પાઠ મુકાયેલો છે. અસ્તુ.

પીઠ છે, મુખ નહિ, તો પીઠના જ છાયાણુ આરિસા પર પડી દેખાવાના, મુખના નહિ. એ રીતે બીજી પણ મૂર્ત વસ્તુનું પ્રતિબિમ્બ પડવાનું; પરંતુ એ બધું ય છાયાણુ સંક્રાન્ત થઈને જ; નહિતર અતિપ્રસંગ આવે. અર્થાત્ અમુક જ યાને સામે આવેલી અણઢંકાયેલ વસ્તુનું જ પ્રતિબિંબ કેમ? બીજી બહાર રહેલીનું કેમ નહિ? અથવા સામેમાં પણ આગલા ભાગનું જ કેમ? અને પાછલા ભાગનું કેમ નહિ? ગમે તેનું થાઓ, એ અતિપ્રસંગ.

**વિચિત્ર આસ્તરણનું દૃષ્ટાન્ત:**—વળી જો છાયાણુના સંક્રમણ જેવું કાંઈ બનતું ન હોય તો આરિસામાં વિચિત્ર આસ્તરણ યાને મિશ્રિત રંગની કાંબળ વગેરેના ગ્રહણ પ્રસંગે એક ઠેકાણે તો અનેક પ્રતિબિમ્બ પડવાનું સંભવશે નહિ! અને જો કહો કે એ ય સંભવે, તો તો પ્રતિબિમ્બોનો પરસ્પર શંભુમેળો થવાનો! તેમજ તદનુસાર વસ્તુ પરસ્પર ખીચડંપાક જેવી બનેલી દેખાવાની, પણ એક ચોક્કસ રૂપની નહિ! છાયાણુનું સંક્રમણ થઈને જ પ્રતિબિમ્બ દેખાવાનું ન માને તો આ બધી આપત્તિ છે, પણ માને તો નથી; કેમકે મિશ્રિત વસ્તુના તેવા જ છાયાણુ નિયમસર સંક્રાન્ત બને છે; એટલે જ બરાબર મૂળ વસ્તુ જેવું જ પ્રતિબિમ્બ દેખાય છે.

**જ્ઞાનમાં આકાર એટલે તથાવિધ ગ્રહણપરિણામ:**

આ તો થઈ પ્રાસંગિક વાત. પ્રસ્તુતમાં પ્રશ્ન એ થાય છે કે જ્ઞાન જે વિષયાકાર બને છે ત્યાં આકાર શી વસ્તુ છે? આ જ કે જ્ઞાન એ આત્મદ્રવ્યનો એક ગ્રહણપરિણામ છે, અને તે પણ તેવા તેવા વિષયને અનુલક્ષીને તેવા તેવા રૂપનો જ વિષયગ્રહણપરિણામ છે. ગ્રહણપરિણામ એટલે આત્માનો તેવો એક વસ્તુગ્રાહક પરિણામ; તે વિચિત્ર વસ્તુએ વિચિત્ર જ હોય છે. આ તેવો તેવો વિષયગ્રહણપરિણામ એ જ વિષયોનો જ્ઞાનમાં આકાર છે. એટલે હવે જે આક્ષેપ કરવામાં આવે છે કે 'જ્ઞાનમાં વિષયાકારનું સંક્રમણ, પ્રતિબિમ્બન તો બનતું નથી તેથી જ્ઞાનમાં વિષયની પ્રતિબિમ્બાકારતા નિષિદ્ધ થઈ જાય છે, માટે જ્ઞાન વિષયાકાર હોઈ શકે જ નહિ' આ આક્ષેપ ખોટો ઠરે છે.

**કેવળ વિજ્ઞાનવાદી બૌદ્ધમત આકારનું ખંડન કરે છે:—**

**આક્ષેપ આ રીતે છે** કે 'આરિસાના દૃષ્ટાન્તથી જેવી રીતે મૂર્ત વસ્તુનું જ પ્રતિબિમ્બ પડે છે, તેવી રીતે પ્રતિબિમ્બ પણ આરિસા જેવી મૂર્ત જ વસ્તુ પર પડે છે. હવે જ્ઞાન તો અમૂર્ત વસ્તુ છે, તો એમાં વિષયાકાર અર્થાત્ ગ્રાહ્ય વસ્તુની જે આકૃતિ યાને અવયવોનો સંયોગવિશેષ, એનું પ્રતિસંક્રમણ અર્થાત્ જ્ઞાનમાં પ્રતિબિમ્બન-ક્રિયા કેવી રીતે બને? ન જ બની શકે. જ્ઞાન અમૂર્ત હોઈ છાયાણુ ઝીલી શકે નહિ, અને છાયાણુનો ઝીલાવાનો અહીં આગ્રહ પણ રાખી શકાય નહિ, કેમકે જ્ઞાન તો અમૂર્ત ધર્માસ્તિકાયાદિનું ય ગ્રહણ કરે છે, ત્યાં છાયાણુ છે જ ક્યાં? એટલે હવે તો એમ કહો કે વિષયનો આકાર જ આખો જ્ઞાનમાં પ્રતિસંક્રમ પામે છે. પરંતુ જો તેમ બને, તો તો કાં વિષય અને જ્ઞાન એક યાને અભિન્ન બની જાય! કેમકે જ્ઞાન અને વિષય એકાકાર બન્યા; અથવા વિષયનો આકાર જ્ઞાનમાં ચાલી જવાથી વિષય પોતે જ તે ખોઈ બેસવાથી નિરાકાર બની જાય!

આ જ ગ્રંથકાર મહર્ષિએ પોતાના 'ધર્મસંગ્રહણી' શાસ્ત્રમાં આ આપત્તિ આપેલી છે કે જો આકાર એ વસ્તુથી અભિન્ન હોય, તો હવે જ્ઞાનમાં એ આકારનું સંક્રમણ થયું પછી આકાર જ્ઞાનસ્વરૂપ બન્યો, તેથી એ આકારસ્વરૂપ વસ્તુ પણ જ્ઞાનથી અભિન્ન બનવાથી જ્ઞાન અને વિષય એકરૂપ કેમ ન બને? અથવા જો કહો કે આકાર એ વિષયથી ભિન્ન વસ્તુ છે, તો એ આકાર ઉઠીને હવે જ્ઞાનમાં ચાલી જવાથી વિષય નિરાકાર આકારરહિત બનવાની આપત્તિ આવશે.

**આકારતુલ્યતા કોણ જાણે?**

પ્ર૦—જ્ઞાનમાં વિષયના આકારનું સમર્પણ નથી થતું, કિન્તુ વિષયાકારને તુલ્ય આકાર જ્ઞાનમાં નવો પેદા થાય છે. તેથી જ્ઞાન વિષયાકાર કહેવાય છે.

ઉ૦—આ સમાધાન પણ ઠીક નથી; કેમકે તુલ્ય આકાર જન્મે છે એમાં પ્રમાણ શું? અર્થાત્ એનો

બોધક કોણ? હજી જ્યાંસુધી વિષય અને જ્ઞાન ગૃહીત નથી, ત્યાં સુધી એમાં તુલ્યતા, તુલ્ય આકાર હોવાનું કેવી રીતે જ્ઞાત બને? તુલ્યતા એટલે સદૃશતા, એ જાણવા પહેલાં જે એમાં સદૃશતા લેવામાં આવે છે, તે એનું જ્ઞાન પહેલું થવું જોઈએ. દા. ત. મુખ અને ચંદ્રમા બંનેનું ભાન હોય પછી જ 'ચંદ્ર જેવું મુખ' એમ સદૃશતા જાણી શકાય છે. અહીં તો પદાર્થ અને જ્ઞાન બંને ય ક્ષણિક છે, એક ક્ષણમાં નષ્ટભ્રષ્ટ છે, તો પછી જ્ઞાન એ વિષય-સમાનાકાર છે, એવું કયું જ્ઞાન જાણી શકવાનું?

**સ્વતઃ સંવેદન શું?:-**

પ્ર૦-બીજી વસ્તુનું સંવેદન કરવા જ્ઞાનની જરૂર પડે છે, પરંતુ જ્ઞાનનું સંવેદન દીવાની જેમ સ્વતઃ થાય છે. તેથી જ્ઞાન વિષયને સમાનાકાર હોવાનું સ્વતઃ સંવેદ્ય બની શકે ને? દા. ત. લોકમાં કહેવાય જ છે કે 'મને ઘટાકાર જ્ઞાન થયું તો બહાર તેવો ઘડો હોવો જોઈએ.' આમ સ્વસંવિદિત જ્ઞાનથી જ જણાય છે કે વિષયનો અને જ્ઞાનનો આકાર તુલ્ય છે.

ઉ૦-આ કહેવું ઠીક નથી, કેમકે જ્ઞાનનું સ્વસંવેદન એ શી વસ્તુ છે? જ્ઞાનગત પ્રકાશાત્મક સ્વરૂપમાત્રનો અનુભવ જ ને? એના આધાર પર જો એમ નક્કી કરાય છે કે 'આ જ્ઞાન ઘટાકાર છે,' તો તો વસ્ત્રાકાર જ નક્કી કેમ ન કરાય? પ્રકાશ-સ્વરૂપ તો બધા ય જ્ઞાનમાં સમાન છે, અને જ્ઞાન ઉત્પન્ન થવા પૂર્વે જગતમાં ઘડો ય છે, અને વસ્ત્ર પણ છે, જ્ઞાન થવા કાળે બંને નષ્ટ છે, તો હવે એવું ચોક્કસ કેમ નક્કી થાય કે 'આ જ્ઞાન ઘટાકાર જ છે પણ વસ્ત્રાકાર નહિ?'

પ્ર૦-નક્કી કેમ ન થઈ શકે? એ જ્ઞાન ઘટ વિષયને સમાન છે, પણ વસ્ત્રવિષયને સમાન નથી તેથી નક્કી થઇ શકે ને કે ઘટને સમાન હોવાથી એ જ્ઞાન ઘટાકાર જ છે, વસ્ત્રાકાર નથી?

ઉ૦-પણ મૂળ પ્રશ્ન જ આ છે કે જ્ઞાન ઘટને સમાનાકાર છે એ જ શી રીતે નક્કી કરવું? બંનેની તુલ્યતા જાણવા માટે તો પહેલાં બંનેને જાણવાની જરૂર છે. એ કોણ જાણે? કેમકે,

**न अकारणं विषयः બૌદ્ધમતે:—**

જ્ઞેય વિષય અને જ્ઞાન બંને ક્ષણિક છે, અને જ્ઞેયથી જ્ઞાન ઉત્પન્ન થાય છે માટે બંને ક્રમવર્તી છે. પહેલો વિષય જન્મે, પછી જ્ઞાન; કેમકે બૌદ્ધ-મતે નિયમ છે કે 'नाकारणं विषयः' જ્ઞાનનું જે કારણ ન હોય તે તેનો વિષય ન બની શકે. અર્થાત્ જ્ઞાનને ઉત્પન્ન કરનારો જ વિષય બની શકે. દા. ત. આ ક્ષણનો ઘડો બીજી ક્ષણે ઘટજ્ઞાન ઉત્પન્ન કરે છે. માટે એ જ્ઞાનનું કારણ બન્યો, અને તેથી જ એ પછીના જ્ઞાનનો વિષય બને છે. હવે વાત એ છે કે વિષય અને જ્ઞાન બંને ક્ષણસ્થાયી છે, અને ક્રમવર્તી અર્થાત્ પૂર્વોત્તર ક્ષણમાં રહેનારા છે. 'આ બંનેમાં તુલ્યાકારતા છે' એવું જાણી શકવું અશક્ય છે. ઉભયાશ્રિત તુલ્યાકારતાનો કોણ બોધક? જ્ઞાન પોતે,-'પોતાના આકારની વિષયાકાર સાથે તુલ્યતા છે,'-એ શી રીતે જાણી શકે? હજી તો પોતાનો આકાર પોતાની સાથે જ જન્મે છે, એનો બોધ પોતે જ શી રીતે કરાવી શકે? કદાચ કરાવે તો પણ એ પોતાની હયાતી પૂર્વના વિષયના આકાર સાથે તુલ્ય છે એવું શી રીતે જણાવી શકે? કેમકે એ વિષય વખતે પોતે નહોતું; અને પોતે છે ત્યારે વિષય નથી. એ તો કોઇ વિષય અને જ્ઞાન ઉભયને જાણનાર હોય તો બંનેના આકારની તુલના કરી તુલ્ય હોવાનું જાણી શકે. પણ તે ય બને નહિ, દા. ત. પછીના જ્ઞાનથી જણાય નહિ, કેમકે એ વિષયથી ઉત્પન્ન નહિ હોવાથી વિષયનું ગ્રહણ ન કરી શકે. એ નહિ તો એના આકારને પણ ન જાણી શકે.

**બૌદ્ધ મતે સામાન્ય નથી:-**

વળી કદાચ એમ કહો કે વિષય અને જ્ઞાનના આકાર તુલ્ય છે તેથી એમાં તુલ્યતા અર્થાત્ એક સ્વતંત્ર સામાન્ય છે; એનું જ્ઞાન થઇ શકે ને? તો એનો ઉત્તર એ છે કે સામાન્ય પણ શું છે? એવો ધર્મ કે જે એક હોય અને અનેકમાં આશ્રિત હોય. હવે એના બે આશ્રયનું જ્ઞાન થયા વિના એનું પોતાનું જ્ઞાન શી રીતે થઈ શકે? દા. ત. બે વિદ્યાર્થીના ભણતરમાં સમાનતા છે, સામાન્ય છે, -એ તો એ

એના ભણતરને જાણ્યા પછી ખબર પડે. એમ પ્રસ્તુતમાં વિષયાકાર, જ્ઞાનાકાર બંનેને જાણનાર પદાર્થ જ બંનેનું સામાન્ય જાણી શકે. ત્યારે જો બંનેનો જાણકાર કોઈ એક બોધ નથી તો સામાન્યનો પણ જાણનાર કોઇ નહિ. અર્થાત્ ઉભયાશ્રિત જે દોષ છે, જે બોધાનુપપત્તિ છે, એ જ ક્ષતિ સામાન્યના બોધ માટે પણ છે.

**ધર્મસંગ્રહણીની સાક્ષી :–**

આ અંગે પણ ધર્મસંગ્રહણીમાં કહ્યું છે કે 'અગર કહો વિષયના આકારને તુલ્ય આકાર જ્ઞાનમાં જન્મે છે, તેથી અમે જ્ઞાનને વિષયાકાર કહીએ છીએ, તો તે કથન પણ ઠીક નથી, કેમકે વિષય અને જ્ઞાનના આકાર બંને એક સાથે જણાયા વિના આકારની તુલ્યતા શી રીતે જાણી શકાય? વળી તુલ્યતા એટલે સમાનતા, સામાન્ય; તે એક હોય અને અનેકમાં આશ્રિત હોય. પરંતુ એવું સામાન્ય પ્રમાણ–વિરુદ્ધ છે, અર્થાત્ માનવું અત્યન્ત અયુક્ત છે; કેમકે આશ્રયો ક્ષણિક છે, એક નષ્ટ થયા પછી બીજી વસ્તુ ઉભી થાય. ત્યાં સ્થિર એક સામાન્ય બંનેમાં કેવી રીતે રહી શકે? બંને એક સાથે હાજર હોય તો બંનેમાં એક સામાન્ય રહ્યું કહી શકાય. પણ જો બે ય ક્રમિક છે, પહેલો નષ્ટ પછી બીજો ઉત્પન્ન, તો પહેલો નાશ પામતાં તેમાં આશ્રિત સામાન્ય પણ તદ્રૂપ હોઇને નષ્ટ થવાનું, બીજામાં એ નહિ ઊતરી શકવાનું. પછી એક જ સામાન્ય બંનેમાં ક્યાં રહ્યું?

આમ જ્યારે અનેકમાં એક સામાન્ય જેવી કોઇ વસ્તુ જ નથી હોઇ શકતી, તો પછી અનેક સ્થિર પરમાણુમાં એક ઘડો ઉત્પન્ન થઇને રહે છે, એ કહેવું મોહયુક્ત ઠરે છે, બની શકે નહિ. મૂળમાં પરમાણુ જ પ્રમાણસિદ્ધ નથી; ને હોય તો પણ એ ક્ષણિક છે, ઉત્પન્ન થઇને તરત નાશ પામનારા છે, એટલે એ બીજી ક્ષણે સ્થિર હયાત હોઈ શકે જ નહિ; પછી એમાં ઘડો કેમ બની શકે? કહેશો 'બને છે એવું સમાનાકારક જ્ઞાનથી જણાય છે;' પરંતુ એવો સમાનાકાર પ્રમાણસિદ્ધ જ નથી, એ પૂર્વે વિચાર્યું છે; તેથી એમ કહો કે બાહ્ય પદાર્થ જેવી કોઇ વસ્તુ જ નથી, જે છે તે તેવી તેવી વાસનાથી જન્ય તેવું તેવું જ્ઞાનમાત્ર છે. આ વિજ્ઞાનવાદી 'યોગાચાર' બૌદ્ધનો મત છે.

**બૌદ્ધમતે જ્ઞાનમાં આકાર કેમ નહિ?**

આ પ્રમાણે માનનાર વિજ્ઞાનવાદી બૌદ્ધ કહે છે 'જો બાહ્ય કોઈ વિષય જ નહિ, તો વિષયાકાર પણ નહિ; તેથી વિષયાકારનો જ્ઞાનમાં પ્રતિસંક્રમ પણ ન જ હોય. એટલે પછી જ્ઞાનમાં વિષયપ્રતિબિમ્બાકારતા ઘટી શકે જ નહિ.'

**આકાર=ગ્રહણપરિણામ:–**

જૈન મતે આ બૌદ્ધકથન નિરર્થક છે, કેમકે જૈનો જ્ઞાનમાં એવું વિષયાકાર પ્રતિબિમ્બ માનતા જ નથી. જૈનો તો કહે છે, 'આત્મામાં ઉત્પન્ન થતો તેવો વિષયગ્રહણપરિણામ એ જ તદાકાર જ્ઞાન છે. વિષય બદલાય ત્યારે જ્ઞાનપરિણામ તેવા રૂપનો જ જન્મે છે, માટે જ વિવિધ વિષયોના જ્ઞાનોમાં ગુંચ-ગરબડ શંભુમેળો નથી; દરેકના ગ્રહણપરિણામ જુદી જુદી ભાતના છે, અને એને જ તત્તદ્ વિષયાકાર કહેવાય છે. આમ હોવાથી, 'આકારનું સંક્રમણ છે? કે વિષયતુલ્ય નવો આકાર જ્ઞાનમાં જન્મે છે?'–વગેરે પ્રશ્નને અવકાશ જ નથી.

**બૌદ્ધવિજ્ઞાનવાદ અપ્રામાણિક:–**

તેમજ બાહ્ય વિષયના આલંબને જ તેવું તેવું જ્ઞાન થાય છે, તેથી વિજ્ઞાનવાદી બૌદ્ધની બાહ્ય વિષય અને બાહ્યાકાર કોઈ જ ન હોવાની માન્યતા અપ્રામાણિક ઠરે છે; કેમકે એ જો નહિ તો જ્ઞાન સાચું ખોટું શાના પર? બાહ્ય કલાઇ આદિ નહિ પણ ચાંદી પડી હોય તો જ 'આ ચાંદી' એવું જ્ઞાન યથાર્થ ઠરે છે. માટે વિજ્ઞાન સિવાય બાહ્ય પણ પદાર્થ વસ્તુતઃ છે જ. વળી તે એકાન્તે ક્ષણદૃષ્ટનષ્ટ નથી, સ્થિર પણ છે; નહિતર અમુક કાર્યનું અમુક જ ઉપાદાન, બીજાનું બીજું, વગેરે વ્યવસ્થા ઘટે નહિ.

(લ૦–) एवं साकारं ज्ञानमनाकारं च दर्शनमित्यपि सिद्धं भवति। ततश्च सर्वज्ञाः सर्वदर्शिनस्तेभ्यो नम इति क्रियायोगः । ३१ ।

અર્થ:–એ રીતે જ્ઞાન સાકાર હોય છે, અને દર્શન નિરાકાર હોય છે, એ પણ સિદ્ધ થાય છે, તેથી (ભગ-

વાન) સર્વજ્ઞ સર્વદર્શી છે. એમને નમસ્કાર હો. એ પ્રમાણે ક્રિયાનો સંબંધ સમજવો.(પદ ૩૦મું સમાપ્ત)

વિવેચન:-

**ગ્રહણ બે રીતે, સામાન્ય અને વિશેષ :-**

હવે જ્યારે જ્ઞાનમાં વિષયાકારતા એટલે તેવા તેવા પ્રકારનો વિષયગ્રહણપરિણામ જ માનવો રહે છે, પરિણામ એજ આકાર, બીજી કોઇ રીતે ઘટના થઇ શકે એમ નથી, મુક્તિમાં પણ એ જ રીતે, તો પછી હવે આ વિચારવું રહે છે કે વિષયનું ગ્રહણ તો બે રીતે થાય છે; એક સામાન્યરૂપે અને બીજું વિશેષરૂપે. દા. ત. ઘડો માટીમય છે એમ પણ દેખાય છે, અને ઇંટ પણ માટીમય છે એમ પણ દેખાય છે. આમાં માટી એ સામાન્યરૂપ છે, ઘડો, ઇંટ એ વિશેષ રૂપ છે. એમ, 'ઘડો એ નવો નહિ પણ જુનો,' 'પાણી ભરવાનો નહિ કિન્તુ ઘી ભરવાનો' કહેવાય ત્યાં નવાં વગેરે એ એનું વિશેષરૂપ છે, અને ઘડો એ સામાન્યરૂપ છે. આમ એનો એજ વિષય ઘડો બે રૂપે જણાય છે, સામાન્ય યા વિશેષ. તેથી વિષય-ગ્રહણ બે જાતનું બન્યું. 'ગ્રહણ' એ આત્માનો એક પરિણામ છે, તથાવિધ પરિણમન છે. -માટે ગ્રહણ-પરિણામ બે પ્રકારનો બન્યો, એક સામાન્યગ્રહણ-પરિણામ, બીજો વિશેષગ્રહણપરિણામ.

**સાકાર અને નિરાકાર એટલે :-**

સામાન્યગ્રહણપરિણામને અનાકાર-નિરાકાર ઉપયોગ તરીકે તથા વિશેષગ્રહણપરિણામને સાકાર ઉપયોગ તરીકે ઓળખવામાં આવે છે; અને એજ અનાકાર ઉપયોગનું નામ 'દર્શન' છે, જ્યારે સાકાર ઉપયોગનું નામ 'જ્ઞાન' છે.

પ્ર૦- ગ્રહણપરિણામને આકાર તો કહી આવ્યા છો, પછી અહીં દર્શનના સામાન્યગ્રહણપરિણામને અનાકાર કેમ કહો છો?

ઉ૦- પૂર્વે જે કહ્યું હતું તે 'વિષયાકાર એટલે શું? તો કે વિષયગ્રહણ-પરિણામ;' એટલી જ વાત હતી, હવે અહીં દર્શન અનાકાર અને જ્ઞાન સાકાર જે કહેવામાં આવે છે તેમાં 'આકાર' શબ્દનો ખાસ અર્થ વિશેષરૂપે વિષય એવો લેવાનો છે. અર્થાત્ વિશેષગ્રાહકતા એ સાકારતા. એ વિશેષસ્વરૂપનું ગ્રહણ નહિ પણ સામાન્ય ગ્રહણ હોય ત્યાં અનાકારતા કહેવાય. જ્ઞાન વિશેષગ્રાહી છે માટે એ સાકાર ઉપ-યોગ છે. દર્શન એવું નથી પણ સામાન્યગ્રાહી છે માટે એ અનાકાર-નિરાકાર ઉપયોગ છે. વિષયાકાર એટલે વિષયગ્રહણપરિણામ. આ સિદ્ધ થયા પછી આ સાકાર જ્ઞાન અને નિરાકાર દર્શન એ સહેજે સિદ્ધ થઈ જાય છે.

ભગવાન વિશ્વના ત્રણેય કાળના સર્વ પદાર્થોને વિશેષરૂપે અને સામાન્યરૂપે જાણે-જુએ છે, માટે એ સર્વજ્ઞ સર્વદર્શી સિદ્ધ થાય છે 'સવ્વન્નૂણં સવ્વ-દરિસીણં' પદથી સર્વજ્ઞ-સર્વદર્શીને એ અર્થ લઇ, પૂર્વના 'નમોત્થુ' પદથી નમસ્કાર હો, એમ ક્રિયાનો સંબંધ જોડવાનો છે. (પદ ૩૧મું સમાપ્ત.)

## ३२-सिव-मयल-मरुअ-मणंत-मक्खय-मव्वाबाह-मपुणरावित्ति-सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं

(લ૦-) एते च सर्वेऽपि सर्वगतात्मवादिभिर्द्र-व्यादिवादिभिस्तत्त्वेन सदा लोकान्तशिवादिस्थानस्था एवेष्यन्ते 'विभुर्नित्य आत्मे'ति वचनात्।

**અર્થ:-'આ પણ બધા સર્વ કાળે અંતે મોક્ષ સુધીના લોકમાં વ્યાપેલા છે.' એવું આત્માને સર્વ-વ્યાપી કહેનારા દ્રવ્ય આદિતત્ત્વવાદીઓ માને છે; કેમકે એમનું શાસ્ત્રવચન છે કે આત્મા વ્યાપક અને નિત્ય છે.**

**વિવેચન :-**

**આત્મા વિભુ-વ્યાપક હોવાનું ખંડન:-**

હવે 'સિવ-મયલ-મરુઅ'-ઇત્યાદિ પદની વ્યાખ્યા ચાલે છે. આ પદથી ન્યાય વૈશેષિક મતનું ખંડન થાય છે; કેમકે આ પદ કહે છે 'ભગવાનનો આત્મા સિદ્ધિ-ગતિ નામના લોકાન્ત ભાગને પ્રાપ્ત થયો છે,' ત્યારે ન્યાયમતિ ને વૈશેષિકો કહે છે કે 'આત્મામાત્ર વિભુ છે, અર્થાત્ સદા સર્વવ્યાપી છે. એને વળી અહીંથી ત્યાં ઊંચે લોકના છેડે પહોંચવાનું શું?' એમનું શાસ્ત્રવચન આ છે, -'विभुर्नित्य आत्मा'

**વૈશેષિક મતનાં ૭ પદાર્થ :-**

વૈશેષિક અને ન્યાયદર્શનવાળા કહે છે કે "દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ ભાવ પદાર્થો છે. એમાં દ્રવ્યો પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન એમ નવ પ્રકારે છે. રૂપ, રસ વગેરે ૨૪ ગુણો છે. ઉત્ક્ષેપણ -ઊંચે જવું, અપક્ષેપણ નીચે પડવું, વગેરે પાંચ ક્રિયાઓ છે. ઘટત્વ, પટત્વ, આત્મત્વ વગેરે જાતિઓને સામાન્ય કહેવાય છે. પરમાણુ વગેરે નિત્ય દ્રવ્યોમાં અલગ અલગ વિશેષ પદાર્થ છે. એ પોતાના આશ્રયને બીજાથી જુદો હોવાનું સિદ્ધ કરે છે. અવયવ અને અવયવી, ગુણ અને ગુણી વગેરે વચ્ચે જે સંબંધ છે તે સમવાય નામનો પદાર્થ છે. કેટલાક સાતમો અભાવ નામનો પદાર્થ જુદો માને છે. એના -ચાર પ્રકારમાં ૧. પ્રાગભાવ, ૨. ધ્વંસ, ૩. અત્યન્તાભાવ, અને ૪. અન્યોન્યાભાવ (ભેદ) છે."

વૈશેષિક દર્શનવાળા તો પદાર્થના આજ રીતે વિભાગ બતાવે છે; પરંતુ ન્યાય દર્શનવાળા તાર્કિક હોઈ પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન વગેરે ૧૬ પદાર્થ માને છે. છતાં આ દ્રવ્ય, ગુણ વગેરે સાત પદાર્થોને પ્રમેય તરીકે માનવામાં એમનો વિરોધ નથી.

**આત્મા નિત્ય અને વિભુ:-**

હવે અહીં દ્રવ્ય વિભાગમાં નવ દ્રવ્ય પૈકી એક આત્મદ્રવ્ય માન્યું, તે નિત્ય અને વિભુ માન્યું. એમનું શાસ્ત્ર કહે છે. " 'विभुर्नित्य आत्मा'-આત્મા 'નિત્ય' એટલે કે ત્રણેય કાળમાં હયાત, સનાતન છે, તેમજ 'વિભુ' એટલે કે વ્યાપક, સર્વત્ર વ્યાપેલો છે. નિત્ય હોવાથી પોતાના શુભાશુભ કૃત્યોનાં ફળ પરલોકમાં ભોગવવાનું બની શકે; તેમજ અહીં પણ પૂર્વે જન્મોની વાસના-સંસ્કાર આવી શકે. આત્મા અનિત્ય હોય તો નષ્ટ થયા પછી એનાં કર્મ અને સંસ્કાર બધું જ સાથે નષ્ટ થાય.

**આત્મા વ્યાપક હોવામાં ન્યાયમતની યુક્તિ -**

આત્મા વ્યાપક, સર્વત્ર-વ્યાપી છે, કિન્તુ શરીરપ્રમાણ નથી. નહિતર કીડી, હાથી વગેરે નાના મોટા શરીરમાં એનો સંબંધ થતાં એ નાનો થાય, મોટો થાય, અર્થાત્ એની ઉત્પત્તિ, વિનાશ, પરિવર્તન માનવું પડે! ત્યારે વ્યાપક માનવામાં આ આપત્તિ નથી; એટલે આત્મા બરાબર નિત્ય રહી શકે છે. તેમજ અહીં રહેલ આત્માના ભાગ્યથી પરદેશમાં કોઈ વસ્તુ બનીને અહીં આવીને એના ઉપભોગમાં આવે છે, તો એ માટે વસ્તુ બનવામાં આ આત્માના ભાગ્યનો સંબંધ ત્યાં થવો જોઈએ. એ, જો આત્મા વ્યાપક હોય, તો જ બની શકે; કેમકે આત્મા સર્વ-વ્યાપી એટલે પરદેશમાં પણ સંબદ્ધ છે, એથી એના દ્વારા એનો ભાગ્યગુણ પણ ત્યાં સંબંધવાળો બને. આત્મા માત્ર શરીરવ્યાપી હોય તો દૂર એનો સંબંધ ન બની શકે?

હવે આત્મા વ્યાપક હોવાથી ઉપર ઠેઠ લોકાન્તે પણ હંમેશા સંબદ્ધ જ રહેલો છે, તેથી મોક્ષ થયા પછી ત્યાં જવા જેવું કાંઈ હોતું નથી. માત્ર આત્મા સદાને માટે શરીર તથા ભાગ્યાદિ અને સાંસારિક સુખ-દુઃખ આદિથી રહિત બન્યો, એ જ મોક્ષ."

(લ૦-) एतदपोहायाह,-'शिवमचल-मरुजमनन्तम-क्षयमव्याबाधमपुनरावृत्तिसिद्धिगतिनामधेयं स्थानं संप्राप्तेभ्यः।

**અર્થ:-આના નિષેધ માટે કહે છે કે શિવ (નિરુપદ્રવ), અચલ, અરોગ, અનન્ત, અક્ષય, વ્યાબાધારહિત, પુનરાગમનરહિત, સિદ્ધિગતિનામના સ્થાનને પ્રાપ્ત (ભગવાનને નમસ્કાર હો).**

**વિવેચન:-**

આ દ્રવ્ય, ગુણ વગેરે પદાર્થ માનનાર વૈશેષિકોના મતના ખંડન માટે અરિહંત ભગવાનને 'સિવ-મયલ-' વિશેષણથી સ્તવવામાં આવે છે. એનો અર્થ છે 'ઉપદ્રવરહિત, અચલ, રોગરહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, જ્યાંથી અહીં પુનરાગમન ન કરવું પડે એવા, સિદ્ધિગતિ નામના સ્થાનને પામેલા ભગવાનને નમસ્કાર હો'; આમાં સિદ્ધિસ્થાન પામેલા કહેવાથી સૂચવ્યું કે પહેલાં પામેલા નહોતા તે હવે પામ્યા. આત્મા જો સર્વવ્યાપી હોય તો તો સદા સર્વત્ર પ્રાપ્ત કહેવાય, પછી સિદ્ધિસ્થાનને નવું પામવાનું રહેતું નથી. પરંતુ ભગવાન સર્વકર્મ-ક્ષય થયા પછી એ પામે છે, તેથી સર્વવ્યાપી નથી એ

સિદ્ધ થાય છે. આથી ન્યાય-વૈશિષેક મતનો નિરાસ થઈ જાય છે.

**વૈશેષિકમાન્ય દ્રવ્યાદિનું ખંડનઃ-**

**અણુની જાત જુદી જુદી નથીઃ-**

અહીં પૂર્વે જે નૈયાયિક-વૈશેષિક દર્શનની પદાર્થ-વ્યવસ્થા બતાવી, તે તર્કની કસોટી પર પસાર થતી નથી. કેમકે દ્રવ્યોના વિભાગ પૃથ્વી, જલ, તેજ, વગેરે કહ્યા, તો વિભાગ એટલે સ્વતંત્ર દ્રવ્ય,- અર્થાત્ જે પૃથ્વી તે હંમેશાની પૃથ્વી; પાણી તે સદાનું પાણી જ; વાયુ તે સર્વદા વાયુ જ; પૃથ્વી આદિના અણુની જાત જુદી જુદી. પરંતુ વસ્તુસ્થિતિ આમ નથી. કેમકે વાયુના પરમાણુ તે પાણીના અણુ બની જાય છે, અને પાણીના પરમાણુ તે વાયુના બને છે. આજનું વિજ્ઞાન પણ કહે છે કે બે ભાગ હાઈડ્રોજન વાયુ અને એક ભાગ ઓક્સીજન વાયુ ભેગા મળતાં પાણી થઈ જાય છે. અર્થાત્ વાયુના અણુ પાણીના અણુ બન્યા ! તો પછી પાણી તદ્દન જુદું દ્રવ્ય, ને વાયુ તદ્દન અલગ દ્રવ્ય, એમ સ્વતંત્ર વિભાગ ક્યાં રહ્યો ? જૈન દર્શન તો કહે છે કે પુદ્ગલ-પરમાણુઓમાં તેવા તેવા ફેરફાર થઈ તેવાં તેવાં પૃથ્વી, પાણી આદિ દ્રવ્યનાં નિર્માણ થાય છે. અંધકારના પુદ્ગલ, દીવો કે સૂર્ય વગેરે આવતાં, પ્રકાશનાં પુદ્ગલ બને છે; અને એજ જતાં અંધકારનાં પુદ્ગલ બની જાય છે.

**દિશા આકાશમાં સમાવિષ્ટ:-**

વળી વૈશેષિકોએ આકાશ અને દિશા, બે જુદાં માન્યાં, પરંતુ તે માનવાની જરૂર નથી. એ કહે છે 'આકાશ તો શબ્દ-ગુણના આશ્રય દ્રવ્ય તરીકે છે;' પરંતુ શબ્દ એ ગુણ નહિ કિન્તુ સ્વતંત્ર પુદ્ગલ દ્રવ્ય છે, આકાશ એ અવકાશ આપનારૂં દ્રવ્ય છે, અને એ જ દિશાના વ્યવહાર માટે ઉપયોગી છે. તેથી જુદું દિગ્દ્રવ્ય માનવું પ્રમાણસિદ્ધ નથી.

**અણુ મન અ-કારગત**:-વળી મનને સ્વતંત્ર અણુ દ્રવ્ય કહે છે, પરંતુ એકના એક જ ઝીણા અણુ દ્રવ્યથી જુદી જુદી જાતની નાની મોટી વિચારણા થઈ શકે નહિ. એ માટે તો પલટાતું અને સ્થૂલ મનોદ્રવ્ય જોઈએ. એટલે નિત્ય અણુ મન અપ્રામાણિક ઠરે છે.

**રાગ ગુણ ૨૪માં ક્યાં ?**:-ત્યારે ગુણોની માન્યતામાં ૨૪ ગણ્યા, પરંતુ બીજા કેટલાય ગુણ છે કે જે એમાં અંતર્ભૂત ન થઈ શકે એનું શું ? દા. ત. દ્વેષ ગુણ માન્યો પણ રાગ ન માન્યો. કહેશો 'એનો ઇચ્છામાં સમાવેશ છે,' એ ઠીક નથી; કેમકે ઇચ્છા ન હોય છતાં રાગ એટલે આકર્ષણ યા મમતા થાય છે. જેમ કે ધનની કમાઇ થઇ એટલે એની ઇચ્છા તો વિષય સિદ્ધ થવાથી નિવૃત્ત થઇ, નૈયાયિકો વિષયસિદ્ધિને ઇચ્છાની નિવર્તક માને છે. હવે એના પર 'અહો ! આ સારી ધન કમાંઈ !' એવું જે આકર્ષણ-મમત્વ થાય છે એ રાગ ઇચ્છા ક્યાં છે ? કહેશો 'એને જ્ઞાનરૂપ માનીશું,' તો એ પણ ઠીક નહિ, કેમકે જ્ઞાનમાં તો માત્ર જાણવાની ક્રિયા છે, વીતરાગ પણ જ્ઞાન તો કરે છે; પરંતુ આકર્ષણ, આસક્તિ મમતા-મૂર્ચ્છા, એ શું ? કહો એ રાગ નામનો જુદો ગુણ છે; નહિતર દ્વેષને પણ જુદો ગુણ શા માટે માનો છો ? કહોને એ પણ એક જાતનું જ્ઞાન છે !

એમ પરિમાણનામના ગુણમાં દીર્ઘ પરિમાણને ગુણ કહ્યો પરંતુ ગોળાકારને ગુણ કેમ ન કહ્યો ? 'એ તો સંયોગવિશેષ છે,' એમ નહિ કહેવાય, કેમકે સંયોગવિશેષ તો એનો એ રહેવા છતાં નેતરની સોટી પહેલાં લાંબી હતી, હવે વાળી એટલે લાંબીને બદલે ગોળાકાર બની તો નવું ગોળાકાર એ શું આવ્યું ?

**સમવાય માનવામાં આપત્તિઃ-**

વળી, ગુણને તદ્દન સ્વતંત્ર પદાર્થ માન્યા પછી એનો દ્રવ્ય સાથે એક સમવાય સંબંધ માનવો પડે છે. ત્યાં આપત્તિ એ ઊભી થાય છે કે તો પછી સમવાયને પણ એક સ્વતંત્ર પદાર્થ જ માનો છો એટલે પ્રશ્ન થશે કે એની અને દ્રવ્યની વચ્ચે કયો સંબંધ ? જો કહો કે પોતાનું સ્વરૂપ એજ સંબંધ, તો તો દ્રવ્ય અને ગુણની વચ્ચે જ સ્વરૂપસંબંધ માનો ને, સમવાય માનવાનું શું કામ છે ?

**ગુણ સ્વતંત્ર નહિ, અવસ્થાઃ-**

ખરી રીતે દ્રવ્ય-ગુણ વચ્ચે ભેદાભેદ સંબંધ

છે, માટે જ ગુણો એ સ્વતંત્ર પદાર્થ નહિ, કિન્તુ દ્રવ્યની અવસ્થાવિશેષ છે, દ્રવ્યનાં પરિણમન, પરિણામો છે. દા. ત. દૂધમાં પહેલાં પ્રવાહી રૂપ હતું, હવે દહીં થતાં ઘટ્ટ રૂપ થયું, એ અવસ્થા જ છે, પરિણામવિશેષ છે, કોઈ બહારથી આવેલો સ્વતંત્ર ગુણ પદાર્થ નહિ. એમ ઘડામાં જલસંયોગ છે, એ પણ ઘડાની જલસંયુક્તત્વ નામની અવસ્થા, પર્યાય, પરિણામ જ છે, કોઇ સ્વતંત્ર સંયોગ પદાર્થ નહિ. તેથી જ એ પર્યાય દ્રવ્યથી કથંચિદ્ ભિન્ન, કથંચિદ્ અભિન્ન, અર્થાત્ ભિન્નાભિન્ન ઘટી શકે છે. જો એવું ન હોય અને ગુણને સ્વતંત્ર પદાર્થ કહો, તો તો એને દ્રવ્ય સાથે જોડવા માટે એક જુદો સંબંધ, પાછો એ સંબંધને જોડવા વળી એક જુદો સંબંધ, એના જોડાણ સારૂ ફેર એક જુદો સંબંધ, એમ અનવસ્થા જ ચાલે.

**ગુણ જુદામાં, દ્રવ્યનું સ્વરૂપ શું ?:-**

બીજું એ પણ છે કે 'ગુણ, ક્રિયા અને સામાન્ય વગેરે સ્વતંત્ર નથી, કિન્તુ દ્રવ્યની અવસ્થાઓ, દ્રવ્યના પર્યાયવિશેષ છે, પરિણતિવિશેષ છે. એવું જો ન માનો, તો પ્રશ્ન એ થાય કે એ ગુણો વગેરે સિવાયનું દ્રવ્યનું સ્વરૂપ શું ? અને દ્રવ્ય-દ્રવ્યમાં ભેદ શાથી ? દા. ત. પૃથ્વી અને આત્મા, બેઉના ગુણો-એકના રૂપ-રસાદિ, બીજાના બુદ્ધિ-સુખ-દુઃખાદિ,-એ તો તદ્દન જુદી જ વસ્તુ છે, તો પૃથ્વી અને આત્માનું નિરનિરાળું સ્વરૂપ શું ? જો નહિ યા એક જ જાતનું સ્વરૂપ હોય, તો પૃથ્વી જડ અને આત્મા ચેતન એવો ભેદ શાથી ? જ્ઞાન એ આત્માનું સ્વરૂપ નથી, સ્વતંત્ર ગુણ કહો છો, તો તે સિવાય આત્મામાં ચૈતન્ય શું ? આમ ગુણ, ક્રિયા, સામાન્ય, વિશેષ, એ દ્રવ્યથી તદ્દન સ્વતંત્ર પદાર્થ હોવાનું ઘટી શકતું નથી.

**ક્રિયા પાંચ જ કેમ ?:-**

વળી ક્રિયા ઉત્ક્ષેપણ, અપક્ષેપણ વગેરે પાંચ જ માની, અને આકુંચન (સંકેલવું), પ્રસારણ, ભ્રમણ, પીગળવું, વગેરે ક્રિયાઓ જુદી ન માની, કેમ વારૂ ?

**સામન્ય-વિશેષમાં અસંગતિ:-**

એમ, સામાન્ય પણ ગુણ-કર્મમાં માન્યા, બીજે સામાન્યાદિમાં નહિ, તો એવો અર્ધજરતીય ન્યાય કેમ ?

વિશેષને વળી નિત્ય દ્રવ્યોમાં જ રહેનારો માન્યો ! તો પછી બીજે જે કહેવાય છે, દા. ત. ઘટ-વિશેષ, રૂપવિશેષ એ શું ?

પાછું સામાન્યથી વિશેષ તદ્દન નિરાળો કહ્યો, તો અનુભવ તો એ છે કે દા. ત. જે વ્યક્તિ મનુષ્ય-સામાન્ય છે, એ જ વ્યક્તિ મનુષ્યવિશેષ યાને આર્ય કે મ્લેચ્છ વગેરે પણ છે, આ અનુભવનું શું ? વળી ઘડાઓમાં ઘટત્વ, વસ્ત્રોમાં પટત્વ, એવાં સામાન્ય માન્યાં, પણ એક સુવર્ણની લગડીમાંથી કડું, પાછું એ ભાંગીને કંઠી, વળી એ ભાંગીને કંકણ બન્યું ત્યાં એ બધામાં સુવર્ણ-સામાન્ય છે તેનું શું ? એને કેમ સામાન્ય તરીકે નથી માનતા ?

**ઉપાદાનથી કાર્ય સ્વતંત્ર નહિ:-**

અહીં ન્યાય-વૈશેષિક દર્શનવાળા કહે છે કે 'ઉપાદાન કારણ સુવર્ણ અલગ ચીજ છે અને કાર્ય દ્રવ્ય કડું કે કંઠી વગેરે જુદી જ વસ્તુ છે. બધાનો સુવર્ણ સાથે સંબંધ સમવાય છે. એ જ સામાન્ય કહેવાય.' પરંતુ આ કથન પણ ઠીક નથી. કારણ કે અનુભવવિરુદ્ધ વાત છે. સુવર્ણ પોતે જ જે પહેલાં લગડીરૂપે હતું તે હવે કડારૂપે બની ગયું છે, એટલે કે ઉપાદાનનો પર્યાય ફરવાથી હવે એ ઉપાદાન પોતે જ લગડી નહિ, પણ કડુ કહેવાય છે. માટે 'કાર્ય એ ઉપાદાનથી તદ્દન અલગ દ્રવ્ય,'-એ કેમ ઘટે ?

આમ, ન્યાય-વૈશેષિક દર્શનની દ્રવ્યાદિ પદાર્થ-વ્યવસ્થા યુક્તિથી બાધિત બને છે. એમાં આત્માને વિભુ અને નિત્ય માન્યો તે પણ યુક્તિસંગત નથી, એ આગળ કહેવાશે.

(લ૦-) इह तिष्ठन्त्यस्मिन्निति स्थानं, व्यवहारतः सिद्धिक्षेत्रम् 'इह बोंदिं चइत्ता णं, तत्थ गंतूण सिज्झइ' त्ति वचनात् । निश्चयतस्तु तत्स्वरूपमेव, 'सर्वे भावा आत्मभावे तिष्ठन्ती'ति वचनात् ।

**અર્થ :- અહીં 'ઠાણ' એટલે સ્થાન, જેમાં રહે તે સ્થાન કહેવાય. વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર (એ સ્થાન) છે; કેમકે શાસ્ત્રે કહ્યું છે કે અહીં શરીરનો**

ત્યાગ કરી ત્યાં (ઉપર લોકાન્તે) જઈ સિદ્ધ થાય છે, નિશ્ચયથી સ્થાન એટલે પોતાનું સ્વરૂપ, કેમકે કહ્યું છે 'સર્વ પદાર્થ પોતાના સ્વરૂપમાં રહે છે.'

**વિવેચન :**

**'ઠાણુ' પદનો અર્થ:-**

અહીં 'સિવ-મયલ-મરુઅ-મણુંત-મક્ખય-મવ્વાબાહ-મપુણરાવિત્તિ-સિદ્ધિગઇનામધેયં ઠાણું સંપત્તાણું' એવું વિશેષણ અરિહંતનું કહેવામાં આવ્યું, હવે એના દરેક પદનો ભાવ વિચારવામાં આવે છે. સિદ્ધ વગેરે વિશેષણોનું વિશેષ્ય 'ઠાણુ' છે, માટે પહેલાં એનો વિચાર કરાય છે.

**સ્થાન:**-અહીં 'ઠાણુ' શબ્દ આવ્યો. સ્થાન એટલે જેમાં રહે તે. એ બે પ્રકારે વ્યવહારદૃષ્ટિથી અને નિશ્ચયદૃષ્ટિથી.

**વસ્તુને જોવાની દૃષ્ટિએ, વ્યવહાર અને નિશ્ચય.**

૧. વ્યવહાર દૃષ્ટિ એટલે કે બાહ્ય વ્યવહાર લોકવ્યવહારની પ્રવૃત્તિ શી છે, તે અપેક્ષાએ વસ્તુસ્વરૂપ વિચારવાનું, અને ૨. નિશ્ચય અર્થાત્ પરમાર્થથી મૂળ વસ્તુસ્થિતિ કઈ છે તે અપેક્ષાએ વિચારવાનું દા.ત.

**નિશ્ચય-વ્યવહાર સાધુતા:-** વ્યવહારથી સાધુ એટલે સાધુનો વેશ અને સાધુતાનો બાહ્ય આચાર હોય, એ દૃષ્ટિએ સાધુ કહેવાય. નિશ્ચયથી સાધુ એટલે જેના આંતરિક આત્મામાં સાધુપણું હોય, અર્થાત્ સર્વવિરતિભાવ, અનંતાનુબંધી-અપ્રત્યાખ્યાનીય-પ્રત્યાખ્યાનાવરણ ત્રણેય જાતના કષાય-રાગદ્વેષનો ક્ષયોપશમ કે ક્ષય યા ઉપશમ વર્તતો હોય, એ સાધુપણાની મૂળ વસ્તુસ્થિતિ છે; એની અપેક્ષાએ નિશ્ચયથી સાધુ કહેવાય. કેટલીક વાર એવું બને કે કોઈ વ્યવહારથી સાધુ હોય, પણ આંતરિક તેવો ક્ષયોપશમ નહિ, કિન્તુ તેવા ક્રોધ, લોભ, રાગાદિનો ઉદય વર્તતો હોય, તો એ નિશ્ચયથી સાધુ નહિ. ત્યારે એવું પણ બને કે કોઈ ગૃહસ્થ છે, વ્યવહારથી સાધુ નથી, પરંતુ જિનભક્તિમાં બેઠો તેવા ઉચ્ચ ભાવમાં ચઢ્યો, ત્યાં આંતરિક રીતે ત્રણેય કષાયની ચોકડીઓનો ક્ષયોપશમ કરી દીધો, તો એ નિશ્ચયથી સાધુ કહેવાય. ત્યારે જો બાહ્યથી સાધુવેશ-સાધ્વાચાર પણ હોય, અને આંતરિક સાધુભાવે ય હોય તો એ નિશ્ચય-વ્યવહાર ઉભયથી સાધુ છે.

**વ્યવહારથી સિદ્ધિસ્થાન:-**

પ્રસ્તુતમાં 'સ્થાન' સિદ્ધિસ્થાન વ્યવહારથી ઉપર લોકાન્તે રહેલ સિદ્ધિક્ષેત્ર છે. કેમકે મુક્તાત્મા ત્યાં રહે છે. શાસ્ત્રવચન છે 'इह बोंदिं चइत्ता णं तत्थ गन्तूण सिज्झइ'-સર્વ કર્મનો ક્ષય થયેથી આત્મા અહીં શરીરનો ત્યાગ કરી ત્યાં લોકાન્તે જઈ સિદ્ધ થાય છે. અર્થાત્ કૃતકૃત્ય બને છે, સદા સ્થિર થાય છે. હવે ક્યાંય જવા-કરવાનું કૃત્ય બાકી રહેતું નથી. ત્યાંથી કદીય ખસવાનું નથી કે બગડવાનું યા કર્મથી લેપાવાનું હોતું નથી. માટે સિદ્ધિક્ષેત્ર એ સિદ્ધિસ્થાન કહેવાય, પણ વ્યવહારથી.

**નિશ્ચય દૃષ્ટિએ સ્થાન** તો પોતાનું સ્વરૂપ છે. કેમકે કહ્યું છે કે 'सर्वे भावा आत्मभावे तिष्ठन्ति'- અર્થાત્ સર્વ પદાર્થો પોતાના સ્વરૂપમાં રહે છે. મૂળ વસ્તુસ્થિતિ આ છે. કેમકે એમ જો ન માનીએ અને બીજી વસ્તુમાં રહેવાનું માનીએ, તો પ્રશ્ન થાય કે ત્યાં સર્વાંશે રહે કે અમુક અંશે? જો કહો કે સર્વાંશે તો તો રહેનાર વસ્તુ એ રાખનારી વસ્તુસ્વરૂપ જ બની જાય. દા. ત. ઘીમાં ચિકાશ સર્વાંશે છે, તો તે ઘીસ્વરૂપ જ છે. પણ જમીન પર ઘડો, શરીરમાં આત્મા, એ કાંઈ તત્સ્વરૂપ નથી બની જતા. જમીન જુદી, ઘડો જુદો, શરીર જુદું, આત્મા જુદો. માટે સર્વાંશે રહેવાનું કહી શકાય નહિ. ત્યારે જો કહો કે અમુક અંશે રહે, તો પાછો પ્રશ્ન થાય કે એ રહેનાર પદાર્થ જે અંશે રહ્યો તે અંશ સર્વાંશે રહે છે કે અમુક અંશે? જો સર્વાંશે કહો તો એટલો અંશ તો રાખનારી વસ્તુસ્વરૂપ બની જાય! પણ એવું કાંઈ દેખાતું નથી. ત્યારે જો એ પણ અમુક અંશે રહે તો એ અંશ અંગે પ્રશ્ન રહેશે કે એ જે અંશમાં રહ્યો તે અંશ પણ સર્વાંશે રહ્યો કે અમુક અંશે? આમ વિચારતાં તો વસ્તુ નિર્ણીત જ ન થાય કે કેવી રીતે રહે છે? માટે એ સૂચવે છે કે દરેક પદાર્થ પોતાના સ્વરૂપમાં જ રહે છે; અને ત્યાં સર્વાંશે રહેવામાં વાંધો પણ નથી. એટલે મુક્ત થયેલ આત્મા નિશ્ચયદૃષ્ટિથી પોતાના શુદ્ધ ચૈતન્ય-

સ્વરૂપમાં રહે છે. માટે એ સ્વરૂપ જ સિદ્ધિસ્થાન કહેવાય. તે સ્વરૂપ તો અહીં જ સર્વ કર્મનો ક્ષય થતાં પ્રગટે છે. કહેવાય પણ છે કે આત્મા નિશ્ચયથી સિદ્ધ સર્વ કર્મના ક્ષય સમયે જ, એટલે કે અહીંજ; અને વ્યવહારથી સિદ્ધ એના બીજા સમયે અર્થાત્ સિદ્ધિક્ષેત્રમાં.

(લ૦–) एतदेव विशेष्यते,–तत्र 'शिवम्' इति सर्वोपद्रवरहितत्वाच्छिवम्। तथा, स्वाभाविकप्रायोगिकचलनक्रियापोहात्रचलम् 'अचलम्'। तथा रुजाशब्देन व्याधिवेदनाभिधानं, ततश्चाविद्यमानरुजमरुजम्, तन्निबन्धनयोः शरीरमनसोरभावात्। तथा नास्यान्तो विद्यते इत्यनन्तं, केवलात्मनोऽनन्तत्वात्। तथा, नास्य क्षयो विद्यत इत्यक्षयं, विनाशकारणाभावात्। सततमनश्वरमित्यर्थः। तथा, अविद्यमानव्याबाधमव्याबाधम्, अमूर्त्तत्वात् तत्स्वभावत्वादितिभावना। तथा न पुनरावृत्तिः,–आवर्त्तनमावृत्तिः, भवार्णवे तथा तथाऽऽवर्त्तनमित्यर्थः।

અર્થ:–આ (સ્થાન)ની જ વિશેષતા કહેવામાં આવે છે. એમાં 'સિવમ્' એટલે સર્વ ઉપદ્રવોથી રહિત હોવાથી શિવ. તથા 'અયલમ્' એટલે સ્વાભાવિક કે પ્રયોગાધીન ક્રિયાથી રહિત હોવાથી અચલ. તથા 'અરુઅ' એટલે અરુગ્, રુગ્ શબ્દથી વ્યાધિવેદના કહેવાય છે; તો નથી વિદ્યમાન વ્યાધિવેદનારૂપી રોગ જેમને તે અરુગ્; કેમકે રોગના કારણભૂત શરીર અને મન છે નહિ. તથા 'અનંત' એટલે જેમનો અંત નથી, કેમકે શુદ્ધ આત્મા અનંત હોય છે. તથા 'અક્ખય' એટલે અક્ષય; નથી વર્તતો ક્ષય જેમને; કેમકે ક્ષયનું કોઈ કારણ નથી. અર્થાત્ એ સતત અવિનાશી છે. તથા 'અવ્વાબાહં' એટલે અવ્યાબાધ; નથી વર્તતી વ્યાબાધા––અડચણ જેમને; કેમકે અમૂર્ત છે. તેવા સ્વભાવવાળા છે એ તાત્પર્ય છે. તથા 'અપુણરાવિત્તિ' એટલે જ્યાંથી ફરી આવૃત્તિ નથી. આવૃત્તિ એટલે આવર્તન અર્થાત્ સંસારસમુદ્રમાં તેવા તેવા ચક્રાવા લેવા તે.

વિવેચન:–

'સિવ–મયલ–મરુઅ–મપુણરાવિત્તિ':–

હવે આ સ્થાન કેવું છે તે બતાવવામાં આવે છે. અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે હવે સ્થાનના જે વિશેષણો બતાવવામાં આવે છે તે મુખ્યપણે તો આત્માની સિદ્ધ અવસ્થાના વિશેષણ છે, અર્થાત્ નિશ્ચયદૃષ્ટિનું જે 'સ્થાન'પદથી વાચ્ય આત્મસ્વરૂપ, તેનાં વિશેષણો છે, પરંતુ વ્યવહારતઃ 'સ્થાન'પદવાચ્ય સિદ્ધિક્ષેત્રમાં ઉપચારથી લાગુ કરવામાં આવે છે.

શિવ–અશિવ એટલે ઉપદ્રવ. સિદ્ધિસ્થાન ઉપદ્રવ વિનાનું છે માટે શિવ કહેવાય છે. ઉપદ્રવો કર્મથી આવે છે, ત્યાં કોઈ કર્મ જ નથી રહ્યું, તેથી હવે કયારે ય કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ આવવાને અવકાશ નથી. કારણ વિના કાર્ય બને નહિ, એ વિશ્વનો સનાતન અચલ નિયમ છે. આત્માને કર્મસંબંધના લીધે જ ઉપદ્રવ હતા; હવે તે કર્મ સદાને માટે નહિ રહેવાથી શાશ્વત નિરુપદ્રવ સ્થિતિ બની છે.

અચલ:–મુક્ત થયા પછી સિદ્ધિસ્થાનમાંથી કદી ચળવાનું, ખસવાનું, ચસકવાનું નથી. તે પણ સ્વાભાવિક સહજ રીતે ય નહિ, અને પ્રાયોગિક ચલન–ક્રિયાથી પણ નહિ. ક્રિયા બે રીતે થાય છે, એક જીવના પ્રયત્નથી અગર બીજી વસ્તુના ધક્કાથી; દા. ત. હાથ ઊંચો કર્યો, પગ ચલાવ્યા, અથવા હાથેથી બીજી વસ્તુ તાણી, ધકેલી, ઉછાળી, યા પવને હલાવી વગેરે. આ ક્રિયા પ્રયત્ન–પ્રયોગથી થઈ, તેથી પ્રાયોગિક કહેવાય. બીજી તેવા પ્રયોગ–પ્રયત્ન વિના જ થાય તે. એને સ્વાભાવિક, વૈસસિક ક્રિયા કહેવાય. દા. ત. જગતમાં પરમાણુ વગેરેમાં ગતિ થાય છે; મૂર્ત દ્રવ્યોમાંથી છાયા પુદ્ગલ બહાર નીકળે છે; હલકી વસ્તુ ધૂમાડો, વરાળ વગેરે ઊંચે ચઢે છે; સહેજે વાયુ તિર્છો અને અગ્નિ-જ્વાલા ઊંચી જાય છે; કર્મમુક્ત જીવ અહીંથી ઉપર ઊંચે જાય તે આ સહજ ગતિથી. એમાં લોકાન્તની પણ ઉપર જઈ શકે, કિન્તુ ન જવાનું કારણ ત્યાં ગતિસહાયક ધર્માસ્તિકાય દ્રવ્ય નથી. ત્યારે હવે ત્યાંથી નીચે ઉતારનાર કોઈ નથી. એટલે મુક્તાત્મા લોકાન્તે સ્થિર થાય છે, સદાને માટે અચલ રહે છે.

અરોગ:–રોગ એટલે વ્યાધિ–વેદના; એ જ્યાં કોઈ જ પ્રકારની નથી, એવું સિદ્ધિસ્થાન છે. આનું

કારણ એ છે કે વ્યાધિ શરીર હોય તો થાય, અને મન હોય તો વેદનાનો અનુભવ થાય. કલોરોફોર્મ સુંઘાડવાથી મન મૂર્ચ્છિત કરાય છે તો વેદના લાગતી નથી. સિદ્ધિસ્થાનમાં નથી શરીર કે નથી મન, તેથી ત્યાં રોગરહિતતા છે.

**અનન્ત :**– સિદ્ધિસ્થાન અનન્ત છે, અન્ત રહિત છે, તે સિદ્ધાત્માની દૃષ્ટિએ; કેમકે ત્યાં શુદ્ધ આત્મા છે, કર્મરહિત છે, તેથી એનો હવે અન્ત યાને સર્વનાશ કે મૃત્યુ થવાનું નથી. મોક્ષ એટલે કાંઈ દીવો ઓલવાઈ ગયા જેવું નથી. કેમકે દીવો એક નથી, નવ નવી જ જ્યોત છે, જ્યારે આત્મા તો એક અખંડ છે. વળી જન્મ નથી માટે મૃત્યુ નથી.

**અક્ષય :**–વળી એ સિદ્ધિસ્થાન અક્ષય છે, ક્ષયરહિત અવિનાશી છે; કેમકે એનો વિનાશ કરે એવું કોઈ કારણ નથી. સિદ્ધિસ્થાનથી લોકાન્ત ભાગ પણ અવિનશ્વર છે, અને આત્માની શુદ્ધઅવસ્થા ય અવિનશ્વર છે, હવે એમાં ફેરફાર થવાનો નથી.

**અવ્યાબાધ:**–વ્યાબાધ એટલે પીડા, અડચણ, નડતર. એ જ્યાં નથી તે અવ્યાબાધ સિદ્ધિસ્થાન. ત્યાં પવનના ઝપાટા, ધરતીકંપ, આગ, હેલી વગેરે કોઈ જ કુદરતી ય અડચણ નથી, તો પ્રાયોગિકની તો શી વાત? તેમ આત્મા અમૂર્ત હોવાથી એ કાંઈ લાગે એવું ય નથી. અમૂર્ત–અરૂપીનો એવો સ્વભાવ જ છે કે મૂર્તના કોઈ પ્રત્યાઘાત એને લાગે નહિ. સંસારાવસ્થામાં તો કર્મ અને શરીર સાથે મળીને આત્મા કથંચિત્ રૂપી-મૂર્ત બન્યો છે, માટે એને મૂર્તના પ્રત્યાઘાત લાગે છે.

**અપુનરાવૃત્તિ:** – આવૃત્તિ એટલે આવર્તન, સંસારરૂપી સાગરમાં વિવિધ ભવોરૂપી આવર્ત વિષે ફસાવું તે. અથવા આવર્તન એટલે પરાવર્તન, મોક્ષાવસ્થામાંથી સંસારાવસ્થામાં પરિવર્તન. એ હવે સિદ્ધિસ્થાનમાંથી પાછા ફરીને થવાનું છે નહિ; કેમકે એનાં કારણનો અભાવ છે. માટે અપુનરાવૃત્તિ.

(લ૦-) तथा सिध्यन्ति-निष्ठितार्था भवन्त्यस्यां प्राणिन इति 'सिद्धि'–लोकान्तक्षेत्रलक्षणा। सैव च गम्यमानत्वाद् 'गतिः'। सिद्धिगतिरेव नामधेयं यस्य तत् तथाविधमिति। **'स्थानं' प्रागुक्तमेव। इह च** स्थानस्थानिनोरभेदोपचारादेवमाहेति। 'सम्प्राप्ता' इति सम्यग्–अशेषकर्मविच्युत्या स्वरूपगमनेन परिणामान्तरापत्त्या प्राप्ताः।

**અર્થ:**–તથા ('સિદ્ધિગઈનામધેય'માં) 'સિદ્ધિ' એટલે, સિદ્ધ થાય છે સમાપ્ત–પ્રયોજનવાળા બને છે પ્રાણીઓ જેમાં તે લોકાન્તક્ષેત્ર સ્વરૂપ છે. એજ ગમન યોગ્ય હોવાથી 'ગતિ' છે. સિદ્ધિગતિ એ જ નામ છે જેનું તે સિદ્ધિગતિનામધેય (કહેવાય. એવું) 'ઠાણું' એટલે સ્થાન. પૂર્વે કહી જ દીધું છે. અહીં સ્થાન અને સ્થાનીનો અભેદ-ઉપચાર હોવાથી એ પ્રમાણે (સ્થાનવાળા તે મુક્તાત્માઓની વિશેષતાઓ સ્થાનને લગાડી) કહે છે. 'સંપત્તાણં' એટલે સંપ્રાપ્તને. (સં, એટલે) સમ્યક્ અર્થાત્ સર્વ કર્મના દૂર થવા પૂર્વક સ્વરૂપમાં જવાથી અન્ય પરિણામની (થતી) પ્રાપ્તિ વડે 'પ્રાપ્ત'.

**વિવેચન:**–

**'સિદ્ધિગઇનામધેયં ઠાણં સંપત્તાણં'નો ભાવ:**–

હવે 'સિદ્ધિગતિનામધેય'માં સિદ્ધિ એટલે જેમાં જીવો સિદ્ધ થાય છે, અર્થાત્ સમાપ્ત પ્રયોજનવાળા બને છે, તે લોકાન્તસ્વરૂપ ક્ષેત્ર. ત્યાં શાશ્વત ધામ કર્યા પછી હવે કોઈ પ્રયોજન બાકી નથી. સર્વ પ્રવૃત્તિનું મૂળ પ્રયોજન સુખ છે. સુખ સિદ્ધ થયા પછી પ્રવૃત્તિ બંધ.

પ્ર૦–તો સંસારમાં જીવને સુખ તો મળે છે, છતાં કેમ દોડે છે?

ઉ૦–એ અધુરૂં સુખ છે, કૃત્રિમ છે, કૃત્રિમ હોઈ પાછું દુઃખરૂપે પલટાઈ જાય છે. ત્યારે શાશ્વત સિદ્ધિક્ષેત્ર મળ્યા પછી તો સંપૂર્ણ સાચું સુખ હંમેશ માટે પ્રગટ થાય છે. હવે શા સારૂ દોડે? હવે કોઈ પ્રયોજન, કોઈ કૃત્ય સાધવાનું બાકી રહેતું નથી. બધાં ય કાર્ય સમાપ્ત, સંપૂર્ણ થઈ ગયા, એવું એ સિદ્ધિક્ષેત્ર ગમનને યોગ્ય છે, અર્થાત્ કર્મમુક્ત થઈને ત્યાં જવાય છે, માટે એને ગતિ કહેવાય. આવું 'સિદ્ધિગતિ' છે નામધેય અર્થાત્ નામ જેનું એવું ઠાણ, સ્થાન, તે સિદ્ધિગતિનામધેય સ્થાન કહેવાય.

'ઠાણું' એટલે સ્થાન, એની વ્યાખ્યા પૂર્વે કરી જ દીધી છે. આ સ્થાનની શિવ, અચલ વગેરે જે

વિશેષતાઓ બતાવી; તે ખરેખર તો ત્યાં રહેનાર મુક્ત આત્માની વિશેષતાઓ છે, મુક્તાત્મા પોતે ઉપદ્રવરહિત છે, અચલ છે, રોગરહિત છે, મૃત્યુપાર છે, અવિનાશી છે; વ્યાબાધારહિત છે; (સંસારમાં) પુનરાગમન વિનાના છે; છતાં એમનું એ સ્થાન અને એ સ્થાનવાળા પોતે, એ બેનો અમુક અપેક્ષાએ અભેદ છે, પોતેજ તે સ્થાનમય બને છે. માટે બીજા મુક્ત ત્યાં જ આવતા જાય, એ બધાય ત્યાં જ સમાય છે. આમ સ્થાન અને સ્થાનવાળાનો આપેક્ષિક અભેદ લઈને સ્થાનવાળાની વિશેષતાઓનો સ્થાનમાં ઉપચાર કર્યો, અને સ્થાનને જ શિવ વગેરે કહ્યું. લોકવ્યવહારમાં આમ બને છે. કોઇ ગામમાં રહેનારા લોકો તોફાની હોય તો કહેવાય છે કે આ ગામ તોફાની છે. એમ લોક શાંત હોય તો ગામ શાંત કહેવાય છે.

'સંપત્તાણ' એટલે સંપ્રાપ્તને. 'સં' એટલે સમ્યક્, સારી રીતે, અર્થાત્ સર્વ કર્મ દૂર થઈને. હવે પોતાના શુદ્ધ સ્વરૂપમાં જવા વડે કરીને કર્મ-મલિન પરિણામમાંથી કર્મરહિત નિર્મળ પરિણામની પ્રાપ્તિએ પ્રાપ્ત. દ્રવ્યમાત્ર પરિણામી નિત્ય છે, અર્થાત્ મૂળ સ્વરૂપે કાયમ રહી નવા નવા ભાવમાં પરિણત બને છે. દા.ત. સોનું સોનારૂપે કાયમ રહી લગડી, કડું, કંઠી, વીંટી વગેરે ભાવમાં પરિણમન પામે છે. એમ આત્મદ્રવ્ય આત્મારૂપે ધ્રુવ રહીને દેવ, મનુષ્ય વગેરે રૂપે પરિણત બને છે. એવી જ રીતે પહેલાં કર્મયુક્ત સંસારીભાવે હતો તે હવે કર્મ નાશ પામવાથી શુદ્ધ મુક્ત ભાવમાં આવે છે. આ ભાવોને પરિણામ કહેવાય છે. અને દ્રવ્ય પોતે તે પરિણામ-સ્વરૂપ બને છે. દ્રવ્ય પોતે જ પૂર્વ પરિણામમાંથી પરિવર્તન પામી નવા પરિણામમય બને છે. એવો અહીં અનાદિનો સંસારપરિણામ હતો તે હવે મટી જઇ નવો પરિણામ, પરિણામાન્તર જે સિદ્ધિ-પરિણામ નામનો બને છે, તે મુક્તાત્મામાં તન્મય-રૂપે; તેથી એ સિદ્ધિસ્થાનને માત્ર પ્રાપ્ત નહિ કિન્તુ સંપ્રાપ્ત, સમ્યક્ પ્રાપ્ત કહેવાય છે. ખાલી સ્થાનનો મહિમા નથી. કેમકે એમ તો સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ-રૂપે જીવો અનંતીવાર એ લોકાન્તે ઉત્પન્ન થાય છે.

પણ તેથી શો દિ' વળે ? તે કાંઈ ઉપદ્રવ-રહિત નથી, કર્મપીડિત છે, અચલ નથી, ત્યાંથી ચ્યવે છે....કર્મરહિત શુદ્ધ આત્મસ્વરૂપવાળા નથી, માટે એ તેવા પરિણામવાળા ન કહેવાય, સિદ્ધિગતિને સંપ્રાપ્ત ન કહેવાય. જીવની શુદ્ધ મુક્ત અવસ્થાની કિંમત છે. એવી અવસ્થા સાથે સિદ્ધિક્ષેત્રને પ્રાપ્ત, માટે સંપ્રાપ્ત ભગવાન છે.

(લ૦-) न विभूनां नित्यानां चैवंप्राप्तिसंभवः, सर्वगतत्वे सति सदैकस्वभावत्वात् । विभूनां सदा सर्वत्र भावः नित्यानां चैकरूपतया (प्र०....चैकस्थानरूपतया) ऽवस्थानं, तद्भावाव्ययस्य नित्यत्वात् । अतः क्षेत्रासर्वगतपरिणामिनामेवैवंप्राप्तिसंभवः, इति भावनीयम् । तत्र तेभ्यो नम इति क्रियायोग इति ॥ ३२ ॥

અર્થ :–વિભુ ( સર્વ વ્યાપી ) અને નિત્યને આવી પ્રાપ્તિનો સંભવ નથી. કેમકે એ સર્વપ્રાપ્તિ અને સદા એક સ્વભાવવાળા છે. વિભુ પદાર્થનું અસ્તિત્વ તો હંમેશા અને સર્વત્ર હોય છે, અને નિત્ય પદાર્થો તો એક રૂપે જ રહેનારા હોય છે; કેમકે તે ભાવનો નાશ ન થવો એ નિત્યનું સ્વ-રૂપ છે. માટે જ સર્વક્ષેત્રવ્યાપી ન હોય અને પરિણમનશીલ હોય એને જ એવી પ્રાપ્તિ થવી સંભવે છે, (કિન્તુ સર્વવ્યાપી કે અપરિણામી નિત્યને નહિ.) એ વિચારણીય છે. તે શિવાદિ સ્થાનને સંપ્રાપ્તની પ્રત્યે નમસ્કાર, એમ ક્રિયાનો સંબંધ જોડવો. (૩૨ મું પદ સમાપ્ત.)

**વિવેચન :–**

**'આત્મા વિભુ-નિત્ય' મતનું ખંડન :–**

આવી સિદ્ધિસ્થાન–સંપ્રાપ્તિ વિભુ અને નિત્ય આત્માને થવી સંભવે નહિ. એનું કારણ એ છે કે (૧) વિભુ એટલે તો સદા સર્વગત, હંમેશા સર્વ-વ્યાપી, સર્વત્ર સંબદ્ધ તેથી લોકાન્ત સિદ્ધિક્ષેત્રને પણ સદા સંબદ્ધ છે જ, પછી એને નવું પ્રાપ્ત (સંબદ્ધ) શું થવાનું ? તેમજ (૨) નિત્ય એટલે તો સદા એકસ્વભાવ. કહ્યું છે 'तद्भावाव्ययो नित्यम्' વસ્તુના ભાવનો, તે સ્વરૂપનો, નાશ ન થાય એ નિત્ય. સંસારી આત્મા જો નિત્ય જ હોય, તો એનો સંસારીભાવ નષ્ટ થાય જ નહિ, હંમેશા સંસારી

રૂપે જ રહે, પછી સિદ્ધ, મુક્ત બને જ કેવી રીતે?

**દીપક પ્રકાશની જેમ આત્મપ્રદેશ:-**

અહીં પૂર્વ 'આત્મા વિભુ નહિ હોય તો શરીર-પ્રમાણ માનવો પડશે, તેથી નાના મોટા શરીરમાં ઉત્પન્ન-વિનષ્ટ કહેવો પડે' એવી આપત્તિ આપેલી, પરંતુ એ કોઈ આપત્તિ જ નથી, કેમકે આત્મા અરૂપી છે, એના પ્રદેશોને સંકોચાવા-વિકસવાનું બને; પણ તેથી કોઈ સર્વથા નવો જ ઉત્પન્ન કે તદ્દન વિનષ્ટ થવા જેવું કશું નથી. દીવાનો પ્રકાશ રૂપી છે, તો પણ પહેલાં પેટીમાં સમાતો હતો તે, પછી પટારામાં સમાય છે; છતાં તદ્દન નષ્ટ કે ઉત્પન્ન નથી. તો પછી અરૂપી આત્માનું તો પૂછવું જ શું? માટે એ વિભુ નથી, પણ મધ્યમ પરિમાણવાળો છે.

**દેહ-આત્માના અવચ્છેદકતા સંબંધ અપ્રામાણિક:-**

ઉલ્ટું વિભુ માનવા જતાં સર્વ શરીર અને સર્વ પીડાસ્થાન સાથે સંબદ્ધ બનવાથી એ બધાની વેદના એને વેઠવી પડે! વળી, કોઈ એક જ શરીર સાથે સંબદ્ધ એટલે શું? શાથી એનો જ ભોગકર્તા? એક જ શરીર સાથે ખાસ સંબંધ કયો? જો કહો કે 'અવચ્છેદકતા સંબંધ છે,' તો પ્રશ્ન થાય કે 'એ આ જ શરીર સાથે શાથી?' ઉત્તરમાં કહેશો 'આ જ શરીરદ્વારા ભોગ, સુખ-દુ:ખાનુભવ વગેરે થાય છે માટે,' તો અન્યોન્યાશ્રયદોષ થયો, કેમકે ભોગ છે માટે અવચ્છેદકતા સંબંધ, અને અવચ્છેદકતા સંબંધ છે માટે ભોગ. તેથી વિભુવાદમાં મુખ્ય સવાલ જ આ છે કે 'વિભુ હોઈ સર્વ શરીર સાથે સંબંધ છે પછી આ અમુક જ શરીર દ્વારા ભોગ કેમ?' તાત્પર્ય, આમાં બંને પરસ્પરના સાધક બનવા જાય છે,-અવચ્છેદકતા-સંબંધની સિદ્ધિ ભોગથી થાય છે, અને ભોગની સિદ્ધિ અવચ્છેદકતા સંબંધથી થાય છે. અર્થાત્ બેમાંથી કોઇ પોતાના સ્વતંત્ર કારણે સિદ્ધ નથી, માટે અપ્રામાણિક છે. આત્મા વિભુ નથી, શરીર-વ્યાપી છે. તેથી જ તે જ શરીરમાં સુખદુ:ખાદિ અનુભવાય છે.

**ભાગ્ય લોહચુંબક જેવું:-**

પ્ર૦-ત્યારે આત્મા સર્વત્ર વ્યાપી નહિ હોય તો દૂર દેશમાં બનતી એને ભોગ્ય વસ્તુ માટે ત્યાં ભાગ્યનો સંબંધ કેમ થશે?

ઉ૦-ભાગ્ય એ લોહચુંબક જેવું છે, વિના સંબંધે પણ દૂર રહી કાર્ય કરી શકે. માત્ર જેને ઉદ્દેશીને જે ભાગ્ય હોય, તેમાં તે ભાગ્ય કાર્યકર બને. તેથી બીજા ત્રીજા કાર્ય પ્રત્યે એ કારણ બનવાની આપત્તિ નહિ આવે.

**નિત્ય પણ પરિણામી નિત્ય:-**

પ્ર૦-ઠીક છે, આત્મા વિભુ ન હોય, પરંતુ નિત્ય તો જૈનો પણ માને છે ને?

ઉ૦-વાત સાચી, પરંતુ પરિણામી નિત્ય માને છે. નૈયાયિક-વૈશેષિક તો આત્માને સદાને માટે એક જ સ્થાયી સ્વરૂપવાળો, તેથી જ પરિવર્તનનો અસહિષ્ણુ માને છે. જૈનો કહે છે, આત્મા નિત્ય ખરો, પરંતુ આત્મભાવે, ચેતન દ્રવ્યસ્વરૂપે નિત્ય; કિન્તુ વિવિધ જ્ઞાન, વિવિધ ભવ, ભાવ, ઇત્યાદિ અવસ્થારૂપે એ પરિવર્તનશીલ છે. એમાં તેવા તેવા પરિણામાન્તર થયા કરે છે. **દ્રવ્યથી નિત્ય રહીને તે તે અવસ્થાઓમાં પરિણમે છે, માટે એ પરિણામી નિત્ય છે.** પરિણામી નિત્ય હોય તો જ સંસારી અવસ્થા મટી મુક્તાવસ્થામાં પરિણમ્યો, એમ કહી શકાય; એકાન્ત નિત્ય હોય તો નહિ.

સારાંશ, આત્મા સર્વત્ર વ્યાપી ન હોય અને પરિણામી નિત્ય હોય તો જ તે શિવ, અચલ વગેરે સ્વરૂપવાળાં સિદ્ધિસ્થાને સંપ્રાપ્ત-સમ્યક્ પ્રાપ્ત બની શકે. આવા સિવમયલ...ઠાણં સંપ્રાપ્તને નમસ્કાર હો, એ પ્રમાણે 'નમોત્થુ' ક્રિયા યોજવી. (પદ ૩૨મું સમાપ્ત.)

## ૩૩. નમો જિણાણં જિયભયાણં

(લ૦-) एवंभूता एव प्रेक्षावतां नमस्कारार्हाः। आद्यन्तसङ्गतश्च नमस्कारो मध्यव्यापीति भावना। जितभया अप्येत एव नान्ये इति प्रतिपादयन्नाह 'नमो जिनेभ्यः जितभयेभ्यः'। नम इति पूर्ववत्, जिना इति च। जितभयाः भवप्रपञ्चनिवृत्तेः क्षपितभया इत्युक्तं भवति। अनेनाद्वैतमुक्तव्यवच्छेदः।

**અર્થ:-**એવા જ (ભગવાન) વિચારક પુરુષો

માટે નમસ્કારને યોગ્ય છે અને આદિમાં તથા અંતે યોજાયેલ 'નમો' પદ વચલા પદોમાં વ્યાપી છે, એવી ભાવના કરવી. 'જિતભય' ભયોને જીતી લેનાર પણ એ જ ભગવાન છે, બીજા નહિ, –એ કહેતાં (સ્તુતિકાર) કહે છે 'નમો જિણાણં જિયભયાણં.' અહીં 'નમો'નો અર્થ પૂર્વની જેમ જાણવો, અને ('જિણાણં' પદમાં) 'જિન'નો અર્થ પણ પૂર્વવત્. 'જિઅભયાણં' એટલે સંસારની જંજાળ હટી ગઈ છે, તેથી નષ્ટ ભયવાળા (ભયો જેમના નાશ પામી ગયા છે એવા) કહેવાય. આનાથી અદ્વૈતમુક્તિ ('મુક્ત એક જ શુદ્ધ બ્રહ્મ' એવા મત)નો નિષેધ થાય છે.

વિવેચન –

અદ્વૈતમુક્તિનાં ખંડન માટે :–

હવે 'નમો જિણાણં જિયભયાણં' પદની વ્યાખ્યા કરવામાં આવે છે.

'સિવ–મયલ....ઠાણં સંપત્તાણં' પદ સુધી જે જે ગુણો કહ્યા, તે બધા ગુણોથી યુક્ત જ પરમાત્મા નમસ્કાર કરવા યોગ્ય છે. આ વિચારક માણસ માટેની વાત છે. અવિચારી કોને નમસ્કાર કરે, ન કરે એની કિંમત નથી, વિચારકની નમસ્કાર પ્રવૃત્તિની કિંમત છે. નમસ્કાર એટલે ઝૂકવાનું છે. મન–વચન–કાયાથી ઝૂકવાનું સાચું ત્યાં બને કે સમ્યગ્‌વિચારણાપૂર્વક જેના ગુણો તરફ મન ઝૂકતું હોય, જ્યાં મનને ગમતા આદર્શ હોય. એટલે અહીં પૂર્વ કહેલ વિશેષણો જેમાં હોય તે જ પરમાત્મા નમસ્કાર કરવા યોગ્ય છે. આ સૂત્રમાં પહેલાં પ્રારંભે 'નમોઽત્થુણં' કહ્યું એમાં અને હવે અહીં અંતે 'નમો જિણાણં' કહે છે તેમાં પણ 'નમો' પદ કહે છે. બે છેડાના નમસ્કાર મધ્યવ્યાપી કહેવાય. માટે દરેક પદ સાથે નમો પદ જોડીને નમસ્કાર કરવાનો. દા. ત. 'નમો અરિહંતાણં', 'નમો ભગવંતાણં', 'નમો આઈગરાણં', વગેરે...યાવત્ 'નમો જિણાણં જિયભયાણં' એ છેલ્લું પદ આવીને ઊભું રહે. એનો અર્થ છે,–જિતભય જિનોને નમસ્કાર કરું છું.

અહીં 'જિતભય' વિશેષણ છેલ્લું કહીને એ સૂચવવામાં આવે છે કે ખરેખર જિતભય તે જ બને છે કે જે શિવ અચલ આદિ સિદ્ધગતિ સ્થાનને સંપ્રાપ્ત છે. જે કાયમી સિદ્ધ અવસ્થા સ્વતંત્રરૂપની પામ્યા છે, તે જ જિતભય છે, બીજા નહિ. 'બીજા' એટલે કે જે મુક્ત થતાં પરતંત્રરૂપે શુદ્ધ બ્રહ્મમાં લય પામી ગયા, એકરૂપ બની ગયા, હવે જેમનું સ્વતંત્ર વ્યક્તિત્વ જ ન રહ્યું, એમ કહેવામાં આવે છે તે. એવાઓ જિતભય નથી. એનું કારણ આગળ બતાવાશે. 'નમો'=નમસ્કારનું વિવેચન પૂર્વે કર્યું છે તે મુજબ સમજી લેવાનું. 'જિણાણં' પદનું વિવેચન પણ એ જ રીતે સમજી લેવાનું.

'જિયભયાણં' પદનો અર્થ જેમણે ભયોનો નાશ કરી નાખ્યો છે તે. હવે કોઈ જ ભય જેમને નથી. એનું કારણ એ કે ભયનું ઘર સંસાર છે, અને સંસારની કોઈ જ જંજાળ હવે જેમને રહી નથી; પછી ભય શાનો ? સંસાર એ પરસંયોગની પરાધીન પરિસ્થિતિ છે, તેથી એમાં આઘુંપાછું થવાની દહેશત રહ્યા જ કરે. સંયોગ કાંઈ કાયમી હોઈ શકે નહિ, એટલે સંસારમાં ઇષ્ટ સંયોગ જવાની અને અનિષ્ટ આવી પડવાની ભીતિ હોય જ. ત્યારે મોક્ષ એ સર્વથા પરસંયોગરહિત પરિસ્થિતિ છે, શુદ્ધ આત્મ–અવસ્થા છે, પછી ભય શો ? પારકું કાંઈ પાસે હોય તો જવા–ખોવાવાનો ભય, સ્વસ્વરૂપમાં શું ખોવાવાનું ?

પરંતુ અદ્વૈતમુક્તવાદીના મતે તો મુક્ત એટલે, શુદ્ધ જે એક પરમ બ્રહ્મ છે, તદ્રૂપ બની જવું ! એમાં લય પામી તદાત્મભાવે થઈ જવું ! તો એ તો પરનો તાદાત્મ્ય–સંયોગ થયો. વળી એ ન તૂટવાનો નિશ્ચય નહિ, ક્યારેક તૂટી જવાનો ભય છે. માટે એ જિતભય ન કહેવાય. એટલે આ 'જિયભયાણં' પદથી અદ્વૈતમુક્તવાદનો નિષેધ થાય છે.

(લ૦–) तत्र हि क्षेत्रज्ञाः परमब्रह्मविस्फुलिङ्गकल्पाः, तेषां च ततः पृथग्भावे न ब्रह्मसत्तात एव कश्चिदपरो हेतुरिति सा तल्लयेऽपि तथाविधैव । तद्वदेव भूयः पृथक्त्वापत्तिः । एवं हि भूयो भवभावेन न सर्वथा जितभयत्वम् । सहजभवभावाव्यवच्छित्तौ तु तत्तत्स्वभावतया भवत्युक्तवत् शक्तिरूपेणापि सर्वथा भयपरिक्षय इति निरुपचरितमेतत् ।

**અર્થ**:–ત્યાં (અદ્વૈતમતમાં) જીવો પરમબ્રહ્મના તણખા જેવા છે; અને તેમનો બ્રહ્મથી જુદા થવામાં બ્રહ્મસત્તાને જ છોડીને બીજો કોઇ હેતુ નથી; એટલા માટે જીવના પાછા બ્રહ્મમાં લય વખતે પણ તે બ્રહ્મ-સત્તા એમજ પૃથગ્ભાવમાં કારણ બનશે. તો ફરીથી પૂર્વની જેમજ બ્રહ્મથી જીવના જુદા થવાની આપત્તિ આવશે. એમજ ફરીથી સંસારપર્યાય થવાને લીધે સર્વથા જિતભયત્વ નહિ રહે! એ તો જો સ્વાભાવિક સંસારપર્યાય નષ્ટ થતો હોય, તો જ ઉક્ત (શિવ–અચલ વગેરે સ્થાન પ્રાપ્તિ)-ના ન્યાયે ભયયોગ્ય સ્વભાવરૂપે પણ સર્વથા ભય ન હોય, એટલે જિતભયત્વ ઔપચારિક નહિ, પણ તાત્ત્વિક બને.

**વિવેચન :-**

અદ્વૈતમુક્ત અર્થાત્ પરમ બ્રહ્મમાં મુક્ત જીવનો લય માનનાર મતનું ખંડન આ રીતે, કે એ મતમાં 'જગતમાં પારમાર્થિક સત્ તરીકે એકમાત્ર જ્ઞાન–આનંદ સ્વરૂપ શુદ્ધ બ્રહ્મ છે; ત્યારે પ્રશ્ન થાય કે આ દેખાય છે તે અનેક જીવો શી વસ્તુ છે? ઉત્તર એ છે કે એ જેમ અગ્નિમાંથી તણખા જુદા પડે તેમ બ્રહ્મમાંથી છૂટા પડેલ અંશો છે. આ પણ પરમાર્થથી સત્ નહિ, કિન્તુ વ્યવહારથી સત્ છે. એટલે સંસાર ક્ષીણ થઈ મોક્ષ થતાં એ પાછા શુદ્ધ બ્રહ્મમાં સમાઈ જાય છે, લય પામી જાય છે; ત્યાં પછી જીવની કોઈ જુદી હયાતી જ નથી. જે છે તે શુદ્ધ બ્રહ્મમાત્ર.'

અદ્વૈતવાદીની આ માન્યતા સામે હવે એ વિચારવાનું છે કે જીવોને બ્રહ્મમાંથી છૂટા પડવામાં કારણ કોણ? અસલમાં બ્રહ્મ ઉપરાંત પરમાર્થસત્ તરીકે કોઈ કાળ વગેરે વસ્તુ જ નથી કે જેને જીવના પૃથગ્ભાવનું કારણ કહી શકાય. જો બીજી વસ્તુ મનાય તો તો અદ્વૈતવાદ ખોટો ઠરે. એટલે જે છે તે બ્રહ્મસત્તા જ એક માત્ર વસ્તુ-સ્થિતિ છે. તો બ્રહ્મસત્તા સિવાય બીજું કોઇ જ કારણ નહિ કહેવાય, જીવોનો પૃથગ્ભાવ થવામાં માત્ર બ્રહ્મસત્તાને જ કારણ કહેવું પડશે. તેથી તો આપત્તિ એ આવશે કે ભલે સંસાર ક્ષીણ થઈ મુક્તિ થતાં જીવો શુદ્ધ બ્રહ્મમાં લય પામ્યા, એકરૂપ થયા, છતાં એ જીવો પાછા શુદ્ધ બ્રહ્મથી છૂટા પડવાના! કેમકે પૂર્વે છૂટા પડવામાં કારણભૂત તો બ્રહ્મસત્તા જ હતી, અને તે તો અત્યારે પણ છે જ; તો તેના બળ પર હવે ય જીવો છૂટા કેમ ન પડે? પડે જ. હવે આ છૂટા પડવાનો અર્થ એ કે એક વાર મુક્ત થયેલાનો ફરીથી સંસારપર્યાય ઊભો થાય; અને તેથી મુક્ત થવા છતાં જિતભય, ભયરહિત ન કહેવાય; કેમકે પતનનો ભય ઊભો છે. એટલે એમ કહેવાય કે ભલે એક વાર સંસારપર્યાય વ્યક્તિરૂપે ક્ષીણ થયો પરંતુ તે શક્તિરૂપે અંદર બેઠો છે; માટે શક્તિરૂપે ક્ષય પામી ગયેલો નથી. અર્થાત્ સર્વથા જિતભય નથી.

સર્વથા જિતભય તો ત્યારે જ કહી શકાય કે જો સંસાર–અવસ્થા સહજ હોય, અર્થાત્ શુદ્ધ બ્રહ્મથી અલગભાવ વગેરે ગમે તે રીતે જીવના કાળની હારોહાર અર્થાત્ અનાદિથી ચાલ્યો આવતો હોય, અને તેનો ક્ષય થાય. ત્યાં સહજ સંસારપર્યાયનો નાશ જિતભયસ્વભાવ હોવાથી, જેમ પૂર્વે શિવ, અચલ, અરોગ...વગેરે યાવત્ સિદ્ધિસ્થાન–સંપ્રાપ્ત કાયમ માટે બનવાથી તાત્ત્વિક જિતભય થવાનું કહ્યું, તેમ તાત્ત્વિક જિતભયતા બની આવે; અને તે સર્વથા અર્થાત્ શક્તિરૂપે પણ સંસારપર્યાયનો નાશ થઈને જ બને. પરંતુ આમાં તો જીવનો સંસારપર્યાય અનાદિનો હોઈ એનો નાશ થતાં જીવ કાંઈ બ્રહ્મમાં લય ન પામી શકે. જો અનાદિથી જ એની સત્તા અલગ છે તો તેનો લોપ કેમ થઈ શકે? હવે તો એટલું થાય કે જે પહેલાં જીવ સંસાર અવસ્થાવાળો હતો, મલિન હતો, તે હવે સ્વતંત્રપણે જ મોક્ષપર્યાયવાળો શુદ્ધ બન્યો રહે.

(લ૦) न सकृद्विचटनस्वभावत्वकल्पनयाऽद्वैतेऽप्येवमेवादोप इति न्याय्यं वचः, अनेकदोपोपपत्तेः, तथाहि,– तद्विचटनं शुद्धादशुद्धाद्वा ब्रह्मण इति निरूपणीयमेतत्। शुद्धविचटने कुतस्तेपामिहाशुद्धिः? तत्र लयोऽपार्थकः। अशुद्धविचटने तु अनेकत्वे व परसताङ्गीकरणमेव, तद्विभागा[illegible] न चैवमेकमविभागं च तदिति, आत्मत्वादिति।

અર્થઃ-'(જીવો) એકજવાર બ્રહ્મથી અલગ પડવાના સ્વભાવવાળા કલ્પવાથી અદ્વૈતમાં પણ એ જ પ્રમાણે દોષ નહિ આવે,-' એમ કહેવું યુક્તિયુક્ત નથી, કેમકે એમાં તો અનેક દોષો ઊભા થાય છે. તે આ પ્રમાણે,-પહેલું તો આ તપાસવા જેવું છે કે જીવોનું અલગ પડવું તે શું શુદ્ધ બ્રહ્મથી છે કે અશુદ્ધ બ્રહ્મથી? જો શુદ્ધથી અલગ પડવાનું હોય, તો પછી એ જીવોમાં અશુદ્ધિ ક્યાંથી આવી? (ત્યારે) જો અશુદ્ધમાંથી અલગ થવાનું હોય, તો ફેર પાછો અશુદ્ધમાં લય થાય તે નિરર્થક છે. વળી એમ તો (જીવો બ્રહ્મમાંથી અલગ પડવાના હિસાબે) બ્રહ્મ એક અને નિર્વિભાગ (નિરંશ) નહિ રહે! ને જો અનેક હોય તો તો તે સામાના મતનો જ સ્વીકાર થયો; કેમકે તેના અંશો જ વસ્તુસ્થિતિએ આત્મા છે.

વિવેચનઃ-

**પૃથગ્ભાવ શુદ્ધમાંથી કે અશુદ્ધમાંથી અયુક્તઃ-**

પ્ર૦-એમ તો અદ્વૈત મતમાં પણ મોક્ષ થયા પછી બીજી વાર પૃથગ્ભાવ થવાથી વાસ્તવિક જિતભયત્વ ન બની શકવાનો જે દોષ હતો, અર્થાત્ મોક્ષ થવા છતાં જિતભયત્વ ઔપચારિક રહેવાનો જે દોષ હતો, તે તો જીવનો બ્રહ્મમાંથી પૃથગ્ભાવ એક જ વાર થવાનો સ્વભાવ માનીએ તો ટળી શકે ને? એક વાર પરમ બ્રહ્મથી અલગ પડવાનું જે થયું છે, તે મુક્તિ થતાં પાછો લય થઈ ગયા બાદ હવે ફરી પૃથગ્ભાવ નહિ હોવાથી કાયમી શિવ, અચલ....સ્થાનપ્રાપ્તની રીતે વાસ્તવિક જિતભય બની શકે ને?

ઉ૦-એમ માનવામાં ય અનેક દોષ ઊભા છે. તે આ રીતે, પહેલો પ્રશ્ન એ છે કે સંસારી જીવનું પરમ પુરુષ બ્રહ્મથી અલગ પડ્યાનું જે માનો છો, તે સકલ દોષ રહિત શુદ્ધ બ્રહ્મથી કે સદોષ અશુદ્ધ બ્રહ્મથી? વેદનું આ વચન છે કે 'पुरुषवेदं ग्नि सर्वं यद्भूतं यच्च भाव्य'-અર્થાત્ જે કાંઈ થયું છે અને થવાનું છે, તે બધું પુરુષ જ છે, એક પરમ બ્રહ્મ જ છે.' એટલે આ વિચારવાનું થાય છે કે તો પછી આ દેખાતો જીવનો એક વારનો પણ પૃથગ્ભાવ એ શુદ્ધ બ્રહ્મમાંથી કે અશુદ્ધમાંથી? બંને પ્રકારે દોષ સંભવે છે. કેમકે,

(૧) જો કહો કે શુદ્ધમાંથી પૃથગ્ભાવ, તો પૃથક્ થઈને ઊભા થયેલા સંસારમાં અશુદ્ધતા યાને હિંસાદિ સદોષતા ક્યાંથી આવી કે જેના લય માટે યમ, નિયમ આદિનો અભ્યાસ કરવો પડે? અશુદ્ધિ કારણસામગ્રી વિના જન્મી શકે નહિ. ત્યારે એને ઉત્પન્ન કરનાર બીજું કાંઈ તત્ત્વ તો છે નહિ, જે છે તે બ્રહ્મ છે. એ જો શુદ્ધ જ છે તો એમાંથી અલગ થનારા એના અંશભૂત જીવો અલગ થયે અશુદ્ધ ન બની શકે.

(૨) ત્યારે જો કહો કે અશુદ્ધ બ્રહ્મમાંથી અલગ થયા છે, તો એનો અર્થ તો એ થયો કે પરમબ્રહ્મ મૂળમાં અશુદ્ધ જ છે, એટલે હવે જીવ સંસારથી મુક્ત થયે પાછો એમાં લય પામવાનો તે અશુદ્ધમાં જ લય! તો આવો લય શું કામનો? નિરર્થક છે. કેમકે એ મૌલિક અશુદ્ધિથી જન્મતા ક્લેશો ત્યાં લયમુક્તાને પણ લમણે લખાયા રહેવાના!

**આકાશ અને આત્મામાં અંશોની સિદ્ધિઃ-**

આ દોષ યા બંને વિકલ્પોનું સમાધાન કદાચ સ્વીકારી પણ લો, તો પણ બીજો દોષ એ છે કે જો જીવો એ પરમબ્રહ્મમાંથી અલગ પડેલા છે અને તેમાં પછી લય પામે છે, તો એનો અર્થ તો એ થયો કે જીવ એ બ્રહ્મના અંશરૂપ ગણાય. તો પછી બ્રહ્મ એક અને નિર્વિભાગ નિરંશ કહો છો તે કેમ ઘટે? જ્ઞાન નિરંશ છે તો તેમાંથી કાંઈ એવું અલગ થવા જેવું ને ભળી જવા જેવું હોતું નથી. આકાશ અંશોવાળું છે તો જ કહેવાય છે કે 'આકાશના અમુક ભાગમાં ધડાકો થયો,' અથવા 'આ ઘટાકાશ, આ ગૃહાકાશ....' વગેરે. આત્મામાં અંશ જેવું ન હોય, તો 'એને હાથના ભાગમાં દર્દ છે, પગના ભાગમાં નહિ' આમ કેમ કહી શકાય? જો કહો કે 'એ તો શરીરને તે તે ભાગમાં દુઃખ છે,' તો તે ઠીક નથી, કેમકે તો તો પછી મૃત શરીરને ચિતામાં બાળી જ શકાય નહિ. માટે કહો કે પીડા એ આત્માનો ધર્મ છે, શરીરનો નહિ. તેથી જ આત્મામાં અંશ પણ સિદ્ધ થાય છે. એવી જ રીતે

પરમ બ્રહ્મમાં અનેક અંશ, ને અંશની અપેક્ષાએ એ અનેક હોવાનું માનવું જ પડશે.

હવે જો પરમબ્રહ્મ તે તે જીવની અપેક્ષાએ અનેક માનો તો એ સામાના મતનો જ સ્વીકાર કરવા જેવું થશે; કેમકે પરમ બ્રહ્મ એટલે આત્મા-સામાન્ય, અર્થાત્ એક સમષ્ટિ આત્મત્વ; અને તેના વિભાગ એટલે તે તે વ્યક્તિરૂપે આત્મવિશેષ એ જીવ. આ ન્યાયપ્રાપ્ત છે, યુક્તિસિદ્ધ છે. એના બદલે જો બ્રહ્મ એક અને નિરંશ જ હોય તો તો ઉચ્ચ ખાનદાન જીવ, અને અધમ ચંડાળ જીવ વગેરે ભેદ કેમ પડે? માટે સારા-નરસા અંશ માનવા જ પડે. આ પણ અનાદિકાળથી; અર્થાત્ અનેક સ્વતંત્ર આત્મ-વ્યક્તિ અનાદિકાળથી હોવાનું પ્રમાણસિદ્ધ છે. એકેક સ્વતંત્ર આત્મામાં જ સારા યા નરસા જુદા જુદા સંસ્કાર અને પુરુષાર્થ ઘટી શકે.

(લ૦) एतेन यदाह,–'परमब्रह्मण एते क्षेत्रविदोंऽशा व्यवस्थिता वचनात् । वह्निस्फुलिङ्गकल्पा: समुद्रलवणोपमास्त्वन्ये ॥१॥ सादिपृथक्त्वममीषामनादि वाऽहेतुकादि वाऽचिन्त्यम् । युक्त्या ह्यतीन्द्रियत्वात् प्रयोजनाभावतश्चैव ॥२॥ कूपे पतितोत्तारणकर्त्तुस्तदुपायमार्ग्गणं न्याय्यम् । ननु (प्र० न तु) पतितः कथमयमिति ? हन्त ! तथादर्शनादेव ॥३॥ भवकूपपतितसत्त्वोत्तारणकर्त्तुरपि युज्यते ह्येवम् । तदुपायमार्ग्गणमलं वचनाच्छेषव्युदासेन ॥४॥ एवं चाद्वैते सति वर्णविलोपाद्यसङ्गतं नीत्या । ब्रह्मणि वर्णाभावात् क्षेत्रविदां द्वैतभावाच्च ॥५॥' इत्यादि ।

**અર્થ:–એથી જે એમ કહે છે કે "(૧) આ સંસારી જીવો એ પરમ બ્રહ્મના અંશ તરીકે વ્યવસ્થિત છે, કેમકે શાસ્ત્રવચન તેવું છે. એ જીવો કેટલાક અગ્નિના તણખા જેવા (જુદા પડેલા) છે, અને બીજા સમુદ્રમાં લીન થઈને રહેલ લૂણ જેવા છે. (૨) આ જીવોનો પૃથગ્ભાવ કયારેક શરૂ થયેલો છે કે અનાદિ છે, અથવા અહેતુક છે કે સહેતુક છે, તે યુક્તિથી વિચારવા યોગ્ય નથી; કેમકે અતીન્દ્રિય છે, અને તેનું કોઇ તેવું પ્રયોજન પણ નથી. (૩) કૂવામાં પડેલાનો ઉદ્ધાર કરનારે તેના ઉદ્ધારનો ઉપાય જ વિચારવો યોગ્ય છે, પણ નહિ કે 'હે ત્યારે આ કેવી રીતે પડયો?' (એવું વિચારવા બેસવા જેવું નથી); કેમકે એ જ પ્રમાણે દેખાય છે. (૪) એમ સંસારરૂપી કૂવામાં પડેલા જીવોનો ઉદ્ધાર કરનારને પણ બાકી (આગમ સિવાય પ્રમાણ-શોધન કે સાદિ-અનાદિ પૃથગ્ભાવનો વિચાર) છોડીને ઉદ્ધારનો ઉપાય શોધવાનું જરૂરી છે. (૫) એ પ્રમાણે (આગમાનુસારે) અદ્વૈત સિદ્ધ હોવાથી બ્રાહ્મણાદિ વર્ણના (પોતપોતાના આચારનો) ભંગ વગેરે (દોષ) ન્યાયપુરસ્સર અયુક્ત છે; કેમકે પરમ બ્રહ્મમાં વર્ણ છે નહિ, અને જીવોમાં દ્વૈતભાવ (મુક્ત-અમુક્તભાવ) છે" આ પ્રમાણે બીજાં પણ વચન સમજવાં.**

વિવેચન:–અદ્વૈતવાદીની દલીલો:–

આ પ્રમાણે જ્યારે સંસારી જીવોનું સ્વતંત્ર અસ્તિત્વ સિદ્ધ થાય છે, ત્યારે અદ્વૈતવાદીના અદ્વૈતના સમર્થનમાં જે વચનો કહે છે તે નિર્યુક્તિક હોવાથી અસંગત ઠરે છે. એવા વચનોનું કહેવું આ છે,—

(૧) "આ અનેક દેખાતા જીવો એ એક પરમ બ્રહ્મના અંશો છે. તે બે પ્રકારે હોય છે. કેટલાક તો અગ્નિમાંથી છૂટા પડેલા તણખા જેવા અલગ સંસારી જીવ છે, ત્યારે બીજા વળી સમુદ્રમાં એકમેક ભળી ગયેલ લૂણની જેમ બ્રહ્મમાં જ લીન થયેલા છે, લય પામી ગયેલા મુક્ત જીવો છે. લૂણનું સમુદ્ર કરતાં જુદું અસ્તિત્વ નહિ, એમ મુક્ત જીવનું બ્રહ્મથી અલગ અસ્તિત્વ નહિ. વળી અદ્વૈતવાદી કહે છે—

(૨) "હવે યુક્તિ-તર્ક ઉઠાવીને એ વિચારવા જેવું નથી કે 'શું આ અલગ પડેલ જીવો કોઈ અમુક કાળે પૃથક્ થયા છે? કે અનાદિ કાળથી પૃથગ્ભાવ ચાલ્યો આવે છે? તેમ કોઈ કારણે અલગ પડ્યા હશે કે કારણ વિના અકસ્માત્ જ છૂટા પડી ગયા હશે?'–આવા બધા કોઈ જ પ્રશ્ન પર મગજ ડહોળવા જેવું નથી; કેમકે એ વસ્તુ અતીન્દ્રિય છે, ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થઇ શકે નહિ; અને એના પર કદાચ યુક્તિ-અનુમાન લડાવાય, તો ય તે નિરર્થક છે, કોઈ પ્રયોજન સરે એવું નથી. મુખ્ય કાર્ય તો એ જીવોના ઉદ્ધારનું છે, તે કાંઇ આવા વિચારોથી સધાય નહિ.

(૩) "જેમ દા.ત. કોઈક માણસને કૂવામાં પડી ગયેલો જોયો. હવે જેને એ બિચારાનો એમાંથી ઉદ્ધાર કરવો છે અર્થાત્ એને કૂવામાંથી બહાર કાઢવો છે, એણે તો એ કયા ઉપાયે બહાર નીકળી શકે એ જ શોધવું વ્યાજબી છે, કે જેથી ઝટ ઉપાય હાથ લાગતાં એ દ્વારા પેલાને બહાર કઢાય; બાકી તર્ક કરવા ન બેસાય કે 'એ કેવી રીતે અંદર પડ્યો હશે?' અરે! કેમ પડ્યો એ શું પૂછે છે? પડ્યો છે એ નજરે દેખાય છે, તો હવે એનો જો ઉદ્ધાર જ કરવો છે તો પડવાની રીત વિચારીને શું? એમ જો વિચાર કરવા બેસીશ કે આ કેવી રીતે અંદર પડ્યો હશે? કયા કિનારેથી, કયા સમયે પડ્યો હશે? જાણી જોઈને કોઈ કારણસર પડ્યો હશે, કે અજાણ્યે?' તો એ વિચાર ને વિચારમાં તો પેલો અંદર પાણીમાં ગુંગળાઈને મરી જશે! એ તો ઉદ્ધાર કરવો હોય તો એવા બીજા ત્રીજા વિચાર કર્યા વિના 'કેવી રીતે કયા ઉપાયે એને બહાર કાઢી શકાય,' એ જ વિચારવું પડે, અને ઝટ એ ઉપાય અજમાવવો પડે, જેથી એનો ઉદ્ધાર થાય. બહાર, ડાહ્યા માણસો કૂવામાં પડવાનું કારણ વિચારવાને બદલે સીધો ઉદ્ધારનો ઉપાય શોધતા હોય છે એ દેખાય છે.

(૪) "એ જ પ્રમાણે સંસારરૂપી કૂવામાં પડેલા જીવોનો જેને ઉદ્ધાર કરવો હોય, એણે પણ બીજા–ત્રીજા વિચાર કરવા પડતા મૂકી ઉદ્ધારના ઉપાયો જ શોધવા પડે. તે ઉપાયો પણ આગમમાંથી જાણવા જરૂરી છે, કેમકે મુક્તિ તરફ પ્રગતિ અમુક ઉપાયોથી જ થાય છે કે બીજા ઉપાયથી, એ વસ્તુ કાંઈ પ્રત્યક્ષથી ન દેખાય, કે તર્ક–અનુમાનથી ન સમજાય, એ તો અતીન્દ્રિયાર્થબોધક આગમશાસ્ત્રથી જ જાણી શકાય. સારાંશ, ઉપાય ખોજવાની જરૂર છે, પણ નહિ કે જીવ ભવકૂપમાં કેમ પડ્યો વગેરે વિચારવાની.

(અદ્વૈતવાદીના આ કથનમાં બૌદ્ધનું કથન યાદ આવે છે. તે આ રીતે, ગૌતમ બૌદ્ધને કોઈકે પ્રશ્ન કર્યો કે "આત્માને ક્ષણિક કહો છો તે કેવી રીતે બને? નાશ સહેતુક કે અહેતુક? અહેતુક નાશ થાય? અર્થાત્ કારણ વિના કાર્ય બની શકે? સહેતુકમાં જો સ્વહેતુક કહો તો પ્રશ્ન એ થાય કે સ્વ એ સ્વનાશને બદલે સ્વસ્થિતિમાં જ કારણ કેમ નહિ?..." ઈત્યાદિ, ત્યારે એ ઉત્તર કરે છે કે "આવા કુતર્ક કર્યે શું વળશે? એનાથી જીવ થોડો જ મુક્ત થઈ શકવાનો? અત્યારે કલેશ–દુઃખ વગેરે છે તે, દેખાય છે, કે જાતને અને જગતના પદાર્થોને સ્થિર માનવાને લીધે છે; માટે હવે એ સ્થિરત્વની વાસના કાઢવા ક્ષણિકત્વની ભાવના કર. ક્ષણિકત્વનો બરાબર પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયે બધા કલેશનો અંત આવી જશે. ઉપાયથી કાર્ય થાય, બાકી કુતર્કો કરવામાં કાંઈ ન વળે." એવી રીતે આ અદ્વૈતવાદીની દેશના છે કે મુક્તિના ઉપાયભૂત એકમાત્ર શુદ્ધ બ્રહ્મની ભાવના અને શમ–દમ–તિતિક્ષાદિ કરો; બાકી 'જીવાત્મા કેમ અલગ પડ્યો? ને ક્યારે પડ્યો? એમાં વેદશાસ્ત્ર સિવાય યુક્તિ–પ્રમાણ શું છે?....' વગેરે વિચારણા નકામી છે.) વળી અદ્વૈતવાદી કહે છે.

(૫) "આ રીતે શાસ્ત્રપ્રમાણથી જ્યારે અદ્વૈત અર્થાત્ એકમાત્ર પરમ બ્રહ્મ જ સદ્ વસ્તુ તરીકે સિદ્ધ છે, તો પછી વર્ણવિલોપાદિની આપત્તિ અપાય એ ન્યાયયુક્ત નથી. અર્થાત્ જો એમ કહો કે જ્યારે એક જ શુદ્ધ આત્મા સત્ છે તો પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર સ્વતંત્ર વર્ણ–જાતિ શી? અને એના સ્વતંત્ર સંસ્કાર–આચારો શા? પોતાની વર્ણના ચોકસ આચાર છોડી પર વર્ણના ખાસ આચાર પાળે એમાં શો વાંધો? તેમજ સ્વ–આચાર અને પર આચારની પાછળ કામ કરતા સંસ્કાર એક–બીજી વર્ણના માણસોમાં હેરફેરી કેમ ન પામે? આ પ્રશ્ન થવાનું કારણ એ છે કે મૂળ પરમ બ્રહ્મમાં તો વર્ણ–વિભાગ છે જ નહિ; કેમકે એ એક, શુદ્ધ, સજાતીય–વિજાતીયભેદશૂન્ય નિર્ધર્મક અખંડ સત્ પદાર્થ છે. ત્યારે કહો, 'ભલે એમાં વર્ણ વિભાગ ન હો, કિંતુ જીવોમાં તો એ હોઈ શકે ને?' ના, જીવો પણ મુક્ત અને અ-મુક્ત એવા જ બે પ્રકારના હોય છે, એટલે એમનામાં બ્રાહ્મણાદિ વર્ણ–વિભાગ સિદ્ધ થતો નથી. આમ જો

વર્ણવ્યવસ્થા જ નથી, તો પછી વર્ણવિલોપ જેવી તાત્ત્વિક વસ્તુ જ ક્યાં રહે છે? પોતાની જાતિના આચાર-સંસ્કાર મૂકી બીજી જાતિના આચાર-સંસ્કાર આદરવા એ ખરેખર પાપરૂપ છે એવું નહિ રહે!'-આવી આવી વર્ણવિલોપ વગેરે આપત્તિ આપવી એ ઉચિત નથી, કેમકે આગમ-પ્રમાણ એ શ્રેષ્ઠ પ્રમાણ છે. એને બીજાં તર્ક-અનુમાનાદિ પ્રમાણો બાધ કરી શકતા નથી. એટલે વેદશાસ્ત્ર જ્યારે અદ્વૈત તત્ત્વ જ બતાવે છે, તો પછી એના પર વર્ણવિલોપાદિના તર્ક ઉઠાવવા નકામા છે."

(લ૦-) एतदपि प्रतिक्षिप्तम्, श्रद्धामात्रगम्यत्वात्, दृष्टेष्टाविरुद्धस्य वचनस्यावचनात्वाद्, अन्यथा ततः प्रवृत्त्यसिद्धेः, वचनानां बहुत्वाद् मिथो विरुद्धोपपत्तेः, विशेषस्य दुर्लक्षत्वात्, एकप्रवृत्तेरपरबाधितत्वात्, तत्त्यागादितरप्रवृत्तौ यदृच्छा, वचनस्याप्रयोजकत्वात् तदन्तरनिराकरणादिति ।

અર્થ:-આ પણ ખંડિત થઈ ગયું, કેમકે એ તો **એકલી શ્રદ્ધાથી મનાય એવું છે. કારણ કે વચન (શાસ્ત્ર) તો જે દૃષ્ટ (સર્વ પ્રમાણથી ઉપલબ્ધ) અને ઇષ્ટની સાથે વિરોધમાં ન ઊભું રહેતું હોય તેને જ (સાચું) આગમ કહેવાય. નહિતર આગમથી ( હેયત્યાગ-ઉપાદેયોપાદાનની ) પ્રવૃત્તિનું નિયમન ન થાય; કેમકે આગમ તો (શિવ, બુદ્ધ, આદિનાં ) ઘણાં છે, તેથી પરસ્પર ( નિત્ય, અનિત્ય આદિ) વિરુદ્ધ અર્થનાં પ્રતિપાદન મળી આવવાનાં; ( અને એમાં કોઇની) દૃષ્ટેષ્ટને અવિરુદ્ધરૂપી વિશિષ્ટતા (તર્કની વિચારણા વિના) સમજવી કઠિન છે. કારણ, એક આગમથી આદેશેલી પ્રવૃત્તિ બીજા આગમથી બાધિત હોય છે, એટલે બાધક વચનની ઉપેક્ષા કરીને બાધિત વચન અનુસારે પ્રવૃત્તિ કરવી એમાં તો સ્વેચ્છા જ પ્રવર્તક રહેવાની; કેમકે કોઇ આગમ પ્રવર્તક ન રહ્યું, કારણ એ તો બીજા આગમોથી ખંડિત છે.**

વિવેચન:-

દૃષ્ટેષ્ટને અવિરુદ્ધ શાસ્ત્ર સાચું:-

આવા બધાં પ્રતિપાદનોમાં મુખ્ય સૂર એ છે, કે 'વેદશાસ્ત્ર કહે છે માટે અદ્વૈત યાને એકમાત્ર પરમ બ્રહ્મ જ પ્રમાણભૂત સત્ પદાર્થ છે.' પણ એ કથન પૂર્વે કરેલ વિચારણા,-કે તો પછી સંસારી જીવો શુદ્ધમાંથી અલગ કે અશુદ્ધમાંથી? સાદિ પૃથગ્ કે અનાદિ પૃથગ્ ?-વગેરે વિચારણાથી ખંડિત થાય છે, માનવા યોગ્ય રહેતું નથી.

પ્ર૦-પણ વેદશાસ્ત્રનું કહેલું નહિ માનવું?

ઉ૦-એકલી સ્વરુચિ માત્રથી માનવું હોય તો માનવા યોગ્ય રહે; બાકી એ કાંઈ શાસ્ત્રપ્રમાણિત માન્યતા ન કહેવાય. કદાચ કહો 'વેદ-આગમથી માનીએ છીએ ને?' તો પહેલાં તો એ સમજો કે પ્રમાણભૂત આગમ કોને કહેવાય? સાચું આગમ તે જ છે કે જે દૃષ્ટ અને ઇષ્ટને અવિરુદ્ધ વસ્તુ કહેતું હોય. 'દૃષ્ટ' એટલે કે જે વસ્તુ બધા પ્રમાણોથી સિદ્ધ હોય, કોઈ જ પ્રમાણથી બાધિત ન હોય; અને 'ઇષ્ટ' એટલે કે શાસ્ત્રોક્ત તત્ત્વવ્યવસ્થા અને મોક્ષ પર્યન્તની ઉન્નતિથી બાધિત ન હોય. શાસ્ત્રથી કહેવાયેલ અમુક વસ્તુ પર બીજા પ્રમાણનો બાધ આવતો હોય, અથવા એ એજ શાસ્ત્રમાં કહેલ બીજી તત્ત્વવ્યવસ્થા અને મોક્ષ સુધીના પ્રયાણ સાથે સંગત ન થતી હોય, તો તેવી વસ્તુ કહેનારૂં તે વચન યથાર્થ વચન ન કહી શકાય.

વેદમાં દૃષ્ટેષ્ટવિરોધ:-

વેદશાસ્ત્રે કહેલ અદ્વૈત અંગે દૃષ્ટવિરોધ અને ઇષ્ટવિરોધ આવે છે. દૃષ્ટિવિરોધ આ રીતે, કે-તર્ક-યુક્તિપ્રમાણથી અદ્વૈતવાદ બાધિત બને છે; અને ઇષ્ટવિરોધ એ રીતે, કે વેદમાં જ બતાવેલ તત્ત્વવ્યવસ્થા અને સાધના જોતાં પણ અદ્વૈત વસ્તુ અસંગત બને છે; જેમકે બ્રાહ્મણાદિ ચાર વર્ણની વ્યવસ્થા, ગુરુશિષ્યાદિ વ્યવસ્થા અને શમ-દમ આદિનો ઉન્નતિક્રમ એ, જો પરમબ્રહ્મ સિવાય કશું તાત્ત્વિક જ ન હોય, તો ખરેખર વસ્તુસ્થિતિ જ કેમ મનાય? ને જો એ ખરેખર વસ્તુસ્થિતિ છે, તો પછી એકલા બ્રહ્મની જ વસ્તુસ્થિતિ હોવાનું કહેવું એ અસંગત છે.

**શાસ્ત્રોની અથડામણી:-**

માટે દૃષ્ટ-ઇષ્ટથી વિરુદ્ધ કહેનારૂં આગમ પ્રામાણિક આગમરૂપ રહેતું નથી. આગમ પ્રમાણભૂત બનવા અર્થાત્ પ્રવૃત્તિનિયામક બનવા લક્ષણ આ,

કે એ દૃષ્ટ–ઇષ્ટનું વિરોધી ન હોય. જો એ લક્ષણ વિના જ શાસ્ત્રરૂપતા હોતી હોય, તો તો એ શાસ્ત્રથી અમુક હેય યાને ત્યાજ્ય પદાર્થના ત્યાગ, અને અમુક ઉપાદેયના આદરની પ્રવૃત્તિ કરવી જોઇએ એવું સિદ્ધ નહિ થાય; કેમકે જગતમાં વ્યક્તિગત શાસ્ત્રો ઘણાં છે, બૃહસ્પતિ–ચાર્વાક દર્શનનાં શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, બૌદ્ધશાસ્ત્ર....ઇત્યાદિ., અને એ પરસ્પર વિરુદ્ધ વાત કહેનારાં છે. એક જેને હેય કહે છે એને બીજો ઉપાદેય મનાવે છે. પછી કોનું માનવું? વેદાન્ત શાસ્ત્ર કહે છે ચાન્દ્રાયણાદિ તપ ઉપાદેય છે; તો બૌદ્ધશાસ્ત્ર કહે છે તપ ત્યાજ્ય છે, કેમકે મન બગાડે છે. કોનું માનવું? તત્ત્વ–વ્યવસ્થામાં પણ એવું પરસ્પર વિરુદ્ધ જ છે. એક કહે છે આત્મા નિત્ય જ છે, તો બીજો તદ્દન ક્ષણિક જ કહે છે. એક જ્ઞાનમય આત્મા માને છે, બીજો જ્ઞાનહીન મુક્તાત્મા કહે છે. એક જ્ઞાનથી જ મોક્ષ, બીજો ક્રિયાથી જ મોક્ષ માને છે. તો કોઇ વળી જ્ઞાન–વૈરાગ્યથી, કોઇ ભક્તિ-સમર્પણથી, ત્યારે કોઇ ભાવનાથી મોક્ષ કહે છે. આમ પરસ્પર વિરુદ્ધ અને દૃષ્ટ–ઇષ્ટવિરુદ્ધ શાસ્ત્રોમાં કોનું ફરમાન માનવું? મુમુક્ષુએ શું એમની વચ્ચે ફૂટબોલના દડાની જેમ કુટાવું?

**શાસ્ત્રની વિશેષતા કઇ?**

પ્ર૦–ના, જેનામાં વિશેષતા દેખાય એનું મનાય ને?

ઉ૦–એ વિશેષતા કઈ? આ જ ને કે જેનું પ્રતિપાદન બીજા તર્ક આદિ પ્રમાણથી બાધિત ન હોય, તેમજ પોતાનાં જ બીજાં વિધાનોથી વિરૂદ્ધ ન હોય, અર્થાત્ દૃષ્ટ–ઇષ્ટ વિરોધથી કલુષિત ન હોય? આજ વિશેષતા ને? પણ એ તો વિચારણા કર્યા વિના ક્યાંથી નક્કી થવાની હતી? તમે અદ્વૈતવાદી તો કહો છો કે શાસ્ત્રની વાત પર વિચાર નહિ કરવો, ને વેદશાસ્ત્ર અદ્વૈત–પરમ બ્રહ્મ કહે છે તે માની લેવું.

**ગમે તે શાસ્ત્રથી પ્રવૃત્તિ કેમ નહિ?–**

પ્ર૦–વિચાર કર્યે ક્યાં પહોંચાય એવું છે? શાસ્ત્રો ઘણાં છે, જીવન ટૂંકું છે, આરાધનાકાળ અલ્પ છે. વળી સર્વ શાસ્ત્રને અનુસરીને કાંઇ એક સાથે પ્રવૃત્તિ કરવાનું શક્ય પણ નથી. માટે ડહાપણ એ છે કે ગમે તે એક શાસ્ત્ર પર શ્રદ્ધા કરી એના આદેશ અનુસારે પ્રવૃત્તિ કરવી. જરૂર એ મોક્ષવાદી શાસ્ત્ર હોવું જોઈએ. પછી એને અનુસરીને પ્રવર્તવાથી મોક્ષ થઈ શકે ને?

ઉ૦– ના, કેમકે એક શાસ્ત્રે કહેલ હોય–ત્યાગ અને ઉપાદેય–આદરની પ્રવૃત્તિ બીજા શાસ્ત્રથી બાધિત છે, ખંડન કરાયેલી, અપ્રમાણ–ખોટી કરાયેલી છે, તેનું શું? સામેનુ શાસ્ત્ર તો કહે છે કે એવી પ્રવૃત્તિથી મોક્ષ ન જ થઈ શકે.

**અંધ શાસ્ત્રપ્રવૃત્તિ એ સ્વેચ્છાચાર:–**

પ્ર૦– પરંતુ આપણે એ બાધકરૂપ બીજા શાસ્ત્રને ધ્યાનમાં જ ન લઈએ અને આપણને પસંદ એવાં એક શાસ્ત્રને પકડીને ચાલીએ તો કાંઇ વાંધો છે?

ઉ૦–હા, વાંધો છે, સામે બાધક નિષેધક શાસ્ત્ર પડયાં છે છતાં એના તરફ આંખમિચામણાં કરી બાધિત શાસ્ત્ર પસંદ કરીને ચાલવું એ અંધશ્રદ્ધા છે. અંધશ્રદ્ધામાં તો વસ્તુતઃ શાસ્ત્રપ્રમાણિત પ્રવૃત્તિ ન રહી, કિન્તુ પસંદગી–મૂલક પ્રવૃત્તિ આવી. પ્રવર્તક કાંઇ શાસ્ત્ર ન બન્યું, સ્વેચ્છા બની! ઠીક છે વચમાં ઓઠું શાસ્ત્રનું રાખ્યું, પરંતુ એ તો બિચારૂં બીજા પ્રમાણ અને શાસ્ત્રથી બાધિત છે, અપ્રમાણ ઠરાયેલ છે, અને અપ્રમાણભૂત શાસ્ત્રને પ્રવૃત્તિનિયામક ન લેખી શકાય. બીજાં સત્ પ્રમાણોથી બાધિત ન હોય તે જ વચન પ્રમાણભૂત અને પ્રવૃત્તિનિયામક માની શકાય. એટલે પ્રસ્તુતમાં તો સ્વેચ્છા જ પ્રવૃત્તિનિયામક બની ગણાય.

(લ૦–) न ह्यदुष्टं ब्राह्मणं प्रव्रजितं वा अवमन्यमानो दुष्टं वा मन्यमानः तद्भक्त इत्युच्यते। न च दुष्टेतरावगमो विचारणमन्तरेण, विचारश्च युक्तिगर्भ इत्यालोचनीयमेतत्।

**અર્થ:**–કેમકે નિર્દોષ બ્રાહ્મણ કે પ્રવ્રજ્યાધારીની અવગણના કરનારો, અથવા દુષ્ટ (બ્રાહ્મણાદિ)ને માનનારો, એ ખરેખર બ્રાહ્મણભક્ત કે પ્રવ્રજિતભક્ત છે એવું નથી કહેવાતું. ત્યારે દુષ્ટ છે કે નિર્દોષ? એવું જ્ઞાન વિચારણા વિના ન થાય; તેમજ વિચારણા યુક્તિ–મિશ્રિત હોય છે, એ સમજવા જેવુ છે.

**વિવેચન:–**

**બ્રાહ્મણભક્તના દૃષ્ટાન્તે શાસ્ત્રભક્તતા:-**

પ્ર૦—બીજાં શાસ્ત્રોના વિરોધ ભલે હો, તો પણ ગમે તે એક શાસ્ત્ર પર શ્રદ્ધા બહુમાન કરીને પ્રવર્તે તો મોક્ષ ન થાય ?

ઉ૦—ના, કેમકે એ ખરેખર જોતાં શાસ્ત્રશ્રદ્ધા જ નથી. જેમ, દા. ત. તમારે જ ત્યાં કોઈ માણસ હું બ્રાહ્મણ-ભક્ત છું હું સંન્યાસી-ભક્ત છું"—એવો દાવો રાખે, પણ એ એક બાજુ કોઈ નિર્દોષ બ્રાહ્મણની કે પ્રવ્રજ્યાધારી ભાગવત સંન્યાસી આદિની અવગણના કરતો હોય અને બીજી બાજુ ભલે એ બીજા બ્રાહ્મણ-સંન્યાસીને માનતો હોય, અથવા એ કોઈ દુષ્ટ બ્રાહ્મણ કે સંન્યાસીનું આજ્ઞા-પાલન આદિથી ગૌરવ કરતો હોય ત્યાં ભલે બીજા સારાને પણ માનતો હોય, છતાં શું એ ખરેખર બ્રાહ્મણભક્ત કે સંન્યાસીભક્ત કહેવાય ખરો ? ના, ડાહ્યા માણસો એને તેવો ભક્ત નહિ કહે. એ તો નિર્દોષનો ભક્ત હોય તેને જ ભક્ત કહેશે. કેમકે ભક્તપણું વસ્તુસ્થિતિએ જો બ્રાહ્મણપણા પ્રત્યે કે કે સંન્યાસ પ્રત્યે હોઇને જ બ્રાહ્મણ પ્રત્યે ભક્તતા કે સંન્યાસી પ્રત્યે ભક્તતારૂપ હોય, તો જ તે ગુણ-સંપન્ન ભક્તિ છે, નહિતર તો માત્ર વ્યક્તિરાગ અને સ્વેચ્છાચાર કહેવાય, ગુણપૂજા નહિ.

બસ, એવી રીતે શાસ્ત્રઆગમ સંબંધમાં પણ ઘટાવવું. અર્થાત્ કોઈ નિર્દોષ શાસ્ત્રની અવગણના ઉપેક્ષા કરનારો, એના વિરોધની વાતમાં જનારો અથવા દુષ્ટ દોષયુક્ત શાસ્ત્રને માનનારો, ને પ્રવર્ત-નારો, એ ખરેખર શાસ્ત્રભક્ત, શાસ્ત્રશ્રદ્ધાળુ ન કહેવાય; એ તો એનો સ્વેચ્છાચાર યથેચ્છાચાર છે. સાચી મોક્ષ માર્ગે પ્રવૃત્તિ તો નિર્દોષ આગમના આધારે થઈ શકે. સાચો આગમભક્ત તે જ, કે જે દોષિત આગમને ન માને અને નિર્દોષને માને. ત્યારે અમુક આગમ નિર્દોષ છે કે દોષયુક્ત; એનો નિર્ણય વિચારણા વિના, યુક્તિપૂર્વક આગમ-સત્ય-તાની સમીક્ષા વિના થઈ શકે નહિ. આ યુક્તિ એટલે દૃષ્ટ અને ઇષ્ટ સાથે બાધ નથી ને ? વિરોધ નથી આવતો ને ? એ તપાસી નક્કી કરવું તે. એ યુક્તિ-સહિત જ વિચાર હોય. અદ્વૈતવાદીના મતે તો યુક્તિ એ પ્રમાણ નથી, એમને તો માત્ર આગમ, વેદશાસ્ત્ર એ જ પ્રમાણ છે. તેથી પૂર્વોક્ત બ્રાહ્મણાદિ-ન્યાયથી વિચારવા જેવું છે કે એવી આગમ-ભક્તતા-આગમમાન્યતા અને આગમાનુસારી પ્રવૃત્તિ વાસ્તવિક કેવી રીતે હોઇ શકે ?

(લ૦-) कूपपतितोदाहरणमप्युदाहरणमात्रं, न्याया-नुपपतेः, तदुद्भूतादेरपि तथादर्शनाभावात, तत्र चोत्ता-रणे दोषसम्भवात्, तथाकर्तुमशक्यत्वात्, प्रयास-नैष्फल्यात्। न चोपायमार्गणमपि न विचाररूपं; तदि-हापि विचारोऽनाश्रयणीय एव; दैवायत्तं च तद्, अती-न्द्रियं च दैवमिति युक्तेरविषयः। शकुनाद्यागमयुक्ति-विषयतायां तु समान एव प्रसङ्ग इतरत्रापीति।

**અર્થ** – **કૂવાનાં દૃષ્ટાન્તનું ઉદાહરણ પણ એ ઉદાહરણમાત્ર જ છે, કેમકે ન્યાય ઘટતો નથી. એનું કારણ કૂવામાં ઉત્પન્ન થઇને રહેલ વગેરે (જીવો) નો ઉદ્ધાર કરાતો જોવામાં નથી આવતો; કેમકે તેનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન નિષ્ફળ છે. વળી ઉદ્ધા-રના ઉપાયનું અન્વેષણ વિચારરૂપ નથી એમ પણ નહિ; (અને વિચાર તો તેમને અનિષ્ટ છે,) માટે આ ઉપાયમાં પણ તમારે વિચારણા નહિ જ કરવી જોઈએ. ઉદ્ધાર તો દૈવાધીન છે, અને દૈવ અતી-ન્દ્રિય છે, (પ્રત્યક્ષ ન દેખાય એવું છે,) એટલે યુક્તિનો વિષય નથી. ત્યારે જો શુકનશાસ્ત્રાદિનો તથા યુક્તિ-વિચારણાનો વિષય હોય તો અન્યત્ર (પરમબ્રહ્માદિ અતીન્દ્રિય પદાર્થમાં) પણ સમાન જ પ્રસંગ છે, (યુક્તિથી વિચારી શકાય.)**

**વિવેચન:-**

પ્ર૦—જો વિચારણાનું એટલું મહત્ત્વ હોય તો પૂર્વે કહેલા કૂવાના દૃષ્ટાન્તનું શું ? ત્યાં વિચારણા કરતાં તો માણસ ડૂબી જાય !

ઉ૦—અહીં પહેલું તો એ જુઓ કે એ દાખલો એ ખરેખર દાખલારૂપ જ નથી, કેમકે 'કૂવામાં પડેલ દેખાય છે માટે બીજો કોઈ વિચાર કર્યા વિના એને બહાર કાઢવાનું કરો,' એવું સર્વત્ર નથી. કૂવામાં રહેલા તરીકે તો એમાં ઉત્પન્ન થયેલ માછલાં પણ છે, તેમજ બહારથી આવી વસેલ દેડકાં પણ હોઇ શકે છે. શું એ બધાને બહાર

કાઢવામાં આવે છે? પડવાનું કારણ વગેરે કાંઇ ન વિચારવું, ને માત્ર પડેલા દેખાય છે એટલે એને બહાર કાઢવાનો ઉપાય શોધવો, એવું ત્યાં નથી દેખાતું. માટે પૂર્વે જે અનુમાનની પ્રતિજ્ઞા કરી હતી કે 'પડેલા દેખાય એના ઉદ્ધારનો ઉપાયો શોધવો,' એમાં અંશે અસિદ્ધતા આવી; કેમકે કૂવામાં માછલાં આદિ પડેલા છે છતાં એના ઉદ્ધારનો ઉપાય શોધવામાં આવતો હોય એવું દેખાતું નથી. કદાચ કહો કે 'એનોય ઉદ્ધાર કેમ થાય એ શોધાશે, તેથી હવે પ્રતિજ્ઞાની અંશે અસિદ્ધિ નહિ આવે;' તો તે પણ ઠીક નથી; કેમકે એ કૂવામાં ઉત્પન્નનો ઉદ્ધાર કરવામાં, એક તો દોષ છે કે એ જીવોનું મરણ થઇ જાય! અથવા જળચર સાપ આદિથી ઉદ્ધાર કરનારનું મોત વગેરે અનર્થ નીપજે! જીવોની દયાને બદલે ખૂન થાય! બીજું, એ જીવોનો ઉદ્ધાર કરવો અશક્ય પણ છે, કેમકે એ માટેનો પ્રયત્ન નિષ્ફળ છે. કદાચ એ બધાને બહાર કાઢી ય ન શકાય, અને કાઢ્યા હોય તો મરી ય જાય! એટલે ખરેખર ઉદ્ધારફળ ન આવ્યું.

વળી એ પણ જુઓ કે આમ તો વિચારણા કરવાની ના પાડો છો, પરંતુ ઉદ્ધારનો ઉપાય શોધવા કહો છો તો એ શોધવું એ વિચારણા નથી તો શું છે? કાંઈ વિચારવાનું જ ન હોય તો તો, કૂવો છે ૨૫ હાથ ઉંડો, ને દોરડું નાખો ૧૦ હાથ લાંબું! વિચારવાનું શું કામ છે કે 'કૂવો કેટલો ઊંડો છે, માણુસ કેટલે ઊંડે પડ્યો છે?' બસ, કાઢવા માંડો એને બહાર. અથવા અંદર પડેલો માણસ ૪ા મણ વજનનો છે, એને બહાર કાઢનારા એક કે બે જ, તેય દુર્બળકાય માણસ આવ્યા, બસ પેલાને બહાર કાઢવા માંડો, વિચારવાનું શું કામ છે કે પેલો કેટલા વજનનો છે? પણ એમ કાઢવા જાય તો ખેંચનારો કદાચ પોતે જ અંદર એને ભેગો થાય એમેય બને! માટે કહો, વિચારવું તો જોઈએ જ; અને વિચારવું ન જ હોય તો ઉપાય અંગે પણ તમારે વિચારવું નહિ જ જોઈએ.

પ્ર૦–મોક્ષના ઉપાય તો શાસ્ત્રે શમ, દમ, તિતિક્ષા વગેરે નિશ્ચિત બતાવેલા જ છે, એમાં વિચારવાની જરૂર જ ક્યાં છે?

ઉ૦–એમાં ય વિચારવું તો પડે જ; કેમકે દા. ત. શમ ઉપાય બતાવ્યો. હવે પ્રસંગ એવો આવ્યો કે કોઇ સતી પર કોઇ દુષ્ટ આક્રમણ કરવા તૈયાર થાય છે તો તે વખતે પાસે ઉભેલા સજ્જને શું કરવું? આક્રમક પર શમ અર્થાત્ શાન્તિ રાખી જોયા કરવું? ચાલ્યા જવું? કે ઉકળી ઉઠીને આક્રમકને હટાવી સતીના સતીત્વની રક્ષામાં સહાયક થવું? જો વિચાર જ નહિ કરવો હોય અને 'બસ શાસ્ત્રે શમ રાખવા કહ્યું છે, તો મડદા શાન્તિ રાખવી' એટલી જ ગણત્રી હશે, તો અહીં ધર્મના બદલે અધર્મ થશે! એમ 'દમ' એટલે શું? આંખ પરસ્ત્રી તરફ જાય છે તો સુરદાસની માફક શું આંખ ફોડી નાખવી? કે કાંઇ સદ્ ઉપાયો શોધી ચક્ષુનો નિગ્રહ કરવો? શાસ્ત્રે કહ્યું છતાં વિચારવું તો પડશે જ.

પ્ર૦–શાસ્ત્રે કહેલા પર આપણે વિચારવાનું? આપણું શું ગજું? કૂવામાંથી ઉદ્ધરવાનું તો બુદ્ધિનું કામ છે એટલે વિચારી શકાય; પરંતુ શાસ્ત્ર તો અતીન્દ્રિય વસ્તુ કહે છે, ત્યાં વિચારણા શી?

ઉ૦–અરે! તમે ભૂલ્યા, એમ તો કૂવામાંથી ઉદ્ધરવા અંગે ય શું વિચારી શકો? કેમકે ત્યાં પણ ઉદ્ધાર ભાગ્યાધીન છે, અને ભાગ્ય અતીન્દ્રિય છે. પ્રત્યક્ષથી ખબર ન પડે કે એ કેવુંક હશે, અનુકૂળ કે પ્રતિકૂળ? એટલે અહીં ભાગ્ય પણ વિચારણાનો વિષય નથી બની શકતો. તમારે તો માત્ર આગમનો જ વિષય બને; કેમકે તમે અતીન્દ્રિય બાબતમાં આગમ જ પ્રમાણ માનો છો. પ્રસ્તુતમાં ઉદ્ધારકર્તાનું ઉદ્ધરવાનું અને કૂવામાં પડેલાનું ઉગરવાનું ભાગ્ય છે કે નહિ એ કાંઈ વેદશાસ્ત્રમાં લખ્યું નથી. તો પછી ભાગ્યાધીન ઉદ્ધારક્રિયા માટે પણ પ્રવૃત્તિ કેમ થાય?

પ્ર૦–વેદશાસ્ત્રથી ન જણાય એ સાચું, પણ શુકનશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર ઇત્યાદિથી વિચારી શકાય ને કે ભાગ્ય કેવું છે? અનુકૂળ કે પ્રતિકૂળ? શુકન સારાં હોય તો સારા ભાગ્ય હોવાનું કલ્પી શકાય અથવા જ્યોતિષ શાસ્ત્રના આધારે તત્કાલન

ગ્રહોના યોગ પરથી કાર્યની સફળતા–નિષ્ફળતાનું વિચારી શકાય.

ઉ૦–બસ, તો પરમ બ્રહ્મ આદિ અતીન્દ્રિય પદાર્થમાં સમાન પ્રસંગ છે. એમાં પણ યુક્તિ અને આગમથી વિચારણા કરી શકાય છે. એટલે તમે જે પૂર્વે કહી આવ્યા કે 'જીવ પરમ બ્રહ્મથી કોઈ અમુક કાળે છૂટો થયો કે અનાદિનો અલગ છે, વગેરે વિચારણા કરવાનું રહેવા દો', –એ તમારું કહેવું અયુક્ત ઠરે છે. વિચારણા તો જરૂરી જ છે; અને તેમાં અદ્વૈતવાદ ટકી શકતો નથી.

(લ૦) तस्माद् यथाविषयं त्रिकोटिपरिशुद्धविचारशुद्धितः प्रवर्तितव्यमिति ।

**અર્થ:-તેથી વિષયાનુસાર ત્રિકોટિ (કષ-છેદ-તાપ, યા આદિ–મધ્ય–અંતમાં અવિસંવાદ)માં શુદ્ધ ઉતરે એવી વિચારણા દ્વારા પ્રાપ્ત આગમ શુદ્ધતા અર્થાત્ નિર્દોષ નિશ્ચિત થયેલ આગમને અનુસારે જ (હેય-ત્યાગ ઉપાદેય–આદરની) પ્રવૃત્તિ કરવી જોઇએ.**

**વિવેચન:-**

આ બધું જોતાં એ ફલિત થાય છે કે જગતમાં માત્ર આગમ એ જ પ્રમાણ નથી, કિન્તુ યુક્તિ–અનુમાન પણ પ્રમાણ છે જ. તેથી હવે પ્રવૃત્તિ કરવાની તે એકલું આગમ કહે છે માટે નહિ, પરંતુ વિચાર પણ કરવો જોઇએ. એ વિચારમાં આ જોવાનું કે આગમશાસ્ત્ર ત્રિકોટિપરિશુદ્ધ છે ? અર્થાત્ ત્રણે ય પ્રકારના વિષયોમાં તે તે વિષયને અનુસારે શાસ્ત્ર શુદ્ધ નીવડે છે ? તે ત્રણ પ્રકારના વિષય યાને કોટિ આ છે, –કષ, છેદ અને તાપ પરીક્ષા, અથવા આદિ, મધ્ય ને અંતમાં વિસંવાદ નહિ.

જેમ સોનાની ત્રિવિધ પરીક્ષા થાય છે, પહેલી કષપરીક્ષા એટલે કસોટી પર ઘસીને પરખવામાં આવે છે કે સાચું સોનું છે કે પિત્તળ ? ૧૦૦ ટચનું છે કે ઓછા ટચનું ? બીજી છેદપરીક્ષામાં સોનાને છીણીથી કાપીને જોવાય છે કે આરપાર સોનું જ છે ને ? ત્રીજી તાપપરીક્ષામાં સોનાને અગ્નિની ભઠ્ઠીમાં મુષા(કટોરા)માં તપાવી-પિગાળી, જોવામાં આવે છે કે બરાબર તેજસ્વી, અધિક દીપ્તિમાન્ છે ને ? એમ શાસ્ત્રને પણ કષ–છેદ–તાપ પરીક્ષાથી ચકાસવામાં આવે છે, કષ–છેદ–તાપના વિષય યથાયોગ્યપણે શાસ્ત્રમાં મળે છે ને ? કષશુદ્ધિનો વિષય યોગ્ય વિધિ-નિષેધ; છેદશુદ્ધિનો વિષય તે વિધિનિષેધને અનુકૂળ જ આચાર–ચર્યા; અને તાપશુદ્ધિનો વિષય એવા સુયોગ્ય સિદ્ધાન્ત કે જેની સાથે વિધિનિષેધ અને ચર્યા સંગત થઇ શકે. આ દરેક વિષય જે શાસ્ત્રમાં બરાબર મળતો હોય તે શાસ્ત્ર ત્રિકોટિપરિશુદ્ધ કહેવાય, ત્રિકોટિપરિશુદ્ધિના યથાયોગ્ય વિષયના વિચારમાં નિર્દોષ પાર ઊતર્યું ગણાય. દા. ત. નિષેધ હિંસાનો કર્યો, પણ પછી ચર્યા પંચાગ્નિતાપ સાથે તપસ્યા કરવાની બતાવી, તો તે બરાબર નથી; કેમકે અગ્નિમાં જીવો મરે તેથી નિષેધ-આજ્ઞાનું ઉલ્લંઘન થાય. માટે આ ચર્યા ખોટી. એ ફરમાવનાર શાસ્ત્ર છેદશુદ્ધ નહિ. એમ સિદ્ધાન્ત એક માત્ર પરબ્રહ્મ સત્‌નો બતાવ્યો તો તેમાં તો પછી બીજી વસ્તુ, બીજો આત્મા જ કોઇ વાસ્તવિક સત્ નથી, પછી કોણ કોની હિંસા કરનારો ? એટલે નિષેધઆજ્ઞાનો વિષય જ કોઈ નહિ રહે. માટે આ સિદ્ધાન્ત ખોટો. તેથી એ ફરમાવનાર શાસ્ત્ર તાપ-શુદ્ધ નહિ.

**બીજી રીતે ત્રિકોટિશુદ્ધ** એટલે આદિ, મધ્ય અને અંતે ક્યાંય વિસંવાદ ન આવે એવું શાસ્ત્ર, અર્થાત્ જે શાસ્ત્રના પ્રારંભિક ભાગમાં, મધ્ય ભાગમાં અને અંતિમ ભાગે એવાં પ્રતિપાદન મુકાયેલાં હોય કે જે પરસ્પરમાં વિરુદ્ધ ન પડતા હોય, એક બીજાનો વિરોધ કરનારાં હોય નહિ. દા. ત. યોગદર્શનમાં પ્રારંભે કહ્યું 'योगश्चित्तवृत्तिनिरोधः' –ચિત્તની વૃત્તિ અટકાવી દેવી એ યોગ કહેવાય; અને પછી વચમાં કહ્યું કે રાગાદિ ક્લેશનો પ્રતિપક્ષ ભાવનાના અભ્યાસથી ક્ષય કરવો. આ ભાવના એ એક પ્રકારની ચિત્તવૃત્તિ જ છે, અને પ્રારંભિક સૂત્રથી યોગસાધના તરીકે ચિત્તવૃત્તિનો તો નિરોધ કરવાનું સૂચવ્યું છે, પછી પ્રતિપક્ષભાવના તરીકેની પણ ચિત્તવૃત્તિ કેમ કરાય ? માટે પરસ્પર વિસંવાદ આવ્યો. હા, ક્લિષ્ટ ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહ્યો હોત તો વિરોધ ન આવત. અસ્તુ.

આ રીતે ત્રિકોટિશુદ્ધ વિચારમાં જે શાસ્ત્ર

નિર્દોષ નીવડે એને અનુસારે હેયના ત્યાગ અને ઉપાદેયના આદરની પ્રવૃત્તિ કરવી જોઈએ. સારાંશ, શાસ્ત્ર સાથે યુક્તિ–વિચાર પણ અનિવાર્ય છે.

(લ.) उक्तं च,

" आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन् प्रज्ञां लभते तत्त्वमुत्तमम् ॥ १ ॥
आगमश्चोपपत्तिश्च सपूर्णं दृष्टिलक्षणम् ।
अतीन्द्रियाणामर्थानां सद्भावप्रतिपत्तये ॥ २ ॥
आगमो ह्याप्तवचनम् आप्तं दोषक्षयाद्विदुः ।
वीतरागोऽनृतं वाक्यं न ब्रूयाद्धेत्वसंभवात् ॥ ३ ॥
तच्चैतदुपपत्त्यैव प्रायशो गम्यते बुधैः ।
वाक्यलिङ्गा हि वक्तारः सद्वाक्यं चोपपत्तिमत् ॥ ४ ॥
अन्यथातिप्रसङ्गः स्यात् तत् तया रहितं यदि ।
सर्वस्यैव हि तत्प्राप्तेरित्यनर्थो महानयम् ॥ ५ ॥"

इत्यलं प्रसङ्गेन ।

અર્થ:–કહ્યું છે કે " (૧) આગમથી, અનુમાનથી અને ધ્યાનાભ્યાસના રસથી –એમ ત્રણ રીતે પ્રજ્ઞાને યોજનારો ઉત્તમ તત્ત્વ પ્રાપ્ત કરે છે. (૨) અતીન્દ્રિય પદાર્થોના સમ્યગ્ અસ્તિત્વનું જ્ઞાન કરવા માટે આગમ અને ઉપપત્તિ ( યુક્તિસિદ્ધ ઘટના ) એ પરખવાનું સંપૂર્ણ વિધાન છે. (૩) આપ્તવચન એ આગમ છે, અને દોષોના નાશ પરથી આપ્તને ઓળખી શકાય છે. વીતરાગ આત્મા અસત્ય વાક્ય બોલે નહિ; કેમકે (એમનામાં અસત્ય ભાષણના) કારણો રહ્યા નથી. (૪) અને પ્રાય: બુદ્ધિમાન પુરુષોવડે તે (સત્ય વાક્ય) ઉપપત્તિથી જણાય છે. વક્તા વાક્યરૂપી લિંગ (હેતુ) પરથી ઓળખાય છે, અને સદ્વાક્ય ઉપપત્તિવાળું હોય છે. (૫) નહિતર જો એ વાક્ય ઉપપત્તિવિનાનું હોય તો અતિપ્રસંગ આવે, કેમકે (પછી તો) સઘળા જ વાક્યને સત્યતા પ્રાપ્ત થાય; અને તે તો મહા અનર્થ બને." હવે પ્રાસંગિક ચર્ચાથી સર્યું.

વિવેચન :–

શાસ્ત્ર સાથે યુક્તિપૂર્વકનો વિચાર પણ જરૂરી છે એ હકીકતમાં ગ્રંથકાર મહર્ષિ ' કહ્યું છે કે ' કહીને પૂર્વ પુરુષોના વચનોની સાક્ષી આપે છે. એમાં પાંચ શ્લોક કહે છે. એનો ભાવ આ પ્રમાણે છે.

(૧) ઉત્તમ તત્ત્વ, સત્ય તત્ત્વ, ટંકશાળી તત્ત્વ જો પ્રાપ્ત કરવું હોય તો પ્રજ્ઞાને પદાર્થમાં જોડવી જોઈએ, પરંતુ તે સ્વતંત્રપણે નહિ કિન્તુ આગમ અનુમાન અને ધ્યાનાભ્યાસરસ, એ ત્રણ સાધનના અનુસારે. આગમ, અનુમાન અને ધ્યાનાભ્યાસરસ, એ ત્રણ સાધના દ્વારા પ્રજ્ઞાને સંસ્કારિત કરતાં કરતાં ઉત્તમ તત્ત્વ પ્રાપ્ત થાય છે.

પ્રજ્ઞા એ તત્ત્વસન્મુખ સરળ મતિ છે. જે મતિમાં તત્ત્વસન્મુખતા જ ન હોય, અત્યન્ત વિષય–કષાયાવેશને લીધે તત્ત્વપરાઙ્મુખતા હોય, એ મતિ 'પ્રજ્ઞા' નહિ, એના પર આગમાદિ દ્વારા સંસ્કરણ ન થઈ શકે.

તત્ત્વસન્મુખ મતિરૂપ પ્રજ્ઞાને સંસ્કારિત કરી એમાં તત્ત્વપરિણતિ, તત્ત્વસંવેદન યાવત્ પરમાત્મ-તત્ત્વસાક્ષાત્કાર ઉતારવા માટે પહેલું સાધન આગમ અને બીજું અનુમાન છે; કેમકે અતીન્દ્રિય તત્ત્વોમાં આગમ અને અનુમાન પ્રમાણ કામ કરે છે. એમાં આગમથી તત્ત્વને જાણી તો લીધું, કિન્તુ અનુમાન યાને અન્વય–વ્યતિરેકશુદ્ધ તર્ક–યુક્તિ દ્વારા એને નિશ્ચિત કર્યા વિના એ નિ:શંક નિશ્ચિતરૂપે પ્રજ્ઞામાં જમતું નથી; તથા ક્યારેક વિરુદ્ધ કુતર્ક સાંભળવા પર સંદેહ કે વિપર્યાસ થવાનો સંભવ છે. સિદ્ધર્ષિ ગણીને એ રીતે બૌદ્ધના કુતર્કથી તત્ત્વશ્રદ્ધા ચલિત થઈ હતી; પરંતુ 'લલિતવિસ્તરા'ના અન્વય વ્યતિરેક-શુદ્ધ તર્કયુક્તિ–અનુમાન દ્વારા પ્રજ્ઞામાં તત્ત્વ બરાબર નિ:શંક જચી ગયાં.

ધ્યાનાભ્યાસરસ:– આગમ અને અનુમાનથી તત્ત્વનો નિશ્ચય કર્યો એ તો તત્કાલ બોધરૂપ હોય, કિન્તુ કદી ન ભુલાય એવી અવિચલિત સ્થિર ધારણારૂપ નહિ; સ્થૂલ બોધરૂપ હોય, સૂક્ષ્માવગાહનરૂપ નહિ; પ્રકાશમાત્ર હોય, પરિણમન–સંવેદન–સાક્ષાત્કાર નહિ; તેથી (૧) એ તત્ત્વબોધને સ્થિર ધારણારૂપ કરવા, (૨) તત્ત્વસ્વરૂપનું સૂક્ષ્મતાથી અવગાહન કરવા, તેમજ (૩) અંતરાત્મામાં પરિણમાવી સ્વ-સંવેદનથી અનુભવવા–સાક્ષાત્ કરવા માટે ધ્યાનાભ્યાસ,–એકાગ્ર ચિંતનનો અભ્યાસ કરવાનો, તે પણ રસ સાથે, અર્થાત્ સ્વપ્રતીતિરૂપ, સ્વાત્મ-

પ્રત્યયરૂપે શ્રદ્ધા અને અભિલાષ સાથે. સ્વાત્મપ્રત્યય એટલે 'અમુક અમુક શાસ્ત્ર આ આ તત્ત્વ કહે છે' એવું કોરૂં જ્ઞાન નહિ, કિન્તુ 'આ તત્ત્વ આમ જ છે' એવો હૃદયનો ટંકાર. એની સાથે ધ્યાનાભ્યાસની ઉત્કટ અભિલાષા એ રસ, એના રસ સાથે વારંવાર તત્ત્વ પર એકાગ્ર ચિંતન કરવું જરૂરી છે, જેથી તન્મયતા આવે, યાવત્ તત્ત્વનું આંતર સંવેદન અને પછી સાક્ષાત્કાર થાય.

આ રીતે આગમબોધ, તર્કશોધન અને શ્રદ્ધાભિલાષયુક્ત ધ્યાનાભ્યાસથી પ્રજ્ઞાને સંસ્કારિત કરતાં કરતાં ઉત્તમ તત્ત્વની પ્રાપ્તિ થાય.

(૨) અતીન્દ્રિય પદાર્થો કાંઇ ઇન્દ્રિયથી જણાય નહિ; તો પછી એના અસ્તિત્વની ખબર શી રીતે પડે ? એ માટે કહે છે કે આગમ અને તર્ક-યુક્તિથી ઉપપાદન એ તત્ત્વદૃષ્ટિનું સંપૂર્ણ લક્ષણ છે. તત્ત્વ પામવા માટે, તત્ત્વને બધી બાજુથી સમજી લેવા માટે શાસ્ત્ર-વિધાનનો ઉપયોગ પણ કરવો જોઇએ અને તર્કવિચારણા ય કરવી જોઇએ. આ વિચારણામાં, તત્ત્વનું આંતર સંવેદન કરવા માટે, પ્રશાંત એકાગ્ર ચિત્તે ધ્યાનાભ્યાસ પણ આવે. તત્ત્વદૃષ્ટિ એ તત્ત્વનું જ્ઞાનમાત્ર નથી, કેમકે તે તો પ્રતિભાસરૂપ અર્થાત્ શુષ્ક બોધરૂપ પણ હોય. એ નહિ કિન્તુ તત્ત્વપરિણતિ એ તત્ત્વદૃષ્ટિ છે. મનનું વલણ એ તત્ત્વને અનુરૂપ બની ગયું હોય, અર્થાત્ તત્ત્વ જો હેય તત્ત્વ છે તો મનનું વલણ એને ત્યાજ્ય, જુગુપ્સનીય, હિતવિરોધી ઇત્યાદિ તરીકે દેખતું હોય; એમ ઉપાદેય તત્ત્વને આવકાર્ય, આદરણીય, પ્રશસ્ય, હિતાનુકૂળ ઇત્યાદિ તરીકે લેખતું હોય. આને તત્ત્વપરિણતિ કહેવાય, તત્ત્વદૃષ્ટિ કહેવાય, અને એ સંપૂર્ણ સચોટરૂપે આગમ-શાસ્ત્રના કેવળ અંધવિશ્વાસથી ન બને; એ માટે તો સાથે યુક્તિ-વિચારણા દ્વારા પણ પાકો નિર્ણય થયો હોવો જોઇએ કે આ તત્ત્વ આમ જ છે.

(૩) આગમ શું છે ? આપ્ત-વિશ્વસનીય પુરુષનું વચન એ આગમ છે. આપ્તતા દોષોના ક્ષય પર નિર્ભર છે. જેના રાગ-દ્વેષ-મોહાદિ દોષો અત્યંત નાશ પામી ગયા હોય તે જ મુખ્ય આપ્ત પુરુષ બની શકે. એમના પર પાકો વિશ્વાસ મૂકી શકાય કે એ જે ઉપદેશ કરે તેમાં આપણું જરાય અહિત નહિ થાય. એનું કારણ એ છે કે એવા રાગાદિ દોષોથી રહિત વીતરાગ પુરુષ અસત્ય વચન બોલે જ નહિ; કેમકે એમનામાં અસત્ય ભાષણના કારણભૂત રાગ, દ્વેષ, હાસ્ય, ભય, અજ્ઞાન વગેરેમાંનું કોઈ પણ કારણ છે જ નહિ. જ્યારે એ વીતરાગ હોઈ એમનામાં તેવું અસત્ય-ભાષણનું એક પણ કારણ જ નથી તો અસત્ય બોલે શાના ? જે બોલે તે સત્ય જ હોય; પછી એ વચન પર અવિશ્વાસ શા માટે ?

(૪) પ્રશ્ન થાય કે 'એ સત્યવાદી વીતરાગ જ છે એની ખબર શી રીતે પડે ?' તો ઉત્તર એ છે કે એ ઉપપત્તિ યાને તર્ક-યુક્તિપૂર્વકની વિચારણાથી જણાય. વિદ્વાન પુરુષો પ્રાયઃ એ જ રીતે એમની સત્યવાદી-વીતરાગતા જાણે છે. વક્તાની પરીક્ષા એનાં વચન પરથી થાય છે. વચન જો સાચું, અર્થાત્ પ્રમાણસિદ્ધ યથાસ્થિત વસ્તુને કહેનારૂં, તો એવું વચન બોલનાર પણ પ્રામાણિક છે, દોષરહિત વિશ્વાસપાત્ર આપ્ત પુરુષ છે, એમ સમજાય; અને વચન સાચું છે, પ્રમાણસિદ્ધ યથાર્થ વસ્તુને કહેનારૂં છે, એ તર્કયુક્તિની વિચારણાથી નક્કી થાય છે, કેમકે સત્ય વાક્ય ઉપપત્તિવાળું હોય છે, યુક્તિથી સંગત-સમર્થિત હોય છે, એને તર્ક-યુક્તિનું બળ હોય છે.

(૫) અન્યથા જો યુક્તિસંગતતા હોયા વિના જ સત્યતા કહેવાતી હોય તો અતિપ્રસંગ થાય. અર્થાત્ પછી તો દરેક વચનમાં એટલે કે અસત્ય વચનમાં પણ સત્યતાનો પ્રસંગ આવે ? કેમકે એ જે કહે છે તે યુક્તિસિદ્ધ યથાસ્થિત વસ્તુને કહે છે કે નહિ એ તો યુક્તિથી વિચારી જોવું નથી, પછી એ સત્ય કહેવામાં વાંધો શો ? અને 'બહુ વિચાર કરવાથી પ્રયોજન સરતું નથી, માટે વિચાર ન કરવો' એવું જો હોય ને એમ જો બધું જ સાચું માની લેવાય તો તો મોટો અનર્થ નીપજે ! દા. ત. ગાંડો કે ધૂતારો માણસ કહેતો હોય કે "આ કૂવામાં પડો, નીચે દેવતાઓ ઝીલી લે છે, અને

પાતાળના સ્વર્ગલોકમાં લઈ જઈ મહા આનંદ કરાવે છે, અથવા "આ સળગતી આગમાં વચ્ચે રત્નો પડ્યા છે, હાથ ઘાલીને લો તો મળશે;" હવે આના પર જો વિચાર જ ન કરવાનો હોય કે 'આ ખરેખર સાચું હશે,' અને સાચું માની લઈ સીધું કૂવામાં ઝુકાવાય કે અગ્નિમાં હાથ ઘલાય તો શું પરિણામ? જીવનનાશ, હસ્તદહનાદિ અનર્થ જ ને?

માટે યુક્તિથી વિચારવું તો જોઈએ જ. એટલે જ અદ્વૈતવચન પર આ વિચાર થાય છે કે 'જીવો અંશરૂપે શુદ્ધ બ્રહ્મમાંથી છૂટા પડેલા કે અશુદ્ધમાંથી? અનાદિ પૃથક્ ચાલ્યા આવતા કે કોઈક કાળે પૃથક્ થયેલા?....' ઇત્યાદિ. એ વિચાર યુક્તિપુરસ્સર કરતાં અદ્વૈતવાદ ઘટી શકતો નથી, તેથી તેને કહેનાર વચન પ્રમાણભૂત ઠરતાં નથી. હવે આ પ્રાસંગિક વિચારણાથી સર્યું.

(લ૦-) तदेवमर्हतां बहुत्वसिद्धिः, विषयबहुत्वेन च नमस्कर्तुः फलातिशयः, सदाशयस्फातिसिद्धेः। आह 'एकया क्रियया अनेकविषयीकरणे कैवाशयस्फातिः?' नन्वियमेव यदेकया अनेकविषयीकरणम्। विवेकफलमेतत्। आह "एवं ह्येकक्रिययाऽनेकसम्माननं बहुब्राह्मणैकरूपकदानतुल्यं, तत् कथं नाल्पत्वम्?" उच्यते, क्रियाभेदभावात्। सा हि रत्नावलीदर्शनक्रियेवैकरत्नदर्शनक्रियातो भिद्यते, हेतुफलभेदात् सर्वार्हदालम्बनेयमिति हेतुभेदः, प्रमोदातिशयजनकेति च फलभेदः। कथमित्थमल्पत्वम्?

અર્થ:-તેથી આ રીતે (અદ્વૈતવાદ અપ્રામાણિક ઠરવાથી) અરિહંત પરમાત્માની બહુ સંખ્યા સિદ્ધ થાય છે, અને (નમસ્કારના) વિષયનું બહુત્વ હોવાથી નમસ્કાર કરનારને ફળ અતિશય મળે છે, કેમકે (અનેકને નમસ્કારથી) શુભાશયની વિશાલતા, વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. પૂછે છે, 'એક ક્રિયાથી અનેકને વિષય કરવામાં એવી તે શી આશય વિશાલતા થાય?'

(ઉત્તર-) અરે! આ જ કે એક જ ક્રિયા વડે અનેકને અવગાહ્યા! આ વિવેકનું ફળ છે. પૂછે છે, 'એમ તો એક ક્રિયાથી અનેકને સન્માનવું એ તો ખરેખર બહુ બ્રાહ્મણ વચ્ચે એક રૂપિયો દાનમાં આપવા તુલ્ય છે, તો (ઉલ્ટું આશયની) અલ્પતા કેમ નહિ?' ઉત્તર એ છે કે (દાન કરતાં નમસ્કારની) ક્રિયામાં ભેદ છે. એ (એકને નમસ્કાર કરતાં અનેકને નમસ્કારની ક્રિયા) સાચે જ, એક રત્નની દર્શનક્રિયા કરતાં રત્નમાળાના દર્શનની ક્રિયાની જેમ, જુદી પડે છે, કેમકે કારણ અને ફળમાં ભેદ છે; સર્વ અરિહંત ભગવાનને અવલંબીને આ (નમસ્કાર ક્રિયા) છે, એટલે કારણભેદ છે; અને અતિશય હર્ષને ઉત્પન્ન કરનારી છે માટે ફળભેદ છે, આમ (આશયની) અલ્પતા કેવી રીતે?

વિવેચન:-

બહુ જિનને નમસ્કારની વિશેષતા:-

ઉપરોક્ત યુક્તિપુરસ્સર વિચારણાનો નિષ્કર્ષ આ છે કે અદ્વૈતવાદ ઘટી શકતો નથી; 'વિશ્વ એટલે એક જ પરમ બ્રહ્મ, એ જ સત્ તત્ત્વ,'-આ મત અપ્રામાણિક છે. વિશ્વ એટલે ચેતન અને જડ પદાર્થોનો સમુદાય છે. તેમાં ચેતન એટલે જીવો પણ અનંતાનંતની સંખ્યામાં છે; માટેજ વિચિત્ર વિશાલ જીવરાશિ નજરે દેખાય છે. આમાંથી કાળે કાળે અનેક આત્માઓ અરિહંત પરમાત્મા બની ચુકયા છે. 'નમો જિણાણં' પદમાં જિણાણં શબ્દથી પરમાત્માની બહુત્વ-સંખ્યા સિદ્ધ થાય છે. આ પદથી એવા બહુ જિનેન્દ્ર ભગવાનને નમસ્કાર કરવામાં આવે છે.

પ્ર૦- શું એક અરિહંતને નમસ્કાર કરાય એ મોક્ષ આપવા સમર્થ નથી તે બહુ અરિહંતને નમસ્કાર કરવો? જો એકને નમસ્કારમાં સામર્થ્ય નહિ હોય તો અનેકને નમસ્કારમાં પણ સામર્થ્ય ક્યાંથી આવશે? જો એક રેતીના કણમાં તેલ ન હોય તો તેવા હજાર કણોને પીલવાથી ય તેલ ક્યાંથી નીકળે?

ઉ૦-એક અરિહંતને નમસ્કાર પણ મોક્ષ આપવા સમર્થ છે જ; પરંતુ જેવી રીતે એકજ તલ પીલી તેલ કાઢવું મુશ્કેલ પડે છે છતાં હજાર તલ એક સાથે પીલી સરળતાથી તેલ કાઢી શકાય છે, એમાં તલની ખામી નથી, કિંતુ તેલ કાઢનારની તેવી શક્તિ નથી, એવી રીતે નમસ્કાર કરનાર ભવ્યાત્મા એક જ અરિહંતને નમીને મોક્ષ પામવા માટે

જરૂરી શુભાશયનો વિસ્તાર પામવા જેટલો શક્તિમાન ન હોય તે બહુ અરિહંતને નમસ્કાર કરવામાં પામી શકે.

મોક્ષ માટે સર્વ કર્મનો ક્ષય થવો જરૂરી છે. પણ તે કર્મ એવા સીધા સાદા નથી કે એમજ ક્ષય પામી જાય. સંસારમાં અવળી રમતથી આત્મા સાથે એકમેક અનંતા કર્મ ઊભા થયા છે. એ રમતમાં ખાસ કરીને જીવના વિપુલ પ્રમાણમાં અશુભ અધ્યવસાય યાને મલિન આશય મુખ્યપણે કામ કરે છે. એને હટાવાય તો જ કર્મ ચાલવા માંડે. એ માટે વિપુલ પ્રમાણમાં શુભાશય, શુભ અધ્યવસાય જોઇએ. એ ઘણા અરિહંતદેવને નમસ્કાર કરવાથી થઇ શકે. અલબત અહીં નમસ્કાર ક્રિયા એક છે, પરંતુ અનેક અરિહંતની પ્રત્યે નમસ્કાર છે. તેથી નમનના વિષય બહુ અરિહંત બન્યા, ચિત્ત ઘણા અરિહંતમાં ગયું, તેથી શુભાશયની વૃદ્ધિ થાય છે.

પ્ર૦-એક નમસ્કાર ક્રિયાથી અનેક અરિહંતને વિષય કરવામાં આશયવૃદ્ધિ શી ?

ઉ૦-શુભાશયની વૃદ્ધિ વિશાલતા એ, કે નમસ્કાર કરનારે એક જ નમન ક્રિયામાં અનેક અરિહંતોને વિષય કર્યા. જો એકને જ કર્યો હોત તો ચિત્તમાં એક જ અરિહંત આવત; પણ અનેકને નમે છે તેથી એક સાથે અનેક અરિહંત ભગવાન મનમાં આવે છે, એટલે એકમાં થતા શુભાશય કરતાં અનેકમાં ઘણો વિશાલ શુભાશય પ્રગટે છે. આ વિવેકનું કાર્ય છે; કેમકે નમસ્કારનો શ્રમ તો એટલો જ છે, પરંતુ જેવી રીતે કોઈ વેપારનો સોદો કરવા જવાનો શ્રમ એનો એ, છતાં વધારે માલનો વેપાર કરી લાભ મોટો લેવાનું લક્ષ રહે, તેવી રીતે અહીં એક જ નમસ્કારમાંથી સામાન્ય નહિ પણ વિશેષ લાભ કેમ થાય એનું લક્ષ એ વિવેક છે. એથી એક જ નમસ્કારક્રિયામાં અનેક અરિહંતોને અવગાહી લીધા, આ વિવેકનું કાર્ય થયું.

પ્ર૦-ભલે તેમ હો, પણ એમાં તો એક રૂપિયાનું દાન એક બ્રાહ્મણને બદલે અનેક બ્રાહ્મણોને કરાય, એની જેમ એક નમસ્કાર ક્રિયાથી અનેકને સન્માનવાનું થશે ! અને તેમાં તો જેમ ત્યાં એક રૂપિયો અનેકમાં વહેંચાઇ જવાથી દરેક બ્રાહ્મણને ભાગે એક રૂપિયાનો બહુ ઓછો હિસ્સો આવે, તેમ અહીં પણ નમસ્કારનો શુભ ભાવ અનેક અરિહંતમાં વહેંચાઈ જવાથી લાભમાં શુભાશય ઉલ્ટો ઓછો કેમ નહિ થાય ?

ઉ૦-આ ગણતરી ખોટી છે; કેમકે દાનમાં લેનારને કેટલો લાભ એ દૃષ્ટિ છે, ત્યારે નમસ્કારમાં નમનના વિષય અરિહંતને કેટલો લાભ એ દૃષ્ટિ નથી, પણ ખુદ નમન કરનારને કેટલો લાભ એ જોવાનું છે. માટે દાનક્રિયા કરતાં નમસ્કારક્રિયા જરૂરી છે, નમસ્કારની દાનક્રિયા તો રત્નદર્શનની ક્રિયા જેવી છે, એમાં ય જેમ એક રત્ન જોવું અને રત્નનો હાર જોવા મળવો એ બેમાં ભેદ છે, તેમ અહીં પણ એકને નમન અને અનેકને નમન, એ બંનેમાં ફરક છે. આનું કારણ એ છે કે કારણમાં ભેદ છે, ને ફળમાં ભેદ છે. કારણનો ભેદ એ રીતે કે નમસ્કારનું આલંબન સર્વ અરિહંત પ્રભુ બને છે. નમસ્કારમાં વિષય તરીકે સમસ્ત અરિહંત કારણ બને છે. એકને નમસ્કાર કરાય તો ત્યાં એક જ અરિહંત વિષયરૂપે કારણ ગણાય. એવા એક કારણથી પુષ્ટ બનેલ કાર્ય કરતાં અનેક કારણોથી પુષ્ટ બનેલું કાર્ય સહેજે પ્રબળ ગણાય. (૨) ફળમાં ભેદ એ રીતે કે, જેવી રીતે એક રત્નના દર્શન કરતાં રત્નોની માળાના દર્શનથી વધારે આલ્હાદ થાય છે. એવી રીતે એક અરિહંતને નમસ્કાર કરવાની અપેક્ષાએ સર્વ અરિહંતોને નમસ્કાર કરવામાં અતિશય પ્રમોદ, આલ્હાદ પ્રગટે છે. પછી એમાં શુભાશયની અલ્પતા કયાં રહી ? ત્યારે એક જ રૂપિયો એક બ્રાહ્મણને બદલે અનેક વચ્ચે વહેંચી આપવામાં આવું થતું નથી; માટે દાનની ક્રિયા કરતાં નમસ્કારક્રિયા વિલક્ષણ છે.

(લ૦-) ब्राह्मणैकरूपकदानोदाहरणं त्वनुपन्यसनीयमेव, रूपकादिव नमस्काराद् ब्राह्मणानामिवार्हतामुपकारायोगात् । कथं तर्हि तत्फलमिति ? उच्यते, तदालम्बनचित्तवृत्तेः, तदाधिपत्यतः तत एव तद्भावात्, चिन्तामणिरत्नादौ तथादर्शनादिति वक्ष्यामः ।

અર્થ :–બ્રાહ્મણોને એક રૂપિયાનાં દાનનું દૃષ્ટાન્ત તો રજુ કરવા જેવું જ નથી કેમકે રૂપિયાથી બ્રાહ્મણોની જેમ નમસ્કારથી અરિહંતોને ઉપકાર થતો નથી, "તો પછી એમનાથી ફળ કેવી રીતે?"–એમ (પૂછો) તો ઉત્તર–એમનું આલંબન કરનારી (નમસ્કારરૂપી) ચિત્તવૃત્તિ હોવાને લીધે. (એમાં ય) એમનું આધિપત્ય હોવાથી એમના થકી જ (ફળ) થયું છે માટે. ચિંતામણિ આદિમાં તેવું દેખાય છે એ (આગળ) કહીશું.

વિવેચન :–

પ્ર૦–અનેક બ્રાહ્મણોને એક રૂપિયાના દાનનું દૃષ્ટાન્ત અહીં કેમ લાગુ ન થાય?

ઉ૦–એ દૃષ્ટાન્ત તો આ અનેક અરિહંતને કરાતા નમસ્કારમાં રજુ કરવા જેવું જ નથી; કેમકે એમાં તો દાનથી બ્રાહ્મણોને ઉપકાર થાય છે, લાભ થાય છે, પરંતુ એવી રીતે અહીં નમસ્કારથી અરિહંત પ્રભુને કોઇ જ ઉપકાર થતો નથી; કેમકે એ તો કૃતકૃત્ય થઈ ગયા છે, પામવા જેવું બધું પામી ચુક્યા છે. એટલે એક જ નમસ્કાર એમને એકલાને ભાગે આવે કે બધાની અંતર્ગત આવે એવી વસ્તુ જ નથી; કેમકે એથી એમને કોઇ વિશેષ નથી. એ વીતરાગ છે, તેથી એમને કાંઈ ખુશી થવાનું નથી. એટલે હવે જે જોવાનું છે તે નમસ્કાર કરનારના લાભની દૃષ્ટિએ કે એને એક અર્હન્નમસ્કાર અને સર્વ અર્હન્નમસ્કાર, એ એના ફળ વચ્ચે શો ભેદ પડે?

પ્ર૦–તો પછી નમસ્કાર કરનારની પોતાની દૃષ્ટિએ તો એક જ નમસ્કારક્રિયા છે, દરેક અરિહંતને કાંઇ જુદા જુદા નમસ્કાર નથી, તો એક નમસ્કાર સર્વ અરિહંતને કરવામાં વિશેષ ફળ તમે કહો છો તે તો નમસ્કરણીય અનેક થવાના હિસાબે બન્યું, પરંતુ તે કેમ બને? કૃતકૃત્ય અને વીતરાગ અરિહંતથી ફળ વિશેષ થવાનું કેમ બની શકે?

ઉ૦–એ એટલા માટે બની શકે છે કે ચિત્તની વિશુદ્ધ વૃત્તિ અરિહંતના આલંબને થાય છે. બાહ્ય નમસ્કારની સાથે થતો આભ્યન્તર નમસ્કારનો ભાવ એ વિશુદ્ધ ચિત્તવૃત્તિ છે. એનાં આલંબન તરીકે અનેક અરિહંત લીધા તેથી એ વિકસ્વર બની છે. માટે એ ફળ અરિહંત થકી જ બન્યું કહેવાય.

પ્ર૦–પણ એમાં વીતરાગ કૃતકૃત્ય ભગવાને શું કર્યું? એ તો કશું કરતા નથી. જે કરે છે તે તો જીવનો પોતાનો નમસ્કારનો પુરુષાર્થ. એટલે ફળ એનાથી કહેવાય, અરિહંતથી શી રીતે?

ઉ૦–અરિહંતથી ફળ એ રીતે કે નમસ્કાર પર આધિપત્ય અરિહંતનું છે. નમસ્કારની આભ્યન્તર વિશુદ્ધ ચિત્તવૃત્તિના અધિપતિ ભગવાન એ રીતે કે એવી ચિત્તવૃત્તિને ઉત્પન્ન કરનાર કારણોમાં પ્રધાન કારણ વિષયભૂત ભગવાન છે. તેથીજ કહેવાય છે કે એ ક્રિયાનું ફળ ભગવાન થકી નીપજે છે.

એમ તો નમસ્કારનો પુરુષાર્થ સો થાંભલા પ્રત્યે કરાય તો થોડું જ ઇષ્ટ ફળ જન્મે છે? કે બીજા હજાર દેવોને નમસ્કાર કરાય તો પણ અર્હન્નમસ્કાર જેવું ફળ ક્યાં નીપજે છે? એ તો વીતરાગભાવે પહોંચવા સુધી નમસ્કાર અરિહંતને કરાય છે, વીતરાગ અરિહંતના આલંબને નમનક્રિયા થાય છે, માટે વિશિષ્ટ ફળ થાય છે. એટલે વિશિષ્ટ ફળ થવામાં નમસ્કાર કરનાર કે નમસ્કારક્રિયા મુખ્ય નથી, આલંબનભૂત અર્થાત્ નમસ્કારના વિષયભૂત અરિહંત એ મુખ્ય છે. કારણો વિના કાર્ય ન જ થાય, પરંતુ ફળ કોનાથી થયું? તો એમાંના અમુક કારણથી કહેવાય. ભલે દહીંમાં પાણી ભળે, મંથન થાય, એટલે માખણ નીકળે; પરંતુ માખણ પાણીમાંથી નીકળ્યું ન કહેવાય; કિન્તુ દહીંમાંથી જ નીકળ્યું કહેવાય; કેમકે વ્યવહાર પણ એવો છે, અને અન્વય વ્યતિરેક પણ દહીં સાથે છે, પાણી સાથે નહિ; 'દહીં જેટલું સાત્ત્વિક, એટલું માખણ સારૂં નીકળે,' એ હકીકત છે. પાણી સાથે એવો મેળ નથી. સારૂં માખણ કોણે આપ્યું? સારા પાણીએ નહિ, સારા દહીંએ, એમ જ કહેવાય. રૂપિયા ભલે મુનિમે ગણી આપ્યા, પરંતુ રૂપિયા શેઠે આપ્યા એમ જ કહેવાય. એમ મહેનત ભલે વિદ્યાર્થીએ કરી પરંતુ પુછાય કે વિદ્યાર્થીને સારૂં જ્ઞાન કોણે આપ્યું? તો કહેવાય કે સારા માસ્તરે. એમ વિશુદ્ધ ચિત્તવૃત્તિ કોણે કરી? તો કે અરિહંતે. ચિંતામણિ રત્નો વગેરેમાં એ દેખાય છે કે ફળ

ચિંતામણિ આદિથી મળ્યું કહેવાય છે, એ વસ્તુ આગળ કહેવામાં આવશે. અલબત ત્યાં ઉપાસનાનો પુરુષાર્થ વગેરે સાધન તો છે જ, પણ ફળ મળવામાં પ્રભાવ ઉપાસનાનો નહિ પણ ચિંતામણિ, મંત્ર, વગેરેનો કહેવાય છે. ચિંતામણિ, મંત્ર ઇત્યાદિ ચીજ જ એવા પ્રભાવવાળી છે કે એને જ વિધિપૂર્વક સેવવાથી વાંછિત ફળ મળે છે. એમ અરિહંત દ્રવ્ય જ એવું છે કે એમને જ વિધિપૂર્વક સેવવાથી અચિંત્ય ફળ મળે છે. માટે કૃતજ્ઞ માણસ મુખ્ય અસાધારણ ઉપકાર અરિહંતનો જ માને; નહિતર કૃતઘ્નતા ઘવાય. દુનિયાદારીમાં પોતે નોકરી વગેરેની મહેનત કરે છતાં ઉપકાર તો શેઠ વગેરેનો માનવાનું કરાય છે, અને લોકોત્તર ધર્મની બાબતમાં અરિહંતનો ઉપકાર ન મનાય તો એ તો નઘરોળતા, કૃતઘ્નતા, સૂચવે છે. સારાંશ, ફળમાં જ્યારે અરિહંત મુખ્ય કારણ છે, તો પછી નમસ્કારમાં સર્વ અરિહંતને વિષય બનાવવાથી અરિહંતરૂપ કારણ વધારે પુષ્ટ થયું; તેથી ફળ વિશિષ્ટ મળે એ સહજ છે.

(લ૦-) " कथमेकपूजया सर्वपूजाभिधानम् ? तथा चागमः-एगंमि पूइयंमि, सव्वे ते पूइया होंति ।" अस्ति एतद्, विशेषविषयं तु तुल्यगुणत्वज्ञापनेनैषामनुदारचित्तप्रवर्त्तनार्थं, तदन्येषां सर्वसंपत्परिग्रहार्थं, संघपूजादावाशयव्याप्तिप्रदर्शनार्थं च ।

અર્થ :-" (તો પછી) **એકની પૂજાથી સર્વની પૂજાનું કથન શા માટે? શાસ્ત્ર તેવું કહે છે કે એકને પૂજવામાં સર્વે પૂજાયા બને છે.**" (ઉત્તર એ છે કે વાત ખરી) આ કથન છે, તે **વિશેષસબંધી હોઈ (પૂજાતા એકમાં) એ બીજા બધાની સમાનગુણતા જણાવીને (૧) કૃપણ ચિત્તવાળાને પ્રવૃત્તિ કરાવવા માટે છે, (૨) પૂજાતા સિવાયના બીજા ભગવાનોમાં (પણ) સમસ્ત સંપદાઓ ગ્રહણ કરાવવા માટે છે, અને (૩) સંઘપૂજાદિમાં આશયની વ્યાપ્તિ બતાવવા માટે છે.**

વિવેચન:-

**એકની પૂજામાં સર્વની પૂજા:-**

પ્ર૦- જો સર્વ અરિહંત ભગવાનને નમસ્કાર કરવામાં વિશિષ્ટ ફળ છે, તો પછી એક ભગવાનની પૂજાથી સર્વ ભગવાનની પૂજા થયાનું શાસ્ત્રે કેમ કહ્યું? એવું આગમ-વચન મળે છે કે 'एगंमि पूइयंमि सव्वे ते पूइया होंति' -અર્થાત્ એકને પૂજ્યે થકે તેવા સર્વે પૂજાયા બને છે.

ઉ૦-વાત સાચી, આવું શાસ્ત્ર-કથન છે; પરંતુ તે વ્યક્તિવિશેષને ઉદ્દેશીને છે, અને ત્રણ પ્રયોજનથી આ કથન છે.

(૧) એક તો એકની પૂજામાં જે સર્વની પૂજા સમાય છે તે 'સર્વેમાં પૂજાતા એકના જેવા જ સમાન ગુણો છે' એવું જણાવીને કૃપણ માણસોને પ્રોત્સાહન આપવું છે કે 'માટે જ ભાઈ! તમારાથી બધાને ન પૂજાય તો પણ તમે એક ભગવાનને તો જરૂર પૂજો. એકને પૂજશો તો પણ સર્વને પૂજ્યા જેવો લાભ તમને મળશે; કેમકે સર્વને પૂજવાના છે તે પણ એમના ગુણોને લઈને; કહો કે એમની પૂજા એ ગુણની પૂજા છે, અને એકમાં પણ બધાના જેવા જ ગુણો છે, માટે એકની પૂજા એ એમના અને બધાના ગુણોની જ પૂજા હોઈ સર્વની પૂજા તુલ્ય છે,' એમ ઉત્સાહિત કરીને એમને પૂજામાં પ્રવૃત્તિ કરાવવી છે. કૃપણના મનને એમ થાય કે 'હું ત્યારે માત્ર એક ભગવાનને પૂજવામાં ય શું બધા ભગવાનને પૂજ્યાનો લાભ મળે છે? તો લાવને, એકની પૂજા તો જરૂર કરું!' એમ વિચારી એક ભગવાનની પૂજા જેટલું દ્રવ્ય ખર્ચી એકને તો એ પૂજે જ.

(i) પૂજા એ દ્રવ્યાર્પણ :-

આમાં બે વસ્તુ સૂચવી :-એક તો એકની પણ પૂજાનું આશ્વાસન દીધું તે પૂજામાં ઓછું ય દ્રવ્ય ખરચવાની દૃષ્ટિએ, અર્થાત્ પૂજા એ દ્રવ્યનો ભોગ માગે છે. કૃપણતાથી વધુ ન ખરચવું હોય તો થોડું પણ દ્રવ્ય ખરચીને પૂજા કરવી જ જોઈએ. અર્હદ્ભક્તિમાં સ્વદ્રવ્યનું અર્પણ એ પૂજા.

(ii) ગુણપૂજા :-

બીજું એ સૂચવ્યું કે જિનશાસન કેવળ વ્યક્તિ-પૂજા કે શક્તિ-પૂજા નહિ, પણ મુખ્યતાએ ગુણ-પૂજા માને છે, માટે જ મહામંત્ર નવકારમાં કોઇ વ્યક્તિનું નામ નથી પણ ગુણસંપન્ન નામોનો

ઉલ્લેખ છે,-અર્હત્ત્વ ગુણવાનને નમન; સિદ્ધત્વ ગુણવાનને નમન;-વગેરે, અલબત વ્યક્તિ પૂજાય, કિંતુ તે ગુણવાન તરીકે; બાકી વિશ્વસર્જન-શક્તિ, વિશ્વધ્વંસશક્તિ ઇત્યાદિશક્તિવાળા તરીકે પૂજા નહિ.

**અષ્ટ પ્રાતિહાર્ય એ ગુણ કેમ ?**

પ્ર૦-અરિહંત અષ્ટ પ્રતિહાર્યવાળા તરીકે પૂજ્ય છે, એ શું શક્તિની પૂજા નથી ?

ઉ૦-ના, અષ્ટ પ્રાતિહાર્ય એ એમની શક્તિ નથી. શક્તિ તો તે કે જેથી પોતે સર્જતા હોય. અરિહંત પોતે શક્તિથી પ્રાતિહાર્ય સર્જતા નથી. પોતે વીતરાગ હોઈને એવું સર્જવાની ખટપટમાં એ પડે જ નહિ, એ તો દેવતાઓ એમના અસાધારણ ગુણના હિસાબે, કહો કે ગુણોના પ્રતીકરૂપે પ્રાતિહાર્યની યોજના કરે છે. (એમાં જાણે,)

**૮ પ્રાતિહાર્યના રહસ્ય :-**

* (૧) **અશોક વૃક્ષ** એટલે ભગવાન જગતના જીવોને વિશ્રાંતિનું સ્થાન. ભગવાનના અહિંસાના ઉપદેશથી એકેન્દ્રિય જેવા જીવોને પણ એટલી રાહત કે એ ઉપદેશ પામેલા જીવો એમને હણે નહિ. એમ,

* (૨) **પુષ્પવૃષ્ટિ** સુગંધિત સુંદર પુષ્પોની વૃષ્ટિ એટલે ભગવાનની ગુણસુવાસિત અને ધર્મસુંદર વચનોની વૃષ્ટિ.

* (૩) **દિવ્ય ધ્વનિ** એટલે ભગવાનથી પ્રાદુર્ભૂત સ્યાદ્વાદાદિ સિદ્ધાન્તના સંગીતની લહરી.

* (૪) **બંને બાજુ ચંદ્ર જેવા સફેદ ચામર** એટલે ભગવાનની સૌમ્યતા અને નિર્મળતાનાં પ્રતીક.

*(૫) **સિંહાસન** એટલે જાણે ભગવાન ઉત્કૃષ્ટ પુણ્યની બેઠક, અને મરગલાં જેવા પ્રાણીઓને પણ મૃગેન્દ્રની સાફક સેવ્ય.

*(૬) **ભામંડલ** એટલે ભગવાન વિશ્વપ્રકાશક તેજના પુંજ.

*(૮) **દુન્દુભિ** એ મિથ્યાત્વાદિ શત્રુઓને ભવ્ય જીવો પાસેથી ભાગી જવાની ભગવાનની ગર્જનાનું, અને ભવ્યાત્માઓને મોક્ષયાત્રામાં નિર્ભીક જોડાવા માટે ભગવાનનું સાર્થવાહ તરીકેનું નિમંત્રણનું પ્રતીક.

*(૮) **ત્રણ છત્ર** એટલે ભગવાન ત્રિભુવનના શિરછત્ર અને ભવ્યોને ઉત્તરોત્તર ચઢિયાતા પુણ્યના ને વધતી આત્મ-ઉન્નતિના દાતા છે એનું પ્રતીક. અષ્ટપ્રાતિહાર્યથી આ તો એક રીતે ગુણો સૂચિત થયા; બાકી બીજી બીજી રીતે ય ગુણો સૂચિત થાય.)

વાત આ છે કે ગુણોના પ્રતીક છે માટે જ પ્રાતિહાર્ય ગુણરૂપ હોઇ જ્ઞાનાતિશયાદિ ચારની સાથે આઠ પ્રાતિહાર્યને પણ અરિહંતના બાર ગુણોમાં ગુણ તરીકે ગણ્યા. સર્વ ભગવાનમાં એક સરખી રીતે આ ગુણો હોય છે. માટે એક પણ ભગવાનની પૂજામાં સર્વની પૂજા સમાવાનું કહ્યું. અલબત્ત આમ કહીને કૃપણને પ્રોત્સાહન આપવું છે કે 'તું એકની પણ પૂજા કર;' બાકી બીજા બધા માટે આ કહેવું નથી કે 'અનેક અરિહંતની પૂજાની જરૂર નથી, એકને પૂજવાથી કામ સરશે;' કેમકે એ તો એના જેવું થાય કે દા. ત. વૈદે માંદાને કહ્યું 'થોડું થોડુંય ખાતા જાઓ, શક્તિ આવશે,' હવે એ વાક્ય સાજો સારો પકડી લે અને થોડું થોડું ખાય. પરંતુ એ ખોટું છે, એમાં તો એ ઉલ્ટો દુબળો પડે. એમ અહીં પણ શક્તિવાળો ઉદાર જો એક જ પ્રભુની પૂજાથી ચલાવી લે તો છતી શક્તિએ બીજા ભગવાનની ઉપેક્ષાના પાપમાં પડે.

*(૨) એકની પૂજામાં સર્વની પૂજાનાં કથનનું બીજું કારણ આ છે કે જે એક અરિહંતની પૂજા કરાય છે તે સિવાયના બીજા બધા અરિહંત દેવોમાં પણ 'પ્રણિપાત દંડક (નમુત્થુ ણં)' સૂત્રમાં કહેલી નવેય સંપદા લાગુ થાય છે, એ સૂચવવું છે. અનંત કાળ પૂર્વે થએલા શું, કે અનંત કાળ પછી થનારા શું, યા વર્તમાનમાં વિચરતા શું, બધામાં એક સરખી રીતે આ નવ સંપદા હોય છે, માટે એકને પૂજવામાં સર્વની પૂજા છે.

(૩) ત્રીજું કારણ એ છે કે એકની પૂજામાં સર્વની પૂજા કહીને સંઘ, ચૈત્ય, અને સાધુની પૂજામાં આશયની વ્યાપ્તિ બતાવવી છે-એ શી રીતે તે હવે કહે છે.

(લ૦-) एवंभूतश्चायमाशय इति तदाऽपरागतहर्षादिलिङ्गसिद्धेर्भावश्रावकस्य विज्ञेय इति । एवमात्मनि गुरुषु च बहुवचनमित्यपि सफलं वेदितव्यं तत्तुल्या-

परगुणसमावेशेन तत्तुल्यानां परमार्थेन तत्त्वात्, कुशलप्रवृत्तेश्च सूक्ष्माभोगपूर्वकत्वात्। अतिनिपुणबुद्धिगम्यमेतदिति पर्याप्तं प्रसङ्गेन। नमो जिनेभ्यो जितभयेभ्य इति। सर्वज्ञसर्वदर्शिनामेव प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदुक्तेति ॥ ९ ॥

**અર્થ:–આવો વ્યાપક આ આશય છે એવું એક પૂજાકાળે બીજા ( ત્યાં ) આવેલા પ્રત્યે ભાવ શ્રાવકને હર્ષ આદિ ચિહ્નના થવા પર સિદ્ધ થયું જાણી શકાય. એ પ્રમાણે પોતાના અને ગુરુના વિષે બહુવચનનો પ્રયોગ થાય એ પણ સફળ જાણવો; કેમકે (ત્યાં) તેને તુલ્ય બીજાઓના ગુણના સમાવેશથી તે તુલ્ય એવા બીજાઓ વસ્તુત: તે (મૂળ વ્યક્તિ) જ છે. વળી બુદ્ધિમાન પુરુષોની (એકને પૂજવામાં તેવા સર્વે પૂજિત બને એવી) પ્રવૃત્તિ સૂક્ષ્મ આલોચન પૂર્વકની હોય છે. આ બહુ નિપુણ બુદ્ધિથી સમજાય એવું છે. હવે પ્રાસંગિક ચર્ચાથી સર્યું. આ 'નમો જિણાણં જિયભયાણં' પદ થયું.**

**સર્વજ્ઞ-સર્વદર્શીને જ શિવ, અચલ, આદિ સ્થાન પ્રાપ્ત થવા દ્વારા જિતભયતા થવાના કથનથી (જ્ઞાનરૂપી આત્માના) પ્રધાન ગુણનો અક્ષયભાવ, (મોક્ષરૂપી) પ્રધાન ફળની પ્રાપ્તિ. અને અભય-વાળી સંપદા કહેવાઈ. (૯મી સંપદા સમાપ્ત.)**

**વિવેચન :–**

**આશયવ્યાપ્તિ; એનાં ચિહ્ન :–**

એકને પૂજ્યે સર્વે પૂજિત થવા પાછળ રહસ્ય આ છે;-વિવેકી પૂજનારનો આશય એવા પ્રકારનો છે કે એ સર્વની પૂજામાં વ્યાપ્ત છે. અર્થાત્ ભલે બાહ્ય ક્રિયાથી એકને પૂજી રહ્યો છે, પરંતુ અંતરમાં સર્વ પ્રત્યે પૂજ્યભાવનો આશય છે. આ વસ્તુ એ વિવેકી ભાવ-શ્રાવકના પ્રાસંગિક બાહ્ય ચિહ્ન પરથી સમજાય એવી છે, દા.ત. શ્રાવક ભલે એક જ ગામના સંઘની ભક્તિનો પ્રસંગ લઈને બેઠો હોય, તે વખતે જો ત્યાં બહારથી બીજા સાધર્મિક આવી ચઢે તો એમને જોઈને એને હર્ષ થાય છે, એમનો ય ભક્તિ કરવાનો અભિલાષ જાગે છે, ને એ હર્ષ–ભક્તિભાવના વગેરે એના મોં પરની રેખા તથા સત્કારવિધિથી સ્પષ્ટ જણાઈ આવે છે. આ હર્ષાદિ ચિહ્ન સૂચવી રહ્યા છે કે અત્યારે હાજર નહિ એવા સંઘ સાધર્મિક પ્રત્યે પણ અંતરમાં પૂજ્યભાવનો આશય બેઠો હતો, તો જ આ હાજર થતાં હર્ષ આદિ થયાં. એવું ચૈત્ય અંગે પણ બને છે. એક જિનપ્રતિમાની પૂજા કરતો હોય અને ત્યાં સંજોગોવશાત્ કદાચ બીજા જિનબિંબો ઉપસ્થિત થયા, તો એને હર્ષ, પૂજાભિલાષ વગેરે થઈ આવે છે. કદાચ પૂજાની તેટલી સામગ્રી નહિ હોય તો પૂજા ન કરી શકે એ બને, પરંતુ હૈયે કલ્લોલ ઉછળશે, 'અહો કેવું સરસ તારક દેવાધિદેવોનું દર્શન થયું! આ બધાની પૂજા થાત તો કેટલું ઉત્તમ!....' આ સર્વ પ્રત્યેના પૂજ્યભાવના આશયને સૂચવે છે. એવું જ ગુરુ-સંબંધમાં સમજવું.

**અવિવેકીની ઘેલછા:–**

આ હર્ષ વગેરે ભાવશ્રાવકને થાય છે, કેમકે એનામાં વિવેક છે, એટલે ભલે એકને પૂજતો હોય છતાં સમાન ગુણવાળા બીજા પ્રત્યે સરખો પૂજ્યભાવ છે. દ્રવ્ય-શ્રાવકમાં આ વિવેક નહિ હોવાના કારણે બીજા સંઘ, ચૈત્ય કે મુનિઓ પ્રત્યે તેવો પૂજ્યભાવનો આશય જ નહિ હોવાથી જે એકની પૂજા કરતો હશે તે સિવાય બીજા ત્યાં ઉપસ્થિત થયે એને હર્ષ વગેરે નહિ થાય. દા. ત. એ તો કહેશે 'આપણે તો પારસનાથ ભગવાનને પૂજીએ, બીજા ભગવાનમાં આપણને રસ નથી આવતો.' અથવા 'મહારાજ તો ફલાણા, એમની ભક્તિની ઈચ્છા થાય છે, બીજાની નહિ. એમનું વ્યાખ્યાન સાંભળવું ગમે, બીજાનું નહિ.' અથવા 'આપણને તો અમુક સંઘ, અમુક સાધર્મિક પર પ્રેમ થાય છે, ભાવ વધે છે, બીજા પર નહિ.' આ અવિવેક છે.

વિવેક હોય તો એમ વિચારાય કે *(૧) અરિહંત ભગવાન તો, પારસનાથ હોય કે બીજા ભગવાન, બધાજ સમાન ગુણવાળા છે, સરખા પૂજ્ય છે. *(૨) સંઘ વગેરે પણ અમુક હોય કે બીજા, પરંતુ બધાયને શ્રી તીર્થંકર ભગવાને પૂજ્ય બતાવ્યા છે, તો મારે પૂજ્ય હોવાજ જોઇએ. *(૩) મોક્ષપ્રાપ્તિ સર્વ સાધુનું શરણ સ્વીકારવાથી જ થાય છે. માત્ર

અમુકનું જ નહિ, તો મારે પૂજ્યભાવ, રસ, પ્રીતિમાંથી બીજાને બાદ કેમ કરાય? *(૪) ખુદ તીર્થંકર ભગવાન અરિહંત બન્યા છે તે પૂર્વભવોમાં સર્વ અરિહંત, સકલ સંઘ, સમસ્ત ચૈત્ય અને ગુરુને પૂજ્ય લેખીને. અહીં પણ એ 'નમો તિત્થસ્સ" કહે છે, એમાં તીર્થ એટલે સમસ્ત ચતુર્વિધ સંઘ; પણ અમુક બાદ નહિ. *(૫) મારા કરતાં વિશેષ ગુણો ધરનાર સંઘ, સાધુનું આલંબન કેમ છોડાય? ગુણીની પૂજાથી ગુણ આવે, ગુણીની ઉપેક્ષાથી નહિ. *(૬) ભગવાનની શાસન-પેઢી માત્ર અમુક નહિ, પણ ગામેગામના ચૈત્ય, સાધુ અને સંઘ સાધર્મિકથી ચાલે છે; તો એમાંના કોઈને પણ કેમ અવગણાય? જો ભગવાન અને શાસન પર મને પ્રેમ છે, તો શાસનની પેઢીના કોઈ પણ અંગ પ્રત્યે નિરપેક્ષપણું કેમ જ રખાય? દુનિયાદારીમાં, પત્ની પર પ્રેમ છે તો સાળા ઉપર, પૈસાના પ્રેમથી વેપારીને આડતિયા પર, એમ નોકરને શેઠ ને શેઠના કુટુંબી પર, આદર થાય છે, તો અહીં શાસનપ્રેમીને શાસનના અંગો પર આદર થાય જ."

એટલે વિવેકીને સર્વે સમાન ગુણવાળા પ્રત્યે આદરભાવ હોય, પછી ભલે સંયોગવશાત્ અમુકની પૂજા ભક્તિ કરતો હોય; છતાં બીજા ત્યાં ઉપસ્થિત થયે એને હર્ષ ઉભરાય....વગેરે.

**જાત માટે બહુવચન :–**

આમ, 'નમો જિણાણં'થી એકવચન ને બદલે બહુવચન-પ્રયોગદ્વારા સર્વ જિનને નમસ્કાર કરાય તે તો શુભાશયની વિપુલતાકારી હોઈ સફળ છે જ, પરંતુ 'એગંમિ પૂઈયંમિ' સૂત્ર પણ સફળ છે. એવું પોતાની જાત માટે અને ગુરુ માટે બહુવચનનો પ્રયોગ જે થાય છે, દા. ત. એક જ ગ્રંથકાર ગ્રંથમાં લખે 'एतद् वक्ष्यामः– અમે આ કહીશું,' એમ પોતાના એક જ ગુરુ માટે 'गुरवः वदन्ति– ગુરુઓ કહે છે,' આ બહુવચન-પ્રયોગ પણ નિરર્થક નથી, સાર્થક છે; કેમકે એમ કરીને એ સમાન ગુણવાળા બીજાઓનો એમાં સમાવેશ કરે છે. અર્થાત્ હું એટલે મારા જેવા ગુણવાળા બધા એમ કહે છે. તેથી 'અમે કહીશું' પ્રયોગ સફળ છે. એમ ગુરુ માટે પણ સમજવું. એક ગુરુ કહે છે એટલે કે સમાન ગુણવાળા બધા એમ કહે છે. સમાનગુણે બીજા પણ ગુરુ જ છે.

એકને પૂજતાં સર્વને પૂજવાનો આશય ધરવાની પ્રવૃત્તિ બુદ્ધિમાન પુરુષો જ કરી શકે; કેમકે એ આશય સૂક્ષ્મ આલોચનની અપેક્ષા રાખે છે. અને આ 'એગંમિ પૂઈયંમિ'....ની વસ્તુ અતિ નિપુણ બુદ્ધિએ સમજાય એવી છે. અનેકાન્તવાદી શાસનના ભાવ સમજવા સૂક્ષ્મ નિપુણ બુદ્ધિની જરૂર છે. ઠેઠ ક્ષપક શ્રેણિ પર એવી બુદ્ધિથી જ ચઢાય છે. હવે અહીં આ પ્રાસંગિક વિચારણા સમાપ્ત કરવામાં આવે છે. સાથે 'નમો જિણાણં જિયભયાણં" પદની વ્યાખ્યા પણ સમાપ્ત થાય છે.

**૯ મી સંપદાનો ઉપસંહાર :–**

અહીં 'સવ્વન્નૂણં સવ્વદરિસીણં" પદથી મોક્ષમાં પણ સર્વજ્ઞતા–સર્વદર્શિપણું અર્થાત્ કેવળજ્ઞાન–કેવળદર્શન કાયમ રહેવાનું કહ્યું એ આત્માના પ્રધાન ગુણ જ્ઞાન–દર્શનની અક્ષયતા–અપરિક્ષયતા સૂચવે છે. એવા સર્વજ્ઞ–સર્વદર્શીને 'સિવમયલ....' પદથી શિવ, અચલ, અરુજ વગેરે વિશેષણોથી યુક્ત સિદ્ધિ-ગતિ–સ્થાનરૂપી પ્રધાન ફળની પ્રાપ્તિ કહી. એ પ્રાપ્તિ થવા દ્વારાજ જિતભય–અભય બને છે, એ વસ્તુ 'નમો જિણાણં જિયભયાણં" પદથી કહી. આમ ત્રણ પદથી 'પ્રધાનગુણાપરિક્ષય-પ્રધાનફળપ્રાપ્તિ–અભય' નામની નવમી સંપદા કહી.

## ૯. સંપદા મૂકવાનાં પ્રયોજન

(લ૦-) (૧) इह चादौ प्रेक्षापूर्वकारिणां प्रवृत्त्यङ्गत्वात्, अन्यथा तेषां प्रवृत्त्यसिद्धेः प्रेक्षापूर्वकारित्वविरोधात् स्तोतव्यसम्पदुपन्यासः (२) तदुपलब्धावस्या एव प्रधानां साधारणासाधारणरूपां हेतुसम्पदं प्रति भवति विदुषां जिज्ञासा, तद्भाजनमेते, इति तदुपन्यासः। (३) तदवगमेऽप्यस्या एवासाधारणरूपां हेतुसम्पदं प्रति, परम्परया मूलशुद्धयन्वेषणपरा एते इति तदुपन्यासः।

**અર્થ:**–અહીં પ્રારંભે સ્તોતવ્ય સંપદા એટલા માટે મૂકી કે વિચારપૂર્વક કાર્ય કરવાવાળાની (સ્તુતિ-) પ્રવૃત્તિનું એ અંગ છે; કેમકે નહિતર તો તેઓની પ્રવૃત્તિ જ ન થાય. કારણ એ છે કે

(સ્તોતવ્ય જાણ્યા વિનાની સ્તુતિ–પ્રવૃત્તિ સાથે) વિચારપૂર્વક કાર્યકારિતાનો વિરોધ છે. (૨) તે જાણ્યા પછી વિદ્વાનોને એની પ્રધાન સાધારણ–અસાધારણસ્વરૂપ હેતુસંપદા પ્રત્યે જિજ્ઞાસા થાય છે; (કેમકે) એ વિદ્વાનો જિજ્ઞાસાનું પાત્ર છે. માટે એ સંપદાનો ઉપન્યાસ કર્યો. (૩) તેને ય જાણવા પર એ જ સ્તોતવ્યસંપદાની અસાધારણ–સ્વરૂપ હેતુસંપદા પ્રત્યે (જિજ્ઞાસા થાય છે; કેમકે) એ વિદ્વાનો પરંપરાએ મૂળ શુદ્ધિને ખોજવામાં તત્પર હોય છે; માટે એ અસાધારણ હેતુસંપદાની રજુઆત કરી.

વિવેચન :-

૧–૨–૩ સંપદાનાં પ્રયોજન :-

હવે 'નમોત્થુણં' સૂત્રમાં ક્રમસર જે નવ સંપદા મૂકી, તે દરેકને મૂકવાનું શું શું પ્રયોજન છે તે બતાવવામાં આવે છે.

*(૧) 'નમોત્થુણં અરિહંતાણં ભગવંતાણં' એ પહેલી સ્તોતવ્યસંપદા અર્થાત્ સ્તુતિયોગ્ય–પદસમૂહ, સ્તુતિનો વિષય કોણ છે તે સૂચવનાર પદસમૂહ–આરંભે મૂકવાનું પ્રયોજન એ છે કે વિચાર–પૂર્વક કાર્ય કરનાર પુરુષો પાસે સ્તુતિની પ્રવૃત્તિ કરાવવી છે; તો એ પ્રવૃત્તિનું એક અંગ જે સ્તોતવ્ય–સ્તુતિ-પાત્રની જાણકારી છે. તે એમને જણાવવું જોઇએ કે અહીં અરિહંત ભગવાન સ્તોતવ્ય છે, એમની સ્તુતિ કરવાની છે; કેમકે એ જો ન જણાવાય અને સીધાં વિશેષણ જ બતાવવામાં આવે તો એમને ખબર ન પડે કે આ કોની સ્તુતિ છે? તેથી તેઓની સ્તુતિપ્રવૃત્તિ ન થાય. કોની સ્તુતિ કરવાની છે એ જાણ્યા વિના શી રીતે સ્તુતિ કરવા બેસે? અને સ્તુતિપાત્રના નામનિર્દેશ વિના એમજ જો સ્તુતિ કરવા લાગી જાય તો એ વિચારપૂર્વક કાર્ય કરનારા ન કહેવાય; કેમકે કોઈ ને ઉદ્દેશીને નહિ એવી સ્તુતિપ્રવૃત્તિ સાથે વિચારપૂર્વકની કાર્યકારિતાને વિરોધ છે. એવી પ્રવૃત્તિ કરનારમાં વિચારકપણું ન કહેવાય. વિચારપૂર્વક કાર્ય કરનારાઓ મૂળમુદ્દો જ ભૂલીને પ્રવૃત્તિ કરે નહિ. એ તો જાણવા માગે કે કોને સ્તવવાના છે? માટે અહીં પહેલી સ્તોતવ્યસંપદા મૂકી.

*(૨) 'આઇગરાણં' વગેરે ત્રણ પદની બીજી સાધારણાસાધારણ હેતુસંપદા મૂકવાનું પ્રયોજન એ છે કે વિદ્વાનોને સ્તવનીય કોણ છે એ જાણ્યાં પછી એમની સ્તુતિપાત્રતાના મુખ્ય સાધારણ અને અસાધારણ હેતુની જિજ્ઞાસા થાય છે, કે એ સ્તુતિ-પાત્ર બનવા પાછળ એવા સામાન્ય અને વિશેષ હેતુ કોણ છે? વિદ્વાન પુરુષો જિજ્ઞાસાનું પાત્ર છે; એમને સહેજે જિજ્ઞાસા થાય.

*(૩) હવે એ જાણવા પર એ જ સ્તવનીય ઇષ્ટ દેવની સ્તુતિપાત્રતાનાં અસાધારણ હેતુ કોણ છે એવી જિજ્ઞાસા સહેજે થાય છે, માટે એ જિજ્ઞાસાની તૃપ્તિને માટે અહીં 'પુરિસુત્તમાણં' વગેરે ચાર પદની અસાધારણ હેતુ–સંપદા મૂકી. વિદ્વાન પુરુષોને આવી જિજ્ઞાસા સહેજે થવાનું કારણ એ છે કે એ ઠેઠ મૂળશુદ્ધિની ખોજ કરવામાં તત્પર હોય છે; દા. ત. અહીં એ તપાસે છે કે સ્તુતિ–પાત્રતામાં પરંપરાએ મૌલિક શુદ્ધતા શી છે? ત્યારે આ સંપદાથી પુરુષોત્તમતા, પુરુષસિંહપણું વગેરે જાણીને એમને એવો સંતોષ થાય છે કે 'ખરેખર! ભગવાનમાં આ એવી ઠેઠ મૌલિક શુદ્ધતા છે, એવી મૂળભૂત વિશેષતા છે, કે એ કારણે એ જરૂર સ્તુતિ કરવા યોગ્ય છે.'

(લ૦–) (४) तत्परिज्ञानेऽपि तस्या एव सामान्येनोपयोगसम्पदं प्रति, परम्परया फलप्रधानारम्भप्रवृत्तिशीला एते, इति तदुपन्यासः। (५) तत्परिच्छेदेऽपि उपयोगसम्पद एव हेतुसम्पदं प्रति, विशुद्धिनिपुणारम्भभाज एते इति तदुपन्यासः। (६) एतद्बोधेऽपि स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पदं प्रति, सामान्यविशेषरूपफलदर्शिन एते इति तदुपन्यासः।

અર્થ:-(૪) તે જાણવા છતાં એ સ્તોતવ્યસંપદાની જ સામાન્ય-ઉપયોગ સંપદા પ્રત્યે જિજ્ઞાસા થાય છે, (કેમકે) એ વિદ્વાનો પરંપરાએ ફળની(જ) મુખ્યતાએ આરંભમાં પ્રવૃત્તિશીલ હોય છે. માટે તે સંપદાનો ઉપન્યાસ કર્યો. (૫) એય જાણવા છતાં ઉપયોગસંપદાની હેતુસંપદા પ્રત્યે જિજ્ઞાસુ હોય છે, કેમકે એ વિશુદ્ધિની નિપુણતાવાળો આરંભ કર-

નાશ હોય છે, માટે એ સંપદાની રજુઆત કરી. (૬) એ પણ જાણવા છતાં સ્તોતવ્યસંપદાની જ વિશેષ ઉપયોગસંપદા પ્રત્યે એમને જિજ્ઞાસા હોય છે, કેમકે એ સામાન્ય અને વિશેષ સ્વરૂપ ફળ તરફ દૃષ્ટિવાળા હોય છે, માટે એ સંપદાનો નિવેશ કર્યો.

વિવેચન:-

૪-૫-૬. સંપદાનાં પ્રયોજન:-

*(૪) અસાધારણ હેતુને ય જાણ્યા છતાં હજી વિદ્વાનોને જિજ્ઞાસા થાય છે કે આ સ્તોતવ્ય ભગવાનનો સામાન્ય ઉપયોગ શો છે? કેમકે એ વિદ્વાનો પરંપરાએ ફળપ્રધાન કાર્યપ્રવૃત્તિ કરનારા હોય છે. ફળપ્રધાન એટલે (૧) કાર્ય પ્રવૃત્તિમાં ફળ પર મુખ્ય લક્ષવાળા; અને (૨) જેવું ફળ તે રીતે પ્રવૃત્તિના જોરવાળા; અર્થાત્ ઠેઠ ઉચ્ચ કોટિનું ફળ હોય તો પ્રવૃત્તિમાં ભારે હોંશ, આદર ધરનારા હોય છે. વિચારકતા એનું નામ છે. ફળ તુચ્છ હોય અને આદર–ઉત્સાહ ભારે રાખીને પ્રવૃત્તિ કરે, અને ઊંચું ફળ હોય ત્યાં મંદ ઉત્સાહ–આદરથી પ્રવર્તે, એ વિચારકતાનું લક્ષણ નહિ. એવી પ્રવૃત્તિનો ફળ સાથે મેળ ન થયો, એ પ્રવૃત્તિ ફળપ્રધાન ન થઈ. વિદ્વાનોની ફળપ્રધાન કાર્ય–પ્રવૃત્તિની ખાસિયતના લીધે એમને થતી સામાન્ય ઉપયોગની જિજ્ઞાસા, અર્થાત્ 'અરિહંતનો અમારે–જીવોને કોઈ ઉપયોગ છે?'–એ જિજ્ઞાસા તૃપ્ત કરવા અહીં 'લોગુત્તમાણં' વગેરે પાંચ પદોની સામાન્યોપયોગ–સંપદા કહીને સ્તોતવ્ય અરિહંતદેવનો સામાન્યથી ઉપયોગ બતાવ્યો.

*(૫) સામાન્ય ઉપયોગ જાણવા છતાં વિદ્વાનોને તૃપ્તિ થતી નથી. એમને એ સામાન્યોપયોગ સંપદાની હેતુસંપદા પ્રત્યે જિજ્ઞાસા થાય છે કે 'એ ઉપયોગના હેતુ કોણ છે?' માટે એને તોષવા અહીં 'અભયદયાણં' વગેરે પાંચ પદની એ સંપદા મૂકીને અભય, ચક્ષુ વગેરે હેતુ બતાવ્યા. વિદ્વાનોને આ જિજ્ઞાસા થવાનું કારણ એ છે કે એમનો પ્રયત્ન વિશુદ્ધિનિપુણ હોય છે અર્થાત્ મૂળ સંગીન કારણની તપાસ સાથેનો હોય છે. એ જાણવા માગે છે કે શું સ્તોતવ્યના આ ઉપયોગની પાછળ કોઈ એવા સંગીન કારણ છે? જો એ જાણવા મળે તો ભારે આદર–ઉલ્લાસ સાથે સ્તુતિની પ્રવૃત્તિ થાય છે, માટે અહીં ઉપયોગહેતુની સંપદા કહી.

*(૬) હેતુ સહિત સામાન્ય ઉપયોગને જાણવા છતાં વિદ્વાનોને એ જિજ્ઞાસા થાય છે કે 'એ સ્તોતવ્ય પ્રભુનો કોઇ વિશેષ ઉપયોગ છે?' કેમકે વિદ્વાનો સામાન્ય અને વિશેષ બંને જાતના ફળ પર દૃષ્ટિ રાખીને પ્રવૃત્તિ કરનારા હોય છે. એવાં વિશિષ્ટ ફળ દેખે તો પ્રવૃત્તિ કરે. માટે આ જિજ્ઞાસાને તોષવા અહીં 'ધમ્મદયાણં' વગેરે પાંચ પદોની વિશેષોપયોગ–સંપદા રજુ કરી.

(લ૦–) (૭) एतद्विज्ञानेऽपि स्तोतव्यसम्पद एव सकारणां स्वरूपसम्पदं प्रति; विशेषनिश्चयप्रिया एते, इति तदुपन्यासः। (८) एतत्संवेदनेऽप्यात्मतुल्यपरफलकर्तृत्वसम्पदं प्रति; अतिगम्भीरोदारा एते इति तदुपन्यासः। एतत्प्रतीतावपि प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदं प्रति भवति विदुषां जिज्ञासा, दीर्घदर्शिन एते, इति तदुपन्यासः।

અર્થ:–(૭) એ જાણવા છતા પણ સ્તોતવ્યસંપદાની જ કારણયુક્ત સ્વરૂપની સંપદા પ્રત્યે જિજ્ઞાસા થાય છે, (કેમકે) વિદ્વાનો વિશેષનિશ્ચયપ્રિય હોય છે. તેથી એ સંપદા મૂકી. (૮) એ ય જાણ્યા પછી પણ (સ્તોતવ્યના) સ્વાત્મતુલ્ય પરને ફળ નિપજાવવાપણાની સંપદા પ્રત્યે જિજ્ઞાસા થાય છે, (કેમકે) એ વિદ્વાનો અતિ ગંભીર અને ઉદાર હોય છે. માટે એનો ઉપન્યાસ કર્યો. (૯) એનો ય બોધ થવા છતાં (સ્તોતવ્યના) પ્રધાન ગુણની અક્ષયતા, પ્રધાન ફળની પ્રાપ્તિ અને અભયની સંપદાની વિદ્વાનોને જિજ્ઞાસા થાય છે, (કેમકે) એ દીર્ઘદૃષ્ટિવાળા હોય છે; તેથી એ સંપદા મૂકી.

વિવેચન:-

૭-૮-૯ મી સંપદાનું પ્રયોજન:-

*(૭) વિશેષ ઉપયોગ જાણી લીધા પછી પણ વિદ્વાનોને એ જિજ્ઞાસા થાય છે કે 'આ સ્તોતવ્ય દેવનું સ્વરૂપ શું છે અને શું તેવું સ્વરૂપ સકારણ છે? એમને આવી જિજ્ઞાસા ઉઠવાનું કારણ એ છે કે એ વિશેષનિશ્ચયપ્રિય હોય છે. વસ્તુનો સામાન્યરૂપે

તો નિર્ણય કર્યો પણ મન પાછું એનો વિશેષરૂપે નિર્ણય કરવાનું રસિયું હોય છે, કેમકે વિચારકતા ચીજ એવી છે. આ જિજ્ઞાસા સંતોષવા અહીં 'અપ્પડિહયવરનાણદંસણધરાણં' આદિ બે પદની સકારણ સ્વરૂપસંપદા મૂકી; ને બતાવ્યું કે સ્તોતવ્ય અરિહંતદેવનું સ્વરૂપ અપ્રતિહત કેવળજ્ઞાન–દર્શનમય છે, અને તેનું કારણ છદ્મસ્થતાનો અભાવ છે.

*(૮) એ સંપદા જાણવા છતાં હજી એ જિજ્ઞાસા થાય છે કે એ સ્તોતવ્ય પ્રભુ પોતાના જેવું પરને ફળ પેદા કરે છે કે કેમ? તેથી એ જિજ્ઞાસાને મિટાવવા અહીં 'જિણાણં–જાવયાણં' વગેરે ચાર પદોની આત્મતુલ્ય–પરફલ–કર્તૃત્વ નામની સંપદા મૂકી. અને બતાવ્યું કે અરિહંતદેવ પોતે જેવા જિન–તીર્ણ–બુદ્ધિ–મુક્ત બને છે, તેવા જ બીજાને જિન–તીર્ણ–બુદ્ધ–મુક્ત બનાવે છે.

વિદ્વાનોને એ જિજ્ઞાસા થવાનું કારણ એ છે કે એ અતિ ગંભીર અને અતિ ઉદાર હોય છે. અતિ ગંભીર હોવાથી ઉંડાણથી વિચાર કરે છે કે જગતમાં એમ તો સ્તુતિ ઘણાની થાય છે, પરંતુ એ જોવું જોઈએ કે કયા સ્તુતિપાત્રમાં કેટલું ઊંડું તત્ત્વ અને સત્ત્વ રહેલું છે? એ કેટલી કક્ષાની ફળસિદ્ધિ સુધી પહોંચાડે છે? કેમકે આદર્શ જો બહુ ઊંચો, તો એની સ્તુતિ કરનારો એના આલંબને તેટલી ઊંચી સાધનાએ પહોંચી શકે. વળી વિદ્વાનો અતિ ઉદાર હોવાથી વિશાળ આશય ધરનારા હોઈને એ જોશે કે સ્તવનીય ઇષ્ટદેવ પણ કેવા ઉત્કૃષ્ટ ફળને આપનારા છે? સેવકનું ગમે તેટલું સમર્પણ છતાં એ એને પોતાનાથી નીચી જ અવસ્થાએ રાખનારા છે? કે પોતાના જેવી સર્વોત્કૃષ્ટ ફળની કક્ષાએ પહોંચાડનારા છે? વિદ્વાન વિચારકોની ગંભીરતા–ઉદારતા એવી હોય છે કે એમને તુચ્છ ફળના ઓરતા નહિ, મધ્યમ ફળથી પણ સંતોષ નહિ, કિન્તુ આત્માની સર્વોચ્ચ ઉત્ક્રાન્તિની કામના જેટલો વિશાળ આશય એમનો હોય છે. તુચ્છમાં શું રાચવું 'તું? માનોને ભગવાન લાખના કરોડ રૂપિયા કરી આપે, કે એક શાસ્ત્રને બદલે સો શાસ્ત્રની વિદ્વત્તા આપી દે પણ પછી શું? એ મોટો પ્રશ્ન ઊભો જ છે. તેથી જ સર્વોચ્ચ ફળનો ઉદાર આશય હોય છે. આ ગંભીરતા અને ઉદારતાને લીધે સહેજે 'સ્તુતિપાત્ર પોતે કેવું ફળ પામેલા છે? અને બીજાને પોતાના સમાન ફળ પમાડનારા છે કે કેમ?' એ જિજ્ઞાસા થાય છે. એને સંતોષવા આ સંપદા મૂકી.

*(૯) એટલું જાણવા છતાં વળી એ જિજ્ઞાસા રહે છે કે એ સ્તોતવ્યનો પ્રધાન ગુણ કયો? પ્રધાન ફળ કયું પામેલા? અને સર્વથા અભયદશાએ પહોંચેલા કે કેમ? આ જિજ્ઞાસા થવાનું કારણ એ, કે એ વિદ્વાન વિચારકો દીર્ઘદૃષ્ટિવાળા હોય છે. દીર્ઘ દૃષ્ટિથી એ જોવા માગે છે કે સ્તોતવ્ય દેવને ભલે મુક્ત અને મોચક કહ્યા તો ખરા, પરંતુ એમનો મુક્તિમાં અનંત કાળ પહોંચે એવી પ્રધાન ઉત્કૃષ્ટ ગુણસંપત્તિ કોઈ છે? કે મુક્ત થયા એટલે નિર્ગુણ નિશ્ચેષ્ટ જડવત્ બનવાનું છે? એવું જો બનવાનું હોય તો તો મુક્ત થવાની મહેનત કરીને ઉલ્ટું ભ્રષ્ટ થવાનું થાય! એમ દીર્ઘ દૃષ્ટિને લીધે એ જોવા માગે છે કે મોક્ષ થતાં કોઈ પ્રધાન ઉત્કૃષ્ટ ફળ કાયમ રહે એવું કાંઈ પ્રાપ્ત થાય છે ખરું? તેમજ મોક્ષ થતાં સંસાર તો પત્યો, પણ હવે સર્વ વાતે કાયમી નિર્ભયતા ખરી? આવી જિજ્ઞાસાની તૃપ્તિ અર્થે 'સવ્વન્નૂણં સવ્વદરિસીણં....' વગેરે ત્રણ પદની 'પ્રધાન-ગુણાપરિક્ષયપ્રધાનફળપ્રાપ્તિ–અભય' નામની નવમી સંપદા મૂકી.

(લ૦–) अनेनैव क्रमेण प्रेक्षापूर्वकारिणां जिज्ञासा-प्रवृत्तिरित्येवं सम्पदामुपन्यासः। एतावत्सम्पत्समन्विताश्च निःश्रेयसनिबन्धनमेते एतद्गुणबहुमानसारविशेष-प्रणिधानमीतितस्तत्तद्बीजाक्षेपसौविहित्येन सम्यगनुष्ठान-मिति च ज्ञापनार्थम्।

**અર્થ:**–આ જ ક્રમથી વિચારપૂર્વક પ્રવર્તનારાઓને જિજ્ઞાસા જાગે છે, માટે એ રીતે સંપદાઓ રજુ કરી; ને 'આટલી સંપદાઓથી યુક્ત એ અરિહંત ભગવાન મોક્ષનું કારણ બને છે,' તથા એમના સંપદાદિગુણોની પ્રીતિથી સારભૂત (યા ગુણોની સમર્થ પ્રીતિવાળું વંદનાનું અનુષ્ઠાન હોય તે) સમ્યગ્ અનુષ્ઠાન બને છે. એ પણ

**(તે તે અર્હત્ત્વ-ભગવત્ત્વાદિ ગુણ)વિશેષનાં પ્રણિધાનની તેવા) તેવા ગુણ પ્રાપ્ત કરાવવાની શૈલીએ તે તે ગુણનાં અવશ્યંભાવી કારણની અનુકૂળતા થવાથી (અનુષ્ઠાન સમ્યગ્ બને છે),' એ જણાવવા માટે સંપદાઓનો ઉપન્યાસ છે.**

**વિવેચન :**

**વિચારકતાનાં લક્ષણ :-**

ઉપર કહ્યા પ્રમાણેના ક્રમથી જ વિચારપૂર્વક પ્રવૃત્તિ કરનાર પુરુષોને જિજ્ઞાસાઓ જાગે છે. માટે એ જિજ્ઞાસાઓના સમાધાન અર્થે સહેજે એવા જ ક્રમથી સંપદાઓ રજુ કરાય એમાં નવાઇ નથી.

અહીં વિદ્વાનોને જિજ્ઞાસાઓ જાગવાનાં જે કારણો બતાવ્યાં તે ઉપયોગી છે, વિચારકતા હોય તો એ એને સફળ કરવા માટે, અને ન હોય પણ વિચારકતા લાવવી હોય તો એ માટે, આ કારણો બહુ ઉપયોગી છે, તે અહીં આ પ્રમાણે કહેવામાં આવ્યા :-

*(૧) કોઈ પણ સત્ પ્રવૃત્તિ કરતાં મુખ્ય ઉદ્દેશ નક્કી કરવો, પ્રવૃત્તિના વિષયનું મોઢું-માથું નક્કી કરવું.

*(૨) ઉદ્દેશ યા મુખ્ય વિષયના સાધારણ કારણો કયાં ? અસાધારણ કારણો કયાં ? એ નક્કી કરવું,

*(૩) તે પ્રવૃત્તિના વિષયની મૂળ શુદ્ધિ શોધવી.

*(૪) પ્રવૃત્તિ ફળપ્રધાન રાખવી અર્થાત્ ફળની કક્ષા-ઉપયોગિતા જેવી હોય, તે પ્રમાણમાં પ્રવૃત્તિ પર જોર રાખવું. વળી પ્રવૃત્તિમાં ય ફળ પર પ્રધાનદૃષ્ટિ રાખવી.

*(૫) પ્રવૃત્તિ વિશુદ્ધિતત્પર રાખવી. અર્થાત્ 'કારણના ય કારણ શું ?' ઇત્યાદિ શોધવાની ટેવવાળી જોઈએ.

*(૬) ફળ સામાન્ય શું અને વિશેષ શું એ બંને પર લક્ષ રાખવું.

*(૭) વસ્તુસ્વરૂપના નિર્ણયમાં સારો રસ રાખવો.

*(૮) અતિ ગંભીર અને ઉદાર બનવું. વસ્તુને ઉંડી અને વિશાલ દૃષ્ટિથી જોવી.

*(૯) દીર્ઘદૃષ્ટિ રાખવી, દીર્ઘદર્શી બન્યા રહેવું. તુચ્છ અથવા મહાન છતાં અલ્પ તથા ટૂંકા કાળના ફળમાં સંતોષ ન માનવો.)

**આ સંપદાઓ મૂકવાનાં બે પ્રયોજન છે.**

**(૧) સંપદાયુક્ત દેવજ મોક્ષ-હેતુ :-** નવ સંપદાઓથી પરિવરેલા અરિહંત ભગવાન જ ઉપાસકને મોક્ષનું કારણ બને છે, કારણ કે જો એ સંપદાના ગુણો ન હોય તો ઉપાસ્યમાં પરમાત્માપણાં જેવી વસ્તુસ્થિતિ જ ન હોય. પછી કલ્પિત પરમાત્મપણાંને સ્તવવાથી શું વળે ? વળી સંપદાયુક્ત અરિહંત જ મોક્ષનું પ્રધાન કારણ છે; કેમકે સ્તુતિ વગેરેમાં એ સંપદા-સહિત અરિહંત ભગવાનને કેન્દ્રમાં રાખવાથી સ્વાત્મામાંથી વિરુદ્ધ કલુષિત ભાવો ઠીક ઠીક ઓછા થતા આવે છે. એમ કરતાં ઠેઠ વીતરાગભાવ અને મોક્ષ થાય એમાં નવાઇ નથી. સંપદાઓથી યુક્ત વીતરાગના આલંબને જ આ બને છે, માટે એ પ્રધાન કારણ છે;-એ આ સંપદાઓ કહીને જણાવવું છે.

**(૨) સંપદાગુણ-બહુમાનસાર વંદના:-** સંપદાઓના ઉપન્યાસથી બીજું એ જણાવવું છે કે અરિહંતને વંદનાનું અનુષ્ઠાન સમ્યક્ કેવી રીતે બને ? તો કે (i) એમનું અરિહંતપણું, ભગવંતપણું, આદિકરપણું વગેરે સંપદાગુણો પર બહુમાન-પ્રીતિથી એ વંદના સમર્થિત હોય, અને (ii) વંદનાનો સાર તે તે ગુણો પરનાં બહુમાનમાં ઊતરતો હોય, અથવા વંદનામાં તે તે ગુણો પર બહુમાન-પ્રધાનતા હોય, એટલું અતિશય બહુમાન હોય કે જે ગુણપ્રણિધાનરૂપ બની ગુણપ્રાપ્તિનું અવશ્ય બીજ બને; તો જ અર્હદ્-વંદનાનુષ્ઠાન એક સમ્યગ્ અનુષ્ઠાન બને.

**(i) ગુણબહુમાન વિના વંદના અસાર:-** પૂજ્યને વંદના તો કરી પરંતુ પૂજ્યના ગુણો પર બહુમાન નથી, પ્રીતિ નથી, તો એ વંદન-ક્રિયા સારભૂત નહિ; કેમકે વંદન એ પોતાનો અપકર્ષ, ન્યૂનતા, અને સામાનો ઉત્કર્ષ, અધિકતા દર્શાવનારી ક્રિયા છે, અને એ અધિકતા ગુણોની દૃષ્ટિએ સમજવાની. પૂજ્યની ગુણાધિકતા વંદન કરનારના મનમાં હોય તો સાચી બલવાળી વંદન ક્રિયા થાય, નહિતર વંદના અસાર તુચ્છ બને. અર્હદ્વંદના માટે અર્હદ્ગુણોદ્દ બહુમાન ઉપરોક્ત અરિહંતની ઉત્કૃષ્-

તારૂપ નવ સંપદાનાં સ્મરણથી થાય. માટે સંપદાઓ સપ્રયોજન મુકાઈ છે.

બીજું એ પણ કારણ છે કે આ શાસ્ત્રના પ્રારંભે કહ્યું તેમ વંદનધર્મના અધિકારી બનવા માટે વંદન પર બહુમાન જોઈએ, અને એ બહુમાન વંદનીય ઉપરના બહુમાનથી આવે. ત્યારે વંદનીય પર બહુમાન એમના વિશિષ્ટ ગુણો ઉપરના બહુમાનથી જાગી શકે. આ વિશિષ્ટ અર્હદ્‌ગુણ નવસંપદાથી જણાય છે; માટે સંપદાઓનું કથન સાર્થક ઠરે છે. એ જણાવે છે કે આનાથી અર્હદ્‌ગુણોનું બહુમાન ઊભું કરી, એ દ્વારા વંદનાને સારભૂત બનાવો તો જ એ સમ્યગ્ અનુષ્ઠાન થશે. પૂજાનું કોઈ પણ અનુષ્ઠાન એના ગુણ પર બહુમાન વિના સમ્યગ્ ન થઈ શકે.

(ii) **વંદનાનો સાર ગુણબહુમાન:-**

હવે 'અર્હદ્‌ગુણ-બહુમાન સાર'નો બીજો અર્થ એ કે અર્હદ્-વંદનાનું અનુષ્ઠાન એમના ગુણો પર બહુમાનરૂપી સારવાળું થવું જોઈએ, અર્થાત્ વંદનામાંથી ગુણ-બહુમાનનું નક્કર ફળ ઊતરવું જોઈએ. વંદના એ બાહ્ય ક્રિયા છે એનાથી અંતરમાં વંદનીયના ગુણો પર બહુમાનનો ભાવ જાગે. એ તો જ બની શકે કે જો વંદના એમના ગુણોને યાદ કરવા સાથે થાય. અહીં સૂત્રમાં સંપદાઓ મૂકી છે એ સૂચવે છે કે એ ગુણોને લક્ષમાં લઈ વંદના કરો; તો એથી ગુણ-બહુમાનને જગાવે એવું એ ભાવ-અનુષ્ઠાન થશે. એનું કારણ એ છે કે સંપદાના વિશેષણો સાથે અરિહંતને યાદ કરતાં એના દરેક ગુણ પર પ્રણિધાન થાય છે, અર્થાત્ ચિત્તનું વિશુદ્ધ સ્થાપન થાય છે. એની એટલી બધી જબરદસ્ત તાકાત છે કે એ પ્રણિધાનના વિષયભૂત તે તે ગુણોની પ્રાપ્તિમાં કારણભૂત બને છે. આનું કારણ એ છે કે ગુણનાં વિશુદ્ધ પ્રણિધાનથી અવશ્ય ગુણ-બીજ પડવાની અનુકૂળતા ઊભી થાય છે. આ અનુકૂળતા બીજી કોઈ નહિ, પણ એ જ કે તે તે ગુણના પ્રણિધાનથી તે તે ગુણના આવરણભૂત કર્મનો હ્રાસ, અને તે તે ગુણને અનુકૂળ શુભકર્મનું ઉપાર્જન.

સૂત્રમાંની સંપદાઓ સૂચવે છે કે સંપદાથી બતાવેલ અરિહંતના તે તે ગુણો પર જો જોરદાર બહુમાન કરાય, તો એ તે તે ગુણોનાં એવાં પ્રણિધાનરૂપ થશે કે જે એ દરેક ગુણની પ્રાપ્તિમાં કારણભૂત આવરણહ્રાસ અને શુભકર્મોપાર્જન અવશ્ય કરી આપશે. આમ થવાથી આગળ પર ગુણપ્રાપ્તિ સુલભ બનશે.. ગુણપ્રણિધાન અર્થાત્ ગુણ પર એકાગ્રપણે વિશુદ્ધ ચિત્તને કેન્દ્રિત કરવું, એની આ જબરદસ્ત તાકાત છે કે ગુણબીજનું આધાન કરવા દ્વારા એ ગુણપ્રાપ્તિને સુલભ કરી આપે. આ પ્રણિધાન તે તે ગુણ પરના અત્યંત બહુમાનથી થાય છે. માટે જ એવા જોરદાર ગુણબહુમાનવાળી વંદના એ સમ્યગ્ અનુષ્ઠાન યાને ભાવાનુષ્ઠાન બને છે.

(ગ્રંથકારે પ્રણિપાત દંડકસૂત્ર 'નમોત્થુણં૦'ની નવ સંપદાના ક્રમ પરથી સુંદર તારવણી કાઢી,-

*(૧) વિચારકને થતી આ જ ક્રમવાળી જિજ્ઞાસા પાછળ કામ કરતાં વિચારકતાના લક્ષણો.

*(૨) સંપદાગુણો સહિત અરિહંત એ સ્તુતિ -વંદના દ્વારા મોક્ષનું કારણ બને છે.

*(૩) વંદનાનુષ્ઠાન સંપદાગુણોના બહુમાનથી સમર્થ ભાવાનુષ્ઠાન બને છે.

*(૪) સંપદાગુણો પર અતિશય બહુમાન એ ગુણોનું પ્રણિધાન કરાવવા દ્વારા ગુણબીજ (આવરણહ્રાસ અને શુભકર્મો) ઉત્પન્ન કરે છે.

*(૫) અરિહંતના અરિહંત-ભગવંતપણું, આદિકરપણું, તીર્થંકરપણું, સ્વયંબુદ્ધપણું, વગેરે ગુણોનાં પ્રણિધાનથી ભવિષ્યમાં તે ગુણ ઉત્પન્ન થાય છે. તો આ રીતે વંદના-સ્તવના કરનારને કેટલો મોટો લાભ!

*(૬) વિવિધ સંપદાઓ વસ્તુના એકાનેક સ્વભાવને અને તેથી અનેકાંતવાદને સિદ્ધ કરી આપે છે. આનું વર્ણન હવે આગળ કરે છે.)

## એકાનેકસ્વભાવ-અનેકાંતવાદ

(લ૦-) एकानेकस्वभाववस्तुप्रतिबद्धश्चायं प्रपञ्च इति सम्यगालोचनीयम्, अन्यथा कल्पनामात्रमेता इति फलाभावः। एकानेक-स्वभावत्वं तु वस्तुनो वस्त्वन्तर-सम्बन्धाविर्भूतानेकसम्बन्धिरूपत्वेन, पितृ-पुत्र-भ्रातृ-भागिनेयादिविशिष्टैकपुरुषवत्, पूर्वापराऽन्तरितानन्त-

रितदूरासन्न—नवपुराण—समर्थासमर्थ—देवदत्तकृतचैत्र-स्वामिक-लब्ध-क्रीत-हृता(प्र०—हृता)दिरूपघटवद्वा ।

**અર્થ:-આ સંપદાવિસ્તાર એકાનેક સ્વભાવવાળી વસ્તુ સાથે સંકળાયેલો છે એ સારી રીતે વિચારવું; નહિતર આ સંપદાઓ એક કલ્પનામાત્ર બને ! તેથી ફળ ન આવે, વસ્તુમાં એકાનેકસ્વભાવના (એની સાથે હોનારા) બીજી વસ્તુના સંબન્ધથી પ્રગટેલ અનેક સંબન્ધિરૂપતાને લીધે છે;–જેમકે પિતા–પુત્ર–ભાઈ–ભાણેજ વગેરેથી સંબન્ધિત (કોઇ) એક પુરુષ; અથવા પૂર્વ–પશ્ચિમ, અંતરવાળો–અંતરવિનાનો, દૂર–નજીક, નવો–જૂનો, સમર્થ–અસમર્થ, દેવદત્તે બનાવેલ, ચૈત્રના સ્વામિત્વવાળો, પ્રાપ્ત, ખરીદેલ, ચોરાયેલ, ભાંગેલ, વગેરે સ્વરૂપવાળો ઘડો.**

**વિવેચન:-**

**સંપદાઓથી સ્યાદ્વાદની સિદ્ધિ:-**

સ્યાદ્વાદ યાને અનેકાન્તવાદ એ જૈનદર્શનનો આગવો સિદ્ધાન્ત છે. એ અહીં સંપદાઓ દ્વારા કેવી રીતે સિદ્ધ થાય છે તે હવે બતાવવામાં આવે છે.

**સ્યાદ્વાદ એટલે** પરસ્પર વિરુદ્ધ દેખાતા ધર્મોનો સાપેક્ષ રીતે એકમાં સમાવેશ સ્વીકારતો વાદ યાને સિદ્ધાન્ત. અહીં 'સ્યાદ્'એ અવ્યય છે, એનો અર્થ 'કથંચિત્' અર્થાત્ 'અમુક અપેક્ષાએ' એવો થાય છે. એથી એ પ્રાપ્ત થાય છે કે અમુક અપેક્ષાએ વસ્તુ અમુક રૂપે છે, અમુક ધર્મવાળી છે, અને બીજી અપેક્ષાએ એથી વિરુદ્ધ રૂપે યાને વિરુદ્ધ ધર્મવાળી છે, દા. ત. ડુંગરો ટેકરા કરતાં ઊંચો છે, અને મોટા પર્વત કરતાં નીચો છે. જે ઊંચો છે, એ જ અપેક્ષા ફરી, માટે નીચો. એમ વસ્તુ એક પણ છે, અને એજ અનેક પણ છે; દ્રવ્યરૂપે એક છે, ને પર્યાયરૂપે અનેક છે. દા. ત. આત્મા આત્મસ્વભાવે એક, પરંતુ એ મનુષ્ય છે, જ્ઞાની છે, તપસ્વી છે, ક્ષમાશીલ છે, ઈત્યાદિ અનેક સ્વભાવે પણ છે. અથવા એ પોતાના ગુણોએ સત્ છે અને પરના ગુણોએ અસત્ પણ છે.

અરિહંત પરમાત્મા પણ વિશ્વની એક દ્રવ્ય-પર્યાયસ્વરૂપ વસ્તુ છે, એ ય એકાનેક-સ્વભાવ છે. પોતે એક આત્મદ્રવ્ય છે, એ હિસાબે એકસ્વભાવ; અને વિવિધ સંપદાપર્યાયમય છે, એ દૃષ્ટિએ અનેકસ્વભાવ છે. એટલે પૂર્વે જુદી જુદી સંપદાઓની કરેલી રજુઆત એક–દ્રવ્યસ્વભાવ અને અનેક–પર્યાયસ્વભાવવાળી જ અરિહંતરૂપી વસ્તુને અવિનાભાવી છે, અવશ્યસંબદ્ધ છે; અન્વય–વ્યતિરેકથી એ સિદ્ધ થાય છે. અન્વય આ, કે પોતે એકસ્વભાવ છે તો જ અનેક સંપદાઓ એકાશ્રિત છે. અનેકસ્વભાવ છે તો જ એક જ નહિ, પણ ભિન્ન ભિન્ન અનેક સંપદાથી પોતે સંબોધ્ય છે. ત્યારે વ્યતિરેક એ, કે જ્યાં અનેકમાં અન્વિત એકસ્વભાવ વસ્તુ નથી, દા. ત. ક્ષણિકવાદી બૌદ્ધમતમાં, ત્યાં અનેક સંપદાઓથી સંબોધ્ય કોઈ એક વસ્તુ નહિ; એમ જ્યાં એકસ્વભાવ જ વસ્તુ છે પણ સાથે અનેકસ્વભાવતા નથી, ત્યાં પણ અનેક સંપદાથી અનેક રીતે સંબોધ્યતા નથી. એક જ સ્વભાવવાળી વસ્તુનાં અનેક નામ શા ?

તાત્પર્ય, અરિહંત વસ્તુ એકાનેકસ્વભાવ હોય તો જ સંપદાઓ એમનામાં ઘટી શકે; પણ જો તેમ નહિ, તો સંપદાઓ કલ્પનામાત્ર યાને કાલ્પનિક ઠરે. તેથી તો સ્તુતિ મિથ્યાસ્તુતિ બની જવાથી નિષ્ફળ જાય. 'એમાં ય આનંદ તો મળે ને ?' પણ, એની કિંમત નથી. સમ્યક્સ્તુતિથી સાધ્ય પ્રયોજન (ફળ) અહીં સિદ્ધ ન થાય. પરંતુ અહીં એવું નથી, અહીં તો સંપદાયુક્ત પ્રભુની સ્તુતિનાં પૂર્વોક્ત ફળ સિદ્ધ થાય છે. માટે સંપદાઓ વાસ્તવિક છે અને તેથી વસ્તુ એકાનેકસ્વભાવ સિદ્ધ થાય છે.

બીજું એ પણ છે કે ભવાભિનંદી જીવ 'નિષ્ફલારંભસંગત' હોય છે, નિષ્ફળ તાત્ત્વિક ફળવિનાની પ્રવૃત્તિ કરનારા હોય છે. પણ મોક્ષરસિક જીવ એવી પ્રવૃત્તિ કરે નહિ; એ તો સફળ–તાત્ત્વિક પ્રવૃત્તિ કરવાવાળા હોય. આ સંપદા–વાક્યોના રચયિતા તો મહાપુરુષ છે, એટલે તેઓ તો સફલારંભી અર્થાત્ પ્રયોજન સરે એવા જ પ્રયત્નને કરનારા હોય. હવે જ્યારે વિચિત્ર સંપદાઓ એમણે રજુ કરી છે, તો એ અન્યથા–અનુપપન્ન, યાને

હોવાનું સિદ્ધ થાય છે.

**પ્ર૦-વસ્તુમાત્રમાં એકાનેકસ્વભાવતા કેવી રીતે?**

ઉ૦-ધૂમાડાથી અગ્નિનું અનુમાન થાય એમ અહીં અનુમાનપ્રયોગ થઈ શકે છે,-'વસ્તુ એકાનેક-સ્વભાવવાળી છે, કેમકે પોતે બીજી બીજી વસ્તુ-ઓના સંબન્ધિ-સ્વરૂપ છે;' દા. ત.

**પુરુષમાં અનેક સ્વભાવ:-**

પિતા-પુત્ર-ભાઈ-ભાણેજ વગેરેના સંબન્ધ-વાળો દેખાતો કોઇ એક પુરુષ, એ કોઈ પિતાનો સંબંધી પુત્ર છે, વળી કોઈ પુત્રનો સંબંધી પિતા છે, કોઇ ભાઇનો ભાઈ છે, કોઈ ભાણેજનો પાછો એ મામો છે, કોઈ કાકાનો ભત્રિજો, મામાનો ભાણેજ, દાદાનો પોતરો, માતાના પિતાનો ભાણો, પૌત્રનો દાદો, ભાણાનો ભા, વગેરે રૂપે છે. જો એનામાં પિતા-પુત્રાદિની અપેક્ષાએ પુત્રપણું-પિતાપણું-ભાઇપણું-મામાપણું વગેરે અનેક ધર્મ, અનેક સ્વભાવ સિદ્ધ ન હોય, તો એક જ પોતે કોઈ પિતાનો, પુત્રનો, ભાઈનો, ભાણેજનો વગેરે અનેકનો સંબન્ધી કેમ બની શકે ? પોતે પિતાની અપેક્ષાએ પુત્ર છે, એટલે પુત્ર તરીકે હોવામાં એને પિતાની જે અપેક્ષા છે, એ જ એનામાં પિતા સાથેનો સંબન્ધ છે; તે સંબન્ધ પુત્રપણાનો. એવા અનેક સંબન્ધો એક જ પુરુષમાં ઘટે છે. એ જ રીતે કોઈ પણ વસ્તુમાં અનેક સંબન્ધ ઘટી શકે છે, એથી એ વસ્તુ અનેકસ્વભાવ છે.

**ઘડામાં અનેક સ્વભાવઃ-**

આ જ હકીકતને દૃઢ કરવા માટે બીજો દાખલો ઘડાનો છે. ઘડો કોઈની અપેક્ષાએ પૂર્વ દિશામાં, અને બીજાની અપેક્ષાએ પશ્ચિમમાં છે. વળી કોઇ વચમાં રહેલ ત્રીજી જ વસ્તુના આંતરે છે, તો એ જ ત્રીજી વસ્તુને વગર આંતરે છે. એમ, એ ઘડો કોઇનાથી દૂર અને કોઇની નજીક, ગયા મહિનાના ઘડા કરતાં નવો, અને આ મહિનામાં તાજેતરમાં બનેલ ઘડા કરતાં જૂનો છે; કાચા ઘડા કરતાં સમર્થ, ને કોઇ પાકા જાડા ઘડા કરતાં અસ-મર્થ, તકલેદી છે; દેવદત્તે બનાવેલો છે, અને ચૈત્રની માલીકીવાળો છે; નોકરથી મેળવાયેલો અને છોકરાથી ખરીદાયેલો છે; પણ પાડોશીથી ઉઠાવાઈ ગયેલો છે. એમ, તદ્દન અખંડની અપેક્ષાએ જરા કાંઠે તૂટેલો છે, પરંતુ કાણાં કે તિરાડવાળા ઘડા કરતાં આખો છે; વળી ગાગર કરતાં નાનો, પણ ઘડી કરતાં મોટો છે; જમીન પર પડેલ બીજા ઘડા કરતાં ઉંચે ઘોડી પર છે, પરંતુ ઊંચી ઓટલી પર પડેલા ઘડાની અપેક્ષાએ એ નીચે છે.

આમ, એકજ ઘડામાં પૂર્વમાં હોવાપણું, પશ્ચિ-મમાં હોવાપણું, વગેરે અનેકાનેક ધર્મ છે. એ રીતે વસ્તુમાત્રમાં પણ અનેકાનેક ધર્મ છે. આ ધર્મો આધાર વસ્તુથી એકાન્તે જુદા નથી, પણ વસ્તુ સાથે એકાકાર હોવાથી કથંચિત્ વસ્તુના સ્વભાવ-ભૂત છે; તેથી કહેવાય કે વસ્તુ દ્રવ્યથી એકસ્વભાવ, છતાં પર્યાયથી અનેકધર્મસ્વભાવ, અનેકસ્વભાવ છે, એટલે કે એકાનેકસ્વભાવ છે.

( ૯૦- ) सकललोकसिद्धश्चेहपित्रादिव्यवहारः, भिन्नश्च मिथः, तथाप्रतीतेः, तत्तत्त्वनिबन्धनश्च, अत एव हेतोः ।

**અર્થ:-જગતમાં પિતા (પુત્ર) વગેરેનો વ્યવહાર અહીં સકલ લોકમાં સિદ્ધ છે. અને તે પરસ્પરમાં અલગ અલગ છે. કેમકે તેવો (સર્વને) અનુભવ થાય છે. તેમજ તે વ્યવહાર પિતાપણું (પુત્રપણું) વગેરેને લીધે થાય છે. કેમકે એ જ ( લોકોનો અનુભવ ) પ્રમાણ છે.**

વિવેચન:-

પૂર્વે જે અનુમાન-પ્રયોગ બતાવ્યો કે 'વસ્તુ એકાનેકસ્વભાવ છે, કેમકે અનેક વસ્તુઓના સંબ-ન્ધથી અનેક સંબન્ધિરૂપ છે,' આ અનુમાનમાં સાધ્ય 'એકાનેકસ્વભાવતા' સિદ્ધ કરવા જે હેતુ મૂક્યો તે અસિદ્ધ નથી, કારણ કે જગતમાં એકના-એક માણસનો પિતા તરીકે, પુત્ર તરીકે, ભાઈ તરીકે....એમ અનેકવિધ સંબન્ધી તરીકેનો વ્યવ-હાર લોકપ્રસિદ્ધ છે. લોકો એવો વ્યવહાર કરે છે એ નિર્વિવાદ સિદ્ધ દેખાય છે. 'આ અમુકનો પિતા, પણ ફલાણાનો પુત્ર....' એવું જ્ઞાન, એવી ઓળખાણ, એ તરીકેની પ્રવૃત્તિ લોકો કરે છે. (આ લોકપ્રસિદ્ધ અને ખુદ એકાન્તવાદીથી આચ-

રીતે એકમાં જ પિતા–પુત્રાદિ વિરુદ્ધ વ્યવહાર અનેકાન્તવાદ જ પ્રમાણભૂત હોવાનું સૂચવે છે. એકાન્તવાદીઓ જાણે 'રખેને અનેકાન્તવાદથી અભડાઈ જવાય!' એ ડરથી આઘા રહે છે; પરંતુ ખરેખર જોતાં એકાન્તવાદમાં પ્રત્યક્ષ અપલાપ, કાર્યકારણ-ભાવની અસંગતિ, વગેરે અનેક દોષોથી મલિનતા હોઈએ ખુદ અસ્પૃશ્ય બની જાય છે.)

વળી આ પિતા, પુત્ર, ભાઈ તરીકેનો વ્યવહાર પરસ્પરમાં ભિન્ન ભિન્ન છે. વ્યક્તિ એક જ પરંતુ એને લઈને પિતા તરીકેનો વ્યવહાર એ જ પુત્ર તરીકેનો વ્યવહાર નથી, પણ પુત્ર તરીકેનો વ્યવહાર જુદો છે. એમાં પ્રમાણ એ, કે સૌનો તેવો અનુભવ છે. વ્યવહાર અલગ અલગ ન હોય તો બધાને એમ ભાસે કેવી રીતે?

પ્ર૦–અલગ અલગ ભાસવાનું તો ભ્રાન્તિવશ હોઈ શકે ને?

ઉ૦–બીજે એમ સંભવે, પરંતુ અહીં તો વિના એવી વસ્તુસ્થિતિ, એવો ભાસ થતો નથી. માટે આ ભ્રાન્ત વ્યવહાર નથી. વસ્તુસ્થિતિ આ, કે એવો વ્યવહાર વસ્તુતત્ત્વના કારણે થાય છે; અર્થાત્ વ્યવહારના વિષયભૂત એ પુરુષમાં ખરેખર પિતાપણાનો ધર્મ છે માટે જ એનો 'પિતા' તરીકે વ્યવહાર થાય છે. એમ પુત્રપણાના સ્વરૂપને લઈને 'પુત્ર' તરીકેનો વ્યવહાર, ભાઈપણાના સ્વરૂપ લઈને 'ભાઈ' તરીકેનો વ્યવહાર...ઈત્યાદિ. આ શી રીતે? તો કહેવાય કે એવી પ્રતીતિ છે. સર્વ જનને આ અનુભવ છે કે એનામાં ખરેખર પિતાપણું છે, તેમ પુત્રપણું પણ છે,....વગેરે, આને અપ્રમાણ, ભ્રાન્તિ નહિ કહેવાય; નહિતર એમ તો સર્વત્ર અવિશ્વાસ થઈ જાય કે 'કોઈ જ જ્ઞાન સાચું નહિ.' પરંતુ એવું નથી, જગતમાં સાચું જ્ઞાન, ખોટું જ્ઞાન, એમ બે પ્રકારનાં જ્ઞાન હોય છે. દા. ત. છિપલી કે કલાઈની પતરી જોતાં આ ચાંદી એવું જ્ઞાન થયું તો એ ખોટું; અને ખરેખર ચાંદી જોતાં 'આ ચાંદી' એમ લાગ્યું, તો એ સાચું જ્ઞાન છે. જ્ઞાન સાચા–ખોટાનો તફાવત વિષયનાં ત્યાં હોવા ન હોવા પર બને છે. માટે લોકમાં 'આનામાં અમુકના હિસાબે પિતાપણું છે, બીજા અમુકના હિસાબે પુત્રપણું છે,' એ વ્યવહાર સત્ય કહેવો હોય, તો તે પિતાપણું, પુત્રપણું વગેરે ધર્મ ત્યાં ખરેખર હયાત હોવાને લઈને જ બને. માટે વસ્તુ અનેકસ્વભાવ માનવી જ જોઈએ.

(૯૦–) 'वासनाभेदादेवायमि'त्ययुक्तं, तासामपि तन्निबन्धनत्वात् । नैकस्वभावाद्देव ततस्ता इति, रूपाद् रसादिवासनापत्तेः ।

**અર્થ:–આ (અલગ અલગ) વ્યવહાર વ્યવહારકર્તાઓની) અલગ અલગ વાસનાના જ કારણે છે, એમ કહેવું અયુક્ત છે; કેમકે વાસનાઓ પણ વસ્તુના તે તે (અલગ અલગ) ધર્મને લઈને છે. એકજ સ્વભાવભૂત ધર્મને લઈને અનેક વાસનાઓ થઈ ન શકે, કેમકે (નહિતર) રૂપને લઈને રસ વગેરેની વાસના થવાની આપત્તિ આવે!**

**વિવેચન:–**

**વાસનામૂલક વ્યવહારનો બૌદ્ધમત:–** અહીં બૌદ્ધો વ્યવહાર વસ્તુમાંના અનેક ધર્મ પર ન માનતાં વાસનાને લીધે માને છે; જૈનો એ માન્યતાનું ખંડન કરે છે એનો મજેનો સંવાદ આ પ્રમાણે છે:–

બૌદ્ધ–"વસ્તુ એકાનેકસ્વભાવ સિદ્ધ કરવા પુત્રાદિ–વ્યવહારનું દૃષ્ટાન્ત લઈ કહ્યું કે વિવિધ વ્યવહાર વસ્તુના અનેક વિચિત્ર સ્વભાવને લીધે થાય છે, પણ વસ્તુસ્થિતિ એમ નથી, કેમકે એક વસ્તુમાં અનેક સ્વભાવ ન હોઈ શકે; સ્વભાવભેદે વસ્તુભેદ હોય. દા. ત. અગ્નિ–પાણીના સ્વભાવ જુદા, તો વસ્તુ જુદી જુદી છે. એટલે અહીં એક જ વસ્તુમાં પુત્રત્વ–પિતૃત્વાદિ અનેક સ્વભાવ નથી, છતાં તેવો તેવો વ્યવહાર જે થાય છે, તે વ્યવહાર કરનાર પોતાની તેવી તેવી વાસનાને લઈને કરે છે. અર્થાત્ એનો પિતા પોતાની તેવી વાસનાને લઈને એને પુત્ર તરીકે સંબોધે છે, અને એનો પુત્ર પોતાની તેવી વાસનાવશ તેને પિતા તરીકે સંબોધે છે. એટલે વ્યવહાર માટે વ્યવહારની વિષયભૂત વસ્તુમાં અનેક સ્વભાવ માનવાની જરૂર નથી. વસ્તુ પોતે તો એકસ્વભાવ, નિરંશ અને ક્ષણિક હોય છે. એટલે એક જ પુરુષવસ્તુમાં પુત્રપણું, પિતાપણું,

વગેરે અનેક સ્વભાવ ન હોઈ શકે.”

જૈન:-“વસ્તુ નિરંશ અને ક્ષણિક હોય તો પછી એકજ વસ્તુ અનેકરૂપે અને સ્થિર ટકનારી દેખાય છે તેનું શું ? વ્યવહાર કરનારો પુરુષ સ્થિર છે માટે તો પ્રથમ ક્ષણે વસ્તુને જોઇને બીજી ક્ષણે પિતા કે પુત્ર આદિ તરીકે વ્યવહાર કરે છે.”

બૌદ્ધ:- “આ ભ્રાન્તિ છે. તર્કથી વિચારતાં વસ્તુ અનેકસ્વભાવ અને સ્થિર સિદ્ધ થઇ શકતી નથી; કેમકે જો અનેકસ્વભાવ હોય તો ભિન્ન ભિન્ન સ્વભાવ યાને સ્વભાવ-ભેદ થવાથી વસ્તુમાં ભેદ જ આવે. ત્યારે જો સ્થિર હોય તો પોતાના વિવિધ કાર્ય ક્રમસર કરવા અંગે એનામાં વિવિધ સામર્થ્ય ક્રમશઃ જ ઉત્પન્ન થતાં હોવાનું માનવું પડે; કેમકે પ્રથમ ક્ષણેજ જો બધાં સામર્થ્ય તૈયાર હોય, તો બધાં કાર્ય એકી સાથે કરવાની આપત્તિ આવે. અગર જો કહો કે ‘સામર્થ્ય તો છે, પરંતુ સહકારી કારણો મળે ત્યારે કાર્ય થાય,’ તો પ્રશ્ન એ છે કે એ સહકારી કારણો આવીને એનામાં શું વિશેષ કરે છે. અને જો કરે છે, તો મૂળ વસ્તુમાં પરિવર્તન થવાથી વસ્તુભેદ થયો ! અર્થાત્ વસ્તુ ફરી ગઈ ! સારાંશ, ક્ષણે ક્ષણે આદ્ય સામર્થ્ય જુદાં જુદાં આવવાથી કહો, યા સહકારીવશ વિશેષતા થવાથી કહો, પણ વસ્તુ ક્ષણે ક્ષણે ફરી; એટલે એ ક્ષણિક સિદ્ધ થાય છે.”

જૈન:-તો પછી એવી નિરંશ એકસ્વભાવ વસ્તુ પર અનેક જાતના વ્યવહાર કેવી રીતે થઈ શકે ?’

બૌદ્ધ-‘કોઇ કુશળ વ્યવહારાર્થી પુરુષ દ્વારા કરેલા ‘પિતા’ ઇત્યાદિ સંકેતને લઇને વ્યવહારકર્તા પુરુષની પોતાની પૂર્વ વાસનાનો પરિપાક (જાગૃતિ) થાય છે. તેથી તે તેવો તેવો વ્યવહાર કરે છે. દા. ત. માતા પુત્રને શિખવાડે છે કે ‘આ તારા પિતા છે.’ આ સંકેત કર્યો કહેવાય. એથી હવે પુત્ર પોતાની જાગ્રત્ બનેલી વાસના દ્વારા પિતા પ્રત્યે પિતાનો વ્યવહાર કરે છે. એમ ભત્રીજો પોતાની જાગ્રત્ વાસના વશ ‘કાકા’ એવો વ્યવહાર કરે છે, ઇત્યાદિ. અહીં એટલું ધ્યાનમાં રહે કે માતા, પુત્ર, વગેરે પણ ક્ષણિક હોવા છતાં એ દરેકની ક્ષણપરંપરા યાને માતૃક્ષણો, પુત્રક્ષણો વગેરેનું સંતાન યાને પરંપરા ચાલે છે, એમાં સંકેતકારી માતૃક્ષણના સહકારથી જાગ્રત્ થયેલ વાસનાવાળી પુત્રક્ષણ ઉત્પન્ન થાય છે. અને તેમાંથી પછી વ્યવહારકર્તા પુત્રક્ષણ જન્મે છે, કે જે ‘પિતા’ એવો વ્યવહાર કરે છે. તેથી આ વ્યવહાર વાસનામૂલક થયો, કિન્તુ નહિ કે પિતાના પિતૃત્વ-સ્વભાવમૂલક; કેમકે વસ્તુમાં પિતાપણું પુત્રપણું વગેરે સ્વભાવો છે જ નહિ.

જૈન:-“એમ જો પિતામાં પિતૃત્વ અસત્ જ હોય તો અસત્ પર વ્યવહાર કેમ થાય ?

બૌદ્ધ-‘એમાં શું છે ? કથાનો વિષય અસત હોવા છતાં કલ્પિત કથાનો વ્યવહાર જગતમાં પ્રવર્તતો દેખાય છે ને ? પ્રસ્તુતમાં વિવિધ વ્યવહાર વ્યવહાર-કર્તાઓની વિવિધ વાસનાવશ થઈ શકે છે. એથી કાંઈ વ્યવહારનો વિષય સત્-તાત્ત્વિક માનવાની જરૂર નથી. એમ, અસત્ સમજવો લાભદાયી પણ છે, કેમકે તેથી રાગ ઘટતો આવે. વિષયોને સત્ સમજી સમજીને તો જીવ એનો લાલચુ બને છે. પણ જો અસત્ સમજી જાય, તો મનને એમ થાય કે ‘વસ્તુ સત્ વિદ્યમાન સમજું તો લાલચ થાય ને ? ના, સત્ છે જ નહિ, અને અસત્ જ છે, પછી અસત્‌ની શા સારૂ લાલચ-મમતા કરૂં ? ગગનકુસુમ અસત્ છે તો કયાં એની લાલચ-મમતા થાય છે ?’ આમ વિચારી લાલચ, મમતા, રાગ ઘટતા આવવાથી વૈરાગ્ય વધતો આવે, ને પરાકાષ્ઠાએ મોક્ષ થાય.”

જૈન-“આ કહેવું યુક્તિયુક્ત નથી. વિષય અસત્ હોઇ શકે નહિ. કેમકે જેવી રીતે જુદા જુદા વ્યવહાર થવા પાછળ કારણ વાસના કહો છો, એમ વાસના થવાની પાછળ કારણ બતાવો. મૂળ વાસના કયારેક પણ કોનાથી જન્મી ? કહેવું જ પડે કે સત્ વિષયોના આલંબને જ જન્મી. કાર્ય પાછળ કારણ હોવું જ જોઇએ. જો એમ કહો કે ‘ના, વાસના માટે કારણ શોધવાની જરૂર નથી,’ તો તો પછી એવી વાસના કાં તો નિત્ય સત્ હોય, અગર તદ્દન અસત્ હોય. આકાશની પાછળ કોઇ કારણ નથી, તો

એ હંમેશાં સત્ છે; ત્યારે આકાશપુષ્પ જન્મવા પાછળ કોઈ કારણ નથી, તો તે તદ્દન અસત્ છે. જેને પેદા થવા પાછળ કોઈ કારણની અપેક્ષા નહિ, તે કાં નિત્ય સત્ હોય યા અસત્ હોય, પણ ક્યારેક બનનારી અનિત્ય વસ્તુ નહિ. ત્યારે વાસના નિત્યસત્ હોવાનું તો માની શકો નહિ, કેમકે તો તો એ સદા એકરૂપની અને પ્રગટ જ રહ્યા કરે; તેમજ કદી એનો નાશ ન થવાથી મોક્ષ જેવી વસ્તુ જ ન રહે. તેમ વાસનાને તદ્દન અસત્ પણ માની શકો નહિ, કેમકે અસત્ તો ક્યારેક હોવાનું અને ક્યારેક ન હોવાનું બને નહિ, તેમજ અસત્‌માંથી કોઈ કાર્ય પણ નીપજે નહિ. ગગનકુસુમ હમણાં હતું, પછી નહિ, એવું નથી દેખાતું. જ્યારે તમે વાસના તો તેવી માનો છો, તેથી અસત્ હોઈ શકે નહિ. વળી જો અસત્ હોય તો જેમ ગગનપુષ્પમાંથી સુગંધિ કાર્ય, તેમ વાસનામાંથી વ્યવહારકાર્ય થવાની આશા એક મોહ છે. વળી મૂળ જો અસત્ જ વાસના છે, તો એનો નાશ અને મોક્ષ શું?

આ બધી આપત્તિના કારણે, કહો, વાસના અનિત્ય સત્ છે અને વિષયરૂપી કારણમાંથી જન્મે છે. કારણો વિચિત્ર, તો કાર્ય પણ વિચિત્ર; એ નિયમાનુસાર વિષયો વિચિત્ર છે, માટે જ એનું કાર્ય વાસનાઓ વિચિત્ર, જુદી જુદી જાતની છે.

(ત્યારે જે કહ્યું કે 'વિષય અસત્ માનો તો વૈરાગ્ય વધે, સત્ માનવાથી તો મમતા થાય, એ પણ કથન વ્યાજબી નથી, કેમકે વિષય વસ્તુતઃ સત્ હોવા છતાં એ ચંચળ અનિત્ય હોઈને અસત્‌ની ભાવના કરી શકાય છે; તેથી કાંઈ એ ખરેખર અસત્ સિદ્ધ થતા નથી. વળી વિષયોનું જડ સ્વરૂપ અને આત્માનું એથી તદ્દન નિરાળું શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપ, એ બેનો વિવેક કરવાથી પણ વૈરાગ્ય તો વધી શકે છે. તેથી પણ વિષયને અસત્ કહેવાની જરૂર નથી.)

આમ, વિચિત્ર વાસના પાછળ વિચિત્ર વિષયો કારણ તરીકે સિદ્ધ થવાથી એક જ પુરુષમાં એના પિતા, પુત્ર, ભાઈ વગેરે વિષયોની અપેક્ષાએ એના-માં પુત્રત્વ, પિતૃત્વ, ભ્રાતૃત્વાદિ અનેક ધર્મ ઉત્પન્ન થઈ શકે છે. તેથી વસ્તુ અનેકસ્વભાવ સિદ્ધ થાય છે.

બૌદ્ધ–"નિરંશ એક જ સ્વભાવવાળી વસ્તુમાંથી વિચિત્ર વાસના જન્મવાનું માનીએ તો શો વાંધો? વિચિત્રતા માટે તો 'વસ્તુનો મહિમા જ તેવો છે કે વિચિત્ર વાસનાને પેદા કરે,' એમ કહી શકાય ને?

જૈન–"એમ ન માની શકાય, કેમકે તો પછી નિયમ નહિ બને કે અમુક વિષયમાંથી અમુક જ વાસના પેદા થાય.' તેથી તો પછી 'લીલા, પીળા વગેરે રૂપમાંથી રસ, ગંધ વગેરેની વાસના કેમ ન ઉત્પન્ન થાય,' એ પ્રશ્ન ઉભો થવાનો. ચોકસ કાર્યો અને ચોકસ કારણો વચ્ચે જો કાર્યકારણભાવ નહિ, તો રૂપમાંથી પણ રસાદિની વાસના પેદા થવાની આપત્તિ આવશે. એમ મોટા મેરુના દર્શ-નથી અણુની વાસના પણ થવી જોઈએ.

(લ૦–) 'जातिभेदतो नैतदि'त्यप्ययुक्तं, नीला-त्पीतादिवासनाप्रसङ्गात्। 'तत्तत्स्वभावत्वान्नैतदि'त्य-प्यसत्, वाङ्मात्रत्वेन युक्त्यनुपपत्तेः। न हि नील-वासनायाः पीतादिवत् पित्रादिवासनाया न भिन्ना पुत्रादिवासनेति निरूपणीयम्।

**અર્થઃ**– '(રૂપ–રસાદિની) જાતિ જુદી છે માટે આ આપત્તિ નથી' એમ કહેવું અયુક્ત છે, કેમકે (એમ હોય તો) નીલથી પીતાદિવાસનાની આપત્તિ છે. 'તેવો તેવો (નીલથી નીલવાસના જ, એવો) સ્વભાવ હોવાથી એમ આપત્તિ નથી,' એ કથન અસત્ છે. કેમકે યુક્તિ નહિ ઘટવાના કારણે એ વચનમાત્ર છે. નીલવાસનાથી પીતાદિવાસનાની જેમ પિતૃવાસનાદિથી પુત્રાદિવાસના ભિન્ન નથી એમ નહિ (ભિન્ન છે જ; છતાં એ ઉત્પન્ન કરવાની તાકાત એકજ વ્યક્તિમાં છે), આ તપાસવા જેવું છે.

**વિવેચનઃ**–

બૌદ્ધ:–"રૂપ–રસાદિ જાતિઓનો અલગ અલગ વિભાગ છે, અને વાસનાઓ વિભાગવાર ઉત્પન્ન થાય છે; અર્થાત્ રૂપવિજ્ઞાનનો સ્વભાવ રૂપવાસના, રસવિજ્ઞાનનો સ્વભાવ રસવાસના પેદા કરવાનો.... ઈત્યાદિ. રૂપજાતિ જુદી છે, રસજાતિ જુદી છે. તો પછી રૂપમાંથી અત્યંત ભિન્ન–જાતીય રસાદિવાસના ક્યાંથી ઉત્પન્ન થાય?"

જૈન-"ઠીક છે, તો પછી નીલ (વાદળી) અને પીત (પીળું) રૂપ તો રૂપ તરીકે એક જ જાતના છે ને ? તો નીલ રૂપ જોનારને પીત, રક્ત વગેરેની વાસના કેમ ન ઉત્પન્ન થાય ? નીલ-પીતાદિ તો સજાતીય છે."

બૌદ્ધ-"ભલે સજાતીય હો પણ નીલ વિજ્ઞાનનો એવો સ્વભાવ છે કે એમાંથી નીલવાસના જ પેદા થાય, અને પીતવિજ્ઞાનનો સ્વભાવ પીત વાસના જ ઉત્પન્ન કરવાનો છે. તેથી સજાતીય હોવા છતાં નીલમાંથી પીતવાસના પેદા થવાની આપત્તિ નથી; કેમકે એનો એ સ્વભાવ જ નથી. અને સ્વભાવ અંગે પ્રશ્ન ન થઇ શકે કે આવો જ સ્વભાવ કેમ ? અગ્નિ કાષ્ઠને બાળે પણ આકાશને નહિ, આવો અગ્નિનો સ્વભાવ શાથી ? એવું કોને પૂછવામાં આવે છે ?"

જૈન-"આ માત્ર વાણી-વિલાસ છે, એની પાછળ કોઇ પદાર્થ નથી; કેમકે યુક્તિ ઘટતી નથી. એ આ રીતે,-જેમ નીલવાસનાથી પીતાદિવાસના જુદી નથી એમ નહિ, જુદી જ છે, તેથી નીલ પદાર્થ એક સ્વભાવે નીલ વાસનાને જ ઉત્પન્ન કરી શકે, પીતાદિવાસનાને નહિ; એમ તમે કહો છો. બસ એ જ રીતે પિતૃવાસના કરતાં પુત્રાદિ વાસના જુદી નથી એમ નહિ, જુદી જ છે; તો પછી એક કોઈ પુરુષ દ્રષ્ટામાં એકલી પિતૃવાસના જ ઉત્પન્ન કરી શકે, પુત્રાદિવાસના નહિ, કેમકે તમારા મતે નીલની જેમ પુરુષ વસ્તુ પણ એક જ સ્વભાવ ધરાવે છે. આ સૂક્ષ્મ રીતે વિચારવા જેવું છે, કેમકે હકીકતમાં એવું નથી. એક જ માણસ પુત્રમાં પિતૃવાસના, પિતામાં પુત્રવાસના, ભાઈમાં ભ્રાતૃવાસના.. ઈત્યાદિ ભિન્ન ભિન્ન વાસના ઉત્પન્ન કરે જ છે. કોઈ એક નીલને જોઇને તો બધાને 'આ નીલ' એવા સમાન સંસ્કાર થાય છે, પરંતુ કોઈ એક પુરુષને જોઈને બધાને 'આ પિતા' એવું નથી થતું. કોઇને 'આ મારો પુત્ર,' તો કોઇને 'આ મારો ભાઇ,' ઈત્યાદિ પણ વાસના થાય છે. એ સૂચવે છે કે વિષયભૂત એ પુરુષ પિતૃવાસના, પુત્રવાસના, વગેરે અનેક કાર્ય કરવાના અનેક સ્વભાવ ધરાવે છે. તો વસ્તુ એકસ્વભાવ જ હોય, અનેકસ્વભાવ ન જ હોય એ કયાં રહ્યું ?

(લ૦-) नोपादानभेदोऽप्यत्र परिहारः एकस्यानेकनिमित्तत्वायोगात्। न दर्शनादेवाविरोध इति, अभ्युपगमे विचारोपपत्तेः। न च सोऽप्येवं न विरुध्यत एव, तदेकस्वभावत्वेन विरोधात्।

**અર્થ :-(વાસના-ભેદમાં કારણભૂત) ઉપાદાન-ભેદ છે એ પણ અહીં ઉત્તર નહિ ચાલે; કેમકે એક સ્વભાવવાળી વસ્તુ અનેકમાં નિમિત્ત કારણ ન બની શકે. (બને છે, એવું) પ્રત્યક્ષ દેખાય છે; માટે (એકમાં અનેક સહકારિતાનો) વિરોધ નથી એમ નહિ; કેમકે સ્વીકાર સંબંધમાં વિચાર આવશ્યક છે. તો તેવો સ્વીકાર બાધિત નથી એમ નહિ, કેમકે વ્યવહારનો વિષય એક સ્વભાવવાળો હોઇને અનેક પ્રત્યે એની સહકારિતા બાધિત બને જ છે.**

વિવેચનઃ-

બૌદ્ધ-"વસ્તુ એકસ્વભાવ જ હોય છે. એ હિસાબે પુરુષવ્યક્તિ દા. ત. કોઈ દેવદત્ત એક જ સ્વભાવ ધરાવે; છતાં એને અનુલક્ષીને બીજાઓમાં પુત્રવાસના, પિતૃવાસના, ભ્રાતૃવાસના, વગેરે થાય એમાં એકલો એ વ્યવહાર-યોગ્ય મૂળ પુરુષ દેવદત્ત જ કારણ નથી, કિન્તુ વ્યવહાર કરનારી એ વાસના-ઓવાળી ઉપાદાન વ્યક્તિઓ પણ કારણ છે. એ ઉપાદાનો અનેક છે, તેથી કાર્યવાસના અનેક જન્મે છે. દેવદત્તના બાપને દેવદત્ત પ્રત્યે 'આ મારો દીકરો' એવો ખ્યાલ અને એ પ્રમાણે વ્યવહાર યાને શબ્દપ્રયોગ કરે છે, એ એવી વાસનાને લઇને. એમ દેવદત્તનો પુત્ર દેવદત્ત પ્રત્યે 'આ મારા પિતા' એવી વાસના ધરાવે છે. આ વાસનાઓ દેવદત્તના એ પિતા, પુત્ર, ભાઇ વગેરેના ગુણધર્મ છે, માટે એ બધા પોતપોતાની વાસનાના ઉપાદાન કહેવાય. દેવદત્ત ભલે એકસ્વભાવવાળો રહ્યો, પણ આ ઉપાદાનો જુદાજુદા છે અને એ પોતપોતાની જુદી જુદી વાસનામાં જુદા જુદા કારણભૂત છે, માટે વાસનાઓ અનેક ઉત્પન્ન થાય છે. ક્ષણિકવાદમાં પિતા પુત્ર, ભાઇ વગેરે વ્યક્તિઓ પણ સ્થિરસ્થાયી નથી, કિન્તુ ક્ષણસ્થાયી છે,

અને દરેકની સમાન ક્ષણધારા ચાલે છે; અર્થાત્ આ ક્ષણની પિતાવ્યક્તિ બીજી ક્ષણે નષ્ટ; પણ એ બીજી ક્ષણે આ ક્ષણના જેવી જ નવી પિતાવ્યક્તિ જન્મે છે. એ ય ક્ષણિક છે, કિન્તુ ત્રીજી ક્ષણે પાછી એવી જ પિતાવ્યક્તિ પેદા થાય છે. એમ દીપકજ્યોતિની જેમ ક્ષણ–ક્ષણની પિતાવ્યક્તિની પરંપરા ચાલે છે. એ પરસ્પર સમાન હોવાથી એકજ વ્યક્તિ હોવાનો ભ્રમ થાય છે. આમાં ઉત્તરોત્તર ક્ષણવ્યક્તિની પ્રત્યે પૂર્વ પૂર્વ ક્ષણવ્યક્તિ ઉપાદાન કારણ કહેવાય છે. એમાં એટલું છે કે બધી ક્ષણોમાં પિતાવ્યક્તિ તરીકે સમાન; કિન્તુ નવનવા સ્વભાવવાળી તરીકે વિલક્ષણ વિલક્ષણ ઉત્પન્ન થાય છે. પૂર્વ પૂર્વ સ્વભાવવાળી ક્ષણ એ ઉત્તરોત્તર સ્વભાવવાળી ક્ષણ પ્રત્યે ઉપાદાન તરીકે કારણભૂત છે. માટે જ જો આ ક્ષણની પિતા વ્યક્તિ એ દેવદત્ત માટે વ્યવહાર કરે છે, શબ્દ પ્રયોગ કરે છે, કે 'આ મારો પુત્ર,' તો એમાં કારણભૂત છે એની પૂર્વની તેવી વાસના–ક્ષણ. એ પણ વાસના એમજ નથી જન્મી; એની પ્રત્યે પણ પૂર્વ પૂર્વના ક્ષણક્ષણના 'આ દેવદત્ત મારો પુત્ર,' 'આ. દેવદત્ત મારો પુત્ર,' એવા અનુભવ, એવા ખ્યાલ, એવા મનસ્કાર કારણભૂત છે. તો દેવદત્તના પિતાની આ ક્ષણધારા–ક્ષણ પરંપરા–ક્ષણસંતાન(પ્રવાહ)માં તેવા પુત્ર–ઉલ્લેખી મનસ્કાર (અનુભવ)ના લીધે તેવી પુત્રવાસના જન્મી; એમ દેવદત્તના પુત્રની ક્ષણધારામાં પિતૃ–ઉલ્લેખી-મનસ્કારથી પિતૃવાસના,–'આ દેવદત્ત મારા પિતા છે' એવી વાસના,–પ્રવર્તે છે. એનું ઉપાદાન એની જ પૂર્વની મનસ્કાર ક્ષણ છે. એટલે દેવદત્તનો ભલે એક જ સ્વભાવ હોય, છતાં એના પિતા, પુત્ર વગેરે જુદા જુદા હોઈ 'પુત્ર' 'પિતા' ઈત્યાદિ જુદી જુદી વાસના જન્મી શકે છે; અર્થાત્ એક જ દેવદત્ત એ જુદી જુદી વાસનાઓમાં નિમિત્ત ભલે થાઓ, પરંતુ મુખ્ય તો દરેક વાસનાનું ઉપાદાન જુદું જુદું જ છે. તેથી જુદી જુદી વાસના થાય છે. તો પછી એ ખાતર નિમિત્ત દેવદત્તમાં અનેક સ્વભાવ માનવાની કોઈ જ જરૂર નથી. ઉપાદાનના ભેદથી વાસનાભેદ કહી શકાય છે."

જૈન–"આ સમાધાન બરાબર નથી. કેમકે ઉપાદાન ભલે જુદા જુદા હોય, પરંતુ એ દરેકની જુદી જુદી વાસના અને કોઈને 'આ દેવદત્ત મારો પુત્ર,' તો બીજાને 'આ દેવદત્ત મારા પિતા'.... ઈત્યાદિ જુદા જુદા વ્યવહાર થવામાં સહકારી કારણ દેવદત્ત તો છે જ. હવે જો એ દેવદત્ત એક જ સામર્થ્ય–સ્વભાવ ધરાવે, તો એક જ સ્વભાવથી અનેક જાતના કાર્યમાં સહકારી કારણ કેવી રીતે બની શકે? સહકારી તરીકે એનામાં કંઈક સામર્થ્ય તો છે જ; તો એકજ પ્રકારના સામર્થ્યથી કોઈનામાં પુત્રવાસના, કોઈનામાં પિતૃવાસના ઈત્યાદિ કેમ કરી શકે? કેમકે એ બધાને જુદી જુદી વાસના થવામાં નિમિત્તભૂત તો આ એક દેવદત્ત વ્યક્તિ જ થાય છે. હવે જો આ વ્યક્તિ તેવી તેવી વાસનાને અનુકૂળ અનેક સામર્થ્ય (સ્વભાવો)થી દરિદ્ર હોય, તેવા અનેક સ્વભાવવાળી ન હોય, તો તેવી ભિન્ન ભિન્ન વાસના પ્રત્યે સહકારી નિમિત્ત કેમ ઘટી શકે?

બૌદ્ધ–"એમાં શો વાંધો છે? દેખાય જ છે કે સહકારી એક છતાં જુદા જુદા ઉપાદાનને અર્થાત્ વ્યવહારકર્તાઓને પોતપોતાની જુદી જુદી વાસના પ્રવર્તે છે. તો આ પ્રત્યક્ષ–દૃષ્ટમાં ન ઘટી શકવાનું શું? દા. ત. નગર બહાર કોઈ વેશ્યાનું મડદું એકજ પડ્યું છે, છતાં યોગી, ભોગી અને ગીધડાને જુદી જુદી વાસના એના પ્રત્યે હોય છે. યોગીને એ વૈરાગ્યપાત્ર તરીકે, ભોગીને ભોગપાત્ર નષ્ટ થયા તરીકે, અને ગીધડાને ભક્ષ્ય તરીકેની વાસના જાગે છે. આ પ્રત્યક્ષ દેખાય છે; તો એમાં વાંધો કોણ ઊભો કરે છે કે મડદું તો એકજ છે પછી વાસના જુદી જુદી કેમ? એમ અહીં એક જ સહકારી નિમિત્તભૂત દેવદત્તને લઈને એના પિતા, પુત્ર, ભાઈ વગેરેને જુદી જુદી વાસના થઈ શકે છે; અને એ તો એ લોકોના વ્યવહાર પરથી સ્પષ્ટ દેખાય છે. તો પ્રત્યક્ષદર્શનમાં ન ઘટી શકવાનું શું? વિરોધ શો?

જૈન– "માત્ર પ્રત્યક્ષમાં અમુક વસ્તુ બનતી દેખાય છે એટલા માત્રથી વિરોધ નથી એમ ન કહી શકાય; કિન્તુ જે સિદ્ધાન્ત સ્વીકારીએ તે પ્રત્યક્ષ–દૃષ્ટમાં ઘટી શકે એમ છે કે નહિ એ વિચારવું

યોગ્ય છે. દા. ત. પ્રસ્તુતમાં તમે આ સ્વીકાર્યું કે "જેના માટે બીજાઓ 'આ મારા પિતા' 'આ મારો પુત્ર' 'આ મારા ભાઈ' ઈત્યાદિ જુદા જુદા વ્યવહાર કરે છે, એવો એક કોઈ દેવદત્ત વગેરે પુરુષ, એ પોતે એકજ સ્વભાવવાળો હોવા છતાં અનેક વ્યવહારમાં ને તેવી તેવી વાસનામાં નિમિત્ત બની શકે છે; કેમકે વ્યવહાર અને વાસનાના ઉપાદાનભૂત તે બીજાઓ અનેક છે. એમાંથી દરેક પોતે પોતાના ખાસ સ્વભાવને લીધે અલગ અલગ વાસનાવિશેષ ધરાવી શકે અને વ્યવહારવિશેષ કરી શકે. પછી નિમિત્તભૂત મૂળ દેવદત્તાદિવ્યક્તિ એક જ સ્વભાવવાળી હોય છતાં એની સાથે આ અનેક પ્રકારની વાસનાઓનો વિરોધ નથી." આ તમારો સ્વીકાર યુક્તિસંગત છે કે કેમ એ જ ખાસ વિચારવાનું છે; પણ કાર્યનાં દર્શનમાત્રથી સંતોષ નથી માનવાનો.

ત્યારે આ તમારો સ્વીકાર વિરોધગ્રસ્ત નથી એમ નહિ. 'એક જ સ્વભાવવાળી એક વ્યક્તિ અનેક પ્રકારની વાસનાઓ-વ્યવહારોમાં નિમિત્ત બની શકે.'-આવો સ્વીકાર વસ્તુસ્થિતિથી વિરુદ્ધ જાય છે, માટે જ ખંડિત થઈ જાય છે, કેમકે વ્યવહારવિષયીભૂત તે દેવદત્તાદિ વ્યક્તિનું વિવિધ કાર્યમાં સહકારીપણું એનામાં વિવિધ સ્વભાવને બળાત્કારે પુરવાર કરે છે. ક્ષણિકત્વની સિદ્ધિ માટે તમે પણ એ જ કહો છો કે એક જ સામર્થ્ય-સ્વભાવથી અનેકવિધ કાર્ય ન થઈ શકે. એ માટે તો અનેક સ્વભાવ જોઈએ જ. એથી એની નિરંશ એકસ્વભાવતા ખંડિત થઈ જાય, ખોટી ઠરે, એમાં નવાઈ નથી.

(લૂણ દાળમાં નાખે તો દાળ સ્વાદિષ્ટ બને છે, પાણીમાં નાખવાથી પાણી બેસ્વાદ બને છે, અને દૂધમાં નાખવાથી દૂધ ફાટી જાય છે. દાળ, પાણી, દૂધ ત્રણે ય ઉપાદાન જુદા જુદા તો છે, છતાં ત્રણ જાતના કાર્ય થવામાં લૂણ જે સહકારી તરીકે ફરજ બજાવે છે, તે શું પોતાના એક જ સ્વભાવથી? ના, એમાં તો ત્રણે જાતના સ્વભાવ છે માટે ત્રણ જાતનાં કાર્યમાં સહકારી બને છે. દીવો એક જ સ્વભાવે પ્રકાશ કરે અને દહન પણ કરે એ કેમ બની શકે? એકલા ગરમ સ્વભાવથી પ્રકાશ કરતો હોય તો ગરમ ધખધખાવેલો પત્થર પણ પ્રકાશ કરવા માંડે! વેશ્યાના મડદામાં પણ ત્રણ જાતના સ્વભાવ છે માટે જ યોગી-ભોગી-ગીધડાને જુદી જુદી ત્રણ જાતની ભાવના થાય છે. ક્ષણભંગુરતા સ્વભાવને લઈને વૈરાગ્ય ભાવના, વિનષ્ટ ઈષ્ટ વિષયતાને લઈને ભોગીને શોક-ભાવના, અને અબાધિત ભક્ષ્યતાને લીધે ગીધને ભક્ષણની ભાવના થાય છે. જીવંત શરીરમાં તો બાધક બેઠો છે તેથી ગીધને એના પર ભોજનભાવના નથી થતી. એકલી ભોગ્યતાના સ્વભાવ પર જ ભાવનાઓ થતી હોય તો તો ગીધ જીવતા પર કેમ ન તૂટી પડે? પિતા, પુત્ર, ભાઈ વગેરે વ્યવહાર થવા પાછળ પણ એની વિષયભૂત તે વ્યક્તિમાં જુદા જુદા સ્વભાવે સહકારિતા-ઉપકારકતા માનવી જ જોઈએ.

(લ૦-) न चैकानेकस्वभावेऽप्ययमिति, तथादर्शनोपपत्तेः । न हि पितृवासनानिमित्तस्वभावत्वमेव पुत्रवासनानिमित्तस्वभावत्वं, नीलपीतादावपि तद्भावेपत्तेरिति । परिभावनीयमेतत् ।

**અર્થ :-એકાનેક સ્વભાવ હોવામાં પણ આ વિરોધ છે એવું નથી, તેવું દર્શન ઘટી શકે છે. પિતૃવાસનામાં નિમિત્ત બનવાનો સ્વભાવ એજ પુત્રવાસનામાં નિમિત્ત બનવાનો સ્વભાવ એવું નથી જ, કેમકે (એ રીતે તો પછી) નીલ, પીતાદિમાં પણ તેવા એક સ્વભાવની આપત્તિ આવે. આ વિચારવા જેવું છે.**

**વિવેચન :**

બૌદ્ધ-"તો શું અનેકાન્ત મતમાં દર્શન અને સ્વીકારની સંગતિ છે? વિરોધ નથી?"

જૈન-"ના, અનેકાન્ત મતમાં કોઈ દૂષણ નથી, કેમકે જેવો સ્વીકાર તેવું દર્શન થાય છે, વ્યવહાર ઘટી શકે છે. કોરી સિદ્ધાન્તની માન્યતા નથી. વસ્તુ એકાનેક સ્વભાવસ્વરૂપ છે, અર્થાત્ વસ્તુવ્યક્તિ પોતે દ્રવ્યરૂપે એક વ્યક્તિ છતાં અનેક પર્યાય રૂપે અનેક સ્વભાવ છે, પોતાનાથી અભિન્ન ભાવે રહેલા અનેકધર્મને લઈને અનેકાત્મક છે. પોતાનામાં રહેલી આ અનેકાત્મકતાને લઈને અનેક પ્રકારે વ્યવહાર દેખાય

એમાં કોઈ જ જાતનો વિરોધ નહિ, બલ્કે સંગતતા છે. વસ્તુ જેવી દેખાય છે તેવી જ સ્વીકૃત છે, અને તે જ પ્રમાણે વ્યવહાર સંગત બને છે. તે આ રીતે કે દા. ત. એક દેવદત્ત નામની વ્યક્તિ એ પોતાના પુત્ર પ્રત્યે પિતૃવાસનાનું નિમિત્ત જે સ્વભાવથી બને છે, તે જ સ્વભાવ પોતાના પિતા માટે પુત્રવાસના થવામાં નિમિત્તભૂત સ્વભાવ નથી. 'આ દેવદત્ત મારા પિતા' એવી પુત્રને થતી વાસના, અને 'આ દેવદત્ત મારો પુત્ર' એવી પિતાને થતી વાસના, આ બંને વાસના પ્રત્યે દેવદત્તમાં નિમિત્તતા છે, તે એકરૂપ નહિ કિન્તુ અલગ અલગ બે છે. એકજ નિમિત્તતા યાને નિમિત્ત સ્વભાવથી બે જાતના કાર્ય કેમ થઈ શકે?"

**બૌદ્ધ**–"પણ વસ્તુ તો એકસ્વભાવ જ હોય ને?"

**જૈન**–"ના, એવું કાંઈ નથી. વસ્તુમાં સ્વભાવોનું દારિદ્ર નથી, વિચિત્ર કાર્ય પ્રત્યેની પોતાનામાં રહેલી નિમિત્તતા પોતાની વિચિત્રસ્વભાવતા સિદ્ધ કરે છે. જો એવું ન હોય અર્થાત્ એક જ સ્વભાવ હોય, છતાં તે તે વાસનાના ઉપાદાનભૂત તે તે પિતા પુત્રાદિ જુદા જુદા હોવા માત્રથી વાસનાઓ ભિન્ન ભિન્ન થતી હોય, તો તો પછી નીલ–વાદળી રૂપને જોઈને કોઈને 'આ નીલ' એવી વાસના જાગે, ને બીજાને પીત–પીળું રૂપ જોઈને 'આ પીત' એવી વાસના જાગે, ત્યાં પણ 'વાસનાના ઉપાદાન બે જુદા છે માટે વાસના જુદી જુદી જાગે છે, તેથી કાંઈ નિમિત્તભૂત નીલ અને પીતમાં બે જાતના સ્વભાવ માનવાની જરૂર નથી'–એમ કહી શકાય ને? ત્યારે 'ભલે તેમ હો' એવું તમારાથી નહિ કહેવાય, કેમકે તો તો એનો અર્થ એ થયો કે એ નિમિત્તભૂત નીલ અને પીત એક જ સ્વભાવવાળા છે, અને છતાં બે જુદા પ્રકારનાં કાર્ય કરી શકે છે. તો પછી આપત્તિ એ ઊભી થાય છે કે એકજ માણસને નીલથી નીલવાસનાની જેમ પીતવાસના પણ કેમ ન થાય? થવી જોઈએ."

**બૌદ્ધ**–"પરંતુ ઉપાદાન એક જ છે ને? તેથી બે જાતની વાસના કેમ થાય?"

**જૈન**–"કેમ ન થાય? એનેજ સામે નીલને બદલે પીત રૂપ આવે તો પીતવાસના થાય જ છે. પોતે ઉપાદાન એકનું એક છતાં નીલ દેખી નીલવાસના, અને પીત દેખી પીતવાસના, એમ બે જુદી જુદી વાસના થાય છે,' એ જ સૂચવે છે કે વાસનાભેદમાં નિમિત્તભેદ પણ કારણ છે; ભિન્ન ભિન્ન નિમિત્તોનાં ભિન્ન ભિન્ન સ્વભાવ એમાં કારણભૂત છે. માટે જ એક દેવદત્ત પ્રત્યે કોઈને 'આ મારા પિતા,' એવી પિતૃવાસના થાય, બીજાને આ મારો પુત્ર,' એવી પુત્રવાસના થાય, એમાં દેવદત્ત જે નિમિત્ત બને છે તે જુદા જુદા નિમિત્ત–સ્વભાવને લઈને જ; અર્થાત્ એકજ દેવદત્ત એક સ્વભાવને લીધે પિતૃવાસનાનું નિમિત્ત, અને અન્ય સ્વભાવને લીધે પુત્રવાસનાનું નિમિત્ત, એ સિદ્ધ થાય છે. એમ 'આ મારા પિતા,' 'આ મારો પુત્ર,' ઇત્યાદિ ભિન્ન ભિન્ન વ્યવહાર એક જ દેવદત્તને લઈને થાય, તે પણ દેવદત્તમાં રહેલી ભિન્ન ભિન્ન નિમિત્તતા, અર્થાત્ વિચિત્ર નિમિત્તસ્વભાવોને લઈને થાય છે. આ સારી રીતે વિચારવા યોગ્ય છે કે એકજ વ્યક્તિ પોતાની માત્ર અન્યાન્ય વાસનાના બળ પરજ ભિન્ન ભિન્ન વ્યવહાર નથી કરી શકતી; નહિતર તો વ્યવહારકર્તાઓની માત્ર વિચિત્ર વાસનાઓથી જ સર્વ પ્રકારના ચિત્રવિચિત્ર વ્યવહાર થઈ જાઓ; પણ વ્યવહારના નિમિત્ત તરીકે વસ્તુઓને જુદા જુદા સ્વભાવની માનવાની જરૂર જ શી? વસ્તુ બધીજ એકસ્વભાવ! એટલે પછી જગતનું વૈચિત્ર્ય જ નહિ! અર્થાત્ જગતમાં ભિન્ન ભિન્ન સ્વભાવની વસ્તુ હોવાનું શા માટે જ માનવું? કહેવાય કે "એકજ સ્વભાવની જગતની વસ્તુઓ છતાં જુદા જુદા વ્યવહાર થાય છે તે વિચિત્ર વાસનાવશે છે. 'અગ્નિ બાળનારો, પાણી ઠારનારું,' આવા ભિન્ન ભિન્ન વ્યવહાર એ વ્યવહારકર્તાઓની પોતાની તેવી તેવી વાસનાને લીધે જ છે, બાકી ખુદ અગ્નિ, અને પાણી, એક બાળવાના અને બીજો ઠારવાના એમ જુદા જુદા સ્વભાવવાળા નહિ, કિન્તુ એકજ જાતના સ્વભાવવાળા છે." પણ આ ઇષ્ટ નથી, જગતની વસ્તુઓના સ્વભાવ ભિન્ન ભિન્ન ઇષ્ટ છે,

એ સૂચવે છે કે જુદા જુદા વ્યવહાર માત્ર ઉપાદાનભૂત વ્યવહારકર્તાઓની વાસનાના જ આધારે નહિ, કિન્તુ વ્યવહારના વિષયભૂત નિમિત્તના વિવિધ સ્વભાવના પણ આધારે થાય છે. ઉપાદાન અને નિમિત્ત બંનેના ય અનેક સ્વભાવોથી જ વિચિત્ર કાર્ય થાય છે.

(લ૦-) एवम् उभयथाऽपि उपादाननिमित्तभेदेन न सर्वथैकस्वभावादेकतोऽनेकफलोदयः, केषाञ्चिदहेतुकत्वोपपत्तेः, एकस्यैकत्रोपयोगेनापरत्राभावात् ।

**અર્થ:-એમ બંને રીતે પણ (અર્થાત્) ઉપાદાનવિશેષે અને નિમિત્તવિશેષે એકાન્તે એક જ સ્વભાવવાળી એક વસ્તુથી અનેક કાર્યની ઉત્પત્તિ નથી થતી; કેમકે (એમ થવામાં) કેટલાક કાર્ય અહેતુક બની જાય. કારણ કે એક (કારણ) નો ઉપયોગ એક ઠેકાણે થઈ જવાથી બીજે સ્થાને એ રહે નહિ.**

વિવેચનઃ-

પૂર્વોક્ત રીતે વિચારતાં આ ફલિત થાય છે કે કાર્યમાત્ર પ્રત્યે અમુક ઉપાદાન કારણ અને અમુક નિમિત્ત કારણ હોય છે; તેમજ એક જ વસ્તુ એક કાર્ય પ્રત્યે ઉપાદાનભૂત બને છે, તો બીજા અનેક કાર્યની પ્રત્યે નિમિત્તભૂત પણ થાય છે. હવે જો વસ્તુ એકાન્તે એક જ સ્વભાવવાળી હોય તો એનાથી ઉભયથા ઉપાદાનવિશેષરૂપે અને નિમિત્તવિશેષરૂપે રહીને જુદાં જુદાં આ લોક પરલોકનાં કાર્ય ઉત્પન્ન કરવાનું ન બની શકે. દા. ત. દાનસુકૃતથી આ લોકમાં યશ મળે છે, પરલોકમાં પુણ્ય સામગ્રી મળે છે. યશમાં લોકપ્રશંસા થાય છે; એનું નિમિત્ત-કારણ દાનસુકૃત છે. ત્યારે પુણ્ય સંસ્કારનું ઉપાદાન કારણ દાનકારી આત્મા છે. હવે જુઓ કે દાનસુકૃતની ક્ષણ જે સ્વભાવે પુણ્યની ઉત્તર ક્ષણનું ઉપાદાન કારણ બને, તેજ સ્વભાવે ઉત્તર પ્રશંસાક્ષણનું નિમિત્ત કારણ ન બની શકે. એ સ્વભાવ જુદા જુદા હોવા જ જોઇએ.

**બૌદ્ધ:**-"અહીં અમારી વ્યવસ્થા એ છે કે એક વસ્તુમાં એક જ સ્વભાવ હોય છે; અને તે ઉત્પન્ન થવામાં કોઈ ઉપાદાન કારણ હોય છે, તો બીજાઓ નિમિત્ત કારણ હોય છે. એ બધાય એકેક સ્વભાववાળા જ હોય. દા.ત. રૂપ-વસ્તુનો નિર્ણય કરવા માટે રૂપ, પ્રકાશ, ચક્ષુ અને મનસ્કાર એ જરૂરી સામગ્રી છે; કેમકે કહ્યું છે કે 'જેવી રીતે સૂર્યકાન્ત મણિ, સૂર્યકિરણ અને ગોબર (છાણુ), એ ત્રણ ભેગા થવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. એવી રીતે રૂપ, પ્રકાશ, ચક્ષુ અને મનસ્કાર (મનનો ઉપયોગ) આવી મળ્યે વિજ્ઞાન પ્રગટે છે.' અહીં મનસ્કાર એટલે પૂર્વની વિજ્ઞાનક્ષણ. રૂપવિજ્ઞાન ઉત્પન્ન થવામાં પૂર્વની વિજ્ઞાનક્ષણ ઉપાદાનકારણ છે અને એને જ મનસ્કાર કહેવાય છે. ક્ષણિકવાદમાં કોઈ સ્થિર કાયમી આત્મા છે જ નહિ કે જે ઉપાદાન બને. ક્ષણ ક્ષણનું વિજ્ઞાન એ જ આત્મા. એમાં પૂર્વ પૂર્વની વિજ્ઞાનક્ષણ એ પછીનાને માટે ઉપાદાન. ત્યારે બાકીના ત્રણ,-રૂપ, ચક્ષુ અને પ્રકાશ એ નિમિત્ત કારણ છે. રૂપ જોવું હોય તો સામે રૂપ જોઈએ, આંખ ખુલ્લી જોઇએ, અને અજવાસ જોઇએ છે. વિજ્ઞાનની દૃષ્ટિએ આ ત્રણે ય બહારના છે માટે નિમિત્ત કારણ છે. પરંતુ એ ય પાછા પોતપોતાની ક્ષણ-પરંપરામાં ઉત્તર ક્ષણ માટે ઉપાદાન કારણ છે; અર્થાત્ વિજ્ઞાન પ્રત્યે ભલે નીલાદિરૂપક્ષણ નિમિત્ત બની, પણ પછીની રૂપક્ષણ પ્રત્યે પૂર્વની રૂપક્ષણ ઉપાદાન કારણ છે. એમ ઉત્તર પ્રકાશ(આલોક) ક્ષણમાં પણ પૂર્વ પ્રકાશક્ષણ ઉપાદાન કારણ. એવું જ ચક્ષુક્ષણ પ્રત્યે પૂર્વ ચક્ષુક્ષણ ઉપાદાન. ત્યારે, તે તે ઉપાદાન સિવાયનાં બીજાં કારણો એ નિમિત્ત કારણ છે. સારાંશ એક જ સ્વભાવવાળી એકેક વસ્તુને તેવું તેવું ઉપાદાન અને તે તે નિમિત્ત કારણોની સહાય મળે એટલે તે તે કાર્યની સકલ સામગ્રી એકત્રિત થવાથી ભિન્ન ભિન્ન જાતનું કાર્ય ઉત્પન્ન થાય છે. દેવદત્તની પ્રત્યે 'આ મારો પુત્ર' એવો વ્યવહાર કરનાર એના પિતા એ ઉપાદાનરૂપે છે. એને એવા વ્યવહારમાં દેવદત્ત વગેરે નિમિત્ત તરીકે આવી મળ્યા, તો તેવો 'પુત્ર' તરીકેનો વ્યવહાર થયો. એજ દેવદત્ત પોતાના પિતા પ્રત્યે 'આ મારા પિતા' એવો વ્યવહાર કરવા બેસે, ત્યાં વ્યવહારમાં પોતે ઉપાદાન કારણ બન્યો, ને પિતા વગેરે નિમિત્ત

હેતુઓ મળ્યા, તેથી તેવા વ્યવહારનું કાર્ય થયું. ક્યાં આમાં વસ્તુમાં અનેકસ્વભાવ માનવાની જરૂર પડી?"

**જૈન :**—"બૌદ્ધોના આ કથનની સામે અમારૂં કહેવું એ છે કે વસ્તુને ભલે તેવું તેવું ઉપાદાન અને તે તે નિમિત્તો આવી મળે, છતાં વસ્તુના એકજ સ્વભાવ પર અનેકવિધ કાર્ય પેદા ન જ થઈ શકે. આ ઉત્પન્ન ન થવાનું જો સ્વીકાર્ય નથી, તો બાધક એ ઊભો થાય છે કે એક સ્વભાવ પર અનેકવિધ કાર્યમાંથી કેટલાય કાર્ય નિર્હેતુક બની જશે! કારણ કે કારણભૂત એક ઉત્પાદક સ્વભાવનો ઉપયોગ તો એક કાર્યને ઉત્પન્ન કરવામાં થઇ ગયો, પછી બીજાં કાર્ય ઉત્પન્ન થાય છે તે તેના કારણભૂત સ્વભાવ—સામર્થ્ય વિના જ થયાં કહેવા પડે.

(લ૦) अनेककार्यकरणैकस्वभावत्वकल्पना तु शब्दान्तरेणैतदभ्युपगमानुपातिन्येव । निरूपितमेतदन्यत्र,—

"यतः स्वभावतो जातमेकं नान्यत्ततो भवेत् ।
कृत्स्नं प्रतीत्य तं भूतिभावत्वात् तत्स्वरूपवत् ॥१
'अन्यच्चैवंविधं चेति यदि स्यात् किं विरुध्यते' ।
तत्स्वभावस्य कात्स्न्र्येन हेतुत्वं प्रथमं प्रति ॥"२

-इत्यादिना ग्रन्थेन, इति नेह प्रतन्यते । तदेवं निरुपचरितयथोदितसंपत्सिद्धौ सर्वसिद्धिरिति व्याख्यातं प्रणिपातदण्डकसूत्रम् ।

**અર્થ :**-અનેક કાર્ય કરનાર એક સ્વભાવ-સંપન્નતાની કલ્પના તો **બીજા શબ્દોમાં** આ (**અનેક સ્વભાવતા)ના સ્વીકારને જ અનુસરનારી છે. બીજે નીચેના ગ્રંથથી આ વર્ણવ્યું છે. માટે અહીં વિસ્તાર નથી કરાતો ;-**

**'જે સ્વભાવના લીધે એક કાર્ય ઉત્પન્ન થયું, તેનાથી જ બીજું ન જન્મે; કેમકે પ્રથમ કાર્ય તે સંપૂર્ણ સ્વભાવને લઇને જ ઉત્પન્ન થવાવાળું હોય છે; દા. ત. તે સ્વભાવનું પોતાનું યા કાર્યનું સ્વરૂપ. (કદાચ કહો) 'બીજું પણ કાર્ય આ જ સ્વભાવથી ઉત્પન્ન થનારું હોય એમાં શો વાંધો છે?' (ઉત્તર એ છે કે) તે સ્વભાવ પ્રથમ કાર્ય પ્રત્યે સંપૂર્ણપણે વપરાઈ ગયાનો (વાંધો છે.)'**

**માટે એ રીતે ઉક્ત સંપદાઓ અનૌપચારિક યાને વાસ્તવિક સિદ્ધ થતાં બધું સિદ્ધ થાય છે.** **આ પ્રણિપાતદંડકસૂત્રની વ્યાખ્યા પૂર્ણ થઇ.**

**વિવેચન :-**

**બૌદ્ધ**—"બીજાં કાર્ય પણ નિર્હેતુક બનવાની આપત્તિ નથી, કેમકે અમે જે ઉત્પાદક એક સ્વભાવ માનીએ છીએ તે એક કાર્ય નહિ પણ અનેક કાર્ય કરવા સમર્થ એવો સ્વભાવ માનીએ છીએ. તેથી એક કાર્ય કરવા સાથે બીજાં પણ કાર્ય કરવામાં એનો વ્યાપાર અસ્ખલિત વહી શકે છે."

**જૈન**—"એવો સ્વભાવ માનવાનો અર્થ તો એ થયો કે તમે બીજા શબ્દમાં અમારી જ માન્યતાને અનુસરવાનું કર્યું. અમારો મત એ છે કે પ્રત્યેક વસ્તુ અનેક સ્વભાવવાળી છે. જ્યારે તમે કહો છો કે એકેક વસ્તુ અનેક કાર્યો કરવાના સ્વભાવવાળી છે. આ માન્યતા અમારા મતને અનુસરનારી જ છે. એમ નહિ કહેતા કે 'અમે તો અનેક સ્વભાવ નહિ કિન્તુ એક જ સ્વભાવ માનીએ છીએ એટલો ફરક છે;' કેમકે અનેક કાર્યનું સામર્થ્ય અપેક્ષાએ અનેક સ્વભાવરૂપ જ છે, તો જ તે ભિન્ન ભિન્ન કાર્ય પેદા કરી શકે છે. કથંચિત્ સ્વભાવભેદ યાને ભિન્ન ભિન્ન સામર્થ્યસ્વભાવ વિના અનેક કાર્ય ઉત્પન્ન ન જ થઈ શકે. એની ચર્ચા પહેલાં થઈ ગઇ છે.

**'અનેકાન્ત જયપતાકા'નો ખુલાસો:-**

એક જ સ્વભાવથી અનેક કાર્ય ન જન્મી શકે એતું વર્ણન 'અનેકાન્ત જયપતાકા'નામના ગ્રન્થમાં કરેલું છે. એમાં બે શ્લોકથી એ કહેવામાં આવ્યું છે કે એક કાર્ય જે સ્વભાવસામર્થ્યથી ઉત્પન્ન થાય તે જ સ્વભાવસામર્થ્યવશ બીજું કાર્ય ઉત્પન્ન થઇ શકે નહિ; કેમકે જેવી રીતે સ્વભાવનું સ્વરૂપ અથવા પ્રથમ કાર્યનું સ્વરૂપ જે બને, તે કારણના અખંડ પૂર્ણ સ્વભાવને લઇને જ બને છે, તેમ પ્રથમ કાર્ય પણ ઉત્પાદક સ્વભાવના પૂર્ણ ઉપયોગને લઇને જ બન્યું. હવે એ સ્વભાવ બીજું કાર્ય ક્યાંથી પેદા કરી શકે?

દા.ત. તમારા (બૌદ્ધ) મતે ક્ષણ-ક્ષણની વસ્તુમાંથી બીજી ક્ષણે એક બાજુ બીજી વસ્તુ, અને બીજી બાજુ પૂર્વ વસ્તુનું પ્રત્યક્ષ.-એમ બે કાર્ય

એક સાથે પેદા થાય છે. જેમકે નીલ વસ્ત્રમાંથી બીજી ક્ષણે નીલ વસ્ત્ર જન્મે છે. અને નીલ વસ્ત્રનું પ્રત્યક્ષ પણ જન્મે છે. આમાં પૂર્વનું નીલ એ પછીના (૧) નીલ પ્રત્યે તો ઉપાદાન કારણ છે, અને (૨) નીલ-પ્રત્યક્ષની પ્રત્યે નિમિત્ત કારણ છે. શું એનો અર્થ એ નથી કે ઉપાદાન-કારણતા-સ્વભાવ અને નિમિત્ત-કારણતા-સ્વભાવ બે જુદા છે? કદાચ કહો 'સ્વભાવ તો એક જ છે, કિન્તુ એનાથી થતા બે કાર્યના ભેદને લીધે એવો વ્યવહાર થાય છે.' તો પણ સવાલ એ છે કે પૂર્વ નીલનો સ્વભાવ એક જ હોવાથી એનાથી પહેલું કાર્ય નીલ ઉત્પન્ન થઈ ગયું, પછી બીજું કાર્ય નીલ-પ્રત્યક્ષ ક્યાંથી ઉત્પન્ન થઇ શકે? એમ તો ન કહેવાય કે અડધા સ્વભાવે પહેલું કાર્ય થયું અને બાકી અડધાએ બીજું કાર્ય થયું; કેમકે સ્વભાવ એક અખંડ માનો છો. હવે જો એજ સ્વભાવે બીજું કાર્ય પણ થતું હોય, તો તો પ્રથમ કાર્ય નીલની જેમ બીજું કાર્ય પણ નીલ જ જન્મવું જોઇએ; નીલવિજ્ઞાન શા માટે ?

બૌદ્ધ-"એ એટલા માટે કે ભલે આ ઉત્પાદક સ્વભાવ એક જ હો, કિન્તુ એને સાથે નિમિત્ત જુદાં મળે છે. તો આ જ સ્વભાવથી જન્ય બીજું કાર્ય નીલપ્રત્યક્ષ થઇ શકે એમાં વાંધો ક્યાં આવે?

જૈન-"વાંધો એ છે કે પેલો એક સ્વભાવ તો એક કાર્યમાં સર્વાત્મના-સંપૂર્ણપણે હેતુ હોઈ વપરાઇ ગયો છે, એ હવે બીજી જાતના કાર્યમાં કઇ રીતે હેતુ બને? કેમકે પહેલા કાર્યમાં એનો તો સર્વાત્મના-સર્વાંશે ઉપયોગ થઈ ગયો પછી હવે કયો અંશ બાકી છે કે જેથી બીજું કાર્ય ઉત્પન્ન થઈ શકે? અને જો કહો કે એ ય કરી શકે છે, તો એનો અર્થ તો એ થયો કે પહેલાં કાર્યમાં એનો સર્વાંશે ઉપયોગ નથી થયો, તેથીજ બાકીના અંશે બીજા કાર્યમાં ઉપયોગ થાય છે. આમ સ્વભાવમાં અનેક અંશ માનવા અને તે તે અંશનું જુદું જુદું સામર્થ્ય તેવા તેવા કાર્યને ઉત્પન્ન કરવાનું માનવું, એ તમારા મતે ઘટે નહિ, કેમકે એકમાં અનેક વિરુદ્ધ સામર્થ્ય રહી શકે નહિ. તમે માનો છો કે સામર્થ્યભેદે તો વસ્તુ ભિન્ન જ હોય. એટલે સરવાળે એ પ્રાપ્ત થાય છે કે અનેક સમર્થ અંશ એટલે અનેક સમર્થ સ્વભાવ. વસ્તુમાત્ર અનેક કાર્યકારી હોવાના હિસાબે અનેક સામર્થ્ય-સ્વભાવો ધરાવે છે; માટે વસ્તુ એક છે એમ અનેકસ્વભાવ છે.

વસ્તુમાં અનેક સ્વભાવ સિદ્ધ થવાથી અરિહંત પરમાત્મામાં પણ અનેક ગુણસંપદાસ્વભાવ વાસ્તવિક છે, પણ ઔપચારિક નથી, એ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિથી બધું સિદ્ધ થયું.

પ્રણિપાતદંડકસૂત્રનું વિવેચન સમાપ્ત.

# સ્તોત્ર કેવાં અને કેમ બોલવાં?

(લ૦-) तदेतदसौ साधुः श्रावको वा यथोदितं पठन् पञ्चाङ्गप्रणिपातं करोति, भूयश्च पादपुञ्छनादिनिषण्णो यथाभव्यं ( प्र०....यथाभावं ) स्थानवर्णार्थालम्बनगतचित्तः सर्वसाराणि, यथाभूतानि, असाधारणगुणसंगतानि भगवतां, दुष्टालङ्कारविरहेण प्रकृष्टशब्दानि भाववृद्धयेऽपरयोगव्याघातवर्जनेन परिशुद्धामापादयन् योगवृद्धिम्, अन्येषां सद्विधानतः सर्वज्ञप्रणीतप्रवचनोन्नतिकराणि, भावसारं परिशुद्धगम्भीरेण ध्वनिना सुनिभृताङ्गः सम्यगनभिभवन् गुरुध्वनिं तत्प्रवेशात्, अगणयन् दंशमशकादीन् देहे, योगमुद्रया रागादिविषपरममन्त्ररूपाणि महास्तोत्राणि पठति ।

અર્થઃ- તેથી તે સાધુ કે શ્રાવક આ પૂર્વે કહ્યા મુજબનું પ્રણિપાતદંડક સૂત્ર બોલતો પંચાંગપ્રણિપાત કરે, અને ત્યારબાદ આસનાદિ પર બેસી યથાયોગ્ય મુદ્રા-વર્ણ-અર્થ-આલંબન પર ચિત્ત રાખી મહાસ્તોત્રો બોલે. (તે કેવા હોય?) અખંડ સારભૂત, યથાવસ્થિત (ગુણાદિવસ્તુસ્થિતિને કહેનારા) ભગવાનનાં અસાધારણ ગુણોથી યુક્ત; દોષવાળા અલંકારના અભાવે ઉત્કૃષ્ટ શબ્દવાળાં; બીજાઓને સમ્યક્ (ધર્મબીજાદિ) પેદા કરવા દ્વારા સર્વજ્ઞકથિત પ્રવચનની પ્રભાવના કરે તેવાં અને રાગાદિ ઝેરનો નાશ કરનાર શ્રેષ્ઠ મંત્રસમાં. તે સ્તોત્રો ભાવની વૃદ્ધિ માટે, બીજાના યોગને તથા સ્વકીય બીજા યોગને યા એનાથી વ્યાઘાત નિવારી, વિશુદ્ધ યોગવૃદ્ધિ કરતો, સમ્યગ્ વિધિ વિધાનથી, ભાવપ્રધાન, શુદ્ધ ગંભીર અવાજે, સુસ્વસ્થ અંગોપાંગ રાખી, (બીજાના) મોટા

અવાજને દબાવ્યા વિના, સારી રીતે તેમાં અંતઃપ્રવિષ્ટ (અવાજ) રાખી, શરીરે ઠાંસમચ્છરાદિને ગણકાર્યા વિના યોગમુદ્રાએ બોલે.

વિવેચન :-

હવે એ સાધુ કે શ્રાવક આ પ્રણિપાતદંડક સૂત્ર કહ્યા મુજબ બોલી પંચાંગપ્રણિપાત કરે; અર્થાત્ અંજલિબદ્ધ બે હાથ, બે ઢીંચણ અને મસ્તક જમીનને અડાડી નમસ્કાર કરે. હવે પરમાત્મા પ્રત્યે ઉત્કટ બહુમાન-પ્રીતિભક્તિનાં પૂર વહેવડાવવા સ્તોત્ર-સ્તવનો બોલવા છે, માટે નાના આસન વગેરે પર બેસે, અને ચિત્તને યથાયોગ્ય સ્થાન-વર્ણ-અર્થ-આલંબનને વિષે સ્થાપિત કરે.

स्थानवर्णार्थालम्बनगतचित्त :-

'સ્થાન' એટલે યોગમુદ્રાદિ આસન (શરીર-અવસ્થા), યોગમુદ્રા, મુક્તાસુક્તિ મુદ્રા અને જિનમુદ્રાનું વર્ણન પૂર્વે કરવામાં આવ્યું છે. કાયોત્સર્ગમાં જિનમુદ્રા, 'જાવંતિ ચેઇયાઇં૦' 'જાવંત કેવિ સાહૂ' અને 'જય વીયરાય૦' સૂત્ર વખતે મુક્તાશુક્તિ મુદ્રા, ને તે સિવાયનાં સૂત્ર, સ્તોત્ર વગેરે બોલતાં યોગમુદ્રા રાખવાની હોય છે, જેમાં મુખ આગળ બે હાથ અંજલિબદ્ધ જોડીને રાખવાના હોય છે. •'વર્ણ' એટલે સૂત્રાદિના અક્ષરો-પદોનું શુદ્ધ ઉચ્ચારણ. •'અર્થ' એટલે એ સૂત્રાદિથી કહેવાતો પદાર્થ, દા. ત. 'નમો અરિહંતાણું'નો પદાર્થ આઠ પ્રાતિહાર્યથી અલંકૃત તીર્થંકર ભગવાનને કરાતો આપણો નમસ્કાર, આને અભિધેય કહેવાય. અર્થ એટલે શબ્દની અભિધેય વાચ્ય વસ્તુ. ચિત્તનો આમાં ઉપયોગ એટલે કે ચિત્તની સામે એ વસ્તુ આવવી જોઈએ. •'આલંબન' એટલે કે આંખ વગેરેને સ્થિર રાખવાનું સ્થાન. દા. ત. પ્રતિમા પર આંખને સ્થિર રાખવાની. આત્મા જ્યારે ઉપરના આઠમા વગેરે ગુણસ્થાનકે પહોંચી જાય છે ત્યારે આલંબનની જરૂર નથી રહેતી એટલે ત્યાં અનાલંબન-નિરાલંબન દશા કહેવાય છે.

**સ્થાનાદિ ચારમાં એક સાથે ચિત્ત કેમ રહે ?**

પ્ર૦-અહીં ગ્રન્થકારે કહ્યું કે 'ચૈત્યવન્દન કરતી વખતે સ્થાન-વર્ણ-અર્થ-આલંબનમાં ચિત્ત રાખે.' એ ચારેયમાં એક સાથે ચિત્ત કેવી રીતે રહી શકે ?

ઉ૦-આના માટે ચૈત્યવંદન મહાભાષ્યમાં કહ્યું છે કે ચિત્તનો શીઘ્ર ઉપયોગ ચારેયમાં ફરતો રહે અર્થાત્ મુખ્યપણે તો અર્થ ઉપર હોય પણ વચમાં વચમાં સૂત્ર પર, આલંબન પર અને કયારેક સ્થાન ઉપર જઈ આવતો હોય, તો ય એ સ્થાનાદિ ચારેમાં એકાગ્ર કહેવાય. સમય એવો સૂક્ષ્મ છે કે અર્થથી સૂત્ર પર અને સૂત્ર પરથી અર્થ ઉપર ચિત્ત જવા છતાં બંને પર બરાબર ઉપયોગ જળવાઇ રહ્યો લાગે છે. અલબત અહીં મુખ્ય લક્ષ અર્થ ઉપર રાખવાનું છે. કેમકે એક સાથે જો એમ લક્ષ રાખવા માગે કે 'મારી મુદ્રા બરાબર છે ને ? સૂત્ર ઠીક બોલું છું ને ? હ્રસ્વ અક્ષરનું ઉચ્ચારણ બરાબર હ્રસ્વ, ને દીર્ઘનું દીર્ઘ બોલાય છે ને ? સંયુક્તનું બરાબર પૂર્વ સ્વર લંબાવીને બોલાય છે ને ? પદાર્થ નજર સામે આવે છે ? આલંબનભૂત પ્રતિમાની મુખમુદ્રા-ચક્ષુ વગેરે બરાબર દેખાય છે ને ?' આવું બધું એક સાથે લક્ષ રાખવા માગે તો તે એકી સમયે રાખી શકે નહિ; કેમકે એક સમયે ચિત્તનો એકજ ઉપયોગ હોય છે. માટે અહીં અર્થ પર મુખ્ય ઉપયોગ રાખી, બાકી ત્રણ પર સાવધાની તકેદારી રાખવાની છે કે એમાં ચંચળતા ન થાય. અર્થાત્ મુદ્રા સ્થાપી, તો હવે એ સ્થિર રહે; એમાં ફેરફાર થાય નહિ. એમ વર્ણનું ઉચ્ચારણ એવો અભ્યાસ પાડી તૈયાર કર્યું હોય કે સહેજે સહેજે શુદ્ધ સ્પષ્ટ ચાલ્યું આવે. તેમ આલંબનમાં પ્રતિમા ઉપર દૃષ્ટિ સ્થાપી તે સ્થાપી; ત્યાંથી ઊખડે જ નહિ, આઘી પાછી ખસે જ નહિ. બાકી વચમાં એના પર ઉપયોગ જાય ખરો. અહીં ઉપયોગ-લક્ષ-ધ્યાન અર્થ ઉપર એવું કે ચિત્ત સામે એનું ચિત્ર દેખાય, અને ચિત્તમાં તેવો તેવો શુભ ભાવોલ્લાસ ઉછળે.

ગ્રંથકારે અહીં 'યથાભવ્ય' પદ મૂકયું છે એ એ જ સૂચવે છે કે જેવી પોતાની યોગ્યતા હોય તે પ્રમાણે સ્થાનાદિ ચારમાંથી એકના ઉપર મુખ્ય ઉપયોગ રાખે. દા. ત. આંખ, કાન કામ ન આપતા હોય અને સૂત્રાર્થ આવડતા ન હોય, પણ કોઇની સાથે ચૈત્યવંદન કરતો હોય તો મુદ્રા પર બરાબર

લક્ષ રાખે. આંખ જ કામ આપતી હોય તો પ્રતિમા ઉપર; કાન જ ઠીક હોય તો સૂત્ર ઉપર; અને દેખતો -સાંભળતો-સમજતો હોય તો અર્થ પર મુખ્ય ધ્યાન રાખે; ગૌણપણે ધ્યાન પ્રતિમાદિ ઉપર પણ હોય.

અથવા 'યથાભાવં' પાઠ પણ મળે છે. એનો અર્થ એ છે કે ચિત્તનો ઉપયોગ અર્થ ઉપર રાખે તે ભાવ પ્રમાણે અર્થાત્ સૂત્ર-સ્તોત્રના પદનો જે ભાવ હોય તે મુજબ ચિત્તમાં ભાવ જાગતો રાખે.

પ્ર૦-અર્થમાં ચિત્તોપયોગ રાખવાનું મહત્ત્વ છે તો પછી સ્થાનાદિ ત્રણની શી જરૂર ?

ઉ૦- **ધર્મપ્રવૃત્તિમાત્રમાં પ્રણિધાન પહેલું જોઈએ; અને પ્રણિધાનને માટે મન-વચન-કાયા અને ઇન્દ્રિયોની ચંચળતાનો ત્યાગ જોઇએ. તો પ્રસ્તુતમાં સ્થાન-મુદ્રાથી કાયાની, સૂત્રાક્ષરથી વાણીની, પ્રતિમાના આલંબનથી આંખની અને અર્થથી મનની ચંચળતા-વિક્ષેપ અટકે છે, અને કાયા વગેરે સ્થાનાદિમાં તન્મય બને છે.** ચૈત્ય-વન્દન મંત્રસાધનાની જેમ કરવાનું છે. માટે સ્થાનાદિમાં બરાબર સાવધાની તન્મયતા જોઇએ જ. એ સ્થિરતા આવે એટલે જ પછી વિઘ્નજય સિદ્ધ થાય; ઉપદ્રવોથી ચલાયમાન ન થવાય.

પ્ર૦-પ્રણિધાન માટે સ્થાન તરીકે કોઇ સુખાસન (પલાંઠી માંડીને બેસવું તે), પદ્માસન ગમે તે એક સ્થિર આસન રાખે તો શો વાંધો ? યોગમુદ્રાદિનો આગ્રહ શા માટે ?

ઉ૦-ક્રિયા જેવી હોય તેને અનુરૂપ ભાવ જાગ્રત્ રાખવા માટે તેવા તેવા પ્રકારનું આસન જોઇએ. પ્રસ્તુતમાં ચૈત્યવંદન એ નમ્રતા પૂર્વકની સ્તુતિની ક્રિયા છે, માટે તેવો ભાવ જાગતો રાખવા યોગ-મુદ્રા જ બરાબર છે. 'જય વીયરાય'માં માગણી કરીએ છીએ, તો ત્યાં આજીજીનો ભાવ લાવવા મુક્તાશુક્તિ-મુદ્રા યોગ્ય છે. કાઉસ્સગ્ગમાં કાયાને વોસિરાવવાની છે માટે ખડા રહી કરાતી જિનમુદ્રા જ વ્યાજબી છે.

પ્ર૦-સૂઈ રહીને પણ કાયા વોસિરાવી શકાય ને ?

ઉ૦-ધ્યાનમાં રહે કે કાઉસ્સગ્ગમાં સાથે અમુક ચોકસ ધ્યાન પણ કરવાનું છે, તે સૂઇ રહીને કરવા જતાં પ્રમાદ આવી જવાના સંભવથી એમાં ભંગ પડી જાય. વળી સુવામાં અવિનય-સુખશીલતા પોષાવાનો સંભવ, તેથી કાયાને ખરેખર વોસિરા-વવાને બદલે વિશ્રામ કરાવ્યા જેવું થાય.

પ્ર૦-તો પછી અંતિમ પાદપોપગમન અનશનમાં કેમ સૂઈ રહીને ય કાયા વોસિરાવાય છે ?

ઉ૦-એ એમાં કાઉસ્સગ્ગ અમુક કાળ સુધીનો નથી, પણ યાવજ્જીવનો છે. હવે એમાં ઊભા રહીને કાયાને વોસિરાવતાં, સંભવ છે કે વખત જતાં કાયાની શક્તિ ક્ષીણ થઈ જાય તો પડે, તેથી નીચે બીજા જીવની હિંસા થાય. માટે સૂઈ રહીને વોસિ-રાવાય છે. એવું, જો કોઇ સિંહ-વાઘ વગેરેનો ઉપદ્રવ આવે તો પડી જવા સંભવ હોઇ તેમાંય જીવવિરાધના થાય.

પ્ર૦-સૂઇ રહીને કાયોત્સર્ગ કરવામાં ત્યાં પ્રમા-દનો દોષ થવો તો સંભવે ને ?

ઉ૦-ના, કેમકે આવું અનશન કરનારે તો પહેલાં કાયા, કષાય, મોહ અને પ્રમાદની સંલેખના કરવાનો અર્થાત્ એને ઘસી નાખવાનો ભારે અભ્યાસ કર્યો હોય છે; રાગદ્વેષ-અહંત્વાદિ વૃત્તિઓ સામે લડીને એનાં સમસ્ત શલ્યોનો ઉદ્ધાર કર્યો હોય છે, અને શ્રુતોપયોગ(શાસ્ત્રતત્ત્વચિંતન)નો ઉત્કટ અભ્યાસ કર્યો હોય છે. પાછી વીરતા એવી પ્રગટ કરી હોય છે કે સિંહવાઘ જેવાના આક્રમણમાં પણ કાયાને લેશમાત્ર હલાવતા નથી, ને પીડા છતાં તત્ત્વ-ધ્યાનમાં મન મગ્ન રહે છે. માટે એમને સૂઈને કાર્યોત્સર્ગ બરાબર છે. બાકી તો ઊભા ઊભા જ એ કરાય. શરીર મૃત્યુની નિકટ યા ક્ષીણ કે અતિ થાકેલું અને ઊભા થથરી પડે એવું હોય, ઇત્યાદિ અપવાદે બેઠા કે સૂતાં થાય એ જુદી વાત

**ચૈત્યવંદનસૂત્ર-સાધના : ઉપસંહાર :-**

સારાંશ-ચૈત્યવંદન એ-મંત્ર સાધના જેવો મહાન યોગ છે. માટે, જેમ મંત્રની ક્રિયા ચોક્કસ મુદ્રાથી સિદ્ધ થાય, વળી મંત્રના વર્ણોનું શુદ્ધ ઉચ્ચારણ હોય તો જ તે ફળે, તેવી રીતે ચૈત્ય-

વંદનમાં પણ ચોક્કસ મુદ્રા અને શુદ્ધ ઉચ્ચારણ જોઈએ. વ્યાપારમાં જરાક 'લીધા'ને બદલે 'દીધા' બોલાઇ જાય તો મહા અનર્થ થાય છે, તેમ અહીં પણ અક્ષર ફેરફાર બોલાય તો અનર્થ થાય! વળી સૂત્રાક્ષર સિવાય બીજા શબ્દ બોલવાનું બંધ હોય.

ત્યારે અર્થ પર ઉપયોગ એવો જોઈએ કે શબ્દાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ (તાત્પર્યાર્થ) બરાબર લક્ષમાં આવે. એમાં સૂત્રમાં સંપદાનો પણ ખ્યાલ રહે, તે એવો કે પૂર્વની સાથે પછીની સંપદાના અર્થનું અનુસંધાન થાય. સૂત્રના પદાર્થોનું જાણે સાક્ષાત્ દર્શન થાય. દા.ત. પુરિસ-સીહાણં બોલતાં ભગવાન કમઠ–સંગમ જેવા શત્રુ તરફની વિટંબણા ને ઇન્દ્રોની ય ભક્તિના પ્રસંગમાં સંભવિત દ્વેષ અને રાગની સામે સીંહની જેમ પરાક્રમ ખેડી વિજેતા બનતા હોય, એવું જાણે દૃશ્ય દેખાય. એમ "નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ" બોલતાં જાણે નજર સામે અનંત પંચપરમેષ્ઠી તરવરે, અને અનુરૂપ નમ્રતાભર્યા ભાવોલ્લાસથી નમસ્કાર થાય. ચિત્ત શૂન્ય નહિ કે બીજા ત્રીજા વિચારવાળું નહિ. આ 'અર્થ' યોગ.

ત્યારે 'આલંબન' યોગમાં પળેપળે પ્રતિમાની મુદ્રા કેવી? કીકી યા મુખ કેવું? કે અંગ કેવું? એ કાંઇ વિચારવાનું નહિ, ચિત્તનો એમાં ઉપયોગ નહિ, માત્ર એકવાર પ્રતિમા ઉપર દૃષ્ટિ કેન્દ્રિત કરી તે કરી; તે ઠેઠ ક્રિયાની પૂર્ણાહુતિ સુધી અખંડ ચોંટી રહે; એવી ચોંટાડે કે જિનેન્દ્ર-દેવ સાથે પોતે તન્મય બની સાક્ષાત્ વાત કરતો હોય અર્થાત્ એમને સંભળાવવા માટે પોતાની કરુણ કથની કહી રહ્યો હોય. દુનિયાદારીમાં ગરજ હોય ત્યાં—આંખ સાથે આંખ મિલાવીને વાત કરતાં આવડે, અને ચૈત્યવંદન જેવી મહાન ક્રિયામાં એ રીતનો ખપ નહિ, અને વેઠિયારગીરીથી બોલી જવાય, એ યોગ નથી.

આમ સ્થાન–વર્ણ–અર્થ–આલંબન એ ચારે બરાબર ભેગા સધાય ત્યારે પ્રણિધાનનું પહેલું પગથિયું રચાય. હવે મહાસ્તોત્ર બોલવાના છે તે આ આ રીતે સ્થાન આદિનું બરાબર લક્ષ રાખીને બોલે. અહીં 'સ્થાન' અર્થાત્ આસન, પૂર્વે કહ્યું તેમ પાદપુંછનાદિ ઉપર જે મુદ્રાએ બેસવાનું છે તે સમજવાનું છે. 'વર્ણ' અને 'અર્થ' તરીકે એ મહાસ્તોત્રના અક્ષર અને એમાં કથનીય પદાર્થ લેવાના છે. 'આલંબન' પ્રતિમાદિનું છે જ.

સર્વસારાણિઃ—

એ મહાસ્તોત્ર સર્વસાર જોઈએ, અર્થાત્ (૧) સર્વસ્તોત્રોમાં પ્રધાન જોઈએ; તેમજ (૨) જેમાં સઘળું સારભૂત હોય. •૧. **'સર્વમાં પ્રધાન'** એટલે બીજા બધા સામાન્ય સ્તોત્રો કરતાં આની રચના વિશિષ્ટ શબ્દાદિથી અને વિશિષ્ટ ભાવથી ભરેલી હોય. તેમજ બીજા બધા દેવોનાં સ્તોત્ર કરતાં અરિહંત પરમાત્માના આ મહાસ્તોત્રોમાં અત્યંત ચઢિયાતી કોટિના પદપ્રયોગ, વિશેષણો, ઉપમા, અલંકાર, કથનીય પદાર્થ વગેરે હોય. પદાર્થમાં પરમાત્માના ગુણો–ઉપકારો–શક્તિ–સ્વરૂપ અને જીવનપ્રસંગો, અથવા આપણી આત્મદુર્દશા, યા પ્રાર્થનીય આત્મહિતકર વસ્તુનો ઉલ્લેખ હોય. •(૨) 'સઘળું સારભૂત' એટલે મહાસ્તોત્રોમાં વપરાયેલ શબ્દ–ઉપમા–વિશેષણ, તથા રજૂ થયેલ ભાવ, એ બધું જ અસાર તુચ્છ કે અર્થશૂન્ય નહિ, કિન્તુ સારભૂત યાને ઉદાર–ગંભીર હોય; એટલે કે ખાલી શબ્દોનાં જોડકણાં નહિ.

યથાભૂતાનિ :—

વળી એ મહાસ્તોત્રો યથાભૂત યાને યથાર્થ વાસ્તવિક સદ્ભૂત ગુણો કે વસ્તુને કહેનાર હોય, પણ કાલ્પનિક યા અતિશયોક્તિભર્યા ગુણો કે વસ્તુને કહેનારા નહિ. દા. ત. વેદાન્તી શુદ્ધ બ્રહ્મને નિર્ગુણ –નિર્ધર્મક એટલે જ્ઞાનગુણશૂન્ય માને છે. એમાંથી માયાવશાત્ નીપજેલ ઇશ્વરાત્મા કે જે અશુદ્ધ હોઇ એમની પાસે ત્રિકાલવર્તી સર્વ રૂપી–અરૂપી દ્રવ્ય અને એના સમસ્ત અનંતકાળવર્તી પર્યાયો જાણ–વાની સામગ્રી નથી તેથી પૂર્ણજ્ઞાન હોય નહિ, છતાં એમને સ્તવે કે 'પ્રભુ તમે સર્વજ્ઞ છો, પૂર્ણજ્ઞાની છો,' વગેરે આ યથાભૂત સ્તોત્ર ન કહેવાય. એમ જીવોને પીડનારાં નરકાદિ સ્થાન વગેરેના સર્જક માને છતાં સ્તુતિ કરે 'સર્વદયાળુ' એ યથાભૂત ન કહેવાય. એમ, જો કોઇ અરિહંત પ્રભુને સ્તવે કે 'તમે અભવ્યને પણ તારનારા છો'....તો એ પણ યથાભૂત સ્તોત્ર

નહિ. માટે તો 'ભક્તામર' સ્તોત્રમાં કહ્યું 'પ્રભુ! તમે વિધાતા છો, પણ તે મોક્ષમાર્ગ વિધિના સર્જક હોવાથી.' આ યથાભૂત સ્તોત્ર કહેવાય.

असाधारणगुणसङ्क्तः—

વળી, મહાસ્તોત્ર તે કે જે અસાધારણ ગુણને સ્તવતા હોય, ઇતરસાધારણ ગુણ કે તુચ્છ યા અસત્ ગુણને નહિ. અસાધારણ એટલે બીજામાં ન મળે તેવા, અને ગંભીર; દા. ત. 'પ્રભુ! આપે દેવતાઈ ભયંકર ઉપદ્રવોની પણ રીબામણ સમભાવે સહન કરી, અને ઉપરથી એના પર ભાવદયાથી પ્રેરાઈ કૃપાના આંસુ સાર્યા!'....વગેરે. અથવા 'પાણી જેવા શીતળ, કૂવા જેવા ગંભીર' એમ સ્તુતિ નહિ, પણ 'ચંદ્ર કે ચંદનસમ શીતળ, સમુદ્રસમ ગંભીર છો,' એવી સ્તુતિ.

दुष्टालङ्कारविरहितः—

મહાસ્તોત્રમાં શબ્દાલંકાર કે અર્થાલંકાર દુષ્ટ ન જોઇએ, દોષયુક્ત નહિ. દા. ત. 'विश्वेश्वरोऽपि दुर्गतस्त्वम्। अज्ञानवति अपि त्वयि ज्ञानं स्फुरति' આમાં વિરોધાભાસ અલંકાર છે 'તું વિશ્વનો ઇશ્વર છતાં દુર્ગત એટલે કે ગરીબ છે.' 'અજ્ઞાનવાળા પણ તારામાં જ્ઞાન સ્ફુરે છે' આ વિરોધ દેખાય છે, પણ ખરી રીતે 'દુર્ગત' એટલે દુષ્પ્રાપ્ય, દુર્ગમ્ય, દુર્જ્ઞેય છો. આમાં વિરોધ નથી. એમ 'अज्ञान् अवति त्वयि' અર્થાત્ 'અજ્ઞોનું રક્ષણ કરતા તારામાં જ્ઞાન સ્ફુરે છે' એ વિરોધ નહિ. આ નિર્દોષ અલંકાર છે.

प्रकृष्टशब्दानिः—

મહાસ્તોત્રમાં શબ્દો ઉત્કૃષ્ટ કોટિના જોઇએ, ઉદાર અને મહાર્થ જોઇએ, હલકા, ખરાબ, બિભત્સ શબ્દ કે તુચ્છ અર્થવાળા શબ્દ નહિ. દા. ત. 'પ્રભુ તમે કર્મના ખૂની છો' એમાં 'ખૂની' શબ્દ હલકો છે. એના બદલે 'વિધ્વંસક' શબ્દ સારો. એમ 'ઠાકરડો' શબ્દ ખરાબ, 'ઠાકોર' શબ્દ સારો.

भाववृद्धये:—

મહાસ્તોત્રનું ઉચ્ચારણ ભાવની વૃદ્ધિ માટે હોવું જોઈએ. સંવેગ, વૈરાગ્ય, જિનભક્તિ-બહુમાન, રાગાદિ આંતર શત્રુ સામે સંગ્રામનો અદ્‌ભુત ઉત્સાહ, અહિંસાદિ, ક્ષમા–સમતાદિ, એવા એવા શુભ ભાવને વધારે એ રીતે સ્તોત્ર બોલવાં. અહીં શુભ ભાવની વૃદ્ધિ કહી, એ સૂચક છે;–સ્તોત્ર બોલવા પૂર્વે તો શુભ ભાવ ઊભા કરી જ દીધા છે, પરંતુ હવે બોલવાનું એવું કરાય કે એમાં વૃદ્ધિ કરતા જવાનું છે. આ માટે ચોકસાઇ નક્કી જોઈએ કે 'આવા શુભ ભાવ જાગો, વધો;' તુચ્છભાવનું લક્ષ જ નહિ. ભક્તામર સ્તવનારને બેડીઓ તોડવી હતી, પણ એની પ્રાર્થના ન કરતાં ઉચ્ચ કોટિના શુભ ભાવ વધારે એવું એમણે સ્તોત્ર રચ્યું, સ્તોત્રમાં ભગવાનના ભરપૂર ગુણાનુવાદ કર્યા. કેમ એમ? સમજતા હતા કે આ શુભ ભાવમાં એ જબરદસ્ત તાકાત છે કે વગર માગ્યે અચિંત્ય સિદ્ધિઓ સિદ્ધ કરી આપે તો એકલા બેડી તૂટવાના ભાવ શા રાખવા'તા? ઉચ્ચ શુભ ભાવ જ વધારવાનું લક્ષ અને ઉદ્યમ રાખવાના. જગતમાં શુભ ભાવની વૃદ્ધિ કરનારા સ્થાન કે સાધન જ ઓછા; ત્યાં જો અદ્‌ભુત ભાવવૃદ્ધિ કરી આપે એવાં મહાસ્તોત્ર બોલવાનાં મળે તો ભાવવૃદ્ધિ કરવાનું સુજ્ઞ કેમ ચૂકે?

માટે સ્તોત્રનું ઉચ્ચારણ જ એવું ભાવથી લચબચ હોય, ધ્વનિ ભાવભીનો, ભાવથી ગદ્‌ગદ હોય કે ભાવવૃદ્ધિ સરળતાથી થાય. ભિખારી કેવો ગદ્‌ગદ ભાવથી માગે છે! બેકાર માણસ ક્યાંક નોકરીની જગા ખાલી પડી જાણે, તો ત્યાં જઇ શેઠ કે મેનેજરની આગળ કેવી કાકલુદીભરી અરજી કરે છે! બહુ પીડાતો દરદી ઓજસવાળા વૈદડાકટર આગળ કેવા દર્દભર્યા અવાજે વીનવે છે! મહાસ્તોત્રનું દુર્લભ આલંબન મળ્યા પછી એનું ઉચ્ચારણ એ રીતે કરાય. એના બદલે ભાવ વિના કે તુચ્છ યા બળતા ભાવથી કરાતું ઉચ્ચારણ તો મહાસ્તોત્ર જેવા ઊંચા સ્થાનને વિડંબનારૂં કહેવાય; માટે એવા ભાવથી એને વિડંબાય નહિ. વિરાગભાવ આદિની વૃદ્ધિ તો વીતરાગભાવની નિકટ નિકટ લઈ જાય. માટે માનવ જેવા ઉચ્ચ ભવમાં જિનેન્દ્રભક્તિના મહાસ્તોત્રાદિનું ઉત્તમ આલંબન પામી હલકા ભાવભરી કામનાઓને સર્વથા હટાવી નિર્મૂળ કરી દેવી જોઇએ. સ્તોત્રોચ્ચારણનો ઉદ્દેશ બીજો કોઇ નહિ, પણ માત્ર

શુભ ભાવની વૃદ્ધિ; કેમકે એના પર જ ઉપર ઉપરના ગુણસ્થાનક અને ઠેઠ વીતરાગભાવ પ્રાપ્ત થાય છે.

अपरयोगव्याघातवर्जनेन :—

મહાસ્તોત્ર બોલતાં આ ખ્યાલ રહે કે અપરયોગમાં વ્યાઘાત ન થાય. અહીં 'અપરયોગ'નાં બે અર્થ; ૧. બીજાના યોગ, ને ૨. બીજા યોગ.

(૧) પહેલા અર્થમાં;–બીજાના યોગમાં વ્યાઘાત ન થાય; સ્ખલના કે દખલ ન થાય, એ ખાસ જોવાનું. આપણે ઊભા ઊભા પ્રભુપૂજા કરીએ પણ ભગવાનની એવા સામોસામ ઊભા રહીને કે જે બીજાને દર્શનમાં અંતરાય કરે, અથવા સ્તોત્રો બેઠા ગાયા કરીએ કે જેથી બીજાને કલાક સુધી બેસવા જગાજ ન મળે યા એના બીજા પૂજનકાર્યમાં ધ્યાનનો ભંગ કરે કે એની ભાવનાને ટક્કર લગાડે એમ બોલીએ, તો એ અન્યના યોગનો વ્યાઘાત થયો કહેવાય. એ વ્યાઘાત ટાળવો જોઈએ. એ માટે આપણાં પૂજન–સ્તોત્રગાન વગેરે મર્યાદામાં નિયંત્રણમાં હોવા જરૂરી છે. આપણે બીજાને કદાચ શુભ ધર્મયોગ–ધર્મપ્રવૃત્તિનું દાન ન કરીએ, પણ કમમાં કમ એના યોગમાં વ્યાઘાત તો ન જ કરીએ. નહિતર એમાં આપણે નિષ્ઠુર કઠોર બનીએ છીએ; એ નિષ્ઠુરતા ગુણપ્રાપ્તિવૃદ્ધિમાં મહાપ્રતિબંધક છે, અટકાયત કરનાર છે, આગળ વધવા જ ન દે. 'મારે મારૂં જોવાનું; બીજાનું શું થાય છે એ હું ક્યાં જોતો બેસું ?'–આ વૃત્તિ માત્ર બીજા જીવ ઉપર બેપરવાઈ–નિર્દયતા કરાવે છે એટલું જ નથી, કિન્તુ ધર્મયોગ ઉપર પણ બેપરવાઇ કરાવે છે, કેમકે બીજાના ધર્મયોગ પર એવી પ્રીતિ ન રહી કે એમાં વ્યાઘાત ન પહોંચે. ધર્મયોગ–સામાન્ય પર એટલે કે ચાહ્ય એ પોતાનો કે બીજાનો, પણ એના પર પ્રીતિ હોવી જોઇએ. તેમજ યોગસાધક પર ભાવ–દયા જોઇએ કે એને વ્યાઘાત પહોંચવાથી અશુભ વિકલ્પનાં પાપમાં એ ન પડે.

(૨) 'અપરયોગ'નો બીજો અર્થ એ કે પોતાના બીજા યોગ, દા. ત. જિનવાણી–શ્રવણ વગેરે. એને કે એથી આને વ્યાઘાત ન પહોંચે એટલા સમય સુધી જ સ્તોત્ર ઠીકઠીક ભણવાનાં. બીજા યોગની વિહ્વલતાથી ભણે, કે આ સ્તોત્ર વધારે પડતા સમય સુધી બોલ્યે રાખે તો આ કે બીજા યોગને હાનિ પહોંચે; ને તે અનુચિત છે, કેમકે શ્રાવકે આવશ્યક યોગ અને ઉચિત અનુષ્ઠાન બધાં અને બરાબર સાચવવાં જોઇએ.

परिशुद्धामापादयन् योगवृद्धिम्:—

અપરયોગવ્યાઘાત વર્જવાનો એ અર્થ નહિ કે ત્યારે રખેને અપરયોગમાં અંતરાય ન થાય માટે પોતે પોતાનું સામાન્ય સામાન્ય ગાડું ચલાવે; એમ નહિ, પણ અપરયોગમાં અંતરાય ત્યજવા પૂર્વક પોતાની પણ શુદ્ધ યોગવૃદ્ધિ સારી કરતો રહે; અર્થાત્ સ્થાનાદિ યોગમાં નિર્મળ વિકાસ કરતો રહે; સ્થાન યાને આસન–મુદ્રા તથા વર્ણોચ્ચારમાં તન્મયતા વધારતો જાય; અર્થ–ઉપયોગ વધુ એકાગ્ર બનાવ્યે રાખે; પ્રતિમાદિ આલંબન પર દૃષ્ટિની સ્થિરતા એવી પાકી કરતો જાય કે ઉપરથી મોટો દેવતા કે ઇંદ્રાણી ત્યાં ઉતરી પડે તો પણ દૃષ્ટિ ચલિત ન થાય. આ યોગવૃદ્ધિ મન–વચન–કાયાની એવી સ્થિરતા કેળવે છે કે જે અંતે જઇને ક્ષપકશ્રેણિની પરાકાષ્ઠાએ પહોંચે. નહિતર તો સમયવ્યય થાય, કાયિક શ્રમ લેવાય, મન–વચન ખર્ચાય અને આવા ખરા અવસરે શુભ યોગવૃદ્ધિ ન થાય એ કેવી ગમારતા ! માનવભવનો કિંમતી માલ એળે કેમ કેમ કઢાય ? મન-વચન–કાયાના ત્રિવિધ બળ એ કિંમતી માલ છે, મૂડી છે. એના પર શુદ્ધ યોગ-વૃદ્ધિની કમાઈ કરવાની છે. યોગવૃદ્ધિ શુદ્ધ જોઇએ અર્થાત્ શાસ્ત્રીય માર્ગની જોઇએ, પણ મનઃકલ્પિત યા ઈતર–કથિત નહિ. પૂર્વે ભાવવૃદ્ધિનો ઉદ્દેશ બતાવ્યો. ઉદ્દેશ=પ્રવૃત્તિના ફળરૂપે મેળવવાને ઇષ્ટ. સ્તોત્ર બોલી ઇષ્ટરૂપે ભાવોલ્લાસમાં વૃદ્ધિ મેળવવાની; એ ખૂબ વધી જાય એવું કરવાનું. અહીં સ્તોત્ર–પઠન કાળમાં યોગવૃદ્ધિ કરતા રહેવાનું કહ્યું. એ ભાવ-વૃદ્ધિમાં મોટો ફાળો આપે છે. સ્તોત્રનો એક અક્ષર પણ એવો ન વહી જાય કે જે યોગવૃદ્ધિ ન કરે. કેટલી એકાકારતા હોય ત્યારે શબ્દે શબ્દે શુદ્ધ યોગવૃદ્ધિ થાય ?

अन्येषां सद्विधानतः सर्वज्ञप्रणीतप्रवचनोन्नतिकराणि-

કરે તેમ કરે. ભર્તૃહરિનાં નાટકમાં રાજા ભર્તૃહરિનો વેશ લઇ બેઠેલો નટ, ત્યાં પ્રેક્ષકોમાં ભાવનગરનો રાજા આવવા પર બધા ઊભા થવા છતાં, ઊભો ન થયો; કેમકે પોતે એના કરતાં મોટા રાજા ભર્તૃહરિના વેશને લઇને તેવા હાર્દિક ભાવમાં હતો. પ્રેક્ષક રાજા ગુસ્સે થઇ ગયો, પણ આ નમ્યો નહિ, ને નાટક કંપની ફરીથી ભાવનગર ન આવવાનું નક્કી કરી બહાર ઉપડી ગઇ. આ સહૃદય નટની ભૂમિકા-બજવણી કહેવાય. એમ વંદનલાભના નિમિત્તના કાયોત્સર્ગની ભૂમિકા પણ ભાવોલ્લાસ, દૃઢ શુભ પરિણામ, ધ્યાનની નિશ્ચલતા, સ્થિરતા, અખંડ પ્રતિજ્ઞાપાલન વગેરેની તૈયારીવાળા હાર્દિક ભાવથી સર્જવી જોઇએ; એમાં સાધનભૂત વર્ધમાન શ્રદ્ધા-દિનું સંપાદન જોઇએ.

આ ભૂમિકાના સર્જન માટે હવે એ ઊભો થાય અને જિનમુદ્રાએ અર્થાત્ બે પગ વચ્ચે આગળ ચાર આંગળ અને પાછળ સહેજ ઓછું અંતર રાખી સાધક જિનની માફક ઊભો રહે અને હાથ-જોડી આ સૂત્ર ('અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં....') બોલે.

(લ૦-) **'अरिहंतचेइयाणं करेमि काउस्सग्गं वंदणवत्तियाए पूयणवत्तियाए सक्कारवत्तियाए सम्माणवत्तियाए बोहिलाभवत्तियाए निरुवसग्ग वत्तिआए सद्धाए मेहाए धिइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं'**

अनेन विधिनाराधयति स महात्मा वन्दना-भूमिकाम्। आराध्य चैनां परम्परया निर्वृत्तिमेति नियोगतः। इतरथा तु कूटनटनृत्तवत् अभावितानुष्ठान-प्रायं न विदुषामास्थानिबन्धनम्। अतो यतितव्यमत्रेति।

**અર્થ:**-(અરિહંત ચેઇયાણં...સૂત્ર બોલે, તેનો શબ્દાર્થ આ પ્રમાણે—) અરિહંત ચૈત્યની વંદનાના નિમિત્તે, પૂજનના નિમિત્તે, સત્કારના નિમિત્તે, સન્માનના નિમિત્તે, બોધિલાભ નિમિત્તે, મોક્ષ નિમિત્તે હું કાયોત્સર્ગ કરું છું. વધતી જતી શ્રદ્ધાથી, મેધાથી, ધૃતિથી, ધારણાથી અને અનુ-પ્રેક્ષાથી હું કાયોત્સર્ગમાં રહું છું.'

**અર્થ-વિવેચન :-**

આ વિધિથી એ મહાન આત્મા વંદનાની ભૂમિકા આરાધે છે. એટલે એ અંગે અર્હદ્ભક્તિનો ઉલ્લાસ, અન્યોના વંદન-પૂજનાદિ સુકૃતની અનુમોદના, ઉત્તરોત્તર બોધિલાભ અને મોક્ષની તીવ્ર કામના, વધતી જતી શ્રદ્ધા, મેધા....યાવત્ અનુપ્રેક્ષા તથા સ્થિર કાયોત્સર્ગધ્યાન, ઈત્યાદિની આરાધના કરતો જવાથી પરંપરાએ એ આત્મા અવશ્ય મોક્ષ પામે છે.

અન્યથા જો આ બધી આરાધનાઓથી આત્માને ભાવિત કરવાનો ન હોય અને શુષ્ક કે શૂન્ય હૃદયે યા મલિન ઉદ્દેશથી સૂત્રોચ્ચારણ તથા કાયોત્સર્ગ કરવાનો હોય. તો જૂઠા નટની જેમ એ અનુષ્ઠાન અભાવિત ક્રિયા જેવું થાય! ત્યાં ભૂમિકા-સંપાદન જ નથી. વિદ્વાન પુરુષોને આવું અનુષ્ઠાન વિશ્વાસનું કારણ ન બને.

**વંદના ત્રિવિધ:**-પ્ર૦-વંદનાની ભૂમિકા તો શક્રસ્તવ આદિથી વંદના કરવા પૂર્વે હોય, પણ શક્રસ્તવ ભણી લીધું, મહાસ્તોત્ર ભણી લીધાં એટલે વંદના થઈ ગઈ, હવે વંદનાની ભૂમિકા શી?

ઉ૦-ધ્યાનમાં રહે કે વંદના એ માત્ર કરવારૂપ નહિ, પણ કરાવવારૂપ અને અનુમોદવારૂપ પણ છે. વળી અરિહંતને વંદના એ એટલો બધો ઉચ્ચ કોટિનો યોગ છે કે વીતરાગ ન બનાય ત્યાં સુધી એ ત્રિવિધે પૂર્ણ સધાઈ ગયો નથી બનતો. પ્રસ્તુતમાં શક્રસ્તવાદિથી પોતે વંદના કરવા છતાં હજી વિશ્વમાં બીજાઓ જે અર્હદ્વંદના કરી રહ્યા છે તેની અનુમોદનારૂપે વંદના બાકી છે. કાયોત્સર્ગ દ્વારા એ વંદનાલાભ લેવાનું શક્ય છે. માટે એની ભૂમિકા સર્જવી પડે; જેમકે શક્રસ્તવથી વંદના કરવા માટે પૂર્વે ભૂમિકારૂપે યથાશક્તિ દ્રવ્યપૂજાદિ કરેલું.

બીજી વાત એ છે કે ભાવથી વંદનાયોગની ઘણી કક્ષાઓ છે; એટલે નીચેની કક્ષાના ભાવથી વંદનાયોગ સાધ્યો પણ હોય, તો ય ઉપરની કક્ષાના ભાવના વંદનાયોગ સાધવા બાકી છે; તેથી સાધેલામાં ઇતિકર્તવ્યતા ('આટલું જ કરવાનું છે' એવી માન્યતા) કે કૃતકૃત્યતા ('મેં કર્તવ્ય કરી લીધું'

તો તો કોઈ આગળ વધી જ ન શકે! ખરી રીતે ગુરુ-બહુમાન, આગમનિશ્રા, કલ્યાણકામના અને જ્ઞાની પ્રત્યે આદર, તથા નિર્ધાર કે જ્ઞાનીઓએ આ રીતે સ્થાનાદિ સાચવીને જ ચૈત્યવંદન કરવાનું કહ્યું છે, અને એ રીતે જ કલ્યાણ થાય.-એમ એ ગુણો સાચવીને કરે, એ જ પહેલી તો ભાવિતતા છે; ને એમાં વળી બધી શરતો પાળવા સાથે પ્રવૃત્તિ કરાય એ તો એનાથી ભાવિતતા સૂચવે જ છે. આ હિસાબે ચૈત્યવંદનની પ્રવૃત્તિ ભાવભરી છે; સારભૂત છે, એને તુચ્છ કહેવી એ વજૂદરહિત છે.

# 'અરિહંત ચેઇયાણં'૦ સૂત્ર (ચૈત્યસ્તવ-સૂત્ર)

(લ૦-) एवंभूतैः स्तोत्रैर्वक्ष्यमाणप्रतिज्ञोचितं चेतोभावमापाद्य पञ्चाङ्गप्रणिपातपूर्वकं प्रमोदवृद्धिजनकानभिवन्द्याचार्यादीन् गृहीतभावः सहृदयनटवत् अधिकृतभूमिका-सम्पादनार्थं चेष्टते, वन्दनासंपादनाय स चोत्तिष्ठति जिनमुद्रया पठति चैतत्सूत्रम्, 'अरिहंत-चेइयाणं'ति ।

**અર્થ:-આવા સ્તોત્રો વડે આગળ કહેવાશે તે પ્રતિજ્ઞાને ઉચિત ચિત્તવૃત્તિ ઊભી કરીને પંચાંગ પ્રણિપાત (ખમાસમણાં) પૂર્વક પ્રમોદની વૃદ્ધિ કરનાર આચાર્યાદિને નમસ્કાર કરે, કરીને સહૃદય નટ પોતાને નિયત થયેલ ભૂમિકા સર્જવાર્થે કરે તેમ ભાવ ભરીને વંદનના સંપાદન માટે પ્રવૃત્તિ કરે. એવો તે જિનમુદ્રાદિએ ઊભો થાય અને આ સૂત્ર બોલે,- 'અરિહંત ચેઇયાણં...'**

**વિવેચન:- સ્તોત્ર પછી:—**

સ્તોત્ર બોલ્યા, હવે એક એવી ચિત્તવૃત્તિ ઊભી કરવાની છે કે જે હવે કરાનારી પ્રતિજ્ઞાને ઉચિત હોય. પ્રતિજ્ઞા વંદનાદિ-નિમિત્તે કાયોત્સર્ગની કરવાની છે, અને તેમાં કાયાને સ્થિરતાથી, વાણીને મૌનથી, અને મનને અમુક ધ્યાનથી પ્રતિજ્ઞાબદ્ધ બાંધી લેવાના છે; તે પણ શ્રદ્ધા-મેધા-ધૃતિ-ધારણા-અનુપ્રેક્ષા વધતી રાખીને. એટલે આ એક મહાન પરાક્રમનું કાર્ય છે. માટે એની પ્રતિજ્ઞા પણ એવી ધીરતા, [illegible]રતા અને ઉલ્લાસથી લેવી જોઈએ. એ લેવાનું તો જ બને કે મનોભાવ યાને ચિત્તવૃત્તિ એવી દૃઢ નિશ્ચલ અને સત્ત્વશાળી તૈયાર થઈ હોય કે મારે અર્હંત્-ચૈત્યના વંદન-પૂજન આદિના લાભ નિમિત્તે વર્ધમાન શ્રદ્ધા મેધાદિ સાથે કાયોત્સર્ગ કરવો છે. તો તેની પ્રતિજ્ઞા કરું.' આ ચિત્તવૃત્તિ પૂર્વોક્ત મહાસ્તોત્રોને ખૂબ ભાવપૂર્વક બોલવાથી ઊભી થાય છે; કેમકે સ્તોત્રપાઠ અરિહંત પ્રત્યેની ભક્તિના ઉલ્લાસથી બોલાય છે, બોલવાથી ભક્તિભાવ વધે છે. ત્યાં વંદનના વિશેષ લાભના નિમિત્તે એ લાભના અતિ ઉચ્ચ સાધનભૂત કાયોત્સર્ગની પ્રતિજ્ઞા કરવા માટે ચિત્તવૃત્તિ જાગ્રત્ બને એ સહજ છે; બનાવવા માટે લક્ષ રાખવું જરૂરી છે.

એ પ્રમાણે ચિત્તવૃત્તિ બનાવીને પછી પ્રતિજ્ઞા કરતાં પહેલાં 'પંચાંગ પ્રણિપાત' નામનો નમસ્કાર કરવો (ખમાસમણું દેવું), અને વંદન-પૂજનાદિનો પ્રમોદભાવ-અનુમોદના પેદા કરનાર આચાર્ય આદિને વંદના કરવી. કારણ એ છે કે કાયોત્સર્ગ, વંદનાદિના જે લાભ નિમિત્તે કરવાનો છે, તે લાભ અહીં સ્વયં વંદનાદિથી નહિ, પણ બીજા આરાધકો જે અર્હદ્વંદનાદિ કરતા હોય તેના પ્રમોદભાવ યાને તેની અનુમોદનાથી લેવાનો છે, અને આ પ્રમોદભાવ કેળવવાનું આચાર્યાદિના ઉપદેશથી શીખવા મળ્યું છે, માટે હવે પ્રમોદભાવની ક્રિયાના પ્રારંભે કૃતજ્ઞતારૂપે, મંગળરૂપે કે ઔચિત્યરૂપે આચાર્યાદિને વંદના કરવી જોઈએ.

આ વંદના કરીને હવે કાયોત્સર્ગની પ્રતિજ્ઞાને ઉચિત પેલી ચિત્તવૃત્તિને સાથે જાગ્રત્ રાખીને વંદનાનો જે લાભ મેળવવો છે તેના માટે પ્રસ્તુત ભૂમિકા કાયોત્સર્ગની છે, તો એના સંપાદન માટે પ્રવૃત્તિ કરે. એ પ્રવૃત્તિમાં 'અરિહંત ચેઇયાણં' તથા 'અન્નત્થ' સૂત્ર બોલવાનું વગેરે આવે છે. આ ભૂમિકાનું સંપાદન, જેમ સહૃદય નટ, અર્થાત્ નાટકમાં દિલ રેડીને પોતાનો ભાગ ભજવનારો નાટ્યપાત્ર નટ, એને અનુરૂપ હાર્દિકભાવ સાથે પોતાની ભૂમિકાનું સંપાદન

સ્તોત્ર સાંભળીને પ્રાપ્ત કરી શકાય; તેથી એ રીતે પણ શુભ ચિત્તનો લાભ મેળવવા અને યોગપૂર્તિ કરવા શ્રવણ કરવું જ જોઇએ. એ વસ્તુ અર્થાત્-શાસ્ત્રકથિત ગણાય.

(લ૦-) एवं च सति तन्न किञ्चिद् यदुच्यते परैरुपहासबुद्धया प्रस्तुतस्यासारतापादना तद्यथाय, "अलमनेन क्षपणकचन्दनकोलाहलकल्पेन अभाविताभिधानेन,' उक्तवदभाविताभिधानायोगात्, स्थानादिगर्भतया भावसारत्वात् तदपरस्याऽऽगमबाह्यत्वात् पुरुषप्रवृत्त्या तु तद्बाधाऽयोगात् अन्यथाऽतिप्रसङ्गादिति न किञ्चिदेव।

**અર્થ:-અને સ્તોત્ર એ રીતનાં અને એ રીતે બોલાતાં હોઇ, બીજાઓ દ્વારા મશ્કરીની બુદ્ધિથી પ્રસ્તુત ચૈત્યવંદનયોગની તુચ્છતા બતાવવા જે આ કહેવાય છે તે માલવિનાનું છે. (શું કહેવાય છે ?) તે આ પ્રમાણે કે 'અંતરાત્મામાં ભાવિત નહિ એવા મુનિના વંદનના કોલાહલ-સમા આ ઉચ્ચારણથી સર્યું.' (આ આક્ષેપ વાહિયાત છે,) કેમકે પૂર્વે કહ્યું તેમ અભાવિત ઉચ્ચારણ નથી; કારણ, સ્થાનવર્ણ આદિ યોગથી ઘટિત હોઇને એ ભાવ-પ્રધાન છે; કેમકે જે ભાવ-પ્રધાન (અનુષ્ઠાન) નથી તે તો આગમ-બાહ્ય (શાસ્ત્રાદેશથી બાહ્ય) છે. (એવા ભાવહીન કોઇ) પુરુષ માત્રની (યથેચ્છ) પ્રવૃત્તિથી સામાન્યથી ચૈત્યવંદન સ્તોત્રની ઉચ્ચારણની સારભૂતતાને વાંધો નથી; ઘટી શકતો; નહિતર (તો કોઇ પણ શુભ અનુષ્ઠાનમાં પણ અસારતાનો) અતિપ્રસંગ આવે. માટે (ઉક્ત આક્ષેપ) કાંઇ જ વજૂદવાળો નથી.**

વિવેચન :—

ચૈત્યવંદન અભાવિત હોવાનો આક્ષેપ :—

ચૈત્યવંદન અને સ્તોત્રોચ્ચારણ કેવા ઢંગથી કરવાનું એનો વિસ્તારથી વિચાર થયો. એ વસ્તુને નહિ સમજવાને લીધે બીજાઓ મશ્કરી કરવાની બુદ્ધિએ આક્ષેપ કરે છે કે પ્રસ્તુત ચૈત્યવંદનસૂત્ર-સ્તોત્ર બોલવા એ અસાર છે. આક્ષેપ આ રીતે કરે છે, કે 'મુનિઓના આ ચૈત્યવંદનના કોલાહલ સમા ભાવ વિનાના કથનથી શું ? કથન તો ભાવિત જોઈએ. ઉચ્ચ ભાવોથી ભાવિત હૈયામાંથી નીકળે તો સાર્થક કહેવાય. બાકી પોપટપાઠની જેમ લુખ્ખા કથને શું વળે ?

આક્ષેપનું નિરાકરણ :-આ આક્ષેપ તુચ્છ છે; કેમકે પૂર્વે કહી આવ્યા છીએ તે મુજબનાં સૂત્ર-સ્તોત્રોનાં કથનમાં અભાવિતતા સંભવતી નથી; કારણ એ છે કે એ કથન સ્થાન-વર્ણ-અર્થ-આલંબનમાં બરાબર એકાગ્રતા, યોગવૃદ્ધિ-ભાવવૃદ્ધિનું લક્ષ, શુદ્ધ ગંભીર ધ્વનિ, ડાંસમચ્છરાદિ ત્રાસની ઉપેક્ષા વગેરે સાચવીને કરાય છે. તેથી ભાવપ્રધાન જ આ કથન છે. અંતરના બહુમાન, ભાવોલ્લાસ વગેરે વિના આ બધું શે સચવાય ? દિલ ભાવિત થયું હોય તો જ એ વિધાનોનું યથાસ્થિત પાલન થાય. હા, એ સ્થાનાદિ સાચવ્યા વિના અર્થાત્ એની ઉપેક્ષા કરીને બોલવાનું હોય તો ભાવિત ઉચ્ચારણ ન બને. પરંતુ એવી રીતનું ઉચ્ચારણ તો આગમબાહ્ય, શાસ્ત્રને અનનુસારી, યથેચ્છ ઉચ્ચારણ કહેવાય. એવી કોઇ ક્રિયા કરનાર પુરુષની સ્થાનાદિપાલન-રહિત પ્રવૃત્તિ અભાવિત હોય એટલા માત્રથી પ્રવૃત્તિમાત્ર અભાવિત છે એમ થોડું જ કહેવાય ? અર્થાત્ સ્થાનાદિ ચોકસાઇ સાચવીને કરાતાં સૂત્રસ્તોત્રોનાં ઉચ્ચારણમાં રહેલ ભાવિતતાને યથેચ્છ ઉચ્ચારણની અભાવિતતા આંચ લગાડી શકતી નથી, ખોટી પાડી શકતી નથી. નહિતર એમ તો જો કોક ઠેકાણેની અવિધિસરની સાધનાથી ફલ થતું ન દેખાવાથી એના દાખલાથી એ જાતની સાધનામાત્રને નિષ્ફળ કહેવા જઇએ તો તો અતિપ્રસંગ થાય, અર્થાત્ બધી જ સાધનામાં નિષ્ફળતાનો આરોપ ચઢે. કેમકે એ દરેકમાં ક્યાંક ને ક્યાંક યથેચ્છ રીતે કરનારા ય હોય અને તેથી નિષ્ફળતા પામનારા હોય. વસ્તુસ્થિતિએ બધી ય ધર્મયોગની સાધના પ્રારંભે પ્રાયઃ તેવી ભાવિત નથી હોતી. એ તો સામાન્ય અવસ્થામાંથી આગળ વધતાં વધતાં અભ્યાસવશાત્ ભાવિત, વધુ ભાવિત, બનતી જાય છે. પહેલેથી બધાય યોગી જેવા પરિણત ક્યાંથી હોય ? એથી એને આ શો ઘોંઘાટ ? એમ કહી જો નકામી ઠેરવાય અને બંધ કરાવાય,

દા. ત. બોલે 'ઓ ભવિ પ્રાણી રે, કીજે નવ આંબેલની ઓળી,' તો આ તુલ્ય નથી, કેમકે અર્હત્-સ્તવનાની ધારા ચાલેલી એમાં નવ આંબેલની ઓળી કરવાનો ઉપદેશ દેવાનું આવ્યું! તપની સ્તુતિ આવી! એટલે પેલી ધારા તૂટી! અહીં 'પ્રાય:' સમાન એટલા માટે કહ્યું કે જ્યાં તપ વગેરેની ઉપાસનાના દેવવન્દન હોય ત્યાં તપ આદિનાં સ્તોત્ર બોલાય છે.

પ્ર૦–તો શું એમાં યોગધારા નહિ તૂટે?

ઉ૦–ના, કેમકે એમાં પહેલેથી ઉદ્દેશ, લક્ષ્ય નક્કી છે કે આ દેવવંદનમાં તપનાં ગુણગાન કરવાં છે. હવે એમાં પહેલાં 'નમુત્થુણં' વગેરે બોલાય છે તે તો તપ-સ્તવના રૂપી શુભ કાર્યનાં પ્રારંભે મંગળરૂપે બોલાય છે. એટલે ભલે એના અર્થનો ચિત્તોપયોગ કરાય, પણ એ લક્ષ્યનાં સાધનરૂપે કરાય છે. એ પૂર્ણ થયે લક્ષ્ય તપસ્તવનનું ચાલે એમાં યોગવ્યાઘાત નથી.

પ્ર૦–ઠીક છે, તો પણ અર્હદ્ ગુણગાનને બદલે આત્મનિંદાનું સ્તવન બોલાય ત્યાં તો યોગધારા તૂટે ને?

ઉ૦–ના, એ તો અર્હદ્ ગુણગાનના મેળમાં ગણાય; કેમકે એથી એ સૂચવવું છે કે 'પ્રભુ! તમે એવા ઉચ્ચ ગુણોવાળા અને હું આવો દોષભર્યો? તમે લોગનાહ છો, ધર્મદાતા છો, ત્યારે હું તો આ આ દોષભર્યો છું, મારા પર દયા કરો.' એટલે આ સ્તવન તો તુલ્ય જેવું જ ગણાય. એવું જ પ્રાર્થનાનું સ્તવન પણ તુલ્ય જેવું જ ગણાય. આમાં 'જયવીયરાય' સૂત્ર સાક્ષી છે. એટલે આમાં યોગવ્યાઘાત નથી.

**છેવટે સ્તોત્ર-શ્રવણથી ય યોગપૂર્તિ:-**

પ્ર૦–એવું સ્તવન ન આવડતું હોય એ શું કરે? એ ન બોલે તો એટલા પૂરતો ચૈત્યવંદનયોગ અધુરો જ રહે ને?

ઉ૦–ના, એ બીજા તેવું સ્તોત્ર સ્તવન બોલતા હોય એનું સાંભળે; એટલે યોગપૂર્તિ થઇ જાય.

પ્ર૦–આ તો પારકે પૈસે દિવાળી જેવું થાય ને? એમાં લાભ શો મળે?

ઉ૦– મળે, સ્તોત્ર-સ્તવન પોતે જાતે બોલીને ય શુભ ચિત્ત, શુભ અધ્યવસાય પ્રાપ્ત કરવા છે. તો તે બીજાનું સ્તવન સાંભળીને પણ પ્રાપ્ત થાય છે, કેમકે બોલવામાં રાખેલો ચિત્તનો ઉપયોગ એ બોલાતાં સ્તોત્રના અર્થ અને ભાવમાં રાખવો જોઇએ છે, અને તેથી જ ચિત્ત શુભ બને છે. બસ, સાંભળવામાં પણ એ રીતે જ ચિત્તનો ઉપયોગ સંભળાતા એ સ્તોત્રના અર્થ તથા ભાવમાં રાખવાથી ચિત્ત શુભ કેમ ન બને? ત્યારે જો ન બનતું હોય તો તો સ્વયં બોલવાથી પણ ચિત્ત શુભ શું કામ બને? અને બોલવામાં ય જો ચિત આડુંઅવળું વિચારો કરે તો ત્યાં ય શુભ ચિત્તાધ્યવસાય નહિ બને. તે ન બને તો યોગ-વ્યાઘાત, વંદન-યોગની હાનિ થાય; એમ યોગના આચાર્યો કહે છે. કેમકે પ્રારંભે કહી ગયા છે તેમ 'चैत्यवन्दनतः सम्यक् शुभो भावः प्रजायते'– ચૈત્યવંદનથી શુભ ભાવ સારી રીતે જન્મે છે. એ રીતે બને ત્યાં ચૈત્યવંદનયોગની સિદ્ધિ થઇ કહેવાય. આ યોગસિદ્ધિ જ અહીં જ્ઞાપક છે, સૂચક છે, કે શ્રવણથી પણ વન્દનયોગની પૂર્તિ ન કરાય તો વંદનયોગ ફળ-પર્યન્ત ન પહોંચવાથી યોગહાનિ થાય. માટે શુભ ચિત્ત બનાવવાનું તો સ્વયં સ્તોત્ર બોલવાની જેમ ન આવડે તો બીજાનું સ્તોત્ર સાંભળીને પણ કરવું જ જોઇએ. જો સ્તોત્ર સાંભળવાનું ય ન કરાય તો પોતાને તો સ્તોત્ર આવડતું નથી એટલે એટલું ચૈત્યવંદનયોગમાં અધુરૂં રહેવાથી યોગવ્યાઘાત થયો કહેવાય; સાંભળી લેવાથી યોગપૂર્તિ થાય. આ વસ્તુ શાસ્ત્રોક્ત છે. તે આ રીતે,–

પ્રવચન આદેશ બે પ્રકારે છે, (૧) શબ્દોક્ત અર્થાત્ અક્ષરશઃ કહેલો, અને (૨) અર્થોક્ત એટલે કે અર્થાપત્તિથી પ્રાપ્ત થતો. એટલે અહીં બિન-જાણકારે બીજાનું સ્તોત્ર સાંભળીને ચૈત્યવંદન-યોગની પૂર્તિ કરવી એવો શાસ્ત્રાદેશ ભલે અક્ષરશઃ કહેલો ન મળે છતાં એ અર્થતઃ કહેલો મળે છે. કેમકે 'વંદના શુભ ચિત્તના લાભ માટે છે' એમ 'चैत्यवन्दनतः सम्यक्' ઇત્યાદિ શાસ્ત્રથી અક્ષરશઃ કહ્યું છે, અને તે લાભ સ્તોત્રના અજ્ઞાન પુરુષે બીજાનું

મહાસ્તોત્રો ભણે તે કેવા જોઇએ ? એવા કે જે રાગાદિ ઝેરને ઉતારી નાખવા પરમ મંત્રરૂપ હોય. મહાસ્તોત્રો તો સકલદોષનિર્મુક્ત, અનંતગુણની મૂર્તિ, અને જીવમાત્રની પ્રત્યે અથાગ ભાવોપકાર વરસાવનારા વીતરાગ સર્વજ્ઞ ભગવાનનાં જ ગુણ-ગાનનાં હોય; એટલે એ ઢંગથી બોલતાં સહેજે અંતરમાં વીતરાગભાવ પ્રત્યે ભારે બહુમાન અને આકર્ષણ-અભિલાષા જગાવે, જગાવે જ. એ જગાવે એટલે આત્માના રાગ-દ્વેષ, મોહ-મદ-મત્સર, કામ-ક્રોધ, લોભ-તૃષ્ણા-મમતા, હાસ્ય-શોક, હર્ષ-ખેદ વગેરે આંતરિક ઝેર ઊતરવા માંડે એમાં નવાઇ નથી. આ હિસાબે વીતરાગની સ્તવનાના મહાસ્તોત્રો રાગાદિ વિષની સામે પરમ મંત્રરૂપ કહી શકાય. પણ સરાગી ઈતરદેવની સ્તુતિમાં આનાથી ઉલ્ટું જોવા મળે છે. દા. ત. એવી સ્તુતિ કરે કે 'જેમનું એક નેત્ર ગૌરીના સ્તન પર છે, બીજું ગણેશના મુખકમળ પર છે, ત્રીજું કામદેવને બાળી રહ્યું છે, ...એવા શિવજી તમારું કલ્યાણ કરો.' તો આ તો રાગવિષને ઉતારવાને બદલે વધારી આપનારૂં બને. એના બદલે 'જેમના બે નયન ઉપશમ રસમાં ઝીલતા છે, મુખકમળ ઉદાસીનતાથી પ્રસન્ન છે, ખોળો નારીના સંગ વિનાનો છે, હાથ શસ્ત્રરહિત છે, એવા વીતરાગ ભગવાન કલ્યાણ કરો' આવી સ્તુતિ બોલાય તો એ સહેજે રાગને ધક્કો લગાડે. એમાં ઉદ્ભટ વિશેષણો, અને રાગદ્વેષકામોત્તેજક કલ્પનાઓ વગેરે ન હોય. પાછાં એ તાલબદ્ધ રાગમાં બોલાય. વીત-રાગનાં યોગ્ય સ્તોત્રો તો વૈરાગ્યની ઝણઝણાટી કરાવી વીતરાગની ભક્તિમાં તરબોળ કરે, નવનવા શુભ આંતર ભાવોને જગાડે. માટે તે એ રીતેજ બોલવાં જોઈએ.

સ્તોત્ર-સ્તવન કેવાં, કેવી રીતે અને કયા લક્ષ્યથી બોલવાં, એ અહીં આચાર્ય ભગવાન શ્રી હરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજે સુંદર રીતે બતાવ્યું. એ જોતાં દેખાય કે વીતરાગ ભગવાનનાં એવાં સ્તોત્રો બોલવાં એ પણ જીવનનો મહાન લહાવો છે, એક વિશિષ્ટ યૌગિક ધર્મસાધના છે. એ સાધવાનો યોગ મળે ત્યાં જો ઉપર કહેલી રીતે સધાય તો—

(૧) વિશિષ્ટ શુભ અધ્યવસાયની વૃદ્ધિ થાય,

(૨) વિશિષ્ટ યોગવૃદ્ધિ થઈ ચાંચલ્ય ઓછું થાય,

(૩) જેમને સ્તવીએ તેમને ન્યાય આપ્યો ગણાય,

(૪) પ્રવચનના અતુલ ઉપકારની અંશે ય કૃત-જ્ઞતા અદા થાય,

(૫) શાસનપ્રભાવના થાય;

(૬) બીજાં પણ પૂર્વે કહેલ ભાવદયા, સમતા, ધર્મરાગવૃદ્ધિ વગેરે અનેક ગુણો કેળવાય.

(લ૦-) एतानि च तुल्यान्येव प्रायशः, अन्यथा योगव्याघातः। तदज्ञस्य तदपरश्रवणम्। एवमेव शुभचित्तलाभः। तद्व्याघातोऽन्यथेति योगाचार्याः। योगसिद्धिरेवात्र ज्ञापकम्। द्विविधमुक्तं शब्दोक्तमर्थोक्तं च। तदेतदर्थोक्तं वर्तते शुभचित्तलाभार्थत्वाद् वन्दनाया इति।

**અર્થ:-અને આ સ્તોત્રો પ્રાય: (પ્રણિપાતદંડક સૂત્રને) સમાન જ હોય છે; નહિતર (વંદન) યોગનો વ્યાઘાત (હાનિ) થાય. સ્તોત્ર ન જાણનારે બીજાનું સ્તોત્ર સાંભળવું. એમ જ શુભ ચિત્તનો લાભ થાય છે. ન સાંભળે તો યોગને હાનિ થાય એમ યોગાચાર્યો કહે છે. આમાં યોગસિદ્ધિ જ જ્ઞાપક છે. પ્રવચનનો આદેશ બે પ્રકારે છે; ૧. શબ્દોક્ત ૨. અર્થોક્ત. તેથી આ (બીજાનું સાંભ-ળીને પણ યોગપૂર્ણતા કરવા)માં આ અર્થોક્ત (આદેશ) છે. કેમકે વંદના એ શુભ ચિત્તના લાભ માટે છે.**

**વિવેચન :—**

**સ્તોત્ર 'નમુત્થુણં'ને તુલ્ય હોય :-**

સામાન્ય રીતે મહાસ્તોત્રો પ્રાય: બધા ય સમાન હોય છે. 'સમાન' એટલે પ્રણિપાતદંડક સૂત્રમાં જે સ્તવના કરી તેના જેવા જ અર્થને કહેનારા; અર્થાત્ વીતરાગ સર્વજ્ઞ અરિહંત પરમાત્માના જે ગુણો જે વિશેષતાઓ વર્ણવી છે તેના ઉપર જ સ્તવનાને કરનારા. કેમકે જો એવું ન હોય અને બીજી જ વાતો સ્તોત્રમાં ઘલાઇ હોય તો તે સ્તોત્ર બોલતાં તે વાતો પર ચિત્ત જવાથી ચૈત્યવંદનનો યોગ જે ચાલ્યો આવે છે તેને હાનિ પહોંચે, યોગધારા તૂટે.

જ જાય છે. મગજ પર ભાર નથી કે 'મારે આમ વ્યવસ્થિત હાથ જોડી બરાબર ઊભા યા બેસીને વિદ્યાસાધકની જેમ સ્થિર બની ક્રિયા કરવી જોઇએ.' પણ એ વસ્તુ તો જ બને કે પહેલું તો ધ્યાન ક્રિયા પર બરાબર લગાવ્યું હોય, શરીરની કોઇ ચિંતા નહિ, કે માનસિક ચિંતા કે વિકલ્પોની ગડમથલ નહિ. આસન-મુદ્રા બરાબર જમાવ્યા, તે ખસે નહિ; પગ ઊંચાનીચા કર્યા કરવા નહિ, બેઠા એ બેઠા; માથું કે શરીર ખંજવાળવું નહિ; ચિત્ત બરાબર ક્રિયા અને સૂત્ર-સ્તોત્રોના ભાવ પર કેન્દ્રિત કરી અખંડ ધારાએ સ્તોત્ર બોલાય.

सम्यगनभिभवन् गुरुध्वनिम् तत्प्रवेशात्—

સ્તોત્ર બોલાય તે એવા જ અવાજે કે બીજા કોઇના મોટા અવાજમાં ભળી જાય, અને તેથીજ એના અવાજને એકદમ ઢાંકી ન દે. 'ફલાણો શું મોટેથી બોલતો હતો ? હું મારા અવાજથી હમણાં એની ઉપરવટ થઈ જાઉં છું'-આવી કોઈ દુષ્ટવૃત્તિ જ નહિ. 'એ અર્હદ્ ભગવાનનું ગીત ગાય છે, હું અર્હદ્‌ગીતનો પ્રેમી છું, તો એનાય ગીત ઉપર દ્વેષ કેમ કરાય ? અર્હદ્‌ગીતને કેમજ દબાવાય ?' આ સાવધાની જોઇએ; નહિંતર (૧) ધર્મને જ ધક્કો લગાડવાનું થાય, (૨) અસહિષ્ણુતા ઇર્ષ્યાનું દુષ્કૃત ઊભું થાય, (૩) સુકૃતની અનુમોદના ગુમાવાય, (૪) પ્રમોદભાવના નષ્ટ થાય. બીજાના ધર્મયોગને રુંધવો એ મોહનો ચાળો છે. મોહ કેવો અપલક્ષણો છે કે ધર્મક્રિયામાં બેઠા છતાં ધર્મ પર ઘા કરાવે છે, આક્રમણ કરાવે છે ! ધર્મની સ્પર્શના નથી થવા દેતો ! તો એનાથી ડરી સ્વધર્મરક્ષા માટે પોતાના અવાજ પર અંકુશ રાખવો.

अगणयन् दंशमशकादीन्—

મહાસ્તોત્ર બોલતાં-ગાતાં એના ભાવમાં એવી તન્મયતા જોઇએ કે ત્યાં કદાચ ડાંસમચ્છર આદિનો ઉપદ્રવ હોય તો તેને ગણકારે નહિ, એના તરફ કોઈ લક્ષ જ ન લઇ જાય. આ માટે કમમાં કમ તેટલા કાળ પૂરતું તો સત્ત્વ જોઇએ જ. 'ભગવાન મહાવીરદેવે સાડાબાર વરસ ધ્યાન ધર્યા હતાં એમાં સાંભળતાં ય કમકમી ઉપજે એવા ઘોર પરીસહ-ઉપસર્ગો વચ્ચે ય કારમું-પીડાતા શરીર પર જરાય લક્ષ ન લઈ જતાં ધ્યાનધારા અસ્ખલિત વહેતી રાખી, તો મારે સાડા બાર મિનિટના આ સ્તોત્રમાં મામુલી ડાંસમચ્છરાદિના ચટકામાં છે શું ?' એમ ભાવવાથી સત્ત્વ વિકસે. એ સત્ત્વ સ્વસ્થતાથી સ્તોત્રગાન ચાલવા દે છે. બાકી તો જો ડાંસ-મચ્છરાદિ ઉરાડ્યા કર્યો, તો (૧) દેહ પરની મમતાથી નિઃસત્ત્વ બનવાનું થશે; વળી (૨) સ્તોત્રાદિથી વીતરાગ પરની મમતા જે વધારવી છે તે દેહમમતાએ નહિ વધે; (૩) વીતરાગની ભક્તિને ઓળવવાનું અને ધર્મયોગમાંથી સ્ખલિત થવાનું થશે; (૪) બિચારા પામર તુચ્છ જંતુ ઉપર, ઉપદ્રવવાળા સ્થાન પર, અને સેવાભાવી વહીવટદારો પર દ્વેષ થવા પણ સંભવ; તેમજ (૫) ક્ષપકશ્રેણીને જરૂરી ચિત્ત સ્થિરતા તરફના માર્ગે ચાલવાનું મળવા છતાં નહિ ચલાય અને મોંઘેરી તક ગુમાવાશે !....વગેરે. આવા અનર્થોને વધાવવાનું થાય એ સ્વાત્માની કેટલી જઘન્ય દશા ! ખરેખર તો સ્તોત્રના ભાવમાં લયલીન થવાય તો ડાંસ-માખી-મચ્છરની ખબરે ય નથી પડતી અને ઉપરના અનર્થોથી બચી મહાલાભો મળે છે. ચિત્ત ત્યાં લીન એટલે અહીં માખી-મચ્છરમાં નહિ.

योगमुद्रयाः—

મહાસ્તોત્ર યોગમુદ્રાએ બોલવાનાં. યોગમુદ્રા પૂર્વે કહ્યું છે તેમ સામસામા હાથની આંગળીના ટેરવા એક બીજાની પાછળ રહે એ રીતે બે હાથ વચમાં સહેજ પોલા જોડી મુખ આગળ રાખી હાથની કોણી પેટ પર રાખવાની. બસ ફિક્સ, આ યોગમુદ્રા ઠેઠ સુધી એમજ રહે. આમાં (૧) પ્રભુનો વિનય સચવાય છે અને (૨) વિણયમૂલો ધમ્મો' એટલે ધર્મ મૂળવાળો દૃઢ બને છે; (૩) દૃષ્ટિ અને ચિત્તની એકાગ્રતાને સારો ટેકો મળે છે, (૪) ખરેખર પ્રાર્થના અને અદનો સેવકભાવ દ્યોતિત થાય છે, (૫) કાયિક સ્થિરતા કેળવાય છે. યોગદર્શને કહેલ 'યમ' 'નિયમ' પછી ત્રીજો યોગાંગ 'આસન' આમાં સુંદર સિદ્ધ થાય છે.

रागादिविषपरममन्त्ररूपाणि महास्तोत्राणि पठति

ઉ૦–એનું કારણ લૌકિક ભાવોએ દિલને કબ્જે કર્યું છે. દુનિયાની ચપરાશી કૂટવામાં, ગપ્પા મારવામાં, નિંદા–કુથલી અભિમાન હુંકાર્યે રાખવામાં અને વિષયાસક્તિની આગ નિરંતર ભભુકતી રાખવામાં અશુભ ભાવો એટલા બધા જાગતા રહે છે, કે પછી ત્યાં ભક્તિ, વૈરાગ્ય, પાપ–બળતરા વગેરે શુભ ભાવોને જગ્યા જ નથી મળતી. નથી ને કોક દિ' સારા ભાવ જાગ્યા હોય તો ય થોડીવાર પછી કે બીજે દિવસે મીંડું ! જુગારમાં યા મોજશોખમાં નાણાં વેડફી નાખનારને ઘર ચલાવવા નાણાં ક્યાંથી હોય ? સાંસારિક બાબતોમાં જ આવક ખર્ચી નાખનાર ધાર્મિક ખાતામાં શું ખર્ચે ? એ તો સાંસારિક વાતોમાં કૃપણ હોય એ ધાર્મિક વસ્તુમાં ઉદાર બની શકે. **એમ હૈયામાં લૌકિક ભાવોને બહુ ઓછા રમાડનાર જ હૈયાની અંદર લોકોત્તર ભાવોને સારા રમતા રાખી શકે.** વિચારવા જેવું છે કે વીતરાગ અરિહંત પ્રભુ અને આપણી વચ્ચે લાંબું અંતર છે, એ ક્ષાયિક–ઓદાયક ભાવના મહાતફાવતને લીધે જ છે. માટે એનું આંતરૂં, હૈયું શુભ ભાવભર્યું કર્યા વિના, ન મટી શકે.

परिशुद्धगंभीरध्वनिना—

મહાસ્તોત્રનું ઉચ્ચારણ વિશુદ્ધ અને ગંભીર અવાજે થવું જોઇએ.

વિશુદ્ધ ધ્વનિ એટલે કે •(૧) એક અક્ષર પર બીજો ચઢી જાય યા ગુણગુણિયું કે અડધા શબ્દ મનમાં જ બોલાય એવું નહિ, તેમ, •(૨) જોડાક્ષર એ પૂર્વનો સ્વર લંબાઇને બોલાય જેથી જોડાક્ષર સરખો નીકળે; •(૩) હ્રસ્વ ટૂંકાવીને અને દીર્ઘ એ લંબાવીને જ બોલાય. દા.ત. 'સાહૂણ'માં 'હૂ' લંબાઇને જ બોલાય; •(૪) દંત્ય બરાબર દંતના સ્થળે જ અને તાલવ્ય બરાબર તાળવાના સ્થાને જ બોલાય; •(૫) **સ્વર** વિનાનો વ્યંજન અખંડ **નહિ, પણ અડધો બોલાય;** •(૬) પદચ્છેદ અર્થને બરાબર ઘટતો થાય, દા. ત. 'પુક્ખરવર–દીવડ્ઢે'; પણ 'પુક્ખરવરદી–વડ્ઢે' નહિ; નહિતર 'આગલ ગાડી'ને બદલે 'આગ લગાડી' જેવું થાય; •(૭) એમ અનુસ્વાર એ પછીના વ્યંજનના કંઠ્ય–તાલવ્યાદિ વર્ગના મેળમાં બોલાય; દા. ત. 'સંપૂરિતા' એ 'સમ્પૂરિતા'ની જેમ બોલાય, પણ 'સઙ્પૂરિતા' જેવો નહિ; •(૮) એમ ભાર મૂકવા યોગ્ય શબ્દ પર ભાર આવવો જોઇએ બીજા પર નહિ, દા. ત. '**અભયદયાણં ચક્ખુદયાણં**...' વગેરેમાં 'અભય, ચક્ખુ' વગેરે પર ભાર આવે, પણ 'દયાણં' પર નહિ, કેમકે એ શબ્દ તો બધામાં સામાન્ય છે; ને ભાર સામાન્ય **પર** નહિ પણ વિશેષ પર હોય;...ઈત્યાદિ.

'**ગંભીર**' ધ્વનિ એટલે કે સમુદ્રમંથન થતું હોય અને એમાંથી જે ઘોષ નીકળે તેવા અવાજે–સ્તોત્ર બોલવાનું. સૂર નાભિમાંથી નીકળવો જોઇએ. દિલના દર્દભર્યા અવાજે બોલાય. જે શબ્દ નીકળે તે એ બોલવા પાછળના જરૂરી ભારબોજને માથે રાખીને નીકળે. બોલીએ 'હું છું સેવક તારો,' તો એમાં સેવકપણાનો ભાર માથે ધરીને બોલાય; સેવકપણું એટલે સ્વામીના દાસ જેવી મનોદશા, એનો ભાર માથે રાખીને બોલાય; તે મોટા શેઠના અતિ નમ્ર દાસની યા શેઠના દબાયેલા અને શરણે રહેલા તરીકેની ભાષાપદ્ધતિના જેવી ભાષાથી બોલાય. 'હું નિર્ગુણી દોષ ભરેલો' બોલાય તે એક અપરાધીના શરમ ભર્યા ઈકરારની અદાએ. હૈયું તેવા તેવા ભાવથી ગદ્ગદ કરાય તો જ આ ગંભીર ધ્વનિએ બોલવાનું થાય. તે નહિ તો પોપટપાઠ થાય, હૈયાના તાર ઝણઝણ્યા વિના ઉપર ઉપરથી રાગ–તાલમાં માત્ર ગાવાનું થાય.

सुनिभृताङ्गः—

મહાસ્તોત્ર બોલતાં શરીરનાં અંગો–અવયવોને સુનિભૃત અર્થાત્ સારી રીતે સ્થિર અને સ્વસ્થ રાખવા; જરાય ચંચળ, વ્યાકુલ કે અવ્યવસ્થિત નહિ. બગાસા ખવાતા હોય, હાથ બરાબર જોડેલા ન હોય, એક હાથે શરીર પર અહીં ને તહીં ખણાતું હોય, બીજા હાથે વળી આસન કે કપડું ઠીકઠાક કરાતું હોય, અથવા ખાંસી બગાસા કે બીજી ચેષ્ટા ચલાવાતી હોય, એ બધું અસ્વસ્થ, અવ્યવસ્થિત, વ્યાકુલ, ચંચળ ગણાય. વ્યાધિ હોય એ જુદી વાત; પરંતુ ઘણું તો કુટેવ અને બેદરકારીમાં

(૧) મહાસ્તોત્ર ભણે તે સમ્યગ્વિધાનથી અર્થાત પદ્ધતિસર બોલે, જેથી એ બીજાઓમાં જિનપ્રવચનની ઉન્નતિ કરનાર બને. ગમે તેમ બોલી નાખવામાં ન તો તે આપણા પોતાનામાં ભાવપુષ્ટિ કરે, કે ન બીજાઓમાં જિનપ્રવચનનું આકર્ષણ કરે. એ મગફળીના ઉપરના ફોફા ખાંડવા જેવી મહેનત થાય. લાખ મણ ખાંડે પણ પાશેર તેલ ન નીકળે. માટે સુંદર ઢબે બોલાવું જોઇએ. રાગ, તાલ, સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચારણ, પદચ્છેદ, યોગ્ય શબ્દો પર ભાર, ઉચ્ચારણમાં હૈયાની તન્મયતા, શબ્દો પ્રમાણે ભાવની પ્રગટતા, સૌમ્ય મુદ્રા, નિરભિમાનતા ઈત્યાદિ બરાબર જાળવીને સ્તોત્રો બોલાય તો તે સમ્યગ્વિધાનથી બોલાયા ગણાય, અને તો જ તે સર્વજ્ઞ–પ્રવચનની બીજાઓને વિષે ઉન્નતિ કરનારાં બને.

(૨) અથવા **'સદ્‌વિધાનતઃ'** એટલે મહાસ્તોત્રોની એવી સારી રચના થઇ હોય કે જેથી તે જિન-પ્રવચનની ઉન્નતિ કરનારાં બને. એમાં ભવ્ય શબ્દ-પ્રયોગ, છંદશુદ્ધિ, અલંકાર, ઉપમા, ઉત્પ્રેક્ષા, ગુણાનુવાદ વગેરે એવા નિર્દોષ, સુંદર અને આકર્ષક હોય કે એ બોલવા પહેલાં ન હોય એવા અદ્‌ભુત ભાવોલ્લાસને બોલતાં બોલતાં જગાડી દે! અને જૈનેતર સાંભળે તો તે પણ જિનપ્રવચન પર ઓવારી જાય.

જિન પ્રવચનની ઉન્નતિ એટલે એની પ્રત્યે આકર્ષણ, એની પ્રશંસા, એના પર હૈયે થતો ચમત્કાર. અંતરમાં, ને સંયોગે બહાર પણ ઉદ્‌ગાર સરી પડે 'ઓહો! કેવો આ ધર્મ! કેટલો સરસ માર્ગ! કેવી સુંદર આની તપસ્યા, વ્રતો અને વિદ્વત્તા! જૈન ધર્મવાળાઓનો ત્યાગ, ઉદારતા, દયા, શાસ્ત્રો...બધું કમાલ!....' આમ ઇતરોમાં શાસનપ્રશંસા–આકર્ષણ થાય એ શાસનની ઉન્નતિ થઇ કહેવાય. મોટા વરઘોડા, મહોત્સવ, ધામધુમ, વગેરે પણ એવી ઢબના હોય કે શાસન–પ્રભાવના થાય. ઢંગ વિનાના હોય તો ઉલ્ટી શાસનની હીલના થવા સંભવ છે.

ભાવસારઃ—

સ્તોત્ર કેવી રીતે બોલે? તો કહે છે કે,– 'ભાવસાર', અર્થાત્ ભાવ પ્રધાન રાખીને બોલે. પૂર્વે ભાવવૃદ્ધિનો ઉદ્દેશ અર્થાત્ સ્તોત્રોચ્ચારણથી પ્રાપ્ય ઇષ્ટ બતાવ્યું, અહીં ઉચ્ચારણકાળમાં જ ભાવ મુખ્યપણે ઉલસતા રાખવાનું કહે છે. સ્તોત્રનું ઉચ્ચારણ ભાવથી લચબચ હોય, ધ્વનિ ભાવભીનો, ગદ્‌ગદ, નાભિમાંથી ઉઠી હૈયું વલોવાઇ નીકળતો હોય. ભિખારી કેવા ગદ્‌ગદ ભાવથી માગે? મિત્ર હોય તો 'આટલા પૈસા આપી દેજે' એમ કહે; પણ ગરીબ માણસ ચક્રવર્તી પાસે માગે તે તો અતિ નમ્ર અને ગદ્‌ગદ વિનંતિથી માગે. એમ કોઇ બેકાર માણસ કયાંક નોકરી માટે અરજી કરે તો કેવી કાકલુદીભરી આજીજીથી કરે? બહુ પીડાતો દરદી વૈદ્ય પાસે કેવા દર્દભર્યા સૂરથી બોલે? એમ અહીં પ્રભુને દર્દભર્યા અવાજે વિનવે. દા.ત. 'સાહેબ! નરક નિગોદે હું બહુ ભમ્યો....' બોલતાં બોલતાં, પાકિસ્તાનમાંથી માર ખાતાં માંડ બચી આવેલાના બોલવાની જેમ, હૃદય પાણી પાણી થઇ જાય. સ્તોત્ર જિનગુણગાનનું ય હોય, આત્મનિંદાનું ય હોય, ને પ્રાર્થના–માગણીનું ય હોઇ શકે. જેવા પ્રકારનું સ્તોત્ર હોય, બરાબર તેને અનુરૂપ ભાવ ઉલસાવીને એ બોલવું જોઇએ. સ્તોત્ર જો પોતાની દુઃખદ ભાવવેદનાની કહાણીનું હોય અને સંગીતના આલાપ એમાં એવા લે કે જેમાં હર્ષની ઉર્મિ યા ગાવાની હોશિયારીની ઉર્મિ વ્યક્ત થતી હોય તો એ બેહુંદુ લાગે. 'શીતલ નહિ છાયા રે આ સંસારની' બોલતાં હૈયે જાણે દાહ દાહ લાગતો હોય એવો અવાજ નીકળે. તાત્પર્ય, કહેવાની જેવી વસ્તુ તેને છાજતો ભાવ જોઇએ. કાછિયા પાસેથી સારૂં દુર્લભ શાક પણ લેવું હોય તો ય ભાવભર્યું કહેવાય છે, 'ભાઇ! સારૂં આપજે હોં.' પૈસા ખટાવનાર શેઠ ઘરે આવ્યા તો ભાવભીનું 'પધારો પધારો' કહેવાય છે, તો પછી મોક્ષ-મોક્ષમાર્ગ લેવા પ્રભુ આગળ શું ગળાની ઉપરથી લૂખા શબ્દે કહેવાનું? યા ગમે તેવા ઉલ્ટા ભાવે કહેવાનું?

પ્ર૦–ત્યારે ઘણું તો લૂખા ભાવે જ બોલાય છે તેનું કારણ?

એ માન્યતા) રખાય નહિ. માત્ર અમુક કક્ષાની ભાવવંદના પ્રાપ્ત થયે વંદનાકાર્ય પૂર્ણ થયાનો દાવો ઉચિત નથી. ભાવવંદનામાં તો ભાવસ્તવ, સર્વવિરતિ, અપ્રમત્તતા, સામર્થ્યયોગ, વગેરે ઉચ્ચ ઉચ્ચ અવસ્થાઓ છે. ત્યાં બધે જ અપૂર્ણતા છે; વીતરાગ દશા પ્રગટે એટલે પૂર્ણતા થાય.

જૈનશાસનમાં ભાવક્રિયાનું ઊંચું મૂલ્ય છે. એ વંદનક્રિયા સ્વયંકરણની જેમ અન્યની ક્રિયાની અનુમોદનારૂપ પણ છે. તો વિશ્વમાં ચાલી રહેલી અર્હદ્‌વંદનારૂપી સુકૃતની જે ઊછળતી અનુમોદના, તે રૂપી વંદના પણ સ્વયં કરણરૂપ વંદનાની જેમ કરવી જ જોઇએ; કેમકે,

**ધર્મક્રિયાની અનુમોદનાનાં બે મહાન ફળ :–**

(૧) કોઈ પણ ધર્મયોગ અનુમોદનાથી બળવાન બને છે, ઉચ્ચ ઉચ્ચતર ફળને આપે છે. વિશિષ્ટ કોટિની સ્વસુકૃતની અનુમોદનાના અચિંત્ય ફળના દૃષ્ટાન્ત શાસ્ત્રોનાં પાને અંકિત થયેલા છે, દા. ત. શાલિભદ્રના જીવે પૂર્વભવે મુનિને દાન કર્યા પછી ઠેઠ મૃત્યુ સુધી એની અદ્‌ભુત અનુમોદના કરી! તો દાનકરણનાં ફળનાં અમાપ ગુણાકાર થયા! પ્રભુદર્શન, મુનિવંદન વગેરે નાની પણ ધર્મક્રિયા કરતાં અને કર્યા બાદ જો મનને અનુમોદના થાય કે 'અહો! કેવી અચિંત્ય લાભની આ ક્રિયા મને મળી!' તો એ ધર્મયોગ સબળ બને છે, અને એનું ફળ ઉચ્ચતર મળે છે. આ ઉપરાંત પણ બીજાઓના તેવા ધર્મયોગની અનુમોદના એથી ય વધુ ઉચ્ચ ફળ આપે છે. પ્રસ્તુતમાં વિધિસરના કાયોત્સર્ગ દ્વારા આ સુલભ બને છે.

(૨) વળી, જો એ અનુમોદના ન કરે તો ઈર્ષ્યા આવવાનો અને પ્રમોદભાવના નષ્ટ થવાનો સંભવ છે, અને એથી તો હલકા અવતાર સર્જાય છે. ખરી રીતે અરિહંતને અનન્ય ગુણસંપન્ન અને અનુપમ ઉપકારકર્તા માનીને, તથા એમને કરાતી વંદનાને મહાપવિત્ર, અવશ્ય કર્તવ્ય, અને અચિંત્ય કલ્યાણકર સમજીને તો વંદના કરે છે, પછી જ્યાં ક્યાંય એ પોતાના નાથને એ પવિત્ર વંદના થતી હોય એની ઉલ્લાસભરી અનુમોદના સહેજે થાય. આત્મિક લાભની જ જેને તમન્ના છે એ શું કામ ત્યાં ઈર્ષ્યા કે ઉપેક્ષા કરે? જાતે કરવા–કરાવવાની કોઈ મહેનથી, ખર્ચ નથી, છતાં અનુમોદનાથી મફતમાં લાભ મળે છે. એ કોણ ચૂકે? આમ એ અર્થે કરાતા કાયોત્સર્ગનાં શ્રદ્ધાદિ સાધનોની તથા પ્રતિજ્ઞાપૂર્વક કાયોત્સર્ગનાં કડક પાલનની યોગ્ય ભૂમિકાનું નિર્માણ થવું જોઇએ. એ ઉક્ત પ્રકારનાં મહાસ્તોત્રો કહેલી રીતે બોલવાથી થાય છે.

**ભાવિત અનુષ્ઠાનનું બળ :—**

વંદનાની ભૂમિકાના ગુણો અને ભાવો એવા ઉત્તમ જિનાજ્ઞાવિહિત સાધનઅંગોથી વ્યાપ્ત છે કે તે અવશ્ય. મિથ્યાત્વ અને જ્ઞાનાવરણીયાદિ સાનુબંધ પાપોનો પ્રતિઘાત તથા ગુણબીજાધાન,–પ્રાણાતિપાતવિરમણ આદિ ગુણોનાં બીજનું આધાન–કરે છે; અને આગળ વિકાસ પામતાં, યથાસ્થિત સાધુપરિભાવના કરાવે છે, સમ્યગ્દર્શનની ઉત્તરોત્તર વિશુદ્ધિપૂર્વક ઉચ્ચ ઉચ્ચતર સંયમના અધ્યવસાયસ્વરૂપ ગુણસ્થાનકની પાયરીએ ચઢાવ્યે જાય છે, ક્રમશઃ સાધુધર્મ, જાગરણદશા–અપ્રમત્તાવસ્થા, અપૂર્વકરણ શુક્લધ્યાન, ઉજાગરણદશા–નિર્વિકલ્પઅવસ્થા, વગેરે સધાવતાં વીતરાગ શુદ્ધ–બુદ્ધ–મુક્ત બનાવે છે. પરંતુ આ બધું તો જ શક્ય છે કે જો માયાવી શુષ્ક દિલવાળા નટને બદલે સહૃદય નટની જેમ ભૂમિકાને અનુરૂપ ગુણો અને ભાવો કેળવી, અનુષ્ઠાન ભાવિત અનુષ્ઠાન તરીકે સધાય. એજ વિદ્વજ્જનોને માન્ય બને છે; માટે એનો જ પ્રયત્ન કરવો. એ પ્રયત્ન અવશ્ય કરવો.

(લ૦–) सूत्रार्थस्त्वयम्,–अशोकाद्यष्ट–महाप्रातिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्तः–तीर्थकराः; तेषां चैत्यानि प्रतिमालक्षणानि अर्हच्चैत्यानि। चित्तम् अन्तःकरणं, तस्य भावः कर्म्म वा वर्णदृढादिलक्षणे ष्यञि('वर्णदृढादिभ्यः ष्यञ्च' पा०-५-१-१२३) कृते चैत्यं भवति। तत्रार्हतां प्रतिमाः प्रशस्त–समाधिचित्तोत्पादकत्वादर्हच्चैत्यानि भण्यन्ते। तेषां, किम्? 'करोमि' इत्युत्तमपुरुषैकवचननिर्देशेनात्माभ्युपगमं दर्शयति। किम्? इत्याह कायः–शरीरं, तस्योत्सर्गः कृताकारस्य स्थानमौनध्यानक्रियाव्यतिरेकेण क्रियान्तराध्यासमधिकृत्य परित्याग इत्यर्थः, तं कायोत्सर्गम्।

અર્થ :—સૂત્રનો અર્થ આ છે,-અશોકવૃક્ષ આદિ આઠ મહાપ્રાતિહાર્ય વગેરેસ્વરૂપ પૂજાને યોગ્ય (અર્હ) છે તે અર્હન્ (અરિહંતો) અર્થાત્ તીર્થંકર. તેમના બિમ્બરૂપી ચૈત્ય તે આર્હત્-ચૈત્ય. ચિત્ત એટલે અંતઃકરણ, તેનો ભાવ અથવા કર્મ તે ચૈત્ય; વર્ણ-દઢ-આદિ શબ્દોની અંતર્ગત ('ચિત્ત' શબ્દ) ઉપર ષ્યમ્ પ્રત્યય લગાડતાં 'ચૈત્ય' શબ્દ બને. ત્યાં અરિહંતોની પ્રતિમા એ પ્રશસ્ત સમાધિવાળાં ચિત્તનું ઉત્પાદક હોવાથી અર્હત્-ચૈત્ય કહેવાય છે; તેમની, શું ? 'કરેમિ' એ (પદ) ઉત્તમ પુરુષ એકવચનના નિર્દેશથી આત્માનો સ્વીકાર બતાવે છે. (હું કરું છું.) શું ? ('કાઉસ્સગ્ગં',) કાય એટલે શરીર, તેનો ઉત્સર્ગ અર્થાત્ કાયોત્સર્ગ,-યોગ્ય શરીર-આકૃતિ કરીને (અથવા આગારો રાખીને) સ્થાન-મૌન-ધ્યાનની ક્રિયા સિવાય બીજી ક્રિયાનો સંબંધ આશ્રીને ત્યાગ. તે કાયોત્સર્ગને.

વિવેચનઃ-સૂત્રપદાર્થ-હવે, 'અરિહંત ચેઇયાણ' સૂત્રનો અર્થ બતાવે છે. 'અરિહંત' શબ્દનો મુખ્ય અર્થ 'અરિને જીતનારા' એવો નથી, એ તો અવાંતર અર્થ છે. કેમકે એમ તો સામાન્ય કેવળજ્ઞાની પણ આંતર અરિને જીતે છે છતાં તે 'અરિહંત' નથી કહેવાતા. તે એટલા માટે કે અરિહંત શબ્દનો મુખ્ય અર્થ આ,-'જે અરિહ છે, અર્હ છે, યોગ્ય છે, અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ વગેરે અષ્ટ મહાપ્રાતિહાર્ય, પાદન્યાસાર્થ સુવર્ણકમલ, ચાંદી-સુવર્ણ-રત્નના ત્રણ ગઢરૂપી સમવસરણની દેશનાભૂમિ, રસ્તે ચાલતાં વૃક્ષોનું નમન, અને ગગને પંખીઓની પ્રદક્ષિણા વગેરે શોભાને યોગ્ય છે, અર્હ છે, તે અર્હત્-અરિહંત કહેવાય. એ ધર્મશાસન-સ્થાપક તીર્થંકર ભગવાન જ હોય છે. એમના 'ચેઇયાણં', એમાં ચેઇય એટલે કે ચૈત્યો, પ્રતિમાસ્વરૂપ જિનબિંબો. આમાં 'ચૈત્ય' શબ્દ આ રીતે બન્યો છે, -મૂળ ચિત્ત શબ્દને 'वर्णदृढादिभ्यः ष्यञ्' એ પાણિની વ્યાકરણના ૫-૧-૧૨૩મા સૂત્ર અનુસારે ષ્યમ્ પ્રત્યય લાગવાથી 'ચૈત્ય' શબ્દ થાય. એનો અર્થ ચિત્ત એટલે કે અંતઃકરણનો ભાવ અથવા કર્મ-ક્રિયા; તે પ્રશસ્ત સમાધિ.

**પ્રતિમાનો પ્રભાવ :—**

પ્ર૦-ચૈત્ય પ્રતિમા ક્યાં ચિત્તનો ભાવ છે ?

ઉ૦-પ્રતિમા ચિત્તના ભાવ યાને પ્રશસ્ત સમાધિનો ઉત્પાદક છે, ભાવનું કારણ છે, અને કારણમાં કાર્યનો ઉપચાર થઈ શકે છે; દા.ત. કોઈને જીવન-ટકાવનું કારણ દૂધ હોય તો એ કહે છે, 'દૂધ જ મારૂં જીવન છે;' આમ કારણભૂત દૂધને કાર્ય 'જીવન' શબ્દથી સંબોધ્યું. એમ અહીં ચિત્તના પ્રશસ્ત સમાધિભાવની કારણભૂત પ્રતિમાને કાર્ય ચિત્તભાવ='ચૈત્ય' શબ્દથી સંબોધાય છે. તાત્પર્ય અરિહંત-દેવોની પ્રતિમાઓ ચિત્તને સુંદર સમાધિ અર્થાત્ પ્રશસ્ય સ્વસ્થતા ઉત્પન્ન કરે છે માટે એને અર્હત્-ચૈત્ય કહે છે. વિલાસી હાવભાવવાળી સ્ત્રીનું ચિત્ર જોતાં જો રાગ થઇ આવે છે, તો વીતરાગ અને વિશ્વદયાલુ ભગવાનની પ્રશાંત મનોહર મુદ્રાવાળી પ્રતિમા જોતાં વૈરાગ્ય, સંવેગ, સમાધિ ઉત્પન્ન થાય એ સહજ છે. માણસને દર્શન-શ્રવણની તો ભારે અસર થાય છે ! એટલે વીતરાગની પ્રતિમાના દર્શનથી નિર્મળ સમાધિનો લાભ શક્ય છે. ત્યાં 'પ્રતિમા તો પત્થર છે, એનાથી કોઈ લાભ નથી, ....' ઈત્યાદિ બોલવું-માનવું એ મહા અજ્ઞાનદશા છે. ભગવાનની પ્રશમરસનિમગ્ન મૂર્તિનાં દર્શને ભગવાનના પ્રશમરસ ભરેલા જીવન-ચારિત્ર-ગુણો વગેરે યાદ આવે, એ તરફ દિલમાં અનુમોદના અને અભિલાષાની ઉર્મિઓ ઉછળવા લાગે, એ શું જેવો તેવો લાભ છે? તો એવી પ્રતિમાનાં પૂજન વખતે એ ગુણોનાં પૂજન અને એ ઉપકારીને હૃદયાંજલિનાં અર્પણ સક્રિય રીતે કર્યાનું લાગે, એ પણ ક્યાં કમ લાભ છે? ત્યાં મૂર્તિપૂજાનું ખંડન કરવું એ બાળ જીવોથી લભ્ય આવા મહાન લાભોનાં ઉપાર્જન સામે બળવો છે. ગુણોપાર્જન સામે બળવા જેવું જગતમાં કોઇ બીજું ભયંકર પાપકૃત્ય હશે ?

હવે '**કરેમિ**' પદનો અર્થ,- 'હું કરું છું'.

આજની સંસ્કૃત ભાષા શિખવનારી ચોપડીઓમાં 'હું' પહેલો પુરુષ, 'તું' બીજો પુરુષ અને 'તે' ત્રીજો પુરુષ ગણાય છે, પણ પ્રાચીન સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણોના હિસાબે 'તે' એ પહેલો પુરુષ, 'તું' બીજો પુરુષ, અને 'હું' એ ત્રીજો યાને ઉત્તમ પુરુષ ગણાય છે; તે એકવચનમાં, 'હું'નો બહુવચનમાં 'અમે' પ્રયોગ થાય. પ્રસ્તુતમાં ઉત્તમ પુરુષ એકવચન બતાવવાથી કાઉસ્સગ્ગ કરનાર પોતાનો સ્વીકાર દેખાડે છે કે 'હું કરું છું'.

**કાયોત્સર્ગ એટલે:-**

કરવાનું શું ? 'કાઉસ્સગ્ગ' અર્થાત્ કાયોત્સર્ગ. કાયા એટલે શરીર; અને ઉત્સર્ગ એટલે ત્યાગ; પરંતુ ત્યાગ સામાન્ય નહિ, કિન્તુ આગારવાળી કાયાનો સ્થાન-મૌન-ધ્યાન સિવાયની ક્રિયાના સંબંધના હિસાબે ત્યાગ. અહીં 'આગાર' પ્રાકૃત શબ્દ છે; એનો અર્થ આકાર (આકૃતિ) અથવા અપવાદ થાય. આકાર એટલે કાયોત્સર્ગને યોગ્ય જિનમુદ્રાની આકૃતિ. અપવાદ એટલે આમ કાયાની હીલચાલ બંધ છતાં શ્વાસોચ્છ્વાસ, ખાંસી વગેરે સહજ ભાવે થતી ક્રિયા ચાલુ રહેવાની છૂટ. આ આકૃતિ-અપવાદવાળી કાયાનો ત્યાગ એટલે કે એમાં કોઈ ક્રિયા કરવાની નહિ, સિવાય સ્થાન એટલે કે જિનમુદ્રાએ હાથ લટકતા રાખી ઊભા રહેવાની ક્રિયા, મૌન રાખવારૂપી ક્રિયા, અને ધ્યાન જે નક્કી કર્યું હોય તેની માનસિક ક્રિયા, આ ત્રણનો ત્યાગ નહિ, બાકીની ક્રિયાનો ત્યાગ, બાકીની ક્રિયાની અપેક્ષાએ કાયાનો ત્યાગ. અલબત એમાં ઉક્ત આગાર-અપવાદની ક્રિયા સંભવે. 'આવા કાયોત્સર્ગને હું કરું છું' એવી અહીં પ્રતિજ્ઞા છે.

(લ૦-) आह-'कायस्योत्सर्ग्ग इति षष्ठ्या समासः कृतः । अर्हच्चैत्यानामिति च प्रागावेदितम् । तत् किमर्हच्चैत्यानां कायोत्सर्ग्गं करोमीति ?' नेत्युच्यते । षष्ठीनिर्दिष्टं तत्पदं पदद्वयमतिक्रम्य मण्डूकप्लुत्या वन्दनप्रत्ययमित्यादिभिरभिसम्बध्यते; ततश्चार्हच्चैत्यानां वन्दनप्रत्ययं करोमि कायोत्सर्ग्गमिति द्रष्टव्यम् । तत्र 'वन्दनम्'=अभिवादनं प्रशस्त-कायवाङ्मनःप्रवृत्तिरित्यर्थः । 'तत्प्रत्ययं'=तन्निमित्तं 'तत्फलं मे कथं नाम कायोत्सर्ग्गादेव स्यादि'त्यतोऽर्थमित्येवं सर्वत्र भावना कार्या । तथा 'पूयणवत्तियाए'त्ति, पूजनप्रत्ययं=पूजन-निमित्तं; पूजनं गन्धमाल्यादिभिः समभ्यर्चनम् । तथा 'सक्कारवत्तियाए'त्ति, सत्कारप्रत्ययं-सत्कारनिमित्तं; प्रवरवस्त्राभरणादिभिरभ्यर्चनं सत्कारः ।

અર્થ :-પ્રશ્ન થાય છે કે 'કાયાનો ઉત્સર્ગ' એમ છઠ્ઠી વિભક્તિથી સમાસ કર્યો, અને 'અર્હત્-ચૈત્યોનો' એમ પહેલાં જણાવ્યું, તો શું 'અરિહંતના ચૈત્યોનો કાયોત્સર્ગ કરું છું' એવો અર્થ છે ? ઉત્તર એ છે કે ના, છઠ્ઠી વિભક્તિથી બતાવેલું તે 'અરિહંતચેઇયાણં' એવું પદ (પછીના) બે પદને ઓળંગીને દેડકાના કૂદકાએ 'વંદણવત્તિયાએ' (પૂયણવત્તિયાએ) વગેરે પદોની સાથે જોડાય છે. તેથી 'અરિહંતચેઇયાણં વંદણવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં' એમ (અન્વય થવાનું) સમજવું. ત્યાં 'વંદણ' એટલે નમસ્કાર અર્થાત્ પ્રશસ્ત એવી કાયા, વચન અને મનની પ્રવૃત્તિ. 'વત્તિયાએ' એટલે તેના નિમિત્તે, અર્થાત્ 'મને તે વંદનનું ફળ (કર્મક્ષયાદિ) કાયોત્સર્ગથી જ કેવી રીતે થાય' એ આશંસાથી વંદનાર્થે (કાયોત્સર્ગ.) આ પ્રમાણે સર્વત્ર (પૂયણવત્તિયાએ વગેરેમાં) ભાવના કરવી. તથા 'પૂયણવત્તિયાએ' એટલે પૂજન નિમિત્તે. પૂજન એટલે ગંધ (સુગંધિત કેશર, બરાસ, વાસક્ષેપ, અંબર કસ્તૂરી વગેરે) તથા પુષ્પ (ધૂપ, દીપ) આદિથી પૂજા કરવી તે. તથા 'સક્કારવત્તિયાએ' એટલે સત્કાર નિમિત્તે. સત્કાર એટલે ઉત્તમ વસ્ત્ર (વરખ, બાદલું) આભૂષણ આદિથી પૂજા.

**વિવેચન :- વંદન-પૂજન-સત્કાર :-**

**પદોનો ભાવ :-**

પ્ર૦-'કાઉસ્સગ્ગ' એટલે કાયાનો ઉત્સર્ગ, એમ છઠ્ઠી વિભક્તિથી સમાસ ખોલીને બતાવ્યો, એની પહેલાં 'અરિહંતચેઇયાણં' પદ જણાવ્યું હતું, તો તેથી શું 'અર્હત્-ચૈત્યોનો કાયોત્સર્ગ હું કરું છું' એમ સમજવું ? એમ સમજવામાં તો અર્હત્-ચૈત્યોની કાયાનો ત્યાગ સમજાય, પરંતુ 'ચૈત્યોની કાયાનો' એટલે શું ?

ઉ૦-એવો અન્વય નથી કરવાનો; કિન્તુ આગળ

'વંદણવત્તિયાએ,' 'પૂયણવત્તિયાએ' વગેરે પદ જે આવે છે તેની સાથે સાથે 'અરિહંતચેઇયાણં' પદને, વચલા 'કરેમિ કાઉસ્સગ્ગં' એ બે પદ છોડી, જોડવાનું. આ જોડવાનું દેડકાના કૂદકા જેવું થાય. એમ જોડવાથી અન્વય આ પ્રમાણે સમજવો, 'અરિહંતચેઇયાણં વંદણવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં.' અર્હત્ ચૈત્યોનાં વંદન-નિમિત્તે કાયોત્સર્ગ કરૂં છું.

'વંદણ' એટલે વંદન, નમસ્કાર, અભિવાદન, એમાં કાયા, વચન અને મનની પ્રશસ્ત પ્રવૃત્તિ આવે. કાયાની પ્રશસ્ત પ્રવૃત્તિ એટલે બે હાથની જોડેલી અંજલિ મુખ આગળ રાખી માથું નમેલું કરવું તે. વચનની પ્રશસ્ત પ્રવૃત્તિ એટલે 'નમો જિણાણં' 'નમો વીયરાગાણં' 'અર્હં નમઃ' વગેરે બોલવું તે. અથવા અરિહંતની સ્તુતિ શ્લોક બોલાય તે. મનની પ્રશસ્ત પ્રવૃત્તિ એટલે જેને નમસ્કાર કરવો છે તે 'અરિહંત ઉત્કૃષ્ટ છે, પોતે અપકૃષ્ટ છે, નીચો છે,' એવા ખ્યાલ પૂર્વક અરિહંત પ્રત્યે અત્યંત બહુમાન સાથે એમના ઉચ્ચ ગુણોનું આકર્ષણ-અનુમોદન.

**'વત્તિયાએ' એટલે નિમિત્તે.** 'વંદણવત્તિયાએ' એટલે વંદનના નિમિત્તે. નિમિત્તના બે અર્થ,- (૧) કારણ; દા.ત. 'ઉપાદાન સાથે ચોકસ નિમિત્તો મળે તો કાર્ય થાય,' આમાં 'નિમિત્ત' શબ્દ 'કારણ' અર્થમાં વપરાયો. કારણ કાર્યની પૂર્વે હોવું જોઈએ. (૨) ફળ, પ્રયોજન; દા.ત. 'કર્મક્ષય નિમિત્તે તપ કરૂં છું' આમાં તપસ્યાનું પ્રયોજન, ફળ કર્મક્ષય છે, એ તપ કરવાનું નિમિત્ત કહેવાયું, તપથી ઉત્પન્ન કરવાનું ફળ છે. પ્રસ્તુતમાં આ બીજો અર્થ લેવાનો છે. તેથી કાયોત્સર્ગ, વંદનનિમિત્તે એટલે કે 'વન્દનનું ફળ કર્મક્ષયાદિ મને કાયોત્સર્ગથી જ કેમ થાય!' એ આશંસાથી વંદનાર્થે કરવાની પ્રતિજ્ઞા અહીં કરવામાં આવે છે, આ પ્રમાણે બધે ભાવના કરવી. અર્થાત્ 'પૂયણવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં,' 'સક્કારવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં' ...યાવત્ 'નિરુવસગ્ગવત્તિયાએ કરેમિ કાઉસ્સગ્ગં,' એ પ્રમાણે અન્વય અને કાયોત્સર્ગનાં પ્રયોજન સમજવાં. કુલ નિમિત્ત યાને પ્રયોજન છ થયાં, વંદન-પૂજન-સત્કાર-સન્માન, બોધિલાભ અને મોક્ષ.

**નિમિત્તનું પ્રણિધાન જરૂરી:-**

અહીં કાયોત્સર્ગનાં નિમિત્ત બતાવ્યાં અને 'આ નિમિત્તરૂપ વંદનાદિફળ મારે કેમ થાય!' એવી ભાવનાનું સ્પષ્ટીકરણ કર્યું. એ સૂચવે છે કે કાયોત્સર્ગ માટે આ સૂત્ર બોલતાં એ વંદનાદિફળનું પ્રણિધાન થવું જોઈએ કે 'હું આ ફળ માટે કાયોત્સર્ગ કરૂં છું.' ઉદ્દેશના લક્ષ વિનાની પ્રવૃત્તિનું મૂલ્ય અલ્પ ઠરે છે. વળી અહીં તો સૂત્રે જ ઉદ્દેશ બતાવ્યો છે. એનો જો ખ્યાલ ન રહે તો સૂત્રોચ્ચારણ અર્થના ઉપયોગ વિનાનું ઠરવાથી દ્રવ્યક્રિયા થાય, ભાવક્રિયા નહિ; માત્ર પોપટપાઠ થાય, પણ પોતાના દિલને અડે-આભડે એવું નહિ.

**કાઉસ્સગ્ગથી લોટરી લાગે છે, માટે જોમ :-** ત્યારે જો લક્ષ રાખવામાં આવે કે—'મારે આ પ્રયોજનાર્થે કાયોત્સર્ગ કરવાનો છે' તો કાયોત્સર્ગમાં જોમ આવે છે; કેમકે કાયોત્સર્ગ તો માત્ર એક નવકારના ચિંતન જેટલો જ છે! અને પાછું એક દમડી પણ ખરચવાની નથી! કે બીજી કોઇ તેવી મહેનત-મજુરી યા તેવો મોટો સમયવ્યય નથી, અને છતાં એક જ નવકારના કાયોત્સર્ગથી વંદનફળ, પૂજનફળ વગેરે મળવાનું છે! એ મોટી લોટરી લાગવા જેવું છે, તો પછી કાયોત્સર્ગમાં જોમ કેમ ન આવે? મનને થાય કે 'મારા નાથ મહાવીર પ્રભુએ તો ઘોર ઉપસર્ગ-પરીસહમાં પણ રાત્રિની રાત્રિઓ કાઉસ્સગ્ગમાં કાઢી! તો હું આટલો કાઉસ્સગ્ગ તો એમના રાહે એકતાન બની કેમ ન કરૂં?' લોગસ્સ પછી 'સવ્વલોએ અરિહંતચેઇયાણં'માં તો વળી સમસ્ત લોકના જિનબિંબોને ભવ્ય જીવો જે વંદન કરે છે, એમ 'પૂયણ૦ સક્કાર૦'માં જે ઊંચા બહુમાનથી કિંમતી દ્રવ્યો ખરચીને વિશ્વના જિનભક્તો પૂજાસત્કાર કરે છે, એનું ફળ આ માત્ર એક નાના કાયોત્સર્ગથી મળવાનું છે! તો એમાં મહા ઉલ્લાસપૂર્વક ચિત્ત બરાબર લગાઉં.' એમ જોમ કેમ ન આવે?

પ્ર૦-જો કાયોત્સર્ગ માત્રથી આવા વંદનપૂજના-

દિનાં ઊંચાં ફળ મળે છે, તો પછી સાક્ષાત્ વંદન-પૂજનાદિ કરવાનું શું કામ?

ઉ૦-આવો વિચાર ભક્તિનો અભાવ સૂચવે છે. અરિહંતના ભક્તને તો પોતાની કાયા અને દ્રવ્ય-સામગ્રી અરિહંતના વંદન-પૂજન આદિમાં જાય એ જ લેખે લાગતી હોય; એટલે એ ન કરવાનો વિચાર કેમ આવે? વળી બીજાનાં અર્હદ્-વંદનાદિ સુકૃતોની અનુમોદના આ કાયોત્સર્ગ વખતે જરૂરી છે. તેમાં પોતાને એ ગમવાનું ગર્ભિત જ છે; તો શું એ બીજાઓ કરે એ ગમે છે અને પોતે જાતે કરવાનું ગમતું નથી? તો પછી ખરેખર ગમવાનું શું રહ્યું? સારી સાધનાની અનુમોદના તો પોતે કક્ષા મુજબ યથાશક્તિ જાતે સાધવાની ય અભિલાષાવાળી હોય. માટે કાયોત્સર્ગથી જાતે કરવાનું ઊડી જતું નથી.

**'પૂયણવત્તિયાએ'** એટલે પૂજનના નિમિત્તે, પૂજનફળ માટે. પૂજન એટલે દૂધ-કેશર-ચંદન-કસ્તૂરી વગેરેથી કરાતા અભિષેક-તિલક-વિલેપનાદિ અને પુષ્પ-પુષ્પહાર આદિથી કરવામાં આવતી શોભા.

**'સક્કારવત્તિયાએ'** એટલે સત્કાર-ફળ માટે. સત્કાર એટલે ઉત્તમ વસ્ત્ર-ચંદરવા-મુગટાદિ આભૂષણ, વરખ-બાદલુ વગેરેથી કરાતી પૂજા—

(લ૦-) आह-"क एवमाह साधुः श्रावको वा? तत्र साधोस्तावत्पूजनसत्कारावनुचितावेव, द्रव्यस्तवत्वात्, तस्य च तत्प्रतिषेधात्, 'तो कसिणसंजमविऊ पुप्फाईयं न इच्छन्ति' इति वचनात्। श्रावकस्तु सम्पादयत्येवैतौ यथाविभवं, तस्य तत्प्रधानत्वात्, तत्र तत्त्वदर्शित्वात्, 'जिणपूयाविभवबुद्धि'त्ति वचनात्। तत् कोऽनयोर्विषय इति?"

**અર્થ:- પ્રશ્ન છે કે આ પ્રમાણે કોણ બોલે? સાધુ કે શ્રાવક? ત્યાં સાધુને તો પૂજન-સત્કાર અનુચિત જ છે, કેમકે એ દ્રવ્યસ્તવ છે, અને સાધુને તેનો નિષેધ છે. કહ્યું છે કે 'સંપૂર્ણ ચારિત્રના ઉપયોગવાળો પુષ્પાદિકને ઇચ્છતો નથી.' ત્યારે શ્રાવક તો એ પૂજન સત્કાર પોતાના વૈભવ મુજબ કરે જ છે. કેમકે શ્રાવકને (ગૃહસ્થ જીવનમાં) એ જ મુખ્ય છે, કારણ કે એ એમાં તત્ત્વ જોનારો હોય છે. કહ્યું છે કે '(ગૃહસ્થ) જિનપૂજાને જ ખરો વૈભવ માનનારો હોય છે.' તો પછી સાધુ શ્રાવક બેમાંથી કોણ (આ સૂત્રનો) વિષય છે?**

**વિવેચન :-**

**કાયોત્સર્ગ કોણ કરે? સાધુ કે શ્રાવક?:-**

પ્ર૦-પૂજન-સત્કાર નિમિત્તે કાયોત્સર્ગ કોણ કરે? સાધુ કરે કે શ્રાવક?

સાધુ ન કરે, કેમકે **એમને પૂજન-સત્કાર ઉચિત નથી.**

**સાધુ પૂજા ન કરે:**-પૂજન સત્કાર તો દ્રવ્યસ્તવ છે, સાધુને એનો નિષેધ છે. શાસ્ત્ર કહે છે 'कसिणसंजमविऊ पुप्फाईयं न इच्छन्ति-સંપૂર્ણ સર્વ-વિરતિ ચારિત્રવાળા પુષ્પાદિકને ઇચ્છે પણ નહિ'; તો અડીને પૂજા કરવાની વાત જ શી? સાધુ તો સર્વ સાવદ્ય આરંભ-પરિગ્રહના 'મન-વચન-કાયાથી કરું નહિ, કરાવું નહિ, અનુમોદું નહિ' એ રીતે ત્યાગી હોય છે, પછી એ સચિત્ત પુષ્પાદિથી પૂજા કેવી રીતે કરી શકે? અથવા અચિત્ત પણ કેશર, વસ્ત્રાભરણના પરિગ્રહ વિના એમને એનાથી પૂજન-સત્કાર ક્યાંથી હોય? કે એવા પૂજનાદિની અનુ-મોદના રૂપ કાયોત્સર્ગ પણ શી રીતે કરે?

**ગૃહસ્થ જીવનમાં દ્રવ્યસ્તવ મુખ્ય :-**

ત્યારે શ્રાવકને અલબત અનુમોદન હોય, પરંતુ ત્યાંય એ સ્વયં પૂજન-સત્કાર તો કરે જ છે, તો પછી હવે એને કાયોત્સર્ગનું શું પ્રયોજન?

અગર કહો- 'સ્વયં પૂજનાદિ ન કરનારો કાયોત્સર્ગ કરે';

તો એ પણ ઠીક નથી, કેમકે શ્રાવક-જીવનમાં તો જિનપૂજનસત્કાર જ મુખ્ય હોય છે, ઇતર ગૃહસ્થની જેમ રંગરાગ-પરિગ્રહ મુખ્ય નહિ. એટલે જો પોતે શ્રાવક છે, જિનનો ભક્ત છે, તો જિનની પૂજા સત્કાર કર્યા વિના રહી શકે નહિ. ધનવ્યયથી જો વિષયભોગ કરે છે, તો શું જિનપૂજા ન કરે? જિનપૂજા તો એ પહેલી કરે, કેમકે એ ખરું તત્ત્વ જિનપૂજામાં જુએ છે, શરીરપોષણ કે વિષયભોગમાં નહિ. કારણ એ છે કે એ જુએ છે કે 'એક તો, અસદ્ આરંભસમારંભાદિ પાપભર્યા જીવનમાં

જિનપૂજા–સત્કારાદિમાં રોકાયાથી એટલો કાળ એ અસદ્ આરંભાદિથી બચાય છે; તેમજ બીજું એ, કે સ્વમોહમાં કે મોહાંધ સગાસ્નેહીનાં પોષણમાં ખરચાનારી લક્ષ્મીમાંથી સર્વોત્તમ પાત્ર શ્રી જિનની પૂજામાં વપરાય તે જ લેખે લાગે છે. તાત્પર્ય, જિન-પૂજામાં જ જીવનની સાર્થકતા દેખે છે.

અગર 'કહો–દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજા પ્રધાન છે, તો જિનની પ્રધાન નિરવદ્ય ભાવપૂજા કરી શકે ને? ધન ખરચીને ગૌણ દ્રવ્યપૂજા કરવાથી શું?'

**શ્રાવક જિનપૂજા-વિભવબુદ્ધિ:-**

એનો ઉત્તર એ છે કે દ્રવ્યવ્યયથી થતી સદ્ આરંભરૂપ દ્રવ્યપૂજાની ઉપેક્ષા કરીને એને ભાવપૂજા કરવા જેવું બળવાન હૃદય નથી; કેમકે એને સંસારમાં તો દ્રવ્ય ખરચીને અસદ્ આરંભો કરવા જ છે, અને તેથી જ એ તેવા તેવા અસદ્ ભાવથી ભાવિત બન્યો રહે છે. તો એમ અસદ્ આરંભથી જ અસદ્ ભાવમાં ઝીલવા ટેવાયેલો એ જો અહીં સદ્ આરંભ નહિ કરે તો સદ્ ભાવ આવશે ક્યાંથી? વળી જો એ ધન–ખર્ચના ભયથી દ્રવ્યસ્તવ ટાળે છે, તો એમાં સંસારવર્ધક મમત્વ–મૂર્ચ્છા પોષાઈ રહી છે; જિનભક્તિને બદલે ધનને વધુ કિંમતી સમજવાની કુમતિ એને પીડી રહી છે. ખરી રીતે તો જિનનો ભક્ત શ્રાવક '**જિણપૂયા વિભવબુદ્ધિ**' હોય અર્થાત્ જિનપૂજાને જ સાચો વૈભવ સમજનારો હોય. 'ધર્મ કિંમતી, ધન નહિ. ધર્મ એ ધન; ધન એ ધન નહિ. તિજોરીમાં પૂરાયેલા પચાસ હજાર એ સંપત્તિ નહિ, વીતરાગના ખોળે ધર્યા એ જ ખરેખર સંપત્તિ. જિનભક્તિમાંથી ધન બચાવ્યું એ તો ગુમાવ્યા બરાબર; જિનભક્તિમાં ખરચ્યું એ જ ખરેખર બચાવી લીધું ગણાય;'– આવી એની સજ્જડ માન્યતા હોય; કારણ કે એ સમજે છે કે પાસે રહેલી લક્ષ્મી તો સંગ્રહમૂર્ચ્છા, અભિમાન, સાંસારિક ષટ્કાયહિંસા, અને ભોગ-વિલાસાદિ દ્વારા પાપની વિપત્તિ વધારનારી છે, એને સંપત્તિ કેમ કહેવાય? લક્ષ્મી લઇને જંગલમાંથી પસાર થતાં જો એના જ કારણે લૂંટારાના હાથે ગળું કપાવાનું થાય તો એ લક્ષ્મીને તારક કેમ ગણાય? એ તો મારક જ બની! સંપત્તિ નહિ, વિપત્તિ બની! એમ સંસારરૂપી અટવીમાંથી પસાર થતાં પણ ધન અંગે એવું જ છે. ધનના જ કારણે મહામૂર્ચ્છા-કષાયો–હિંસાદિપાપો દ્વારા અનેક જન્મ–મરણ સર્જાય છે. હા, એના દ્વારા ખૂબ ખૂબ જિનભક્તિ કરી તો એ મહા પુણ્ય–સંપત્તિરૂપ બની જાય. એને એવી બનાવનાર જિનપૂજા છે, માટે જિન-પૂજા એ સાચી સંપત્તિ છે.

આમ, શ્રાવક સ્વયં જિનપૂજાસત્કાર કરે જ છે, પછી એ પણ એના ફળ માટે કાયોત્સર્ગ શા માટે કરે? સાધુ, શ્રાવક, એમાંથી કોણ આ સૂત્રનો વિષય છે?

(લ૦) उच्यते, सामान्येन द्वावपि साधुश्रावकौ। साधोः स्वकरणमधिकृत्य द्रव्यस्तवप्रतिषेधः न पुनः सामान्येन, तदनुमतिभावात्। भवति च भगवतां पूजासत्कारावुपलभ्य साधोः प्रमोदः,–'साधु शोभनमिदमेतावज्जन्मफलमविरतानामि'तिवचनलिङ्गगम्यम्। तदनुमतिरियम्; उपदेशदानतः कारणापत्तेश्च। ददाति च भगवतां पूजासत्कारविषयं सदुपदेशं 'कर्तव्या जिनपूजा, न खलु वित्तस्यान्यच्छुभतरं स्थानमि'तिवचनसंदर्भेण। तत्कारणमेतत्।

**અર્થ:-(ઉત્તર) કહેવાય છે;-સામાન્યથી સાધુ શ્રાવક બંનેય (કાઉસ્સગ્ગ) કરે. સાધુને પોતે જાતે દ્રવ્યસ્તવ કરવાને આશ્રીને નિષેધ છે, નહિ કે સામાન્યથી (દ્રવ્યસ્તવનો નિષેધ;) કેમકે એમને દ્રવ્યસ્તવની અનુમતિ છે. ભગવાનના પૂજા–સત્કાર જોઇને સાધુને આનંદ થાય છે,-'વાહ! અવિરતિમાં રહેલાને આ (જિનપૂજન) આટલું જન્મનું સુંદર ફળ છે!' એવા (સાધુના) શબ્દરૂપી હેતુથી (એ આનંદ) જણાય છે. તેથી આ અનુમતિ છે. વળી (દ્રવ્યસ્તવ સામાન્યનો નિષેધ નથી) કેમકે ઉપદેશ આપી કરાવવાનું પણ પ્રાપ્ત છે. સાધુઓ ભગવાનના પૂજાસત્કાર કરવાનો ઉપદેશ પણ 'જિનપૂજા કરવી જોઈએ, ખરે જ ધનનું બીજું વધારે સારું વિનિયોગસ્થાન નથી,'- એવી શબ્દરચનાથી આપે છે, તેથી એ (પૂજા)**

કરાવવાનું થયું.

**વિવેચન :–**

**સાધુને પૂજાની અનુમતિને લીધે કાયોત્સર્ગઃ–**

ઉ૦–સામાન્યથી કાયોત્સર્ગ–સૂત્રનો વિષય સાધુ અને શ્રાવક બંનેય છે. 'સામાન્યથી' કહેવાનું તાત્પર્ય એ છે કે (૧) સામાન્યથી એટલે સમાનતયા; અર્થાત્ સાધુ પણ વિષય છે અને શ્રાવક પણ. (૨) સૂત્ર વંદનપૂજન અર્થાત્ દ્રવ્યસ્તવનાં લાભાર્થે કાયોત્સર્ગનું છે, અને દ્રવ્યસ્તવ આમ તો વિશેષરૂપે કરણ, કરાવણ, અનુમોદન એમ ત્રણ રૂપે હોય, પરંતુ અહીં સામાન્યથી દ્રવ્યસ્તવ લઈએ તો તે સાધુને પણ છે, અને શ્રાવકને પણ છે; કેમકે જો કે સાધુને કરણરૂપ અર્થાત્ જાતે કરવારૂપ દ્રવ્યસ્તવને આશ્રીને નિષેધ છે કે 'સાધુથી દ્રવ્યસ્તવ કરાય નહિ;' કિન્તુ સામાન્યથી નિષેધ નથી કે કોઈપણ રૂપે દ્રવ્યસ્તવ ન કરાય; કેમકે અનુમતિ યાને અનુમોદનરૂપે કરી શકાય છે, કરે જ છે. દેખાય છે કે ભગવાનની સારી પૂજા કે સત્કાર થતો કે થયેલો જોઈને સાધુને હર્ષ થાય છે; મોંમાંથી ઉદ્‌ગાર નીકળી પડે છે કે 'વાહ! કેવી સરસ પૂજા! અવિરતિમાં પડેલાને પણ જન્મ્યાનું આટલું જિનપૂજનરૂપી ફળ સુંદર છે!' આવા ઉદ્‌ગાર ક્યારે નીકળે? હૃદયમાં પૂજા–સત્કાર પર હર્ષ થયો હોય ત્યારે. એ હર્ષ પૂજાદિના અનુમોદનરૂપ છે. ઉક્ત શબ્દોરૂપી હેતુથી અનુમોદનનું અનુમાન થાય છે. તો સાધુને અનુમતિરૂપ દ્રવ્યસ્તવની અનુમોદના નિષિદ્ધ નહિ, વિહિત છે.

સાધુને દ્રવ્યસ્તવ માત્ર અનુમતિરૂપે જ નહિ, કિન્તુ કરાવવારૂપે પણ છે, કેમકે એ એનો ઉપદેશ દે છે; ભગવાનની પૂજા અને સત્કાર અંગે ઉપદેશ આવો દે છે, 'જિનપૂજા એ મહાન કર્તવ્ય છે. ગૃહસ્થે પોતાના કેશર, બરાસ, પુષ્પ, ધૂપ, દીપ, ઉત્તમ વસ્ત્ર આભૂષણ વગેરે યોજીને જિનભક્તિ અવશ્ય કરવી જોઈએ; કેમકે ભગવાન અરિહંત પરમાત્માને છોડીને બીજું કોઈ લક્ષ્મીનો વિનિયોગ કરવાનું વિશેષ સારું સ્થાન નથી. લક્ષ્મીનો સંયોગ તો વિનશ્વર છે, એક દિ' ઊડી જશે, પછી આવી ઉત્તમ સાધના નહિ થઈ શકે. વળી સ્વકીય દુન્યવી સ્વાર્થ, ષટ્કાય–સમારંભમય વ્યાપાર, ઇન્દ્રિય–વિષયનો ક્ષણિક તૃપ્તિકારક ઉપભોગ કે સંગ્રહ, ઇત્યાદિમાં ખરચેલ અર્થ તો અનર્થરૂપ બને છે, જ્યારે ઉત્તમ રત્નપાત્ર જગદ્‌ગુરુની ભક્તિમાં યોજેલ લક્ષ્મી સમુદ્રમાં પડેલ જલબિંદુની જેમ અક્ષયલક્ષ્મી બને છે, અક્ષય અમર ફળ આપે છે....' સાધુએ આવો ઉપદેશ દઈ શ્રોતા ગૃહસ્થને પૂજા કરતા કરવા એ પૂજા કરાવવારૂપ છે.

(લ.) अनवद्यं च तद् दोषान्तरनिवृत्तिद्वारेण। अयमत्र प्रयोजकोंऽशः तथाभावतः प्रवृत्तेः उपायान्तराभावात्। नागभयसुतगर्त्ताकर्षणज्ञातेन भावनीयमेतत्। तदेवं साधुरित्थमेवैतत्सम्पादनाय कुर्वाणो नाविषयः, वचनप्रामाण्यात्, इत्थमेवेष्टसिद्धेः अन्यथाऽयोगादिति।

**અર્થ :—પૂજા કરાવવી એ બીજા દોષથી નિવૃત્ત કરાવવારૂપ ઉપાય હોઈને નિર્દોષ કાર્ય છે. આ (નિવૃત્તિ) એ દ્રવ્યસ્તવનો ઉપદેશ દેવામાં પ્રવર્તક અંશ છે; કેમકે ઉપદેશપ્રવૃત્તિથી દોષાન્તરની નિવૃત્તિ થાય છે, (અને) બીજો કોઈ ઉપાય છે નહિ. સર્પના ભયથી પુત્રને ખાડામાંથી ઘસડી લેવાનાં દૃષ્ટાન્તથી આ વિચારવું. એટલે એ પ્રમાણે પૂજનફળ મેળવવા કાયોત્સર્ગ કરનાર સાધુ સૂત્રનો અવિષય નથી; કેમકે (એમાં ગણધરકૃત) સૂત્ર એ પ્રમાણભૂત છે, (અને) ઇષ્ટસિદ્ધિ આમ જ થાય છે.**

**વિવેચનઃ પૂજાનો ઉપદેશ નિર્દોષ કેમ?:—**

પ્ર૦–સાધુએ તો જીવનભર સર્વસાવદ્ય (પાપયુક્ત) વ્યાપારના ત્યાગની પ્રતિજ્ઞા કરી છે, અને દ્રવ્યસ્તવ તો પુષ્પાદિના આરંભરૂપ સાવદ્ય પ્રવૃત્તિ છે, તો પછી એવી સાવદ્ય પ્રવૃત્તિના ઉપદેશ કરવા દ્વારા સાવદ્ય કરાવવાનું સાધુને યુક્તિયુક્ત કેમ ગણાય?

ઉ૦—ઉપદેશ દ્વારા દ્રવ્યસ્તવ કરાવવાનું નિર્દોષ છે; કેમકે એ આરંભયુક્ત દ્રવ્યસ્તવ કરતાં બીજા મોટા ખેતી વગેરેના આરંભવિશેષોથી આત્માને નિવૃત્ત યાને બચેલો રાખે છે, અથવા આત્મામાંથી એ મોટા આરંભદોષોને અટકાવનાર બને છે; કેમકે

જેટલો સમય ગૃહસ્થ અલ્પ આરંભવાળી દ્રવ્યસ્તવની પ્રવૃત્તિમાં રહે છે એટલો સમય એ ખેતી વગેરે મહા આરંભવાળા પાપારંભોથી દૂર રહે છે. ત્યારે અલ્પારંભ દ્વારા પણ જો મહારંભથી બચે તો એ સારૂં જ છે.

પ્ર૦—એમ તો સામાયિક કે જાપ-સ્વાધ્યાયમાં જ બેસે તો વધારે સારૂં ને? કોઇ આરંભ જ નહિ.

ઉ૦—ઠીક છે, પરંતુ એમાં પરિગ્રહમૂર્ચ્છાથી કેવી રીતે બચવાનો? તિજોરીની ચાવી તો ઠેકાણાસર રાખે છે! લાખ પચાસ હજાર રૂપિયા જેવો પરિગ્રહ બરાબર દબાવીને બેઠો છે! એનું કેમ? એ મૂર્ચ્છા શી રીતે ઓછી થવાની હતી? અગર કહો,—

પ્ર૦—'સ્વાર્થમાં ખરચે તો ઓછી થાય ને?

ઉ૦—પણ એમાં તો બીજી બાજુ સ્વાર્થ, વિષયભોગ, કુટુંબમોહ, નવો લોભ, વગેરે પાપો પોપાશે, તેનું કેમ?

પ્ર૦—તો દયાદાનમાં ખરચીને મૂર્ચ્છા ઓછી કરી શકે ને? દ્રવ્યસ્તવનો જ આગ્રહ શા માટે?

**દ્રવ્યસ્તવના ૩ મહાન હેતુ:—**

ઉ૦—બરાબર, તો (૧) દાન માટે અરિહંત જેવું બીજું પાત્ર નથી. એ દાન શ્રેષ્ઠ વિનિયોગ છે. લક્ષ્મી અક્ષય થાય છે. વળી (૨) જિનની ભક્તિ કરવામાં કૃતજ્ઞતા જેવા મૌલિક ગુણનું પાલન પણ થાય છે, એ જબરદસ્ત લાભ છે. (૩) અર્હત્-પૂજન-પ્રકાર એ આત્માને ઊંચા શુભ ભાવોથી ભાવિત કરવા માટે એક ભવ્ય આલંબન છે; અને તે સિદ્ધગિરિ પર કે અઠ્ઠાઈ મહોત્સવ યા સંઘયાત્રા વગેરેમાં તો અતિશય જોવા મળે છે. દ્રવ્યસ્તવ નહિ માનનારો શી રીતે ભાવિત થવાનો? એ તો અસદ્ આલંબન અને અસત્ સાધનોથી અશુભ ભાવે ભાવિત બન્યો રહેવાનો! પરમાત્માની, ભોગ આપીને, સુંદર પૂજા કરી હોય તો પરમાત્મા પર હૈયું નાચે, આંખ નાચે, ડોળા ટગટગ જોયા જ કરે, જોયા જ કરે! પછી પ્રભુને જાણે સાક્ષાત્ વિનંતિ કરે, આત્મકથની કહે. દ્રવ્યસ્તવ અને મૂર્તિ ઉડાવનાર બિચારો આ બધું ક્યાંથી પામી શકે? આંખ ક્યાં પટપટાવે? હૈયું તો, જેવું આલંબન, તેવું જ ભાવિત થવાનું.

પ્ર૦—તો ભલે ગૃહસ્થ માટે દ્રવ્યસ્તવ ઉચિત હોય, પરંતુ એ સાવદ્ય તો છે જ, તો પછી સાધુ એમાં કેમ જ પ્રવર્તાવી શકે? એમાં તો એક સાવદ્યમાંથી છોડાવી બીજા સાવદ્યમાં ઘાલ્યા જેવું થાય!

ઉ૦—અહીં જરા વિવેક સમજવા જેવો છે. દ્રવ્યસ્તવમાં બે અંશ છે,-૧. પ્રવૃત્તિ, ૨. નિવૃત્તિ; દ્રવ્યસ્તવ અંગેના અલ્પ આરંભમાં પ્રવૃત્તિ, અને ખેતી વગેરેના મહા આરંભથી નિવૃત્તિ. હવે સાધુને દ્રવ્યસ્તવના ઉપદેશમાં પ્રવૃત્તિ કરાવનાર આ નિવૃત્તિઅંશ છે. અર્થાત્ અલ્પારંભની પ્રવૃત્તિ નહિ, પણ મોટા આરંભની નિવૃત્તિ સાધુને આકર્ષીને ઉપદેશ-પ્રવૃત્તિ કરાવે છે; ઉપદેશનો પ્રયોજક નિવૃત્તિરૂપ અંશ છે. ઉપદેશ દ્વારા દ્રવ્યસ્તવની પ્રવૃત્તિથી મહારંભની નિવૃત્તિ થાય છે. અગર કહો,-'બીજા ઉપાયથી એ નિવૃત્તિ થાઓ', ના, દ્રવ્યસ્તવ સિવાય એવો બીજો ઉપાય નથી. માટે અલ્પારંભ દરગુજર કરીને દ્રવ્યસ્તવનો ઉપદેશ જ ઉપાયરૂપે લેવો પડે છે. એમ સાધુએ ઉપદેશ દ્વારા દ્રવ્યસ્તવ કરાવવાની વસ્તુ 'નાગભયસુતગર્તાકર્ષણ'ના દૃષ્ટાન્તથી વિચારવા જેવી છે.

**નાગભયસુતાકર્ષણનું દૃષ્ટાન્ત:**—સર્પના ભયથી પુત્રને ખાડામાંથી, ખેંચી લેવાનું દૃષ્ટાન્ત આ પ્રમાણે છે.-કોઈ એક સ્રીએ પોતાના પ્રિય બાળ પુત્રને સુંદર રૂપે ઠઠારીને ઘરની બહાર રમવા મૂક્યો. છોકરો અતિ ચપલ અને અવિવેકી હોઈ આમતેમ રખડતો એક અતિ ખરબચડી કિનારોવાળા એક કુઇ જેવા ખાડામાં ઉતર્યો. અહીં માતાનો જીવ છે ને? તે બે ઘડી બાદ 'પુત્રને કાંઇ અનર્થ તો નહિ થયો હોય,' -એવી સંભાવનાથી જરા વિહ્વળ ચિત્તવાળી બની એને લેવા માટે નીકળી, અને શોધતી શોધતી એ ખાડાની જરા આગળ આવી, તો પુત્રને ખાડામાં રમતો જોયો. પરંતુ એની પાછળ એક ઉગ્ર કોપવાળો કાજળના સમૂહ જેવી કાળી કાયાવાળો અને ખુલ્લી કરેલી અતિ

બિહામણો સ્પષ્ટ ફણાવાળો નાગ નીકળી પડેલો જોયો. તેથી લાભાલાભ જોવામાં ચતુર સ્ત્રીને લાગ્યું કે 'ખરે જ ! આ નાગથી આ બાળકને મોટું નુકસાન થશે,' એટલે એણે ખાડામાં ઉતર્યા વિના તરત જ ઉપરથી જ નીચે હાથ લંબાવી પુત્રને બાવડેથી ઝાલીને ખાડામાંથી ઉપર ખેંચી લીધો. અલબત તેમ કરતાં બાળકના શરીરે ખાડાની ખડબચડી બાજુઓ ઘસડાવાથી ચામડીને સહેજ ઉઝરડા પડ્યા અને પીડા થઈ; છતાં કોઈ એમ નથી કહેતું કે 'માતા થઈને આવા ઉઝરડા પડાય ?' ત્યાં તો સાપથી બચાવ્યાનું જ જોવાય છે. તો પછી અહીં કેમ કહેવાય કે 'હેં ? સાધુ થઈને આવા આવા આરંભવાળા દ્રવ્યસ્તવનો ઉપદેશ કરાય ?' ત્યાં તો મહારંભથી બચાવવાનું જ જોવું જોઈએ.

**માતાનો આશય :—**

જેવી રીતે બાળકને સર્પદંશના મોટા અનર્થથી બચાવવા માટે ઘસડી ખેંચવા સિવાય બીજો કોઈ ઉપાય ન જોનારી-માતા, પુત્રને લેશ માત્ર પીડા નહિ ઈચ્છનારી છતાં, ઘસડવાનું કરે એમાં દોષિત નથી ગણાતી, કેમકે આશય પવિત્ર છે; એવી રીતે સાધુ સર્વથા સાવદ્યના ત્યાગી છતાં ગૃહસ્થને પરિગ્રહમૂર્ચ્છા અને મોટા ખેતી આદિના મહા આરંભ સમારંભથી બચાવવા માટે દ્રવ્યસ્તવ સિવાય બીજો કોઈ ઉપાય ન જુએ તેથી દ્રવ્યસ્તવનો ઉપદેશ કરે, એમાં દોષપાત્ર નથી; કેમકે આશય વિશુદ્ધ યાને અલ્પારંભની પીડા કરવાનો નહિ, પણ મહારંભથી બચાવવાનો છે.

**સ્વરૂપ હિંસા : કાંટો કાઢવાનું દૃષ્ટાંત :—**

એટલા જ માટે ગૃહસ્થને દ્રવ્યસ્તવમાં થતો આરંભ 'સ્વરૂપહિંસા' ગણાય છે; માત્ર દેખીતું સ્વરૂપ હિંસાનું એટલું જ, બાકી હિંસાનો ભાવ અને ફળ નહિ. દા. ત. પગમાંથી ઊંડો પેઠેલો કાંટો કાઢનારને અંદર સહેજ કોચવું પડે છે, એ સ્વરૂપ હિંસાનું છે, પરંતુ તેમાં વસ્તુગત્યા હિંસાનો ભાવ નથી, કે હિંસાનું ફળ પાપ નથી આવતું; ઉલ્ટું કાંટો કાઢી શાતા આપવાનું પુણ્ય મળે છે. એવું દ્રવ્યસ્તવમાં છે.

આ રીતે જ્યારે સાધુને ઉપદેશ દ્વારા દ્રવ્યસ્તવ-જિનપૂજા કરાવવાનું અને જિનપૂજા પરના હર્ષ દ્વારા એની અનુમોદના કરવાનું સિદ્ધ છે, તો સહેજે કાયોત્સર્ગથી સાધુ પૂજા-સત્કારનું ફળ પ્રાપ્ત કરવા કાયોત્સર્ગ કરતા હોય છે, એટલે એ આ 'અરિહંત ચેઈયાણં' વગેરે સૂત્રનો અવિષય નથી; સૂત્ર એમના માટે પણ છે જ.

પ્ર૦—પરંતુ સાધુને દ્રવ્યસ્તવ પર હર્ષ વ્યક્ત કરવાનો હોય એમાં જ પ્રમાણ શું ?

ઉ૦—પ્રમાણ આ સૂત્ર જ છે. સૂત્ર ગણધર ભગવાનનું રચેલું છે માટે પ્રમાણ જ છે; અને એ સાધુએ કરવાની આવશ્યક-ક્રિયા માટે છે, તેથી સાધુને પણ જિનપૂજા-સત્કારનો હર્ષ, અનુમોદના હોવામાં પ્રમાણરૂપ છે. ઈષ્ટ પૂજન-ફળ (કર્મક્ષય) પણ એમ જ અનુમોદનાથી જ થાય છે, ઉપેક્ષાથી નહિ. જિનભક્તિની અનુમોદના અવગણવાથી ઈષ્ટ પૂજનફળ કર્મક્ષય ન મળે. એમાં તો ગણધરવચનની અવગણના થાય; તથા જિનની ભક્તિની અવગણના એટલે જિનની અવગણના થાય.

(એમ સાધુ દ્વારા દ્રવ્યસ્તવનો ઉપદેશ કરાયા વિના પણ અજ્ઞ ગૃહસ્થે દ્રવ્યસ્તવ કરવાનું ન બની શકે, ઉપદેશથી જ થાય; અને તે કરવાનું જરૂરી પણ છે, કેમકે એથી પ્રવચનની પ્રભાવના થાય છે, ગૃહસ્થને ગુણોનો વિકાસ અને દોષોનો હ્રાસ થતો આવે છે. તો સાધુ પ્રવચન પ્રત્યેની કૃતજ્ઞતા અદા કરવા રૂપે પણ એ ઉપદેશ કેમ ન કરે ?) સારાંશ સાધુ પૂજા કરાવવા અર્થે ઉપદેશ કરે, અને અનુમોદના અર્થે કાયોત્સર્ગ કરે.

(લ૦) श्रावकस्तु सम्पादयन्नप्येतौ भावातिशयाद् अधिकसम्पादनार्थमाह। न तस्यैतयोः सन्तोषः, तद्धर्मस्य तथास्वभावत्वात्। जिनपूजन-सत्कारयोः करणलालसः खल्वाद्यो देशविरतिपरिणामः, औचित्यप्रवृत्तिसारत्वेन। उचितौ चारम्भिण एतौ, सदारम्भरूपत्वात्, आज्ञामृत-(प्र०....औचित्याज्ञामृत)योगात, असदारम्भनिवृत्तेः, अन्यथा तद्योगादतिप्रसङ्गादिति।

અર્થ:-

શ્રાવક તો પૂજા-સત્કાર કરતો છતાં પણ અતિ-

શય જિનભક્તિના ભાવને લીધે અધિક પૂજા-સત્કારના સંપાદન માટે (કાયોત્સર્ગ કરવા અર્થે આ સૂત્ર) બોલે છે. પૂજાસત્કારનો એને સંતોષ નથી. કેમકે એનો શ્રાવકધર્મ તેવા સ્વભાવવાળો છે; (દેશવિરતિ-સર્વવિરતિ બેમાંથી) પહેલો દેશ-વિરતિ-પરિણામ જિનપૂજા-સત્કાર કરવાની લાલસા-વાળો જ હોય છે; કેમકે (એ પરિણામમાં) ઔચિત્ય(પાલન)ની પ્રવૃત્તિ પ્રધાન રહે છે; અને આરંભમાં બેઠેલાને પૂજા-સત્કાર સદ્ આરંભરૂપ હોવાથી ઉચિત જ છે; કારણ, (એમાં) અસદ્ આરંભની નિવૃત્તિ રહેવાથી ('જિનભવનં જિનબિમ્બં, જિનપૂજાં, જિનમતં ચ યઃ કુર્યાત્; તસ્ય નરામર-શિવસુખફલાનિ કરપલ્લવસ્થાનિ'—એવા) આપ્તો-પદેશરૂપી અમૃતનો સંબન્ધ છે; નહિતર તો અસદ્ આરંભની નિવૃત્તિ ન બનવાથી અતિપ્રસંગ આવે.

**વિવેચન :—**

**શ્રાવક પૂજાના અસંતોષથી કાયોત્સર્ગ કરે:-**

ત્યારે શ્રાવક અલગત સ્વયં પૂજાસત્કાર કરે જ છે, છતાં એના દિલમાં પરમાત્માની ભક્તિનો ભાવોલ્લાસ ઊછળતો હોય છે, તેથી પૂજાસત્કારના અધિકાધિક સંપાદન માટે કાયોત્સર્ગ કરે છે, અને તે માટે 'અરિહંત ચેઇયાણં' સૂત્ર બોલે છે; એટલે શ્રાવક પણ આ સૂત્રનો વિષય છે. એને જિનેન્દ્રદેવની પૂજા અને સત્કાર ગમે તેટલા કરવા છતાં એનો સંતોષ નથી કે 'બસ હવે આટલા પૂજા-સત્કાર પૂરતા થઈ ગયા.' એનો શ્રાવક ધર્મ જ એવો છે કે એમાં જિન પૂજાસત્કારની ઉત્કટ આકાંક્ષા સદા રહેતી હોવાથી હંમેશા એના અસંતોષનો જ સ્વભાવ હોય છે.

આત્માના ક્રમશઃ વિશુદ્ધ થતા પરિણામ બે, એક દેશવિરતિપરિણામ, બીજો સર્વવિરતિપરિણામ. એમાં પહેલો દેશવિરતિપરિણામ, જિનપૂજન-જિન-સત્કાર કરવાની લાલસાવાળો જ હોય છે, ક્યારે ય એ પરિણામમાં એ લાલસા તૃપ્ત થઈ હોય એવું નહિ, સિવાય શ્રાવકની ૧૧ પ્રતિમા પૈકી ૮મી 'સાવદ્યારંભવર્જ' નામની પ્રતિમાએ પ્રાપ્ત થયો હોય; કેમકે એમાં તો એના માનસિક પરિણામ ઠેઠ સાવદ્ય-માત્ર આરંભ સમારંભના ત્યાગ સુધી ઊંચે પહોંચી ગયા છે, એટલે ઘરસંસારના ય સાવદ્યારંભ એને વર્જ્ય હોઈ હવે એ નિરવદ્ય પ્રવૃત્તિમાં જ લીન રહે છે. માટે જિનપૂજા-સત્કારના સદ્ આરંભ દ્વારા અસદ્ આરંભથી બચવાનો પ્રશ્ન એને નથી. બાકી એ તો કોક પ્રતિમાધારી શ્રાવકની ૮-૯-૧૦-૧૧મી પ્રતિમાકાળની વાત; મોટા ભાગે તો એની નીચેની કક્ષાએ રહેલાના દેશવિરતિ-પરિણામ જિનપૂજા-સત્કારની સદા લાલસાવાળા હોય છે.

**શ્રાવકપણાની પારાશીશી :-**

(સારાંશ જિનપૂજા સત્કારની લાલસા જો બંધ થઈ, અને તૃપ્તિ આવી ગઈ, તો મનને સમજવું પડે કે શ્રાવકપણાનો આત્મપરિણામ વધતો અટકી ગયો કે પાછો પડી ગયો! જિનપૂજા-સત્કારની સદા ઉછળતી લાલસા દેશવિરતિ-પરિણામને ઝળકતો-વિકસતો રાખે છે. આ લાલસા એ પારાશીશી છે,-અંતરાત્માને બતાવે કે કેવુંક શ્રાવકપણું છે! 'જે જિનેન્દ્ર અરિહંતદેવના અતિશય ઉપકારે તો માનવસદ્ગતિ, અન્યાન્ય વિશિષ્ટ પુણ્ય, સામગ્રી અને નિર્દોષ ધર્મશાસન મળ્યું, ને હજી ભવિષ્યમાં જેમના ઉપકારે જ આગળ વધવાનું છે, એમની પોતાના દ્રવ્યવ્યયથી પૂજા કરવી એ તો માનવજીવનનો મહાન સાર છે,'-એમ સમજનારો એ પૂજા-સત્કારના લાભ માટે સદા ઉત્કંઠિત હોય. દુનિયામાં મહા ઉપકારીના સત્તર જાતના સત્કાર કરવા મન સદા તૈયાર હોય છે, દા. ત. પેલો ઘરેથી ચા પીને આવ્યો હોય છતાં ય આગ્રહ થાય 'લ્યો શેઠ સાહેબ! ચહા પીઓ,' પાછું એના પર પણ બીજા સત્કાર કરવાની ઇચ્છા બની રહેલી હોય, તો પછી આત્માના તારણહાર ત્રિલોકનાથનાં પૂજન-સત્કાર માટે અખંડ ઇચ્છા ન બની રહે?)

**જિનપૂજાની લાલસાનું કારણ ઔચિત્ય :-**

શ્રાવકપણાની પરિણતિ સાથે જિનપૂજા સત્કારની લાલસા વણાઇ જવાનું કારણ એ છે કે શ્રાવક-પણામાં પોતાની અવસ્થાને ઉચિત અનુરૂપ પ્રવૃત્તિ કરવાનું પ્રધાન બની રહે છે; શ્રાવક-અવસ્થાને

અજવાળનાર સફળ કરનાર ઉચિત પ્રવૃત્તિને પ્રધાન સ્થાન સહેજે અપાય છે, અને પૃથ્વીકાયાદિ જીવોની વિરાધનામાં બેઠેલ શ્રાવકને આ પૂજા-સત્કારની પ્રવૃત્તિ ઉચિત પ્રવૃત્તિ છે, એટલે એ પ્રધાન રહીને એની લાલસા બની રહે એ સહજ છે.

પ્ર૦ — પૂજામાં તો પૃથ્વીકાયાદિ જીવોની વિરાધના થાય છે, પછી એ ઉચિત પ્રવૃત્તિ કેમ? ઉચિત તો અહિંસાની પ્રવૃત્તિ કે હિંસાની?

ઉ૦ — જરૂર, સર્વથા અહિંસાની પ્રવૃત્તિ ઉચિત છે, પરંતુ એ તો બધી જ હિંસાપ્રવૃત્તિ છૂટે ત્યારે જ બને ને? એ છોડવા માટે વિવેક કરવો પડશે. વિવેક આ, કે હિંસા-આરંભોની પ્રવૃત્તિ બે જાતની, ૧. અસદ્ આરંભની પ્રવૃત્તિ, અને ૨. સદ્ આરંભની પ્રવૃત્તિ. હવે જ્યારે હજી ગૃહસ્થ-જીવન હોઈને અસદ્ આરંભની પ્રવૃત્તિમાં બેઠો જ છે, તો એમાંથી બચવા જિન-ભક્તિ નિમિત્ત પૂજા-સત્કારની સદ્ આરંભની પ્રવૃત્તિ કરવી જ જોઈએ.

પ્ર૦ — પરંતુ પૃથ્વીકાયાદિની વિરાધના તો જિનપૂજામાં પણ થાય જ છે; તો એને સદ્ આરંભ કેમ કહો છો?

ઉ૦ — એ સદ્ આરંભ આજ્ઞામૃતના યોગે છે, અર્થાત્ આપ્ત પુરુષોની આજ્ઞા છે, આદેશ છે કે जिनभवनं जिनबिम्बं जिनपूजां जिनमतं च यः कुर्यात्। तस्य नरामरशिवसुखफलानि करपल्लवस्थानि॥ —અર્થાત્ 'જિનમંદિર, જિનમૂર્તિ, જિનપૂજા અને જિનાજ્ઞાપાલન જે કરે તેને મનુષ્ય, દેવ, અને મોક્ષના સુખરૂપી ફળ હસ્તગત બને છે.' આજ્ઞા 'અમૃત' છે, અજર-અમરભાવ કરનારી છે માટે એને આજ્ઞામૃત કહેવાય. એના સંબંધથી જિન-પૂજા વિહિત બને છે, સદ્ આરંભરૂપ બને છે. પ્રશ્ન થાય કે,

પ્ર૦ — આજ્ઞા પૃથ્વીઆદિના આરંભનાં વિધા-નની શા માટે?

ઉ૦ — એ સદ્ આરંભના સમયે ઇન્દ્રિય-વિષયો માટેના અસત્ અસુંદર આરંભનું નિવારણ યાને એ આરંભમાંથી આત્માનો બચાવ થતો હોવાથી આજ્ઞા એવા સદ્ આરંભનું વિધાન કરે એ યોગ્ય જ છે.

ત્યારે શું અસદ્ આરંભનું નિવારણ બીજી રીતે ન થઈ શકે? ના, એમ જો કહેવા જઈએ તો તો અતિપ્રસંગ આવે! અને તેથી તો અસદ્ આરંભનું નિવારણ જ ન થઇ શકે! અતિપ્રસંગ આ રીતે કે જો જિનપૂજાદિ સદ્ આરંભથી જ અસ-દ્‌ની અટકાયત મંજૂર નથી અને બીજી રીતે અટ-કાયત કરવી છે, તો તો જુગાર, હિંડોળે હીંચવું, વગેરેથી પણ અટકાયત થાઓ. પરંતુ તેમ તો બનતું નથી; એ સૂચવે છે કે આજ્ઞામૃતથી નિર્દિષ્ટ જિન-પૂજાથી જ અસદ્ આરંભ અટકે; તે વિના નહિ. માટે ગૃહસ્થને જિનપૂજા-સત્કારરૂપ સદ્ આરંભ ઉચિત જ છે.

(લ૦—) तथाहि,-द्रव्यस्तव एतौ (प्र०...एवैतौ), स च भावस्तवाङ्गमिष्टः, तदन्यस्याप्रधानत्वात्, तस्या-मन्येष्वपि भावात्। अतः आज्ञयाऽसदारम्भनिवृत्तिरूप-एवायं स्यात्। औचित्यप्रवृत्तिरूपत्वेऽपि अल्पभावत्वाद् द्रव्यस्तवः, गुणाय चायं कूपोदाहरणेन। न चैतदप्यनी-दृशं इष्टफलसिद्धये किंत्वाज्ञामृतयुक्तमेव, स्थाने विधि-प्रवृत्ते रिति सम्यगालोचनीयमेतत्। तदेवमनयोः साधु-श्रावकावेव विषय इत्यलं प्रसङ्गेन।

અર્થ :-(ઔચિત્ય) આ રીતે, કે જિનપૂજા-સત્કાર એ દ્રવ્યસ્તવ છે, અને તે ભાવસ્તવનું અંગ ઇષ્ટ છે; કેમકે એનાથી બીજું (ભાવસ્તવનું અકારણ) તો અપ્રધાન છે, કારણ કે તે તો અન્ય-ઓમાં પણ હોય છે. માટે આપ્તોપદેશ મુજબ અસદ્ આરંભની નિવૃત્તિસ્વરૂપ જ દ્રવ્યસ્તવ હોય. એ ઉચિત પ્રવૃત્તિરૂપ હોવા છતાં અલ્પ ભાવવાળું હોઈને દ્રવ્યસ્તવ છે, (ભાવસ્તવ નહિ. છતાં) કૂવાના દૃષ્ટાન્તથી એ ગુણકારી છે. આ દૃષ્ટાન્ત પણ (બહુ ગુણકારી દ્રવ્યસ્તવથી) વિલક્ષણ એ ઇષ્ટ ફળની સિદ્ધિ માટે નથી બનતું કિન્તુ આજ્ઞા-મૃતયુક્ત જ (ઇષ્ટસાધક બને છે; કેમકે ખરેખર સ્થાને વિધિ(ઔચિત્ય)પ્રવૃત્તિ થઇ છે, એ સારી રીતે વિચારવું, તેથી આ રીતે પૂજા-સત્કારના (કાયો૦ સૂત્રના) વિષય સાધુ અને શ્રાવક જ છે. આટલી પ્રાસંગિક ચર્ચાથી બસ.

**વિવેચન :**

**દ્વિવિધ આજ્ઞા : ભાવસ્તવ ઉચ્ચ:-**

ગૃહસ્થે દ્રવ્યસ્તવ અર્થાત્ જિનપૂજા સત્કારની સાધના કરવી એ મહાન ઔચિત્યનું પાલન છે એમ પૂર્વે કહ્યું. એના પર જ વિચાર કરવામાં આવે છે કે દ્રવ્ય-સ્તવનું એટલું બધું મહત્ત્વ શાથી છે?

**દ્રવ્યસ્તવનું મહત્ત્વ :-**

**સ્તવ બે પ્રકારે ૧. દ્રવ્યસ્તવ, ૨ ભાવસ્તવ.**

**ભાવસ્તવ એટલે** સ્તવ-સ્તુતિનો અસલી ભાવ, અર્થાત્ અસલી પરમાર્થિક સ્તવ-સ્તુતિ, શુદ્ધ સાધુ-ધર્મ. કારણ, અરિહંતના સ્તવનું તાત્ત્વિક સ્વરૂપ એ છે કે એમની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરાય. આજ્ઞા બે,-૧. નિષેધ-આજ્ઞા અને ૨. વિધિ-આજ્ઞા. દા. ત. 'હિંસાદિ ન કર્તવ્યમ્' એ નિષેધાજ્ઞા, 'તપોધ્યાનાદિ કર્તવ્યમ્' એ વિધિ-આજ્ઞા. આ બંનેનું સર્વાંશે પાલન, એ ભાવસ્તવ. એ સર્વવિરતિ ચારિત્રવાળા સાધુ-જીવનમાં બની શકે; કેમકે એમાં સૂક્ષ્મ પણ હિંસા, જૂઠ વગેરે કોઇ પણ નિષિદ્ધ બાબતનું સેવન મન-વચન-કાયાથી કરવા-કરાવવા-અનુમોદવાનું નથી; અને તપ સેવવાનો છે, તથા ધ્યાન એટલે ક્રિયા-સ્વાધ્યાયાદિ સકલ સાધુચર્યામાં એકાગ્રતા સાધ્યે જવાની છે. આવા સર્વાંશ આજ્ઞા-પાલનથી વધીને બીજી કઇ ઊંચી સ્તવના હોઈ શકે? આ ન હોય અને લાખ શું કરોડ રૂપિયાનું ઝવેરાત ભગવાનને ચઢાવી દે તો ય તે ઉચ્ચ-સ્તવના ઘરનું ન બની શકે. એ તો જેમ પુત્ર વેપાર પર ધ્યાન પૂરું રાખવાની બાપની આજ્ઞા ન પાળતાં બાપને મેવા-પકવાન્ન જમાડવા કરવા વગેરેની સેવા કરે, છતાં વ્યાવહારિક રીતે એ ઉચ્ચ સેવા નથી. ઉચ્ચ સેવા તો બાપના કહ્યા મુજબ વેપાર પર ધ્યાન રાખવાની છે, જેથી ધન-કમાઇ થતાં એમાંથી મેવા-પકવાન્ન, નોકર, દવા, આબરૂ સન્માન વગેરેની સારી સગવડ થઇ શકે. એમ અહીં ચારિત્ર-જીવનનો શુદ્ધ સાધુધર્મ એ ઉચ્ચ સ્તવના છે. વીતરાગની સ્તવના-ઉપાસના કરવાની છે તે વીતરાગ માટે નહિ, પણ આપણાં હિત માટે. જેમાં આપણું ઊંચું હિત થાય તે ઊંચી સ્તવના-ઉપાસના ગણાય. નિષ્પાપ સાધુધર્મથી ઉચ્ચ હિત થાય છે માટે એ ઉચ્ચ સ્તવ છે, ભાવસ્તવ છે.

**દ્રવ્યસ્તવ એટલે :-** 'દ્રવ્ય' અર્થાત્ યોગ્ય, ભાવસ્તવને યોગ્ય સ્તવ. જિનપૂજા-સત્કાર એ દ્રવ્યસ્તવ છે, કેમકે ભાવસ્તવ યાને શુદ્ધ સાધુ-ધર્મને પેદા કરવા માટે એ યોગ્ય છે, કારણ છે. પરમ અહિંસક, પરમ અપરિગ્રહી અરિહંત પરમાત્માની પૂજા અને સત્કાર કરવામાં, અસદ્ આરંભોથી નિવૃત્ત થતો થતો, અને સ્વપરિગ્રહ ખરચી એની મૂર્ચ્છા ઉતારતો ઉતારતો, સાધુ-ધર્મની અહિંસા-અપરિગ્રહિતા તરફ પ્રયાણ કરી રહ્યો છે, અરિહંતનું સક્રિય સ-ભોગ મમત્વ વધારતો વધારતો એમની ઉચ્ચ આજ્ઞા જીવનમાં સંપૂર્ણ ઉતારવા યોગ્ય બની રહ્યો છે. શું જિન-પૂજા-સત્કાર કરનાર બધાને આમ છે? ના; પણ તેથી કાંઇ જિનપૂજા-સત્કાર અયોગ્ય યાને અકારણ નથી ઠરતા, કેમકે જો અસદ્-આરંભના નિવારક અને મૂર્ચ્છાના છેદક જિનપૂજા-સત્કારથી ભાવસ્તવ સિદ્ધ ન થતો હોય તો બીજા કોનાથી થવાનો હતો? અલબત ભાવસ્તવને સાધવાના મનોરથથી જિનપૂજા સત્કારરૂપ દ્રવ્યસ્તવ કરાય, એ જ ભાવસ્તવના અંગ યાને હેતુ તરીકે ઇષ્ટ છે, પ્રધાન દ્રવ્યસ્તવ છે; કેમકે બીજા જે એવા મનોરથવાળા નહિ, એ દ્રવ્યસ્તવ તો અપ્રધાન અયોગ્ય દ્રવ્યસ્તવ છે, 'દ્રવ્યસ્તવ' નામ ગણાય એટલું જ, ભાવસ્તવને યોગ્ય નહિ.

આવા દ્રવ્યસ્તવની કોઈ કિંમત નથી, કેમકે એ તો અભવ્ય જીવોમાં પણ હોય છે, બીજા દુર્ભવી વગેરેમાં તો હોઇ શકવાનું પૂછવું જ શું? પરંતુ એનાથી પ્રસ્તુત કાંઇ જ સિદ્ધ થઇ શકતું નથી; અર્થાત્ શુદ્ધ સાધુધર્મની કોઈ જ ભૂમિકા રચાતી નથી.

**અપ્રધાન દ્રવ્યસ્તવ:—**

પ્ર૦-અભવ્ય જીવ જેવાને પણ દ્રવ્યસ્તવ કાળમાં ઇન્દ્રિય-વિષયોના કે કૃષિ આદિના અસત્ આરંભની

નિવૃત્તિ તો થાય છે, પછી એ કેમ પ્રસ્તુતને સિદ્ધ ન કરી આપે ? પ્રધાન દ્રવ્યસ્તવ કેમ ન ગણાય ?

ઉ૦–એટલા માટે નહિ, કે એ આજ્ઞા મુજબનું યાને આપ્તોપદેશ મુજબનું નથી. આજ્ઞા તો સાધના માત્રના પાયામાં ભવવિરાગ, વિષયવૈરાગ્યને જરૂરી કહે છે. જ્યારે અહીં તો ભવનો આનંદ છે, ઇન્દ્રિય-વિષયોના સુખનો જ પક્ષપાત છે, દા. ત. 'કેશરિયા દાદા ! તિજોરી ભરી દેજે, કેશર ચઢાવું છું'. આમ ધન અને એના અસદ્ આરંભોના માટે તો દ્રવ્યસ્તવ કરી રહ્યો છે; પછી ત્યાં વિષયોના અસદ્ આરંભ આભ્યન્તર મનથી છોડવાની વાત જ નથી, એટલે દ્રવ્યસ્તવ વખતે બાહ્યથી છોડયા તેમાં આજ્ઞાનુસાર અંતરથી અસદ્ આરંભથી વિરમવાનું યાને નિવૃત્ત થવાનું કયાં રહ્યું ?

ખરી રીતે આજ્ઞા મુજબની જે અસદ્-આરંભ-નિવૃત્તિ, તત્સ્વરૂપ જ દ્રવ્યસ્તવ ભાવસ્તવનું અંગ બની શકે. એ જ પ્રધાન દ્રવ્યસ્તવ એ ગૃહસ્થ-શ્રાવકાવસ્થાને યોગ્ય પ્રવૃત્તિસ્વરૂપ હોઈ આદરવો ઉચિત છે, એ ઔચિત્ય-પ્રવૃત્તિ છે.

**દ્રવ્યસ્તવમાં ભાવની અલ્પતાઃ–**

પ્ર૦–જો એ પ્રધાન દ્રવ્યસ્તવ ઔચિત્યપ્રવૃત્તિ છે, અને આજ્ઞાનુસારી છે, તો એ ભાવસ્તવ જ કેમ નહિ ? સ્તવનો ભાવ યાને પરમાર્થ શો છે ? આજ્ઞાનુસારિતાના શુભ પરિણામ. એ તો એમાં છે જ. કૃતજ્ઞતા-સેવા-ઉપાસનાનો ભાવ તો એમાં છે.

ઉ૦–અલબત ભાવ છે ખરો, પણ અપેક્ષાએ અલ્પ ભાવ છે; સર્વથા હિંસાવિરતિની આજ્ઞાબદ્ધતાના ભાવની અપેક્ષાએ એ તુચ્છ, નજીવો ભાવ છે. માટે એ જિનપૂજા-સત્કાર ભાવસ્તવ નથી.

પ્ર૦–તો તો પછી અલ્પ ભાવના હિસાબે ગૃહસ્થને એ કાંઈ ખાસ ઉપયોગી નહિ રહે !

ઉ૦–ના, એવું નથી. કૂવાના દૃષ્ટાન્તથી દ્રવ્યસ્તવ પણ ઉપકાર માટે થતો હોવાથી ઉપયોગી છે, પછી ભલે દ્રવ્યસ્તવમાં કંઈક હિંસાનો દોષ છે. આ ઉપકારિતામાં અનુમાનપ્રયોગ આ પ્રમાણે થાય.

**દ્રવ્યસ્તવમાં ગુણકારિતાનું અનુમાનઃ–**

'કંઈક સદોષ એવા પણ દ્રવ્યસ્તવ-પૂજાદિ એના અધિકારી (ગૃહસ્થ)ને ગુણકારી છે; ઉપકારક છે, કેમકે વિશિષ્ટ શુભ ભાવનું કારણ છે; અહીં જે જે વિશિષ્ટ શુભ ભાવનું કારણ હોય, તે તે ગુણકારી દેખાય છે, જેમકે કૂવાનું ખોદવું. જતના (જયણા) રાખીને અર્થાત્ બને તેટલી ઓછી જીવકિલામણા કરીને કરેલ જિન-પૂજા-સત્કાર એ વિશિષ્ટ શુભ ભાવ (અર્હદ્ભક્તિ, સુપાત્રે ધનત્યાગ, નમ્રતા, અસદ્ આરંભથી નિવૃત્તિ વગેરે પેદા કરતા દેખાય છે, તેથી એ ગુણકારી સિદ્ધ થાય છે. કૂવાના ખોદવામાં શુભ ભાવ આ, કે એના જળથી તૃષા આદિ મટીને થતી આનંદ વગેરેની પ્રાપ્તિ.

**કૂવાનું દૃષ્ટાન્તઃ–**

કોઇ પ્રવાસી તરસ્યો થયેલો થાકયોપાકયો એક નદી આગળ આવ્યો. નદી સુકાઇ ગઇ છે, એટલે એના ભાઠામાં ખાડો ખોદે છે એમાં જો કે ખોદતાં શ્રમ વધે છે, શ્રમથી તરસ વધે છે, ધૂળ-કાદવથી મેલ વધે છે, આ દોષોથી યુક્ત છતાં જે પાણી નીકળે છે એનાથી તૃષા મિટાવે છે, તેથી થાક પણ ઓછો થાય છે, અને મેલ પણ ધોઇ નાખે છે. તો એવું ખોદવાનું ખોટું નહિ, અનુપયોગી નહિ, પણ ગુણકારી, ઉપયોગી મનાય છે. કેમકે એ પોતાના અને પાછળથી ચિરકાળ કે કાળાનુસાર બીજાના પણ તૃષાદિનિવારણરૂપી ઉપકારને કરનારું બને છે.

**દ્રવ્યસ્તવના લાભઃ**—એ જ રીતે દ્રવ્યસ્તવ પૂજા - સત્કાર પણ ભવભ્રમણનો થાક, કષાયનો સંતાપ, કર્મનો મેલ અને વિષયતૃષ્ણાને ઓછી કરે છે; કેમકે એ અસદ્ આરંભનો દોષ ટાળી શુભ અધ્યવસાય ઉત્પન્ન કરે છે, તેથી અશુભ કર્મની નિર્જરા(ક્ષય), અને શુભ પુણ્યકર્મના બંધનું કારણ બને છે. જેમ અશુભ ભાવ પાપબંધનું કારણ છે, તેમ શુભ ભાવ પાપક્ષય અને પુણ્યબંધનું કારણ છે. વળી દ્રવ્યસ્તવ ભાવસહિત કરતાં કરતાં વીતરાગ પરમાત્મા પ્રત્યે આકર્ષણ વધતું જાય છે, વીતરાગભાવનું આકર્ષણ વધે છે, તેથી મનને એમ ઉલટ વધે કે 'શું કરવો છે આ આરંભમય સંસારને ? અને ત્યાગની કાયરતા શી ? માટે મૂક આ સંસાર.' એમ જો કે પૂજામાં કંઇક આરંભ હતો,

પણ એ હવે ક્રમે કરીને હેઠ સર્વ સાવદ્ય આરંભ છોડાવી મુનિ બનાવે છે.

**અરિહંત સાથે મેળ ક્યારે જામે ?**:—પરંતુ આ ક્યારે બન્યું ? દ્રવ્યસ્તવનાં પોતાનાં સાધનો લઇ વીતરાગની ભાવભરી ભક્તિ કરતાં કરતાં એમની સાથે હૈયાનો મેળ વધાર્યો ત્યારે. મહેમાનને પાણીનો પવાલો ય ન પાય તો એની સાથે મેળ ક્યાંથી જામે ? પાણી જ નહિ, પણ કઢેલા દૂધનો કટોરો પાય તો સ્નેહ-સંબંધ વધે છે. એમ અહીં મૂર્છા ઓછી કરી ઉત્તમ દ્રવ્યોને પ્રભુના ચરણે અર્પે, માન મૂકી પ્રભુની ભક્તિ, સન્માન કરે, તો તેથી વીતરાગ પ્રભુની નિકટ આવતો જાય. મૂર્છા અને અહંકાર એવા ને એવા જ ઊભા રહે તો આ નિકટતા ન થાય. એ માટે તો મૂર્છા ઉતારી ભોગ આપવો જોઇએ. તે પણ વીતરાગ પ્રભુ એટલે ઉત્તમોત્તમ સુપાત્ર, એમને સમર્પણ એ શ્રેષ્ઠ દાન, મહા ધર્મ ! જેમ બીજ ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું ઊંચું ફળ આપે, તેમ સંપત્તિનો સર્વોત્તમ પાત્રે વિનિયોગ એ ઉચ્ચ લાભ કરે જ. એમ કરવાનો માર્ગ દ્રવ્યસ્તવ છે. કોઈ કહે 'બીજે લાભ લઈ ભાવ વધારીએ તો ?' ના, સામે આદર્શ જેટલો ઊંચો તેટલો ઉલ્લાસ વધે. વળી ભાવોલ્લાસ જાગવા –વધવા આડે રહેલ મૂર્છાની દિવાલ દ્રવ્યાર્પણથી જ ખોખરી થાય. માટે દ્રવ્યસ્તવ કૂપદૃષ્ટાન્તથી ગુણકારી જ છે.

પ્ર૦—કૂવાનું દૃષ્ટાન્ત કૈવી રીતે લાગુ પડે ? કેમકે એ તો પોતાની ઇચ્છા મુજબ ખોદવામાં આવે છે, ત્યારે અહીં તો શાસ્ત્રની આજ્ઞા છે માટે દ્રવ્યસ્તવ કરવાનો છે.

ઉ૦—દૃષ્ટાન્ત બરાબર લાગુ પડે છે; કેમકે એ પણ દૃષ્ટાન્ત જો દાર્ષ્ટાન્તિક બહુ ગુણકારી દ્રવ્યસ્તવથી તદ્દન વિલક્ષણ હોય, એટલે કે ગમે ત્યાં ખોદેલ ખાડો(કૂવો) હોય, તો ઇષ્ટ ફળ (પાણી) આપનારો નથી બનતો, પરંતુ ખાતશાસ્ત્રના રચયિતાના આદેશ મુજબ જ જે ભૂમિમાં પાણી સંભવતું હોય ત્યાં ખોદે તો જ પાણી આપે છે.

**આજ્ઞાનુસારી જ પ્રવૃત્તિ લાભ કરે** :— બહુ તૃષાની આપદા ઊભી થઈ હોય, અને એ વખતે કૂવો ખોદવા સિવાય બીજો કોઈ વધુ સહેલો ઉપાય ન હોય કે જેથી નિર્મળ જળ મળી શકે, તો જે ભૂમિમાંથી નિશ્ચિત સ્વાદિષ્ટ ઠંડુ સ્વચ્છ પાણી મળી શકે એમ હોય, તે ભૂમિને જ, અન્ય ઉપાયના વિરહે, ખોદવું ઉચિત છે, કેમકે તેવા અવસરે ભૂસ્તરવિજ્ઞાની ભૂમિશાસ્ત્રકારની તેવી આજ્ઞા હોઈ એ જ બહુ લાભકારી બને છે; કારણ, ઉપકારક સ્થાને જ ઉચિત પ્રવૃત્તિ થઈ. નહિતર તો ગમે ત્યાં ખોદવાથી તો એથી જ શ્રમ-તૃષાદિ વધવારૂપ નુકસાન થાત. એટલે જેવી રીતે તૃષાવાળાને અન્ય ઉપાયના અભાવે ખાતશાસ્ત્રકારની આજ્ઞાનુસાર કરેલ ભૂમિખનન એ ઇષ્ટસિદ્ધિ કરી આપે છે, એવી રીતે આરંભસમારંભમાં પડેલા ગૃહસ્થને ધર્મશાસ્ત્રકારની આજ્ઞાનુસાર કરેલ દ્રવ્યસ્તવ ઇષ્ટ સિદ્ધિ કરી આપે છે. એવા આરંભનિષ્ઠ ગૃહસ્થોને દ્રવ્યસ્તવ બહુ લાભકારી હોવાનો ઉપદેશ દેવો એ ઇષ્ટસિદ્ધિ માટે થાય છે.

**આ આજ્ઞા એ અમૃત છે**, કેમકે પરંપરાએ પરમ સ્વાસ્થ્ય અને મોક્ષ પમાડનાર છે, અને સાક્ષાત્ પણ કષાયસંતપ્ત આત્માને વીતરાગની ભક્તિમાં તરબોળ કરી સંસાર કરતાં ઊંચી સ્વસ્થતાનો અનુભવ કરાવે છે. કૂવાના દૃષ્ટાન્તની જેમ ગૃહસ્થને અસદ્ આરંભ, મૂર્છા, વિષયપ્રવૃત્તિ વગેરે ઓછા કરવા બીજો કોઈ ઉપાય નહિ હોવાથી, અને આજ્ઞાનુસારી દ્રવ્યસ્તવથી એ સિદ્ધ થતું હોવાથી, એ દ્રવ્યસ્તવનો જ પ્રયત્ન બહુ ગુણકારી છે, કેમકે પ્રયત્ન સ્થાને થયો, ઉચિત રીતે થયો છે. ગમે તેમ પ્રયત્ન કરવાથી તો ઉલ્ટું નુકસાન થાય.

સારાંશ, શ્રાવકને દ્રવ્યસ્તવ અધિકાધિક સાધવાનો હોઈ અનુમોદનાથી પણ એનો લાભ જતો ન કરે; તેમ સાધુને પણ એની અનુમોદના સહેજે હોય; તેથી અનુમોદનાર્થ પૂજાસત્કાર નિમિત્તો કાયોત્સર્ગ બંનેને છે. બંને આ 'અરિહંત ચેઇયાણં' સૂત્રના વિષય છે. આટલી પ્રાસંગિક વિચારણા બસ છે.

(લ૦-) तथा 'सम्माणवत्तियाए' त्ति, सन्मान–

प्रत्ययं=सन्माननिमित्तम्। स्तुत्यादि-गुणोन्नतिकरणं सन्मानः, तथा मानसः प्रीतिविशेष इत्यन्ये। अथ वन्दनपूजनसत्कारसन्मानाः किंनिमितमित्यत आह 'बोहिलाभवत्तियाए,' बोधिलाभप्रत्ययं=बोधिलाभनिमित्तम्। जिनप्रणीत-धर्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते। अथ बोधिलाभ एव किंनिमित्तमित्यत आह 'निरुवसग्गवत्तियाए,' निरुपसर्गप्रत्ययं=निरुपसर्गनिमित्तम्। निरुपसर्गो-मोक्षः, जन्माद्युपसर्गाभावेन।

અર્થ:-તથા 'સમ્માણવત્તિયાએ' એટલે સન્માન-પ્રત્યયે-અર્થાત્ (જિનનાં) સન્માન નિમિત્તે (કાયોત્સર્ગ કરૂં છું). ગુણોના ઉત્કર્ષ ગાવારૂપ સ્તુતિ વગેરે એ સન્માન તથા માનસિક પ્રીતિવિશેષ (એ સન્માન), એમ બીજાઓ કહે છે. હવે વંદન-પૂજન-સત્કાર-સન્માન શા નિમિત્તે? (એ પ્રશ્ન થાય.) એથી કહે છે 'બોહિલાભવત્તિયાએ'-બોધિલાભના પ્રત્યયે અર્થાત્ બોધિલાભ નિમિત્તે. જિન-પ્રણીત ધર્મની પ્રાપ્તિ એ બોધિલાભ કહેવાય છે. હવે બોધિલાભ શા માટે? (એ પ્રશ્ન થાય), એથી કહે છે 'નિરુવસગ્ગવત્તિયાએ,'-નિરુપસર્ગ પ્રત્યયે અર્થાત્ નિરુપસર્ગ નિમિત્તે. નિરુપસર્ગ એટલે મોક્ષ, કેમકે એમાં જન્મ આદિ કોઈ ઉપસર્ગ નથી.

વિવેચન:-

'સમ્માણવત્તિયાએ, નિરુવસગ્ગ૦'ના ભાવ:-

હવે આગળના પદોનો ભાવ કહેવામાં આવે છે.

'સમ્માણવત્તિયાએ' એટલે સન્માનના પ્રત્યયે અર્થાત્ સન્માન નિમિત્તે શું? 'કરેમિ કાઉસ્સગ્ગ' (હું કાયોત્સર્ગ કરૂં છું,)એ પદ ઉપરથી ચાલ્યું આવે છે. અરિહંતનું સન્માન એટલે સ્તુતિ, સ્તોત્ર, ગીત વગેરે; જેમાં અરિહંતના ગુણોનો ઉત્કર્ષ ગાવામાં આવતો હોય, એમના ગુણો કેવા ઉત્કૃષ્ટ છે, અનન્ય-અનુપમ છે, જગદૂદ્ધારક છે, એની પ્રશંસા કરવામાં આવતી હોય. 'અરિહંત-ચૈત્યનાં, ભક્તગણથી કરાતાં, આ સન્માનના લાભના નિમિત્તે હું કાયોત્સર્ગ કરૂં છું', એ ભાવ છે.

અહીં સન્માનનો અર્થ 'માનસિક પ્રીતિવિશેષ' એમ અન્ય આચાર્યો કહે છે. સામાન્ય પ્રીતિ તો જગતમાં ઘણા સ્થાને હોય છે, પરંતુ જેમ પત્ની પર વિશિષ્ટ પ્રીતિ હોય છે, તેમ અહીં અરિહંત પરમાત્મા પર વિશિષ્ટ પ્રીતિ રાખવાની છે. એ પ્રીતિ પણ ભક્તિયુક્ત પ્રીતિ લેવાની છે; અર્થાત્ અરિહંત ઉપર અનન્ય ગૌરવ ધારણ કરવાવાળી અને શરણભાવવાળી પ્રીતિ એ પ્રીતિવિશેષ કહેવાય.

ચાર પ્રકારનાં અનુષ્ઠાનમાં પહેલાં બે પ્રીત-અનુષ્ઠાન અને ભક્તિ-અનુષ્ઠાન છે; એમાં આ આંતરિક પ્રીતિવિશેષ અને ભક્તિવિશેષ જ મુખ્ય છે; શાસ્ત્રીય વિધિની પૂર્ણ ચોકસાઇ તો ગૌણ રહે છે; કેમકે એ ચોકસતા તો ત્રીજી કક્ષાનાં વચનાનુષ્ઠાનની યાને શાસ્ત્રવચન મુજબનાં જ અનુષ્ઠાનની વખતે આવે છે. ત્યારે સૂર્યના ભ્રમણની જેમ સહજ આત્મસ્વભાવે થતું અનુષ્ઠાન તો ચોથા અસંગાનુષ્ઠાનની કક્ષામાં ગણાય છે, કે જ્યાં ક્રિયામાં પ્રીતિ-ભક્તિનો ઉમળકો, આતુરતા નહિ, યા 'શાસ્ત્રે આ આ રીતે કરવાનું કહ્યું છે માટે એમ જ કરાય'-એમ પણ ખ્યાલ કરવાનો નહિ, કિન્તુ સહજ રૂપે ક્રિયા થાય. પરંતુ આ વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનની કક્ષાએ પહોંચવા માટે પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાન ખૂબ કેળવવા પડે. એમાં પ્રીતિ-ભક્તિની મુખ્યતા છે. એ સૂચવે છે કે ધર્મક્રિયામાં હૈયાની શુષ્કતા ટાળી પ્રીતિ-ભક્તિ પહેલી ઊભી કરો.

પ્ર૦-પ્રીતિભક્તિ હોય, પછી વિધિની અગત્ય છે?

ઉ૦-પ્રીતિભક્તિ આવી હશે તો વિધિ પ્રત્યે આદર રહેવાનો જ, ઉપેક્ષાભાવ-બેપરવાઇ નહિ. જેને કોઈને પ્રેમથી લાડુ જમાડવા છે એ કાંઇ એવો બેપરવા નહિ હોય કે 'એને ભલે કસમયે જમાડાય તો ચાલે' અથવા 'સરખી પદ્ધતિ વિના ગમે ત્યાં બેસાડી-કરી જમાડી દેવાથી ચાલે.' એમ અહીં પ્રીતિભક્તિ હોય તો દેવનાં પૂજન-સત્કાર વિધિસર પદ્ધતિસર કરવા તરફ બેપરવાઈ ન હોય. છતાં નિદ્રા-વિકથાદિ પ્રમાદનાં કારણે વિધિમાં સ્ખલના સંભવવાની, પણ પ્રીતિ-ભક્તિ તો અસ્ખલિત અને ઊછળતી જોઇએ. 'મારા અરિહંત!

અનંત ગુણ અનંત ઉપકાર અનંત શક્તિ ભર્યા ! સર્વશ્રેષ્ઠ ! એક જ આરાધ્ય ! એક જ શરણ ! એક જ દાતા ! એમની કેવી પવિત્ર અને ઉત્તમ પૂજાદિ ક્રિયા !' એવા એવા ભાવદ્વારા માનસિક વિકસ્વર પ્રીતિ-ભક્તિથી વંદન-પૂજન-સત્કાર રંગાયેલાં હોય, એ પહેલું જરૂરી છે.

પ્ર૦-આવી પ્રીતિભક્તિ લાવ્યા વિના એકલી વિધિની ચોકસાઇથી ન ચાલે ?

ઉ૦-ના, ન ચાલે; એનું કારણ એ છે કે દિલમાં દુન્યવી ભાવો પ્રત્યે પ્રીતિ-ગૌરવના ઉછાળા છે ત્યાંસુધી તો બહિરાત્મ ભાવ જ છે, અંતરાત્મભાવ નથી; અંતરાત્મભાવ વિના તો ગમે તેવું રળિયામણું દેખાતું અનુષ્ઠાન ધર્મ-અનુષ્ઠાન જ નથી. એનાથી આત્માનો કોઇ ભલીવાર ન વળે કે દેદાર ન ફરે. માટે પહેલાં એ દુન્યવી ભાવો પ્રત્યેના પ્રીતિ-આકર્ષણ મોળાં પાડવાં જ જોઇએ; અને તે અરિહંતદેવ પ્રત્યે પ્રીતિ-ભક્તિભાવના ઊછાળા ઊભરાતા રાખવાથી બને. એ પણ હકીકત છે કે પેલા અસત્ પ્રીતિ-આકર્ષણના ભાવ દબાવવામાં આવે, ત્યારે આ દેવાધિદેવ પ્રત્યે પ્રીતિવિશેષ ઊછળતી રહી શકશે. વિકાસની આ વસ્તુ જ્ઞાનીઓએ જોઈ છે, માટે પહેલાં પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાન મૂક્યું, પછી વચનાનુષ્ઠાન અર્થાત્ શાસ્ત્રોક્ત વિધિ-ચોકસાઇવાળું અનુષ્ઠાન. એટલે પાયામાં 'સન્માન' અર્થાત્ વિશિષ્ટ પ્રીતિભક્તિ જોઇએ, તો જ વંદન-પૂજન-સત્કાર-સ્તવન બળવાન બને. એના લાભને માટે અહીં કાયોત્સર્ગ કરૂં છું એમ 'સમ્માણવત્તિયાએ૦'થી સૂચવ્યું.

**'બોહિલાભ વત્તિયાએ':—**

હવે પ્રશ્ન એ છે કે વન્દન-પૂજન-સત્કાર-સન્માન શા નિમિત્તે યાને કયા પ્રયોજનથી કરવા ? એના ઉત્તરમાં કહે છે કે 'બોહિલાભ-વત્તિયાએ' અર્થાત્ બોધિલાભના પ્રત્યયે=બોધિલાભના નિમિત્તે; (પૈસા, પ્રતિષ્ઠા, પરિવાર પામવા-વધારવા માટે નહિ; કેમકે અંતિમ પ્રયોજન મોક્ષ એનાથી નહિ પણ બોધિલાભથી જ સિદ્ધ થાય છે. બાકી પૈસા ટકા તો ઊડી જનારી વસ્તુ છે.) બોધિલાભ એટલે જિનેશ્વરદેવે ફરમાવેલ ધર્મની પ્રાપ્તિ. એના માટે વન્દનાદિ કરવાનાં.

**જિનધર્મની અસંખ્ય કક્ષાઓ:—**

પ્ર૦-શું વન્દનાદિ એ પોતે જ ધર્મપ્રાપ્તિરૂપ નથી તે બોધિલાભ યાને ધર્મપ્રાપ્તિ એના દ્વારા નવી ઊભી કરવાની રહે છે ?

ઉ૦-જિનપ્રણીત ધર્મ આટલામાં જ પર્યાપ્ત થતો નથી. એની તો ચડ-ઉતર અનેક બાહ્ય ભૂમિકાઓ છે, અને ઉત્તરોત્તર ચડિયાતી યાવત્ વીતરાગભાવ સુધીની અસંખ્ય આભ્યન્તર કક્ષાઓ છે. વંદન-પૂજનાદિ એ ઉપર ઉપરની કક્ષાઓ પ્રાપ્ત કરવા માટે કરાય એ જરૂરી જ છે. વીતરાગ અરિહંત ભગવાનને વંદન આદિ કરવાથી એ પ્રાપ્ત થાય છે. વીતરાગનું આલંબન વીતરાગતા સુધી લઈ જાય એ યુક્તિયુક્ત છે. અનંતા આત્માઓ એ રીતે ઉપર ચઢ્યા છે. વળી ક્ષયોપશમભાવના ગુણો કાંઈ ટકાવના પ્રયત્ન વિના ટકે એવો નિયમ નથી, એટલે એને ટકાવવા વિવિધ યત્ન જોઇએ, જેથી આવરણ કર્મ ઉદયમાં આવી ગુણને દબાવી ન દે. એ પ્રયત્નમાંનો એક આ મહાન પ્રયત્ન છે કે અરિહંત પ્રભુનાં વંદનાદિ કરાય તથા બોધિલાભના નિમિત્તે કાયોત્સર્ગ કરાય.

**'નિરુવસગ્ગવત્તિયાએ':—**

હવે આ બોધિલાભ શા માટે છે ? એના ઉત્તરમાં 'નિરુવસગ્ગવત્તિયાએ' પદ કહે છે. એનો અર્થ નિરુપસર્ગ પ્રત્યયે, યાને નિરુપસર્ગ નિમિત્તે. નિરુપસગ એટલે મોક્ષ, કેમકે ત્યાં કોઈ જ જન્મ, મરણ વગેરે ઉપસર્ગ, ઉપદ્રવ નથી.

**મોક્ષના ઉદ્દેશની શી જરૂર:—**

પ્ર૦-બોધિલાભથી મોક્ષ તો થવાનો જ છે, પછી મોક્ષના નિમિત્તે આ પ્રયત્ન શા માટે ?

ઉ૦-(૧) બોધિલાભ તો નીચેની કક્ષાનો મળે તો ય કાર્યોત્સર્ગનું ફળ તો આવી ગયું ગણાય, પરંતુ ઉત્કૃષ્ટતમ બોધિલાભ કોણ નક્કી કરી આપે ? એ નક્કી કરાવવા માટે અહીં મોક્ષ નિમિત્તનો અલગ નિર્દેશ કર્યો. એથી એ સૂચવ્યું કે ઠેઠ મોક્ષ સુધીના બોધિલાભના નિમિત્તે કાયોત્સર્ગ

કરું છું.

(૨) બીજું એ છે કે બોધિલાભ પ્રાપ્ત પણ થયો, કિન્તુ પછીથી આવરણ કર્મ એનો નાશ કરે એવો સંભવ છે. પરંતુ જો મોક્ષનું નિમિત્ત નક્કી કરી દીધું, તો એ નિમિત્તની અંતર્ગત એ પમાડનારા બોધિલાભને ક્ષાયિક અર્થાત્ અવિનાશી નિશ્ચિત કરી દીધો.

(૩) તેમ એ પણ વસ્તુ છે કે અંતિમ ફળનું ય પ્રણિધાન જરૂરી છે, જેથી સર્વોચ્ચ સાધ્ય નજર સામે રહ્યાથી વચલા ફળથી કૃતકૃત્યતા ન મનાઇ જાય; માટે 'મોક્ષ નિમિત્તે' એમ કહ્યું. એટલે હવે એ પ્રશ્ન નકામો છે કે 'નિરુવસગ્ગ...' ન કહેતાં ઉક્કિટ્ઠ–ખાઇય–બોહિલાભવત્તિયાએ' કહે તો ન ચાલે ?' ના, એમાં અંતિમ ફળ–મોક્ષનું પ્રણિધાન ન આવે.

અહીં જિનવંદન–પૂજન–સત્કાર–સન્માન એ બોધિલાભ અને તે ઠેઠ મોક્ષ સુધીના માટે હોવાનું કહી એ સૂચવે છે કે બોધિલાભ માટે અલબત બીજા પ્રયત્ન જરૂરી છે, પરંતુ આ જિનવંદનાદિનો પ્રયત્ન પણ ખાસ આવશ્યક છે, માટે એ ખૂબ ખૂબ સેવતા રહેવું જોઈએ.

(લ૦–) आह,–'साधुश्रावकयोर्वोधिलाभोऽस्त्येव, कथं तत्प्रत्ययं, सिद्धस्यासाध्यत्वात् ? एवं तन्निमित्तो निरुपसर्गोऽपि तथाऽनभिलषणीय एवेति किमर्थमनयोरुपन्यास इति ?

उच्यते–क्लिष्टकर्मोदयवशेन बोधिलाभस्य प्रतिपातसम्भवाज्जन्मान्तरेऽपि तदर्थित्वसिद्धेः । निरुपसर्गस्यापि तदायत्तत्वात् । सम्भवत्येवं भावातिशयेन रक्षणमित्येतदर्थमनयोरुपन्यासः । न चाप्राप्तप्राप्ताववेह प्रार्थना, प्राप्तभ्रष्टस्यापि प्रयत्नप्राप्यत्वात् । क्षायिकसम्यग्दृष्ट्यपेक्षयाऽप्यक्षेपफलसाधक–बोधिलाभापेक्षयैवमुपन्यासः ।

અર્થઃ–પ્રશ્ન છે કે સાધુ અને શ્રાવકને બોધિલાભ છે જ; તો તે નિમિત્ત (કાયોત્સર્ગ) કેમ ? કારણ, સિદ્ધને સાધવાનું હોતું નથી. એમ તેનાથી થતો નિરુપસર્ગ પણ કાયોત્સર્ગનો ઇચ્છિત વિષય બનાવવા જેવો રહેતો નથી, તો આ બે (પદ)નો



ઉત્તર એ છે કે ક્લિષ્ટ કર્મના ઉદયવશ બોધિલાભનો નાશ સંભવિત છે; માટે તો જન્માન્તર માટે પણ તેનું અર્થીપણું (પ્રાર્થના) પ્રસિદ્ધ છે. નિરુપસર્ગ પણ બોધિલાભને આધીન હોવાથી (એની જેમ ઇચ્છનીય જ છે.) એ રીતે (અતિ અભિલાષા કરવાથી) અત્યંત ભાવોલ્લાસ થવાને લીધે એનું રક્ષણ થાય (એ સહજ) છે; એટલા માટે આ એનો ઉલ્લેખ કર્યો. અપ્રાપ્તની પ્રાપ્તિ અંગે જ પ્રાર્થના હોય છે એવું નથી, કેમકે પ્રાપ્ત થઇને નષ્ટ થયેલું પણ (પ્રાર્થનાદિ) પ્રયત્નથી પ્રાપ્ત કરવા જેવું રહે છે. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ પણ વિના વિલંબે ફળ (મોક્ષ) સાધી આપે એવો બોધિલાભ પામવાની દૃષ્ટિએ આ પ્રમાણે ('બોહિલાભવત્તિયાએ'નો) ઉલ્લેખ (યોગ્ય) છે.

વિવેચનઃ–પ્રાપ્તની રક્ષાની પણ પ્રાર્થના—

પ્ર૦–સાધુ અને શ્રાવક બંનેયને બોધિલાભ તો પ્રાપ્ત છે જ, પછી એના નિમિત્તે કાયોત્સર્ગ શા માટે કરે ? કેમકે સિદ્ધ વસ્તુને સાધવાની હોય નહિ. એમ, મોક્ષ પણ બોધિલાભથી થવાનો જ છે, પછી એની ઇચ્છાથી કાયોત્સર્ગ શા માટે ? કાયોત્સર્ગના ઇષ્ટ વિષયમાં બોધિલાભની જેમ મોક્ષનેય ઇચ્છિત તરીકે લાવવાનો રહેતો નથી. તો અહીં 'બોહિલાભવત્તિયાએ' અને 'નિરુવસગ્ગવત્તિયાએ' એ બે પદ કેમ મૂકયા ?

ઉ૦–સાધુ–શ્રાવકને બોધિલાભ પ્રાપ્ત છે એ વાત સાચી, પરંતુ એ ક્ષાયોપશમિક હોવાથી ક્લિષ્ટ મોહનીય કર્મનો કદાચ ઉદય થઈ જાય તો પ્રાપ્ત બોધિલાભ ચાલ્યો પણ જાય એવો સંભવ છે. માટે તો 'પરલોકમાં બોધિલાભ હો' એવી અહીં પ્રાર્થના કરવાનું પ્રસિદ્ધ છે. જો પરભવે જતાં યા ગયા પછી એવો કર્મોદય થઇને બોધિલાભ ગુમાવવાનો સંભવ ન હોત અને વર્તમાનમાં પ્રાપ્ત બોધિલાભ ત્યાં પણ કાયમ રહેવાનો નિશ્ચિત હોત, તો પછી ભવાંતર માટે એની પ્રાર્થના શા સારૂ કરવાની રહેત જ ? તાત્પર્ય ક્લિષ્ટ કર્મનો

ઉદય સંભવિત છે, અને જો એનાથી બોધિલાભ નાશ પામે, તો પછી મોક્ષ પામવાની તો વાત જ ક્યાં રહે? કેમકે મોક્ષ પણ બોધિલાભને આધીન છે. એટલે બંનેના સંરક્ષણ નિમિત્તે પણ કાયોત્સર્ગ જરૂરી છે.

આ કાયોત્સર્ગ કામ એ રીતે કરે છે કે જેવી રીતે ભવાંતર માટે બોધિલાભની પ્રાર્થના કરવામાં એની સાચી તીવ્ર આશંસાનો ભાવોલ્લાસ હોવાથી એ પરભવે બોધિલાભ થવામાં કારણભૂત બને છે, તેવી રીતે બોધિલાભ અને મોક્ષ નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં અતિશય શુભ ભાવોલ્લાસ હોવાથી એ કિલષ્ટ કર્મના ઉદયને રોકી પ્રાપ્ત બોધિલાભનું રક્ષણ કરવામાં કારણભૂત બને છે. જેમ અશુભ અધ્યવસાય પાપકર્મનો બંધ કરાવે એમ શુભ અધ્યવસાય પાપકર્મને નિષ્ફળ કરે એ સહજ છે.

પ્ર૦-કર્મ તો સ્થિતિ પાકે એટલે ઉદયમાં આવે જ ને? શુભ ભાવ એને શી રીતે નિષ્ફળ કરે?

ઉ૦-ઉદયમાં તો આવે, પણ ઉદય બે જાતના હોય છે, એક વિપાકોદય, બીજો પ્રદેશોદય. વિપાકોદયમાં એ કર્મના રસનો અનુભવ કરવો પડે છે. ત્યાં એથી ગુણ એટલા અંશમાં ઘવાય છે. જ્યારે પ્રદેશોદયમાં માત્ર કર્મના પ્રદેશ અર્થાત્ અણુઓ ઉદયમાં આવ્યા એટલું જ, પણ રસ નહિ. રસ તો, એ વખતે ગુણને અબાધક બીજા ભોગવાતા કર્મમાં એ કર્મનો સંક્રમ થઇ જવાથી, સ્થગિત થઇ ગયો; એટલે માત્ર પ્રદેશ ભોગવવાના રહ્યા; આનું નામ પ્રદેશોદય. આ કાર્ય કાયોત્સર્ગ આદિમાં થતા શુભ ભાવોલ્લાસ કરે છે; તેથી બોધિલાભના ગુણનું રક્ષણ થાય છે. માટે અહીં કાયોત્સર્ગના નિમિત્ત તરીકે આ બે પદનો ઉલ્લેખ કર્યો.

સારાંશ, પ્રાર્થના અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ માટે જ કરાય છે એવું નથી; કિન્તુ પ્રાપ્તના રક્ષણ માટે કે પ્રાપ્ત થઇને નષ્ટ થઈ ગયેલ વસ્તુ માટે પણ પ્રાર્થના કરવામાં આવે છે; કેમકે નષ્ટ વસ્તુ ય પ્રયત્નથી ફરી સાધ્ય બને છે. બસ, એ રીતે કાયોત્સર્ગમાં સમજવાનું.

**ક્ષાયિક સમકિતી 'બોહિલાભવત્તિયાએ' શા સારૂ બોલે?:—**

પ્ર૦-ઠીક છે, પણ ક્ષાયિક સમ્યક્ત્વ ધરનાર આત્માને તો હવે એ સમ્યગ્દર્શન નષ્ટ થવાનું જ નથી, કેમકે એનું નાશક દર્શનમોહનીય કર્મ એ આત્માની સિલિકમાં જ નથી. એટલે હવે કાયોત્સર્ગથી નવું પ્રાપ્ત કરવાનું છે નહિ, તો પછી એ 'બોહિલાભ-વત્તિયાએ' શું કામ બોલે?

ઉ૦-પૂર્વે કહ્યું છે તેમ માત્ર સમ્યગ્દર્શન એ જ બોધિલાભ નથી, કિન્તુ ઠેઠ વીતરાગતા સુધીના ઉત્તરોત્તર ચઢિયાતા બધાં જ ધર્મસ્થાન એ બોધિલાભ છે. તેથી ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ઠેઠ વીતરાગતા અને મોક્ષરૂપી ફળને સાધી આપે એવા ઉત્તરોત્તર ચઢિયાતા બોધિલાભ માટે કાયોત્સર્ગ કરે, ને તે માટે 'બોહિલાભવત્તિયાએ' પદ બોલે એ યુક્તિયુક્ત છે. એને ય સમ્યગ્દર્શન ઉપરના વિરતિભાવ, સંયમ, અપ્રમત્તતા વગેરે લાવવાના છે.

(લ૦-) अयं च कायोत्सर्गः क्रियमाणोऽपि श्रद्धादिविकलस्य नाभिलषितार्थप्रसाधनायालमित्यत आह,-'सद्धाए मेहाए धीइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं'ति। श्रद्धया-हेतुभूतया, न बलाभियोगादिना। श्रद्धा=निजोऽभिलापः मिथ्यात्वमोहनीयकर्म्मक्षयोपशमादिजन्यश्चेतसः प्रसाद इत्यर्थः। अयँ च जीवादितत्त्वार्थानुसारी समारोपविघातकृत् कर्म्मसम्बन्धास्तित्वादि संप्रत्ययाकारश्चित्तकालुष्यापनायी धर्म्मः। यथोदकप्रसादको मणिः सरसि प्रक्षिप्तः पङ्कादिकालुष्यमपनीयाच्छतामापादयति, एवं श्रद्धामणिरपि चित्तसरस्युत्पन्नः (प्र० स्युपपन्नः) सर्वं चित्तकालुष्यमपनीय भगवदर्हत्प्रणीतमार्गं (प्र० मार्गे) सम्यग्भावयतीति।

**અર્થ:- વળી આ કાયોત્સર્ગ કરાય તે પણ શ્રદ્ધાદિથી રહિત(આત્મા)ને ઇચ્છિત વસ્તુ સિદ્ધ કરવા માટે સમર્થ નથી; તેથી (અહીં) 'સદ્ધાએ મેહાએ....'વગેરે (પદ) કહે છે, અર્થાત્ વર્ધમાન શ્રદ્ધાથી, મેધાથી, ધૃતિથી, ધારણાથી અને અનુપ્રેક્ષાથી કાઉસ્સગ્ગમાં રહું છું. શ્રદ્ધાથી એટલે કે શ્રદ્ધાને સાધન તરીકે રાખીને, પણ નહિ કે બલા-**

ત્કારાદિથી. શ્રદ્ધા એટલે સ્વકીય ઇચ્છા, અર્થાત્ મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમાદિથી ઉત્પન્ન થનાર ચિત્તનો પ્રસાદ (સ્વચ્છતા). ત્યારે આ (ચિત્તપ્રસાદ) જીવાદિ તત્ત્વભૂત પદાર્થને અનુસરનારો, ભ્રાન્તિનો નાશ કરનારો, કર્મ અને ફળના સંબન્ધના અસ્તિત્વ આદિના વિશ્વાસરૂપ તથા ચિત્તની કલુષિતતાને દૂર કરનારો ચિત્તધર્મ છે. જેમ પાણીને સ્વચ્છ કરનારૂં રત્ન તળાવમાં નાખતાં એ કાદવ વગેરેની મલિનતાને દૂર કરી સ્વચ્છતા કરે છે, એ રીતે શ્રદ્ધારત્ન પણ ચિત્ત-સરોવરમાં ઉત્પન્ન થયેલ સમસ્ત મનોમલિનતાને હટાવી ભગવાન અરિહંતે ભાખેલ માર્ગને (માર્ગમાં) સારી રીતે ભાવિત કરે છે.

વિવેચનઃ–

**કાયોત્સર્ગનાં સાધન શ્રદ્ધાદિ** : વંદનથી માંડી નિરુપસર્ગ મોક્ષ સુધી કાયોત્સર્ગનાં છ નિમિત્ત યાને ઉદ્દેશ બતાવ્યાં, પરંતુ ક્રિયામાં એકલા શુદ્ધ ઉદ્દેશથી ચાલે નહિ, સાધનની શુદ્ધિ પણ જોઇએ. તેથી હવે કાયોત્સર્ગનાં શ્રદ્ધાદિ પાંચ શુદ્ધ સાધન બતાવવામાં આવે છે. કેમકે શુદ્ધ ઉદ્દેશથી કાયોત્સર્ગ કરાય, પરંતુ જો એ કરનારો શ્રદ્ધાદિ સામગ્રી વિનાનો હોય તો એનો કાયોત્સર્ગ એ ઇચ્છિત વસ્તુને સિદ્ધ કરી આપવા સમર્થ નથી. એટલા માટે અહીં સૂત્રમાં કહે છે, :–

'सद्धाए, मेहाए, धीईए, धारणाए, अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं ।'

અર્થાત્ વધતી જતી શ્રદ્ધાથી, મેધાથી, ધૃતિથી, ધારણાથી અને અનુપ્રેક્ષાથી કાયોત્સર્ગમાં રહું છું.

આ સૂચવે છે કે ગમે તેવા ઢંગનાં કાયોત્સર્ગથી ફળ ન નીપજે, એવા હજારો કાયોત્સર્ગ થાય તો ય શું ? નિષ્ફળ. કાયોત્સર્ગ એ મહાન કર્મનિર્જરા કરાવનાર આભ્યન્તર તપમાંનો છેલ્લો શ્રેષ્ઠ પ્રકાર છે–એ ઢંગસર કરાવો જોઈએ. એના માટે અહીં શ્રદ્ધા મેધા વગેરેને અત્યંત જરૂરી સાધન બતાવ્યા. સાધન એટલે ઘડો બનવામાં ચાકડાની જેમ કાયોત્સર્ગ નીપજવામાં શ્રદ્ધાદિ, સાથે જ જોઇએ.

## ૧લું સાધન શ્રદ્ધા :–

## શ્રદ્ધા=ચિત્તપ્રસાદ :–

**શ્રદ્ધા એટલે સ્વતઃ ઇચ્છા** : કાયોત્સર્ગ

(૧) કોઇના બલાત્કારથી નહિ,

(૨) દુન્યવી સુખ-સન્માનની આશંસાથી નહિ,

(૩) ગતાનુગતિકતાથી એટલે કે 'બધા ઝુકાવે છે તો આપણેય ઝુકાવો,' યા 'રાખેતા મુજબ કર્યે રાખો,' એમ નહિ,

(૪) કોઇના પર દ્વેષ કે રીસથી નહિ,

(૫) 'એને શું આવડે ? હું બતાવી દઉં કે કાયોત્સર્ગ આમ થાય' એવા કોઇ અભિમાનથી નહિ

(૬) કોઇ કામથી બચવા 'ચાલો બેસો કાયોત્સર્ગમાં' એવી કોઇ માયાથી નહિ,

કિન્તુ પોતાની સહજ ઇચ્છાથી કરવાનો છે. આ સ્વત; ઇચ્છા ચિત્તપ્રસાદ યાને ચિત્તની સ્વચ્છતારૂપ છે, ચિત્તને સ્વચ્છ બનાવનારી છે.

**શ્રદ્ધા-ચિત્તપ્રસાદનાં ૫ લક્ષણ**

૧. તત્ત્વાનુસરણ

૨. આરોપનાશ

૩. સત્પ્રતીતિરૂપતા

૪. જલશોધક મણિવત્ કલુષિતતાનાશ

૫. અર્હદ્ભાષિતમાર્ગ–ભાવિતતા

**ચિત્ત–પ્રસાદ** મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમ, ઉપશમ યા ક્ષયથી ઉત્પન્ન થનારો જ અહીં લેવાનો છે, પણ મિથ્યાત્વના ઉદયમાં લક્ષ્મી આદિની પ્રાપ્તિથી ચિત્ત પ્રસન્ન થતું દેખાય તે મલિન ચિત્ત–પ્રસાદ નહિ. કેમકે એવા મેલા ચિત્તપ્રસાદથી કરેલ કાયોત્સર્ગ ઉક્ત લાભોને સાધી શકે નહિ.

(૧) **તત્ત્વાનુસરણ**:–નિર્મળ ચિત્ત–પ્રસાદ તો ચિત્તનો એક એવો ધર્મ છે કે, જે જીવ–અજીવ વગેરે તત્ત્વભૂત પદાર્થને અનુસરવાવાળો છે. એથી, વસ્તુમાં જેવા સ્વભાવ વાસ્તવિક હોય, વસ્તુગત્યા વિદ્યમાન હોય, તેને અનુરૂપ જ ચિત્તનું વલણ હોય. દા. ત. જ્ઞેયતત્ત્વ પ્રત્યે ઔદાસીન્યનું, પાપ–આશ્રવ–બંધ પ્રત્યે ઘૃણાનું અને સંવર–નિર્જરા–મોક્ષ પ્રત્યે–રુચિનું વલણ હોય.

(૨) આરોપનાશઃ- માટે જ એ ચિત્તપ્રસાદ સમારોપનો નાશ કરનારો હોય. સમારોપ એટલે વસ્તુમાં જે બીજા સ્વભાવ ન હોય તેનો, મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયથી, તે સાચી વસ્તુમાં આરોપ કરવો, અર્થાત્ કલ્પિત સ્વભાવ માનવો. દા. ત, આકાશમાં બે ચન્દ્ર નથી છતાં તેવા કાચ કે મોતિયાના દોષથી બે હોવાનું દેખવું. એમ કમળાથી સફેદ શંખમાં પણ પીળો વર્ણ જોવો, વગેરે. એ સમારોપ કહેવાય. ચિત્તનો નિર્મળ પ્રસાદધર્મ કલ્પિત અસત્ ધર્મોના આરોપોનો નાશ કરી દે છે; એટલે એ ઇતર મતવાળાની જેમ કલ્પિત એક પણ સ્વભાવ વસ્તુમાં માનવા તૈયાર નથી. 'અસર્વજ્ઞનું સ્વેચ્છાકલ્પિત એ પ્રમાણ મનાય નહિ; સર્વજ્ઞનું કહેલું અન્યથા હોય નહિ.

**સત્પ્રતીતિરૂપતા :**–મિથ્યાત્વના નાશથી થનારો આ ચિત્તપ્રસાદધર્મ કર્મ અને ફળના સંબન્ધનો સદ્ભાવ વગેરે સદ્દહનારો હોય છે. અર્થાત્ ચિત્તપ્રસાદનો આકાર કેવો ? તો કે કર્મ અને ફળના સંબન્ધનાં અસ્તિત્વની સચોટ શ્રદ્ધાત્મક. કર્મ શુભ કે અશુભ, એનું શુભ કે અશુભ ફળ, એ બેની વચ્ચે પૂર્વાપરભાવથી કાર્યકારણ–ભાવનો વાસ્તવિક સંબન્ધ માન્ય હોય, અર્થાત્ એવી પાકી શ્રદ્ધા કે કારણથી કાર્ય જન્મે છે ત્યાં બંને વચ્ચે ચોકસ સંબન્ધ છે. દા. ત. કપાસના જે બીજને લાલ રંગનું સંસ્કરણ કર્યું હોય તેના કપાસમાં રકતતા આવે છે; ત્યાં બીજનો કપાસ સાથે સંબન્ધ છે.

**બુદ્ધના શિષ્યો :** (બૌદ્ધો) એમ માને છે કે 'બધું જ ક્ષણિક હોઇને બીજી ક્ષણે કારણ પણ રહેતું નથી, તેથી બીજી ક્ષણે ઉત્પન્ન થનાર કાર્ય સાથે એનો સંયોગ બને જ ક્યાંથી ? અહીં પૂછો,–

પ્ર૦– કર્મ કરનાર જીવને તેનાં ફળ ભોગવવાં પડે છે અર્થાત્ તેજ આત્માનો ફળ સાથે સંયોગ થાય છે એનું કેમ ?'

ઉ૦– કર્મ કરનાર આત્મા તો બીજી ક્ષણે નાશ પામી ગયો, પરંતુ એની પછી પોતાના જેવા જ જીવની ક્ષણે ક્ષણે ધારા (સંતાન) ચાલે છે, એવો ને એવો જીવ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થયા કરે છે. સમાન અંકોડા હોઇને એનો એજ જીવ છે એવો માત્ર ભાસ થાય છે. બાકી દીવાની જ્યોતની જેમ એ એક જ નથી, સમાન **અનેકની ધારા છે.** જુદા જુદા જીવોની જુદી જુદી ધારા ચાલે છે. એમાં જે ધારામાં કયાંક કર્મ–વાસના ઊભી થઇ, તો એનાં ફળનો સંબંધ એજ ધારાના આગળ પરના ઘટકમાં વાસનાવશ થાય છે. દા. ત. જે બીજ-ધારામાં કયાંક રકતતાનો પાશ ચઢાવ્યો, તે જ ધારાના ઘટક કપાસમાં રકતતા દેખાય છે. માટે કારણને ઊભાં રહી કાર્ય સાથે સંયોગ પામવાની જરૂર નથી.'

**બૌદ્ધમત પર આપત્તિઓ :-**

આ બૌદ્ધકથનની સામે ઉત્તર એ છે કે એવું જો માનો તો સવાલ એ છે કે,–

આ ક્ષણનું બધું જ મૂળમાંથી સર્વથા નષ્ટ થઇ ગયું, તો પછી આગળના તદ્દન નવા જગતમાં એજ શી રીતે નકકી થાય કે આ ધારા પૂર્વના અમુક દ્રવ્યની અને પેલી બીજા દ્રવ્યની ?

કયો દીકરો કોને બાપા કહે ? કેમકે આ ક્ષણના બધા બાપ સમૂળગા નાશ પામ્યા, ભસ્મ પણ ન રહી. હવે બીજી ક્ષણે જન્મનાર દીકરામાંથી તે ક્ષણમાં નવા જન્મેલા બાપોમાં કોની કયા દીકરા સાથે સગાઇ જોડાય ?

એમ, અનેક યંત્રમાંથી એક યંત્રમાં કંઇક વાંધો જોનાર ઇજનેર પણ બીજી જ ક્ષણે નાશ પામી ગયો અને યંત્રો પણ ગયા, હવે ત્યાં કોણ ઇજિનેર અનુસંધાન શી રીતે કરે કે અમુક યંત્ર પર સુધારો કરવાનો છે ? એ તો એનો એજ ઇજનેર પણ ઊભો હોય અને એનું એજ યંત્ર પણ ઊભું હોય, તો તે અનુસંધાન થઇ શકે. તાત્પર્ય, એકાંત ક્ષણિકવાદમાં કાર્ય–કારણનો સંયોગ જ નથી ! તેથી વ્યવસ્થા અને પૂર્વાપર ક્ષણનાં કારણ–કાર્ય બંનેનું અનુસંધાન ન પૂર્વનો કે ન ઉત્તર ક્ષણનો જીવ કરી શકે; કેમકે પહેલાએ કાર્ય નથી જોયું, ને બીજાએ કારણ નથી જોયું.

એમ ફળભોગ પણ ન ઘટે. ખૂન કરનાર પૂર્વ ક્ષણે ગયો, હવે પછી બીજી ક્ષણે નવા જ ઉત્પન્ન

થનારે તો ખૂન કર્યું નથી, ને એને સજા મળે, એ કેવું? ખૂની છૂટી ગયો, દયાળુ કુટાયો, એવું થયું!

એવું સંસ્કારની અવ્યવસ્થા થશે! દા. ત. અત્યારે ચાર જણે એક વસ્તુ જોઇ, પણ પોતપોતાની દૃષ્ટિએ જોઇ. હવે એ બધા ક્ષણમાં નષ્ટ થઇ ગયા. બીજી ક્ષણે ચાર નવા જ જન્મ્યા, એમાં પૂર્વ દર્શનના કયા સંસ્કાર કોણ ધરાવે? વચમાં પોતે તો નહિ પણ ઉપાદાનની સાંકળ જેવું ય નથી; તો પૂર્વના સંસ્કાર કોણ લઇ આવે? જગત્પ્રસિદ્ધ નિયમ એ છે કે જે જેવો અનુભવ કરે, તે જ તેવો સંસ્કાર પામે. કાર્ય-કારણનો યાને કર્મ-ફળનો ચોકસ સંયોગ વગેરે અસ્તિત્વ ધરાવે તો જ આ ઘટી શકે. માટે શ્રદ્ધા એની પ્રતીતિસ્વરૂપ જરૂરી છે.

**આત્મતત્ત્વ સંક્ષેપમાં:**—કર્મફળ-અસ્તિત્વ વગેરે કહ્યું ત્યાં 'વગેરે' પદથી,—

**आत्मास्ति, स परिणामी, बद्धः सत्कर्म्मणा विचित्रेण।**
**मुक्तश्च तद्वियोगाद्, हिंसाऽहिंसादि तद्धेतुः॥**

અર્થાત્:-(૧) આત્મા એક સ્વતંત્ર દ્રવ્ય ખરેખર છે; (૨) તે પરિણામી યાને પોતે જ ભિન્ન ભિન્ન ભાવોમાં ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં પરિણમનારો છે; જેમ આટો એ કણેક, લુઆ, રોટલી, ખાખરો વગેરેમાં પરિણમે છે; (૩) કલ્પિત અવિદ્યા-માયાથી નહિ પણ વસ્તુતઃ વિદ્યમાન-એવા વિચિત્ર કર્મ પુદ્ગલથી બંધાય છે; (૪) (માટે જ એનાં ફળ અનુભવતો તે સંસારી છે;) (૫) તે કર્મનો વિયોગ થવાથી તે ખરેખર મુક્ત થનારો પણ છે; (કલ્પિત અવિદ્યા આદિમાં બંધાવાનું શું અને મુક્તે ય થવાનું શું?) અને (૬) હિંસા-અહિંસા, ક્રોધ-ક્ષમા, વગેરે બંધમોક્ષનાં કારણ છે. ઇત્યાદિ જુદી જુદી પ્રવચનોક્ત વસ્તુઓની પણ હાર્દિક પ્રતીતિરૂપ સમ્યક્ શ્રદ્ધાના સ્વભાવવાળો ચિત્તપ્રસાદ છે.

**(૪) કલુષિતતા-નાશ: જલશોધક રત્નનું દૃષ્ટાન્ત:**—

વળી ચિત્તપ્રસાદ એવો ધર્મ છે કે એ ચિત્તની કલુષિતતાનું નિવારણ કરે છે. જેવી રીતે પાણીને નિર્મળ કરનારૂં રત્ન તળાવમાં નાખ્યું હોય, તો તે કાદવ-મટોડા વગેરેથી થયેલી પાણીની મલિનતા દૂર કરી દઈ સ્વચ્છતા કરે છે, એજ પ્રમાણે શ્રદ્ધારૂપી રત્ન પણ ચિત્તરૂપ તળાવમાં પૂર્વની ઊભી થયેલ કલુષિતતા-મલિનતાને દૂર કરી દઇ સ્વચ્છતા ઊભી કરે છે.

કલુષિતતા શું છે? ઇન્દ્રિયોના વિષયો અને કષાયોના આવેશ યાને નિર્ભીક પકડના લીધે એ વિષય-કષાયના રંગથી થતી ચિત્તની ભાવિતતા, એમ દૃષ્ટિરાગને લીધે કુમતના અભિનિવેશથી બનેલી ચિત્તની ભાવિતતા, એ પણ કલુષિતતા. આ ભાવિતતા એટલે ચિત્તમાં વ્યાપેલી તેની તન્મયતા. કાયાના અતિ રાગથી ચિત્તની કાયા પર જામેલી એવી લયલીનતા કે આત્મા પર એવી સ્વતઃલીનતાની કોઈ દૃષ્ટિ જ નહિ, વાતવાતમાં માત્ર કાયાની જ અનુકૂળતા પર ચિત્ત જાય; આત્માનો વિચાર જ નહિ. પાછું એમાં કોઈ ભય-સંકોચ-શરમ જેવું કાંઈ નહિ, ચિત્ત એનાથી જ ભાવિત થયેલું; આ પણ ચિત્તની કલુષિતતા છે. ચિત્તપ્રસાદથી એનું નિવારણ થાય છે.

**(૫) અર્હદ્ભાષિત માર્ગ-ભાવિતતા:**—

ચિત્તને ભાવિત કરી કલુષિત રાખનારા એ વિષય-કષાયાવેશ વગેરેને હટાવ્યા, તો હવે ચિત્તને કોનાથી ભાવિત કરવાનું? તો કે ભગવાન અરિહંત દેવે બતાવેલ માર્ગથી.

માર્ગ આ,—**સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર, દાન-શીલ-તપ-ભાવના, વૈરાગ્ય-શ્રદ્ધા-ભક્તિ, અધ્યાત્મ-ભાવના-ધ્યાનાદિ, મિત્રા-તારા-બલાદિ દૃષ્ટિનાં આંતર-વલણ, સંવર-નિર્જરાના પ્રકારો ઇત્યાદિ.**

આ માર્ગથી ભાવિત એટલે માર્ગની લગની ઊભી થાય.

'કર્તવ્ય આ જ,' એમ હૃદય બોલે.

'કયારે એ મળે!' એવી ઝંખના ચાલુ હોય.

હૈયાનો પક્ષપાત એના તરફ.

જીવનમાં કમાયા-ગુમાયાનું માપ એની જ પ્રાપ્તિ-ઉપેક્ષા પર આંકે.

સારાંશ, પોતાની વસ્તુ તરીકે માર્ગ જ લાગે. આનો અર્થ કે ચિત્તમાં એ અર્હદ્ભાષિત માર્ગને ભાવિત કર્યો. ચિત્તપ્રસાદ યાને સ્વચ્છ બનેલું ચિત્ત આ કરે છે.

આવા પાંચ લક્ષણવાળો ચિત્તપ્રસાદ એ શ્રદ્ધા છે, કાયોત્સર્ગનું પહેલું સાધન છે.

પ્ર૦:—કાયોત્સર્ગ અને શ્રદ્ધાને શો મેળ છે, તે આવી શ્રદ્ધા કાયોત્સર્ગની પહેલાં જોઇએ જ ?

ઉ૦:—કાયોત્સર્ગ અરિહંતનાં વંદન-પૂજન આદિના લાભને માટે કરવાનો છે, પરંતુ પહેલાં તો જો એ અરિહંતે કહેલ તત્ત્વને ચિત્ત અનુસરનારૂં નહિ હોય, એમણે ફરમાવેલ માર્ગથી ચિત્ત ભાવિત નહિ, અર્થાત્ જો ચિત્તપ્રસાદ નહિ હોય, તો અરિહંત પર એવો અનન્ય ભાવ જ ક્યાંથી જાગવાનો કે જેથી એમના વંદન-પૂજન આદિના લાભ માટે ચિત્ત ઉલ્લાસમાન બને ? આ કાયોત્સર્ગથી આ લાભ અચૂક મળે એવી શ્રદ્ધા ય ક્યાંથી હોય ? અતીન્દ્રિય પદાર્થમાં બધે બુદ્ધિ લડાવ્યે ન ચાલે. અતીન્દ્રિયાર્થદર્શી પર શ્રદ્ધા મૂકવી જોઇએ. રોગીએ વૈદ્ય પર શ્રદ્ધા મૂકવી જોઇએ છે, તો દવા લાભ કરે છે. બાળકને માતા પર શ્રદ્ધા હોય છે તો માતાના આપેલ ખોરાક પર તુષ્ટિપુષ્ટિ થાય છે; ને જો ઓરમાન માતા પર એવી શ્રદ્ધા નથી તો છતે સારે ખોરાકે એવું લોહી નથી વધતું. ચીજ સારી હોવા માત્રથી લાભ કરે જ એમ નહિ; પાત્રમાં પાત્રતા ય જોઇએ. શિક્ષક તો ઠીક ભણાવે, પણ જો વિદ્યાર્થી પહેલેથી જ આ સાચું હશે કે ખોટું એવી શંકાના વમળમાં તણાયો ભણે, તો વિદ્યા ક્યાંથી પામે ? તેમ વંદનાદિલાભાર્થ કાયોત્સર્ગ માટે જો શ્રદ્ધા નહિ હોય તો ચિત્તની કલુષિતતાઓ ક્યાંથી મટે ? ને લાભ ક્યાંથી પામે ?

**પ્રસ્તુતમાં ચિત્તની કલુષિતતાઓના પ્રકારઃ—**

વૈદ્યનું ઔષધ, માતાનું પોષણ, શિક્ષકની વિદ્યા, વગેરે લૌકિક કાર્યોમાં જો ચિત્ત કલુષિત-બગડેલું નથી નભતું, તો આ વંદનાદિ-લાભાર્થ કાયોત્સર્ગ જેવી વસ્તુમાં કલુષિત ચિત્ત કેમ ચાલે ? આ કાયોત્સર્ગ અંગે ચિત્ત કલુષિત આ રીતે હોય છે કે જો એ દા. ત. વિચારે કે—

(૧) શુભ પ્રવૃત્તિ જાતની કરેલીનો લાભ મળે, બીજાની કરેલીનો આપણને શેનો લાભ મળે ?'

(૨) 'એક નવકારના કાયોત્સર્ગ જેવા મામુલી પુરુષાર્થથી સમસ્ત લોકના ચૈત્યની વંદના આદિનો લાભ શે મળે ? એવી એની તાકાત શી ?'

(૩) 'કાયોત્સર્ગમાં કરાતા નવકાર-ચિંતવનને એ વંદનાદિ-લાભ સાથે શો મેળ ?'

અથવા ચિત્ત આ રીતે કલુષિત હોય કે જો—

(૪) એ બીજાની ચૈત્યવંદનાદિ ક્રિયા પ્રત્યે અસહિષ્ણુ હોય, ઈર્ષ્યાળુ હોય, અથવા

(૫) વંદનાદિ-લાભાર્થ આટલા કાયોત્સર્ગ-માત્રમાં ઈતિકર્તવ્યતા માની લે અને તદુપરાંત જાતે ચૈત્યવંદન-પૂજનાદિના પ્રયત્નમાં અખાડા કરે, બે-પરવા હોય...... ....ઈત્યાદિ.

—આવી બધી ચિત્તની કલુષિતતાઓ ન ચાલે. શા માટે આવા ખોટા લોચા વાળવા ? એમ વિચારવું કે—

**કલુષિતતાના પ્રતીકાર ક્યા ?:—**

(૧) શુભ પ્રવૃત્તિ જાતની કરેલી લાભ કરે છે તે એમ જ નહિ પરંતુ ચિત્તમાં તેવો શુભ અધ્યવસાય પ્રગટાવવા દ્વારા જ; તો પછી આવા કાયોત્સર્ગાદિ દ્વારા થતો અન્યકૃત શુભ પ્રવૃત્તિ સંબંધીય અનુમોદનાનો શુભ અધ્યવસાય કેમ લાભ ન કરે ?

(૨) સમસ્ત લોકના ચૈત્યની વંદના આદિનો લાભ આત્માના વંદનાનુમોદનના ઉચ્ચ શુભ અધ્યવસાયરૂપે છે, અને તે તો એક નવકારના ય કાયોત્સર્ગની મહાન પ્રક્રિયા દ્વારા થઈ શકે. કાયોત્સર્ગ કોઈ મામુલી વસ્તુ નથી, એમાં દેહ અને વાણીની મૂર્છા વોસિરાવાય છે, તથા મન માત્ર નવકાર પર કેન્દ્રિત કરાય છે. એવું ક્ષણવાર પણ થાય, એની જબરદસ્ત તાકાત છે. અંતકાળે એમ થવાથી ઊંચી સદ્ગતિ મળ્યાના દાખલા પ્રસિદ્ધ છે.

(૩) વંદનાદિ-લાભને મુખ્યતયા કાયોત્સર્ગ સાથે મેળ છે, નવકાર-ચિંતન તો કાયોત્સર્ગનું બળ વધારે છે. બાકી લાભમાં કર્મનિર્જરા મુખ્ય છે. કર્મ બંધાવનારા મન-વચન-કાયાના અશુભ યોગની સામે કાય-વાગ્નિગ્રહ તથા મનનું શુભ પદાર્થ પર સ્થિરીકરણ કર્મ તોડે એ સહજ છે. આ વિચારથી ચિત્તની કલુષિતતા અટકે.

(૪) ચૈત્યનાં કોઇએ પણ કરેલ વંદન પ્રત્યે

હર્ષિત થવાથી ઇર્ષ્યા અટકે છે.

(૫) વંદના-લાભાર્થ કાયોત્સર્ગ કરાય તે વંદનાને ઉચ્ચ સુકૃત માનીને; તો ખરેખર સુકૃત માન્યા પછી એમાં પોતાને પુરુષાર્થ પણ કરવાનું મન સહેજે રહે.

–આ તો બુદ્ધિને સંતોષવાની વાત થઇ; પરંતુ પહેલાં તો ચિત્તની કલુષિતતાઓને શ્રદ્ધારૂપી રત્નથી દૂર કરી ચિત્તને અકલુષિત સ્વચ્છ બનાવવું જોઇએ. શ્રદ્ધાથી વિચારવું જોઇએ કે પરમ ઉચ્ચ શ્રુતજ્ઞાની, ભવભીરુ અને મહાદયાળુ તથા સત્યના મહાવ્રતને ધરનારા શ્રી ગણધર ભગવાને આ સૂત્રની યોજના કરી છે; તેમજ એ સૂત્રરચના પર અનંતજ્ઞાની અનંત-ગુણસંપન્ન, નિ:સ્વાર્થ અનંત ઉપકાર કરનાર દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાને મહોરછાપ મારી છે, તો એવા સૂત્રની વસ્તુ અયથાર્થ કેમ હોય ? ધન્વંતરીની ચિકિત્સા-ઔષધપ્રયોગમાં ફેરફાર હોય ? જરાય નહિ,' માટે એ મહાપુરુષો પર અત્યંત: ભકિતપરિણામ અને બહુમાનથી અ-શ્રદ્ધાને દૂર હટાવી દેવી જોઇએ. 'ગણધરદેવો અતીન્દ્ર પદાર્થોના મહાજ્ઞાતા અને અરિહંત ભગવાન અતીન્દ્રિયાર્થના સાક્ષાત્ દ્રષ્ટા, એમની આગળ હું તો એક મહા-અજ્ઞાની, મૂઢ, અનંત દોષભર્યો, એવા મારાથી એમના વચન-પર અશ્રદ્ધા કેમ જ કરાય ?'–આ વિચારી એ શ્રદ્ધા જોઇએ કે એમનું કહેલું જો બીજું બધું સાચું, તો આ વંદનાદિલાભાર્થ કાયોત્સર્ગની પ્રક્રિયા પણ સાચી જ છે. શ્રી પંચસૂત્રમાં કહ્યું છે:–

'अचिंतसत्तिजुत्ता हि ते भगवंतो महाणुभावा, मूढे अम्हि पावे, अणाइमोहवासिए, अणभिन्ने भावओ, अभिन्ने सिया' ।

–અર્થાત્ 'તે અરિહંત ભગવાન અચિંત્ય પ્રભાવવાળા છે, અમે મૂઢ છીએ, પાપી છીએ, અનાદિમોહ વાસિત છીએ, વસ્તુત: અનભિજ્ઞ છીએ, પ્રાર્થીએ છીએ કે (એમના અચિંત્ય પ્રભાવે) અભિજ્ઞ થઇએ, તત્ત્વના, સ્વાત્માના અને પરમાત્માના જ્ઞાતા થઇએ'. આવી પ્રાર્થનાપૂર્વક એમના ભાખેલા પદાર્થ પ્રત્યક્ષવત્ માનીએ એવી શ્રદ્ધા પહેલી જરૂરી છે.

(લ૦-) एवं मेधया, न जडत्वेन । मेधा ग्रन्थग्रहणपटुः परिणामः ज्ञानावरणीयकर्म्मक्षयोपशमजः चित्तधर्म्म इति भावः । अयमपीह सद्ग्रन्थप्रवृत्तिसारः पापश्रुतावज्ञाकारी गुरुविनयादिविधिवल्लभ्यो महाँस्तदुपादेयपरिणामः (प्र० तदुपायेन परिणामः), आतुरौषधाप्त्युपादेयतानिदर्शनेन । यथा प्रेक्षावदातुरस्य तथातथोत्तमौषधाप्तौ विशिष्टफलभव्यतयेतरापोहेन, तत्र महानुपादेयभावो ग्रहणादरश्च, एवं मेधाविनो मेधासामर्थ्यात् सद्ग्रन्थ एवोपादेयभावो ग्रहणादरश्च, नान्यत्र, अस्यैव भावौषधत्वादिति ।

અર્થ:–એમ (કાયોત્સર્ગ કરવાનો) મેધાથી, કિન્તુ જડતાથી નહિ.

'મેધા' એટલે શાસ્ત્રની સમજ પમાડે એવો કુશળ બુદ્ધિ પરિણામ. એ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જન્મે છે. એ ચિત્તનો એક ધર્મ છે. (શ્રદ્ધામાંના ચિત્તપ્રસાદની જેમ) આ ચિત્તધર્મ પણ સમ્યક્ શાસ્ત્રમાં પ્રવૃત્તિપ્રધાન, પાપશાસ્ત્રની અવગણના કરનારો, અને ગુરુવિનયાદિ-વિધિ-વાળાથી લભ્ય એવો બિમારને ઔષધની પ્રાપ્તિ પર થતી ઉપાદેય-બુદ્ધિના દૃષ્ટાન્તે સમ્યક્શાસ્ત્રોને ઉપાદેય (આદરણીય) તરીકે પકડનારો મહાન પરિણામ છે. જેવી રીતે વિચારક બિમારને તેવા તેવા ઉત્તમ ઔષધ પ્રાપ્ત થવા પર પોતે વિશિષ્ટ ફળને યોગ્ય હોવાથી બીજા (ભળતા ઔષધ)નો ત્યાગ કરાઇને તે ઉત્તમ ઔષધ પર ગ્રાહ્યમહાનતાબુદ્ધિ અને ગ્રહણમાં પ્રયત્ન થાય છે, એવી રીતે બુદ્ધિમાનને મેધાના સામર્થ્યથી સમ્યક્શાસ્ત્ર પર જ ઉપાદેયબુદ્ધિ અને એને સમજવાનો પ્રયત્ન થાય છે.

## વિવેચન:—

### કાયોત્સર્ગનું રજું સાધન 'મેધા':—

હવે કાયોત્સર્ગનું એક સાધન શ્રદ્ધા પછી બીજુ સાધન 'મેધા' વર્ણવવામાં આવે છે. કાયોત્સર્ગ મેધાથી કરવાનો, પણ જડતાથી નહિ, 'મેધા' એટલે શાસ્ત્ર સમજવાનો કુશળ આત્મ-પરિણામ, અર્થાત્

ચકોર બુદ્ધિ કે જે શાસ્ત્રને મહા ઉપાદેય માની સારી રીતે સમજવા તરફ લઈ જાય. આવી બુદ્ધિશક્તિના ઉપયોગથી કાયોત્સર્ગ કરવાનો, પણ જડ ભરતની જેમ નહિ. આ કુશળ બુદ્ધિશક્તિ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે, અને એ ચિત્તનો એક ધર્મ છે.

**મેધા=ચાર લક્ષણવાળો બુદ્ધિરૂપ ચિત્તધર્મ:—**

જેવી રીતે શ્રદ્ધાને પાંચ લક્ષણવાળો ચિત્તપ્રસાદસ્વરૂપ ચિત્તનો ધર્મ કહ્યો, એમ અહીં પણ મેધાને ચાર લક્ષણવાળો ચિત્તધર્મ કહે છે. શ્રદ્ધા સમ્યક્ પ્રતીતિરૂપ ધર્મ છે, ત્યારે આ મેધા શાસ્ત્રની મહાન ઉપાદેયતા (ગ્રાહ્યતા) માનનારો તથા શાસ્ત્ર સમજવાની કુશળતાવાળો ચિત્તધર્મ છે, એનાં ત્રણ વિશેષણ છે,—

**૧. સત્શાસ્ત્રમાં પ્રવૃત્તિની પ્રધાનતાવાળો,**

**૨. પાપશ્રુત તરફ અનાદરકારી અને,**

**૩. ગુરુવિનયાદિથી પ્રાપ્ય.**

**૪. આવો શાસ્ત્રગ્રહણમાં મહાન ઉપાદેય ભાવ,** એ મેધારૂપ ચિત્તધર્મ છે. આમાં,

**(૧) 'સમ્યક્શાસ્ત્રપ્રવૃત્તિ–પ્રધાન'નો ભાવ એ** છે કે પહેલાં તત્ત્વાનુસારી શ્રદ્ધા થઇ છે તે એકલી નથી, પરંતુ સમ્યક્ તત્ત્વ બતાવનાર શાસ્ત્ર સમજવાની કુશળ બુદ્ધિશક્તિ અને શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનારી બુદ્ધિ (મેધા)થી અનુસરાયેલી છે. મેધાનું ફળ,–મેધા પામ્યાનો સાર,–આ, કે સમ્યક્ તત્ત્વ અને મોક્ષમાર્ગ બતાવનાર શાસ્ત્રને ભણવા–સમજવામાં પ્રવૃત્તિ થાય. એવી પ્રવૃત્તિના ઝોકવાળી બુદ્ધિ એ મેધા. બાકી બુદ્ધિબળ તો ઘણું ય હોય પણ શાસ્ત્રમાં પ્રવૃત્તિનું ઢેવાળું હોય તો એ મેધા નહિ.

**(૨) પાપશ્રુતની અવજ્ઞાઃ મિથ્યાશાસ્ત્ર કેવાં?—** આવી મેધામાં સહેજે પાપશ્રુત યાને મિથ્યાશાસ્ત્ર તરફ અવજ્ઞા હોય, અરુચિ, અણગમો, અવગણના હોય, અર્થાત્ માત્ર અશ્રદ્ધા નહિ, પણ એમાં પ્રવૃત્તિ કરવા તરફ ઘૃણા નફરત હોય. આ અવજ્ઞાનું કારણ એ છે કે (૧) મિથ્યાશાસ્ત્રો જીવોનાં મિથ્યાત્વરૂપી મૂળ મહારોગને પોષે છે; (૨) અતત્ત્વને તત્ત્વરૂપે વર્ણવે છે, અને તત્ત્વનો વિરોધ કરે છે; (૩) મોક્ષનું અનન્ય કારણ 'પ્રતિજ્ઞાપૂર્વક પાપનો નવ–કોટિ–ત્યાગ', એની ગમ નહિ હોવાથી ભળતા ઉપાયને મોક્ષમાર્ગ તરીકે બતાવે છે; (૪) સૂક્ષ્મ નિગોદ–અનંતકાય પર્યંતના જીવોની ખબર નહિ હોવાથી એની હિંસામાં બાધ દેખતા નથી; દા. ત. આશ્રમવાસી ઋષિઓ અનંત જીવમય જમીનકંદ વગેરે ફળાહાર પર રહી અન્નત્યાગનો ધર્મ કરે છે! અસંખ્ય જીવમય ગંગાજળમાં મૃત્યુ સ્વીકારાય તેને અંતિમ સમાધિ ને મોક્ષસાધન માને છે! (૫) મુનિ–જીવનના પ્રાણરૂપ સમિતિ ગુપ્તિને સમજતા નહિ હોવાથી એનો ભંગ થાય એવી પ્રવૃત્તિને ધર્મ કહે છે. [૬] અવિરતિ, કષાય, કર્મ, વગેરેનાં સમ્યગ વિસ્તૃત અને સૂક્ષ્મ સ્વરૂપની ગંધ નહિ હોવાથી, જીવ એમાં બંધાયેલો રહે એવી વાતો કહે છે....ઇત્યાદિ કારણે અસંગત વાતોભર્યા મિથ્યા શાસ્ત્ર પ્રત્યે કુશળ મેધા–બુદ્ધિ સહેજે અનાદર કરે; કેમકે તત્ત્વદેશક શાસ્ત્ર મળ્યા પછી માનવ–જીવનની એ મિથ્યામાં બરબાદી દેખાય.

**[૩] ગુરુ–વિનયાદિ લભ્ય:—**

આ મેધા જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતી કહી, પરંતુ એવો ક્ષયોપશમ એમ ને એમ કે ચોપડી ભણવામાત્રથી નથી થતો, એ તો

**જ્ઞાના૦–ક્ષયોપશમ કેમ થાય?:—**

ગુરુવિનય–બહુમાન, સેવા–ભક્તિ, તે તે સૂત્રાધ્યયનયોગ્ય તપ, શુશ્રુષા [સાંભળવાની તમન્ના], શ્રવણ પર નિધાન પ્રાપ્તિવત્ સંભ્રમ [અપૂર્વ હર્ષોલ્લાસ], એકાગ્રતા, સમ્યગ્ આચારપાલન, વગેરે વિધિ સાચવતો હોય તેને એ ક્ષયોપશમ પ્રાપ્ત થાય છે. જેટલી તાલાવેલી શાસ્ત્રાધ્યયનની તેથી અધિક તાલાવેલી આ ગુરુવિનય આદિ વિધિના પાલન પ્રત્યે જોઇએ. તો જ સમ્યક્ ક્ષયોપશમ અને માર્ગપરિણામી મેધા પ્રગટ થાય; નહિતર તો શાસ્ત્રો એમ જ જાણી કાઢે તેથી કદાચ જ્ઞાન તો મળે, પણ એ મોક્ષમાર્ગમાં ન પરિણમતાં લોભાદિ કષાયમાં પરિણમનારું બને, ગર્વ લાવે, વિષયાસક્તિ વધારે, નિષ્ઠુર બનાવે, ઉપકારીઓ, ગુણિયલ અને પૂજ્યો પ્રત્યે

અનાદર કરાવે...વગેરે અનર્થો નીપજે.

**(૪) શાસ્ત્રનો મહાન ઉપાદેયપરિણામ : કેમ જાગે ? :—**

સાચી શ્રદ્ધા થયાનું આ પરિણામ છે કે સમ્યક્ શાસ્ત્રો પર ભારે ઉપાદેયબુદ્ધિ જાગે, 'એ શાસ્ત્ર મારે અત્યંત ભણવા-સમજવા યોગ્ય છે' એવી દૃઢ મનોવૃત્તિ થાય. 'સમ્યક્ શાસ્ત્ર એટલે જાણે મહાનિધાન ! ક્યારે એમાંથી વિધિસર સમ્યગ્જ્ઞાનરત્ન મેળવી લઉં ! કેમ યથાર્થ તત્ત્વ-મણિમાણેક પામી જાઉં ! એવો રસ, એવા ઉમળકા-ઉલ્લાસ જગાડે એવી ઉપાદેય બુદ્ધિ પ્રગટ થાય. બીજું તો એની આગળ તુચ્છ અને ઉપેક્ષણીય લાગે. આવા ઉપાદેયભાવનો સાર સહેજે એ ગ્રહણ કરવાની પ્રવૃત્તિ કરવારૂપ હોય. આના પર દૃષ્ટાન્ત છે.

**રોગીને ઉત્તમ ઔષધપ્રાપ્તિનાં દૃષ્ટાન્તથી** આ વસ્તુ સમજી શકાય. જેવી રીતે કોઈ ડાહ્યો વિચારક રોગી હોય અને એને તેવું તેવું ઉત્તમ ઔષધ મળી આવે, તો એવું ઔષધ વિશિષ્ટ ફળભૂત આરોગ્ય માટે યોગ્ય હોઈને બીજા ભળતા ઔષધ છોડી એ ઔષધને વિષે જ એને ભારે ઉપાદેયભાવ જાગે છે, એ સેવવું જોઈએ એવો નિર્ધાર થાય છે; પાછો આ ઉપાદેયબુદ્ધિ રાખીને બેસી નથી રહેતો, પરંતુ એ સેવવાની પ્રવૃત્તિ કરે છે; બસ, એવી જ રીતે બુદ્ધિમાન શાણા માણસને મેધાના પ્રભાવે સમ્યક્શાસ્ત્રને વિષે જ ઉપાદેયબુદ્ધિ જાગે છે, આ ભણવું જ જોઈએ એવો નિર્ધાર થાય છે, અને એ ભણવામાં ખંત અને ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરે છે. આ ઉપાદેયબુદ્ધિ અને પ્રવૃત્તિ બીજે અર્થાત્ મિથ્યા શાસ્ત્રમાં નથી થતી; કેમકે સમ્યક્ શાસ્ત્ર જ ભાવ ઔષધ યાને આત્માના રોગનું ઔષધ છે :-

પ્ર૦-કાયોત્સર્ગમાં મેધાની શી જરૂર ?

ઉ૦-શ્રદ્ધાથી મન સ્વચ્છ કરીને કાયોત્સર્ગ શરૂ તો કર્યો, પરંતુ એમાં જે ધ્યાન કરવાનું છે તે જો જડ ભરતની જેમ કરે તો એ ખાસ લાભ આપે નહિ, માટે મેધાની પણ જરૂર છે. કાયોત્સર્ગમાં જે ચિંતવવાનું છે એની મેધા યાને ચિંતવવાનો કુશળ પરિણામ તથા ઉપાદેયબુદ્ધિ જોઈએ, અને આની જ ઉપાદેયબુદ્ધિ હોય એટલે કાયોત્સર્ગ-ધ્યાનની પ્રવૃત્તિમાં જરૂરી પહેલું પ્રણિધાન નક્કી થાય. ત્યાં મનને નિર્ધાર છે કે આ જ ચિંતવન કરવાનું છે, તેથી એ સિવાયના બીજા-ત્રીજા વિચાર મગજમાં પેસે નહિ. તેમ, એ ઉપાદેયબુદ્ધિ શાસ્ત્રતત્ત્વગ્રહણની જેમ પ્રસ્તુત ચિંતવનમાં ચીવટ-ચોકસાઈ તથા ખંત અને ઉત્સાહભરી તેમજ પ્રવૃત્તિના ઝોકવાળી હોય. એટલે એ કરવામાં મૂઢતા તથા ખેદ, થાક, કંટાળો, ક્યારે ઝટ પૂરું થાય એવી ખોટી આતુરતા, કાયોત્સર્ગ પછીના બીજા કાર્યનાં ચાલુ કાયોત્સર્ગ વખતે, આકર્ષણ, વિગેરે ક્રિયાના દોષ ઊઠે નહિ.

(લ૦-) एवं च धृत्या, न रागाद्याकुलतया। धृतिः मनःप्रणिधानं, विशिष्टा प्रीतिः। इयमप्यत्र मोहनीयकर्मक्षयोपशमादिभूता, रहिता दैन्यौत्सुक्याभ्यां, धीरगम्भीराशयरूपा अवन्ध्यकल्याणनिबन्धनवस्त्वाप्त्युपमया;-यथा दौर्गत्योपहतस्य चिन्तामण्याद्यवाप्तौ विज्ञाततद्गुणस्य 'गतमिदानीं दौर्गत्यमि'तिविदित-(प्र० विगत) तद्विघातभावं भवति धृतिः; एवं जिनधर्मचिन्तारत्नप्राप्तावपि विदिततन्माहात्म्यस्य 'क इदानीं संसार?' इति तद्दुःखचिन्तारहिता सञ्जायत एवेयम्, उत्तमालम्बनत्वादिति।

અર્થ:-એજ પ્રમાણે ધૃતિથી (કાયોત્સર્ગ કરું છું), નહિ કે રાગાદિથી વ્યાકુળપણે. ધૃતિ એટલે મનનું પ્રણિધાન, વિશિષ્ટ પ્રીતિ. અહીં કાયોત્સર્ગ-સાધનામાં (જરૂરી) આ ધૃતિ પણ મોહનીયકર્મના ક્ષયોપશમાદિરૂપ છે, અચૂક કલ્યાણસાધક વસ્તુની પ્રાપ્તિના દૃષ્ટાન્તે, દીનતા-ઉત્સુકતાથી રહિત હોય છે, અને ધીર તથા ગંભીર આશયસ્વરૂપ છે. જેવી રીતે નિર્ધનતાથી કચરાયેલને ચિંતામણિ વગેરેની પ્રાપ્ત થતાં, જો તેના ગુણની ખબર હોય તો, 'હવે નિર્ધનતા ગઈ' એમ નિર્ધનતાના નાશને જાણવા પૂર્વક ધૃતિ થાય છે, એ રીતે જૈન ધર્મરૂપી ચિંતામણિ મળવા પર પણ એના મહિમાના જાણનારને હવે સંસાર શો? એમ ઉત્તમ આલંબન હોવાથી સંસાર દુઃખની ચિન્તાથી રહિત એવી ધૃતિ થાય જ છે.

વિવેચન:-

## (૩) કાયોત્સર્ગનું ૩જું સાધન 'ધૃતિ'

ધૃતિ=મન: પ્રણિધાન, વિશિષ્ટ પ્રીતિ:-

કાયોત્સર્ગ મેધાની જેમ ધૃતિ ધૈર્ય રાખીને કરવાનો, પણ રાગાદિથી આકુલવ્યાકુલ બન્યા રહીને નહિ. 'ધૃતિ' એટલે મનનું પ્રણિધાન. અહીં પ્રણિધાન, પૂર્વે કહ્યું છે તેમ, એક વિશુદ્ધ ભાવના-ભર્યું માનસ છે કે જે તદર્થ કાયોત્સર્ગમાં અર્પિત હોય. એમાં ભાવનાયુક્ત મનનું સમર્પણ હોય એટલે મનની વિશિષ્ટ પ્રીતિ હોય. શ્રદ્ધામાં સામાન્ય પ્રીતિ હોય, ધૃતિમાં વિશિષ્ટ ઉલ્લાસ હોય, કાયોત્સર્ગમાં સ્થિરતા હોય, અધીરાઇ નહિ. શ્રદ્ધા છતાં બીજા ત્રીજા રાગાદિની પરવશતાથી તો મન આકુળ-વ્યાકુળ રહે એટલે અહીં બરાબર લીન ન રહી શકે. માટે આના પર એવી વિશિષ્ટ પ્રીતિ જગાવવી પડે કે જે મનને અહીં લીન રાખે, અને બીજી વસ્તુથી વ્યાકુળ ન બનવા દે. ધૃતિગુણ આ કરી શકે છે, અને તે મોહનીય કર્મના ક્ષયોપશમાદિથી સિદ્ધ થાય છે. મિથ્યાત્વમોહનીયનો ક્ષયોપશમ વધારે તેજસ્વી કરવો પડે, અને કષાયોનું જોર મોળું પાડવું જોઇએ. મનમાં વીતરાગ ભગવાનનું મૂલ્યાંકન વધે અને એમની ભક્તિનાં અનુષ્ઠાનો દુન્યવી કાર્યો કરતાં ઘણા ઊંચાં લાગે, એમાં જતો સમય અને ખર્ચાતી તન-મન-ધનની શક્તિ ખૂબ લેખે લાગી જીવન ધન્ય બન્યું એવો હૃદયે આલ્હાદ થાય, તો ધૃતિ જરૂર પ્રાપ્ત થાય, અને બીજી વસ્તુના રાગાદિની વ્યાકુળતા ન જન્મે.

ધૃતિનાં ૨ લક્ષણ:—

(૧) દીનતા-ઉત્સુકતાનો અભાવ, અને:—

(૨) ધીર-ગંભીર-આશયરૂપતા. આમાં

*(૧) દીનતા નહિ: ધૃતિ હોય ત્યાં દીનતા ઉત્સુકતા ન રહેવી જોઇએ. દીનતા એ રીતે, એક તો દુન્યવી લાભમાં ખામી લાગ્યા કરતી હોય તેથી મન દીન રાંકડું બને છે કે 'મને કાંઇ મળતું નથી, મારૂં બગડી રહ્યું છે, મારૂં શું થશે ?'—આવી દીનતા કાયોત્સર્ગ બગાડી નાખે છે. દીનતા બીજી રીતે એ, કે કાયોત્સર્ગ માથે આવી પડયો લાગે, કાયર બની એમ વિચારે કે 'કરો ભાઈ કરો કાઉસ્સગ્ગ, કાંઈ કર્યા વિના ચાલશે ?' મનમાં ધૃતિ એટલે કાયોત્સર્ગ પર વિશિષ્ટ પ્રીતિ હોય તો આ દીનતાને અટકાવે.

એમ ખોટી ઉત્સુકતા પણ ન જોઇએ. એ પણ બે રીતે,-એક તો બીજી ત્રીજી વસ્તુ કરવા-મેળવવાની ઉત્સુકતા દા. ત. 'જલ્દી આ પતાવીને પેલું કામ કરવું છે,' એવી આતુરતા ઊછળતી હોય તો કાયોત્સર્ગ વેઠિયાવેઠ જેવો થશે; અને બીજું, કાયોત્સર્ગને જલ્દી પૂરો કરવાની ઉત્સુકતા હશે, દા. ત. 'લાવ હું બીજાથી પહેલો ગણી કાઢું' એમ ધારી મન કાયોત્સર્ગમાં નવકાર-લોગસ્સ ઝટપટ ગણી કાઢવા આતુર હશે, તો પણ એ કાયોત્સર્ગ શ્રદ્ધાથી અને મેધા-ઉપાદેય બુદ્ધિથી કરવા છતાં ય ગરબડિયો થવાનો એક પદ ગણાયું ન ગણાયું ને બીજું; એ હજી અધુરૂં છે ને લાગલું જ ત્રીજું,...એમ ચાલવાનું. ધૃતિ એટલે પ્રણિધાન અને વિશિષ્ટ પ્રીતિ, એ સલામત હોય તો આ દોષ નહિ રહે, સ્થિરતાથી કાયોત્સર્ગ થશે.

(૨) ધીર ગંભીર આશયરૂપતા:-આ પ્રણિધાન અને વિશિષ્ટ પ્રીતિ રાખવા પાછળ ધીરતા અને ગંભીરતા જરૂરી છે. દીનતા-ઉત્સુકતા એનાથી સહેજે અટકે. જીવનો આશય અર્થાત્ દિલ જ ધીર-ગંભીર બની ગયું હોય; અને એ જ અહીં ધૃતિ તરીકે લેવાનું છે. દિલ ધીર એટલે સ્વસ્થ હોય, આકળું ઉતાવળું ને આકુળ-વ્યાકુળ થનારૂં નહિ. જે કામ હાથ પર લીધું તેમાં મક્કમ પગલે નિ:શંકપણે ચાલ્યો જાય. અધીરાઈ કરાવનારા પ્રસંગ આવે ત્યાં એને હૈયે સ્વસ્થતા હોય; કદાચ પ્રસંગને માત્ર જુએ એટલું જ, પણ પોતાના કાર્યમાંથી ચલિત ન થાય. શ્રદ્ધાથી મનની સ્વચ્છતા પ્રાપ્ત કરી હતી, હવે ધૃતિથી મનની સ્વસ્થતા મેળવે; ચંચળ-વિહ્વળ બની બેઢંગા વિચાર-વર્તાવની વાત નહિ. એમ ગંભીર એટલે કે ઠરેલ, તૃપ્ત, ઊંડો વિચાર કરનારો. પછી ત્યાં રાગદ્વેષાદિની આકુળતા-વ્યાકુળતા રહે નહિ. રાગની વ્યાકુળતા કોણ કરાવે છે? ઉછાંછળાપણું અને અતૃપ્તિ. દ્વેષની વ્યાકુળતા કોણ કરાવે છે? વસ્તુતત્ત્વનો ઉપલકિયો છીછરો ક્યાસ. પણ જો ઠરેલાતા છે, તૃપ્તિ છે, ઊંડો વિચાર છે,

તો તો રાગાદિની વ્યાકુળતા શાની રહે? ગંભીર દિલનો આ પ્રભાવ છે. ધીર દિલનો પ્રભાવ દીનતા –ઉત્સુકતા મિટાવવાનો છે. ધૃતિનું આ સ્વરૂપ છે કે ધીર અને ગંભીર દિલ યાને આશય ઊભો થાય. આના પર દૃષ્ટાન્ત છે.

**કલ્યાણજનક વસ્તુપ્રાપ્તિનું દૃષ્ટાન્ત:—**

જેમ કોઇ ગરીબ માણસ નિર્ધનતાથી દુઃખી દુઃખી થઇ ગયો હોય, દીન અને ખોટા વિકલ્પોવાળો બની ગયો હોય, આકુળવ્યાકુળ રહેતો હોય, એવામાં એને અકલ્પ્ય ભાગ્યના જોરે સામાન્ય ઋદ્ધિ નહિ પણ ચિંતામણિ રત્ન જ કે એવો કોઇ દિવ્ય મંત્ર મળી જાય, ને એના પાછા મહા લાભ એની સમજમાં આવી જાય, તો એને કેવું અપૂર્વ આશ્વાસન, ધીરતા અને રત્નાદિમાં મનની તન્મયતા આવે? 'બસ! હવે ફિકર નહિ, દુઃખ ગયું!' એમ દુઃખ નષ્ટ થવાના ભારે આલ્હાદમાં હૈયે ધૈર્ય–ધૃતિ આવે છે; એવી રીતે સંસારરૂપી ગરીબાઈથી ત્રાસેલાને જૈન ધર્મરૂપી ચિંતામણિ મળવા પર અને એના અચિંત્ય પ્રભાવને સમજવા ઉપર દિલને અત્યંત ઊંચું આશ્વાસન મળી જાય છે. એને હવે એમ થાય છે કે 'બસ! ફિકર નહિ, હવે આ સંસાર કયાં ઊભો રહેવાનો? જીવની સંસારરૂપી ગરીબી હવે ગઇ સમજો! દુઃખ ખતમ!' એમ દુઃખની ચિંતા મટી ધર્મના ઉત્તમ આલંબને અપૂર્વ ધૃતિ આવે છે.

પ્ર૦–ધૃતિ કાયોત્સર્ગમાં કેમ જરૂરી?

ઉ૦–ધૃતિ નહિ હોય તો કાયોત્સર્ગ રેઢિયાળ થશે. ભલે શ્રદ્ધા–મેધા રાખીને કર્યો પણ (૧) ધૃતિ, (૨) વિશિષ્ટ પ્રીતિયુક્ત મનઃપ્રણિધાન, અને (૩) ધીર–ગંભીર દિલ, એ ત્રણના અભાવે કાયોત્સર્ગમાં લાંબા ધ્યાન અંગે દીનતા, ઝટપટ ગણી કાઢવાની ઉત્સુકતા તથા બીજા ત્રીજા રાગ–દ્વેષાદિની વ્યાકુળતા રહેવાની. ત્યારે જૈનધર્મના એક અંગભૂત આટલા સામાન્ય અનુષ્ઠાનમાં ધૃતિ, અપૂર્વ આલ્હાદ–આશ્વાસન, ઉછળતા શુભ અધ્યવસાય અને તન્મયતા ન હોય, એનો અભ્યાસ ન પડાય, તો પછી કષ્ટસાધ્ય વિશેષ ધર્માનુષ્ઠાનમાં તો એ બધું કયાંથી આવવાનું? માટે કાયોત્સર્ગ ઢંગસર કરવા માટે ધૃતિ પણ જોઇએ જ.

(૯૦) एवं धारणया, न चित्तशून्यत्वेन। धारणा अधिकृतवस्त्वविस्मृतिः। इयं चेह ज्ञानावरणीयकर्म्मक्षयोपशमसमुत्था अविच्युत्यादिभेदवती प्रस्तुत–(प्र०–ज्ञात)वस्त्वानुपूर्वीगोचरा चित्तपरिणतिः जात्यमुक्ताफलमालाप्रोतकदृष्टान्तेन। तस्य यथा तथोपयोगदार्ढ्यात् अविक्षिप्तस्य सतो यथार्हं विधिवदेतत्प्रोतनेन गुणवती निष्पद्यते अधिकृतमाला, एवमेतद्बलात् स्थानादियोगप्रवृत्तस्य यथोक्तनीत्यैव निष्पद्यते योगगुणमाला पुष्टनिबन्धनत्वात् (प्र० पुष्टिनिबन्धनत्वात्)इति।

**અર્થ:**–એમ (કાયોત્સર્ગ કરવાનો તે) ધારણાથી; પણ શૂન્ય ચિત્તે નહિ, 'ધારણા' એટલે પ્રસ્તુત વસ્તુની સ્મૃતિનો અભાવ (અવિસ્મૃતિ). અહીં આ (ધારણા) જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલી હોય છે. એના અવિચ્યુતિ આદિ (અવિચ્યુતિ, વાસના, સ્મૃતિ) પ્રકારો છે, ને એ ધારણા જાતિમાન મોતીઓની માળાના પરોવનારના દૃષ્ટાન્તે પ્રસ્તુત વસ્તુના ક્રમને પકડનારી એક ચિત્તપરિણતિ છે. જેવી રીતે એ પરોણીગરને તેવા પ્રકારની ચિત્તોપયોગની દૃઢતા હોવાથી ચિત્ત બીજે કયાંય ન જતાં વિધિપૂર્વક મોતીઓ યથાયોગ્ય પરોવાવાથી ધારી ગુણસંપન્ન માળા તૈયાર થાય છે, એવી રીતે આ ધારણાનું બળ હોવાથી સ્થાન (વર્ણ, અર્થ) વગેરે યોગમાં પ્રવર્તવાન બનેલાને યથોક્ત (ઉપયોગની દૃઢતા આદિ) રીતે જ યોગગુણની માળા તૈયાર થાય છે; કેમકે કારણ પુષ્ટ છે.

**વિવેચન:—**

## કાયોત્સર્ગનું ૪થું સાધન ધારણા:—

**ધારણા=અવિસ્મૃતિ:**–કાયોત્સર્ગ જેમ શ્રદ્ધા અર્થાત્ ચિત્તની સ્વચ્છ સ્વેચ્છાથી, મેધા અર્થાત ઉત્કટ ઉપાદેયબુદ્ધિથી, અને ધૃતિ અર્થાત્ ચિત્તની સ્વસ્થતા અર્પિતતાથી કરવાનો, એવી રીતે ચિત્તની ધારણાથી કરવાનો, પણ શૂન્ય ચિત્તે નહિ. કાયોત્સર્ગમાં દા. ત. નવકાર લોગસ્સના પદ મનમાં કયાં ખોવાઇ જાય છે એનું ધ્યાન જ નહિ એ રીતે નહિ, પણ ધારણાથી. ધારણા એટલે વસ્તુનું વિસ્મરણ ન થવું તે, અને આ ધારણા અહીં જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી પ્રગટે છે.

ધારણાનું સ્વરૂપ બે રીતે:-
(૧) અવિચ્યુતિ-વાસના-સ્મૃતિ, ને
(૨) વસ્તુક્રમ સંબંધી ચિત્તપરિણતિ

(૧) ધારણાના ત્રણ પ્રકાર છે-અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિ. અવિચ્યુતિ એટલે જે જોવા, સાંભળવા, વગેરે અનુભવમાં આવ્યું, તેને ભૂલવું નહિ, પકડી રાખવું. દા. ત. રસ્તામાં કોઇ આપણો દેવાદાર મળ્યો, તો એને જોતાં મનમાં ધારી રાખ્યો કે એ ગામમાં જ છે. પ્રતિક્રમણમાં પચ્ચક્ખાણ ધાર્યું કે 'આજે મારે ઉપવાસ' તે એવી રીતે ધાર્યું કે પછી ઊઠીને ભૂલાય નહિ. કાયોત્સર્ગમાં લોગસ્સ ગણતાં ધારતા ગયા કે આ એક થયો, આ બે લોગસ્સ થયા.... પછી એ ધારણાથી ચિત્તમાં એ વસ્તુનો સંસ્કાર ઊભો થયો તે વાસના કહેવાય. જોયું, સાંભળ્યું, ગણ્યું કર્યું, પણ જો સાથે સાથે પકડયું નહિ હોય, તો વાસના નહિ જામે, સંસ્કાર નહિ પડે. તેથી પછી એ યાદ નહિ આવે. દા. ત. ચાર લોગસ્સના કાઉસ્સગ્ગમાં ચોથો ગણતાં ભ્રમ પડશે કે ત્રણ ગણાયા કે બે? બરાબર યાદ આવે એનું નામ સ્મૃતિ. વાસનાનું એ ફળ છે. સુષુપ્ત વાસના જાગ્રત થાય એટલે સ્મરણ થાય. અવિચ્યુતિ-વાસના-સ્મૃતિ, એ ત્રણે ય ધારણાના ક્રમિક પ્રકાર છે.

(૨) વળી ધારણા એ, કે એ વસ્તુના ક્રમને પકડે છે અને તે એક પ્રકારનો ચિત્તનો પરિણામ છે. રમણ શબ્દ સાંભળ્યો, ધારણા થઇ તે ર, મ, અને ણ એજ ક્રમથી. માટે પછી યાદ આવે છે તો 'મરણ' નહિ, પણ 'રમણ' જ યાદ આવે છે. અલબત બંનેમાં અક્ષરો એના એ ત્રણ છે, પરંતુ ક્રમફેર છે. ધારણા ચોકસ ચોકસ ક્રમથી વસ્તુને પકડે છે. આ ધારણા પણ બહુ ઉપયોગી છે. આના પર દૃષ્ટાન્ત છે.

મોતીમાળા પરોવનારનું દૃષ્ટાન્ત :—

જેવી રીતે કોઇ પરોણીગર ઝીણા-મોટા મોતીઓની માળા બનાવે છે ત્યારે એના ચિત્તનો ઉપયોગ એમાં દૃઢ યાને એકાકાર હોવાથી એ વખતે બીજો કોઇ ચિત્તવિક્ષેપ નથી, અર્થાત ચિત્ત-ધ્યાન બીજામાં જતું નથી, ચિત્તમાં બીજું કાંઇ આવતું નથી, માત્ર ક્રમસર પરોવવાના એ મોતી પર જ ધ્યાન, અને એ રીતે પહેલાં તદ્દન નાનું, પછી જરા મોટું, પછી એથી જરા મોટું... એમ યથાયોગ્ય તથા પરોવવાની વિધિસર મોતીઓ દોરામાં પરોવે છે, અને સુંદર ઉત્તરોત્તર ચઢતા તેમજ મધ્યથી ઉત્તરોત્તર ઊતરતા મોતીઓની ગુણવાળી સુંદર માળા તૈયાર થાય છે; બસ એ જ રીતે કાયોત્સર્ગમાં ચિત્ત સ્થાન, વર્ણ, અર્થ અને આલંબનમાં ઉપયોગની દૃઢતાથી પ્રવર્તે, બીજો કોઇ જ ચિત્ત વિક્ષેપ ન થવા દે, અને વિધિપૂર્વક ધ્યાન કરે, એટલે સ્થાનાદિ યોગ-ગુણોની માળા તૈયાર થાય છે. (અહીં 'સ્થાન' એટલે આસન અર્થાત્ જિનમુદ્રાએ કાયાનું સ્થિર અને મૌન સ્થાપન, 'વર્ણ' એટલે કાયોત્સર્ગમાં ચિંતવાતા સૂત્રના અક્ષરનો ખ્યાલ, 'અર્થ' એટલે એ સૂત્રપદોનો વાચ્ય પદાર્થ, અને 'આલંબન' એટલે દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ આદિ પર સ્થાપી રાખવી તે. આ બધા પર ધારણા રહે, એકેયમાં સ્ખલના ન થાય, અને ચિત્ત શૂન્ય બન્યા વિના પ્રસ્તુત ચિંતવન ધારણા પૂર્વક થાય. અહીં કારણ પુષ્ટ છે, અર્થાત્ પૂર્વના શ્રદ્ધા-મેધા-ધૃતિ બળવાન છે, તથા આ સ્થાનાદિનો પ્રયત્ન પ્રબળ છે, તેથી કાર્ય યોગગુણમાળા તૈયાર થાય એમાં નવાઈ નથી.

**હવે કાયોત્સર્ગને ધારણાની શી જરૂર?** એ પ્રશ્ન નહિ રહે; કેમકે કાયોત્સર્ગને વિષે કાયાનું સ્થાન અને મનનું ધ્યાનમાં ધારણ હોય તો જ એ બરાબર સચવાય. ધારણા નહિ હોય, તો કાયા કે એનું કોઈ અંગ હાલી જશે, વાણી કદાચ કાંઇક બોલી જશે, મન બેધ્યાન થશે, યા દૃષ્ટિ આડી-અવળી જશે. માટે ધારણા વિના કાયોત્સર્ગ ન થાય.

(લ૦-) एवमनुप्रेक्षया, न प्रवृत्तिमात्रतया। 'अनुप्रेक्षा' नाम तत्त्वार्थानुचिंता। इयमप्यत्र ज्ञानावरणीयकर्मक्षयोपशमसमुद्भवोऽनुभूतार्थाभ्यासभेदः, परमसंवेगहेतुस्तद्दार्ढ्यविधायी उत्तरोत्तरविशेषसंप्रत्ययाकारः केवलालोकोन्मुखश्चित्तधर्मः। यथा रत्नशोधकोऽनलो रत्नमभिसंप्राप्तः रत्नमलं दग्ध्वा शुद्धिमापादयति, तथा अनुप्रेक्षानलोऽप्यात्मरत्नमुपसंप्राप्तः कर्ममलं दग्ध्वा कैवल्यमापादयति, तथातत्त्वभावत्वात्।

**અર્થ:-** એ પ્રમાણે (કાયોત્સર્ગ કરે તે) અનુ-

પ્રેક્ષાથી, નહિ કે માત્ર પ્રવૃત્તિ રૂપે. 'અનુપ્રેક્ષા' એટલે તત્ત્વભૂત પદાર્થનું વારંવાર ચિંતન. આ પણ, અહીં જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થનાર એક ચિત્તધર્મ છે. એ અનુભૂત પદાર્થનો અભ્યાસવિશેષ છે, પરમ સંવેગનું કારણ છે, પરમ સંવેગને દૃઢ કરનારો છે, ઉત્તરોત્તર અધિક સમ્યક્ પ્રતીતિરૂપ છે અને કેવળજ્ઞાનની સન્મુખ બનેલો હોય છે. જેવી રીતે રત્નની શુદ્ધિ કરનાર અગ્નિ રત્નને ચારે બાજુથી આવરી લે છે અને રત્નના મેલને બાળી નાખી શુદ્ધ કરી દે છે, એવી રીતે અનુપ્રેક્ષારૂપી અગ્નિ પણ આત્મારૂપી રત્નને તન્મયરૂપે વ્યાપ્ત થાય એટલે કર્મમળને બાળી નાખી કેવળજ્ઞાન પ્રાપ્ત કરાવે છે; કેમકે એનો તેવો સ્વભાવ છે.

વિવેચનઃ-

## કાયોત્સર્ગનું પમું સાધન અનુપ્રેક્ષાઃ-

શ્રદ્ધા-ધૃતિથી ચિત્ત સ્વચ્છ-સ્વસ્થ કર્યું, મેધાથી ઉપાદેયબુદ્ધિ પ્રગટાવી, ધારણાથી કાયોત્સર્ગ બરાબર સ્થાન-વર્ણ આદિથી ચલાવ્યો, પરંતુ તે ય પાછો અનુપ્રેક્ષા સાથે કરવાનો, પણ નહિ કે માત્ર પ્રવૃત્તિરૂપે. અર્થાત્ સ્થાનમુદ્રા સાચવીને માત્ર સૂત્રચિંતનની પ્રવૃત્તિ જ થાય એમ નહિ, પરંતુ સાથે એની અનુપ્રેક્ષા પણ જોઈએ જ.

**અનુપ્રેક્ષા-તત્ત્વાર્થનું અનુચિંતનઃ**-અનુપ્રેક્ષાનો સામાન્ય અર્થ તત્ત્વભૂત પદાર્થનું યથાર્થ ચિંતન છે. એમ તો વેપારી પૈસાનું અને ખાઉકલો ભોજનનું ચિંતન કરે, પણ એ તત્વભૂત પદાર્થનું ચિંતન નથી, એ તો ઈન્દ્રિય સુખ સાધનનું ચિંતન છે. વિષયોનું ચિંતન એમ સાયન્સ (વિજ્ઞાન)નો સંશોધક રસાયનાદિનું ચિંતન કરે, એ ભૌતિક દૃષ્ટિનું ચિંતન હોઈ તત્ત્વાર્થચિંતન નથી. એવી રીતે મિથ્યાદૃષ્ટિ મિથ્યાશાસ્ત્રના પદાર્થનું ચિંતન કરે એ કલ્પિત મિથ્યા તત્ત્વનું ચિંતન હોઈ તત્ત્વભૂત પદાર્થનું ચિંતન નથી. તત્ત્વભૂત પદાર્થ તો તે કે જે સર્વજ્ઞદૃષ્ટ-સર્વજ્ઞકથિત હોય; અને એ મોક્ષોપયોગી હોઈ એનું ચિંતન અધ્યાત્મભાવથી તથા યથાર્થ થતું હોય એ ચિંતનને અનુપ્રેક્ષા કહેવાય; પછી ચાહ્ય તે આશ્રવ-સાધનનું દા. ત. ધન-વિષયોનું ચિંતન હોય, પણ એ હેય તરીકેનું ચિંતન હોય, અર્થાત્ 'ધન, વિષયો એ કેવા આત્મવિલોપક છે, પરલોક બગાડનારા છે, સંસારકેદની સાંકળ છે, માટે ત્યાજ્ય છે' વગેરે રૂપનું ચિંતન હોય. અહીં તત્ત્વાર્થનું અનુચિંતન એટલે કે તત્ત્વને સર્વજ્ઞે જેવા દેખેલા કહ્યા હોય તે લઈને ચિંતન કરવાનું એનું નામ અનુપ્રેક્ષા કહેવાય.

જ્ઞાનાવરણીય-ક્ષયોપશમ વિચિત્ર હોય છે, તેથી તેવા તેવા ક્ષયોપશમથી વિચિત્ર મેધા થાય, ધારણા થાય, અનુપ્રેક્ષા થાય. એ ક્ષયોપશમથી છે એટલે કે કર્મના કથંચિત્ નાશ અને નિગ્રહથી-ઉપશમથી છે, માટે તેના સારૂ પુરુષાર્થ જોઈએ. એ પુરુષાર્થમાં ગુર્વાદિના વિનય-બહુમાન-ભકિત કરવાના આવે, વિવિધ તપ કરવાના આવે, શાસ્ત્રની શુશ્રૂષા અને વિધિપૂર્વક શ્રવણ-ગ્રહણાદિ આવે ઈત્યાદિ. એમાંય અનુપ્રેક્ષામાં તો જેમ જેમ ચિંતન વધે તેમ તેમ ક્ષયોપશમ વધે છે; તેથી વધુ સૂક્ષ્મ અને વિસ્તૃત ચિંતન થાય છે.

### અનુપ્રેક્ષાનું સ્વરૂપ

૧. અનુભૂત પદાર્થનો અભ્યાસવિશેષ
૨. પરમ-સંવેગ-જનકતા
૩. પરમસંવેગ-દૃઢતા-કારિતા
૪. ઉત્તરોત્તર વિશેષ સંપ્રત્યયાકાર હૃદયાસ્થા
૫. કેળજ્ઞાનસન્મુખ ચિત્તધર્મ

**(૧) અનુભૂતાર્થનો અભ્યાસવિશેષ**:-અનુપ્રેક્ષા એ જેનો પ્રત્યક્ષ, અનુમાન કે આગમ પ્રમાણથી યા મતિજ્ઞાન કે શ્રુતજ્ઞાનથી અનુભવ યાને બોધ કર્યો છે, એવા પદાર્થનો હવે એક ચિંતનાભ્યાસવિશેષ છે, એના નિપુણ ચિંતનની અંતઃસ્પર્શી પુનરાવૃત્તિ છે, મનમાં એને પુનઃ પુનઃ પલોટવાનું છે કે 'એ શો પદાર્થ આવ્યો ? એમાં તત્ત્વ-ભેદ-પર્યાય કયા, અર્થાત્ એનું સ્વરૂપ-લક્ષણ-પ્રકાર અને સમાનાર્થક બીજા શબ્દ કોણ કોણ ?....'

**અનુપ્રેક્ષાની પદ્ધતિ**'-શ્રી તત્ત્વાર્થ મહાશાસ્ત્રમાં કહેલ ઉદ્દેશ-નિર્દેશ-સ્વામિત્વ-સાધન-અધિકરણ સ્થિતિકાળ-વિધાન (પ્રકાર), તથા સત્પદ-સંખ્યા-ક્ષેત્ર-સ્પર્શના-કાળ - આંતરૂં - ઔદયિકાદિભાવ -

અલ્પબહુત્વ, એ દ્વારોથી ચિંતન, 'ગઇ ઇંદિય કાયે...'ઈત્યાદિ ગાથાથી ગતિ-ઇન્દ્રિય-ષટ્કાય-યોગ-વેદ-કષાય-જ્ઞાન-સંયમ દર્શન-લેશ્યા-ભવ્યાભવ્ય-સમ્યકત્વ-સંજ્ઞીઅસંજ્ઞી-આહારક-અનાહારક,-એ ૧૪ માર્ગણાઓમાં વિચારણા, અથવા 'ઉદ્દસે નિદ્દસે નિગ્ગમે ખિત્ત કાલ પુરિસે ય....' ઈત્યાદિ આવશ્યક નિર્યુક્તિની બે ગાથામાંના ૨૬ દ્વારોથી પુનઃ પુનઃ ચિંતન એ અનુપ્રેક્ષા છે. વારંવાર ચિંતવવાથી એ પદાર્થ મનમાં રૂઢ થાય છે, આત્માને સ્વનામવત્ પરિચિત થાય છે. પરિચિત તે એવો કે પછી તો એ પદાર્થ પર સહેજ લક્ષ જતાં એનો મહા વિસ્તાર જાણે દૃષ્ટિ સામે હુબહુ ખડો થઈ જાય છે. એક નવકારનાં કાર્યોત્સર્ગ પૂર્વે અનુપ્રેક્ષાથી નવકારના પદાર્થ મનમાં તૈયાર કર્યા હોય તો કાયોત્સર્ગ વખતે એ નવકારનું ધ્યાન કેવું અદ્ભુત થાય ?

(૨) પરમસંવેગ-હેતુ :-અનુપ્રેક્ષા એ ઉત્કૃષ્ટ સંવેગનું કારણ છે. સંવેગ એટલે વૈરાગ્યયુક્ત ધર્મ-પ્રીતિ, ધર્મરંગ, તાત્ત્વિક પદાર્થનું રસપૂર્વક ચિંતન થયા કરે. એટલે એમાં અદ્ભુત આનંદ પ્રગટવાથી એની આગળ દુન્યવી વાતો અને ઇન્દ્રિયવિષયોના રસ કૂચા લાગે છે. તેથી વૈરાગ્ય અને શ્રુતધર્મ-ચારિત્રધર્મની પ્રીતિ અને એનો રંગ જોરદાર બને એ સહજ છે. ચિત્તમાં એક ધારાએ એવી અનુપ્રેક્ષા નથી ને બીજાત્રીજા વિચાર ચાલે છે, અથવા છે તો એકાદ વાર કરીને બસ કરાય છે, વારંવાર અનુપ્રેક્ષા નથી, વારંવાર ઇન્દ્રિયવિષયોના વિચાર ચાલે છે, માટે અનુપ્રેક્ષાનો ઉચ્ચ આનંદ અનુભવાતો નથી, તેથી ઉત્કૃષ્ટ સંવેગ ક્યાંથી જાગે ? એ તો પૂર્વોક્ત શ્રદ્ધા, મેધા, ધૃતિ અને ધારણા અર્થાત્ ચિત્તની સ્વચ્છતા, સ્વસ્થતા, મહાન ઉપાદેયબુદ્ધિ અને તન્મય એકાગ્રતા કેળવીને અનુપ્રેક્ષા વારંવાર કરાય, તો સંવેગ અવશ્ય જોરદાર બને. આ પરથી એ પણ સૂચિત છે કે સંવેગ ન વધારે એવું પદાર્થ-ચિંતન દા. ત. આધુનિક વૈજ્ઞાનિકોનું ભૌતિક પદાર્થો પર ચિંતન મનન એ અનુપ્રેક્ષા નથી, એ તો આત્મહિતને નિરુપયોગી જ નહિ બલ્કે બાધક છે. આત્મહિતને મુખ્ય કરીને ષટ્દ્રવ્યનાં અને તદન્તર્ગત અણુ-પરમાણુનાં ચિંતન એ મહાન અનુપ્રેક્ષા બને છે. કેમકે એ ષટ્દ્રવ્યના ચિંતન હેય-ઉપાદેયના વિવેક સાથે છે. સારાંશ, અનુપ્રેક્ષા એનું નામ કે જે સંવેગને વધારે.

*(૩) સંવેગદાઢર્ય-હેતુ:-અનુપ્રેક્ષા વળી એ સંવેગને દૃઢ કરવામાં મહા કારણભૂત છે. એક વાર સંવેગ આવી ગયો, ધર્મરંગ ઊછળી ઊઠયો, એટલેથી બસ નથી, પણ એ પાછો અંતરમાં દૃઢ સ્થિર થવો જોઇએ છે. અનુપ્રેક્ષા એ દૃઢતા કરી આપે છે. કેમકે વારંવાર તત્ત્વભૂત પદાર્થનું મનમાં પરિશીલન થાય એટલે વિષયરસ વગેરે અત્યંત મંદ પડી જાય અને ધર્મરંગ જીવંત-જાગ્રત્ બને એમાં નવાઈ નથી. અનુપ્રેક્ષાની આ ઉત્કૃષ્ટ દૃઢ સંવેગ ઉત્પન્ન કરવાની જબરદસ્ત તાકાતને લઈને જ સંસાર છોડી નિષ્પાપ ચારિત્રધર્મ લીધા પછી પણ ઉપરના ગુણસ્થાનકોમાં ચઢવાનું અનુપ્રેક્ષાથી થાય છે. એટલું જ નહિ પણ મરુદેવા માતા, ભરત ચક્રવર્તી જેવા ગૃહસ્થવાસમાં પણ, યાવત્ ભગિની-ભોગી રાજા ચંદ્રશેખર કે ઝાંઝરિયા મુનિનો ઘાતક રાજા જેવા ઘોર પાપ કરવા છતાં પણ, પાપના અતિ તીવ્ર પશ્ચાત્તાપ પૂર્વક ગુણસ્થાનકમાં આગળ વધી ગયા, તે અનુપ્રેક્ષાના બળ ઉપર ! બીજી સાધનાઓ દ્વારા ધર્મની ભૂમિકાઓ મંડાયા પછી ઉપરના ગુણસ્થાનકે ચઢાવનાર જે વિશિષ્ટ ઉત્કૃષ્ટ ધર્મરંગ યાને સંવેગ જોઇએ તે અનુપ્રેક્ષાથી સિદ્ધ થાય છે; કેમકે સાચા રૂપની અનુપ્રેક્ષા ચીજ જ એવી છે કે એ જીવને પરના બંધનમાંથી છોડાવતી આવે છે, યાવત્ અત્યંત પ્રિય પોતાની કાયા પ્રત્યે પણ અનાસક્ત બનાવી દેવા તરફ લઈ જાય છે. ત્યાં પાલક-પાપીની ઘાણીમાં કચરામણ-પીલામણના ભયંકર ત્રાસ પ્રત્યે પણ અનાસક્તિ આવે એમાં નવાઇ નથી. ઉચ્ચ અનુપ્રેક્ષા એવો અનાસક્તિનો ધર્મરંગ ઊભો કરી દે છે. માટે પ્રારંભિક અનુપ્રેક્ષા પણ એની દિશામાં જોઇએ, એની ભૂમિકા સર્જનારી જોઇએ, સંવેગ-ધર્મરંગ એવો પોષતી-વધારતી જાય કે એથી જડ જગતનાં બંધન ઓછાં થતાં આવે.

(૪) ઉત્તરોત્તર વિશેષ સંપ્રત્યયાકાર:-અનુ-

પ્રેક્ષાનો આકાર ઉત્તરોત્તર અધિક સંપ્રત્યયરૂપ છે. **સંપ્રત્યય એટલે સમ્યક્ પ્રત્યય, પ્રતીતિ, હૃદયની આસ્થા,–'એ તત્ત્વ એમજ છે' એવું આત્માનું આંતર સંવેદન.** જેમ જેમ વાસ્તવિક અનુપ્રેક્ષા વધે તેમ તેમ એ સંવેદન ગાઢ થતું જાય. પછી તો જાણે સાક્ષાત્ નજર સામે હુબહુ એમ જ દેખાય છે એવી સ્થિતિ બની જાય. ચિંતવેલ પદાર્થના બધા વિશેષ-ધર્મની સંપ્રતીતિ અનુભવવા લાગે. તત્ત્વભૂત પદાર્થનાં વારંવાર હૃદયસ્પર્શી ચિંતનમાં એ બને છે, માટે એજ અનુપ્રેક્ષાનો આકાર. ભલે શાસ્ત્રે કહેલું પદાર્થનું ચિંતન છે, પરંતુ અનુપ્રેક્ષામાં એ સ્વ-પ્રતીતિ-સાક્ષિક બની જાય. એટલે હવે 'જ્ઞાનીઓએ આમ કહ્યું છે' માટે જ નહિ, પણ પોતાને ય એમ જ સચોટ ભાસે છે; એવી પ્રતીતિરૂપ અનુપ્રેક્ષા બને છે. અનુપ્રેક્ષામાં ઉત્તરોત્તર વધતી સંપ્રતીતિ થાય.

**(૫) કેવળજ્ઞાન સન્મુખ ચિત્તધર્મ બે રીતે:–** અનુપ્રેક્ષા એ મનમાં કરવાની વસ્તુ છે, માટે એ ચિત્તનો ધર્મ છે; પણ એવો અદ્‌ભુત કે જે કેવળજ્ઞાનની સન્મુખ હોય. સન્મુખ બે રીતે, કેવળજ્ઞાનમાં (૧) એક તો પદાર્થના સૂક્ષ્મ વિશેષો પણ પ્રત્યક્ષ દૃશ્યમાન છે, (૨) બીજું, મોહનો સર્વથા અભાવ છે; તો અનુપ્રેક્ષામાં પણ તત્ત્વ-વિશેષોનો સંપ્રત્યય-સ્વાનુભવ એટલો બધો વધે કે (૧) એ જાણે હુબહુ દેખાતા જેવા થઈ જાય, તેમ જ (૨) બીજું એ કે એના રસથી પરનાં માનસિક બંધન, પરની આસક્તિ-તૃષ્ણા ઓછી થતી આવવાથી રાગદ્વેષાદિ મોહ ઘટતો આવે. આ બંને કાર્ય કેવળજ્ઞાનની સન્મુખ બનાવનારાં કહેવાય.

**અનુપ્રેક્ષા આભાસમાત્ર:–**જે અનુપ્રેક્ષામાં એવું નથી પણ કેવળજ્ઞાનથી પરાઙ્‌મુખતા છે, અર્થાત્ પદાર્થો જાણે એનો હુબહુ સાક્ષાત્કાર થતો હોય એમ હાર્દિક સંવેદનને સ્પર્શતા નથી, ને પરનાં આકર્ષણ ઓછાં કરતાં નથી, એ અનુપ્રેક્ષા સાચી નથી, પણ આભાસમાત્ર છે. અભવી દુર્ભવીના નવ પૂર્વ સુધીનાં તત્ત્વનાં ચિંતન આ કોટિના અનુ-પ્રેક્ષાભાસરૂપ છે.

**નવકારની સાચી અનુપ્રેક્ષા:–**ત્યારે એક નવકારની પણ અનુપ્રેક્ષા સાચી ત્યારે ગણાય કે જો એ ઉપર કહ્યું તેમ કેવળજ્ઞાનની સન્મુખ હોય, પદાર્થ જાણે સાક્ષાત્ ભાસતા હોય અને પરનાં આકર્ષણ મોળા પડતા હોય.

**'નમો'પદની અનુપ્રેક્ષા:–**દા. ત. પહેલું 'નમો' પદ, એના અર્થની અનુપ્રેક્ષામાં,–'નમસ્કાર૦ દ્રવ્ય અને ભાવથી; દ્રવ્ય નમસ્કારમાં ગાત્ર સંકોચી નમનની અંજલિબદ્ધ અવસ્થા, વાણી સંકોચીને આ પદોચ્ચારણમાં પ્રતિબદ્ધ, તથા મનને સંકોચી નમસ્કરણીય-પૂજ્યના ગુણોમાં એકાગ્ર. ભાવનમસ્કારમાં આત્માને અશુભ ભાવોમાંથી સંકોચી શુભ ભાવમાં પ્રતિબદ્ધ કરવો તે,'–આ ચિંતવ્યું તો ખરૂં, પરંતુ આટલેથી બસ નથી, એ ચિંતન નજર સામે જાણે સાક્ષાત્કાર રૂપ હોય, પોતાની હાર્દિક પ્રતીતિવાળું હોય, વળી પરમ સંવેગનું કારણ અને એ ઉચ્ચ સંવેગની દૃઢતાને કરાવનારૂં હોવું જોઈએ, તેમજ રાગાદિ મોહનાં બંધનને કાપનારૂં હોય. તો એ કેવળજ્ઞાનની સન્મુખ કહેવાય. એમ,

**'અરિહંતાણં' પદની અનુપ્રેક્ષામાં** અરિહંત કેવા કેવા સ્વરૂપવાળા એ ચિંતવતાં હૈયાને સચોટ ભાસે કે એ એવા જ હોય, અષ્ટ પ્રાતિહાર્ય વગેરે એમને હોવા જ જોઈએ, સહેજે ખરેખર હોય, જાણે હુબહુ દેખાય; તેમજ સાથે એમનું આકર્ષણ જડ જગતનાં આકર્ષણ ઓછા કરતું હોય; તો એ અનુ-પ્રેક્ષા વાસ્તવિક અનુપ્રેક્ષા બની કેવળજ્ઞાન સન્મુખ છે એમ કહી શકાય.

**રત્નશોધક અગ્નિનું દૃષ્ટાન્ત:–**

આ અનુપ્રેક્ષાનો ચિત્તવ્યાપાર કેવળજ્ઞાનની સન્મુખ એટલે કે કેવળજ્ઞાન તરફ આત્માને ખેંચી જાય છે એ દૃષ્ટાન્તસિદ્ધ છે. જેવી રીતે ખાણમાંથી કાઢેલા મલિન રત્નને શુદ્ધ કરવા માટે જો એને અગ્નિમાં નાખ્યો હોય તો એ અગ્નિ એને ચારે-બાજુથી વ્યાપ્ત થઈને એના કચરાને બાળી નાખી એ રત્નને શુદ્ધ બનાવે છે, એવી રીતે આ અનુપ્રેક્ષારૂપી અગ્નિ એવું જ કામ કરે છે. આત્મા એક રત્ન છે. એ આત્મ-રત્નને ચારે બાજુ અનુપ્રેક્ષા વ્યાપ્ત થઈ જાય છે, અર્થાત્ આત્માના પ્રદેશે પ્રદેશે અનુપ્રેક્ષાનું

તાન લાગે છે. એ આત્માના કર્મરૂપી કચરાને બાળી નાખે છે. યાવત્ પરમ સીમાએ પહોંચી સમસ્ત ઘાતી કર્મ બાળી નાખી કેવળજ્ઞાન પ્રગટ કરી આપે છે. અનુપ્રેક્ષાનો આ સ્વભાવ જ છે.

**અનુપ્રેક્ષાથી કર્મ-નાશ કેમ ? :—**

પ્ર૦-કર્મ તો હિંસાદિ પાપક્રિયાથી એકત્રિત કર્યા છે, એ અનુપ્રેક્ષાથી કેવી રીતે નાશ પામે ?

ઉ૦-કર્મ એકત્રિત થવાનું મુખ્ય કારણ બાહ્ય હિંસાદિ ક્રિયા નહિ પણ આત્માનો પરિણામ યાને અધ્યવસાય છે. 'ઉપયોગે ધર્મ' 'પરિણામે બંધ' એ સૂત્ર છે. ક્રિયામાં જેટલી શુભ ભાવની જાગૃતિ એટલો ધર્મ; અને જીવના જેવા શુભાશુભ પરિણામ, તેવો શુભાશુભ કર્મનો બંધ. ઉપદેશમાળામાં કહ્યું છે,—

जं जं समयं जीवो आविसइ जेण जेण भावेण ।
सो तंमि तंमि समये सुहासुहं बंधए कम्मं ॥

–જીવ જે જે સમયે જે જે ભાવ (પરિણામ)થી આવિષ્ટ રહે છે, તે તે સમયમાં તેવા તેવા શુભ–અશુભ કર્મ બાંધે છે. આ અશુભ ભાવનો તદ્દન વિરોધી છે. અનુપ્રેક્ષાનો ભાવ એટલે એ અશુભ ભાવથી એકત્રિત કર્મનો નાશ કરી નાખે એ સ્વાભાવિક છે, યુક્તિયુક્ત છે.

**અનુપ્રેક્ષાનું મહા સામર્થ્ય :—**

પ્ર૦ પણ કર્મો તો અસંખ્ય કાળના સંગૃહિત પડેલા છે, એ અલ્પ કાળની અનુપ્રેક્ષાથી કેમ નાશ પામે ?

ઉ૦– અલ્પકાળ કરેલ ઉત્કૃષ્ટ અશુભ ભાવથી અસંખ્ય કાળ ભોગવવો પડે એવો કર્મજથ્થો જો બંધાઈ શકે છે, તો તેનો તદ્દન વિરોધી અલ્પકાળનો અનુપ્રેક્ષાપરિણામ અસંખ્ય કાળનાં કર્મનો નાશ કેમ ન કરી શકે ? ખાણમાં રત્ન પર કચરો અગણિત કાળનો છતાં અગ્નિ અલ્પ કાળમાં એનો નાશ કરી શકે છે ને ? અલબત એવી ઉત્કૃષ્ટ અનુપ્રેક્ષા લાવવા માટે પૂર્વે અનુપ્રેક્ષાનો ખૂબ ખૂબ અભ્યાસ જોઈએ. વિજળીના એકાદ ઝબુકે સમગ્ર રાત્રિનો અંધકાર નથી મટતો. એ તો સૂર્યનો સતત પ્રકાશ ટાળી શકે. એમ અનંત કાળના મોહના કુસંસ્કાર હટાવવા વારંવાર અનુપ્રેક્ષા ચાલવી જોઈએ.

પ્ર૦-કાયોત્સર્ગને અનુપ્રેક્ષા સાથે શો સંબંધ ?

ઉ૦– શ્રદ્ધા–મેધાદિ કરતાં ય વિશેષ સંબંધ છે; કેમકે કાયોત્સર્ગમાં મુખ્ય વ્યાપાર ધ્યાનનો છે. જો અનુપ્રેક્ષાથી એ ધ્યાનનો વિષય દૃઢ કર્યો હોય તો જ એનું સચોટ ધ્યાન થઈ શકે.

(લ૦–) एतानि श्रद्धादीन्यपूर्वकरणाख्यमहासमाधिबीजानि, तत्परिपाकातिशयतस्तत्सिद्धेः ।

**અર્થ**:–આ શ્રદ્ધા મેધા વિગેરે એ 'અપૂર્વકરણ' નામની મહાસમાધિનાં બીજ છે, કારણ કે એ શ્રદ્ધાદિના પરિપાકની અત્યન્તતાથી અપૂર્વકરણ સિદ્ધ થાય છે.

**વિવેચન :—**

**અપૂર્વકરણ–મહાસમાધિનાં બીજ શ્રદ્ધાદિ :–**

પૂર્વે વર્ણવેલા સ્વરૂપવાળી શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષા એ અલૌકિક યોગ છે, મહાસમાધિરૂપ યોગનાં બીજભૂત યોગ છે.

**સમાધિ એટલે** હર્ષ–ખેદાદિ દ્વન્દ્વોમાંના કોઈના ય તરફ આત્મા ન ખેંચાય એવી જે મધ્યસ્થ અવસ્થામાં આત્માનું સમ્યક્સ્થાપન કરાય તે અવસ્થા. આ અવસ્થામાં તરતમતા હોય છે, તેથી એમાં જે ઊંચી અવસ્થા તે મહાસમાધિ કહેવાય. આઠમા ગુણસ્થાનકે જીવ અપૂર્વકરણ કરે છે, તે આ મહાસમાધિ છે. ત્યાં ચારિત્રમોહનીય કર્મોનો અપૂર્વ સ્થિતિઘાત–રસઘાત–ગુણશ્રેણિ–ગુણસંક્રમ અને અપૂર્વ સ્થિતિબંધ, આ પાંચ અપૂર્વ કરે છે, માટે તે અપૂર્વકરણ કહેવાય છે. (પાંચેયની સમજ પરમતેજ ભા–૧ માં છે. માત્ર તે દર્શન–મોહનીયને બદલે અહીં ચારિત્ર–મોહનીય કર્મ અંગે જાણવું.) આ અપૂર્વકરણ–મહાસમાધિ સામર્થ્યયોગથી સિદ્ધ થાય છે.

**મહાસમાધિના સામર્થ્યયોગમાં** ચિત્તની અતિશય ઊંચી સ્વચ્છતા, સ્વસ્થતા, ઉપાદેય સાથે એકમેક ભાવ, તત્ત્વધ્યાનમાં અપૂર્વ ધારણા–એકાગ્રતા અને તન્મયતા વગેરે એટલી ઊંચી કોટિના હોય છે કે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકાકારતા થઈ જાય છે. એ કેમ થાય છે, શી પ્રક્રિયા એમાં

કામ કરી રહી હોય છે, એનો વિશેષ ખ્યાલ શાસ્ત્ર પણ આપી શકતું નથી, કેમકે એ શબ્દાતિક્રાન્ત ને અનુભવમાત્ર-ગમ્ય છે. એ તો આત્માનું અપૂર્વ સામર્થ્ય પ્રગટવાથી નીપજે છે. પરંતુ આ સામર્થ્ય એમ જ નથી પ્રગટી જતું. એ માટે તો પૂર્વે ઇચ્છાયોગ અને શાસ્ત્રયોગની તદનુરૂપ (તેને મળતી) સાધના ખૂબ કરવી જોઇએ. શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા ને અનુપ્રેક્ષાની સાધના એને અનુરૂપ છે. એને ઉત્તરોત્તર વિશેષ પુરુષાર્થથી સાધતા જવાય તો અંતે એની પરાકાષ્ઠા અપૂર્વકરણરૂપ બને છે. માટે જ કહેવાય કે શ્રદ્ધાદિ એ અપૂર્વકરણ મહાસમાધિનાં બીજ છે. એમાં ઉત્તરોત્તર વિશેષ વિશેષ સાધનાથી પાક થતો આવે છે, અને અતિશય પરિપકવ થતાં અપૂર્વકરણ સિદ્ધ થાય છે.

**ખાલી ૐનું ધ્યાન શું કરે?**

આ સૂચવે છે કે ખાલી 'ૐ', 'બ્રહ્માસ્મિ', 'તત્સત્' વગેરે ધ્યાન લઈ બેસે અને એની એક ધારે દીર્ઘ ધૂન કરવાથી મન તન્મય યાવત્ વિચારરહિત અને બાહ્યથી તદ્દન અલિપ્ત જેવું બની ય જાય કે જેને ઈતરો સમાધિ કહે છે, એટલા માત્રથી આ અપૂર્વકરણની સાચી સમાધિ ન આવે. એ તો પ્રથમ પગથિયાની શ્રદ્ધા-મેધાદિની પ્રક્રિયાથી શરૂ કરી એને જ આગળ આગળ વિશેષ વિશેષ પ્રબળ બનાવતા જવું જોઇએ. એનું કારણ એ છે કે મનની એકાગ્રતા તો કરતા જવાય, પરંતુ જામી પડેલી અનાદિની વિષમય વિષયવાસનાઓ અને કષાય-સંસ્કારો તથા બાહ્યભાવના વિકૃત આત્મ-સ્વભાવ પર ઘા કરતી આવે એવી સાધનાઓ ન હોય ત્યાં સુધી એ સુષુપ્ત વાસનાદિ નિર્મૂળ કેવી રીતે થાય? અને નિર્મૂળ ન થાય તો એ ક્યારેક અવસર મળતાં પાછી જાગ્રત્ થઈ અધઃપતન કરે એનો પાકો ભય છે. ત્યારે શ્રદ્ધા-મેધાદિની સાધનાઓ કરાતી હોય, તો તે આને નિર્મૂળ કરવાનું કાર્ય કરે છે...

**શ્રદ્ધાદિથી કુવાસનાદિનો નાશ:-**

શ્રદ્ધા, મેધા વગેરેથી મલિન વાસના-સંસ્કાર-બાહ્યભાવ નિર્મૂળ એ રીતે થાય છે કે પૂર્વે કહ્યું તેમ,-

**શ્રદ્ધામાં** જીવ-અજીવ આદિ તત્ત્વોનું અનુસરણ તથા કલ્પિત તત્ત્વથી પરાઙ્મુખતા કરવાની હોય છે, અને મનના કલુષિત ભાવોનું નિરાકરણ થતું આવે એ જરૂરી છે. એથી વાસના-વિકાર-બાહ્યભાવના ખેલ તુચ્છ, અતિ તુચ્છ લાગતા જાય એ સહજ છે.

**મેધામાં**, આ શ્રદ્ધાની પ્રક્રિયાથી બુદ્ધિની ખીલવટ થાય, મેધા પ્રગટે, સમ્યક્ શાસ્ત્રની ભારે ઉપાદેય બુદ્ધિ સાથે એને સમજવાનો કુશળ પરિણામ જાગવા પૂર્વક શાસ્ત્રપ્રવૃત્તિને જ પ્રધાન કરવાનું બને, એ માટે ગુરુવિનય આદિ પવિત્ર આચારપાલન થાય, સમ્યક્શાસ્ત્રપ્રવૃત્તિ પ્રધાન ઉપાદેય લાગવાથી બીજી મિથ્યાશાસ્ત્રની કે ઇન્દ્રિયવિષયોની પ્રવૃત્તિ અકર્તવ્ય અને જીવનને વિણસાડનારી લાગે, સમ્યક્શાસ્ત્રના પ્રણેતા તીર્થંકર ભગવાનનાં દર્શન-વંદન-પૂજનાદિ અને એમની આજ્ઞાનું પાલન એ સારભૂત લાગે, જગતનાં દર્શન-સેવનાદિમાં અમૂલ્ય જીવન-ધનનો સરાસર નાશ દેખાય. કોઈ પણ માર્ગે પુરુષાર્થરુચિ તો હતી જ, હવે સત્શાસ્ત્રપ્રવૃત્તિ પ્રધાન લાગવાથી એ માર્ગે અને એણે કહેલા મહાતત્ત્વ-મોક્ષમાર્ગે પુરુષાર્થનો પક્ષપાત ઊભો થાય.

એમ મેધા કેળવ્યા પછી,

**ધૃતિમાં** ચિત્તની સ્થિરતા કેળવાય છે, બાહ્ય જગત પ્રત્યેની રાગ-દ્વેષાદિની વ્યાકુળતાઓ દૂર કરતા જવાય છે, જૈનધર્મ એ મહાનિધાન-ચિંતામણિ પામ્યો માનીને વિશિષ્ટ નિર્મળ આલ્હાદ ઊભો કરી દુઃખની દીનતા અને વેઠની ઉત્સુકતા મિટાવાય છે, દિલ પ્રણિધાન-ધીરતા-ગંભીરતાવાળું બનાવાય છે. આ ધૃતિનો એ પ્રભાવ છે કે સાધનાની વચમાં કુટુંબ આદિ કોઇની આડખીલી આવે તો ય પોતાની સાધનાની ધારા જરાય દ્વેષ-ઉદ્વેગાદિથી ખંડિત ન થાય.

પ્ર૦-વીતરાગનાં દર્શન-પૂજનાદિ કરતાં હોઇએ ત્યાં કોઇ દખલ કરે તો દ્વેષ તો થાય ને? એ તો પ્રશસ્ત દ્વેષ છે ને?

ઉ૦-ના, પ્રશસ્ત દ્વેષ તો પોતાના આત્મદોષો અને નિર્બળતા-ખામીઓ સામે કરવાનો છે, જીવો

પ્રત્યે નહિ. એવી કષાયોની છૂટ વીતરાગ–શાસનમાં હરગીઝ નહિ. એવી છૂટ માનવી એ શાસનની ઓળખ નથી. 'મારી બહારથી પ્રભુદર્શનની ક્રિયા કોઈ તોડે નહિ' એ લોભ રાખવા કરતાં 'મારી આભ્યન્તર અશુદ્ધિ કેમ ન વધે અને શુદ્ધિ કેમ ન તૂટે' એ લોભ રાખવા જેવો છે.

**ધારણામાં** ચિત્ત શૂન્ય નથી રહેતું, સધાતા યોગની પાકી જાગૃતિ સાથે ધારણા હોઈ ચિત્તનો શુભ ઉપયોગ દૃઢ થતો આવે છે, મન બળવાન બનતું જાય છે, સ્મૃતિ બલવત્તર બને છે. મોતીની માળાની જેમ સાધનાના અંકોડા કડીબદ્ધ જોડી રાખે છે, તેથી કુશાગ્રતા વધે છે. આવી સતેજ ધારણાના પુરુષાર્થ વિના કોરાં રોદણાં રુએ કે 'ખ્યાલ નથી રહેતો, ચિત્ત બહાર જતું રહે છે' એથી શું વળે? ધારણા થાય તો અનુપ્રેક્ષા સુલભ બને.

**અનુપ્રેક્ષામાં** તત્ત્વરમણતા પ્રગટ થાય છે, કેમકે એમાં વારંવાર સૂત્રાર્થ અને અનુભૂત પદાર્થના ચિંતનનો અભ્યાસ થાય છે, તે પણ પરમ સંવેગને ઉત્પન્ન કરી દૃઢ કરે તેવો!

**શ્રદ્ધાદિનો પાક**:–આમ, શ્રદ્ધાદિને વધુ ને વધુ તેજસ્વી બતાવતાં જવાય તેમ તેમ કુવાસનાઓ, મિથ્યા સંસ્કારો અને બાહ્યભાવના મૂળિયાં ઊખડતાં જાય, એમાં શી નવાઈ? ત્યાં એ શ્રદ્ધાદિનો પાક થતો આવે છે, એ અતિશય પક્વ થાય એટલે અપૂર્વકરણ મહાસમાધિ પ્રગટે છે.

(લ૦) परिपाचना त्वेषां कुतर्कप्रभवमिथ्याविकल्पव्यपोहतः श्रवणपाठप्रतिपत्तीच्छाप्रवृत्त्यादिरूपा ।

**અર્થ**–આ શ્રદ્ધાદિ બીજોનું પરિપક્વ થવું કુતર્કથી ઊઠતા મિથ્યા વિકલ્પો દૂર કરવા દ્વારા થાય છે, એ પરિપાક (ધર્મશાસ્ત્રનું) શ્રવણ, સૂત્રપાઠ, અર્થબોધ, (સૂત્રોક્તના અમલની) ઇચ્છા, પ્રવૃત્તિ, વગેરે સ્વરૂપ છે.

**વિવેચનઃ–**

**શ્રદ્ધાદિ–પરિપાકની વિધિઃ–**

પ્ર૦–અહીં શ્રદ્ધા મેધા વગેરે મહાસમાધિનાં બીજોનો અતિશય પરિપાક થયે અપૂર્વકરણરૂપ મહાસમાધિ થયાનું કહ્યું તો એમાં (૧) પરિપાક શી વસ્તુ છે? અને (૨) એ પરિપાકનો અતિશય એટલે શું?

ઉ૦–(૧) શ્રદ્ધાદિનો પરિપાક (i) મિથ્યા વિકલ્પો દૂર કરવા દ્વારા (ii) શ્રવણાદિ કરીને થાય છે, અર્થાત્ એ રીતે શ્રવણાદિ કરવા એજ પરિપાક વસ્તુ છે.

**મિથ્યા વિકલ્પો કુતર્કથી ઊઠે છે, અને શ્રદ્ધાદિને પેસવા કે પુષ્ટ થવા દેતા નથી.** દા. ત. કુતર્ક કર્યો કે 'સમ્યક્ત્વ તો તત્ત્વ–શ્રદ્ધારૂપ છે. એ માટે માર્ગાનુસારી ભૂમિકાની શી જરૂર? શ્રદ્ધા તો આંતરિક વિશ્વાસની વસ્તુ છે, ત્યાં માર્ગાનુસારીના બાહ્ય આચાર ન હોય તોય શું? એમ તો, વ્રત પણ ન હોય છતાં સમ્યક્ત્વ હોઈ શકે છે ને?'–આવો તર્ક ઉઠાવીને પછી વિકલ્પો એવા જ કરે 'કે આપણે તો શ્રદ્ધા બરાબર પકડી રાખવી. માર્ગાનુસારીના ગુણ અને આચાર તો આવવા હશે ત્યારે આવશે, અત્યારે ન હોય તો વાંધો નહિ. એ તો મિથ્યાદૃષ્ટિને ય હોય છે, પણ તેથી શું? બિચારા મિથ્યાત્વમાં રખડે છે. કિંમત સમ્યક્ત્વની છે...' આવા ઉપેક્ષાના કુતર્કજનિત વિકલ્પો કરે, ત્યાં શ્રદ્ધા ન આવે, ને આવી હોય તોય જતી રહે.

**માર્ગાનુસારિતાની બિનજરૂરિયાતના કુતર્કનું ખંડનઃ–**

આ કુતર્ક ખોટો એટલા માટે છે કે આમાં દિલનો ધ્વનિ એ છે કે 'માર્ગાનુસારીના ગુણો અને આચારોની જરૂર નથી, સમ્યક્ત્વ જરૂરી છે. બાહ્ય આચાર અને આભ્યન્તર શ્રદ્ધા, એને કોઈ સંબંધ નથી. તેમજ આંતરિક શ્રદ્ધા જ કિંમતી વસ્તુ છે. બાહ્ય આચાર ન હોય તો ચાલે.' કુતર્ક અને એના વિકલ્પો પાછળ આ માન્યતા બેઠી છે. પણ એ મિથ્યા છે; કેમકે શાસ્ત્ર કહે છે કે પ્રાયઃ જમીનને ખેડવા વગેરેની વિધિ જાળવવા પૂર્વક બીજ વવાય તો એમાંથી અંકુર ઊગી નીકળે છે. એવી રીતે પ્રાયઃ માર્ગાનુસારી આચારોના પાલન વગેરેસ્વરૂપ વિધિપૂર્વક આત્મક્ષેત્રમાં સમ્યક્ત્વ બીજ વવાય તો તેમાંથી અંકુર ઊગી નીકળે છે.

**પૂર્ણ તત્ત્વશ્રદ્ધાથી જ સમ્યક્ત્વઃ–**

અલબત કોઈનામાં માર્ગાનુસારી આચાર ન

હોય એનામાં ઉપદેશ કે કોઈ તીર્થયાત્રાદિ ધર્માનુષ્ઠાન વગેરેનું પ્રબળ નિમિત્ત મળતાં સમ્યક્ત્વ ન જ પ્રગટે એવું નહિ, પરંતુ એ પામેલો પણ આચારને બિનજરૂરી તો ન જ માને. 'સમ્યગ્ આચારો ઉપાદેય છે' એ તત્ત્વ પણ તત્ત્વોની અન્તર્ગત જ છે. સદ્ આચારોની ઉપાદેયતાની શ્રદ્ધા ન હોય તો સંપૂર્ણ તત્ત્વની શ્રદ્ધા જ ક્યાં રહી ? ને તે વિના સમ્યક્ત્વ શાનું હોય ? શાસ્ત્ર કહે છે કે આખી દ્વાદશાંગી માને પણ એમાંના જો એકાદ અક્ષરનીય શ્રદ્ધા ન કરે તો એ મિથ્યાત્વી છે. બાકી બાહ્ય આચાર તો અંતરની વૃત્તિને ઘડે છે, પોષે છે. દુરાચારો દિલ બગાડે છે; જ્યારે પવિત્ર માર્ગાનુસારી વગેરેના આચાર દિલ સુધારે છે; યાવત્ જિનોક્ત તત્ત્વ પૈકીનાં હેય-ઉપાદેય તત્ત્વની હેયતા-ઉપાદેયતા હૈયે સચોટ લાગવા રૂપે શ્રદ્ધા ઊભી કરે છે. પવિત્ર આચાર-નિયમોની બેપરવાઈ-ઉપેક્ષા-અવમૂલ્યાંકન હોય ત્યાં તત્ત્વશ્રદ્ધા આવી શકે જ નહિ. શાસ્ત્રે સમ્યક્ત્વના ઉપદેશ પૂર્વે માર્ગાનુસારી જીવનનો ઉપદેશ આપ્યો છે, માટે એવા જીવનનું મહત્ત્વ માનવું જોઈએ. શાસ્ત્ર-શ્રદ્ધાથી પણ એ બનાવવાનો પ્રયત્ન જરૂરી જ માનવો જોઈએ, અને યથાશક્તિ આદરવા પ્રયત્ન જોઈએ. સારાંશ, ઉક્તકુતર્ક અને એના પર કરાતા વિકલ્પ મિથ્યા છે.

(ii) કુતર્કજનિત વિકલ્પ દૂર કરીને શ્રવણ, પાઠ, પ્રતિપત્તિ વગેરે કરાય એ શ્રદ્ધા, મેધા વગેરે સમાધિબીજોની પાકક્રિયા છે. શ્રદ્ધાદિનો પરિપાક કરવો એટલે આ જ શ્રવણાદિ કરવાનું.

**શ્રદ્ધાદિ-પરિપાકનાં સાધનભૂત શ્રવણ-પાઠ-પ્રતિપત્તિ વગેરેની સમજ :-**

**શ્રવણ** એટલે ધર્મશાસ્ત્રને સાંભળવું; તે ગુરુ પાસે વિનયાદિ બરાબર જાળવવા સાથે વિધિપૂર્વક સંભ્રમ-સંવેગ સાથે. ધર્મશાસ્ત્ર-સૂત્રની વાચના લેવી તે શ્રવણ કહેવાય. એ શ્રદ્ધા-મેધાદિને ખીલવી આપે. ગમેતેમ સાંભળી લેવા માત્રથી શ્રદ્ધા ન ખીલે, મેધા યાને કુશળ બુદ્ધિ ન ખીલે, વગેરે.

* **પાઠ** એટલે એ ગુરુમુખે સાંભળેલા ધર્મશાસ્ત્ર-સૂત્રને જાતે ભણવું. તૈયાર કરવું. એ ભણતાં ભણતાં શ્રદ્ધા-મેધાદિને યોગ્ય ક્ષયોપશમ વધતો જાય છે.

* **પ્રતિપત્તિ** એટલે ગુરુ પાસે તે શાસ્ત્રના અર્થને બરાબર સમજી એનો બોધ પામવો. જેમ જેમ નવા નવા શાસ્ત્રપદાર્થ સમજવા મળે છે તેમ તેમ સંવેગ વધતો જાય છે; શાસ્ત્રની ઉપાદેયતા વધુ આવે છે. વળી નવું નવું સમજતો જાય છે, એમ શ્રદ્ધા-મેધાદિ વધુ ને વધુ વિકસતા જાય છે. સમ્યગ્ ધર્મશાસ્ત્રોનો આ પ્રભાવ છે. એની ઉપેક્ષા હોય અને ભળતી વાતોમાં મન અટવાયું રહે ત્યાં શ્રદ્ધા-મેધાદિ ક્યાંથી વિકસે ?

* **ઇચ્છા** એટલે સમજેલા ધર્મશાસ્ત્રના આદેશને અમલમાં ઉતારવાની ચિંતા, તીવ્ર અભિલાષા, અત્યંત ઉપાદેય બુદ્ધિપૂર્વક 'ક્યારે કેમ એનો અમલ કરું !' એવી તાલાવેલી. એ જાગવી જ જોઈએ. તો જ સાંભળેલું-સમજેલું વાસ્તવિક ગણાય, શુદ્ધ બુદ્ધિએ સાંભળ્યું અને સમજ્યા ગણાય. ભળતા મલિન ઉદ્દેશથી કે ગતાનુગતિકપણે ધર્મશાસ્ત્ર સાંભળ્યા સમજ્યા પર એની સાથે પોતાના આત્માને કોઈ હિતગ્રાહી સંબન્ધ નથી રહેતો, કે પ્રાયઃ નથી બનતો. પંડિત પણ થઈ જાય, પરંતુ પરોપદેશાર્થ પાંડિત્ય ! શાસ્ત્રનું અમલમાં લાવવાની કેટલી ધગશ છે એના પર સમ્યક્ શ્રવણ-સમજનું માપ નીકળે છે. હજી અમલ તો પછી, પરંતુ આવી ધગશ પણ શ્રદ્ધા-મેધાદિને વિકસાવનાર બને છે.

* **પ્રવૃત્તિ** એટલે શાસ્ત્રના આદેશને આદર અને વિધિપૂર્વક સતત આચરણમાં ઉતારવા તે. શ્રદ્ધા, મેધા, ધૃતિ વગેરે પર આની બહુ મોટી અસર પડે છે; કેમકે શાસ્ત્રની સમજપૂર્વક ઇચ્છાથી સવિધિ સતત આચરણ કરવામાં ચિત્તપ્રસાદ વગેરે વધે છે, આચરણમાં ત્રિકરણ-યોગ લાગવાથી આવરણકર્મના ક્ષયોપશમમાં ભારે વૃદ્ધિ થાય છે. એટલે પછી શ્રદ્ધાદિ વિશેષ વિકસે એ સહજ છે. શુદ્ધ દિલે વિધિપૂર્વક સતત પ્રવૃત્તિ કરનારનો આ અનુભવ છે. બાકી પ્રવૃત્તિ કરવાનો ભાર મન પર ન હોય અને યથાશક્તિ એ કરવાની હોય નહિ, તો શ્રવણ, પાઠ વગેરે એક બોજારૂપ થાય. આવશ્યક-નિર્યુક્તિ-

કાર શ્રી ભદ્રબાહુસ્વામી કહે છે.

'जहाखरो चंदणभारवाही भारस्स भागी न हु चंदणस्स।
एवं खु नाणी चरणेण हीणो,भारस्स भागी न हु सुग्गइए॥'

—જેવી રીતે ગધેડો ચંદનનો ભાર ઉંચકે પણ ઉતારી નાખવારૂપે, તેથી એની સુવાસનો ભાગી નથી બનતો; એમ આચરણ વિનાનો જ્ઞાની પણ એ જ્ઞાન એ પંડિતાઇ ક્યાંક ઠાલવી દેવી અને માન-પાન કમાઇ લેવા એજ ગણતરીમાં હોઇ જ્ઞાનના ભારનો જ ભાગી છે, પણ સદ્‌ગતિનો નહિ. એને શ્રદ્ધા-મેધાદિ ન થાય. ત્યારે જ્ઞાનને પ્રવૃત્તિમાં ઉતારનારને શ્રદ્ધાદિ સુંદર વિકસ્વર બને છે.

અહીં ગ્રંથકારે શ્રવણપાઠ....પ્રવૃત્ત્યાદિ કહ્યું છે એમાં 'આદિ' પદથી આગળના પગથિયાં વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ લેવાના છે.

* વિઘ્નજય એટલે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વિઘ્ન પર વિજય. એ વિઘ્ન ક્રમશઃ પ્રવાસીને નડતા કંટક, જ્વર અને દિશાવ્યામોહની જેમ ક્ષુધાદિ પરિસહ, રોગ અને મિથ્યા વિપર્યાસરૂપ છે. એના પર વિજય એટલે કે એ પીડનારા ન બને, ચિત્ત ચલિત ન કરે; એવી આત્મસ્થિતિ બનાવી દેવી. (૧)તપસ્યા-લઘુતા-તત્ત્વદૃષ્ટિ વગેરે દ્વારા ભૂખ, તરસ, પરોત્કર્ષ વગેરે સહન કરવાની ટેવ પાડવાથી પરિસહો જિતાય છે. (૨) હિત-મિત આહાર, રસત્યાગ, તપસ્યા વગેરેથી રોગ પ્રાયઃ આવતા નથી, કદાચ આવે તો સમભાવે સહી લેવાશે.(૩) સમ્યક્‌ત્વને ખૂબ ખૂબ શાસ્ત્રપરિશીલન અને સત્સંગ આદિ દ્વારા સારૂં દઢ અને તેજસ્વી કરવાથી મિથ્યા વિપર્યાસ, બુદ્ધિભેદ, ચિત્તવ્યામોહ વગેરેને અવકાશ રહેતો નથી. આમ ત્રિવિધ વિઘ્નોનો પરાજય કરવાથી ધર્મપ્રવૃત્તિ અખંડ અને સતેજ ચાલે છે. વિઘ્નજયમાં થતો આંતરિક પુરુષાર્થ શ્રદ્ધા, મેધાદિમાં સુંદર વૃદ્ધિ કરે છે.

* સિદ્ધિ એટલે અમલમાં ઉતારવાથી શાસ્ત્રોક્ત વસ્તુ સિદ્ધ થવી તે. દા.ત. ક્ષમા કે જિનભક્તિની પ્રવૃત્તિ કરવા માંડી, વચમાં ઊઠતાં વિઘ્ન જીતતા ગયા, પ્રવૃત્તિ આદર-બહુમાન-વિધિ જાળવીને સતત કરતા ગયા, તો એક વખત એવો આવી લાગે છે કે એ ક્ષમા અને જિનભક્તિ આત્મસાત્ બની જાય છે, આત્માનો સહજ સ્વભાવ બની જાય છે, ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ હૈયે સહેજે ક્ષમા જ સ્ફુરાયમાન હોય, જિનભક્તિ જ ઝળહળતી હોય. આવી સિદ્ધિ પ્રાપ્ત કરાય એ તો વળી શ્રદ્ધા, મેધા વગેરેને ખૂબ જ વિશિષ્ટ બનાવે છે.

* વિનિયોગ એટલે સિદ્ધ થયેલ ગુણ કે ધર્મને સંયોગ મળવા મુજબ કાર્યમાં યોજવા, અન્યોમાં એને ઉતારવા. આમાં એ ઊંચી પરોકારવૃત્તિ છે કે 'શાસ્ત્રની આ વસ્તુ કેમ બીજા પામે' અને એ પ્રમાણે પરાર્થકરણ છે, એટલે સહેજે પોતાના શ્રદ્ધા-મેધાદિ મહાતેજસ્વી બને એ સ્વાભાવિક છેઃ એટલું જ નહિ પણ ભવાંતરમાં એ વિશેષ રૂપે અનુયાયી બને છે, કેમકે વિનિયોગ એક એવો મહાન યોગ છે! એ જે ગુણ કે ધર્મનો વિનિયોગ શુદ્ધ દિલથી પોતે કરે છે એ ભવાંતરમાં શીઘ્રતા સરળતા અને વિશેષતા સાથે પ્રગટ થાય, એવું સાનુબંધ શુભ પેદા કરી આપે છે.

આ જે શ્રવણ, પાઠ, પ્રતિપત્તિ, ઇચ્છા, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ વિવિધ ધર્મગુણોને અનુલક્ષીને કરવામાં આવે છે, એ શ્રદ્ધા-મેધાદિને યાવત્ અનુપ્રેક્ષાને વધુ ને વધુ વિકસાવતા હોવાથી, શ્રદ્ધા-મેધાદિનો ક્રમિક પરિપાક શ્રવણાદિસ્વરૂપ કહી શકાય. તાત્પર્ય શ્રદ્ધાદિને અધિકાધિક પરિપકવ કરતાં જવું એટલે શું ? તો કે આ શ્રવણાદિ યોગ વધારતા રહેવું.

(લ૦-) अतिशयस्त्वस्यास्तथास्थैर्यसिद्धिलक्षनः प्रधानसत्त्वार्थहेतुरपूर्वकरणावह इति परिभावनीयम्।

અર્થ :-ત્યારે (શ્રદ્ધાદિના) પરિપાકની અતિશયતા (એમાં) તેવા પ્રકારની સ્થિરતા સિદ્ધ કરવા રૂપ છે, પ્રધાન સત્વ પદાર્થની કારણભૂત છે, અપૂર્વકરણને લાવનારી છે; એ વિચારી લેવું.

વિવેચન :-

'અતિશય પરિપાક' એમાં અતિશય શું ?

શ્રવણાદિ યોગ વધારતાં જતાં શ્રદ્ધ, મેધા વગેરે પકવ થતાં આવે છે. એનો અતિશય પરિપાક એ શ્રદ્ધાદિમાં વિશિષ્ટ સ્થૈર્ય સિદ્ધ કરવાં રૂપ છે. પરિ-

પાકની અતિશયતા થઇ ત્યારે ગણાય કે જ્યારે શ્રદ્ધા-
દિમાં વિશિષ્ટ સ્થિરતા પ્રાપ્ત થાય. અર્થાત શ્રદ્ધા,
મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષા એવી ઉચ્ચ
કક્ષાએ પહોંચી જાય, કે જ્યાં આત્મા, જે અત્યાર
સુધી અન્યાન્ય વિકલ્પોમાં યાને ભિન્ન ભિન્ન ચિત્તો-
પયોગમાં ફરતારામ હતો, હમણાં અમુક વિચારતો
હતો, બીજી જ ક્ષણે બીજું જ વિચારતો થાય, ભલે
પૂર્વને સંબંધવાળું, વળી ત્રીજી ક્ષણે ત્રીજો જ વિચાર
કરે, એમ એક ઉપયોગમાં સ્થિર નહિ –એ સ્થિતિમાં
હતો, તે હવે શ્રદ્ધાદિપૂર્વક અનુપ્રેક્ષાનું સામર્થ્ય
અત્યંત વધી ગયું હોવાથી એક જ ઉપયોગે સ્થિ-
રતા કરે; આ સ્થિરતાની સિદ્ધિ એ શ્રદ્ધાદિનો અતિ-
શય પરિપાક છે. આમ તો જીવ એક ઉપયોગમાં
અંતર્મુહૂર્ત સ્થિર રહી શકે છે, પરંતુ તે બહુ નાનો
અંતર્મુહૂર્તકાળ છે. માટે ત્યાં બહુ સામાન્ય સ્થિરતા
કહેવાય; પાછો તરત બીજા વિકલ્પમાં ચઢે છે. જ્યારે
અહીં અતિશય પરિપાકદશાને વિષે એક ઉપયોગમાં
વિશિષ્ટ સ્થિરતા એવી આવે છે કે પૂર્વે ઝટપટ સુલભ
એવા બીજા વિકલ્પોને અહીં અવકાશ નથી રહેતો.
આ સ્થિરતાનો ય કાળ તો અંતર્મુહૂર્ત જ હોય છે,
પરંતુ એ મોટું અંતર્મુહૂર્ત છે, અને એમાં ખૂબ જ
એકાગ્રભાવ અને તન્મયભાવ હોય છે. આવી સ્થિ-
રતા એ જ શ્રદ્ધાદિનો અતિશય પરિપાક.

**તમો-રજો ગુણ:-પ્રધાન સત્ત્વ :-**

અતિશયિત પાક કરવાની ક્રિયા પ્રધાન સત્ત્વ
નામના પદાર્થને ઉત્પન્ન કરે છે. જીવમાં ત્રણ ગુણ
કહેવાય છે,-તમો ગુણ, રજો ગુણ,સત્ત્વ ગુણ; જેનાથી
એ તામસી, રાજસી કે સાત્ત્વિક પ્રકૃતિ ધરાવે છે.
તામસપ્રકૃતિથી મોહમૂઢ, અજ્ઞાન, કષાયગ્રસ્ત બને છે.
રાજસ પ્રકૃતિથી પ્રવૃત્તિશીલ દોડધામવાળો બને છે.
સાત્ત્વિક પ્રકૃતિથી વિષયવિરક્ત, વિવેકી, જ્ઞાની, અને
સુખ-દુઃખની સામે ઉદાસીન, ધીર, વીર વગેરે હોય
છે. તમો-રજો ગુણની પ્રબળતાથી માણસ મોટા
અર્થ-કામના પાપારંભો અને યુદ્ધ વગેરેના પરાક્રમ
ખેડે છે ત્યારે લોકો કહે છે 'કેવો સત્ત્વશીલ આ
પુરુષ છે!' પરંતુ તે સત્ત્વ નામમાત્રથી છે, સત્ત્વા-
ભાસ છે, ખરેખરું ગુણરૂપ નિર્મળ સત્ત્વ નથી. કિન્તુ
વિષયવિલુબ્ધ ઇન્દ્રિયો અને ક્રોધલોભાદિગ્રસ્ત મનની
સરાસર ગુલામી છે. વાસ્તવિક સત્ત્વગુણ તો એ
ગુલામીને હટાવી, ઉપર કહ્યું તેમ, વિષયવિરક્ત,
વિવેકી, ઉપશાંત વગેરે બનાવનારું હોય છે. એ
ગુલામી તૂટી એટલે જીવ પ્રલોભનકારી અને પરા-
ભવકારી જગતની સામે અણનમ ધીર-ગંભીરપણે
ઊભો રહે છે, ગુલામી સેવતો નથી. આ સત્ત્વ પણ
પ્રારંભિક અલ્પ માત્રાથી વધતું વધતું અતિ ઉચ્ચ
કોટિના સત્ત્વરૂપ બને ત્યારે મોહના આંતરિક સંસ્કાર
રૂપે પડેલા બંધનોને પણ સહેજ વારમાં તોડી નાખે
છે. એ પ્રધાન સત્ત્વ છે, એને લાવનારી પૂર્વની સત્ત્વ-
માત્રાઓ એની અપેક્ષાએ ગૌણ સત્ત્વ છે.

શ્રદ્ધા-મેધા વગેરેને પકવનારી શાસ્ત્રશ્રવણ-પાઠ-
પ્રતિપત્તિ વગેરે ક્રિયા સત્ત્વને ખીલવતી જાય છે.
એમાં જ્યારે શ્રદ્ધાદિના અતિશય પરિપાકની ક્રિયા
થાય છે ત્યારે પ્રધાન સત્ત્વ વિકસ્વર બને છે. આનાથી
અપૂર્વ સામર્થ્ય પ્રગટે છે. ચિત્તને ડહોળી નાખનાર
અનેક વિકલ્પોની હારમાળાને અટકાવી દેનાર અલૌ-
કિક ધૈર્ય ત્યાં પ્રગટ થાય છે. મોહની સૂક્ષ્મ વૃત્તિ-
ઓને પણ નષ્ટ કરી દેવાનો અદ્ભુત સામર્થ્યયોગ
આ પ્રધાનસત્ત્વ પ્રગટાવે છે, જે અપૂર્વકરણ મહા-
સમાધિને લઇ આવે છે. તાત્પર્ય, શ્રદ્ધા, મેધા,
ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાને અતિશય પક્વ કર-
વાની ક્રિયા પ્રધાન સત્ત્વ પદાર્થને જન્મ આપી
અપૂર્વકરણને તાણી લાવે છે. આ વિચારી લેવા
જેવું છે.

(લ૦) स्वयमित्थमुप्र०....मित्थमेतदु)च्चारणं
तु (१) एवमेवोपधाशुद्धं सद् (प्र० शुद्धं) अनुष्ठानं भव-
तीति, (२) एतद्वानेव चास्याधिकारीति ज्ञापनार्थम् ।

**અર્થ**:-(સદ્ધાએ મેહાએ વગેરે પદોનું) **જાતે
આ રીતે ઉચ્ચારણ તો એ જણાવવા માટે છે કે,
(૧) એજ રીતે એ ઉપાયશુદ્ધ સદ્ અનુષ્ઠાન બને
છે, એ રીતે ઉચ્ચારણથી અનુષ્ઠાન પરીક્ષાશુદ્ધ
બને છે અને (૨) એ શ્રદ્ધાદિવાળો જ આ** (કાયો-
ત્સર્ગ)નો **અધિકારી છે.**

વિવેચન:-

**'સદ્ધએ' ઇત્યાદિનું ઉચ્ચારણ બે કારણો:-**

પ્ર૦–ઠીક છે શ્રદ્ધાદિ એ આટલા બધા મહત્ત્વના હો, પરંતુ કાયોત્સર્ગસૂત્રમાં એનું જાતે ઉચ્ચારણ શા સારૂ કરવું ?

ઉ૦–જાતે આ રીતે ઉચ્ચારણ કરવામાં આવે છે એ મહત્ત્વની બે વસ્તુ સૂચવે છે.

(૧) કોઈપણ અનુષ્ઠાન ઉપાયશુદ્ધ હોય અર્થાત્ એના સાધન-અંગોથી સંપન્ન હોય તો જ એ સમ્યગ્ અનુષ્ઠાન બને છે. દા. ત. મંદિરમાં વીતરાગની પૂજા કરવા જાય પરંતુ સાથે પૂજાની સામગ્રી પૂજાનાં દ્રવ્ય ન રાખે, એ પૂજાનું અનુષ્ઠાન કેવું કરે ? એમ અહીં શ્રદ્ધાદિસાધન વિના કાયોત્સર્ગનું અનુષ્ઠાન ક્યાંથી વાસ્તવિક અનુષ્ઠાન થાય ?

પ્ર૦–શ્રદ્ધાદિને આંતરિક રીતે ભલે રાખે પણ એનું ઉચ્ચારણ શા માટે કરવું ?

ઉ૦–'હું શ્રદ્ધાથી, મેધાથી...કાયોત્સર્ગ કરૂં છું' એવા ઉચ્ચારણથી કાયોત્સર્ગનું અનુષ્ઠાન પરીક્ષાશુદ્ધ બને છે. અર્થાત્ પોતાની જાતની પરીક્ષા થાય છે, જાતને તપાસી લેવાય છે, કે 'હું શ્રદ્ધા-મેધાદિવાળો બનીને કાયોત્સર્ગ કરૂં છું ને ?' ઉચ્ચારણ ન કરે તો સંભવ છે કે શ્રદ્ધાદિ હોવાની તપાસ વિના એમજ કાયોત્સર્ગ થાય, અને ત્યાં શ્રદ્ધાદિ વ્યવસ્થિત ન ય હોય. ઉચ્ચારણથી જાગૃતિ રહે છે.

(૨) શ્રદ્ધા, મેધાદિવાળો હોય એજ કાયોત્સર્ગનો અધિકારી છે, એ પણ 'હું શ્રદ્ધાથી મેધાથી...કાયોત્સર્ગ કરૂં છું' એવા ઉચ્ચારણથી સૂચિત થાય છે. જેનામાં શ્રદ્ધાદિ નથી એને એમ બોલીને કાયોત્સર્ગ કરવાનો અધિકાર જ શાનો ? 'સદ્ધાએ' વગેરે પદો બાદ રાખીને સૂત્ર બોલે તો એ સ્વેચ્છાચાર ને અનધિકૃત ચેષ્ટા ગણાય, કાયોત્સર્ગના અધિકારી તરીકેનો આચાર નહિ. અધિકારી રહેવું હોય તો શ્રદ્ધાદિ રાખવા જોઈએ અને ગણધરરચિત આ સૂત્ર અખંડ બોલવું જોઈએ.

(લ૦–) ('वड्ढमाणीए....') वर्द्धमानाय-वृद्धिं गच्छन्त्या, नावस्थितया। प्रतिपदोपस्थाप्येतत्, श्रद्धया वर्द्धमानया, एवं मेधया...इत्यादि। लाभक्रमादुपन्यासः श्रद्धादीनां,-श्रद्धायां सत्यां मेधा, तद्भावे धृतिः, ततो धारणा, तदनु अनुप्रेक्षा। वृद्धिरप्यनेनैव क्रमेण।

एवं 'तिष्ठामि कायोत्सर्गमि'त्यनेन प्रतिपत्तिदर्शयति। प्राक् 'करोमि-करिष्यामि' इति क्रियाभिमुख्यमुक्तं, सांप्रतं त्वासन्नतरत्वात् क्रियाकाल-निष्ठाकालयोः कथंचिदभेदात् 'तिष्ठाम्येवाहम्'।

**અર્થ**:–'વડ્ઢમાણીએ' એટલે વૃદ્ધિ પામતી, કિન્તુ તદવસ્થ રહેલી નહિ. આ પદ (સદ્ધાએ મેહાએ વગેરે) દરેક પદને લાગુ થનારૂં છે. (એથી) વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, એમ (વૃદ્ધિ પામતી) મેધાથી, ઇત્યાદિ શ્રદ્ધાદિનો નિર્દેશ પ્રાપ્તિના ક્રમે છે; શ્રદ્ધા હોય તો મેધા (પ્રાપ્ત થાય), મેધા હોય તો ધૃતિ, ધૃતિથી ધારણા, ધારણા પછી અનુપ્રેક્ષા (થાય). વૃદ્ધિ પણ આજ ક્રમથી. એમ 'ઠામિ કાઉસ્સગ્ગં' (કાયોત્સર્ગમાં રહું છું) આનાથી (કાયોત્સર્ગનો) સ્વીકાર બતાવે છે. પૂર્વે 'કરેમિ' અર્થાત્ 'હું કરીશ' એમ ક્રિયાની સન્મુખતા કહી, હવે તો (ક્રિયાની) વધારે નિકટતા હોવાથી અને ક્રિયાના (ઉત્પત્તિ-) કાળ તથા (ક્રિયાના) સમાપ્તિકાળનો અપેક્ષાએ અભેદ હોવાથી, 'હું રહું છું જ' (એમ કહે છે.)

**વિવેચનઃ**—

'वड्ढमाणीए' શ્રદ્ધાદિની વૃદ્ધિ –

સૂત્રના 'વડ્ઢમાણીએ' પદનો અર્થ વૃદ્ધિ પામતી એવો છે. એથી સૂચવ્યું કે તદવસ્થ નહિ, એકવાર જેટલા પ્રમાણમાં ઊભી કરી તેટલામાં જ સ્થિર નહિ, પણ અધિક અધિક વધતી જતી. શું ? શ્રદ્ધા, મેધા વગેરે; કેમકે આ 'વડ્ઢમાણીએ' વિશેષણ 'સદ્ધાએ' વગેરે દરેકને લાગુ થાય છે. અર્થાત્ કાયોત્સર્ગ કરવાનો તે તદવસ્થ શ્રદ્ધા મેધાદિથી નહિ, કિન્તુ અધિકાધિક વધતી જતી શ્રદ્ધા, વધતી જતી મેધા, વૃદ્ધિ પામતી ધૃતિ, વૃદ્ધિ પામતી ધારણા; અને વિકસતી જતી અનુપ્રેક્ષાથી કરવાનો ધર્મશાસ્ત્રોનું શ્રવણ, પઠન, પ્રતિપત્તિ વગેરે પણ એવી રીતે કરતા જવું જોઈએ કે શ્રદ્ધા, મેધા વગેરે વધુ ને વધુ વિકસતા રહે; તો જ કાયોત્સર્ગમાં પણ તેમ થવું શક્ય છે. [૧]કાયોત્સર્ગ અને એમાંના ધ્યાનની અચિંત્ય શક્તિ પર શ્રદ્ધા બધુ પ્રબળ બનતી જાય, [૨]એની ઉપાદેયબુદ્ધિ-ગ્રહણપરિણામ વિકસતો ચાલે, [૩]એમાં સ્થિરતા-તન્મયતા અધિકાધિક જામતી જાય,

૪પોતાની વાક્-કાયાને વોસિરાવ્યાની તથા ધ્યાનમાં ચિંતવાતા પદાર્થની ધારણા વધુ ને વધુ સતેજ બનતી જાય, અને પદધ્યાનમાં અનુપ્રેક્ષાની એકરસતા વિશેષ વિશેષ તીવ્ર થતી જાય, આ કરવાનું છે. આત્મા કાયોત્સર્ગ પૂર્વે બીજા ભાવમાં હતો, એટલે એને હવે આ રીતે શ્રદ્ધાદિ ભાવો વધારવાને અવકાશ છે. કર્મના ક્ષયોપશમની અસંખ્ય કક્ષા હોય તેથી ઉચ્ચ ઉચ્ચ કક્ષાનો ક્ષયોપશમ થતો જાય તેમ તેમ એ ભાવો વૃદ્ધિ પામે છે.

## શ્રદ્ધા મેધાદિનો ઉત્પત્તિક્રમ:

આ શ્રદ્ધાદિ ભાવોની પ્રાપ્તિ 'સદ્ધાએ, મેહાએ;' વગેરે પદોના ક્રમે જ થાય છે. અર્થાત્ શ્રદ્ધા આવે તો જ મેધા પ્રગટે; મેધા હોય તો જ ધૃતિ જન્મે, ધૃતિના બળે જ ધારણા થઈ શકે, અને ધારણા થયા પછી જ અનુપ્રેક્ષા કરી શકાય. આ સૂચવે છે કે શ્રદ્ધાની ઉપેક્ષા કરીને મેધા અર્થાત્ શાસ્ત્રગ્રહણનો વાસ્તવિક કુશળ બુદ્ધિપરિણામ ન જન્મી શકે. શ્રાદ્ધ છે નહિ અને 'મોટી બુદ્ધિના બળે શાસ્ત્રના પદાર્થો પકડી શકું,' આ અભિમાન રાખવું ખોટું છે. એમ કરવા જતાં ક્યાંક કુતર્કો, અશ્રદ્ધા અને ઊંધું મારવાનું થાય. શાસ્ત્રશ્રદ્ધા ઉપર જ શ્રદ્ધા-સમજનો કુશળ બુદ્ધિપરિણામ થઈ શકે. આ મેધા આવ્યા પછી જ ધૃતિ, પ્રણિધાન, વિશિષ્ટ પ્રીતિ જાગી શકે; કેમકે શ્રદ્ધાથી જાગેલી પ્રીતિ, મેધા ને શાસ્ત્રગ્રહણની પટુબુદ્ધિ દ્વારા જ પરિકર્મિત (કેળવાયેલી) બનીને વિશિષ્ટ પ્રીતિરૂપ થાય છે; તો જ રાગાદિની વ્યાકુળતા મટી કાયોત્સર્ગના ધ્યાનમાં ધૈર્ય, સ્થિરતા આવે. એકલી શ્રદ્ધા કરી બેસી રહે, ને મેધા પ્રગટાવવાનું ન કરે, તો આ ધૃતિ ન આવી શકે. ત્યારે એ પણ સહજ છે કે એવી ધૃતિ આવે તો જ ધારણા થઈ શકે. ચિત્ત રાગાદિવ્યાકુળ હોય, મન પ્રસ્તુતમાં એકાગ્ર ન હોય, તેમ એવી વિશિષ્ટ પ્રીતિયુક્ત ન હોય, તો સંભળાતા-ચિંતવાતા પદાર્થની ધારણા ન થાય, વિસ્મૃતિ થાય. તો જેની ધારણા નહિ એની અનુપ્રેક્ષા યાને એના ઉપર ચિંતન શું ચાલી શકે? ધારણા આવે તો જ અનુપ્રેક્ષા આવી શકે, વ્યાખ્યાન સાંભળતાં એમાં કહેવાતા પદાર્થોની સંકલના જોડી જોડીને ધારણા કરાય, તો જ પછીના સમયમાં એના પર અનુપ્રેક્ષા થઈ શકે.

**શ્રદ્ધા-મેધાદિનો વૃદ્ધિક્રમ:-**

જેમ શ્રદ્ધા હોય તો જ મેધા આવે, મેધાથી જ ધૃતિ આવે-ઇત્યાદિ, તેમ શ્રદ્ધાદિની વૃદ્ધિ પણ એ જ ક્રમે થાય છે. શ્રદ્ધા વધે તો જ મેધા વધે; મેધા વધે તો જ ધૃતિમાં વધારો થાય. વગેરે.

પ્ર૦- શ્રદ્ધા એટલી જ હોય છતાં ચિંતનાદિથી મેધા-બુદ્ધિ વધે છે ને? તો ક્રમિક વૃદ્ધિનો નિયમ ક્યાં રહ્યો?

ઉ૦- મેધા એટલે ખાલી બુદ્ધિકૌશલ્ય નથી, કિન્તુ ઉપાદેયભાવયુક્ત બુદ્ધિનો પરિણામ છે; અને શાસ્ત્રોક્ત વસ્તુને ઉપાદેય તરીકે સ્વીકારવાનો આ ભાવ, જો શ્રદ્ધા વધશે, તો જ વધવાનો. જેટલા પ્રમાણમાં તત્ત્વશ્રદ્ધાની વૃદ્ધિ, તેટલા પ્રમાણમાં તત્ત્વની ઉપાદેયબુદ્ધિ સતેજ બનવાની.

પ્ર૦- શ્રદ્ધા નહિ ને તર્કના બળે ય ઉપાદેયબુદ્ધિ વધી શકે ને?

ઉ૦- ત્યાં પણ તર્ક બરાબર લાગુ થતાં શ્રદ્ધા વધે જ છે, તેથી મેધા વધે; એ શ્રદ્ધા વધવાથી જ મેધા વધી ગણાય. શ્રદ્ધા ન વધે તો તર્ક મળવા છતાં દિલને જચવાનો નહિ. માટે તર્કથી પણ મેધાની વૃદ્ધિ થવામાં શ્રદ્ધાવૃદ્ધિ આગળ આવીને જ ઊભી રહેવાની.

**કુમારપાળને મહાફળ શ્રદ્ધા-મેધા-ધૃતિ વિકાસ પર :-**

મેધાબળ વધે તો ધૃતિબળ વધે વસ્તુના ઉપાદેયભાવ સાથે બુદ્ધિબળ વધ્યું એટલે સહેજે વસ્તુમાં મનની ધૃતિ સ્થિરતા જોરદાર બને. જ્યાં હજી એટલો ઉપાદેયભાવ નથી જાગ્યો ત્યાં મન તેવું સ્થિર ન રહે. તો તેથી કાંઈ અચિંત્ય ફળ ન નીપજે. પાંચ કોડીના ફૂલથી જિનપૂજા કરી અઢાર દેશની ઠકુરાઈનું પુણ્ય રાજા કુમારપાળે પૂર્વના દરિદ્ર ભવમાં ઉપાર્જ્યું. ત્યારે એ જિનપૂજા પ્રતિક્ષણ કેવી વૃદ્ધિ પામતી શ્રદ્ધા-મેધા-ધૃતિથી કરી હશે! જૈન શાસનમાં દાનાદિ ધર્મના પ્રમાણની જેટલી કિંમત

છે, એના કરતાં અધિક કિંમત એ ધર્મ કેવી શ્રદ્ધા-મેધાદિથી કર્યો એની છે; અને એ ભવિષ્ય કાળના ધર્મવર્ધક મહાન ફળ પરથી માપી શકાય છે કે દાનના પ્રમાણુ કરતાં દાન વખતે ઊલસી ઊઠેલા શ્રદ્ધા-મેધા-ધૃતિના વધતા વિકાસનું જ બહુ મૂલ્ય છે. પાંચ કોડીના ફૂલથી પૂજા કરતાં પૂજાનો ઉપાદેય ભાવ ગજબ વધતો ચાલ્યો કે, 'જગતમાં આ અર્હદ્દભક્તિની તોલે શું છે? આજ અત્યંત આદરણીય વસ્તુ છે. એ મળવામાં કેવું મારૂં અહો-ભાગ્ય!' આવા વધતા ભાવે પૂજામાં ધૃતિ, તન્મયતા વધાર્યે રાખી; ચિંતામણિની પ્રાપ્તિ પર દરિદ્રને થાય તેવું આશ્વાસન-હૈયાધારણુ ઉત્કટ વધતું ચાલ્યું! એમાં અચિંત્ય ફળ ઊભું થયું; અઢાર દેશનું સામ્રાજ્ય તો મામુલી ફળ, પણુ અપૂર્વ ધર્મશ્રદ્ધા-મેધા-ધૃતિબળની ધર્મસાધના અને ગણધરપણાનાં પુણ્ય સાથે ત્રીજા ભવે મુક્તિનાં અચિંત્ય-અમેય ફળ!! પુષ્પ-પૂજા તો બીજા ય કરે છે, પણુ આ પ્રતિસમય વધતી શ્રદ્ધા-મેધાથી વૃદ્ધિગત ધૃતિબળ સાથેની પુષ્પપૂજા જુદી! કેમકે એનાં ફળમાં કુમારપાળને સમ્રાટ રાજાના વૈભવ અને ઐશ્વર્યનાં એવાં પ્રખર પુણ્યાનુબંધી પુણ્ય ઉદયમાં આવ્યાં કે જ્યારે કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ જગતમાં જ્ઞાનથી શાસનપ્રભાવના કરે, ત્યારે આ ધર્મશ્રદ્ધા અને પુણ્યથી શાસનપ્રભાવના કરે! પૂર્વની નિર્મળ વૃદ્ધિગત શ્રદ્ધા-મેધા-ધૃતિના સંસ્કારે અહીં મહા પુણ્યસમૃદ્ધિ વચ્ચે પણુ શ્રદ્ધા-મેધા-ધૃતિ ઊલસાવી. ભલે પુષ્પપૂજાનો કાળ અલ્પ, પરંતુ એમાં સમયો અસંખ્ય; એના પ્રત્યેક સમયે વધતી મેધા ને ધૃતિએ બીજા ભવે વર્ષોના વર્ષો અપૂર્વ ધર્મશ્રદ્ધા-મેધા-ધૃતિ વિકસાવી. એના પર ત્રીજા ભવે ગણધરપદ મળવાનું નક્કી થયું! સારાંશ મેધા વધે તો ધૃતિ વધે!

એમ, ધૃતિ વધે તો ધારણા વધતી ચાલે. દા. ત. તત્ત્વ સાંભળતાં એના પર જો તન્મયતા-સંભ્રમ વધે તો ચિત્તમાં એની ધારણા વધે. પ્રભુદર્શનમાં પણુ તન્મયતા સંભ્રમ વધવાથી જ ચિત્તમાં પ્રભુની ધારણા વધતી આવે.

એવી રીતે ધારણાની વૃદ્ધિથી જ અનુપ્રેક્ષાની વૃદ્ધિ થતી આવે. અનુપ્રેક્ષા યાને ચિંતન તો એ જ પદાર્થનું હોય, પણુ એ વધુ ને વધુ ઊંડું અને તન્મય થતું આવે; એવું કે બીજા બધાનું વિસ્મરણ અલિપ્તતા અનાસક્તિ વધતી જાય, અત્યારે એનો કશો ખ્યાલ તો નહિ પણુ તત્ત્વચિંતન મૂકી એનો ખ્યાલ કરવામાં જાણે મહેનત પડે એટલું બધું એનાથી ચિત્ત અળગું થઈ ગયું હોય. ભગવાન સાધના-કાળમાં ધ્યાન વખતે ધારણા-બળની વૃદ્ધિ ઉપર એટલી બધી અનુપ્રેક્ષા-વૃદ્ધિ અનુભવતા કે કાયાને પીડી રહેલ પરીસહોનો ચિત્ત ખ્યાલ જ નહોતું કરતું. શ્રદ્ધા-મેધા-ધૃતિની વૃદ્ધિપૂર્વક ધારણાની વૃદ્ધિ કરવાથી આ અનુપ્રેક્ષા-વૃદ્ધિ થાય. વર્ષોના વર્ષો એકના એક ધોરણમાં ભણતા રોબડ વિદ્યાર્થીની જેમ રોબડ-ગીરીથી સાધના ચાલે તેથી શું? સાધનાનો અભ્યાસ વધતાં શ્રદ્ધા વધે, મેધા વધતી જાય, ધૃતિ-ધારણા-અનુપ્રેક્ષાનું બળ વધતું ચાલવું જોઈએ. આ 'વડ્ઢ-માણીએ'નું વિવેચન થતું.

'ठामि काउस्सग्गं'—

હવે 'ઠામિ કાઉસ્સગ્ગ' એટલે હું કાયોત્સર્ગમાં રહું છું. આનાથી આ ક્રિયાની પ્રતિપત્તિ યાને પ્રારંભ સૂચવે છે. પહેલાં 'કરેમિ કાઉસ્સગ્ગં' એટલે કે 'હું કાયોત્સર્ગ કરૂં છું, કરીશ,' એમ કહીને કાયોત્સર્ગ-ક્રિયાની સન્મુખતા દેખાડી, અહીં 'ઠામિ' એમ કહીને કાયોત્સર્ગનો પ્રારંભ બતાવે છે.

**પ્ર૦**-કાયોત્સર્ગમાં રહેવાનું તો હજી **'અન્નત્થ૦'** સૂત્ર બોલ્યા પછી શરૂ થશે, તો ત્યાં તો 'રહું છું' એમ કહી શકાય, અહીં કેવી રીતે કહેવાય?

ઉ૦-વાત સાચી છે, કાયોત્સર્ગનો પ્રારંભ ત્યાં નિષ્પન્ન છે, પ્રારંભની નિષ્પત્તિ ત્યાં પૂર્ણ થાય છે, પરંતુ એની નિષ્પત્તિ કરવાની ક્રિયા શરૂ અહીંથી થાય છે, માટે અહીં કહી શકાય કે 'કાયોત્સર્ગ આરંભું છું, કાયોત્સર્ગમાં રહું છું.' આનું કારણ એ છે કે—

**ક્રિયાકાળ-નિષ્ઠાકાળ અભિન્ન:-**

કાર્યનો ઉત્પત્તિકાળ અને સમાપ્તિકાળ, એ બે વધારે નજીક અને સંલગ્ન હોઈ અભિન્ન-એકરૂપ

ગણાય; એમ નિશ્ચયનય કહે છે. એટલે ઉત્પત્તિકાળ એજ નિષ્ઠાકાળ; અર્થાત્ ઉત્પાદન-ક્રિયાનો પ્રારંભ કાળ એ જ ઉત્પાદનક્રિયાનો નિષ્પત્તિ કાળ, સમાપ્તિ કાળ. તેથી ત્યાં જેમ કહેવાય કે 'ઉત્પન્ન થાય છે', એમ કહેવાય કે 'ઉત્પન્ન થઈ.' આ હિસાબે કાયોત્સર્ગના પ્રારંભની ક્રિયા ભલે 'અન્નત્થ૦' સૂત્ર બોલીને નિષ્પન્ન થાય, અર્થાત્ પ્રારંભ વસ્તુતઃ ત્યાં અસ્તિત્વમાં આવે; પરંતુ એ પ્રારંભની ઉત્પાદન-ક્રિયા અહીં...'અણુપ્પેહાએ વડ્ઢમાણીએ'થી શરૂ થાય છે, માટે ઉપરોક્ત નિશ્ચયનય-મતાનુસાર એની નિષ્પત્તિ પણ અહીં માનવી જ જોઈએ. તેથી અહીં જેમ કાયોત્સર્ગ પ્રારંભ કરવાનો છું' એમ કહેવાય, તેમ 'કાયો૦ પ્રારંભ કરૂં છું', અર્થાત્ 'કાયો૦માં રહું છું', 'ઠામિ કાઉસ્સગ્ગં', એમ પણ કહી શકાય.

પ્ર૦-ક્રિયાનો ઉત્પત્તિકાળ અને નિષ્પત્તિકાળ એ એકજ, એમ કેમ કહેવાય? કેમકે 'ઉત્પન્ન થતું' એ વર્તમાન અવસ્થા છે. જ્યારે 'ઉત્પન્ન થયું' એ અતીત અવસ્થા છે; તો વર્તમાન એ જ અતીત કેમ?

ઉ૦-વસ્તુ દા. ત. વસ્ત્રવસ્તુ પ્રથમ ક્ષણથી જ દરેક ક્ષણે ઉત્પન્ન થતી છે એ વાત તો નક્કી છે. હવે જો ત્યાં ત્યાં ઉત્પન્ન થઈ ન માનીએ, દા. ત. પ્રથમ ક્ષણે, પ્રથમ તાણાવાણાના મિલાને વસ્ત્ર જો ઉત્પન્ન થયાનું ન માનીએ, તો એ ઉત્પત્તિક્રિયાનું ફળ ન આવવાથી ક્રિયા નિષ્ફળ વ્યર્થ ગણાશે! ખરી રીતે તો ક્રિયા ઉત્પાદ્ય વસ્તુના ઉત્પાદન અર્થે છે; તો એનું ફળ ઉત્પાદન થવું જોઈએ. જો પ્રથમ ક્ષણે એ ન થયું તો ઉત્તરોત્તર ક્ષણની ઉત્પત્તિ-ક્રિયાઓથી પણ એ જ રીતે ઉત્પાદન નહિ થવાનું. એમ છેલ્લી ક્ષણની ઉત્પત્તિક્રિયા સુધીમાં પણ ઉત્પન્ન ન થવાથી વસ્તુ વસ્ત્ર ઉત્પન્ન ક્યારે?

પ્ર૦-ક્રિયા સમાપ્ત થયા પછી ઉત્પન્ન કહેવાય ને?

ઉ૦-એનો અર્થ તો એ, કે 'વસ્તુ ક્રિયા કાળમાં ઉત્પન્ન નહિ, પણ ક્રિયા રહિત કાળમાં ઉત્પન્ન થઈ.' તો તો ક્રિયા-પછીના કાળની જેમ ક્રિયા-પૂર્વનો કાળ પણ ક્રિયારહિત કાળ છે, તો ત્યાં કેમ ઉત્પન્ન નહિ? ત્યાં ય ઉત્પન્ન થયાની આપત્તિ આવે! ને એવું જો હોય તો તો વસ્તુ અનાદિ ઉત્પન્ન થયેલી માનવી પડે! પરંતુ એવું નથી એ સૂચવે છે કે ક્રિયારહિત કાળમાં ઉત્પન્ન નથી, શું પહેલાં કે શું પછી, કિન્તુ ક્રિયા કાળમાં જ ઉત્પન્ન છે.

પ્ર૦-પણ આ તો પ્રત્યક્ષવિરુદ્ધ છે; કેમકે ઉત્પાદન ક્રિયા વખતે વસ્તુ ઉત્પન્ન થયેલી ક્યાં દેખાય છે?

ઉ૦-વસ્તુદર્શન સ્થૂલ દૃષ્ટિથી નહિ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી કરવાની જરૂર છે. વસ્તુ જે ઉત્પન્ન થાય છે તે સર્વાંશે એક જ ક્ષણમાં નહિ, કિન્તુ પ્રત્યેક ક્ષણે અંશે અંશે ઉત્પન્ન થતી આવે છે; અને એમ ક્રમસર અંશો ઉત્પન્ન થતા આવતાં છેલ્લો અંશ બનવા પર સમગ્ર અંશો આવી મળે છે ત્યારે અખંડ સમગ્ર વસ્તુ ઉત્પન્ન થઇ દેખાય છે. એટલે કહેવાય કે વસ્તુ અંશે અંશે અંશે દરેક ક્ષણે ઉત્પન્ન થઇ, અને સર્વાંશે છેલ્લી ક્ષણે થઇ. દા. ત. વસ્ત્ર એકેક તાણા-વાણાના મિલને એટલા એટલા અંશે ઉત્પન્ન થયું જ છે. તો જ પછી છેવટે છેલ્લા તાણાવાણાના મિલને સમગ્ર વસ્ત્ર ઉત્પન્ન થયું દેખાય છે. પૂર્વની ક્ષણોએ જો અંશો ઉત્પન્ન ન હોત તો તો છેલ્લી ક્ષણ તો માત્ર એટલો જ છેલ્લો એક જ અંશ ઉત્પન્ન કરવા સમર્થ છે; તો એટલા માત્રથી કાંઇ સર્વાંશે સમગ્ર વસ્ત્ર થયું ન કહેવાય. વસ્તુના સર્વ અંશ ઉત્પન્ન થવામાં સર્વ ક્ષણની ઉત્પાદનક્રિયા જવાબદાર છે. એટલે જ દરેક ક્ષણની ક્રિયા વસ્તુનો એકેક અંશ ઉત્પન્ન કરી જ રહી છે, એ સિદ્ધ થાય છે.

પ્ર૦-ભલે એમ હો; પરંતુ વસ્તુનો અંશ જ ઉત્પન્ન ને? વસ્તુ શી રીતે ઉત્પન્ન કહેવાય?

ઉ૦-વસ્તુનો અંશ વસ્તુથી એકાન્તે ભિન્ન નથી. નહિતર તો સર્વ અંશ પણ વસ્તુથી ભિન્ન રહીને વસ્તુ જ ઉત્પન્ન નહિ થાય! કેમકે એકેક ક્રિયાઓ તો તે તે અંશ બનાવી કૃતાર્થ થઇને નિવૃત્ત થઇ, તે યાવત્ છેલ્લી ક્રિયા છેલ્લો અંશ બનાવી કૃતાર્થ થઇ. હવે ખુદ વસ્તુને બનાવનાર કોણ? કોઇ રહ્યું નહિ. તેથી ઉત્પત્તિક્રિયા પૂર્ણ થવા છતાં વસ્તુ અસત્ જ રહેશે! માટે માનવું જોઇએ કે અંશ એ વસ્તુથી તદ્દન ભિન્ન નથી, વસ્તુ જ છે; અલબત્ત

અંશે વસ્તુ છે. એટલે ઉત્પત્તિક્રિયાની પ્રથમ ક્ષણે પણ અંશ ઉત્પન્ન થયો અર્થાત્ અંશે વસ્તુ જ ઉત્પન્ન થઇ, એ સિદ્ધ થાય છે.

પ્ર૦-ઠીક છે; તો પણ પ્રથમ ક્ષણે ઉત્પન્ન થતી, અને પછી બીજી ક્ષણે ઉત્પન્ન થયેલી માનીએ તો શો વાંધો ?

ઉ૦-બીજી ક્ષણની ક્રિયા જો એ પ્રથમ અંશ ઉત્પન્ન કરે, તો પોતે એમાં ક્ષીણબળ થઈ જવાથી બીજો અંશ કોણ કરશે ? ...યાવત છેલ્લો અંશ કોણ કરશે ? વળી વાંધો ઉપર કહ્યો તે, ક્રિયારહિત કાળમાં જો ઉત્પન્ન થવાનો સ્વભાવ હોય તો તો ઉત્પત્તિક્રિયાક્ષણની પૂર્વ ક્ષણમાં ઉત્પન્ન કેમ નહિ ? કેમકે એ પૂર્વ ક્ષણ પણ ક્રિયારહિત કાળ તો છે જ.

પ્ર૦-પણ એમ કહેવાય ને કે ક્રિયા પછીના જ ક્રિયારહિત કાળમાં ઉત્પન્ન થવાનો વસ્તુસ્વભાવ છે ? એટલે પૂર્વ ક્ષણે ઉત્પન્ન થવાની આપત્તિ નહિ આવે.

ઉ૦-વાત સાચી, કિન્તુ તો તો ઉત્પત્તિ ક્રિયા પછીની પહેલી જ ક્ષણે ઉત્પન્ન કેમ, બીજી ક્ષણે કેમ નહિ ? અગર કહો એવો જ સ્વભાવ છે કે પછીની પહેલી ક્ષણે જ ઉત્પન્ન થાય, તો એ આવ્યું કે ક્રિયા બિચારી વાંઝણી હતી ! પોતાના જીવન-કાળમાં એણે ફળ ન દેખ્યું. અર્થાત્ ક્રિયાકાળમાં ક્રિયાનું કશું સામર્થ્ય ન રહ્યું, એ આપત્તિ છે. વળી 'ક્રિયા' પણ એક જાતનું કાર્ય છે. હવે જો એ પ્રથમ ક્ષણની ક્રિયા ઉત્પન્ન થતી છે ત્યારે ઉત્પન્ન થઈ નથી, તો શું એ પ્રથમ ક્ષણની ક્રિયા બીજી ક્ષણે ઉત્પન્ન થઇ ? ના, પ્રથમ ક્ષણે જ ઉત્પન્ન થતી અને ઉત્પન્ન થયેલી બંને ય છે. એ જ રીતે વસ્ત્રાદિ કાર્ય પ્રથમ ક્ષણની ઉત્પત્તિ-ક્રિયાકાળે ઉત્પન્ન થતું અને થયેલું બંને ય છે.

વ્યવહારનયે બીજી ક્ષણે કાર્ય : યુક્તિ :—

અલબત્ આ નિશ્ચયનયનો મત છે કે કારણ–વ્યાપારના કાળમાં જ કાર્ય ઉત્પન્ન થાય છે. વ્યવહારનય તો કહે છે કે કારણ–વ્યાપારની ઉત્તર ક્ષણે કાર્ય બને છે. એમાં દલીલ એ છે કે 'કારણ' શબ્દનો અર્થ એ છે કે 'જે કાર્યને કરે તે કારણ.' હવે કાર્ય કરવા માટે પહેલાં પોતે તો અસ્તિત્વમાં આવવું પડે ? એટલે પોતે અસ્તિત્વમાં આવ્યા પછી એનાથી બીજી ક્ષણે કાર્ય થાય. નહિતર તો કારણ પોતે હજી ઉત્પન્ન થાય છે, ને સાથે પાછું કાર્યને ય ઉત્પન્ન કરે છે એ કેમ બને ? બાપ પોતે જન્મવા સાથે જ કાંઇ પુત્રને પેદા નથી કરતો. તંતુ પોતે ઉત્પન્ન થયા પછી જ વસ્ત્ર પેદા કરે છે. એ જ રીતે પ્રથમ ક્ષણની ઉત્પત્તિ ક્રિયા 'તાણા-વાણાનું મિલન' એ પણ પોતે ઉત્પન્ન થયા પછીની ક્ષણે જ કાર્ય કરે, એમ માનવું જ પડે.

આમ છતાં ઉત્પત્તિક્રિયા કાંઇ એક જ ક્ષણની નથી, પરંતુ અનેક ક્ષણોની છે. તેથી વ્યવહારનયે પણ દરેક ક્ષણની ક્રિયાનું કાર્ય એની એની ઉત્તર ક્ષણે ઉત્પન્ન થયું માનવું જોઇએ. કાયોત્સર્ગ-પ્રારંભની ક્રિયા પણ અનેક ક્ષણની, તે 'વડ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં'થી માંડીને (ઉત્પન્ન થતી) 'અપ્પાણં વોસિરામિ' પદે નિષ્પન્ન થતી છે. એમાંની પહેલી ક્ષણ બાદ પણ કાયો૦-પ્રારંભરૂપ કાર્યની અંશે નિષ્પત્તિ હોય ત્યાં 'કાયો૦ પ્રારંભ કરું છું' યાને 'ઠામિ કાઉ૦' એમ કહી શકાય.

( લ૦ ) अनेनाभ्युपगमपूर्वं श्रद्धादिसमन्वितं च सदनुष्ठानमिति दर्शयति। आह,—'श्रद्धादिविकलस्यैवमभिधानं मृषावादः'। को वा किमाह इति? सत्यम्, इत्थमेवैतदिति तन्त्रज्ञाः। किन्तु न श्रद्धादिविकलः प्रेक्षावान् एवमभिधत्ते, तस्यालोचितकारित्वात्। मन्दतीव्रादिभेदाश्चैते तथाऽऽदरादिलिङ्गा इति। नातद्वत आदरादि इत्यतस्तदादरादिभावेऽनाभोगवतोऽप्येत इति।

**અર્થ :**-આ ('સદ્ધાએ.... ઠામિ કાઉ૦' પદ-સમૂહ)થી સૂચવે છે કે સ્વીકારપૂર્વક અને શ્રદ્ધાદિસંપન્ન (હોય તે જ) સદ્ અનુષ્ઠાન છે. ( જો ) કહો 'શ્રદ્ધાદિરહિતનું આ પ્રમાણે ( સદ્ધાએ.... ઠામિ૦ ) બોલવું મૃષાવાદ', ( તો ઉત્તર એ છે કે ) કોણ બીજું કહે છે? સાચું; એ એમ જ છે એવું શાસ્ત્રજ્ઞો કહે છે. કિન્તુ વિચારક માણસ શ્રદ્ધાદિરહિત રહીને સદ્ધાએ મેહાએ એ પ્રમાણે બોલતો નથી, કેમકે તે વિચારીને કરવાવાળો હોય છે. વળી એ (શ્રદ્ધાદિ) મન્દ તીવ્ર વગેરે (અનેક) પ્રકારના હોય છે અને એ તેવા (મન્દ-તીવ્રાદિ) આદર વગેરે ચિહ્નવાળા (લક્ષણવાળા) હોય છે. એ શ્રદ્ધાદિ ન હોય એને તેનો આદર આદિ હોય નહિ. એટલા માટે જો તેનો આદર વગેરે છે, તો ( ચિત્ત-ચંચળતાએ સ્થાનવર્ણાદિનો ) ખ્યાલ ન હોય તો પણ એ (શ્રદ્ધાદિ) છે જ.

**વિવેચન :-**

**સદ્ અનુષ્ઠાનનું લક્ષણ :-**

અહીં 'અરિહંત ચેઇયાણં' સૂત્રમાં 'સદ્ધાએ થી 'ઠામિ કાઉસ્સગ્ગં' સુધીના પદો કહીને એ સૂચવે છે કે (૧) ક્રિયાના સ્વીકારપૂર્વક ક્રિયા કરે અને (૨) શ્રદ્ધા-મેધા વગેરે રાખીને કરે, તો જ એ ક્રિયા સદ્-સમ્યગ્ અનુષ્ઠાન કહેવાય.

**(૧) સ્વીકાર-પ્રણિધાનનો ભાર:—**

પહેલું, કોઇપણ અનુષ્ઠાન કરવામાં પ્રારંભે એનો સ્વીકાર કરવો જોઇએ કે 'આ હું કરવાનું સ્વીકારું છું.' માટે જ 'સામાયિક' કરતાં 'સામાયિક સંદિસાહું? સામાયિક ઠાઉં' બોલવામાં આવે છે. 'ઇરિયાવહી' શરૂ કરવા પૂર્વે 'ઇરિયાવહિયં પડિક્કમામિ,' વંદનમાં 'ઇચ્છામિ ખમાસમણો વંદિઉં,' અભ્યુત્થાન-વંદન કરતાં 'અબ્ભુટ્ઠિઓમિ...ખામેઉં' ઇત્યાદિ બોલાય છે. એ સ્વીકાર એટલા માટે જરૂરી છે કે પ્રવૃત્તિ કરતાં પહેલાં પ્રણિધાન કરવું આવશ્યક છે; અને કર્તવ્યનો સ્વીકાર કરવામાં માણસ ચોક્કસ બને છે કે 'હવે મારે આ જ કર્તવ્ય છે.' એટલે મન એમાં અર્પિત બને છે, એથી પ્રણિધાન થાય છે, એની જ તીવ્ર અભિલાષા ઊભી થઇ મન એમાં જ પરોવાય છે, અને ક્રિયા દરમિયાન ચિત્ત એમાં તન્મય રહે છે. સ્વીકાર-પ્રણિધાનનો ભાર જ માથે ન રહે તો ક્રિયા એક બાજુ રહેશે અને મન બીજે ક્યાંય ભટકતું હશે. એથી ક્રિયા-અનુષ્ઠાન સમ્યક્ નહિ બને, એક ઢોંગ જેવું થશે.

**(૨) શ્રદ્ધાદિ-સંપન્નતાઃ-**

બીજું, -દરેક અનુષ્ઠાન શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાવાળું હોવું જોઇએ. એ જરૂરી એટલા માટે છે કે સ્વીકાર કરીને કાયોત્સર્ગાદિ ક્રિયા શરૂ તો કરી, પરંતુ શ્રદ્ધાદિ નહિ હોય તો એ શ્રદ્ધાદિ વિનાની ક્રિયા વાસ્તવિક કાયોત્સર્ગ-વંદનાદિરૂપ ક્રિયા નહિ થાય, પણ 'નાટકિયાના નાટક જેવી થશે. દિલના શ્રદ્ધાદિ ભાવવાળી ક્રિયા જ સદ્-અનુષ્ઠાન કહેવાય.

**શ્રદ્ધાદિ વિના 'સદ્ધાએ....' બોલવું એ મૃષાવાદ :—**

પ્ર૦-તો પછી શ્રદ્ધાદિ વિનાનો હોય એનું 'સદ્ધાએ મેહાએ...ઠામિ કાઉ૦—' બોલવું મૃષાવાદ ઠરશે!

ઉ૦-કોણ નિષેધ કરે છે? સાચું, એ એમ જ છે. શ્રદ્ધાદિ ન હોય અને કહેવું કે 'હું શ્રદ્ધાથી કાયોત્સર્ગમાં રહું છું', એ અસત્ય જ વચન છે, એમ શાસ્ત્રજ્ઞ પુરુષો કહે છે. કિંતુ પ્રેક્ષાવાન અર્થાત્ વિચારક બુદ્ધિમાન પુરુષો એમ જ શ્રદ્ધાદિ વિના બોલે છે એવું નથી હોતું, કેમકે એ વિચારપૂર્વક કાર્ય કરનારા હોય છે. પ્રવૃત્તિ કેમ સફળ થાય એ વિચારીને જે પગલું માંડે એ તો સહેજે જુએ કે "હું આ 'સદ્ધાએ....' વગેરે બોલું છું તેનો શો ભાવ છે? 'શ્રદ્ધાદિ સાધન સહિત કાયોત્સર્ગમાં રહેવાનો'-તો પછી સાથે શ્રદ્ધાદિ રાખવા જ જોઇએ" આ જો જોવાનું ન હોય તો એનામાં પ્રેક્ષાવત્તા શી? શ્રદ્ધાદિ એ સાધન છે, સાધન વિના કાર્ય સીઝે નહિ, છતાં એમ જ કાર્ય સાધવાની નિષ્ફળ પ્રવૃત્તિ

કરે એ અવિચારી પુરુષ છે.

**શ્રદ્ધાદિમાં અનેક કક્ષા:—**

અલબત શ્રદ્ધાદિની અનેક મંદ, મધ્યમ, તીવ્ર, તીવ્રતર વગેરે અનેક કક્ષાઓ હોય છે. તેથી તીવ્ર કે મધ્યમ કોટિની શ્રદ્ધા વગેરે ન હોય તેથી શ્રદ્ધા નથી જ એમ કહેવાય નહિ; કેમકે મંદ કક્ષાની હોઈ શકે છે. જો કે શ્રદ્ધાદિ ધર્મ એ આંતરિક ધર્મ હોઇને છદ્મસ્થથી દેખી શકાય એવા નથી, પરંતુ બાહ્ય આદર વગેરે લિંગ પરથી એને જાણી શકાય છે. આદર-કરણપ્રીતિ વગેરે જે આગળ પર કહેવામાં આવશે તે આભ્યન્તર શ્રદ્ધાદિના લિંગ છે, ચિહ્ન છે, કેમકે એ શ્રદ્ધાદિમાંથી જન્મે છે. ઘરની અંદરના દીવાથી જન્મતા પ્રકાશને બારી બહાર જોઈ અંદરના દીવાની કલ્પના આવે, તેમ આ બાહ્ય આદરાદિ જોઇને આંતરિક શ્રદ્ધાદિનું અનુમાન થઇ શકે. આદરાદિ એ કાર્ય છે, શ્રદ્ધાદિ એનાં કારણ છે. કાર્ય પરથી કારણનું અનુમાન થાય. કાર્ય હોય તો કારણ માનવું જ પડે; પ્રકાશ છે તો પ્રદીપાદિ છે જ; છાયા છે, તો વૃક્ષાદિ છે જ.

આ ઉપરથી એ નક્કી થાય છે કે જો કાયોત્સર્ગાદિ અનુષ્ઠાનમાં આદર, કરણપ્રીતિ વગેરે છે, તો ત્યાં શ્રદ્ધાદિ છે જ. પછી ત્યાં સંભવ છે કે કદાચ અનાભોગ, અનુપયોગ પણ હોય. ચિત્ત-ચાંચલ્યના યોગે, અગર ક્રિયાની જ એક વસ્તુમાં ચિત્ત અટવાઇ જવાના લીધે, પ્રસ્તુત સ્થાન, વર્ણ, અર્થ વગેરેમાં ચિત્તનો ખ્યાલ જાગ્રત્ ન પણ રહ્યો, ધૃતિ ધારણા ન ય થઇ એમ બને, અથવા આભોગ એટલે કે વ્યક્ત ઉપયોગ યાને શ્રદ્ધાનો 'આજ તત્ત્વ સાચાં' એવો વ્યક્ત ખ્યાલ ન હોય; યા ઉપાદેય બુદ્ધિરૂપ મેધા, સહજ છે કે ક્રિયાને વ્યક્ત ઉપયોગ ચાલવાના લીધે, ન હોય. આમ છતાં એ ક્રિયાકારકમાં શ્રદ્ધાદિ નથી એમ ન કહેવાય.

(એટલું જરૂર છે કે શઠભાવ કે મલિન આશંસાના આદરાદિ ન હોવા જોઇએ, કેમકે એ તો શ્રદ્ધાદિ વિના પણ થાય. બાકી નિર્દોષ આદરાદિ તો શ્રદ્ધાદિ હોય તો જ આવી શકે. અલબત શ્રદ્ધાદિની માત્રા કોઇનામાં ઓછી હોવા સંભવ છે; પણ તેથી એનો સર્વથા અભાવ ન કહેવાય. આ કથન સૂચવે છે કે આત્માના ગુણોની ઓછી વધતી માત્રાના હિસાબે નીચી-ઊંચી અનેક કક્ષાઓ છે.

**ગુણમાં તરતમતાના વિચારના લાભ :-**

(૧) કોઇનામાં ઊંચી કક્ષાનો ગુણ ન જણાય તો એટલા માત્રથી ગુણ જ ન હોવાનું સીધું સર્ટિફિકેટ ન અપાય. એનામાં નીચેની કક્ષાનો ઓછી માત્રાવાળો ગુણ હોઈ શકે છે.

આ દૃષ્ટિ રાખવાના લાભમાં ગણાવી શકાય કે,

(૧) બીજા પર તુચ્છતાની દૃષ્ટિ ન થાય,

(૨) સાધર્મિકની અવગણનાનું પાપ ન થાય,

(૩) અસત્ય ચિંતન-ભાષણથી બચાય,

(૪) ગુણાનુરાગ સચવાય,

(૫) ઉપબૃંહણારૂપી મહાન દર્શનાચાર આચરી શકાય.

(૬) પોતાના અંગે પણ આ ગુણકક્ષાઓનો વિચાર રાખવાથી ખોટી નિરાશા કે આર્તધ્યાન નહિ થાય. કે 'હાય! મારામાં કશું નથી.' આશ્વાસન રહે કે 'અહોભાગ્ય મારાં કે અંશે પણ મને મળ્યું છે.'

(૭) એમ અતિ વિશ્વાસ, અભિમાન કે સંતોષ ન પકડી બેસાય કે 'મારામાં ગુણ આવી ગયો.' મન કહે 'સાવધાન! ગુણની એક જ માત્રા નથી, અનેક માત્રાઓ અનેક કક્ષાઓ છે. માટે હજી પણ ઉચ્ચ કક્ષા માટે પ્રયત્ન નહિ કરે તો ઉપરના ગુણ-સ્થાનકે નહિ પહોંચાય; કદાચ નીચે ગબડી પડાશે! યા ત્યાંનો ત્યાં અટકી પડીશ, તો અંતિમ વીતરાગતાના ધ્યેયે પહોંચી રહ્યો!'

(૮) એકેક ગુણ અને ધર્મની ચઢતી અનેક કક્ષાઓ છે, માટે નીચેની કક્ષાના ગુણ-ધર્મની પરવા કર્યા વિના સીધી ઉચ્ચ કક્ષાના ગુણ-ધર્મની જ હિમાયત કરે, દેશના દે, એ અસ્થાન દેશના છે, પાપ દેશના છે. દા. ત. વૈરાગ્યની કેઇ માત્રાઓ છે. એને અવગણી ઉચ્ચ કક્ષાની વીતરાગતાની વાત કરે એ શ્રોતાને અશક્યમાં અટવાવી, શક્ય સાધનાથી વંચિત રાખવાનું ઘોર પાપ કરે છે. આજના સોનગઢ-મતપ્રેરકની આ દશા છે.

(લ૦) इक्षु-रस-गुड-खण्ड-शर्करोपमाश्चित्तधर्म्मा इत्यन्यैरप्यभिधानात्, इक्षुकल्पं च तदादरादीति। अत्र-

त्यतः क्रमेणोपायवतः शर्करादिप्रतिमं श्रद्धादीति । कषायकटुकत्वनिरोधतः शममाधुर्यापादनसाम्येन चेतस एवमुपन्यास इति । एतदनुष्ठानमेव चैवमिहोपायः तथा तथा सद्भावशोधनेनेति परिभावनीयम् ।

**અર્થ**:-'શેરડી, રસ, ગોળ, ખાંડ, સાકરના જેવા (ક્રમિક અધિક માધુર્યવાળા) ચિત્તધર્મો હોય છે', એમ બીજાઓએ પણ કહ્યું છે. તો આદરાદિ એ શેરડી જેવા છે. ઉપાય યોજનારને એમાંથી ક્રમશઃ સાકર આદિ જેવી શ્રદ્ધા વગેરે બને છે. ચિત્તમાં કષાયોની કટુતા નિવારી ઉપશમની મધુરતા લાવવાની સદૃશતાને લીધે આ પ્રમાણે (ઇક્ષુ આદિ અને આદરાદિના ઉપમાનઉપમેયભાવની) રજુઆત કરી. આ કાયોત્સર્ગ-અનુષ્ઠાન જ એ (સામાન્યથી આદરાદિયુક્ત) રીતે તે તે પ્રકારે શુદ્ધ પરિણામને નિર્મળ કરતા રહેવા દ્વારા આ (સાકરાદિ જેવા શ્રદ્ધાદિની) પ્રત્યે ઉપાયભૂત છે. એ વિચારી લેવું.

**વિવેચન :-**

**મન્દતીવ્રાદિમાં ઇક્ષુ-રસ વગેરેની ઉપમા:-**

શ્રદ્ધા-મેધાદિ એ મન્દ, તીવ્ર, વગેરે હોઇ શકે છે એ ઇતર દર્શનવાળાના મતથી પણ સિદ્ધ થઇ શકે છે; કેમકે એ પણ કહે છે કે 'ચિત્તના શુભ પરિણામ (ક્રમશઃ વધતી મધુરતાવાળા) શેરડી-રસ-ગોળ-ખાંડ-સાકરના જેવા હોય છે, इक्षु-रस-गुड-खण्ड-शर्करोपमाश्चित्तधर्माः ।' તો જૈન મત કે જેમાં કર્મના ઉત્તરોત્તર ચઢતા ક્ષયોપશમોમાંથી શુભ અધ્યવસાયો પ્રગટવાનું માન્યું છે તેમાં આ શ્રદ્ધાદિ ચિત્તધર્મો પહેલાં મંદ, પછી મધ્યમ, પછી તીવ્ર, ઇત્યાદિ માન્ય હોય એમાં પૂછવાનું જ શું? આ શેરડી, રસ, વગેરેની ઉપમા સૂચવે છે કે મિઠાશ તો બધામાં; પરંતુ શેરડી કરતાં એના રસમાં વધારે, રસ કરતાં ગોળમાં વધુ, ગોળ કરતાં ખાંડમાં અને ખાંડની અપેક્ષાએ સાકરમાં અધિક મિઠાશ હોય છે. એ રીતે શ્રદ્ધાદિ અને આદર આદિમાં અધિકાધિક માત્રા વધતી જઇને મંદમાંથી મધ્યમ, મધ્યમથી તીવ્ર, વગેરે બને એમાં નવાઇ નથી.

**શ્રદ્ધાદિ-આદરાદિ પરસ્પરના પૂરક-વર્ધક:—**

એમાં બને છે એવું, કે આંતરિક મંદ શ્રદ્ધાથી દા. ત. કાયોત્સર્ગ અંગે આદર અર્થાત્ ઉપાદેય બુદ્ધિ, કરણપ્રીતિ વગેરે ઊભા કર્યા તે પણ ઇક્ષુ-શેરડી જેવા મંદ રસ-માત્રાવાળા હોય છે. પછી શ્રદ્ધાદિને વિશેષ પુષ્ટ કરનારા ઉપાયો, કાયોત્સર્ગ-અનુષ્ઠાનાદિમાં વિશેષ પુરુષાર્થ યોજવામાં આવે છે તો પ્રારંભે જે મંદ શ્રદ્ધા હતી તે ક્રમશઃ વધતી જતી રસ, ગોળ, વગેરેની મિઠાશની માફક અધિકાધિક તીવ્ર બનતી આવીને સાકરની મધુરતા જેવી અતિ તીવ્ર માત્રાવાળી બને છે. એવું જ મેધા, ધૃતિ વગેરેમાં તીવ્રતા વધતી જવાનું બને છે. આ સૂચવે છે કે આદરાદિનો અભ્યાસ વધે એટલે શ્રદ્ધાદિ વધે, એ વધે એટલે આદરાદિમાં જોસ વધતું જાય, એના અભ્યાસે વળી શ્રદ્ધાદિનો આવેગ વધે; એમ અન્યોન્યના પૂરક-વર્ધક બનતાં શ્રદ્ધાદિ પરિણામો સાકર જેવા ઉચ્ચ કોટિના થાય.

**એકાન્ત પક્ષોનું નિરાકરણ -**

એટલે હવે એકાન્ત પક્ષો, જેવા કે (૧) 'આદરાદિ વધાર્યે શું થવાનું હતું? શ્રદ્ધાદિ વિના બધું નકામું છે,' અથવા (૨) 'એકલી શ્રદ્ધાદિને વધાર્યે શું વળવાનું? આદરાદિ વધારો,' આવા એકાંત પક્ષનું નિરાકરણ થઇ જાય છે; કેમકે આદરાદિ વધતાં શ્રદ્ધાદિ વધે છે, અને શ્રદ્ધાદિ વધતાં આદરાદિ વધે છે. બંને આવશ્યક છે.

**કષાયાદિકટુતાઃ શમ મધુરતા :-**

અહીં બીજાં દૃષ્ટાન્ત છોડી ઇક્ષુ, રસ વગેરેની ઉપમાથી ઘટાવવાનું કારણ એ છે કે જેવી રીતે મોંમાં કડવાશ હોય તેને શેરડી, એનો રસ, ગોળ, વગેરે દૂર કરીને મિઠાશનું સંપાદન કરે છે, બરાબર એ રીતે કાયોત્સર્ગાદિ અનુષ્ઠાન સંબંધી આદરાદિ, એય ચિત્તમાં રહેલ ક્રોધાદિ કષાય, ઇન્દ્રિયોના વિકારો, અસદ્આગ્રહ-આવેશ, તુચ્છ જડના રાગદ્વેષ, હર્ષશોક, વગેરેની કડવાશને દૂર કરીને શમ, પ્રશમ, ઉપશમભાવરૂપી મધુરતાનું સંપાદન કરે છે. આ પ્રમાણે ઇક્ષુ, રસ વગેરેના આદર આદિ સાથે બરાબર ઉપમાન-ઉપમેયભાવ ઘટતો હોવાથી આવી રીતે ગ્રંથકાર મહર્ષિએ ઉપમા રજૂ કરી.

પ્ર૦-કરિયાતા વગેરેની કડવાશની જેમ ક્રોધાદિની કડવાશનો અનુભવ કેમ થતો નથી?

ઉ૦-એનું કારણ હૃદયમાં ઝેર પડેલું છે. જેમ

કરે એ અવિચારી પુરુષ છે.

**શ્રદ્ધાદિમાં અનેક કક્ષાઃ—**

અલબત શ્રદ્ધાદિની અનેક મંદ, મધ્યમ, તીવ્ર, તીવ્રતર વગેરે અનેક કક્ષાઓ હોય છે. તેથી તીવ્ર કે મધ્યમ કોટિની શ્રદ્ધા વગેરે ન હોય તેથી શ્રદ્ધા નથી જ એમ કહેવાય નહિ; કેમકે મંદ કક્ષાની હોઈ શકે છે. જો કે શ્રદ્ધાદિ ધર્મ એ આંતરિક ધર્મ હોઈને છદ્મસ્થથી દેખી શકાય એવા નથી, પરંતુ બાહ્ય આદર વગેરે લિંગ પરથી એને જાણી શકાય છે. આદર-કરણપ્રીતિ વગેરે જે આગળ પર કહેવામાં આવશે તે આભ્યન્તર શ્રદ્ધાદિના લિંગ છે, ચિહ્ન છે, કેમકે એ શ્રદ્ધાદિમાંથી જન્મે છે. ઘરની અંદરના દીવાથી જન્મતા પ્રકાશને બારી બહાર જોઈ અંદરના દીવાની કલ્પના આવે, તેમ આ બાહ્ય આદરાદિ જોઈને આંતરિક શ્રદ્ધાદિનું અનુમાન થઈ શકે. આદરાદિ એ કાર્ય છે, શ્રદ્ધાદિ એનાં કારણ છે. કાર્ય પરથી કારણનું અનુમાન થાય. કાર્ય હોય તો કારણ માનવું જ પડે; પ્રકાશ છે તો પ્રદીપાદિ છે જ; છાયા છે, તો વૃક્ષાદિ છે જ.

આ ઉપરથી એ નક્કી થાય છે કે જો કાયોત્સર્ગાદિ અનુષ્ઠાનમાં આદર, કરણપ્રીતિ વગેરે છે, તો ત્યાં શ્રદ્ધાદિ છે જ. પછી ત્યાં સંભવ છે કે કદાચ અનાભોગ, અનુપયોગ પણ હોય. ચિત્ત-ચાંચલ્યના યોગે, અગર ક્રિયાની જ એક વસ્તુમાં ચિત્ત અટવાઈ જવાના લીધે, પ્રસ્તુત સ્થાન, વર્ણ, અર્થ વગેરેમાં ચિત્તનો ખ્યાલ જાગ્રત્ ન પણ રહ્યો, સ્મૃતિ ધારણા ન ય થઈ એમ બને, અથવા આભોગ એટલે કે વ્યક્ત ઉપયોગ યાને શ્રદ્ધાનો 'આજ તત્ત્વ સાચાં' એવો વ્યક્ત ખ્યાલ ન હોય; યા ઉપાદેય બુદ્ધિરૂપ મેધા, સહજ છે કે ક્રિયાને વ્યક્ત ઉપયોગ ચાલવાના લીધે, ન હોય. આમ છતાં એ ક્રિયાકારકમાં શ્રદ્ધાદિ નથી એમ ન કહેવાય.

(એટલું જરૂર છે કે શઠભાવ કે મલિન આશંસાના આદરાદિ ન હોવા જોઈએ, કેમકે એ તો શ્રદ્ધાદિ વિના પણ થાય. બાકી નિર્દોષ આદરાદિ તો શ્રદ્ધાદિ હોય તો જ આવી શકે. અલબત શ્રદ્ધાદિની માત્રા કોઈનામાં ઓછી હોવા સંભવ છે; પણ તેથી એનો સર્વથા અભાવ ન કહેવાય. આ કથન સૂચવે છે કે આત્માના ગુણોની ઓછી વધતી માત્રાના હિસાબે નીચી-ઊંચી અનેક કક્ષાઓ છે.

**ગુણમાં તરતમતાના વિચારના લાભ :–**

(૧) કોઈનામાં ઊંચી કક્ષાનો ગુણ ન જણાય તો એટલા માત્રથી ગુણ જ ન હોવાનું સીધું સર્ટિફિકેટ ન અપાય. એનામાં નીચેની કક્ષાનો ઓછી માત્રાવાળો ગુણ હોઈ શકે છે.

**આ દૃષ્ટિ રાખવાના લાભમાં** ગણાવી શકાય કે,

(૧) બીજા પર તુચ્છતાની દૃષ્ટિ ન થાય,

(૨) સાધર્મિકની અવગણનાનું પાપ ન થાય,

(૩) અસત્ય ચિંતન-ભાષણથી બચાય,

(૪) ગુણાનુરાગ સચવાય,

(૫) ઉપબૃંહણારૂપી મહાન દર્શનાચાર આચરી શકાય.

(૬) પોતાના અંગે પણ આ ગુણકક્ષાઓનો વિચાર રાખવાથી ખોટી નિરાશા કે આર્તધ્યાન નહિ થાય. કે 'હાય! મારામાં કશું નથી.' આશ્વાસન રહે કે 'અહોભાગ્ય મારાં કે અંશે પણ મને મળ્યું છે.'

(૭) એમ અતિ વિશ્વાસ, અભિમાન કે સંતોષ ન પકડી બેસાય કે 'મારામાં ગુણ આવી ગયા.' મન કહે 'સાવધાન! ગુણની એક જ માત્રા નથી, અનેક માત્રાઓ અનેક કક્ષાઓ છે. માટે હજી પણ ઉચ્ચ કક્ષા માટે પ્રયત્ન નહિ કરે તો ઉપરના ગુણસ્થાનકે નહિ પહોંચાય; કદાચ નીચે ગબડી પડાશે! યા ત્યાંનો ત્યાં અટકી પડીશ, તો અંતિમ વીતરાગતાના ધ્યેયે પહોંચી રહ્યો!'

(૮) એકેક ગુણ અને ધર્મની ચઢતી અનેક કક્ષાઓ છે, માટે નીચેની કક્ષાના ગુણ-ધર્મની પરવા કર્યા વિના સીધી ઉચ્ચ કક્ષાના ગુણ-ધર્મની જ હિમાયત કરે, દેશના દે, એ અસ્થાન દેશના છે, પાપ દેશના છે. દા. ત. વૈરાગ્યની કેઈ માત્રાઓ છે. એને અવગણી ઉચ્ચ કક્ષાની વીતરાગતાની વાત કરે એ શ્રોતાને અશક્યમાં અટવાવી, શક્ય સાધનાથી વંચિત રાખવાનું ઘોર પાપ કરે છે. આજના સોનગઢ-મતપ્રેરકની આ દશા છે.

(લ૦) इक्षु-रस-गुड-खण्ड-शर्करोपमाश्चित्तधर्मा इत्यन्यैरप्यभिधानात्, इक्षुकल्पं च तदादरादीति । भव-

त्यतः क्रमेणोपायवतः शर्करादिप्रतिमं श्रद्धादीति । कषाय-कटुकत्वनिरोधतः शममाधुर्योपादनसाम्येन चेतस एव-मुपन्यास इति । एतदनुष्ठानमेव चैवमिहोपायः तथा तथा सद्भावशोधनेनेति परिभावनीयम् ।

**અર્થ**:- 'શેરડી, રસ, ગોળ, ખાંડ, સાકરના જેવા (ક્રમિક અધિક માધુર્યવાળા) ચિત્તધર્મો હોય છે', એમ બીજાઓએ પણ કહ્યું છે. તો આદરાદિ એ શેરડી જેવા છે. ઉપાય યોજનાને એમાંથી ક્રમશઃ સાકર આદિ જેવી શ્રદ્ધા વગેરે બને છે. ચિત્તમાં કષાયોની કટુતા નિવારી ઉપશમની મધુરતા લાવવાની સદૃશતાને લીધે આ પ્રમાણે (ઇક્ષુ આદિ અને આદરાદિના ઉપમાનઉપમેયભાવની) રજુઆત કરી. આ કાયોત્સર્ગ-અનુષ્ઠાન જ એ (સામાન્યથી આદરાદિયુક્ત) રીતે તે તે પ્રકારે શુદ્ધ પરિણામને નિર્મળ કરતા રહેવા દ્વારા આ (સાકરાદિ જેવા શ્રદ્ધાદિની) પ્રત્યે ઉપાયભૂત છે. એ વિચારી લેવું.

**વિવેચન :-**

**મન્દતીવ્રાદિમાં ઇક્ષુ-રસ વગેરેની ઉપમા:-**

શ્રદ્ધા-મેધાદિ એ મન્દ, તીવ્ર, વગેરે હોઈ શકે છે એ ઇતર દર્શનવાળાઓના મતથી પણ સિદ્ધ થઈ શકે છે; કેમકે એ પણ કહે છે કે 'ચિત્તના શુભ પરિણામ (ક્રમશઃ વધતી મધુરતાવાળા) શેરડી-રસ-ગોળ-ખાંડ-સાકરના જેવા હોય છે, इक्षु-रस-गुड-खण्ड-शर्करोपमाश्चित्तधर्माः ।' તો જૈન મત કે જેમાં કર્મના ઉત્તરોત્તર ઘટતા ક્ષયોપશમોમાંથી શુભ અધ્યવસાયો પ્રગટવાનું માન્યું છે તેમાં આ શ્રદ્ધાદિ ચિત્તધર્મો પહેલાં મંદ, પછી મધ્યમ, પછી તીવ્ર, ઇત્યાદિ માન્ય હોય એમાં પૂછવાનું જ શું? આ શેરડી, રસ, વગેરેની ઉપમા સૂચવે છે કે મિઠાશ તો બધામાં; પરંતુ શેરડી કરતાં એના રસમાં વધારે, રસ કરતાં ગોળમાં વધુ, ગોળ કરતાં ખાંડમાં અને ખાંડની અપેક્ષાએ સાકરમાં અધિક મિઠાશ હોય છે. એ રીતે શ્રદ્ધાદિ અને આદર આદિમાં અધિકાધિક માત્રા વધતી જઈને મંદમાંથી મધ્યમ, મધ્યમથી તીવ્ર, વગેરે બને એમાં નવાઈ નથી.

**શ્રદ્ધાદિ-આદરાદિ પરસ્પરના પૂરક-વર્ધક:—**

એમાં બને છે એવું, કે આંતરિક મંદ શ્રદ્ધાથી દા. ત. કાયોત્સર્ગ અંગે આદર અર્થાત્ ઉપાદેય બુદ્ધિ, કરણપ્રીતિ વગેરે ઊભા કર્યા તે પણ ઇક્ષુ-શેરડી જેવા મંદ રસ-માત્રાવાળા હોય છે. પછી શ્રદ્ધાદિને વિશેષ પુષ્ટ કરનારા ઉપાયો, કાયોત્સર્ગ-અનુષ્ઠાનાદિમાં વિશેષ પુરુષાર્થ યોજવામાં આવે છે તો પ્રારંભે જે મંદ શ્રદ્ધા હતી તે ક્રમશઃ વધતી જતી રસ, ગોળ, વગેરેની મિઠાશના માફક અધિકાધિક તીવ્ર બનતી આવીને સાકરની મધુરતા જેવી અતિ તીવ્ર માત્રાવાળી બને છે. એવું જ મેધા, ધૃતિ વગેરેમાં તીવ્રતા વધતી જવાનું બને છે. આ સૂચવે છે કે આદરાદિનો અભ્યાસ વધે એટલે શ્રદ્ધાદિ વધે, એ વધે એટલે આદરાદિમાં જોસ વધતું જાય, એના અભ્યાસે વળી શ્રદ્ધાદિનો આવેગ વધે; એમ અન્યોન્યના પૂરક-વર્ધક બનતાં શ્રદ્ધાદિ પરિણામો સાકર જેવા ઉચ્ચ કોટિના થાય.

**એકાન્ત પક્ષોનું નિરાકરણ –**

એટલે હવે એકાન્ત પક્ષો, જેવા કે (૧) 'આદરાદિ વધાર્યે શું થવાનું હતું? શ્રદ્ધાદિ વિના બધું નકામું છે,' અથવા (૨) 'એકલી શ્રદ્ધાદિને વધાર્યે શું વળવાનું? આદરાદિ વધારો,' આવા એકાંત પક્ષનું નિરાકરણ થઈ જાય છે; કેમકે આદરાદિ વધતાં શ્રદ્ધાદિ વધે છે, અને શ્રદ્ધાદિ વધતાં આદરાદિ વધે છે. બંને આવશ્યક છે.

**કષાયાદિકટુતાઃ શમ મધુરતા :-**

અહીં બીજાં દૃષ્ટાન્ત છોડી ઇક્ષુ, રસ વગેરેની ઉપમાથી ઘટાવવાનું કારણ એ છે કે જેવી રીતે મોંમાં કડવાશ હોય તેને શેરડી, એનો રસ, ગોળ, વગેરે દૂર કરીને મિઠાશનું સંપાદન કરે છે, બરાબર એ રીતે કાયોત્સર્ગાદિ અનુષ્ઠાન સંબંધી આદરાદિ, એ ય ચિત્તમાં રહેલ ક્રોધાદિ કષાય, ઇન્દ્રિયોના વિકારો, અસદ્આગ્રહ-આવેશ, તુચ્છ જડના રાગદ્વેષ, હર્ષશોક, વગેરેની કડવાશને દૂર કરીને શમ, પ્રશમ, ઉપશમભાવરૂપી મધુરતાનું સંપાદન કરે છે. આ પ્રમાણે ઇક્ષુ, રસ વગેરેના આદર આદિ સાથે બરાબર ઉપમાન-ઉપમેયભાવ ઘટતો હોવાથી આવી રીતે ગ્રંથકાર મહર્ષિએ ઉપમા રજૂ કરી.

પ્ર૦-કરિયાતા વગેરેની કડવાશની, જેમ ક્રોધાદિની કડવાશનો અનુભવ કેમ થતો નથી?

ઉ૦-એનું કારણ હૃદયમાં ઝેર પડેલું છે. જેમ

તેવી જાતના સર્પ કરડે તો પછી એ માણસને કડવા લીંમડાના પાન ચવરાવે છે, તે જ્યાંસુધી પેલું ઝેર હજી કાયમ છે ત્યાંસુધી લીમડાની કડવાશનો અનુભવ નથી થતો, ઝેર ઊતરી ગયે કડવાશ વર્તાય છે. કડવાશ વર્તાય એટલે સમજવું પડે કે ઝેર હવે ઊતરી ગયું. એવી રીતે હૃદયમાં મિથ્યાત્વ-મહામોહનું ઝેર હોય ત્યાંસુધી ક્રોધાદિ કષાયો કડવા નથી લાગતા. ઝેર ઊતરી જાય તો જરૂર લાગે. જેમ લીંમડા વગેરેની કડવાશથી મોં બગડે છે, તેમ આ કષાયાદિની કડવાશથી ચિત્ત બગડે છે. એ અટકીને જો ઉપશમભાવ આવે, અર્થાત્ કષાયના આવેશ શાંત પડે, ક્ષમા-સમતા, નમ્રતા-લઘુતા, ઋજુતા, નિખાલસતા, નિસ્પૃહતા-નિર્મમતા વગેરેના ઉમળકા આવે, તો મન સુધરે છે, તેથી એ મધુરતા જેવા કહેવાય.

પ્ર૦-કાયોત્સર્ગમાં આદર આદિ રાખવાથી કષાયાદિની કટુતા કેવી રીતે જાય?

ઉ૦-કાયોત્સર્ગ અંગે આદરાદિ કેળવવાથી પોતાની કાયા અને વાણી સુદ્ધાંનો સર્વથા નિરોધ થાય, તેમ સ્થિર એક શુભ ધ્યાનની મહાન ઉપાદેયબુદ્ધિ, કરણપ્રીતિ વગેરે જાગે, અને કાયોત્સર્ગ થાય એટલે કાય-વાગ્નિરોધ અને મન શુભ એકાગ્ર ધ્યાનમગ્ન બને, એથી સહજ છે કે ત્યાં કષાયો, ઇન્દ્રિયવિષયયોગ, વગેરેને સ્થાન જ ન મળે; એની કટુતા દૂર જ ફેંકાઈ જાય! કાયાની અંગભૂત ઇન્દ્રિયોથી વિષયોમાં અને મનથી કષાયોમાં ઝુકાવાય છે, પરંતુ જો તે કાયા અને મન જ અહીં કાઉસ્સગ્ગમાં બંધાઈ ગયા, તો પછી ત્યાં શી રીતે દોડી શકે?

એટલાજ માટે મગજમાં આ બરાબર ઉતારવા જેવું છે કે સામાન્યથી આદરાદિ સાથે કરાતું આ કાયોત્સર્ગનું અનુષ્ઠાન જ સાકર જેવી શ્રદ્ધા વગેરે બનાવવામાં ઉપાયભૂત છે; કેમકે એ અનુષ્ઠાન તે તે રીતે અંતઃકરણના શુદ્ધ ભાવને નિર્મળ કરતું ચાલે છે.

પ્ર૦-સૂત્રમાં તો વર્ધમાન શ્રદ્ધા-મેધાદિને જ કાયોત્સર્ગનાં સાધન કહ્યાં છે, અહીં કાયોત્સર્ગનેજ શ્રદ્ધાદિનો ઉપાય કહો છો! આવું ઉલ્ટું કેમ?

ઉ૦-ઉલ્ટું નથી. સૂત્રમાં કહ્યાં છે તે સાધન શ્રદ્ધાદિ ક્રમમાં ક્રમ ઇક્ષુની માફક મંદ મધુરતા પમાડનારા હોવા પૂર્વક કાયોત્સર્ગ કરવાના હિસાબે છે. એટલું તો જોઇએ જ; પરંતુ પછી જે શ્રદ્ધાદિ તીવ્ર તીવ્રતર યાવત્ સાકરની જેવા બનવાના યાને તીવ્રતમ શમ-મધુરતાને પમાડનાર શ્રદ્ધાદિરૂપ બનવાના, તે કાયોત્સર્ગ દ્વારા જ નીપજવાના, એ હકીકત છે. કેમકે ઉત્કૃષ્ટ ઉપશમભાવનું માધુર્ય, કાયોત્સર્ગથી યાને કાય-વાગ્-નિરોધપૂર્વક મનના અતિશય ઉચ્ચ ધ્યાનથી જ સિદ્ધ થતી પરમ ઉચ્ચ શ્રદ્ધા-મેધા-ધૃતિ-ધારણા-અનુપ્રેક્ષા દ્વારા પ્રાપ્ત થાય છે. તાત્પર્ય, શ્રદ્ધાદિને વિકસિત કર્યે જવા માટે આદરાદિ યુક્ત કાયોત્સર્ગ એ શ્રેષ્ઠ ઉપાય, શ્રેષ્ઠ આલંબન છે; કેમકે એનાથી ચિત્તના પરિપરિણામ અધિકાધિક નિર્મળ થતા આવે છે.

**આ વસ્તુ અન્વય-વ્યતિરેકથી સિદ્ધ છે,**-આ રીતે કાયોત્સર્ગનો પ્રયત્ન હોય તો જ ભાવશુદ્ધિ દ્વારા શ્રદ્ધા, મેધા, યાવત્ અનુપ્રેક્ષા, પરમ ઉચ્ચ બને, કાયોત્સર્ગ વિના ન બને. વાત સાચી છે, કાયા અને વચન કોઇ પ્રવૃત્તિમાં પડ્યા હોય, યા મન બીજા ત્રીજા વિચારભર્યું કે સુસ્ત હોય, તો તેવી વિકસિત અનુપ્રેક્ષા સુધીના ચિત્તપરિણામ કેવી રીતે સિદ્ધ થાય? એ તો એ બીજું બધું બંધ કરાવનારા કાયોત્સર્ગમાં જ સરખાઇ આવે.

પ્ર૦-ભરત ચક્રવર્તી, મરુદેવા માતા, મૃગાવતી વગેરે કેવળજ્ઞાન પામ્યા તે અલબત કષાયકટુતાનાશક અને વીતરાગતારૂપી ઉપશમના સંપાદક શ્રદ્ધાદિથી, પરંતુ એ તે વખતે કાયોત્સર્ગમાં ક્યાં રહ્યા હતા?

ઉ૦-વાત ખરી કે સૂત્ર બોલીને જિનમુદ્રાએ રહેવારૂપ કાયોત્સર્ગક્રિયા નહોતી, પરંતુ ભાવથી દશા કાયોત્સર્ગની જ હતી; કેમકે અંતરથી કાયવાગ્ના ઉત્કૃષ્ટ નિરોધપૂર્વક મન અતિ ગંભીર એકાગ્ર શુભ ધ્યાનમાં જ મગ્ન બન્યું હતું. તોજ એથી શ્રદ્ધા, મેધા, યાવત અનુપ્રેક્ષા અતિ વિકસિત, સાકર જેવી બની ક્ષપકશ્રેણીદ્વારા કષાય-કટુતાની સર્વથા નાશક થઇ, અને વીતરાગતા પર્યંતના ઉપશમની સંપાદક બની. આ કાર્ય, આત્મા કદાચ દેખીતા કાયોત્સર્ગ નહિ તો ય કાયોત્સર્ગની દશામાં

આવીને, અર્થાત્ કાય-વાગ્‌ના વ્યાપાર સદંતર બંધ કરી દેવાપૂર્વક એકાગ્ર શુભ ધ્યાન જગાવીને બહારમાંથી અંદરમાં આવે, તો જ થઇ શકે.

પ્ર૦-તો શું અર્હદ્‌ભક્તિ આદિ અનુષ્ઠાન તેવા સમર્થ નહિ ?

ઉ૦-અર્હદ્‌ભક્તિ આદિ અનુષ્ઠાન બહુ સમર્થ છે, કેમકે તેજ આ દશાને અચૂક પમાડી શકે છે. એના દ્વારા સાધ્ય આ જ છે કે બહારમાંથી નીકળી અંદરમાં સ્થિર થવું. માટે જ બધી અર્હદ્‌ભક્તિના અંતે ચૈત્યવંદનમાં છેવટે કાયોત્સર્ગ કરવામાં આવે છે.

(લ૦) उक्तं च परैरपि,—

आदरः करणे प्रीतिरविघ्नः सम्पदागमः ।
जिज्ञासा तज्ज्ञसेवा च, सदनुष्ठान-लक्षणम् ॥१॥
अतोऽभिलषितार्थाप्तिस्तत्तद्भाव-विशुद्धितः ।
यथेक्षोः शर्कराप्तिः स्यात् क्रमात् सद्धेतुयोगतः ॥२॥
इत्यादि

**અર્થ** :-બીજાઓએ પણ કહ્યું છે કે "આદર (ઉપાદેયબુદ્ધિ), કરવામાં પ્રીતિ, વિઘ્નનો અભાવ, સંપત્તિનું આગમન, જિજ્ઞાસા અને તે(અનુષ્ઠાન)ના જ્ઞાતા ગુરુની સેવા, એ સદનુષ્ઠાનનું સ્વરૂપ છે. જેમ શેરડીમાંથી સમ્યક્ કારણસામગ્રીના યોગે ક્રમે કરીને સાકરની પ્રાપ્તિ થાય એમ આનાથી તે તે ભાવવિશુદ્ધિ દ્વારા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે" ઇત્યાદિ.

**વિવેચન :-**

**સદનુષ્ઠાનનું સ્વરૂપ આદરાદિ ૬ :-**

પૂર્વે શ્રદ્ધાદિનાં ચિહ્ન જે આદરાદિ કહ્યાં, તે બીજા પણ મુમુક્ષુઓએ માન્ય કરેલાં છે. એ લોકો ય કહે છે કે સદ્ અનુષ્ઠાનનું સ્વરૂપ આદર, કરણ-પ્રીતિ, અવિઘ્ન, સંપદાગમ, જિજ્ઞાસા અને તજ્જ્ઞ ગુરુની સેવા છે. આ બધા વિનાની કોરી ક્રિયા-માત્ર એ સમ્યગ્ અનુષ્ઠાન નથી, પરંતુ સાથે આ આદરાદિ હોય તો જ અનુષ્ઠાન સમ્યક્ બને છે.

(૧) આદરનો સામાન્ય અર્થ પ્રયત્ન થાય છે; દા. ત. 'એણે કાર્ય આદર્યું' એમ કહેવાય છે. પણ અહીં આદર એટલે ઉપાદેયબુદ્ધિ એવો અર્થ લેવાનો છે; દા.ત. કહેવાય છે 'જૈનો અર્હત્‌શાસનનો આદર કરે છે, અર્થાત્ એને ઉપાદેય માને છે.' જે અનુષ્ઠાન આચરવા જઇએ તે, પહેલું તો, દિલને ઉપાદેય લાગવું જોઇએ. એ ન લાગે અને અનુષ્ઠાન કરે, તો એ કાં મલિન આશંસાથી અસદ્ અનુષ્ઠાન થાય, યા ગતાનુગતિક સંમૂર્છિમ ક્રિયા થાય. 'આ જીવનમાં આવાં કાયોત્સર્ગ આદિ મોક્ષાનુષ્ઠાન એ જ કર્તવ્ય છે,' એવી ઉપાદેયબુદ્ધિ ધરવાથી વિવેક આવે છે, મન સ્વચ્છ બને છે, અનુષ્ઠાન શુભ-સદ્-અનુષ્ઠાન બને છે.

(૨) કરણપ્રીતિ એટલે કે ઉપાદેય માનવા ઉપરાંત એ કરવાનો પ્રેમ, કરવાના અવસરે કરવાની પ્રીતિ, ઉજમાળતા જાગવી જોઇએ, નહિતર વિના પ્રીતિએ તો 'પતાવો ભાઇ !' એમ વેઠિયાવેઠ જેવું અનુષ્ઠાન થાય. ખેદ, ઉદ્વેગ વગેરે ક્રિયાના દોષ લાગવાનો સંભવ રહે. એથી લાખનો માલ પાંચમાં લિલામ જેવું ફળ મળે. ક્રિયા કરવી કરવી ને શા માટે પ્રીતિના અભાવે મહાલાભ ગુમાવવો ? 'આ ઉત્તમ સત્ ક્રિયા કરવા મળી એથી જીવન ધન્ય બની રહ્યું છે, લાભના લેખા છે,' એમ માની ક્રિયા પર પ્રીતિ-બહુમાનનો ઉછાળો અનુભવવો જોઇએ.

(૩) અવિઘ્ન એટલે વિઘ્નરહિતપણું. સદ્ અનુ-ષ્ઠાનો આચરાય એનો એવો પ્રભાવ છે કે એનાથી ક્લિષ્ટ કર્મોનો નાશ થઇ જાય છે; કેમકે એમાં ઊછ-ળતા શુભ અધ્યવસાય જ્ઞાનાવરણીય કર્મ આદિ સાથે કેટલાય અંતરાયકર્મોનો વિધ્વંસ કરી દે છે. એથી એવી પરિસ્થિતિ ઊભી થાય છે કે સર્વત્ર પ્રવૃત્તિમાં વિઘ્ન નડતાં નથી. આ સૂચવે છે કે ક્રિયા વખતે એને અનુરૂપ ભાવો દિલમાં ઉભરાવા જોઇએ.

(૪) સંપદાગમ એટલે સંપત્તિઓનું આગમન. સદ્ અનુષ્ઠાનનું લક્ષણ એ કે માત્ર વિઘ્નાભાવ નહિ, પરંતુ ઉપરાંત સંપત્તિનું આગમન થવું જોઇએ. અર્થાત્ ન ધારેલી પણ અનુકૂળતાઓ મળતી જાય. ઉત્તમ કોટિના સદ્ અનુષ્ઠાન આચરાય, એ શું જીવને મુફલીસ રાખે ? ના, ઇષ્ટફળ સંપત્તિ તાણી લાવી આપે. એમાં મુખ્યતયા આંતર તૃપ્તિ, ધૈર્ય, ઔદાર્ય વગેરે આધ્યાત્મિક સંપત્તિઓ એવી પ્રાપ્ત થાય કે એની હયાતીમાં બાહ્ય દેખીતા ઓછા વૈભવ પણ મહાસંપત્તિરૂપ બને.

(૫) જિજ્ઞાસા એ સદનુષ્ઠાનનું અપ્રતિમ અને

અતિ આવશ્યક લક્ષણ છે. સમ્યગ્ અનુષ્ઠાન આચરાય એમ એનાં તત્ત્વ-ભેદ-પર્યાયની જિજ્ઞાસા બની રહે કે 'કેમ વધુ ને વધુ એ જાણવા મળે! એનું તત્ત્વ, સ્વરૂપ, રહસ્ય, લક્ષણ, વિધિ શી શી હશે! એના પ્રકારો કયા કયા? એના પર્યાય, સમાનાર્થક શબ્દ કયા? એ મોક્ષ સાધનારૂપ કેમ બને?' વગેરે જાણવાની ભૂખ કાયમ ઊભી રહે.

પ્ર૦-અનુષ્ઠાન એટલે તો કરવાનું કરી લેવું, એને ને જિજ્ઞાસાને શો મેળ?

ઉ૦-અનુષ્ઠાન સારી રીતે કરાય તોજ કર્યું ગણાય. એ કેમ સારી રીતે થાય એ જાણવાની ઈચ્છા તો સહેજે થાય. અર્થાત્ જિજ્ઞાસા જોઈએ જ. અનુષ્ઠાન મોક્ષમાર્ગનું છે, મોક્ષમાર્ગ સંસારના અનુભવમાં અપરિચિત છે, તેથી એ જાણવા એ અનુષ્ઠાનને સંબંધિત તત્ત્વવિધિ આદિ જાણવા તાલાવેલી હોય જ. ન હોય તો અનુષ્ઠાન કેવું આચરવાની ઇચ્છા હોય એ સમજાય એવું છે. વળી અનુષ્ઠાન સમ્યગ્ રીતે આચરતાં આચરતાં મોક્ષમાર્ગનો પરિચય વધે, અને પરિચય વધવાથી સહેજે એનું વિશેષ જાણવાની રુચિ જાગે જ. નહિતર અનુષ્ઠાન સમ્યગ્ ન કરાયું હોય.

(૬) **તજ્જ્ઞસેવા** એટલે અનુષ્ઠાન અને તત્ત્વના જ્ઞાતા જ્ઞાની પુરુષોની સેવા, ઉપાસના, ભક્તિ, સત્સંગ. સદ્ અનુષ્ઠાન માટે આ જોઈએ જ. અને જેમ જેમ સદ્ અનુષ્ઠાન આચરાતું જાય, તેમ તેમ એનો રસ વધવાથી સહેજે અજ્ઞાનીઓનાં સંગ અને સેવા મૂકી જ્ઞાનીઓનાં પડખાં સેવવાનું ખાસ કરાય. અનુષ્ઠાન મળવાની કૃતજ્ઞતારૂપે પણ એ કરાય જ.

આ આદરાદિ ગુણો એવા છે કે એનાથી ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે; કેમકે ક્રિયાની સાથે આદરાદિ હોય, એટલે તે તે ક્રિયાને અનુરૂપ ભાવ વિશુદ્ધ થતા આવે છે; અને ચઢતી ભાવવિશુદ્ધિથી અંતરાય તૂટે છે, જેથી સહેજે ઇષ્ટ અર્થ મળી આવે. પ્રસ્તુતમાં ઇષ્ટ ઉચ્ચ શ્રદ્ધાદિ છે, તો જેવી રીતે શેરડીમાંથી તે તે ઉપાયો યોજવામાં આવતાં સાકર બની આવે છે, એવી રીતે આદરાદિ કાયોત્સર્ગ સાથે આચરાતાં, ઉચ્ચ શમમાધુર્યવાળા શ્રદ્ધાદિ પ્રગટ થાય છે.

(લ૦-) अप्रेक्षावतस्तु यदृच्छाप्रवृत्तेः नटादिकल्पस्य गुणद्वेषिणो मृषावाद एव, अनर्थयोगात् । तत्परितोषस्तु तदन्यजनाधःकारी मिथ्यात्वग्रहविकारः; यथोक्तमन्यैः,—

'दण्डीखण्डनिवसनं भस्मादिभूषितं सतां शोच्यम् ।
पश्यत्यात्मानमलं ग्रही नरेन्द्रादपि ह्यधिकम् ॥ १ ॥
मोहविकारसमेतः पश्यत्यात्मानमेवमकृतार्थम् ।
तद्व्यत्ययलिङ्गरतं कृतार्थमिति तद्ग्रहावेशात् ॥ २ ॥'

इत्यादि । तस्मात् प्रेक्षावन्तमङ्गीकृत्यैतत्सूत्रं सफलं प्रत्येतव्यमिति ।

**અર્થ :-અવિચારી માણસની (કાયોત્સર્ગ) પ્રવૃત્તિ યથેચ્છ હોઇને ગુણના દ્વેષી એવા એનો નાટક્રિયાની જેમ એ (સૂત્રોચ્ચારણાદિ) મૃષાવાદ જ છે; કેમકે (એથી મૃષાવાદમાં થાય તેવો) અનર્થ થાય છે. તે (મિથ્યા કાયોત્સર્ગાદિ) થી મનાતો કૃતાર્થતાનો આત્મતોષ એ મિથ્યાત્વરૂપી ગ્રહનો એક વિકાર છે, અને એ એથી અન્ય (સમ્યક્ કાયોત્સર્ગ કરનાર) વિચારક લોકોને હલકા મનાવનારો છે. જેમકે, બીજાઓએ પણ કહ્યું છે કે- 'દોષરૂપી ગ્રહથી પીડિત સંન્યાસી એક કપડાનો ટૂકડો ઓઢી અને ભસ્મ વગેરેથી વિભૂષિત બની પોતાની જાતને એક રાજા કરતાં ય અધિક સમર્થ સમજે છે. એમ મોહના વિકારવાળો પુરુષ કૃતાર્થથી ઉલટાં લક્ષણોમાં રક્ત પોતાની અકૃતાર્થ જાતને તે દોષની ઉત્કટતાથી કૃતાર્થ માને છે;' વગેરે. માટે વિચારકને ઉદ્દેશીને જ આ સૂત્ર સફળ સમજવું.**

**વિવેચન :-**

**યથેચ્છ કાયોત્સર્ગ એ મૃષાવાદ :-**

હવે ખરેખર મૃષાવાદ ક્યાં છે, તે બતાવવામાં આવે છે. કાયોત્સર્ગ અંગે જે યથેચ્છ મનમાની પ્રવૃત્તિ કરનારો અને ગુણનો દ્વેષી અવિચારક પુરુષ છે, ને પોતે આ સૂત્ર બોલી શી પ્રતિજ્ઞા, શો સ્વીકાર કરે છે, એનાં શ્રદ્ધાદિ કેવાં સાધન યોજવા જોઇએ, વગેરેનો જેને વિચાર જ નથી, એવાનું આ સૂત્ર બોલવું, કાયોત્સર્ગ કરવો, ઇત્યાદિ એ નાટક્રિયા વગેરેના જેવું છે, સ્પષ્ટ મૃષાવાદ જ છે. બોલવાનું અને પ્રવૃત્તિનો દેખાવ કરવાનો કાંઇ અને દિલ કાંઇ! એ નટવેડા, વિદૂષકપણું, વેશ્યાગીરી, વંચકપણું નહિ તો બીજું શું કહેવાય?

**ગુણદ્વેષી કેમ કહ્યું ?** :–અહીં ગુણદ્વેષી કહી એ સૂચવ્યું કે જે હજી અજ્ઞાન અને અભ્યાસદશામાં છે, એ કાર્યોત્સર્ગ અંગે પૂરૂં જ્ઞાન ન પામ્યો હોય ત્યાંસુધી કદાચ કાર્યોત્સર્ગ આમ થતો હશે એમ પોતાને લાગ્યું તે રીતે એ કરતો હોય; પરંતુ કાયોત્સર્ગ યથાર્થ રીતે કરનારના એ ગુણનો દ્વેષી ન હોય, વાસ્તવિક રીત–પદ્ધતિની અવગણના કરનારો ન હોય. એનો અભ્યાસરૂપ કાર્યોત્સર્ગ એ નટ, વંચક, વેશ્યાદિ જેવો ન ગણાય. અલબત એને ય બરાબર શીખી લેવાની તમન્ના અને યથાશક્તિ પ્રવૃત્તિ જોઇએ. નહિતર તો જિંદગી સુધી શીખવાની પરવા વિના એમજ મનમાન્યું બેઢંગુ હલાવ્યે રાખે, કદી શ્રદ્ધા–મેધાદિ અંગે વિચાર જ ન રાખે, એને ગુણદ્વેષી બનતાં વાર નહિ; કેમકે એને કોઇ કહે કે 'કાયોત્સર્ગ આમ ન થાય, આવી આવી સાધન–પદ્ધતિ રાખવી જોઇએ, જુઓ ફલાણા ફલાણા કેમ કરે છે;' તો ત્યાં એની બેપરવાઇનો દોષ સારી રીતે કરનાર ઉપર અને જાઇને એના ગુણ ઉપર દ્વેષ કરાવશે ! 'એમ તે હોતું હશે ? હવે જોયું જોયું....' વગેરે મનમાં લગાડશે.

એવા ગુણદ્વેષી અને શ્રદ્ધાદિ સાધનોનો વિચાર ન રાખનાર અવિચારક પુરુષની યથેચ્છ કાયોત્સર્ગ–પ્રવૃત્તિ એ મૃષાવાદ છે. અનંતી ક્રિયાઓ નકામી કેમ ગઇ ? આજ કારણે કે શ્રદ્ધાદિ સાધનોની પરવા કરી નહિ; પાછો ઉપરથી ગુણનો દ્વેષ, અને યથેચ્છ પ્રવૃત્તિ કર્યે રાખી ! એ મૃષાવાદ છે, મિથ્યાચાર છે, કારણકે એનાથી અર્થ સરતો નથી, વાસ્તવિક ફળ આવતું નથી; બલ્કે મૃષાવાદમાં થાય તેવો અનર્થ થાય છે; કેમકે એમાં પ્રતિજ્ઞાભંગ, આજ્ઞાભંગ, અભિમાન, ગુણદ્વેષ, વગેરે પોષાવાથી સંક્લિષ્ટ સાનુબંધ અશુભકર્મોનું ઉપાર્જન થાય છે. આ સૂચવે છે કે—

**સફળ સમ્યક્ સાધના માટે ૪ વસ્તુ જરૂરી છે,–**

(૧) ગુણદ્વેષ નહિ પણ ગુણાનુરાગ જોઇએ.

(૨) પોતે શું બોલે કરે છે એનો વિચાર એની પરવા જોઇએ.

(૩) યથેચ્છ પ્રવૃત્તિ નહિ પણ શાસ્ત્રવિહિત અને સાધનોથી સંપન્ન પ્રવૃત્તિ જોઇએ.

(૪) એવી શાસ્ત્રોક્ત પ્રવૃત્તિનો ખાસ પક્ષ કરવો જોઇએ.

**અસત્ આત્મતોષ એ મિથ્યાત્વવિકાર:–**

આ ચાર ન હોય, ઉલ્ટું ગુણદ્વેષ, યથેચ્છચારિતા અને અવિચારકતા હોય અને ભલે પ્રવૃત્તિ કરે, છતાં પાછો પોતે 'આપણે ક્રિયા કરી, કાયોત્સર્ગ થઇ ગયો, ' વગેરે કૃતાર્થતાનો આત્મતોષ અનુભવે, એ મિથ્યાત્વરૂપી ગ્રહનો એક વિકાર છે, ખરાબ અસર છે. અયથાર્થને યથાર્થ તરીકે લેખવું એ મિથ્યાત્વનો ચાળો નહિ તો બીજું શું ? હજી ય મનમાં થતું હોય કે 'હું અજ્ઞાન છું, શાસ્ત્રો મેં જાણ્યા નથી, પ્રમાદથી ભરેલો છું, મહા અનુષ્ઠાનોને રખડતા ચિત્તે અને શુષ્ક દિલે કરૂં છું, પછી શાનો સંતોષ માની લઉં કે મેં ખરેખર અનુષ્ઠાન–સાધના કરી ?' –આવું લાગે તો તો મિથ્યાત્વથી બચે.

**સારાની હલકાઈ કરવાનો દોષ :–**

પણ એના બદલે બરાબર કર્યાનો સંતોષ માની લે, એ એવો મિથ્યાત્વદોષનો વિકાર છે કે જે ઉલ્ટું બીજા સારી રીતે કરનારને હલકા મનાવે છે ! એ 'આ વેદિયાપણું શું....' વગેરે હલકી દૃષ્ટિથી જોવરાવે છે ! કેમકે પોતાના કરેલા પર ગૌરવ લેવું છે, એને ઠીકમાં ખપાવવું છે, એટલે બીજાનું હલકું પાડવા મથે છે ! બીજાનું સારૂં સહન થતું નથી. સંભવ છે એના મિથ્યાચાર અને માયાચારથી ભોળા લોકો ય બીજા સારી રીતે ક્રિયા કરનારને હલકા ગણે અને આને વખાણે ! મિથ્યાચારીના આ પાખંડ પર અન્ય મતવાળા ય કહે છે કે,—

**અન્યમતે પાખંડ કેવો ? :–**

"સંન્યાસી બન્યો હોય, લંગોટ જેવો કપડાનો ટૂકડો લગાવી દીધો હોય, ભસ્મ–ભભૂતિ વગેરેને અંગપર ચોળી હોય, ટીલાં ટપકાં તાણ્યાં હોય, પણ જો એ મિથ્યાચારના દોષથી ગ્રસ્ત હોય, તો પોતાની જાતને એક રાજા કરતાંય અધિક લેખે છે, 'હમારે સામને બડા રાજા ભી ક્યા ચીજ ? વો તો બિચારા માયાજાલમેં ફસા હૈ, પામર હૈ. હમ મહાત્યાગી સંન્યાસી હૈ.' આ ઘમંડ મોહનો એક વિકાર છે. સજ્જનોને એ શોચનીય છે. એથી એ સમ્યક્ સાધનાથી ઉલ્ટાં લક્ષણોમાં રક્ત રહી

અકૃતાર્થ છતાં પોતાની જાતને કૃતાર્થ માને છે! સાધનાસંપન્ન માને છે! મિથ્યાત્વના આવેશ-ઉદ્રેક-ઉત્કટતાનું આ કાર્ય છે."

ઈત્યાદિ અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે. મિથ્યાભિમાની પુરુષ સજ્જનોને શોચનીય એટલા માટે છે કે એ શિખામણને પાત્ર રહેતો નથી. એની ઉચ્છૃંખલચારિતા સજ્જનો પાસેથી સારું પ્રાપ્ત કરવાને નાલાયક બનાવે છે. એટલે મિથ્યાભિમાન ઉન્નતિબાધક બને છે. બીજી બાજુ શાસ્ત્રીય ઉપાયથી વંચિત રહી વાસ્તવ કર્તવ્યથી હીન જ રહે છે. એટલે આવાનો દેખીતો કાયોત્સર્ગ એ નીતરતો મિથ્યાચાર છે.

સારાંશ, મિથ્યાચારની કોઈ કિંમત નથી. એ સેવનારો પુરુષ પ્રેક્ષાહીન નિર્વિચાર પુરુષ છે; એનું આ સૂત્રનું ઉચ્ચારણ, કાયોત્સર્ગ, વગેરે નિષ્ફળ છે. સૂત્રની સફળતા બુદ્ધિમાન વિચારક પુરુષને લઈને જ સમજવી.

('અરિહંત ચેઇયાણં'-ચૈત્યસ્તવસૂત્ર સમાપ્ત)

## 'અન્નત્થ૦' સૂત્ર (કાયો૦ આગાર)

(લ૦) [ अण्णत्थ ऊससिएणं नीससिएणं खासिएणं छीएणं जंभाइएणं उड्डुएणं वायनिसग्गेणं भमलीए पित्तमुच्छाए सुहुमेहिं अंगसंचालेहिं सुहुमेहिं खेलसंचालेहिं सुहुमेहिं दिट्ठिसंचालेहिं एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि । ] किं सर्वथा तिष्ठति कायोत्सर्गमुत नेति ? आह 'अन्नत्थ ऊससिएणमि'त्यादि । अन्यत्रोच्छ्वसितेन, उच्छ्वसितं मुक्त्वा योऽन्यो व्यापारस्तेनाव्यापारवत इत्यर्थः । एवं सर्वत्र भावनीयम् ।

અર્થ :- [ ઊંચો શ્વાસ, નીચો શ્વાસ, ખાંસી, છીંક, બગાસું, ઓડકાર, વાયુસંચાર, ભમરી (તમ્મર) પિત્તનો ઉછાળો, સૂક્ષ્મ અંગસંચાર, સૂક્ષ્મ કફસંચાર, સૂક્ષ્મ દૃષ્ટિસંચાર, ઇત્યાદિ આગારો છોડી બીજે મારે અભંગ અ-વિરાધિત કાયોત્સર્ગ હો. જ્યાંસુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવા વડે ન પારું, ત્યાંસુધી પોતાની કાયાને સ્થાન નિશ્ચલતા)થી મૌનથી અને ધ્યાનથી વોસિરાવું છું. ]

પ્ર૦-શું કાયાના સર્વથા ઉત્સર્ગ (અપ્રવૃત્તિ)માં રહે છે કે નહિ?

ઉત્તરઃ 'અન્નત્થ ઊસસિએણં' ઇત્યાદિ અર્થાત્ ઉચ્છ્વાસને છોડીને જે બીજો વ્યાપાર તેની પ્રવૃત્તિથી રહિત(કાયા)નો (ઉત્સર્ગ). એ પ્રમાણે સર્વત્ર (નીસસિએણં વગેરે પદોમાં) સમજી લેવું.

વિવેચનઃ-

પૂર્વે 'ઠામિ કાઉસ્સગ્ગં' અર્થાત્ 'કાયાનો ઉત્સર્ગ કરું છું' કહ્યું, ત્યાં પ્રશ્ન એ થાય છે કે આ ઉત્સર્ગ એટલે કે પ્રવૃત્તિનો ત્યાગ સર્વથા લેવાનો કે કંઈક છૂટવાળો યાને આગારવાળો ત્યાગ?

આના ઉત્તરમાં હવે 'અન્નત્થ ઊસસિએણં' સૂત્રમાં અમુક આગારો બતાવી સૂચવે છે કે કાયાથી એ આગારોની પ્રવૃત્તિનો ત્યાગ નહિ, એના ત્યાગની પ્રતિજ્ઞા નહિ; બાકીની બીજી પ્રવૃત્તિમાત્રનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ; એવો કાયાનો ઉત્સર્ગ યાને કાયોત્સર્ગ કરું છું, કાયાને બીજી બધી પ્રવૃત્તિના ત્યાગવાળી રાખવાનું નક્કી કરું છું. બાકી 'ઊસસિઅ' ઉચ્છ્વસિત, ઊંચો શ્વાસ વગેરે એવી ક્રિયાઓ છે કે એ રોકી શકાય નહિ; માટે એ ક્રિયાઓને આગારરૂપે અપવાદરૂપે છૂટી રાખી, અર્થાત્ એનો ત્યાગ રાખ્યો નહિ.

અહીં 'અન્નત્થ'=અન્યત્ર, અર્થાત્ સિવાયની બીજી કાયિક પ્રવૃત્તિઓના ત્યાગ; આ પદ પછીનો ઊસસિએણં વગેરેથી માંડી 'એવમાઇએહિં' સુધીના દરેક પદની સાથે જોડવાનું છે. એટલે ઊસસિઅ સિવાય, નીસસિઅ સિવાય એમ અર્થ થાય છે.

(લ૦-) तत्रोर्द्ध्वं प्रबलं वा श्वसितमुच्छ्वसितं तेन । 'नीससिएणमि'ति-अधः श्वसितं निःश्वसितं तेन । 'खासिएणं'ति-कासितेन, कासितं प्रतीतम् । 'छीएणं'ति-क्षुतेन, क्षुतमपि प्रतीतमेव । 'जंभाइएणं'ति-जृम्भितेन, विवृतवदनस्य प्रबलपवननिर्गमो जृम्भितमुच्यते । 'उड्डुएणं'ति-उद्गारि प्रतीतं, तेन । 'वायनिसग्गेणं'ति अधिष्ठानेन पवननिर्गमो वातनिसर्गो भण्यते, तेन । 'भमलीए'ति-भ्रमल्या, इयं चाऽऽकस्मिकी शरीर-भ्रमिः प्रतीतैव । 'पित्तमुच्छाए'ति-

पित्तमूर्च्छया पित्तप्राबल्यान्मनाङ् मूर्च्छा भवति । 'सुहुमेहिं अङ्गसंचालेहिं' ति-सूक्ष्मैः अङ्गसञ्चारैः लक्ष्यालक्ष्यैर्गात्रविचलनप्रकारैः रोमोद्गमादिभिः । 'सुहुमेहिं खेलसञ्चालेहिं' ति-सूक्ष्मैः खेलसञ्चारैः, यस्माद्वीर्यसयोगिसद्द्रव्यतया ते खल्वन्तर्भवन्ति । 'सुहुमेहिं दिट्ठिसञ्चालेहिं'ति-सूक्ष्मैर्दृष्टिसञ्चारैः निमेषादिभिः ।

અર્થ:-(૧'ઊસસિએણં') ઊંચો કે પ્રબળ શ્વાસ લેવાય તે ઉચ્છ્વાસ; તેનાથી (અન્યત્ર કાયોત્સર્ગ (૨) 'નીસસિએણં' એટલે નીચો શ્વાસ લેવાય તે નિઃશ્વસિતં, તેનાથી (૩) 'ખાસિએણં' એટલે ખાંસીથી...ખાંસી પ્રસિદ્ધ છે. (૪) 'છીએણં' એટલે છીંકથી.... આ પણ પ્રસિદ્ધ જ છે. (૫) 'જમ્ભાઇએણં' એટલે બગાસાથી...મોઢું ખૂલીને પ્રબળ પવન નીકળે તેને બગાસું કહેવાય છે. (૬) 'ઉડ્ડુએણં' એટલે ઓડકાર પ્રસિદ્ધ છે, તેનાથી (૭) 'વાયનિસગ્ગેણં' અર્થાત્ ગુદાથી વાયુ છૂટે તે વાત નિસર્ગ કહેવાય છે, તેનાથી (૮) 'ભમલીએ' એટલે ભમરીથી; આ વળી અકસ્માત્ ઊભા થતા શરીરને તમ્મર, પ્રસિદ્ધ જ છે. (૯) 'પિત્તમુચ્છાએ' એટલે પિત્તની મૂર્ચ્છાથી....પિત્તદોષની પ્રબળતાથી કંઇક મૂર્ચ્છા આવી જાય છે તે. (૧૦) 'સુહુમેહિં અગસંચાલેહિં' અર્થાત્ સૂક્ષ્મ અંગસંચારોથી ..જાણ્યા-અજાણ્યા ગાત્રના રોમાંચ-ઉત્થાન વગેરે કંપન-પ્રકારોથી. (૧૧) 'સુહુમેહિં ખેલસંચાલેહિં' એટલે સૂક્ષ્મ કફના સંચરણથી, કેમકે 'વીર્યસયોગિસદ્દ્રવ્યતયા' વીર્યાન્તરાયકર્મના ક્ષય-ક્ષયોપશમથી ઉત્પન્ન વીર્ય અર્થાત્ આત્મશક્તિ-વિશેષ વડે સક્રિય થતા રહેતા મન-વચન-કાયરૂપે પરિણત પુદ્ગલસ્કંધોને લીધે, અથવા એજ આત્મવીર્યથી સયોગી (મન-વચન-કાયાના વ્યાપારવાળા) જીવનાં કફ-સંચારાદિ પ્રત્યે દ્રવ્યતા (યોગ્યતા, હેતુતા) હોવાને લીધે તે કફસંચાર અંદરમાં થાય છે. (૧૨) 'સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં' એટલે નિમેષાદિ સૂક્ષ્મ દૃષ્ટિ સંચારથી (અન્યત્ર)

વિવેચન :-

આગારોના અર્થ :-

ઉપર કહ્યા તે પરથી એના અર્થ-ભાવ સ્પષ્ટ છે. ઉચ્છ્વાસ, નિઃશ્વાસ વગેરે વારંવાર સહેજે થતા અથવા અણધાર્યા ક્યારે બની આવતા દેહધર્મ છે. માટે કાયોત્સર્ગમાં કાયિક પ્રવૃત્તિ બંધ કરતાં એની છૂટ રાખી. અહીં 'ખેલ સંચાલેહિં' પદમાં 'ખેલ' અર્થાત્ કફના સંચાર અંગે કહ્યું કે એ 'વીર્યસયોગિ-સદ્દ્રવ્યતાને લઇને' શરીરની અંદર થવા સહજ છે. આત્માના વીર્યાન્તરાય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી વીર્ય,-શક્તિવિશેષ ઉત્પન્ન થાય છે. એનાથી બે કાર્ય થાય છે, (૧) મન-વચન-કાયારૂપે પરિણામ પામેલા પુદ્ગલો ગતિમાન બને છે, દા. ત. વિચારના પુદ્ગલ, ભાષાના પુદ્ગલ, રસ-રુધિર-શુક્ર વગેરે ગતિશીલ બને તે તો સહેજે કફ પણ ગતિમાન થાય; (૨) મન-વચન-કાયાના યોગ પ્રવર્તે છે. આત્મા એ ત્રણે સાથે સંકળાયેલો છે તેથી આત્મા પણ એનાથી સયોગી બને છે, એટલે આમાંથી એ ફલિત થાય છે કે સૂક્ષ્મ કફનું સંચાર થવાનાં બે કારણ,-(૧) આત્મવીર્યથી સક્રિય બનતા પુદ્ગલોની અંતર્ગતિ છે; (૨) આત્મા વીર્યથી સયોગી બને તેમાં આલંબન રૂપે જેમ મન-વચન છે તેમ આ કફ-પુદ્ગલ પણ છે. માટે એ એની પ્રત્યે સદ્ દ્રવ્ય યાને યોગ્ય બન્યા.

(૯૦) 'एवमादिभिरि'ति; 'आदि'शब्दाद् यदा ज्योतिः स्पृशति तदा प्रावरणाय कल्पग्रहणं कुर्वतोऽपि न कायोत्सर्गभङ्गः । आह,-'नमस्कारमभिधाय किमिति तद्ग्रहणं न करोति येन तद्भङ्गो न भवति ?' उच्यते,-नात्र नमस्कारेण पारणमित्येतावदेव अविशिष्टं कायोत्सर्गमानं क्रियते, किन्तु यो यत्परिमाणो यत्र कायोत्सर्ग उक्तः, तत ऊर्ध्वं समाप्तेऽपि तस्मिन् नमस्कारमपठतो भङ्गः, अपरिसमाप्तेऽपि पठतो भङ्ग एव । स चात्र न भवतीति । न चैतत्स्वमनीषिकयैवोच्यते, यत उक्तमार्षे,—

'अगणी उ छिंदिज्ज व, बोहियखोभाइ दीहडक्को वा ।
आगारेहिं अभग्गो उस्सग्गो एवमाईहिं ॥'

અર્થ:-'એવમાઇએહિં' એટલે 'એવા આદિથી' આમાં 'આદિ' શબ્દથી (એ સમજવાનું છે કે) કાયાને જ્યારે પ્રકાશ (દીવાની અગ્નિની જ્વાળાની ઉજેહી) અડે ત્યારે ઓઢવા માટે વસ્ત્રગ્રહણ કરવા છતાં પણ કાયોત્સર્ગનો ભંગ નથી. પ્રશ્ન

છે, 'નમસ્કાર કહીને કેમ વાઢ્ર તેનું ગ્રહણ ન કરે જેથી કાયોત્સર્ગનો ભંગ ન થાય?' ઉત્તર એ છે કે અહીં 'નમસ્કારથી ન પરાય ત્યાંસુધી' એટલું જ સામાન્ય કાયોત્સર્ગ-પ્રમાણ નથી કરાતું, કિન્તુ જ્યાં જેટલા પરિમાણવાળો જે કાયોત્સર્ગ કહ્યો છે, તેટલું પરિમાણ ચિંતવાયા ઉપર તે પૂર્ણ થવા છતાં નમસ્કાર ન બોલનારને ભંગ, અને પૂર્ણ ન થવા છતાં બોલનારને ભંગ જ છે. તે (કાયોત્સર્ગ-પરિમાણ) અહીં વચમાં જ્યોતિ (ઉજેહી) સ્પર્શ-પ્રસંગે પૂર્ણ નથી. આ પોતાની જ બુદ્ધિથી નથી કહેવાતું, કેમકે ઋષિપ્રણીત ગ્રંથમાં કહ્યું છે કે,-'અગ્નિ (ઉજેહી સ્પર્શે), (સ્વ અને સ્થાપનાચાર્ય વચ્ચેનું અંતર કોઇ) છેદે, અથવા મનુષ્યહર ચોરો આવે, કે સ્વ-પરરાષ્ટ્રનો બળવો આદિ (દા. ત. આગ) ઊઠે કે સર્પદંશ થાય, ઇત્યાદિ આગારોથી (પ્રતીકાર કરવા છતાં) કાયોત્સર્ગ અભગ્ન રહે છે.

વિવેચનઃ-

'એવમાઇએહિં' પદથી બીજા પણ આગારો સૂચિત છે. દા. ત. કાયોત્સર્ગમાં ઊભા ચિંતવન ચાલુ છે ત્યાં વચમાં અચાનક કોઇ દીવા કે જ્વાળાની જ્યોતિ-ઉજેહી આવીને શરીર પર પડી તો ત્યાં તરત અંગ પર વસ્ત્ર ઓઢી લેવા માટે તે લેવું પડે; એ લેવા-ઓઢવામાં કાયા હાલી છતાં કાયોત્સર્ગ, આ આગાર રાખ્યો હોવાથી, ભાંગતો નથી.

પ્ર૦-એના કરતાં 'નમો અરિહંતાણું' કહીને કાયોત્સર્ગ પારી લઇ વસ્ત્રગ્રહણ કેમ ન કરાય? એથી કાયોત્સર્ગ ભંગાય તો નહિ!

ઉ૦-કાયોત્સર્ગ પૂરો કર્યા વિના પારવાનો અધિકાર ક્યાં છે?

પ્ર૦-'નમુક્કારેણં ન પારેમિ'....નમસ્કારથી ન પારૂં ત્યાં સુધી કાયોત્સર્ગની પ્રતિજ્ઞા છે, તો નમસ્કાર બોલી પારે એટલે કાયોત્સર્ગ પૂરો કહેવાય ને?

ઉ૦-અહીં જરા સમજવાનું છે કે કાયોત્સર્ગનું પ્રમાણ નમસ્કારથી પારવું એટલું સામાન્ય જ નથી કે નમસ્કાર બોલ્યા ને પ્રમાણ પૂરૂં થયું! કિન્તુ શાસ્ત્રે વિવિધ કાયોત્સર્ગોમાં ચિંતનના જુદા જુદા નિયત પ્રમાણ કહ્યા છે. તો જે ક્રિયામાં જે કાયોત્સર્ગનું જે પ્રમાણ કહ્યું હોય ત્યાં તેનું તેટલું પ્રમાણ સંપૂર્ણ ચિંતવાઇ જવું જોઇએ. દા. ત. ઇરિયાવહિય-ક્રિયામાં ૨૫ શ્વાસોચ્છ્વાસ જેટલું એટલે કે લોગસ્સના ૨૫ પાદ-'ચંદેસુ નિમ્મલયરા' સુધી-જેટલું ચિંતવન કરવાનું છે, તો તેટલું પ્રમાણ સંપૂર્ણ ચિંતવાવું જ જોઇએ. એ ચિંતવ્યા પછી પણ નમસ્કાર બોલવો જ જોઇએ. ચિંતન પ્રમાણ પૂરૂં કર્યું પણ નમસ્કાર બોલ્યા વિના પારે તો કાયોત્સર્ગનો ભંગ થાય. તેમજ, પ્રમાણ પૂરૂં કર્યા વિના નમસ્કાર બોલીને પારે તો પણ એનો ભંગ થાય. માટે અધુરા કાયોત્સર્ગે નમસ્કારથી પરાય નહિ. આગાર રાખ્યો હોવાથી તદનુસાર વસ્ત્રગ્રહણાદિરૂપ કારણ સેવાય તો કાયોત્સર્ગનો ભંગ નથી.

ગ્રંથકાર મહર્ષિ કહે છે કે આ અમે અમારી મતિનું નથી કહેતા,-કિન્તુ આર્ષ વચન છે, મહર્ષિઓએ આ પ્રમાણે કહ્યું છે કેઃ—

'अगणी ઙ छिंदिज्ज व, बोहिय खोभाइ दीहडको वा ।
आगारेहिं अभग्गो उस्सग्गो एवमाईहिं ॥'

કાયોત્સર્ગમાં અંગને અગ્નિ યાને ઉજેહી સ્પર્શે, અથવા પોતાની અને આલંબન સ્થાપનાચાર્યની વચ્ચેના અંતરને કોઇ છેદે, અર્થાત્ વચ્ચેની ભૂમિ પરથી કોઇ પંચેન્દ્રિય જાય, કે મનુષ્યહર ચોરની ધાડ પડે, યા સ્વદેશ-પરદેશનો બળવો ઊઠે, અથવા સર્પદંશ થાય, આ વગેરે-'વગેરે' એટલે કે ઘરને આગ લાગે,-એ આગારોથી કાયા હાલે ચાલે તોય ભંગ નહિ 'એવં-માઇએહિં' પદનો આ ભાવ છે.

(લ૦) आक्रियन्ते इति 'आकाराः,' आगृह्यन्ते इति भावना, सर्वथाकायोत्सर्गापवादप्रकारा इत्यर्थः; तैः आकारैर्विद्यमानैरपि । न भग्नोऽभग्नः; भग्नः-सर्वथा नाशितः । न विराधितोऽविराधितः; विराधितो-देशभग्नोऽभिधीयते । ('हुज्ज'-) भूयात् । 'मे'-मम, (काउस्सग्गो-) कायोत्सर्गः ।

तत्रानेन सहजास्तथा अल्पेतरनिमित्ता, आगन्तवो, नियमभाविनश्चाल्पाः, बाह्यनिबन्धना बाह्याश्चातिचार-जातय इत्युक्तं भवति । उच्छ्वास निःश्वासग्रहणात् सहजाः, सचितदेहप्रतिबद्धत्वात् । कासित-क्षुत-जृम्भित-

ग्रहणात् त्वल्पनिमित्ता आगन्तवः, स्वल्पपवनक्षोभादेस्तद्भावात् । उद्गार-वातनिसर्ग-भ्रमिपित्तमूर्च्छाग्रहणात् पुनर्बहुनिमित्ता आगन्तव एव, महाजीर्णादेस्तदुपपत्तेः। सूक्ष्माङ्गखेल-दृष्टिसञ्चारग्रहणाच्च नियमभाविनोऽल्पाः, पुरुषमात्रे सम्भवात् । एवमाद्युपलक्षितग्रहणाच्च बाह्यनिबन्धना बाह्याः, तद्द्वारेण प्रसूतेरिति ।

**અર્થ**:-('આગાર' એટલે) આકાર, જે મર્યાદામાં રહીને કરાય છે તે-તે અહીં ગ્રહણ કરવામાં આવે છે એટલું અધ્યાહારથી સમજવાનું. તાત્પર્ય, (આગારો) સર્વથા કાયોત્સર્ગમાં અપવાદના પ્રકારો છે. વિદ્યમાન પણ તે આગારોથી 'અભગ્ગો' એટલે ભાંગી ગયેલો નહિ તે, અભગ્ન. ભગ્ન એટલે સર્વથા નષ્ટ કરેલ. 'અવિરાહિઓ' ન વિરાધેલો, તે અવિરાધિત. વિરાધિત અંશે ભગ્નને કહેવાય છે. ('હુજ્જ' એટલે) હો. 'મે' એટલે મારો. 'કાઉસ્સગ્ગ' એટલે કાયોત્સર્ગ. એ આગારોમાં સહજ, તથા અલ્પનિમિત્તક, બહુનિમિત્તક, આગંતુક, નિયમા થનારા અલ્પ, બાહ્ય કારણોએ થતા બાહ્ય, એ અતિચારની જાતો છે, એ આથી કહેવાય છે. ઉચ્છ્વાસ-નિઃશ્વાસ લઇને સહેજે થતા (બતાવ્યા), કેમકે સજીવ સરીર સાથે સંકળાયેલા છે. ખાંસી-છીંક-બગાસું લઈ અલ્પનિમિત્તક આગંતુક (બતાવ્યા), કેમકે અતિ અલ્પ પવનના ક્ષોભ આદિથી તે થાય છે. ઓડકાર-વાસંચાર-ભમરી-પિત્ત-મૂર્ચ્છા લઇને તો બહુનિમિત્તક આગન્તુક જ (બતાવ્યા), કેમકે મહા અજીર્ણથી તે બને છે. સૂક્ષ્મ અંગસંચાર-કફસંચાર-દૃષ્ટિસંચાર લઇ અવશ્યંભાવી અલ્પ (બતાવ્યા) છે, કેમકે મનુષ્યમાત્રમાં હોય છે. 'એવમાઇ'થી સૂચિત લઈ બાહ્ય કારણે થતા બાહ્ય (બતાવ્યા); કેમકે બાહ્ય દ્વારા એ જન્મે છે.

**વિવેચન** :-

**આગારનો અર્થ** :-

'આગાર' શબ્દ પ્રાકૃત ભાષાનો છે, સંસ્કૃત ભાષામાં એને આકાર કહેવાય. આકાર એટલે તે, કે જે મર્યાદામાં રહીને કરાય છે. અહીં મર્યાદા એટલે દા. ત. ઊંચો શ્વાસ, નીચો શ્વાસ આગારરૂપે રાખ્યા, તો તે સહેજે થાય તે જ આગારમાં લેવાના છે, પણ દીર્ઘ પ્રાણાયામરૂપે જાણીને કરાય તે નહિ. એમ ઇરાદાપૂર્વક ખાંસીના ઠબકા વગેરે નહિ કરવાના. એવમાદિ આગારોમાં પણ કાયિક પ્રવૃત્તિ ઓછામાં ઓછી જરૂરી હોય તેટલી જ કરવાની; બાકી અ-પ્રવૃત્તિ રાખી કાયોત્સર્ગધ્યાન પૂર્ણ કરવાનું. આટઆટલી કાયિક પ્રવૃત્તિ આગાર તરીકે રાખી છે; અર્થાત્ કાયાના સર્વથા ઉત્સર્ગ યાને પ્રવૃત્તિત્યાગમાં આટલા અપવાદના પ્રકાર છે, એટલા અંશે પ્રવૃત્તિ ઊભી રહેવાની. તેથી 'કાય....અપ્પાણં વોસિરામિ'માં એના ત્યાગની પ્રતિજ્ઞા નહિ.

'આગારેહિં' એટલે તે તે અપવાદ પ્રકારો વિદ્યમાન હોય તો પણ તેથી 'અભગ્ગો હુજ્જ મે કાઉસ્સગ્ગો' અર્થાત્ મારો કાયોત્સર્ગ અભગ્ન હો, સર્વથા નષ્ટ ન હો; તેમજ 'અવિરાહિઓ' અર્થાત વિરાધિત યાને અંશે ય ભગ્ન ન હો. આવી સાગાર યાને આગાર-અપવાદવાળા કાયોત્સર્ગની જ પ્રતિજ્ઞા કરવામાં આવે છે. એથી અપવાદ સેવાવા છતાં કાયોત્સર્ગ અખંડ રહે છે.

**આગારોનું વિભાગીકરણ**:-

આ આગારો કાયાનું સ્થિરતામાંથી અતિચરણ અતિક્રમણ કરાવે છે, એટલે તે અતિચાર કહેવાય. એવા અતિચાર યાને આગાર-અપવાદો જે અહીં સૂત્રમાં લીધા છે તેમાં જુદી જુદી જાત છે; કોઈ તો સહજ ઊઠનારા છે, તો કોઈ આગંતુક પણ અલ્પ નિમિત્તે ઊઠનારા છે, તો કોઈ બહુ નિમિત્તે જાગનારા છે; ત્યારે કોઇ અલ્પ-સૂક્ષ્મ પણ નિયમા બનનારા, અને બીજા બાહ્ય કારણે જન્મનારા સાથે બાહ્ય છે. આગારવાર આ વહેંચણ આ પ્રમાણે છે,-

°ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ એ સહેજે ઊઠનારા છે, કેમકે શરીરમાં જીવ છે ત્યાં સુધી એ વિના-પ્રયત્ને સંકળાયેલા જ છે, સજીવ શરીરને શ્વાસોચ્છ્વાસ વિના ચાલે નહિ. °ખાંસી, છીંક અને બગાસું એ આગંતુક યાને કદીક થનારા અને અલ્પ નિમિત્તાધીન છે; કેમકે શરીરમાં એવો અતિ અલ્પ વાયુક્ષોભ થાય તો એ ઊઠનારા છે. °ઓડકાર,

વાસંચાર, ભમરી, પિત્ત અને મૂર્છા એ ય આગંતુક પણ બહુ નિમિત્તાધીન છે, કેમકે મહા અજીર્ણ વગેરે હોય તો એ ઊઠે છે. ૦સૂક્ષ્મ અંગસંચાર-કફસંચાર-દૃષ્ટિસંચાર એ અલ્પ પણ અવશ્ય થનારા છે, કેમકે મનુષ્યમાત્રમાં અંગમાં સૂક્ષ્મ હીલચાલ, કફસંચાર અને આંખના નિમેષ-ઉન્મેષ અવશ્ય થયા કરે છે. ૦'એવમાઇ'થી લીધેલા જ્યોતિ વગેરે આગારો બાહ્ય છે અને બહારના કારણોને આધીન છે, કેમકે એના દ્વારા જન્મનારા છે.

(લ૦-) उपाधिशुद्धं परलोकानुष्ठानं निःश्रेयसनिबन्धनमिति ज्ञापनार्थममीषामिहोपन्यासः । उक्तं चागमे,-

'वयभंगे गुरुदोसो, थेवस्स वि पालणा गुणकरी उ।
गुरुलाघवं च णेयं धम्मम्मि, अओ उ आगारा ॥१॥'
इति ।

एतेन'अर्हच्चैत्यवन्दनायोद्यतस्य उच्छ्वासादिसापेक्षत्वमशोभनम्, अभक्तेः। न हि भक्तिनिर्भरस्य क्वचिदपेक्षा युज्यत' इत्येतदपि प्रत्युक्तम्, उक्तवद्भक्त्ययोगात् ।

तथा हि,-का खल्वत्रापेक्षा ? अभिष्वङ्गाभावात्, आगमप्रामाण्याद् । उक्तं च,-

'उस्सासं न निरुंभइ, आभिग्गहिओ वि किमुय चिट्ठाए ।
सज्जमरणं णिरोहे सुहुमुस्सासं तु जयणाए ॥ १ ॥'
न च मरणमविधिना प्रशस्यत इति, अर्थहानेः, शुभभावनाद्ययोगात्, स्वप्राणातिपातप्रसङ्गात्, तस्य चाविधिना निषेधात् । उक्तं च,-

सव्वत्थ संजमं, संजमाओ अप्पाणमेव रक्खिज्जा ।
मुच्चइ अइवायाओ, पुणो विसोही न याविरई ॥१॥'
कृतं प्रसङ्गेन ।

અર્થ :-અહીં આ અગારોની રજુઆત એ માટે કરી છે કે કર્તવ્યના વિચારથી શુદ્ધ એવું પરલોકહિતકારી અનુષ્ઠાન મોક્ષનું કારણ બને છે; અને આગમમાં કહ્યું છે કે 'વ્રતના ભંગમાં મોટો દોષ છે, ત્યારે થોડાનું પણ પાલન ગુણકારી છે ધર્મમાં ગૌરવ -લાઘવ સમજવું જોઇએ. એટલા માટે આગારો (મૂક્યા) છે.'

આ પરથી (જે એમ કહે છે કે) 'અરિહંત પ્રભુના ચૈત્યવંદન માટે ઉદ્યત બનેલાને ઉચ્છ્વાસ આદિની સાપેક્ષતા શોભનીય નથી; કેમકે (એમાં) ભક્તિનો અભાવ છે; સાચે જ ભક્તિ પર આધાર રાખનારે કોઇ પર અપેક્ષા રાખવી યુક્ત નથી;' આનુ ખંડન થઇ જાય છે. કારણ કે પૂર્વે કહ્યા પ્રમાણે ભક્તિનો અભાવ નથી.

તે આ રીતે,—અહીં અપેક્ષા (કહો છો તે) શી છે? (કશી જ નહિ), કેમકે (આગારની) આસક્તિ નથી; કારણ (આમાં) આગમ પ્રમાણ છે. કહ્યું છે, કે 'અભિગ્રહધારી પણ (અભિભવ-કાયોત્સર્ગમાં) શ્વાસને રોકે નહિ તો ચેષ્ટાકાર્યોત્સર્ગમાં તો પૂછવાનું જ શું ? (શ્વાસ) રોકવામાં તત્કાલ મૃત્યુ થાય, માટે યતનાપૂર્વક સૂક્ષ્મ શ્વાસ ચાલુ જોઇએ.' અવિધિથી મરણ પ્રશસંનીય નથી. કેમકે (એમાં) ઈષ્ટની હાનિ થાય છે કારણ કે શુભ ભાવનાદિ રહેતા નથી, પોતાના પ્રાણનાશનો પ્રસંગ આવે છે, અને તે અવિધિથી કરવાનો નિષેધ છે. કહ્યું છે કે 'સર્વત્ર સંયમ રક્ષવું જોઇએ, અને સંયમ કરતાં પણ સ્વાત્માની રક્ષા કરવી જોઇએ. (એમ કરતાં પ્રાયશ્ચિત્તાદિ દ્વારા આત્મા) પાપથી મુકાય છે, ફરી શુદ્ધ થાય છે, અને અવિરતિ થતી નથી.' પ્રાસંગિક વિચારણાથી સર્યું.

**વિવેચન:-**

**ઉપાધિશુદ્ધ જ પરલોકાનુષ્ઠાન મોક્ષસાધક :-**

પ્ર૦-આવા બધા આગાર શા માટે રાખવા? એ તો આત્માની કાયરતા સૂચવે છે. બહાદુરીથી આરાધના કરવી જોઇએ. સીધું જ 'જાવ અરિહંતાણં અપ્પાણં વોસિરામિ' કહી કાયોત્સર્ગમાં નવકાર ચિંતવી લેવાય.

ઉ૦-વાત સાચી, કાયરતા ન જોઇએ, બહાદુરી જોઇએ; પરંતુ બહાદુરી એવી ન જોઇએ કે જે સ્વીકૃતનો ભંગ કરાવે. એ બહાદુરી નહિ પણ અવિવેકભર્યું સાહસ છે, કર્તવ્યના સ્વરૂપનો વિચાર રાખ્યા વિનાનું પગલું ભરવા જેવું છે. કોઇ પણ પરલોકહિતકારી અનુષ્ઠાન મોક્ષનું કારણ તો જ બને કે જો એ ઉપાધિશુદ્ધ હોય, અર્થાત્ ધર્મ-

ચિંતા અને કર્તવ્યના વિચારપૂર્વકનું હોય. 'મારે કેવો ધર્મ સાધવાનો છે, હું કયું કેવા સ્વરૂપવાળું કામ હાથ પર લઇ રહ્યો છું' એનો પૂરો ખ્યાલ તથા જાગૃતિ જોઇએ. નહિતર અનુષ્ઠાન ખોડખાંપણવાળું, ગરબડિયું, યાવત્ ખંડિત બની જાય. દા. ત. જો નિરપવાદ 'કાયં ઠાણેણં...વોસિરામિ' કર્યું, તો એનો અર્થ તો એ, કે કાયાને સર્વથા પ્રવૃત્તિરહિત રાખવાની પ્રતિજ્ઞા કરી. પછી શ્વાસોચ્છ્વાસ, અચાનક ખાંસી, ઇત્યાદિની પ્રવૃત્તિ પણ કેમ કરાય? એમાં તો પ્રતિજ્ઞા-ધર્મનો ભંગ થાય, કર્તવ્ય તરીકે નક્કી કરેલા અનુષ્ઠાનનું પાલન ઘવાય. માટે અહીં આગારો મૂકયા તે ઉપાધિશુદ્ધ અનુષ્ઠાનના સંપાદન માટે, એમ કરીને સૂચવ્યું કે એવું જ અનુષ્ઠાન મોક્ષસાધક બની શકે.

**આગારમાં આગમ-સાક્ષીઃ ગૌરવ-લાઘવનો વિચારઃ-**

આમાં આગમની સાક્ષી પણ છે. આગાર અંગે આગમમાં કહ્યું છે કે,-

वयभंगे गुरुदोसो थेवस्स वि पालणा गुणकरी उ।
गुरुलाघवं च णेयं धम्मम्मि, अओ उ आगारा ॥१॥

અર્થાત્ વ્રત મોટું લીધું હોય અને પછી વ્રત-વિરૂદ્ધ કંઇક સેવવાનો પ્રસંગ આવે, એટલે વ્રતનો ભંગ થાય, અને તે મોટો દોષ છે. એના કરતાં વ્રત થોડું રાખ્યું હોય, અને જેવું રાખ્યું, બરાબર તેવું જ એનું પાલન થાય, તો તે ગુણકારી બને છે.

**ધર્મમાં ગૌરવ-લાઘવનો ખ્યાલ કરવો જોઇએ.**

'લાભ મોટો કે દોષ મોટો? લાભ ઓછો કે નુકસાન ઓછું?' આ માપવું જ જોઇએ, જેથી ઓછા લાભ અને વધુ નુકસાનની પ્રવૃત્તિથી બચી જવાય, અને એના બદલે ધર્મપ્રવૃત્તિ એવી હાથ ધરાય કે જેમાં એકલો લાભ જ હોય, અગર લાભ ઘણો અને નુકસાન અતિ અલ્પ રહે. શ્રાવકને જિનપૂજામાં જલ-પુષ્પની વિરાધના છે, પણ જિનભક્તિ, મૂર્ચ્છા પર કાપ, અસદારંભ-નિવૃત્તિ, ઇન્દ્રિયવિષય-નિગ્રહ, વગેરેનો મહાન લાભ છે, એટલે એ આદરવી જ જોઇએ. ઉલ્ટું એ ન આદરે તો મૂર્ચ્છા, અસદ્ આરંભ, વિષય-પ્રવૃત્તિ વગેરેનાં મોટાં નુકસાન એમ જ ઊભાં રહે છે. એમ અહીં આગાર વિના કાયોત્સર્ગ શરૂ કરે તો સત્ત્વ દાખવ્યાનો થોડો લાભ દેખાય,-થોડો એટલા માટે કે પછી કાયોત્સર્ગ કરતી વખતે શ્વાસોચ્છ્વાસ વગેરે આગાર ન સેવવાનું સત્ત્વ ટકતું નથી,-બીજી બાજુ પ્રતિજ્ઞાભંગનો મોટો દોષ છે. જ્યારે આગાર રાખ્યા હોય તો પ્રતિજ્ઞા યથાવસ્થિત પાલન કરવાનો મોટો લાભ છે. માટે જ કાયોત્સર્ગ-સૂત્રમાં ઉચ્છ્વાસ-નિઃશ્વાસાદિ કે એકાશનાદિ તપના પચ્ચકખાણ દંડકમાં અનાભોગ-સહસાકારાદિ આગારો મૂકેલા છે.

**શ્વાસની અપેક્ષા શા માટે?**

પ્ર૦-જિનવંદનાદિ-લાભાર્થ કાયોત્સર્ગ જેવી મહાન સાધના કરવી છે, ત્યાં ઉચ્છ્વાસાદિની અપેક્ષા શી રાખવી? અપેક્ષા શોભતી નથી, કેમકે એ જિનભક્તિનો અભાવ સૂચવે છે. ભક્તિ પર આધાર રાખનારે તો કોઇના ય પર અપેક્ષા રાખવી યોગ્ય નથી.

ઉ૦-ઉપર કહ્યા પ્રમાણે ગૌરવ-લાઘવનો વિચાર રાખીને વ્રતભંગ આદિ ન થાય એવી ભક્તિપ્રવૃત્તિ કરે એ તો જિનાજ્ઞાપાલન છે, માટે ખરી જિનભક્તિ જ છે, અભક્તિ નહિ. કેમકે

'वीतराग! सपर्यातस्तवाज्ञा-पालनं परम्।'

—હે વીતરાગ! તમારી પૂજા કરતાં ય તમારી આજ્ઞાનું પાલન ચડિયાતું છે. અર્થાત્ આજ્ઞાપાલન એ શ્રેષ્ઠ ભક્તિ છે. અહીં 'ધમ્મંમિ અઓ ઉ આગારા,' 'સુહુમુસ્સાસં તુ જયણાએ,' વગેરે આજ્ઞા છે.

**શ્વાસ માટે આગમ સાક્ષીઃ**-ખરી રીતે જેને અપેક્ષા કહો છો એ શું ચીજ છે? કંઇક પણ આસક્તિ હોય એને અપેક્ષા કહેવાય. ત્યારે અહીં કોઇ શ્વાસોચ્છ્વાસાદિની આસક્તિ નથી. એ તો અનિવાર્ય ક્રિયા છે; દા. ત. મહર્ષિઓને અનિવાર્ય આહારગ્રહણ. એ કરે એમાં એમને આસક્તિ નથી ગણાતી. એવું ઉચ્છ્વાસ આદિમાં સમજવું. એ ક્રિયા કરવી પડે, રોકાય નહિ. આગમ એનું આમ વિધાન કરે છે,-

'उस्सासं न निरुंभइ आभिग्गहिओ वि किमुअ चिट्ठाए?

सज्जमरणं निरोहे, सुहुमुस्सासं तु जयणाए ॥१॥

અર્થાત્ શ્વાસોચ્છ્વાસને અભિગ્રહધારી પડિમાધારી મુનિઓ અભિભવ કાયોત્સર્ગમાં યાને કોઇ ઉપસર્ગ યા એકરાત્રિકી આદિ પ્રતિમા-ધ્યાનમાં પણ રોકતા નથી, તો પછી ચેષ્ટા-કાયોત્સર્ગ યાને સૂત્ર-ઉદ્દેશાદિ આરાધનક્રિયાના કાયોત્સર્ગમાં તો પૂછવાનું જ શું? શ્વાસ રોકવાથી તો તત્કાળ મૃત્યુ થઇ જાય. ત્યાં બીજી અનેક સાધના શકય છતાં એક શ્વાસ-નિરોધના કારણે અટકી પડે! માટે એ ન રોકતાં યતના-વિવેક જાગૃતિપૂર્વક સૂક્ષ્મ શ્વાસ લેવો.'

**સંયમ કરતાં આત્માની વિશેષ રક્ષાઃ-**

પ્ર૦-કદાચ મૃત્યુ થઇ જાય તો શો વાંધો? ધર્મ માટે મૃત્યુ છે ને?

ઉ૦-મૃત્યુ પણ વિધિપૂર્વકનું હોય એ પ્રશસ્ત મૃત્યુ છે, અવિધિથી કરાતું નહિ. અવિધિ મૃત્યુ પ્રશંસનીય નથી, કેમકે એમાં પ્રાણનાશ વખતનું દુઃખ વ્યાકુળતા એવા હોય છે કે એ પ્રાયઃ ભાવના બગાડે છે, તેથી ત્યાં દ્રવ્યપ્રાણ સાથે ભાવપ્રાણનો પણ નાશ થાય છે. શુભ ભાવ એ ભાવપ્રાણ છે. એનો નાશ એ મહાન ઇષ્ટની જ હાનિ થઇ ગણાય. મૃત્યુ કરવા ગયો સારા ભાવથી, પણ એ ભાવ જ ખોઇ બેઠો! માટે શાસ્ત્રે અવિધિથી પ્રાણનાશ કરવાનો નિષેધ કર્યો છે; કહ્યું છે કે—

सव्वत्थ संजमं, संजमाओ चेव अप्पाणं रक्खिज्जा।
मुच्चइ अइवायाओ, पुणो विसोही, न याविरई ॥१॥

—અર્થાત્ સર્વત્ર સંયમની રક્ષા કરવી; અને એવો જ પ્રસંગ આવે કે સંયમ સાચવતાં આત્માનો નાશ થાય એમ હોય, તો ત્યાં સંયમ કરતાં પણ આત્માની રક્ષા કરવી; અર્થાત્ આત્માને બચાવી સંયમમાં અપવાદ-અતિચાર સેવી લેવો. કેમકે આત્મા બચી જાય તો પછી એ અતિચારની વિશુદ્ધિ થઇ શકે છે અને પુનઃ સંયમ પાળી શકાય છે, અવિરતિ નથી થતી, એના બદલે મૃત્યુ થઇ જાય તો તો પછી અવિરતિ જ થાય!

**બ્રહ્મચર્યની રક્ષા જીવસાટે પણ કેમ?-**

પ્ર૦-તો પછી સાધુ-સાધ્વી બ્રહ્મચર્યની રક્ષા ખાતર જરૂર પડયે પ્રાણનાશ કેમ કરે? અબ્રહ્મ કેમ ન સેવી લે?

ઉ૦-અબ્રહ્મ મૈથુન એક એવું પાપ છે કે એ અપ્રશસ્ત રાગ વિના સેવાતું જ નથી; એટલે ત્યાં સંયમનો રાગ નષ્ટ થઇ જાય છે. પછી જીવીને ય શું કરવાનું? ત્યારે પ્રાણાતિપાતાદિ પાપોમાં એવું નથી. જરૂર પડયે એ અપ્રશસ્ત રાગ વિના સંયમના અને પ્રવચનના જ રાગથી પણ સેવાય છે. દા.ત. સાધુસમૂહ પર કોઈ વાઘ-વરુ કે જુલ્મગારનો ઉપદ્રવ આવ્યો, ત્યાં સાધુની રક્ષા માટે પોતે પેલાનો પ્રતિકાર કરે એમાં કદાચ સામાનું મૃત્યુ ય થઇ જાય, છતાં રક્ષકે એ સાધુઓ અને એમના સંયમને બચાવવાના અને એ કરવા દ્વારા જિનપ્રવચન ટકાવવાના રાગથી એ કર્યું કહેવાય. એમાં કદાચ પોતાનું મૃત્યુ ય થઈ જાય તો ય એ વિધિપૂર્વકનું પ્રશસંનીય મૃત્યુ છે. ત્યાં શુભ ભાવના બગડતી નહિ, પણ મુનિગણરક્ષા અને પ્રવચનરક્ષાની તમન્નામાં વધતી ને વધતી છે. માટે જ સમર્થ મહાત્માઓ પોતાની ઉપરના મરણાન્ત ઉપસર્ગને, શુભ ભાવનાનો વેગ ઠેઠ અંત સુધી વધારતાં, વધાવી લે છે, કેમકે એ આવી પડેલ ઉપદ્રવમાં વિધિપૂર્વકનું મૃત્યુ છે. પણ એ કાયોત્સર્ગમાં શ્વાસ-નિરોધથી મૃત્યુ નથી વધાવતા; કારણ એ અવિધિ-મૃત્યુ છે. એવું જો કરવાનું હોય તો તો સંયમ-ચારિત્ર લેવાના દિવસે જ મૃત્યુ થઇ જાય! પછી કયા જન્મમાં દીર્ઘ સંયમ પાળવાનું રહે? તે નહિ તો દીર્ઘ સંયમ-પાલનના અભ્યાસ વિના અનંત કાળના રીઢ કષાયો અને કુવાસનાઓ શી રીતે ઘસારે પડે? સારાંશ, ઉચ્છ્વાસ વગેરે આગારવાળો જ કાયોત્સર્ગ કરવાનો, શ્વાસનિરોધાદિવાળો નહિ.

**પ્રાણાયામનો નિષેધઃ-**

પ્ર૦-ઠીક છે ઠેઠ મૃત્યુ થઇ જાય એવો શ્વાસ ન રોકે, પરંતુ થોડો થોડો પ્રાણાયામ કરે તો?

ઉ૦-ના, ન થાય; કેમકે એમ કરવામાં તો ચિત્ત એમાં જાય, ઇરાદાપૂર્વક વાયુકાયની વિરાધના થાય; તેમજ કાયોત્સર્ગમાં પ્રતિજ્ઞાત-સ્વીકૃત ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા ન રહે, તેથી પ્રતિજ્ઞા-સ્ખલન થાય. માટે તો ૮ શ્વાસોચ્છ્વાસ કે ૨૫

શ્વાસોચ્છ્વાસ વગેરેનો કાયોત્સર્ગ કહ્યો ત્યાં શ્વાસોચ્છ્વાસની પરિભાષા કરી કે 'પાયસમા ઊસાસા'; અર્થાત્ શ્વાસોચ્છ્વાસ શ્લોકના પાદ સમાન જાણવો; એક પાદ વ્યવસ્થિત યાદ કરાય એજ એક શ્વાસો૦, ૮ પાદનું સ્મરણ એજ ૮ શ્વાસો૦...ઇત્યાદિ; પણ એટલી સંખ્યામાં શ્વાસ લેવા ને મૂકવા, એ નહિ. 'શ્વાસ ઊંચો ને નીચો બરાબર પૂરો થયો ને ?' એ જોવા જાય તો મુખ્ય શ્લોકના ધ્યાનમાં ચિત્ત તન્મય ન બની શકે. માટે શ્વાસ તો સહજભાવે સૂક્ષ્મ ચાલ્યા કરે. ચિત્તનો ખ્યાલ એમાં લઈ જવો પડતો નથી. જીવંત દેહનો એ વગર-ખ્યાલનો ધર્મ છે, ક્રિયા છે.

(લ૦-) कियन्तं कालं यावत् तिष्ठामीति अत्राह,-'जाव अरहंताणमि'त्यादि । 'यावदि'ति कालावधारणे । अशोकाद्यष्टमहाप्रातिहार्यलक्षणां पूजामर्हन्तीत्यर्हन्तस्तेषा'मर्हताम्' । 'भगः' समग्रैश्वर्यादिलक्षणः, स विद्यते येषां ते भगवन्तः, तेषां सम्बन्धिना, 'नमस्कारेण' 'नमो अरहन्ताणं' अनेन । 'न पारयामि'-न पारं गच्छामि । 'तावत्' किमित्याह 'ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि' । तावच्छब्देन कालनिर्देशतामाह । 'कायं'-देहं, 'स्थानेन'-ऊर्ध्वस्थानेन हेतुभूतेन । तथा 'मौनेन'-वाग्निरोधलक्षणेन । तथा 'ध्यानेन'-धर्म्मध्यानादिना । 'अप्पाणं'ति प्राकृतशैल्या आत्मीयम् । अन्ये न पठन्त्येवैनमालापकम् । 'व्युत्सृजामि'-परित्यजामि । इयमत्र भावना,-कायं स्थान-मौन-ध्यानक्रियाव्यतिरेकेण क्रियान्तराध्यासमधिकृत्य व्युत्सृजामि, नमस्कारपाठं यावत् प्रलम्बभुजो निरुद्धवाक्प्रसरः प्रशस्तध्यानानुगतस्तिष्ठामीति । ततः कायोत्सर्गं करोति जघन्यतोऽपि तावदष्टोच्छ्वासमानम् ।

અર્થઃ-કેટલા કાળ સુધી (કાયોત્સર્ગમાં) રહું છું ? આ અંગે કહે છે, 'જાવ અરિહંતાણં' ઇત્યાદિ, '(જાવ=) જ્યાં સુધી' એ કાળની ચોક્કસ ધારણાના અર્થમાં છે. 'અરહંત' એટલે અષ્ટ મહાપ્રાતિહાર્યસ્વરૂપ પૂજાને યોગ્ય છે તે તે અરહંતોના 'ભગ' સમગ્ર ઐશ્વર્ય (રૂપ, યશ) આદિ સ્વરૂપ; તે જેને છે તે 'ભગવંત' તેમના સંબંધી 'નમુક્કારેણ' એટલે કે 'નમો અરહંતાણં' (પ્ર૦ અરિહંતાણં) એવા નમસ્કાર વડે. 'ન પારેમિ' પાર ન પામું પૂર્ણ ન કરું) 'તાવ'=ત્યાં સુધી શું ? એ કહે છે 'તાવ કાયં..વોસિરામિ' 'તાવ' શબ્દથી કાળ નિર્દેશ કહે છે. 'કાય' એટલે દેહને; 'ઠાણેણં' એટલે સાધનભૂત ઊભા રહેવાના આસન (જિનમુદ્રા)થી; તથા 'મોણેણં' વચનનિરોધ સ્વરૂપ મૌનથી; 'ઝાણેણં' એટલે ધર્મધ્યાનાદિથી; 'અપ્પાણં' એટલે, પ્રાકૃતભાષાની શૈલીએ ( ષષ્ઠીના અર્થમાં દ્વિતીયા વિભક્તિ હોઇને ) પોતાની. બીજાઓ (કેટલાક) આ 'અપ્પાણં' પદ બોલતા જ નથી; 'વોસિરામિ' એટલે ત્યાગ કરું છું. અહીં ભાવ આ છે કે 'કાયાને સ્થાન-મૌન-ધ્યાનની ક્રિયા સિવાય બીજી ક્રિયાના સંબંધની દૃષ્ટિએ ત્યજી દઉં છું; નમસ્કાર બોલવા સુધી હાથ લંબાવેલા રાખી, વચનપ્રયોગ રોકી દઇ, પ્રશસ્ત ધ્યાનવાળો બની ઊભો રહું છું.' ત્યારબાદ કાયોત્સર્ગ જઘન્યથી પણ આઠ શ્વાસોચ્છ્વાસ જેટલો કરે.

વિવેચન :-

'જાવ અરિહંતાણં....વોસિરામિ'નો અર્થ :-

જાવ, અરિહંતાણં,....યાવત્ અપ્પાણં વોસિરામિ સુધીના દરેક શબ્દનો અર્થ ઉપર કહ્યો તે સ્પષ્ટ જ છે.

'જાવ' 'તાવ' પદ કેમ બોલવા ? એમ 'ન પારેમિ' ? :-

અહીં 'જાવ' અને 'તાવ' શબ્દો આખા વાક્યને તેમ વિશેષે 'ન પારેમિ'-'વોસિરામિ' પદને લાગુ પડે છે; અર્થાત્ જ્યાંસુધી '....ન પારેમિ,' ત્યાં સુધી '. વોસિરામિ,' એ કહેવું છે; માટે ઉચ્ચારણમાં આ ધ્યાન રાખવાનું કે એ પદોની પછીના માત્ર પહેલા પદ સાથે જ જોડાયાની જેમ ન બોલાય; અર્થાત્ 'જાવઅરિહંતાણં' જાણે એક પદ, તેમજ 'તાવકાયં' જાણે એક પદ, એ રીતે નહિ બોલવાનું. 'જાવ' આગળ સહેજ અટકી પછીનો 'અરિહંતાણં'થી 'પારેમિ' સુધીનો પદસમૂહ એક વાક્ય તરીકે બોલવાનો. એમ જ 'તાવ' આગળ સહેજ અટકી 'કાયં'થી 'વોસિરામિ' સુધીનો પદસમૂહ એક જ વાક્ય તરીકે બોલવાનો. એમ 'ન પારેમિ' પણ ભેગું 'નપારેમિ' જેવું એક

પદ તરીકે નહિ બોલવું, કિન્તુ 'ન' પર સહેજ ભાર મૂકી સ્વતંત્ર પદ તરીકે અને સાથે 'પારેમિ' પદ બોલવું. તો જ મનમાં એનો ભાવ આવે.

**પારતાં નમસ્કાર કેવો જોઈએ ? :-**

અહીં 'નમસ્કારથી ન પારું ત્યાંસુધી'...એમ આવ્યું, એમાં 'નમસ્કાર' શબ્દ પારિભાષિક છે, પણ માત્ર પ્રણામના સાદા અર્થમાં નહિ; માટે પારિભાષિક અર્થ મુજબ પારતી વખતે 'નમો અરિહંતાણં' એ પદ બોલીને જ પારવાનું; અને જિનશાસનમાં શુભ ક્રિયામાત્ર દ્રવ્યક્રિયા નહિ, પણ ભાવક્રિયા જોઈએ, એ હિસાબે કોરું ઉચ્ચારણ નહિ, કિન્તુ ચિત્તના ઉપયોગવાળું ઉચ્ચારણ જોઈએ. એ બોલતાં ખ્યાલ રહે કે અરિહંતને હું નમસ્કાર કરું છું. એ ખ્યાલ માટે 'નમો અરિહંતાણં' બોલતી વખતે જાણે નજર સામે અષ્ટ પ્રાતિહાર્યયુક્ત અરિહંત ભગવાન છે અને આપણે નમીએ છીએ એવો ભાવ ઊભો કરવાનો.

**કાર્યોત્સર્ગમાં ક્રિયા કેટલી ? :-**

'કાયં ઠાણેણં..વોસિરામિ' પદથી કાયાને સ્થાન વગેરેથી વોસિરાવવાની છે, એટલે કે હાથ લટકતા રાખી સ્થિર ખડા રહેવાની, મૌનની, અને નિયત ધર્મધ્યાનાદિની ક્રિયા સિવાય બીજી કોઈ ક્રિયા નહિ. અલબત, આગાર રાખેલા છે માટે એની ક્રિયા રહે. તે સિવાય સહેજ પણ ડોળો ફેરવવાની, કે હોઠ પટપટાવવા યા આંગળીના વેઢે આંગળી ફેરવવા વગેરેની પણ ક્રિયા ન ચાલે. તેમ માનસિક બીજો કોઈ જ વિચાર નહિ, યાવત્ કાયોત્સર્ગ-પ્રમાણ કરવાનું કહ્યું હોય તેટલું જ ચિંતવવાનું, દા.ત. ૪ લોગસ્સ, તો ચાર જ લોગસ્સ, ત્રણ કે પાંચ નહિ ચિંતવવાના.

'અપ્પાણં'પદ 'કાયા'નું વિશેષણપદ છે. માટે એનો અર્થ 'આત્માને' કે 'પોતાને' એવો ન કરતાં 'પોતાની' એવો કરવાનો. પદ દ્વિતીયા વિભક્તિવાળું છતાં ષષ્ઠી વિભક્તિવાળું 'અપ્પણો' પદ હોય એવો અર્થ લેવાનો. પ્રાકૃત ભાષામાં કેટલીક વાર બને છે; 'વિભત્તિએ વિભત્તી' એક વિભક્તિના અર્થમાં બીજી વિભક્તિ વપરાઈ હોય. આર્ષ પ્રયોગ યાને ઋષિ-મહર્ષિના વચનમાં પ્રશ્ન ન થાય કે 'આમ કેમ ?' કેટલાકો આ પદ બોલતા જ નથી,.... 'કાયં...ઠાણેણં વોસિરામિ' એટલું જ બોલે છે.

કાયોત્સર્ગ પ્રમાણ ઓછામાં ઓછું આઠ શ્વાસોચ્છ્વાસ અર્થાત્ એક નમસ્કારસૂત્રના ચિંતન જેટલું હોય છે; તેથી વધુ ય હોઈ શકે, પણ ઓછું તો નહિ જ.

(લ૦-) इह च प्रमादमदिरामदापहृत (प्र० हृत) चेतसो यथावस्थितंभगवद्वचनमनालोच्य तथाविधजनासेवनमेव प्रमाणयन्तः पूर्वापरविरुद्धमित्थमभिदधति 'उत्सूत्रमेतत्, साध्वादिलोकेनानाचरितत्वात्।' एतच्चायुक्तम्, अधिकृतकायोत्सर्गसूत्रस्यैवार्थान्तराभावात्, उक्तार्थतायां चोक्ताविरोधात्।

**અર્થ :-** અહીં વળી પ્રમાદમદિરાથી હણાઈ ગયેલ ચિત્તવાળા (લોક) ભગવદ્વચનનો યથાવસ્થિત વિચાર કર્યા વિના તેવા પ્રકારના (નિર્વિચાર) લોકોનાં આચરણને પ્રમાણભૂત માનતા આ પ્રમાણે પૂર્વાપર વિરુદ્ધ બોલે છે, કે જઘન્યથી ૮ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ ઉત્સૂત્ર છે, (કાયોત્સર્ગ સૂત્રથી વિરુદ્ધ છે, કેમકે સાધુ વગેરે લોકોએ એ આચર્યું નથી' પણ આ અયુક્ત છે, કેમકે પ્રસ્તુત કાયોત્સર્ગસૂત્રનો બીજો અર્થ જ નથી; અને વિવેચિત (કાયોત્સર્ગરૂપી) અર્થ હોય તો ઉક્ત (આઠ શ્વાસોચ્છ્વાસપ્રમાણ કાયોત્સર્ગ) સાથે વિરોધ નથી.

**વિવેચન :-**

**જઘન્ય કાયોત્સર્ગ પ્રમાણની ચર્ચા :-**

હવે અહીં જઘન્ય આઠ શ્વાસોચ્છ્વાસનું કાઉસ્સગ્ગપ્રમાણ કહ્યું તેને કેટલાકો માન્ય નથી કરતા. એ બિચારાનું ચિત્ત અજ્ઞાન-હઠાગ્રહાદિ-પ્રમાદરૂપી દારૂથી હણાઈ ગયેલું છે, શુધબુધ ગુમાવી બેઠું છે. એટલે જ એ ભગવાનના વચનનો યથાવસ્થિત વિચાર નથી કરતા, અને પોતાની માન્યતાના સમર્થનમાં એવા જ વગર વિચારે ચાલનાર લોકોની પ્રવૃત્તિ આગળ કરી કહે છે કે 'જઘન્યથી આઠ શ્વાસોચ્છ્વાસનું કથન ઉત્સૂત્ર (કાયોત્સર્ગસૂત્રથી વિરુદ્ધ) છે, કેમકે સાધુઓ અને શ્રાવકોએ એ પ્રમાણે આચર્યું નથી.'

પરંતુ આમ કહેવું ઠીક નથી; કેમકે પ્રસ્તુત કાયોત્સર્ગસૂત્રનો એ સિવાય બીજો અર્થ જ નથી.

'હુંજ્જ મે કાઉસ્સગ્ગો...ઝાણેણં અપ્પાણં વોસિરામિ' કહ્યું છે ત્યાં 'ઝાણ' એટલે 'ધ્યાન' તો જોઇશે ને ? અને એનો અર્થ 'કાયોત્સર્ગ હો, કાયાને... વોસિરાવું છું" એવો છે. હવે જો કહો કે કાયોત્સર્ગ-સૂત્રનો એ વિવેચિત અર્થ બરાબર છે, તો એ અર્થની સાથે જઘન્ય આઠ શ્વાસોચ્છ્વાસના પ્રમાણવાળો કાયોત્સર્ગ કરવાનો કોઈ વિરોધ નથી. પછી શા માટે ઉત્સૂત્રતાનો અસદ્ આરોપ કરો છો ? સૂત્રનો ભાવ ભગવત્કથિત છે, અને ભગવત્કથન પર યથાર્થ વિચાર કરવો જોઇએ.

(લ૦-) 'अथ भवत्त्वयमर्थः कायोत्सर्गकरणे, न पुनरयं स इति'। किमर्थमुच्चारणमिति वाच्यम्। 'वन्दनार्थमि'ति चेत्। न, अतदर्थत्वात्, अतदर्थोच्चारणे चातिप्रसङ्गात्। 'कायोत्सर्गयुक्तमेव वन्दनमि'ति चेत्। कर्तव्यस्तर्हि स इति। 'भुजप्रलम्बमात्रः क्रियत एवे'ति चेत्। न, तस्य प्रतिनियतप्रमाणत्वात्, चेष्टाभिभवभेदेन द्विप्रकारत्वात्। उक्तं च,-

'सो उस्सग्गो दुविहो चेट्टाए अभिभवे य णायव्वो।
भिक्खायरियाइ पढमो उवसग्गऽभिओजणे बीओ॥१॥'

अयमपि चानयोरेवान्यतरः स्यात्, अन्यथा कायोत्सर्गत्वायोगः।

**અર્થ:**-જો કહો કે 'આ (નિયત પ્રમાણનો કાયોત્સર્ગરૂપી) **અર્થ** કાયોત્સર્ગ કરવામાં હો; પરંતુ (વન્દનાદિ નિમિત્તનો) **આ તે** કાયોત્સર્ગ **નથી**', તો એ કહો કે ઉચ્ચારણ શા **માટે છે? જો કહેશો** 'વંદનાદિ અર્થે છે', તો (ઉત્તર એ છે કે) **ના, કેમકે આ સૂત્ર એ માટે નથી; અને એવા પ્રયોજન** વિનાના **સૂત્રનું** (એવા **હેતુથી**) ઉચ્ચારણ **કરાય, તો અતિપ્રસંગ** (બીજે **પણ** ભળતા જ **હેતુથી** ઉચ્ચારણ પ્રસંગ) **આવે.** જો કહો '(અર્થ) કાયોત્સર્ગયુક્ત જ વંદન છે,' તો પછી તે કાયોત્સર્ગ કરવો જોઇએ. જો કહો, 'હાથ લંબાવવામાત્રરૂપ કરાય જ છે,' (તો ઉત્તર એ છે કે) **ના, કાયોત્સર્ગ તો ચોક્કસ પ્રમાણવાળો હોય છે; કેમકે (કાયોત્સર્ગ) ચેષ્ટા-કાયોત્સર્ગ** અને **અભિભવ-કાયોત્સર્ગ એમ બે જ પ્રકારે હોય છે, (અને તે ચોક્કસ પ્રમાણવાળા જ હોય છે.) કહ્યું છે કે ચેષ્ટા અને અભિભવ** સંબંધે કાયોત્સર્ગ **બે પ્રકારે જાણવો; ભિક્ષાચર્યામાં પહેલો, અને ઉપસર્ગ આવી પડવામાં બીજો. આ (વંદનાદિ-નિમિત્તક) કાયોત્સર્ગ પણ આ બેમાંથી ગમે તે એક હોવો જોઇએ, નહિતર (એનામાં) કાયોત્સર્ગ-પણું ન રહે.**

**વિવેચન:-**

**દ્વિવિધ કાયોત્સર્ગ દ્વિવિધ, ચેષ્ટા, અભિભવ:-**

અહીં જઘન્યપ્રમાણ ન માનનાર એ પ્રશ્નકાર છે, અને ગ્રંથકાર એ ઉત્તરદાતા,-એ રીતે ચર્ચા બતાવવામાં આવે છે.

પ્ર૦-ઠીક છે, કાયોત્સર્ગ કરવાનું સ્વીકારાય તો તો એ સૂત્રનો એ અર્થ (જઘન્ય પ્રમાણ કાયોત્સર્ગ કરવાનો) હો; પરંતુ અહીં તો એવો કાયોત્સર્ગ કરવાનો અર્થ જ નથી.

ઉ૦-તો પછી 'વંદણવત્તિયાએ....' યાવત્ 'અપ્પાણં વોસિરામિ' સુધીનું ઉચ્ચારણ શા માટે કરો છો ?

પ્ર૦-એ તો વંદનાદિ માટે કરવામાં આવે છે, એમ કહી શકાય ને ?

ઉ૦-ના ન કહી શકાય, કેમકે 'અન્નત્થ૦' સૂત્ર વંદનાદિ અર્થે નથી. 'હું વંદન કરું છું, પૂજન કરું છું,...' એવો કોઇ સૂત્રાર્થ નથી, તેમજ સૂત્ર બોલીને કાંઇ વંદનાદિ કરવામાં આવતા નથી. એ જાતના પ્રયોજન વિનાના સૂત્રનું ઉચ્ચારણ જો એ માટે કરાય તો તો નિયમ જ નહિ રહે! અતિપ્રસંગ આવશે! અતિપ્રસંગ એ, કે બીજા પણ સૂત્રનું ઉચ્ચારણ ભળતા જ પ્રયોજન માટે કરાશે! માટે જે સૂત્રનું જે પ્રયોજન હોય તેના જ માટે તે સૂત્રનું ઉચ્ચારણ થાય.

પ્ર૦-ઠીક છે, પણ કાયોત્સર્ગયુક્ત વંદનાદિને પ્રયોજન કહીશું.

ઉ૦-એમ કહો તો પછી સૂત્ર બોલીને એ કાયોત્સર્ગ કરવો જોઇએ.

પ્ર૦-તે કરીએ જ છીએ ને? માત્ર હાથ લંબાવી ઊભા રહેવાનું કરાય જ છે.

ઉ૦-ના, એટલેથી ન ચાલે, અમુક શ્વાસોચ્છ્વાસ પ્રમાણ ચિંતન પણ જોઇએ; કેમકે કાયોત્સર્ગ હંમેશાં નિયત (ચોક્કસ અમુક) પ્રમાણ-

વાળો જ હોય છે, માત્ર હાથ લંબાવવા રૂપ નહિ. એનું કારણ એ છે કે કાયોત્સર્ગ બે પ્રકારના જ કહ્યા છે. ૧. ચેષ્ટાકાયોત્સર્ગ અને ૨. અભિભવ-કાયોત્સર્ગ. શાસ્ત્રમાં કહ્યું છે, કે-

सो उस्सग्गो दुविहो, चेट्टाए अभिभवे य णायव्वो ।
भिक्खायरियाइ पढमो, उवसग्गऽभिजुंजणे बीओ ॥

અર્થાત્ તે કાયોત્સર્ગ બે પ્રકારે જાણવો,-૧. ચેષ્ટા સંબંધમાં, ને ૨. અભિભવ સંબંધમાં. આમાં પહેલો ચેષ્ટા કાયોત્સર્ગ ભિક્ષાચર્યાદિ ક્રિયાનું નિમિત્ત હોય તેના માટે કરવામાં આવે છે, અને બીજો અભિભવ-કાયોત્સર્ગ દેવતાઈ વગેરે ઉપસર્ગથી આક્રમણ પ્રસંગે યા ઉપસર્ગની સામે નિર્ભયપણે સહિષ્ણુતાની બળવત્તામાં કરાય છે. હવે આ 'વંદણવત્તિયાએ....' નો કાઉસ્સગ્ગ પણ આ બે જાત પૈકી ગમે તે એક જાતનો હોવો જ જોઈએ; નહિતર એનામાં કાયોત્સર્ગપણું ન કહેવાય.

(લ૦-) न चाभिभवकायोत्सर्ग एष, तल्लक्षणायोगात्, एकरात्रिक्यादौ तद्भावात्, चेष्टा कायोत्सर्गस्य चाष्टोच्छ्वासोऽभ्युक्तमानत्वात्, उक्तं च,

'उद्देस-समुद्देसे सत्तावीसं अणुण्णवणियाए ।
अट्ठेव य उस्सासा पट्ठवण पडिक्कमणमाई ॥ १ ॥'

'अत्रायं न गृहीत' इति चेत्। न, आदिशब्दावरुद्धत्वात्, उपन्यस्तगाथासूत्रस्योपलक्षणत्वाद्, अन्यत्रापि चागमे एवंविधसूत्रादनुक्तार्थसिद्धेः ।

**અર્થ:-આ ( વંદનાર્થ કાયોત્સર્ગ એ ) કોઈ અભિભવ-કાયોત્સર્ગ નથી, કેમકે એનું લક્ષણ (આમાં) નથી ઘટતું; કારણ, એ તો એકરાત્રિકી પ્રતિમા આદિમાં હોય છે. ત્યારે ચેષ્ટા-કાયોત્સર્ગ તો નાનામાં નાનો પણ ઉક્ત (૮ શ્વાસ) પ્રમાણનો હોય છે. કહ્યું છે કે 'ઉદ્દેશ-સમુદ્દેશમાં અને અનુજ્ઞામાં ૨૭ (શ્વાસોચ્છ્વાસ) તથા પ્રસ્થાપન-પ્રતિક્રમણાદિમાં ૮ શ્વાસોચ્છ્વાસ હોય છે. જો કહો કે 'આ (વંદનકાયોત્સર્ગ) અહીં નથી લીધો,' તો (ઉત્તર એ છે કે) ના, કેમકે આદિશબ્દથી તે પણ ગૃહીત જ છે; કારણ કે આ રજુ કરેલ ગાથા-સૂત્ર સૂચક છે; એ એટલા માટે કે બીજે પણ આગમમાં એવા ('આદિ' પદ-ઘટિત) સૂત્રથી અનુક્ત પદાર્થ (ગ્રહણ કરવાનું) સિદ્ધ છે.**

વિવેચનઃ-

**અભિભવ-કાયોત્સર્ગ:-**

હવે વંદનાદિ અર્થે કરાતો કાયોત્સર્ગ જ્યારે બેમાંથી ગમે તે એક પ્રકારનો કાયોત્સર્ગ હોવો જ જોઈએ, તો વિચારવું પડે કે એને કયા પ્રકારનો કાયોત્સર્ગ કહેવો? અભિભવ-કાયોત્સર્ગ કહેવાય નહિ, કેમકે એનું લક્ષણ આમાં ઘટતું નથી. એ તો એકરાત્રિકી પ્રતિમા આદિમાં હોય છે. પ્રતિમા એટલે તેવા વિશિષ્ટ અભ્યાસ-સત્ત્વ-સંઘયણ-ધૈર્યવાળા મહામુનિ નિરપવાદ ઉત્સર્ગસંયમ-પાલનમાં જે વિશિષ્ટ અભિગ્રહ ધરીને રહે તે. એ રાત્રિભર કાયોત્સર્ગ ધ્યાનમાં રહે ત્યાં મોટા દેવતાઈ પણ ઉપસર્ગ આવે તો ય એમાંથી ચલાયમાન થતા નથી. પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન જાય એવી દૃઢતા રાખે છે. આમાં ધ્યાન શ્વાસોચ્છ્વાસ-પ્રમાણથી નહિ, પણ કાળ-પ્રમાણથી હોય છે. દા. ત. 'ચાર પહોર સુધી યા ઉપસર્ગ ચાલે ત્યાંસુધી કાયોત્સર્ગ અને ધ્યાનમાં રહીશ.' વંદનાદિ નિમિત્ત કાયોત્સર્ગ અભિભવ-કાયોત્સર્ગ નથી કે જેથી એ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ ન હોય.

**ચેષ્ટાકાયોત્સર્ગ દૃષ્ટાન્ત:-**

માટે એ ચેષ્ટાકાયોત્સર્ગ જ હોવો જોઈએ; અને ચેષ્ટાકાયોત્સર્ગનું ઓછામાં ઓછું પ્રમાણ આઠ શ્વાસોચ્છ્વાસનું તો હોય જ છે. કેમકે આગમમાં કહ્યું છે કે:-

'उद्देस-समुद्देसे सत्तावीसं अणुण्णवणियाए ।
अट्ठेव य उस्सासा पट्ठवण-पडिक्कमणमाई ॥'

અર્થાત્ ઉદ્દેશ અને સમુદ્દેશમાં તથા અનુજ્ઞામાં ૨૭ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ, અને પ્રસ્થાપન પ્રતિક્રમણાદિમાં આઠ જ શ્વાસોચ્છ્વાસનો કાયોત્સર્ગ કરવો.

ઉદ્દેશ-સમુદ્દેસ આદિનો અર્થ આ છે,-ઉદ્દેશ એટલે સૂત્રપ્રદાન. કોઈ આગમ ભણવું હોય ત્યારે અમુક તપ દ્વારા ગુરુ તરફથી સૂત્રદાન થાય છે, ત્યાં શિષ્યને આજ્ઞા મળે છે કે 'जोगं करिज्जाहि' તું આ સૂત્રનો યોગ કર,-સૂત્રાધ્યયન માટે વિશિષ્ટ યોગક્રિયા ને યત્ન કર. એ પ્રમાણે ઉદ્દેશ થયા પછી એ ઉદ્દેશ નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં આવે છે તે

૨૭ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ હોય છે.

• એમ **'સમુદ્દેશ'** એટલે અર્થપ્રદાન. સૂત્ર ગોખી લીધા પછી ગુરુ તરફથી એનો અર્થ મળે; ત્યાં આજ્ઞા મળે છે કે 'થિરપરિચિયં કુરુ' અર્થાત્ 'સૂત્ર-અર્થને સ્થિર અને પરિચિત કર,' સ્થિર એટલે ભૂલાય નહિ એવું દૃઢ, અને પરિચિત એટલે કે પોતાના નામની જેમ પરિચયવાળું થઈ જાય એવું ખૂબ અભ્યસ્ત. એ પછી • **'અનુજ્ઞા'** એટલે ગુરુ તરફથી 'સમ્મં ધારિજ્જાહિ, અન્નેસિં પવજ્જાહિ, ગુરુગુણેહિં વુડ્ઢિજ્જાહિ' અર્થાત 'તું આને સારી રીતે ધારણ કર, બીજાઓને પમાડ, અને ઊંચા ગુણોથી વૃદ્ધિ પામ,' એવી આજ્ઞા-આશીર્વાદ મળે છે. આ સમુદ્દેશ અને અનુજ્ઞા નિમિત્તે પણ કાયોત્સર્ગ કરવામાં આવે છે તે પણ ૨૭ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ હોય છે. ત્યારે, • **પ્રસ્થાપન-પ્રતિક્રમણાદિના** કાયોત્સર્ગ આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ હોય છે. આમાં **'પ્રસ્થાપન'** એટલે સૂત્રસ્વાધ્યાયના પ્રારંભની વિધિ એ કાલિક સૂત્રનો સ્વાધ્યાય કરતાં પહેલાં એનો મંગળમય પ્રારંભ થાય એ માટે ગુરુવંદન, કાયોત્સર્ગ અને શુદ્ધસ્વાધ્યાય-નિવેદનાદિવાળી વિધિ છે; તથા **'પ્રતિક્રમણ'** એટલે એ જ સૂત્રના સ્વાધ્યાય માટે પ્રતિક્રમણની કાળ-માંડલા તથા કાયોત્સર્ગાદિવાળી વિધિ છે; આ બંનેમાં કાયોત્સર્ગ ૮ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કરવાનો હોય છે.

પ્ર૦-પરંતુ આમાં વંદનાર્થ કાયોત્સર્ગ ક્યાં લીધો છે કે જેથી એનું ૮ શ્વાસ-પ્રમાણ સિદ્ધ થાય?

ઉ૦ નથી લીધો એવું નથી. 'પડિક્કમણમાઇ' માં 'આદિ' શબ્દથી એનું ગ્રહણ થઈ જાય છે. રજુ કરેલ ગાથા-સૂત્ર તો સૂચક છે, એ બધાનું શબ્દશઃ ગ્રહણ ન ય કરે; કેટલાક સજાતીય પદાર્થનું શબ્દથી નહિ કિન્તુ 'આદિ' પદથી ગ્રહણ કરવાનું સૂચને ય કરે. બીજે પણ આગમમાં આવા 'આદિ' વગેરે પદ દ્વારા શબ્દથી અકથિત-અનુક્તનું ગ્રહણ કરવાનું પ્રસિદ્ધ છે.

(લ૦-) उक्तं च,-

'गोसमुहणंतगादी आलोइय देसिए य अइयारे।
सव्वे समाणइत्ता हियए दोसे ठवेज्जाहि ॥ १ ॥'

अत्र मुखवस्त्रिकामात्रोक्तेः 'आदिशब्दाच्छेषोपकरणादिपरिग्रहोऽवसीयते सुप्रसिद्धत्वात् प्रतिदिवसोपयोगाच्च न भेदेनोक्त इति। 'अनियतत्वाद् दिवसातिचारस्य युज्यत एवेहाऽऽदिशब्देन सूचनं, नियतं च वन्दनं, तत्कथं तदसाक्षाद्ग्रह ?' इति चेत्। न, तत्रापि रजोहरणाद्युपधि-प्रत्युपेक्षणस्य नियतत्वात्। 'समानजातीयोपादानादिह एतद्ग्रहणमस्त्येव, समानजातीयं च मुखवस्त्रिकायाः शेषोपकरणमि'ति चेत्। तत्रापि तन्मानकायोत्सर्गलक्षणं समानजातीयत्वमस्त्येवेति मुच्यतामभिनिवेशः।

અર્થ:-કહ્યું પણ છે કે 'પ્રભાતકાળની મુખવસ્ત્રિકાદિ (પ્રતિલેખનાથી માંડી સાયંકાળ પ્રતિક્રમણ સુધીના) દિવસના અતિચાર (ગુરુ આગળ) પ્રગટ કરી તે બધા દોષોને હૃદયમાં લાવીને સ્થાપિત કરે. (જેથી પછી એ દરેકનું પ્રતિક્રમણ થઈ શકે.)' અહીં મુખવસ્ત્રિકા (મુહપત્તિ) માત્ર કહી હોવાથી 'આદિ' શબ્દે બાકીના ઉપકરણાદિનું ગ્રહણ સમજાય છે. (એ) સુપ્રસિદ્ધ હોવાથી અને પ્રતિદિન (એનો) ઉપયોગ હોવાથી (ગાથામાં શબ્દશઃ) જુદા ન કહ્યા. જો કહો 'દિવસના અતિચાર તો અનિયત હોવાથી અહીં 'આદિ' શબ્દથી સૂચન યોગ્ય જ છે, જ્યારે વંદન તો નિયત છે, તો પછી એનું સાક્ષાત્ (શબ્દથી) ગ્રહણ કેમ ન કર્યું ?' તો (ઉત્તર એ છે કે) ત્યાં પણ રજોહરણાદિ ઉપધિનું પ્રત્યુપેક્ષણ (પડિલેહણ) નિયત જ છે, (છતાં એનું સાક્ષાત્ ગ્રહણ ક્યાં કર્યું છે?) જો કહો કે 'સમાનજાતીયનું ગ્રહણ કર્યું હોવાથી એનું ગ્રહણ થઈ જ જાય છે; મુખવસ્ત્રિકાના સમાનજાતીય બાકીનાં ઉપકરણ છે.' (તો તો) ત્યાં પણ તે (૮ શ્વાસોચ્છ્વાસ) પ્રમાણ-કાયોત્સર્ગરૂપી સમાનજાતીયતા છે જ. માટે આગ્રહ મૂકી દો.

વિવેચન-

**પદથી અકથિતના ગ્રહણમાં આગમ પ્રમાણ-**

પદથી અનુક્ત વસ્તુનું પણ ગ્રહણ સૂચિત છે એ માટે આગમનો એક દાખલો આ છે કે- દા. ત. કહ્યું છે,-

गोसमुहणंतगादी आलोइय देसिए य अइयारे।

सव्वे समाणइत्ता हियए दोसे ठवेज्जाहि ॥१॥

અર્થાત્ સાંજે દૈવસિક અતિચાર ગુરુ આગળ આલોચવના, તે પ્રભાતકાળની મુખવસ્ત્રિકાદિ-પ્રતિલેખનાથી માંડી સાંજના પ્રતિક્રમણ સુધીના અનુષ્ઠાન અંગે લાગેલ અતિચારની આલોચના કરવાની. તે કરીને એ સર્વ દોષ હૃદયમાં લાવી સ્થાપિત કરવા.

**મુખવસ્ત્રિકા–પડિલેહણના દૃષ્ટાન્તથી કાયોત્સર્ગમાન:–**

અહીં જુઓ કે ગાથા–સૂત્રમાં તો માત્ર મુખવસ્ત્રિકાનું નામ લીધું છે, છતાં સાથેના 'આદિ' શબ્દથી બાકીના રજોહરણાદિ ઉપકરણ, તથા પાટ, વસતિ (મુકામ) વગેરેનું ગ્રહણ જણાય છે; કેમકે એ બધાં ચારિત્રનાં ઉપકરણ તથા સાધન તરીકે અતિ પ્રસિદ્ધ છે, તેમજ રોજના ઉપયોગના છે. તેથી જો મુખવસ્ત્રિકાનાં પ્રત્યુપેક્ષણ–પડિલેહણ અંગેના અતિચાર આલોચવાના હોય તો સહેજે એની ય પડિલેહણ આદિના અતિચાર આલોચવાના હોય જ; એટલે મુખવસ્ત્રિકાનું ગ્રહણ કરવા ઉપરાંત એનું જુદું ગ્રહણ શબ્દશઃ કરવાનું રાખ્યું નહિ. 'આદિ' પદથી માત્ર સૂચન કરી દીધું.

પ્ર૦–દૈવસિક અતિચારો (દોષો) અનિયત છે, અમુક ચોકસ નથી કે મુહપત્તિ પડિલેહણમાં, રજોહરણ-પડિલેહણમાં, વસતિપડિલેહણમાં, ઇત્યાદિ બધામાં અતિચાર લાગ્યા જ હોય; એટલે અનિયત એ બધાનું શબ્દશઃ અહીં કથન ન કરતાં સૂચન માત્ર કરે એ તો યોગ્ય છે. પરંતુ વંદન તો નિયત જ છે, તો પછી ઉપરોક્ત 'ઉદ્દેસે.... પડિક્કમણમાઇ' શ્લોકમાં એનું પણ સાક્ષાત્ શબ્દથી કથન કેમ ન કર્યું? એનું ગ્રહણ ઇષ્ટ હોત, તો તો એનું ય કથન કરત. નથી કર્યું એ સૂચવે છે કે એના માટે ૮ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કાયોત્સર્ગ નથી.

ઉ૦–આ ઠીક નથી, કેમકે એમ તો ત્યાં પણ અતિચાર ભલે અનિયત હોય, કિન્તુ મુખવસ્ત્રિકાની જેમ રજોહરણાદિની પ્રત્યુપેક્ષણ–પડિલેહણા તો નિયત જ છે. એટલે નિયતનું શબ્દશઃ કથન કરવાનો જો નિયમ હોત તો તો મુખવસ્ત્રિકા સાથે એનું પણ કથન શબ્દશઃ કર્યું હોત. પણ કથન કર્યું નથી છતાં 'આદિ' પદથી ગ્રહણ કર્યું છે. તેમ અહીં પણ 'પડિક્કમણમાઇ'માં 'આદિ' શબ્દથી વંદન કાયોત્સર્ગનું ગ્રહણ સમજવાનું છે.

પ્ર૦–ત્યાં તો બાકીના રજોહરણાદિ ઉપકરણનું ગ્રહણ છે એ તો મુખવસ્ત્રિકાને સમાનજાતીય, સજાતીય હોવાના કારણે છે. પોતાની જાતના એકના ગ્રહણમાં બાકીના સજાતીયનું ગ્રહણ થાય છે. પરંતુ અહીં તો ક્યાં પ્રતિક્રમણ અને ક્યાં વંદન? શું સજાતીયપણું? માટે વંદનનું શાનું ગ્રહણ થાય?

ઉ૦–ભૂલો છો, અહીં પ્રસ્થાપન–પ્રતિક્રમણ-ક્રિયા, અને વંદન ક્રિયાનો સવાલ નથી, કિન્તુ પ્રસ્થાપન–પ્રતિક્રમણ કાયોત્સર્ગ અને વંદન કાયોત્સર્ગનો પ્રશ્ન છે. બંને ય કાયોત્સર્ગરૂપ હોવાથી એકબીજાને સજાતીય જ છે. એમાં ય પ્રસ્થાપન–પ્રતિક્રમણનો ૮ શ્વાસો૦-પ્રમાણ કાયોત્સર્ગ અને વંદનાર્થ પણ ૮ શ્વાસો૦-પ્રમાણ કાયોત્સર્ગ; એટલે સમાન પ્રમાણના હિસાબે બંને પાકા સજાતીય બન્યા. તેથી એક સજાતીયના કથનમાં સાથેના 'આદિ' પદથી બીજા પોતાના સમાન જાતવાળાનું ગ્રહણ થાય એ સહજ છે. માટે વંદનાર્થ કાયોત્સર્ગમાં ૮ શ્વાસો૦નું પ્રમાણ ન જ માનવાનો આગ્રહ મૂકી દેવો જોઇએ.

(લ૦–) •न चेदं साध्वादिलोकेन नाऽऽचरितमेव, क्वचित् तदाचरणोपलब्धेः, आगमविदाचरणश्रवणाच्च। न चैवंभूतमाचरितमपि प्रमाणं, तल्लक्षणायोगात्। उक्तं च,–

'असढेण समाइण्णं जं कत्थइ केणइ असावज्जं।
ण निवारियमण्णेहि य बहुमणुमयमेयमायरियं ॥१॥'

•न चैतदसावद्यं, सूत्रार्थविरोधात्, सूत्रार्थस्य प्रतिपादितत्वात्, तस्य चाधिकगुणान्तरभावमन्तरेण तथाऽकरणविरोधात्।• न चान्यैरनिवारितं, तदासेवनपरैरागमविद्भिर्निवारितत्वात्।• अत एव न बहुमतलपीति भावनीयम्। अलं प्रसङ्गेन, यथोदितमान एव कायोत्सर्ग इति।

અર્થ.–આ (૮ શ્વાસો૦ પ્રમાણ કાયોત્સર્ગ) સાધુ આદિ લોકોએ નથી આચર્યું એમ નથી,

ક્યાંક તેનું આચરણ દેખાય છે, અને 'આગમ-વિદ્ પુરુષો એ આચરતા' એવું સાંભળવામાં આવે છે. એથી 'એવા પ્રકારનું (૮ શ્વાસો૦ રહિત કાયોત્સર્ગનું) આચરિત પણ પ્રમાણ છે', એવું નથી, કેમકે એવા આચરિતમાં (પ્રમાણભૂત આચરિતનાં) લક્ષણ નથી ઘટતાં. કહ્યું છે કે 'જે ક્યાંય કોઇક અશઠે આચર્યું હોય, અસાવદ્ય હોય, બીજાઓએ તેનો નિષેધ ન કર્યો હોય, બહુ માન્ય બન્યું હોય, તે 'આચરિત' કહેવાય." આ (૮ શ્વાસો૦ રહિત કાયોત્સર્ગ) અસાવદ્ય (નિષ્પાપ) છે એવું નથી, કેમકે સૂત્રના અર્થ સાથે વિરોધ આવે છે; કારણ કે કાયોત્સર્ગસૂત્ર-નો અર્થ પૂર્વે પ્રતિપાદિત કર્યો છે (તે જુદો છે.) અને વિશેષ અધિક લાભ હોવા સિવાય આઠ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કાયોત્સર્ગ ન કરવો એ વિરુદ્ધ છે. (એ ન કરવાનું) બીજાઓએ નથી નિષેધ્યું એવું નથી, તેવા આઠ ઉચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગના આસેવનમાં તત્પર બીજાઓએ નિષેધ્યું છે. એટલા જ માટે (૮ ઉચ્છ્વાસ પ્રમાણ રહિત કાયોત્સર્ગ) બહુજન-સંમત પણ નથી; એ વિચારવું. 'આટલી પ્રાસંગિક ચર્ચા બસ છે. અહીં કાયોત્સર્ગ કહ્યા મુજબના પ્રમાણવાળો જ હોય છે.

વિવેચનઃ-

(૨) અનાચરિતતાના આક્ષેપનું નિરાકરણ:-

આઠ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કાયોત્સર્ગ ન માનનારે આક્ષેપ કર્યા હતા, (૧) એક ઉત્સૂત્ર હોવાનો અને (૨) બીજો સાધુ વગેરેથી અનાચરિત હોવાનો. એમાં પહેલો ઉત્સૂત્રનો આક્ષેપ અર્થાત્ 'નિયત પ્રમાણવાળો કાયોત્સર્ગ' એવો અર્થ કાયોત્સર્ગસૂત્રનો ન હોવાનો યાને સૂત્રથી વિરુદ્ધ હોવાનો આક્ષેપ ખોટો છે, એ વિચારણા થઈ. હવે બીજા આક્ષેપનું નિરાકરણ કરવામાં આવે છે.

આ આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણવાળો કાયો-ત્સર્ગ સાધુ વગેરે લોકોએ નથી જ આચર્યો એવું પણ નથી. કેટલાકોમાં તેની આચરણા દેખાય છે, અને પૂર્વના આગમજ્ઞ પુરુષો તેનું આચરણ કરતા હતા એવું સાંભળવા પણ મળે છે. આથી જીતવ્યવહારી અને આગમવ્યવહારી બંનેની આચ-રણા પ્રમાણ તરીકે મળી કહેવાય.

આગમ અને જીતઃશાસ્ત્ર અને આચરણાઃ-

મુનિઓ બે પ્રકારના,-(૧) આગમવિહારી, જીતવિહારી. ચૌદ 'પૂર્વ' પૈકીના પૂર્વના જ્ઞાતા પૂર્વધરો એ 'પૂર્વ' નામના આગમને અનુસારે વ્યવહાર કરે, પ્રવૃત્તિ કરે, એ આગમ-વિહારી આગમ-વ્યવહારી કહેવાય. એવો બોધ ન હોય અને પૂર્વ પુરુષોની પરંપરામાં ચાલી આવેલું હોય તેની મુજબ વ્યવહાર કરે તે જીતવિહારી, જીતવ્યવહારી કહેવાય. 'આગમ' એટલે શાસ્ત્ર, અને 'જીત' એટલે આચરણાની પરંપરા. જૈન શાસનમાં આ બંને પ્રમાણ મનાય છે. શાસ્ત્ર-પ્રમાણનાં જેટલું જ આચરિત પ્રમાણ મહત્ત્વનું છે. કેમકે તેવા આગમના વિચ્છેદના કાળમાં આધાર અવશિષ્ટ આગમ અને જિનાજ્ઞાપ્રતિબદ્ધ ભવભીરુ પૂર્વ પુરુષોની આચરણ-પરંપરા જ છે. આ પરંપરા યાને આચરિત પ્રમાણ કેવાં લક્ષણો-વાળું હોય તે અહીં આગળ બતાવવામાં આવે છે.

એટલે જ ભળતું આચરણ એ પ્રમાણભૂત નથી મનાતું. પ્રસ્તુતમાં આઠ શ્વાસોચ્છ્વાસ વિનાના કાયોત્સર્ગનું આચરણ એ પ્રમાણભૂત નથી; કેમકે એમાં 'જીત'ના યાને શુદ્ધ આચરિતનાં લક્ષણ નથી ઘટતાં.

જીતનાં લક્ષણ માટે કહ્યું છે,-

असढेण समाइण्णं जं कत्थइ केणइ असावज्जं।
ण णिवारियमण्णेहि य बहुमणुमयमेयमायरियं॥

'આચરિત' પ્રમાણનાં ચાર લક્ષણઃ-

અર્થાત્ (૧-૨) ક્યાંક કોઈ અશઠ પુરુષે જે અસાવદ્ય આચર્યું હોય, (૩) બીજાઓએ એનો નિષેધ ન કર્યો હોય અને (૪) જે બહુ-જનમાન્ય હોય એ આચરિત પ્રમાણ છે. આમાં ચાર લક્ષણ છે-•(૧) આચરણા શરૂ કરનાર પુરુષ અશઠ હોય, શઠ કપટવૃત્તિવાળા નહિ. કેમકે એવા માયાવીને કોઇ મલિન આશય હોય, તેથી માયાથી બહાર દેખાવ સદ્ આશયનો કરે અને અંદરખાને આશય મેલો રાખી, તૂત ચલાવે; એ કાંઈ પ્રમાણભૂત ન ગણાય. •(૨) જે

આચર્યું તે સાવદ્ય, સપાપ, સૂત્રાર્થવિરુદ્ધ ન જોઇએ 'પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો', ઉત્સૂત્ર-ઉન્માર્ગનું ભાષણ-આચરણ એ મહાપાપ છે. મહાજ્ઞાની અતીન્દ્રિયાર્થદર્શીઓએ ભવ્ય જીવો માટે જે હિતકર દેખ્યું અને કહ્યું, એનાથી વિરુદ્ધ બોલ્યે-આચર્યે કલ્યાણ શી રીતે થાય? એમાં તો ઉલ્ટું, પોતાની સાથે બીજા ય અનેકો અહિતમાં ઘસડાઇ જાય. •(૩) અશઠનું અસાવદ્ય આચરણ પણ બીજા ભવભીરુ ગીતાર્થ પુરુષોએ નિષેધ્યું ન હોવું જોઇએ. નહિતર એ પ્રમાણભૂત ન બને. પોતે તો અમુક દૃષ્ટિએ આચરણા કરી, પણ બીજાઓએ બીજી દૃષ્ટિથી જોતાં એને અનુચિત માની નિષેધ કર્યો હોય, તો એ આચરિત-આચરણા અપ્રમાણ છે. પોતે છદ્મસ્થ હોઇ કોઈ દૃષ્ટિ પર પોતાનો ખ્યાલ ન ગયો હોય અને બીજાને ખ્યાલમાં આવે, તો એની ઉપેક્ષા ન થાય. (૪) વળી એ બહુજનોને માન્ય પણ હોવું જોઇએ. કદાચ પરિસ્થિતિવશાત્ નિષેધ ન કરે તેટલા માત્રથી પ્રમાણ ન બને. 'બહુજનોને સંમત છે?' એ પણ જોવું જોઇએ.

**પ્રમાણરહિત કાયોત્સર્ગમાં આચરિતના લક્ષણ નથીઃ-**

પ્રસ્તુતમાં આઠ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કાયોત્સર્ગ ન કરવાની અને માત્ર હાથ લટકતા રાખી ઊભા રહેવાની પ્રવૃત્તિમાં આ લક્ષણો ઘટતાં નથી. તે આ રીતે કે, એ અસાવદ્ય નથી, કેમકે કાયોત્સર્ગ સૂત્રના અર્થ સાથે વિરોધ આવે છે. 'અરિહંત ચેઇ૰' અને 'અન્નત્થ૰' સૂત્રનો અર્થ પૂર્વે કહી આવ્યા છીએ. એમાં કાયોત્સર્ગ બે જ જાતના અને તે નિયત પ્રમાણવાળા હોય છે એ કહ્યું છે. હવે એમ ન આચરવું અને માત્ર હાથ લંબાવી ઊભા રહેવાનું કરવું એમાં શું કોઇ અધિક લાભ છે? વિશેષ ગુણ છે? એ હોય તો તો ઠીક; પરંતુ આત્મસંતોષ સિવાય કોઈ લાભ ન હોય તો પછી આઠ શ્વાસોચ્છ્વાસ વગરના કાયોત્સર્ગનું આચરિત સૂત્રાર્થથી વિરુદ્ધ છે, સાવદ્ય છે. • વળી એવી વિના-પ્રમાણની કાયોત્સર્ગ-પ્રવૃત્તિ બીજાઓએ નથી નિષેધી એવું પણ નથી. નિયત પ્રમાણવાળા કાયોત્સર્ગને કરનાર શાસ્ત્રજ્ઞ પુરુષોએ એનો નિષેધ કર્યો છે. ત્યારે, • એ શાસ્ત્રજ્ઞ પુરુષોએ પ્રમાણરહિત કાયોત્સર્ગનું આચરણ ન કર્યું એટલે એવું આચરણ બહુજનમાન્ય પણ ન કહેવાય.

આટલી પ્રાસંગિક ચર્ચા બસ છે. સિદ્ધ થાય છે કે પૂર્વોક્ત આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ જ કાયોત્સર્ગ અહીં કરવાનો છે.

(લ૰-) इह्योच्छ्वासमानमित्थं, न पुनर्ध्येयनियमः- यथापरिणामे (परिमाणे)नैतत् स्थापनेशगुणतत्त्वानि वा, स्थानवर्णार्थालम्बनानि वा आत्मीयदोषप्रतिपक्षो वा।

**અર્થઃ-અહીં આ રીતે (માત્ર) શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ (ધ્યાન માટે સમજવાનું) છે, કિન્તુ ધ્યેયનો નિયમ નથી (કે પરિમાણ દ્વારા અમુક જ ધ્યેય;) પરિણામને અનુસાર સ્થાપનેશના ગુણો, કે તત્ત્વ, કે સ્થાન-વર્ણ-અર્થ-આલંબન, કે પોતાના દોષનો વિરોધી ભાવ, (ધ્યેય તરીકે હોય.)**

**વિવેચનઃ-**

**કાયોત્સર્ગમાં ધ્યેય શુંઃ-**

કાયોત્સર્ગમાં આઠ શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ સિદ્ધ થયું તે કાયોત્સર્ગના માત્ર પ્રમાણ તરીકે સમજવાનું છે, પરંતુ ધ્યેય અર્થાત્ ધ્યાનના વિષય તરીકે શું? શ્વાસોચ્છ્વાસ એટલે તો શ્લોકના એકેક પાદનું આંતરિક ઉચ્ચારણ-સ્મરણ માત્ર; પરંતુ એ વખતે કયા વિષયનું ધ્યાન કરવાનું?

**ઉચ્છ્વાસમાનનો નિયમઃ ધ્યેયનો નિયમ કેમ નહિઃ-**

આ પ્રશ્ન થવાનું કારણ એ છે કે 'ચેષ્ટા કાયોત્સર્ગ'માં તો શ્વાસોચ્છ્વાસનું પ્રમાણ નિયત હોય છે, પરંતુ 'અભિભવ-કાયોત્સર્ગ'માં એ નથી હોતું. દા. ત. સુદર્શન શ્રાવક મહાવીર પ્રભુને વંદન કરવા ચાલ્યો. ત્યાં રસ્તામાં અર્જુનમાળીનો અભિભવ યાને ઉપદ્રવ આવ્યો, તો કાયોત્સર્ગમાં ઊભા રહી ગયા, એ અભિભવ-કાયોત્સર્ગ. એમાં એટલું જ પ્રમાણ નક્કી કર્યું કે 'જ્યાંસુધી આ ઉપદ્રવ છે ત્યાંસુધી આહાર, ઉપધિ અને દેહ વોસિરે વોસિરે વોસિરે.' હવે અહીં કાયોત્સર્ગમાં ધ્યાન શાનું કરવાનું? એને કોઇ નિયમ ખરો?

આ સવાલ ખડો થાય છે. તેમજ એ પણ સવાલ છે કે ચેષ્ટાકાયોત્સર્ગમાંય એટલા શ્વાસોચ્છ્વાસ એટલે કે શ્લોકપાદ મનમાં રટી જવાના ત્યાં ધ્યાન શાના પર કેન્દ્રિત કરવાનું ? ધ્યાનનો વિષય એ ધ્યેય કહેવાય, એનો કોઈ નિયમ ખરો કે આ અમુક જ ધ્યેય ?

ગ્રંથકાર મહર્ષિ આનો ઉત્તર એ આપે છે કે ધ્યેયનો નિયમ નથી કે કાયોત્સર્ગ-પરિમાણ દ્વારા અમુક જ વિષય ધ્યેય બને.

'યથાપરિણામેનૈતત્' પાઠનો વિચાર:-

અહીં લલિત વિસ્તારમાં 'યથાપરિણામેનૈતત્' તેમજ 'યથા પરિમાણેનૈતત્' એવા બે પાઠ મળે છે, પરંતુ 'ન પુનર્ધ્યેયનિયમઃ' યાને, કિંતુ ધ્યેયનો નિયમ નથી' એ પાઠના અનુસંધાનમાં યથા'કે...' એમ કહ્યું હોય એ સંગત લાગે છે, આ 'કે'ના અર્થમાં 'યથા' શબ્દ છે, અને એની પછી 'પરિણામેન' ને બદલે 'પરિમાણેન' અર્થાત્ કાયોત્સર્ગમાત્ર પ્રમાણવાળો-પરિમાણવાળો હોઇને 'એ પરિમાણ-દ્વારા', 'एतत्...' એટલે કે 'આ ધ્યેય'-ધ્યેય આ હોય, આ હોય, કે આ હોય' એમ ગ્રંથકારને કહેવું હોય એ ઉચિત જણાય છે. ત્યારે 'યથા-પરિણામેન...' જ પાઠ રાખીને એ અર્થ થાય કે પરિણામ અર્થાત્ પોતાના ભાવને અનુસારે ધ્યેય અમુક હોય, યા અમુક હોય...વગેરે.

ધ્યાનના વિવિધ ધ્યેય:-

વાત આ આવી કે કાયોત્સર્ગમાં ધ્યેય યાને ધ્યાનનો વિષય અમુક જ એવો નિયમ નથી. ચાહ્ય તે સ્થાપનેશ-ગુણ હોય, યા તત્ત્વ હોય, યા સ્થાન વર્ણ-અર્થ આલંબન હોય, અથવા આત્મીય-દોષ પ્રતિપક્ષે ય હોઇ શકે.

'સ્થાપનેશ ગુણ' એટલે સ્થાપનાના ઇશના ગુણ' અર્થાત દિલમાં જેમને નજર સામે સ્થાપીને કાયોત્સર્ગ કરવામાં આવે છે તેમના ગુણ; એ ધ્યેય. સ્થાપના તીર્થંકર ભગવાનની હોય, યા ગુરુ આચાર્યની હોઇ શકે. તો ત્યાં તીર્થંકરદેવના કે ગુરુ પરમેષ્ઠીના ગુણોનું ધ્યાન કરાય. તેમાં ધ્યેય સ્થાપનેશગુણ બન્યા.

'તત્ત્વ' એટલે જીવ-અજીવ આદિ તત્ત્વ; એનું ય ધ્યાન યાને એકાગ્ર ચિંતન અભિભવ-કાયોત્સર્ગમાં હોઇ શકે. એક અજીવ પુદ્ગલ યા કોઇ આશ્રવ, કોઈ સંવર ઇત્યાદિ પર ચિંતવ્યા જ કરે. ચિંતવન એટલું ગાઢ તન્મય કે ઉપસર્ગની પીડા પર લક્ષ જ નહિ. ચેષ્ટા-કાયોત્સર્ગમાં 'તત્ત્વ' એટલે કે સ્થાપનેશ પરમાત્મા-પરમેષ્ઠીનાં સ્વરૂપનું ધ્યાન હોય; કેમકે 'નવકાર' યા 'લોગસ્સ' ચિંતવે ત્યાં એ સંગત છે.

'સ્થાન-વર્ણ-અર્થ-આલંબન'નો અર્થ પૂર્વે કહ્યો છે. એ ધ્યેય એટલે કે ચોક્કસ જિનમુદ્રાદિ આસન પર લક્ષ, સૂત્રના વર્ણાક્ષર પર, અર્થ, પર, યા આલંબન પર ધ્યાન હોય. અભિભવ-કાયો-ત્સર્ગમાં આગમસૂત્રને લઇને આ હોય. ચેષ્ટા-કાયોત્સર્ગમાં નવકાર યા લોગસ્સને લઇને કરાય. અર્થ ન જાણતો હોય એ પણ સૂત્રના અક્ષર પર એક લક્ષ રાખી શકે, ધ્યાન કરી શકે.

'આત્મીયદોષ પ્રતિપક્ષ' એટલે કે પોતાને રાગ યા દ્વેષ, હાસ્ય, મશ્કરી, ઇર્ષ્યા, એમ તૃષ્ણા, મદ, માયા, વળી વિષયવાસના, રસલંપટતા, અધીરાઇ, અસહિષ્ણુતા, ભય,...વગેરે જે કોઈ દોષ નડતા હોય, એની પ્રતિપક્ષી ભાવના કાયોત્સર્ગમાં ચિંતવે: દા. ત. રાગની સામે વૈરાગ્ય, અરુચિ, નફરતની ભાવના ચિંતવવાની. દ્વેષ દબાવવા ભાવદયા, ઉપ-શમ અને ક્ષમાની, હાસ્ય સામે ગાંભીર્યની, મશ્કરીના વિરોધમાં સ્વની અનંત દોષગ્રસ્તતાની, ઇર્ષ્યાની સામે ગુણાનુરાગની, મદ ટાળવા મહા-પુરુષોના અતુલ આત્મપરાક્રમ, અમાપ ગુણસમૃદ્ધિ અને ઉત્કૃષ્ટ સુકૃતોની, માયા સામે નિખાલસતા-પ્રામાણિકતા-પવિત્ર હૃદયની, વિષય-વાસના સામે આત્માના શુદ્ધ સ્વરૂપની, રસગૃદ્ધિ સામે પુદ્ગલના વિચિત્ર બિભત્સ પરિણામ, અને આનંદની તુચ્છતા-ક્ષણિકતાની, અધીરાઇ તથા ભયની સામે ધૈર્ય; સત્ત્વ અને ભાગ્યબળવત્તાની, અસહિષ્ણુતા સામે ભાવદયા-ઉદારતા-સજ્જનતાની ......વગેરે ભાવના ભાવે.

આમ, કાયોત્સર્ગમાં આમાંથી ગમે તે ધ્યેય હોઇ શકે છે.

(લ૦-) एतद् विद्याजन्मबीजं तत्पारमेश्वरम्, अतः

इत्थमेवोपयोगशुद्धेः। शुद्धभावोपात्तं कर्मावन्ध्यं, सुवर्णघटाद्युदाहरणात्। एतदुदयतो विद्याजन्म, कारणानुरूपत्वेन।

**અર્થ**:-આ (ધ્યેયનું ધ્યાન) વિવેકોત્પત્તિનું કારણ છે, **શાસ્ત્રપ્રસિદ્ધ પરમેશ્વરથી** ઉપદિષ્ટ છે, કેમકે આ ધ્યેય-**ધ્યાનથી આ રીતે** (વિવેકોત્પત્તિ દ્વારા) જ ચૈતન્ય પરિણામ શુદ્ધ બને છે. શુદ્ધ **ભાવથી** ગ્રહણ કરેલ કર્મ, સુવર્ણઘટ આદિના ઉદાહરણથી, અવંધ્ય-અવશ્ય શુદ્ધભાવદાયી હોય છે. એ કર્મના ઉદયથી કારણને અનુરૂપ તરીકે **વિવેકની** ઉત્પત્તિ થાય છે.

વિવેચનઃ-

**કાયો૦ વખતનાં ચોક્કસ ધ્યેયનાં ધ્યાનનો પ્રભાવઃ—**

કાયોત્સર્ગ વખતે કરાતાં પૂર્વોક્ત ધ્યેયોમાંથી ગમે તે એક ચોક્કસ ધ્યેયનું ધ્યાન એવું પ્રભાવવંતુ છે કે એમાંથી વિદ્યા યાને વિવેકની ઉત્પત્તિ થાય છે. આ વસ્તુ શાસ્ત્ર-પ્રસિદ્ધ છે, તીર્થંકર ભગવાને કહેલી છે. શાસ્ત્ર આવાં ધ્યાનથી ઠેઠ વીતરાગતા સુધી લઇ જાય એવા મહા વિવેકની ઉત્પત્તિ ઠામઠામ બતાવે છે. ધ્યેયનું ધ્યાન જ ન હોય અને ખાલી **સમય** પસાર કરવાનો કાયોત્સર્ગ હોય તો વિવેકનો લાભ ન મળે.

**અવિદ્યા-અવિવેકઃ-**

જીવ અનાદિકાળથી આ સંસારમાં અવિદ્યા-અવિવેકના કારણે રખડે છે. એને દિલમાં ઊંધી ઘડ બેસી ગઇ છે. અવિદ્યા શું? •(૧) અનિત્ય વિનશ્વર સંયોગો અને પદાર્થોને નિત્ય કાયમી લેખવા; •(૨) પરને સ્વકીય લેખવા; •(૩) અપવિત્ર કાયાને પવિત્ર સમજવી; •(૪) અનાત્મામાં આત્મત્વબુદ્ધિ રાખવી; •(૫) આત્માનું અહિત કરનાર અસાર જડ ચેતન પદાર્થ તથા પ્રવૃત્તિને સારભૂત હિતકારી અને ઉપાદેય લેખવી, એથી ઉલ્ટું •(૬) હિતકારીને અહિતકારી અને હેય-ત્યાજ્ય તરીકે સમજવી.,-આ બધું અવિવેક છે, અવિદ્યા છે. એમાંથી પછી ખરેખર હેયનો આદર કરવાની અને ખરેખર ઉપાદેયનો ત્યાગ કરવાની ઊંધી જીવનસરણી ચાલે છે. એનાથી ભવભ્રમણ ન થાય તો બીજું શું થાય? આને નિવારનાર વિદ્યા છે, વિવેક છે.

વિદ્યા-વિવેક આ કે, •(૧) જગતના વિનશ્વર સંયોગો અને પદાર્થોને બરાબર તેવા જ લેખવા, માટે જ મમત્વ કરવા યોગ્ય ન લેખવા. એમ, •(૨) ધન-માલ, કાયા-કુટુંબ, પૂજા-પ્રતિષ્ઠા, વગેરે અસાર અને પર પદાર્થોને,-પર એટલા માટે કે એને અંતે મૂકીને જ જવું પડે, છે, એવી અસાર-અને પર વસ્તુને અસાર તથા પારકી જ, પોતાના-થી ન્યારી જ લેખવી; સારભૂત અને પોતાની તરીકે તો દર્શન-જ્ઞાન-ચારિત્રસંપત્તિ અને સંસાર કાળમાં પુણ્યાનુબંધી પુણ્ય તથા સુસંસ્કારની સમૃદ્ધિ જ સમજવી. પાપ અને કુવાસનાઓ તો પોતાની સાથે રહીને પોતાને જ અનર્થ કરનારી લેખવી; •(૩) કાયા પોતાની ઉત્પત્તિ, વૃદ્ધિ, સ્વરૂપ અને કાર્ય એ ચારેય અવસ્થામાં અપવિત્ર છે. એવી ગંદી કાયાને ગમે તેટલી સ્વચ્છ કરવા મથાય છતાં અપવિત્ર જ રહેનારી, પોતાનું મેલું સ્વરૂપ અને કાર્ય નહિ જ બદલનારી સમજી રાખવી. •(૪) અનાત્મા, જડ, એવી કાયાને આત્મા તરીકે ન લેખવી, પોતાની જાત તરીકે ન જ લેખવી, એનાથી તદ્દન જુદા અને જ્ઞાનાદિ વિલક્ષણ ગુણવાળા આત્માને જ પોતે તરીકે સમજવો. •(૫) એમ મોહઘેલા પરિવાર આદિને સ્વહિતકર ન સમજતાં દેવ-ગુરુને હિતકારી સમજવા. •(૬) ઇન્દ્રિયો-અવ્રત-કષાય અને હિંસાદિ આશ્રવો જે હેય છે, ત્યાજ્ય છે, આત્માના અપકારક છે, એને જરાય હિતકારી અને ઉપાદેય ન લેખતાં અહિતકારી તથા હેય જ ધરીને ચાલવું; તેમજ •(૭) સંવર-નિર્જરા જે આત્મહિતકર અને ઉપાદેય છે એને તેવા જ લેખવા.

**આ લેખવાનું એટલે? માત્ર ઉપલકિયા સમજ નહિ, પણ, હૈયાને સચોટ તેવું જ લાગી જવું.**

જેમ, વરસોથી કુપથ્ય કરી કરી અંતે ભયંકર બિમાર પડેલાને વિવેક જાગીને એ કુપથ્ય અને એથી વિપરીત પથ્ય અંગે હૈયામાં સચોટ સીધી સમજ બેસી જાય, તેમ વિવેકની મર્યાદાનુસારે ચિત્તોપયોગ શુદ્ધ થાય છે. વિવેકની માત્રા જેવી

વિશિષ્ટ વિશિષ્ટતર, તેવો ઉપયોગ તેજસ્વી બનતો રહે છે. આ વિવેક-વિદ્યા જાગ્યા પછી તો સીધી પ્રવૃત્તિ થવાનું સરળ સુલભ બની જાય છે.

**ચોક્કસ ધ્યેયનું ધ્યાન એ વિદ્યા-બીજ કેવી રીતે ? :-**

કાયોત્સર્ગ-કાળનાં પૂર્વોક્ત ધ્યેયનાં ધ્યાનમાં આવી મહામંગળકારી અનંત કલ્યાણ-સાધક વિદ્યાનો જન્મ મળવાનું બીજ રહેલું છે. વિદ્યાની ઉત્પત્તિ થવાનું કારણ પડેલું છે. એનું કારણ એ, કે

**આ કાયોત્સર્ગ-વખતનાં ચોકસ પ્રકારના ઉચ્ચ વિષયનાં ધ્યાનથી એજ રીતે ઉપયોગની શુદ્ધિ થાય છે, વિદ્યાજન્મને સંગત થાય એવા પ્રકારે જ ચૈતન્યવૃત્તિ-આત્મપરિણતિ નિર્મળ બને** છે. આત્મપરિણતિ એટલી સ્વચ્છ થાય, તો જ એમાં વિદ્યા પ્રગટી શકે. ચોકસ ધ્યેયનું ધ્યાન એ વિદ્યાના ભાવને યોગ્ય એવી સ્વચ્છ આત્મપરિણતિ-રૂપ ભૂમિકા કરી આપે છે. એનું કારણ એ છે કે એવા ધ્યાનમાં તથાવિધ નિર્મળ અધ્યવસાય યાને શુદ્ધ ભાવ જાગે છે, અને તેથી એવું શુભ અને શુભાનુબંધી કર્મ ઊભું થાય છે કે જે વિદ્યાની ઉત્પત્તિને અનુકૂળ હોય.

**સુવર્ણઘટ-દૃષ્ટાન્તે શુદ્ધ ભાવમાંથી શુદ્ધ ભાવ :-**

શુદ્ધ ભાવ, કાયોત્સર્ગયુક્ત પવિત્ર વિષયના ધ્યાનમાં, ઉચ્ચ કોટિનો જાગવાને મહાન્ અવકાશ છે; કેમકે એક બાજુ દેહ-ઇન્દ્રિયો-વાણીની પ્રવૃત્તિ લગભગ બંધ છે, એટલે એવી પ્રવૃત્તિ માટે મનને પ્રવર્તવાનું છે નહિ; ત્યારે બીજી બાજુએ માત્ર અરિહંત-પરમેષ્ઠીના ગુણ વગેરે પવિત્ર વિષયનાં ધ્યાનમાં મનની પ્રવૃત્તિ છે. એ સહેજે શુદ્ધ ભાવ જગાવે. એવા શુદ્ધ ભાવથી ઉપાર્જેલું કર્મ શાતા વેદનીય આદિ અવંધ્ય હોય છે, સુવર્ણઘટના દૃષ્ટાન્તે અવશ્ય શુદ્ધ ભાવરૂપી ફળને દેવાવાળું બને છે. આ દૃષ્ટાન્ત એવું છે કે, સોનાનો બનેલો કળશ ભાંગી જાય તૂટી જાય તો પણ પરિણામે મૂળ સોનું તો ઊભું જ રહે છે; એવું ચાંદી વગેરેના ઘડામાં. એમ અહીં શુદ્ધ ભાવથી બનેલું કર્મ ઉદય પામીને શારીરિક શાતા વગેરે દેખાડી નાશ પામી જાય છતાં એની પાછળનો મૂળ શુદ્ધ ભાવ ઊભો રહે છે.

પ્ર૦-પૂર્વે શુદ્ધ ભાવ હતો તેથી અહીં શુદ્ધ ભાવ હોય જ એવો નિયમ શાથી ? પૂર્વના શુદ્ધ ભાવે તો શાતા વેદનીયાદિ પુણ્યસમૂહ આવ્યો અને એ કર્મના ઉદયે તો શાતા, યશ વગેરે મળે, પણ શુદ્ધ ભાવ શી રીતે મળે ?

ઉ૦-શુદ્ધ ભાવ મળવાનું કારણ એ છે કે એ કર્મ શુદ્ધ ભાવે ઉપાર્જેલું હોઇ શુભાનુબંધી હોય છે. એથી એના ઉદય વખતે જે શાતા આદિ અનુકૂળતાઓ મળે છે, તે રાગાદિના સંકલેશ વિનાની હોય છે; તેથી તે વખતે વિવેક જન્મે છે. આ વિવેકમાં ભાવ મલિન નહિ, પણ શુદ્ધ હોય છે. શુદ્ધ ભાવથી ઉપાર્જિત કર્મ શુદ્ધ ભાવનું કારણ બને એ વાત નિયમબદ્ધ છે. નિયમ એ છે કે 'કાર્ય કારણાનુરૂપ હોય,' જેવું કારણ, તેને મળતું કાર્ય થાય. ઘડો સોનાનો, તો એના ભંગારમાં સોનું હોય; અને ઘડો તાંબાનો તો એના ભંગારમાં તાંબુ રહે. કાર્યનું સ્વરૂપ કારણના સ્વભાવનું અનુવિધાન કરે છે, અનુકરણ કરે છે એટલે શુદ્ધ ભાવરૂપી કારણથી જન્મેલ કર્મનો ઉદય, એ સ્વ-કારણના સ્વભાવને અનુસરે એ સહજ છે; પછી એ કર્મ શુદ્ધ ભાવનો હેતુ કેમ ન બને ? શુદ્ધ ભાવ શુભ કર્મ પેદા કરવાની સાથે શુભ સંસ્કારને પણ ઉત્પન્ન કરે છે, તેથી એ સંસ્કારયુક્ત કર્મના ઉદયે તેવા ભાવ જાગે એ યુક્તિયુક્ત છે. એક વાર શુદ્ધ ભાવ કરો, શુદ્ધ ભાવનું નાનું-મોટું સત્કૃત્ય કરો, તો માત્ર પુણ્ય નહિ પણ આગામી શુદ્ધ ભાવની ભૂમિકા મળે છે. આ Solid-નક્કર મુદ્દો છે. એમાં વિવેકની ઉત્પત્તિ થાય છે.

(લ૦-) युक्त्यागमसिद्धमेतत्, तल्लक्षणानुपाति च,
'वर्चोगृहकृमेर्यद्वद् मानुष्यं प्राप्य सुन्दरम् ।
तत्प्राप्तावपि तत्रेच्छा न पुनः सम्प्रवर्त्तते ॥ १ ॥
विद्याजन्माप्तितस्तद्वद् विषयेषु महात्मनः ।
तत्त्वज्ञानसमेतस्य न मनोऽपि प्रवर्त्तते ॥ २ ॥
विषग्रस्तस्य मन्त्रेभ्यो निर्विषाङ्गोद्भवो यथा ।
विद्याजन्मन्यलं मोहविषत्यागस्तथैव हि ॥ ३ ॥
शैवे मार्गेऽत एवासौ याति नित्यमखेदितः ।
न तु मोहविषग्रस्त इतरस्मिन्निवेतरः ॥ ४ ॥
क्रियाज्ञानात्मके योगे सातत्येन प्रवर्त्तनम् ।

वीतस्पृहस्य सर्वत्र यानं चाहुः शिवाध्वनि ॥ ५ ॥
इति वचनात् । अवसितमानुषङ्गिकं, प्रकृतं प्रस्तुमः ।

અર્થ:-આ (કારણાનુરૂપ કાર્યવસ્તુ) યુક્તિ અને આગમ; યાને અન્વયવ્યતિરેક-વિચાર અને ('જં જં સમયં જીવો....' સ્વરૂપ) આગમથી સિદ્ધ છે; તેમજ કારણાનુરૂપ કાર્યનાં લક્ષણને અનુસરનારી છે; કેમકે " •(૧) જેવી રીતે વિષ્ઠા-ગૃહ-પાયખાનાના કીડાને સુંદર મનુષ્યપણું પામ્યા પછી પાયખાને જવું પડે તે પણ હવે ત્યાં (મહાલવાની) ઇચ્છા નથી થતી; •(૨) તેવી રીતે વિવેકના જન્મ પછી મહાત્માને તત્ત્વજ્ઞાન સંપન્નતાને લીધે વિષયોમાં મન પણ જતું નથી. •(૩) જેમ વિષ ચઢેલાને મન્ત્રો દ્વારા શરીર વિષરહિત બની જાય છે, તે જ રીતે વિવેકની ઉત્પત્તિ થતાં મોહરૂપી વિષ સારું ઉતરી જાય છે. એટલા જ માટે મોક્ષમાર્ગે હંમેશા ખિન્ન થયા વિના એ ચાલ્યો જાય છે, કિન્તુ મોહવિષથી પકડાયેલો નહિ; જેવી રીતે સંસારમાર્ગે મોહવિષથી નહિ પકડાયેલો (હંમેશા અખિન્નપણે ન ચાલે તેમ.) •(૫) ક્રિયા અને જ્ઞાનાત્મક યોગમાં સર્વત્ર નિરાશંસભાવે સતતપણે પ્રવર્તવું, એને મોક્ષ માર્ગે પ્રયાણ કહે છે."-આવું શાસ્ત્ર મળે છે. પ્રાસંગિક પૂર્ણ થયું. હવે પ્રસ્તુતને વર્ણવીએ છીએ.

વિવેચન:-

'કારણાનુસારે કાર્ય'માં યુક્તિ અને આગમ:-

કાર્યસ્વભાવ કારણના સ્વભાવને અનુસરે છે, એ વસ્તુ યુક્તિ અને આગમથી સિદ્ધ છે.

યુક્તિ આ, કે અન્વય-વ્યતિરેક મળે છે. દેખાય છે કે સોનાનો કળશ ભાંગ્યો તો ભંગારમાં સોનું મળે છે, ચાંદીનો ભાંગ્યો તો ચાંદી મળે છે; આ અન્વય કહેવાય. વ્યતિરેક એ, કે કળશ સોનાનો નથી (માટીનો છે), તો એના ભંગારમાં સોનું નથી મળતું; ચાંદીનો નથી તો ભંગારમાં ચાંદી નથી મળતી.

આગમથી સિદ્ધ એ રીતે,

કે આવું આગમ પ્રમાણ મળે છે,-

" जं जं समयं जीवो आविसइ जेण जेण भावेण ।
सो तंमि तंमि समये सुहासुहं बंधए कम्मं ॥ "

અર્થાત્ જે જે સમયે જીવ જે જે ભાવથી યુક્ત બને છે તે તે સમયમાં તે તેવા શુભ યા અશુભ કર્મ બાંધે છે. શુભ ભાવ હોય તો શુભ કર્મ શાતા વેદનીય, ઉચ્ચ ગોત્ર, યશનામકર્મ વગેરે બાંધે છે, અને અશુભ ભાવ હોય તો અશુભ કર્મ અશાતા વેદનીય, નીચગોત્ર, અપયશનામ કર્મ વગેરે ઉપાર્જે છે.

પ્ર૦-ઠીક છે, આ યુક્તિ અને આગમથી કાર્ય કારણને અનુરૂપ હોવાનું બીજા કાર્યમાં સિદ્ધ થાઓ, પરંતુ પ્રસ્તુત વિદ્યા-વિવેકોત્પત્તિમાં સિદ્ધ ન હોય તો ?

ઉ૦-ન કેમ હોય ? પ્રસ્તુત પણ યુક્તિ-આગમ સિદ્ધ કારણાનુરૂપ કાર્યના સ્વરૂપને અનુસરે છે. વિવેક એ કાર્ય છે, તેથી એ એને મળતા આવતા કારણમાંથી જન્મે એ સહજ છે. એ માટે આ શાસ્ત્ર વચન મળે છે,-

'વર્ચોગૃહ૦' આદિ ૫ શ્લોકનો ભાવ:-

વિષ્ઠાના કીડાને મનુષ્ય ભવ મળ્યાથી

वर्चोगृहकृमेर्यद्वद् मानुष्यं प्राप्य सुन्दरम् ।
तत्प्राप्तावपि तत्रेच्छा न पुनः संप्रवर्तते ॥ १ ॥
विद्याजन्माप्तितस्तद्वद् विषयेषु महात्मनः ।
तत्त्वज्ञानसमेतस्य न मनोऽपि प्रवर्तते ॥ २ ॥

(શ્લોક ૧-૨) જેવી રીતે પાયખાનાનો કીડો કીડાપણું છે ત્યાંસુધી વિષ્ઠાભર્યો પાયખાનામાં મહાલે છે, પરંતુ એનો એ જીવ મનુષ્ય થયા પછી એને પાયખાનામાં માત્ર જવું ય પડે છતાં ત્યાં મહાલતો નથી, વિષ્ઠાના ભોગની એને ઇચ્છા થતી નથી. એવી રીતે મહાત્માનો જીવ વિદ્યા-વિવેકની ઉત્પત્તિ નહોતી થઇ ત્યાંસુધી વિષયોમાં મહાલતો હતો, પરંતુ વિદ્યાની ઉત્પત્તિ થયા પછી, વિદ્યાનો જન્મ મળ્યા પછી, વિષયોમાં એમનું મન પણ જતું નથી; તો ઇચ્છાની તો વાતજ શી ? આનું કારણ એ છે કે એ તત્ત્વજ્ઞાનથી સંપન્ન છે, એટલે એમનો અવિવેકમાંથી ઉદ્ધાર થયો છે.

અવિવેકના યોગે અસાર પણ વિષયોની તૃષ્ણા બની રહેતી. હવે વિવેક આવ્યો, કેમકે તત્ત્વજ્ઞાને દેખાડ્યું કે 'ઇન્દ્રિયના વિષયો અને કાયા અનિત્ય,

અસાર, અપવિત્ર અને પર છે. એવા પદાર્થો, પર મમતા-આસક્તિ શી કરવી'તી ? એ કરવી તો નિત્ય-સારભૂત-પવિત્ર અને સ્વકીય આત્મા અને આત્મગુણો પર કરવી;' એટલે હવે 'પર' એવા વિષયો તરફ મનને કોઈ ઉલ્લાસ નથી. ઉલ્લાસ છે સ્વીય આત્મા અને એની જ્ઞાનાદિ સમૃદ્ધિ તથા ક્ષમાદિ ગુણો માટે.

તત્ત્વજ્ઞાન અને વિવેક :-

તત્ત્વજ્ઞાને ઓળખ કરાવી, વિવેક એને અનુસરતો હૃદયનો ભાવ ઊભો કરે છે. ઇન્દ્રિયોને મનગમતા જગતના પદાર્થોના સંયોગ અનિત્ય વિનશ્વર જાણ્યા એટલે હૃદયનો એના તરફ વૈરાગ્ય-ભાવ ઊભો થયો, એ વિવેક. પછી એના તરફ મનના ઉમળકા મરી પરવાર્યા, દા.ત. (૧) ખાવા જે મળ્યું તે ખાઈ લીધું, કપડું પહેરવા જે આવ્યું તે પહેરી લીધું, પણ એના પર સારા કે નરસા તરીકે મનનાં બહુ આકર્ષણ કે અરુચિ ન કરી. એથી ઉલ્ટું આત્માને નિત્ય સનાતન તરીકે ઓળખ્યો એટલે એના પર અને એના શુદ્ધ જ્ઞાન-ક્ષમાદિ ગુણો પર આકર્ષણ ઊભું થયું. એમ ભૌતિક ઐશ્વર્ય, જડ સંપત્તિ, ભલે મોટી ચક્રવર્તીની કાં નહિ ? પણ અંતે અસાર. માલિક બનેલા જીવ માટે 'કુછ નહિ' તરીકે ઓળખી; એટલે પહેલા સાર, માલ, સુખદાયી સમજી હરખાતા હતા, તે હવે હરખાવું બંધ. ત્યારે જો એવું ઐશ્વર્ય, સત્તાધીશતા નથી, તેમ ગરીબી છે, તો શોષાઈ જવાનું કાંઈ જ નહિ. 'અવધુ ! સદા મગનમેં રહના.' ક્યાં મગન ? આત્માની આધ્યાત્મિક ઐશ્વર્ય-સંપત્તિમાં મગ્ન. એમ (૨) કાયાની ઉત્પત્તિ અશુચિમાં, કાયાનું સ્વરૂપ અશુચિ પદાર્થમય, અને કાયાથી થતું આહાર કે વિલેપનાદિનું અશુચિ પરિણમન,-બધું જ અશુચિ - અપવિત્ર - મલિન હોવાનું ચોક્કસ સમજી રાખ્યું, પછી 'એનું, કોલસાને સાબુથી ધોવાની જેમ, સંસ્કરણ શુચિકરણ એક ભ્રાંતિ છે' એવા નિર્ધારપૂર્વક એના શુચિકરણ તરફ નફરત જાગી. એથી ઉલ્ટું આત્માના વાસ્તવિક વિશુદ્ધિકરણ તરફ જ મનના ઉમળકા રહ્યા. એમ, ગમે તેવો આકર્ષક-પ્રલોભક પણ પરિવાર વસ્તુગત્યા 'પર' તરીકે ઓળખ્યો, એટલે એના ઉપર હૈયાનાં હેત મમત્વ ધરવામાં મૂર્ખતા લાગી. એથી ઉલ્લાસ ઊઠી ગયો, એથી ઉલ્ટું આત્મા અને આત્મહિતકારી તત્ત્વ સ્વકીય તરીકે બરાબર મનમાં ઠસ્યા, અને હૈયાનાં હેત એના પર વરસ્યાં. આને તત્ત્વજ્ઞાનપૂર્વક વિવેક જન્મ્યો કહેવાય. મહાત્માને એથી હવે ઇન્દ્રિયોના વિષયો તરફ મન પણ જતું નથી.

એનું કારણ આ છે :-

विषमस्तस्य मन्त्रेभ्यो निर्विषाङ्गोद्भवो यथा ।
विवेकजन्मन्यलं मोहविषत्यागस्तथैव हि ॥ ३ ॥

(શ્લોક-૩) અર્થાત્ જેવી રીતે કોઈને સર્પાદિનું ઝેર ચઢ્યું હોય તો મંત્ર પ્રયોગો દ્વારા ઝેર ઉતારીને એની કાયા નિર્વિષ બનાવાય છે, એવી જ રીતે વિવેકની ઉત્પત્તિ થતાં મોહરૂપી ઝેર અત્યંત નાશ પામી જાય છે, એ નિશ્ચિત વાત છે. વિવેકથી મન મોહપોષક વિષયોમાં ન જાય. બાહ્યવિષનાશક સર્વ મંત્રો કરતાં વિવેક એ ચઢિયાતો મન્ત્ર છે, કેમકે એ અનંતભવ-ભ્રામક મોહવિષને નાબૂદ કરે છે. બાહ્ય મંત્રોમાં આ તાકાત નથી. આભ્યંતર મન્ત્ર નમસ્કાર-મહામંત્રાદિ પણ વિવેક હોય તો જ સ્ફુરાયમાન થાય છે.

વિવેકનું કાર્ય શું બને છે ? આ,-

शैवे मार्गेऽत एवासौ याति नित्यमखेदितः ।
न तु मोहविषग्रस्त इतरस्मिन्निवेतरः ॥ ४ ॥

અર્થાત્ વિવેકના પ્રભાવને લીધે જ હવે એ મોક્ષમાર્ગ દર્શન-જ્ઞાન-ચારિત્રને વિષે એ હંમેશા અખિન્નપણે ચાલ્યો જાય છે. કિન્તુ મોહવિષથી ગ્રસ્ત આત્મા એ રીતે ચાલી શકતો નથી; જેમ વિવેકી પુરુષ સંસારમાર્ગે અખિન્નપણે સદા ન ચાલી શકે એમ. હા, ઉદ્વિગ્નતાથી તો બન્ને સ્થળે કોઈ કથંચિત્ દ્રવ્ય-પ્રયાણ કરે એ બને.

સંસારમાર્ગે દ્રવ્ય-પ્રયાણ:-

અર્થાત્ વિવેકી આત્મા સંસારમાં રહ્યો છે એટલે સંસારની પ્રવૃત્તિ તો કરે છે, પરંતુ એ સંસારમાર્ગે પ્રયાણ ભાવથી નથી, દ્રવ્યથી છે; કેમકે ત્યાં ખેદપૂર્વક પ્રયાણ હોવાથી પ્રયાણનું ફળ,-આગળ સંસારની પ્રાપ્તિ,-આવતું નથી.

સામાન્ય રીતે ગમનનું ફળ, દેશાન્તરે પ્રાપ્તિ છે, અર્થાત્ એક સ્થાનમાંથી ખસીને બીજા સ્થાનનો સંબંધ થયો. માણસ મુંબઇ ગયો એટલે મુંબઇ ક્ષેત્રનો સંબંધ થયો. એવું ગમન એ ભાવગમન. પરન્તુ રસ્તો ભૂલી બીજે ચડી ગયો, તો નીકળતાં જે મુંબઇ-ગમન કહેવાયું એ દ્રવ્યગમન. એમ પ્રસ્તુતમાં વિવેકીને ઉદ્વેગ-વૈરાગ્યાદિથી કરાતી સંસારપ્રવૃત્તિનું ફળ વર્ધિત સંસારપ્રાપ્તિ આવતું નથી. માટે એવી સંસારમાર્ગે પ્રવૃત્તિ યાને ગમન એ ભાવગમન નહિ, પણ દ્રવ્યગમન કહેવાય.

**મોક્ષમાર્ગે દ્રવ્ય પ્રયાણ:-**

એવું જ અવિવેકી માણસ કદાચિત ભય કે ભૌતિક લાલચવશ મોક્ષમાર્ગે પ્રયાણ કરે, અર્થાત ધર્મપ્રવૃત્તિ કરે, તો એ પણ મોક્ષમાર્ગે દ્રવ્યપ્રયાણ છે; કેમકે એનું ફળ મોક્ષ એને મળતું નથી. બંનેયને તે તે પ્રયાણમાં રસ નથી, તેથી એનું યથાર્થ ફળ આવતું નથી. અવિવેકી ભય, દબામણી, કે લાલચવશ ધર્મ કરે તેમાં ધર્મ તરીકે ધર્મ કરવાનો રસ નથી. પૈસા આદિના લોભથી ધર્મ હોંશપૂર્વક કરતો દેખાય ખરો, પરંતુ એ રસ ધર્મનો નહિ પણ પૈસાનો છે, તેથી એ ધર્મસાધના મોક્ષમાર્ગે દ્રવ્યપ્રયાણ જ કહેવાય.

ત્યારે મોક્ષમાર્ગે ભાવપ્રયાણ કેવું હોય એ માટે કહે છે,

क्रियाज्ञानात्मके योगे सातत्येन प्रवर्तनम् ।
वीतस्पृहस्य सर्वत्र यानं चाहुः शिवाध्वनि ॥ ५ ॥

(શ્લોક-૫) અર્થાત્ ક્રિયા અને જ્ઞાનાત્મક યોગમાં સર્વત્ર નિરાશંસભાવે સતત પ્રવર્તવું એ મોક્ષમાર્ગે ભાવપ્રયાણ છે.

અભિપ્રાય આ છે કે જયારે અનુરૂપ યાને મળતા આવતા કારણમાંથી જ વિદ્યા-વિવેકની ઉત્પત્તિ થાય છે, અને એ કારણ તરીકે પ્રસ્તુતમાં કાયોત્સર્ગ ક્રિયાયુક્ત પ્રશસ્ત વિષયનાં ધ્યાન સાથે શુદ્ધ ભાવ નિર્મળ ચૈતન્યવૃત્તિ છે, તો એથી સહેજે વિવેક પ્રગટવા દ્વારા એનાં ફળ રૂપે (i) અપ્રશસ્ત વિષયો પ્રત્યે વૈરાગ્ય, (ii) શુભ ક્રિયાયોગ અને (iii) સમ્યગ્ જ્ઞાનયોગમાં સતત પ્રવૃત્તિ રહે. આ ફળ આવે એ યુક્તિયુક્ત છે, (i) શુદ્ધ ભાવમાંથી ઇન્દ્રિયવિષયો પ્રત્યે વૈરાગ્યના સંસ્કાર જન્મે, (ii) કાયોત્સર્ગ ક્રિયામાંથી શુભ ક્રિયાયોગના સંસ્કાર જન્મે, અને (iii) પ્રશસ્ત વિષયના ધ્યાનમાંથી જ્ઞાનયોગના સંસ્કાર જન્મે. એથી આગળ પણ એની સતત પ્રવૃત્તિ ચાલે, એ યુક્તિયુક્ત છે. એ જ મોક્ષમાર્ગે સતત પ્રયાણ છે. યોગનું ફળ આ જ છે. સંસારનું ગમે તેવું સારું પ્રાપ્ત થાય એ તો પત્ર-પુષ્પ જેવું કહેવાય, ફળ નહિ. ફળ તો આત્મશુદ્ધિ થાય એ જ. પરપરિણતિ અર્થાત્ બાહ્ય જડ-ચેતન પદાર્થ પ્રત્યે ઇષ્ટ-અનિષ્ટની કલ્પના થવી, અને એના આધારે રાગદ્વેષ તથા હર્ષ-ઉદ્વેગમાં પરિણમવું, એથી તો આત્માની અશુદ્ધિ વધે. એનો તો હ્રાસ થતો આવવો જોઈએ. તો જ આત્માનું પોતાના શુદ્ધ સ્વભાવ તરફ ગમન થાય. જ્ઞાન-ક્રિયાયોગમાંથી આ નીપજવું જોઈએ. એ માટે દૃષ્ટિ એના પર કેન્દ્રિત કરવી પડે કે પરપરિણતિ ઘટતી આવે છે ને ? પરતું બાહ્યનું કોઇ જ મૂલ્યાંકન નહિ. નહિ-તર શુભ સંસ્કાર જન્મે નહિ, અને એક શુભ ભાવ, એમાંથી બીજો શુભ ભાવ, વળી એમાંથી ત્રીજો,...એમ પરંપરા ચાલે નહિ; સતત મોક્ષ-માર્ગે પ્રયાણ ન થઇ શકે. એટલા જ માટે એ પ્રવૃત્તિમાં સર્વત્ર નિરાશંસ ભાવ હોય; ક્યાંય કોઇ દુન્યવી આશંસા નહિ. આવી વૈરાગ્યસહિત શુભ જ્ઞાન-ક્રિયાયોગમાં સતત પ્રવૃત્તિ એ મોક્ષમાર્ગે પ્રયાણ છે.

સારાંશ, કાયોત્સર્ગમાં રહીને, કરાતું પૂર્વોક્ત ધ્યેય વિષયોનું ધ્યાન એ વિદ્યા-વિવેકનું બીજ છે, અને એથી વિવેક જન્મીને મોક્ષમાર્ગે ભાવપ્રયાણ ચાલે છે.

આમ, 'અન્નત્થ' સૂત્રની વ્યાખ્યામાં પ્રશસ્ત ધ્યેય, વિદ્યા અને એનું ફળ, વગેરે પર પ્રાસંગિક વિચારણા થઇ. હવે પ્રસ્તુતની વિચારણા કરીએ છીએ.

(લ૦) स हि कायोत्सर्गान्ते यद्येक एव, ततो 'नमो अरहंताणं (प्र० अरिहंताणं,' ति नमस्कारेणोत्सार्थ स्तुतिं पठति, अन्यथा प्रतिज्ञाभङ्गः, जाव अरहंताणं इत्यादिनाऽस्यैव प्रतिज्ञातत्वात्, नमस्कारेणाऽस्यैव रूढत्वात्; अन्यथैतत्पर्यायाभिधानेऽपि दोषा

सम्भवात्, तदन्यमन्त्रादौ तथादर्शनादिति। अथ बहवस्तत्र एक एव स्तुतिं पठति, अन्ये तु कायोत्सर्गेणैव तिष्ठन्ति यावत् स्तुतिपरिसमाप्तिः।

अत्र चैवं वृद्धा वदन्ति,-'यत्र किलायतनादौ वन्दनं चिकीर्षितं, तत्र यस्य भगवतः सन्निहितं स्थापनारूपं तं पुरस्कृत्यं प्रथम कायोत्सर्गः स्तुतिश्च, तथाशोभनभावजनकत्वेन तस्यैवोपकारित्वात्।' ततः सर्वेऽपि नमस्कारोच्चारणेन पारयन्तीति। व्याख्यातं वन्दना कायोत्सर्गसूत्रम्।

અર્થ:-કાયોત્સર્ગના અંતે તે જો એકલો જ હોય તો 'નમો અરહંતાણું' એવા નમસ્કાર વડે (કાયોત્સર્ગમાંથી) બહાર નીકળી સ્તુતિ બોલે; નહિતર (આ નમસ્કાર વિના પારવામાં) પ્રતિજ્ઞાનો ભંગ થાય. કેમકે 'જાવ અરહંતાણં....' ઇત્યાદિથી આની જ પ્રતિજ્ઞા કરેલી છે, (અને) નમસ્કાર તરીકે આ ('નમો અરહંતાણું'નું ઉચ્ચારણ) જ રૂઢ છે. નહિતર એના અર્થનું પણ કથન કરવામાં દોષ લાગે; કેમકે તેનાથી અન્ય મંત્રાદિમાં તેવું દેખાય છે. (કાયોત્સર્ગમાં) જો ઘણા હોય, તો એક જ જણ સ્તુતિ બોલે, જ્યારે બીજાઓ સ્તુતિ પૂરી થાય ત્યાંસુધી કાયોત્સર્ગમાં જ રહે.

વળી અહીં વૃદ્ધો આ પ્રમાણે કહે છે,-જે દેરાસર વગેરેમાં વંદન કરવાનું ઈછ્યું હોય, ત્યાં જે ભગવાનના સ્થાપનારૂપ બિંબનું સંનિધાન હોય, તેને આગળ કરીને પહેલો કાયોત્સર્ગ તથા સ્તુતિ હોય છે; કેમકે તેવા પ્રશસ્ત ભાવના ઉત્પાદક હોઇને એ જ ઉપકારક છે.' ત્યારબાદ બધા ય જણ નમસ્કારનું ઉચ્ચારણ કરીને પારે. એમ વંદના-કાયોત્સર્ગસૂત્રની વ્યાખ્યા કહી.

વિવેચન:-

કાયોત્સર્ગના અંતે શું? 'નમુક્કારેણં' એટલે?, :-

કાયોત્સર્ગ પૂરો ગણાઇ ગયા પછી જો પોતે એકલો જ કાયોત્સર્ગમાં હોય તો તો 'નમો અરહંતાણું'નું ઉચ્ચારણ કરવા રૂપ નમસ્કાર કરવા પૂર્વક કાયોત્સર્ગ પારી હાથ ઊંચા લે, અને સ્તુતિ બોલે.

પ્ર૦-આ ઉચ્ચારણ જ શા માટે? કેમકે 'જાવ અરહંતાણું,...નમુક્કારેણં'-પ્રતિજ્ઞામાં તો અરહંત ભગવંતને નમસ્કાર વડે પારવાની વાત છે, તેમાં નમસ્કાર તો ગમે તે રીતનો ચાલે ને?

ઉ૦-ન ચાલે, 'જાવ અરિહંતાણું...' ઇત્યાદિ પદો વડે 'નમો અરહંતાણું' એવા ઉચ્ચારણની જ પ્રતિજ્ઞા કરી છે. કે એ ઉચ્ચારણ ન કરું ત્યાં સુધી કાયોત્સર્ગ ચાલુ ત્યાં 'નમુક્કારેણં' પદથી એવો જ નમસ્કાર લેવાની રૂઢિ છે, પરંપરા છે.

કાયોત્સર્ગ પારતાં 'નમો અરહંતાણુ' એવું જ બોલવાની ચાલી આવતી પૂર્વાચાર્યોની પરંપરા શા માટે તોડવી? એટલે તો બીજો ત્રીજો નમસ્કાર જ શું, 'નમો અરહંતાણુ' પદનો બીજી ભાષામાં અર્થ બોલવામાં પણ દોષ લાગે. કારણ એ છે કે બીજા મંત્રો વગેરેમાં એમ દેખાય છે કે એ જ મંત્રાક્ષર આદિને બદલે એનો અર્થ બોલવામાં ફળ નથી થતું યા દોષ લાગે છે. તો આ તો મહામંત્રનું પદ છે, એને મૂકી એનો અર્થ બોલવાનું કેમ ચાલે? એ પદ જ બોલવું જોઇએ.

આ તો જ્યાં કાયોત્સર્ગકર્તા એક જ હોય એની વાત થઇ. પરંતુ જ્યાં અનેક હોય ત્યાં એમાંથી ગમે તે એક જણ કાયોત્સર્ગ પારી સ્તુતિ બોલે; અને બીજાઓ જ્યાંસુધી એ સ્તુતિ પૂરી ન થાય ત્યાંસુધી કાયોત્સર્ગમાં જ રહે, સ્તુતિ પૂર્ણ થયે પારે. હવે અહીં સવાલ એક રહે છે કે-

કાયોત્સર્ગ તથા સ્તુતિ કોને ઉદ્દેશીને?

આ સંબંધમાં વૃદ્ધ પુરુષોનું કહેવું એમ છે, કે જે મંદિર વગેરેમાં વંદના કરવાની ધારી હોય, એમાં જે ભગવાનના બિંબનું, સ્થાપનાનું, સંનિધાન યાને નિકટતા હોય, એમને આગળ કરીને, એમને ઉદ્દેશીને, પહેલો કાયોત્સર્ગ કરવાનો, અને એમની જ સ્તુતિ બોલવાની. 'પહેલો' એટલા માટે કહ્યું કે જ્યાં ચાર કાયોત્સર્ગ કરી ચાર સ્તુતિ બોલવાની છે, ત્યાં એક કર્યા પછી બીજો-ત્રીજો-ચોથો કાયોત્સર્ગ એ જ સંનિહિત ભગવાનને લઇને નથી હોતો. બાકી પહેલો તો એમને જ ઉદ્દેશીને કરવાનો.

પ્ર૦-પરમાત્મા તો બધા જ સરખા છે, આ

દૂર કે નિકટ; પછી ઉદ્દેશમાં આ સ્થાપિત જ શા માટે, બીજા કેમ નહિ?

ઉ૦-નિકટમાં બિરાજમાન પરમાત્મા તેવા પ્રશસ્ત ભાવને ઉત્પન્ન કરનારા છે, એટલે એ જ નિકટના ઉપકારી છે. નિકટમાં રહેલા પ્રભુનાં દર્શન-પૂજન આદિ થાય છે, દૂર રહેલા પ્રભુનાં નહિ. દૂરનાં તો માત્ર સ્મરણ આદિ થાય. એના કરતાં વિશેષ ભાવોલ્લાસ નિકટનાં દર્શન-પૂજન-ભક્તિ આદિથી થાય છે, એ અનુભવસિદ્ધ છે. એ ભાવ જગાડનારા દર્શનાદિમાં મુખ્ય આલંબન નિકટના ભગવાન જ છે; તેથી ભાવોત્પત્તિમાં એ પ્રધાન કારણ કહેવાય; અને એટલા જ માટે એ વિશેષ ઉપકાર કરનાર એ જ ભગવાન ગણાય.

અહીં વંદના-કાયોત્સર્ગસૂત્રની વ્યાખ્યા સમાપ્ત થઈ.

# લોગસ્સ૦ સૂત્ર

(લ૦) पुनरत्रान्तरेऽस्मिन्नेवावसर्प्पिणीकाले ये भारते तीर्थकृतस्तेषामेवैकक्षेत्रनिवासादिनाऽऽसन्नतरोपकारित्वेन कीर्त्तनाय चतुर्विंशतिस्तवं पठति पठन्ति वा। स चायम्—

'लोगस्स उज्जोअगरे धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं चउवीसं पि केवली ॥ १ ॥'

अस्य व्याख्या,-'लोकस्योद्योतकरान्' इत्यत्र विज्ञानाद्वैतव्युदासेनोद्योत्योद्योतकयोर्भेदसंदर्शनार्थं भेदेनोपन्यासः। लोक्यते इति लोकः, लोक्यते प्रमाणेन दृश्यत इति भावः। अयं चेह तावत्पञ्चास्तिकायात्मको गृह्यते। तस्य लोकस्य किम्? उद्योतकरणशीला उद्योतकरास्तान्; केवलालोकेन तत्पूर्वकवचनदीपेन वा सर्वलोकप्रकाशकरणशीलानित्यर्थः।

અર્થ:-વળી હવે અહીં આજ અવસર્પિણી કાળમાં ભરતક્ષેત્રમાં જે તીર્થંકરો થયા તેમનું જ કીર્તન કરવા 'ચતુર્વિંશતિ સ્તવ' સૂત્ર એક યા અનેક જણ બોલે છે; કેમકે એજ (ભગવાન) એક ક્ષેત્રમાં નિવાસ વગેરે દ્વારા વધુ નિકટના ઉપકારી છે. તે સૂત્ર આ,-'લોગસ્સ ઉજ્જોઅગરે.'

આની વ્યાખ્યા-

'લોકના ઉદ્યોત કરનારાને' આ કથનમાં, ('એકલું વિજ્ઞાન જ સત્' એવા) વિજ્ઞાન-અદ્વૈતનો નિષેધ કરવા દ્વારા પ્રકાશ્ય અને પ્રકાશકનો ભેદ દેખાડવા માટે, ભેદથી રજુઆત કરી. જેનું અવલોકન થાય છે તે લોક. અવલોકન થાય છે એટલે, કે પ્રમાણજ્ઞાનથી દેખાય છે. ત્યારે, આ લોક, અહીં પંચાસ્તિકાયસ્વરૂપ લેવામાં આવે છે. એ લોકનું શું? (તો કે) 'ઉદ્યોતકરા', ઉદ્યોતકરણના સ્વભાવવાળા. એમને (ઉદ્યોતકરાન્). 'કેવળજ્ઞાનથી અથવા કેવળજ્ઞાનપૂર્વકની વાણીરૂપી દીવાથી સર્વલોકના પ્રકાશકરણના સ્વભાવવાળાને'; એવો અર્થ છે.

વિવેચન :-

હવે અહીં 'લોગસ્સ૦' સૂત્ર યાને ચતુર્વિંશતિસ્તવ' નામના સૂત્રની વ્યાખ્યા કરવામાં આવે છે.

આ સૂત્ર બોલવાનું કારણ એ છે કે આ અવસર્પિણી કાળમાં ત્રીજા ચોથા આરાને વિષે ભરતક્ષેત્રમાં જે ચોવીસ તીર્થંકર ભગવાન થયા, તેમનું કીર્તન કરવું છે. કારણ એ છે કે એ આપણા હિસાબે એક જ ક્ષેત્રના નિવાસી છે, આ જ ક્ષેત્રમાં એમણે ધર્મ પ્રવર્તાવી આ ભરતભૂમિ પાવન કરી છે, મિથ્યામતિના પાખંડ નિવારી મોક્ષમાર્ગ રચ્યો છે, ભૂતકાળમાં થઈ ગયેલ અનંતા તીર્થંકરોની અપેક્ષાએ અતિ નિકટ કાળમાં થયેલા હોઇ સહેજે વિશેષ સ્મરણાદિમાં મહાન આલંબન બને છે,-ઇત્યાદિ કારણે એ આપણા અતિ નિકટના ઉપકારી છે. તો જેમ આપણા વડદાદાઓ કરતાં દાદા બહુ નજીકના ઉપકારી હોઇ નામપૂર્વક યાદ કરાય છે, એમ આ ચોવીસ ભગવાન નામપૂર્વક યાદ કરાવા જોઇએ, એમનું કીર્તન કરાવું જરૂરી છે. એ કીર્તન માટે 'ચતુર્વિંશતિસ્તવ' સૂત્ર બોલવામાં આવે છે. તેની પહેલી ગાથા આ પ્રમાણે છે,—

लोगस्स उज्जोअगरे धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं चउवीसं पि केवली ॥ १ ॥

—અર્થાત્ લોકના ઉદ્યોત કરનાર, ધર્મતીર્થના સ્થાપક, રાગાદિવિજેતા, અરિહંત ચોવીસ પણ કેવળજ્ઞાની ભગવાનનું હું કીર્તન કરીશ.

**આની વ્યાખ્યા :-**

ચોવીસે ભગવાન લોકના ઉદ્યોતકર છે, પ્રકાશક છે, એમ કહ્યું ત્યાં પ્રકાશ્ય બન્યું લોક, અને પ્રકાશક બન્યા ભગવાન અને ભગવાનનું જ્ઞાન. એટલે લોક અને ભગવાન યા ભગવાનનું જ્ઞાન એ બે ભિન્ન ભિન્ન વસ્તુ સૂચવી.

વિજ્ઞાનાદ્વૈતમતનું ખંડન :-

આવી પ્રકાશક પ્રકાશ્યની એકરૂપ નહિ પણ ભિન્ન તરીકે રજુઆત કરી તે એ દર્શાવવા માટે કે જે લોકો એકલું વિજ્ઞાન જ સત્ માને છે, અને વિજ્ઞાનમાં ભાસતા બાહ્ય વિષયોને અસત્ કહે છે, એ 'વિજ્ઞાન સિવાય કાંઇ આ જગતમાં છે જ નહિ' એમ કહે છે, અર્થાત્ વિજ્ઞાનના અદ્વૈતના વાદી છે, તેમનો એ 'વિજ્ઞાન સિવાય બીજું કાંઈ ન હોવા'નો મત પરાસ્ત છે, ખંડિત છે, ખોટો છે, પ્રમાણવિરુદ્ધ છે. યોગાચાર બૌદ્ધ આવા એકલા વિજ્ઞાનને માનનારા છે, તેમ અદ્વૈતના વાદી વેદાન્તી પણ વિજ્ઞાનમય એક શુદ્ધ બ્રહ્મને જ સત્ માને છે. બાહ્ય ઘડો, વસ્ત્ર વગેરે પરમાર્થથી સત્ તરીકે દેખાય તેને વાસના-અવિદ્યાથી થતો ભ્રમ કહે છે પરંતુ આ 'કેવળ વિજ્ઞાન'નો મત ખોટો છે. કેમકે જો જાણનાર છે, પણ જાણવાની કોઈ વસ્તુ જ નથી તો જાણવાનું શું ? તે નહિ, તો જ્ઞાન શું ? વિજ્ઞાન શું ? વિજ્ઞાન, જ્ઞાન, ચીજ જ એવી છે કે કોઇ વિષય સંબંધી જ હોય. જેમ પોતાને કોઇ દીકરો છે તો જે પોતે બાપ છે, દીકરો નહિ, તો બાપપણું શું ? બાપ એટલે દીકરાનો બાપ, ઇચ્છા એટલે કોઇ વસ્તુની ઇચ્છા, એમ જ્ઞાન એટલે કોઇ વિષયનું પ્રકાશક જ્ઞાન. માટે પ્રકાશક અને પ્રકાશ્ય બંને સત્ વસ્તુ છે, ભિન્ન ભિન્ન સ્વતંત્ર વસ્તુઓ છે, એ ભેદ સૂચવવા અહીં સૂત્રકારે ખાલી 'ઉજ્જોઅગરે' અગર 'લોગમય-ઉજ્જોઅગરે' ન કહેતાં 'લોગસ્સ ઉજ્જોઅગરે' એમ રજુઆત કરી, ભગવાનને વાસ્તવિક વિષયભૂત લોકના પ્રકાશક કહ્યા.

લોક=પંચાસ્તિકાય :-

પ્ર૦-ઠીક છે, તો પણ ભગવાનને લોક એટલે માત્ર ચૌદ રાજલોકના પ્રકાશક કહેવામાં અલોકના પ્રકાશક ન કહેવાથી સ્તુતિની ન્યૂનતા ઠરશે !

ઉ૦-નહિ ઠરે; કેમકે અહીં 'લોક' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ લેવાનો છે. વ્યુત્પત્તિ આ છે કે 'लोक्यते इति लोकः' અર્થાત્ જેનું લોકન, અવલોકન થાય છે, એટલે કે પ્રત્યક્ષ-પ્રમાણજ્ઞાનથી દેખાય છે. તે લોક કહેવાય. તો નિરાવરણ પ્રત્યક્ષ-જ્ઞાનથી તો ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાય-પુદ્ગલાસ્તિકાય-જીવાસ્તિકાય એ પંચાસ્તિકાયસ્વરૂપ નિખિલ વિશ્વ દેખી શકાય; માટે 'લોક' શબ્દથી અહીં પંચાસ્તિકાયાત્મક લોક લેવાનો છે.

ઉદ્યોતક સ્વ-પરનો :-

આવા લોકના ઉદ્યોતકર એટલે ઉદ્યોત, પ્રકાશ કરવાના સ્વભાવવાળા તે કેવળજ્ઞાનરૂપી પ્રકાશ વડે સમસ્ત લોકનું સ્વયં જ્ઞાન કરવાના સ્વભાવવાળા અથવા કેવળજ્ઞાનથી સ્વયં જાણવા પૂર્વક વચનરૂપી દીપક વડે બીજાને જ્ઞાન પ્રકાશ કરવાના સ્વભાવવાળા. આમ કહીને બંનેમાંથી 'સ્વપ્રકાશક' કે 'પરપ્રકાશક' એવો કોઇ પણ અર્થ લઈ શકાય એ સૂચવ્યું.

(લ૦) तथा दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः । उक्तं च,-' दुर्गतिप्रसृताञ्जीवान् यस्माद्धारयते ततः । धत्ते चैतान् शुभे स्थाने, तस्माद्धर्म इति स्मृतः ॥१॥' इत्यादि । तथा तीर्यतेऽनेनेति तीर्थम् । धर्म्म एव धर्म्मप्रधानं वा तीर्थं धर्म्मतीर्थम् । तत्क-रणशीला धर्म्मतीर्थकरास्तान् ।

**અર્થ**-તથા દુર્ગતિમાં પડતા આત્માને ધારી (બચાવી) રાખે તે ધર્મ. કહ્યું પણ છે કે 'દુર્ગતિ તરફ સરકી રહેલા જીવોને જેથી કરીને પકડી રાખે છે, ને ત્યારબાદ એમને શુભ સ્થાનમાં મૂકે છે તે કારણે ધર્મ તરીકે ઓળખાય છે.' ઇત્યાદિ. તથા જેનાથી તરાય તે તીર્થ. ધર્મ એજ તીર્થ અથવા ધર્મપ્રધાન તીર્થ એ ધર્મતીર્થ. એને કરવાના સ્વભાવવાળા તે ધર્મતીર્થંકર. એમને ( કિત્તઇસ્સં )

**વિવેચન :-**

**ધમ્મતિત્થયરે, જિણે પદની વ્યાખ્યાઃ—**

**ધર્મની વ્યુત્પત્તિઃ**-હવે 'ધમ્મતિત્થયરે' પદની વ્યાખ્યા. ધર્મ એટલે દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારી રાખે, પકડી રાખે, ન પડવા દે તે. કહ્યું પણ છે, કે—

दुर्गतिप्रसृतान् जीवान् यस्माद्धारयते ततः ।
धत्ते चैतान् शुभे स्थाने तस्माद्धर्म इति स्मृतः ॥

-અર્થાત્ દુર્ગતિ તરફ પસારો કરેલા, સરકી રહેલા જીવોને જેટલા માટે કરીને પકડી રાખે છે, તે કારણે તેમજ પછી એમને શુભસ્થાનમાં મૂકે છે તેથી કરીને ધર્મ તરીકે ઓળખાય છે. 'ધર્મ' શબ્દમાં 'ધૃ'=ધારણ કરવું અથવા 'ધા'-મૂકવું, એ મૂળ શબ્દને લઈને આવા બે અર્થ થાય.

**વિધિ-નિષેધ ઉભયાત્મક ધર્મઃ-**

આ અર્થ વાસ્તવિક છે, કેમકે દુર્ગતિમાં ઘસડનાર જે ક્રોધાદિ કષાયો અને હિંસાદિદુષ્કૃત્યો છે. એના બદલે એના વિરોધી ક્ષમાદિ અને અહિંસાદિ-ધર્મ તથા એની સાથે સેવાતા તપ-સ્વાધ્યાયધ્યાનાદિ-ધર્મનું આસેવન કરવામાં આવે તો સહજ છે કે દુર્ગતિનાં કારણ બંધ થવાથી જીવ દુર્ગતિમાં જતો અટકે. તેમજ વધારામાં સદ્‌ગતિનાં શુભસ્થાન પમાડનાર પણ આ ધર્મ જ છે, તેથી જીવને ત્યાં મૂકનાર પણ ધર્મ થયો ગણાય. આ સૂચવે છે કે ધર્મ વિધિ-નિષેધ યા નિવૃત્તિ-પ્રવૃત્તિ, ઉભયરૂપ છે. કાષાયિક અશુભ ભાવ અને હિંસાદિ પાપ ન કરવા તે નિવૃત્તિ ધર્મ; તેમજ ક્ષમાદિ શુભ ભાવ તથા અહિંસાદિ સાથે તપ, સ્વાધ્યાયધ્યાન વગેરે સેવાય એ પ્રવૃત્તિ ધર્મ.

**તીર્થની વ્યુત્પત્તિ :-**જેનાથી તરાય તેને તીર્થ કહેવાય. કેમકે 'તૃ'શબ્દ પરથી **તીર્થ** શબ્દ બન્યો છે, અને તૃ એટલે તરવું. તરવાનું ભવસાગરથી છે, કેમકે ભવસાગર તર્યા એટલે દુઃખમાત્રનો, ભવભ્રમણમાત્રનો અને જન્મ-મરણાદિ વિટંબણામાત્રનો અંત આવે છે. તર્યા પછી પણ જો દુઃખ ભ્રમણ અને વિટંબણા ઊભી રહે તો એ તરવાની કિંમત શી? આ બધાનો કાયમી અંત લાવે એ સાચું તરવું કહેવાય.

**ધર્મતીર્થ :-** આવું તરવાનું જિનાજ્ઞામય ધર્મથી થાય છે. માટે ધર્મ એ જ તીર્થ ગણાય અથવા ધર્મ જ જેના જીવનમાં પ્રધાન છે, મુખ્ય છે, એવા શ્રમણ સંઘથી પણ તરવાનું થાય છે તેથી ધર્મપ્રધાન શ્રમણસંઘ એ પણ તીર્થ કહેવાય. 'ધર્મતીર્થ' શબ્દનો એ રીતે અર્થ થયો,-ધર્મ એ જ તીર્થ અથવા ધર્મપ્રધાન તીર્થ.

**ધર્મતીર્થકર :-** એટલે આવા ધર્મતીર્થને કરવાના સ્વભાવવાળા હોય તે. અરિહંત પરમાત્મા પૂર્વે કહ્યા મુજબ જે વિધિ-નિષેધમય ધર્મ ફરમાવે છે અને એ જિનાજ્ઞાનો પાલક સંઘ જે સ્થાપે છે, તે પોતે ધર્મ અને સંઘના કરવાવાળા બન્યા, તેમજ એ બંને તીર્થ છે, તેથી અરિહંત પ્રભુ ધર્મતીર્થકર કહેવાય.

(લ૦) तथा रागादिजेतारो जिनास्तान् । तथाऽशोकाद्यष्टप्रातिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्तस्तानर्हतः । 'कीर्तयिष्यामि' इति, स्वनामभिः स्तोष्य इत्यर्थः । 'चतुर्विंशतिमि'ति संख्या । 'अपि' शब्दो भावतस्तदन्यसमुच्चयार्थ इति । केवलज्ञानमेषां विद्यत इति केवलिनस्तान् 'केवलिनः' ।

**અર્થ:-**તથા રાગાદિના વિજેતા એ જિન. **એમને** (કિત્તઇસ્સં) **તથા** અશોકવૃક્ષાદિ અષ્ટ પ્રાતિહાર્ય વગેરે સ્વરૂપ પૂજાને યોગ્ય છે તે અર્હન્ (અરિહંત) 'અરિહંતે' એટલે એ અરિહંતને. 'કિત્તઇસ્સં' એટલે (ભગવાનના) પોતાના નામથી હું સ્તવીશ. 'ચઉવીસં' (એટલે ચોવીસ) એ સંખ્યા છે. 'પિ' (પણ)શબ્દ ભાવથી આ ચોવીસ સિવાયના બીજા (તીર્થંકરો)ના સંગ્રહ અર્થે છે. કેવળજ્ઞાન જેમને છે તે કેવલી. તે કેવળીઓને.

**વિવેચન -**

'જિણે....કેવલી'પદોની વ્યાખ્યા—

'જિણે' એટલે જિનોને. રાગદ્વેષાદિ સમસ્ત આંતર શત્રુઓને યાને ભાવશત્રુઓને જિતનારા એ જિન કહેવાય. રાગદ્વેષાદિ એ અંતરમાં રહીને આત્માનું નિકંદન કાઢે છે માટે આંતર શત્રુ છે. એ જ દુઃખદાયી છે તેથી ખરા દુશ્મન છે, ભાવશત્રુ છે. એ ન હોય તો બહારનું કોઇ જીવને દુઃખી કરી શકતું નથી, માટે બહારના કહેવાતા શત્રુ એ ખરેખરા શત્રુ નથી. આ આંતરશત્રુઓ રાગદ્વેષાદિને જિતવા એટલે શું? તો કે જીવ એ રાગાદિને વશ થઈ જાય છે, અર્થાત એનાથી હારી જાય છે; માટે એનાથી ન હારે, ઉલ્ટું એને હરાવે, અર્થાત્ એને મૂળમાંથી ઉખેડી

નાખે, એ એને જિતનારા કહેવાય. ઋષભદેવાદિ પ્રભુ એવા જિન છે.

'**અરિહંતે**' એટલે અરિહંતોને. અરિહંત એટલે કે જે અર્હ છે, યોગ્ય છે. શાને ? અશોક વૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ વગેરે અષ્ટ મહાપ્રાતિહાર્ય, રજત-સુવર્ણ-રત્નનું ઝાકઝમાળ સમવસરણ, ચાલતાં પગ નીચે જમીન પર નવ મુલાયમ સુવર્ણ કમળ, વગેરેની શોભાને યોગ્ય. આવા અરિહંતોને,

'કિત્તઇસ્સં' એટલે કે એમનું નામ લેવાપૂર્વક હું સ્તવીશ, એમનું કીર્તન કરીશ.

'ચઉવીસં' એટલે ચોવીસ;-ભગવાન શ્રી ઋષભદેવથી માંડી શ્રી મહાવીરસ્વામી પર્યંત.

'પિ' એટલે પણ. 'ચોવીસે પણ અરિહંતોને સ્તવીશ' આમાં 'પણ' શબ્દ બીજા અરિહંતોના સંગ્રહ કરે છે. અર્થાત્ બીજા અરિહંતોને તો હું સ્તવીશ, કિન્તુ ચોવીસને પણ સ્તવીશ. આ બીજાઓને સ્તવવાનું અહીં એમનાં નામ લેવાપૂર્વક નથી કરવામાં આવતું કિન્તુ 'પિ' શબ્દથી સ્મરણમાં લાવી ભાવથી સ્તવવાનું કરાય છે. જ્યારે ચોવીસનું કીર્તન નામ લેવાપૂર્વક છે.

'**કેવલી**' એટલે કેટલે કેવળજ્ઞાનને ધરનારા. 'કેવલી'પદ દ્વિતીયા વિભક્તિનું રૂપ છે, અરિહંતનું વિશેષણ છે.

(લ૦-) अत्राह,-'लोकस्योद्योतकरानित्येतावदेव साधु, धर्म्मतीर्थकरानिति न वाच्यं, गतार्थत्वात्; तथाहि. ये लोकस्योद्योतकरास्ते धर्म्मतीर्थकरा एवेति ।' अत्रोच्यते, इह लोकैकदेशेऽपि ग्रामैकदेशे ग्रामवत् (प्र०.. ग्रामैकदेशवत्) लोकशब्दप्रवृत्तेः, मा भूत्तदुद्योतकरेष्ववधिविभङ्गज्ञानिष्वर्कचन्द्रादिषु वा सम्प्रत्यय इत्यतस्तद्व्यवच्छेदार्थं धर्म्मतीर्थकरानिति ।

आह यद्येवं धम्मतीर्थकरानित्येतावदेवास्तु, लोकस्योद्योतकरानिति न वाच्यमिति । अत्रोच्यते, इह लोके येऽपि नद्यादि विषमस्थानेषु सुखिकया धर्म्मार्थमवतरणतीर्थकरणशीलास्तेऽपि धर्मतीर्थकरा एवोच्यन्ते. तन्मा भूदतिमुग्धबुद्धीनां तेषु सम्प्रत्यय इति तदपनोदाय लोकस्योद्योतकरानप्याहेति ।

**અર્થ**:-અહીં (કોઇ) કહે છે, 'લોગસ્સ ઉજ્જોઅગરે' એટલું જ (કહેવું) ઠીક છે, 'ધમ્મતિત્થયરે' ન કહેવું જોઇએ; કેમકે એનો ભાવ (એમાં) આવી જાય છે. તે આ પ્રમાણે, લોકના જે ઉદ્યોતકર છે તે ધર્મતીર્થંકર છે જ. આનો આ જવાબ છે કે ગામના એક ભાગમાં ગામની જેમ લોકના એક ભાગમાંય 'લોક' શબ્દનો ઉપયોગ થાય છે. તો એ ભાગના ઉદ્યોતકર અવધિજ્ઞાનીનો, વિભંગજ્ઞાનીનો, યા સૂર્ય-ચંદ્રાદિનો બોધ ન થઇ જાય એથી એનો નિષેધ કરવા માટે 'ધર્મતીર્થંકરને' એવો શબ્દ મૂકયો.

કહે છે, જો એમ હોય તો 'ધમ્મતિત્થયરે' એટલું જ હો, 'લોગસ્સ ઉજ્જોઅગરે' એ ન કહેવું જોઇએ. આનો ઉત્તર કરવામાં આવે છે,- અહીં લોકમાં કોઈ નદી વગેરે વિષમસ્થાનોમાં ઉતરવા સારૂ ધર્મ-પુણ્ય માટે જે મફત તીર્થ (આરો) કરવાના સ્વભાવવાળા છે, તે પણ ધર્મ તીર્થંકર જ કહેવાય છે; તેથી અતિ ભોળા માણસોને 'ધર્મતીર્થંકર' તરીકે એમનો બોધ ન થઇ જાઓ એ માટે એમને બાદ રાખવા 'લોગસ્સ ઉજ્જોઅગરે' મૂકયું.

**વિવેચન**:-

**વિશેષણોની તર્કયુક્ત સાર્થકતા**:-

**પદકૃત્ય : 'ધમ્મતિત્થયરે' પદ કેમ કહ્યું ?**:-

હવે 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદોમાંથી કોઇ કોઇ પદ ન મૂકયું હોય તો ચાલે કે નહિ એનો વિચાર કરવામાં આવે છે. એનાં પ્રશ્ન-સમાધાન આ પ્રમાણે,-

પ્ર૦-લોકના જે ઉદ્યોતકર છે તે ધર્મતીર્થંકર છે જ, તો 'લોગસ્સ ઉજ્જોઅગરે'પદમાં ધર્મ તીર્થંકરનો ભાવ આવી જાય, પછી 'ધમ્મતિત્થયરે' પદની શી જરૂર ?

ઉ૦-જરૂર એટલા માટે છે કે લોકના ઉદ્યોતકર તો અવધિજ્ઞાની વિભંગજ્ઞાની પણ છે, કેમકે ભલે એ સમસ્ત લોકના પ્રકાશક નહિ, છતાં લોકના પ્રકાશક છે, અમુક ભાગને પ્રત્યક્ષ જુએ છે, તેથી કહેવાય કે લોક-ઉદ્યોતકર છે. દા. ત. કોઈ મોટા શહેર આખાનો નહિ, પણ અમુક ભાગનો જાણકાર હોય, તો ય કહેવાય છે કે આ ભાઇ આ શહેરના

જાણકાર છે; કેમકે શહેરનો ભાગ એ પણ શહેર જ છે. એવી રીતે લોકનો ભાગ એ પણ લોક જ હોઇ ભાગના પ્રકાશકને લોકના પ્રકાશક કહેવાય. સૂર્ય ચંદ્ર વગેરે પણ એવા જ લોકપ્રકાશક છે. એ બધા અહીં નથી લેવા, માટે 'ધમ્મતિત્થયરે' પદ મૂક્યું. એ બધા કાંઇ ધર્મતીર્થના કરનારા નથી, તેથી અહીં બાદ થઇ ગયા.

પ્ર૦-ઠીક છે. તો પછી એકલું 'ધમ્મતિત્થયરે' જ કહો, 'લોગસ્સ ઉજ્જોઅગરે'ની શી જરૂર છે?

ઉ૦-આ દુનિયામાં કોઇ મોટી નદી, સરોવર, સમુદ્ર વગેરે વિષમ સ્થાનમાં સહેલાઈથી અને નિર્ભીકપણે ઊતરવા માટે આરો બનાવવામાં આવે છે, લાંબા લાંબા પગથિયાંની રચના કરવામાં આવે છે. એને તીર્થ કહે છે, અને એ તીર્થ જો કોઇ માણસ ધર્મબુદ્ધિએ અથવા ધર્મ યાને પુણ્ય માટે મફત પોતાના ખર્ચે રચાવી દે તો એ પણ ધર્મતીર્થંકર કહેવાય. તો શું એવાનું અહીં કીર્તન કરવું છે? ના; માટે અહીં એવાને બાદ રાખવા 'લોગસ્સ ઉજ્જોઅગરે' પદ મૂક્યું. એ લૌકિકધર્મતીર્થંકર કાંઈ લોકના ઉદ્યોતકર નથી.

(લ૦-) अपरस्त्वा,-"जिनानित्यतिरिच्यते; तथाहि, यथोक्तप्रकारा जिना एव भवन्तीति।" अत्रोच्यते, मा भूत् कुनयमतानुसारिकल्पितेषु यथोक्तप्रकारेषु सम्प्रत्यय इत्यतस्तदपोहायाह जिनानिति। श्रूयते च कुनयदर्शने,-'ज्ञानिनो धर्मतीर्थस्य कर्त्तारः परमं पदम्। गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भवं तीर्थनिकारतः॥' इत्यादि; तन्नूनं ते न रागादि-जेतारः। अन्यथा कुतो निकारतः पुनरिह भवाङ्कुरप्रभवो बीजाभावात्? तथा चान्यैरप्युक्तं,-'अज्ञानपांशुपिहितं पुरातनं कर्म्मबीजमविनाशि। तृष्णाजलाभिषिक्तं मुञ्चति जन्माङ्कुरं जन्तोः॥' तथा 'दग्धे बीजे यथात्यन्तं प्रादुर्भवति नाङ्कुरः। कर्म्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः॥' इत्यादि।

અર્થ:-બીજો વળી કહે છે,-'જિણે' એ વધારે છે; તે આ રીતે,-કહેલા પ્રકાર સુજનના તો જિન જ હોય છે." આનો ઉત્તર એ છે કે, કુનયમતને અનુસરનારાઓએ કલ્પેલા ઉક્ત પ્રકાર સુજનના (પરમાત્મા)નો બોધ ન થાઓ એટલા માટે એનો વ્યવચ્છેદ કરવા 'જિણે' પદ કહ્યું છે. કુનયદર્શનમાં સંભળાય છે કે,-'ધર્મતીર્થના પ્રણેતા જ્ઞાનીઓ મોક્ષમાં જઇને તીર્થના નાશને લીધે ફરીથી પણ સંસારમાં આવે છે.' વગેરે. તેથી (લાગે છે કે) ખરેખર! તે રાગાદિને જિતનારા નથી. નહિતર તીર્થનાશને લીધે ફરીથી (એમને) અહીં સંસારરૂપી અંકુર શેના ઊગે? કેમકે બીજ જ રહ્યું નથી. તથા બીજાઓએ પણ કહ્યું છે કે 'અજ્ઞાનરૂપી ધૂળથી ઢાંકેલું જૂનું અવિનાશી કર્મબીજ તૃષ્ણારૂપી જળથી સિંચાયું થકું જીવના જન્મરૂપી અંકુરને (બહાર) મૂકે છે' તથા (કહ્યું છે કે) 'જેવી રીતે બીજ અત્યંત બળી ગયું હોય તો અંકુરો પ્રગટતો જ નથી, તેવી રીતે કર્મ બીજ બળી ગયે છતે સંસારરૂપી અંકુરો ઊગતો જ નથી.'

**વિવેચન : 'જિણે' પદ શા માટે?:-**

પ્ર૦-'જિણે' એવું પદ વધારે પડતું છે; પૂર્વના બે વિશેષણથી ચાલે, કેમકે લોકના ઉદ્યોતકર અને ધર્મતીર્થંકર એ જિન જ હોય છે, પછી એને જુદા પદથી કહેવાની શી જરૂર?

ઉ૦-જરૂર એટલા માટે કે કુનય મતને અનુસરનારાઓ પણ પોતે કલ્પેલા ઇશ્વરને લોકના ઉદ્યોતકર અને ધર્મતીર્થંકર માને છે, એ અહીં ન પકડાય માટે 'જિણે' પદ મૂક્યું છે, એમના કલ્પેલા ઇશ્વર જિન નથી; તેથી આ પદથી એ અહીં બાદ થઇ જાય છે.

**કુનય-સુનય:-**

કુનય એટલે અસત્ નય, મિથ્યા નય, વસ્તુને જોવાની મિથ્યા દૃષ્ટિ. સત્ય દૃષ્ટિ એ, કે જે વસ્તુને બધી અપેક્ષાએ જુએ. દા. ત. એક લાકડી બીજી કરતાં લાંબી છે, પણ કોઇ ત્રીજી વધુ લાંબી કરતાં ટૂંકી પણ છે. આત્મા મોક્ષ પામ્યો તો પોતાના કર્મનાશની અપેક્ષાએ મોક્ષ પામેલો ગણાય, પરંતુ બીજાના કર્મનાશની અપેક્ષાએ મોક્ષ પામેલો ન ગણાય; અર્થાત્ મુક્ત છતાં અમુક્ત! ફીકી કેરીનો રસ પાણીની અપેક્ષાએ મીઠો; પણ બીજા સારા મીઠા આમ્રરસની અપેક્ષાએ ફિક્કો, મોળો કહેવાય છે. આમ અનેક અપેક્ષાએ વસ્તુદર્શન થાય છે.

અલબત એક જ સમયે બધી દૃષ્ટિએ જોવાનું નથી બનતું; છતાં એમાંની જે અમુક દૃષ્ટિએ જોવાનું કરાતું હોય ત્યારે પણ તેથી અન્ય દૃષ્ટિની વસ્તુનો ઇન્કાર ન કરાય એનું નામ સુનય. અર્થાત્ અન્ય દૃષ્ટિની વસ્તુને સાપેક્ષ ભાવે એક દૃષ્ટિએ કરાતું દર્શન કે પ્રતિપાદન એ સુનય. પ્રસ્તુત દૃષ્ટિએ જણાતા સ્વરૂપને જકાર ન લગાડાય કે આમાં આ જ સ્વરૂપ છે. જો બીજી દૃષ્ટિએ સિદ્ધ એવા સ્વરૂપનો ઇન્કાર કરે અને એક દૃષ્ટિનાં સ્વરૂપનું પ્રતિપાદન કરે તો એ કુનય. કહે 'આત્મા 'નિત્ય છે', વાત સાચી; પણ જો એમાં ગર્ભિત હોય કે 'નિત્ય જ છે, અનિત્ય નથી જ,' તો એ જોવાની દૃષ્ટિ એ કુનય કહેવાય. તાત્પર્ય, એકાન્ત દૃષ્ટિ એ કુનય છે, અનેકાન્ત દૃષ્ટિ એ સુનય છે.

આવા કુનયમતને માનવાવાળાઓએ પોતાના કલ્પેલા ઈશ્વરને લોકોદ્યોતકર અને ધર્મતીર્થંકર માન્યા, એટલે એ અહીં કીર્તનાર્થ પકડાઇ ન જાય એ હેતુએ 'જિણે'પદ કહ્યું.

પ્ર૦-તો શું અન્યકલ્પિત ઇશ્વર જિન-વીતરાગ નથી ?

ઉ૦-ના, નથી એવું એમની માન્યતા જ કહે છે. દા. ત. એમનામાં આવે છે કે,-

"ज्ञानिनो धर्मतीर्थस्य कर्त्तारः परमं पदम्।
गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भवं तीर्थनिकारतः ॥"

—અર્થાત્ જ્ઞાની અને ધર્મતીર્થના સ્થાપક મોક્ષે ગયા પછી પણ જ્યારે તીર્થનો નાશ થતો દેખે ત્યારે તીર્થના ઉદ્ધાર માટે ફરી આવી સંસારમાં અવતાર લે છે." આ શું સૂચવે છે? એ જ કે એ રાગાદિના સંપૂર્ણ વિજેતા નથી બન્યા. નહિતર એમને વળી, અહીં ગમે તેવો તીર્થનાશ પણ થતો હોય છતાં, ફરી જન્મવાનું શાનું હોય? કેમકે આત્મામાં જન્મનો અંકુરો ફૂટવા માટે એનું બીજ જોઇએ. બીજ રાગાદિ છે, એ રાગાદિથી નીપજતા કર્મને લીધે જન્મ-મરણ થાય છે. એટલે રાગાદિ એ જન્મબીજ કર્મબીજ કહેવાય. એમના જ શાસ્ત્રમાં કહ્યું છે કે,—

"अज्ञानपांशुपिहितं पुरातनं कर्मबीजमविनाशि।
तृष्णाजलाभिषिक्तं मुञ्चति जन्माङ्कुरं जन्तोः ॥

—અર્થાત્ અજ્ઞાન-અવિદ્યારૂપી ધૂળની નીચે જુનું અવિનાશી કર્મબીજ ઢંકાઇ ગયેલું હોય છે, તે તૃષ્ણા (ઇચ્છા)રૂપી પાણીથી સિંચાય ત્યારે જીવમાં જન્મસ્વરૂપ અંકુરો પ્રગટ કરે છે."—આ સૂચવે છે કે ઇતરોએ માનેલ મોક્ષ પામેલા પરમાત્મામાં પણ કર્મબીજ પડેલું છે, અને તે અજ્ઞાન-અવિદ્યાથી હમણાં ઢંકાયેલું છે. છતાં જ્યારે ઇચ્છા થાય કે 'હું ધર્મતીર્થનો નાશ અટકાવવા અગર નષ્ટને પુનઃ સજીવન કરવા જન્મ લઉં,' ત્યારે આ ઈચ્છાવશાત્ જન્મ પામે છે. એનો અર્થ એ, કે એમનામાં બીજ અર્થાત્ સૂક્ષ્મ રાગાદિ નાશ નથી પામ્યા. તે હવે પૂર્ણ વિકસ્વર થઈ જન્મ-જંજાળ ઊભી કરે છે, જો ખરેખર સંપૂર્ણપણે રાગાદિ નાશ પામી ગયા હોય, તો બીજ જ ન રહ્યું; પછી જન્મ-અંકુર ફૂટવાની વાત જ શી? કહ્યું છે કે,

"दग्धे बीजे यथात्यन्तं प्रादुर्भवति नाङ्कुरः।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः॥

અર્થાત્ જેવી રીતે બીજ અત્યન્ત બળી ગયું હોય તો પછી એમાંથી અંકુરો પ્રગટ થતો નથી; એવી રીતે કર્મબીજ અત્યંત બળી ગયા પછી ભવરૂપી જન્મરૂપી અંકુરો પ્રગટી શકતો નથી, આ સૂચવે છે કે જો પરમાત્મા મોક્ષમાંથી પાછો અહીં અવતાર લે છે તો એમનામાં કર્મબીજ રાગાદિ ઊભા છે. એટલે કે એ વીતરાગ નથી, રાગાદિના સંપૂર્ણ વિજેતા નથી, અર્થાત જિન નથી. અહીં 'જિણે' પદ કહીને એવાનો વ્યવચ્છેદ કર્યો, કીર્તનના વિષયમાંથી બાદ કર્યા.

(લ૦-) आह,-'यद्येवं जिनानि'त्येतावदेवास्तु, लोकस्योद्योतकरानित्याद्यतिरिच्यते।' अत्रोच्यते,-इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते, तद्यथा-श्रुतजिनाः, अवधिजिनाः, मनः-पर्यायजिनाः, छद्मस्थवीतरागाश्च । तन्मा भूत्तेष्वेव संप्रत्यय इति तद्व्युदासार्थं लोकस्योद्योतकरानि-त्याद्यप्यदुष्टमिति ।

अपरस्त्वाह,-'अर्हत इति न वाच्यम् । न ह्यनन्तरो-दितस्वरूपो अर्हद्व्यतिरेकेणापरे भवन्तीति।' अत्रो-च्यते,-अर्हतामेव विशेष्यत्वान्न दोष इति । आह,-

यद्येवं हन्त! तर्ह्यर्हत इत्येतावदेवास्तु, लोकस्योद्योतकरानित्यादि पुनरपार्थकम्।' न, तस्य नामाद्यनेकभेदत्वाद् भावार्हत्सङ्ग्रहार्थत्वादिति।

અર્થ:-જો એમ હોય તો 'જિણે' એટલું જ હો, 'લોગસ્સ ઉજ્જોઅગરે' ઈત્યાદિ વધારે પડતું છે. આનો ઉત્તર કરાય છે,-આ પ્રવચનમાં સામાન્યથી વિશિષ્ટ શ્રુતધર વગેરેને પણ જિન જ કહેવામાં આવે છે તે આ રીતે,-શ્રુતજિન, અવધિજિન, મન:પર્યાયજિન અને છદ્મસ્થ વીતરાગજિન, તેથી એમનો કીર્તનના વિષય તરીકે બોધ ન થાઓ એટલા માટે એમનો વ્યવચ્છેદ કરવા મૂકેલ 'લોગસ્સ ઉજ્જોઅગરે' ઇત્યાદિ (પદ) પણ નિર્દોષ છે.

બીજો વળી કહે છે,-'અરિહંતે' પદ નહિ કહેવું જોઈએ. કેમકે પૂર્વોક્ત (લોકના ઉદ્યોતકર વગેરે) સ્વરૂપવાળા અરિહંતને છોડીને બીજા નથી હોતા.' આનો ઉત્તર કરવામાં આવે છે,- 'અરિહંત એ વિશેષ્ય હોવાથી દોષ નથી.' પ્રશ્ન કરે છે કે 'અહો! જો એમ હોય, તો 'અરિહંતે' એટલું જ પદ હો, લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે તો નિરર્થક છે' (ઉત્તર,-)ના, કેમકે અરિહંતના નામ-અરિહંત વગેરે અનેક પ્રકાર હોઇને (અહીં) ભાવ-અરિહંતનો સંગ્રહ કરવા માટે (એ 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદો છે.)

વિવેચન :-

પ્રથમ બે વિશેષણનું સાર્થક્ય :-

પ્ર૦-એમ હોય તો એકલું 'જિણે' પદ કેમ નહિ? 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પૂર્વોક્ત પદો મૂકવાની શી જરૂર છે? કેમકે જે જિન છે તે તો લોકના ઉદ્યોતકર વગેરે છે જ.

ઉ૦-ના, નિયમ નથી. કેમકે આ જિનપ્રવચનમાં સામાન્યથી વિશિષ્ટ શ્રુતજ્ઞાનને ધરનારા વગેરે અનેક પ્રકારના જિન ગણાયેલ છે. તે આ રીતે,-શ્રુતજિન અર્થાત્ સંપૂર્ણ ચૌદ પૂર્વના જ્ઞાતાને પણ શ્રુતકેવળી જિન કહેવાય છે. એમ અવધિજ્ઞાનીને ય અવધિજિન તથા મન:પર્યાયજ્ઞાનીને પણ મન:પર્યાય જિન અને ૧૧મે-૧૨મે ગુણઠાણે રહેલાને છદ્મસ્થ જિન કહેવાય છે. કેમકે સંસારના બીજા જીવો કરતાં એમણે ઘણો મોટો રાગદ્વેષાદિ પર વિજય કર્યો છે; અને રાગાદિના વિજેતા એટલે જિન. તેથી જો અહીં એકલું 'જિણે' પદ જ મૂકે, તો તો અહીં કીર્તનના વિષય તરીકે એ બધા ય બની જાય! જ્યારે અહીં ખરેખર તો ૧૩મે ગુણસ્થાનકે રહેલા સર્વજ્ઞ અરિહંત જિન ભગવાનનું કીર્તન કરવું છે. તેથી 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદોની જરૂર છે; કેમકે એવા સમસ્ત લોકના ઉદ્યોતકર અને ધર્મતીર્થંકર તો એ જ હોય છે, પણ શ્રુતજિન વગેરે નહિ. એટલે 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે કહેવાથી જિન તરીકે એ સર્વજ્ઞ અરિહંત જિન જ અહીં લેવાશે.

'અરિહંતે' પદનું સાર્થક્ય :-

પ્ર૦-ઠીક છે, તો પછી 'અરિહંતે' પદ કહેવાની શી જરૂર છે? કેમકે એવા જિન તો અરિહંત સિવાય બીજા હોતા નથી.

ઉ૦- અરિહંત' પદ વિશેષ્યવાચક પદ છે. વિશેષણો કહ્યા પછી 'એવા વિશેષણવાળા કોણ?' એવી વિશેષ્યપદની આકાંક્ષા ઊભી રહે છે. એ આકાંક્ષાનું પૂરક પદ પ્રસ્તુતમાં 'અરિહંતે' પદ છે. તેથી નિરાકાંક્ષ બોધ કરવા માટે એની જરૂર છે.

આદ્ય ત્રણ પદનું સાર્થક્ય :-

પ્ર૦-ત્યારે તો એકલું 'અરિહંતે' પદ જ કહો, 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદો મૂકવાનું કોઇ પ્રયોજન નથી. કેમકે જે અરિહંત છે તે લોકના ઉદ્યોતકર વગેરે હોય જ છે.

ઉ૦- ના, બધા અરિહંત તેવા નથી હોતા; કેમકે અરિહંતના અનેક પ્રકાર છે; દા. ત, (૧) નામ-અરિહંત, એટલે કે અરિહંત એવું નામ પાડેલું હોય એવી ગમે તે વ્યક્તિ અથવા 'અરિહંત' એવો શબ્દ; (૨) સ્થાપના અરિહંત અર્થાત્ અરિહંતનું ચિત્ર, મૂર્તિ આદિ; (૩) દ્રવ્ય અરિહંત એટલે કે ગૃહસ્થાવસ્થામાં યા છદ્મસ્થ સાધુપણામાં રહેલ અને પછી અરિહંત બનનાર. આ નામ-અરિહંત વગેરે બધા અરિહંત કહેવાવા છતાં લોકોદ્યોતકર વગેરે નથી, એવા તો માત્ર ભાવ-અરિહંત જ હોય છે. ભાવઅરિહંત અષ્ટ મહાપ્રાતિહાર્યશોભિત સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર

ભગવાનને કહેવામાં આવે છે. પ્રસ્તુતમાં એમનો સંગ્રહ કરવા માટે અને બીજા નામાદિ અરિહંત બાદ રાખવા સારૂ 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદોની જરૂર છે.

(લ૦-) अपरस्त्वाह,-'केवलिन इति न वाच्यं, यथोदितस्वरूपाणाम् अर्हतां केवलित्वाव्यभिचारित्वात् (१०...यथोदाहृततत्स्वरूपाणाम् अर्हतां केवलित्वे अव्यभिचारित्वात्), सति च व्यभिचारसम्भवे विशेषणोपादानसाफल्यात् । तथा च सम्भवे व्यभिचारस्य, विशेषणमर्थवद् भवति; यथा नीलोत्पलमिति । व्यभिचाराभावे तु तदुपादीयमानमपि यथा कृष्णो भ्रमरः, शुक्लो बलाहक इत्यादि ऋते प्रयासात् कमर्थं पुष्णातीति ? तस्मात् केवलिन इत्यतिरिच्यते ।'

न, अभिप्रायापरिज्ञानात् । इह केवलिन एव यथोक्तस्वरुपा अर्हन्तो, नान्ये, इति नियमार्थत्वेन स्वरूपज्ञापनार्थमेवेदं विशेषणमित्यनवद्यम् । न चैकान्ततो व्यभिचारसम्भवे एव विशेषणोपादानसाफल्यम्, (१) उभयपदव्यभिचारे, (२) एकपदव्यभिचारे, (३) स्वरूपज्ञापने च शिष्टोक्तिषु (प्र०....श्लिष्टोक्तिषु) तत्प्रयोगदर्शनात् । तत्र उभयपदव्यभिचारे, यथा नीलोत्पलमिति; तथैकपदव्यभिचारे, यथा अब्द्रव्यं पृथिवी द्रव्यमिति; तथा स्वरुपज्ञापने, यथा परमाणुरप्रदेश इत्यादि । यतश्चैवमतः केवलिन इति न दुष्टम् ।

**અર્થ :-બીજો તો કહે છે કે 'કેવલી' પદ ન કહેવું જોઇએ; કેમકે પૂર્વોકત સ્વરૂપવાળા અરિહંત કેવલિપણાના અવ્યભિચારી (અ-વિનાભાવી, અસંબંધ શૂન્ય) હોય છે.** વ્યભિચાર (અર્થાત્ એકના વિના બીજાનું રહેવાપણું) સંભવિત હોય, તો જ વિશેષણનું ગ્રહણ સફળ છે, એટલે વ્યભિચારના સંભવમાં વિશેષણ સાર્થક બને છે; જેમકે લીલું કમળ. વ્યભિચાર ન હોય તો વિશેષણ મૂકવા છતાં, સિવાય પ્રયાસ, કયું પ્રયોજન સારે? જેમકે, કાળો ભમરો, સફેદ બગલો. માટે 'કેવલી' પદ વધારે પડતું છે.'

ના, કેમકે અભિપ્રાય નથી જાણતા. અહીં પૂર્વોક્ત સ્વરૂપવાળા અરિહંત કેવળજ્ઞાની જ હોય છે, અકેવળી નહિ; એવો નિયમ કરવા માટે આ વિશેષણ હોઇને સ્વરૂપ દેખાડવા સારૂ જ એ છે. માટે કોઈ દોષ નથી. એકલો વ્યભિચાર આવતો હોય તો જ વિશેષણનું ગ્રહણ સફળ છે એવું નથી; કેમકે (૧) ઉભય પદના વ્યભિચારમાં, (૨) એક પદના વ્યભિચારમાં અને (૩) સ્વરૂપ બતાવવામાં, શિષ્ટ પુરુષોનાં કથનને વિષે, વિશેષણનો પ્રયોગ દેખાય છે. એમાં ઉભય પદના વ્યભિચારમાં, જેમકે લીલું કમળ; એક પદના વ્યભિચારમાં જેમકે પાણી દ્રવ્ય, પૃથ્વી દ્રવ્ય. સ્વરૂપ બતાવવામાં, જેમકે, પ્રદેશરહિત પરમાણુ, ઇત્યાદિ. જેથી આ સ્થિતિ છે, એટલા માટે 'કેવલી'પદ દોષયુક્ત નથી.

**વિવેચન :- 'કેવલી' પદની ચર્ચા :-**

પ્ર૦-'કેવલી'પદની શી જરૂર છે? કેમકે લોકોદ્યોતકર વગેરે સ્વરૂપવાળા અરિહંત અવશ્ય કેવળજ્ઞાની હોય જ છે. એવા અરિહંતમાં કેવળી પણાનો વ્યભિચાર નહિ; અર્થાત્ કેવળીપણા વિના રહેવાપણું (વિનાભાવ) ન હોય. બધા જ એવા અરિહંત કેવળી જ હોય છે, કોઇ અકેવળી નહિ. પછી 'કેવલી' વિશેષણ મૂકવાથી શું વિશેષ? વ્યભિચાર આવતો હોય તો વિશેષણ મૂકવું કામનું. વ્યવહારમાં દેખાય છે કે વ્યભિચારની સંભાવનામાં વિશેષણ સપ્રયોજન બને છે; દા. ત. કહ્યું 'લીલું કમળ લાવો.' અહીં જો 'લીલું' વિશેષણ ન મૂકે, તો કમળ તો ગુલાબી પણ હોય છે. એટલે એકલું 'કમળ લાવો' એટલું જ કહેવાથી સામો કદાચ ગુલાબી લઇ આવે; ને આપણે જોઇતું હોય લીલું. માટે 'લીલું' વિશેષણ મૂકવું પડે. કમળપણું લીલાપણાનું વ્યભિચારી છે, અર્થાત લીલાપણા વિના પણ હોય છે. એટલે વિશેષણ મૂકવાથી ચોકસ બને છે કે 'ગમે તે કમળ નહિ, પણ લીલું કમળ લાવો.' બાકી વ્યભિચાર ન હોય, દા. ત. કહ્યું 'કાળો ભમરો ઊડે છે, સફેદ બગલો બેઠો છે;' આમાં ભમરામાં કાળાશનો અને બગલામાં સફેદાઈનો વ્યભિચાર નથી, બધા ભમરા કાળા જ અને બધાય બગલા સફેદ જ હોય છે. કાળાશ વિનાનો કોઇ ભમરો કે સફેદાઇ વિનાનો કોઈ બગલો હોતો જ નથી; પછી ત્યાં વિશેષણ મૂકવું એ પ્રયાસમાત્ર છે, શ્રમમાત્ર છે, તો વ્યર્થ શ્રમ

વિના બીજું શું પ્રયોજન સરે ? એમ અહીં પણ બધાય લોકોદ્યોતકર વગેરે સ્વરૂપવાળા અરિહંત કેવળજ્ઞાની જ હોય છે; પછી ' કેવળી ' વિશેષણ પદની શી જરૂર ? એ પદ વધારે પડતું છે.

ઉ૦—ના, વધારે પડતું કહો છો પણ તમને આ વિશેષણ મૂકવા પાછળના અભિપ્રાયની ખબર નથી. અભિપ્રાય એ છે કે એવો એક નિયમ બતાવવો છે કે 'ભાવ-અરિહંત ભગવાન જેટલા હોય તે બધા જ કેવળજ્ઞાની જ હોય કેવળજ્ઞાનરહિત નહિ.' કેવળજ્ઞાનીપણું એ અરિહંતનું સ્વરૂપ છે. એ સ્વરૂપ સૂચવવા માટે આ ' કેવલી ' વિશેષણ-પદ મૂકયું છે. તેથી એ મૂકવામાં વધારે પડતાપણાનો દોષ નથી. એવો એકાન્ત નથી કે એકલા વિશેષણરહિત વિશેષ્યપદમાં વ્યભિચાર દોષ આવતો હોય તો તે વ્યભિચાર નિવારવા અર્થે જ વિશેષણપદનો નિવેશ સફલ થાય. કારણ એ છે કે શિષ્ટ પુરુષોનો વ્યવહાર જોતાં દેખાય છે કે વિશેષણપદ ત્રણ જાતના સ્થાનોમાં વાપરવામાં આવે છે;-(૧) જ્યાં વિશેષણ વિશેષ્ય બંને પદમાં વ્યભિચાર આવતો હોય; (૨) જ્યાં બંને પૈકી એકજ પદમાં વ્યભિચાર આવતો હોય; અને (૩) જ્યાં વિશેષ્યનું સ્વરૂપ બતાવવું હોય.

**(૧) ઉભય પદનો વ્યભિચાર:-** દા. ત. 'લીલું કમળ' અહીં લીલું પણ કમળ હોય અને ગુલાબી પણ કમળ હોય, તો પ્રસ્તુત પ્રસંગમાં લીલું ન કહેવાથી ગુલાબીમાં ય ખ્યાલ જાય એ વ્યભિચાર થયો, અપ્રસ્તુત-અવિવક્ષિતમાં અતિચરણ થયું. એમ લીલું તો કમળ પણ હોય, અને વસ્ત્ર પણ હોય. તેથી ' કમળ ' ન કહેવાથી અપ્રસ્તુત વસ્ત્રમાં ય ખ્યાલ જાય, એ વ્યભિચાર થયો ગણાય. માટે બંને વ્યભિચારના નિવારણાર્થે બંને પદની આવશ્યકતા છે.

**(૨) એક પદનો વ્યભિચાર :-** આ રીતે,- દા. ત. કહ્યું 'પાણી- દ્રવ્ય લાવો.' અહીં જો 'પાણી' પદ ન કહે અને 'દ્રવ્ય લાવો' કહે તો સંભવ છે કે પૃથ્વી દ્રવ્યનો ખ્યાલ ઊભો થાય. કેમકે દ્રવ્ય તો પાણી પણ હોય, અને પૃથ્વી પણ હોય. અહીં એક જ પદનો વ્યભિચાર છે, કિન્તુ એવું નથી કે પાણી એ દ્રવ્ય પણ હોય અને અદ્રવ્યે ય હોય. એટલે અહીં ઉભય પદનો વ્યભિચાર નથી સંભવતો, એથી એક દ્રવ્યપદનો વ્યભિચાર-નિવારણ અર્થે ' પાણી 'પદ કહેવું પડે.

**(૩) સ્વરૂપજ્ઞાપન અર્થે વિશેષણ પ્રયોગ :-** દા. ત. કહ્યું. ' અપ્રદેશ પરમાણુમાં સ્કંધ, દેશ વગેરે પ્રકારો નથી. ' અહીં બંને કે એક પદમાં વ્યભિચાર નથી. કેમકે પરમાણુ અપ્રદેશ પણ અને સપ્રદેશ પણ હોય એવું નથી; કિન્તુ અપ્રદેશ જ હોય છે. તેમ એમ પણ નથી કે અપ્રદેશ પરમાણુ ય અને અ-પરમાણુ ય હોય; કિન્તુ પરમાણુ જ હોય છે. છતાં ' અપ્રદેશ ' વિશેષણપદ મૂકયું તે પરમાણુનું સ્વરૂપ સૂચવવા કે એ પ્રદેશ યાને અણુ અવાંતર સૂક્ષ્મ ભાગો વિનાનો હોય છે.

એટલે અહીં પણ સર્વ અરિહંતનું સ્વરૂપ કેવલીપણાનું હોય છે એ સૂચવવા ' કેવલી ' પદ છે. માટે એ મૂકવામાં કોઈ દોષ નથી.

(લ૦-) ' यद्येवं केवलिन इत्येतावदेव सुन्दरं, शेषं तु लोकस्योद्योतकरानित्यादि किमर्थम ? ' अत्रोच्यते, इह श्रुतकेवलिप्रभृतयो अन्येऽपि विद्यन्त एव केवलिनः, तन्मा भूत् तेष्वेव सम्प्रत्यय इति तत्प्रतिक्षेपार्थं लोकस्योद्योतकरानित्याद्यपि वाच्यमिति ।

एवं द्व्यादिसंयोगापेक्षयापि विचित्रनयमताभिज्ञेन स्वधिया विशेषणसाफल्यं वाच्यमित्यलं विस्तरेण । गमनिकामात्रमेतदिति ।

**અર્થ :-"જો એમ છે, તો 'કેવલી' કહેવું એટલું જ સુંદર છે; બાકીનું 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે શા માટે ?" અહીં ઉત્તર એ છે કે આ જિનપ્રવચનમાં શ્રુતકેવળી વગેરે બીજા પણ કેવળી હોય જ છે. તેથી એમને વિષે જ ખ્યાલ ન જાય એ માટે એના નિવારણ અર્થે 'લોગસ્સ ઉજ્જોઅગરે' પણ કહેવું જરૂરી છે.**

**આ (એકેક પદ) પ્રમાણે બબ્બે વગેરે (પદો)ના સંયોગની અપેક્ષાએ પણ વિચિત્ર નયમતોના જાણકારે પોતાની બુદ્ધિથી વિશેષણોની સાર્થકતા કહેવી, વિસ્તારથી સર્યું. આ તો દિગ્દર્શનમાત્ર છે.**

**વિવેચન :- ' કેવલી ' વિના પૂર્વ પદોનું સાર્થકય :-**

પ્ર૦-જો બધા જ લોકોદ્યોતકર વગેરે અરિહંત કેવળજ્ઞાની જ છે, તો પછી 'કેવલી' એટલું જ પદ મૂકો. બાકીના 'લોગસ્સ ઉજ્જોઅગરે' વગેરે પદની શી જરૂર ?

ઉ૦- જરૂર છે; કેમકે જિનપ્રવચનમાં શ્રુત-કેવળી અર્થાત્ સમસ્ત શ્રુતના પારગામી ચૌદપૂર્વધર મહર્ષિઓ વગેરે કહ્યા છે, 'વગેરે'પદથી વીતરાગ કેવળી અર્થાત્ સંપૂર્ણ રાગદ્વેષાદિના વિજેતા કેવળ-જ્ઞાની મહર્ષિઓ તથા અરિહંત કેવળી ભગવાન સમજવા, આમાંથી પ્રસ્તુત માટે શ્રી અરિહંતદેવ સિવાય બાકીના કેવળીને બાદ રાખવા સારૂ 'લોગ-સ્સ ઉજ્જોઅગરે....' વગેરે કહેવું જ પડે, જેથી પ્રસ્તુતમાં એ ન પકડાય.

આ તો એકેક પદને લઇને વિચારણા થઈ. પરંતુ એ રીતે બબ્બે પદોનાં જોડકા લઈને, એમ ૩-૪ પદોનાં સમૂહ વગેરેને લઇને, 'એની અગર બાકીના પદોની શી જરૂર છે, ?'-એના પર પણ વિચારણા થઈ શકે. પરંતુ તે વિચિત્ર યાને જુદા જુદા પ્રકારના નયના અભિપ્રાયના જાણકારે પોતાની નયમતપકવ બુદ્ધિએ વિચારી લેવું; અહીં તેની ચર્ચા કરવામાં નથી આવતી.

પહેલી ગાથા પર આ સંક્ષેપથી વિચારણા થઈ. અહીં હવે વિસ્તારથી સર્યું. આટલું તો માત્ર વિચારણાનું એક દિગ્દર્શક છે.

(લ૦-) तत्र यदुक्तं 'कीर्त्तयिष्यामि' इति, तत् कीर्त्तनं कुर्वन्नाह,—

'उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥२॥
सुविहिं च पुप्फदंतं सीअल-सिज्जंस-वासुपुज्जंच ।
विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥३॥
कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥४॥'

एता निगदसिद्धाः । नामान्वर्थनिमित्तं त्वावश्यके 'उरुसु उसभलञ्छण, उसभं सुमिणंमि तेण उसभ-जिणो' इत्यादिग्रन्थादवसेयमिति ।

અર્થ :-ત્યાં જે 'કિત્તઈસ્સં' કહ્યું કે કીર્તન કરતાં કહે છે (ઉસભમજિઅં ચ વંદે.–)

ઋષભદેવ અને અજિતનાથને વંદન કરું છું. સંભવનાથ, અભિનંદનસ્વામી અને સુમતિ-નાથને, પદ્મપ્રભસ્વામી, સુપાર્શ્વનાથ તથા ચંદ્ર-પ્રભસ્વામીને વંદન કરું છું-(૨)

તેમજ સુવિધિનાથ-પુષ્પદંતને, અને શીતલ-નાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામીને, તથા વિમળનાથ, અનંતનાથને, અને ધર્મનાથ, શાંતિનાથને વંદન કરું છું. (૩)

કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથને તથા મુનિ-સુવ્રતસ્વામી અને નમિનાથને વંદન કરું છું. અરિષ્ટ નેમિનાથને તથા પાર્શ્વનાથ અને વર્ધમાન-સ્વામીને વંદન કરું છું. (૪)

આ ગાથાઓ બોલવા માત્રથી સમજાય એવી જ છે. નામના વ્યુત્પત્તિ-અર્થનું નિમિત્ત, આવ-શ્યક સૂત્રની નિર્યુક્તિ'માં 'ઉરૂસુ ઉસભ લંછણ....' અર્થાત્ સાથળ પર વૃષભનું લંછન તથા સ્વપ્નમાં વૃષભ (જોયો હોવાથી) ઋષભજિન (એવું નામ) છે;' વગેરે ગાથા પરથી જાણી લેવું.

વિવેચન :-ચોવીશ જિનનામ-કીર્તન :-

અહીં વર્તમાન અવસર્પિણીના આ ભરત ક્ષેત્રના ચોવીશ તીર્થંકર ભગવાનનાં નામ લઇ વંદના કર-વામાં આવે છે, એ કીર્તન છે. નામ ક્રમસર ઉપર ગાથાના અર્થમાં બતાવ્યા છે.

આ ચોવીસે નામ ગમે તેમ નથી પાડવામાં આવ્યા કિન્તુ ચોક્કસ નિમિત્તના લીધે પાડવામાં આવ્યા છે. વળી એ નામો વિશેષરૂપ તો ખરા જ, અર્થાત્ તે તે ભગવાનને જ તે તે નામ લાગુ પડે એ વિશેષરૂપ; ઉપરાંત સામાન્યરૂપ પણ છે, અર્થાત્ એ દરેક નામનો સામાન્ય અર્થ એવો છે કે જે ચોવીસે શું, કોઇપણ તીર્થંકર ભગવાનને લાગુ પડી શકે, શ્રી આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં એ આ રીતે વર્ણવવામાં આવ્યું છે કે તે તે પ્રભુના ગર્ભકાળમાં બનેલી તેવી તેવી વિશેષતાના હિસાબે એમનું તે તે નામ પડયું છે, અને સંસ્કૃતમાં શબ્દની વ્યુત્પત્તિના હિસાબે કોઇપણ ભગવાનને લાગુ થઇ શકે છે. તે આ રીતે,-

| ભગવાન | ગર્ભકાળની વિશેષતા | સર્વસામાન્ય અર્થ |
|---|---|---|
| ૧. ઋષભદેવ | માતાને પહેલું સ્વપ્ન વૃષભનું : જાંઘ પર વૃષભનું ચિહ્ન. | સમર્થ સંયમ ભારને વહન કરવામાં વૃષભ. |
| ૨. અજિતનાથ | માતા સોગઠાબાજીમાં પિતાથી જિતાઇ નહિ. | પરિસહાદિથી જિતાયેલ નહિ. |
| ૩. સંભવનાથ | દેશમાં અધિક ધાન્યની ઉત્પત્તિ થઇ. | જ્યાં ૩૪ અતિશયનો સંભવ છે, યા જેની સ્તુતિમાં સુખ થાય છે. |
| ૪. અભિનંદનસ્વામી | ઈંદ્ર દ્વારા વારંવાર અભિનંદન અપાયા. | દેવેન્દ્રો દ્વારા જેમનું અભિનંદન કરાયું. |
| ૫. સુમતિનાથ | કોઈ બે માતાના એક પુત્ર માટેના ઝગડામાં યથાર્થ ન્યાય આપવાની જિનમાતાને મતિ થઈ. | સુશોભિત છે મતિ જેમની. |
| ૬. પદ્મપ્રભસ્વામી | માતાનો પદ્મ–શય્યામાં સૂવાનો દોહદ ઇન્દ્રે પૂર્યો. | પદ્મ જેવી પ્રભાવાળા. |
| ૭. સુપાર્શ્વનાથ | માતા સારા પડખાવાળા બન્યા. | સારા પડખાવાળા. |
| ૮. ચંદ્રપ્રભસ્વામી | પ્રભુની ચંદ્ર જેવી ઉજ્જવળ પ્રભા. | ચંદ્ર જેવી સૌમ્ય કાન્તિવાળા. |
| ૯. સુવિધિનાથ | માતા સર્વ વિધિમાં કુશળ થયા. | સર્વ વિધિમાં કુશળ |
| ૧૦. શીતલનાથ | માતાના કરસ્પર્શથી પિતાના પિત્તદાહનું શમન. | જીવોના સમસ્ત સંતાપ શાંત કરનાર. |
| ૧૧. શ્રેયાંસનાથ | દેવાધિષ્ઠિત શય્યા પર માતાનું પ્રથમ આરૂઢ થવું, અને શ્રેયની નિષ્પત્તિ થવી. | વિશ્વને શ્રેયરૂપ, હિતકર. |
| ૧૨. વાસુપૂજ્યસ્વામી | દેવોએ વારંવાર રાજકુળમાં રત્નોની વર્ષા કરી. | વસુ નામના દેવોથી પૂજ્ય. |
| ૧૩. વિમળનાથ | માતાની કાયા અને મતિ નિર્મળ થઇ. | નિર્મળ જ્ઞાનાદિવાળા; મળરહિત. |
| ૧૪. અનંતનાથ | માતાને રત્નજડિત મોટા હારનું સ્વપ્ન. | અનંત કર્માંણુના નાશથી અનંત જ્ઞાનાદિવાળા. |
| ૧૫. ધર્મનાથ | માતા દાનાદિ ધર્મમાં તત્પર થયા. | દુર્ગતિ પતનથી જીવોને ધારણ કરવાળા. |
| ૧૬. શાન્તનાથ | પૂર્વે ઉત્પન્ન થયેલ અશિવ–ઉપદ્રવની શાંતિ થઇ. | શાંતિરૂપ, શાંતિકારક. |
| ૧૭. કુંથુનાથ | માતાએ રત્નથી સુશોભિત કુન્થુ (સ્તૂપ) દેખ્યો. | પૃથ્વી પર રહેલા. |
| ૧૮. અરનાથ | માતાએ સર્વરત્નમય આરા ( ચક્રના આરા ) દેખ્યા. | કુળવૃદ્ધિમાં હેતુભૂત આરાસ્વરૂપ. |
| ૧૯. મલ્લિનાથ | સર્વ ઋતુઓના પુષ્પોની માળાઓથી બનાવેલ શય્યા પર સૂવાનો માતાનો દોહદ દેવે પૂર્યો. | પરીસહાદિ મલ્લને જીતનારા. |

| | | |
|---|---|---|
| ૨૦. મુનિસુવ્રતસ્વામી | માતા મુનિની માફક સારા વ્રતવાળા બન્યા. | સારા વ્રતવાળા મુનિ. |
| ૨૧. નમિનાથ | નગર બહાર ઘેરો ઘાલનાર શત્રુ, માતાએ કિલ્લા પર ચઢી દર્શન દેવાથી, નમી પડ્યો. | પરીસહાદિને નમાવવાવાળા. |
| ૨૨. નેમિનાથ (અરિષ્ટનેમિ) | રિષ્ટરત્નમય નેમિ (ચક્રધારા) માતાએ સ્વપ્નમાં દેખી. | રિષ્ટ-પાપને દૂર કરવા ચક્રધારા સમાન. |
| ૨૩. પાર્શ્વનાથ | માતાએ અંધારી રાતમાં પણ બાજુએ જતા સાપને દેખ્યો. | સર્વ ભાવ દેખવાવાળા. |
| ૨૪. વર્ધમાનસ્વામી | જ્ઞાતકુળ ધનધાન્યાદિથી વધતું ગયું. | જન્મથી જ્ઞાનાદિથી વધતા જતા. |

(લ૦-) कीर्तनं कृत्वा चेतःशुद्ध्यर्थं प्रणिधिमाह,-

'एवं मए अभिथुआ, विहुयरयमला पहीणजरमरणा।
चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥५॥'

व्याख्या, 'एवम्=अनन्तरोदितेन विधिना। 'मये'ति आत्मनिर्देशमाह 'अभिष्टुता' इति आभिमुख्येन स्तुता अभिष्टुताः, स्वनामभिः कीर्त्तिता इत्यर्थः। किंविशिष्टास्ते ? 'विधूतरजोमलाः,' तत्र रजश्च मलं च रजोमले, विधूते=प्रकम्पिते; अनेकार्थत्वाद्धातूनाम् अपनीते रजोमले यैस्ते तथाविधाः। तत्र (१) बध्यमानं कर्म्म रजो भण्यते, पूर्वबद्धं तु मलमिति। अथवा (२) बद्धं रजः, निकाचितं मलम्; (३) अथवैर्यापथं रजः साम्परायिकं मलमिति। यतश्चैवंभूता अत एव प्रक्षीणजरामरणा, कारणाभावादित्यर्थः। तत्र जरा वयोहानिलक्षणा, मरणं प्राणत्यागलक्षणं। प्रक्षीणे जरामरणे येषां ते तथाविधाः। 'चतुर्विंशतिरपि; अपि शब्दादन्येऽपि। जिनवराः श्रुतादिजिनप्रधानाः। ते च सामान्य केवलिनोऽपि भवन्ति अत आह 'तीर्थकरा' इति। एतत्समानं पूर्वेण। 'मे' मम। किम् ? प्रसीदन्तु प्रसादपरा भवन्तु।

અર્થ :-કીર્તન કરીને ચિત્તની શુદ્ધિ માટે પ્રણિધાન(ની ગાથા) કહે છે,-'એવં મએ અભિથુઆ...' એમ મારા વડે સંમુખપણે સ્તવાયેલા, જરા રજ અને મળ દૂર કર્યા છે જેમણે એવા જરા-મરણ વિનાના, ચોવીસે પણ જિનવર તીર્થંકરો મારા પર પ્રસન્ન થાઓ. આની વ્યાખ્યા,-'એવં' એટલે પૂર્વોક્ત વિધિથી, 'મએ' પદ પોતાનો નિર્દેશ કરે છે. 'અભિથુઆ' પદ-સંમુખપણે સ્તવાયેલા એ 'અભિથુઆ' અર્થાત્ પોતાના નામ વડે કીર્તન કરાયેલા, તે શેનાથી વિશિષ્ટ ? 'વિહુયરયમલા' એમાં રજ અને મળ એટલે રજોમલ. વિધૂત અર્થાત્ પ્રકંપિત કરી નાખ્યો છે; ધાતુ (ક્રિયાવાચી શબ્દ)ના અનેક અર્થ હોય છે માટે દૂર કરી નાખ્યા છે રજોમલ જેમણે તે વિહુયરયમલા. ત્યાં, બંધાતું કર્મ એ રજ કહેવાય છે, ત્યારે પૂર્વબદ્ધ એ મળ કહેવાય છે. અથવા બંધાયેલું એ રજ, અને નિકાચિત કરેલું એ મળ. અથવા ઐર્યાપથ (ઇર્યાપથિકી ક્રિયામાત્રથી બંધાયેલું) એ રજ, અને સાંપરાયિક (કષાયથી બંધાયેલ) એ મળ. જે કારણથી આવા વિહુયરયમલ છે, એટલા જ માટે પહીણજરમરણ છે, કેમકે કારણ નથી; એ ભાવ છે. એમાં 'જરા' વયની હાનિરૂપ છે, 'મરણ' પ્રાણત્યાગ સ્વરૂપ છે, અત્યંત ક્ષીણ થઈ ગયા છે જરા અને મરણ જેમને તે પહીણજરમરણ. 'ચઉવીસંપિ' ચોવીસ પણ. 'પણ' શબ્દથી બીજા પણ 'જિણવરા' શ્રુતજિન આદિમાં પ્રધાન. તે તો સામાન્ય કેવળજ્ઞાની પણ હોય છે, માટે કહે છે 'તિત્થયરા'-તીર્થંકર. આ પદ પૂર્વ(ધમ્મતિત્થયરે પદ)ના સમાન છે. 'મે' એટલે મને. શું ? 'પસીયંતુ' પ્રસાદ-તત્પર (પ્રસાદ કરનારા) થાઓ.

વિવેચન :-

૫મી 'એવં મએ...' ગાથાની વ્યાખ્યા :-

પ્રણિધાન :- પૂર્વની ગાથાઓમાં કીર્તન કર્યું. હવે પ્રણિધાન કરે છે, તે એટલા માટે કે અધ્યવસાયની વિશુદ્ધિ થાય. આ સૂચવે છે કે અહીં ૫મી ગાથામાં જે 'તીર્થંકરો મારા પર પ્રસાદ

કરો ' કહે છે એ પ્રાર્થના નથી પણ પ્રણિધાન છે, અર્થાત્ ચિત્તના ધ્યાનપૂર્વકનો એક પ્રશસ્ત આશંસારૂપ નિર્મળ આત્મ-પરિણામ છે. એ કેવી રીતે તે આગળ બતાવવામાં આવે છે. બાકી આવા પ્રણિધાનાત્મક નિર્મળ ચિત્તપરિણામથી આત્માના અધ્યવસાયની વિશુદ્ધિ થાય છે; એ વસ્તુસ્થિતિ છે. ગાથા આ પ્રમાણે છે,

एवं मए अभिथुआ विहुयरयमला पहीणजरमरणा।
चउवीसं पि जिणवरा तित्थयरा मे पसीयंतु ॥५॥

અર્થાત્ એ પ્રમાણે મારાથી સ્તવાયેલ, રજ-મલ દૂર કરી દીધા છે જેમણે એવા, અને જરા-મરણરહિત ચોવીસ જિનવર તીર્થંકરો પણ મારા પર પ્રસાદતત્પર થાઓ.

આમાં ' એવં ' એટલે એ પ્રમાણે અર્થાત્ સ્તુતિ કરવાની પૂર્વોક્ત વિધિ સાચવીને; ' મએ ' અર્થાત્ મારા વડે; ( આ નિર્દેશ સ્તુતિ કરનારનો પોતાની જાત માટેનો છે); ' અભિથુઆ ' એટલે કે અભિમુખપણે, સન્મુખપણે સ્તવાયેલા; તાત્પર્ય, ચોવીસ પ્રભુનાં નામ લવાપૂર્વક કીર્તન કરાયેલા; તે પ્રભુ કેવા વિશેષણવાળા છે? તો કહે છે ' વિહુયરયમલા ' એટલે રજ અને મલ જેમણે વિશેષે કરીને દૂર કરી નાખ્યા છે.

પ્ર૦- 'હુ' ધાતુનો અર્થ તો કંપવું થાય, એટલે ' વિહુય 'નો અર્થ ' કંપી ગયેલા ' લેવો જોઇએ. 'દૂર કરી નાખ્યા' અર્થ કેમ લીધો?

ઉ૦- ક્રિયાવાચી શબ્દના અનેક અર્થ હોય છે, દા. ત. ગમ્ એટલે જવું, પ્રાપ્ત કરવું, બોધ કરવો, વગેરે અર્થ થાય છે. માટે તો કહેવાય છે કે એણે દેશાન્તરે ગમન કર્યું, એટલે કે ગયો; એ સ્વર્ગત, યાને સ્વર્ગને પ્રાપ્ત બન્યો; તત્ત્વાર્થમાં એની ગતિ (બોધ) પ્રશંસનીય છે, વિવેકની એને ગમ નથી, ખ્યાલ નથી. એમ અહીં 'હુ' ધાતુ ' કંપવા ' અર્થમાં છે, એમ એનો અર્થ ' દૂર કરવું ' એમ પણ થાય. એટલે ' વિહુય 'નો અર્થ દૂર કરી નખાયેલા.

રજ અને મલ :- આના ત્રણ રીતે અર્થ છે,

| રજ | મલ |
|---|---|
| (૧) આત્મા પર રહેલ પૂર્વે બાંધેલાં કર્મ | (૧) વર્તમાન કાળે આત્માને બંધાતા કર્મ. |
| (૨) મૃદુ 'બદ્ધ' અવસ્થાનાં કર્મ. | (૨) ચિકણાં ' નિકાચિત' અવસ્થાનાં કર્મ. |
| (૩) વીતરાગને માત્ર યોગથી બંધાતું 'ઐર્યાપથ' કર્મ-શાતાવેદનીય. | (૩) કષાયથી છદ્મસ્થને બંધાતાં 'સાંપરાયિક' કર્મ. |

**સાંપરાયિક કર્મ** :-આમાં સાંપરાયિક કર્મ બંધાવામાં કષાયની સાથે અલબત મિથ્યાત્વ, અવિરતિ, અને મન-વચન-કાયાના યોગ પણ તે તે ગુણસ્થાનકે યથાસંભવ કામ કરતા હોય છે, પણ કષાયની મુખ્યતાની અપેક્ષાએ એ કાષાયિક કર્મબંધ કહેવાય; અર્થાત્ કષાય એટલે સંપરાય, એ હિસાબે સાંપરાયિક કર્મબંધ કહેવાય. તેમ, કર્મ પણ સાંપરાયિક કર્મ કહેવાય.

**ઐર્યાપથ કર્મ** :-આ કર્મબંધ ૧૧-૧૨-૧૩મે ગુણસ્થાનકે જ થાય છે; અને તે એકમાત્ર બંધહેતુ 'યોગ'ના લીધે જ થાય છે. ઇર્યાપથ એટલે ગમનનો માર્ગ અર્થાત્ કાયિકાદિયોગ, પ્રવૃત્તિ, ૧૧-૧૨-૧૩ મે ગુણઠાણે વીતરાગ અવસ્થા જ હોય છે, એટલે કષાયાદિ છે નહિ; માત્ર યોગ યાને મન-વચન-કાયાની પ્રવૃત્તિ છે. એના જ લીધે કર્મબંધ છે.

**વીતરાગને મનની પ્રવૃત્તિ શી?** :-એમાં ય મનની પ્રવૃત્તિ તો પોતાના માટે ન હોય; કેમકે ૧૧-૧૨મે ગુણઠાણે મનના વિકલ્પ વિનાની નિર્વિકલ્પ દશા છે; તથા ૧૩મે ગુણઠાણે સર્વજ્ઞ-સર્વદર્શીપણું જ હોઇ ત્રિકાળનું બધું જ પ્રત્યક્ષ હોવાને લીધે મનથી વિચારવા કે ધ્યાન કરવાનું કાંઇ બાકી જ નથી; છતાં મનોયોગનો સંભવ આ રીતે, કે-કોઇ દેવતાના માનસિક પ્રશ્નનો માનસિક ઉત્તર આપવા કેવળજ્ઞાનીને ઉત્તરને અનુકૂળ મનના પુદ્ગલો ગોઠવવા પડે છે. તેટલા પૂરતો મનોયોગ હોય.

આ ત્રિવિધ યોગરૂપી ઇર્યાપથને લીધે વીતરાગને એક માત્ર શાતાવેદનીય કર્મ બંધાય, તે પણ

બંધાયાના બીજે જ સમયે ભોગવાઇ જાય. આ કર્મ ઐર્યાપથ કર્મ કહેવાય. છેલ્લા ૧૪મે ગુણઠાણે અયોગ અવસ્થા હોય છે; તેથી ત્યાં તો કર્મબંધ હેતુ 'યોગ' પણ ન હોવાથી બિલકુલ કર્મબંધનો જ નથી. ૧૪માને અંતે ભગવાન સર્વ કર્મથી મુક્ત બને છે, અને તે દશા નિકટમાં અવશ્ય થવાની હોઇ ઉપચારથી ૧૩મે ગુણઠાણે પણ 'વિહુયરયમલા' અર્થાત્ નિર્મળ, સર્વથા શુદ્ધ, આત્મા કહેવાય છે.

'પહીણજરમરણા' જર=જરા એટલે કે ઉંમરનો હ્રાસ, અને મરણ યાને પ્રાણનો નાશ,-એ બંને આપદા કર્મબદ્ધ અવસ્થાની હોઇ, અહીં હવે કર્મ જ નથી રહ્યાં તેથી એ જરા, મરણ, બંને દશા નષ્ટ થઇ ગઇ છે જેમને તે 'પહીણજરમરણ' કહેવાય; અર્થાત્ અજરામર છે.

એ વિશેષણથી ભગવાનને નિર્મળ અને અક્ષય તરીકે ધ્યાવવાના.

'ચઉવીસંપિ'=ચોવીસ પણ. અહીં 'પણ' કહીને બીજા પણ તીર્થંકરોનો સંગ્રહ કર્યો. અર્થાત્ બીજા તો પ્રસાદ કરો, કિન્તુ આ ચોવીસ પણ કરે.

'જિણવરા'=અવધિજિન આદિમાં શ્રેષ્ઠ જિન. તે બીજા પણ કેવળજ્ઞાની મહર્ષિ હોય; માટે કહે છે 'તિત્થયરા'=તીર્થંકરો. આ પદનો ભાવ પહેલાં બતા૦યો છે.

'મે પસીયંતુ'=મારા પર પ્રસાદશીલ બનો. પ્રસાદ એટલે કૃપા, અનુગ્રહ, ઉપકાર, પ્રભાવ.- તે કરતા રહો; 'પ્રસાદવાળા બનો.'

(લ૦-) आह,-"किमेषा प्रार्थना उत न ? इति । यदि प्रार्थना, न सुन्दरैषाऽऽशंसारूपत्वात् । अथ न, उपन्यासोऽस्या अप्रयोजन इतरो वा ? अप्रयोजनश्चेदचारु वन्दनसूत्रं, निरर्थकोपन्यासतुल्यत्वात् । अथ सप्रयोजनः कथमयथार्थतया तत्सिद्धिरिति ।"

अत्रोच्यते,-'न प्रार्थनैषा, तल्लक्षणानुपपत्तेः । (१) तदप्रसादाक्षेपिकैषा, तथालोकप्रसिद्धत्वात्, अप्रसन्नं प्रति प्रसाद(प्रार्थना)दर्शनात्, अन्यथा तदयोगात् । (२) भाव्यप्रसादविनिवृत्त्यर्थं च, उक्तावेव हेतोरिति । उभयथापि तदवीतरागता ।

અર્થ:-પૂછે છે,-"શું આ પ્રાર્થના છે? કે નથી? જો પ્રાર્થના હોય તો એ સુંદર નથી, કેમકે આશંસારૂપ થાય. જો (પ્રાર્થના) નહિ, તો આની રજુઆત નિષ્પ્રયોજન છે? કે સપ્રયોજન? જો નિષ્પ્રયોજન હોય તો ચૈત્યવંદનનું આ સૂત્ર સુંદર નહિ રહે, કેમકે નિરર્થક રજુઆત જેવું થઇ ગયું. જો સપ્રયોજન હોય, તો સૂત્ર (એના, અર્થ મુજબ વીતરાગ તરફથી કૃપા મળતી નહિ હોઇને) યથાર્થ ન હોવાથી પ્રયોજનની સિદ્ધિ કેમ થશે?"

આનો ઉત્તર એ છે, કે આ પ્રાર્થના નથી. કેમકે પ્રાર્થનાનું લક્ષણ ઘટતું નથી. (પ્રસાદની) પ્રાર્થના તો (૧) એ વીતરાગ ભગવાનના અપ્રસાદની આક્ષેપક (આરોપ કરનારી)છે. કેમકે લોકમાં તેવી પ્રસિદ્ધિ છે. દેખાય છે કે અપ્રસન્નની પ્રત્યે પ્રસાદની પ્રાર્થના કરવામાં આવે છે. નહિતર (અપ્રસન્ન ન હોય તો) તેવી પ્રાર્થના હોતી નથી. (૨) ભાવી અપ્રસન્નતાના નિવારણ અર્થે પણ (પ્રસાદ-પ્રાર્થના કરાય છે.) તે પણ ઉક્ત કારણે. બંને રીતે ભગવાનમાં અવીતરાગતાની આપત્તિ છે.

વિવેચન:-

'પસીયંતુ' પ્રાર્થના છે કે નહિ?:-

પ્ર૦-અહીં 'તીર્થંકર પ્રસાદવાળા થાઓ' એવી ઉક્તિ શું પ્રાર્થનારૂપ છે? અગર નથી? જો કહો કે હા, પ્રાર્થના જ છે, તો તે કહેવું ઠીક નથી. કેમકે પ્રાર્થના તો આશંસારૂપ બને, અને આશંસા ત્યાજ્ય છે. વંદનાદિ તો નિરાશંસભાવે કરવા જોઈએ. જો કહો કે ના, પ્રાર્થનારૂપ નથી. તો પ્રશ્ન એ છે કે તો પછી આની રજુઆત કરી તે શું કોઈ પ્રયોજન વિના જ? કે પ્રયોજનથી? "જો કોઈ પ્રયોજન નથી, એ તો એમ જ 'પસીયંતુ' વગેરે કહ્યું છે,-" એમ કહો, તો ચૈત્યવંદનનું આ સૂત્ર અચારુ-અસુંદર ગણાશે! કેમકે એ તો પછી જેમ કોઈ નિરર્થક વાક્ય બોલાય એના જેવું થયું. વિચારક પુરુષોને એવું બોલવું શોભે નહિ. ત્યારે જો કહો કે 'ના પ્રયોજનશૂન્ય નથી, પ્રયોજન છે,' તો પ્રશ્ન એ છે કે એ પ્રયોજન સિદ્ધ કેવી રીતે થવાનું? કેમકે અહીં પ્રયોજન

તો વીતરાગ તીર્થંકર ભગવાનનો પ્રસાદ મેળવવાનું હોય. પરંતુ વીતરાગ તો રાગ-દ્વેષ, પ્રસન્નતા-અપ્રસન્નતા, કૃપા-અવકૃપા, વગેરે ભાવોથી પર હોય છે. એટલે એમને પ્રસન્ન-અપ્રસન્ન થવા જેવું કાંઈ રહ્યું નથી. ત્યારે સૂત્ર તો વીતરાગને પ્રસન્ન થવાનું કહે છે! એ એનો અર્થ વાસ્તવિક વસ્તુ-સ્થિતિરૂપ ન થયો. એટલે કે સૂત્ર યથાર્થ ન રહ્યું. એવા અયથાર્થ સૂત્ર દ્વારા પ્રયોજન કેમ સિદ્ધ થાય? તાત્પર્ય, 'પસીયંતુ' એ કથન પ્રાર્થનારૂપ હો કે ન હો, બંને રીતે અસંગત ઠરે છે.

ઉ૦-'પસીયંતુ' એ પ્રાર્થના-વચન નથી :- કારણ, પ્રાર્થનાનું સ્વરૂપ અહીં ઘટતું નથી. પ્રાર્થનાનું સ્વરૂપ એ છે કે સામામાં જે વસ્તુ નથી, તે કરાવવાનું યાચવું. એથી એનામાં તે ન હોવાનો આરોપ ખડો થાય છે; અર્થાપત્તિથી તે ન હોવાનું સૂચિત થાય છે, દા. ત. કોઈની આગળ પ્રાર્થના કરવામાં આવે કે 'આટલું ધનદાન કરો' 'ભાઈ! આટલું અમારું માનો,' એનો અર્થ જ એ, કે એ હજી સુધી દાન કરતો નથી, માનતો નથી, તે દેવા-માનવા વિનવાય છે. એમ પ્રસ્તુતમાં વીતરાગને પ્રસન્ન થવાની જો પ્રાર્થના કરાય તો એનો અર્થ જ એ કે એ પ્રસન્ન નથી, અપ્રસન્ન પુરવાર થાય છે. લોકમાં આ વસ્તુ પ્રસિદ્ધ છે. શેઠ, રાજા વગેરે અપ્રસન્ન-નારાજ હોય તો એમને વિનવવામાં આવે છે કે પ્રસન્ન થાઓ. જો અપ્રસન્ન ન જ હોય તો પ્રસન્ન થવાનું કહેવાનું શું? અર્થાત નથી કહેવાતું.

હા, એમ બને કે અત્યારે તો અપ્રસન્ન નથી પ્રસન્ન જ છે, પરંતુ ભવિષ્યમાંય અપ્રસન્ન ન થાય એ માટે પણ પ્રાર્થના કરાય કે 'ભાઈસાહેબ! અમારા પર પ્રસન્ન રહેજો.' તો ભાવી કાળની અપ્રસન્નતાને રોકવા માટે પણ પ્રાર્થના હોય; આ પણ વસ્તુ લોકમાં પ્રસિદ્ધ છે.

**વીતરાગને પ્રાર્થના માનવામાં દોષ :-** હવે પ્રસ્તુમાં જોઈએ તો બંને રીતે વીતરાગને પ્રસાદની પ્રાર્થના કરવા જતાં એમનામાં અવીતરાગતાનો આરોપ ચઢે છે; કેમકે વર્તમાન અપ્રસન્નતા મુકાવી પ્રસન્ન થવાનું માગવા જતાં વર્તમાનમાં અપ્રસન્નતા-સિદ્ધ થવાથી વીતરાગતા ઘવાય. તેમ, ભવિષ્યમાં સંભવિત અપ્રસન્નતાના નિવારણાર્થે પ્રાર્થના કરવા જતાં ભવિષ્યમાં વીતરાગતા ટકરાવાનો સંભવ ઊભો થાય. એ ટકરાવાનું કાંઈ રાગમોહનીયાદિ કર્મના ઉદય વિના ન બને; અને એ કર્મ જો હજી ઊભાં જ હોય, તો વર્તમાનમાં પણ વીતરાગતા નહિ કહી શકાય. આમ અવીતરાગતાની આપત્તિ છે.

(લ૦-) अत एव स्तवधर्मव्यतिक्रमः, अर्थापत्त्याक्रोशात् अनिरूपिताभिधानद्वारेण। न खल्वयं वचनविधिरार्याणां, तत्तत्त्वबाधनात्। वचनकौशलोपेतगम्योऽयं मार्गः। अप्रयोजन-सप्रयोजनचिन्तायां तु न्याय्य उपन्यासः, भगवत्स्तवरूपत्वात्।

**અર્થ:-** એટલા જ માટે સ્તુતિના લક્ષણનું ઉલ્લંઘન છે; કેમકે તપાસ્યા-વિચાર્યા વિનાના કથનથી અર્થાપત્તિ પ્રકુપિત બને છે. આર્યોની આ વચનવિધિ નથી હોતી, કેમકે કથનીયનું સ્વરૂપ હણાય છે. આ માર્ગ તો વચનની કુશળતાવાળાને સમજાય એવો છે. 'પસીયંતુ' વચન અપ્રયોજન, કે સપ્રયોજન? એ અંગેની વિચારણામાં (ઉત્તર એ છે કે) આ રજુઆત ન્યાયયુક્ત છે, કેમકે ભગવાનની સ્તુતિરૂપ છે.

વિવેચન:—

**પ્રાર્થના માનવામાં અનુચિત અર્થાપત્તિ:—** બીજું એ પણ છે કે 'પસીયંતુ' શબ્દથી પ્રસન્ન થવાની પ્રાર્થના, એવો અર્થ લેવા જતાં પ્રસ્તુત સ્તુતિ-વાક્ય લક્ષણહીન બની જશે! કેમકે સ્તુતિનું લક્ષણ એ, કે જેની સ્તુતિ કરવી છે તેની એવી સ્તુતિ થાય કે એજ સ્તુતિવચન દ્વારા એમનામાં આડકતરી રીતે ય ગુણને બદલે દોષનું આરોપણ ન થવું જોઈએ. વચન પરથી જો દોષારોપણની અર્થાપત્તિ નીકળતી હોય તો એ સ્તુતિ-વચનમાં લક્ષણનું ઉલ્લંઘન થયું ગણાય. પ્રસ્તુતમાં પ્રસન્ન થવાનું પ્રાર્થનાવચન માનવા જતાં એવી અર્થાપત્તિ નીકળે છે કે 'ભગવાન મારા પર પ્રસન્ન થાય, અર્થાત્ ભગવાન પ્રસન્ન નથી, અપ્રસન્ન છે, અગર અપ્રસન્ન થવા સંભવ છે.' આવી અનુચિત વસ્તુના આરોપની અર્થા-

પત્તિ થતી હોય એવી પ્રાર્થના કરવી એ અવિચારિત કથન કર્યું ગણાય. પ્રાર્થના કરવા જતાં એ ન વિચાર્યું કે આના પરથી અર્થાપત્તિ કેવી નીકળશે !

આર્ય પુરુષોની વચન-પદ્ધતિ આવી હોય નહિ કે જેમાં અનુચિત દોષારોપણ થાય. કેમકે એમાં તો વીતરાગ પ્રભુને પ્રાર્થના કરવા જતાં પ્રભુના વીતરાગ તત્ત્વને, વીતરાગતાને બાધ પહોંચે છે. અનાર્યોને તત્ત્વ-અતત્ત્વનો વિવેક હોતો નથી, એટલે કદાચ એ તો તત્ત્વને બાધ પહોંચે એવું બોલે, પરંતુ તત્ત્વજ્ઞ આર્ય એવું શાનો બોલે ? પ્રસ્તુત 'તિત્થયરા મે પસીયંતુ' એ મહા આર્ય ગણધરદેવનું વચન છે. એ મહાપુરુષ કોઈ વીતરાગ તત્ત્વને બાધ પહોંચે એવું બોલે નહિ.

**પ્રાર્થના નહિ, પણ સ્તુતિ —**

પ્ર૦-તો પછી એમણે તત્ત્વબાધક અર્થાપત્તિ નીકળે એવું આ કેમ કહ્યું ?

ઉ૦-આ સમજ ખોટી છે. એમણે શું કહ્યું છે એ સમજવા માટે પણ હોશિયારી જોઈએ. મહાપુરુષોના વચનપ્રયોગ અને વચનસમૂહમાં કેવાં રહસ્ય હોય છે, કેવો પૂર્વાપર સંબંધ હોય છે, કેવી તત્ત્વાનુસારિતા હોય છે, ઈત્યાદિ સમજવાની કુશળતા ધરાવતો હોય એજ મહાપ્રાજ્ઞોની વચનવિધિ સમજી શકે. તો મહાપ્રાજ્ઞ ગણધર ભગવાનને અહીં શું કહેવું છે એ વસ્તુ વચનનાં રહસ્ય વગેરે પકડી શકનાર જ સમજી શકે. એવી કુશળતાવાળો તો સ્પષ્ટ સમજી શકે છે કે 'પસીયંતુ' એ પ્રાર્થનાવચન છે જ નહિ.

પ્ર૦-જો પ્રાર્થના નથી તો પછી આ વચન સપ્રયોજન છે કે નિષ્પ્રયોજન ? વગેરે વિચારણામાં તો આ વચનની રજુઆત અયુક્ત ઠરે છે તેનું કેમ ?

ઉ૦-ના, અયુક્ત નથી; ન્યાયયુક્ત છે; કેમકે ભગવાનની એ સ્તુતિરૂપ છે, સ્તુતિને અયુક્ત કહેવાય નહિ.

(લ૦-) उक्तं च,–'•क्षीणक्लेशा एते न हि प्रसीदन्ति न स्तवोऽपि वृथा । तत्स्तवभावविशुद्धेः, प्रयोजनं कर्म्मविगम इति ॥ १ ॥ •स्तुत्या अपि भगवन्तः परमगुणोत्कर्षरूपतो ह्येते । दृष्टा ह्यचेतनादपि मन्त्रादिजपादितः सिद्धिः ॥२॥ •यस्तु स्तुतः प्रसीदति, रोषमवश्यं स याति निन्दायाम् । सर्वत्रासमचित्तः स्तुत्यो मुख्यः कथं भवति ॥३॥ •शीतार्दितेषु हि यथा द्वेषं वह्निर्न याति रागं वा । नाह्वयति वा तथापि च तमाश्रिताः स्वेष्टमश्नुवते ॥४॥• तद्वत् तीर्थकरान् ये त्रिभुवनभावप्रभावकान् भक्त्या । समुपाश्रिता जनास्ते भवशीतमपास्य यान्ति शिवम् ॥५॥ एतदुक्तं भवति,–यद्यपि ते रागादिभी रहितत्वान्न प्रसीदन्ति, तथापि तानुद्दिश्याचिन्त्यचिन्तामणिकल्पान् अन्तःकरण-शुद्ध्याऽभिष्टवकर्त्तॄणां तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवतीति गाथार्थः ।

અર્થઃ-કહ્યું છે,–•(૧) આ અરિહંત ભગવાનના કલેશ (રાગાદિ) નાશ પામ્યા છે. એટલે સાચે જ એ પ્રસન્ન થતા નથી. અને સાચે જ એમની સ્તુતિ નિષ્ફળ પણ નથી; (કેમકે) એમની સ્તુતિ કરવાના આત્મપરિણામની વિશુદ્ધિનું પ્રયોજન (ફળ) કર્મનો નાશ છે. •(૨) આ ભગવાનની શ્રેષ્ઠ ગુણોનો ઉત્કર્ષ કરવા રૂપે, સ્તુતિ પણ કરવા યોગ્ય છે. અચેતન મંત્રાદિ તથા જાપ આદિ (પ્રસન્ન ન થવા છતાં એના) દ્વારા સિદ્ધિ થતી દેખાય છે. •(૩) સ્તુતિ કરવાથી જે પ્રસન્ન થાય છે, તે નિન્દા થતાં અવશ્ય રોષ પામે છે. (ત્યારે એવા) સર્વત્ર સમ ચિત્ત વિનાનો એ મુખ્યપણે સ્તુતિ કરવા યોગ્ય કેમ હોઇ શકે ? •(૪) ઠંડી (ની જડતા)થી પીડિત પ્રત્યે જેમ અગ્નિ દ્વેષ નથી કરતો, કે રાગ નથી કરતો, યા બોલાવતો ય નથી; તો પણ તેને સેવનારા પોતાનું ઇષ્ટ (ગરમી-સ્ફુર્તિ) અનુભવે છે. •(૫) એવી રીતે ત્રિભુવનના ભાવોના પ્રકાશક તીર્થંકરોને જે ભક્તિથી સારી રીતે સેવે છે, તે સંસાર (કર્મબંધ) ની જડતા દૂર કરીને મોક્ષ (ની સ્ફુર્તિ) પામે છે. કહેવું આ છે કે જો કે તે રાગાદિથી રહિત હોઇ પ્રસન્ન થતા નથી, તો પણ અચિંત્ય ચિંતામણિ સમાન તેમની, અંતઃકરણની વિશુદ્ધિપૂર્વક, સ્તુતિ કરનારને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે, માટે તે (ફળ-પ્રાપ્તિ) એમના થકી જ છે.

વિવેચન :–વીતરાગપ્રભાવમાં શાસ્ત્રસાક્ષી :–

**સ્તુતિથી શુભભાવ :–**

પ્ર૦–ભગવાન જો પ્રસન્ન થતા નથી; તો એમની સ્તુતિ શા માટે કરવી ?

ઉ૦–પૂર્વાચાર્યોએ આના સંબંધમાં કહ્યું છે કે અરિહંત ભગવાનના રાગ–દ્વેષ–અભિનિવેશાદિ-રૂપ આભ્યન્તર કલેશમાત્ર નાશ પામી ગયા છે. તેથી એમને હવે પ્રસન્ન થવા જેવું કાંઇ રહ્યું નથી, (પ્રસન્નતા તો રાગરૂપ છે.) તેમ એ પણ સાચું છે કે એમની સ્તુતિ નિષ્ફળ નથી. કેમકે અરિહંતની સ્તુતિ કરવામાં અંતરના પરિણામની મહાન વિશુદ્ધિ છે, ને તેનું ફળ કર્મનો નાશ છે. વીતરાગને સ્તવવામાં આશય બીજો કોઇ નથી; માત્ર, સ્તુતિ કરનાર પોતે રાગાદિક્લેશથી ત્રાસ્યો છે, અળ્યોઝળ્યો છે, એટલે શાન્તિ માટે વીતરાગ પ્રભુને સ્તવવાનું કરે છે. અલબત એ સમજે છે કે વીતરાગ રીઝતા નથી; છતાં એ પણ સમજે છે કે હૃદયમાં વીતરાગનું આલંબન રાખવાથી જ ઊંચા અવાશે. આ સમજ સાથે પ્રભુની સ્તુતિ કરે એમાં અંતરના ભાવ વિશુદ્ધ જ કહેવાય. તેથી જેવી રીતે અશુદ્ધ ભાવનું ફળ કર્મબંધ હોય છે, એમ શુદ્ધ ભાવનું ફળ કર્મનાશ હોય એ સ્વાભાવિક છે.

**વીતરાગના જ આલંબને ઉચ્ચભાવ :–**

પ્ર૦–પોતાના રાગદ્વેષ હટાવવાનું કામ તો પોતાના શુભ ભાવ કરે છે; એમાં વીતરાગ પ્રભુ તો કાંઇ કરતા નથી; પછી એમની સ્તુતિ શા સારૂ ?

ઉ૦–વાત સાચી કે પોતે જ પોતાના ભાવ વિશુદ્ધ બનાવી પોતાના રાગાદિ ક્લેશ હટાવે તો જ એ હટે છે; પરંતુ રાગાદિને હટાવનારા ભાવ જગાડવાનું કાર્ય કાંઇ નાનુસૂનું નથી. સંગ્રામમાં હજારો સુભટોને જીતવા સહેલા છે, પણ અંતરના રાગાદિને જીતવા અતિ મુશ્કેલ છે. એવું ભગીરથ કાર્ય કરી શકે એવા પ્રબળ શુભભાવ જગાડવા માટે આલંબન તો જોઇએ ને ? સંગ્રામ ખેલતાં પણ પોતાના પૂર્વના તેવા કોઈ વિજેતાનાં પરાક્રમ વગેરે દૃષ્ટિ સામે રખાય છે તો શૂરાતન ચડે છે, અને જીતવા જોગા પરાક્રમી બનાય છે. એમ અહીં પણ પરાક્રમ કરી ચુકેલ વીતરાગ પ્રભુ દૃષ્ટિ સામે જોઇએ, તો જ વિક્રમ નોંધાવી શકાય. માટે વીતરાગ અરિહંત ભગવાન, એમના ઉચ્ચ ગુણો ગવાવારૂપે, સ્તુતિ કરવા યોગ્ય છે.

**જાપ–જડીબુટ્ટી ન રીઝવા છતાં ફળદાયી :–**

મહા પ્રલોભનો છતાં રાગ નહિ; જીવલેણ દુશ્મન કે વસ્તુ પ્રત્યે દ્વેષનું નામ નહિ; ભયંકર ઉપસર્ગ–પરિસહ વખતે ય અરતિ–ખેદ–શોક નહિ; એના નિવારણ અને ઇષ્ટ સંયોગમાં રતિ–હર્ષ નહિ; સામે ઇન્દ્રાણીઓ નાચે તો ય કામવાસના નહિ; વળી જગત ઉપર અનન્ય અનંત ઉપકાર, ઇત્યાદિ એમના શ્રેષ્ઠ ગુણો છે. એનો ઉત્કર્ષ ગાવો, એની પ્રશંસા કરવી, એ એમની સ્તુતિ છે. એ કરવીજ જોઇએ, ભલે એથી એ રીઝે નહિ. એમ તો જડ શબ્દાદિરૂપ મન્ત્ર–તન્ત્ર કે જાપ–જડીબુટ્ટી ય કયાં રીઝે છે ? છતાં એની ઉપાસનાથી ઇષ્ટસિદ્ધિ થાય છે એવું પ્રત્યક્ષ દેખાય છે. તો વીતરાગની ઉપાસનાથી પણ સિદ્ધિ થાય એમાં શો વાંધો ? ભલેને એ રીઝતા ન હો.

**રાગી દેવથી મોક્ષ ન મળે:—**

પ્ર૦–ઠીક છે, જડમાં તેમ હો, પણ ચેતનમાં તો દેખાય છે કે સ્તુતિથી પ્રસન્ન થતા હોય એવા દેવને સ્તવવાથી ફળ મળે છે, તો વીતરાગને સ્તવવાનો આગ્રહ કેમ ?

ઉ૦–ધ્યાન રાખવાનું છે કે સ્તુતિથી જે પ્રસન્ન થનારા છે, એ પોતાની નિંદા કરનાર પર દ્વેષ કરનારા પણ અવશ્ય છે. જો સ્તુતિ ગમે છે, તો સહજ છે કે નિન્દા નથી ગમતી. સગી મા પણ, દીકરો એની પ્રશંસા કરે એના પર જો ફુલાય છે, તો દીકરો એની હલકાઇ કરે એના પર દુભાવાની. એવું સરાગી દેવ માટે સમજવાનું. તો એવા રાગ–દ્વેષથી ભરેલા દેવતા થકી ઇષ્ટ ફળ વીતરાગતા અને મોક્ષ કયાંથી સિદ્ધ થઇ શકે ? રાગી દ્વેષીના આલંબને તો રાગદ્વેષ પોષાય, પણ નાશ ન પામે. એવા સર્વત્ર રાગ યા દ્વેષની વિષમતા ધરનારા, એ મોક્ષાર્થી માટે સ્તુતિ કરવા યોગ્ય કયાંથી હોય ?

**સરાગ ગુરુની કેમ સ્તુતિ ?**

પ્ર૦–એમ તો ગુર્વાદિક પણ હજી રાગ–દ્વેષમાં

બેઠા છે, છતા એમની સ્તુતિ કેમ થાય છે ?

ઉ૦-એનું કારણ એ છે કે એ વીતરાગતાના માર્ગને અનુકૂળ વર્તે છે, માટે એ સ્તુતિપાત્ર છે. એટલે મુખ્યપણે તો સ્તુતિને યોગ્ય વીતરાગ જ ભગવાન છે, અને ગૌણપણે સ્તુતિયોગ્ય એમના માર્ગને આરાધનારા છે. આપણા પર એ પ્રસન્ન ન થાઓ તો પણ એમનો એવો પ્રભાવ છે કે આપણાથી કરાતી એમની નિર્દોષ સ્તુતિ વગેરે ઉપાસનાથી આપણને ઇષ્ટ ફળ મળે છે.

**અપ્રસન્ન અગ્નિના દૃષ્ટાન્તેઃ—**

પ્ર૦-વ્યવહારમાં તો દેખાય છે ને કે સામો સેવાથી પ્રસન્ન થાય તો ફળ આપે છે ? યા આપણા પર પ્રેમવાળો હોય તો કાંઇ આપણું પ્રયોજન સારે છે ?

ઉ૦-એવો નિયમ નથી કે 'સેવાથી પ્રસન્ન થાય યા પ્રેમવાળો હોય એજ ફળ આપે;' કેમકે પ્રસન્ન નહિ, પ્રેમી નહિ, એવાથી પણ ફળ મળે છે. દા. ત. અગ્નિ કાંઇ ઠંડીની જડતાથી પીડાતા પ્રત્યે નથી તો પ્રસન્ન થતો, કે નથી તો પ્રેમ કરતો, અરે ! એને એ બોલાવતો પણ નથી, છતાં એ અગ્નિનું વિધિપૂર્વક સેવન કરનાર પોતાને ઇષ્ટ ફળ ગરમી-સ્ફુર્તિ મેળવે છે. બસ, એજ રીતે ત્રિભુવનના સમસ્ત ભાવોના પ્રકાશક સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર ભગવાન ભલે પ્રસન્ન ન થતા હો, છતાં અંતરની નિર્દોષ ભક્તિથી વિધિપૂર્વક જે લોકો એમની સ્તુતિ આદિ ઉપાસના કરે છે, તે સંસાર-ઠંડી યાને મોહજડતા, કર્મજડતા દૂર કરીને વીતરાગતા અને મોક્ષની સ્ફુર્તિ પ્રાપ્ત કરે છે.

**વીતરાગતાનું સંક્રમણ નથી :-**

પ્ર૦-અગ્નિમાંની ગરમી તો એને સેવનારમાં સંક્રાન્ત થાય છે, પરંતુ તીર્થંકરની વીતરાગતાનું સંક્રમણ ભક્તમાં ક્યાં થાય છે ?

ઉ૦-અગ્નિમાંથી ગરમીનું સંક્રમણ એટલે કાંઇ ગરમી એમાંથી નીકળીને સેવનારમાં ચાલી જાય છે એવું નથી, એમ તો પછી અગ્નિ ઠંડો જ પડી જાય ! કિન્તુ એ ગરમીના સંપર્કે સેવનારમાં ગરમી ઉત્પન્ન થાય છે. બસ આવું જ અહીં બને છે. તીર્થંકરની વીતરાગતાના આલંબને ઉપાસકમાં વીતરાગતા આવે છે. તે આ રીતે, સ્તુતિ આદિમાં તીર્થંકર ભગવાનના વીતરાગતાદિ પરમ ઉચ્ચ ગુણોની અનુમોદના કરતાં એ ગુણો પર બહુમાન થવાથી ઉપાસકમાં એ ગુણોનું બીજાધાન થાય છે. પછી બીજ પર ક્રમશઃ ઉપાસના વધતાં અંતે ગુણ-પ્રગટતારૂપી ફળ આવે એ સહજ છે. ઉત્કૃષ્ટ ગુણોના આ પ્રગટભાવે ઉપાસકને વીતરાગ દશા મળે છે, એ તીર્થંકરની વીતરાગતાના આલંબને બન્યું. એટલે વીતરાગ ભલે રાગાદિરહિત હોઇ, એમની સેવા-સ્તુતિ કરનાર પર પ્રસન્ન ન થાઓ, છતાં એમને ઉદ્દેશીને વિશુદ્ધ હૃદયે ભક્તિ-સ્તુતિ કરનારને ઇચ્છિત ફળ મળે છે. માટે તે ફળપ્રાપ્તિ એમના જ લીધે થઇ કહેવાય. વીતરાગ ફળદાતા બન્યા.

**ચિંતામણિ કશું કરતું નથી છતાં :-**

પ્ર૦-વીતરાગ કશું કરે નહિ પછી ફળદાતા કેમ ?

ઉ૦-ચિંતામણિ શું કરે છે ? કાંઇ નહિ, છતાં એના ઉપાસકને ઇષ્ટસિદ્ધિ થાય છે તે ચિંતામણિથી જ થઇ કહેવાય છે ને ? ત્યાં, 'ચિંતામણિ તો અકિંચિત્કર છે, મને કાંઇ ચિંતામણિથી નહિ, પરંતુ મારી ઉપાસનાથી ઇષ્ટ ફળ મળ્યું' એમ નથી કહેવાતું. એ તો ચિંતામણિથી જ મળ્યું કહેવાય છે. ચિંતામણિ જ ઉપાસના દ્વારા મનવંછિતદાતા ગણાય છે. તો એ જ રીતે વીતરાગ પરમાત્મા આલંબન થવા દ્વારા ફળદાતા કેમ નહિ ? વીતરાગ અરહિંત પ્રભુ તો અચિંત્ય ચિંતામણિ છે, કેમકે વિશુદ્ધ હૃદયે એમની સ્તુતિ-ઉપાસના કરનારને અચિંત્ય યાને કલ્પનાતીત ફળ મળે છે. ભક્તિ-સ્તુતિનો વિષય એ વીતરાગ જ બને તો જ તેવું ફળ મળે છે. એ સૂચવે છે કે ફળપ્રાપ્તિ મુખ્યપણે એમના જ લીધે છે. નહિતર ઉપાસના-સ્તુતિ તો બીજાની કરો ને; ફળ કેમ નહિ ?

(૯૦-) તથા,

'कित्तियवन्दियमहिमा,

जेए लोगस्स उत्तमा सिद्धा।

आरुग्गबोहिलाभं,

समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥

व्याख्या-'कीर्तिताः'=स्वनामभिः प्रोक्ताः, 'वन्दिताः' =त्रिविधयोगेन सम्यक् स्तुताः, 'महिताः'=पुष्पादिभिः पूजिताः। क एते इत्यत आह 'य एते', 'लोकस्य'= प्राणिलोकस्य, मिथ्यात्वादि कर्ममलकलङ्काभावेन 'उत्तमाः'=प्रधानाः, उर्द्ध्वं वा तमस इत्युत्तमसः, 'उत्प्राबल्योर्द्ध्वगमनो (प्र०...गमो)च्छेदनेषु' इति वचनात् प्राकृतशैल्या पुनरुत्तमा उच्यन्ते। 'सिद्धा' इति सितं बद्धं ध्मातमेषामिति सिद्धाः कृतकृत्या इत्यर्थः। अरोगस्य भाव आरोग्यं सिद्धत्वं, तदर्थं बोधिलाभः 'आरोग्य-बोधिलाभः,' जिनप्रणीतधर्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते, तम्। स चानिदानो मोक्षायैव प्रशस्यते इति।

અર્થ:-કીર્તન વંદન અને પૂજન કરાયેલા જે આ, લોકમાં પ્રધાન સિદ્ધ છે, (તે) ભાવ-આરોગ્ય માટે બોધિલાભ અને સર્વોત્કૃષ્ટ ભાવ-સમાધિ આપો. આની વ્યાખ્યા,-'કીર્તન' કરાયેલા એટલે પોતાના નામથી કહેવાયેલા. 'વંદન' કરાયેલા એટલે ત્રિવિધ યોગથી સમ્યક્ સ્તુતિ કરાયેલા. 'પૂજાયેલ' તે પુષ્પાદિ વડે. એ કોણ? એટલા માટે કહે છે કે 'જે એ' જે આ, 'લોકમાં' અર્થાત્ પ્રાણિલોકમાં, મિથ્યાત્વાદિ કર્મમળના કલંકના અભાવે 'ઉત્તમ' યાને પ્રધાન છે, અથવા અંધકારથી ઊંચે છે; કેમકે ('ઉત્તમ' શબ્દમાં) "'ઉત્' પદ પ્રબળતા, ઊર્ધ્વ ગમન, ઉચ્છેદનના અર્થમાં"-એ વચન મળે છે, પ્રાકૃત શૈલીથી વળી (અંધકારવાચી તમસ્‌માંનો અંત્ય સ્ લોપાવાથી બાકી 'તમ' રહ્યો) તમથી ઊંચે એમ કહેવાય છે. 'સિદ્ધ' એટલે 'સિત' અર્થાત્ બંધાયેલ (કર્મજૂથ) 'ધ્માત' ધમી બાળી નખાયું છે આમને; તેથી સિદ્ધ અર્થાત્ કૃતકૃત્ય. અરોગનો ભાવ આરોગ્ય યાને સિદ્ધપણું કહેવાય; તે આરોગ્ય માટે બોધિલાભ એ 'આરોગ્ય બોધિલાભ'. જિનેશ્વરદેવથી કહેવાયેલ ધર્મની પ્રાપ્તિ 'બોધિલાભ કહેવાય છે, તેને. તે તો નિયાણા રહિત અને મોક્ષ માટે જ પ્રશંસનીય છે.

વિવેચન:—

'કિત્તિય-વંદિય-મહિયા—

હવે છઠ્ઠી ગાથામાં એ માગણી કરવામાં આવે છે. કોની આગળ? (૧) જેમનું કીર્તન, વંદન, મહન કર્યું છે, અને (૨) પ્રાણીલોકમાં જે ઉત્તમ છે, તથા (૩) જે સિદ્ધ છે તેમની આગળ.

(૧) 'કીર્તન' એટલે નામ બોલીને સંબોધન; અહીં ચોવીસ ભગવાનનું દરેકનું નામોચ્ચારણ કરાયું છે તે. 'વંદન' અર્થાત્ મનોયોગ-વચનયોગ-કાયયોગ વડે નમસ્કાર, એટલે કે મનમાં બરાબર વંદનનો ભાવ ઊભો કરી, વચનથી 'વંદે,' વંદામિ' નું શુદ્ધ ઉચ્ચારણ કરી, અને કાયાથી અંજલિ જોડી માથું નમાવી, સારી રીતે અર્થાત વધતા ઉલ્લાસથી કરાતી સ્તુતિરૂપ નમસ્કાર. 'મહન' એટલે કે પૂજન. તે પુષ્પાદિ વડે અર્ચન.

પ્ર૦-અહીં 'લોગસ્સ૦' બોલતાં 'કિત્તિય-વંદિય' કહ્યું તે તો ઠીક છે, પણ પુષ્પાદિથી પૂજાનો કયાં પ્રસંગ છે તે 'મહિયા' કહ્યું?

ઉ૦-ગૃહસ્થ પુષ્પાદિથી દ્રવ્ય પૂજા કરીને પછી દેવવંદન કરતાં 'લોગસ્સ' બોલે છે, તેમાં 'મહિયા' ઉચ્ચારણમાં એ પૂજાથી 'પૂજિત' કહે તે પ્રસંગ-મુજબનું જ કહેવાય; અને અન્યત્ર ગૃહસ્થ કે સાધુ બોલે તેમાં સામાન્યથી ઉચ્ચારણ છે કે 'સિદ્ધ બનેલ પ્રભુ કેવા?' તો કે (કીર્તન-વંદન) પૂજન કરાયેલા; પછી ભલે સ્તુતિ કરનારના પોતાના દ્વારા નહિ ને બીજાઓ દ્વારા.

(૨) વળી ભગવાન પ્રાણિલોકમાં યાને જીવ-રાશિને વિષે ઉત્તમ છે. 'ઉત્તમ'ના બે અર્થ,-૧. પ્રધાન, અગ્રણી, અને ૨. તમ યાને અંધકારથી ઊંચે.

(i) ઉત્તમ=પ્રધાન :-

પ્રભુ જીવગણને વિષે પ્રધાન એટલા માટે છે કે એમણે પ્રબળ પુરુષાર્થથી કલંકભૂત મિથ્યાત્વ-મોહનીયાદિ કર્મમળ દૂર કરી દીધો છે. જીવો બિચારા હજી એ કલંકથી કલંકિત છે.

(ii) ઉત્તમ=અંધકારથી ઊંચે :—

વળી પ્રભુ તમથી ઊંચે એ રીતે, કે એમણે અજ્ઞાનરૂપી અંધકારસ્વરૂપ નીચેની ધરતી છોડી શુદ્ધ જ્ઞાનપ્રકાશના આસમાનમાં વિહરવાનું કર્યું છે.

પ્ર૦-'ઉત્તમ' શબ્દમાં તો 'તમ' પદ છે, તમસ્ નથી; અને સંસ્કૃતમાં 'તમ' પ્રત્યય તો શ્રેષ્ઠતા-ઉત્કૃષ્ટતા-દર્શક છે, જેમકે સત્તમ=શ્રેષ્ઠ સત

પુરુષ. તો એ હિસાબે 'ઉત્તમ'નો અર્થ તો 'અત્યંત ઉચ્ચ' થાય. તો અહીં અંધકારવાચી 'તમસ્' પદ વિના 'અંધકાર'નો અર્થ કેમ લીધો ?

ઉ૦-ધ્યાનમાં રહે કે અહીં ગાથા સંસ્કૃત નહિ પણ પ્રાકૃત ભાષામાં છે, અને પ્રાકૃતમાં વ્યંજનાંત નામ પ્રાયઃ નહિ હોવાથી તમસ્ વગેરે શબ્દનો અંત્ય 'સ્'લોપાઈ 'તમ' વગેરે શબ્દ રહે છે; જેમકે તવ (તપ), જસ (યશ), વગેરે. તો અહીં પ્રાકૃતમાં તમસ્નો જ તમ શબ્દ સમજવાનો છે, તેથી અંધકાર અર્થ લઈ શકાય તેમ છે. હવે 'ઉત્' શબ્દ પ્રબળતા, ઊર્ધ્વગમન, ઉચ્છિદન વગેરે અર્થમાં વપરાય છે; તેથી પ્રસ્તુતમાં 'ઉત્તમા'નો અર્થ 'અંધકારથી ઊંચે ગયેલા' એવો લીધો.

(૩) 'સિદ્ધા' એટલે સિતને ધમી નાખનારા. સિત અર્થાત્ બંધાયેલા કર્મને ધમી નાખ્યા, બાળી નાખ્યા છે જેમણે એવા, તેથી જ કૃતકૃત્ય બનેલા. કર્મોની પરવશતા છે ત્યાંસુધી કોઈ ને કોઈ પ્રયોજન સાધવાનાં ઊભાં રહે છે. કર્મ ખલાસ એટલે પ્રયોજન સમાપ્ત. અંતરાયકર્મના નાશે સમસ્ત લબ્ધિ, અને જ્ઞાનાવરણ-દર્શનાવરણના નાશે સંપૂર્ણ જ્ઞાન પ્રગટ ! મોહનીયકર્મના નાશે કોઈ ઈચ્છાજ નહિ, વિકાર જ નહિ ! પછી પ્રયોજન શું ઇચ્છવાનું બાકી રહે ?

**આરુગ્ગબોહિલાભ-મોક્ષ માટે બોધિલાભ-**

આરુગ્ગ=આરોગ્ય=રોગરહિતપણું, અર્થાત ભવરોગનો નાશ, કર્મરોગનો નાશ, સિદ્ધ-બુદ્ધ-મુક્તપણું. રાગ-દ્વેષાદિ કુપથ્યના સેવનથી લાગેલા કર્મયોગે જીવને જન્મ-જરા-મૃત્યુ, રોગ-શોક-પરાધીનતા, વગેરેની વેદનાઓ ભોગવવી પડે છે; આ વેદના દેનાર કર્મ, ને કર્મસંયોગરૂપી સંસાર, એ મહારોગ કહેવાય; એનો નાશ મોક્ષ એ સાચું આરોગ્ય. આ આરોગ્ય માટે બોધિલાભની અહીં માગણી કરવામાં આવે છે; 'સિદ્ધો એ આપો.'

બોધિલાભ એટલે જિનોક્ત ધર્મની પ્રાપ્તિ. એ શ્રુતધર્મ-ચારિત્રધર્મ, દાન-શીલાદિ ધર્મ, ગૃહસ્થધર્મ-સાધુધર્મ, સાશ્રવધર્મ-નિરાશ્રવધર્મ વગેરેની પ્રાપ્તિ. આ ધર્મની પ્રાપ્તિ કોઈપણ જાતના નિયાણાવાળી નહિ, પૌદ્ગલિક આશંસાવાળી નહિ, કિન્તુ મોક્ષ માટેજ હોય; તોજ તે પ્રશંસનીય છે, આદરણીય છે. એમાં સમ્યગ્દર્શનથી માંડી ઠેઠ વીતરાગ બનાવનારા પરાકાષ્ઠાના શુદ્ધ આંતર પરિણામરૂપ ધર્મ સુધીના ધર્મ આવે.

(લ૦-) तदर्थमेव च तावत्किम् ? अत आह ('समाहिवर...') समाधानं समाधिः; स च द्रव्य-भावभेदाद् द्विविधः। तत्र द्रव्यसमाधिः यदुपयोगात् स्वास्थ्यं भवति, येषां वाऽविरोध इति। भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव, तदुपयोगादेव परमस्वास्थ्ययोगादिति। यतश्चायमित्थं द्विधा, अतो द्रव्यसमाधिव्यवच्छेदार्थमाह 'वर'=प्रधानं, भावसमाधिमित्यर्थः। असावपि तारतम्यभेदेनानेकधैव, अत आह उत्तमं '=सर्वोत्कृष्टं', 'ददतु'=प्रयच्छन्तु।

અર્થ:-ત્યારે, તે બોધિલાભ માટે વળી શું ? તેથી કહે છે 'સમાહિવર....' સમાધાન એ સમાધિ; અને તે દ્રવ્ય ને ભાવભેદથી બે પ્રકારે. એમાં દ્રવ્યસમાધિ તે કે જેના ઉપયોગથી સ્વાસ્થ્ય થાય, અથવા જેમના ઉપયોગથી વિરોધ ન રહે (શમી જાય). ભાવસમાધિ તો જ્ઞાનાદિનું સમ્યગ્ આધાન જ છે, કેમકે તેના ઉપયોગથી પરમ સ્વાસ્થ્ય થાય છે. જે કારણથી (સમાધિ) આમ બે પ્રકારે છે, એટલા માટે દ્રવ્ય સમાધિ (અહીં) ન લેવા કહે છે 'વર,' અર્થાત્ પ્રધાન ભાવસમાધિ. એ પણ તરતમતાના પ્રકારથી અનેક ભેદવાળી જ હોય છે, એટલા માટે કહે છે 'ઉત્તમ,' અર્થાત્ સર્વોત્કૃષ્ટ. 'દિંતુ' એટલે આપો.

**વિવેચનઃ—**

**'સમાહિવરમ્ ઉત્તમમ્ દિંતુ:—**

મોક્ષ (આરોગ્ય) માટે બોધિલાભની માગણી કરી. હવે પ્રશ્ન થાય કે તો બોધિલાભને જ માટે શું જોઈએ છે ? તો કહે છે 'સમાહિવરમુત્તમં દિંતુ' પ્રધાન શ્રેષ્ઠ સમાધિ આપો.

સમાધિ એટલે સમાધાન, સમ્યગ્ આધાન, સ્વાસ્થ્ય સ્થાપન જેનાથી થાય તે. 'સ્વાસ્થ્ય'થી મનની સ્વસ્થતા શાન્તિ લેવાની. એ કરી આપે તેનું નામ સમાધિ. એના બે ભેદ છે,-૧. દ્રવ્ય સમાધિ, ને ભાવસમાધિ. એમાં,

**દ્રવ્યસમાધિ** તે કે (i) જેનો ઉપયોગ કરવાથી

મનને સમાધાન, સ્વસ્થતા થાય, અથવા (ii) જેમના ઉપયોગથી યા જેમનો વિરોધ ન રહે, ટળી જાય, સમાધાન થાય. આમાં પહેલામાં દા. ત. રોગથી મન અસ્વસ્થ છે, ને દવાના ઉપયોગથી સ્વસ્થતા થઈ, તો એ દવા દ્રવ્ય-સમાધિ કહેવાય. બીજામાં દા. ત. બે ભાઈ વચ્ચે કલેશથી વિરોધ પડ્યો હોય, ને ત્યાર સારા માણસ વચમાં પડી વિરોધને દૂર કરાવી સમાધાન કરાવે, તે માણસો દ્રવ્યસમાધિ ગણાય, યા જે બે જણને વિરોધ શમ્યો તે દ્રવ્યસમાધિ.

**ભાવસમાધિ** તે કે જેનાથી સાચું સ્વાસ્થ્ય, પરમ સ્વસ્થતા થાય; એવું સ્વાસ્થ્યસાધન જ્ઞાન-દર્શન-ચારિત્ર જ છે; કેમકે એના ઉપયોગથી જ, યાને એ અંતરાત્મામાં પરિણમવાથી ખરેખર સ્વસ્થતા ઊભી થાય છે. દા. ત. કર્મપ્રાબલ્ય, ભવિતવ્યતા, ને શુદ્ધઆત્મ-સ્વરૂપનું ચિંતનાત્મક જ્ઞાન કરવાથી ક્રોધ-લોભ-હર્ષશોકાદિ વ્યાકુળતા શાન્ત થઇ ઉદાસીન ભાવરૂપ સાચું આત્મસ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. એ જ ભાવસમાધિ. દ્રવ્યસમાધિમાં તો માત્ર તત્કાલ ઊઠેલ અશાન્તનું નિવારણ છે, પણ બીજી લોભાદિ કષાયની અશાન્તિ તો ઊભી જ છે; તેથી સાચી સ્વસ્થતા હજી નથી થઇ. એ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રથી થાય, કેમકે એનાથી વિષય-કષાયોની અશાન્તિ મટે છે. તેથી જ્ઞાનાદિ એ જ ભાવસમાધિ.

હવે જ્યારે સમાધિ દ્રવ્ય-ભાવ બે પ્રકારે છે, તો પ્રસ્તુતમાં બોધિલાભ માટે દ્રવ્યસમાધિને છોડી ભાવસમાધિ માગવા, અહીં 'સમાહિવર....' યાને 'વર પ્રધાન સમાધિ આપો' એમ કહ્યું. દ્રવ્યસમાધિ ગૌણ છે, ભાવસમાધિ પ્રધાન છે.

આ ભાવસમાધિ યાને જ્ઞાનાદિ પણ કાંઇ એક જ કક્ષાના હોતા નથી, એની તરતમતાવાળી ચઢિયાતી ચઢિયાતી અનેક કક્ષાઓ હોય છે. માગવું જ છે, આશંસા જ રાખવી છે, તો ઓછું શું કામ માગવું? ઓછાની જ આશંસા શા સારૂ રાખવી? એટલે કહ્યું 'ઉત્તમ' અર્થાત્ સર્વોત્કૃષ્ટ વરસમાધિ-ભાવસમાધિ 'દિન્તુ' યાને આપો.

(અહીં 'આરોગ્ય' શબ્દથી મોક્ષ ગ્રાહ્ય હોઇને એ સૂચવ્યું કે શરીરનું આરોગ્ય ન હોય, શરીર નબળું કે રોગી હોય, ત્યારે ચિત્ત શરીરના આરોગ્યના જ વિચારો કર્યા કરે છે, પરંતુ ખરી રીતે આત્માના આરોગ્ય મોક્ષનો વિચાર પ્રધાન રાખવાનો છે; અને એના ઔષધરૂપ બોધિલાભની ખાસ તમન્ના રાખવાની છે. એ પણ નીરોગી શરીરે ખાસ વારંવાર રાખી હોય તો રોગકાળે એ યાદ આવે. વળી એ માટે ભાવસમાધિની પ્રબળ લાલસા ધરવાની છે. કેમકે ભાવસમાધિ યાને જ્ઞાનાદિ વિના બોધિલાભ-ધર્મપ્રાપ્તિ-આંતરધર્મ-સ્પર્શના થવાનું સહેલું નથી. એટલે વારંવાર વિચાર આવે તો એ ભાવ-આરોગ્ય, બોધિલાભ અને ભાવ-સમાધિના જ આવવા જોઇએ; તેમજ દિલથી એની માગણી કરવી જોઇએ.)

(લ૦-) 'किमिदं निदानमुत ने'ति। यदि निदानमलमनेन, सूत्रप्रतिषिद्धत्वात् । न चेत्, सार्थकमनर्थकं वा? यद्याद्यः पक्षस्तेषां रागादिमत्त्वप्रसङ्गः, प्रार्थनाप्रवीणे तथादानात । अथ चरमः, आरोग्यादिदानविकला एते इति जानानस्यापि प्रार्थनायां मृषावादप्रसङ्ग इति ।

**અર્થ**:-શું આ નિયાણું છે કે નહિ? જો નિયાણું છે, તો સર્યું એનાથી; કેમકે આગમમાં એ કરવું નિષેધેલું છે. જો (નિયાણું) નથી, તો એ પ્રાર્થના સાર્થક છે કે નિરર્થક? જો પહેલો પક્ષ લો, તો અરિહંત ભગવાનમાં રાગાદિયુક્તતાની આપત્તિ આવશે, કેમકે પ્રાર્થનાકુશળ પ્રાણીને સાર્થક પ્રાર્થના પ્રમાણે એ (પ્રાર્થિત આરોગ્ય બોધિલાભાદિ) આપે છે. જો છેલ્લો (બીજો) પક્ષ લો, તો 'અરિહંત આરોગ્યાદિ દેનારા નથી' એવું જાણવા છતાં પ્રાર્થના કરવામાં મૃષાવાદનો પ્રસંગ ઊભો થાય.

**(વિવેચન :-**

**આ નિયાણું હોવાનો પ્રશ્ન :-**

પ્ર૦-અહીં બોધિલાભ અને સમાધિની માગણી કરી, પ્રાર્થના કરી, એમાં એ બંનેની આશંસા છે, તો શું એ નિયાણું છે? કે નિયાણું નથી? (૧) જો નિયાણું હોય, તો તો તે કરવાની જરૂર નથી, કેમકે નિયાણું કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે. (૨)

ત્યારે જો નિયાણું ન હોય તો પ્રશ્ન એ છે કે આ પ્રાર્થના સાર્થક છે કે નિરર્થક ? જો કહો સાર્થક છે, તો એનો અર્થ એ કે પ્રાર્થના પ્રમાણેની વસ્તુ અરિહંત ભગવાન આપે છે. પણ તેથી તો ભગવાનમાં રાગાદિ સાબિત થશે ! કેમકે એમણે પ્રાર્થનાકુશળ જીવની પ્રાર્થનાથી આકર્ષાઈને અર્થાત્ રાગવાળા બનીને તે આપ્યું ! અહીં રાગ આવ્યો એટલે સહજ છે કે વિપરીત વર્તનાર નિન્દકાદિ પ્રત્યે દ્વેષવાળા બને ! ત્યારે વીતરાગ પરની આ રાગ-દ્વેષયુક્તતાની આપત્તિ નિવારવા જો કહો કે 'પ્રાર્થના નિરર્થક છે, વીતરાગ કશું દેતા નથી,' તો તો પછી એવું જાણવા છતાં આવી પ્રાર્થના કરનારો અસત્ય બોલનારો ગણાશે ! કેમકે પ્રાર્થનામાં કહેવાનો ભાવ તો એ છે કે ભગવાન બોધિલાભાદિ આપે છે. આવું કહેવું એ મૃષાવાદ નહિ તો બીજું શું ? તાત્પર્ય, આ પ્રાર્થના નિયાણું હોય તો ય અકર્તવ્ય છે અને ન હોય તો ય તેમજ છે.

(લ૦-) अत्रोच्यते,-न निदानमेतत्, तल्लक्षणायोगात् । द्वेषाभिष्वङ्गमोहगर्भं हि तत्, तथा तन्त्रप्रसिद्धत्वात् । धर्माय हीनकुलादिप्रार्थनं मोहः, अतद्धेतुत्वात् । ऋद्ध्यभिष्वङ्गतो धर्मप्रार्थनाऽपि मोहः, अतद्धेतुत्वादेव । तीर्थकरत्वे (प्र० तीर्थकरे)ऽप्येतदेवमेव प्रतिषिद्धमिति ।

**અર્થ**:-આનો ઉત્તર કરવામાં આવે છે,-આ નિયાણું નથી, કેમકે નિયાણાનું લક્ષણ આમાં નથી. નિયાણું તો દ્વેષ, રાગ કે મોહઘટિત હોય છે, કેમકે શાસ્ત્રમાં એ રીતે પ્રસિદ્ધ છે. ધર્મ માટે હલકાં કુળ વગેરે માગવા એ મોહ છે, કેમકે એ હલકાં કુળ એ કાંઇ ધર્મનું કારણ નથી. (એમ) ઋદ્ધિની આસક્તિથી ધર્મ માગવો એ પણ મોહ છે. કેમકે (એવી આસક્તિવાળો ધર્મ ઇચ્છિત) ઋદ્ધિનું કારણ નથી. તીર્થંકર સંબંધી પણ નિયાણું એજ પ્રમાણે નિષેધેલું છે.

**વિવેચન – અહીં નિયાણું નથી: કેમ ?**

**નિયાણાનું લક્ષણ:—**

ઉ૦-આ પ્રાર્થના નિયાણું જ નથી. નિયાણું -નિદાન એટલે તો 'નિ'=નિતરાં અત્યન્ત, 'દાન'= છેદાય છે જેના વડે ધર્મકલ્પવૃક્ષ તે; અર્થાત્ ધર્મવૃક્ષની મૂળમાંથી છેદક આશંસા એ નિદાન છે. બોધિલાભ-સમાધિની પ્રાર્થના-આશંસા કાંઇ તેવી નથી; એ તો ઉલ્ટી ધર્મવૃક્ષની પોષક છે.

ધર્મ એ કલ્પવૃક્ષ એ રીતે છે કે સમ્યગ્દર્શનનો ૪ સદ્દહણા, ૩-૩ શુદ્ધિલિંગ, ને ૫ લક્ષણાદિ વિસ્તાર એનાં મૂળિયાંનું જૂથ છે; જ્ઞાનવિનય, દર્શનવિનય વગેરે વિશુદ્ધ વિનય વિધિરૂપી ઊંચા થડે એ બંધાયેલ છે; શાસ્ત્રે વિહિત કરેલ નિર્મળ દાન-શીલ વગેરેના ભેદ-પ્રભેદરૂપી શાખા-પેટાશાખાઓથી ફાલ્યું ફૂલ્યું છે, દેવભવ-માનવભવમાં પ્રાપ્ત થતી સુખસંપત્તિરૂપી પુષ્પોથી એ ભર્યુંભર્યું રહે છે; અને સમસ્ત દુઃખ-સંકટ જેની નજીક ફરકતા જ નથી એવા મોક્ષમહેલનાં સુખ એ એનાં ફળ તરીકે છે.

આવા ધર્મવૃક્ષને દેવતાઇ સમૃદ્ધિ માનપાન વગેરેની આશંસાનો આત્મપરિણામ એક ફરસીની જેમ અત્યન્ત કાપી નાખે છે. કેમકે એ પૌદ્ગલિક લોભાવેશમાં વિરાગાદિમય શુદ્ધ ધર્મની અપેક્ષા જ નષ્ટ થાય છે. માટે એ ઋદ્ધિ આદિનો આશંસા-પરિણામ નિયાણું કહેવાય છે. આરોગ્ય-બોધિલાભાદિની પ્રાર્થનામાં એવો આશંસાપરિણામ નથી. નિયાણાનું લક્ષણ એમાં ઘટતું નથી.

નિયાણામાં તો દ્વેષ, રાગ કે મોહનો પરિણામ જ અંતરંગ કામ કરી રહ્યો હોય છે. દ્વેષમાં વૈર-માત્સર્ય-પ્રદ્વેષ-અસૂયાદિ આવે. રાગમાં વિષયાસક્તિ ને ઋદ્ધિ-સત્કારાદિની લાલસા આવે. મોહમાં અજ્ઞાન-અવિવેક આવે. એના પર આશંસા કરે એ નિયાણું. આગમમાં એ પ્રમાણે નિયાણાની દ્વેષમૂલકતા રાગમૂલકતા કે મોહમૂલકતા પ્રસિદ્ધ છે. અગ્નિશર્માએ ગુણસેન રાજા પરના દ્વેષને લીધે નિયાણું કર્યું કે 'મારા લાખો પૂર્વોના માસખમણોના તપનું ફળ હોય તો હું રાજાને ભવોભવ મારનારો થાઉં.' ચિત્ત અને સંભૂતિ મુનિમાંના સંભૂતિ મુનિએ પગે ચક્રવર્તીની પટ્ટરાણીની મુલાયમ કેશલટનો સ્પર્શ થવા પર સમૃદ્ધિના રાગથી તપ-ચારિત્રના ફળરૂપે ચક્રવર્તીની ઋદ્ધિનું નિયાણું કર્યું. દ્વેષ અને રાગનાં નિયાણાની સ્પષ્ટતાના એ

એ દૃષ્ટાન્ત પ્રસિદ્ધ હોઈ અહીં એનું સ્પષ્ટીકરણ ન કરતાં મોહ યાને અજ્ઞાન અવિવેકથી કરાતા નિયાણા અંગે સ્પષ્ટતા કરવામાં આવે છે.

આ નિયાણામાં વિશેષતા એ છે કે આમાં દેખીતી રીતે ધર્મપ્રાર્થવામાં આવે છે, પરંતુ અવિવેકના લીધે હૃદય અશુભ તરફ ઢળેલું હોય છે. દા. ત.

મોહાધીન નિયાણાનાં ૩ દૃષ્ટાન્ત:-

(૧) પરભવે ધર્મ મળે એ માટે હલકાકુળ-નિર્ધનતાદિની આશંસા કરવી એ મોહ છે, અજ્ઞાન છે. જેમકે, 'નીચ કુળ, ગરીબી નિર્ધનતા મળે, કદ્દરૂપું રૂપ મળે, સમાજમાં કિંમત વિનાની સ્થિતિ હોય, દૌર્ભાગ્ય હોય, કોઈ આપણો શબ્દ ન આવકારે, વગેરે હોય તો અભિમાન ન થાય, આસક્તિ-મમતાદિ ન થાય. તેથી ધર્મ સારો સાધી શકાય; માટે એવું જ કુળ વગેરે મળો;'-આવી આશંસા, આવું નિયાણું કરે, એ દેખાય છે ધર્મબુદ્ધિનું, પણ ખરેખર અજ્ઞાનદશાના ઘરનું છે. કેમકે ધર્મ પામવા-સાધવાનાં એ હલકું કુળ, નિર્ધનતા વગેરે કારણો જ નથી. ઉલ્ટું ઉચ્ચ કુળ, જીવનનિર્વાહનાં પૂર્ણ સાધન અને સૌભાગ્યાદિ તો જે ભાગ્યશાળી ભવ્યાત્માઓને મળ્યા હોય છે, એ જીવનમાં અખંડ ધર્મ ઉતારવા પાત્ર બને છે, પણ નીચકુળાદિ મળ્યા હોય એ નહિ, એ દેખાય છે. એટલે નીચ કુળ વગેરેની આશંસા કરવી એ મોહ છે, અજ્ઞાનતા છે. કહ્યું છે.—

हीनं कुलं, बान्धववर्जितत्वं, दरिद्रता वा जिनधर्मसिद्ध्यै।
प्रयाचमानस्य विशुद्धवृत्तेः संसारहेतुर्गदितं निदानम् ॥

જૈનધર્મની પ્રાપ્તિ અર્થે હલકું કુળ, બાંધવરહિતા યા નિર્ધનતા માગનાર શુદ્ધ ચારિત્રીને ય એ નિયાણું છે, અને તે સંસારનું કારણ છે.

(૨) બીજી રીતે મોહાધીન નિયાણું આ, કે ઇન્દ્ર, ચક્રવર્તી, વગેરેની સમૃદ્ધિની લાલસાથી ય ધર્મની પ્રાર્થના કરાય, આશંસા રખાય. અહીં આ પ્રાર્થના એ સમજીને કરે છે કે 'ખરે જ ધર્મની આરાધના સિવાય આ મહા વૈભવ મળશે નહિ; માટે લાવ, મને ધર્મ મળો, જેથી એ મળે.' આવી આશંસા એ મોહગર્ભિત નિયાણું છે.

પ્ર૦-આ અને પૂર્વોક્ત રાગગર્ભિત નિયાણમાં શો ફરક પડ્યો. એમાં ય પૌદ્ગલિક સુખ-સમૃદ્ધિની જ આશંસા હતી ?

ઉ૦-ફરક એ છે કે પૂર્વે શુદ્ધ દિલે ધર્મ આરાધ્યા પછી પાછળથી એનાં ફળરૂપે દુન્યવી વૈભવાદિની આશંસા જાગી; જ્યારે અહીં તો ધર્મ કરવા પહેલેથી જ નક્કી કર્યું કે 'હું ધર્મ કરું ને એથી સમૃદ્ધિ મળો. સમૃદ્ધિ માટે મને ધર્મ મળો,' એમ આત્મહિતાર્થે નહિ પણ જડ વૈભવ અર્થે ધર્મની ઈચ્છા થાય છે, એ એનું અજ્ઞાન છે, મોહ છે.

પ્ર૦-પરંતુ એમ પણ ઈચ્છા તો ધર્મ કરવાની કરી, અને ધર્મ કરશે, એમાં ખોટું શું ?

ઉ૦-આમાં ધર્મની ઇચ્છા તો ગૌણ છે, અને જડ સમૃદ્ધિની આશંસા જ મુખ્ય છે. એટલે જીવનમાં પ્રાપ્ય તો સમૃદ્ધિ જ માની, ધર્મને તો એનું એક સાધન માન્યું. ત્યારે જ્યાં જડ-સંપત્તિની લાલસા મુખ્યપણે હોય, ત્યાં દિલ કષાય-મિથ્યાત્વના ભાવથી વ્યાપ્ત રહેવાનું, પછી ભલે બાહ્યથી કોઈ તપસ્યા, દાન, વ્રત નિયમ આદિ ધર્મ કરી લીધો. શુદ્ધ ધર્મની જ ઇચ્છા હોત તો કષાયશમન-સમ્યક્ત્વાદિના પ્રશસ્ત ભાવ તરફ પ્રયાણ રહે. એ નહિ એટલે તો જડ-સંપત્તિને ઉપાદેય માની ધર્મને ઉપાદેય માનતો નથી; કેમકે ધર્મ તરીકે તો જડસંપત્તિમાં હેયતા-ત્યાજ્યતાની બુદ્ધિ ય ધર્મરૂપ ગણાય. એ રાખવી એને કેમ પાલવે ? એ સ્વીકાર્ય નથી. એથી એવા ધર્મને અસ્વીકાર્ય-અનુપાદેય કરવાથી એ ખરેખર તો ધર્મસ્વરૂપને હણી રહ્યો છે. પછી એવા હણાયેલા ધર્મથી ઈચ્છિત સંપત્તિ શાની મળે ? આમ, એ ન મળવાનું સમજી નહિ શકવાથી સમૃદ્ધિ માટે ધર્મ ઇચ્છે છે તે એની મૂઢતા છે, અસાધનને સાધન માનવાનું અજ્ઞાન છે. વળી,

(૩) તીર્થંકરપણાનું નિયાણું કરાય એ નિષિદ્ધ છે. 'જેમ જગતમાં અદ્ભુત ભૌતિક વિભૂતિના પાત્રભૂત આ ત્રિભુવનપતિ તીર્થંકર ભગવાન અત્યંત ભક્તિ સમૂહમાં એકતાન બનેલા દેવોના થોક વડે નિરંતર સેવાય છે, એમ હું

પણ આ તપ વગેરે અનુષ્ઠાનથી એવો તીર્થંકર થાઉં,'-આવાં અષ્ટ મહાપ્રાતિહાર્યની શોભાભર્યા તીર્થંકરપણાની આશંસા મોહભરી છે. એ શુભ પરિણામને તોડે છે. 'બસ દેવોના સમૂહે દેવાધિદેવ તરીકે મારાં ચરણ સેવાય; હું એવો મહાવિભૂતિવાળો તીર્થંકર બનું,'-એવી મોહપરિણતિ હોઇને આવી આશંસાનો શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવ્યો છે, અને તે યુક્તિયુક્ત છે. આમાં અલૌકિક વૈભવ-સત્કારની જ આશંસા છે, શુદ્ધ ધર્મની-આશંસા નહિ. આત્માનો એ અશુભ પરિણામ છે. પૌદ્‌ગલિક રાગનો આત્મ-પરિણામ છે. એવું નિયાણું ન કરાય.

પ્ર૦-તો પછી તીર્થંકરપણું પ્રાપ્ત કરાવનારા અરિહંતાદિ વીસ સ્થાનકની ઉપાસના કરાય છે તેનું કેમ ?

ઉ૦-એ ઉપાસનામાં તીર્થંકરપણાના વૈભવ-સત્કારની કામના નથી, પરંતુ 'જેમ તીર્થંકર ભગવાન અનાસક્ત ચિત્તવાળા, ધર્મના મૂળ દેશક, અનેક જીવોના કલ્યાણરૂપ અને અનુપમ સુખના સર્જક હોઈ અચિન્ત્ય ચિન્તામણિ-સમાન હોય છે, એમ હું પણ એવો થાઉં !' એવી પવિત્ર કામના હોય છે. આમાં તો જીવો પ્રત્યેની ઉત્કટ-ભાવદયા કામ કરી રહી હોય છે. એમાં અશુભ ભાવ નથી. એ નિયાણું નથી.

(લ૦-) अत एवेष्टभावबाधकृदेतत्, तथेच्छाया एव तद्विघ्नभूतत्वात्, तत्प्रधानतयेतरत्रोपसर्जनबुद्धिभावात्। अतत्त्वदर्शनमेतत् महदपायसाधनम्। अविशेषज्ञता हि गर्हिता। पृथग्जनानामपि सिद्धमेतत्। योगिबुद्धिगम्योऽयं व्यवहारः।

**અર્થ**:-એટલા જ માટે આ નિયાણું ઇષ્ટ (મોક્ષાનુબંધી શુભ સંવેગ-નિર્વેદાદિ ભાવનો બાધ કરનારૂં છે, કેમકે એવી ઇચ્છા જ એવો ભાવ થવામાં અંતરાયભૂત છે; કારણ (મનને) એ સમૃદ્ધિ પ્રધાન થવાથી ધર્મ ઉપર ગૌણભાવ આવી જાય છે. એ અતત્ત્વ-દર્શન (અવિશેષજ્ઞતા) છે, મહા અનર્થનું કારણ છે. વિશેષજ્ઞતા-(વિવેક)નો અભાવ તો નિંદ્ય છે. સામાન્ય માણસોમાં પણ આ પ્રસિદ્ધ છે. મુમુક્ષુ જીવોની બુદ્ધિએ આ (ઋદ્ધિની લાલસાએ થતી ધર્મ-પ્રાર્થનામાં અવિશેષજ્ઞતાનો) વ્યવહાર સમજાય એવો છે.

**વિવેચન:—**

**નિયાણાંની ભયંકરતા:—**

ઋદ્ધિ-સત્કારની લાલસાથી ધર્મની આશંસા કરે એ મોહ છે; એટલાજ માટે એવું નિયાણું ઇષ્ટ ભાવને યાને મોક્ષાનુબંધી અર્થાત્ મોક્ષ તરફ લઇ જનાર શુભ આત્મપરિણામને અટકાવનાર છે. કારણ એ છે કે ધર્મને ગૌણ કરીને સમૃદ્ધિ આદિ મુખ્ય કરી એનો અભિલાષ કરાય તે મોક્ષોપયોગી શુભ ભાવનો બાધક છે, પ્રતિબંધક છે. મોક્ષોપયોગી શુભ ભાવમાં તો સંવેગ-નિર્વેદ યાને શુદ્ધ ધર્મપ્રીતિ અને વિષયવૈરાગ્ય વણાયેલા હોય; ત્યારે અહીં ઋદ્ધિ આદિ વિષયોની આસક્તિને પ્રધાન કરાય છે. પછી એ સંવેગ-વૈરાગ્ય-મિશ્રિત શુભ ભાવને શાનો આવવા દે ? એ આસક્તિ મુખ્ય બનવાથી અને ધર્મને એક એનું સાધન બનાવવાથી એને મન સમૃદ્ધિ મુખ્ય અને ધર્મ ગૌણ બની જાય છે. ઇચ્છિત સમૃદ્ધિ મળી ગયા પછી ધર્મની કોઇ જરૂર નહિ રાખે. એટલે સમૃદ્ધિમાં નર્યો પાપમસ્ત બનશે ! મોક્ષથી દૂર પાડનાર આ નિયાણાંની કેટલી ભયંકરતા !

**બુદ્ધિનો વિપર્યાસ:-**

આવી પરિસ્થિતિવાળું નિયાણું-આશંસા એ અતત્ત્વદર્શન છે, પરમાર્થ-દર્શનનો અભાવ છે, વિપરીત બુદ્ધિ છે. બુદ્ધિનો વિપર્યાસ આ, કે 'જડસમૃદ્ધિ વગેરે તો નરકાદિમાં પાડવા રૂપ મહા અનર્થ સર્જે છે ! સ્વાત્માની ભારે અપકારક છે ! માટે ત્યાજ્ય છે,' આ તત્ત્વદર્શન મૂકી એને જ એ મુખ્યપણે ઉપાદેય માનવાનું અતત્ત્વ દર્શન કરે છે. એમ ભલે ધર્મની પ્રાર્થના કરાય છતાં અંતર્ગત ઋદ્ધિની જ અભિલાષા હોવાથી ધર્મ ગૌણ બની ઉલ્ટું 'શુભ ભાવની અટકાયત થાય છે,' -એ સમજતો નથી, એ મૂઢતા છે. આમાં અવિશેષજ્ઞતા છે, વિશેષજ્ઞતા નથી.

અવિશેષજ્ઞતા એટલે સામાન્યથી ગુણ-દોષના વિશેષની અને ઉભયના વિભાગની બિનજાણકારી.

'ગુણ' એટલે જીવ અને અજીવના તે ધર્મ, કે જે પુરુષાર્થ–ઉપયોગી હોય. એથી ઉલ્ટુ 'દોષ' એટલે એના એવા ધર્મ કે જે પુરુષાર્થઘાતક હોય. દા. ત. જીવમાં વૈરાગ્ય, અનાસક્તિ, શુદ્ધ જ્ઞાનાદિસ્વરૂપ, ઉપશમ, ઇન્દ્રિયદમન, હેય–ઉપાદેય–ઉપેક્ષણીય તત્ત્વની દૃષ્ટિ, વગેરે ધર્મ સત્પુરુષાર્થને ઉપયોગી છે. એના પર પવિત્ર જ્ઞાનાચારાદિ પંચાચારના સુંદર પુરુષાર્થ થઈ શકે છે, ત્યારે જીવમાં રાગ–દ્વેષ, કામ–ક્રોધ–લોભ, જડદૃષ્ટિ વગેરે ધર્મો દોષ છે. એના લીધે પેલા સત્પુરુષાર્થ હણાય છે." એમ અજીવના ગુણમાં પુદ્ગલના ગુણ સડન–પડન–વિધ્વંસન વગેરે, એ ચિંતનાદિ દ્વારા વૈરાગ્યાદિના પુરુષાર્થ માટે ઉપયોગી છે. ત્યારે એના દોષ તરીકે ઇષ્ટ–અનિષ્ટ વર્ણ–ગંધ–રસ–સ્પર્શ આદિ ધર્મો રાગ–દ્વેષાદિના પ્રેરક હોઈને સત્પુરુષાર્થના ઘાતક છે.

અવિશેષજ્ઞ જીવ સમજતો નથી કે 'ઋદ્ધિ આદિ અજીવમાં રાગોત્પત્તિ કરવાનો દોષ છે, એ સત્–પુરુષાર્થનો ઘાતક બને છે. જીવમાં પુદ્ગલ પ્રત્યેનો નિરાશંસ ભાવ એ ગુણ છે. એ મોક્ષાનુકૂળ સમ્યગ્દર્શનાદિના પુરુષાર્થને ઉપયોગી બને છે.' જો એ સમજતો હોય, તો પુરુષાર્થ–ઘાતક પૌદ્ગલિક રૂપ–રસ પાછળ શું કામ દોડે ? અનંત સુખદાયી ધર્મ પ્રાપ્ત છતાં એનો, ભયંકર અનર્થમાં પાડનારો, ઉપયોગ શું કામ કરે? આ વિશેષ, આ તફાવત, ન સમજવાને લીધે પૌદ્ગલિક આશંસાવાળો જીવ ધર્મને જ માધ્યમ બનાવી રાગદ્વેષને દૃઢ કરી રહ્યો છે! આવી અવિશેષજ્ઞતા યાને વિપરીત બુદ્ધિ આત્મહિતના ઘાત અને નરકાદિ અનર્થની પ્રાપ્તિનું કારણ હોવાથી હિંસા–જૂઠ વગેરેની જેમ નિન્દ્ય છે.

પ્ર૦–અવિશેષજ્ઞતા આટલી બધી દોષરૂપ છે તો શ્રદ્ધાસ્પદ કેમ ના બને ?

ઉ૦–અરે! આ તો સાધારણ લોકો કે જે શાસ્ત્રીય યા તેવા પ્રકારના શિષ્ટ–પુરુષના લૌકિક આચાર–વિચાર આદિ વિનાના છે, તેવા અનેક પ્રકારના બાળ વગેરે પ્રાકૃત માણસોને પણ ખબર છે કે અવિશેષજ્ઞતા કનિષ્ટ છે. ત્યારે બીજા શાસ્ત્રાધીન બુદ્ધિવાળા પંડિતોનું તો પૂછવું જ શું ? કહ્યું છે કે,

'नार्घन्ति रत्नानि समुद्रजानि परीक्षका यत्र न सन्ति देशे । आभीरघोषे किल चन्द्रकान्तं त्रिभिर्वराटैर्विपणन्ति गोपाः ॥

अस्यां सखे ! बधिरलोकनिवासभूमौ किं कुजितेन तव कोकिल ! कोमलेन । एते हि दैववशतस्तदभिन्नवर्णं त्वां काकमेव कलयन्ति कलानभिज्ञाः ॥'

અર્થાત્ 'જે દેશમાં રત્નપરીક્ષકો મળતા નથી ત્યાં સમુદ્રમાં ઉત્પન્ન થતાં રત્નોનું મૂલ્યાંકન થતું નથી. ગોવાળિયાના ગામડામાં ભરવાડો ચન્દ્રકાન્ત જેવા મણિને ત્રણ કોડીની કિંમતે વેચે છે!'

–'હે મિત્ર કોયલ! આ બહેરા માણસોની નિવાસભૂમિમાં તારા કોમળ કંઠના ટહુકાર લહેરાવવાની શી જરૂર છે? કેમકે કલાના અનભિજ્ઞ આ લોકો ભાગ્યયોગે તને કાગડાના સમાન વર્ણયુક્ત જોઈ તને કાગડો જ સમજે છે.'

આ બે શ્લોકો એ જ દેખાડી રહ્યા છે કે ભરવાડ અને બહેરાના એવા પ્રકારના વ્યવહાર અને સમજ અવિશેષજ્ઞતાના ઘરના છે. તેને સામાન્ય માણસો પણ નિન્દ્ય સમજે છે.

પ્ર૦–ધર્મને તો શાસ્ત્રે અભ્યુદય–નિઃશ્રેયસ સાધક કહ્યો જ છે. (નિઃશ્રેયસ એટલે મોક્ષ, અભ્યુદય= સ્વર્ગાદિ.) તો જ્યારે ધર્મ સ્વર્ગાદિ સુખ દેનાર છે જ, તો પછી એ સુખ માટે ધર્મની પ્રાર્થના આશંસા કરે એમાં અવિશેષજ્ઞતા શી ?

ઉ૦–આ અવિશેષજ્ઞતા યાને અવિવેક તો યોગીજનોની અર્થાત્ મુમુક્ષુ જીવોની બુદ્ધિથી જ સમજાય એવો છે. કેમકે એવી સ્વર્ગાદિની આશંસામાં બુદ્ધિ સંસાર–સુખમાં અટકી જવાથી યાને એને જ સર્વસ્વ માનવાથી દિલમાં એવા સુખથી તદ્દન રહિત મોક્ષ પ્રત્યે વિરોધિતા ઊભી થાય છે. પછી મોક્ષ અટકે એ સહજ છે. ધર્મ માગી માગીને મોક્ષની અટકાયત ઊભી કરવી એ અવિવેક નહિ તો બીજું શું ? પરંતુ સંસાર–રસિયાને આ વાત ગળે ઊતરે નહિ; કેમકે એને સંસારની ઘૃણાપૂર્વક મોક્ષની તમન્ના નહિ હોવાથી ધર્મના મોક્ષાનુકૂળ ઉપાદેય સ્વરૂપની ગમ નથી, શ્રદ્ધા નથી. ધર્મનાં સ્વરૂપ બે,–(૧) ધર્મમાં 'સ્વર્ગજનકત્વ' એ ઉપે-

ક્ષણીય સ્વરૂપ છે; (૨) 'મોક્ષજનકત્વ' એ ઉપાદેય સ્વરૂપ છે, અર્થાત્ એનું આકર્ષણ રહેવું જોઈએ.

પ્ર૦-ઋદ્ધિની આશંસા ધર્મના આ ઉપાદેય સ્વરૂપનો ક્યાં બાધ કરે છે?

ઉ૦-મોક્ષ વિશુદ્ધ આત્મપરિણામરૂપ છે. માટે એનો સાધક ધર્મ તો તે છે કે જે પ્રારંભે, મધ્યમાં, અને અંતે પણ શુભ ચિત્ત પરિણામરૂપ હોય. એટલે તો ધર્મ સેવતાં આવા શુભ પરિણામવાળા ચિત્તથી અનેક સંતાપો શમી જઈ, મહાન સ્વસ્થતા પ્રાપ્ત થાય; આત્મા શુભ અધ્યવસાયના કલ્લોલમાં ઝીલે, અને અદ્ભુત પ્રશમ સુખનો અનુભવ કરે. આ ત્યારે જ બને કે ચિત્તમાં પ્રશસ્ત પરિણામ વર્તતો હોય. ઋદ્ધિની આશંસા આવો ચિત્તપરિણામ નષ્ટ કરી દે છે, યા આવવા જ દેતી નથી; કેમકે ઋદ્ધિ કાંઈ પ્રાપ્ત થવી, ટકવી, કે ભોગવાવી સ્વાધીન નથી, તેમ સ્થિર નથી. તેથી એની પ્રાપ્તિ, એની સ્થિરતા અને એના ઉપભોગાદિ અંગે ચિત્ત કલુષિત જ રહેવાનું; શુભ શાનું? ઋદ્ધિ તો ડગલે ને પગલે વિપદાઓનું સ્થાન છે. એ કષાયો, સંતાપ, ઉકળાટ, ઉચાટ વગેરે આપે છે. ત્યારે શુદ્ધ ધર્મ એનાથી તદ્દન વિપરીત છે. ઋદ્ધિ આદિના કારણે જ ધર્મની ઈચ્છા કરનાર ભવાભિનંદી જીવને આ મહાન તફાવત સમજાતો નથી.

સારાંશ, રાગ-દ્વેષ-મોહ વિનાની 'તિત્થયરા મે પસીયંતુ' 'સમાહિવરમુત્તમં દિંતુ' વગેરે આશંસા એ દોષરૂપ નહિ, બલ્કે ગુણરૂપ છે.

(લ૦-) सार्थकानर्थकचिन्तायां तु भाज्यमेतत् चतुर्थभाषारूपत्वात् । तदुक्तम्—

भासा असच्चमोसा, नवरं भत्तीए भासिया एसा ।
न हु खीणपेज्जदोसा देंति समाहिं च बोहिं च ।१।
तप्पत्थणाए तहवि य, ण मुसावाओ त्ति एत्थ निण्णेओ ।
तप्पणिहाणाओच्चिय तग्गुणओ हंदि फलभावा ॥२
चिंतामणिरयणादिर्हि जहा हु भव्वा समीहियं वत्थुं ।
पावंति, तह जिणेहिं तेसिं रागादभावे वि ॥ ३ ॥
वत्थुसहावो एसो अउव्वचिन्तामणी महाभागो ।
थोऊण तित्थयरे पाविज्जइ बोहिलाभो त्ति ॥४॥
भत्तीए जिणवराणं खिज्जन्ती पुव्वसंचिया कम्मा ।
गुणपगरिसबहुमाणो कम्मवणदावाणलो जेण ॥५॥

एतदुक्तं भवति,-यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति तथाप्येवंविधवाक्यप्रयोगत: (प्र०...वाक्प्रयोगत:) प्रवचनाराधनतया सन्मार्गवर्त्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेव तदुपजायत इति गाथार्थ: ।

અર્થ:—('સમાહિવરમુત્તમં દિંતુ' એ વચન-પ્રયોગ) સાર્થક છે કે નિરર્થક, એ વિચારણામાં (ઉત્તર એ છે કે) એમાં ભજના છે; કેમકે ચોથી વ્યવહારભાષારૂપ છે. એ વાત (પૂર્વાચાર્યોએ) આમ કહી છે,-(૧) આ (ચોથી) અસત્યામૃષા ભાષા છે, માત્ર ભક્તિથી બોલાયેલ છે. જેમના રાગ-દ્વેષ ક્ષીણ થઇ ગયા છે એ સમાધિ અને બોધિ આપતા નથી. (૨) તોપણ અહીં એમને પ્રાર્થના કરવામાં મૃષા-ભાષણ પણ નથી, કેમકે સાચેજ! એમના પ્રણિધાનથી એમના પ્રભાવે જ ફળ થાય છે. (૩) જેમ ચિંતામણિ રત્ન વગેરેથી તેમ જિનેશ્વર ભગવાનથી યોગ્ય માણસો ઇચ્છિત વસ્તુ મેળવે છે, ભલે એ (ચિંતામણિ આદિ)માં રાગાદિ ન હોય. (૪) એ (ભગવાન) મહા પ્રભાવશાળી છે, અપૂર્વ ચિંતામણિ છે. એવા તીર્થંકરને સ્તવીને બોધિલાભ મળે, એવો વસ્તુસ્વભાવ છે. (૫) જિનવરની ભક્તિથી પૂર્વસંચિત કર્મ ક્ષય પામી જાય છે, કારણકે ઉત્કૃષ્ટ ગુણોનું બહુમાન એ કર્મરૂપી વનને (બાળી નાખવા) માટે દાવાનળ સમાન છે.

કહેવું આ છે કે જો કે તે ભગવાન રાગાદિરહિત હોવાથી આરોગ્યાદિ આપતા નથી, તો પણ આવા પ્રકારના વચનપ્રયોગથી પ્રવચનની આરાધના દ્વારા સન્માર્ગવર્તી મહાત્માને (અચિંત્ય પ્રભાવી) તીર્થંકર (આલંબન) હોવાના કારણે જ તે ફળ થાય છે. એવો ગાથાઓનો ભાવ છે.

વિવેચન :-

**આશંસાવચન સાર્થક-નિરર્થક કેવી રીતે?:-**

પ્ર૦-'સમાહિવરમુત્તમં દિંતુ' કહ્યું, તો એ

કથન સાર્થક છે કે નિરર્થક ? અર્થાત્ માગ્યા પ્રમાણે આપે કે ન આપે ? જો સાર્થક એટલે કે તીર્થંકર ભગવાન સમાધિ આપે, તો એ રાગી હોવાનું ઠરશે, વીતરાગ નહિ ! જો કથન નિરર્થક તો 'ભગવાન નથી આપતા' એમ જાણવા છતાં 'ભગવાન આપે છે' એવી અર્થાપત્તિવાળું કથન કરાય તે મૃષાભાષણ ઠરશે !

ઉ૦–આ કથન ચતુર્થ ભાષારૂપ છે. ચાર પ્રકારની ભાષા,–સત્ય, મૃષા, સત્યમૃષા (મિશ્ર), ને વ્યવહાર (અસત્યામૃષા); આમાં ચોથા પ્રકાર 'વ્યવહાર' ભાષામાં સત્ય પણ નહિ ને મૃષા પણ નહિ એવું વચન આવે. દા. ત. કહ્યું 'તમારૂં નામ બોલો', 'હવે જાઓ', 'વિશ્વમાં કેટલા દ્રવ્ય છે ?' વગેરે. આમાં સત્ય, મૃષા જેવું કાંઇ નથી. પ્રસ્તુત 'સમાહિવરમુત્તમં દિંતુ' વચન પણ આ ચોથા પ્રકારનું છે, 'મને...સમાધિ આપો' એમાં સાચું શું ? જૂઠું શું ? આશંસારૂપ છે; બાકી કોઇ સિદ્ધ વસ્તુનું વિધાન કે નિષેધ નથી કરતું. 'સત્ય' વચન તે કે જે જગતમાં સિદ્ધ યાને ખરેખર હકીકતરૂપ વસ્તુસ્થિતિનું પ્રતિપાદન કરતું હોય; અને 'અસત્ય' તે છે કે જે સિદ્ધ હકીકતનો નિષેધ, ઇન્કાર કરતું હોય; પ્રસ્તુત કથન આ બેમાંથી એકેય કરવાને સમર્થ નથી, એ દૃષ્ટિએ એ નિરર્થક –નિષ્ફળ છે. એમ છતાં સાર્થક એ રીતે, કે આ કથનથી અત્યન્ત શુભ અધ્યવસાય પેદા થાય છે; અરિહંત પરમાત્માની આગળ ભક્તિવશ આરોગ્ય –બોધલાભ–સમાધિની આશંસા પ્રગટ કરવામાં આવે છે, એથી એ પ્રાર્થકમાં અનંત આત્મસંપત્તિ પ્રત્યેનો સુંદર અધ્યવસાય જગાવે છે. આ થઈ સાર્થકતા, સફળતા. આમ ભજના છે, વૈકલ્પિક સ્થિતિ છે,–સાર્થક પણ ખરૂં, અને નિરર્થક પણ ખરૂં. શાસ્ત્રમાં આ સંબંધમાં કહ્યું છે કે,–

આશંસાવચન ચતુર્થભાષારૂપ હોવાના ૫ સાક્ષી શ્લોકો:—

(૧) વીતરાગ ભગવાનની આગળ માગણી એ અસત્ય-અમૃષા યાને વ્યવહાર ભાષા છે. પૂછાય કે તો એવી ભાષા બોલાય છે શા માટે ? ઉત્તર, અર્હત્પ્રભુ પ્રત્યેની ભક્તિથી એ બોલાય છે. ભગવાનના અચિંત્ય પ્રભાવે આરોગ્યાદિ મળે છે એવી એમના પ્રત્યેની શ્રદ્ધા અને ભક્તિ આ માગણી કરાવી રહી છે. બાકી એમના રાગ-દ્વેષ નષ્ટ થઇ ગયા હોવાથી, માગણી કરનાર પ્રત્યે રાગથી આકર્ષાઇ–પ્રસન્ન થઇ એને સમાધિ અને બોધિ દેવાનું કરતા નથી. એ તો કૃતકૃત્ય બનેલા છે.

(૨) આમ છતાં એમની આગળ જે પ્રાર્થના કરવામાં આવે છે, એમાં મૃષાવાદ પણ નથી. કેમકે ચિત્ત-પરિણામ સુંદર આત્મહિતની આશંસાના છે, સમાધિ અને બોધિનું નિર્મળ પ્રણિધાન થાય છે, તેમજ એ અરિહંત પરમાત્માના અચિંત્ય પ્રભાવે એ બોધિ અને સમાધિરૂપી ફળ નીપજે છે. આમ વર્તમાન નિર્મળ આત્મપરિણતિ અને ભાવી સુંદર પરિણામ જે પ્રાર્થનામાં હોય તેને મૃષાવાદ કેમ કહેવાય ?

પ્ર૦–મૃષાવાદ ભલે ન કહો, પણ ન આપનાર પરમાત્માને 'આપો' એમ કેમ કહી શકાય ?

ઉ૦–ફળ એમનાથી મળે છે માટે એમ કહેવાય. તે આ રીતે,—

(૩) જેવી રીતે ચિંતામણિરત્ન, દક્ષિણાવર્ત શંખ, કલ્પવૃક્ષ, કામકુંભ વગેરે જો કે પૂજનાર પર રાગ નથી કરતા, રાગથી હાથોહાથ કશું આપતા નથી, છતાં યોગ્ય આત્માઓ એના દ્વારા મનવાંછિત વસ્તુ પ્રાપ્ત કરે છે, એમ અરિહંત પરમાત્મા પૂજક–અપૂજક પર રાગ-દ્વેષ ન કરનાર છતાં એમને સ્તુતિવિષય બનાવવા દ્વારા ભવ્યાત્માઓ ઇષ્ટ ફળ મેળવે છે. માટે કહેવાય કે 'ફળ બોધિ-સમાધિ એમના થકી મળ્યું,' અને બોધિદાતા-સમાધિદાતા તરીકે એમની સ્તુતિ થઈ શકે.

પ્ર૦–ફળ તો સ્તુતિ-પ્રાર્થનાથી મળ્યું ને ? ભગવાનથી શી રીતે ?

(૪) ઉ૦–જેવી રીતે ચિંતામણિ આદિની ઉપાસનાથી ફળ મળવામાં પણ ખાસ ચિંતામણિરત્નનો એવો વસ્તુસ્વભાવ જ છે કે એની ઉપાસના એ ફળ આપે, એમ પ્રસ્તુતમાં અરિહંત પ્રભુનો એવો વસ્તુસ્વભાવ જ છે કે એમને સ્તવવાથી બોધિલાભાદિ મળે છે. વસ્તુસ્વભાવ ઉપર તર્કવિતર્ક ન કરાય કે 'એમનો જ અને એવો જ સ્વભાવ કેમ ?

તર્કથી સમજાવો.' ન સમજાવાય. અગ્નિ માટે કોણ પ્રશ્ન કરે છે કે 'એનો બાળવાનો સ્વભાવ શાથી? તર્કથી સમજાવો.' એ તો હકીકત જ કહી રહી છે કે અગ્નિથી વસ્તુદાહ થાય છે. એમ અરિહંતસ્તુતિથી બોધિલાભાદિ થાય છે એ હકીકત છે. ત્યાં સ્તુતિ-ક્રિયાની પ્રધાનતા કરતાં એના આલંબનભૂત યાને વિષયભૂત અરિહંતની પ્રધાનતા છે. દા. ત. તેવા માન્ત્રિક પુરુષનું નામ સ્મરતાં સર્પનું ઝેર ઊતરી જાય છે, ત્યાં સ્મરણ કરતાં ખાસ તો એ માન્ત્રિક પુરુષનો જ પ્રભાવ મનાય છે.

(૫) જિનેશ્વર દેવોનો એવો અચિંત્ય પ્રભાવ છે કે એમની ભક્તિ કરવાથી પૂર્વસંચિત કર્મો ક્ષય પામી જાય છે. કારણ એ છે કે ભક્તિ-સ્તુતિ આદિમાં એમના ઉત્કૃષ્ટ ગુણોનું બહુમાન છે, અને એ કર્મરૂપી વનને બાળી મૂકવા માટે દાવાનળ સમાન છે. કર્મોનો સંચય મિથ્યાત્વ-રાગદ્વેષાદિ દોષોની પકડથી થયો છે. તેથી સહજ છે કે સર્વજ્ઞ વીતરાગ પ્રભુની ભક્તિ—સ્તુતિમાં થતાં ઉત્કૃષ્ટ સર્વજ્ઞતા-વીતરાગતાદિ ગુણો પરના બહુમાનથી એનો નાશ થાય.

**પ્રાર્થનાથી કાર્યસિદ્ધિમાં ૩ કારણ:—**

કહેવાનો સાર આ છે કે એ તીર્થંકર ભગવાન વીતરાગ હોવાથી પ્રાર્થનાકારકને આરોગ્યાદિ નથી આપતા, તો પણ આવા પ્રકારના પ્રાર્થના-વચનનો પ્રયોગ કરનારને એ પ્રાપ્ત થાય છે. એનું કારણ એ છે કે—

(૧) એમાં પ્રવચનની આરાધના છે.

(૨) પ્રાર્થના કરનાર જીવ સન્માર્ગગામી અને મહાત્મા છે.

(૩) પ્રાર્થના વસ્તુસત્ અચિંત્યપ્રભાવી તીર્થંકર ભગવાનને ઉદ્દેશીને કરાય છે.

(૧) **પ્રવચનની આરાધના** આ રીતે કે, (૧) 'સમાહિવરમુત્તમં દિંતુ' વગેરે વચન ગણધર-વચન છે, એના પર સર્વજ્ઞ તીર્થંકર ભગવાનની મહોરછાપ મળેલી છે. એટલે એ જિનપ્રવચન છે. એ વચન પર શ્રદ્ધા રાખી એના દ્વારા પ્રાર્થના કરવી એમાં પ્રવચનની આરાધના છે. •(૨) આ સિવાય પણ સ્તવનાદિથી કે પોતાની ગદ્ય ભાષાથી પણ આવી સ્તુતિ-પ્રાર્થના કરવામાં પ્રવચનના આદેશનું પાલન છે. આદેશ આ, કે 'વીતરાગની સ્તુતિ-ભક્તિ કરવી,' 'प्रार्थनात एव इष्टसिद्धिः'= પ્રાર્થનાથી જ ઇષ્ટસિદ્ધિ થાય વગેરે, અને પ્રવચનના-આદેશનું પાલન એ ઉચ્ચ પ્રવચન-આરાધના છે. પ્રવચનારાધનાથી આશંસિત મળે એ સહજ છે.

(૨) **પ્રાર્થનાકારક સન્માર્ગગામી મહાત્મા છે,** અર્થાત્ મહાત્મા એટલે બીજા ભવાભિનંદી જીવો જે ભવના જ રસવાળા અને ક્ષુદ્રતાદિ દોષોથી હણાયેલા છે, એના કરતાં આ જીવો મોક્ષરુચિવાળા અને 'પાપ તીવ્રભાવે ન કરવું'-વગેરે અપુનર્બંધક દશાના ગુણવાળા હોવાથી ઊંચા આત્મા છે, મહાન આત્મા છે. વળી એ પ્રાર્થક જીવ સાધુ યા શ્રાવક હોઇ સન્માર્ગ,-સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને અનુસરનારા છે. આવા સન્માર્ગગામી મહાત્માને આશંસા થાય તે પવિત્ર અને સાચા દિલની હોય. એટલે એ સફળ થાય એ યુક્તિયુક્ત છે, કેમકે ફળની પ્રત્યે તેવા પરિબળોવાળી આશંસા અચૂક ઉપાય છે. માનસશાસ્ત્ર પણ કહે છે 'you deserve and deeply desire, you must get it. તમે લાયકાત લાવો, લાયકાતને અનુસારે દિલની પ્રબળ ઇચ્છા કરો, તમને જરૂર મળશે.'

**પ્રાર્થનામાં ૩ વિશેષતા :—**

પ્ર૦-પણ ઇચ્છા તો એમ ને એમે ય થઇ શકે ને? વીતરાગની આગળ પ્રાર્થના કરવાની શી જરૂર?

ઉ૦-પ્રાર્થનામાં વિશેષ એ છે કે •(૧) અહંત્વ કે જે કાર્યોત્પત્તિને અવરોધનારૂં છે,-દા.ત. બાહુબળ-મુનિને અહંત્વથી કેવળજ્ઞાન અટક્યું હતું, -તે અહંત્વ પ્રાર્થનાથી કપાય છે; •(૨) વળી પ્રાર્થનામાં સામે ઉત્તમ આલંબન મળે છે. એ પણ સુંદર તત્ત્વ છે, સમજીને જ પ્રાર્થના કરાય છે કે 'આ પરમાત્મા પોતે આ બોધિ વગેરેની પરાકાષ્ઠાને પામી ચૂકેલા છે, માટે જ એમના આલંબને એ મળે એમ જ છે.' •(૩) ઉપરાંત પ્રાર્થનામાં દિલ ગદ્ગદ્ બનવાથી ઇચ્છિત ભાવ-સંપત્તિ બની આવવાની સુંદર ભૂમિકા ઊભી થાય

છે. માટે ખાલી ઇચ્છા કરતાં પ્રાર્થના વધુ બળવતી છે.

(૩) તીર્થંકર ભગવાનને ઉદ્દેશીને જ પ્રાર્થના કરાતી હોવાથી એનું પ્રણિધાન અને શુભ અધ્યવસાય વિશિષ્ટ કોટિના બને છે. પ્રાર્થના જો બીજા કોઇ રાગી દ્વેષી દેવને ઉદ્દેશીને કરવામાં આવે તો એ ફળ ન મળે, કેમકે એવાં પ્રણિધાન–અધ્યવસાય જ ન જાગે. એ તો વીતરાગને ઉદ્દેશીને થાય તો જ જાગે. આવા વીતરાગ તીર્થંકર ભગવાન કાલ્પનિક નથી, વસ્તુસત્ છે. જો એમને જ અવલંબીને કરાતા પ્રાર્થના–પ્રણિધાનથી કાર્ય સિદ્ધ થાય છે, તો ત્યાં એ પ્રભુ જ આલંબન તરીકે બની પ્રધાન કારણ બને છે. વીતરાગનું આલંબન ન હોય તો કાંઈ સીઝે નહિ. પ્રાર્થના, સ્તુતિ, ધ્યાન, સ્મરણ, દર્શન, પૂજા, પ્રશંસા, વગેરે બધાના કેન્દ્રમાં વીતરાગ દેવ હોય તો જ અલૌકિક ફળ મળે છે. માટે ફળસિદ્ધિ વીતરાગના અસ્તિત્વના જ કારણે કહેવાય. પ્રાધાન્ય સ્તુતિ–પ્રાર્થનાદિના કરતાં વિષયનું છે. 'સ્તુતિ–પ્રાર્થનાદિ વીતરાગની પ્રત્યે કરાય છે' એ મહત્ત્વનું છે. માટે ફળમાં પ્રધાન કારણ વીતરાગ દેવ છે.

વીતરાગ પ્રભુનો અનુપમ અવર્ણનીય ઉપકાર છે. ઉપકારી ભલે ઉપકાર–બુદ્ધિથી કશું ન કરતા હોય, છતાં પણ ઉપકૃત માણસ જો કૃતજ્ઞ હોય તો એમ ન કહે કે 'એમણે તો કશું ન કર્યું,' યા 'એમણે એમનું કર્તવ્ય બજાવ્યું;' કિન્તુ એમજ કહે કે 'એમણે મારા પર અથાગ ઉપકાર કર્યો.' વ્યવહારમાં માતા પિતાએ કદાચ સ્વાર્થથી જ પુત્રને ઉછેર્યો હોય તો પણ સુપુત્ર તો એમજ માને કે 'મારા માતાપિતા મારા મહા ઉપકારી છે.' જો જડ ચિંતામણિ જેવાનો અદ્ભુત પ્રભાવ મનાય છે, તો પરમ ચેતન વીતરાગ પરમાત્માનો પ્રભાવ ન મનાય? એમના જ પ્રભાવે ફળ સીઝે છે, એ ઉક્ત પાંચ ગાથાઓનો ભાવ છે.

(લ૦–) **चंदेसु निम्मलयरा,**

**आइच्चेसु अहियं पयासयरा।**

**सागरवर–गंभीरा,**

**सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

चंदेसु० गाहा। व्याख्या,–इह प्राकृतशैल्या आर्षत्वाच्च पंचम्यर्थे सप्तमी द्रष्टव्येति। चन्द्रेभ्यो निर्मलतराः। पाठान्तरं वा, 'चंदेहिं निम्मलयर'त्ति। तत्र सकलकर्म्ममलापगमाच्चन्द्रेभ्यो निर्म्मलतरा इति। तथा, आदित्येभ्योऽधिकं प्रकाशकरा, केवलोद्योतेन विश्वप्रकाशनादिति। उक्तं च,

'चन्दाइच्चगहाण पहा पगासेइ परिमियं खेत्तं।
केवलियणाणलभो लोयालोयं पगासेइ ॥ १ ॥'

तथा 'सागरवरगंभीराः,' तत्र सागरवर–स्वयम्भूरमणोऽभिधीयते परीषहोपसर्गाद्यक्षोभ्यत्वात्। तस्मादपि गम्भीरा इति भावना। सितं ध्मातमेषामिति, सिद्धाः, कर्म्मविगमात् कृतकृत्या इत्यर्थः। सिद्धिः परमपदप्राप्तिः, मम दिशन्तु,–अस्माकं प्रयच्छन्त्विति गाथार्थः।

( चतुर्विंशतिस्तवः समाप्तः )

અર્થ:–ચંદ્રથી અધિક નિર્મલ, સૂર્યથી અધિક પ્રકાશક, શ્રેષ્ઠ સમુદ્ર કરતાં ગંભીર, સિદ્ધો (કૃતાર્થ તીર્થંકર દેવો) મને પરમપદ પ્રાપ્તિ આપો. આ ગાથાની વ્યાખ્યા,–અહીં પ્રાકૃત શૈલીથી અને ઋષિરચિત હોવાથી ('ચંદેસુ' 'આઇચ્ચેસુ'માં) સપ્તમી વિભક્તિ પંચમીના અર્થમાં જાણવી. ચંદ્ર કરતાં અધિક નિર્મળ, અથવા પાઠાન્તરે 'ચંદેહિ નિમ્મલયરા' એવો (મળે છે. તેનો અર્થ એજ.) એમાં સકલ કર્મમળના દૂર થવાથી ચંદ્રો કરતાં અધિક નિર્મળ એવો અર્થ છે. તથા સૂર્યો કરતાં અધિક પ્રકાશ કરનારા છે, કેમકે કેવળજ્ઞાનના પ્રકાશથી ત્રૈકાલિક સમગ્ર વિશ્વનું પ્રકાશન કરે છે. કહ્યું છે,–ચંદ્ર–સૂર્યગ્રહોની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશે છે. કેવળીની જ્ઞાનપ્રાપ્તિ લોકાલોકને પ્રકાશે છે. તથા શ્રેષ્ઠ સાગર કરતાં ગંભીર. એમાં શ્રેષ્ઠ સાગર સ્વયંભૂરમણ કહેવાય છે. પરીસહ–ઉપસર્ગાદિથી અક્ષોભ્ય હોવાથી એ સમુદ્ર કરતાં પણ અધિક ગંભીર છે, એવો ગાથાનો ભાવ છે. સિદ્ધ એટલે બાંધેલા કર્મ જેમણે બાળી મૂક્યા છે તે. તાત્પર્ય, કર્મ

જવાથી કૃતકૃત્ય. 'સિદ્ધિ' એટલે પરમપદ પ્રાપ્તિ. 'મમ દિસન્તુ' એટલે મને આપો. એમ ગાથાનો અર્થ છે.

('ચતુર્વિંશતિ સ્તવ'-લોગસ્સ૦ સમાપ્ત)

વિવેચનઃ—

૭ મી ગાથા 'ચંદેસુ૦':-

હવે છેલ્લી સાતમી ગાથા 'ચંદેસુ નિમ્મલયરા'નું વિવેચન. ઉપર કહેલ ગાથાર્થ સ્પષ્ટ છે. આમાં 'ચંદેસુ' એ પદમાં ૭ મી વિભક્તિ મૂકી છે, પરંતુ એ ૫મી વિભક્તિના સ્થાને છે. પ્રાકૃત ભાષાની એ પદ્ધતિ છે કે ક્યારેક એક વિભક્તિના સ્થાનમાં બીજી વિભક્તિ વપરાયેલી જોવામાં આવે છે. વળી આ પદપ્રયોગ આર્ષ યાને ગણધર મહર્ષિનો છે. આર્ષ પ્રયોગમાં પ્રશ્ન ન હોઇ શકે કે 'પંચમી વિભક્તિ જ કેમ ન વાપરી?' તાત્પર્ય, અહીં સપ્તમીનો અર્થ પંચમીના જેવો કરવાનો. 'ચંદેહિં નિમ્મલયરા' એવો પાઠાન્તર મળે છે. એનો પણ અર્થ એજ. તે આ, કે 'ચંદ્રો કરતાં પણ અધિક નિર્મળ.' અસંખ્ય દ્વીપ-સમુદ્રો પર અસંખ્ય સૂર્ય-ચંદ્ર છે; તેથી અહીં બહુવચન મૂકયું અને સૂચવ્યું કે બધાય ચંદ્રોની નિર્મળતા એકત્રિત થાય તેના કરતાં પણ ભગવાન અધિક નિર્મળ છે.

પ્ર૦-તુલના તો સજાતીયમાં હોય, વિજાતીયમાં નહિ. દા. ત. કસ્તૂરી કરતાં શંખ અધિક નિર્મળ એમ નથી કહેવાતું, તો અહીં ચંદ્ર-રત્નપુદ્ગલો તો જડ છે, જ્યારે પરમાત્મા એથી વિજાતીય છે, ચેતન છે, તો બેની તુલના કેમ કરી?

ઉ૦-અહીં તુલના એ દૃષ્ટિએ છે કે (૧) ચંદ્રપુદ્ગલોમાંથી મેલ નીકળી જઇ નિર્મળતા ગમે તેવી સિદ્ધ થઇ છતાં એ શાશ્વતી નથી; પાછી મલિનતા આવે છે. જડ પુદ્ગલમાત્રમાં કાયમી નિર્મળતા હોતી જ નથી. ત્યારે પરમાત્મામાંથી કર્મમળ નીકળી જવાથી નિર્મળતા આવી તે આવી, હવે શાશ્વત ટકવાની! આ વિશેષતા છે.* (૨) બીજી વિશેષતા એ કે તાત્ત્વિક દૃષ્ટિએ જોઇએ તો પુદ્ગલની નિર્મળતા-ઉજ્જવળતા જીવોને વધારે રાગાસક્ત કરી કર્મમળથી મલિન બનાવનારી થાય છે; ત્યારે પરમાત્માની નિર્મળતા ભવ્યાત્માઓને ઉચ્ચ આલંબન આપીને કર્મમળ તોડી નિર્મળ કરનારી બને છે!

પ્ર૦-જિનમૂર્તિ-મંદિર-સમવસરણાદિ પુદ્ગલનાં બનેલા છતાં જીવોને નિર્મળ કરે છે ને?

ઉ૦-તે તો અંતર્ગત પરમાત્માનું મુખ્ય ભાન છે માટે. 'મારા પરમાત્માની આ મૂર્તિ-મંદિર! મારા ભગવાનનું આ સમવસરણ!' આવા ખ્યાલ પર નિર્મળતા થાય છે. નહિતર માત્ર શિલ્પકલાની દૃષ્ટિએ પુદ્ગલ જ નીરખાય તો એ લાભ નહિ. બાપ કે દાદાનો ફોટો જેટલો આકર્ષે છે, એટલો બીજાનો નહિ; એ સૂચવે છે કે આકર્ષણ ફોટાના રંગ-પાટિયાનું નથી, કિન્તુ પૂજ્ય માન્ય વ્યક્તિનું છે.

'આઇચ્ચેસુ' પદ કહે છે કે ભગવાન સૂર્યો કરતાં અધિક પ્રકાશક છે; કેમકે કેવળજ્ઞાનરૂપી પ્રકાશથી આખા ત્રિકાલવર્તી વિશ્વનો પ્રકાશ કરે છે. કહ્યું છે,-'ચંદ્ર-સૂર્ય-ગ્રહોની પ્રભા તો પરિમિત ક્ષેત્રનો જ પ્રકાશ કરે; જ્યારે કેવળજ્ઞાનની પ્રાપ્તિ લોકાલોકનો પ્રકાશ કરે છે. એમાં આખા વિશ્વનો અર્થ એ છે કે વસ્તુમાત્રના અનાદિ અનંત ભૂતકાળ, વર્તમાન કાળ અને સમસ્ત ભાવી અનંતાનંત કાળના સમસ્ત પર્યાય પ્રકાશિત કરે છે! ઉપરાંત, માત્ર, બાહ્ય નહિ પણ આભ્યન્તર પર્યાયોનો પણ પ્રકાશ કરે છે! ત્યારે સૂર્ય તો પરિમિત ક્ષેત્ર અને માત્ર બાહ્ય-પર્યાયોનો જ પ્રકાશ કરી શકે છે.

'સાગર-વર ગંભીરા' આમાં સાગરોમાં વર, શ્રેષ્ઠ સમુદ્ર સ્વયંભૂરમણ, એ સૌથી મોટો છે, મધ્ય લોકમાં એક રાજલોક સુધી રહેલા દ્વીપ-સમુદ્રોમાં છેક છેલ્લો સમુદ્ર છે. તેની ગંભીરતા કરતાં પણ અધિક ગંભીરતા ભગવાનની છે. કારણ એ છે કે સામાન્ય તો નહિ પણ અતિ પ્રબળ પવનના ઝપાટાથી કદાચ સ્વયંભૂરમણ સમુદ્ર હજી ક્ષોભાયમાન થાય, ખળભળી ઊઠે, પરંતુ ભગવાન અતિ પ્રબળ પણ પરીસહ-ઉપસર્ગોથી લેશ પણ ક્ષોભ પામતા નથી.

આમ કર્મમલિનતાનો સર્વથા નાશ, વિશ્વ-જ્ઞાનોદ્યોત, અને પરીસહ-ઉપસર્ગમાં અક્ષોભાયમાનતા, એ ત્રણથી ભગવાનમાં અત્યધિક નિર્મળતા-પ્રકાશકતા-ગંભીરતાની ભાવના કરવી.

'સિદ્ધા' એટલે 'સિત' યાને બાંધેલા કર્મ ધમી નાખ્યા છે, બાળી નાખ્યા છે તે; માટે જ કૃતકૃત્ય. વીતરાગતા-સર્વજ્ઞતાદિને અટકાવનાર મોહનીય-જ્ઞાનાવરણ આદિ ઘાતી કર્મ ઊભા છે ત્યાં સુધી સાધના ઊભી છે. ઘાતી કર્મોનો સમૂળ ઉચ્છેદ થઈ ગયે સાધનાનાં કૃત્ય સમાપ્ત થઈ જાય છે. સાધક અવસ્થા પૂરી થઈ. એ કૃતકૃત્યતા. હવે સિદ્ધ અવસ્થા આવી. એવા એ સિદ્ધ થયેલા ભગવાન 'સિદ્ધિ' અર્થાત્ પરમપદ મોક્ષની પ્રાપ્તિ 'મમ દિસન્તુ' અર્થાત્ અમને આપે, આશંસા વ્યક્ત કરી કે આવા તીર્થંકર ભગવાનના આલંબને અમારે મોક્ષ-પ્રાપ્તિ થાઓ.

## સવ્વલોએ અરિહંત

(લ૦)-एवं चतुर्विंशतिस्तवमुक्त्वा सर्वलोकेऽर्हच्चैत्यानां कायोत्सर्गकरणायेदं पठति पठन्ति वा,-'सव्वलोए अरिहंतचेइयाणं करेमि काउस्सग्गमि' इत्यादि जाव 'वोसिरामि'। व्याख्या,-पूर्ववत्, नवरं सर्वलोके अर्हच्चैत्यानामित्यत्र, लोकयते-दृश्यते केवलज्ञानभास्वतेति 'लोकः' चतुर्दशरज्ज्वात्मकः परिगृह्यत इति। उक्तं च 'धर्म्मादीनां वृत्तिर्द्रव्याणां भवति यत्र तत् क्षेत्रम्। तैर्द्रव्यैः सह लोकस्तद्विपरीतं ह्यलोकाख्यम्॥ १॥'

सर्व्वः खल्वधस्तिर्यगूर्ध्वभेदभिन्नः सर्व्वश्चासौ लोकश्च सर्व्वलोकस्तस्मिन् सर्व्वलोके, त्रैलोक्य इत्यर्थः। तथाहि,-

अधोलोके चमरादिभवनेषु, तिर्यग्लोके द्वीपाचलज्योतिष्कादिविमानादिषु, ऊर्ध्वलोके सौधर्म्मादिषु सन्त्येवार्हच्चैत्यानि। ततश्च मौलं चैत्यं समाधेः कारणमिति मूलप्रतिमायाः प्राक्, पश्चात् सर्वेऽर्हन्तस्तद्गुणा इति सर्वलोकग्रहः। कायोत्सर्गचर्चः पूर्ववत्। तथैव च स्तुतिः। नवरं सर्वतीर्थकराणाम्। अन्यथाऽन्यः कायोत्सर्गः अन्या स्तुतिरिति न सम्यक्। एवमप्येतदभ्युपगमेऽतिप्रसङ्गः,-स्यादु एवमन्योद्देशेऽन्यपाठः, तथा च निरर्थका उद्देशादयः सूत्रे इति यत्किञ्चिदेतत्। व्याख्यातं लोकस्योद्योतकरानित्यादि सूत्रम्॥

અર્થ :—

આ પ્રમાણે 'ચતુર્વિંશતિસ્તવ' કહીને, સર્વેય લોકનાં અર્હત્ ચૈત્યોનાં (વંદનાદિ-નિમિત્તે) કાયોત્સર્ગ કરવા માટે (એક યા અનેક સાધક) આ કહે છે,-'સવ્વ લોએ અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં' વગેરે યાવત્ 'વોસિરામિ.' વ્યાખ્યા પૂર્વની જેમ. માત્ર 'સર્વલોકનાં અર્હત્ ચૈત્યોનાં' એમાં, લોકાય-અવલોકાય-દેખાય છે કેવળજ્ઞાનરૂપી સૂર્યથી તે 'લોક' ચૌદ રાજલોકરૂપ ગ્રહણ કરાય છે. કહ્યું છે,—

'ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો જ્યાં રહે છે તે ક્ષેત્ર તે દ્રવ્યો સાથે લોક (કહેવાય) છે. એનાથી વિપરીત તે અલોક નામે છે.'

(આ લોક) સર્વ ખરેખર અધો, તિર્યક્, ઊર્ધ્વ પ્રકારમાં વહેંચાયેલો છે. સર્વ એવો લોક એ સર્વલોક, તેમાં સર્વલોકમાં, અર્થાત્ ત્રણે લોકમાં. તે આ પ્રમાણે,—

અધોલોકમાં ચમરેન્દ્રાદિના ભવનોમાં, તિર્યગ્-લોકમાં દ્વીપ, પર્વત, જ્યોતિષીનાં વિમાન વગેરેમાં, ઊર્ધ્વલોકમાં સૌધર્માદિ (દેવલોક)માં, અર્હત્-ચૈત્યો છે જ. તેથી મૂળ ચૈત્ય સમાધિનું કારણ હોઈ મૂળનાયક પ્રતિમાની (વંદનાદિ નિમિત્ત કાયોત્સર્ગ) પહેલાં; પછી સર્વ અરિહંત. તે (સમાધિકરણ) ગુણવાળા હોઈ સર્વલોકનું ગ્રહણ કર્યું. કાયોત્સર્ગની ચર્ચા પૂર્વની જેમ. અને પૂર્વના જ પ્રમાણે સ્તુતિ; કિન્તુ સર્વ તીર્થંકરોની. નહિતર કાયોત્સર્ગ (નિમિત્ત) ભિન્ન, અને સ્તુતિ ભિન્ન, એ ઠીક ન થાય. એમ છતાંય એ (જુદી) માનવામાં અતિપ્રસંગ થાય,-એમ તો (સૂત્રનો) ઉદ્દેશ બીજો, અને પાઠ બીજો હો. તેથી તો (સૂત્રાધ્યયનાદિનું નામ દઈને) સૂત્રના ઉદ્દેશાદિ (ઉદ્દેશ સમુદ્દેશ-અનુજ્ઞા કરવાનું) નિરર્થક બનશે! માટે એમ માનવું એ નકામું છે. 'લોગસ્સ ઉજ્જોઅગરે' સૂત્રની વ્યાખ્યા થઈ

વિવેચન :-

**સર્વ લોક એટલે :-**

હવે દેવવંદનમાં 'લોગસ્સ૦'ના અંતે જે 'સવ્વલોએ અરિહંતચેઇયાણં' કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિયાએ...' કહેવાય છે, તેની વ્યાખ્યા કરવામાં આવે છે. સમસ્ત લોકમાં રહેલા અરિહંત ભગવાનના બિંબોના વંદનાદિના લાભ નિમિત્તે કાયોત્સર્ગ કરવા માટે આ સૂત્ર બોલાય છે, તે ઠેઠ '...તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ' યાને 'અન્નત્થ૦' સૂત્ર સુધી. આમાં '....વંદણવત્તિયાએ...અન્નત્થ....'ની વ્યાખ્યા પૂર્વે કરેલી છે. માત્ર 'સવ્વલોએ અરિહંત ચેઇયાણં'ની વ્યાખ્યા અહીં કરવામાં આવે છે.

'સર્વ લોકમાંનાં અર્હત્ ચૈત્યોના' આમાં લોક એટલે કે જેનું કેવળજ્ઞાનરૂપી સૂર્યથી લોકન-દર્શન થાય છે—તે. એ ચૌદ રાજલોકરૂપ છે. શાસ્ત્રમાં કહ્યું છે,-

'જ્યાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો રહે છે તે ક્ષેત્ર યાને લોકાકાશ, તથા તે દ્રવ્યો એ બધા 'લોક' તરીકે ગ્રાહ્ય છે, એનાથી વિપરીત એ અલોક કહેવાય.'

લોક 'સર્વ' એટલે કે અધોલોક-તિર્યગ્લોક-ઊર્ધ્વલોક એમ ત્રણે પ્રકારે. એવા સર્વલોકમાં **અર્થાત્ સમસ્ત** ત્રિલોકમાં રહેલા અર્હત્-ચૈત્યોનાં નિમિત્તે કાયોત્સર્ગ કરવાનો છે.

**સર્વ લોકનાં ચૈત્ય :-**આ સર્વલોકમાં નીચે દશમા ભવનપતિ દેવલોકથી માંડી ઠેઠ ઉપર અનુત્તર વિમાન સુધીમાં ચૈત્યો છે. તે આ પ્રમાણે.

**અધોલોકમાં :-**ચમરેન્દ્ર વગેરે ઇન્દ્રોની માલિકીનાં દેવતાઇ ભવનોમાં ૭,૭૨ લાખ જિનમંદિરોને વિષે ૧૩ અબજ ૮૯ ક્રોડ ૬૦ લાખ જિનબિંબો છે. તે બધા શાશ્વત છે.

**તિર્ચ્છાલોકમાં :-**નીચે વ્યંતર દેવલોકના અસંખ્ય નગરોમાં અસંખ્ય જિનમંદિરોને વિષે શાશ્વત અસંખ્ય જિનબિંબો છે; ઉપર દ્વીપ-પર્વતોમાં શાશ્વત ૩૨૫૯ જિનમંદિરોમાં ૩,૯૧,૩૨૦ જિનબિંબો છે, અશાશ્વતા જિનબિંબ ક્રોડો-અબજો છે.

એની ઉપર જ્યોતિષ્ક દેવલોકનાં અસંખ્ય વિમાનોમાં શાશ્વત અસંખ્ય જિનમંદિર-મૂર્તિઓ છે.

**ઊર્ધ્વલોકમાં :-**સૌધર્મ, ઇશાન વગેરે બાર દેવલોક, ઉપર નવ ગ્રૈવેયક અને એની ઉપર પાંચ અનુત્તર વિમાનમાં કુલ ૮૪,૯૭,૦૨૩ જિનમંદિરોને વિષે શાશ્વતા ૧,૫૨,૯૪,૪૪,૭૬૦ જિનબિંબો છે.

**સર્વ ચૈત્યો પર નજર કેમ પડે ? :-**

આમ લોકમાં કુલ અસંખ્ય જિનબિંબો છે, અર્હત્-ચૈત્યો છે. એની વંદના આદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવાનો હોય ત્યારે 'સવ્વ લોએ૦' સૂત્ર બોલતી વખતે પ્રણિધાન માટે એક વાર એ બધા પર નજર તો ફરી વળવી જોઇએ ને ? એ કેમ બને ? આ એક ઉપાય છે,-આપણે જાણે અલોકમાં ઊભા છીએ અને સામે દૂર ૧૪ રાજલોક જોઇએ છીએ. એમાં ય નીચે ભવનપતિથી માંડીને નજર ઉપર ઉપર લઇ જતાં ઠેઠ અનુત્તર વિમાન સુધી પહોંચી જાય, અને એમાંય બધે મંદિરોમાં માત્ર જિનબિંબ જિનબિંબ જ દેખાય; જાણે ભગવાનની જ દુનિયા!

હવે જ્યારે આ બધા જ અર્હત્-ચૈત્યોને-જિનબિંબોને ભવ્યાત્માઓથી કરાતા વંદન-પૂજન-સત્કાર-સન્માન સમસ્તની અનુમોદનાના લાભ નિમિત્તે કાયોત્સર્ગ કરવો છે, તો આ બધા ચૈત્યો અને એમના પર વરસી રહેલા વંદનાદિ પર ભલે બાહ્ય ચક્ષુએ દૃષ્ટિ ન પહોંચે પણ આંતરદૃષ્ટિ પહોંચાડ્યા વિના કેમ ચાલે? ત્યારે જો પહોંચાડાય તો ઉત્કૃષ્ટ આલ્હાદ-અનુમોદનાનો અનુભવ થાય; અને પછી એના નિમિત્તે કરાતો કાયોત્સર્ગ ખૂબ તન્મયતાવાળો બને! આનો લાભ અનુપમ છે.

પ્ર૦-આટલા બધા લાભનાં કારણભૂત આ સવ્વલોએ૦ નો અર્થાત્ સર્વ ચૈત્ય નિમિત્તનો કાયોત્સર્ગ પહેલો કેમ ન મૂકયો? 'અરિહંત ચેઇયાણં'નો પહેલો કેમ?

ઉ૦-'અરિહંત-ચેઇયાણં'નો કાયોત્સર્ગ એ જે મૂળ નજીકના જિનબિંબના વંદનાદિ નિમિત્તનો છે, તે શીઘ્ર સમાધિનું કારણ છે; કેમકે

એ પાસે જ હોવાથી એમના અનેકવાર જાતે જ દર્શનાદિ કરી લાભ લીધો હોવાથી શીઘ્ર સ્મરણમાં આવી ચિત્તને સમાધિ આપે છે. માટે એમના નિમિત્તનો કાયોત્સર્ગ પહેલો મૂકયો; પછી સર્વ-લોકના અર્હંત ચૈત્ય નિમિત્તનો રાખ્યો. અલબત એ પણ સમાધિ-પ્રેરક છે. કોઇ પણ તીર્થંકર ભગવાનનું સ્મરણ અને દર્શનાદિ ચિત્તના સંકલેશ શાંત કરી મહાન સ્વસ્થતા આપે છે.

અહીં કાયોત્સર્ગ કેટલો કરવો એ ચર્ચા પૂર્વે 'અરિહંત-ચેઈયાણં' સૂત્રમાં થઇ ગઇ છે. એમાં નક્કી થયું છે કે જઘન્યથી આઠ શ્વાસોચ્છવાસનો કાયોત્સર્ગ કરવાનો. તે પ્રમાણે અહીં 'સવ્વલોએ અરિહંતચેઇયાણં...અન્નત્થ...અપ્પાણં વોસિરામિ' કહી કાયોત્સર્ગ કરવાનો.

કાયોત્સર્ગ પૂર્ણ થયા બાદ પારીને પૂર્વની માફક સ્તુતિ પણ કહેવાની; કિન્તુ તે સર્વ તીર્થંકર ભગવાનની હોવી જોઈએ. નહિતર સ્તુતિ જો એના બદલે કોઈ બીજી હોય, દા. ત. અમુક ભગવાનની, તો આ કાયોત્સર્ગ અન્ય નિમિત્તનો થયો અને સ્તુતિ અન્યની થઇ! એવું થાય એ ઠીક નથી.

પ્ર૦-એમાં શું ઠીક નહિ ? સ્તુતિ તો તીર્થંકર ભગવાનની જ છે ને ?

ઉ૦-આવું માનો તો અતિપ્રસંગ થાય. કેમકે પછી તો બીજે પણ, નિમિત્ત વ્યક્ત કરવાનું કાંઇ, પ્રતિજ્ઞા કાંઇ, ને આચરવાનું બીજું જ હોય તો વાંધો નહિ લેવાય. દા. ત. કોઇ અમુક આગમસૂત્રનો ઉદ્દેશ કરી બીજાનો જ પાઠ કરે એમાં શો બાધ? મુનિને આગમસૂત્રોનો અધિકાર પ્રાપ્ત કરવા માટે યોગોદ્વહન અને શ્રાવકને આવશ્યકનાં સૂત્રો અંગે ઉપધાન વહન કરવાનાં હોય છે. એમાં સૂત્રમાં અવાંતર અધ્યયન, ને કેટલાક અધ્યયનમાં અવાંતર ઉદ્દેશા યાને પેટા પ્રકરણ પણ આવે. હવે વિધિ તો એ છે કે જે દિવસે જે અધ્યયન કે ઉદ્દેશાને ભણવા માટે યોગવિધિ યાને 'ઉદ્દેશ' કર્યો હોય, પછી પાઠ એ જ અધ્યયન કે ઉદ્દેશાનો કરવાનો, બીજાનો નહિ. ઉદ્દેશ અમુકનો અને પાઠ એનાથી ભિન્નનો, એમ ન ચાલે. જો ચૈત્યવંદનમાં અમુક જ અર્હંત્-ચૈત્યના નિમિત્તે કાયોત્સર્ગ કરી બીજા જ અર્હંત્પ્રભુની સ્તુતિ બોલી શકાતી હોય, તો તો અહીં પણ 'ઉદ્દેશ' અમુકનો કરે, પછી ભણવાનું બીજાનું કરી શકે; એ અતિપ્રસંગ છે, અને એમ કરવામાં તો પછી ઉદ્દેશ' વગેરે કરવાનું નિરર્થક જ ઠરે! 'ઉદ્દેશ' વગેરે' એટલે કે ઉદ્દેશ, સમુદ્દેશ અને અનુજ્ઞા. 'ઉદ્દેશ' એટલે કે યોગોદ્વહનપૂર્વક અમુક સૂત્ર-અધ્યયનાદિ ભણવાનો ગુર્વાદેશ, 'સમુદ્દેશ' એટલે એને સ્થિર પરિચિત કરવાનો ગુર્વાદેશ. 'અનુજ્ઞા, એટલે એને જ સમ્યક્ ટકાવવાનો અને બીજાને આપવાનો ગુર્વાદેશ. હવે જો ઉદ્દેશાદિ અમુક સૂત્રાદિનો કર્યો હોય અને ભણવાનું વગેરે બીજાનું જ હોય તો એ અમુક જ સૂત્રાદિના ઉદ્દેશાદિ કર્યાનો શો અર્થ રહ્યો? કોઇ જ નહિ. નિરર્થક ઠરે! એમ પ્રસ્તુતમાં સર્વ જિનને બદલે બીજાની સ્તુતિ બોલે તો 'સવ્વલોએ અરિહંત૦' કહેવું નિરર્થક ઠરે. માટે એવી બીજી ગમે તે સ્તુતિ બોલવી એ વાહિયાત છે, યુક્તિવિરુદ્ધ છે.

( લોગસ્સ૦' સૂત્ર સમાપ્ત. )

---

# 'પુક્ખરવર-દીવડ્ઢે૦' સૂત્ર

(લ૦-) पुनश्च प्रथमपदकृताभिख्यं 'पुष्करवर-द्वीपार्द्ध०' विधिवत् पठन्ति वा तस्येदानीमभिसम्बन्धो विवरणं चोम्नीयते,—

सर्वतीर्थकराणां स्तुतिरुक्ता, इदानीं तैरुपदिष्टस्यागमस्य येन ते भगवन्तस्तदभिहिताश्च भावाः स्फुटमुपलभ्यन्ते तत् प्रदीपस्थानीयं सम्यक् श्रुतमर्हति कीर्त्तनम्। अत इदानीमुच्यते,—

पुक्खरवर-दीवड्ढे धायइसंडे य जंबुदीवे य।
भरहेरवयविदेहे धम्माइगरे नमंसामि ॥ १ ॥

અર્થઃ-વળી પહેલા પદથી કરાયેલ નામવાળું

'પુક્ખરવર-દીવડ્ઢે' સૂત્ર એક યા અનેક જણ બોલે છે. તેનો હવે સંબંધ અને વિવેચન ચલાવવામાં આવે છે.

સર્વ તીર્થંકરોની સ્તુતિ કહી; હવે એમણે ઉપદેશેલ આગમની (સ્તુતિ). જેના વડે તે ભગવાન અને એમણે કહેલ ભાવો સ્પષ્ટ જણાય છે, તે દીવાના સ્થાને રહેલું સમ્યક્ શ્રુત કીર્તનને યોગ્ય છે. એટલા માટે આ કહેવાય છે,-'પુક્ખરવર-દીવડ્ઢે૦' ગાથા.

પુષ્કરવર દ્વીપાર્ધમાં, ધાતકીખંડમાં અને જંબૂદ્વીપમાં ભરત ઐરવત મહાવિદેહ (ક્ષેત્ર)ને વિષે ધર્મના પ્રારંભ કરનારને હું નમસ્કાર કરું છું.

વિવેચન :-

પૂર્વે લોગસ્સ૦ સવ્વલોએ૦ સૂત્ર બોલી કાયોત્સર્ગ અને સ્તુતિ કહેવાની વાત થઇ. હવે વળી 'પુક્ખરવર-દીવડ્ઢે૦' સૂત્ર બોલે. સૂત્રનું આ નામ સૂત્રના પહેલા પદ પરથી બન્યું છે. બાકી જેમ લોગસ્સ૦ સૂત્ર ચતુર્વિંશતિસ્તવ-નામસ્તવ સૂત્ર કહેવાય છે, એમ આ સૂત્રને શ્રુતસ્તવ સૂત્ર કહે છે. કેમકે આમાં શ્રુતની સ્તુતિ છે. હવે લોગસ્સ૦ પછી આ સૂત્રનો સંબંધ શો તે કહેવા સાથે સૂત્રની વ્યાખ્યા કરવામાં આવે છે.

સંબંધ:- 'લોગસ્સ૦' સૂત્રમાં ચોવીસ તીર્થંકર અને 'ચઉવીસંપિ'માં 'અપિ' શબ્દથી સર્વ તીર્થંકર દેવોની સ્તુતિ કરી. હવે એમણે ઉપદેશેલ આગમશાસ્ત્રોની સ્તુતિ કરવા માટે 'પુક્ખરવર-દીવડ્ઢે૦' સૂત્ર કહેવામાં આવે છે. આગમ અરિહંતો અર્થથી કહે છે અને ગણધરો સૂત્રથી ગૂંથે છે.

પ્ર૦-અરિહંતો કહે એની સ્તુતિ શું કરવી જ જોઈએ? એમ તો એ તત્ત્વો કહે છે એ બધાની સ્તુતિ ક્યાં કરાય છે?

ઉ૦-આગમશ્રુતની વિશેષતા છે માટે એની સ્તુતિ જરૂરી છે. તે વિશેષતા આ, કે ખુદ તે ભગવાન થયા, અને કેવા સ્વરૂપના થયા એ, તેમજ એમણે વિશ્વના ભાવ કેવા કેવા બતાવ્યા એ, બધું સમ્યક્શ્રુતથી સ્પષ્ટ જણાય છે; માટે શ્રુત તો દીપકના સ્થાને છે. અંધારામાં કોઇ દીવો કરે ત્યાં એ દીવો એના કરનારને અને બીજા પદાર્થોને પ્રકાશે છે. એવું આ સર્વજ્ઞકથિત આગમશ્રુત છે. તેથી એ સર્વજ્ઞ અને આગમ સ્તુતિ કરાવાને યોગ્ય છે.-એટલે જ આ સૂત્ર છે,—

पुक्खरवर-दीवड्ढे घायइसंडे य जंबुद्दीवे य ।
भरहेरवयविदेहे धम्माइगरे नमंसामि ॥

—પુષ્કરવર દ્વીપાર્ધ, ધાતકીખંડ અને જંબૂદ્વીપમાં ભરત ઐરવત અને મહાવિદેહને વિષે ધર્મના આદિકરોને હું નમસ્કાર કરું છું.

(લ૦-) व्याख्या,-पुष्कराणि पद्मानि तैर्वरः प्रधानः पुष्करवरश्चासौ द्वीपश्चेति समासः, तस्यार्द्धं मानुषोत्तराचलावार्ग्भागवर्ति, तस्मिन् । तथा, धातकीनां खण्डानि यस्मिन् स धातकीखण्डो द्वीपः, तस्मिंश्च । तथा जम्ब्वा उपलक्षितस्तत्प्रधानो वा द्वीपो जम्बूद्वीपः, तस्मिंश्च । एतेष्वर्द्धतृतीयेषु द्वीपेषु महत्तरक्षेत्रप्राधान्याङ्गीकरणतः पश्चानुपूर्व्योपन्यस्तेषु यानि भरतैरावतविदेहानि । प्राकृतशैल्या त्वेकवचननिर्देशः, द्वन्द्वैकवद्भावाद् वा भरतैरावतविदेह इत्यपि भवति ।

અર્થ:-વ્યાખ્યા,-'પુક્ખર'=પદ્મ, એનાથી 'વર' પ્રધાન, પુષ્કરવર એવો દ્વીપ એ પ્રમાણે સમાસ છે. તેનો અર્ધ ભાગ, માનુષોત્તરપર્વતની આ બાજુ રહેલ; તેમાં, તથા 'ધાયઇ'=ધાતકી (ધાવડી)નાં 'સંડ'=વન છે જેમાં તે ધાતકીખંડ દ્વીપ; તેમાં તથા, જંબૂથી ઓળખાયેલ યા જંબૂ છે જેમાં પ્રધાન દ્વીપ જંબૂદ્વીપ; તેને વિષે (આ અઢી દ્વીપમાં) વધારે મોટા ક્ષેત્રની પ્રધાનતા સ્વીકારી પશ્ચાનુપૂર્વી ક્રમથી રજુ કરાયેલ આ અઢી દ્વીપમાં જે ભરત, ઐરવત, વિદેહ (મહાવિદેહ) ક્ષેત્ર. (તેને વિષે). પ્રાકૃત પદ્ધતિએ એકવચનથી નિર્દેશ છે. અથવા સમાહાર દ્વન્દ્વને લીધે 'ભરહેરવયવિદેહે' એમ પણ થાય છે.

વિવેચન :- ગાથાર્થ :-

પુક્ખરવર-દીવડ્ઢે પુષ્કર યાને પદ્મોથી પ્રધાન, એવો એ પુષ્કવર દ્વીપ. તે સંપૂર્ણ નહિ પણ અડધો અર્થાત્ વલયાકાર એની બરાબર વચ્ચે રહેલ ગોળકિલ્લા જેવા માનુષોત્તર પર્વતની આ બાજુનો ભાગ. મનુષ્યો ત્યાં સુધીના જ ક્ષેત્રમાં

જન્મે છે, પર્વતની પેલી બાજુ નહિ. માટે તો એને માનુષોત્તર પર્વત કહે છે.

તથા, 'ધાતકીખંડ'=ધાતકી (ધાવડી)ના 'ખંડ'=વન છે જેમાં તે ધાતકીખંડ દ્વીપ; એમાં તેમજ, 'જંબૂદ્વીપમાં' જંબૂ (જાંબુ)ના વૃક્ષથી ઓળખાયેલ અથવા જંબૂવૃક્ષ છે પ્રધાન જેમાં એવો દ્વીપ તે જંબૂદ્વીપ; એમાં.

આ ½ પુષ્કરવર +૧ ધાતકીખંડ +૧ જંબૂ૦ =૨½ (અઢી) દ્વીપમાં 'ભરહ'=ભરતક્ષેત્ર, 'એરવય'=ઐરવતક્ષેત્ર અને 'વિદેહે'=મહાવિદેહ-ક્ષેત્રને વિષે, 'ધમ્માઈગરે'=ધર્મના આદિકરોને, 'નમંસામિ'=હું નમસ્કાર કરું છું.

પ્ર૦-અહીં જંબૂદ્વીપ પહેલો છે, પછી બીજા છે. તો 'જંબૂદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરવર દ્વીપાર્દ્ધમાં,' એમ કહી પૂર્વાનુપૂર્વી ક્રમ કેમ ન મૂકયો? પશ્ચાનુપૂર્વી ક્રમથી 'પુક્ખરવરદીવડ્ઢે....' એમ કેમ કહ્યું?

ઉ૦-એમ કહેવામાં કારણ એ કે ક્ષેત્રની મોટાઈને મુખ્ય કરવાનું સ્વીકારીને આ રજુઆત છે.

પ્ર૦-'ભરહેરવય વિદેહે'માં એકવચન કેમ મૂકયું? ત્રણ છે તો બહુવચન જોઈએ ને?

ઉ૦-(૧) પ્રાકૃત ભાષાની શૈલીથી એકવચન મૂકયું છે. જેમ ગુજરાતીમાં દા. ત. ગામનગરમાં અને ગામનગરોમાં, એમ બંને આવી શકે છે, એમ પ્રાકૃતભાષાની પણ આ એક પદ્ધતિ છે કે એકવચન પણ આવી શકે. અથવા, (૨) સમાહાર દ્વન્દ્વ-સમાસથી એકીકરણ થવાને લીધે એકવચન આવ્યું છે. જાતિવૈર હોય એવા પ્રાણીઓ, શરીરના જડવસ્તુઓના સંગ્રહ, વગેરે દર્શાવનારા પદોના સમાસ પર સમુચ્ચય,-સૂચક એકવચન વપરાય છે;- જેમકે,-ઉંદર બિલાડી વચ્ચે વૈર છે? 'હાથપગમાં જોર કયાં છે?' 'ઘઉં બાજરીની ખપત વધારે છે.' એમ અહીં પણ ૫ ભરત, ૫ ઐરવત, ૫ મહાવિદેહનો સમુચ્ચય બતાવવો છે તેથી'....વિદેહે' એમ એકવચન મૂકયું છે.

અહીં ધર્મના આદિકર કોણ? અને શ્રુતની આ સ્તુતિમાં એમને નમસ્કાર શા માટે? એ હવે બતાવે છે.

(લ૦-) तत्र 'धम्माइगरे नमंसामि'-'दुर्गतिप्रसृतान् जीवान्...' इत्यादिश्लोकोक्तनिरुक्तो धर्मः। स च द्विभेदः श्रुतधर्मश्चारित्रधर्मश्च। श्रुतधर्मेणेहाधिकारः। तस्य च भरतादिष्वादौ करणशीलास्तीर्थकरा एव। आह,-श्रुतज्ञानस्य स्तुतिः प्रस्तुता, कोऽवसरस्तीर्थकृतां येनोच्यते 'धम्मादिकरान्नमस्यामीति? उच्यते,-श्रुतज्ञानस्य तत्प्रभवत्वात्; अन्यथा तदयोगात्; पितृभूतत्वेनावसर एषामिति।

અર્થ:-ત્યાં 'ધમ્માઈગરે નમંસામિ,'-'દુર્ગતિ તરફ વળેલા જીવોને (ધારી રાખે)' વગેરે ભાવવાળા શ્લોકમાં કહેલો (છે તે) ધર્મને-એ બે પ્રકારે, શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. અહીં શ્રુતધર્મનો અધિકાર છે, અને તે ધર્મનો ભરતાદિક્ષેત્રમાં પ્રારંભ કરવાના સ્વભાવવાળા તીર્થંકરો જ છે. પ્રશ્ન થાય, 'શ્રુતજ્ઞાનની સ્તુતિ પ્રસ્તુત છે, તો તીર્થંકરોનો શો અવસર છે કે જેથી કહેવાય છે કે 'ધમ્માઈગરે નમંસામિ (ધર્મના આદિકરોને નમું છું)' તો ઉત્તર એ છે કે શ્રુતજ્ઞાન એમનાથી ઉત્પન્ન થનારૂં હોય છે, નહિતર તો એ સંભવેજ નહિ, (એટલે શ્રુતના) પિતા તરીકે હોવાથી એમનો અવસર છેજ.

વિવેચન :-

શ્રુતસ્તુતિમાં જિનનમન કેમ?

હવે 'ધમ્માઈગરે નમંસામિ' પદની વ્યાખ્યા; એનો અર્થ ધર્મનો પ્રારંભ કરનારને નમસ્કાર કરૂં છું. આમાં ધર્મ શું? એ જ કે જે

दुर्गति प्रसृतान् जीवान् धारणाद् धर्म उच्यते।
धत्ते चैतान् शुभस्थाने तस्माद् धर्म इति स्मृतः॥

આ પ્રસિદ્ધ શ્લોકમાં કહ્યો છે. અર્થાત્ દુર્ગતિ તરફ વળેલા જીવોને ધારી રાખે, અટકાવી રાખે તે ધર્મ કહેવાય છે, અને એમને એ શુભસ્થાન (સદ્ગતિ)માં સ્થાપિત કરે છે એટલા માટે (પણ) ધર્મ તરીકે કહેવાયો છે.

એ ધર્મ બે પ્રકારે છે,-શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. 'શ્રુતધર્મ' એટલે શાસ્ત્ર-આગમરૂપી સમ્યક્ શ્રુતનું અધ્યયન-અધ્યાપન-ચિંતન-ભાવન. 'ચારિત્રધર્મ' એટલે શાસ્ત્રે કહેલ વિધિ-નિષેધનો અમલ,

વિહિત કર્તવ્યોનું પાલન અને નિષિદ્ધ બાબતોનો ત્યાગ, વિધિપ્રવૃત્તિ, નિષિદ્ધ—નિવૃત્તિ. અહીં આ સૂત્રમાં શ્રુતધર્મનો અધિકાર છે. આવા દુર્ગતિરોધક અને સદ્ગતિદાયી શ્રુતધર્મનો અર્થાત્ શાસ્ત્રાગમોનો ભરત, ઐરવત મહાવિદેહ ક્ષેત્રમાં પ્રારંભ કરવાના સ્વભાવવાળા તીર્થંકર ભગવાન એ ધર્માદિકર કહેવાય; કેમકે એ ગણધરોને શાસ્ત્રનો અર્થ આપીને એના આધારે એ ગણધરોએ રચેલા સૂત્રાગમ પર મહોર છાપ મારે છે. ત્યાંથી શ્રુતધર્મ શરૂ થાય છે.

પ્ર૦—અહીં પ્રસ્તુત તો શ્રુતજ્ઞાનની સ્તુતિ છે, એમાં ધર્માદિકરનો શો પ્રસંગ છે કે 'ધમ્માઇગરે નમંસામિ' કહેવાય છે? કહેવું હોય તો 'સુયનાણું નમંસામિ' કહેવું જોઇએ ને?

ઉ૦—શ્રુતજ્ઞાનને નમસ્કાર ખરો, પરંતુ પહેલાં એ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરીને થાય; કેમકે એની ઉત્પત્તિ ભગવાન થકી છે. તીર્થંકર ભગવાન વિના તો શ્રુતનું અસ્તિત્વ જ હોત નહિ. સર્વજ્ઞ વિના સમગ્ર વિશ્વના અતીન્દ્રિય તત્ત્વ કોણ કહી શકે? ત્યારે શું શ્રુતના પિતાસ્થાને રહેલા ભગવાનને જ ભૂલીને શ્રુતને યાદ કરાય? ભગવાનને નમ્યા વિના શ્રુતને નમન થાય? માટે શ્રુતના આદિકરનો તો પહેલો અવસર છે. એમને પહેલો નમસ્કાર કરવો જોઇએ.

(લ૦-) एतेन सर्वथा अपौरुषेयवचननिरासः । यथोक्तम्-"असम्भव्यपौरुषेयं, वान्ध्येयखर विषाणतुल्यम् अपुरुषकृतं वचनं विदुषाऽनुपन्यसनीयं विद्वत्समवाये, स्वरूपनिराकरणात्"। तथाहि,-उक्तिर्वचनम्, उच्यत इति वा, इति पुरुषक्रियानुगतं रूपमस्य । एतत् क्रियाऽभावे कथं तद्भवितुमर्हति । न चैतत्केवलं क्वचिद् ध्वनदुपलभ्यते । उपलब्धावप्यदृश्यवक्त्राशङ्कासम्भवात्, तन्निवृत्त्युपायाभावात्, अतीन्द्रियार्थदर्शिसिद्धेः, अन्यथा तदयोगात्, पुनस्तत्कल्पनावैयर्थ्यादसारमेतदिति ।

અર્થ:-ધર્માદિકરત્વથી સર્વથા અપૌરુષેય વચનનું ખંડન થઇ જાય છે. જેમ, કહ્યું છે કે 'અપૌરુષેયનો અસંભવ છે. વંધ્યાપુત્ર અને ગર્દભશૃંગના જેવું પુરુષે નહિ ઉચ્ચારેલ વચન (હોવાનું) વિદ્વાને સભ્ય પુરુષોની સભામાં રજુ નહિ કરવું જોઇએ, કેમકે (વચનપણાથી અપૌરુષેયતાના) સ્વરૂપનો બાધ થાય છે.' (વચન અને પુરુષોચ્ચરિત નહિ?) તે આ રીતે,-વચન એટલે બોલ, અથવા બોલાય તે; આમ એનું સ્વરૂપ પુરુષની (ઉચ્ચારણ) ક્રિયા સાથે સંબદ્ધ છે. (તો) પુરુષ ક્રિયાના અભાવે એ કેવી રીતે હોવા યોગ્ય છે? એ કાંઇ કયાંય (વક્તા વિના) એકલું ગાજતું દેખાતું નથી. કદાચ દેખાતું હોય તો પણ (કોઇ) અદૃશ્ય વક્તા(હોવા)ની શંકાનો સંભવ છે; કેમકે આ શંકા હટાવવાનો કોઇ ઉપાય નથી. કારણ કે (જો અદૃશ્યની શંકા હટતી હોય તો તે હટાવનાર) અતીન્દ્રિય પદાર્થના દૃષ્ટા સિદ્ધ થાય છે. અતીન્દ્રિયાર્થ દૃષ્ટા વિના (અદૃશ્ય વક્તાના સંભવની) શંકા નિવૃત્ત ન થાય. (એવા દૃષ્ટા વિના કોણ નિર્ણય કરે કે અદૃશ્ય વક્તા છે જ નહિ?) ત્યારે (જો અતીન્દ્રિયાર્થ દૃષ્ટા સિદ્ધ હોય તો એ જ શાસ્ત્રના વક્તા તરીકે થઈ શકે, તેથી) અપૌરુષેય વચનની કલ્પના વ્યર્થ હોઇ વચન અપૌરુષેય કહેવું એ તુચ્છ છે.

**વિવેચન :- અપૌરુષેયવચનનું ખંડન :-**

પ્ર૦—અહીં 'ધમ્માઇગરે'—ધર્માદિકર કહી શ્રુત-આગમના ઉત્પાદક તરીકે તીર્થંકરપુરુષને કહ્યા, પરંતુ પુરુષમાં તો દોષ સંભવે છે, એટલે એમનાથી ઉચ્ચરિત વચન પણ સદોષ હોવાનો સંભવ રહે. તેથી એ પ્રમાણભૂત કેમ બની શકે? માટે કહો, આગમવચન તો સર્વથા નિત્ય છે, સદાસ્થાયી છે, અપૌરુષેય છે, કોઇ પુરુષથી ઉચ્ચરિત નહિ. તેથી જ એ નિત્ય-નિર્દોષ છે.

ઉ૦—આમ માનવું ખોટું છે. 'ધમ્માઇગરે' પદથી એનું ખંડન થઇ જાય છે. બીજે પણ કહ્યું છે, 'असंभवि अपौरुषेयम् ।' એની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે અપૌરુષેય અર્થાત્ પુરુષે નહિ ઉચ્ચારેલ વચન એ તો વંધ્યાપુત્ર જેવું છે, ગર્દભશૃંગ જેવું ગણાય. સ્રી જો વાંઝણી, તો એને દીકરો શો? એમ જો કોઇ પણ ઉચ્ચારક પુરુષ જ નથી, તો વચન શું? વચન અને અપુરુષકૃત એ માતા (પુત્રવતી) અને વંધ્યાની જેમ અસત્ અસંભવિત

છે. માટે વિદ્વાનોની સભામાં શાણા માણસે 'અપૌરુષેયત્વ' સાધ્યના આશ્રયભૂત પક્ષ તરીકે 'વચન'ની રજુઆત નહિ કરવી જોઈએ. અર્થાત્ 'વેદવચન અપૌરુષેય છે, નિત્ય નિર્દોષ હોવાથી,' આવું અનુમાન નહિ મૂકવું જોઇએ; કેમકે આમાં આશ્રય ધર્મી યાને પક્ષ છે 'વચન'; એનું જે સ્વરૂપ વચનત્વ, એનાથી જ સાધ્ય–'અપૌરુષેયત્વ'નો નિષેધ થઈ જાય છે. તે આ રીતે, કે —

**'વચન અપૌરુષેય' એ વદતો વ્યાઘાત :–**

'વચન'વસ્તુ અપૌરુષેય કેમ જ હોઈ શકે? વચન એટલે તો બોલ, અથવા જે બોલાય તે. જે બોલસ્વરૂપ જ નથી, જે બોલાયું જ નથી, તે 'વચન' શાનું? કોઇ પુરુષથી બોલાવાની ક્રિયા થઇ હોય તો જ વચનનું અસ્તિત્વ હોય. આમ વચનવસ્તુ કોઇ પણ પુરુષની બોલવાની ક્રિયા સાથે સંકળાયેલી જ હોય છે. જો એવી બોલવાની ક્રિયા જ નથી, અર્થાત્ કોઇ ઉચ્ચારક પુરુષ જ નથી, તો 'વચન' નિષ્પન્ન થવા યોગ્ય જ નથી. એટલે વચનનું સ્વરૂપ કોઇ પુરુષથી ઉચ્ચરિતતારૂપ યાને પૌરુષેયતા સિદ્ધ થાય છે. હવે જો એવા વેદવચનમાં 'અપૌરુષેયતા' માનો તો એનો અર્થ જ એ, કે એ પુરુષથી અનુચ્ચરિત છે. પણ 'વચન'ને પક્ષ તરીકે સ્થાપ્યા પછી એમાં અપૌરુષેયતા સાધ્ય હોવાનું કેમ કહેવાય? એવા પક્ષ–સાધ્ય વિદ્વત્સભામાં રજુ કરાય નહિ. નિયમ આ, કે જે વસ્તુ રજુ કરતાં સ્વવચનથી જ બાધિત થાય, તેને વિદ્વાને વિદ્વત્સભામાં નહિ મૂકવી.

અર્થાત્ પૂર્વ પ્રતિપાદનથી પછીનું પ્રતિપાદ્ય બાધિત હોય એવું રજુ ન થાય; જેમકે, 'મારી મા વંધ્યા છે', 'મારા પિતા કુમારપણાથી બ્રહ્મચારી છે', એમ આ 'અપૌરુષેય વચન.' આ બધામાં વદતો વ્યાઘાત છે.

**સ્વતઃ ગાજતું વચન નહિ :–**

પ્ર૦–સર્વ વચન કોઈ પુરુષથી ઉચ્ચરિત જ હોય એવો આગ્રહ શા માટે? કોઈ વચન આકાશમાં એમ જ ગાજતાં હોઇ શકે ને?

ઉ૦–એમ શી રીતે કહો છો? શું ક્યાંય વક્તાએ બિલકુલ નહિ ઉચ્ચારેલ શબ્દ ગગનમાં ગાજતો સાંભળ્યો?

**અદૃશ્ય વક્તા અસંભવિત :–**

પ્ર૦–અમે ભલે ન સાંભળ્યો હોય, પરંતુ પૂર્વકાળમાં ઋષિમહર્ષિઓએ સાંભળ્યો હોય, એટલે એવા વચનનો પણ સંભવ છે.

ઉ૦–તો તો એના કરતાં એવો જ સંભવ કેમ નહિ કે એ વચનનો કોઇ અદૃશ્ય પિશાચાદિ વક્તા હોય? એનાથી બોલાયાની શંકા ઊભી રહે છે. માટે 'કોઇ વક્તા પુરુષ જ નથી, અપૌરુષેય વચન છે' એમ કહેવું એ અસાર છે, તુચ્છ છે. ત્યારે હાં, શંકા હટે તો જુદી વાત, પણ આ શંકા હટાવી શકે એવો કોઈ ઉપાય નથી.

પ્ર૦–ઉપાય કેમ નહિ? જાણકાર કહે છે કે અદૃશ્ય પણ પુરુષ વક્તા નથી, એથી પછી શંકા હટે ને?

ઉ૦–એ જાણકાર કેવા હોય? જે અદૃશ્ય અતીન્દ્રિય પદાર્થને પણ જોઇ શકતા હોય અને તેથી જ જે 'પ્રસ્તુત વચન અદૃશ્ય પિશાચાદિથી જન્મ્યું છે? કે વક્તા વિના એમ જ સ્વતઃ ગાજતું છે?' એમાંથી એકનો નિર્ણય કરી શકે એ જ ને? અદૃશ્ય વસ્તુ જોઇ શકવાનું જેનું ગજુ જ નથી એ આનો જાણકાર શાનો? અદૃશ્ય અંગેના એના બોલ પર શો તોલ બંધાય? ત્યારે, જો કહો કે 'એવા કોઈ અતીન્દ્રિય પદાર્થદર્શી જ નિશ્ચિત કરીને કહે છે કે આગમવચનનો અદૃશ્ય પણ કોઈ વક્તા નથી', તો તો આમ અતીન્દ્રિયાર્થદર્શી પુરુષ હોવાનો સ્વીકાર કર્યા પછી વચન અપૌરુષેય હોવાની કલ્પના વ્યર્થ છે. કેમકે પછી તો એવા નિર્દોષ અતીન્દ્રિયદ્રષ્ટાનું વચન જ પ્રમાણભૂત આગમ બનશે ત્યાં અપૌરુષેય વચનની જરૂર જ શી? હા, અતીન્દ્રિયદ્રષ્ટા ન માનનારને એવા વચનની કલ્પના સાર્થક બને. જેમકે કહ્યું છે, કે–

"अतीन्द्रियाणामर्थानां साक्षाद् द्रष्टा न विद्यते।
वचनेन हि नित्येन यः पश्यति स पश्यति॥

–અર્થાત્ અતીન્દ્રિય પદાર્થોને સાક્ષાત્ (પ્રત્યક્ષ) જોનાર કોઇ છે જ નહિ. એ તો નિત્ય (અપૌરુષેય) વચનથી જે વસ્તુદર્શન કરે છે તે જ તત્ત્વવેત્તા છે"; કિન્તુ આવી કલ્પના કરવામાં અદૃશ્ય પિશા-

આદિ વક્તા હોવાની શંકા પાછી ઊભી જ રહેવાની! માટે અપૌરુષેય વચનની માન્યતા તુચ્છ છે, યુક્તિ-શૂન્ય છે.

(લ૦-) स्यादेतत्, भवतोऽपि तत्त्वतोऽपौरुषेयमेव वचनं, सर्वस्य सर्वदर्शिनस्तत्पूर्वकत्वात्, 'तप्पुव्विया अरहया' इतिवचनात्, तदनादित्वेऽपि तदनादित्वत स्तथात्वसिद्धेः। अवचनपूर्वकत्वं चैकस्य तदपि तन्त्रविरोधि न्यायतोऽनादिशुद्धवादापत्तेरिति।

અર્થ:- પ્રશ્ન થાય છે કે તમારે પણ વસ્તુગત્યા વચન અપૌરુષેય જ છે, કેમકે બધા જ સર્વજ્ઞ વચનપૂર્વક જ થયા હોય છે; કારણ, અરિહંતપણું વચનપૂર્વક છે એવું શાસ્ત્રવચન છે. અરિહંતો અનાદિથી થતા આવતા હોય તો ય વચન પણ અનાદિથી સિદ્ધ થવાથી અપૌરુષેય સાબિત થાય છે. અને (જો કહો કે) કોઈ એક સર્વદર્શી અરિહંત વચન વિના જ થયેલ છે, તો તે અવચનપૂર્વકત્વ શાસ્ત્રનું બાધક છે; કારણ તર્કથી જોતાં (એમાં તો એ અવચનપૂર્વકત્વવાળા અરિહંત) 'અનાદિશુદ્ધ' છે એવો મત સ્વીકારવાની આપત્તિ આવે.

વિવેચન :-

**જૈનમત પર અપૌરુષેય વચનનો આક્ષેપ:**
**પૂર્વપક્ષવાદીના પોતાનાં મતે શંકા-સમાધાન -**

અહીં અપૌરુષેયવચનવાદી શંકા કરે છે,-

પ્ર૦-માત્ર અમારે જ શું, પૌરુષેય વચનવાદી તમારે જૈનોને પણ ખરી રીતે તો તમારાં જ શાસ્ત્રવચનની ઐદંપર્યશુદ્ધિવશે યાને અંતિમ તાત્પર્ય જોતાં અપૌરુષેય જ વચન સિદ્ધ થાય છે, પૌરુષેય નહિ. શાસ્ત્રવચન આ,-'तप्पुव्विया अरहया'-અર્હત્તા અરિહંતપણું યા અરિહંતસમૂહ વચનપૂર્વક હોય છે, ઋષભાદિ સમસ્ત સર્વજ્ઞો આગમવચનના આલંબને જ થયેલા છે. માટે અનાદિથી થતા આવતા એ અરિહંતને આલંબનરૂપ ચાલ્યું આવતું એ આગમવચન અનાદિ અપૌરુષેય ઠર્યું! આના પર શંકા-સમાધાન આ પ્રમાણે થાય. (વાદીનાં પોતાનાં શંકા સમાધાન :-)

શંકા :-'અરિહંત ભલે અનાદિથી ચાલુ હોય, કિન્તુ એમનો પ્રવાહ અનાદિથી છે. તેથી ઉત્તરોત્તર થતા આવતા અરિહંતને પૂર્વ પૂર્વના થયેલ અરિહંતનું વચન મળે છે, એમ કહી શકાય. એમાં વચન પૂર્વ અરિહંતનું છે, એટલે કે પૌરુષેય જ રહે છે, અપૌરુષેય શાનું?

સમાધાન :-બરાબર, પણ એમાં ય તે અરિહંત અનાદિથી, એમ વચન અનાદિ તો ઠર્યું જ ને? અને અનાદિ એટલે નિત્ય અપૌરુષેય., પૌરુષેય કયાં રહ્યું? છતાં જો પૌરુષેયનો જ આગ્રહ છે, તો એ તો એ રીતે બેઠા કે સૌ પૂર્વના આદ્ય અરિહંત તો. વચનપૂર્વક નહિ, અને એમના ઉચ્ચારેલ વચનથી પછી અરિહંતો થતા આવ્યા; એમ. વચન પૌરુષેય કહી શકાયા. કિન્તુ એમ કહેવું એ સ્વ-શાસ્ત્રબાધક બનશે! કેમકે,

(૧) એક તો, શાસ્ત્ર 'તપ્પુવિયા અરિહયા'થી તો આદ્ય વચલા શું કે પહેલા, કોઈ પણ અરિહંત વચનપૂર્વક જ હોય એમ કહે છે.

(૨) બીજું એ, કે જૈન શાસ્ત્રો કાંઈ શૈવમતમાન્ય અનાદિશુદ્ધ સદાશિવની યા પાતંજલદર્શનમાન્ય અનાદિશુદ્ધ-બુદ્ધ પુરુષની જેમ અનાદિશુદ્ધ કોઈ અરિહંત પહેલેથી જ હોવાનું માનતા નથી. એથી તો જૈન મતને અનાદિશુદ્ધ-પરમાત્મવાદ સ્વીકારવાનું માથે આવી પડે! એ સ્વશાસ્ત્રનું બાધક કહેવાય. એટલે અનાદિશુદ્ધ કોઈ એક આદ્ય અરિહંત હોય નહિ.

(૩) વળી કોઈ પણ આત્માને શુદ્ધ બનવા માટે 'सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः' એ શાસ્ત્રવચન છે. 'સદેહ મોક્ષ' અર્થાત્ અનંત જ્ઞાન-દર્શન-વીતરાગતા-વીર્ય, અને 'વિદેહ મોક્ષ' અર્થાત્ સર્વકર્મક્ષયવાળી અશરીરી સિદ્ધ અવસ્થા પામવાનો ઉપાય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર જ છે. આ શાસ્ત્રને બાધ પહોંચે છે જો કોઈ આદ્ય વચન-પ્રવર્તક અર્થાત્ આગમ-પ્રારંભક અરિહંતને ખુદને પૂર્વના કોઈ સર્વજ્ઞ-આગમોક્ત તત્ત્વદર્શન-જ્ઞાન-ચારિત્ર વિના જ એક શાશ્વત કાળથી ચાલ્યા આવતા અરિહંત તરીકે માનીએ. કેમકે ન્યાય આ છે, નિયમ આ છે, કે 'सद् अकारणवत् नित्यम्।' જે વસ્તુ સત્ હોય અને કારણજન્ય ન હોય એ નિત્ય હોય, શાશ્વત હોય; જેમકે આકાશ. એટલે અવચનપૂર્વક

આમ અરિહંત સનાતન કાળથી ચાલ્યા આવતા માનવા પડે! પણ એમાં તો જૈનોને શૈવ-પાતંજલ મતની જેમ અનાદિશુદ્ધ સદાશિવ-ઈશ્વર જેવા અરિહંત માનવાની આપત્તિ આવે.

શંકા—તો ભલેને તેવા કોઇ એક અરિહંત નિત્ય-શાશ્વત-સનાતન હો; વાંધો શો?

સમાધાન—વાંધો એ, કે એવા નિત્ય અરિહંતને તો બિલકુલ શુદ્ધ હોવાથી કર્મ હોય નહિ; એટલે જૈનમતાનુસાર એમને શરીરનામકર્માદિને આધીન શરીર મુખ વગેરે ન હોય, એમ, તીર્થંકરનામકર્મને આધીન અષ્ટ પ્રાતિહાર્યાદિ વિભૂતિ વગેરે હોય નહિ; તો પછી એ વિના એકલો અરૂપી નિરાકાર શુદ્ધ આત્મા વાણી-ઉચ્ચારણ, આગમદાન, તીર્થ પ્રવર્તન વગેરે કેવી રીતે કરી શકે? માટે આ અનાદિ શુદ્ધ-ઈશ્વરવાદ જૈનમતને યુક્તિશૂન્ય લાગતો હોઇ માન્ય નથી. એટલે જ અરિહંતને સર્વજ્ઞ-આગમના અવલંબને જ અર્થાત્ વચનપૂર્વક જ થયેલા માનવા જોઇએ.

આમ દરેકે દરેક અરિહંત આગમ-વચનપૂર્વક જ હોય, એટલે જૈન મતે પણ આગમ વચન અનાદિ અપૌરુષેય કેમ નહિ? કોઇ પુરુષોચ્ચરિત નહિ, પણ અનાદિથી ચાલ્યું આવતું કેમ નહિ?

(લ૦-) न, अनादित्वेऽपि पुरुषव्यापाराभावे वचनानुपपत्त्या तथात्वासिद्धेः। न चावचनपूर्वकत्वं कस्यचित्, तदादित्वेन वदनादित्वविरोधादिति। बीजाङ्कुरवदेतत्। ततश्चानादित्वेऽपि प्रवाहतः सर्वज्ञाभूतभवनवद् वक्तृ-व्यापारपूर्वकत्वमेवाखिलवचनस्येति।

અર્થ:—ના, અનાદિ છતાં પુરુષની (કંઠ-તાળવાદિના સંયોગની) ક્રિયા ન હોય તો વચન સંભવે નહિ. તેથી જ અપૌરુષેય નિત્ય વચન સિદ્ધ થઈ શકતું નથી. ત્યારે કોઈ એક અરિહંત વચનપૂર્વક નહિ એવું પણ નથી, કેમકે એ વચનપૂર્વક થયેલા હોવાથી અનાદિના હોવાનું ખંડિત થઈ જાય છે. (અલબત) બીજ અને અંકુરની જેમ એ વચન અને અરિહંત છે. એટલે પ્રવાહથી એ અનાદિ હોવા છતાં પહેલાં સર્વજ્ઞ નહિ અને પછી (વચનપૂર્વક) થયેલાની જેમ સમસ્ત વચન (પહેલાં નહિ, ને પછીથી) વક્તાની ક્રિયાપૂર્વક પેદા થયેલ હોય છે.

વિવેચન:—

**અપૌરુષેયવાદીના આક્ષેપનો જૈનોનો પ્રતિકાર**

ઉ૦—ભલે દરેક દરેક અરિહંત વચનપૂર્વક જ થયેલ હોય, છતાં વચનવસ્તુ જ એવી છે કે એ પુરુષના કંઠ-તાળવાદિના સંયોગની ક્રિયા વિના અસ્તિત્વમાં આવી શકે જ નહિ. માટે વચન અપૌરુષેય હોવાનું સિદ્ધ થઇ શકતું નથી.

ત્યારે આ પણ હકીકત છે કે કોઇ પણ અરિહંત ભગવાન પૂર્વ આગમવચન વિના થયા હોય એ સંભવિત જ નથી. જે થયા તે વચનપૂર્વક જ થયા. એટલે અનાદિના શુદ્ધ ભગવાન હોવાનું કહેવું એ વિરુદ્ધ છે. એ વચનપૂર્વક જ હોય અને એ વચન પૂર્વના સર્વજ્ઞથી જ ઉચ્ચારાયેલ હોય. એટલે દરેકે દરેક વચન પણ આદિમાન અને સર્વજ્ઞ અરિહંત પણ આદિમાન.

**બીજાંકુરવત્ પ્રવાહથી અનાદિ:—**

આમ અલબત અનાદિકાળથી અરિહંત અને આગમ ચાલ્યા આવે છે, પણ તે બીજ અને અંકુરની જેમ પ્રવાહથી અનાદિ છે; બાકી વ્યક્તિગત તો દરેક અરિહંત ભગવાન અને આગમ ઉત્પન્ન જ થયેલ હોય છે. તેથી જેમ બીજથી અંકુર અને અંકુરથી બીજ, વળી એ બીજથી અંકુર અને અંકુરથી બીજ, એવી ધારા ચાલે છે, એમ અરિહંતથી આગમ, અને આગમથી અરિહંત, વળી એ અરિહંતથી આગમ, ને એ આગમથી અરિહંત, એમ પ્રવાહ ચાલે છે.

આમાંથી આ ફલિત થાય છે કે વર્તમાન ચોવીસીના ઋષભદેવ ભગવાન, કે અનંત કાળ પૂર્વના કોઇ તીર્થંકર ભગવાન, એ પૂર્વે સર્વજ્ઞ નહોતા જ, અને વચન મળવાથી જ સર્વજ્ઞ થયા; અનાદિ કાળથી સર્વજ્ઞ હતા એમ નહિ. એવી રીતે દરેક આગમવચન પણ પૂર્વે નહોતું જ, અને વક્તા સર્વજ્ઞનું નિમિત્ત પામીને જ ઊભું થયું; પણ અનાદિ કાળથી જ છે એમ નહિ. દરેકે દરેક આગમવચન વક્તાના પ્રયત્નથી જ જનમેલું છે. માટે જૈન મત પણ અપૌરુષેય વચન માને છે એ આક્ષેપ ખોટો છે.

(લ૦-) नन्वेवं सर्वज्ञ एवास्य वक्ता सदा, नान्यः, तदसाधुत्वप्रसङ्गाद् इति। सोऽवचनपूर्वक एव कश्चिन् नीतितः। ननु 'बीजाङ्कुरवत्' इत्यनेन प्रत्युक्तं, परिभावनीयं तु यत्नतः।

અર્થ :-જો પુરુષપ્રયત્નપૂર્વક જ વચન હોય છે, તો શંકા,-'એમ તો આગમવચનનો વક્તા સર્વજ્ઞ જ હોય, અસર્વજ્ઞ નહિ, કેમકે નહિતર એ અપ્રમાણભૂત બની જાય! એ હવે ન્યાયથી જોતાં એક કોઈ સર્વજ્ઞ ભગવાન વચન વિના જ હોયેલા કે થયેલા હોય.' હવે સમાધાન :- બીજ-અંકુરની જેમ (અનાદિ પરંપરા ચાલી આવે છે.) એવા પ્રતિપાદનથી આનો જવાબ દઇ દીધો છે. પ્રયત્નપૂર્વક આના પર વિચાર કરવા જેવો છે.

વિવેચન :-

પ્ર૦-એટલું તો ખરૂં ને કે આગમવચનનો વક્તા સર્વજ્ઞ જ હોય, અસર્વજ્ઞ નહિ? કેમકે અસર્વજ્ઞ પૂરૂં જાણ્યા વિના તત્ત્વ પ્રતિપાદન કરે એમાં સંભવ છે કે ખોટું પણ આવી જાય. હવે ન્યાયથી વિચારતાં એમ લાગે છે કે આમાંના ઉત્તરોત્તર સર્વજ્ઞ તો પૂર્વ પૂર્વ સર્વજ્ઞના વચન-પૂર્વક હોય, પરંતુ એમાં બહુ પૂર્વે જતાં કોઇ એક આદ્ય સર્વજ્ઞ તો વચનપૂર્વક જ હોય ને?

ઉ૦-આમ કહેવું ઠીક નથી, કેમકે અમે 'બીજાંકુરન્યાય'થી કહી દીધું છે કે 'જેમ વચન સર્વજ્ઞપૂર્વક હોય છે, તેમ સર્વજ્ઞ પણ વચનપૂર્વક હોય.' એટલે વચનપૂર્વક જ નહિ એવા કોઈ આદ્ય સર્વજ્ઞ હોતા જ નથી, એ ફલિત થાય છે.

આ વસ્તુ સારી રીતે વિચારણીય છે. જ્યાંસુધી પ્રશ્ન થાય કે એક કાર્ય કેવી રીતે? ત્યાંસુધી આ જ ઉત્તર હોય કે એનાં કારણોને લીધે. કારણ વિના કાર્ય બની જ ન શકે. 'એ સર્વજ્ઞ કેવી રીતે થયા?' તો એમ જ કહેવાય કે વચનના આધારે. 'એ વચન કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું?' તો કહેવાય કે પૂર્વના સર્વજ્ઞ ભગવાને રચેલું માટે. 'વળી એ સર્વજ્ઞ કેમ થયા?' તો કે એમની પૂર્વના સર્વજ્ઞ વચનનું આલંબન કરીને જ. આમ અનાદિ પ્રવાહ છે.

(લ૦-) वचा, अर्थ-ज्ञान-शब्दरूपत्वादधिकृतवचनस्य शब्दवचनापेक्षया नावचनपूर्वकत्वेऽपि कस्यचिद् दोषः, मरुदेव्यादीनां तथाश्रवणात्। वचनार्थप्रतिपत्तित एव तेषामपि तथात्वसिद्धेः तत्त्वतस्तत्पूर्वकत्वमिति। भवति च विशिष्टक्षयोपशमादितोमार्गानुसारिबुध्धेर्वचनमन्तरेणापि तदर्थप्रतिपत्तिः, क्वचित् तथादर्शनात्, संवादसिध्धेः। एवं च व्यक्त्यपेक्षया नानादिशुद्धवादापत्तिः, सर्वस्य तथातत्पूर्वकत्वात्; प्रवाहतस्तु इष्यत एवेति न ममापि तत्त्वतोऽपौरुषेयमेव वचनमिति प्रपञ्चितमेतदन्यत्रेति नेह प्रयासः।

અર્થ :-વળી પ્રસ્તુત આગવમવચન અર્થ, જ્ઞાન અને શબ્દરૂપ (અર્થાત્, અર્થાગમ, જ્ઞાનાગમ અને શબ્દાગમ એમ ત્રણ પ્રકારે) હોવાથી કોઇક કેવળજ્ઞાની શબ્દાગમની દૃષ્ટિએ વચનપૂર્વક ન હોવા છતાં વાંધો નથી; કેમકે મરુદેવી વગેરેનું તેમ (શબ્દાગમ વિના જ કૈવલ્ય થયેલું) સંભળાય છે. આગમમાં કહેલ પદાર્થના જ્ઞાનથી જ એમને પણ સર્વદર્શિપણું સિદ્ધ થયેલું હોઈ નિશ્ચયદૃષ્ટિથી વચનપૂર્વકતા છે જ; અને વિશિષ્ટ ક્ષયોપશમાદિથી માર્ગાનુસારી બુદ્ધિવાળાને આગમ વિના પણ આગમાર્થ-બોધ થાય છે, કારણ, ક્યાંક એવું દેખાય છે; કેમકે એમાં સંવાદ (યાને શબ્દથી કહેવાયેલાં સાથે શબ્દ વિના જ સ્વતઃ જણાયેલ કે આચરાયેલની એકતા) દ્વારા પ્રસ્તુત પદાર્થની વચન સાથે અવ્યભિચારિતા સિદ્ધ છે. આમ વચન પૌરુષેય હોઇ વ્યક્તિ (કોઇ એક સર્વજ્ઞ)ની અપેક્ષાએ અનાદિ કાળથી શુદ્ધ (કોઈ એક સર્વજ્ઞની વક્તા હોવાની) માન્યતાની આપત્તિ નથી; કેમકે કોઇપણ સર્વજ્ઞ પૂર્વોક્ત પ્રકારે વચનપૂર્વક જ થયેલા હોય છે. પરંપરાની અપેક્ષાએ અનાદિશુદ્ધ માન્ય જ છે. એથી (તમારી જેમ) મારે પણ વચન વસ્તુસ્થિતિએ અપૌરુષેય છે એવું નથી. આ વાત બીજે (સર્વજ્ઞ સિદ્ધિ આદિ ગ્રન્થમાં) ચર્ચેલી છે, તેથી અહીં વિશેષ પ્રયાસ નથી કરવામાં આવતો.

વિવેચન:-આગમવચન અર્થ-જ્ઞાન-શબ્દરૂપ:-

જૈનોને ક્યાંય એકાન્ત નથી, એ અનેકાંતવાદી છે. એટલે હવે જૈન મતે આગમવચન એ અપેક્ષાએ અપૌરુષેય પણ કેવી રીતે ઘટી શકે છે એ

બતાવે છે. **આગમવચન અર્થ, જ્ઞાન અને શબ્દરૂપ,** એમ ૩ પ્રકારે હોય છે,-અર્થવચન, જ્ઞાનવચન અને શબ્દવચન. એમાં (૧) મૂળ શબ્દાત્મક આગમ એ શબ્દવચન, (૨) આગમે કહેલ પદાર્થ દા. ત. સામાયિકનો પરિણામ વગેરે, એ અર્થવચન, અને (૩) આગમનું યથાર્થજ્ઞાન અર્થાત્ સામાયિક-પરિણામાદિનું જ્ઞાન એ જ્ઞાનવચન છે. આ પ્રકાર જુદા જુદા પ્રામાણિક નયમત યાને દૃષ્ટિબિંદુની અપેક્ષાએ પડે છે. સર્વજ્ઞથી બોલાતા શબ્દ એ તો 'શબ્દવચન આગમવચન' છે જ એ સ્પષ્ટ સમજાય છે. હવે પુસ્તકપાનામાં લિપિબદ્ધ યાને મષીથી લખાણમાં ઊતાર્યું, એ લિપિ કાંઈ શબ્દાત્મક નથી, છતાં એ પુસ્તકને 'આ શું છે?' તો કે 'આગમ'-આચારાંગ વગેરે,-એવો વ્યવહાર થાય છે. આ વ્યવહાર ખોટો નથી, અપ્રમાણિક નથી, કેમકે બુધ પુરુષો પણ એવો વ્યવહાર કરે છે. એજ રીતે શબ્દ અને એનો વાચ્ય પદાર્થ એ બેની વચ્ચે, તેમ શબ્દ અને એનું અર્થજ્ઞાન એ બંને વચ્ચે ભેદાભેદ સંબંધ છે.

**ભેદસંબંધથી** એ ત્રણે ય જુદા જુદા છે. શબ્દ એ સ્વતંત્ર પુદ્ગલ દ્રવ્ય છે; પદાર્થ એ શબ્દ કરતાં જુદી જડ ચેતન કોઈ વસ્તુ છે. અને જ્ઞાન એ તો આત્માનો ગુણ હોઈ શબ્દથી જુદી જ વસ્તુ છે જ. 'જુદી છે છતાં સંબંધ શી રીતે? જુદી તો જગતમાં ઘણી ય વસ્તુ છે,' આ પ્રશ્ન થાય. પરંતુ શબ્દથી અમુક જ વસ્તુનો બોધ થાય છે એ હકીકત છે. એ સૂચવે છે કે એ બેની વચ્ચે વાચ્ય-વાચક, અભિધેય-અભિધાયક સંબંધ છે. એમ શબ્દ અને એના થતાં ચોક્કસ પ્રકારના જ્ઞાનની વચ્ચે વિષય-વિષયીભાવ સંબંધ છે. આ ભેદસંબંધ છે.

**અભેદસંબંધ** એ રીતે કે શબ્દ એનો અર્થ અને એનું અર્થજ્ઞાન ત્રણેને એક રીતે સંબોધાય છે. દા. ત. ઘડો શબ્દ, ઘડો વસ્તુ અને ઘડાનું જ્ઞાન એ બધાયને 'ઘડો' કહેવાય છે.

શું બોલ્યો? તો કે ઘડો. આ સામે શું પડ્યું છે? તો કે ઘડો.

તમને તમારા હૃદયમાં શું ભાસ્યું-સ્ફુર્યું-યાદ આવ્યું? તો કે ઘડો.

'घटोऽपि घट:, घटशब्दोऽपि घट:, घटज्ञानमपि घट:।' આમ ઘડો, ઘડો શબ્દ, ઘડાનું જ્ઞાન એ ત્રણેયમાં 'ઘડો' એવો વ્યવહાર થવાથી એટલા અંશે ત્રણેયમાં અભેદ છે એ સૂચિત થાય છે. અભેદ વિના એક જ અભિન્ન વ્યવહાર શાનો? આ હિસાબે આગમવચન, એનો વાચ્ય પદાર્થ અને એનું જ્ઞાન, એ ત્રણેય વચ્ચે અભેદ પણ હોઈ આગમવચન શબ્દરૂપ, અર્થરૂપ અને જ્ઞાનરૂપ બને છે.

**મરુદેવીને તથાભવ્યત્વથી વચન વિના અર્થ:-**

એટલે હવે શબ્દરૂપ આગમવચનની અપેક્ષાએ કોઈક આત્માને શબ્દ વિના જ સર્વજ્ઞતા સિદ્ધ થઈ હોય તો ય હરકત નથી; અર્થાત્ એટલામાત્રથી અનાદિશુદ્ધ અપૌરુષેય આગમવચન જ સિદ્ધ નહિ થાય; કેમકે શબ્દરૂપ આગમવચન નહિ સહી, તો અર્થવચન યાને અર્થરૂપ આગમવચનથી એ સર્વજ્ઞતા સિદ્ધ થઈ હોય છે. જેમકે શ્રી ઋષભદેવ પ્રભુની માતા મરુદેવી વગેરેને શબ્દરૂપ આગમવચનની અપેક્ષા રાખ્યા વિના વચનસાધ્ય સામાયિકાદિ પદાર્થનું જ્ઞાન અને અનુષ્ઠાન પ્રાપ્ત થઈને સર્વજ્ઞ-સર્વદર્શિપણું સિદ્ધ થયેલું શાસ્ત્રમાં સાંભળવા મળે છે. એ પદાર્થજ્ઞાન થવાનું કારણ એ જીવના 'તથાભવ્યત્વ'નો યાને વૈયક્તિક મોક્ષગમન-યોગ્યતાનો સ્વયં પરિપાક છે. અલબત્ સામાન્ય રીતે જીવોનું તથાભવ્યત્વ એને પકવનારા ગુરુસંયોગ-ધર્મશ્રવણ-જિનવચનપ્રાપ્તિ--અરિહંતાદિશરણ સ્વીકાર વગેરે નિમિત્તોથી પાકે છે; પરંતુ આમનું તથાભવ્યત્વ એવું હતું કે એ આમને સહેજે સહેજે પકવ થઈ ગયું. એ થવાથી, આસ આગમ વચનના બળે જે સામાયિકાદિ પદાર્થનું જ્ઞાન થાય, તે પદાર્થ સહેજે સ્ફુરી ગયા; સ્ફુરી ગયા એટલું જ નહિ પણ એ અમલમાં મૂકાઈ ગયા, અને એની પરાકાષ્ઠાએ સર્વજ્ઞતા સિદ્ધ થઈ. એ શબ્દ નહિ પણ અર્થરૂપ આગમવચનથી થઈ કહેવાય.

**નિશ્ચયનયથી અર્થ એ જ વચન :-**

પ્ર૦-તો પછી 'तप्पुव्विया अरहया'-અરિહંતતા, સર્વજ્ઞતા વચનપૂર્વક હોય એ નિયમનું શું?

ઉ૦-ઋષભદેવાદિ પ્રભુને તો પૂર્વ ભવે આગમ-વચન પ્રાપ્ત છે તેથી અહીં એ આગમવચનના જ્ઞાનપૂર્વક સર્વજ્ઞતા સિદ્ધ થઇ; પરંતુ મરુદેવી પ્રમુખને સિદ્ધ થઇ તે વચનસાધ્ય સામાયિકાદિ પદાર્થના જ્ઞાન અને એના પરિણમનપૂર્વક જ થઇ. એ અલબત્ વ્યવહારથી વચનપૂર્વક ન કહેવાય, કિન્તુ નિશ્ચયનયથી તો વચનપૂર્વક જ છે. નિશ્ચય નય વચનને અર્થથી અભિન્ન માની અર્થરૂપ કહે છે. કેમકે એ શબ્દનો પ્રયોગ એના અર્થનો ભાવ બરાબર સક્રિય હોય એવી વસ્તુમાં જ કરે છે. દા. ત. નિશ્ચયમતે પનિયારીના માથે ઘટન ક્રિયા-વાળો ઘડો એ જ ઘડો; દેવસભામાં પૂર્ણ ઐશ્વર્ય સાથે શોભતો ઇન્દ્ર તે જ ઇન્દ્ર; સમભાવાદિ પ્રગટ હોય તે જ સામાયિક. એટલે 'ઘડો-ઇન્દ્ર-સામાયિકાદિ'વચન ત્યાં જ લાગુ થાય. માટે અર્થ સાથે એનો અભેદ. આ હિસાબે મરુદેવી આદિમાં સામાયિકાદિ આવ્યું એ વચન જ આવ્યું, એટલે નિશ્ચયનયથી એ વચનપૂર્વક જ સર્વજ્ઞ બન્યા કહેવાય.

**માર્ગાનુસારી બુદ્ધિ**:-વચન વિના પણ આ આ સામાયિકાદિ પ્રાપ્ત થવાનું કારણ કોણ? દર્શનમોહનીય - ચારિત્રમોહનીયકર્મના વિશિષ્ટ ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષયથી થતી માર્ગાનુસારી બુદ્ધિ એ કારણ છે. 'માર્ગાનુસારી બુદ્ધિ' એટલે સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને અનુસરનારી પ્રજ્ઞા, બુદ્ધિ. બુદ્ધિ જ એવી ખૂલી જાય કે જેથી વિચારણા આગળ વધતાં હૃદયમાં બરાબર સમ્યગ્દર્શનાદિને અનુકૂળ ભાવ જાગ્રત્ થઇ જાય. વિચારસરણીની કિંમત છે. સુયોગ્ય વિચારણા ચાલે તો તત્ત્વના પાટા પર ગાડી ગોઠવાઇ જાય. મરુદેવી માતાને એમ બનેલું એમાં નવાઇ નથી, કેમકે એવા કોક ભાગ્યવાન દેખાય છે કે જેમની પ્રજ્ઞાનો વિકાસ થતાં એમને સહેજે વચન જાણ્યા વિના વિશિષ્ટ પદાર્થસ્ફુરણ થાય છે, અને એના વચન સાથે સંવાદિતા મળે છે. અર્થાત્ એ બીજાને કહે છે કે 'આ જે તમે કહ્યું તે મને સ્વતઃ જણાયેલું હતું.' આ પરથી પ્રસ્તુત વસ્તુ કે વચન વિના પણ સ્વતઃ મહાર્થસ્ફુરણની નિશ્ચિત વાસ્તવિકતા સિદ્ધ થાય છે.

**પ્રવાહથી અનાદિશુદ્ધ**:-

આમ, વચન તો પૌરુષેય જ હોય, પુરુષોચ્ચારિત જ હોય; તેથી (૧) કોઇ પણ વ્યક્તિની અપેક્ષાએ એના પર અનાદિશુદ્ધ પરમાત્મવાદ સ્વીકારવાની આપત્તિ નથી. અનાદિકાળથી ચાલી આવતી કોઇ એક એવી શુદ્ધ વ્યક્તિ જ નથી કે જે સર્વજ્ઞ વક્તા હોય. દરેકે દરેક સર્વજ્ઞ, પૂર્વે કહ્યું તેમ, વચનપૂર્વક જ થયા હોય છે. અને (૨) સર્વજ્ઞોની પરંપરાની અપેક્ષાએ કહેતા હો તો અનાદિ શુદ્ધ સર્વજ્ઞ ઇષ્ટ છે, કેમકે સર્વજ્ઞ-પ્રવાહ અનાદિકાળથી ચાલુ છે.

માટે અમારે પણ તમે મીમાંસકોએ પૂર્વે કહ્યું તેમ વસ્તુગત્યા અપૌરુષેય વચનની આપત્તિ નથી. 'સર્વજ્ઞસિદ્ધિ' આદિ શાસ્ત્રમાં આનો વિસ્તાર છે તેથી અહીં વિસ્તાર નથી કરતા

(લ૦-) तदेवं श्रुतधर्मादिकराणां स्तुतिमभिधायाधुना श्रुतधर्मस्याभिधित्सुराह,-

तमतिमिरपडलविद्धंसणस्स
सुरगणनरिंदमहियस्स ।
सीमाधरस्स वंदे
पप्फोडियमोहजालस्स ॥ २ ॥

अस्य व्याख्या,-'तमः' अज्ञानं, तदेव 'तिमिर' तमस्तिमिरं; अथवा 'तमः' बद्धस्पृष्टनिधत्तं ज्ञानावरणीयं, निकाचितं 'तिमिरं'; तस्य 'पटलं' वृन्दं तमस्तिमिरपटलं; तद्विध्वंसयति विनाशयतीति तमस्तिमिरपटलविध्वंसनः; तस्य । तथा चाज्ञाननिरासेनैवास्य प्रवृत्तिः ।

**અર્થ**:-એટલે આ રીતે શ્રુતધર્મના આદિકરોની સ્તુતિ કહીને હવે શ્રુતધર્મની (સ્તુતિ) કહેવાને ઇચ્છતા 'તમતિમિર....' ગાથા કહે છે;- 'તમસ્ તિમિરના વૃન્દનો નાશ કરનાર, દેવગણ અને રાજાઓથી પૂજિત, મોહજાળને ભેદી નાખનાર આગમને હું વાંદું છું.' આની વ્યાખ્યા:- 'તમ' એટલે અજ્ઞાન, એ જ તિમિર અંધકાર, એ તમતિમિર. અથવા 'તમ'નો અર્થ બદ્ધ-સ્પૃષ્ટ-નિધત્ત જ્ઞાનાવરણીય કર્મ; અને 'તિમિર'નો અર્થ નિકાચિત કર્મ. એનો 'પડલ' એટલે

સમૂહ, તે તમતિમિરપડલ. એનો વિધ્વંસ કરે, નાશ કરે, તે 'વિદ્ધંસણ, એ તમતિમિરપડલ વિદ્ધંસણ. તેવા( આગમ )ને. તે આ રીતે કે અજ્ઞાનનો નાશ કરવા પૂર્વક જ આ(શ્રુત)ની પ્રવૃત્તિ થાય છે.

વિવેચનઃ- 'પુક્ખરવર૦'ની ૨જી ગાથાઃ-

શ્રુતસ્તવ 'પુક્ખરવર૦'સૂત્રની ૧લી ગાથાનું વિવેચન થયું. એમાં શ્રુતદાતા તીર્થંકર ભગવાનની ધર્મના આદિકર તરીકે સ્તુતિ કરી નમસ્કાર કર્યો. હવે શ્રુતની સ્તુતિ કરવી છે તેથી ૨જી ગાથા 'તમતિમિરપડલ૦' ગાથા કહે છે. ( ગાથા અને અર્થ ઉપર કહ્યો છે. )

'તમતિમિરપડલ-વિદ્ધંસણસ્સ'-

આ ગાથામાં ત્રીજી લીટીમાં શ્રુતને વંદના કરી છે, અને બાકીની પંક્તિઓમાં શ્રુતની ત્રણ વિશેષણોથી સ્તુતિ છે. પહેલીમાં શ્રુતને 'તમતિમિરપડલવિદ્ધંસણ' તરીકે સ્તવવામાં આવ્યું.

'તમતિમિરના બે અર્થ છે.

(૧) 'તમ' એટલે અજ્ઞાન, અને તિમિર' એટલે અંધકાર; અર્થાત્ બાહ્ય દીપક આદિના પ્રકાશના અભાવનો અંધકાર નહિ, કિન્તુ આભ્યન્તર જ્ઞાનના અભાવનો અજ્ઞાનરૂપ અંધકાર લેવાનો છે. શ્રુત યાને આગમશાસ્ત્ર એવાં એવાં તત્ત્વ, સિદ્ધાન્ત અને મોક્ષમાર્ગનો ઉપદેશ કરે છે કે જેનાં જ્ઞાનથી અજ્ઞાનરૂપી અંધકાર દૂર થાય છે; જીવ આજ સુધી અબુઝ અને મિથ્યા તત્ત્વમાં મૂઢ હતો, તે હવે શ્રુતજ્ઞાનથી સજ્ઞાન અને સમ્યગ્દષ્ટિ બને છે.

(૨) 'તમતિમિર'નો બીજો અર્થ તમ અને તિમિર એટલે કે બદ્ધ-સ્પૃષ્ટ-નિધત્ત જ્ઞાનાવરણીય કર્મ અને નિકાચિત જ્ઞાનાવરણીય કર્મ.

બદ્ધ-સ્પૃષ્ટ...વગેરે સમજવા સોયોનું દૃષ્ટાન્ત છે (૧) સોયોની ઝુડી ભેગી બાંધી તે બદ્ધ. (૨) એને ટીપી ટીપી ને ચપટી થયે ખૂણેખૂણા સ્પર્શતી કરી તે સ્પૃષ્ટ; (૩) એને તપાવી એક બીજીને ચોંટી ગયેલી કરી તે નિધત્ત; અને (૪) આગ્ન પર જ ઓગાળી એકરસ કરી તે નિકાચિત. જ્ઞાનાવરણીય કર્મ આત્મા સાથે વળગેલાં છે તે કોઇ તો બદ્ધ જેવી સ્થિતિમાં, તો કોઇ સ્પૃષ્ટવત્ રહ્યાં છે, ત્યારે બીજાં વળી નિધત્તની અવસ્થામાં છે, અને કેટલાંક અત્યંત ચિકણાં તે નિકાચિત બની બેઠાં છે. આત્માને પરિણામ-અધ્યવસાયના આધારે તેવો તેવો કર્મસંબંધ થાય છે. સૌથી ઉત્કટ સંબંધ નિકાચિત બનેલા કર્મનો હોય છે.

આ તમતિમિરનો 'પડલ' અર્થાત્ સમૂહ, તેનો 'વિદ્ધંસણ' અર્થાત્ વિધ્વંસ કરનારૂં શ્રુત છે. જેમ જેમ શ્રુતની પ્રાપ્તિ કરવામાં આવે, શ્રુતજ્ઞાનની વૃદ્ધિ થતી જાય, તેમ તેમ અજ્ઞાન અને જ્ઞાનાવરણીય કર્મ હટતું જાય છે. કર્મ હટે એટલે કે એનો ક્ષયોપશમ થતો જાય છે, અને તેથી આત્માના સ્વભાવભૂત જ્ઞાન એની ઉપરનો પડદો દૂર થવાથી પ્રગટ થતું આવે છે. જીવ તત્ત્વ-સિદ્ધાન્ત-મોક્ષમાર્ગનો વિશેષ વિશેષ જ્ઞાતા બનતો જાય છે, જેના પર જીવનનાં સૂક્ષ્મ સૂક્ષ્મ અને વિશેષ ગંભીર કર્તવ્યનો રાહ સૂઝે છે. અલબત સૂઝવાનું મોહનીય કર્મનાં દબાવાથી બને છે, પરંતુ અજ્ઞાન હોય ત્યાંસુધી જાણે જ નહિ તો ઉમળકો શાનો કરે ? વીર્ય શેમાં ફોરવે ? એટલે જાણવાની પહેલી જરૂર છે. શ્રુત એ માત્ર અજ્ઞાનને દૂર કરવા દ્વારા બોધ કરાવવામાં ઉપયોગી બને છે.

(લ૦-) तथा, 'सुरगणनरेन्द्रमहितस्य'। तथाहि,- आगममहिमां(मानं) कुर्वन्त्येव सुरादयः। तथा ('सीमाधरस्य') सीमां मर्यादां धारयतीति सीमाधरः, तस्येति कर्म्मणि षष्ठी। तं 'वन्दे' तस्य वा यन्माहात्म्यं तद् वन्दे, अथवा तस्य वन्द इति तद्वन्दनां करोमि। तथाहि आगमवन्त एव मर्यादां धारयन्ति। किंभूतस्य ? (प्रस्फोटितमोहजालस्य) प्रकर्षेण स्फोटितं मोहजालं मिथ्यात्वादि येन स तथोच्यते, तस्य। तथा चास्मिन् सति विवेकिनो मोहजालं विलयमुपयात्येव।

અર્થઃ-તથા, 'સુરગણનરિંદમહિયસ્સ'-દેવોના ગણ અને રાજાઓથી પૂજાયેલ (મહિમા કરાયેલ), તે આ રીતે કે દેવાદિ આગમનો મહિમા કરે જ છે. તથા ( 'સીમાધરસ્સ'-સીમાધરને, આગમને ), સીમા એટલે મર્યાદાને ધારણ કરે માટે સીમાધર, તેને. એ ષષ્ઠી (વિભક્તિ કર્મના અર્થમાં છે. તેને

'વંદે'-હું વાંદું છું; અથવા તેનું જે માહાત્મ્ય, તેને વાંદું છું. કેવા તેને? (પપ્ફોડિય મોહજાલસ્સ'-તોડી નાખી છે મોહજાળ જેણે) પ્રસ્ફોટિત અત્યંત તોડાઈ છે મોહજાળ મિથ્યાત્વાદિ જેના વડે તે, એવું (પ્રસ્ફોટિત મોહજાલ) કહેવાય; તેને. તે આ રીતે કે આ (આગમ) હોય તો વિવેકીની મોહજાળ નાશ પામે છે.

વિવેચનઃ-હવે 'સુરગણનરિંદમહિયસ્સ'નો અર્થઃ-દેવોના ગણ તથા રાજાઓથી જેનો મહિમા કરાયેલો છે, એવું શ્રુત છે, આગમ છે. દેવોના ગણ એટલે કે ભવનપતિ-વ્યંતર-જ્યોતિષ-વૈમાનિક એ ચારે નિકાયના દેવો તથા રાજાઓ આગમનો મહિમા કરે છે, એવા વિશિષ્ટ આગમધર પુરુષનાં સન્માન કીર્તિ વધારે છે. દા. ત. ઇંદ્રે વર્તમાનમાં વિચરતા તીર્થંકર શ્રી સીમંધર ભગવાન પાસેથી સાંભળી આવી અહીં વિશિષ્ટ શ્રુતધર આચાર્ય શ્રી કાલિકસૂરિજી મહારાજને પૂછતાં એમની પાસેથી પણ નિગોદનું વર્ણન બરાબર એવું જ સાંભળ્યું! તેથી ખૂશ થઇ, જતી વખતે શ્રુતના મહિમા તરીકે એમની પ્રતિષ્ઠા વધારવા મુકામનું દ્વાર ફેરવી નાખ્યું. રાજા વિક્રમાદિત્યે વિશિષ્ટ શ્રુતધર આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજનો મહિમા વધાર્યો, વગેરે.

'સીમાધરસ્સ વંદે' એટલે કે સીમા, મર્યાદાને ધારણ કરે તે આગમને વાંદું છું. અહીં દ્વિતીયાને બદલે ષષ્ઠી વિભક્તિ વાપરી છે તે કર્મના અર્થમાં જ છે. અથવા ષષ્ઠીનો અર્થ લઈએ તો 'મહિમાનં' પદ અધ્યાહારથી લઈ 'હું સીમાધર-આગમના મહિમાને વાંદું છું' એવો અર્થ થાય. આગમધર પુરુષો મર્યાદાવર્તી હોય છે, માટે આચારાંગ સૂત્રમાં ઠામ ઠામ 'મેહાવી-મેધાવી' તરીકે મુનિને ઓળખાવે છે, અને ટીકાકાર એનો અર્થ મર્યાદા-વ્યવસ્થિત એવો કરે છે. આત્મરક્ષા, સંયમરક્ષા અને પ્રવચનરક્ષાને માટે મુનિએ એક સાધુ તરીકે, એક જિનાગમના જ્ઞાતા તરીકે, જિન શાસનની પ્રતિષ્ઠાની એક જવાબદારીવાળા તરીકે, ને કોઇના શિષ્ય, કોઈના ગુરુ, જગતના જીવો માટે ધર્મનાં એક આલંબન....વગેરે તરીકેની યોગ્ય મર્યાદા બરાબર પાળવી જોઇએ છે. શ્રુતજ્ઞાનનું એ ફળ છે. અંતરમાં શ્રુત સ્પર્શ્યાનું એ પહેલું પ્રતીક છે. શ્રુત-આગમ આ મર્યાદા જણાવે છે.

'પપ્ફોડિય મોહજાલસ્સ' એટલે કે મિથ્યાત્વ-અવિરતિ-હાસ્યાદિ નોકષાય અને તેવા રાગદ્વેષ વગેરે મોહની જાળને જેણે તોડી નાખી છે, એવું શ્રુત છે, આગમ છે. આગમ-જ્ઞાનના બળે વિવેકી આત્માની મોહજાળ નાશ પામી જાય છે. આગમ ભણ્યા પછી સારાસાર, હેયોપાદેય, કર્તવ્યાકર્તવ્યનો વિવેક-વિભાગ ન કરી શકે તો મોહજાળ ઊભી રહી જાય; જેમકે અભવી વગેરેને. વિવેક ગુણવાળાને પણ આગમ મળવા પર જ મોહજાળ તૂટે છે, માટે એ તોડનાર તરીકે આગમ ગણાય.

(લ૦-) इत्थं श्रुतमभिवन्द्याधुना तस्यैव गुणोपदर्शनद्वारेणाप्रमादगोचरतां प्रतिपादयन्नाह ।

जाईजरामरणसोगपणासणस्स,
कल्लाणपुक्खलविसालसुहावहस्स ।
को देवदाणवनरिंदगणच्चियस्स,
धम्मस्स सारमुवलब्भ करे पमायं ॥३ ॥

अस्य व्याख्या,-जातिः उत्पत्तिः, जरा वयोहानिलक्षणा, मरणं प्राणनाशः, शोकः मानसो दुःखविशेषः । जातिश्च जरा च मरणं च शोकश्चेति द्वन्द्वः, जातिजरामरणशोकान् प्रणाशयति अपनयति जातिजरामरणशोकप्रणाशनस्तस्य । तथा च श्रुतधर्मोक्तानुष्ठानाज्जात्यादयः प्रणश्यन्त्येव । अनेन चास्यानर्थप्रतिघातित्वमाह ।

અર્થઃ-

શ્રુતને વંદના કરીને હવે એના જ ગુણ બતાવવા દ્વારા એ અપ્રમાદનો વિષય છે એવું પ્રતિપાદન કરતાં કહે છે 'જાઈજરામરણસોગપણાસણસ્સ....(ગાથા)' અર્થાત્,

જન્મ-જરા-મૃત્યુ- અને શોકના નાશક, કલ્યાણ અને પુષ્કળ સુખ પમાડનાર, (તથા) દેવદાનવનરેન્દ્રગણથી પૂજિત શ્રુતધર્મના સામર્થ્યને જાણી કોણ (શ્રુતોક્તચારિત્રધર્મમાં) પ્રમાદ કરે?'

આની વ્યાખ્યા,-'જાઈ' એટલે ઉત્પત્તિ, જન્મ જરા એ વયની હાનિસ્વરૂપ છે. મરણ એટલે

પ્રાણનાશ. શોક એક માનસિક દુઃખ છે. જાઇ અને જરા અને મરણ અને સોગ, એનો દ્વન્દ્વ સમાસ. એટલે જાઇજરામરણસોગને 'પણાસણ' એટલે કે દૂર કરે તે જાઇજરામરણ સોગપણાસણ તેના. તે આ રીતે કે શ્રુતધર્મે કહેલનું પાલન કરવાથી જન્મ વગેરે નાશ પામે જ છે. આથી આ શ્રુતધર્મ અનર્થોનો ઘાતક હોવાનું કહે છે.

વિવેચનઃ- ૩ જી ગાથાની વ્યાખ્યાઃ-

૨ જી ગાથામાં શ્રુતને વંદના કરી. હવે એ જ શ્રુતના કેવા ગુણ છે, કેવો લાભ અને પ્રભાવ છે એ બતાવવા છે, સાથે આવું શ્રુત મળે પછી એના કથન પર પ્રમાદ ન કરાય એ કહેવું છે. એ માટે ૩ જી ગાથા 'જાઇજરામરણ....' વગેરે પદોની કહે છે. ગાથા અને અર્થ ઉપર કહ્યા છે. એ પદોમાંનાં દરેકની અહીં વ્યાખ્યા કરવામાં આવે છે.

'જાઇજરામરણસોગપણાસણસ્સ'-

જાઇ એટલે જાતિ, ઉત્પત્તિ, જન્મ. જરા એટલે વયની હાનિ, જર્જરિત થવું, ઉંમર વીતવી. મરણ એટલે અંતે પ્રાણનો નાશ. શોક એ ઇષ્ટના વિયોગ પર કે અનિષ્ટના સંયોગ પર થતું એક જાતનું માનસિક દુઃખ છે; હાયવોય, કલ્પાંત, ઝૂરવું એ શોકનાં રૂપક છે. આ જન્મ-જરા-મૃત્યુ અને શોકનો નાશ કરનારૂં શ્રુત છે; કેમકે શ્રુતધર્મ અર્થાત્ આગમવાણીના પ્રકાશે બતાવેલનું પાલન, ત્યાજ્યનો ત્યાગ અને આદરણીયનો આદર, પ્રયત્ન, અમલ કરવાથી આત્મા કર્મમુક્ત બને છે. તેથી જન્મ-જરા-મૃત્યુ-શોક દૂર થાય છે. પછી જીવને કોઈ અનર્થ-નુકસાન-અનિષ્ટનો ભોગ નથી બનવું પડતું. આમેય આગમકથિતનું પાલન કરે એને બાહ્યથી પણ કેટલાય નુકસાનો અટકી જાય છે, અને આભ્યન્તર મન એવું સમાધિમય ઘડાઇ જાય છે કે જગતને કષ્ટરૂપ લાગતા પ્રસંગ એને મન જાણે કુછ નહિ. એમ અનર્થોના ભોગ ન બનાય એમાં શ્રુતધર્મ મુખ્ય કારણ છે. શ્રુત અનર્થઘાતક છે.

(લ૦-) 'कल्यम्' आरोग्यम् कल्यमणतीति कल्याण कल्यं शब्दयतीत्यर्थः 'पुष्कलं' सम्पूर्णं, न च तदल्पं, किन्तु 'विशालं' विस्तीर्णं; 'सुखं' प्रतीतं; कल्याणं पुष्कलं विशालं सुखम् 'आवहति' प्रापयति; कल्याणपुष्कलविशालसुखावहः, तस्य। तथा च श्रुतधर्मोक्तानुष्ठानाद् उक्तलक्षणमपवर्गसुखमवाप्यत एव। अनेन चास्य विशिष्टार्थप्रसाधकत्वमाह। 'कः' प्राणी, 'देवदानवनरेन्द्रगणार्चितस्य' श्रुतधर्मस्य, 'सारं' सामर्थ्यम्, 'उपलभ्य' दृष्ट्वा विज्ञाय, 'कुर्यात्' 'प्रमादं' सेवेत? सचेतसश्चारित्रधर्मे प्रमादः कर्त्तुं न युक्त इति हृदयम्।

અર્થઃ-'કલ્ય' એટલે આરોગ્ય. કલ્યને અણે તે કલ્યાણ, અર્થાત્ આરોગ્યને બોલાવે. 'પુષ્કલ' એટલે સંપૂર્ણ. તે પણ ઓછું નહિ કિન્તુ 'વિશાળ' અર્થાત્ વિસ્તૃત. 'સુખ' પ્રસિદ્ધ છે. કલ્યાણ અને પુષ્કળ વિશાળ સુખને 'આવહે' પમાડે એ કલ્યાણ પુષ્કળ વિશાળ સુખાવહ. તેના (સારને જોઇ કોણ પ્રમાદ કરે?) તે આ રીતે કે શ્રુતધર્મે કહેલાનાં પાલનથી પૂર્વોક્ત સ્વરૂપવાળું મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. આથી આ શ્રુતધર્મ વિશિષ્ટ પદાર્થને સિદ્ધ કરી આપનારૂં છે એ કહેવું છે. 'કો' કોણ પ્રાણી 'દેવ-દાનવ-નરેન્દ્રના ગણથી પૂજિત' શ્રુત'ધર્મના' 'સાર' અર્થાત્ સામર્થ્યને 'ઉવલબ્મ' જોઇને જાણીને 'કરે પમાય' પ્રમાદને સેવે? સમજદાર પુરૂષે ચારિત્ર ધર્મમાં પ્રમાદ કરવો યોગ્ય નથી એ રહસ્ય છે.

વિવેચનઃ-

'કલ્લાણપુક્ખલવિસાલસુહાવહસ્સ'ની વ્યાખ્યાઃ

'કલ્યાણ' શબ્દનો અર્થ કલ્યને જે અણે અર્થાત્ આરોગ્યને બોલાવે તે. આવું આત્માના ભાવ આરોગ્યને નોતરનાર આત્મહિત છે, માટે એ કલ્યાણ. 'પુક્ખલ' એટલે પુષ્કળ, સંપૂર્ણ, અધુરૂં નહિ, કે જેમાં વળી હજી બીજું બાકીનું મેળવવાનું રહે, પૂરેપૂરૂં પણ નાના પ્રમાણનું નહિ, કિન્તુ 'વિસાલ' અર્થાત્ વિશાળ, વિસ્તૃત, 'સુહાવહસ્સ' એવા સુખને પમાડનારના. આગળ આ જ ગાથામાં 'ધમ્મસ્સ' (=શ્રુતધર્મના) પદ આવે છે, એનું આ વિશેષણ છે. શ્રુતધર્મ કલ્યાણ અને પુષ્કળ વિશાળ સુખ પમાડનાર છે, કેમકે શ્રુતધર્મે યાને આગમ સ્વાધ્યાયે કહેલી વાતોનું પાલન કર-

વાથી એવાં પૂર્વોક્ત કલ્યાણ અને સંપૂર્ણ અનંત સુખમય મોક્ષ મળે જ છે. આથી સૂચવ્યું કે શ્રુતધર્મ એ વિશિષ્ટ વસ્તુનો સાધક છે. મોક્ષને માટે શ્રુતધર્મ અનન્ય સાધન છે.

'કો દેવદાણવનરિંદગણચ્ચિઅસ્સ' એટલે કયો જીવ દેવ-દાનવ-રાજાઓના સમૂહથી પૂજિતના, 'ધમ્મસ્સ સારમુવલબ્ભ કરે પમાયં'=શ્રુત-ધર્મના સાર-સામર્થ્યને જોઈ-જાણી પ્રમાદ કરે? અર્થાત્ સુજ્ઞ માણસે શ્રુતોક્ત ચારિત્રમાર્ગનું પાલન કરવામાં પ્રમાદ કરવો યોગ્ય નથી. સુજ્ઞ તો સમજે છે કે આ શ્રુતધર્મનું સામર્થ્ય જન્મ-જરા-મૃત્યુ-શોકનાં દુઃખને દૂર કરી દઇ કલ્યાણ અને સંપૂર્ણ વિશાળ સુખને પમાડવાનું છે. જીવને એ જ જોઇએ છે—દુઃખધ્વંસ-કલ્યાણ-સુખપ્રાપ્તિ; પછી એના ઉપાયભૂત શ્રુતોક્ત ચારિત્રમાં પ્રમાદ કેમ થાય?

(લ૦-) આહ સુરગણનરેન્દ્રમહિતસ્યેત્યુક્તં, પુનર્દેવદાનવનરેન્દ્રગણાર્ચિતસ્યેતિ કિમર્થમ્? ઉચ્યતે, પ્રસ્તુતભાવાન્વયફલતન્નિગમનત્વાદદોષઃ। તસ્યૈવ ગુણસ્ય ધર્મ્મસ્ય સારં સામર્થ્યમુપલભ્ય કઃ સકર્ણ્ણઃ પ્રમાદી ભવેચ્ચારિત્રધર્મ્મ ઇતિ?

અર્થ.-પ્રશ્ન કરે છે 'સુરગણનરિંદમહિઅસ્સ' એવું (વિશેષણ) પહેલાં કહી આવ્યા, હવે ફરીથી (એવાજ અર્થવાળું) 'દેવદાણવનરિંદગણચ્ચિઅસ્સ' એવું વિશેષણ શા માટે? આનો ઉત્તર એ છે કે આ વિશેષણમાં પ્રસ્તુત (સુરાદિગણથી પૂજિતપણાના) ભાવની અનુવૃત્તિ એ સાધ્ય છે પૂર્વવિશેષણના સમર્થનરૂપે, માટે કોઇ દોષ નથી. એવા ગુણવાળા એ શ્રુતધર્મના સામર્થ્યને જોઇ કોણ સુજ્ઞ ચારિત્ર-ધર્મમાં પ્રમાદી થાય?

વિવેચનઃ-

'સુરગણનરિંદ' 'દેવદાણવનરિંદ' બે કેમ?

પ્ર૦-બીજી ગાથામાં શ્રુતનાં વિશેષણ તરીકે 'સુરગણનરિંદમહિઅ' કહી આવ્યા છે, હવે ફરીથી શ્રુતધર્મના વિશેષણરૂપે એવા જ અર્થવાળું 'દેવદાણવનરિંદગણચ્ચિઅ' વિશેષણ શા માટે કહ્યું? પુનરુક્ત દોષ ન થાય?

ઉ૦-ના, આ 'દેવદાણવનરિંદગણચ્ચિઅ' વિશેષણ પૂર્વોક્ત વિશેષણનું એ રીતે સમર્થક છે કે એ પૂર્વ વિશેષણનો પ્રસ્તુત ભાવ જે 'સુરગણાદિથી પૂજિતપણું', તેની અનુવૃત્તિ કરનારું છે, અર્થાત્ અહીં પણ શ્રુતધર્મ જન્માદિક્લેશ-નિવારક અને 'કલ્યાણાદિપ્રાપક હોવા સાથે દેવાદિગણથી પૂજિત છે જ. તાત્પર્ય ગણધર ભગવાન જ્યારે તમતિમિર-વિધ્વંસક શ્રુતની રચના કરે છે ત્યારે જેમ દેવાદિગણ એનો મહિમા કહે છે, તેમ તે પછી પણ આચાર્યોની પરંપરામાં ભણાતા એ જન્માદિ-નિવારક શ્રુતનો મહિમા દેવાદિગણ કરે જ છે.

આવા મહામહિમાવંત અને જન્માદિક્લેશ નિવારી કલ્યાણ તથા અનંત સુખને પમાડનારા શ્રુતધર્મના સામર્થ્યને જાણી કોણ સુજ્ઞ એના કહેલા ચારિત્રમાર્ગની આરાધનામાં સદા ઉજમાળ ન રહેતાં પ્રમાદી બને? અજ્ઞ મૂર્ખ હોય તે પ્રમાદી બને, સુજ્ઞ સમજદાર નહિ.

(લ૦-) યતશ્ચૈવમતઃ

'સિદ્ધે ભો પયઓ નમો જિણમએ નન્દી સયા સંજમે,
દેવં નાગસુવન્નકિન્નરગણસ્સબ્ભૂઅભાવચ્ચિએ।
લોગો જત્થ પઇટ્ઠિઓ જગમિણં તેલુક્કમચ્ચાસુરં,
ધમ્મો વડ્ઢઉ સાસઓ વિજયઓ ધમ્મુત્તરં વડ્ઢઉ॥'

અર્થ:-આવું (પ્રભાવવંતુ શ્રુત) છે માટે 'સિદ્ધે ભો!....'અર્થાત્ 'હે (અતિશયસંપન્નો! જુઓ કે) પ્રતિષ્ઠિત-પ્રખ્યાત જિનમતને અત્યંત ઉજમાળ હું નમસ્કાર કરું છું. (આવો જિનમત સંપૂર્ણ સત્ય તત્ત્વમાર્ગનો પ્રકાશક હોયે છતે) સંયમ-ચારિત્રને વિષે સદા સમૃદ્ધિ છે. (એ સંયમ) દેવ-નાગકુમાર-સુવર્ણકુમાર-કિન્નરગણોથી સાચા ભાવે પૂજાયેલ છે. (એ જિનમત એવો છે કે) જેમાં જ્ઞાન અને મનુષ્ય-અસુરોવાળા ત્રણે લોકરૂપી જ્ઞેય પ્રતિષ્ઠિત છે. (આવો) શ્રુતધર્મ સદા (અનર્થ-પ્રવૃત્ત પરવાદીઓ પર) વિજય દ્વારા સદા વૃદ્ધિ પામો. ચારિત્રધર્મ બાદ પણ વૃદ્ધિ પામો.

(લ૦-) અસ્ય વ્યાખ્યા,-'સિદ્ધે'=પ્રતિષ્ઠિતે, પ્રખ્યાતે। તત્ર સિદ્ધઃ ફલાવ્યભિચારેણ પ્રતિષ્ઠિતઃ, સકલનયવ્યાપ્તેઃ પ્રખ્યાતઃ, ત્રિકોટીપરિશુદ્ધત્વેન। 'ભો' ઇત્યેતદતિશયિનામામન્ત્રણં,-પશ્યન્તુ ભવન્ત। 'પ્રયતોઽહં'

यथाशक्त्येतावन्तं कालं प्रकर्षेण यतः । इत्थं परसाक्षिकं प्रयतो भूत्वा पुनर्नमस्करोति 'नमो जिनमते' सुपां सुपो भवन्तीति चतुर्थ्यर्थे सप्तमी, नमो जिनमताय । तथा चास्मिन् सति जिनमते 'नन्दिः' समृद्धिः, 'सदा' सर्वकालं, क्व ? 'संयमे' चारित्रे, तथा चोक्तं 'पढमं नाणं तओ दयें'त्यादि ।

અર્થ.–આની વ્યાખ્યા,–'સિદ્ધે' એટલે પ્રતિષ્ઠિત, પ્રખ્યાત. એમાં સિદ્ધ એ ફળના અવશ્યંભાવથી પ્રતિષ્ઠિત છે, અને સકલ નયોથી વ્યાપ્ત હોઇને ત્રિકોટિએ પરિશુદ્ધ તરીકે પ્રખ્યાત છે. 'ભો' એ અતિશયયુક્ત(મહર્ષિઓ)ને આમંત્રણ છે કે 'આપ જુઓ.' 'પયઓ' એટલે કે હું પ્રયત=યથાશક્તિ આટલો કાળ અત્યંત પ્રયત્નવાન છું. આ પ્રમાણે અન્યની સાક્ષીએ પ્રયત થઇ ફરીથી નમસ્કાર કરે છે, 'નમો જિણમએ' (એક) વિભક્તિના સ્થાનમાં (બીજી) વિભક્તિ થાય છે એ ન્યાયે અહીં ચોથી વિભક્તિના અર્થમાં સાતમી વિભક્તિ છે. (તેથી અર્થ) જિનમતને હું નમસ્કાર કરૂં છું. તથા આ જિનમત હોયે છતે 'નન્દી' અર્થાત્ સમૃદ્ધિ. 'સયા'= સર્વકાળ, કયાં ? 'સંજમે' એટલે કે ચારિત્રમાં તથા કહ્યું છે કે 'પહેલું જ્ઞાન, પછી દયા' વગેરે.

વિવેચનઃ—

૪ થી 'સિદ્ધે ભો....' ગાથાની વ્યાખ્યાઃ—

પરસાક્ષિક ઉજમાળતા કેમ ? :—

'સિદ્ધે ભો પયઓ...' ગાથાની વ્યાખ્યા કરવામાં આવે છે. એમાં 'ભો' એ પદથી અવધિજ્ઞાન વગેરે અતિશયવાળા જ્ઞાન–લબ્ધિ આદિને ધરનાર મહર્ષિઓને આમંત્રણ કરીને કહે છે 'હે ભગવાન્ આપ જુઓ કે 'પયઓ' અર્થાત્ હું અત્યંત ઉજમાળ બન્યો છું. (આમ અન્યની સાક્ષીએ ઉજમાળ બનવાનું કારણ એ કે એ સાક્ષીભૂત જ્ઞાનીઓના જોવાનો માથે ભાર રહે ને હવે કરાનારી નમસ્કારાદિ ક્રિયા યથાસ્થિત થાય. માણસને બીજો કોઇ જોતો હોય એવું દેખાય ત્યાં ક્રિયા વ્યવસ્થિત કરે છે.)

ચોથીના અર્થમાં સાતમી વિભક્તિ 'જિનમતે :—

આ પ્રમાણે પરસાક્ષિએ ઉજમાળ બની હવે સિદ્ધ જિનમતને નમસ્કાર કરે છે,–'સિદ્ધે.... નમો જિણમએ'; હું સિદ્ધ જિનમતને નમસ્કાર કરૂં છું. અહીં 'જિણમએ' પદમાં સાતમી વિભક્તિ છે તે ચોથીના અર્થમાં સમજવાની છે. એવો એક ન્યાય છે કે 'सुपां सुपो भवन्ति' એક વિભક્તિના સ્થાનમાં બીજી વિભક્તિ થાય છે. મહર્ષિના પ્રયોગમાં પ્રશ્ન ન હોય કે કેમ એમ ? કેમકે એ જ્ઞાની છે, અબુઝ નથી, જાણે છે કે પ્રસ્તુતમાં કેવી વાકયરચના અને પદપ્રયોગ સુંદર છે.

શ્રુતને ફરી નમસ્કારનું કારણ :—

(અહીં જિનમતને નમસ્કાર એ જિનવચનને, શ્રુતને જ નમસ્કાર છે. એ ફરીથી કરવાનું કારણ એ છે કે જીવનમાં એનું ફળભૂત સંયમ સદા સમૃદ્ધ અને શ્રુતધર્મ વધતો રહેવાની પ્રાર્થના કરવી છે, ને પ્રાર્થનાદિ શુભ ક્રિયા નમસ્કારપૂર્વક જ હોય. તેમ એ પણ છે કે તારકની પુનઃ પુનઃ અનુમોદનામાં નમસ્કાર સહેજે થઇ જાય. અસ્તુ.)

(૧) સિદ્ધ=પ્રતિષ્ઠિત :—

જિનમતને 'સિદ્ધ' કહ્યો. સિદ્ધ એટલે પ્રતિષ્ઠિત, પ્રખ્યાત. આમાં (૧) પ્રતિષ્ઠિત એટલા માટે કે એણે કહેલ સાધનાનાં ફળ અવશ્ય નીપજે છે તદુક્ત સાધના કરો, તદુક્ત ફળ થાય જ. ખાલી કલ્પનાના ઘોડા નથી દોડાવ્યા, પરંતુ એમજ બનવાનું સર્વજ્ઞ ભગવાન પ્રત્યક્ષ જુએ છે. એટલે જિનના જોવા પર સ્થપાયેલ જિનમત એ સુસ્થાપિત સુપ્રતિષ્ઠિત કહેવાય. બાકી સાધના જ એવી રંગઢંગ વિનાની બતાવે કે જેનો ધારેલા ફળ સાથે મેળ જ ન ખાય, એવો મત પ્રતિષ્ઠિત નહિ. અસર્વજ્ઞના મતમાં આ ખામી હોય છે.

(૨) સિદ્ધ=પ્રખ્યાત : સકલનયવ્યાપ્ત :—

સિદ્ધનો બીજો અર્થ 'પ્રખ્યાત' એવો કર્યો. જિનમત સકલનયવ્યાપ્ત હોઇને ત્રિકોટિપરિશુદ્ધ તરીકે પ્રખ્યાત છે. કારણ, એ અનેકાન્તવાદી હોઇ પદાર્થના સમસ્ત દૃષ્ટિબિન્દુના ધર્મ વસ્તુમાં સ્વીકારે છે, અર્થાત્ સકલ નયથી વ્યાપ્ત છે. આથી જ જિનમતની ખ્યાતિ ત્રિકોટિપરિશુદ્ધ તરીકે છે.

એકાંતવાદી ઇતર દર્શનો એકેક નય પકડીને

ચાલે છે.

દા. ત. આત્મા સ્થિર ન હોય, કાયમ ટકવાવાળો ન હોય, તો પૂર્વનો આત્મા તો ગયો, સાથે કર્મ ગયા, પછી અહીંનો ફળભોગ કોના આધારે? અને અહીંનો આત્મા પણ મૃત્યુકાળે નષ્ટ, પછી આત્મા અહીં જે કર્મ કરે તેના ફળનું શું? એમ પૂર્વાપર કારણ અને કાર્યની દૃષ્ટિએ જોતાં આત્મા કાયમી શાશ્વત નિત્યતાધર્મવાળો સિદ્ધ હોવાનું ન્યાય-વૈશેષિકાદિ દર્શનોએ માન્યું. પણ આ અધુરી દૃષ્ટિ છે. કેમકે બીજી દૃષ્ટિએ જોવાનું એ વિસાર્યું કે આત્મા જો એકાંત નિત્ય હોય તો તો 'નિત્ય' એટલે પરિવર્તન થાય જ નહિ અપરિવર્તનશીલ; અને જો એનામાં પરિવર્તન થતું જ ન હોય તો પહેલાં કર્મબંધક અને પછી કર્મફળભોક્તા એ કેમ બને? પહેલાં સંસારી અને પછી મુક્ત એમ કેમ બને? એક વાર પશુ, ને બાદ મનુષ્ય, એ કેવી રીતે બને? આ તો બધાં પરિવર્તન છે. ત્યારે જો આ દૃષ્ટિબિન્દુએ પરિવર્તનશીલ હોય તો એનો અર્થ જ એ કે એ અનિત્ય છે. બૌદ્ધ દર્શન આ એક જ દૃષ્ટિથી જોઈ આત્માને ક્ષણિક જ કહે છે.

જૈનદર્શન ત્રિકોટિ-પરિશુદ્ધઃ-

જૈનદર્શન બંને દૃષ્ટિબિન્દુ માન્ય રાખી નિત્ય પણ અને અનિત્ય પણ અર્થાત નિત્યાનિત્ય કહે છે. વસ્તુમાં એવા અનંત ધર્મોને લઇને એમ બને છે. ત્યાં સકલ નય યાને સમસ્ત દૃષ્ટિએ જોનાર એક માત્ર જૈન દર્શન છે. માટે એ સકલનયોથી વ્યાપ્ત છે.

જૈનદર્શન સકલનય-વ્યાપ્ત હોવાના કારણે એની પ્રસિદ્ધિ ત્રિકોટિપરિશુદ્ધ તરીકે છે. 'ત્રિકોટિ' એટલે કષ-છેદ-તાપ એ ત્રિવિધ પરીક્ષામાં 'પરિશુદ્ધ' પસાર ઉત્તીર્ણ, તરીકે પૂરવાર છે. આનું વિવેચન પૂર્વે કર્યું છે તેમ વિધિ-નિષેધ એ કષ, એની સાધક આચાર-ચર્યા એ છેદ, એ બંનેની ઘટમાનતા રહે એવા સિદ્ધાન્ત એ તાપ. એકાંતવાદી દર્શનો કોઇ પહેલામાં, તો કોઇ બીજામાં અટકી પડે છે. અનેકાંતવાદી જૈનદર્શન ઠેઠ તાપ સુધીની પરીક્ષામાં પસાર થાય છે. આ પસાર થવાનું ત્રિકાલાબાધ્ય અને વસ્તુસર્વાંશગ્રાહી સિદ્ધાન્તના લીધે; યાને સકલનયવ્યાપ્તતાના કારણે છે. માટે એ ત્રિકોટિપરિશુદ્ધ તરીકે વિખ્યાત છે.

'નંદિ સયા સંજમે':-

જિનમત આવો સિદ્ધ છે, તત્ત્વ અને માર્ગનો યથાર્થ પ્રકાશક છે, માટે એણે કહેલા સંયમ-ચારિત્રમાર્ગમાં સદા સમૃદ્ધિ છે; ચારિત્ર હંમેશાં સમૃદ્ધ, પુષ્ટ, સંયમના ભાવોથી ભરપૂર છે. શાસ્ત્ર પહેલાં સંપૂર્ણ સત્ય તત્ત્વ અને માર્ગનું પ્રકાશક જ ન હોય, પછી એના આધારપર પળાતું ચારિત્ર શા ભલીવારવાળું હોય? શુદ્ધ ચારિત્રનું પાલન યથાર્થ જ્ઞાનની અપેક્ષા રાખે છે. કહ્યું છે, 'પઢમં નાણં, તઓ દયા.' પહેલાં સમસ્ત જીવરાશિનું જ્ઞાન હોય, પિછાણ હોય, પછી જીવોની દયા વાસ્તવિક પાળી શકે. એકેન્દ્રિયાદિ જીવને ઓળખતો જ નથી એ એની દયા ક્યાંથી પાળવાનો હતો? ત્યારે એની દયા વિસારી બીજા સ્થૂલ જીવોની દયા પાળે એ સંપૂર્ણ અહિંસક જીવન અર્થાત પૂર્ણ ચારિત્ર ન જ જીવી શકે, ચારિત્ર સમૃદ્ધ=પંચાચારોએ પુષ્ટ, સમિતિ-ગુપ્તિ આદિ ઉત્તરગુણોએ ભરચક ન જ બની શકે. જિનમત 'સિદ્ધ' છે, ફલાવશ્યંભાવથી પ્રતિષ્ઠિત છે, વ્યવસ્થિત છે, માટે એમાં ચારિત્રમાં સમૃદ્ધતા હોય છે; કેમકે અંતિમ ફળ છે અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર એ પ્રગટ કરવા માટે સંયમ જીવનમાં માત્ર એનો જ અભ્યાસ અને એના પર્યાયોની વૃદ્ધિ કર્યે જવાનું જ એક-માત્ર જીવન હોય છે. એટલે સંયમમાં સદા સમૃદ્ધતા હોય એ સ્વાભાવિક છે.

(લ૦-) किंभूते संयमे ? देवनागसुवर्णकिन्नरगणैः सद्भूतभावेनार्चिते; तथा च संयमवन्त अर्च्यन्त एव देवादिभ्यः । किंभूते जिनमते ? लोकनं लोकः ज्ञानमेव, स यत्र प्रतिष्ठितः । तथा, जगदिदं ज्ञेयतया । केचिन्मनुष्यलोकमेव जगन्मन्यन्त इत्यत आह 'त्रैलोक्यं मनुष्यासुरम्' आधाराधेयभावरूपमित्यर्थं ।

अयमित्थंभूतः 'श्रुतधर्म्मो वर्द्धतां' वृद्धिमुपयातु 'शाश्वत'मिति क्रियाविशेषणमेतत् । शाश्वतं वर्द्धतामित्यप्रच्युत्येति भावना । 'विजयतो' ऽनर्थ प्रवृत्तपरप्रवादिविजयेन हृदयम । तथा 'धर्म्मोत्तरं=चारित्रधर्मोत्तरं वर्द्धताम् । पुनर्वृद्धयभिधानं मोक्षार्थिना

प्रत्यहं ज्ञानवृद्धिः कार्येतिप्रदर्शनार्थम् । तथा च, तीर्थकरनामकर्म्महेतून् प्रतिपादयतोक्तं 'अपुव्वनाणगहणे' इति ।

અર્થ:–કેવા સંયમમાં (સમૃદ્ધિ)? દેવ (વૈમાનિક, જ્યોતિષ્ક) નાગકુમાર-સુવર્ણકુમાર (આદિ ભવનપતિ), કિન્નર (વગેરે વ્યંતર)ના ગણોવડે સાચા ભાવથી પૂજાયેલ; તે આ રીતે કે સંયમવાળાઓ વૈમાનિકાદિ દેવો વડે પૂજાય જ છે. કેવા જિનમતને (નમસ્કાર)? 'લોગો જત્થ...' લોક એટલે લોકન જોવું-જાણવું અર્થાત્ જ્ઞાનજ. એ જ્યાં પ્રતિષ્ઠિત વ્યવસ્થિત છે, તથા, 'જગમિણં' આ જગત જ્ઞેય તરીકે (વ્યવસ્થિત છે), કેટલાકો મનુષ્ય લોકને જ જગત તરીકે માને છે, એટલા માટે કહે છે 'તેલુક્કમચ્ચાસુરં.' ત્રણ લોક, મનુષ્ય અને અસુરો છે. તાત્પર્ય (જિનમતના જગતમાં (ત્રૈલોકનું અસ્તિત્વ) આધાર–આધેય ભાવરૂપે છે.

આ આવો શ્રુતધર્મ 'વડ્ઢઉ' વૃદ્ધિ પામો 'સાસઓ' એ ક્રિયાવિશેષણ છે, 'હંમેશ માટે વધો, એ હ્રાસ થયા વિના,' એમ કહેવાનો ભાવ છે. 'વિજયઓ' એટલે અનર્થમાં પવર્તમાન ઇતર વાદીઓને જીતવાવડે, એ રહસ્ય છે. પછી 'ધમ્મુત્તરં' ચારિત્ર ધર્મ બાદ 'વડ્ઢઉ' વધો. ફરીથી વૃદ્ધિનું કથન એ મોક્ષાર્થીએ હંમેશાં જ્ઞાનવૃદ્ધિ કરવી જોઇએ એ બતાવવા માટે છે. તે આ રીતે કે તીર્થંકર નામકર્મના કારણોનું પ્રતિપાદન કરતાં કહ્યું છે 'અપુવ્વનાણગહણે' અર્થાત્ નવું નવું જ્ઞાન ગ્રહણ કરવામાં (વીર્યોલ્લાસ રાખવો.)

વિવેચન :—'દેવં નાગ...' 'લોગો જત્થ...' 'ધમ્મો વડ્ઢઉ....' વ્યાખ્યા :—

હવે ૪ થી ગાથાની છેલ્લી ત્રણ લીટીની વ્યાખ્યા કરવામાં આવે છે. એમાં ઉપર જે કહી આવ્યા કે 'જિનમતને નમસ્કાર' તથા 'સંયમમાં સદા સમૃદ્ધિ', એમાં આ ત્રીજી લીટીને નજીકમાં 'નંદી સયા સંજમે' પદ છે, તેથી પહેલાં એ કહે છે કે કેવા સંયમમાં? તો કે 'દેવં-નાગ-સુવન્ન-કિન્નરગણ' અર્થાત્ દેવ એટલે કે વૈમાનિક જ્યોતિષી દેવો, અહીં દેવં એમાં દેવ પદ પર અનુસ્વાર છે તે વાક્યાલંકાર યા છન્દપૂર્તિ અર્થે છે, પરંતુ દ્વિતીયા વિભક્તિના પ્રત્યય તરીકે નહિ. પ્રાકૃત ભાષામાં આર્ષપ્રયોગમાં અલાક્ષણિક યાને લક્ષણનિયમની મર્યાદા બહાર પણ વિભક્તિપ્રત્યય વગેરે આવે છે. 'નાગ' અને 'સુવન્ન' એટલે નાગકુમાર–સુવર્ણકુમાર આદિ ભવનપતિદેવો, તથા 'કિન્નર' અર્થાત્ કિંનર વગેરે વ્યંતર દેવતાઓ, એમ ચારે નિકાયના દેવગણો વડે આ સંયમ 'સબ્ભૂઅભાવચ્ચિએ' હૃદયના સાચા ભાવથી પૂજાયેલ છે. સંયમને વહન કરનાર મહાત્માઓ દેવો વડે પૂજાય છે તે સંયમના કારણે. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે, 'દેવા વિ તં નમંસંતિ જસ્સ ધમ્મે સયા મણો'

સંયમનું મહત્ત્વ :–

જેનું અહિંસા–સંયમ–તપ ધર્મમાં સદા મન લાગેલું છે એને દેવતાઓ પણ નમસ્કાર કરે છે. પૂજનીય સંયમને ધરનાર એ પણ પૂજાય છે.

'વિરતિધરને પ્રણામ કરીને, ઇંદ્ર સભામાં બેસે' ઇન્દ્ર જેવા પણ મોટી દિવ્ય શક્તિવાળા છતાં પોતે સમ્યક્ત્વના ચોથા ગુણસ્થાનકથી આગળ વધી શકતા નથી, દેશ સંયમ–સર્વ સંયમ (દેશ-વિરતિ-સર્વવિરતિ) આદિના ગુણસ્થાનક પામી શકતા નથી; ઠેઠ વીતરાગપ્રાય નિર્વિકાર અનુત્તરવાસી દેવ સુધીના પણ નહિ! છતાં સમ્યક્ત્વ-શ્રદ્ધામાં એવા ચુસ્ત કે 'સંયમ જ ઉપાદેય' એવી શ્રદ્ધા ધરનારા હોય છે. તેથી સંયમ, સંયમીના ભારે આદર, પૂજા કરે છે. તે પણ 'સબ્ભૂઅભાવચ્ચિએ' અર્થાત્ સદ્‌ભૂત, ઔપચારિક નહિ, કિન્તુ મુખ્ય હાર્દિક સાચા ભાવથી અર્ચના પૂજા કરે છે. કેમકે અવધિજ્ઞાનથી દેખે છે કે 'આ સંયમથી જ ઉચ્ચ સ્વર્ગ–મોક્ષનાં સુખ મળે છે, સંયમથી જ ભવના ફેરા ટળે છે.'

લોક=બોધ: જગત=વિશ્વ:–

હવે ૩ જી લીટીમાં કેવા જિનમતને એ દર્શાવતાં કહે છે 'લોગો જત્થ પઇટ્ઠિઓ, જગમિણં તેલોક્કમચ્ચાસુરં' જત્થ=જ્યાં, જે જિનમતમાં, લોક પ્રતિષ્ઠિત છે, રહેલું છે, અને આ જગત પ્રતિષ્ઠિત–રહેલ છે. જિનવચનમાં જિનાગમ-શ્રુતમાં લોક અને જગત બંનેનું પ્રતિપાદન

છે. 'લોક' એટલે લોકન, અવલોકન, જાણવું, અર્થાત્ જ્ઞાન. જિનમતમાં યથાર્થ વસ્તુબોધ રહેલો છે, બોધ કરાવવાનું સામર્થ્ય છે. કેમકે એમાં 'જગમિણં' આ સમસ્ત વિશ્વનું જ્ઞેય તરીકે પ્રતિપાદન છે. કેટલાકો જગતને મનુષ્યલોક જેટલું જ માને છે. એ ખોટું છે; કેમકે જગતમાં તો ઊર્ધ્વ-અધો-મધ્ય, એમ ત્રણે લોક આધાર-આધેયભાવરૂપે રહેલ છે. જગત્ આધાર; અને એમાં આધેય અર્થાત્ રહેલા તરીકે ત્રણે લોક છે. ઊર્ધ્વ લોકમાં વૈમાનિક દેવો, દેવવિમાનો વગેરે, તથા ઠેઠ ઉપર સિદ્ધશિલા અને અનંત સિદ્ધ ભગવાન છે. અધોલોકમાં ભવનપતિ દેવો-દેવભવનો તથા સાત નરક વગેરે છે. મધ્યલોકમાં જ્યોતિષી-વ્યંતરદેવો એની વિમાન-નગરીઓ, મનુષ્ય, તિર્યંચ, દ્વીપ-સમુદ્રો વગેરે છે. જગત આ ત્રણે લોક ઉપરાંત બહાર અનંત અલોકાકાશરૂપ છે. આમાં 'મચ્ચાસુર' મર્ત્ય-મનુષ્યો અને અસુર ભવનપતિનિકાયના દેવો પણ છે.

(સર્વજ્ઞનાં શાસ્ત્ર-આગમશ્રુત વિના આ કોણ બતાવે? આવા સચોટ વિશ્વદર્શક આગમશ્રુતને આજના હળાહળ કળિયુગમાં પ્રાપ્ત કરવું એ કોઇ મહાન ભાગ્યોદય છે. આજ ગ્રન્થકાર અન્યત્ર કહે છે કે 'હા અણાહા કહં હુંતા, જઇ ણ હુંતો જિણાગમો,'-'અરે! જો જિનાગમ ન હોત તો એ વિના અનાથ એવા અમારૂં શું થાત?')

હવે 'ધમ્મો વડ્ઢઉ' એ છેલ્લી પંક્તિથી આવા ઉચ્ચ પ્રભાવવંતા અને ઉચ્ચ ફળદાયી શ્રુતધર્મની વૃદ્ધિની આશંસા વ્યક્ત કરવામાં આવે છે. 'ધમ્મો' એટલે શ્રુતધર્મ. 'વડ્ઢઉ' એટલે વધો, વૃદ્ધિ પામો.

**ધર્મ બે પ્રકારે-શ્રુતધર્મ અને ચારિત્રધર્મ.** ચારિત્રધર્મમાં મૂળગુણ-પંચમહાવ્રત પાલન, અને ઉત્તરગુણ સમિતિગુપ્તિ-સાધુસામાચારી-આવશ્યકાદિ અનુષ્ઠાન તથા પંચાચાર વગેરેનું પાલન આવે. શ્રુતધર્મમાં આગમાદિ શ્રુતનું અધ્યયન-અધ્યાપન-પૃચ્છા-પુનરાવર્તન-ચિંતન (અનુપ્રેક્ષા) આદિ આવે. ગૃહસ્થ જીવનમાં શ્રાવકપણાને યોગ્ય કર્તવ્ય બજાવવા ઉપરાંત શ્રુતધર્મની આરાધના અલ્પાંશે હોય છે, ત્યારે સાધુ જીવનમાં આજીવિકા કમાવવી, ઘર-કુટુંબ સંભાળવું, દ્રવ્યસ્તવ-અર્હદ્ અભિષેકાદિ પૂજા સત્કાર વગેરે કરવાનું હોતું નથી, તેથી સાધુપણાને યોગ્ય આચાર-અનુષ્ઠાન કરવા ઉપરાંત શ્રુતધર્મની આરાધના ભરપૂર અંશે હોય છે. સામાન્ય રીતે સવારે પહેલા બે પહોર સૂત્ર-અર્થસ્વાધ્યાય, ને છેલ્લો પહોર તથા રાત્રિના પહેલો-છેલ્લો પહોર સ્વાધ્યાય કરવાનો હોય છે. આમાં વાચના-પ્રચ્છના-પરાવર્તના-અનુપ્રેક્ષા-ધર્મકથા, એમ પાંચ પ્રકાર છે.

(અહીં શ્રુતધર્મની વૃદ્ધિની આશંસા કરવામાં આવી એમાં પ્રશ્ન થાય.

**૫ પ્રકારના શ્રુતસ્વાધ્યાયમાં વૃદ્ધિ શી?—**

પ્ર૦-મુનિને પાંચ પહોર સ્વાધ્યાય તો કરવાનો જ છે, પછી એમાં વૃદ્ધિ શી?

ઉ૦-વૃદ્ધિ આ રીતે કે દા. ત. (૧) સૂત્ર અમુક પ્રમાણમાં ગોખાતા અને કંઠસ્થ થતા હોય એમાં પ્રમાણની વૃદ્ધિ થાઓ, અર્થાત્ અધિક ગોખાઇને ધારણ થાઓ. •(૨) અર્થ અધિક વિસ્તારમાં મળો, સમજાઓ. •(૩) સૂત્રાર્થનું પુનરાવર્તન અધિક પ્રમાણમાં થાઓ. •(૪) શ્રુતકથિત પદાર્થ સંબંધી ચાલના-પ્રત્યવસ્થાન યાને પ્રશ્ન-સમાધાન અધિક વધો, જેથી એ પદાર્થોની શ્રદ્ધા વધો, યથાર્થતા અધિક સચોટ ભાસે અને સાક્ષાત્ જેવા દેખાય. •(૫) અનુપ્રેક્ષા-ચિંતનની સૂક્ષ્મતા-ગંભીરતા-વિસ્તૃતતા વધો. •(૬) પાંચે પ્રકારના સ્વાધ્યાયમાં એકાગ્રતા-તન્મયતા-એકાકારતા એવી વધતી જાઓ કે પછી મન નવરૂં પડે કે તરત જ એની અસર રૂપે એમાં જ લાગી જાય. બાહ્ય ભાવો મટીને આંતરભાવ અને એમાંય વિશેષે કરીને શ્રુતકથિત પદાર્થનું સ્મરણ-ચિંતન જ થયા કરે. વિદ્યા-સાધકને જેમ એક જ ધ્યાન અને એક જ તાન, વિદ્યાનો જાપ અથવા આજના વિજ્ઞાન વગેરેના સંશોધકોના મનમાં એની જ રટણા, યા પૈસાના પાકા લોભીને ધંધા-ધાપાદિની જ વિચારણા, એમ શ્રુતચિંતનની તન્મયતા વધતી જાય. તીર્થંકર ભગવાન છદ્મસ્થ ચારિત્રકાળમાં અને જિનકલ્પી વગેરે મહામુનિઓ ચારિત્રજીવનમાં શ્રુતચિંતનમાં એટલા બધા તન્મય

રહે છે કે એના આધાર પર કેટકેટલો સમય પસાર થયો, દિવસ કે રાતમાં કેટલો કાળ વીત્યો એ સમજી શકે છે, તેમજ એ તન્મયતા ઉપર ક્ષુદ્ર ઉપસર્ગ–પરીસહ ક્યાં આવ્યા ને ગયા એનું એમને ધ્યાને ય નથી રહેતું; પછી હાયવોય ખેદ–ઉદ્વેગની તો વાતે ય શી? શ્રુતધર્મની વૃદ્ધિમાં આવી આવી અધિકતા અપેક્ષિત છે. શ્રાવકને પણ એના પ્રમાણમાં તત્ત્વરમણતા વધારવાની છે.)

'સાસઓ વિજયઓ'–નિત્ય શ્રુતવૃદ્ધિઃ–

શ્રુતધર્મ વૃદ્ધિ પામો તે પણ 'સાસઓ' શાશ્વત હંમેશા, નિત્ય વૃદ્ધિ પામો.

પ્ર૦–'સાસઓ' પદ પ્રથમા વિભક્તિમાં છે તેથી તો 'ધમ્મો'નું વિશેષણ થાય પણ 'વડ્ઢઉ' ક્રિયાપદનું કેવી રીતે? શાશ્વત ધર્મ કે શાશ્વત વૃદ્ધિ?

ઉ૦–અલબત દેખીતી રીતે 'શાશ્વત શ્રુતધર્મ' એવો અન્વય થાય, પરંતુ પ્રસ્તુતમાં એનું કોઈ પ્રયોજન નથી; પ્રસ્તુત તો શ્રુતવૃદ્ધિની આકાંક્ષા છે, એટલે એના સંદર્ભમાં શાશ્વતવૃદ્ધિ અપેક્ષિત છે. તેથી પૂર્વે 'નમો જિણમએ'માં ચતુર્થીના સ્થાને સાતમી વિભક્તિની જેમ, અહીં દ્વિતીયાના સ્થાને પ્રથમા વિભક્તિ વપરાયેલી સમજવાની છે. તેથી સાસઓ એટલે શાશ્વતમ્, એમ ક્રિયાવિશેષણ પદ તરીકે એને લગાવવાનું છે. તેથી 'વડ્ઢઉ–વધો'ની સાથે લાગતાં નિત્ય વધો એવો અર્થ પ્રાપ્ત થાય છે.

(આ નિત્યવૃદ્ધિ કહેવાનું પ્રયોજન એ છે કે વૃદ્ધિ પમાડેલું શ્રુત પાછું પ્રચ્યુત ન થાઓ, હ્રાસ ન પામો, ભુલાઈ–કરાઈ ન જાઓ, કિન્તુ અખંડ વૃદ્ધિ ઉપર વૃદ્ધિ થયા કરો એ અભિલાષા છે. નવું ભણે અને જૂનું ભૂલે એનો શો અર્થ? ભણાયે જતું આગમ–શ્રુત તાજું ને તાજું રહેવું જોઈએ. તો જ એના બળે અનેકાનેક પ્રકારના અનાદિરૂઢ કુસંસ્કારો નાશ પામતા આવે છે, તેમજ આગળ આગળના શ્રુત પર પ્રકાશ વધે છે. જૂનું યાદ ન હોય, પારાયણમાં ન હોય, તો એનાથી દબેલા કુસંસ્કાર પાછા તાજા થાય, અને ભૂલાયેલા શ્રુતના સંદર્ભમાં નવા શ્રુતથી વધવો જોઈતો પ્રકાશ ન વધે.)

'વિજયઓ' એટલે વિજય દ્વારા; અર્થાત્ ઈતર મિથ્યાવાદીઓ કુતર્ક દ્વારા, મિથ્યા તત્ત્વનું પ્રતિપાદન અને યથાર્થ તત્ત્વનું ખંડન કરવારૂપ જે અનર્થ ચલાવી રહ્યા છે, એના પર વિજય કરવા દ્વારા શ્રુતવૃદ્ધિ થાઓ, એવી આશંસા છે. 'વિજય દ્વારા' એ રીતે કે સત્ તર્ક વડે મિથ્યા તત્ત્વનું ખંડન અને સમ્યક્ તત્ત્વની સિદ્ધિ હૃદયસ્થ થાય એ રીતે શ્રુતવૃદ્ધિ અપેક્ષિત છે. નય-નિક્ષેપ, ચાલના–પ્રત્યવસ્થાન, અનેકાંતવાદ–સપ્તભંગી વગેરેનું જ્ઞાન વધવાથી એ શક્ય બને છે. માટે શ્રુતાર્થીથી એની ઉપેક્ષા ન થાય.

'ધમ્મુત્તરં વડ્ઢઉ' એટલે ચારિત્રધર્મ ઉપર એ શ્રુતવૃદ્ધિ થાઓ. અહીં ફરીથી શ્રુતવૃદ્ધિનું કથન કર્યું, એ સૂચવે છે કે મોક્ષના અર્થી જીવે હંમેશાં જ્ઞાનવૃદ્ધિ કરતા રહેવાનું છે. પૂર્વે કહ્યું તે સાસઓ–શાશ્વત વૃદ્ધિ પ્રાપ્ત કરેલું નાશ ન પામે એ ભાવમાં છે, અહીં વૃદ્ધિનો પ્રયત્ન હંમેશા ચાલે એ કહેવાનો ભાવ છે. રોજ ને રોજ નવા નવા જ્ઞાનની વૃદ્ધિ થતી જ રહેવી જોઈએ. 'ચારિત્રધર્મોત્તર' એટલે કે જેમ જેમ ચારિત્ર-પર્યાય વધતા જાય તેમ તેમ નવા નવા જ્ઞાનના પર્યાય પણ વધતા જાય.

શ્રુતવૃદ્ધિના મહાન લાભોઃ–

શ્રુતવૃદ્ધિનો આવો રોજનો પ્રયત્ન ન હોય તો આત્માનો જે ખાસ ગુણ ચૈતન્ય, જ્ઞાનોપયોગ, એના વિકાસની પરવા કેટલી ગણાય? •(૧) જ્ઞાન તો ભાવપ્રાણ છે, એ વિકસતા જ રહેવા જોઈએ. એ શ્રુતવૃદ્ધિથી ભાવપ્રાણ વધુ વિકસે છે. એ વિકસાવવાની રોજની ચીવટ હોય એટલે •(૨) કુવિકલ્પો અને આર્તધ્યાન તથા બાહ્ય ભાવોને બિચારાને પાસે ફરકવાની જગા જ ન રહે, આત્માથી એ દૂરના દૂર રહે. •(૩) તેમજ શ્રુત-સાગર અગાધ છે, એનો, નિત્ય નવા શ્રુતના પ્રયત્ન વિના, પાર કેમ પમાય? •(૪) નિત્ય પ્રયત્નથી તો આત્માનો સંવેગગુણ પણ નવો નવો જાગતો જાય છે, મોક્ષ પ્રીતિ વિકસ્વર બનતી જાય છે. તેથી મોક્ષાર્થી જીવને આના વિના કેમ ચાલે?

ખોટા વિચારો કેમ અટકે?

ચિત્ત આર્તધ્યાનમાં ને બાહ્યભાવમાં ત્યાં સુધી રખડતું રહે છે કે જ્યાં સુધી નિત્ય નવા જ્ઞાનની પૂર્વોક્ત વૃદ્ધિમાં પ્રમાદ આળસ, ઉપેક્ષા થાય છે. એ ઉપેક્ષાથી બાહ્યભાવ બહિરાત્મદશા પુષ્ટ થતી રહે છે. માટે એને તોડવા સારૂ નિત્ય નવા શ્રુતની વૃદ્ધિનો પ્રયત્ન અત્યંત આવશ્યક છે.

મિથ્યાશાસ્ત્રો અને પાપશાસ્ત્રોથી બચવાઃ-

આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે સમ્યક્ શ્રુત જ આ કાર્ય કરી શકે. મિથ્યા શ્રુતમાં મિથ્યાદર્શનનાં શાસ્ત્રો મિથ્યાત્વ વધારવા દ્વારા અને દુનિયાનાં પાપશાસ્ત્રો જડ ભૌતિક આસક્તિ વધારવા દ્વારા કુવિકલ્પો અને બાહ્ય ભાવને પોષે છે. સમ્યક્ જિનાગમ-શ્રુત એ બંને અનર્થથી બચાવી લઇ અંતરાત્મભાવનાં પુષ્ટિ અને વૃદ્ધિ કરે છે. એનું કારણ એ જ કે એ વીતરાગ સર્વજ્ઞ પરમાત્માના આગમ છે, અને વીતરાગ બનવાના યથાર્થ માર્ગનું અને સત્ તત્ત્વસિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે. તેથી પૂર્વે ઠીક જ કહ્યું કે 'કો...ધમ્મસ્સ સારમુવલબ્ભ કરે પમાય' અર્થાત્ આવા અવશ્ય અનંત કલ્યાણ સાધક ટંકશાળી સમ્યક્ શ્રુતધર્મના સામર્થ્યને સમજી કોણ પ્રમાદ કરે? તાત્પર્ય, શ્રુતવૃદ્ધિમાં નવા નવા શ્રુતજ્ઞાનની નિત્ય વૃદ્ધિ કરતા રહેવું જોઈએ.

તીર્થંકર નામકર્મના ૨૦ સ્થાનકઃ—

નવા નવા શ્રુતજ્ઞાનનો પ્રયત્ન એ તો તીર્થંકર-નામકર્મરૂપી ઉત્કૃષ્ટ પુણ્યનું કારણ છે. શાસ્ત્ર તીર્થંકર-નામકર્મ ઉપાર્જવાના કારણો બતાવતાં (૧-૭) અરિહંત-સિદ્ધ- પ્રવચન-આચાર્ય - સ્થવિર-ઉપાધ્યાય-સાધુનાં વાત્સલ્યાદિ એ ૭, તથા (૮-૧૧) જ્ઞાન-દર્શન-વિનય-આવશ્યક (ચરિત્ર) એ ૪, તેમજ (૧૨-૧૫) શીલ-ક્રિયા-તપ-દાન એ ૪, અને (૧૬-૧૭) સમાધિ તથા વૈયાવચ્ચ એ ૨, એમ ૧૭ કારણ ઉપર ૧૮મું કારણ 'અપૂર્વ જ્ઞાનગ્રહણ' બતાવે છે. પછી (૧૯-૨૦) શ્રુત અને તીર્થની ઉપાસના એ બે મળતાં કુલ વીસ કારણ થાય છે. આને તીર્થંકર-નામકર્મ ઉપાર્જવાના વીસ સ્થાનક કહે છે. એ બધાની અગર થોડા કે એકની પણ ઉત્કટ આરાધના તીર્થંકરપણાનું પુણ્ય ઊભું કરી આપે છે.

અપૂર્વ જ્ઞાનગ્રહણમાં રોજનો સતત પ્રયત્ન આ વીસમાંનો એક હેતુ છે. એનાથી સમ્યગ્દર્શનની વિશુદ્ધતા નિર્મળતા થતી આવે છે, અને એના બળ પર ચરિત્ર પણ વિશુદ્ધ વિશુદ્ધતર થતું આવે છે. તેથી મોક્ષ નિકટ થતો જાય છે; વચ્ચેમાં ઉત્કટતાના વિશિષ્ટ પ્રયત્નના હિસાબે તીર્થંકર નામકર્મની કમાઈ થાય એ જુદી! માટે અહીં આશંસા કરી કે 'ધમ્મુત્તરં વડ્ઢઉ' ચારિત્રધર્મના પર્યાય વધવા ઉપર નિત્ય નવા શ્રુતના પણ પર્યાય વધતા જાઓ.)

(લ૦-) प्रणिधानमेतत्, अनाशंसाभावबीजं, मोक्षप्रतिबन्धेन। अप्रतिबन्ध एष प्रतिबन्धः, असङ्गफलसंवेदनात्। यथोदितश्रुतधर्मवृद्धेर्मोक्षः, सिद्धत्वेन, नेह फले व्यभिचारः। असङ्गेन चैतत्फलं संवेद्यते।

અર્થ:-આ ('ધમ્મો વડ્ઢઉ' કથન) શ્રુતધર્મવૃદ્ધિની આશંસારૂપ પ્રણિધાન છે. સર્વ આશંસાઓની નિવૃત્તિનું બીજ છે, કેમકે આ પ્રાર્થના મોક્ષપ્રતિબદ્ધ છે. આ મોક્ષપ્રતિબન્ધ-મોક્ષમમત્વ અમમત્વરૂપ છે, કેમકે એમાં અસંગવાળા ફળનો અનુભવ થાય છે. (આ શ્રુતવૃદ્ધિ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ એટલા માટે છે કે) સર્વજ્ઞોક્ત શ્રુતધર્મની વૃદ્ધિથી (અનાશંસાભાવરૂપ) મોક્ષ થાય છે. કેમકે એ મોક્ષનું સિદ્ધ કારણ છે. (એથી) મોક્ષફળ થવામાં વિસંવાદ નથી. રાગદ્વેષમોહરૂપ સંગના અભાવ દ્વારા એ ફળની પ્રતીતિ થાય છે.

વિવેચન: 'ધમ્મો વડ્ઢઉ' એ આશંસા:-

હવે અહીં 'ધમ્મો વડ્ઢઉ' 'ધમ્મુત્તરં વડ્ઢઉ'ની માગણી પર વિચાર કરવામાં આવે છે. પૂર્વે 'લોગસ્સ' સૂત્રમાં કહી આવ્યા તેમ વીતરાગને આ પ્રાર્થના કરાતી નથી, કિન્તુ શ્રુતધર્મની વૃદ્ધિની પોતાની આશંસા અભિલાષા વ્યક્ત કરાય છે. અર્થાત્ પ્રણિધાન કરવામાં આવે છે કે મારે શ્રુતધર્મની વૃદ્ધિ હો. આ આશંસાપૂર્વક શ્રુતના વંદનાદિ લાભ નિમિત્તે કાયોત્સર્ગ કરાય છે.—

આ આશંસા બાધક કેમ નહિ:-

પ્ર૦-આરાધના તો નિરાશંસભાવે કરાય; તો અહીં આશંસા કેમ કરી ? આશંસા તો ઈચ્છારૂપ હોઈ અનાસંગદશામાં બાધક છે.

ઉ૦-આ આશંસા એ, અનાશંસાભાવ અર્થાત્ નિરાશંસ-અનાસક્ત દશા કે જેમાં સર્વ ઇચ્છાઓનો અંત થાય છે, એનું બીજ છે, કારણ છે. કેમકે શ્રુતધર્મવૃદ્ધિની આ આશંસા છે, અને તે મોક્ષસંબદ્ધ છે. શ્રુતધર્મવૃદ્ધિની આશંસા અહીં એટલા માટે જ કરવામાં આવે છે કે જીવનમાં એ શ્રુતધર્મ વધતાં વધતાં આત્મા તન્મય થઈ જાય અને અન્ય સર્વ ઇચ્છાઓ શમી જઈ શુક્લધ્યાનને યોગ્ય શ્રુતના પદાર્થના એકાગ્ર ચિંતનમાં સ્થિર થતો થતો શુક્લધ્યાનમાં ચઢી જાય, એ થવાથી ક્ષપકશ્રેણી કર્મક્ષય અને મોક્ષ સુલભ બને. આ હેતુથી જ શ્રુતધર્મવૃદ્ધિની આશંસા કરવામાં આવે છે.

પ્ર૦-ગમે તેમ પણ આ આશંસા એક પ્રકારની આસક્તિરૂપ તો ખરીને ?

ઉ૦-તાત્ત્વિક રીતે આ આશંસા આસક્તિરૂપ નથી; કેમકે એમાં આસક્તિનું સ્વરૂપ નથી.

**આસક્તિનું સ્વરૂપ રાગથી, દ્વેષથી યા મોહથી** કોઈ વસ્તુ ઇચ્છાય, મંગાય ત્યાં ઊભું થાય છે:- દા. ત. (૧) બ્રહ્મદત્ત ચક્રવર્તીએ પૂર્વભવમાં સંભૂતિ મુનિ બન્યા પછી પાછળથી ચક્રવર્તીના ભોગના રાગથી ચક્રવર્તી બનવાનું માગ્યું. (૨) અગ્નિશર્માએ સમરાદિત્યના જીવ ગુણસેન રાજા પરના દ્વેષથી એને ભવોભવ મારવાનું માગ્યું. એમ, (૩) મોહ-અજ્ઞાનતાથી કોઇ ભવાંતરમાં ધર્મ માટે ગરીબાઇ માગે. આ ત્રણેયને આસક્તિ છે, એમ કહેવાય. પ્રસ્તુતમાં શ્રુતધર્મની વૃદ્ધિ માગવામાં આવે છે એ આવા કોઇ પણ રાગ, દ્વેષ કે મોહથી નથી, એવો સ્વાનુભવ થાય છે. અર્થાત્ દુન્યવી કોઇ ચીજ પરના રાગથી કે કોઈના પર દ્વેષથી, યા મોહ-અજ્ઞાનતાથી આ માગવામાં નથી આવતું. મોહના ઉપરોક્ત દૃષ્ટાન્ત તરીકે ગરીબી-દરિદ્રતામાં ધર્મ સૂઝે જ એવો નિયમ નથી. ઉલ્ટું કદાચ પેટની ચિંતામાં ધર્મ મોંઘો બની જાય! ત્યારે અહીં તો શ્રુતધર્મ વધતો જાય તેમ અસદ્ આસક્તિઓ ઓછી ઓછી થતી આવી મોક્ષની નિકટતા વધતી જાય છે. એટલે આ આશંસા-પ્રણિધાનને આસક્તિ-આસંગરૂપ ન કહેવાય. હા, જે આવી આશંસા ન હોય, કિન્તુ રાગ-દ્વેષ-મોહમૂલક પ્રાર્થનીય ફળ સંબંધી હોય, એ પ્રતિબન્ધરૂપ, આસક્તિરૂપ ગણાય. કેમકે એ વીતરાગતાને અટકાવવા દ્વારા પરમ પુરુષાર્થ મોક્ષના લાભની અટકાયત કરે છે. ત્યારે આ શ્રુતધર્મવૃદ્ધિનું પ્રણિધાન એવું નથી, આશંસા એવી નથી.

પ્ર૦-એવું રાગ-દ્વેષાદિ વિનાનું શ્રુતધર્મવૃદ્ધિનું પ્રણિધાન એ પરમ પુરુષાર્થ-અનાશંસાભાવનું ઘાતક નહિ, પણ ઉલ્ટું કારણરૂપ જ છે, એવો નિયમ શી રીતે ?

**શ્રુતવૃદ્ધિની આશંસાથી નિરાશંસભાવ કેમ:-**

ઉ૦-વીતરાગ સર્વજ્ઞ ભગવાને કહેલા શ્રુતના ચિંતનાદિ વધતાં વધતાં અનાશંસભાવ ને મોક્ષ થાય છે, કેમકે દુન્યવી રાગ તુટતા આવે છે એ હકીકત છે; એ પરથી એવો નિયમ નક્કી થાય છે. આ નિયમ યાને એકાન્તે એ જ વસ્તુસ્થિતિ કહેવાનું એટલા માટે કરાય છે કે એ શ્રુતધર્મવૃદ્ધિ મોક્ષનું અવન્ધ્ય કારણ છે. કદી ય શ્રુતધર્મવૃદ્ધિ કરતાં કરતાં મોક્ષફળ ન આવે અને કોઈ બીજું જ ફળ આવે અગર નિષ્ફળતા થાય એવું બનતું નથી. એ સ્વભાવિક પણ છે; કેમકે જેમ શ્રુતધર્મવૃદ્ધિમાં રાગ-દ્વેષ-મોહ કોઇનો ય સંગ નથી, એમ મોક્ષમાં ય તેવો કોઈ રાગાદિનો સંગ નથી, એવી મુમુક્ષુ આત્માઓને પ્રતીતિ હોય છે. એટલે એ બંને અનુક્રમે અંશે અને સર્વાંશે અનાશંસભાવ-અનાસંગભાવથી યુક્ત છે. તેથી બંને વચ્ચે કાર્ય-કારણભાવ હોય એ સહજ છે.

**મનને જીતવાનો ઉપાય શ્રુતવૃદ્ધિ:-**

આ સૂચવે છે કે શ્રુતધર્મની વૃદ્ધિ અર્થાત્ સર્વજ્ઞોક્ત શાસ્ત્રનાં તત્ત્વોનું વધતું જતું પરિશીલન મોક્ષાર્થી માટે અતિઆવશ્યક છે. એમ વૃદ્ધિ પામતા શ્રુતમાં જ ચિત્ત અધિકાધિક લીન બનતું જાય તો બીજા ત્રીજા વિકલ્પોથી મુક્ત બન્યું રહે. મનને જીતવાનો એ જ ઉપાય છે, નહિતર અનાદિની વાસનાઓ તો ચિત્તને બીજા વિકલ્પોમાં

તાણી જવા તૈયાર જ છે. એ તો અધિકાધિક શ્રુતમાં પરોવાયેલું ને પરોવાયેલું રહે તો જ એમાં અતિ વ્યગ્ર હોઈને પેલું ભૂલે. એમ કરતાં કરતાં અનાદિની વાસનાઓનું ફળ ન બેસવાથી એ તાજી અને દૃઢ થવાને બદલે ઘસારે પડતી જાય. બીજી બાજુ શુકલધ્યાનની ભૂમિકા સર્જાતી જાય. જ્યાં આ શ્રુતધર્મવૃદ્ધિનો જ ભરચક વ્યવસાય નથી, ત્યાં કદાચ ચારિત્રજીવન પણ હોય તોય અશુભ વિકલ્પો અને કષાયોમાં ચિત્ત પકડાયું રહે છે. તેથી ચારિત્રનો ભાવ ઘવાઈ નષ્ટ થઈ જાય છે. માટે સાધુજીવનમાં તો વિશેષે કરીને ચિત્ત ભળતી પ્રવૃત્તિમાં તો શું, પણ ભળતા વાંચન-વિચારોમાં ન લઈ જતાં સર્વજ્ઞકથિત શ્રુતમાં રોકાયેલું જ અને એની વૃદ્ધિ કરતું જ રાખવું જોઈએ.)

(લ૦-) एवं च सद्भावारोपणात् तद्वृद्धिः । शुभमेतदध्यवसानमत्यर्थं शालिबीजारोपणवच्छालिहेतुः । दृष्टा ह्येवं पौनःपुन्येन तद्वृद्धिः। एवमिहाप्यत अतिदृष्टवृद्धिरिति । एवं विवेकग्रहणमत्र जलम् । अतिगम्भीरोदार एव आशयः । अत एव संवेगामृतास्वादनम् । नाविज्ञातगुणे चिन्तामणौ यत्नः, नचान्यथाऽतोऽपि समीहितसिद्धिः ।

અર્થઃ-આ રીતે શ્રુતવૃદ્ધિની પ્રાર્થનાના સ્વીકારથી-આચરણથી શ્રુતધર્મની વૃદ્ધિ થાય છે. (કેમકે) આ શ્રુતધર્મવૃદ્ધિની આશંસારૂપ ચિત્ત-પરિણામ અત્યન્ત શુભ છે, જેમ ડાંગર-બીજનું વાવેતર ડાંગરનું કારણ બને તેમ શ્રુતધર્મવૃદ્ધિની પ્રાર્થનાના ન્યાયે વારંવાર ડાંગર-બીજના વાવેતરથી ડાંગરની વૃદ્ધિ દેખાય છે. એમાં વિવેક (સમ્યગ્ અર્થનાં અવધારણ)રૂપ પાણી છે. આ વિવેક અતિ ગંભીર અને ઉદાર ચિત્તાશય છે. (માત્ર કોરા શ્રુતથી નહિ, કિન્તુ) સમ્યગ્ અર્થાવધારણથી જ સંવેગ( ધર્માદિના અનુરાગ ) રૂપી અમૃતનો અનુભવ થાય છે. કેમકે, ચિંતામણિ રત્ન જેવામાં (એની પૂજાદિ અનુષ્ઠાનરૂપ) પ્રયત્ન પણ એના ગુણની પિછાણ વિના થતો નથી. ગુણપિછાણ વિના એમજ ચિંતામણિમાત્રથી ઇષ્ટસિદ્ધિ થતી નથી.

વિવેચનઃ-

**પ્રાર્થનાની વૃદ્ધિમાં ડાંગરનું દૃષ્ટાન્તઃ-**

**પ્રાર્થનાથી કાર્ય કેમ સધે?** -અહીં સુધી શ્રુતધર્મવૃદ્ધિનું ફળ બતાવ્યું. હવે પ્રાર્થના એમાં કારણભૂત કેમ, એનો વિચાર કરવામાં આવે છે. વસ્તુ પર વિચાર એનાં ફળ અને કારણ ઉભયની દૃષ્ટિએ કરાય. ફળની દૃષ્ટિએ વિચાર કર્યો બાદ કારણની દૃષ્ટિએ જોતાં, શ્રુતવૃદ્ધિની દિલથી કરાતી પ્રાર્થના-આશંસા, શ્રુતવૃદ્ધિમાં આ રીતે કારણ છે કે બીજી આશંસાઓ કરતાં આ મુખ્ય અને ઉત્કટ અભિલાષારૂપ હોય, એ ચિત્તનો અત્યન્ત પ્રશસ્ત પરિણામ છે. એને મનોભૂમિમાં સ્થાપવાથી શ્રુતાવરણઆદિનો ક્ષયોપશમ થતો રહે છે, તેથી શ્રુતધર્મવૃદ્ધિ થતી રહે, એ સહજ છે. અલબત એકલી પ્રાર્થનાથી કાર્ય ન થાય, શ્રુતધર્મવૃદ્ધિ અંગે શ્રુતધર્મમાં પ્રયત્ન તો કરવો પડે; કિન્તુ સાથે આ પ્રાર્થના-આશંસા દિલથી કરાતી રહે એ ઉચ્ચ આશંસારૂપ ચિત્તઅધ્યવસાય હોઈ કાર્ય કરવામાં એક પ્રબળ સહકારી કારણ તરીકે કામ કરે છે. કોઈ પણ ધર્મની સિદ્ધિમાં એ ધર્મની પ્રશંસા-ઉત્કટાભિલાષા એ એના બીજાંકુર રૂપે કામ કરતા હોવાનું પૂર્વે કહેલું જ છે. લૌકિક વ્યવહારમાં પણ દેખાય છે કે ડાંગરનું વાવેતર ડાંગરની ઉત્પત્તિનું કારણ બને છે. એમાં વળી એનું વારંવાર વાવેતર કરવામાં આવે તો ડાંગરની વૃદ્ધિ થતી રહે છે. એવી રીતે અહીં શ્રુતધર્મવૃદ્ધિની હાર્દિક ઉત્કટ પ્રાર્થના-આશંસા-અભિલાષા એ પણ એક જાતના બીજારોપણની જેમ ફળ શ્રુતધર્મવૃદ્ધિનું પ્રેરક બને છે.

પ્ર૦-એમ તો પછી અભિલાષા જ હૃદયમાં રાખ્યા કરીએ, પ્રાર્થનાનું શું કામ છે?

ઉ૦-અભિલાષા કરતાં પ્રાર્થનામાં વિશેષતા એ છે કે પોતાના પ્રયત્નની જ તાકાત હોવાનો ખોટો ઘમંડ ન થતાં, અરિહંતદેવનો અચિંત્ય પ્રભાવ જ મુખ્યપણે કામ કરી રહ્યો હોવા તરફ લક્ષ રહેવાથી નમ્રતા આવે છે, દેવાધિદેવ તરફ ઝૂકવાનું વિનમ્રભાવે શરણું લેવાનું બને છે. કર્મના ક્ષયોપશમ ઉપર આની મોટી અસર છે. એ રીતે પ્રાર્થનાપ્રધાન પ્રયત્ન કરનારાઓએ ઉચ્ચ ફળની

પ્રાપ્તિ કરેલી છે. માટે કોરી અભિલાષા નહિ પણ પ્રાર્થનારૂપ અભિલાષા-આશંસા ધર્મની પ્રાપ્તિ અને વૃદ્ધિમાં કારણ બને છે. વચમાં જો અહંકાર નડે તો તો એ અંતરાયનું કામ કરે.

વિવેક-અર્થવિચાર એ પાણી :-

શાલિબીજ-ડાંગરના વારંવાર વાવેતર સાથે પાણીનો મહાન ઉપયોગ છે, એવી રીતે પ્રસ્તુતમાં શ્રુતધર્મવૃદ્ધિની પ્રાર્થના સાથે વિવેકની મહાન આવશ્યકતા છે. 'વિવેક' એટલે શ્રુત-સૂત્રના સમ્યગ્ અર્થનું અવધારણ, વિચારણા કોરા શ્રુતાભ્યાસથી ઇષ્ટસિદ્ધિ ન થાય, એના યથાર્થ અર્થ-ભાવાર્થનો વિચાર પણ સાથે જોઇએ.

અર્થવિચાર ગંભીર અને ઉદાર એ ચિત્તનો એક અતિ ગંભીર અને ઉદાર પરિણામ છે 'ગંભીર' એટલે છીછરો નહિ પણ ઉંડો પરિણામ; કેમકે ઘણા શ્રુતાવરણ-ક્ષયોપશમથી એ લભ્ય હોય છે. શ્રુતજ્ઞાનાવરણીય કર્મ બહુ ખપે એટલે અર્થનો ઊંડો વિચાર થઇ શકે એ સહજ છે. વળી એ 'ઉદાર' એટલે બહુ ફળદાયી પણ હોય છે, કેમકે અર્થવિવેક એ સકલ સુખના સાધક છે. સૂત્રાર્થના યથાર્થ વિચારથી જ અનાદિ મોહમૂઢ હૃદયનું પરિવર્તન અને સંવેગવૃદ્ધિ દ્વારા વિશેષ વિશેષ સમ્યક્ પ્રવૃત્તિ થાય; અને એથી જ સમસ્ત સુખોની પ્રાપ્તિ થાય. એ લાભ દેવામાં મુખ્ય કારણભૂત અર્થવિચાર અતિ ઉદાર પણ ગણાય.

વિવેકથી સંવેગામૃતનો સ્વાદ :-

ફલિત એ થયું કે કોરા સૂત્રમાત્રથી નહિ, કિન્તુ સમ્યગ્ અર્થ-વિચારરૂપી વિવેકથી પુષ્કળ આવરણક્ષયોપશમ અને સકલ સુખ સિદ્ધ થાય. એમ બનવાનું કારણ એ છે કે સૂત્રના અર્થ-ભાવાર્થનો વિચાર જેમ જેમ વધે છે તેમ તેમ સંવેગવૃદ્ધિનો અનુભવ થાય છે. 'સંવેગ' એટલે દેવ-ગુરુ-ધર્મનો અનુરાગ, મોક્ષનો અનુરાગ. એ અમૃત સમાન છે, કેમકે જીવને એ અમર બનાવે છે. ઉત્કટ જ્વલંત દેવ-ગુરુ-ધર્મપ્રીતિ અને મોક્ષ-પ્રીતિ એ પાપપ્રીતિ-જડપ્રીતિને તોડી નાખે છે. એથી અમર મોક્ષની માર્ગસાધના તરફ લઈ જાય છે.

એવા સંવેગનો અનુભવ શ્રુતોક્ત પદાર્થના અધિકાધિક અને સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચાર યાને વિવેક દ્વારા થઈ શકે; કેમકે એ વિવેકથી ધર્મ અને મોક્ષની અધિકાધિક સુંદરતા, ઉપકારકતા, અનુપમ ફળોત્પાદકતા અને શુભ પરંપરાનુબંધિતા, વગેરે સમજાતી જાય, એના પ્રત્યે આકર્ષણ વધતું જાય, તેથી એની પ્રીતિરૂપ સંવેગ વિકસતો જાય, એ સહજ છે.

'સંવેગ' ની વ્યાખ્યા :-આ પ્રમાણે આવે છે.

> तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे,
> देवे रागद्वेषमोहादिमुक्ते ।
> साधौ सर्वग्रन्थसन्दर्भहीने
> संवेगोऽसौ निश्चलो योऽनुरागः ॥

-અર્થાત્ જેમાંથી હિંસાના કાર્યોનો નિષેધ કરવામાં આવ્યો છે એવા સત્ય ધર્મ ઉપર, રાગ-દ્વેષ-મોહથી મુક્ત દેવ ઉપર, અને સર્વપરિગ્રહ-સમૂહથી રહિત સાધુ ઉપર જે નિશ્ચળ પ્રેમ તે સંવેગ છે. વિવેક દ્વારા જેમ જેમ આવા સંવેગની વૃદ્ધિ થાય, તેમ તેમ એ દેવ-ગુરુ-ધર્મની ઉપાસના વધુ ને વધુ પ્રબળ બનતી જાય છે.

ફળસાધક ક્રિયા કે જ્ઞાન:-

પ્ર૦-ઠીક છે, પણ માણસને ફળ લાવનારી તો ક્રિયા-ઉપાસના જ છે. જ્ઞાન નહિ. કહ્યું છે.

> क्रियैव फलदा पुंसां, न ज्ञानं फलदं मतम् ।
> यतः स्त्रीभक्ष्यभोगज्ञो न ज्ञानात् सुखितो भवेत् ॥

-અર્થાત્, જીવને ક્રિયા જ ફળદાયી બને છે, જ્ઞાન નહિ; કેમકે સ્ત્રી, ભોજન અને શબ્દાદિવિષય-ભોગનો જાણકાર એના જ્ઞાનથી સુખ નથી અનુભવતો; કિન્તુ ભોગવવાની ક્રિયાથી સુખ અનુભવે છે. તો પછી વિવેકાત્મક જ્ઞાનનું શું કામ છે?

ઉ૦-આનું સમાધાન બીજા દૃષ્ટાન્તમાં અભાવ-મુખે જુઓ. ચિન્તામણિ રત્નમાં એની ઉપાસના-ક્રિયાથી ફળ મળે છે ખરું, પણ મૂળમાં ચિંતામણિ રત્નને ઓળખતો જ ન હોય, ચિંતામણિના ગુણ જ્વર-દારિદ્ર્ય વગેરે શમાવવા આદિ, એનું જ્ઞાન જ ન હોય, ત્યાંસુધી એને ઉચિત પૂજાનુષ્ઠાન-ઉપાસના-પ્રાર્થનાનો પ્રયત્ન જ થતો નથી. સામે ચિંતામણિ પડ્યું હોય છતાં અજ્ઞાનદશામાં, અપરિચિત દશામાં એની કશી ઉપાસના કે પ્રાર્થના

નહિ થાય. તેથી ઇષ્ટ ફળ જ્વર-દારિદ્રયાદિના ઉપશમ ન થાય. એ તો જેવી રીતે ચિંતામણિના ગુણ જાણ્યા હોય, તો જ એની ઉપાસનાક્રિયામાં યત્ન થાય, તેમ શ્રુત-સૂત્રમાં પણ અર્થ જાણ્યો હોય તો ક્રિયામાં પ્રયત્ન થાય અને તે ફળવાન બને. જ્ઞાનપૂર્વક જ ક્રિયા ફળદાયિની છે; માટે શ્રુતના અર્થનું જ્ઞાન નકામું નથી, બલ્કે અતિ જરૂરી છે.

બાધા. જ્યારે ચિન્તામણિ પણ હોવા માત્રથી, એના ગુણની જાણકારી ન હોય તો પણ ઉચ્ચ ઐશ્વર્યાદિ ઇષ્ટની સિદ્ધિ કરી આપે છે એવું નથી; તો પછી કોરા શ્રુતમાત્રની શી વાત કરવી?

(ટી૦-) प्रकटमिदं प्रेक्षापूर्वकारिणाम्, एकान्ताविषयो गोपालनिवर्गस्य । परमगर्भ एष योगशास्त्राणाम् । अभिहितमिदं तैस्तैश्चारुशब्दैः-'मोक्षाध्वदुर्गग्रहण'-मिति कैश्चित्, 'तमोग्रन्थिभेदानन्द' इति चान्यैः, 'गुहान्धकारालोककल्पः' परैः, 'भवोदधिद्वीपस्थानं' चान्यैरिति ।

અર્થ:-બુદ્ધિમાનોને આ વાતનો અનુભવ છે. ભેલ જેવા સાધારણ લોકને સદા આ અનુભવબહાર છે. યોગશાસ્ત્રોનું આ પરમ રહસ્ય છે તેવા તેવા મનોહર શબ્દથી એમાં આને ઓળખાવેલ છે. (એને દા. ત.) કેટલાકોએ 'મોક્ષમાર્ગે (સંરક્ષણાર્થ) કિલ્લાનો આશ્રય' એમ કહ્યું છે ત્યારે બીજાઓએ 'તમોગ્રન્થિને ભેદવાથી (પ્રગટતા) આનંદ' તરીકે વર્ણવ્યો છે. વળી અન્યોએ ગુફાના અંધકારને હટાવવા પ્રકાશસમ,' તો ઇતરોએ 'સંસાર સમુદ્રમાં દ્વીપસ્થાન' કહ્યું છે.

વિવેચન :-વિવેકનાં મહત્ત્વમાં શાસ્ત્રસાક્ષી:-

ચિન્તામણિની જેમ શ્રુતમાં પણ એના અર્થબોધરૂપી વિવેકથી જ ઇષ્ટ સંવેગાદિનો ઉદ્ભવ થાય એ વસ્તુ બુદ્ધિમાનોને પ્રગટ છે, અનુભવસિદ્ધ છે. અજ્ઞાત અણુપિછાણ્યા ચિંતામણિથી ઇષ્ટ સિદ્ધ નહિ, એમ અજ્ઞાત અણસમજ્યા શ્રુતથી સંવેગાદિ નહિ. આ વસ્તુ ભેલ જેવા પામર પ્રાકૃત માણસો બિચારા સમજી શકતા નથી. એટલે એ તો ખોટો આગ્રહ રાખે છે કે 'શ્રુત તારક છે ને? બસ, એના અર્થભાવાર્થ ન સમજો તો પણ ચાલે; લાભ કરે જ.'

પ્ર૦-એ શું ખોટું કહે છે? સાકરને ન ઓળખનાર પણ જીભ પર સાકર આવતાં મિઠાશ અનુભવે છે ને?

ઉ૦-વાત ખરી, પણ કયારે? જીભમાં એ સમજવાની શક્તિ હોય તોજ. તાવ વગેરેથી જીભ બગડી ગઈ હોય તો એ અનુભવ નથી કરી શકતો. એમ અહીં મનની શ્રુતાર્થ સમજવાની શક્તિ ન હોય તો સંવેગાદિની મિઠાશ કયાંથી અનુભવી શકે? માટે અર્થબોધરૂપી વિવેક તો, બીજ-પાકમાં પાણીની જેમ, અતિ આવશ્યક છે. 'ષષ્ટિતન્ત્ર'-સાંખ્યશાસ્ત્રાદિને યોગસંબંધી શાસ્ત્રોનું આ પરમ રહસ્ય છે, વિવેક વિના એક ડગલું ય ન ચાલી શકાય.

(શ્રુતધર્મની વૃદ્ધિથી અસંગભાવ વધતાં વધતાં વીતરાગદશા સુધી પહોંચાય, તેમાં અસંગભાવ વધવાનું કામ સહેલું નથી. જડ પદાર્થો પ્રત્યે યાવત્ પોતાની કાયા પ્રત્યેના સંગભાવ-આસક્તિ છૂટવી કયાં સરળ છે? એ તો એની અધિકાધિક અસારતા, વેઠરૂપતા, ને જીવની એક નાલેશી-વિટંબણાકારિતા સમજાતી જાય, હૈયે સચોટ અનુભવાતી જાય, તેમ તેમ સંગભાવ મંદ થતો આવે. આ અસારતાદિ વધુ ને વધુ હૃદયસ્થ કરવા માટે શ્રુત-સૂત્રના વિશેષ વિશેષ ગંભીર ભાવોની સમજ જોઇએ. એ શ્રુતાર્થબોધ વિના કયાંથી શકય બને? માટે શ્રુતધર્મવૃદ્ધિમાં શ્રુતાર્થબોધવૃદ્ધિ કરવાનું અંતર્ગત જ સમજી લેવાનું છે.)

ઇતરશાસ્ત્રોની સાક્ષી :-

આ શ્રુતાર્થબોધરૂપી વિવેક એ એટલી બધી મહત્ત્વની વસ્તુ છે કે એને ઇતરશાસ્ત્રોએ પણ સુંદર ઉદાર શબ્દોથી એની પ્રશંસા કરી છે.

(૧) મોક્ષાધ્વદુર્ગગ્રહણ.-કેટલાકો એને મોક્ષાધ્વદુર્ગગ્રહણ કહે છે. અર્થાત્ વિવેક વધારવો એ મોક્ષમાર્ગે કિલ્લાનો આશ્રય કરવા જેવું છે. મોક્ષોપાયની આરાધના કરતાં કરતાં અનાદિમોહસંસ્કાર અને જગતના પ્રલોભક જડ સંયોગોને લીધે રાગાદિચોરો-કષાયલૂંટારા સાધકને ઉપદ્રવ કરવા આવે છે, ઉન્માર્ગે તાણી માર્ગ ચૂકાવવા

દોડી આવે છે. એ વખતે જેમ વનપ્રવાસીથી જો કોઇ કિલ્લાનો આશ્રય કરાય તો બચી જવાય છે, તેમ અહીં શ્રુતના પદાર્થોનું ચિંતન–મનન યાને વિવેકનો આશ્રય કરાય, તો રાગાદિભાવ ને કષાય-પરિણતિ તુચ્છ લાગે છે, વિટંબણારૂપ ભાસે છે, અનાદિ કુસંસ્કારોને દબાવવાનું અને પ્રલોભક જડ સંયોગોને અસાર અકિંચિત્કાર લેખવાનું કરાય છે; તેથી કષાયના સંભવિત ભાવોથી બચી જવાય છે. અર્થબોધ વિનાના કોરા શ્રુતજ્ઞાનથી આ બની શકે નહિ. માટે એવા શ્રુતાર્થવિચારરૂપી વિવેકનું આલંબન કરવું એ કિલ્લાનો આશ્રય કરવા જેવું છે.

(૨) ‘તમોગ્રન્થિભેદાનન્દ’ :– બીજાઓ આ વિવેકને ‘તમોગ્રન્થિભેદાનન્દ’ તરીકે ઓળખાવે છે; કેમકે એથી અનાદિ અજ્ઞાનરૂપી તમસ્‌ની ગાંઠ ભેદાય છે, અને જે દિવ્ય તત્ત્વપ્રકાશ ઝળહળી ઊઠે છે, એ અપૂર્વ આનન્દરૂપ બને છે. અજ્ઞાનતાવશ ઇન્દ્રિયવિષયોમાં આનન્દ લાગવો એ ભ્રાંતિ છે, કેમકે એમાં પહેલું તો પૂર્વે આતુરતા–વિહ્વળતા–ખણુજ–વિકાર ઊઠયા હોય, તો જ પછી આનંદરૂપ લાગે છે; અને એ શમી જતાં નહિ. પકવાન્નનો આનંદ પેટ ભરાય નહિ ત્યાં સુધી જ, માનભેર મળે તો જ, બીજી પ્રબળ ચિન્તા–સંતાપ ન હોય તો જ, પણ પછી નહિ. એ સૂચવે છે કે એ આનંદ માત્ર દુઃખપ્રતિકારરૂપ જ હતો, ખરેખર સુખરૂપ નહિ; નહિતર તો પેટ ભરાયા પછી પણ આનંદરૂપ સુખરૂપ લાગત, ત્યારે તમોગ્રન્થિનો ભેદ થયા પછી વિવેકપ્રકાશનો ઝળહળાટ જીવને પોતાની પૂર્વ અણુઝ મૂઢ દયાપાત્ર અને વસ્તુગત્યા દુઃખભરી સ્થિતિની તુલનામાં વર્તમાન પ્રકાશમય સ્થિતિ પર અથાગ અપૂર્વ આનન્દનો અનુભવ કરાવે છે. એકલા શ્રુતબોધથી નહિ, પણ શ્રુતના અર્થના બોધથી આ થાય.

(૩) ‘ગુહાન્ધકારાલોકકલ્પ’ :–અન્ય યોગશાસ્ત્રમાં આ વિવેકને ગુફાના અંધકારને હટાવનાર પ્રકાશ જેવો કહ્યો છે. અવિદ્યા–મિથ્યારુચિથી ભરેલો આત્મા અંધારી ગુફા જેવો છે, હૃદયગુફાના એ અંધકારને શ્રુતાર્થવિચારનો જ્વલંત પ્રકાશ નષ્ટ કરી નાખે છે. ત્યાં પછી આત્મ–ઘરમાં રહેલી લોકોત્તમ સમૃદ્ધિઓમાં દર્શન થાય છે. એથી હવે અંધકારને મહાલવાનું અટકી જાય છે.

(૪) ‘ભવોદધિદ્વીપસ્થાન’ :–વિવેકને કોઇ ભવ-સાગરમાં નિશ્ચિંત નિર્ભય વિસામા આદિ માટેનું એક દ્વીપનું સ્થાન કહે છે. સમુદ્રમાં રુલતા–રખડતા જીવને કોઇ દ્વીપ મળી જાય તો ભારે આશા-એસ લાગે છે, ત્યાં ખોરાકપાણી મળે છે; અને કોઇ વહાણ આવી સમુદ્ર પાર કરવા અર્થે લઇ જવાની શકયતા ઊભી થાય છે. એ જ પ્રમાણે આ શ્રુતાર્થ-બોધ પ્રાપ્ત થવાથી મહાન આશ્વાસન મળે છે, રુડી ભાવના–અધ્યવસાય–અનુષ્ઠાનોરૂપી અન્નપાણી પમાય છે. ભવપાર કરાવનાર ચારિત્ર જહાજની પ્રાપ્તિ શકય બને છે. વિવેક વિના આ બધું શાનું ? માટે એ વિવેક સંસારસાગરે દ્વીપનાં સ્થાને છે.

(લ૦–) न चैतद् यथावदवबुध्यते महामिथ्यादृष्टिः, तद्भावाच्छादनात्, अहृदयवत्काव्यभावमिति । तत्प्रवृत्त्यादेव ह्यत्र सल्लिङ्गम् तद्भाववृद्धिश्च काव्यभावज्ञवत् । अत एव महामिथ्यादृष्टेः प्राप्तिरप्यप्राप्तिः तत्फलाभावात्, अभव्यचिन्तामणि प्राप्तिवत् । मिथ्यादृष्टेस्तु भवेद् द्रव्यप्राप्तिः वाऽऽदरादिलिङ्गा अनाभोगवती न त्वस्यास्थान एवाभिनिवेशः, मव्यत्वयोगात् । तच्चैवं लक्षणम् । प्राप्तं चैतदभव्यैरप्यसकृत्, वचनप्रामाण्यात् । न च ततः किञ्चित्, प्रस्तुतफललेशस्याप्यसिद्धेः । परिभावनीयमेतदागमज्ञैर्वचनानुसारेणेति । एवमन्येषामपि सूत्राणामर्थो वेदितव्य इति । दिङ्मात्रप्रदर्शनमेतत् ।

**અર્થ:**–મહા મિથ્યાદૃષ્ટિ આ શ્રુતને (ભણી કાઢે તો પણ) યથાર્થરૂપે સમજતો નથી. કેમકે શ્રુતના ભાવનું (એને) આવરણ કર્મ છે, જેમકે અબુઝને કાવ્યના ભાવ (આવરણના લીધે ન સમજાય). શ્રુતાર્થબોધ પ્રત્યે પ્રવૃત્તિ (વિઘ્નજય) આદિ જ જ્ઞાપક અવ્યભિચારી હેતુ છે, અને બોધભાવમાં વૃદ્ધિ થાય છે. તે કાવ્ય–રહસ્યના જાણકારની (કાવ્યબોધમાં વૃદ્ધિ થવાની) જેમ. યથાર્થ બોધના અભાવના કારણે જ મહામિથ્યાદૃષ્ટિને શ્રુતની પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ જ છે; કેમકે એનું ફળ (યથાર્થબોધરૂપ) આવતું નથી; જેમ,

અયોગ્યને ચિંતામણિની પ્રાપ્તિ. મિથ્યાદૃષ્ટિને તો (ભાવપ્રાપ્તિ-યોગ્ય) દ્રવ્યપ્રાપ્તિ હોય, ને તે આદરાદિ લિંગયુક્ત હોય છે, પણ શ્રુતાર્થના ખ્યાલ વિનાની હોય છે. (આ અનુપયોગ મિથ્યાદૃષ્ટિ, મહામિથ્યાદૃષ્ટિ બંનેને, છતાં) મિથ્યાદૃષ્ટિને અસ્થાને યાને મોક્ષમાર્ગવિરોધિ જ ભાવમાં આગ્રહ નથી હોતો, (સ્થાને પણ આગ્રહ હોય છે,) કેમકે એનામાં ભાવશ્રુતયોગ્યતા હોય છે. એ યોગ્યતા એવા (સ્થાન-અસ્થાન બંનેમાં આગ્રહના) સ્વરૂપ વાળી હોય છે. અભવ્યોએ પણ શ્રુત અનેકવાર પ્રાપ્ત કરેલું છે, કેમકે (સર્વ જીવોને અનંતવાર ગ્રૈવેયક સ્વર્ગપ્રાપ્તિનું) શાસ્ત્રવચન એમાં પ્રમાણ છે. પણ તે શ્રુતથી કાંઈ વળે નહિ, કેમકે પ્રસ્તુત (યથાર્થ બોધરૂપ) ફળનો લેશ પણ પ્રાપ્ત થતો નથી. આગમજ્ઞ પુરુષોએ શાસ્ત્રવચનના અનુસરે આ વિચારવું. એમ બીજા પણ સૂત્રોનો અર્થ જાણવો. આ તો માત્ર દિગ્દર્શન છે.

**વિવેચન:–**

**મહામિથ્યાદૃષ્ટિને શ્રુતની વસ્તુતઃ અપ્રાપ્તિ:–**

પ્ર૦–વિવેક તો શ્રુતસાથે નિયત-સંલગ્ન જ હોય, પછી વિવેકનું અલગ ગ્રહણ શા માટે ?

ઉ૦–એવું નથી, શ્રુત હોવા છતાં એનો વિવેક યાને યથાર્થ બોધ ન હોય એવું બને છે; જેમકે એક પુદ્‌ગલપરાવર્તથી અધિક સંસારકાળવાળા મહામિથ્યાદૃષ્ટિ અભવ્ય દુર્ભવ્ય જેવા ચારિત્ર લે છે, શ્રુત ભણી પણ કાઢે છે, છતાં એનો હૃદયને જચે એવો યથાર્થ બોધ એમને નથી હોતો. શ્રુતનો અર્થ પણ જાણી કાઢે, પરંતુ યથાર્થ શ્રદ્ધાવાળી બોધપરિણતિ નહિ. 'શાસ્ત્રમાં આમ લખ્યું છે,'– એમ માને, પણ હૃદય એને કબૂલે નહિ કે 'એ એમ જ હોય, શાસ્ત્રવચન એટલે સર્વજ્ઞવચન; એ અસત્ય હોય જ નહિ.'

આ યથાવસ્થિત બોધપરિણતિ ન હોવાનું કારણ એ છે કે એના પર સમ્યક્‌શ્રુતજ્ઞાનાવરણ કર્મ લાગેલું હોય છે. એ કર્મ સતત ઉદયમાં ચાલુ, એટલે એનો ક્ષયોપશમ નહિ; તેથી સમ્યક્ શ્રુતાર્થબોધ થાય નહિ. પછી શ્રુત સાથે વિવેક નિયત ક્યાં રહ્યો ? વ્યવહારમાં પણ દેખાય છે કે કાવ્યશાસ્ત્ર નહિ ભણેલા અબુઝ માણસને શ્રૃંગાર-હાસ્ય-કરુણા વગેરે રસ, અલંકાર અને ભાવ ભરેલા કાવ્યનાં રહસ્ય સમજાતા નથી, પછી ભલે એ કાવ્ય ભણી ગયો અને એના અર્થ પણ જાણી ગયો હોય !

**શ્રુતાર્થબોધના લિંગ પ્રવૃત્તિ-વિઘ્નજય આદિ:**

પ્ર૦–સમ્યક્ શ્રુતાર્થબોધ હોવાની શી ખબર પડે ?

ઉ૦–પ્રવૃત્તિ આદિ લિંગથી જણાય. જાણેલા શ્રુતાર્થ યાને આગમોક્ત પદાર્થમાં પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ થાય તો એ સમ્યક્ શ્રુતાર્થબોધ કહેવાય; કેમકે એ પ્રવૃત્તિ આદિ શ્રુતાર્થબોધના સત્-અવ્યભિચારી-અવશ્યંભાવસૂચક લિંગ છે, ગમક હેતુ છે. લિંગ પરથી એનું ભાન થાય. એકલું શ્રુતાર્થજ્ઞાન હોય એની કિંમત નહિ, સફળતા નહિ; એના પર પ્રવૃત્તિ આદિ જોઈએ.

પ્ર૦–શ્રુતાર્થબોધ હોવા છતાં અશક્તિ આદિના કારણે પ્રવૃત્તિ આદિ ન હોય એવું ન બને ? જો બને તો એ પ્રવૃત્ત્યાદિ લિંગ કેવી રીતે ?

ઉ૦–પ્રવૃત્તિ સર્વોચ્ચ કોટિની ન હોય, છતાં નીચેની કક્ષાની પ્રવૃત્તિ જરૂર હોય. એ ન હોય તો બોધ શો થયો ? બોધ એનું નામ છે કે જે યથાશક્તિ હેયત્યાગ અને ઉપાદેયગ્રહણ કરાવે જ. કેમકે બોદ્ધ પૂર્ણ શ્રદ્ધાવાળો જ હોય, અને શ્રદ્ધા થઈ એટલે શક્તિ અનુસાર હિતાહિતમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ સહેજે કરાય.

**સહજમળના જોસમાં શુભાશય નહિ:–**

પ્ર૦–ઠીક છે, પણ શાસ્ત્રમાં પ્રવૃત્તિ તો અભવ્ય જેવાય ચારિત્ર લઈને કરે છે ને? તો એને શ્રુતાર્થબોધ કેમ નહિ ?

ઉ૦–એ પ્રવૃત્તિ ખરેખર પ્રવૃત્તિ જ નથી; કેમકે એમાં પ્રવૃત્તિનાં લક્ષણો જ નથી હોતાં. વળી એ શુદ્ધ આશયવાળી પ્રવૃત્તિ પણ નથી. અભવ્ય અને અચરમાવર્તી ભવ્ય જીવોને સહજમળના જોસને લીધે સંસારથી મુક્ત થવાનો અને તે સારુ કર્મનિર્જરા કરવાનો આશય જ પ્રગટતો નથી. મોક્ષની દૃષ્ટિ ચરમાવર્તમાં ચરમ પુદ્‌ગલ-

પરાવર્ત કાળમાં જ પ્રગટે છે. એ વિના તો પૌદ્ગલિક સુખના મલિન આશયથી ગમે તેવી કઠોર ચારિત્રનીય પ્રવૃત્તિ કરે પણ એ ખરેખર શ્રુતાર્થ પ્રવૃત્તિ જ નથી. તેમ આગળ વિઘ્નજયમાં કંટક-જ્વર-દિગ્મોહ ત્રણ પ્રકારના વિઘ્ન પૈકી છેલ્લા વિઘ્નના જયાર્થે મિથ્યાત્વત્યાગ જોઈએ. તે એ જીવોથી બનતો નથી. પછી ગુણ-સિદ્ધિ થવાની વાત જ ક્યાં? તાત્પર્ય, એવા જીવોમાં પ્રવૃત્તિ આદિ ન હોવાથી શ્રુતાર્થબોધ નથી.

અનુપ્રેક્ષાનું ફળ:—

આ પ્રવૃત્તિ આદિ શ્રુતાર્થબોધથી થતા રહે છે. એટલું જ નહિ પણ શ્રુતાર્થબોધની વૃદ્ધિ થતી રહે છે. જેમ જેમ અનુપ્રેક્ષા વધે છે તેમ તેમ સૂક્ષ્મ સૂક્ષ્મ બાબતોનો ખ્યાલ આવતો જતો હોઈને શ્રુતાર્થબોધ વધે એમાં નવાઈ નથી. કાવ્યના રસાદિ ભાવોના રહસ્યને સમજનારને આ અનુભવસિદ્ધ છે કે સારાં કાવ્ય પર ચિંતન કરતાં કરતાં અધિકાધિક સૂક્ષ્મતા અને રહસ્ય જણાતાં જાય છે. યથાર્થ શ્રુતાર્થબોધ હોય ત્યાં આ પરિસ્થિતિ છે. અલબત શ્રુતાર્થનું પરાવર્તન, અનુપ્રેક્ષા ચાલુ જોઈએ. ભણીને મૂકી દીધું ત્યાં આ અનુભવ ન આવે. પરંતુ સમ્યક્ શ્રુતાર્થબોધનો સ્વાદ ચાખેલાને તો એ વિના બીજું ગમે નહિ, શ્રુતધર્મનો ભારે રસ હોય, તેથી શ્રુતપરાવર્તન-અનુપ્રેક્ષા કર્યા જ કરે. એટલે શ્રુતાર્થબોધની વૃદ્ધિ થાય જ.

**મહા મિથ્યાદૃષ્ટિને શ્રુતપ્રાપ્તિ ભીલને રત્નપ્રાપ્તિ જેવી:—**

મહામિથ્યાદૃષ્ટિને સમ્યક્ શ્રુતાર્થબોધ થતો જ નથી, તેથી એને કોરી શ્રુતાધ્યયનાદિરૂપ શ્રુતપ્રાપ્તિ એ ખરેખર પ્રાપ્તિ જ નથી. સાધન-પ્રાપ્તિ એનું નામ કે ફળ સિદ્ધ થાય. આને બિચારાને ફળ શ્રુતના પદાર્થોનો યથાર્થ બોધ થતો જ નથી. પછી એમ તો શ્રુત ઘણુંય ભણી કાઢ્યુ હોય તેથી શું? એને કાંઈ શ્રુતપ્રાપ્તિ ન કહેવાય. અતિ નિર્ભાગી અયોગ્ય અબુઝ ભીલ જેવાના હાથમાં ક્યાંકથી ચિંતામણિ રત્ન આવી ગયું હોય તેથી કાંઈ એમ ન કહેવાય કે 'એને ચિંતામણિની પ્રાપ્તિ થવાનો મહાન પુણ્યોદય થયો.' એ પ્રાપ્તિ પ્રાપ્તિ જ નથી; કેમકે બિચારો એ એનું ફળ ઉચ્ચ વાંછિત વૈભવ સમૃદ્ધિ પામી શકતો નથી. બસ એવી સ્થિતિ ગાઢ રાગદ્વેષાદિમાં ખૂંચેલા શ્રુતપ્રાપક મહામિથ્યાદૃષ્ટિઓની હોય છે.

મહામિથ્યાદૃષ્ટિઓ કરતાં મિથ્યાદૃષ્ટિ જીવોની દશા ભિન્ન હોય છે. એનું કારણ એ, કે પેલા અચરમાવર્તમાં રહેલા છે ત્યારે મિથ્યાદૃષ્ટિ જીવો ચરમાવર્તમાં આવી ગયા છે. માટે એનામાં ધર્મબીજનું આધાન (વાવેતર) ધર્મઅંકુર વગેરે થવાની યોગ્યતા છે. એવી યોગ્યતાવાળા મિથ્યાદૃષ્ટિ જીવોને દ્રવ્યશ્રુતની પ્રાપ્તિ થાય એ ભાવશ્રુત થવાની યોગ્યતા ધરાવે છે. હજી સર્વજ્ઞવચનની નિશ્ચક શ્રદ્ધાના અભાવે સમ્યગ્દર્શન પ્રાપ્ત નથી થયું, એટલે ભાવશ્રુત અર્થાત્ પ્રાપ્ત શ્રુતનો શ્રદ્ધાયુક્ત યથાર્થ બોધ થયો નહિ કહેવાય; પરંતુ એ વૈરાગ્યવશ જૈન-શ્રમણપંથ ઠીક લાગવાથી એ સ્વીકારે અને શ્રુત ભણે, એટલે દ્રવ્યશ્રુતની પ્રાપ્તિ તો એને થઈ.

એમ તો મહામિથ્યાદૃષ્ટિને પણ સ્વર્ગસુખાદિની આશંસાથી જૈન ચારિત્ર સ્વીકારવાનું થાય, અને શ્રુતપ્રાપ્તિ થાય, એ પણ દ્રવ્યશ્રુત જ છે, છતાં એ 'અપ્રધાન' અર્થમાં 'દ્રવ્ય' છે. દ્રવ્ય બે જાતના (૧) એક અપ્રધાન, (૨) બીજું ભાવને યોગ્ય. અપ્રધાન એટલે એનામાં ભાવ જન્માવવાની યોગ્યતા કાંઈજ નહિ, માત્ર દેખીતું તદ્રૂપ દેખાય અને સમાન નામથી વ્યવહાર થાય એટલુંજ. દા. ત. સવારે ઊઠીને દાતણ-પાણી કરાય તે અપ્રધાન 'દ્રવ્ય-આવશ્યક.' એને ભાવ-આવશ્યક પ્રતિક્રમણ સાથે કોઈ સંબંધ નહિ.

યોગ્ય એટલે ભાવનું કારણ બને તે. દા. ત. ચિત્તના ઉપયોગ વિનાનું શ્રદ્ધાળુનું પ્રતિક્રમણ એ ભાવને યોગ્ય દ્રવ્યઆવશ્યક છે. જરાક ઉપયોગ રાખે કે ભાવાવશ્યક બની જાય.

સદ્ અનુષ્ઠાનનાં લક્ષણ:—

ચરમાવર્તી મિથ્યાદૃષ્ટિ જીવને આવું ભાવને યોગ્ય દ્રવ્યશ્રુત પ્રાપ્ત થઈ શકે છે. એ પ્રાપ્ત થયાનાં લક્ષણ તરીકે એનામાં આદર, કરણે પ્રીતિ,

વગેરે લિંગ હોય છે.

'आदरः करणेप्रीतिरविघ्नः संपदागमः ।
जिज्ञासा तज्ज्ञसेवा च सदनुष्ठानलक्षणम् ।।"

અર્થાત્ એનામાં 'આદર' યાને શ્રુતની ઉપાસનાનો સવીર્ય પ્રયત્ન છે; 'કરણપ્રીતિ' યાને શ્રુતે કહેલા માર્ગને આચરવામાં પ્રીત છે; નિયમબદ્ધ પ્રયત્ન હોવાથી 'અવિઘ્ન' યાને વિઘ્નનો અભાવ છે. દેખીતા વિઘ્ન પણ વિઘ્નરૂપ બનતા નથી, એને ચલિત કરી શકતા નથી; 'સંપદાગમ' એટલે કે અનુષ્ઠાનથી સાધ્ય ગુણસંપત્તિનું આગમન થતું જાય છે. 'જિજ્ઞાસા' અર્થાત્ અનુષ્ઠાનના ઉત્તરોત્તર અધિકાધિક તત્ત્વ જાણવાની તીવ્ર અભિલાષા હોય છે. તેમજ 'તજ્જ્ઞ-સેવા' યાને એ તત્ત્વના જાણકાર પુરુષની સેવા-ઉપાસના હોય છે. સદ્ અનુષ્ઠાનનાં આ લક્ષણ છે. ત્યારે જો એવો વીર્યવંતો આદર-પ્રયત્ન નહિ, કહેલાના અમલનો પ્રેમ નહિ, વિઘ્નમાં અડગતા નહિ, ગુણસંપત્તિની પ્રાપ્તિ નહિ, અનુષ્ઠાનનાં સૂક્ષ્મ સૂક્ષ્મતર રહસ્યની જિજ્ઞાસા અને એ તત્ત્વજ્ઞોની ઉપાસના નહિ, તો અનુષ્ઠાન સમ્યક્ શેનું?

પ્ર૦-મિથ્યાદૃષ્ટિ પણ જો આવા સદ્ અનુષ્ઠાનનાં લક્ષણ આદર-કરણપ્રીતિ વગેરે ધરાવતો હોય તો પછી એને દ્રવ્યશ્રુત જ કેમ? ભાવશ્રુત કેમ નહિ?

ઉ૦-ભાવશ્રુત ન હોવાનું કારણ એ, કે એને અનાભોગ છે અર્થાત્ સમ્યક્ શ્રુતાર્થનો ચિત્તોપયોગ નથી. એનું કારણ એ છે કે ભલે એ શ્રુત પામ્યો, છતાં હજી એને મોક્ષમાર્ગ-વિરોધી મિથ્યામાર્ગ-મિથ્યાતત્ત્વ પર મમત્વ છે. એ મિથ્યાત્વને પગભર રાખી સમ્યગ્દર્શનને રોકે છે, તેથી સમ્યક્ શ્રુતાર્થોપયોગ ક્યાંથી આવે?

પ્ર૦-તો તો પછી મહામિથ્યાદૃષ્ટિને પણ સમ્યક્ શ્રુતાર્થોપયોગ ન હોઇ દ્રવ્યશ્રુત જ છે, તો એનામાં અને મિથ્યાદૃષ્ટિમાં શો ફેર?

ઉ૦-ફરક મોટો એ છે કે સામાન્ય મિથ્યાદૃષ્ટિને માત્ર અસ્થાને જ અર્થાત્ મોક્ષમાર્ગવિરોધી તત્ત્વમાર્ગ ઉપર જ મમત્વ છે એવું નથી, કિન્તુ સ્થાને યાને મોક્ષમાર્ગતત્ત્વ પર પણ મમત્વ છે. એનું કારણ એ છે કે એ ચરમાવર્તમાં આવ્યો હોવાથી એને મોક્ષદૃષ્ટિ ખૂલી છે, અને એમાં જૈન-ચારિત્ર અને શ્રુત પામ્યો એટલે સહેજે એના પર મમત્વ થાય. વાત એટલી કે એકલો સમ્યગ્ મોક્ષમાર્ગ અને સમ્યક્ તત્ત્વનો જ અભિનિવેશ-આગ્રહ-મમત્વ નહિ, પણ સાથે મિથ્યામાર્ગ-તત્ત્વનું ય આકર્ષણ ખરૂં, તેથી સમ્યક્ત્વ અને ભાવશ્રુત નહિ. બાકી મહામિથ્યાદૃષ્ટિની સ્થિતિ એવી છે કે એને તો ચરમાવર્તની બહાર હોવાને કારણે મોક્ષદૃષ્ટિ જ નહિ, તેથી સમ્યગ્ મોક્ષમાર્ગ-તત્ત્વ પર મમત્વ જ નથી. એને તો એકલા અસ્થાને અભિનિવેશ-મમત્વ છે. એ મોટો ફરક છે.

મિથ્યાદૃષ્ટિને ભલે હજી અસ્થાને મમત્વ છે, પણ તત્ત્વનું ય મમત્વ હોવાથી એનું દ્રવ્યશ્રુત ભાવશ્રુત થવાની યોગ્યતાવાળું છે. જ્યારે, મહામિથ્યાદૃષ્ટિને તો તત્ત્વ-માર્ગનું કોઇ જ આકર્ષણ નથી, અભિનિવેશ જ નથી; ચારિત્ર લઈ શ્રુત ભણે છે તે એક માત્ર સાંસારિક આશયના આવેશથી; તેથી એનું દ્રવ્યશ્રુત ભાવની યોગ્યતાવાળું જ નથી. આમ અભવ્ય જીવને દ્રવ્યશ્રુતની અપ્રાપ્તિ છે એવું નથી. બીજા ભવ્ય મહામિથ્યાદૃષ્ટિ તો શું, પણ અભવ્ય જેવા એકાંત મહામિથ્યાદૃષ્ટિઓએ પણ અનેક વાર દ્રવ્યશ્રુત પ્રાપ્ત કરેલું છે. આંતરિક શ્રદ્ધા અને શુભાશય વિના જિનાગમ મેળવેલ છે. એ વાત 'સર્વ જીવો ઠેઠ ગ્રૈવેયક સ્વર્ગમાં અનંત વાર ઉત્પન્ન થયા છે,' એવા શાસ્ત્રવચનથી સિદ્ધ છે. કારણ; ગ્રૈવેયકમાં જૈનચારિત્ર લીધા વિના કોઈ જઇ શકતું નથી એ હકીકત છે. એ ચારિત્ર હોય એટલે દ્રવ્યશ્રુત યાને જિનાગમ પણ પ્રાપ્ત થાય, એ સહજ છે. આમ છતાં તેથી શું? શ્રુતપ્રાપ્તિના સમ્યગ્ અર્થબોધરૂપી ફળનો લેશ પણ એને મળતો નથી; આખા ફળની તો શી ય વાત? જો મળતો હોત તો તો માત્ર અર્ધા પુદ્ગલપરાવર્તકાળની અંદર અંદર સર્વ જીવોનો મોક્ષ થઇ ગયો હોત.

આ વસ્તુ આગમજ્ઞ પુરુષોએ શાસ્ત્ર-વચનના અનુસારે વિચારવા યોગ્ય છે.

આ રીતે બીજાં પણ સૂત્રોનો અર્થ સમજી

લેવો. આ તો માત્ર એક દિગ્દર્શન છે.

(૯૦-) एवं प्रणिधानं कृत्वा, एतत्पूर्विका क्रिया फलायेति श्रुतस्यैव कायोत्सर्गं-संपादनार्थं पठति पठन्ति वा, 'सुयस्स भगवओ करेमि काउस्सग्गमित्यादि यावद् 'वोसिरामि' । व्याख्या पूर्ववत्, नवरं 'श्रुतस्य' इति प्रवचनस्य सामायिकादिचतुर्दशपूर्वपर्यन्तस्य; 'भगवतः' समग्रैश्वर्यादियुक्तस्य । शुद्धत्वेन (प्र०....सिद्धत्वेन) समग्रैश्वर्यादियोगः । [1]न ह्यतो विधिप्रवृत्तः फलेन वञ्च्यते । [2]व्याप्ताश्च सर्वे प्रवादा एतेन । [3]विधि-प्रतिषेधानुष्ठानपदार्थाविरोधेन च वर्तते ।

**અર્થ**:-એમ પ્રણિધાન કરીને, પ્રણિધાનપૂર્વકની આ ક્રિયા ફળ માટે બને, એટલા માટે શ્રુતનો જ કાયોત્સર્ગ કરવા એક કે અનેક જણ 'સુયસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિયાએ'થી માંડી 'વોસિરામિ' સુધી બોલે. (અર્થ પૂર્વે આવી ગયેલ છે, કિન્તુ) 'સુયસ્સ' એટલે કે શ્રુતના, અર્થાત્ સામાયિકથી માંડી ચૌદ પૂર્વ સુધીના પ્રવચનના 'ભગવઓ' એટલે સમગ્ર ઐશ્વર્યાદિ-યુક્તના, (૩ રીતે ઐશ્વર્ય આ, કે) ૧. આના આધારે વિધિપૂર્વક પ્રવૃત્તિ કરનારો ફળથી વંચિત બનતો નથી; ૨. સર્વ મતો (દર્શનો) આનાથી વ્યાપ્ત છે. ૩. વિધિ અને પ્રતિષેધ, આચારપાલન તથા પદાર્થ (સિદ્ધાન્ત, એ ત્રણ કષ-છેદ-તાપ પરીક્ષા)નો વિરોધ ન આવે એ રીતે એ શ્રુત વર્તે છે.

**વિવેચન :-'સુયસ્સ ભગવઓ૦'**

'ધમ્મો વડ્ઢઉ'થી શ્રુતધર્મનું પ્રણિધાન કર્યું. પ્રણિધાનપૂર્વકની ક્રિયાનું ફળ આવે છે; એકલી ક્રિયાનું નહિ, એકલા પ્રણિધાનનું નહિ. એટલા માટે અહીં ક્રિયારૂપે કાયોત્સર્ગ કરવાનો હોય છે. એ કરવા માટે 'સુયસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિયાએ પૂયણવત્તિયાએ....વોસિરામિ' સૂત્ર બોલી કાયોત્સર્ગ કરાય છે.

'શ્રુતધર્મની વૃદ્ધિ થાઓ'-એવું એકલું પ્રણિધાન કરે અને શ્રુતવૃદ્ધિના માટે કોઈ ક્રિયા ન કરે તો ફળ શી રીતે આવે? જેમકે, 'આરુગ્ગબોહિલાભ'=ભાવ-આરોગ્ય'મોક્ષ' માટે બોધિલાભ યાને જિનધર્મ પ્રાપ્તિનું પ્રણિધાન કર્યું, પણ એ પ્રાપ્તિ થવાને અનુકૂળ કોઈ ક્રિયા ન હોય, તો એકલું પ્રણિધાન શું કરી શકે? શી રીતે ઇચ્છિતને સિદ્ધ કરી શકે? બીજથી પાક થાય છે, પણ બીજ પર ખેડેલી ભૂમિમાં વાવેતર, જળસિંચન, સૂર્ય-આતાપ-પતન વગેરે ક્રિયા થઈને પાકનું સર્જન થાય છે, એ વિના નહિ. એમ અહીં પણ શ્રુત ધર્મવૃદ્ધિને ઇચ્છવા પર એ ફળક્રિયા પણ જોઈએ.

પ્ર૦-જો ક્રિયાથી જ ફળ નીપજે છે, તો પ્રણિધાનનું શું કામ છે?

ઉ૦-ક્રિયા ફળ આપે પણ પ્રણિધાનપૂર્વક હોય તો જ આપી શકે. પ્રણિધાન ન હોય તો તો ક્રિયામાં એકાગ્ર ઉપયોગ વગેરે જ ન રહેવાથી ફળ ક્યાંથી નીપજે? કહો, પ્રણિધાનપૂર્વક જ ક્રિયા ફળવતી બને છે.

આ ક્રિયાની અંતર્ગત કાયોત્સર્ગ પણ એક અત્યંત જરૂરી ક્રિયા છે. એટલા જ માટે એક કે અનેક સાધક શ્રુતધર્મના-વંદન-પૂજન-સત્કાર-સન્માન આદિના લાભ માટે આ 'સુયસ્સ ભગવઓ' સૂત્ર બોલી કાયોત્સર્ગ કરે છે.

**કાયોત્સર્ગ શ્રુતવૃદ્ધિક્રિયા શી રીતે?**

પ્ર૦-શ્રુતધર્મ-વૃદ્ધિની ક્રિયા તો શ્રુતની વાચના, પ્રચ્છના, વગેરે સ્વરૂપ ગણાય. આ કાયોત્સર્ગ શી રીતે?

ઉ૦-આ રીતે ગણાય કે જગતમાં શ્રુત-આગમના જે વંદના-પૂજનાદિ ચાલે છે એની અનુમોદના કરવાથી શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો અધિકાધિક ક્ષય-ક્ષયોપશમ થાય છે. એ પણ શ્રુતધર્મની વૃદ્ધિમાં અનુકૂળ બને છે. આ અનુમોદના એના લાભના કાયોત્સર્ગ દ્વારા નિષ્પન્ન થાય છે. એ શ્રુતના વંદનાદિલાભાર્થ કાયોત્સર્ગ કરે એમાં શ્રુત પ્રત્યે સુંદર ભક્તિ-બહુમાન-અનુમોદના ઊછળે છે. વળી ગણધર ભગવાનથી ઉપદિષ્ટ આ કાયોત્સર્ગ ક્રિયા છે, તે નિષ્ફળ હોય નહિ; કેમકે આપ્ત પુરુષો નિષ્ફળ ક્રિયાનો ઉપદેશ કરે નહિ; નહિતર મૃષાભાષણનો દોષ આવે! એટલે આ કાયોત્સર્ગ એના ઉદ્દિષ્ટ ફળને અવશ્ય ઉત્પન્ન કરે એ સિદ્ધ થાય છે. એ ફળ છે શ્રુત-

વંદનાદિથી થતી કર્મનિર્જરા આદિ. એની અંતર્ગત છે શ્રુતજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ. એથી શ્રુત-ધર્મની વૃદ્ધિ થાય એ સ્વાભાવિક છે.

'સુયસ્સ ભગવઓ'માં 'સૂયસ્સ' એટલે શ્રુતનાં, અર્થાત્ સામાયિકસૂત્ર-'કરેમિ ભંતે'થી માંડી ચૌદ પૂર્વ સુધીનાં પ્રવચનનાં (વંદનાદિ લાભ માટે), 'ભગવઓ' એટલે કે ભગવાનના. તાત્પર્ય, શ્રુતભગવાનના વંદનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કરૂં છું. તે 'અન્નત્થ ઊસસિએણં....વોસિરામિ' ઊંચો શ્વાસ આદિ આગારપૂર્વક કાયાને સ્થાન-મૌન-ધ્યાનથી વોસિરાવું છું. ભગવાન એટલે ભગ યાને સમગ્ર ઐશ્વર્ય આદિથી યુક્ત.

જિનાગમ-ઐશ્વર્ય ૩ :-

**પ્ર૦-શ્રુત-આગમમાં સમગ્ર ઐશ્વર્ય આદિનો શો યોગ ?**

ઉ૦-સમગ્ર ઐશ્વર્યાદિનો યોગ આ, કે શ્રુત શુદ્ધ છે, સિદ્ધ છે, અર્થાત્ એનામાં (૧) ફલા-વ્યભિચાર છે, (૨) પ્રતિષ્ઠિતતા છે, (૩) ત્રિકોટિ-પરિશુદ્ધિ છે. આ વસ્તુ ઇતર શાસ્ત્રોમાં નથી, માટે ઇતર શાસ્ત્રો કરતાં શ્રુતનું ઐશ્વર્ય, ઇશ્વરત્વ, ઇશિ-તૃત્વ, પ્રભુત્વ છે.

•(૧) ફલાવ્યભિચાર એટલે શ્રુત જે અનુ-ષ્ઠાનનાં જે ફળ બતાવે છે, વિધિ પ્રમાણે તે અનુષ્ઠાનમાં પ્રવર્તનારને તે ફળ અવશ્ય નીપજે છે; ફળથી એ વંચિત નથી બનતો.

•(૨) પ્રતિષ્ઠિતતા એ છે કે શ્રુતથી સર્વ નય-મતો-દર્શનો વ્યાપેલા છે. કેમકે શ્રુત સર્વનય માન્ય કરે છે, ત્યારે ઇતર દર્શન એકેક નયને પકડે છે. પૂર્વે 'સિદ્ધે ભો પયઓ...'ના 'સિદ્ધ' પદના 'પ્રતિષ્ઠિત' અર્થમાં સમજાવેલ છે.

•(૩) ત્રિકોટિપરિશુદ્ધિ એટલે કષ-છેદ-તાપની પરીક્ષામાં પસાર થવાપણું; અથવા શાસ્ત્રના પ્રારંભ, મધ્ય અને અંત ત્રણેયમાં અ-વિસંવાદ. આમાં 'કષ' એટલે વિધિ-પ્રતિષેધ; 'છેદ' એટલે આચાર-ક્રિયા; અને 'તાપ' એટલે પદાર્થ-સિદ્ધાન્ત. આ ત્રણેમાં વિરોધ ન આવવો, સંઘર્ષ ન થવો, અર્થાત્ આચાર-અનુષ્ઠાન વિધિ-પ્રતિષેધને બાધક ન હોય; એમ પદાર્થ-સિદ્ધાન્ત-વ્યવસ્થા વિધિ-પ્રતિષેધ કે આચાર-ક્રિયાની બાધક ન બનવી, એ કષ-છેદ-તાપ પરીક્ષામાં પસાર થવું ગણાય. વિધાન કંઇ કરે, અને આચાર-અનુષ્ઠાન એવું બતાવે કે જે એ વિધાનને પ્રતિકૂળ હોય. જેમકે નિષેધ તો કર્યો કે કોઇ પણ જીવની હિંસા ન કરવી. પણ પછી જલસ્નાન, કંદમૂળ-ભક્ષણ, અજમેધાદિ હિંસક યજ્ઞ બતાવ્યાં, એ વિરોધ આવ્યો કહેવાય. એમ દા. ત. આત્માપદાર્થ એકાન્ત નિત્ય કે એકાન્ત ક્ષણિક બતાવ્યો. હવે જો એવું જ હોય, તો વિધિપાલન અને અનુષ્ઠાન-સેવનનું ફળ કોને ? એકાન્ત નિત્યમાં પરિવર્તન થાય નહિ; ને એકાન્તક્ષણિકમાં આત્મા જ ક્ષણાન્તરે નષ્ટ! પછી ફળ કોણ ભોગવે ? એમ વિધિ-અનુષ્ઠાન સાથે પદાર્થનો વિરોધ આવે. એકાન્તવાદી ઇતર દર્શનોને આ આપત્તિ છે, અનેકાન્તવાદી જૈન-દર્શનને નહિ.

(લ૦-) 'स्वर्गकेवलार्थिना तपोध्यानादि कर्तव्यम्,' 'सर्वे जीवा न हन्तव्या' इतिवचनात्; 'समितिगुप्तिशुद्धा क्रिया' 'असपत्नो योग' इति-वचनात्; 'उत्पादव्ययध्रौव्ययुक्तं सत्' 'एकं द्रव्य-मनन्तपर्यायमर्थ' इतिवचनादिति ।

कायोत्सर्गप्रपञ्चः प्राग्वत्, तथैव च स्तुतिः, यदि परं श्रुतस्य, समानजातीयवृंहकत्वात् । अनु-भवसिद्धमेतत् तज्ज्ञानां; चलति समाधिरन्यथेति प्रकटम् । ऐतिह्यं चैतदेवमतो न बाधनीयमिति व्याख्यातं 'पुष्करवरद्वीपार्द्धे' इत्यादिसूत्रम् ।

અર્થ:-

(વિધિપ્રતિષેધ-અનુષ્ઠાન-પદાર્થનો અવિરોધ એટલા માટે કે) 'સ્વર્ગ અને કેવળજ્ઞાનના અર્થીએ તપ, ધ્યાન વગેરે કરવું જોઇએ,' 'સર્વે ય જીવો હણવા નહિ જોઇએ.' એ પ્રમાણેનું વચન હોવાથી; 'સમિતિ અને ગુપ્તિથી શુદ્ધ એ ક્રિયા,' 'પરસ્પરને અબાધક એ યોગ (સ્વાધ્યાયાદિ આચાર),' એવું વચન હોવાથી; 'ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુક્ત હોય તે સત્,' 'અનન્ત પર્યાયવાળું એક દ્રવ્ય તે અર્થ,' એવું વચન હોવાથી.

કાયોત્સર્ગનો વિસ્તાર પૂર્વની જેમ. સ્તુતિ પણ તેજ પ્રમાણે, કિન્તુ શ્રુતની; કેમકે સમાન

જ્ઞાતવાળાની એ સમર્થક હોય. આ તેના જ્ઞાતાઓને અનુભવસિદ્ધ છે. નહિતર સમાધિ ચાલી જાય એ સ્પષ્ટ છે. આ (ત્રીજી સ્તુતિ શ્રુતની, એ) સંપ્રદાય—પ્રમાણથી સિદ્ધ છે, માટે એને બાધા ન પહોંચાડવી. આ પ્રમાણે 'પુક્ખરવર-દીવડ્ઢે' સૂત્ર થયું.

**વિવેચન :-**

(૧) વિધિ-પ્રતિષેધવાક્ય કષપરીક્ષા :-

અનેકાન્તવાદી જૈન દર્શનમાં વિધિ અને પ્રતિષેધ યોગ્ય મળે છે, જેમકે, 'स्वर्गकेवलार्थिना तपोध्यानादि कर्तव्यम्' એ વિધિવાક્ય છે. એનો અર્થ સ્વર્ગના અર્થીએ તપ વગેરે અર્થાત્ તપ, દેવપૂજા, દાન વગેરે કરવું જોઇએ; અને કેવળજ્ઞાનના અર્થીએ ધ્યાન વગેરે અર્થાત્ ધ્યાન, અધ્યયન ને ક્ષમાદિ ધર્મનું સેવન કરવું જોઇએ.

પ્ર૦—અહીં 'સ્વર્ગના અર્થીએ' એમ કહ્યું ? એમાં તો ગર્ભિત રીતે સ્વર્ગની કામના વિહિત થાય છે. શું એ કામના રખાય ? એથી તો ક્રિયા ગરલઅનુષ્ઠાન થાય. (ગરલ એક પ્રકારનું ઝેર છે. એના જેવું અનુષ્ઠાન; જે પાપાનુબંધી પુણ્ય આપે છે.)

ઉ૦—સ્વર્ગનું અર્થિપણું બે રીતનું હોય,-(૧) સ્વર્ગના દિવ્ય સુખોની આશંસારૂપ, અને તે પાપ આશંસા છે, એની અભિલાષાથી કરાતા તપ આદિ ગરલાનુષ્ઠાન છે; એ નિષિદ્ધ છે. (૨) કેવળજ્ઞાન—મોક્ષ આ કાળમાં મળનાર નથી, અને અહીંથી પરલોક જવું તો પડશે જ. એમાં જો સમ્યકત્વ-અવસ્થામાં આયુષ્ય બંધાય તો સ્વર્ગનું જ બંધાય છે. અર્થાત્ નરક-તિર્યંચ-મનુષ્યનાં આયુકર્મ મિથ્યાત્વ-અનંતાનુબંધી કષાય-અવસ્થામાં જ બંધાય. તો એવીઅવસ્થા રાખવાનો શોખ નથી, એટલે સમ્યકત્વદશામાં તો સ્વર્ગનું જ આયુષ્ય બંધાવાનું. હવે કેવળજ્ઞાન તો થઇ શકે એમ નથી તો કમમાં કમ દુર્ગતિપતન ન થતાં સ્વર્ગગમન થાઓ એવી અભિલાષા એવું અર્થિપણું રહે તો એ પાપરૂપ નહિ ગણાય. કેમકે એ કાંઇ વિષયસુખોની આશંસાથી નથી, કિન્તુ સમ્યકત્વરક્ષા અર્થે છે.

પ્ર૦—પણ તો પછી મનુષ્યપણાનું જ અર્થિપણું રાખે તો સારું ને, જેથી એમાં ચારિત્ર તો મળે ?

ઉ૦—એ રાખવામાં જોખમ મોટું છે; કેમકે મનુષ્યાયુ તો મિથ્યાત્વ યા અનંતાનુબંધી કષાયની અવસ્થામાં જ બંધાય; અને એ અવસ્થામાં તો નરક કે તિર્યંચનું આયુષ્ય બંધાવાને પણ અવકાશ છે. તો કોને ખબર કયું આયુષ્ય બંધાઇ જાય. માટે મિથ્યાત્વ અવસ્થા જ ખોટી, ત્યાજ્ય.

પ્ર૦—શુભ પરિણામ અને દાનરુચિ આદિ મધ્યમગુણોનો ખપ રાખે તો તો બાંધી શકે ને ?

ઉ૦—પરંતુ અહીં જેટલા ઊંચા શુભ પરિણામનો અને ઊંચા ગુણોનો અભ્યાસ રાખ્યો તેના પ્રમાણમાં જ આગળ માટેની સંસ્કારની મૂડી ઊભી થવાની. તો પછી એથી પણ ઊંચા તપ—દેવપૂજન આદિના અભ્યાસ દ્વારા વધુ ઊંચા શુભ પરિણામનો અભ્યાસ રાખી અધિક ઊંચા સંસ્કારની મૂડી શા સારૂ ઊભી ન કરવી ? એથી સમ્યકત્વ દ્વારા પ્રાપ્ત દેવભવ જેવામાં ય મોહવા-મુંઝાવાનું નહિ થાય. સારાંશ, કેવળજ્ઞાનના અભાવમાં સ્વર્ગ પામવાનું તપ, દેવપૂજન આદિ દ્વારા થાય; માટે એ તપ આદિ કરવાનું વિધાન કર્યું.

કેવળજ્ઞાનના અર્થીએ ધ્યાન-જિનાગમાધ્યયન આદિ કરવું જોઇએ. કેમકે એથી ઉચ્ચ કોટીની કર્મનિર્જરા અને ચઢતા અનાસક્તભાવની કેળવણી થઇ શકે છે.

પ્ર૦—આ કાળે કેવળજ્ઞાન તો થઇ શકવાનું નથી પછી આ ધ્યાનાદિ કરવાથી શું ?

ઉ૦—એથી ઉપર કહેલ કર્મનિર્જરા અને અનાસક્તિરૂપ ફળમાં આગળ આગળ વધી શકાય, અને તેથી ભવાંતરે કેવળજ્ઞાન વધુ સરલ-સુલભ બને, એ મહાન લાભ છે.

આ તપ-ધ્યાન આદિનું વિધાન થયું. હવે નિષેધવાક્યનો દાખલો આ, કે 'सर्वे जीवा न हन्तव्या' અર્થાત્ બધા ય જીવોની એટલે કે કોઇ પણ જીવની હિંસા નહિ કરવી જોઇએ, હિંસાના કારણે ભવભ્રમણ થાય છે માટે એ અટકાવવા હિંસાનો નિષેધ કર્યો.

આ વિધિ-નિષેધ યોગ્ય છે, એટલે કષ (કસોટી) પરીક્ષામાં પસાર થવાપણું છે.

**(૨) અનુષ્ઠાન વાક્યઃ છેદ પરીક્ષાઃ-**

હવે છેદ પરીક્ષા તરીકે વિધિનિષેધને બાધ ન કરે એવા આચાર-અનુષ્ઠાન બતાવવા જોઇએ. એનાં દૃષ્ટાન્તનાં બે વાક્ય આ, કે (૧) 'समिति-गुप्तिशुद्धा क्रिया,' (૨) 'असपत्नो योगः' અર્થાત્ (૧) સમિતિ-ગુપ્તિના પાલનથી શુદ્ધ ક્રિયા કરવાની; (૨) યોગ યાને મોક્ષસાધક વ્યાપારો 'અસપત્ન' એટલે કે પરસ્પરમાં બાધક ન બને એ રીતે આચરાવા જોઈએ.

આમાં ૫ સમિતિમાં, (૧) હાલવા-ચાલવામાં જીવ ન મરે એ કાળજી રાખવા રૂપ ઈર્યાસમિતિ; એમ (૪) જીવરક્ષાર્થ વસ્તુ લેવા-મૂકવામાં કાળજીરૂપ આદાનભંડમાત્ર-નિક્ષેપસમિતિ, તથા (૫) મળમૂત્રાદિ-ત્યાગમાં કાળજીરૂપ પારિષ્ઠાપનિકા સમિતિ; (૨) બોલવામાં હિંસા-અસત્યાદિ ન થાય એ કાળજીરૂપ ભાષાસમિતિ; ને (૩) ભિક્ષાચર્યામાં કરણ-કરાવણ-અનુમોદનથી જીવહિંસા-લોભાદિકષાય અટકાવવા ૪૭ દોષ નિવારણની કાળજીરૂપ એષણા સમિતિ સાચવવાની. આમ ગમનાગમન-ભાષણ-આહાર-વસ્તુગ્રહણમોચન-નિહાર (મળમૂત્ર-વિસર્જન)માં જીવહિંસાદિ દોષ નિવારવારૂપ સમિતિનાં બરાબર પાલન સાથે તપ આદિ મોક્ષસાધક અનુષ્ઠાનોનું આચરણ થાય, તોજ એકાન્તે કર્મક્ષય થતો આવે; અને અંતે મોક્ષ થાય. પણ એથી ઉલટું, અનુષ્ઠાનો તો થાય કિન્તુ સાથે સમિતિને બદલે અસમિતિ હોય તો તેથી કરણ-કરાવણ-અનુમોદનરૂપે જીવહિંસાદિ પાપ થતાં રહેવાનાં, અને તેથી પાપકર્મની આવક ચાલુ રહેવાની. તો તેથી મોક્ષ શી રીતે થાય? મૂળ નિષેધ-'હિંસા ન કરવી,' એને અસમિતિવાળાં અનુષ્ઠાન બાધક બને; માટે એવાં અનુષ્ઠાનનાં પ્રતિપાદન કરનારાં દર્શનો છેદપરીક્ષામાં પસાર ન થાય. અનુષ્ઠાનક્રિયા સમિતિ-શુદ્ધ જોઈએ, એમ ગુપ્તિશુદ્ધ જોઈએ.

ગુપ્તિ ત્રણમાં મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ. ગુપ્તિ એટલે સમ્યક્પ્રવૃત્તિ-અશુભ નિવૃત્તિ. અર્થાત મન-વચન-કાયાથી અશુભ પ્રવૃત્તિનો ત્યાગ અને શુભ પ્રવૃત્તિનું આચરણ. તાત્પર્ય વિચાર-વાણી-વર્તાવ અશુભ છોડી દઇ શુભ જ કરવા એ ૩ ગુપ્તિ. એથી ઉલટું અશુભ કરે તો એ દંડ કહેવાય,-મનોદંડ, વચનદંડ અને કાયદંડ. તપ-સ્વાધ્યાયાદિ અનુષ્ઠાન તો કરે, પરંતુ મનમાં અશુભ વિચાર-વિકલ્પ-માન્યતાદિ રાખે, યા વાણીમાં અસત્ય ભાષણ, પાપોપદેશ-નિર્વિચારકથન વગેરે કરે, અથવા કાયાથી જીવહિંસાદિ-કારક વર્તાવ કરે, તો ગુપ્તિ ન સાચવી કહેવાય. એથી મૂળ વિધિનિષેધને બાધ પહોંચે. માટે ક્રિયા ગુપ્તિશુદ્ધ પણ જોઇએ.

**અસપત્ન** યોગમાં બધાજ મોક્ષાનુષ્ઠાનો એવા સમયસર અને ઉચિત સાધન દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સાથે આચરાવા જોઇએ કે પરસ્પરમાં બાધક ન બને. દા. ત. છ આવશ્યકની ક્રિયામાં જીવને બહુ રસ આવતો હોય તેથી એટલો બધો સમય એનો રાખે કે સ્વાધ્યાયયોગનો સમય ઘવાય; અથવા સ્વાધ્યાયના રસમાં સમય એટલો બધો લગાડી દે કે આવશ્યકક્રિયાનો સમય ચૂકે; તો એ સપત્ન યોગ સાધ્યો કહેવાય. એથી નુકસાન એ થાય કે શાસ્ત્રકારોએ તો એ યોગોનું વિધાન કરેલું તે મૂળ વિધિ-નિષેધની આજ્ઞાનું પાલન વિકસ્વર થતું આવે એ માટે; પણ અસપત્ન યોગ ન સાચવવાથી એ પ્રયોજન સરે નહિ, તેથી વિધિ-નિષેધને બાધ પહોંચે.

પ્ર૦-ભલે અનિયમિત પણ નિર્દોષ યોગ સાધે એટલે વિધિનિષેધ તો પળાયા જ ને?

ઉ૦-ના, બધા યોગ નિયમસર સાધે તો જ અનાદિકાળથી અગણિત અશુભ વાસનાઓથી ભરેલા જીવમાં એ વાસનાઓનો નિગ્રહ થઇને તપભાવ, ધ્યાનભાવ, ને અહિંસકભાવ વગેરે વિધિનિષેધના ભાવ જન્મે, પોષાય અને પરાકાષ્ઠાએ પહોંચી, કષાયમુક્ત થવાની વસ્તુ સર્વજ્ઞ ભગવાને જે જોઇ છે એ બની આવે. એના બદલે સ્વેચ્છાએ અનિયમિત વર્તે તો અહંત્વ પોષાય, અશુભ ભાવ આવી સર્વ શુભભાવ ન પોષાય, ને એથી કષાય ઊભા જ રહે.

**અનેક રોગ માટે અનેક ઔષધ :-** ધ્યાનમાં રાખવાનું છે કે આત્મામાં અનેક રોગો છે, એની સામે અનેક પ્રકારના ભાવઔષધ નિયમસર અસ-

પત્નપણે સેવાવાં જોઇએ. સારો સ્વાધ્યાય કરવો છે માટે શરીરની અને મગજની શક્તિ વધારવાના લોભમાં ષડ્‌રસનાં છલકાતાં ભોજન કરે તો એ સપત્નયોગ થાય; કેમકે એ ભોજન વિકાર ઉત્પન્ન કરી સંયમ–બ્રહ્મચર્યયોગનું ઘાતક નીવડે. માટે સ્વાધ્યાયયોગ પણ ત્યાગ–તપયોગને બાધક ન બને એવો સાચવવો જોઇએ. એમ ધ્યાનયોગમાં એવું લાગી જવાય કે શાસ્ત્રસ્વાધ્યાયયોગ જ્ઞાનીઓએ જે પાંચ પહોરનો વિહિત કર્યો છે તે જો ઘવાય તો તે અસપત્નયોગ સાધ્યો ન ગણાય.

**ખરો ધ્યાનયોગ ક્રિયા–સ્વાધ્યાયમાં:–**

**પ્ર૦–તો પછી શું ધ્યાનયોગ સાધવાનો જ નહિ ?**

ઉ૦–જરૂર સાધવાનો, પરંતુ ધ્યાનનું સ્વરૂપ સમજવા જેવું છે. 'આવશ્યક સૂત્ર' આગમના ભાષ્યના ધ્યાનશતકમાં છેલ્લે જઈને મન, વચન કે કાયાની શુભ એકાગ્ર પ્રવૃત્તિ એ ધ્યાન કહ્યું છે. માટે તો કેવળજ્ઞાન થઇ ગયા પછી એ બધુંજ કરામલક–(હાથમાં રહેલા આંબળા)ની જેમ પ્રત્યક્ષ દેખતા હોઇ એમને કશુંજ ચિંતવવા–ધ્યાવવાનું રહેતું નથી; છતાં એ પછી શૈલેશીકરણ માટે એમને શુક્લધ્યાનના પાછલા બે પાયા સાધવાના હોય છે, તે માનસિક ધ્યાનરૂપ નથી કિન્તુ યોગનિરોધ માટે કરાતી સૂક્ષ્મ કાયયોગ સુધીની એકાગ્રતા છે. આ હિસાબે આવશ્યકક્રિયા ને પ્રતિલેખનાદિ ક્રિયા તથા સ્વાધ્યાય એકાગ્ર મનથી કરાય એ ધ્યાનયોગની જ સાધના છે. ક્રિયા–સ્વાધ્યાયમાં એકાગ્ર ચિત્તરૂપ સાચો ધ્યાનયોગ સધાય છે.

**વળી ખરો સ્વતંત્ર** ધ્યાનયોગ આ છે કે જે **ઉચિત કર્તવ્યનાં પાલનપૂર્વક** થાય. કર્તવ્યનું ઉલ્લંઘન કરીને ધ્યાનની સાધના એ સપત્ન યોગ બની મોક્ષસાધક યોગરૂપ ન બને. હા, સ્વાધ્યાયયોગ સિદ્ધ કર્યા બાદ સ્વાધ્યાયના પરાવર્તનમાં ક્યાંય એકાગ્ર પદાર્થ ચિંતનમાં ચઢી જવારૂપ વિશેષ ધ્યાનયોગ આવે. પણ હજી શાસ્ત્રો ભણ્યો નથી, સ્થૂલ–સૂક્ષ્મ હેય–ઉપાદેયનું ભાન નથી, એની પરિણતિ ઘડાઇ નથી, એ જો ધ્યાનયોગ લઇ બેસે તો એ ન ઘરનો, ન ઘાટનો થાય. બાકીના સમયમાં અવિવેક–મૂઢતા–કષાય વગેરેથી પીડાતો જ રહે. એમ સ્વાધ્યાયાદિ કરે પણ ધ્યાન–એકાગ્રતા વિના જ કરે, તો એ આત્મદીપોનો ઉદ્ધાર ન કરી શકે. અથવા સ્વાધ્યાય સારો કરે, પણ બીજી ક્રિયામાં લોચા વાળે તો પ્રમાદ–બેદરકારી–લોભ–અહંત્વાદિ પોષાયા કરે. સારાંશ અસપત્નયોગોની સાધના જોઇએ. આ અનુષ્ઠાનના અવિરોધની વાત થઈ.

**પદાર્થના અવિરોધમાં** તત્ત્વ અને સિદ્ધાન્તરૂપ પદાર્થ એવા માનેલા જોઇએ કે જે વિધિનિષેધ અને આચારાનુષ્ઠાનને બાધક ન હોય. તો એ તાપ પરીક્ષામાં પસાર ગણાય. એના દૃષ્ટાન્તમાં બે શાસ્ત્રવચન આ પ્રમાણે છે.

**(૨) પદાર્થવાક્યઃ તાપ પરીક્ષાઃ સત્ એટલે ?**

(૧) 'उत्पाद–व्यय–ध्रौव्ययुक्तं सत्' તત્ત્વાર્થ મહાશાસ્ત્રનું આ વચન 'સત્' કોને કહેવાય એની ઓળખ આપે છે. **ઉત્પત્તિ, નાશ અને સ્થિરતા– આ ત્રણેય ધર્મથી યુક્ત હોય તે સત્ છે.** આમાં અનેકાન્તનો સિદ્ધાન્ત આવે છે; તે આ રીતે કે એકજ વસ્તુ ઉત્પત્તિ આદિ ત્રણેય ધર્મથી યુક્ત એટલે એજ વસ્તુ ઉત્પન્ન પણ ખરી અને નષ્ટ પણ ખરી; તેમ નષ્ટ પણ ખરી અને સ્થિર પણ ખરી. પરસ્પર વિરુદ્ધ દેખાતા ધર્મોનો અપેક્ષાએ એકમાં સમાવેશ એ અનેકાન્ત છે. વસ્તુ પોતાનામાં અભિન્નપણે ઉત્પન્ન થયેલ નવા ધર્મસ્વરૂપે ઉત્પન્ન છે, પોતાના નાશ પામેલા ધર્મરૂપે નષ્ટ છે, અને પોતાના કાયમી સ્વરૂપે કાયમ છે, સ્થિર–ધ્રુવ છે. દા. ત. સોનાના કડાની કંઠી થઈ, ત્યાં સોનું એનામાં ઉત્પન્ન થયેલ કંઠી અવસ્થારૂપે ઉત્પન્ન કહેવાય, નષ્ટ થયેલી કડાઅવસ્થા સ્વરૂપે વિનષ્ટ છે, છતાં મૂળ સુવર્ણરૂપે કાયમ છે.

**પ્ર૦–કંઠી ઉત્પન્ન થઇ કડું નષ્ટ થયું એમ તો કહેવાય છે, પણ સોનાં અંગે એવું ક્યાં કહેવાય છે ?**

ઉ૦–'સોનું કડારૂપે હતું તે મટી હવે કંઠીરૂપે થયું,'–એમ પ્રામાણિક વ્યવહાર થાય છે તેમાં સોનું જ મટી યાને નાશ પામી ગયું સોનું જ થયું યાને ઉત્પન્ન થયું, એમ બોલાય છે; ફક્ત સર્વથા સોના-

રૂપે નાશ ને ઉત્પત્તિ નહિ, કિન્તુ અમુક જ કડારૂપે નાશ ને કંઠીરૂપે ઉત્પત્તિ. વસ્તુમાં અનેક રૂપક હોય, અનેક અવસ્થા, ધર્મ અને ગુણ હોય. પણ તે બધા વસ્તુસ્વરૂપ હોવાથી એના નાશ-ઉત્પત્તિએ વસ્તુ તે તે રૂપે નાશ-ઉત્પત્તિ પામી, એ હકીકત છે. ત્યારે સોનારૂપે કાયમ છે, સ્થિર છે એ પણ હકીકત છે. એટલે એકની એક જ વસ્તુમાં ઉત્પત્તિ-નાશ-સ્થિતિ એમ ત્રણે ય ધર્મ રહે તો જ વસ્તુ સત્રૂપ બને; નહિતર અસત્ થઇ જાય. દા. ત. એ જ સોનું કડારૂપે નષ્ટ ન હોય તો કંઠીરૂપે ઉત્પન્ન થઇ જ ન શકે. કંઠીરૂપે અસત્ ઠરે, અગર નવા કંઠી કે લગડી આદિ ગમે તે રૂપે ઉત્પન્ન હોય નહિ, તો ચાલુ કડારૂપે નષ્ટ ગણાય જ કેમ ? ત્યારે સાથે સાથે સોનારૂપે સ્થિર ન હોય તો સોનાનું કડું કે સોનાની કંઠી કહેવાય જ કેમ? સોનારૂપે અસત્ ઠરે. આમ ઉત્પત્તિ-નાશ-ધ્રૌવ્ય ત્રણે ય જેમાં હોય તે સત્, એ સિદ્ધ થાય છે.

આ રીતના સત્‌માં વિધિ-પ્રતિષેધનાં આચરણ અને ફળ ઘટી શકે છે, પણ એકાંતે નિત્યમાં કે એકાન્ત ઉત્પત્તિશીલ-વિનાશશીલમાં એ ન ઘટી શકે, વિરોધ આવે. ઇતર દર્શનોમાં વિધિ-નિષેધ અને પદાર્થનો વિરોધ રહે છે.

**પદાર્થ એટલે ?**

(ii) પદાર્થને સત્ કહેવાય, એમ અર્થ પણ કહેવાય. સત્‌નું સ્વરૂપ શું એ કહ્યા પછી અર્થનું સ્વરૂપ કહે છે, 'एकद्रव्यम् अनन्तपर्यायम् अर्थः' અર્થ એટલે દ્રવ્ય, તે એવું કે જે દ્રવ્યરૂપે એક અને પર્યાય યાને પોતાની અવસ્થા-ધર્મ-ગુણરૂપે અનંત હોય.

દા. ત. આકાશ અખંડ દ્રવ્યરૂપે એક છે, પણ પોતાનામાં અવગાહેલા અનંત દ્રવ્યોની અપેક્ષાએ એ અનંત અવસ્થાઓ યાને અનંત પર્યાયવાળું છે; અને પર્યાય કોઇ તદ્દન જુદી ચીજ નથી કિન્તુ કથંચિત્ દ્રવ્યાત્મક છે. શું ઘટાકાશ, ગૃહાકાશ વગેરેને મૂળ આકાશદ્રવ્યથી તદ્દન જુદી વસ્તુ કહેવાશે ? ના, આકાશ પોતેજ ઘટાકાશ છે, પોતેજ ગૃહાકાશ છે. અલબત કથંચિત પોતે એ પર્યાયોથી ભિન્ન પણ છે, તેથી તો ઘટાકાશ-ગૃહાકાશ નષ્ટ થવા છતાં આકાશ કાયમ રહેલું દેખાય છે. તો પર્યાયો દ્રવ્યથી ભિન્ન પણ ખરા અને અભિન્ન પણ ખરા. દ્રવ્યથી અભિન્ન એટલે કે દ્રવ્યાત્મકપર્યાય અનન્ત છે, માટે અર્થ-પદાર્થ અનંતપર્યાયાત્મક કહેવાય. આમ અર્થ એ દ્રવ્યરૂપે એક અને પર્યાયરૂપે અનંત છે.

આ પદાર્થ-વ્યવસ્થાને વિધિ-નિષેધ સાથે વિરોધ નથી, ઘટમાનતા છે. કેમકે એકજ આત્મા એક સાથે અનેક વિધિ-નિષેધપાલક હોય છે. તે જો આત્મપદાર્થ પર્યાયરૂપે અનંત ન હોય તો એનો એજ આત્મા તપ અવસ્થા, સ્વાધ્યાય અવસ્થા, હિંસાત્યાગ અવસ્થા વગેરેરૂપે કેમ બની શકે ?

તાત્પર્ય ઉપરોક્ત શ્રુતવાક્યો સૂચવે છે કે જૈનશ્રુત વિધિનિષેધ અનુષ્ઠાન અને પદાર્થની પરસ્પર અબાધકતાએ વર્તે છે.

હવે શ્રુતના વંદન-પૂજન-સત્કાર-સન્માન આદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવાનો તે પૂર્વે ૧ જિન સર્વ જિનના વંદનાદિ-કાયોત્સર્ગમાં કહ્યા મુજબ અન્નત્થ સૂત્ર બોલીને આગાર સહિત કરવાનો. કાયોત્સર્ગ પારીને સ્તુતિ પણ પૂર્વે કહ્યું તેમ બોલવાની, કિન્તુ શ્રુતની સ્તુતિ બોલવાની, કેમકે એ જ પોતાના સજાતીય શ્રુતસ્તવની સમર્થક થાય. એના જ્ઞાતાઓને આ વસ્તુ અનુભવસિદ્ધ છે. 'પુક્ખરવર-દીવડ્ઢે' સૂત્રથી શ્રુતની સ્તવના કરી શ્રુતના વંદનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કર્યો; હવે સ્તુતિ શ્રુતને બદલે બીજાની બોલે તો પ્રસ્તુતનું સમર્થન ન થાય. એટલે ચિત્તનો જે એક શ્રુતગુણગાનનો શુભ પરિણામ-પ્રવાહ ચાલ્યો આવતો હતો તે ઘવાય, અર્થાત્ ચિત્તસમાધિ ચાલી જાય. વળી એ (ત્રીજી સ્તુતિ શ્રુતની હોય) એ પ્રમાણે સંપ્રદાય (પરંપરા) સિદ્ધ છે. માટે એને બાધ ન પહોંચાડવો. 'પુક્ખરવર-દીવડ્ઢે' સૂત્રની વ્યાખ્યા સમાપ્ત થઇ.

(લલિતવિસ્તરાકારે અહીં બીજી સ્તુતિ બોલવામાં સમાધિ ચાલી જવાની જે વાત કરી તે દ્વારા જૈન દર્શનની સૂક્ષ્મતા બતાવી. શ્રુતની સ્તુતિને બદલે બીજાની, દા. ત. જિનની સ્તુતિ બોલાય તો અલબત એ સ્તુતિ બોલવામાં ચિત્ત-

પરિણામ શુભ છે, કિન્તુ જે મુખ્યતાએ શ્રુતનાં ગુણગાનના શુભ પરિણામની ધારા ચાલી છે તે અહીં હજી પ્રસંગ એજ ચાલુ છતાં ઘવાય છે; અને અકાળે એક શુભપરિણામધારાનો ભંગ થવાથી પ્રણિધાનનો ભંગ થાય. એમાં લલિતવિસ્તરાકારના વચન પ્રમાણે સમાધિ-ચિત્તસ્વાસ્થ્યનો ભંગ ગણાય. સમાધિ સાચવવી હોય તો અનવસરે ચિત્તની એક શુભ પરિણામધારાનો ભંગ ન કરવો જોઇએ. એટલાજ માટે પૂર્વે કહી આવ્યા છે કે જે ભગવાનની આગળ ચૈત્યવંદન કરાય છે, એમનું જ સ્તવન બોલવું જોઇએ.

આ ઉપરથી એ પણ વિચારણીય બને છે કે આજે જે કેટલાક સ્તવન બોલ્યા પછી 'જયવીયરાય' સૂત્ર બોલતાં પહેલાં 'ઉવસગ્ગહરં પાસં' સ્તોત્ર બોલે છે, એમાં સ્તવનાની શુભ પરિણામધારા સામે રહેલ કોઇ ઋષભદેવ ભગવાન, યા મહાવીર ભગવાન વગેરેને ઉદ્દેશીને ચાલી છે, હવે અહીં 'ઉવસગ્ગહરં' બોલવામાં પાર્શ્વનાથ ભગવાનને ઉદ્દેશીને સ્તવનાનો ચિત્ત પરિણામ ઊભો થાય છે એથી પેલા ચાલુ પ્રણિધાનનો ભંગ થાય કે કેમ ?

પ્રશ્ન એ પણ થાય છે કે સામે રહેલ ભગવાનનું સ્તવન બોલ્યા પછી 'ઉવસગ્ગહરં' શા માટે બોલવું ? શું પાર્શ્વનાથ ભગવાનના સ્તોત્રથી લાભ થાય અને પૂર્વે બોલાયેલ બીજા ભગવાનના સ્તોત્રથી લાભ ન થાય એટલા માટે? અથવા જો કહો 'મંગળરૂપે બોલીએ છીએ,' તો શું બીજા ભગવાનનું સ્તવન બોલ્યા એ મંગળરૂપ નથી ? એવું માનીને જો 'ઉવસગ્ગહરં' વધારામાં બોલાતું હોય તો એમાં શું સામે રહેલ બીજા ભગવાનની અવગણના કરવા જેવું નહિ થાય ? હાં, સામે જો પાર્શ્વનાથ ભગવાન જ હોય, અને એમનું એક સ્તવન બોલ્યા પછી 'ઉવસગ્ગહરં' બોલાય તો તો તે એકજ ભગવાનનાં અનેક સ્તવનરૂપ થવાથી એમાં ચાલુ પરિણામધારાનો ભંગ નહિ થાય, પ્રણિધાન નહિ ઘવાય. એમ તો બીજા ભગવાન હોય એમનાં જ અનેક સ્તવન બોલી શકાય છે, ને એમાં કાંઇ પ્રણિધાનભંગ નથી.

આ વસ્તુ વિદ્વાનોની વિચારણા માટે લખી છે, પણ કોઇ અંતિમ નિર્ણય તરીકે નહિ. કોઇપણ અરિહંત ભગવાનનાં ગુણગાન-દ્રવ્ય-ભાવપૂજા મહામંગળરૂપ છે એ ભાવ પર પાકી શ્રદ્ધા અતિ જરૂરી છે. એ શ્રદ્ધાથી અરિહંતતત્ત્વ પર નિર્ભેળ વિશુદ્ધ બહુમાન જાગે છે, તેમજ કોઇ પણ અરિહંતની દ્રવ્ય-ભાવપૂજા વખતે ઊઠતી બીજી ત્રીજી ચિંતાઓ કે આડાઅવળા વિચારોને રોકી શકાય છે. તે એ રીતે કે 'આ પૂજનરૂપી મહામંગળથી જ અંતરાયો નષ્ટ થવાના અને પુણ્યપ્રકર્ષ વધી જવાનો. એનાથી હે જીવ ! તું જેની ચિંતા કરે છે એ બધું સિદ્ધ થવાનું છે, પછી એ ખોટી ચિંતા શા માટે કરવી ?' એવો વિવેક પ્રગટ થાય છે, જે ચિંતા-વિચારોને તરત રોકે છે. આજે પણ વિલાયત અમેરિકા જેવા દેશમાં પરમાત્માનું વિશેષ નામ લીધા વિના પરમાત્માની અચિંત્ય શક્તિ-પ્રભાવકતા પર શ્રદ્ધા કરી દુઃખદ સમસ્યાઓના ચમત્કારિક ઉકેલ દ્વારા ચિત્તના ક્લેશ શાંત કરનારા માણસો છે. એ જોતાં કોઇપણ અરિહંત પરમાત્માનું આપણે આલંબન કરી ચિત્તક્લેશ કેમ ન ટાળી શકીએ ? સારાંશ, શ્રુતનાં ગુણગાનની ધારા વખતે શ્રુતની જ સ્તુતિ કહેવી; નહિતર સમાધિભંગ થાય એવાં શાસ્ત્રવચનના અનુસારે સર્વત્ર વિવેક કરી સમાધિ-પ્રણિધાનની રક્ષા કરવી. )

## 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્ર (સિદ્ધસ્તવ)

(લ૦-) पुनरनुष्ठानपरम्पराफलभूतेभ्यस्तथाभावेन तत्क्रियाप्रयोजकेभ्यश्च सिद्धेभ्यो नमस्करणायेदं पठति पठन्ति वा ।

"सिद्धाणं बुद्धाणं पारगयाणं परम्परगयाणं ।
लोयग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥"

अस्य व्याख्या सितं ध्मातमेषामिति सिद्धाः' निर्दग्धानेककर्मेन्धना इत्यर्थः; तेभ्यो नम इति योगः । ते च सामान्यतः कर्मादिसिद्धा अपि भवन्ति, यथोक्तम् 'कम्मे सिप्पे य विज्जाए, मंते जोगे य आगमे । अत्थ जत्ता अभिप्पाए तवे कम्मक्खए इय ॥ इत्यादि; अतः कर्मादिसिद्धव्यपोहायाह बुद्धेभ्यः,

अज्ञाननिद्राः प्रसुप्ते जगत्यपरोपदेशेन जीवादिरूपं तत्त्वं बुद्धवन्तो बुद्धाः सर्वज्ञसर्वदर्शिस्वभावबोधरूपा इत्यर्थः, एतेभ्यः ।

અર્થ:-વળી અનુષ્ઠાનની પરંપરાના ફળભૂત, અને એ (સ્વકીય) ફળરૂપતા દ્વારા (જીવોને) એનાં (સાધક) અનુષ્ઠાનના પ્રેરક એવા, સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરવા માટે (એક કે અનેક સાધક) આ બોલે છે, 'સિદ્ધાણં બુદ્ધાણં'. અર્થાત્ સિદ્ધ, બુદ્ધ, પારંગત, પરંપરાએ મોક્ષગત અને લોકાગ્રે પ્રાપ્ત સર્વ મુક્તાત્માઓને નમસ્કાર કરું છું. આની વ્યાખ્યા-'સિત' અર્થાત્ બંધાયેલા (કર્મ) જેમના 'ધમી-બાળી નખાયા' (નાશ કરાયા) છે એ 'સિદ્ધ' કહેવાય. તાત્પર્ય, અનેક ભવનાં કર્મરૂપી ઇંધન જેમના બળી સાફ થઈ ગયા છે, તે. તેમને નમસ્કાર કરું છું. એ પ્રમાણે (ચોથી લીટીમાં આવતા 'નમો' પદ સાથે) સંબંધ થાય. સિદ્ધ તો સામાન્યથી કર્મસિદ્ધ વગેરે પણ હોય છે. જેમકે કહ્યું છે (સિદ્ધશબ્દ) કર્મમાં, શિલ્પમાં વિદ્યામાં, મંત્રમાં, જોગમાં, આગમમાં, અર્થમાં, યાત્રામાં, અભિપ્રાયમાં, તપમાં અને કર્મક્ષયમાં એ પ્રમાણેના અર્થમાં આવે છે' ઇત્યાદિ. એટલા માટે કર્મસિદ્ધ વગેરેને અહીં ન લેવા માટે કહે છે 'બુદ્ધાણં'. જગત્ જ્યારે અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલું છે ત્યારે બીજાના ઉપદેશ વિના જીવાદિરૂપ તત્ત્વને જાણનારા તે 'બુદ્ધ;' અર્થાત્ સર્વજ્ઞ-સર્વદર્શિતાસ્વરૂપ બોધાત્મક; એમને.

વિવેચન :-સિદ્ધને નમસ્કાર બે કારણે :-

હવે 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્રની વ્યાખ્યા ચાલે છે. આ સૂત્રની પહેલી ગાથામાં સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરવામાં આવ્યો છે. શ્રુત-સ્તવન કર્યા પછી સિદ્ધ-સ્તવના, સિદ્ધોને નમસ્કાર, કરવા માટે આ સૂત્ર બોલાય છે. સિદ્ધ ભગવંતો નમસ્કરણીય એટલા માટે છે કે (૧) એ શ્રુત યાને આગમે કહેલ કર્તવ્ય-અનુષ્ઠાનોની પરંપરાએ અંતિમ ફળસ્વરૂપ છે. તેમજ (૨)બીજા જીવોને ફળરૂપે પોતાના દૃષ્ટાંતથી તે અનુષ્ઠાનોમાં પ્રવૃત્તિ કરવાના પ્રેરક બને છે. અનુષ્ઠાન-પરંપરાનું અંતિમ ફળ અનંત જ્ઞાનાદિ ગુણો છે, અને આત્મા એ ગુણસ્વરૂપ છે; તેથી એ ગુણો અને પ્રગટપણે ગુણસ્વરૂપ સિદ્ધ આત્મા નમસ્કારને યોગ્ય હોય એ સહજ છે. વળી 'મોક્ષમાર્ગના અનુષ્ઠાન કરનારાઓને અંતિમ મોક્ષફળ અવશ્ય મળશે,' એવું આશ્વાસન સિદ્ધ ભગવાનના દૃષ્ટાંતથી મળે છે. એ હિસાબે આશ્વાસનદાતા સિદ્ધ ભગવાન ઉપકારી બન્યા; અને ઉપકારીને નમસ્કાર હોયજ. ખલાસી ધ્રુવતારાનો એ રીતે ઉપકાર માને છે કે (૧) ધ્રુવની સામે દૃષ્ટિ રાખીને, અથવા (૨) ધ્રુવ તરફ લોહચૂંબકનાં આકર્ષણ પર આધાર રાખીને, ઇચ્છિત દિશામાં વહાણ હંકારવા દ્વારા ઇષ્ટ સ્થાને પહોંચી શકે છે. એજ રીતે સાધક આત્મા સિદ્ધ ભગવાન તરફ દૃષ્ટિ રાખીને આ સંસાર-સમુદ્રમાં પોતાની મોક્ષયાત્રા યોગ્ય માર્ગે ઉત્સાહભેર ખેડી શકે છે, સિદ્ધોથી પ્રાપ્ત કરાયેલ ફળને મુખ્ય આદર્શ રાખી, એની મુખ્ય આશંસા, મુખ્ય આશય રાખી, મલિન આશયોથી બચી શકે છે. માટે સિદ્ધોનો મહાન ઉપકાર માને એ સહજ છે. સિદ્ધો મોક્ષસાધક ક્રિયાના પ્રેરક છે.

સિદ્ધો સર્વે મુગતિપુરીના ગામીને ધ્રુવતારા.'

નવપદ કાવ્ય :—

(એકલા અરિહંત જ શું, કે સિદ્ધ જ શું, નવે પદ નમસ્કરણીય છે, કેમકે એ દરેકમાં અતુલ ગુણ-વિશેષતા છે. એનું આ પ્રમાણે એક કાવ્ય બની શકે, :-

(કાવ્યરાગ-મન્દાક્રાન્તા-બોધાગાધં)

"શ્રી [૧]અરિહંતો સકલ હિતદા, ઉચ્ચ પુણ્યોપકારા,<br>
[૨]સિદ્ધો સર્વે મુગતિપુરીના ગામીને ધ્રુવતારા.<br>
[૩]આચાર્યો છે જિનધરમના દક્ષ વ્યાપારી શૂરા,<br>
[૪]ઉપાધ્યાયો ગણધરતણાં સૂત્રદાને ચકોરા.<br>
[૫]સાધુ આંતર અરિસમૂહને વિક્રમી થઈય દંડે,<br>
[૬]દર્શન- [૭]જ્ઞાનં હૃદયમળ ને મોહઅંધાર ખંડે,<br>
[૮]ચારિત્રે છે અઘરહિત હો જિંદગી જીવ ઠારે,<br>
નવપદ માંહે અનુપ [૯]તપ છે, જે સમાધિ પ્રસારે."

અર્થાત્-નવપદમાંનાં દરેકની વિશેષતા :—

(૧) શ્રી અરિહંત પરમાત્મા જગતના જીવોને સમસ્ત કલ્યાણ આપનારા છે, ઉત્કૃષ્ટ પુણ્યવાળા છે, અને ઉત્કૃષ્ટ ઉપકાર-સંપન્ન છે.

(૨) સર્વે સિદ્ધ ભગવાન મોક્ષનગરી તરફ

જનારાને ધ્રુવતારાની જેમ આલંબન આપનારા છે.

(૩) આચાર્ય મહારાજાઓ તીર્થંકર સ્થાપિત પંચાચારમય ધર્મના વ્યાપારી છે, તે પણ બુદ્ધિમાન અને શૂરવીર છે, આક્ષેપિણી, વિક્ષેપિણી, વગેરે કથા–પ્રયોગ અને જિનવચનાનુસારિતા તથા સ્વસમય–પરસમયજ્ઞતાની બુદ્ધિમત્તા દ્વારા તેમજ કુમતિ–કુવાદીઓથી જરાય ગભરાયા વિના શૂરવીરતાથી જૈનધર્મરૂપી માલ જગતમાં ફેલાવે છે.

(૪) ઉપાધ્યાય મહારાજો ગણધર ભગવંતોએ તીર્થંકર ભગવાનની નિશ્રામાં રચેલા આગમ સૂત્રોનું યોગ્ય ભવ્યાત્માઓને દાન કરવામાં ચકોર છે, મહા કુશળ છે, અજ્ઞ–અબુઝને પ્રાજ્ઞ–પંડિત બનાવે છે.

(૫) સાધુ મહાત્માઓ (ક્ષમાદિ ધર્મ દ્વારા) રાગ–દ્વેષાદિ, કામ–ક્રોધાદિ આંતર શત્રુગણને, સાચા પરાક્રમી બની દંડી નાખે છે, દબાવી નિસ્તેજ નિર્માલ્ય કરી દે છે.

(૬) સમ્યગ્દર્શન હૃદયના મિથ્યાત્વ તથા સંસારરૂપી મળને ખંડી નાખે છે, નષ્ટ કરે છે.

(૭) સમ્યગ્જ્ઞાન આત્માના મોહ–અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી દે છે.

(૮) ચારિત્રમાં અહો ! જિંદગી (૧) અઘ=પાપથી રહિત બને છે ! અને (૨) વિશ્વના સમસ્ત જીવોને, અભયદાન દેવા દ્વારા, પોતાના તરફથી ઠારનારી થાય છે !

(૯) તપ,–નવ પદમાં નવમું બાહ્ય–આભ્યન્તર તપ એવું અનુપમ છે કે જેનો અભ્યાસ ચિત્તની આહારાદિ સંજ્ઞાઓની વ્યગ્રતા દૂર કરી સમાધિ યાને ચિત્ત–સ્વાસ્થ્ય પ્રસારે છે.

જેને આ નવ પદ મળ્યા છે એને તો શ્રેષ્ઠ નિધાન મળવાથી એના ભાગ્યની અવધિ નથી. પ્રાપ્તિની કદર કરી એ નવપદનું આલંબન કરીને સત્પુરુષાર્થ કરવામાં તથા એમનો અનુપમ ભવ્ય ઉપકાર માનવામાં કેમ જ પાછી પાની કરે ? )

૧ લી ગાથા :—

સિદ્ધોને નમસ્કાર કરવા માટે આ ગાથા છે-

सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ,
लोयग्गमुवगयाणं नमो सया सव्व सिद્धाणं ॥

'સિદ્ધાણં' એટલે કે સિદ્ધોને. સિદ્ધ એટલે સિતને ધમી નાખ્યા છે જેમણે. સિત=બંધાયેલાં અનેક ભવના અષ્ટવિધ કર્મ, એને ધમી=બાળી નાખ્યા છે. એવા સિદ્ધોને. આ પદનો, 'સયા નમો' હું સદા નમું છું, એમ છેવટની લીટીના પદ સાથે, અન્વય કરવો, સંબંધ જોડવો.

'બુદ્ધાણં'– 'સિદ્ધ'નો એ અર્થ કરવાનું કારણ, કે સામાન્યથી સિદ્ધ તરીકે કર્મસિદ્ધ વિદ્યાસિદ્ધ વગેરે અનેક પ્રકારના સિદ્ધ હોય છે. જેમકે કહ્યું છે:–

'कम्मे सिप्पे य विज्जाए, मंते जोगे य आगमे ।
अत्थ जत्ता अभिप्पाए, तवे कम्मक्खए इय ॥'

અર્થાત્–(૧) કર્મમાં સિદ્ધ એ 'કર્મસિદ્ધ' અથવા 'સિદ્ધકર્મ', કારીગરીમાં નિષ્ણાત. દા. ત. સિદ્ધહસ્ત લેખક. (૨) શિલ્પમાં કુશળ તે 'શિલ્પસિદ્ધ' (૩) 'વિદ્યાસિદ્ધ' એટલે વિદ્યાસાધક બની એ વિદ્યાને સિદ્ધ કરી હોય તે. (૪) મંત્ર જેને સિદ્ધ હોય તે 'મંત્રસિદ્ધ'. (૫) યોગ યાને ચમત્કારિક ચૂર્ણનો યોગ કરી શકનાર તે 'યોગસિદ્ધ', અથવા યમ–નિયમાદિ અષ્ટાંગ યોગ અથવા અધ્યાત્માદિ પંચવિધ યોગને સિદ્ધ કરનાર તે 'યોગસિદ્ધ'. (૬) આગમમાં પારંગત તે 'આગમસિદ્ધ' (૭) 'અર્થસિદ્ધ' એટલે કે સિદ્ધ સંપત્તિવાળો; અથવા સૂત્રના યથાસ્થિત અર્થ કરવામાં કુશળ (૮) 'યાત્રાસિદ્ધ' અર્થાત્ પ્રવાસમાં નિષ્ણાત; વગર થાકયે ઝડપથી લાંબે જઇ શકનાર. (૯) 'અભિપ્રાયસિદ્ધ' એટલે બીજાના બોલ, વર્તાવ યા મનના અભિપ્રાય આશય બરાબર જાણી લેવામાં કુશળ. (૧૦) 'તપસિદ્ધ'એટલે તપસ્યા કરવામાં ખડતલ; અને (૧૧) સકલ કર્મોનો ક્ષય કરનારા તે 'સિદ્ધ', એમ અનેક પ્રકારના સિદ્ધોમાં છેલ્લા પ્રકારના સિદ્ધ અહીં પ્રસ્તુત છે, બાકીના કર્મસિદ્ધ આદિ નહિ; એમને બાદ કરવા માટે કહ્યું 'બુદ્ધાણં' અર્થાત્ બુદ્ધને.

જ્યારે આખું ય જગત તત્ત્વના અજ્ઞાનની નિદ્રામાં ઘોરી રહ્યું છે, એ વખતે બીજાના ઉપદેશ વિના જ જીવાદિ તત્ત્વને એના સર્વ પર્યાય સહિત જાણે છે તે બુદ્ધ, અર્થાત્ સર્વજ્ઞસર્વદર્શિતા-

સ્વરૂપ બોધવાળા. અલબત સાધનાકાળમાં બીજાના ઉપદેશથી અલ્પ તત્ત્વબોધવાળા બનેલા; પણ હવે સર્વકર્મરહિત બન્યાથી સહજભાવે સ્વ-સ્વભાવથી સ્વયં જ નિખિલ તત્ત્વને જાણનારા-જોનારા બને છે. એ બોધ પણ સ્વાત્માથી કથંચિદ્ અભિન્ન હોઈ પોતે જ બોધરૂપ છે. આવા બુદ્ધ સિદ્ધ કોણ હોય? તો કે કર્મક્ષયવાળા સિદ્ધ જ હોય, બીજા કર્મસિદ્ધાદિ નહિ.

(લ૦-) एते च संसारनिर्वाणोभयपरित्यागेन स्थितवन्तः कैश्चिदिष्यते; 'न संसारे, न निर्वाणे, स्थितो भुवनभूतये । अचिन्त्यः सर्वलोकानां, चिन्तारत्नाधिको महान् ॥ १ ॥' इति वचनात् । एतन्निरासायाह 'पारगतेभ्यः' । पारं-पर्यन्तं संसारस्य प्रयोजनव्रातस्य वा, गताः पारगताः, तथाभव्यत्वाक्षिप्तसकलप्रयोजनसमाप्त्या निरवशेष-कर्तव्यशक्तिविप्रमुक्ता इति यदुक्तं भवति, एतेभ्यः ।

અર્થ:-'આ (સિદ્ધ બુદ્ધ) વળી સંસાર અને મોક્ષ બંનેનો ત્યાગ કરી રહેલા છે,' એવું કેટલાકો માને છે; કેમકે 'નહિ સંસારમાં કે નહિ મોક્ષમાં, કિન્તુ જગતની આબાદી માટે રહેલ, અને સર્વ લોકોની કલ્પનામાં ન આવે તેમજ ચિંતામણિથી અધિક એવો મહાન (એ) પુરુષ છે,' આવું (એમનું) શાસ્ત્રવચન છે. આ (મત)નો નિષેધ કરવા માટે કહે છે 'પારગયાણં.' 'પાર' એટલે અંત, સંસારનો અથવા પ્રયોજન-સમૂહનો; (એને). 'ગયા' એટલે પામેલા; તે પારગયા-પારગતા; તાત્પર્ય, તથાભવ્યત્વથી સિદ્ધ થઇ આવેલા સકલ પ્રયોજનની સમાપ્તિવશ સમસ્ત કર્તવ્યની શક્તિથી રહિત બનેલા, એ જે કહેવાય છે એવા એમને.

વિવેચન :- 'પારગયાણં'ની વ્યાખ્યા :-

કેટલાકો સિદ્ધબુદ્ધ એવા પણ આત્માને સંસાર કે મોક્ષ બંનેમાંથી એકેય ઠેકાણે નહિ રહેનારો, કિન્તુ એમજ તટસ્થ રહેલો માને છે. એમનાં શાસ્ત્ર કહે છે કે 'મહાન તત્ત્વ યાને મહાન પુરુષ ન તો સંસારમાં રહે છે, કે ન મોક્ષમાં, કિન્તુ છે; તે જગતની ઉન્નતિ માટે છે, સર્વજનોને અકલ્પ્ય, કલ્પના બહારનો વિષય છે, ચિંતામણિ કરતાં અધિક છે, આવા અભવસ્થ-અમોક્ષસ્થ, અબદ્ધ-અમુક્ત તત્ત્વની ઉપાસના ચિંતામણિ કરતાં અધિક ફળને આપે છે."-આ મતનું ખંડન કરવા અહીં ત્રીજું પદ 'પારગયાણં' મૂક્યું.

'પારગયાણં'માં પાર એટલે અંત, છેડો, શાનો? સંસારનો, ભવભ્રમણનો, અથવા આખાય પ્રયોજન-સમૂહનો. એ પારને, અંતને પામેલા તે પારગય, પારગત. અનાદિ અનંત કાળથી આ ભવચક્રમાં ભટકતા ભવ્ય જીવનું તથાભવ્યત્વ જેમ જેમ પક્વ થતું જાય છે, તેમ તેમ ઊભાં થતાં પ્રયોજનો સિદ્ધ થઇ આવીને તથાભવ્યત્વ પાકતું પાકતું પૂર્ણ પકવતાએ પહોંચતાં અંતિમ પ્રયોજન મુક્તિ પણ સિદ્ધ થાય છે. એમ સમસ્ત પ્રયોજન હવે સમાપ્ત થઇ જવાથી મુક્તિ સિદ્ધ થયા પછી કોઇ જ પ્રયોજન સિદ્ધ કરવાનું રહેતું નથી. એટલે ત્યાં સમસ્ત કર્તવ્યશક્તિ જ નષ્ટ થઇ જાય છે, અને પારગત બને છે. કશું કરવાની શક્તિ એ મન-વચન-કાયાના યોગ પર નિર્ભર છે. ૧૩મા ગુણઠાણાના અંતે યોગોને તદ્દન રુંધી દેવામાં આવે છે. પછી ૧૪મે અયોગી આત્માને કશું કરવાનું રહેતું નથી, કરવાની શક્તિ જ નથી: ત્યાં સહેજે સર્વ કર્મ-ક્ષય થઇ જતાં સહેજે એક સમયમાં ઉપર જઈ ઠેહરે છે. ત્યાંય જ્ઞાનપર્યાય સહેજે ચાલે છે. સિદ્ધને કશું કરવાનું નહિ.

આવા આત્મા હવે સંસારથી છૂટી મોક્ષમાં રહેલા કહેવાય, પણ સંસારમાં ય નહિ ને મોક્ષમાં ય નહિ, એમ નહિ. એવું કોઇ જ આત્મદ્રવ્ય હોઇ શકતું નથી કે જે કદીય સંસારમાં નહોતું અને મોક્ષમાં પણ નથી. સંસાર એટલે કર્મબદ્ધ અવસ્થા, ને મોક્ષ એટલે કર્મરહિત અવસ્થા; સંસારથી છૂટીને જીવ મોક્ષ અવસ્થામાં જ રહે. આ બે સિવાયની કોઇ ત્રીજી અવસ્થા હોઇ જ શકતી નથી; કેમકે એના માટે કોઇ પ્રમાણ નથી. તેમ સર્વજ્ઞદૃષ્ટ નથી. અપ્રામાણિક યથેચ્છ કલ્પના કરવી હોય તો આ જ શા માટે, ગમે તેવી કલ્પના કરી શકાય છે; પણ એ પ્રેક્ષાવાન પુરુષોને માન્ય થઇ શકે નહિ.

(લ૦-) एते च यदृच्छावादिभिः कैश्चिदक्रम-

सिद्धत्वेनापि गीयन्ते; यथोक्तम्,-'नैकादिसङ्ख्याक्रमतो वित्तप्राप्तिर्नियोगतः। दरिद्रराज्याप्तिसमा, तद्वन्मुक्तिः क्वचिन्न किम् ॥ १ ॥' इत्येतद्व्यापोहायाह 'परम्परगतेभ्यः'-ज्ञानदर्शनचारित्ररूपया मिथ्यादृष्टि-सास्वादन-सम्यग्मिथ्यादृष्टि–अविरत सम्यग्दृष्टि–विरताविरत-प्रमत्ताऽप्रमत्त-निवृत्त्यनिवृत्तिबादर-सूक्ष्मोपशान्त-क्षीणमोह - सयोग्ययोगिगुणस्थानभेदभिन्नया गताः परम्परगताः, एतेभ्यः।

અર્થ:–આ વાત કેટલાક સ્વેચ્છાવાદીઓ વડે ક્રમ વિના સિદ્ધ બનેલા તરીકે કહેવામાં આવે છે; જેમકે કહ્યું છે કે 'નિયમા એક (બે) વગેરે સંખ્યાના ક્રમેજ ધનપ્રાપ્તિ થાય એવું નથી; જેવી કે, દરિદ્રને રાજ્યની પ્રાપ્તિ. તેની જેમ ક્યાંક મુક્તિ કેમ ન થાય?' આ મતના ખંડન માટે કહે છે 'પરંપરગયાણ' (એટલે કે) મિથ્યાદૃષ્ટિ–સાસ્વાદન–સમ્યગ્ મિથ્યાદૃષ્ટિ–અવિરતસમ્યગ્દૃષ્ટિ–વિરતાવિરત (દેશવિરતિ) પ્રમત્ત–અપ્રમત્ત–નિવૃત્તિબાદર–અનિવૃત્તિબાદર–સૂક્ષ્મસંપરાય–ઉપશાન્તમોહ–ક્ષીણમોહ–સયોગી (કેવળી) અયોગી (કેવળી) ગુણસ્થાનકોના ભેદ પ્રમાણેની સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર સ્વરૂપ પરંપરાથી ગયેલા તે 'પરંપરગય,' તેમને.

વિવેચન :–

'પરંપરગયાણં'નો ભાવ :–

'સિદ્ધ–બુદ્ધ–પારગત બનેલા પણ ક્રમશઃ ગુણસ્થાનકોને સ્પર્શ્યા વિના જ સિદ્ધ થનારા કેટલાક હોય છે', એવું કેટલાકો પ્રતિપાદન કરે છે; પરંતુ આ એમનું સ્વૈચ્છિક કથન છે. જગતમાં આવા સ્વેચ્છાવાદી પણ હોય છે. 'જેને જે લાગે તે કહી–માની શકે છે' એવું બોલનારા તો યથેચ્છવાદી–સ્વતંત્રવાદી–સ્વચ્છંદવાદી છે. ક્રમ વિના પણ કોઈ સિદ્ધ થઈ શકે એવું માનનારા એ કોટિના છે. દા. ત. એ કહે છે કે 'જેમ કોઈ નિર્ધન માણસને એકાએક રાજ્ય પણ મળી જાય, એમ ઘણું ધન પણ એકાએક પ્રાપ્ત થઈ શકે છે, કિન્તુ નિયમ નથી કે પહેલાં એક રૂપિયો, પછી બે રૂપિયા, પછી ત્રણ, એમ ક્રમશઃ જ મળે. તો આ રીતે ઉત્તરોત્તર ચઢિયાતા ગુણસ્થાનકોને સ્પર્શ્યા વિના જ કોઇકને મુક્તિ કેમ ન મળે?'

આ મતનું ખંડન કરવા માટે અહીં પહેલી ગાથામાં 'પરંપરગયાણં' વિશેષણ મૂક્યું; એથી સૂચવ્યું કે પરંપરાએ યાને ક્રમથી મોક્ષે ગયેલાને. આ ક્રમ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રના વિકાસરૂપક્રમ; તે આમ ચૌદ ગુણસ્થાનકોના ભેદથી,-(મિથ્યાત્વ–સાસ્વાદન– સમ્યગ્મિથ્યાદૃષ્ટિ – અવિરતસમ્યગ્દૃષ્ટિ–વિરતાવિરત (દેશવિરતિ)-પ્રમત્તસંયત–અપ્રમત્ત સંયત–નિવૃત્તિ બાદર (અપૂર્વ ગુણસ્થાનક)–અનિવૃત્તિ બાદર–સૂક્ષ્મસંપરાય – ઉપશાન્તમોહ–ક્ષીણમોહ–સયોગિકેવલી–અયોગિકેવલી. એનું સ્વરૂપ આ પ્રમાણે છે,-

**૧૪ ગુણસ્થાનકોની સમજ :–**

આત્માને આધ્યાત્મિક વિકાસ ક્રમમાં ચડવાની ભૂમિકાઓ તે ગુણસ્થાનક. ગુણસ્થાનક=ગુણની કક્ષા. અહીં 'ગુણ' એટલે મિથ્યાત્વમંદતા, કષાયનિગ્રહ, સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ આત્મગુણો; અને 'કક્ષા' સ્થાન એટલે તે ગુણોની આપેક્ષિક શુદ્ધતાની તરતમ-ભાવવાળી અવસ્થાઓ. આત્માના સહજ ગુણો વિવિધ આવરણોથી સંસાર–દશામાં આવૃત છે. આવરણોના હ્રાસ કે ક્ષયનું પ્રમાણ જેટલું વિશેષ, તેટલી ગુણોની પ્રગટતા વિશેષ; અને આવરણોનો હ્રાસ કે ક્ષયનું પ્રમાણ જેટલું ઓછું, તેટલી ગુણોની પ્રગટતા ઓછી. જીવ જેમ જેમ ગુણસ્થાનકે આગળ વધે, તેમ તેમ પૂર્વોક્ત કર્મ-પ્રકૃતિઓના બંધ, ઉદય વગેરેમાં હ્રાસ થતો આવે છે.

ગુણસ્થાનોનું વિભાગીકરણ મુખ્યતયા મોહનીય કર્મની વિરલતા (ઓછાશ), ઉપશમ, કે ક્ષયના આધારે કરવામાં આવ્યું છે. મોહનીય-કર્મની મુખ્ય બે પ્રકૃતિ,–દર્શનમોહ, ચારિત્રમોહ. એમાં દર્શનમોહનીયનું કાર્ય આત્માના સમ્યક્ત્વ-ગુણને આવૃત કરવાનું છે, જેથી આત્મામાં તાત્ત્વિક રુચિ કે સત્યદર્શન થવા પામતું નથી. ચારિત્ર મોહનીયનું કાર્ય આત્માના ચારિત્રગુણને આવૃત કરવાનું છે, જેથી આત્મા, તાત્ત્વિક રુચિ કે સત્યદર્શન થયુંય હોય, છતાં પણ તદનુસાર સ્વરૂપલાભ–સન્મુખ પ્રવૃત્તિ કરી શકતો નથી.

જ્યાં સુધી દર્શનમોહનીયની વિરલતા કે ક્ષય ન થાય ત્યાંસુધી ચારિત્રમોહનીયનું બળ ઘટતું નથી. માટે પ્રથમનાં ચાર ગુણઠાણાં દર્શનમોહનીયની વિરલતા, ઉપશમ કે ક્ષયની મુખ્યતાએ છે, અને ત્યારપછીના ગુણઠાણાં ચારિત્રમોહનીયની વિરલતા કે ઉપશમ કે ક્ષયની મુખ્યતાએ છે. જેમકે ૫ થી ૭ મા ગુણઠાણાં ચારિત્રમોહનીયના ક્ષયોપશમને આધારે છે. ૮મા, ૯મા અને ૧૦મા ગુણઠાણાં ચારિત્ર-મોહનીયના કેવળ ઉપશમ કે ક્ષયની મુખ્યતાએ છે. ૧૧ મું ગુણઠાણું ચારિત્રમોહનીયના માત્ર ઉપશમની અપેક્ષાએ છે. જ્યારે ૧૧ થી ઉપરના ગુણઠાણાઓ મોહનીયાદિ ક્ષયને આશ્રીને છે. આ જ કારણથી ગુણસ્થાનોનું વિભાગીકરણ મોહનીયકર્મના તરતમભાવને આધારે કરવામાં આવ્યું છે.

૧૪ ગુણસ્થાનકોનાં નામ આ પ્રમાણે:—

| | |
|---|---|
| ૧. મિથ્યાત્વ | ૮. અપૂર્વકરણ |
| ૨. સાસ્વાદન | ૯. અનિવૃત્તિબાદર |
| ૩. મિશ્ર | ૧૦. સૂક્ષ્મ-સંપરાય |
| ૪. અવિરત સમ્યગ્દૃષ્ટિ | ૧૧ ઉપશાંત-મોહ |
| ૫. દેશવિરતિ | ૧૨. ક્ષીણ-મોહ |
| ૬. (સર્વવિરતિ) પ્રમત્ત | ૧૩. સયોગી કેવલી |
| ૭. અપ્રમત્ત | ૧૪. અયોગી કેવલી |

(૧) મિથ્યાત્વ—એ દોષરૂપ હોવા છતાં, (૧) જીવની નીચામાં નીચી કક્ષા બતાવવાની અપેક્ષાએ, તેમજ (૨) મિથ્યાત્વ હ્રાસ પામ્યું હોય ત્યારે પ્રગટ થતા પ્રાથમિક ગુણની અપેક્ષાએ, અહીં મિથ્યાત્વ અવસ્થાને પહેલું 'ગુણસ્થાનક' તરીકે કહેવામાં આવ્યું છે. આમાં પહેલી અપેક્ષામાં બધા જ એકેન્દ્રિયથી માંડી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવો, તથા ભવાભિનંદી યાને કેવળ પુદ્ગલરસિક સંજ્ઞી પંચેન્દ્રિય જીવો આવે. બીજી અપેક્ષામાં વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકરભગવાનના વચનની શ્રદ્ધા નહિ પામેલા છતાં, જે મોક્ષાભિલાષી, સંસારથી ઉદ્વિગ્ન, માર્ગાનુસારી જીવ હોય, અહિંસા સત્ય વગેરે પાંચ યમ અને શૌચ-સંતોષ-ઇશ્વરપ્રણિધાન-તપ-સ્વાધ્યાયસ્વરૂપ પાંચ નિયમવાળા હોય તે આવે.

(૨) સાસ્વાદન ગુણસ્થાનક :—એ પહેલા ગુણ-સ્થાનક કરતાં એટલું વિકાસવાળું છે કે એમાં મિથ્યાત્વ દોષ ઉદયમાં નથી. છતાં અહીં પહેલા ગુણસ્થાનકેથી ચઢીને નથી અવાતું, કિન્તુ ઉપ-શમસમ્યક્ત્વી ૪થા ગુણસ્થાનકેથી પડતાં અહીં આવે છે. તે આ રીતે કે જીવ જ્યારે સમ્યક્ત્વ-અવસ્થામાં ઢીલો પડે છે અને એના અનંતાનુબંધી કષાયો ઉદયમાં આવે છે, ત્યારે આ કષાયો સમ્યક્-ત્વના ઘાતક હોવાથી સમ્યક્ત્વ ગુણ નાશ પામે છે. છતાં હજુ મિથ્યાત્વ ઉદયમાં નથી આવ્યું, એટલે જીવ ચોથેથી પડી પહેલે ગુણઠાણે ન જતાં બીજે સાસ્વાદન ગુણઠાણે આવે છે. અહીં ઉલ્ટી કરી નાખેલા સમ્યક્ત્વનું કંઇક લેશ આસ્વાદન કરે છે, તેથી આને સાસ્વાદન કહે છે. આ અવસ્થા અતિ અલ્પકાળ (વધુમાં વધુ ૬ આવલિકા) ટકે છે. કેમકે ત્યાં અનંતાનુબંધી કષાય મિથ્યાત્વને ઝટ ઉદયમાં ખેંચી લાવે છે; એટલે જીવ પડીને પહેલા ગુણસ્થાનકે ચાલ્યો જાય છે.

(૩) મિશ્રગુણસ્થાનક:—પહેલા ગુણસ્થાનકવાળો જીવ મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાય બંનેને રોકે, અને મિશ્ર મોહનીયનું વેદન કરે, ત્યારે આ ગુણસ્થાનક પામે છે. તેમજ ચોથાવાળો પણ સમ્યક્ત્વ ગુમાવીને મિશ્રમોહ અનુભવે ત્યારે અહીં આવે છે. મિશ્ર એટલે જેમ નાળિયેરી દ્વીપના વાસીને નાળિયેરનો જ ખોરાક હોય, અન્ન પર રુચિ-અરુચિ કાંઇ નહિ, તેમ જીવને તત્ત્વ પર રુચિ-અરુચિ કાંઈ નહિ, ને મિથ્યા તત્ત્વ પર પણ રુચિ નહિ, કિન્તુ વચલો મિશ્રભાવ.

(૪) અવિરત—સમ્યગ્દૃષ્ટિ—જીવ ઉપરોક્ત મિથ્યા-ત્વ, અનંતાનુ૦ તથા મિશ્રમોહને રોકે, અને સમ્ય-ક્ત્વ ગુણ પામે, પરંતુ વ્રત નહિ, ત્યારે આ ગુણ-સ્થાનકે આવે છે. સમ્યક્ત્વ ત્રણ રીતે પમાય છે:—

(i) મિથ્યાત્વકર્મનો તદ્દન ઉપશમ કરાય, અર્થાત્ વિશિષ્ટ શુભ અધ્યવસાયના બળે અંતર્મુ-હૂર્ત કાળના એ કર્મને આગળ પાછળ ઉદયવશ કરી દઇ એટલો કાળ મિથ્યાત્વના સર્વથા ઉદય વિનાનો કરી દેવાય, ત્યારે ઉપશમ-સમ્યક્ત્વ પમાય છે. (૨) મિથ્યાત્વકર્મના દળિયાનું સંશોધન કરી અશુદ્ધ અને અર્ધશુદ્ધ દળિયાંનો ઉદય રોકી

શુદ્ધ દળિયાંનો ઉદય ભોગવાય ત્યારે ક્ષયોપશમ સમ્યક્ત્વ પમાય છે. (૩) સમસ્ત શુદ્ધ–અર્ધશુદ્ધ–અશુદ્ધ મિથ્યાત્વકર્મ–પુદ્ગલોનો, અનંતાનુબંધી કષાયોના નાશપૂર્વક, નાશ કરાય ત્યારે ક્ષાયિક સમકિત પમાય છે. ત્રણેમાં શ્રદ્ધા તો એ જ જિનવચન પર જ હોય છે, જિનોક્ત નવ તત્ત્વ અને મોક્ષ–માર્ગ તથા અરિહંતદેવ, નિર્ગ્રંથ મુનિ ગુરુ, ને જિનોક્ત ધર્મ પરજ એકમાત્ર શ્રદ્ધા હોય છે. અહીં હિંસાદિ પાપોના ત્યાગની પ્રતિજ્ઞા અર્થાત્ વિરતિ નથી કરી, માટે એ અવિરત–સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણું છે.

(૫) દેશવિરતિ ગુણસ્થાનકઃ–સમ્યક્ત્વ પામ્યા પછી જેવી શ્રદ્ધા કરી કે 'હિંસા જૂઠ વગેરે પાપો ત્યાજ્ય છે,' એ પ્રમાણે એના આંશિક ત્યાગની પ્રતિજ્ઞા કરાય ત્યારે એ અંશે વિરતિ, અર્થાત્ દેશવિરતિ શ્રાવકનું ગુણસ્થાનક પ્રાપ્ત થયું ગણાય. એ અપ્રત્યાખ્યાનીય કષાયોના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય.

(૬) પ્રમત્ત (સર્વવિરતિ) ગુણસ્થાનકઃ–વૈરાગ્ય ભરપૂર થઈ વીર્યોલ્લાસ વિકસાવતાં પ્રત્યાખ્યાનાવરણ કષાયોનો ક્ષયોપશમ કરી હિંસાદિ પાપોનો સર્વાંશે સૂક્ષ્મ રીતે પણ પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરાય, ત્યારે સર્વવિરતિ ગુણસ્થાનક સાધુપણું આવ્યું કહેવાય. અહીં હજી ભ્રમ–સ્મૃતિભ્રંશ–રાગાદિ પ્રમાદ નડી જાય છે, તેથી પ્રમત્ત અવસ્થા છે. માટે એને પ્રમત્ત ગુણસ્થાનક કહે છે.

(૭) અપ્રમત્ત ગુણસ્થા૦–છઠ્ઠા ગુણસ્થાનકની અવસ્થામાંથી પ્રમાદનો ત્યાગ કરાય ત્યારે અહીં અવાય છે. પરંતુ ટાળેલ વિસ્મૃતિ, ભ્રમ, વગેરે પ્રમાદ એવા નાજુક છે કે એને પ્રયત્નથી ટાળ્યા હોય છતાં પાછા ઊભા થાય છે એટલે એ આ ૭મું ગુણસ્થાનક અંતર્મુહૂર્તથી વધુ સમય ટકવા દેતા નથી, અને જીવને છઠ્ઠે ગુણસ્થાનકે તાણી જાય છે. પરંતુ સાધક આત્માની પ્રમાદની સામે જ્યાં સતત લડાઈ ચાલુ છે એટલે પાછો એ ઉપર સાતમે ચઢે છે. વળી પડે છે, પાછો ચઢે છે. છતાં જો અપ્રમત્ત બનવાનું બળ એકદમ વિકસતું આગળ વધે તો ૬ કે પડવાને બદલે ૮મે ચઢે છે.

(૮) અપૂર્વકરણ ગુણ૦ :–મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયની ૩ ચોકડીના ઉદય ટાળવાથી ૭મે ગુણસ્થાનકે અવાયું. હવે સંજ્વલન–કષાયનો રસ મંદ કરાય અને પાંચ 'અપૂર્વ' કરવામાં આવે, ત્યારે આ આઠમે ગુણસ્થાનકે અવાય છે. અહિં ખાસ કરીને મોહનીય કર્મનો ઉપશમ કરનારી ઉપશમ–શ્રેણી અથવા ક્ષય કરનારી ક્ષપક–શ્રેણીએ ચઢાવનાર અદ્ભુત ધ્યાનમાં લીન બનાય છે, તથા ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાયના બળે (૧) અપૂર્વ સ્થિતિઘાત, (૨) અપૂર્વ રસઘાત, (૩) અપૂર્વ અસંખ્ય ગુણ–અસંખ્યગુણ ક્રમથી કર્મરચનારૂપી ગુણશ્રેણી, (૪) અપૂર્વ ગુણસંક્રમ, અને (૫) અપૂર્વ સ્થિતિબંધ, એ પાંચ અપૂર્વ સાધવામાં આવે છે. અહીં સાથે પ્રવેશેલા જીવોના પ્રવેશ પછી પ્રતિસમય અધ્યવસાયમાં તરતમતા (નિવૃત્તિ) હોય છે તેથી આને નિવૃત્તિ બાદરગુણસ્થાનક પણ કહે છે.

(૯) અનિવૃત્તિ–બાદરગુણ૦ :–આઠમાને અંતે સૂક્ષ્મ પણ હાસ્યમોહનીય આદિ કર્મને સર્વથા ઉપશાન્ત યા ક્ષીણ કરી દે છે, ને શુભ ભાવમાં આગળ વધે છે, ત્યારે આ ગુણસ્થાન પામે છે, અને કર્મની ઉપશમના કે ક્ષપણા કરતો જાય છે. અહીં એક સાથે પ્રવેશ કરનાર અનેક જીવોના આંતરિક ભાવ આખા ગુણસ્થાનક–કાળમાં એક સરખી ચઢતી કક્ષાએ આગળ વધે છે, પણ તેમાં તફાવત–તરતમતા (નિવૃત્તિ) નથી હોતી તેથી આને 'અનિવૃત્તિ બાદર ગુણસ્થા૦' કહે છે. 'બાદર' એ દૃષ્ટિએ કે હજી અહીં સ્થૂળ કષાય ઉદયમાં છે.

( ૧૦ ) સૂક્ષ્મસંપરાય–ગુણસ્થાનકઃ–એ બાદર કષાયને સર્વથા ઉપશમાવી યા ક્ષીણ કરી દઈને હવે સંપરાય એટલે કે કષાય, તે પણ માત્ર લોભ (રાગ) સૂક્ષ્મ કોટિનો ઉદયમાં રહે ત્યારે આ ગુણસ્થાનકે અવાય છે.

( ૧૧ ) ઉપશાંતમોહ ગુણસ્થા૦:–ઉક્ત સૂક્ષ્મ લોભને પણ તદ્દન ઉપશાંત કરી દેવાય ત્યારે વીતરાગદશાનું આ ગુણસ્થાનક પમાય છે. મોહનીય કર્મ ઉપશાંત કર્યા એટલે એનો તત્કાલ ઉદય સર્વથા રોકાયો, પરંતુ અંતર્મુહૂર્ત પૂરતો જ; બાકી સિલિકમાં તો એ પડ્યા છે. તેથી અંતર્મુ-

હૂર્તમાં જ એ પાછા ઉદયમાં આવી જીવને નીચેના ગુણસ્થાનકોમાં ઘસડે છે. એટલે અહીં સર્વથા ઉપશાંત થવાથી જે વીતરાગ દશા અને યથાખ્યાત ચારિત્ર મળ્યું હતું તે નીચે પડતાં લુપ્ત થઈ જાય છે.

(૧૨) ક્ષીણમોહ ગુણસ્થાનકઃ-જેમણે મોહનીય કર્મની ઉપશમના કરતા રહેવાનું કર્યું તે તો ૧૧ મું ગુણસ્થા૦ પામે છે; પરંતુ જેમણે પહેલેથી જ ક્ષપણા (ક્ષય) કરવા માંડી, તે ૧૦ માને અંતે મોહ સર્વથા ક્ષય થઈ જતાં તરત ૧૨ મે આવી ક્ષીણમોહ વીતરાગ બને છે. હજી અહીં જ્ઞાનાવરણ-દર્શનાવરણ-અંતરાય નામના ઘાતીકર્મ ઉદયમાં વર્તે છે તેથી એ સર્વજ્ઞ નથી બન્યા.

(૧૩) સયોગી-કેવળી ગુણસ્થા૦ :-બારમાને અંત સમસ્ત ઘાતી કર્મોનો નાશ કરે છે ત્યારે અહીં આવી કેવળજ્ઞાન-કેવળદર્શન પામે છે. એથી લોકાલોકના ત્રણેય કાળના સમસ્ત ભાવોને પ્રત્યક્ષ જુએ છે. હજી અહીં ઉપદેશ, વિહાર, આહારાદિ-ગ્રહણ વગેરે પ્રવૃત્તિ ચાલુ છે. એ વચન-કાયાના યોગ છે, તેથી એ સયોગી કેવળી કહેવાય છે. ૧૧-૧૨-૧૩ મે ગુણસ્થાનકે માત્ર 'યોગ' નામનો આશ્રવ બાકી છે. તેથી માત્ર શાતાવેદનીય કર્મ બાંધે છે. પછી મોક્ષે જવાની તૈયારી હોય ત્યારે શુક્લધ્યાનના ત્રીજા-ચોથા પ્રકારવડે સમસ્ત બાદર અને સૂક્ષ્મ મન-વચન-કાયાના યોગોને પણ અંતે અટકાવે છે.

(૧૪) અયોગી કેવળી ગુણસ્થા૦:- ૧૩ માને અંતે સર્વ યોગોને સર્વથા અટકાવી દે છે ત્યારે આત્મપ્રદેશ, જે પૂર્વે યોગથી કંપનશીલ હતા, તે હવે સ્થિર શૈલેશ-મેરુ જેવા બની જાય છે. એને શૈલેશીકરણ કહે છે. અહીં ૧૪મે અ-ઇ-ઉ-ઋ-લૃ પાંચ હ્રસ્વસ્વરના ઉચ્ચારણ જેટલો જ કાળ ટકે છે. એમાં સમસ્ત અઘાતી કર્મનો નાશ કરી અંતે સર્વકર્મરહિત, શુદ્ધ, અનંત જ્ઞાન-દર્શન-સુખમય બની આત્મા મોક્ષ પામે છે, અને એક જ સમયમાં ૧૪ રાજલોકના મથાળે સિદ્ધશિલાની ઉપર જઈ શાશ્વત કાળ માટે સ્થિર થાય છે.

આ ૧૪ ગુણસ્થાનકના ક્રમે ચડી મોક્ષ પામેલા તે 'પરંપરગત' કહેવાય.

(લ૦-) एतेऽपि कैश्चिदनियतदेशा अभ्युपगम्यन्ते, 'यत्रक्लेश क्षयस्तत्र विज्ञानमवतिष्ठते । बाधा च सर्वथास्येह तदभावान्न जातुचित् ॥ १ ॥' इति वचनात् । एतन्निराचिकीर्षयाह-'लोकाग्रमुपगतेभ्यः' । लोकाग्रम् ईषत्प्राग्भाराख्यं तदुप-सामीप्येन निरवशेप-कर्म्मविच्युत्या तदपराभिन्नप्रदेशतया गताः, उपगताः । उक्तञ्च 'जत्थं य एगो सिद्धो तत्थ अणंता भवक्खय-विमुक्का । अन्नोन्नमणाबाहं चिट्ठंति सुही सुहं पत्ता ॥ १ ॥' तेभ्यः । आह,-'कथं पुनरिह सकलकर्म-विमुक्तानां लोकान्तं यावद् गतिर्भवति ? भावे वा सर्वदैव कस्मान्न भवतीति !' अत्रोच्यते,-पूर्वावेश-( प्र० वेग, प्र० वेध ) वशाद् दण्डादिचक्रभ्रमणवत् समयमेवैकमविरुद्धेति न दोष इति । एतेभ्यः ।

અર્થ:-આ પણ કેટલાકો વડે અનિયત દેશમાં રહેલ માનવામાં આવે છે, કેમકે 'જ્યાં ક્લેશોનો ક્ષય થાય છે ત્યાં વિજ્ઞાન સ્થિર થાય છે, અને અને અહીં કલેશના અભાવે સર્વથા બાધા થતી જ નથી,'-આવું (એમનું) શાસ્ત્રવચન છે. આનું નિરાકરણ (ખંડન, કરવાની ઇચ્છાથી કહે છે,- લોયગ્ગમુવગયાણં' 'લોયગ્ગ'=લોકાગ્ર 'ઇષત્પ્રાગ્ભાર' નામે (સિદ્ધશિલા) છે. તેને ઉવ=ઉપ અર્થાત્ સમીપપણે, સમસ્ત કર્મના ક્ષયથી તે (સિદ્ધ થનાર આત્મા)થી અન્ય (પૂર્વસિદ્ધ)ના અવગાહેલા પ્રદેશમાં જ રહેવારૂપે 'ગય'-ગત, પ્રાપ્ત; તે 'ઉવગય.' કહ્યું છે,-'જ્યાં એક સિદ્ધ છે ત્યાં ભવક્ષય થવાથી મુક્ત બની સુખી અનંતા સિદ્ધાત્મા અન્યોન્યને બાધા પહોંચાડ્યા વિના સુખે રહે છે.' તેમને (નમસ્કાર). પ્રશ્ન છે,-'પણ અહીં સકલ કર્મથી મુક્ત થયેલાની લોકાન્ત સુધી ગતિ કેમ થાય ? અગર થાય તો હંમેશાં જ કેમ ન થાય ?' આનો ઉત્તર, પૂર્વના (આવેગ)ને લીધે દંડ વગેરેથી થયેલા ચાકડાના ભ્રમણની જેમ એક જ સમય (ગતિ) થવામાં વાંધો નથી, એટલે આપત્તિ નથી.

વિવેચન :- 'લોયગ્ગમુવગયાણં'નો ભાવ :-

'સિદ્ધ બુદ્ધ-પારગત-પરંપરગત-ખરા, પણ બધા કોઈ એક ચોક્કસ સ્થાનમાં રહેલા નહિ'

એવું કેટલાકો મુક્તાત્મા માટે માને છે. એમનું શાસ્ત્ર આ પ્રમાણે કહે છે કે 'જ્યાં કલેશનો ક્ષય થાય ત્યાંજ વિજ્ઞાનસ્વરૂપ આત્મા રહે છે, એને અહીં હવે કોઇ કલેશ–આશય–સંસ્કાર નથી. તેથી કોઇ પણ પ્રકારે એને બાધા નડતી નથી.'

આ મત બૌદ્ધનો લાગે છે. એના મતે 'સંક્લિષ્ટ ક્ષણિક વિજ્ઞાનધારા એ સંસાર છે અને નિરુપપ્લવ ચિત્સન્તતિં અર્થાત્ અસંક્લિષ્ટ શુદ્ધ સ્વચ્છ વિજ્ઞાનધારા એ મોક્ષ છે. સમસ્ત રાગ–દ્વેષાદિ કલેશોનો અને આશય–સંસ્કારોનો નાશ થયા પછી મુક્ત બન્યે વિજ્ઞાનને કયાંય જવા–આવવાનું રહેતું નથી, કેમકે ગમનનું કોઇ કારણ નથી.'

આ મતના નિષેધ માટે અહીં 'લોયગ્ગમુવગયાણં' પદ મૂકયું. એનો અર્થ લોકાગ્રે પહોંચી ગયેલાને.' ચૌદ રાજલોકમય આ વિશ્વના ઠેઠ ઉપરના ભાગે ૪૫ લાખ જોજન લાંબી પહોળી ગોળાકાર સ્ફટિકમય સિદ્ધશિલા છે. એને 'ઈષત્ પ્રાગભાર' કહે છે. એને 'ઉવ'=ઉપ યાને સમીપમાં, 'ગય'=ગત=પ્રાપ્ત, સિદ્ધ ભગવાન છે. સકલ કર્મોનો ક્ષય થવાથી કર્મમુક્ત બનેલા આત્મા ત્યાં સિદ્ધશિલાની ઉપર જઇને રહે છે. દરેક સિદ્ધાત્માના ઉપરના આત્મપ્રદેશ લોકાકાશના અંતિમ પ્રદેશને અડે એવી રીતે સ્થિર થાય છે.

પ્ર૦–અનાદિકાળથી મોક્ષે જવાનું ચાલુ છે એ હિસાબે તો આજ સુધીમાં અનંતા મુક્ત આત્મા ત્યાં ગયા, તે એટલી નાની જગામાં શી રીતે રહ્યા ?

ઉ૦–નવા નવા મુક્ત આત્મા સિદ્ધશિલાની ઉપરના આકાશભાગમાં પૂર્વ સિદ્ધ થયેલ આત્માએ અવગાહેલા આકાશપ્રદેશમાં જ જ્યોતિમાં જ્યોતિ ભળે એની જેમ ભળીને રહે છે. એક દીવાની જ્યોતિમાં બીજા દીવાની જ્યોતિ ભળે ત્યાં બંનેનું અસ્તિત્વ સ્વતંત્ર હોય છે, માત્ર સમાનતાથી એક મહા જ્યોતિરૂપ દેખાય એટલું જ. એમ એક સિદ્ધાત્માના પ્રદેશની સાથે બીજા સિદ્ધાત્માના પ્રદેશ ભળેલા છતાં બંનેનું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે. શુદ્ધાત્મા અરૂપી હોવાથી એક બીજાને બાધક નથી બનતા, એટલે એ જ આકાશભાગમાં અનંતા સિદ્ધાત્મા સમાઈ જાય છે. દીવાની જ્યોતિ તો મૂર્ત પુદ્ગલ છે, છતાં પણ જો એક જ ઓરડામાં લાખ દીવાની પણ જ્યોતિ એક બીજામાં ભળીને સમાઇ જાય છે, તો અરૂપીને સમાઇ જવામાં તો કયાં બાધ જ આવે ? કહ્યું છેઃ–

जत्थ य एगो सिद्धो तत्थ अणंता भवक्खयविमुक्का ।
अन्नोन्नमणावाहं चिट्ठंति सुही सुहं पत्ता ॥

અર્થાત્–જે લોકાન્ત–આકાશભાગમાં એક સિદ્ધ છે ત્યાં ભવક્ષયથી અત્યંત મુક્ત બનેલા સુખપૂર્ણ અનંતા સિદ્ધો એક બીજાને બાધા પહોંચાડ્યા વિના સુખપૂર્વક રહેલા છે.

(ધડો લેવા જેવો છે કે આપણે મોક્ષ પામી અનંતા પૂર્વસિદ્ધોની જગામાં જ રહેવાનું છે; એ જો સહ્ય બનશે તો અહીં આપણી જગામાં બીજાને સમાવી લેવાનું કેમ સહ્ય ન કરીએ ? એટલી ઉદારતા જરૂર કેળવવી જોઇએ.)

પ્ર૦–અહીં સર્વ કર્મનો ક્ષય થઇ સર્વથા કર્મ–મુક્ત બનેલા આત્માને હવે ગતિપ્રેરક કોઇ કર્માદિ કારણ તો છે નહિ, પછી અહીંથી ઉપર લોકાન્તે પહોંચવાની ગતિ કેમ થાય ? અગર જો થાય તો હંમેશા જ ગતિ કેમ ન થયા કરે ?

ઉ૦–મુક્ત થયા બાદ ગતિ થવાનું કારણ જીવમાં રહેલ પૂર્વ કર્મપ્રેરિત ગતિનો આવેગ છે. દા. ત. પહેલાં તો કુંભારના દંડાથી ચાકડામાં ભ્રમણ થાય છે, પણ પછી એના આવેગને લીધે, દંડો ઊઠાવી લીધા બાદ પણ, થોડી વાર ભ્રમણ ચાલુ રહે છે. એવી રીતે ખાલી તુંબડાને પાણીની નીચે લઇ જઇ છોડી દીધા પછી એ એનામાં પૂર્વ અધોગતિપ્રયોગના આવેગને લીધે, પાછું ઉપર પહોંચી જાય છે. એ જ પ્રમાણે પૂર્વ કર્મના આવેગ–આવેશ–આવેધને લીધે મુક્ત જીવની ઉપર ગતિ થાય એ સહજ છે. પણ એ એકજ સમય; બીજા સમયે આવેગ ઊતરી જવાથી સ્થિરતા આવી જાય છે. એટલે સદા ગતિ થયા કરવાનો પ્રશ્ન નકામો છે. ચાકડામાં ય કાંઇ સદા ભ્રમણ નથી રહેતું.

પ્ર૦–ઠીક છે એકજ સમય ગતિ થાઓ, પણ તે લોકાન્ત સુધી જ કેમ ? એથી ઉપર પણ આકાશમાં કેમ નહિ ?

ઉ૦-જીવ અને પુદ્ગલ ગતિ કરી શકે છે તે ધર્માસ્તિકાય દ્રવ્યની સહાયથી જ. આ ધર્માસ્તિકાય માત્ર લોકાકાશવ્યાપી છે, ચૌદ રાજલોકની બહાર નહિ. એનું પ્રમાણ એટલું જ છે. તેથી લોકાન્તની ઉપર આ ગતિસહાયક દ્રવ્ય ન હોવાથી ત્યાં ગતિ ન થાય. પાણીની સહાયથી જ ગતિ કરી શકનાર માછલું પાણીની બહાર કિનારા પર ગતિ કરી શકતું નથી, એ દૃષ્ટાન્ત સિદ્ધ છે. એવા લોકાન્ત-પ્રાપ્તને નમસ્કાર.

(લ૦-) एवंभूतेभ्यः किम्? इत्याह 'नमः सदा सर्वसिद्धेभ्यः'। 'नम' इति क्रियापदं, 'सदा' सर्वकालं, प्रशस्तभावपूरणमेतदयथार्थमपि फलवत्, चित्राभिग्रहभाववदित्याचार्याः। 'सर्वसिद्धेभ्यः' तीर्थसिद्धादिभेदभिन्नेभ्यः; यथोक्तम्,-१. तित्थसिद्धा, २. अतित्थसिद्धा, ३. तित्थगरसिद्धा, ४. अतित्थगरसिद्धा, ५. सयंबुद्धसिद्धा,, ६. पत्तेयबुद्धसिद्धा, ७. बुद्धबोहियसिद्धा, ८. थीलिंगसिद्धा, ९. पुरिसलिंगसिद्धा, १०. नपुंसकलिंगसिद्धा, ११. सलिंगसिद्धा, १२. अण्णलिंगसिद्धा, १३. गिहिलिंगसिद्धा, १४. एगसिद्धा, १५. अणेगसिद्धा' इति।

**અર્થ**:-એવા પ્રકારનાને શું? એટલા માટે કહે છે **'નમો સયા સવ્વસિદ્ધાણું'** (એવા) સર્વ સિદ્ધોને હું સદા નમસ્કાર કરું છું. આમાં 'નમો' એ ક્રિયાસૂચક પદ છે. સદા એટલે સર્વ કાળ. આ ('સદા' કથન) અયથાર્થ છતાં પ્રશસ્ત ભાવનું પૂરક હોઇ વિચિત્ર અભિગ્રહના ભાવની જેમ ફળવાન છે, એમ આચાર્યો કહે છે. 'સવ્વસિદ્ધાણું' એટલે તીર્થસિદ્ધ વગેરે પ્રકારોથી વિભક્ત (સર્વ સિદ્ધો)ને. જેમ કહ્યું છે કે-૧. તીર્થસિદ્ધ, ૨. અતીર્થસિદ્ધ, ૩ તીર્થંકરસિદ્ધ, ૪. અતીર્થંકરસિદ્ધ, ૫. સ્વયંબુદ્ધસિદ્ધ, ૬. પ્રત્યેકબુદ્ધસિદ્ધ, ૭. બુદ્ધબોધિતસિદ્ધ, ૮. સ્ત્રીલિંગસિદ્ધ, ૯. પુરુષલિંગસિદ્ધ, ૧૦. નપુંસકલિંગસિદ્ધ, ૧૧. સ્વલિંગસિદ્ધ, ૧૨. અન્યલિંગસિદ્ધ, ૧૩. ગૃહિલિંગસિદ્ધ, ૧૪. એકસિદ્ધ, ૧૫. અનેકસિદ્ધ.

**વિવેચનઃ-'નમો સયા સવ્વસિદ્ધાણં':-**

હવે પહેલી ગાથાના છેલ્લા પાદ 'નમો સયા સવ્વસિદ્ધાણં'નો ભાવ,-સર્વ સિદ્ધોને હું સર્વ કાળ નમસ્કાર કરું છું. આ પાદમાં 'નમો' અવ્યય પદ છે, પણ 'નમામિ' ક્રિયાપદનું સૂચક છે.

(ક્રિયા વર્તમાન ક્રિયા લેવાની છે, એ 'સદા' પદની ચર્ચાથી સ્પષ્ટ થશે. વર્તમાન ક્રિયા લેવી હોય, તો 'નમસ્કાર કરું છું' અર્થ કરવો જોઇએ, પણ 'નમસ્કાર હો' એવો અર્થ નહિ; કેમકે 'હો' એટલે તો 'થાઓ' 'ભવિષ્યમાં બનો,' એવો અર્થ થાય! હા, સાથે 'અસ્તુ' પદ હોય તો એવો અર્થ થાય; જેમકે, 'નમોઽત્થુણં'માં 'નમો અસ્તુ' નમસ્કાર હો એવો અર્થ થાય છે. માટેજ 'નમો અરિહંતાણં'માં 'અરિહંત દેવોને હું નમસ્કાર કરું છું' એવો અર્થ કરવાનો. રોકડાનો વેપાર કરવો, વાયદાનો શા સારૂ? 'નમસ્કાર હો' એ વાયદાનો વેપાર છે.)

**સર્વ કાળ સિદ્ધનમન કેવી રીતે?:—**

પ્ર૦-'સર્વ કાળ નમસ્કાર કરું છું' એ કથન યથાર્થ ક્યાં છે? બધો જ વખત થોડી જ એકલી નમસ્કારની ક્રિયા કરાતી રહે છે? નમન ક્રિયા તો તમે વર્તમાન લો છો?

ઉ૦-ક્રિયા વર્તમાન સાચી, અને બધો જ કાળ એકલી નમન ક્રિયા ચાલુ નથી એય સાચું, તો પણ 'સયા નમો' કથન ખોટું નથી; કેમકે આ કથન તેવા અભિગ્રહની જેમ શુભ ભાવને પૂરનારૂં છે. દા. ત. કોઇએ અભિગ્રહ યાને નિયમ-પ્રતિજ્ઞા કરી કે 'મારે જીવનભર ગ્લાન મુનિની સેવા કરવી'. હવે આ પ્રતિજ્ઞાનો વિષય કાંઇ રોજ મળે એવો નથી; રોજ કાંઇ મુનિ ગ્લાન મળે જ એવું બનતું નથી; એટલે હંમેશા ગ્લાનની સેવા કરવાનું બનવાનું નહિ. તો શું નિયમભંગ કર્યો? પ્રતિજ્ઞા ખોટી પાડી? ના, ગ્લાન મળે ત્યારે તો સેવા કરે જ છે. તો જેવી રીતે આ પ્રતિજ્ઞા શુભ ભાવની પૂરક છે માટે યથાર્થ છે, તેવી રીતે અહીં સર્વ સિદ્ધોને હું સદા નમું છું એ કથન પણ ચિત્તમાં પ્રશસ્ત ભાવને પૂરે છે, માટે એ યથાર્થ જ છે. શુભ ભાવનું પૂરક આ રીતે કે જેમ પેલી પ્રતિજ્ઞામાં હમેશ માટે ગ્લાન પ્રત્યે સદ્ભાવ, લાગણીવશતા, તથા પોતાનો ભોગ આપવાની ધગશ અને ગ્લાનને સમાધિ આપવાની વૃત્તિ, જિનાજ્ઞા-પાલ-

નની ધગશ, વગેરે શુભભાવ પોષાય છે, તેમ અહીં 'નમો સયા સવ્વ સિદ્ધાણં' કથનમાં પણ સદાને માટે સર્વ સિદ્ધો પ્રત્યે પૂજ્યભાવ, બહુમાન, પોતાનો અપકર્ષ-નમ્રતા, ઇત્યાદિ પ્રશસ્ત ભાવનું પોષણ થાય છે. તેથી જ આ કથન જૂઠું નથી, ભલે હંમેશા એકલી સિદ્ધોને નમસ્કારની ક્રિયા ન કરે.

'સવ્વ સિદ્ધાણં'માં 'સવ્વ' કહ્યું તે તીર્થસિદ્ધ વગેરે સિદ્ધના પંદર ભેદનું સૂચક છે.

સિદ્ધના ૧૫ ભેદ આ પ્રકારે—

| | |
|---|---|
| ૧. તીર્થસિદ્ધ | ૮. સ્ત્રીલિંગસિદ્ધ |
| ૨. અતીર્થસિદ્ધ | ૯. પુરુષલિંગસિદ્ધ |
| ૩. તીર્થંકરસિદ્ધ | ૧૦. નપુંસકલિંગસિદ્ધ |
| ૪. અતીર્થંકરસિદ્ધ | ૧૧. સ્વલિંગસિદ્ધ |
| ૫ સ્વયંબુદ્ધસિદ્ધ | ૧૨. અન્યલિંગસિદ્ધ |
| ૬. પ્રત્યેકબુદ્ધસિદ્ધ | ૧૩. ગૃહલિંગસિદ્ધ |
| ૭. બુદ્ધબોધિતસિદ્ધ | ૧૪. એકસિદ્ધ |
| | ૧૫. અનેકસિદ્ધ |

(લ૦-) तत्र 'तीर्थं' प्राग्व्यावर्णितस्वरूपं, तच्चतुर्विधः श्रमणसङ्घः, तस्मिन्नुत्पन्ने ये सिद्धास्ते तीर्थसिद्धाः। अतीर्थे सिद्धाः अतीर्थसिद्धाः तीर्थान्तरसिद्धा इत्यर्थः। श्रूयते च 'जिणंतरे साहुवोच्छेओ'त्ति तत्रापि जातिस्मरणादिनावाप्तापवर्गमार्गाः सिध्यन्त्येव। मरुदेवीप्रभृतयो वा अतीर्थसिद्धाः, तदा तीर्थस्यानुत्पन्नत्वात्। तीर्थकरसिद्धाः तीर्थकरा एव। •अतीर्थकरसिद्धा अन्ये सामान्यकेवलिनः। •स्वयंबुद्धसिद्धा, स्वयंबुद्धाः सन्तो ये सिद्धाः। •प्रत्येकबुद्धसिद्धाः, प्रत्येकबुद्धाः सन्तो ये सिद्धाः।

•अथ स्वयंबुद्ध-प्रत्येकबुद्ध-सिद्धयोः कः प्रतिविशेषः इति? उच्यते, बोध्युपधिश्रुतलिङ्गकृतो विशेषः, तथाहि,-(१) स्वयंबुद्धा बाह्यप्रत्ययमन्तरेण बुध्यन्ते, प्रत्येकबुद्धास्तु न तद्विरहेण। श्रूयते च बाह्यवृषभादिप्रत्ययसापेक्षा करकण्ड्वादीनां प्रत्येकबुद्धानां बोधिः, नैवं स्वयंबुद्धानां जातिस्मरणादीनामिति। (२) उपधिस्तु स्वयंबुद्धानां द्वादशविधः पात्रादिः, प्रत्येकबुद्धानां तु नवविधः प्रावरणवर्जः (३) स्वयंबुद्धानां पूर्वाधीतश्रुतेऽनियमः, प्रत्येकबुद्धानां तु नियमतो भवत्येव। (४) लिङ्गप्रतिपत्तिः स्वयंबुद्धानामाचार्यसन्निधावपि भवति, प्रत्येकबुद्धानां तु देवता प्रयच्छतीत्यलं विस्तरेण। •बुद्धबोधितसिद्धाः, बुद्धा आचार्यास्तैर्बोधिताः सन्तो ये सिद्धास्ते इह गृह्यन्ते।

અર્થઃ-એ પંદર ભેદમાં •(૧) તીર્થસિદ્ધ એટલે તીર્થ ઉત્પન્ન થયે સિદ્ધ થયેલ. તીર્થ પૂર્વે કહેલ સ્વરૂપવાળું છે, તે ચતુર્વિધ શ્રમણસંઘરૂપ (લેવું.) •(૨) અતીર્થે (તીર્થ નષ્ટ થયે યા ઉત્પન્ન ન થયે) સિદ્ધ તે અતીર્થસિદ્ધ, અર્થાત્ બે તીર્થના આંતરામાં સિદ્ધ. સંભળાય છે કે (નવમા દશમા તીર્થંકરના વચ્ચેના આંતરામાં સાધુઓનો અભાવ થયો. (એ તીર્થનો નાશ થયો) ત્યાં પણ પૂર્વજન્મના સ્મરણાદિથી મોક્ષમાર્ગ પ્રાપ્ત કરી સિદ્ધ થાય જ છે. અથવા (ઋષભદેવ પ્રભુને કેવળજ્ઞાન થયે તરતમાં સિદ્ધ) મરુદેવી વગેરે એ અતીર્થસિદ્ધ; કેમકે ત્યારે તીર્થ ઉત્પન્ન થયું નહોતું. •(૩) તીર્થંકરસિદ્ધ તીર્થંકરો પોતેજ છે. •(૪) અતીર્થંકરસિદ્ધ બીજા સામાન્ય કેવલજ્ઞાની છે, •(૫) સ્વયંબુદ્ધ સિદ્ધ જે સ્વયં બોધ પામેલા થકા સિદ્ધ થયા. •(૬) પ્રત્યેકબુદ્ધ સિદ્ધ જે પ્રત્યેકબુદ્ધ બન્યા થકા સિદ્ધ થયા.

ત્યારે સ્વયંબુદ્ધ પ્રત્યેકબુદ્ધની વચ્ચે શો તફાવત? ઉત્તર આ, કે બોધિ (ચારિત્રધર્મ), ઉપધિ (ચારિત્રોપકરણ), શ્રુત (આગમજ્ઞાન) અને લિંગ (સાધુવેશગ્રહણ)ના હિસાબે તફાવત છે. તે આ રીતે, કે સ્વયંબુદ્ધ બોધિનું નિમિત્ત પામ્યા વિના બોધિ પામે છે. ત્યારે પ્રત્યેકબુદ્ધ તે વિના નહિ. સંભળાય છે કે બળદ વગેરે બાહ્ય નિમિત્તના આલંબને કરકંડુ આદિ પ્રત્યેકબુદ્ધોને બોધિ પ્રાપ્ત થઈ. (કિન્તુ) સ્વયંબુદ્ધોને એ પ્રમાણે (બાહ્ય નિમિત્ત મળી) જાતિસ્મરણાદિ જ્ઞાન થવા પર નહિ. ઉપધિ તો સ્વયંબુદ્ધોને પાત્ર આદિ બાર પ્રકારે; તો પ્રત્યેકબુદ્ધોને ઓઢવાનાં વસ્ત્રરહિત નવ પ્રકારે. સ્વયંબુદ્ધોને પૂર્વો શ્રુત આગમ (ભણેલા) હોવાનો નિયમ નહિ; પણ પ્રત્યેક-બુદ્ધોને નિયમા હોય જ. સાધુવેશ સ્વીકાર સ્વયં-બુદ્ધોને આચાર્ય પાસે પણ થાય; પ્રત્યેક બુદ્ધોને તો દેવતા વેશ આપે છે. વિસ્તારથી સર્યું. •બુદ્ધબોધિતસિદ્ધ એટલે જે, બુદ્ધ યાને આચાર્યો, એમનાથી બોધ પામી સિદ્ધ થાય તે, અહીં

લેવાય છે.

**વિવેચનઃ-**

**સિદ્ધના પંદર ભેદનું સ્પષ્ટીકરણઃ—**

(૧) **તીર્થસિદ્ધ=તીર્થ** યાને ચતુર્વિધ શ્રમણ-સંઘમાં ઉત્પન્ન થઇ સિદ્ધ થયેલ. આ સૂચવે છે કે તીર્થંકરદેવે શાસન-સ્થાપના કરી સંઘ સ્થાપ્યા પછી જ્યાં સુધી સંઘનું અસ્તિત્વ ચાલે ત્યાં સુધીમાં એમાંથી સિદ્ધ થાય તે તીર્થસિદ્ધ કહેવાય. ત્યારે,

(૨) **અતીર્થસિદ્ધ=તીર્થનો** વિચ્છેદ થયા પછી અથવા તીથ ઉત્પન્ન થવા પહેલા સિદ્ધ કહે છે, નવમા સુવિધિનાથ ભગવાન અને દશમા શીતલનાથ ભગવાનના આંતરામાં (વચલા કાળમાં) તીર્થનો વિચ્છેદ થયો. શુદ્ધ સાધુ-સંસ્થા જ ન રહી. હવે એમાં કોઇને જાતિસ્મરણ જ્ઞાન વગેરે થઇ પૂર્વ-સાધનાનું ભાન થવાથી ભાવથી રત્નત્રયી પ્રાપ્ત થાય અને ભાવના-ધ્યાનમાં ચડતાં એ કેવળી સિદ્ધ થાય તે અતીર્થસિદ્ધ કહેવાય. અથવા મરુદેવા માતા ઋષભદેવ ભગવાનને જોવા આવતાં રસ્તામાં જ હાથીના હોદ્દા પર ભગવાનની સમવસરણાદિ ઋદ્ધિ જોયા બાદ ભાવનામાં ચડતાં કેવળી થઇ સિદ્ધ થયા તે પણ અતીર્થસિદ્ધ; કેમકે એ વખતે ઋષભદેવ પ્રભુને કેવળ જ્ઞાન થઇ ગયેલું છતાં સંઘ-શાસનની સ્થાપના હજી કરી નહોતી, તીર્થ ઉત્પન્ન થયું નહોતું, માટે એ અતીર્થસિદ્ધ કહેવાય.

(૩) **તીર્થંકરસિદ્ધ=તીર્થંકર** થઇ સિદ્ધ થાય તે.

(૪) **અતીર્થંકરસિદ્ધ=તીર્થંકર** નહિ પણ બીજા સામાન્ય કેવળજ્ઞાની.

(૫) **સ્વયંબુદ્ધસિદ્ધ=પોતાની** મેળે જ બોધ પામેલા અને સિદ્ધ થયેલ.

(૬) **પ્રત્યેકબુદ્ધસિદ્ધ=પ્રત્યેકબુદ્ધ** થઇ સિદ્ધ થયેલ.

પ્ર૦-સ્વયંબુદ્ધ અને પ્રત્યેકબુદ્ધમાં શો તફાવત ?

ઉ૦-તફાવત બોધિ-ઉપધિ-શ્રુત-લિંગ (સાધુવેશ) એ ચાર બાબતોથી પડે છે. તે આ રીતે,-

| સ્વયંબુદ્ધ | પ્રત્યેકબુદ્ધ |
|---|---|
| (૧) બોધિ પામે અર્થાત્ ચારિત્ર સ્વીકારે તે બાહ્ય નિમિત્ત વિના સ્વયં બુદ્ધ-જાગ્રત્ હોઇને દા. ત. તીર્થંકરદેવ, સમરાદિત્ય, વગેરે. એમને કોઇ નિમિત્ત મળ્યા પછી જાતિસ્મરણાદિ જ્ઞાન થાય અને બોધ પામે એવું નહિ. | (૧) બાહ્ય નિમિત્ત વિના બુદ્ધ ન બને. દા. ત. કરકંડુ રાજાએ એક વારના પુષ્ટ એવા બળદને પછી જીર્ણ થઈ ગયેલ જોઇ વૈરાગ્ય પામી, ચારિત્ર લીધું. એમ કોઇએ ઇંદ્રધ્વજા મહોત્સવ પછી બીજે દિવસે એની માળાઓ કરમાયેલી જોઇ વૈરાગ્ય પામી ચારિત્ર લીધું. આમને એ વખતે જાતિસ્મરણ જ્ઞાન થવાથી ચારિત્ર માર્ગનો ખ્યાલ આવી જાતે ચારિત્ર લઇ પાળી શકે છે. |
| (૨) ઉપધિ = ચારિત્ર-ઉપકરણ ૧૨ પ્રકારે;-૭ પ્રકારે પાત્રનિર્યોગ, પાત્ર, ઝોળી, પડલા, રજસ્ત્રાણ, પાત્રકેસરિકા, ગુચ્છો, પાત્રસ્થાપન) રજોહરણ, મુહપત્તિ, કાંબળી, બે સુતરના વસ્ત્ર. | (૨) ઉપધિ ૯ પ્રકારે, તે ઓઢવાની કામળી ને બે વસ્ત્ર વિના ૭ પાત્રનિર્યોગ ને રજોહરણ, મુહપત્તિ. (આ ઉત્કૃષ્ટથી; જઘન્યથી બે, માત્ર રજો૦ મુહ૦ એટલે પાત્ર ઉપધિ રહિત પણ હોય, કદાચિત્ લિંગ રહિત પણ હોય. |
| (૩) શ્રુત-આગમ પૂર્વે ભણ્યા હોય યા ન પણ ભણ્યા હોય. | (૩) પૂર્વભવમાં આગમ અવશ્ય ભણ્યા હોય, અહીં જાતિસ્મરણથી યાદ આવી જાય. જઘન્યથી ૧૧ અંગ, ઉત્કૃષ્ટથી કિંચિત્ન્યૂન ૧૦ પૂર્વ. |
| (૪) સાધુવેશનો સ્વીકાર જાતે પણ કરે યા આચાર્ય પાસે ય કરે. | (૪) દેવતા સાધુવેશ આપે. |

(૭) બુદ્ધબોધિતસિદ્ધ એટલે બુદ્ધ યાને ધર્માચાર્યથી પ્રતિબોધ પમાયા થકા જે થયા તે. આ તે જ ભવમાં સિદ્ધ થવાના ભવનીવાત છે. બાકી તો સ્વયંબુદ્ધ-પ્રત્યેકબુદ્ધ પણ પૂર્વ ભવમાં તો પ્રાયઃ ધર્મગુરુથી પ્રતિબોધ પમાયા હોય છે, છતાં એ બુદ્ધબોધિતસિદ્ધ નથી કહેવાતા; કેમકે છેલ્લા ભવમાં એ આપમેળે બોધ પામેલ યા નિમિત્તથી

બોધ પામેલા હોય છે.

(લ૦-) एते च सर्वेऽपि स्त्रीलिङ्गसिद्धाः, केचित् पुंल्लिङ्गलिद्धाः, केचिन्नपुंसकलिङ्गसिद्धा इति । आह,-तीर्थकरा अपि स्त्रीलिङ्गसिद्धा भवन्ति ? भवन्तीत्याह; यत उक्तं सिद्धप्राभृते,-'सव्वथोवा तित्थयरिसिद्धा । तित्थयरितित्थे णोतित्थसिद्धा संखेज्जगुणा, तित्थयरितित्थे णोतित्थगरिसिद्धाओ संखेज्जगुणाओ, तित्थयरितित्थे णोतित्थयरसिद्धा संखेज्जगुणा' इति । न नपुंसकलिङ्गसिद्धाः । प्रत्येकबुद्धास्तु पुल्लिङ्ग एव ।

અર્થ:-આ બધાય સ્ત્રીલિંગસિદ્ધ હોઈ શકે, કોઇ પુંલ્લિગસિદ્ધ હોય, કોઇ નપુંસકલિંગસિદ્ધ હોય. પ્રશ્ન છે કે શું તીર્થંકરો પણ સ્ત્રીલિંગસિદ્ધ થાય? થાય એમ કહે છે; કેમકે 'સિદ્ધપ્રાભૃત' શાસ્ત્રમાં કહ્યું છે કે,-'સૌથી થોડા સ્ત્રીતીર્થંકરસિદ્ધ હોય છે. સ્ત્રીતીર્થંકરના શાસનમાં નોતીર્થંસિદ્ધ (એમના કરતાં) સંખ્યાતગુણા; સ્ત્રીતીર્થંકરના શાસનમાં નોસ્ત્રીતીર્થંકરસિદ્ધ સંખ્યાતગુણ; સ્ત્રીતીર્થંકરના તાર્થંમાં નોતીર્થંકરસિદ્ધ (પુરુષ, નપુંસક) સંખ્યાતગુણ હોય છે. નપુંસકલિંગમાં સિદ્ધ તીર્થંકરો થતા નથી; જ્યારે પ્રત્યેકબુદ્ધ તો પુંલ્લિગ જ સિદ્ધ હોય, (સ્ત્રી-નપુંસકસિદ્ધ નહિ.)

વિવેચન:-

સ્ત્રીતીર્થંકરસિદ્ધમાં 'સિદ્ધપ્રાભૃત'ની સાક્ષી:-

પૂર્વે તીર્થસિદ્ધ વગેરે જે પ્રકારો કહ્યા, તેમાંના કોઇ સ્ત્રીલિંગસિદ્ધ હોય, કોઈ પુલ્લિંગસિદ્ધ હોય, અને કોઇ નપુંસકસિદ્ધ પણ હોય.

પ્ર૦-શું તીર્થંકરો પણ સ્ત્રીલિંગે સિદ્ધ થાય?

ઉ૦-થાય, અનંત કાળે આ આશ્ચર્ય બને છે કે તીર્થંકર પણ કર્મોદયે સ્ત્રીપણે જન્મે. માટે સ્ત્રીતીર્થંકરસિદ્ધ કરતાં, પુરુષતીર્થંકરસિદ્ધ અનંતગુણા થાય છે.

'સિદ્ધપ્રાભૃત'શાસ્ત્રમાં કહ્યું છે કે 'સૌથી થોડા સ્ત્રીતીર્થંકરસિદ્ધ હોય છે. એમની સંખ્યા કરતાં સંખ્યાતગુણા, સ્ત્રીતીર્થંકરના શાસનમાં, નોતીર્થસિદ્ધ (યાને પ્રત્યેક-બુદ્ધ સિદ્ધ હોય છે, અહીં તીર્થ એટલે રજોહરણ-મુખવસ્ત્રિકા; તે કદાચિત કોઇ પ્રત્યેકબુદ્ધને હોતા નથી.) એમના કરતાં સંખ્યાતગુણા, સ્ત્રીતીર્થંકરના શાસનમાં, નોસ્ત્રીતીર્થંકર (અર્થાત્ તીર્થંકર નહિ એવા સ્ત્રીલિંગ) સિદ્ધ હોય છે. એમના કરતાં સંખ્યાતગુણ નોતીર્થંકરસિદ્ધ હોય છે. (આમાં પુલ્લિંગ-નપુંસકલિંગ ઉભયમાં સિદ્ધ થયેલા ગણ્યા.)

પ્ર૦-તો શું નપુંસકલિંગે પણ તીર્થંકરો સિદ્ધ થાય?

ઉ૦-ના, નપુંસકલિંગે તીર્થંકરસિદ્ધ ન થાય.

પ્ર૦-ત્યારે પ્રત્યેકબુદ્ધો સ્ત્રીનપુંસકલિંગે સિદ્ધ બને ?

ઉ૦-ના, ન બને. પ્રત્યેકબુદ્ધો તો પુલ્લિંગે જ સિદ્ધ હોય.

(લ૦-) स्वलिङ्गसिद्धा द्रव्यलिङ्गं प्रति रजोहरणगोच्छगधारिणः । अन्यलिङ्गसिद्धाः परिव्राजकादिलिङ्गसिद्धाः । गृहिलिङ्गसिद्धा मरुदेवीप्रभृतयः । एकसिद्धा इति एकस्मिन् समये एक एव सिद्धाः । अणेगसिद्धा इति एकस्मिन् समये यावदष्टशतं सिद्धम्; यत उक्तम् 'बत्तीसा अडयाला सट्ठी बावत्तरी य बोद्धव्वा । चुलसीइ छण्णउई दुरहिय, अठुत्तरसयं च ॥ १ ॥' अत्राह चोदकः,-ननु सर्व एवैते भेदास्तीर्थसिद्ध-अतीर्थसिद्ध भेदद्वयान्तर्भाविनः, तथाहि तीर्थसिद्धा एव तीर्थकरसिद्धाः । अतीर्थकरसिद्धा अपि तीर्थसिद्धा वा स्युरतीर्थसिद्धा वा इति । एवं शेषेष्वपि भावनीयमित्यतः किमेभिरिति ? अत्रोच्यते अन्तर्भावे सत्यपि पूर्वभेदद्वयादेवोत्तरोत्तरभेदाप्रतिपत्तेरज्ञातज्ञापनार्थं भेदाभिधानमित्यदोषः ।

અર્થ:-સ્વલિંગસિદ્ધ એટલે દ્રવ્ય સાધુવેશની અપેક્ષાએ રજોહરણ ગુચ્છો (આદિ પાત્રનિર્યોગ)ને ધારણ કરનાર અન્યલિંગસિદ્ધ તે પરિવ્રાજક (સંન્યાસી) આદિના વેશમાં સિદ્ધ. ગૃહિલિંગસિદ્ધ (ગૃહસ્થના વેશે સિદ્ધ) મરુદેવી વગેરે. એક સિદ્ધ તે એક સમયમાં એકજ સિદ્ધ. અનેક સિદ્ધ તે એક સમયમાં યાવત્ ૧૦૮ સુધી સિદ્ધ; કેમકે કહ્યું છે કે (સતત ૮ સમય સુધી, ૭ સમય સુધી યાવત ૧ એકજ સમય સિદ્ધ થાય તો તે ક્રમશઃ ઉત્કૃષ્ટા) ૩૨-૪૮-૬૦-૭૨-૮૪-૯૬-૧૦૨ અને ૧૦૮ સિદ્ધ થાય. અહીં પ્રશ્નકાર કહે છે કે આ બધા પ્રકાર તો તાર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ એ

એ પ્રકારમાં સમાઇ જાય છે. તે આ રીતે કે, તીર્થંકરસિદ્ધ એ તીર્થસિદ્ધ જ છે. અતીર્થંકર-સિદ્ધ પણ તીર્થસિદ્ધ અથવા અતીર્થસિદ્ધ હોય. એમ બાકી (ના પ્રકારો)માં પણ વિચારવું. તેથી એ પંદર ભેદ કરવાથી શો વિશેષ? અહીં ઉત્તર કરે છે, યદ્યપિ સમાવેશ છે, છતાં પ્રથમના બે ભેદ દ્વારા ઉત્તરોત્તર ભેદનો બોધ થતો નથી, તેથી અજ્ઞાતને જણાવવા માટે એ ભેદોનું કથન છે. માટે કોઇ દોષ નથી.

**વિવેચન :-**

**સ્વલિંગસિદ્ધ આદિ :-**

(૧૧) **સ્વલિંગસિદ્ધ** એટલે જૈન સાધુવેશમાં સિદ્ધ થાય તે. આ દ્રવ્યલિંગ અર્થાત્ બાહ્ય વેશની અપેક્ષાએ વાત છે. એમાં રજોહરણ, ગુચ્છો વગેરે પાત્રનિર્યોગને ધારણ કરવાપણું હોય અને સિદ્ધ થાય.

(૧૨) **અન્યલિંગસિદ્ધ** તે કે જે જૈનેતર વેશે પરિવ્રાજક સંન્યાસી વગેરે હોઇને સિદ્ધ થાય. અલબત્ એમને જાતિસ્મરણાદિથી કેવળજ્ઞાન પ્રગટ્યા પછી આયુષ્ય બાકી હોય તો દેવતા મુનિવેશ આપે છે અને પછી મુનિવેશમાં સિદ્ધ થાય છે, છતાં અહીં એ કૈવલ્યસિદ્ધ અન્ય વેશમાં થવાની દૃષ્ટિએ અન્યલિંગ-સિદ્ધ કહેવાય.

(૧૩) ગૃહિલિંગસિદ્ધ એટલે ગૃહસ્થવેશે સિદ્ધ થયા હોય તે; દા. ત. મરુદેવી વગેરે.

(૧૪) એકસિદ્ધ તે જે એક સમયમાં એકજ સિદ્ધ થયા હોય.

(૧૫) અનેકસિદ્ધ એટલે એકજ સમયમાં અનેક સિદ્ધ થયા હોય તે એ વધારેમાં વધારે ૧૦૮ થઇ શકે. એનો હિસાબ આ રીતે શાસ્ત્રમાં કહ્યો છે, કે જો સતત ૮ સમય સુધી સિદ્ધ થતા હોય તો એમાં દરેક સમયે વધુમાં વધુ ૩૨ સિદ્ધ થાય. જો સતત ૭ સમય સુધી સિદ્ધ થતા હોય તો એમાં દરેક સમયે વધુમાં વધુ ૪૮ સિદ્ધ જો સતત ૬ સમય સુધી સિદ્ધ થતા હોય તો એમાં દરેક સમયે વધુમાં વધુ ૬૦ સિદ્ધ....યાવત્ જો સતત ૧ સમય જ સિદ્ધ થતા હોય તો તે વધુમાં વધુ ૧૦૮ સિદ્ધ. એનું કોષ્ઠક અને ગાથા આ પ્રમાણે,-

| સિદ્ધસતત સમય | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | સુધી થાય તો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| દરેક સમયે વધુમાં વધુ | ૧૦૮ | ૧૦૨ | ૯૬ | ૮૪ | ૭૨ | ૬૦ | ૪૮ | ૩૨ | સુધી સિદ્ધ થાય. |

बत्तीस अडयाला, सट्ठी बावत्तरी य बोधव्वा।
चुलसीई छण्णवई, दुरहिय अट्ठुत्तरसयं च ॥ १ ॥

આ સંખ્યાઓ ઉત્કૃષ્ટી છે, એટલે એનાથી હજી ઓછા ઓછા સિદ્ધ થઇ શકે, પણ કહેલ સંખ્યાથી વધારે નહિ. દા. ત. સતત એક જ સમયમાં ૧૦૭ કે ૧૦૬,....કે ૧ પણ સિદ્ધ થઇ શકે, કિન્તુ ૧૦૯, ૧૧૦ વગેરે નહિ. એમ સતત ૨ સમય સુધી ૯૦ થી ૧૦૨ સુધી સિદ્ધ થાય.... ત્યારે સતત ૮ સમય સુધી સિદ્ધ થતા રહે તેમાં દરેક સમયે ૧ થી માંડી ૩૨ સુધી અર્થાત્ ૧, કે ૨, કે ૩, કે ૪,...યાવત્ વધુમાં વધુ ૩૨-૩૨ સિદ્ધ થતા રહે. આ સમયોમાં એટલા એટલા સિદ્ધ થયા પછી આંતરૂં પડે, અર્થાત્ એટલા સમય પછીના સમયે કોઇ પણ આત્મા સિદ્ધ ન થાય. દા. ત. જો ૧૦૮ કે ૧૦૭ કે ૧૦૬...કે ૧૦૩ સિદ્ધ એક સાથે એક જ સમયે સિદ્ધ થયા તો પછીના સમયે કોઇ પણ આત્મા મોક્ષ ન પામે. એમ ૧લા સમયે ૫ અને બીજા સમયે ૯૭ કે ૯૮...યાવત્ ૧૦૨ સિદ્ધ થાય તો પછી આંતરૂં પડે જ; ને એના બદલે ૯૬ સિદ્ધ થયા હોત તો ત્રીજા સમયે વળી સિદ્ધ થયા પછી આંતરૂં પડે. અસ્તુ. હવે

**પ્ર૦-સિદ્ધના પંદર ભેદ કેમ કર્યા? પહેલા** બે ભેદ તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધમાં બાકીનાનો સમાવેશ થઇ શકે છે, માટે બે જ ભેદ કેમ ન કહ્યા? તે આ રીતે કે,-તીર્થંકરસિદ્ધ તીર્થસિદ્ધ જ હોય છે; કેમકે પોતે તીર્થ સ્થાપે છે તે પછી સિદ્ધ થાય છે. એમ અતીર્થંકરસિદ્ધ કોઇ તીર્થ-

સિદ્ધ પણ હોય, યા અતીર્થસિદ્ધ હોઇ શકે. આ બે પ્રકારમાંથી એક પ્રકાર ન હોય એવું ન બને. એવું સ્વયંબુદ્ધસિદ્ધ કે પ્રત્યેકબુદ્ધસિદ્ધ વગેરે માટે પણ સમાવેશનું સમજવું. માટે પંદર ભેદનું શું કામ છે ? અને નાહતર તો બીજી બીજી અપેક્ષાએ અધિક ભેદ કેમ નહિ ?

ઉ૦–વાત સાચી કે સમાવેશ થઇ શકે. પરંતુ એમ બે જ ભેદ બતાવ્યાથી બીજા તીર્થંકરસિદ્ધ વગેરેનો તે તે રૂપે સિદ્ધ થવાનો બોધ ન થાય કે આ તીર્થંકરસિદ્ધ કહેવાય, આ ગૃહિલિંગસિદ્ધ કહેવાય, આ એકસિદ્ધ કહેવાય,–વગેરે. એટલા માટે અજ્ઞાત વસ્તુને જણાવવા સારૂ પંદર ભેદ બતાવ્યા; એટલે કોઇ દોષ નથી. હવે બીજી બીજી અપેક્ષાએ અધિક ભેદ પાડવા હોય તો એ તો આટલું સમજનાર સમજી શકે છે. માટે અધિક ભેદ કહેવાની જરૂર નથી.

(લ૦-) इत्थं सामान्येन सर्वसिद्धनमस्कारं कृत्वा पुनरासन्नोपकारित्वाद्वर्त्तमानतीर्थाधिपतेः श्रीमन्महावीर· स्वामिनः स्तुतिं (करोति) कुर्व्वन्ति (वा),

> जो देवाण वि देवो,
> जं देवा पंजलि णमंसंति ।
> तं देवदेवमहियं,
> सिरसा वंदे महावीरं ॥ २ ॥

अस्य व्याख्या,–'यो' भगवान् वर्द्धमानः, 'देवानामपि' भवनवास्यादीनां, 'देवः' पूज्यत्वात्, 'यं देवाः प्राञ्जलयो नमस्यन्ति' विनयरचितकरपुटाः सन्तः प्रणमन्ति, 'तं' 'देवदेवमहियं,' देवदेवाः शक्रादयः, तैर्महितः पूजितः, 'शिरसा' उत्तमाङ्गेनेत्यादरप्रदर्शनार्थमाह, 'वंदे,' कं महावीरम्, 'ईर गतिप्रेरणयोरित्यस्य विपूर्वस्य, 'विशेषेण ईरयति कर्म्म गमयति याति चेह शिवमि'ति वीरः, महांश्चासौ वीरश्च महावीरः उक्तञ्च,–विदारयति यत्कर्म्म, तपसा च विराजते । तपोवीर्येण युक्तश्च तस्माद्वीर इति स्मृतः ॥ १ ॥' तम् ।

અર્થ:–આ પ્રમાણે સામાન્યરૂપે સર્વ સિદ્ધોને નમસ્કાર કરીને ફરીથી નિકટના ઉપકારી હોઇ વર્તમાન શાસનના અધિપતિ શ્રીમાન્ મહાવીરસ્વામિની સ્તુતિ કરે છે. ('જો દેવાણ વિ દેવો' ગાથા) આની વ્યાખ્યા,–'જો' અર્થાત્ જે ભગવાન વર્ધમાનસ્વામી, 'દેવાણ વિ' એટલે ભવનવાસી આદિ દેવોના પણ, 'દેવ' છે, કેમકે પૂજ્ય છે; 'જં દેવા'–જેમને દેવો, 'પંજલિ નમંસંતિ'–વિનયથી બે હાથ જોડી રચેલ અંજલિવાળા થકા નમસ્કાર કરે છે; 'તં' તેમને 'દેવદેવ મહિય' દેવોના દેવ શક્રેન્દ્રાદિ, એમનાથી મહિત એટલે પૂજિત, 'સિરસા' મસ્તક વડે, એ આદર દેખાડવા માટે કહ્યું, 'વંદે'–હું વાંદું છું; કોને ? 'મહાવીરં,' 'ઇર' ધાતુ ગતિ અને પ્રેરણાના અર્થમાં વપરાય છે માટે 'વિ' ઉપસર્ગપૂર્વક એનો અર્થ છે–વિશેષે ઇરયતિ અર્થાત્ કર્મને કાઢી મૂકે છે અને મોક્ષમાં જાય છે એ 'વીર' મહાન એવા વીર તે મહાવીર; કહ્યું છે કે,–જે કારણથી (૧) કર્મનું વિદારણ કરે છે, તથા (૨) તપથી વિરાજે (શોભે) છે, અને ૩ તપના વીર્યથી યુક્ત છે, એટલા માટે 'વીર' એવી સંજ્ઞા છે; એમને (હું વાંદું છું.)

વિવેચનઃ–ગાથા ૨ જી 'જો દેવાણ વિ દેવો...'

પહેલી ગાથામાં સામાન્યથી સર્વ સિદ્ધોને નમસ્કાર કર્યો. હવે વિશેષરૂપે શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ કરવા બીજી ગાથા કહે છે,–'જો દેવાણ વિ દેવો...' એમને અલગ નમસ્કાર કરવાનું કારણ એ, કે અત્યારે જે ધર્મશાસન ચાલી રહ્યું છે, જે આગમ પ્રવર્તી રહ્યા છે, તેના અધિપતિ એ છે. એમણે સ્થાપેલ ગણધર આદિના આ આગમો છે. માટે એ આસન્ન ઉપકારી અર્થાત્ નિકટના ઉપકારી છે. આસન્નોપકારીને અલગ નમસ્કાર કરવો જોઇએ.

આ ગાથાના પદોની વ્યાખ્યા આ પ્રમાણે છે,–'જો' એટલે કે જે, 'દેવાણ વિ દેવો' અર્થાત્ દેવોના પણ દેવ છે, કેમકે દેવોને એ પૂજ્ય છે. માટે તો એમને દેવાધિદેવ કહેવાય છે. ભવનપતિ આદિ ચારે નિકાયના દેવતાઓ એમની પૂજા–ભક્તિ કરે છે, એમનાં કલ્યાણકો ઉજવે છે, એમના તીર્થ–મંદિરોમાં ભક્તિ કરે છે, વગેરે. 'જં' એટલે કે જેમને, 'દેવા પંજલિ નમંસંતિ' અર્થાત્ દેવતાઓ વિનયથી બે હાથની અંજલિ જોડી નમસ્કાર

કરે છે, 'તં' યાને તેમને; એ કેવા? તો કે 'દેવ-દેવમહિયં' અર્થાત્ દેવોના પણ દેવ શક્રેન્દ્રાદિ; એ ઇન્દ્રાદિથી મહિત છે, પૂજિત છે, તે 'મહાવીરં' શ્રી મહાવીરસ્વામીને 'સિરસા વંદે' મસ્તક નમાવી વંદના કરૂં છું. 'સિરસા' કહેવાથી વધુ આદર પ્રદર્શિત થાય છે. નહિતર વંદન તો માથું નમાવીને જ હોય. પણ એ સ્પષ્ટ કહેવામાં અધિક આદર બતાવાય છે.

મહાવીર કેમ કહેવાય? :-

'મહાવીર' શબ્દમાં મુખ્ય 'વીર' શબ્દ છે. એનો વિગ્રહ આ રીતે,-વી=વિ+ઇર. 'વિ' એટલે વિશેષ કરીને અર્થાત જડમૂળથી, 'ઇર' એટલે ઇર સંસ્કૃત ધાતુપદ ગતિ અને પ્રેરણામાં વપરાય છે માટે, અહીં ગતિ અર્થ લઇ, જે કર્મને ગમન કરાવે છે, કર્મને દૂર કરે છે, અને મોક્ષે જાય છે, એવો અર્થ કરવાનો. તેથી 'વીર' એટલે 'જડમૂળથી કર્મનો નાશ કરનાર' એ અર્થ થાય. કહ્યું પણ છે,-

विदारयति यत् कर्म्म, तपसा च विराजते।
तपोवीर्येण युक्तश्च, तस्मात् वीर इति स्मृतः॥

-અર્થાત્ જે કારણથી (૧) કર્મનું વિદારણ કરે છે, અને (૨) તપથી વિરાજે છે, શોભે છે, તેમજ (૩) તપના વીર્યથી સંપન્ન છે, (અર્થાત્ તપ પણ માયકાંગલાગીરીથી નહિ, કિન્તુ વીર્યવંતો કરે છે), એટલા માટે 'વીર' એવી સંજ્ઞા પામે છે. મહાન એવા વીર તે મહાવીર. બાહ્ય શત્રુને જિતનારા હજી મળે; પણ આન્તર શત્રુ કર્મને જીતે તે ખરેખર વીર છે, મહાવીર છે.

(લ૦-) इत्थं स्तुतिं कृत्वा पुनः परोपकारायाऽऽत्मभाववृद्ध्यै फलप्रदर्शनपरमिदं पठति पठन्ति वा (प्र०-पठति),-

> एक्को वि नमोक्कारो
> जिणवरवसहस्स वद्धमाणस्स।
> ससारसागराओ
> तारेइ नर व नारिं वा॥ ३॥

अस्य व्याख्या,-'एकोऽपि नमस्कारः', तिष्ठन्तु बहवः, 'जिनवरवृषभाय वर्द्धमानाय' यत्नात् क्रियमाणः सन्, किम्? (संसारसागराओ') संसरणं संसारः तिर्यग्नरनारकामरभवानुभवलक्षणः, स एव भवस्थिति-कायस्थितिभ्यामनेकधावस्थानेनालब्धपारत्वात् सागर इव संसारसागरः, तस्मात् 'तारयति' अपनयतीत्यर्थः, 'नरं व नारिं वा' पुरुषं वा स्त्रियं वा; पुरुषग्रहणं पुरुषोत्तमधर्म्मप्रतिपादनार्थं, स्त्रीग्रहणं तासामपि तद्भव एव संसारक्षयो भवतीति ज्ञापनार्थम्।

અર્થ:-આ પ્રમાણે સ્તુતિ કરીને પરોપકાર માટે આત્મભાવની વૃદ્ધિ કરવા સારૂ ફળ દેખાડતું આ (સૂત્ર) બોલે છે, 'એક્કો વિ નમોક્કારો....' ગાથા-અર્થ:-'જિનવરમાં વૃષભ વર્ધમાનસ્વામીને (પ્રયત્નપૂર્વક કરાતો) એક પણ નમસ્કાર પુરુષ કે સ્ત્રીને સંસારસાગરથી, તારે છે' આની વ્યાખ્યા, 'એક્કો વિ નમોક્કારો' એટલે એક પણ નમસ્કાર, અનેક તો હો, 'જિણવરવસહસ્સ' જિનવરમાં વૃષભ વર્ધમાનસ્વામીને પ્રયત્નપૂર્વક કરાતો છતો, શું? 'સંસારસાગરાઓ' સંસરણ અર્થાત્ ભટકવું તે 'સંસાર,' તિર્યંચ-મનુષ્ય-નારક-દેવના ભવ ભોગવવારૂપ; એજ ભવસ્થિતિ-કાયસ્થિતિવડે અનેક હોઇને જેનો પાર ન પામી શકાય એવો હોવાથી સમુદ્ર જેવો છે; માટે સંસાર સાગર. એનાથી એ 'તારયતિ' અર્થાત્ તારે છે, દૂર લઇ જાય છે, 'નરં વ નારિં વા' પુરુષ કે સ્ત્રીને પુરુષનું ગ્રહણ પુરુષપ્રધાન ધર્મ બતાવવા માટે અને સ્ત્રીનું ગ્રહણ સ્ત્રીઓનો પણ તેજ ભવમાં સંસારક્ષય થાય છે એ સૂચવવા માટે છે.

વિવેચનઃ ગાથા ૩જી 'એક્કો વિ નમુક્કારો' :-

બીજી ગાથામાં મહાવીર સ્વામીની સ્તુતિ-નમસ્કાર કરીને હવે એ નમસ્કારનું ફળ બતાવતી ત્રીજી ગાથા કહે છે 'એક્કો વિ નમુક્કારો...' આમાં ફળ તરીકે સંસારસાગરથી પારગમન બતાવે છે. એ બતાવવાનું પ્રયોજન પરોપકાર માટે આત્મભાવની વૃદ્ધિ કરાવવાનું છે. અર્થાત્ જેમ ભવ પાર કરી ગયેલા ભગવાન વર્ધમાસ્વામી નમસ્કાર કરનારને પણ ભવપાર કરી દેવાનો મહાન ઉપકાર કરે છે, એમ આપણે પણ સિદ્ધ કરેલ ધર્મ કે ગુણ બીજાને પમાડવો જોઇએ. એ પમાડવાનો આત્મભાવ વધે, ઉલ્લાસ વધે, એ માટે

અહીં વીર-નમસ્કારનું ફળ બતાવે છે.

**૩જી ગાથાના પદોની વ્યાખ્યા :-** 'એક્કો વિ નમોક્કારો' એટલે કે એક પણ નમસ્કાર, અર્થાત્ બહુ નમસ્કાર તો તારનારા હો, કિન્તુ માત્ર એક જ નમસ્કાર પણ તારે છે. નમસ્કાર કોને ? 'જિણવરવસહસ્સ' 'જિન' અર્થાત્ અવધિજ્ઞાની જિન વગેરે; એમાં 'વર' એટલે કે શ્રેષ્ઠ એવા કેવળજ્ઞાની જિન; એમાં વૃષભ સમાન અગ્રણી તીર્થંકરજિન 'વદ્ધમાણસ્સ' વર્ધમાન સ્વામીને; જો નમસ્કાર પ્રયત્નપૂર્વક કરાય એટલે કે સામર્થ્યયોગથી કરાય, તો તે શું ? 'સંસારસાગરાઓ તારેઇ.' સંસારસમુદ્રથી તારી દે છે, દૂર કરી દે છે, એની બહાર લઇ મોક્ષમાં સ્થાપિત કરે છે. સામર્થ્યયોગ આઠમા અપૂર્વકરણ-ગુણસ્થાનકે પ્રગટ થાય છે; સામર્થ્યયોગનો નમસ્કાર શ્રેણિ મંડાવી વીતરાગ સર્વજ્ઞ બનાવી સંસારસમુદ્રથી તારી દે છે.

**સંસાર એ સમુદ્ર જેવો કેમ ?:-**

આ સંસાર તિર્યંચ-મનુષ્ય - નારક - દેવનાં જન્મનો અનુભવ કરવાસ્વરૂપ ભોગવવારૂપ છે, તે ભોગવવાનું ભવસ્થિતિ અને કાયસ્થિતિથી અનેક પ્રકારે બને છે. એનો પાર નથી પમાયો માટે એ સમુદ્ર જેવો યાને સંસારસમુદ્ર છે.

**ભવસ્થિતિ** એટલે તે જન્મનો આયુષ્યકાળ. એ ચારે ગતિમાં ભિન્ન ભિન્ન પ્રકારે હોય છે. દા. ત તિર્યંચ ગતિમાં વધારેમાં વધારે આયુષ્ય ૩ પલ્યોપમનું યુગલિક કાળના ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચોને હોય છે; ઓછામાં ઓછું આયુષ્ય અંતમુહુર્તનું સૂક્ષ્મ એકેન્દ્રિય તિર્યંચને હોય છે; એટલી કાળસ્થિતિથી એ જન્મમાં રહેવું એ તદ્ભવસ્થિતિક સંસાર. પછી મૃત્યુ થતાં તરત જ અન્ય જન્મ પામી એની આયુષ્યકાળમર્યાદાથી એમાં રહેવું એ પણ તદ્ભવસ્થિતિક સંસાર... આમ સંસાર અખંડ ધારાએ ચાલ્યો આવે છે.

**કાયસ્થિતિ** એટલે તેવી ને તેવી જ કાયમાં એક યા અનેક જન્મમરણથી રહેવાનો કાળ. દા.ત. દેવ કે નારક મરીને ફરીથી તરત દેવ કે નારકની કાયા ન પામી શકે. માટે એમની કાયસ્થિતિ એક જન્મ જેટલી જ ગણાય. પંચેન્દ્રિયગર્ભજ તિર્યંચ અને મનુષ્યની કાયસ્થિતિ વધુમાં વધુ ૭-૮ ભવ જેટલી; વિકલેન્દ્રિય ( બેઇં૦ તેઇં૦ ચઉરેંદ્રિય )ની કાયસ્થિતિ સંખ્યાતા વર્ષની; પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયતિર્યંચની વધુમાં વધુ અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી, જેમાં એના તેવા ને તેવા એકેન્દ્રિયપણાના અસંખ્યભવ થાય; સાધારણ વનસ્પતિકાયની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ અનંત ઉત્સર્પિણી-અવસર્પિણી કાળ, જેમાં એના અનંતભવ થાય; વધુમાં વધુ ત્યાંસુધી એ સાધારણ વનસ્પતિકાય તરીકે જન્મે-મરે. આવી અનેકાનેક ભવસ્થિતિ-કાયસ્થિતિથી અખંડ ધારાએ ચારે ગતિઓમાં રહેવાપણું ચાલ્યા કરે છે, તેથી સંસારનો પાર નથી પમાયો એ હકીકત છે. માટે જ એ સમુદ્ર જેવો હોઇ સંસારસમુદ્ર કહેવાય છે,

આવા પણ સંસારસમુદ્રથી સામર્થ્ય-યોગનો એક પણ નમસ્કાર તારી દે છે, એનો પાર પમાડી દે છે. કોને ? 'નરં વ નારિં વા' અર્થાત્ પુરુષ કે સ્ત્રીને.

અહીં પહેલું પુરુષનું ગ્રહણ એ બતાવવા માટે કર્યું કે ધર્મ પુરુષપ્રધાન છે. અનંત કાળે થતા એકમાત્ર સ્ત્રીતીર્થંકરરૂપ અપવાદને બાદ રાખી તીર્થંકરો પુરુષ જ થાય છે. ગણધરો, અને સકલ દ્વાદશાંગીના ધારક ૧૪ પૂર્વધરો બધા જ હંમેશા પુરુષ જ હોય છે. સ્ત્રીતીર્થંકર શ્રી મલ્લિનાથ ભગવાનના પણ ગણધરો તો પુરુષ જ. સર્વ કાળે ગચ્છાધિપતિ અને ચતુર્વિધ સંઘના નેતા આચાર્ય પુરુષ જ હોય છે. (જગતમાં ય શું છે ? ષટ્ખંડના અધિપતિ ચક્રવર્તી પણ પુરુષ જ બને છે.) આમ ધર્મમાં પણ પુરુષની પ્રધાનતા હોઇ ચિરકાળની પણ દીક્ષિત સાધ્વી આજના દીક્ષિત સાધુને વંદના કરે છે. પુરુષ-પ્રધાન ધર્મ હોઇ અહીં પ્રથમ 'નર' પદ મૂક્યું.

**સ્ત્રીનું ગ્રહણ એટલા માટે કર્યું** કે એ બતાવવું છે કે સ્ત્રીઓને પણ તેજ ભવમાં ભલે સ્ત્રીપણું છતાં સંસારનો અંત થઇ શકે છે. એ ય ગુણસ્થાનની પાયરીએ ચઢી સામર્થ્યયોગના વીર-નમસ્કારથી શ્રેણિ માંડી કર્મ ખપાવી ભવ પાર

કરી શકે છે. એટલે જેઓ સ્ત્રીને મુક્તિ થવાનો નિષેધ કરે છે તે ભ્રાન્ત છે.

(લ૦-)યથોક્તં યાપનીયતન્ત્રે,–'णो खलु इत्थि अजीवो, न यावि अभव्वा, ण यावि दंसणविरोहिणी (प्र० विराहिनी), णो अमाणुसा, णो अणारिउप्पत्ती, णो असंखेज्जाउया, णो अइक्रूरमई, णो ण उवसन्त मोहा, णो ण सुद्धाचारा, णो ण असुद्धबोंदी, णो ववसायवज्जिया, णो अपुव्वकरणविरोहिणी (प्र०... विराहिणी) णो णवगुणठाणरहिया, णो अजोगा अकल्लाणभायणं ति कहं न उत्तमधम्मसाहिगत्ति ।

અર્થ અને વિવેચન:-

જેમકે યાપનીય મતમાં કહ્યું છે કે 'સ્ત્રી અજીવ નથીજ; બધીય અભવ્ય પણ નથી; સમ્યગ્દર્શનની વિરોધી (વિરાધકે)ય નથી. અ-મનુષ્યજ નથી; અનાર્યમાં જ જન્મવાળી નથી; અસંખ્ય વર્ષના જ આયુષ્યવાળી નથી, અતિક્રૂર જ મતિવાળી હોતી નથી, એ બધીયને મોહ ઉપશાંત ન થાય એવું નહિ; એ બધીય અશુદ્ધ આચારવાળી હોય એમ પણ નહિ; એ અશુદ્ધ જ શરીરવાળી હોતી નથી; ચારિત્ર-વ્યવસાયથી રહિત જ હોતી નથી; અપૂર્વકરણની વિરોધી જ હોય એવું નથી, (અવશ્ય પતનના ૧૧મા ગુણસ્થાનક સિવાય ચારિત્રના ૫ માં ગુણસ્થાનકથી ૧૪ મા ગુણસ્થાનક સુધીના) નવ ગુણસ્થાનકથી રહિત જ હોતી નથી, લબ્ધિને અયોગ્ય જ હોતી નથી, અકલ્યાણનું જ પાત્ર હોતી નથી; એટલે એ કેમ (મોક્ષ-પ્રાપક) ઉત્તમ ધર્મની સાધક ન હોય?

(વિવેચન આનું આગળ બતાવવામાં આવે છે)

(લ૦-) तत्र 'णो खलु' इति, नैव स्त्री अजीवो वर्त्तते किन्तु जीव एव; जीवस्य चोत्तमधर्म्मसाधकत्वाविरोधस्तथादर्शनात् । न जीवोऽपि सर्व्व उत्तमधर्म्मसाधको भवति, अभव्येन व्यभिचारात्, तद्व्यपोहायाह 'न चाप्यभव्या'। जातिप्रतिषेधोऽयं, यद्यपि काचिदभव्या तथापि सर्व्वैवाभव्या न भवति, संसारनिर्वेद-निर्वाणधर्म्माद्वेष-शुश्रूषादिदर्शनात् । भव्योऽपि कश्चिद् दर्शनविरोधी यो न सेत्स्यतीति तन्निरासायाह-'नो दर्शनविरोधिनी'। दर्शनमिह सम्यग्दर्शनं परिगृह्यते तत्त्वार्थश्रद्धानरूपं, न तद्विरोधिन्येव, आस्तिक्यादिदर्शनात् । दर्शनाविरोधिन्यपि अमानुषी नेष्यत एव, तत्प्रतिषेधायाह 'नो अमानुषी,' मनुष्यजातौ भावात् विशिष्टकर-चरणोरुग्रीवाद्यवयवसन्निवेशदर्शनात् ।

અર્થ:-એમાં 'ન ખલુ' એ પ્રમાણે (ના પાઠની વ્યાખ્યા):- સ્ત્રી અજીવ નથી જ હોતી, કિન્તુ જીવ જ હોય છે, અને જીવ ઉત્તમ ધર્મનો સાધક હોય એમાં કોઈ વિરોધ નથી, કેમકે એવું જીવનું સાધકપણું દેખાય છે. જીવ પણ બધા ઉત્તમ ધર્મસાધક નથી, કેમકે અભવ્ય સાથે (ઉત્તમ ધર્મસાધકતાનો) વ્યભિચાર છે, (એ જીવ છતાં ઉત્તમ ધર્મસાધક નથી હોતા.) એને બાદ કરવા કહે છે 'ન ચાપ્યભવ્યા.' આ જાતિનો નિષેધ છે. જો કે કોઈક સ્ત્રી અભવ્ય હોય છે, તો પણ બધીય સ્ત્રી અભવ્ય નથી હોતી; કેમકે સંસાર-વૈરાગ્ય, મોક્ષ અને એના સાધક ધર્મ પ્રત્યે અ-દ્વેષ, ધર્મશ્રવણની ઇચ્છા, વગેરે (સ્ત્રીમાં) દેખાય છે. ભવ્ય પણ કોઇક સમ્યગ્દર્શનનો વિરોધી હોય કે જે સિદ્ધ નહિ થાય. એવાને બાદ કરવા કહે છે 'નો દર્શનવિરોધિની' અહીં દર્શન તરીકે તત્ત્વાર્થ-શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન લેવાય છે. સ્ત્રી તેની વિરોધી જ હોય છે એવું નથી, કેમકે સ્ત્રીમાં ય આસ્તિક્યાદિ દેખાય છે દર્શનની અવિરોધી પણ મનુષ્યેતર ઇષ્ટ જ નથી. તેના નિષેધ માટે કહે છે 'નો અમાનુષી બધી સ્ત્રી મનુષ્યેતર જ નથી હોતી. મનુષ્ય જાતિમાં પણ સ્ત્રી હોય છે, કેમકે વિશિષ્ટ હાથ-પગ-સાથળ-ડોક વગેરે અવયવરચના દેખાય છે.

વિવેચન :-

યાપનીય મતમાં સ્ત્રીમુક્તિની સિદ્ધિ :-

દિગંબરો સ્ત્રીને મુક્તિ થવાનો નિષેધ કરે છે. એ કહે છે;-' સ્ત્રી મોક્ષ ન પામી શકે, કેમકે એને વસ્ત્ર રાખવા જ પડે છે, અને વસ્ત્રનો પરિગ્રહ હોય ત્યાં ચારિત્ર જ નહિ, તો પછી મોક્ષની શી વાત?' દિગંબરોનું આવું કથન છતાં એમની અગર એમના જેવી એક પ્રાચીન 'યાપનીય' નામની શાખા સ્ત્રીની મુક્તિ માને છે, અને એના

સમર્થનમાં પૂર્વે કહ્યો તે 'णो खलु इत्थि अजीवो...' વગેરે પાઠ રજુ કરે છે. એની વ્યાખ્યા આ પ્રમાણે.

સ્ત્રી અજીવ નથી જ હોતી કે જેથી એમ કહી શકાય કે 'અજીવનો મોક્ષ ન થાય;' કિન્તુ જીવ જ હોય છે; કેમકે જીવનું લક્ષણ ચૈતન્ય એનામાં હોય છે; અને જીવ ઉત્તમ ચારિત્રધર્મનો સાધક હોય એમાં કોઇ વિરોધ નથી, કારણ કે જીવોમાં ઉત્તમ ધર્મની સાધકતા દેખાય છે.

પ્ર૦—જીવો પણ બધા જ ઉત્તમ ધર્મસાધક ક્યાં હોય છે કે જેથી જીવત્વ સાથે ઉત્તમધર્મ-સાધકતાનો નિયમ—અવશ્યંભાવ કહી શકાય? અભવ્યોમાં જ આ નિયમનો વ્યભિચાર છે, જીવત્વ હોવા છતાં એનામાં ઉત્તમધર્મસાધકતા નથી. તેથી સ્ત્રી જીવ છે એટલા માત્રથી ઉત્તમધર્મ-સાધક છે એમ કહેવાય?

ઉ૦—જીવત્વ સાથે નિયમ નથી, કેમકે અભવ્યો જીવ છતાં ઉત્તમધર્મસાધક નથી જ હોતા; એ વાત સાચી, પરંતુ સ્ત્રી અભવ્યજાતિની જ હોય છે એવું ય ક્યાં છે? હા, કોઇક સ્ત્રી અભવ્ય પણ હોઇ શકે છે, તો પણ બધી ય સ્ત્રીઓ અભવ્ય જ હોય છે એવું નથી; સ્ત્રી કેટલીક ભવ્ય પણ હોય છે, કેમકે ભવ્યમાં જ હોઇ શકે એવા ગુણો, જેમકે સંસાર પર વૈરાગ્ય તથા મોક્ષ અને મોક્ષ-સાધક ધર્મ પ્રત્યે અ-દ્વેષ, ધર્મના શ્રવણની ઇચ્છા, વગેરે સ્ત્રીઓમાં પણ દેખાય છે.

પ્ર૦-સ્ત્રી ભવ્ય હોય તેથી શું? ભવ્ય પણ સમ્યગ્દર્શનના વિરોધી હોય તેનો મોક્ષ નથી થતો.

ઉ૦—ઠીક છે, પણ સ્ત્રી બધી ય સમ્યગ્દર્શનની વિરોધી જ હોય એવું ક્યાં છે? કેટલીક સ્ત્રીઓમાં સમ્યગ્દર્શન પણ હોય છે; કેમકે સમ્યગ્દર્શન એટલે તત્ત્વાર્થશ્રદ્ધા. એનાં ક્રમશઃ ઉત્પન્ન થતાં આસ્તિક્ય—અનુકંપા—નિર્વેદ—સંવેગ—શમા એ પાંચ લક્ષણ કેટલીક સ્ત્રીઓમાં ય દેખાય છે.

ત્યારે એવું પણ નથી કે 'સ્ત્રી બધી મનુષ્યે-તર જ હોય છે, અને મનુષ્યેતર ગતિમાં તો સમ્યગ્દર્શન હોવા છતાં મોક્ષ નથી હોતો;' કેમકે સ્ત્રીઓ સર્વે ય મનુષ્યેતર જાતિની જ નથી હોતી; કેટલીક મનુષ્ય પણ હોય છે; કારણ કે મનુષ્યને જ હોય એવા વિશિષ્ટ અવયવો દા. ત. હાથ-પગ-સાથળ-ડોક વગેરે સ્ત્રીઓમાં પણ દેખાય છે.

(લ૦—) मानुषयप्यनार्योत्पत्तिरनिष्टा, तदपनोदायाह 'नो अनार्योत्पत्ति' आर्यदेशेष्वप्युत्पत्तेः, तथादर्शनात्। आर्योत्पत्तिरप्यसंख्येयायुर्नाधिकृतसाधनायेत्येतदधिकृत्याह 'नो असंख्येयायुः' सर्वैव, संख्येयायुर्युक्ताया अपि भावात्, तथादर्शनात्। संख्येयायुरपि अतिक्रूरमतिः प्रतिषिद्धा, तन्निराचिकीर्षयाह 'नातिक्रूरमतिः' सप्तमनरकायुर्निबन्धनरौद्रध्यानाभावात्। 'तद्वत् प्रकृष्टशुभध्यानाभाव इति' चेत्, न, तेन तस्य प्रतिबन्धाभावात, तत्फलवदितरफलभावे—नानिष्टप्रसङ्गात्।

અર્થઃ—સ્ત્રી મનુષ્ય હોવા છતાં અનાર્ય દેશમાં જન્મનારી હોય તો ઇષ્ટ નહિ, એના નિવારણ માટે કહે છે (બધી) અનાર્ય દેશમાં જન્મે છે એવું નથી, આર્ય દેશમાં પણ જન્મે છે; કેમકે એવું દેખાય છે. આર્ય દેશમાં જન્મવાળી પણ અસંખ્ય વર્ષના આયુષ્યવાળી (યુગલિક સ્ત્રી) પ્રસ્તુત (સ્ત્રીમુક્તિ) સિદ્ધ કરવા માટે (ઉપયોગી) નહિ, એના નિરાકરણ માટે કહે છે, બધીજ અસંખ્ય વર્ષના આયુષ્યવાળી નથી હોતી, સંખ્યાતા આયુષ્યવાળી પણ હોય છે. કેમકે એ દેખાય છે. સંખ્યાતા આયુષ્યવાળી પણ અતિક્રૂર મતિવાળી (મોક્ષ માટે) નિષિદ્ધ છે, એના નિવારણ માટે કહે છે (સ્ત્રી) અતિક્રૂર મતિવાળી નથી હોતી, કેમકે સાતમી નરકના આયુષ્યનું કારણ-ભૂત રૌદ્રધ્યાન એને હોતું નથી. '(એમ તો) એની માફક ઉત્કૃષ્ટ શુભ ધ્યાન (પણ એને) નહિ,' એમ જો કહો, તે, (ઉત્તરમાં) ના, ઉત્કૃષ્ટ શુભ ધ્યાનની સપ્તમ નરકાયુયોગ્ય રૌદ્રધ્યાન સાથે વ્યાપ્તિ (અવિનાભાવ, અવશ્ય હોવાપણાનો સ્થાપિત સંબંધ) નથી, કેમકે (તો તો) ઉત્કૃષ્ટ શુભ ધ્યાનના ફળ (મોક્ષ)ની જેમ બીજાનું ફળ (સાતમી નરક) પણ થવાથી અનિષ્ટ પ્રસંગ ઊભો થાય! (શુક્લ ધ્યાન થતાં જ રૌદ્રધ્યાન આવી જવાથી પરમ પુરુષાર્થનો વ્યાઘાત થાય એ અનિષ્ટની આપત્તિ આવે.)

વિવેચનઃ—

પ્ર૦—સ્ત્રી મનુષ્ય પણ હોવા છતાં જો અનાર્ય

દેશમાં જ જન્મતી હોય કે અસંખ્ય વર્ષના આયુષ્યવાળી યુગલિક જ સ્ત્રી બનતી હોય તો એ મોક્ષ કયાંથી સાધી શકવાની? કેમકે અનાર્ય દેશના સંસ્કાર મુજબ શુદ્ધ ધર્મના અભાવે ક્રૂર કર્મ કરનારી જ હોય. તેમ, યુગલિક સ્ત્રી ક્રૂર કર્મ કરનારી નહિ છતાં, ત્યાં ધર્મ જ નહિ, પછી મોક્ષ શે સાધે?

ઉ૦-એવો કોઇ નિયમ નથી કે સ્ત્રી બધી ય અનાર્ય દેશમાં જ જન્મે કે અસંખ્ય વર્ષના આયુષ્યવાળી યુગલિક જ સ્ત્રી હોય; આર્ય દેશમાં પણ જનમનારી હોય છે, તેમ સંખ્યાતા વર્ષના આયુષ્યવાળી પણ હોય છે; કેમકે એ રીતે જનમનારી દેખાય છે. જો આવી સ્ત્રી જ ન હોય તો સ્ત્રી વિના સંખ્યાતા વર્ષના આયુષ્યવાળી આર્ય પ્રજા જ શી રીતે જન્મે?

પ્ર૦-ભલે એમ હો, પણ સ્ત્રીઓ ક્રૂર મતિવાળી હોય છે, તેથી એ મોક્ષમાર્ગ શે સાધી શકે ને મોક્ષ શે પામે?

ઉ૦-તેવી સ્ત્રીઓ ભલે હોતી હશે, પણ સ્ત્રી માત્રને અતિ ક્રૂર મતિ થતી જ નથી; કારણ કે કોઇ પણ સ્ત્રી જયારે સાતમી નરકે જ જઇ શકતી નથી. તો પછી સાતમી નરક કે જે અતિ સંકિલષ્ટ જીવોનું સ્થાન છે, તેને આશ્રીને આયુષ્ય કર્મ બાંધવાના કારણભૂત રૌદ્રધ્યાન યાને અતિ તીવ્ર સંક્લેશ સ્ત્રીને ન જ આવે એ સિદ્ધ થાય છે.

'ષષ્ઠીં ચ સ્ત્રિયઃ' એ શાસ્ત્ર-વચનથી સ્ત્રી વધુમાં વધુ છઠ્ઠી નરક સુધી જઇ શકે એ પ્રાપ્ત થાય છે; એટલે એને સપ્તમ નરક ગમન હોય નહિ. તે નહિ તો આયુષ્ય બાંધવાને યોગ્ય અતિ સંકિલષ્ટ રૌદ્રધ્યાન પણ એને ન હોય.

પ્ર૦-ત્યારે એમ તો એ જ ન્યાયથી એને મોક્ષસાધક ઉત્કૃષ્ટ શુભ ધ્યાન પણ શી રીતે આવી શકે? એ નથી આવતું માટે સ્ત્રીનો મોક્ષ થતો નથી એ સિદ્ધ થાય છે. અર્થાત્

**સ્ત્રી સાતમી નરકે ન જાય તો મોક્ષે કેમ જાય?**

ઉ૦-મોક્ષયોગ્ય ઉત્કૃષ્ટ શુભ ધ્યાનને સાતમી નરક-યોગ્ય તીવ્ર રૌદ્રધ્યાન સાથે એવી કોઇ વ્યાપ્તિ નથી, અવિનાભાવ નથી, કે જેથી તેવું રૌદ્રધ્યાન ન હોય માટે તેવું શુભ ધ્યાન પણ ન હોઇ શકે.

**વ્યાપ્તિના દૃષ્ટાન્ત**-દા. ત. વૃક્ષ ઘણી જાતના, એમાં સીસમના લાકડાનું પણ વૃક્ષ હોય છે; ત્યાં કહેવાય કે સીસમપણાને વૃક્ષત્વ સાથે અવિનાભાવ છે; જયાં જયાં સીસમપણું ત્યાં ત્યાં વૃક્ષત્વ; સીસમપણું વૃક્ષત્વ વિના ન હોય, કેમકે સીસમપણું વૃક્ષત્વનું વ્યાપ્ય છે, વૃક્ષત્વ વ્યાપક છે. તેથી સીસમપણું જયાં દેખાય ત્યાં વૃક્ષત્વ છે જ એમ કહી શકીએ. એમ,

ધૂમાડાને અગ્નિ સાથે અવિનાભાવ છે, જયાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોય જ, અગ્નિ વિના ધૂમ ન હોઇ શકે; કેમકે ધૂમાડો અગ્નિનું જ કાર્ય છે; અગ્નિ એનું કારણ છે. તેથી કાર્ય ધૂમાડો દેખીને કહી શકાય કે કારણ અગ્નિ ત્યાં છે જ.

આમ અરસપરસ સંકળાયેલા બે વચ્ચે વ્યાપ્ય-વ્યાપકભાવ હોય છે, અને એકને ઉત્પન્ન કરનાર બીજો હોય. એ બેની વચ્ચે કાર્ય-કારણભાવ હોય છે, વ્યાપક વિના વ્યાપ્ય ન હોય, કારણ વિના કાર્ય નહિ, વ્યાપ્ય હોય તો વ્યાપક અવશ્ય હોય; કાર્ય જો બને છે તો કારણ હોય જ. વ્યાપક કે કારણને વ્યાપ્ય કે કાર્ય વચ્ચે વ્યાપ્તિ છે, પ્રતિબંધ છે, અવિનાભાવ છે, અવશ્યંભાવનો સ્થાપિત સંબંધ છે. તેથી કહી શકાય છે કે વ્યાપક કે કારણના અભાવે વ્યાપ્ય કે કાર્ય ન હોઇ શકે.

બસ, આ રીતે જો પ્રસ્તુત રૌદ્રધ્યાન વ્યાપક યા કારણરૂપ અને ઉત્કૃષ્ટ શુભધ્યાન વ્યાપ્ય યા કાર્યરૂપ હોઇ બંને વચ્ચે વ્યાપ્તિ-અવિનાભાવ સિદ્ધ હોત તો તમે એવું રજુ કરી શકત કે 'સ્ત્રીમાં જો વ્યાપકીભૂત યા કારણીભૂત પ્રસ્તુત તીવ્ર રૌદ્રધ્યાન નથી તો વ્યાપ્યીભૂત યા કાર્યીભૂત ઉત્કૃષ્ટ શુભધ્યાન પણ ન હોઈ શકે, અને તેથી એનો મોક્ષ ન થઇ શકે.' વ્યાપ્તિ સિદ્ધ હોય તો જ આમ રજુ કરવું યુક્તિયુક્ત ગણાય.

પરંતુ મોક્ષાર્થ પ્રકૃષ્ટ શુભધ્યાન અને સપ્તમ-નરકાર્થ રૌદ્રધ્યાનની વચ્ચે વ્યાપ્તિ સિદ્ધ નથી; કેમકે એ બેની વચ્ચે નથી વ્યાપ્ય-વ્યાપકભાવ, કે નથી કાર્યકારણભાવ; કારણ, એ બે સાધનપણું

અને વૃક્ષત્વની જેમ પરસ્પર સંકળાયેલ નથી, યા (ધૂમાડાઅગ્નિથી જેમ)ઉત્કૃષ્ટ શુભધ્યાનપ્રસ્તુત અતિ તીવ્ર રૌદ્રધ્યાન થકી જન્મતું નથી. ઉલ્ટું એ જ શું, પણ સઘળા ય રૌદ્રધ્યાન અને એથી ય મન્દા સમસ્ત આર્તધ્યાન ન જ હોય ત્યારે જ શુભ-ધ્યાનમાં ચડતાં ઉત્કૃષ્ટ શુભધ્યાન જનમે છે. એનો અર્થ એ કે તીવ્ર રૌદ્રધ્યાન તો શુભધ્યાનનો વિરોધી છે, પ્રતિબન્ધક છે, કારણ નહિ.

આથી સુતરામ્ પ્રાપ્ત થાય છે કે ઉત્કૃષ્ટ શુભ-ધ્યાન અને અતિ તીવ્ર રૌદ્રધ્યાન વચ્ચે વ્યાપ્તિ નથી, વ્યાપ્ય-વ્યાપકભાવ નથી. જો એ બંને કાર્ય-કારણરૂપે નહિ સહી, પણ શીસમપણું અને વૃક્ષત્વ-ની જેમ પરસ્પર સંકળાયેલા ય હોત, તો બંનેનાં કાર્ય એકીસાથે ઉત્પન્ન થાત. અર્થાત્ ઉત્કૃષ્ટ શુભ-ધ્યાનથી મોક્ષ અને અતિ તીવ્ર રૌદ્રધ્યાનથી સાતમી નરકની પ્રાપ્તિ, એ બે એક સાથે ઊભા થાત! વસ્તુ સ્વકાર્ય તો કરે જ. વ્યાપ્તિ સિદ્ધ હોય તો સ્વકાર્યમોક્ષકારી ઉત્કૃષ્ટ શુભધ્યાન હોયે છતે સ્વ-કાર્ય-સપ્તમનરકગમન-કારી અતિ તીવ્ર રૌદ્રધ્યાન પણ હોય જ.

પરંતુ આ અનિષ્ટ પ્રસંગ છેઃ અનિષ્ટ એ, કે પરમ પુરુષાર્થ મોક્ષનો ઉપઘાત થાય! કેમકે ઉત્કૃષ્ટ શુભધ્યાન કરતાં જ અતિ તીવ્ર રૌદ્રધ્યાન આવી પડયું! એટલે તો તીવ્ર કર્મબંધ-આયુષ્ય-કર્મબંધ થઈ જવાથી સકલકર્મક્ષયરૂપ મોક્ષ બને જ કેવી રીતે? પરમ પુરુષાર્થ મોક્ષ અટકી જ જાય. કદી કોઇનો ય મોક્ષ થાય જ નહિ. સ્ત્રીનો મોક્ષ અટકાવવા જતાં પુરુષનો પણ મોક્ષ નહિ! પરંતુ એવું નથી, મોક્ષ તો થાય છે જ. એ સૂચવે છે કે એના સાધક ઉત્કૃષ્ટ શુભ ધ્યાનવાળાને અતિ તીવ્ર રૌદ્રધ્યાન નથી. માટે એ વચ્ચે વ્યાપ્તિ નથી. તો સ્ત્રીને પણ ભલે તેવું રૌદ્રધ્યાન ન હો, તેથી એને ઉત્કૃષ્ટ શુભધ્યાન આવી શકવામાં કોઈ બાધ નથી.

પ્ર૦–બંને ધ્યાન સાથે ન હો, પરંતુ સ્ત્રીમાં જો સપ્તમનરકગમન-યોગ્ય ધ્યાનની તાકાત ન હોય તો મોક્ષપ્રાપ્તિયોગ્ય ધ્યાનની તાકાત પણ કેમ હોઇ શકે?

ઉ૦–આમાં પણ ઉપર કહ્યા પ્રમાણે વ્યાપ્તિનો વિચાર આવશે. એથી એ બંને તાકાત જો એક સાથે રહેતી હોય તો બંનેનાં કાર્ય અતિ તીવ્ર રૌદ્રધ્યાન અને ઉત્કૃષ્ટ શુભધ્યાન એક સાથે યા ક્રમશઃ થવા જ જોઈએ. પરંતુ તેમ તો બનતું નથી. અભવી સાતમીએ જાય છે, પણ કદી કેવળ-જ્ઞાન ને મોક્ષ પામતો નથી. માટે એક તાકાત ન હોય તેથી બીજીતાકાત ન હોવાનું અગર એક હોય તો બીજી પણ તાકાત હોવાનું સિદ્ધ નથી થતું.

પ્ર૦–તો પછી પાંચમા આરામાં જન્મ લઇને મોક્ષ કેમ નથી મળતો? જેમ એનામાં ૨ જી નરકથી નીચે લઇ જનારા રૌદ્રધ્યાનની તાકાત નથી એમ એનામાં ૪ થા દેવલોકથી ઉપર લઈ જનારા શુભધ્યાનની પણ શક્તિ નથી માટે જ ને?

ઉ૦–આ ઠીક સવાલ કર્યો. પરંતુ અહીં સમ-જવા જેવું છે કે બંને પ્રકારના ધ્યાનની તાકાત એટલે શું? સંઘયણબળ જ ને? પાંચમા આરામાં પહેલું વજ્રઋષભનારાચ નામનું સંઘયણ નથી તેથી એ ન તો ૭ મી નરકનું આયુષ્ય બાંધી શકે, કે ન શુક્લધ્યાન-ક્ષપકશ્રેણી માંડી શકે. ત્યારે સ્ત્રી ચોથા આરામાં કે મહાવિદેહમાં જન્મેલીને ૬ ઠ્ઠી નરકે જવાની તાકાત યાને વજ્રઋષભનારાચ સંઘયણ છે; અને જો એ સંઘયણ છે, તો એનામાં એથી શુક્લધ્યાન-ક્ષપકશ્રેણી માંડવાની તાકાત છે, પછી એને કેવળજ્ઞાન-મોક્ષ કેમ ન થાય?)

(લ૦-) अक्रूरमतिरपिरतिलालसाऽसुन्दरैव, तद्-पोहायाह 'नो न उपशान्तमोहा,' काचित् उपशान्त-मोहापि सम्भवति, तथादर्शनात् । उपशान्तमोहापि अशुद्धाचारा गर्हिता, तत्प्रतिक्षेपायाह 'नो न शुद्धाचारा,' काचित् शुद्धाचारापि भवति, औचित्येन परापकरण वर्जना(प्र० परोपकरणार्ज्जना)द्याचारदर्शनात् । शुद्धा-चारापि अशुद्धबोन्दिरसाध्वी, तदपनोदायाह 'नो अशुद्धबोन्दिः,' काचित् शुद्धतनुरपि भवति, प्राक्-सनुगुण्यतः संसज्जनाद्यदर्शनात् कक्षास्तनादिदेशेषु । शुद्धबोन्दिरपि व्यवसायवर्जिताप्यगर्हिता तन्निरासायाह नो, व्यवसायवर्जिता,' काचित् परलोकव्यवसायिनी, शास्रात् तत्प्रवृत्तिदर्शनात् ।

**અર્થ:**-અતિ ક્રૂર(રૌદ્રધ્યાનવાળી)મતિ-યુક્ત ન હોવા છતાં રતિ (વિષયાનંદ)ની લાલસાવાળી (જો હોય, તો) સારી નહિ જ; એના નિષેધ માટે કહે છે, 'ઉપશાન્ત મોહવાળી નથીજ હોતી એમ નહિ,' કોઈકને મોહ ઉપશાન્ત પડેલો પણ હોય છે, કેમકે એવું દેખાય છે. ઉપશાંતમોહવાળી પણ અશુદ્ધ આચારયુક્ત હોય તો તે નિંદ્ય છે, (તેથી) એના નિષેધ માટે કહે છે 'શુદ્ધ' નથી જ હોતી એવું નહિ, કોઇક શુદ્ધ આચારવાળી પણ હોય છે, કેમકે ઔચિત્ય જાળવવું બીજાને અપકાર ન કરવો, ઉપકાર કમાવવો, વગેરે આચાર (એનામાં) દેખાય છે. શુદ્ધ આચારવાળી છતાં અશુદ્ધ શરીરવાળી સારી નહિ, (માટે) એનો નિષેધ કરવા કહે છે કે અશુદ્ધ જ શરીરવાળી નથી હોતી, કેટલીક શુદ્ધ શરીરવાળી પણ હોય છે; કેમકે (એનામાં) બગલ, સ્તન, વગેરે ભાગોમાં પૂર્વ કર્મની અનુકૂળતાને લીધે ગંદવાડ વગેરે નથી દેખાતું. શુદ્ધ શરીરવાળી પણ વ્યવસાય-ઉદ્યમ વિનાની ગર્હ્ય છે, (તેથી) એના નિષેધ માટે કહે છે વ્યવસાય રહિત જ નથી હોતી; કોઇક પરલોક સંબંધી વ્યવસાયવાળી હોય છે; કેમકે શાસ્ત્રાનુસારે એવા વ્યવસાયની પ્રવૃત્તિ (એનામાં) દેખાય છે.

**વિવેચન:**-

ઉપશાન્તમોહ, શુદ્ધ આચાર-શરીરયુક્ત અને વ્યવસાયવાળી પણ સ્ત્રીઓ દેખાય છે. એનું વિવેચન ઉપરોક્ત અર્થમાં સ્પષ્ટ છે. એથી એમ સૂચવે છે કે ભલે બધી જ સ્ત્રીઓ નહિ પણ કોઈ કોઇ અવશ્ય તેવી હોય છે. એને મોક્ષનો નિષેધ કેમ કરાય? મોહ ઉપશાન્ત હોવાનું પુરુષની માફક જ સ્ત્રીને પણ પહેલાં તો મોહ લગભગ દબાઈ જવા પરથી કલ્પી શકાય છે.

**ઔચિત્ય કેમ પાયાનો ગુણ?**-

(અહીં શુદ્ધ આચાર તરીકે ઔચિત્ય અને પરોપકાર-વર્જન જે લીધા એ સૂચવે છે કે બધા સદાચારના પાયામાં ઔચિત્ય, ઉચિત વૃત્તિ અત્યન્ત જરૂરી છે. અનુચિત વર્તાવ એ પોતાનામાં રહેલ ધાર્મિક દરજ્જાની બિનજવાબદારી સૂચવે છે. માથે એનો ભાર જ નહિ. નહિતર જો ભાર રાખે, જવાબદારી રાખે, તો સહેજે મન બરાબર સાવધાન હોય કે 'મારાથી એક ધર્મીજન તરીકે જેમ તેમ વર્તાય નહિ, અનુચિત આચરાય નહિ. નહિતર ધર્મહીન અને મારામાં શો તફાવત?' જો આ ધર્મયુક્તતાનો ભાર, આ જવાબદારી, માથે ન રખાય, તો ધર્મ તરફ બહુમાન ક્યાં રહ્યું? દુનિયામાં દેખાય છે કે કોઇ સારી હોદ્દેદારની નોકરી મળી, તો એ નોકરી બજાવતાં બીજા નીચેના માણસો કરતાં વિશેષ જવાબદારીનું ભાન જાગતું રાખવામાં આવે છે; અને જેમ તેમ વર્તાવ નથી થતો; કેમકે એ હોદ્દા ઉપર એને બહુમાન છે. અહીં જો ધર્મ પર બહુમાન હોય તો એની જવાબદારી શિરે કેમ ન ધરાય? ને જો એ ધારવામાં આવે તો જેમ તેમ કેમ વર્તાય? ધર્મીએ સ્વને ઉચિત વર્તાવ જ રાખવો ઘટે. નહિતર મૂળમાં, ધર્મ પર બહુમાન જ ન હોય તો ધર્મનું અધિકારીપણું જ ઊડી જાય. માટે ઔચિત્ય પાયામાં જરૂરી છે.

**પરાપકાર વર્જન કેમ અતિ જરૂરી:**- શુદ્ધ આચારમાં બીજો આચાર પરને અપકાર કરવાથી, બીજાનું બગાડવાથી દૂર રહેવાનો કહ્યો. આ પણ અતિ જરૂરી છે. જેમ ઔચિત્યભંગમાં ધર્મના જવાબદારીનું ભાન ન રહેવાથી મૂળભૂત ધર્મ-બહુમાન ઊડી જાય છે, એમ પરાપકાર-કરણમાં સ્વાર્થાંધતા અને નિર્દયતા પોષાવાથી ધર્મનું અર્થીપણું અને જીવો પર દયા જ ઊડે છે જે પાયામાં જરૂરી છે. માણસને સ્વાર્થ હોય છતાં એમાં અંધ બનેલો ન હોય તો ધર્મનો રસ રહે, ધર્મની ગરજ રહી શકે છે. પણ સ્વાર્થમાં જો આંધળો બને તો પછી ધર્મનો બેપરવા થવાનો. બેપરવા વાળાને હૈયે ધર્મ ક્યાંથી સ્પર્શે? આંગણે ભિખારી આવી રોટી માગી રહ્યો છે, એને આપવાને બદલે પોતાની સ્વાર્થઘેલછામાં મારીને કાઢે, તો દિલમાં ધર્મ શો વસ્યો કહેવાય? એમ ઇર્ષ્યાવશ બીજાને નુકસાન પહોંચાડી ખુશી થાય, એને ધર્મ સાથે શી લેવાદેવા? એમ અભિમાનના તોરમાં ભગવાનની આડે ઊભો રહી પૂજા કરે અને બીજાને

દર્શન ન કરવા દે. એના હૃદયમાં ધર્મની લેશ્યા ક્યાં?

તાત્પર્ય, ઔચિત્ય અને પરાપકાર-વર્જન એ શુદ્ધ આચાર, મોક્ષમાર્ગની સાધના, અને મોક્ષ-પ્રાપ્તિ માટે અતિ જરૂરી આચાર છે. કોઈ કોઈ સ્ત્રીમાં આ અને બીજા શુદ્ધ આચાર હોઈ શકે છે.

પ્ર૦-યાપનીય તંત્રે શુદ્ધ શરીરને કેમ મોક્ષ માટે જરૂરી તરીકે રજુ કર્યો?

ઉ૦-કારણ એ છે કે સ્ત્રીને મોક્ષ ન માનનારા કદાચ કહે કે 'સ્ત્રીના બગલ વગેરે અવયવોમાં ગંદવાડ થવાથી સંમૂર્છિમ જૂ વગેરે જીવોની ઉત્પત્તિ થાય, એની રક્ષાનો સંયમ ન રહેવાથી ચારિત્રનું પહેલું મહાવ્રત ક્યાંથી સચવાય?' તો એનો પણ રદિયો આપવા કહ્યું કે કોઈ કોઈ સ્ત્રીને શુદ્ધ પણ શરીર હોય છે. બાકી ખરી રીતે તો આ સ્ત્રીમોક્ષ-નિષેધવાળાની દલીલ ખોટી છે; કેમકે પુરુષમાં પણ કેટલાકને ચામ જૂ, માથાના કેશમાં લીખ, વગેરે ઉત્પન્ન થઈ જાય છે, તો એને પણ ચારિત્ર અને મોક્ષનો નિષેધ કરવાની આપત્તિ આવશે!

(લ)૦–સવ્યવસાયાપ્યપૂર્વકરણવિરોધિની વિરોધી-ન્યેવ, તત્પ્રતિષેધાયાહ,–' नो अपूर्वकरणविरोधिनी ', अपूर्वकरणसम्भवस्य स्त्रीजातावपि प्रतिपादितत्वात्। अपूर्वकरणवत्यपि नवगुणस्थानरहिता नेष्टसिद्धये, (इति) इष्टसिद्ध्यर्थमाह ' नो नवगुणस्थानरहिता ', तत्सम्भवस्य तस्याः प्रतिपादितत्वात्। नवगुणस्थान-संगतापि लब्ध्ययोग्या अकारणमधिकृतविधेरित्येतत्प्रति-क्षेपायाह ' नायोग्या लब्धेः ' आमर्षौषध्यादिरूपायाः, कालौचित्येनेदानीमपि दर्शनात्। ' कथं द्वादशाङ्ग-प्रतिषेधः? ' तथाविधविग्रहे दोषात्, श्रेणिपरिणतौ तु कालगर्भवद् भावतो भावोऽविरुद्ध एव। लब्धियोग्याप्यकल्याणभाजनोपघातान्नाभिलषितसाध-नायालमित्यत आह 'नाकल्याणभाजन', तीर्थकर-जननात्। नातः परं कल्याणमस्ति।

यत एवमतः कथं नोत्तमधर्म्मसाधिकेति? उत्तम-धर्म्मसाधिकैव। अनेन तत्तत्कालापेक्षयैतावद्गुण-सम्पत्समन्वितैवोत्तमधर्म्मसाधिकेति विद्वांसः। केवल-साधकश्चायं, सति च केवले नियमान्मोक्षप्राप्तिरि-त्युक्तमानुषङ्गिकम्। तस्मान्नमस्कारः कार्य इति।

અર્થ:-(ઉત્તમ) વ્યવસાયવાળી હોવા છતાંય અપૂર્વકરણની વિરોધી એ (મોક્ષની) વિરોધિનીજ છે, (માટે) એના નિષેધ અર્થે કહે છે 'અપૂર્વ-કરણની વિરોધી નથી;' કેમકે સ્ત્રીજાતિમાં પણ અપૂર્વકરણનો સંભવ કહ્યો છે. અપૂર્વકરણવાળી પણ (૬ઠ્ઠા થી ૧૪મા સુધીના) નવ ગુણસ્થાનથી રહિત (એવી સ્ત્રી) ઇષ્ટસિદ્ધિ માટે (સમર્થ) નથી, (તો) ઈષ્ટસિદ્ધિ અર્થે કહે છે 'નવગુણસ્થાનથી રહિતજ (હોય એવુ) નથી;' કેમકે સ્ત્રીને એનો સંભવ કહ્યો છે. નવગુણસ્થાનને યોગ્ય પણ (જો) લબ્ધિને અયોગ્ય (હોય, તો) પ્રસ્તુત સાધના-વિધાનમાં હેતુભૂત નહીં બની શકે. એટલે તેના નિષેધ માટે કહે છે, એ આમર્ષૌષધિ આદિસ્વરૂપ લબ્ધિને અયોગ્ય નથી, કેમકે કાળના યોગ્યતા મુજબ આજે પણ (સ્ત્રીમાં એ લબ્ધિ) દેખાય છે. 'તો પછી સ્ત્રીને દ્વાદશાંગ લબ્ધિનો કેમ નિષેધ છે? એનું કારણ, તેવા પ્રકારના શરીરે એ દોષ-રૂપ બને છે; બાકી (ક્ષપક) શ્રેણિ લાગતાં, (ઋતુ પ્રવૃત્તિને યોગ્ય) કાળે ગર્ભની જેમ. ઉપયોગરૂપ ભાવથી (દ્વાદશાંગના) અસ્તિત્વના વાંધો જ નથી. લબ્ધિને યોગ્ય પણ અકલ્યાણનું ભાજન હોઈ ઉપઘાત થવાથી ઇષ્ટ અર્થની સિદ્ધિ માટે સમર્થ ન બને, એટલા માટે કહે છે 'અકલ્યાણનું ભાજન નથી,' કેમકે તીર્થંકરને જન્મ આપે છે; આનાથી વધીને બીજું કલ્યાણ નથી,

જે કારણથી આ પ્રમાણે (સ્ત્રીજાત અયોગ્ય) નથી, એટલે એ કેમ ઉત્તમ ધર્મની સાધક ન હોય? ઉત્તમ ધર્મની સાધક છેજ. આથી વિદ્વાનો કહે છે કે તે તે કાળની અપેક્ષાએ એટલા ગુણોની સંપદાથી યુક્ત તેજ ઉત્તમ ધર્મની સાધક બને આ ઉત્તમ ધર્મ કેવળજ્ઞાનનો સાધક છે, અને કેવળજ્ઞાન, હોય એટલે નિયમા મોક્ષપ્રાપ્તિ થાય છે. આમ પ્રાસંગિક કહેવાયું. માટે નમસ્કાર કરવો જોઈએ.

વિવેચનઃ–

અહીં પણ ઉપરોક્ત અર્થ સ્પષ્ટ છે. તાત્પર્ય આ છે કે સ્ત્રીત્વ સાથે અપૂર્વકરણનો વિરોધ હોય, અર્થાત્ મિથ્યાત્વ-મોહનીય કર્મ અને ચારિત્ર-

મોહનીય કર્મને તોડનાર સમર્થ અધ્યવસાયનો વિરોધ હોય તો સ્ત્રીત્વના લીધે એ કર્મ તોડી ન શકવાથી સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર ન પામી શકે. પરંતુ એવું નથી, સ્ત્રીનું પણ સમ્યક્ત્વ પામવાનું તો સ્ત્રીમુક્તિ નિષેધ કરનારા ય માને છે.

ત્યારે ખેર! એ હોવા છતાં સ્ત્રી ૬ઠ્ઠા પ્રમત્ત-સંયત-ગુણસ્થાનકથી માંડી ૧૪મા અયોગિકેવળી-ગુણઠાણા સુધીનાં નવ ગુણસ્થાનક પામવાને અયોગ્ય હોય તો પણ એ કેવળજ્ઞાન અને મોક્ષ ન પામી શકે; કિન્તુ એવું નથી, સ્ત્રીને પણ એ નવ ગુણસ્થાનકનો સંભવ શાસ્ત્રે કહ્યો છે.

मणुसिणीसु सासायणसम्मइट्ठिप्पहुडि जाव अजोगि। केवलित्ति दव्वपमाणेण केवडिया? संखेज्जा॥

(ષટ્ ખંડાગમ સૂત્ર ૪૯)

મનુષ્ય સ્ત્રીઓ સાસ્વાદન અને સમ્યગ્દૃષ્ટિથી માંડી અયોગી કેવળી સુધીની દ્રવ્યપ્રમાણથી કેટલી હોય? સંખ્યાતી.

मणुसिणीसु सम्मामिच्छाइट्ठि-असंजदसम्माइट्ठि-संजदा-संजद-संजदट्ठाणे णियमा पज्जत्तियाओ (ષટ્ખંડ૦ સૂ. ૯૩ની ધવલા ટીકા) અર્થાત્

'મનુષ્યસ્ત્રીઓ મિશ્ર-અવિરત સમ્યગ્દૃષ્ટિ-દેશવિરતિ અને પ્રમત્તાપ્રમત્ત સંયમ-સ્થાને નિયમા પર્યાપ્ત જ હોય.'

વળી 'ધવલા ટીકા' પુસ્તક ૩ પૃ. ૪૧૬માં 'સ્ત્રીવેદે ઉપશામક ૧૦, અને ક્ષપક ૨૦ કહ્યા છે; પૃ. ૪૨૨ માં 'સ્ત્રીવેદે અપ્રમત્તસંયત સંખ્યાતગુણી, એમાં જ પ્રમત્તસંયત સંખ્યાતગુણી, સયોગી-કેવળી સંખ્યાતગુણી હોય છે.' ગોમ્મટસાર જીવકાંડમાં કહ્યું છે, 'મનુષ્યસ્ત્રી-પ્રમત્તવિરતમાં આહારકર્દ્ધિક નિયમા નથી.

દિગંબર કથાગ્રંથોમાં પ્રિયંગુમંજરી, અનંગસેનાવેશ્યા, જયેષ્ઠા, દેવવતી વગેરેની દીક્ષા કહી છે. 'વરાંગચરિત' સર્ગ ૩૦-૩૧ માં રાજકુમારી, મંત્રી અમાત્ય-પુરોહિત શ્રેષ્ઠિઓની સ્ત્રીઓની દીક્ષા; 'આદિપુરાણ'માં બ્રાહ્મી-સુંદરી-સુભદ્રાની દીક્ષા; 'ઉત્તરપુરાણ' પર્વ ૬૮-૭૧-૭૪-૭૬માં જિનદત્ત-પત્ની, સીતા, પૃથ્વીસુંદરી, ચંદનાવો, સુવ્રતાગણિની, ગુણવતીઆર્યા, 'હરિવંશ પુરાણ'માં રાજીમતી, દ્રૌપદી, ધનશ્રી, મિત્રશ્રી, કુન્તી, સુભદ્રા, સુલોચના વગેરે સાધ્વીઓ કહેલી છે.

આ બધું સૂચવે છે કે સ્ત્રીને દીક્ષા, શ્રેણિ, સયોગીકેવળી ને અયોગીકેવળીનાં ૬ઠ્ઠા થી ૧૪મા સુધીના નવ ગુણસ્થાનક હોઈ શકે છે.

પ્ર૦-"ભલે નવ ગુણસ્થાનકનો સંભવ હો, પણ જો સ્ત્રી લબ્ધિ પ્રાપ્ત કરવાને અયોગ્ય હોય, તો ય કેવળજ્ઞાન-લબ્ધિ અને મોક્ષલબ્ધિ કયાંથી પામી શકે?"

ઉ૦-સ્ત્રી લબ્ધિને અયોગ્ય નથી. આજે પણ કાળાનુસારે એનામાં લબ્ધિ દેખાય છે. દા.ત. સ્થૂલભદ્રજીની સાત બેનોમાં પહેલી-બીજી-ત્રીજી વગેરેને એકવાર-બેવાર-ત્રણવાર ઇત્યાદિ શ્લોક-શ્રવણે યાદ રહી જવાની શક્તિ હતી. એમ કોઈક શીલવતી સ્ત્રીમાં પોતાના હસ્તસ્પર્શથી કે કંબળ-સ્પર્શથી સાપનું ઝેર ઉતારવાની તાકાત હોય છે.

પ્ર૦-જો સ્ત્રીમાં લબ્ધિની અયોગ્યતા નથી, તો એને દ્વાદશાંગ ભણી તે લબ્ધિ પ્રાપ્ત કરવાનો કેમ નિષેધ કર્યો છે? 'ન સ્ત્રીણામ્' એ સૂત્ર સ્ત્રીને ચૌદપૂર્વ ભણવાનો અનધિકાર ઠરાવે છે.

ઉ૦-ત્યાં લબ્ધિનો નિષેધ નથી, કિન્તુ એ ભણવામાત્રનો નિષેધ છે. એનું કારણ, સ્ત્રીશરીર એવું છે કે એ એને દોષરૂપ થાય. ૧૧ અંગ તો એ ભણી શકે છે, પરંતુ ૧૨મા દૃષ્ટિવાદ અંગમાં વિદ્યા-મંત્ર-નિમિત્ત વગેરે ભણવા જતાં સ્ત્રીશરીરના કારણે દોષ ઊભા થાય. તેથી એ ભણવાનો એને નિષેધ છે. બાકી જ્યારે એ ક્ષપકશ્રેણિમાં આગળ વધે છે, ત્યારે એના વેદમોહનીય કર્મનો ક્ષય થયા પછી જ્ઞાનાવરણીય કર્મનો એવો ક્ષયોપશમ થાય છે કે ત્યાં એને દૃષ્ટિવાદની અંતર્ગત 'પૂર્વ'નું અર્થથી જ્ઞાન પ્રગટ થવાથી એ શુક્લ ધ્યાન પર ચઢી કેવળજ્ઞાન પામે છે. આમ શ્રેણિમાં એને દ્વાદશાંગનો જ્ઞાનોપયોગ થઈ શકે છે. એટલે ભલે શબ્દથી એ દ્વાદશાંગ ભણીને એની લબ્ધિ-ધર ન બની, કિન્તુ દ્વાદશાંગના પદાર્થનો બોધ, યાને પદાર્થનો જ્ઞાનોપયોગ થવામાં કોઈ બાધ નથી. એ સૂચવે છે કે એની લબ્ધિ ત્યાં એને પ્રાપ્ત થઈ. સ્ત્રીને જ્યારે પૂર્વોક્ત યુક્તિથી કેવળજ્ઞાન

થવાનું સિદ્ધ છે, તો કેવળજ્ઞાન તો ધ્યાનાન્તરિકામાં આવે ત્યારે જ પ્રાપ્ત થાય એવું શાસ્ત્રવચન છે.

ધ્યાનાન્તરિકા એટલે શુકલધ્યાનના ચાર પાયા પૈકી પહેલા બે પાયા 'પૃથક્ત્વવિતર્કસવિચાર' અને 'એકત્વવિતર્ક અવિચાર' પૂર્ણ પ્રાપ્ત થયા, અને હજી પાછલા બે પાયા 'સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી' તથા 'વ્યુચ્છિન્ન ક્રિયાનિવૃત્તિ' શરૂ નથી થયા તે મધ્યદશા. એ વખતે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય. આ પ્રથમ બે પાયા માટે પૂર્વનું જ્ઞાન જોઇએ. કેમકે તત્ત્વાર્થસૂત્ર કહે છે 'आद्ये पूर्वविदः' અર્થાત્ શુકલ ધ્યાનના પ્રથમ બે પ્રકાર પૂર્વવેત્તાને હોઇ શકે. કેમકે એમાં જે દ્રવ્યના સૂક્ષ્મ પર્યાય પર ધ્યાન કેન્દ્રિત કરવું છે તેનો બોધ ચૌદ પૂર્વમાં કહેલા પદાર્થના બોધથી થઇ શકે. આ બોધ સ્ત્રીને ચૌદ પૂર્વ શબ્દથી ભણવા દ્વારા નહિ કિન્તુ શ્રેણિના વેદ મોહનીય કર્મક્ષય બાદ પૂર્વગત પદાર્થના બોધરૂપે થવામાં કોઇ વાંધો નથી, થવો જ જોઇએ.

કાલગર્ભનું દૃષ્ટાન્ત આમાં લાગુ પડે છે. જેવી રીતે સ્ત્રીને પેટમાં ગર્ભ રહ્યો હોય તો તે પરથી અનુમાન થાય કે એને ઋતુ–પ્રવૃત્તિના ઉચિત કાળમાં વીર્યસંયોગ થયો જ હોય; એવી રીતે સ્ત્રીને જો કેવળજ્ઞાન થયું, તો તે શુકલધ્યાનથી થયું અને તે પણ દ્વાદશાંગના જ્ઞાનોપયોગથી બન્યું; તે પરથી અનુમાન થાય કે એને દ્વાદશાંગની સત્તા આવી જ હોવી જોઇએ. પછી ભલે તે શબ્દથી નહિ, તો ક્ષયોપશમ વિશેષે અર્થથી. આમ સ્ત્રી દ્વાદશાંગ–અર્થલબ્ધિને અયોગ્ય નથી ઠરતી.

પ્ર૦–ઠીક છે, સ્ત્રી લબ્ધિને યોગ્ય હો, પરંતુ જો એ કલ્યાણનું ભાજન જ ન હોય તો ઇષ્ટ કેવળજ્ઞાન–મોક્ષ જેવું મહા કલ્યાણ એને ક્યાંથી મળે?

ઉ૦–આ વાત ખોટી છે કે સ્ત્રી કલ્યાણનું ભાજન નથી; કેમકે સ્ત્રી તો તીર્થંકર જેવાને જન્મ આપે છે, અને તીર્થંકર ભગવાનથી વધીને બીજું કલ્યાણ કોને કહેવું? તીર્થંકર તો પરમ કલ્યાણ છે, અને એનું પાત્ર સ્ત્રી હોય છે. આવા સર્વોત્તમ પુરુષને નવ માસ ગર્ભમાં ઉછેરી જન્મ આપનારી સ્ત્રીને મોક્ષ અને મોક્ષોપયોગી ઉત્તમ ધર્મ સાધવા માટે અયોગ્ય કેમ કહેવાય?

માટે સ્ત્રી ઉત્તમ ધર્મની સાધક હોઇ જ શકે છે. એ પરથી વિદ્વાનો કહે છે કે એ જે ઉત્તમ ધર્મસાધક બને તે પૂર્વે કહેલ કલ્યાણભાજનતા સુધીના ગુણોની સંપત્તિથી યુક્ત હોઇને જ બને છે; અને આ ઉત્તમ ધર્મ કેવળજ્ઞાનનો સાધક છે, તેમજ કેવળજ્ઞાન થયે મોક્ષપ્રાપ્તિ અવશ્ય થાય છે; એટલે સ્ત્રીનો મોક્ષ થવામાં કોઇ બાધ નથી. આટલી પ્રાસંગિક વિચારણા થઇ. માટે જ્યારે જિનવરવૃષભ વર્ધમાનસ્વામીને કરેલો એક પણ નમસ્કાર પુરુષ કે સ્ત્રીને ભવસાગરથી તારનારો બને છે, તો પછી સ્ત્રી–પુરુષ બંનેએ એમને નમસ્કાર કરવો જોઇએ.

(લ૦–) आह,–'किमेष स्तुत्यर्थवादो, यथा 'एकया पूर्णाहुत्या सर्वान् कामानवाप्नोती'ति, उत विधिवाद एव, यथा 'अग्निहोत्रं जुहुयात् स्वर्गकाम' इति? किं चातः? यद्याद्यः पक्षः, ततो यथोक्तफलशून्यत्वात् फलान्तरभावे च तदन्यस्तुत्यविशेषादलभिहैव यत्नेन। न च यक्षस्तुतिरप्यफलैवेति, प्रतीतमेवैतत्। अथ चरमो विकल्प; ततः सम्यक्त्वाणुव्रतमहाव्रतादि–चारित्रपालनवैयर्थ्य, तत एव मुक्तिसिद्धेः। न च फलान्तरसाधकमिष्यते सम्यक्त्वादि, 'सम्यग्दर्शन–ज्ञान–चारित्राणि मोक्षमार्ग' इति वचनादिति।''

અર્થઃ–પ્રશ્ન છે કે "શું આ (એક વીરનમસ્કારથી મોક્ષ થવાનું વચન) પ્રશંસાર્થક અર્થવાદ વાક્ય છે? જેમકે 'એક પૂર્ણ આહુતિથી સર્વ ઇચ્છિત મળે છે,' (એ વચન) અથવા વિધિવાદવાક્ય જ છે? દા. ત. 'સ્વર્ગની કામનાવાળાએ અગ્નિહોત્ર યજ્ઞ કરવો' (એ વચન), એથી શું? (આ, કે) જો પ્રથમ પક્ષ (લો), તો (પ્રશંસામાત્ર હોઇને) એમાં કહેલ ફળથી શૂન્ય હોવાને લીધે અને ફળાન્તર હોવામાં તો વીર સિવાય બીજાની સ્તુતિ (નમસ્કાર) કરતાં કોઇ વિશેષ ન હોવાને લીધે આ વીરસ્તુતિ નમસ્કારમાં જ પ્રયત્ન કરવાથી સર્યું. યક્ષસ્તુતિ

(નમસ્કાર) પણ કાંક નિષ્ફળ જ છે એવું નથી. આ વસ્તુ પ્રસિદ્ધ છે. ત્યારે જો છેલ્લો વિકલ્પ (બીજો પક્ષ લો), તો વીર-નમસ્કારમાત્રથી મોક્ષ સિદ્ધ થવાને લીધે, સમ્યક્ત્વ-અણુવ્રત-મહાવ્રતાદિચારિત્રપાલન વ્યર્થ છે. સમ્યક્ત્વાદિ કાંઇ મોક્ષ સિવાયના ફળનાં સાધક તરીકે નથી. કેમકે "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર મોક્ષમાર્ગ છે" એવું શાસ્ત્રવચન છે.

વિવેચન :-

'ઇક્કો વિ નમુક્કારો' અર્થવાદ કે વિધિવાદ ?

હવે અહીં 'ઇક્કો વિ નમુક્કારો' વચન, જિન-વરવૃષભ વર્ધમાનસ્વામીને કરેલો એક પણ નમસ્કાર નર-નારીને તારે છે,'-એ વચન શું સ્તુતિ-પ્રશંસાસૂચક અર્થવાદ વાકય છે ? કે વિધિ-વાદ વાકય છે ? એવો વાદી તરફથી પ્રશ્ન ઊઠાવી આ વચનને નિરર્થક ઠરાવવાનો પ્રયાસ કરવામાં આવે છે.

શાસ્ત્ર-વચન ત્રણ પ્રકારનાં હોય છે,-અર્થવાદ વિધિવાદ કે અનુવાદ.

(૧) અર્થવાદ-એટલે કે એવાં વચન કે જે માત્ર વસ્તુપ્રશંસા યા વસ્તુનિંદાના સૂચક હોય, પરંતુ વસ્તુસ્થિતિનાં સૂચક નહિ. દા. ત. 'एकया पूर्णाहूत्या सर्वान् कामान् अवाप्नोति' એવું વચન કાંઈ વસ્તુસ્થિતિ નથી કહેતું કે 'એક પૂર્ણ અગ્નિ-આહુતિથી સર્વ ઇચ્છિત મળે'; કેમકે દા. ત. સર્વ ઇચ્છિતમાં તો મોક્ષ પણ આવે, એ કાઇ શમ-દમ-તિતિક્ષાદિ વિના એકલી એક પૂર્ણ અગ્નિ-આહુતિથી મળે નહિ. કિન્તુ આ વચન અર્થવાદ વચન છે; એ એક પૂર્ણ આહુતિની પ્રશંસા ગાય છે કે શુદ્ધ ભાવથી આટલું પણ કરાય તો ય તે આત્માનું ઇચ્છિત પૂરવામાં એક કારણ બને છે. એકલી એ પણ એક કર્તવ્યપાલન છે. એમ, 'जले विष्णुः, स्थले विष्णुः, विष्णुः पर्वतमस्तके ।' એ કાંઇ વિષ્ણુ જળ, સ્થળ, ગિરિશિખર ઉપર હોવાની વસ્તુસ્થિતિ નથી કહેતું, નહિતર પછી વિષ્ણુ બધે જ હોવાથી શૌચાદિ કયાં થાય ? માટે વિષ્ણુની સર્વવ્યાપિતાની વસ્તુસ્થિતિ ન કહેતાં પ્રશંસા કરે છે, અને વિષ્ણુના સર્વવ્યાપી જ્ઞાનને સૂચવે છે.

(૨) વિધિવાદ વચન તે કે જે કર્તવ્ય-અકર્તવ્ય સૂચવતું હોય. દા. ત. કહ્યું 'अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः' એ વેદવચન સ્વર્ગની ઇચ્છાવાળાને અગ્નિહોત્રનું કર્તવ્ય બતાવે છે. એમ 'मा हिंस्यात्....' એ હિંસાનો નિષેધ કરી હિંસા અકર્તવ્ય હોવાનું જણાવે છે.

(૩) અનુવાદ વચન માત્ર વસ્તુસ્વરૂપ કહે છે. પ્રશંસા કે વિધિનિષેધ નહિ. દા. ત. 'द्वादशमासः संवत्सरः' એ સંવત્સરનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે કે સંવત્સર=૧૨ માસ.

વાદીનો પ્રશ્ન :-

હવે પ્રસ્તુતમાં વાદી કહે છે કે જો 'ઇક્કો વિ નમુક્કારો....' વચનને અર્થવાદ વચન કહો, તો તે તો માત્ર પ્રશંસાસૂચક બન્યું કે આ એક સ્તુતિ-નમસ્કાર પણ મહત્ત્વનો છે, કિન્તુ વસ્તુ-સ્થિતિ સૂચક નહિ કે એથી ભવપાર થઇ મોક્ષફળ મળે. એટલે વિશિષ્ટ મોક્ષફળ થાય નહિ અને બીજું સામાન્ય ફળ થાય. તો તો એવું ફળ તો બીજા યક્ષ વગેરેની સ્તુતિ-નમસ્કારથી પણ મળી શકે છે, પછી એવા અન્ય સ્તુતિ-નમસ્કાર અને આનામાં કશો તફાવત ન રહ્યો ! તેથી ખાસ આ સ્તુતિ-નમસ્કારથી શું ? યક્ષાદિના સ્તુતિ-નમસ્કાર તદ્દન નિષ્ફળ જ હોય છે એવું નથી; યક્ષાદિની સ્તુતિ આદિ દ્વારા ધનાદિની પ્રાપ્તિ થાય છે એ પ્રસિદ્ધ છે.

હવે જો કહો કે 'છેલ્લો પક્ષ લઇએ છીએ અર્થાત્ 'ઇક્કો વિ નમુક્કારો....' વચન વિધિવાદ વચન માનીએ છીએ,' તો તો આ એક વીરસ્તુતિ-નમસ્કારથી જ મોક્ષફળ મળી જશે ! પછી સમ્યક્ત્વ-દેશવિરતિઅણુવ્રત-સર્વવિરતિમહાવ્રતાદિ પાળવાનું શું કામ ? એ વ્યર્થ જશે ! ત્યારે એવું નથી કે આ સમ્યક્ત્વાદિ તો બીજું કોઇ મોક્ષ સિવાયનું ફળ સાધવા માટે છે; કેમકે એનું ફળ તો મોક્ષ માનેલું છે. તત્ત્વાર્થસૂત્ર 'सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः' કહે છે કે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર જ મોક્ષનું કારણ છે, એનાથી જ મોક્ષફળ થાય છે. એટલે મોક્ષ માટે એને બિનજરૂરી ઠરાવાય નહિ. તો પછી એને

બાજુએ રાખી, એકલા એક વીરસ્તુતિ–નમસ્કારથી મોક્ષફળ થવાનો વિધિવાદ યાને વિધાન કેમ કરાય? એથી તો આવશ્યક સમ્યક્ત્વાદિ નિરર્થક ઠરે!

આમ અર્થવાદ કે વિધિવાદ બંને દૃષ્ટિએ આ 'ઇક્કો વિ નમુક્કારો....' વચન એક વીરનમસ્કારને અગર બીજા સમ્યક્ત્વાદિને નિરર્થક ઠરાવનારૂં બને છે; તો આવું વચન કેમ કહ્યું?"–આટલો પૂર્વપક્ષ છે, વાદી–વચન છે.

(લ૦–) अत्रोच्यते,–विधिवाद एवायम् । न च सम्यक्त्वादिवैयर्थ्यं, तत्त्वतस्तद्भाव एवास्य भावात् । दीनारादिभ्यो भूतिन्याय एषः, तदवन्ध्यहेतुत्वेन तथा तद्भावोपपत्तेः । अवन्ध्यहेतुश्चाधिकृतफलसिद्धौ भावनमस्कार इति ।

અર્થ:–આનો ઉત્તર કરવામાં આવે છે,–આ વિધિવાદ જ છે. (એથી) સમ્યક્ત્વાદિ વ્યર્થ છે એવું નથી, કેમકે વસ્તુસ્થિતિએ એ સમ્યક્ત્વાદિ હોય તો જ આ એક વીરસ્તુતિ–નમસ્કાર મોક્ષ–સાધક બની શકે છે. અહીં 'સુવર્ણ મહોર આદિમાંથી વિભૂતિ'નો ન્યાય (લાગુ પડે) છે. કેમકે એ (સોનૈયાદિ, સમ્યક્ત્વાદિ) વિભૂતિ–મોક્ષસાધક નમસ્કારનું અવંધ્ય કારણ છે; કેમકે (એ સોનૈયાદિ–સમ્યક્ત્વાદિ વિભૂતિ–નમસ્કારરૂપે પરિણામ પામે છે; અને ભાવનમસ્કાર (અર્હદ્વચન–સ્વીકાર–પાલન) પ્રસ્તુત સંસાર–પારકરણ રૂપી ફળ સિદ્ધ થવામાં અવન્ધ્ય કારણ છે.

વિવેચનઃ– ઉત્તર : વિધિવાદ છે :–

'ઇક્કો વિ નમુક્કારો' વચન અર્થવાદ છે કે વિધિવાદ એ પ્રશ્નનો ઉત્તર આ છે કે એ વિધિવાદ જ છે. હવે એના ઉપર જે સમ્યગ્દર્શનાદિ વ્યર્થ જવાનો દોષ આપેલો, તેનો ખુલાસો એ છે કે એ વ્યર્થ નથી; કેમકે ભલે વ્યવહારથી એમ કહેવાય કે એક વીરનમસ્કાર કર્યો અને ભવ પાર કરી ગયા, પરંતુ નિશ્ચયનયથી જોતાં સમ્યગ્દર્શનાદિ હોય તો જ આ મોક્ષસાધક–નમસ્કાર આવી શકે છે. જો એ ન હોય, તો એનો અર્થ તો એ કે આત્મા હજી મિથ્યાત્વ–અજ્ઞાન–અચારિત્ર (અવિરતિ)માં સબડે છે. એવાને સમર્થ એવો વીરનમસ્કાર કરવાનું ગજું જ ક્યાંથી હોય? હકીકત તો એ છે કે સમ્યગ્દર્શનાદિ પણ સામાન્ય કોટિના હોય તો ય અધુરૂં છે. એટલા માત્ર ઉપર પણ સમર્થ નમસ્કાર પ્રાપ્ત ન થઈ શકે. કારણ એ છે કે કેવળજ્ઞાન–સર્વજ્ઞતા સિદ્ધ કરી આપે એવી [1]ક્ષપક શ્રેણિ માંડી આપનાર હોય તેજ સમર્થ નમસ્કાર ગણાય. અને એ ક્ષપકશ્રેણિ તો અપૂર્વકરણના 'ધર્મસંન્યાસ' નામના સામર્થ્ય યોગથી નીપજે છે. એટલે વીરનમસ્કાર પણ આ સામર્થ્ય-યોગના ઘરનો થવો જોઈએ; અર્થાત્ નમસ્કાર-વ્યાપાર સામર્થ્યયોગની કક્ષાનો થવો જોઈએ; અને તે તો વિશિષ્ટ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર હોય તો જ બની શકે, સામાન્ય હોય તો નહિ.

'દીનારાદિભ્યો ભૂતિ:' ન્યાય :–

પ્ર૦–જો વિશિષ્ટ સમ્યગ્દર્શનાદિની આટલી બધી આવશ્યકતા છે તો પછી એક નમસ્કાર પણ તારી દે છે એવું શી રીતે કહેવાય?

ઉ૦–'દીનારાદિભ્યો ભૂતિ:' એ ન્યાયથી કહી શકાય. ન્યાય આ છે કે એમ કહેવાય કે વૈભવથી સુખ મળે; પણ વૈભવ તો સોનૈયા વગેરે ન હોય તો બની શકતો નહિ હોવાથી સોનૈયા આદિમાંથી જ વૈભવ નીપજે છે; કેમકે વૈભવનું એ અવંધ્ય કારણ છે, ચોક્કસ ફળ લાવનારૂં સાધન છે. એવા રીતે પ્રસ્તુતમાં નમસ્કારથી મોક્ષ મળે એ સાચું, પણ 'સમ્યક્ત્વાદિભ્યો નમસ્કાર:' અર્થાત્, નમસ્કાર સમ્યક્ત્વાદિથી જ નીપજે, કેમકે નમસ્કારનું એ અવંધ્ય કારણ છે. માટે એ સમ્યક્ત્વાદિ તો જોઈએ જ. તો જેવી રીતે સોનૈયાદિ એ વૈભવમાં પરિણામ પામે છે, અર્થાત્ ક્રમશઃ સોનૈયાદિ એકત્રિત થતાં થતાં એનો ઉત્કર્ષ વૈભવરૂપ બની જાય છે, એવી રીતે સમ્યગ્દર્શનાદિ એ ભાવનમસ્કારમાં પરિણામ પામે છે, અર્થાત્ સમ્યગ્દર્શનાદિ ક્રમશઃ ઉત્કર્ષે પહોંચી જતાં સામર્થ્યયોગના ભાવનમસ્કારરૂપે બની જાય છે. ત્યારે એવા ઉત્કૃષ્ટ ભાવ-નમસ્કારથી ભવપાર થાય એ સહજ છે; કેમકે સમ્યગ્દર્શનાદિ એ ભવપાર યાને મોક્ષરૂપી ચોક્કસ

[1] ૧. દર્શન–ચારિત્રમોહનીય કર્મોનો ક્ષય થતો આવે એવી ધારા.

ફળને પેદા કરનારાં સાધન છે. એના અતિ ઉત્કર્ષે કરાતો ભાવનમસ્કાર નિશ્ચિત મોક્ષસાધક બની શકે એમાં નવાઈ નથી.

ભાવનમસ્કાર શું ચીજ છે? આ જ, કે ભગવાનની પ્રતિપત્તિ, ભગવાનનો સર્વાંશે સ્વીકાર એ ભાવનમસ્કાર. સર્વાંશે એટલે,–'હૃદયથી તો ભગવાનને પોતાના અનન્ય ઉપકારી અને તરણ-તારણ માન્યા અને એમની આજ્ઞાને જ કર્તવ્ય ગણી, પરંતુ ભગવદ્-આજ્ઞાના અમલના વાંધા! -એમ નહિ; કિન્તુ એ આજ્ઞાને અમલી પણ કરી, એ ભગવત્પ્રતિપત્તિ. દા.ત. કોઇ પણ જીવની કોઇ પણ પ્રકારે હિંસા ન કરવી એવી ભગવદ્-આજ્ઞાના અમલરૂપે જીવનભર માટે એ હિંસાના ત્યાગની પ્રતિજ્ઞા સ્વીકારી જીવન એવું અહિંસા-મય જીવવાનું રાખ્યું, એ ભગવત્પ્રતિપત્તિ; એ જ ભાવનમસ્કાર. એ પ્રસ્તુત મોક્ષરૂપી ફળની સિદ્ધિમાં અવન્ધ્ય કારણ છે. તેથી એના ઉચ્ચ સ્વરૂપમાં પરિણામ પામનાર સમ્યગ્દર્શનાદિ પરંપરાએ મોક્ષસાધક બનવાથી એ અનાવશ્યક ન ઠર્યો. આમ, 'ઇક્કો વિ નમુક્કારો....' વાક્ય વિધિવાદ-વચન હોવામાં કોઇ દોષ નથી.

(લ૦-) अर्थवादपक्षेऽपि न सर्वा स्तुतिः समान-फलेत्यतो विशिष्टफलहेतुत्वेनात्रैव यत्नः कार्यः । तुल्ययत्नादेव विषयभेदेन फलभेदोपपत्तेः, बब्बूल-कल्पपादपादौ प्रतीतमेतत् । भगवन्नमस्कारश्च परमात्म-विषयतयोपमातीतो वर्त्तते; यथोक्तम्—

कल्पद्रुमः परो मन्त्रः पुण्यं चिन्तामणिश्च यः ।
गीयते स नमस्कारस्तथैवाहुरपण्डिताः ॥ १ ॥
कल्पद्रुमो महाभागः कल्पनागोचरं फलम् ।
ददाति, न च मन्त्रोऽपि सर्वदुःखविषापहः ॥ २ ॥
न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः ।
तत्कथं ते नमस्कारः एभिस्तुल्योऽभिधीयते ॥३॥

इत्यादि ।

('इक्कोवि' इत्यादि पर्यन्ता) एतास्तिस्त्रः स्तुतयो नियमेनोच्यन्ते । केचित्तु अन्या अपि पठन्ति, न च तत्र नियमः, इति न तत्र व्याख्यानक्रिया ।

અર્થ:-અર્થવાદપક્ષમાં પણ બધી સ્તુતિ સમાન ફળવાળી નથી હોતી; એટલા માટે વિશિષ્ટ ફળનું કારણ હોઈને આ (પરમાત્મસ્તુતિ)માં જ પ્રયત્ન કરવા જેવો છે. પ્રયત્ન સમાન જ છતાં વિષય જુદો હોવા પર ફળ જુદું બની શકે છે. એ બાવળ અને કલ્પવૃક્ષ આદિમાં અનુભવસિદ્ધ છે. ભગવાનને નમસ્કાર પરમાત્મવિષયક હોઇ ઉપમાને ઓળંગી જાય છે. જેમકે કહ્યું છે,—

"(૧) કલ્પવૃક્ષ, શ્રેષ્ઠ મંત્ર, પુણ્ય અને ચિંતા-મણિ (તરીકે) જે કહેવાય છે તે નમસ્કાર જ છે; એમ પંડિતાઈ વિનાના કહે છે."

"(૨) જેથી મહાત્મ્યવાળું કલ્પવૃક્ષ (માત્ર)કલ્પના કરેલું ફળ આપે છે; તેમ મંત્ર પણ સર્વ દુઃખ-રૂપી ઝેર દૂર નથી કરતો."

"(૩) પુણ્ય મોક્ષદાતા નથી બનતું; તેમ ચિંતામણિ (પણ) નહિ.., તેથી (હે ભગવન્!) તને કરેલો નમસ્કાર આ (બધા)ને સમાન કેમ કહેવાય?" વગેરે.

આ (સિદ્ધાણં બુદ્ધાણં...જો દેવાણવિ.... ઇક્કોવિ....) ત્રણ સ્તુતિ અવશ્ય બોલવામાં આવે છે. કેટલાકો બીજી પણ બોલે છે, કિન્તુ એમાં અવશ્યંભાવ નથી. તેથી એના વ્યાખ્યાનની પ્રવૃત્તિ (અહીં કરાતી) નથી,

વિવેચન:-અર્થવાદપક્ષ પણ ઘટે છે:-

'ઇક્કો વિ નમુક્કારો'-વાક્યમાં અર્થવાદ ઘટાવીએ તો પણ દોષ નથી, યાને 'એમાં તો યથોક્ત ફળ મોક્ષ નહિ, બીજું ફળ હોઇ શકે. તો આ વીરસ્તુતિમાં જ પ્રયત્ન શા માટે? યક્ષ સ્તુતિ પણ ચાલે.' આવી આપત્તિ અહીં સંગત નથી; કેમકે બધી ય સ્તુતિ સમાન જ ફળ આપ-નારી હોય છે એવું નથી, કિન્તુ ભિન્ન ભિન્ન ફળ યાને એક કરતાં બીજું ચઢિયાતું ફળ આપે છે. તો પછી યક્ષાદિ સ્તુતિ કરતાં આ વીરસ્તુતિ વિશિષ્ટ ફળની ઉત્પાદક હોઇ આનો પ્રયત્ન કરાય એમાં ખોટું શું છે? એટલે બીજાની સ્તુતિ કરતાં વીરની સ્તુતિની અહીં પ્રશંસારૂપે આ અર્થવાદ-વચન માનવામાં ય આપત્તિ નથી.

ફળભેદ વિષયભેદથી:-

પ્ર૦-પરંતુ નમસ્કારનો પ્રયત્ન તો બીજાને થાય એવો વીર પ્રભુને થાય, એમાં અહીં વિશિષ્ટ

ફળ શી રીતે ?

ઉ૦-એકના કરતાં બીજે પ્રયત્ન થાય એ સમાન પ્રયત્ન હોવા માત્રથી સમાન જ ફળ આવે એવો નિયમ નથી; એકના કરતાં બીજામાં વિશિષ્ટ ફળ પણ આવી શકે છે. દા. ત. બાવળ અને કલ્પવૃક્ષને ભજવામાં પ્રયત્ન સમાન હોવા છતાં બાવળ કરતાં કલ્પવૃક્ષને ભજવાથી વિશિષ્ટ ફળ મળે છે, એ જગજાહેર છે. એનું કારણ પ્રયત્નનો વિષય ભિન્ન છે, ચઢિયાતો છે. પ્રયત્ન સમાન છતાં વિષયની ભિન્નતાએ ફળમાં ભેદ પડી શકે છે. તો પ્રસ્તુતમાં વીરભગવાનને નમસ્કારના પ્રયત્નનો વિષય પરમાત્મા બને છે, અને પરમાત્મા બીજા યક્ષાદિ કરતાં અતિશય ચઢિયાતા છે, ઉપમાતીત વિશિષ્ટ કોટિના છે, તેથી એમને કરાતા નમસ્કારના પ્રયત્ન ઉપમાતીત વિશિષ્ટ ફળ લાવે એમાં નવાઈ નથી. એનું કારણ એ છે કે દૃષ્ટિ સામે આદર્શ ઊંચો હોવાથી અધ્યવસાય ઉચ્ચ બને છે. માટે તો પરમાત્મ-નમસ્કારની કલ્પવૃક્ષાદિ સાથે તુલના-સમાનતા સ્થાપવી એ ય ખોટું છે. પૂર્વાચાર્યો કહે છે કે,-

કલ્પવૃક્ષાદિ નમસ્કારના તોલે નહિ:-'પરમાત્મ-નમસ્કાર ઉપમાતીત'માં સાક્ષી:-

"कल्पद्रुमः, परो मन्त्रः, पुण्यं, चिन्तामणिश्च यः।
गीयते स नमस्कारस्तथैवाहुरपण्डिताः ॥"

અર્થાત્-'કલ્પવૃક્ષ, ઉચ્ચ મંત્ર, પુણ્ય અને ચિંતામણિ તરીકે જે કહેવાય છે, તે ખરેખર કોઈ બીજી ચીજ નથી, પણ ભગવદ્-નમસ્કાર જ છે, એમ પાંડિત્ય વિનાના માણસો કહે છે.' અહીં ઉચ્ચ મંત્ર તરીકે હરિણૈગમેષી દેવ આદિને ઇષ્ટ ફળ અર્થે હાજર કરવાનો મંત્ર સમજવો. ઉચ્ચ પુણ્ય તરીકે તીર્થંકર નામકર્મ આદિ પુણ્ય પ્રકૃતિ સમજવી. એમ ઉચ્ચ ઇષ્ટદાતા કલ્પવૃક્ષ અને ઉચ્ચ રત્ન ચિંતામણિ. આની હરોળમાં પરમાત્મનમસ્કારને મૂકવાનું કાર્ય એ અનભિજ્ઞતા સૂચક છે, અકુશળતાને સૂચવે છે. એનું કારણ આ છે,-

'कल्पद्रुमो महाभागः कल्पनागोचरं फलम्।
ददाति, न च मन्त्रोऽपि सर्वदुःखविषापहः ॥'

અર્થાત્-'કલ્પવૃક્ષ મહામહિમાવાળો (છતાં) કલ્પના હોય તેટલું જ ફળ આપે છે. તેમ મંત્ર પણ સમસ્ત દુઃખરૂપી વિષને દૂર નથી કરતો.' જ્યારે પરમાત્મનમસ્કાર તો કલ્પનામાં પણ ન આવી શકે એવા અનંત અવ્યાબાધ સુખમય મોક્ષરૂપી ફળને આપે છે; તેમ જન્મ-જરા-મૃત્યુ રોગ-શોક-દારિદ્ર, ત્રાસ—પરાધીનતા—વિટંબણા વગેરે સમસ્ત ભવ-દુખોનાં ઝેર એ નષ્ટ કરી દે છે. મંત્ર સર્વદુઃખ વિષ-હર્તા નથી. વળી,

'न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः।
तत् कथं ते नमस्कार एभिस्तुल्योऽभिधीयते ॥'

અર્થાત્-'પુણ્ય મોક્ષ માટે (સમર્થ) નથી; તેમ ચિંતામણિ પણ નહિ. તેથી (હે ભગવન્!) તને કરેલો નમસ્કાર આ બધાની સમાન કેમ કહેવાય?' મોટું તીર્થંકર-નામકર્મનું પુણ્ય પણ તીર્થંકરપણું આપે. તેમ ચિંતામણિરત્ન પણ ચિંતિત લૌકિક ફળ આપે. બંનેમાંથી એકેય મોક્ષ ન આપી શકે. કેમકે મોક્ષ એનું ફળ નથી. મોક્ષ તો સર્વકર્મક્ષયનું ફળ છે, અને તે સર્વકર્મ-ક્ષય પરમાત્મ-નમસ્કારથી નીપજે. એટલે આ નમસ્કારને એ કલ્પવૃક્ષાદિ જેવો કેમ કહી શકાય? કહેવાનો સાર એ નીકળે છે કે જ્યારે ચિંતામણિ અને કલ્પવૃક્ષથી ય અત્યંત ઉચ્ચ ફળદાયી વીરનમસ્કાર અને એમાંય જિનાજ્ઞાપાલનરૂપ ઉત્કૃષ્ટ નમસ્કારની અતિ દુર્લભ તક અહીં સાંપડી છે, તો પછી બીજા ફોફા શા ખાંડવા? જિનાજ્ઞાપાલનરૂપ ભાવનમસ્કારમાં જ ડૂબી જઈ તકનો શ્રેષ્ઠ લાભ ઉઠાવી લેવો.

અહીં લલિતવિસ્તરાકાર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ કહે છે કે 'સિદ્ધાણં બુદ્ધાણં...' 'જો દેવાણ વિ..' અને 'ઇક્કો વિ નમુક્કારો...' આ ત્રણ સ્તુતિ દેવવંદનમાં અવશ્ય બોલવામાં આવે છે. બાકી 'ઉજ્જિંતસેલસિહરે..' વગેરે બીજી સ્તુતિ કેટલાકો બોલે છે ખરા, પરંતુ બધાથી તે અવશ્ય બોલાય છે એવું નથી. માટે અમે અહીં

એની વ્યાખ્યાનો પ્રયત્ન નથી કરતા.

(આ સૂત્રમાં પહેલી ગાથાના પદો ક્રમશઃ એવા ગોઠવાયા છે કે એનું ક્રમસર ક્રિયાઓવાળું એક સુંદર કલ્પનાચિત્ર નજર સામે લાવી શકાય. આ ગાથા ભણતી વખતે તે ચિત્રને મનની સામે રાખી ઉપર ઉપર દૃષ્ટિ લઇ જવાથી એકાગ્રતા અને ભાવોલ્લાસ થવા સાથે આબેહૂબ સાક્ષાત્ તે તે ક્રિયામાં રહેલાને નમસ્કાર થઇ શકે છે. ચિત્ર આ રીતે,–

(૧) 'સિદ્ધાણું'પદથી આ ધરતી પર મુક્ત થનારના સર્વ કર્મો બળી જવાનું દેખાય; એથી (૨) 'બુદ્ધાણું'થી કેવળજ્ઞાનાદિ વિશુદ્ધ આત્મ-જ્યોતિવાળા ઝગમગતા દેખાય; (૩) 'પારગયાણું'-થી એ આત્મા હવે સંસાર પાર કરી ઉપર જતા દેખાય (૪) 'પરંપરગયાણું'થી એ કોઈપણ સિદ્ધ એમની પૂર્વે ઉપર ગયેલાની પરંપરામાં જતા દેખાય; કેમકે સિદ્ધ થવાનું અનાદિ કાળથી ચાલુ છે. એમ જતાં (૫) 'લોયગ્ગમુવગયાણું'થી ઉપર લોકાગ્રે સિદ્ધશિલા ઉપર સ્થિર થતા દેખાય. (૬) ત્યાં લોકાગ્રે છેલ્લા પદથી સમસ્ત અનંતા સિદ્ધો દેખાય. તેમને નમસ્કાર કરવાનો.

(૨) બીજી ગાથા 'જો દેવાણ વિ દેવો...'નું પણ સુંદર કલ્પનાચિત્ર બની શકે. તે આ રીતે કે,–જાણે મહાવીરપ્રભુ વિચરતા આપણી સામે ડાબી બાજુથી આવી રહ્યા છે. એ દેવોના પણ દેવ છે એ એમની પૂંઠે ચાલી આવતા જઘન્યથી એક કરોડ દેવતાઓ પરથી દેખાઈ આવે છે. તેમ 'જં દેવા પંજલિ નમંસંતિ' એ એમની સામે આકાશમાંથી ઊતરતા અને પ્રભુને નમસ્કાર કરતા દેવતાઓ ઉપરથી દેખાય. ત્યારે 'દેવદેવમહિય'માં દેવદેવ યાને દેવોના દેવ ઇન્દ્રવડે પ્રભુની બંને બાજુ ચામર ઉલાવાતા દેખાય, એ એમનાથી 'મહિત' યાને પૂજિત પ્રભુ કહેવાય. એવું દૃશ્ય મન સામે લાવીને વીરપ્રભુને આપણે મસ્તકથી વંદન કરવાનું.

(૩) પછીની ત્રીજી ગાથામાં જિનવર–કેવળજ્ઞાનીમાં વૃષભ–અગ્રણી એ જાણે વર્ધમાનસ્વમીને હૃદયમાં ધારણ કરતા અને એમના વીતરાગતા-ગુણમાં તન્મય થતા સાધુ–સાધ્વી ભાવનમસ્કાર કરતા અને વિશુદ્ધ જ્યોતિરૂપ બની મોક્ષમાં જતા દેખાય.

(૪–૫) ચોથી-પાંચમી ગાથા અહીં આપી નથી. પરંતુ એનું દૃશ્ય એવું કલ્પી શકાય કે સામે ગિરનાર શિખર પર વિશાળ સહસાવનમાં જાણે ત્રણ કૉલમ પૈકી પહેલામાં શ્રી નેમનાથ પ્રભુ લોચ કરી દીક્ષા લેતા, બીજામાં ધ્યાનવડે કેવળજ્ઞાને પામતા, અને ત્રીજામાં અંતે નિર્વાણ વખતે એમના દેહમાંથી એમની આત્મજ્યોતિ મોક્ષમાં જતી દેખાય. એ પછી ૫મી ગાથા વખતે અષ્ટાપદજી પર મંદિરમાં ૪–૮–૧૦–૨ એમ ૨૪ રત્નમય ભગવાન જોઇ એમને હાથ જોડી સિદ્ધિ માગવાની.)

## 'वेयावच्चगराणं०' सूत्र

(ल०–) एवमेतत्पठित्वोपचितपुण्यसंभारा उचिते- पूर्वयोगफलमेतदिति ज्ञापनार्थं पठन्ति,–'वेयावच्च-गराणं संतिगराणं सम्मदिट्ठिसमाहिगराणं करेमि काउस्सग्गमि'त्यादि यावद् 'वोसिरामि'।

व्याख्या पूर्ववत्; नवरं 'वैयावृत्यकराणां'–प्रवचनार्थं व्यापृतभावानां यथाम्बाकुष्माण्ड्यादीनां, 'शान्तिकराणां' क्षुद्रोपद्रवेषु, 'सम्यग्दृष्टीनां' सामान्येनान्येषां, 'समाधिकराणां' स्वपरयोस्तेषामेव; स्वरूपमेतदेवैषामितिवृद्धसंप्रदायः । एतेषां सम्बन्धिनं, सप्तम्यर्थे वा षष्ठी, एतद्विषय–एतानाश्रित्य 'करोमि कायोत्सर्ग'मि'ति । कायोत्सर्गं विस्तरः पूर्ववत्, स्तुतिश्च ।

**અર્થ:**–એમ એ (સિદ્ધાણં૦ સૂત્ર) બોલીને એકત્રિત બનેલ પુણ્યસમૂહવાળા '(લોકોત્તર શુભ પરિણામનું કારણ હોવાથી) યોગ્ય(અરિહંતાદિ)ને વિષે પ્રણિધાન કરાવનારું આ (ચૈત્યવંદન) છે. એ સૂચવવા 'વેયાવચ્ચગરાણું૦'થી માંડી યાવત્ 'કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ....વોસિરામિ' સુધી બોલે છે. વ્યાખ્યા પૂર્વની જેમ. કિન્તુ 'વેયાવચ્ચગરાણું' એટલે પ્રવચન માટે 'વેયાવચ્ચ (સેવા) કરનારના જેમકે અંબિકા, કુષ્માણ્ડી વગેરેના, 'સંતિગરાણુ' યાને ક્ષુદ્ર ઉપદ્રવોમાં શાન્તિ કરનારના, 'સમ્મદિટ્ઠિ' એટલે સામાન્યથી બીજા સમ્યગ્દૃષ્ટિના, 'સમાહિગરાણુ' અર્થાત્ સ્વ-પરને

સમાધિ કરનાર તેઓ(સામાન્યેન બીજાઓ)ના. એમનું સ્વરૂપ એજ હોવાની વૃદ્ધપરંપરા છે,- એમના સંબંધી, અથવા છઠ્ઠી વિભક્તિ સાતમીના અર્થમાં લેતાં) એમના વિષે યાને એમને ઉદ્દેશીને 'કરેમિ કાઉસ્સગ્ગં' હું કાયોત્સર્ગ કરૂં છું. કાયોત્સર્ગનો વિસ્તાર અને સ્તુતિ પૂર્વની જેમ.

વિવેચન :-

'વેયાવચ્ચગરાણં....' યોગ્યના પ્રણિધાન માટે :-

'સિદ્ધાણં બુદ્ધાણં૦' સૂત્ર બોલ્યા પછી હવે 'વેયાવચ્ચગરાણં૦' સૂત્ર બોલી કાયોત્સર્ગ કરવાનો છે. આ કાયોત્સર્ગ શા માટે, આ સૂત્ર બોલવાનું શા કારણે, એ બતાવતાં કહે છે કે उपचितपुण्यसंभारा उचितेपूपयोगफलमेतदितिज्ञापनार्थं पठन्ति અર્થાત્ જેમના પ્રભાવે આ ચૈત્યવંદન કરતાં પુણ્ય પ્રાગભારવાળા થાય છે, એ અરિહંત અને આચાર્ય આદિ લોકોત્તર કુશળ પરિણામનું કારણ છે, વંદનાદિ કરનારમાં સમ્યક્ત્વાદિ અને એના ૬૭ વગેરે વ્યવહારના જે લોકોત્તર શુભ ભાવ, એનો હેતુ છે. તેથી એ પ્રણિધાન કરવાને માટે યોગ્ય છે; તો એમનું પ્રણિધાન કરવું જોઇએ ને એ ચૈત્યવંદનનું ફળ છે. આ સૂચવવાનું જે 'વેયાવચ્ચગરાણં' સૂત્ર બોલાય છે એ પરથી સાબિત થાય છે. તાત્પર્ય,-

**ચૈત્યવંદન સૂત્રોનાં રહસ્ય :-**

(૧) ચૈત્યવંદન-અનુષ્ઠાનની અંતર્ગત છે અનેક વિવિધ સૂત્રોનું ઉચ્ચારણ, સ્તવન, ને વંદનાદિ. એ પુણ્યપુષ્ટિ સુંદર કરી આપે છે. પ્રારંભમાં જ કહ્યું છે કે-

'चैत्यवंदनतः सम्यक् शुभो भावः प्रजायते ।
ततः कर्मक्षयः सर्वं ततः कल्याणमश्नुते ॥'

ચૈત્યવંદનથી (લોકોત્તર) શુભ ભાવ, એનાથી કર્મક્ષય, અને એનાથી સર્વ કલ્યાણ મળે છે. કર્મક્ષયની સાથે ઉચ્ચ પુણ્ય પણ સહેજે મળે છે. એમ પુણ્યના સંગ્રહ થાય છે.

(૨) ચૈત્યવંદનથી આવો લાભ પામનાર સહેજે કૃતજ્ઞ બની ચૈત્યવંદનને અંતે ઉચિત યાને યોગ્ય અરિહંતાદિને વિષે ઉપયોગવાળો-પ્રણિધાનવાળો થાય. જેના આલંબને આટલો બધો લાભ મળે એમને કેમ ભૂલાય ?

(૩) અરિહંતાદિ એ લોકોત્તર શુભ ભાવોનું કારણ હોવાથી પ્રણિધાનને યોગ્ય છે.

(૪) જેમ 'જાવંત કે વિ સાહૂ'થી મુનિઓ, 'પુક્ખરવર૦'થી શ્રુત, ને 'સિદ્ધાણં૦'થી સિદ્ધોનું પ્રણિધાન કરાય છે, એવી રીતે ચિત્તસ્વાસ્થ્ય માટે સમ્યગ્દૃષ્ટિ દેવો પણ વૈયાવચ્ચ અને શાંતિ-સમાધિકારકતાગુણે સ્મરણ કરવા યોગ્ય છે. માટે આ સૂત્ર છે.

**સૂત્રની વ્યાખ્યા :-**

'વેયાવચ્ચગરાણં' એટલે વૈયાવચ્ચ કરનારના (નિમિત્તે). વૈયાવચ્ચ=પ્રવચન-જિનશાસન માટે વ્યાપાર, જેમકે અંબિકા કુષ્માણ્ડી વગેરેનો. 'સંતિગર' એટલે શાંતિ કરનાર. 'સમ્મદિટ્ઠિ' એટલે સામાન્યથી બીજા સમકિતી. 'સમાધિકર' એટલે કે સ્વપરને સમાધિ કરનાર એ જ બીજા. એમનું એ જ સ્વરૂપ છે કે એ સમ્યગ્દૃષ્ટિ હોવાથી સ્વપરને સમાધિ વગેરે જ આપે. એમ વૃદ્ધો કહે છે.

આ વૈયાવૃત્યકર આદિને આશ્રીને અહીં કાયોત્સર્ગ કરવાનો છે. કાયોત્સર્ગ સૂત્રની વ્યાખ્યા અને સ્તુતિ કઇ કહેવાની, તેની વિચારણા પૂર્વની જેમ જાણવી.

(લ૦-) नवरमेषां वैयावृत्त्यकराणां तथा तद्भाववृद्धेरित्युक्तप्रायं, तदपरिज्ञानेऽप्यस्मात् तच्छुभसिद्धाविदमेव वचनं ज्ञापकम् । न चासिद्धमेतत्, अभिचारुकादौ तथेक्षणात् । सदौचित्यप्रवृत्त्या सर्वत्र प्रवर्त्तितव्यमित्यैदम्पर्यमस्य । तदेतत् सकलयोगबीजम् । वन्दनादिप्रत्ययमित्यादि न पठ्यते, अपि त्वन्यत्रोच्छ्वसितेनेत्यादि, तेषामविरतत्वात्, सामान्यप्रवृत्तेरित्थमेवोपकारदर्शनात्, वचनप्रामाण्यादिति व्याख्यात सिद्धेभ्य इत्यादिसूत्रम् ।

અર્થઃ-કિન્તુ આ વૈયાવચ્ચ કરનારની વૈયાવચ્ચભાવની વૃદ્ધિ આ રીતે થાય છે એ (સૂત્રથીજ) કહેવાયા જેવું છે. એ વૈયાવચ્ચકારી જીવો વડે સ્વસંબંધી કાયોત્સર્ગ થયાનું જાણમાં ન હોય તો પણ આ કાયોત્સર્ગથી કાયોત્સર્ગ કરનારને શુભ (વિઘ્નોપશમ અને પુણ્યબન્ધાદિ સિદ્ધ થાય,

એમાં જ્ઞાપક આ (કાયોત્સર્ગ પ્રવર્તક) સૂત્ર જ છે; અને એ પ્રમાણસિદ્ધ નથી એમ નહિ; કેમકે (થોભણ-સ્તંભનાદિ) અભિચાર પ્રયોગમાં (મંત્રતંત્રાદિ કર્મમાં) તેવું (જેને ઉદ્દેશીને એ કર્મ કર્યું હોય એની અજાણતાં છતાં કરનારની ઇષ્ટ સિદ્ધિ થવાનું) દેખાય છે. સર્વ વિષયોમાં સદા ઔચિત્ય-પ્રવૃત્તિથી પ્રવર્તવું જોઇએ, એ આ(સૂત્રકાયોત્સર્ગ)નું તાત્પર્ય છે. એટલા માટે એ સમસ્ત યોગનું બીજ છે. 'વંદણવત્તિયાએ' એ (અહીં) નથી બોલવામાં આવતું; કિન્તુ 'અન્નત્થ ઊસસિએણં' વગેરે બોલાય છે; કેમકે એ (વૈયાવચ્ચકારી) અવિરતિવાળા છે. સામાન્ય પ્રવૃત્તિથી એજ રીતે ઉપકાર થવાનું દેખાય છે. એનું કારણ વચનપ્રમાણ છે. આ પ્રમાણે 'સિદ્ધાણં' વગેરે સૂત્રની વ્યાખ્યા થઇ.

વિવેચનઃ-

વૈયાવચ્ચકર અર્થે કાયોત્સર્ગથી કોને લાભ ?

અહીં વિશેષ આટલું સમજવાનું છે કે જે વૈયાવચ્ચ કરનારના નિમિત્તે આ કાયોત્સર્ગ કરવામાં આવે છે, એનાથી એમને વૈયાવચ્ચ કરવાનો ભાવ વધે છે, એ આ સૂત્રથી જ કહેવાયા જેવું છે. ભલે શબ્દશઃ નહિ તો ગર્ભિત રીતે. સૂત્ર મહર્ષિરચિત છે, મહર્ષિ નિરર્થક વચન નિષ્ફળ વચન કહે નહિ. એમણે વૈયાવચ્ચ કરનારના નિમિત્તે કાયોત્સર્ગ કરવાનું સૂચવ્યું, એ જ બતાવે છે કે એ કરવાથી વૈયાવચ્ચ કરનારને વૈયાવચ્ચનો ભાવ વધે છે, એ હકીકત છે. માટે તો આ સૂત્રથી કાયોત્સર્ગ કરવાનું કહે છે. એમ જો ભાવ વધવાનું ન બનતું હોય તો સૂત્ર બોલીને એ રીતે કાયોત્સર્ગ કરવાનું નિષ્ફળ જાય, અને એવું કરાવનાર આ સૂત્ર નિરર્થક ઠરે ! માત્ર ઉપચારવિધિ જેવું જ ઠરે ! અર્થાત્ ઓપચારિક વચન ઠરે ! પણ મહર્ષિ-વચન વ્યભિચારી યાને નિષ્ફળ હોય નહિ.

પ્ર૦-કાયોત્સર્ગ કરનાર અહીં જેના નિમિત્તે કાયોત્સર્ગ કરે છે એની, દૂર રહેલા એ કાયોત્સર્ગના વિષયભૂત વૈયાવચ્ચકારીને ખબર હોય જ એવું તો બનતું નથી. પછી એના ભાવ શી રીતે વધે ? ખબર હોય તો તો એથી એ વૈયાવચ્ચકર કાયોત્સર્ગ કરનાર ભાવિકની ઇચ્છા જાણીને વૈયા૦માં ઉત્સાહિત થાય એવું બને. પરંતુ એવું ન બનવાથી કાયોત્સર્ગ નિષ્ફળ નહિ ?

ઉ૦-ના, કાયોત્સર્ગ નિષ્ફળ નથી, કેમકે ભલે જેને ઉદ્દેશીને કાયોત્સર્ગ કરાય છે તેને એની ખબર ન હોઇ ફળ ન આવ્યું દેખાય; પરંતુ કાયોત્સર્ગ કરનારને તો અવશ્ય શુભ ફળ મળે છે. અહીં મૂળની વ્યાખ્યા ટીકાકાર શ્રી મુનિચંદ્રસૂરિજી મહારાજ આ પ્રમાણે લખે છે,-

तदपरिज्ञाने'त्यादि,-तैः=वैयावृत्त्यकरादिभिः, अपरिज्ञानेऽपि स्वविषयकायोत्सर्गस्य, 'अस्मात्'=कायोत्सर्गात् 'तस्य'=कायोत्सर्गकर्तुः, शुभसिद्धौ'=विघ्नोपशमपुण्यबन्धादिसिद्धौ, 'इदमेव'=कायोत्सर्गप्रवर्त्तकं वचनं, 'ज्ञापकं'=गमकम्, आप्तोपदिष्टत्वेन अव्यभिचारित्वात्। प्रयोगो,-यदाप्तोपदेशपूर्वकं कर्म्म तद्विषयेणाज्ञातमपि कर्तुरिष्टफलकारि भवति यथा स्तोभनस्तम्भनादि कर्म्म ....।

અર્થાત્ વૈયાવચ્ચકારી શાન્તિકારી....વગેરે વડે સ્વસંબંધી કાયોત્સર્ગ થઇ રહ્યાની ખબર ન કરાતી હોવા છતાં, કાયોત્સર્ગથી કાયોત્સર્ગના કર્તાને વિઘ્નશમન-પુણ્યબંધાદિ શુભ પ્રાપ્ત થાય છે.

આ શુભ સિદ્ધ થવામાં પ્રમાણ તરીકે આ 'વેયાવચ્ચગરાણં કરેમિ કાઉસ્સગ્ગં' એ કાયોત્સર્ગ-પ્રવર્તક વચન જ છે. આપ્ત પુરુષનું વચન નિરર્થક હોય નહિ. વચન જો છે. તો એ વચન વૈયાવચ્ચ કરનારના નિમિત્તે કાયોત્સર્ગ કરવાનું કહેતું હોવાથી કરનારને એ ક્રિયા ફળ લાવનારી હોવી જ જોઇએ.

અભિચાર પ્રયોગનું દૃષ્ટાન્તઃ-

કાયોત્સર્ગ કરનારને આ શુભ તરીકે વિઘ્નોપશમ યાને અંતરાય કર્મનો ક્ષયોપશમ અને પુણ્યબન્ધ વગેરે પ્રાપ્ત થાય છે. આ ફળ પ્રમાણ-પ્રતિષ્ઠિત નથી એમ નહિ, કેમકે અભિચાર પ્રયોગ આદિમાં, જેવા કે કોઇને થોભાવી-થંભાવી-કે મોહ પમાડી નાખવાના મંત્રતંત્ર પ્રયોગમાં એમ બનતું દેખાય છે. એમ શાન્તિક-પૌષ્ટિકાદિ શુભ ફળવાળા કર્મમાં પણ એવું બનતું દેખાય છે. ત્યાં જેને ઉદ્દેશીને એ પ્રયોગ કરવામાં આવે છે,

એને આ પ્રયોગની કશી ખબર નથી. પરંતુ સચોટ તેમજ બને, એટલે કે એ વ્યક્તિ થોભી જાય થંભી જાય, મોહ પામી આકર્ષાઇ જાય, યા શાન્ત થઇ જાય, કે અનુકૂળ બની જાય, એવી ચોક્કસ પ્રકારની મંત્ર-તંત્રાદિની સાધના બતાવનાર આપ્ત પુરુષના કથનના અનુસારે બરાબર એ સાધના કરવામાં આવે છે, તો એની અસર પેલી ખબર વિનાની વ્યક્તિ પર પડે છે. એ થોભણ, થંભણ, મોહન, કે શાંતિપુષ્ટિ વગેરે પામી જાય છે. (કલિકાલ-સર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે મંત્રપ્રયોગ કર્યો અને કંટકેશ્વરી દેવીને થોભી જવું પડયું. માનદેવસૂરિજીએ રચેલ મંત્રગર્ભિત લઘુશાન્તિસ્તવ શ્રી સંઘે ભણવાનું કર્યું ને ઉપદ્રવ કરનાર દેવતાને શાંત થઇ જવું પડયું.) આમાં પ્રયોગકર્તાને જનમતું તેવું કર્મ યા અંતરાયક્ષય કારણભૂત છે.

**અહીં કાયોત્સર્ગકર્તાને ફળ થવા અંગે** અનુમાન આ પ્રમાણે થઇ શકે,–જે આપ્ત પુરુષના કથનના અનુસારે મંત્રતંત્રાદિ કર્મ કરાય છે, તે એના ઉદ્દેશ્યભૂત વિષયને જ્ઞાન ન હોય છતાં કર્મકર્તાને ઇષ્ટ ફળ સાધી આપનારૂં બને છે; જેમકે, થોભણ-સ્તંભનાદિ કર્મ; એમજ આ વૈયાવચ્ચકારીને ઉદ્દેશીને કરાતી કાયોત્સર્ગ ક્રિયા છે, તો એ કાયોત્સર્ગ–કર્તાને ફળ કેમ ન પેદા કરે? એ ફળ અંતરાય-નાશ અને પુણ્યબંધ આદિ છે.

પ્ર૦-ભલે એ અંતરાયનાશ આદિ ફળ કાયોત્સર્ગકર્તાને મળો, પણ તેથી જેને ઉદ્દેશીને એ કાયોત્સર્ગ કરાય છે, એ વૈયાવચ્ચકારીને શું આવ્યું?

ઉ૦-જેવી રીતે થોભણ-સ્તંભનાદિ કે શાંતિક-પૌષ્ટિક શુભ કર્મમાં કર્મ કરનારને તેવા પ્રકારનો કોઇ પુણ્યબંધ અને વિઘ્નશમન (અતરાય-ક્ષય) થાય અને એની અસરથી સામાને થોભાવા-આકર્ષાયાનું બને; એવી રીતે પ્રસ્તુતમાં કાયોત્સર્ગ-કર્તાને ઉત્પન્ન થયેલ અંતરાયક્ષય અને પુણ્યની અસરથી વૈયાવચ્ચકારીને વૈયાવચ્ચનો ઉત્સાહ વધે. દેખાય છે કે કોઇને યશનામકર્મ–આદેયનામકર્મનો ઉદય થાય ત્યારે લોકો પર એની અસર પડી જવાથી એ એનો યશ ગાતા અને એનું વચન ઝીલતા થઇ જાય છે. એમ તેવા તેવા અંતરાય-કર્મનો નાશ થતાં ઇષ્ટવસ્તુ સહજ રીતે અનુકૂળ બની આવે છે. બસ, એ જ રીતે પ્રસ્તુતમાં વૈયાવચ્ચકારીનો વૈયાવચ્ચ ઉત્સાહ, કાયોત્સર્ગકર્તાના અંતરાયક્ષય – પુણ્યોદયપ્રભાવે, જાગવા – વધવાનું બને એમાં આશ્ચર્ય નથી.

**ભાવની બીજા પર સીધી અસર ખરી ?** :–

(આ પરથી એમ સૂચિત થાય છે કે કાયોત્સર્ગ કરનારના શુભ ભાવની અસર સીધી વૈયાવચ્ચકારી ઉપર પડી કાર્ય કરાવવાને બદલે અસર પોતાના ઉપર પડી અંતરાયક્ષય-પુણ્યબંધાદિ ઉત્પન્ન કરે છે, અને તે અંતરાયક્ષય-પુણ્યબંધાદિ વૈયાવચ્ચકારીમાં કાર્ય કરાવે છે. આ વસ્તુ શાન્તક- પૌષ્ટિક કાર્ય, પ્રાર્થના વગેરેમાં પણ બને છે. આ વાત યુક્તિગમ્ય પણ લાગે છે; નહિતર જો ભાવની બીજા પર સીધી અસર હોય તો ક્ષપકશ્રેણિ માંડનારના શુકલધ્યાનનો ભાવ તો એટલો બધો પ્રબળ હોય છે કે શાસ્ત્ર કહે છે કે જો બીજા આત્માનાં કર્મનું આ આત્મામાં સંક્રમણ થઇ શકતું હોત તો તો એ કર્મને પણ બાળી નાખત, તો પછી એટલા બધા ઉત્કૃષ્ટ શુભ ભાવની અસર સીધી બીજા પર કેમ ન પડે? માટે પડતી નથી એ હકીકત છે.)

**વૈયાવચ્ચી દેવો કેમ સ્મરણીય ?**:–

અહીં ચૈત્યવંદનમાં વૈયાવચ્ચકારીનું સ્મરણ અને એનું સૂત્ર શા માટે? એની ભૂમિકા બાંધતાં પ્રારંભે કહ્યું હતું કે 'ઉચિતેષુ ઉપયોગફલમેતત્' અર્થાત્ લોકોત્તર શુભ ભાવમાં કારણભૂત હોઇને યોગ્ય અરિહંતઆદિનું પ્રણિધાન કરાવનારૂં આ ચૈત્યવંદન છે, એ સૂચવવા 'વેયાવચ્ચગરાણં...' સૂત્ર બોલે છે, ને કાયોત્સર્ગ કરે છે. એથી આપણી લોકોત્તર શુભ ભાવની આરાધનામાં ઉપયોગી ચિત્તસ્વસ્થતા માટે સમ્યગ્દૃષ્ટિ દેવો પણ વૈયાવચ્ચ-શાંતિ-સમાધિકારકતાગુણે સ્મરણ-પ્રણિધાન કરવા યોગ્ય છે. એમના એ ગુણના પ્રભાવે દ્વેષી દેવો આદિ દ્વારા આપણી ચિત્તસ્વસ્થતા ન હણાય, અને તેથી આપણે લોકોત્તર શુભ ભાવ ભાવી શકીએ.

પછી એ વૈયાવચ્ચકારીનું સ્મરણ પણ ન કરીએ એ અનુચિત છે; સ્મરણ કરવું એ જ ઉચિત છે. તે આ સૂત્રથી અને કાયોત્સર્ગથી કરાય છે. એટલે પ્રસ્તુત સૂત્ર-કાયોત્સર્ગનું તાત્પર્ય આ જ નીકળે છે કે,

'औचित्यप्रवृत्त्या सर्वत्र प्रवर्त्तितव्यम्'

–અર્થાત્ ઔચિત્યસૂચક પ્રવૃત્તિથી જ બધે પ્રવર્તવું. ચૈત્યવંદન એ મહાન યોગ છે, તો એ પણ ઔચિત્યની પ્રવૃત્તિવાળો જ હોવો જોઇએ. ઔચિત્ય ન પાળે એ યોગ શું સાધી શકે? સાધવા માટે યોગ્ય જ નથી, અધિકારી જ નથી. નહિતર ચૈત્યવંદન એટલે અરિહંત પરમાત્માને વંદના; એમાં વળી વૈયાવચ્ચ-શાંતિસમાધિકારકને યાદ કરવાનું અને એમના નિમિત્તે કાયોત્સર્ગ કરવાનું શું કામ? પણ નહિ, ચૈત્યવંદન એ મહાન યોગ છે, તે ઔચિત્ય પ્રવૃત્તિવાળો જ શોભે, એ આ સૂત્ર સૂચવી રહ્યું છે. તેથી ફલિત થાય છે કે 'एतत्सकलयोगबीजम्'–ઔચિત્ય પ્રવૃત્તિ સમસ્ત યોગ-સાધનાનું બીજ છે. એ બીજ વિના યોગવૃક્ષ કેવું?

**ઔચિત્યપ્રવૃત્તિ સકલયોગબીજ કેમ ? :-**

બીજ આ રીતે છે કે પ્રથમ પગથિયે સહજ-મલહ્રાસનો યોગ સધાય છે ત્યાં દુઃખી પ્રત્યે અત્યન્ત દયા અને ગુણવાન પ્રત્યે અ-માત્સર્યની જેમ સર્વત્ર ઔચિત્ય પણ હોય જ. એમ, અપુનર્બંધકતાયોગ-માં પણ પાપમાં તીવ્રભાવ-અકરણ અને ભવ-અબહુ-માનની જેમ ઉચિત પ્રવૃત્તિ પણ ખરી. એ પછી અધ્યાત્મ આદિ પાંચ યોગમાં ય પ્રારંભે ઔચિત્ય-પાલન ખરૂં. એવી રીતે દર્શન-જ્ઞાન ચારિત્ર-તપ-રૂપ યોગ તથા જ્ઞાનાચારાદિ પંચાચારયોગમાં અને યમ-નિયમાદિ-સહિત અદ્વેષ-જિજ્ઞાસાદિથી સાધ્ય આઠ યોગદૃષ્ટિમાં પણ ઔચિત્ય પાયામાં જરૂરી છે.

'વૈયાવચ્ચગરાણં' સૂત્ર પછી 'વંદણવત્તિ-યાએ' સૂત્ર નથી બોલાતું,-કિન્તુ સીધું 'અન્નત્થ ઊસસિએણં'સૂત્ર બોલાય છે. એનું કારણ એ કે સમ્યગ્દૃષ્ટિ વૈયાવચ્ચઆદિ કરનાર દેવો અવિરતિ-વાળા છે. કાયોત્સર્ગ કરનાર વિરતિધર આત્માઓ ઊંચા ગુણસ્થાનકે હોઇ એમને વંદન કરે નહિ, એ આથી સૂચિત થાય છે. માટે એમની વંદના-નિમિત્તે કાયોત્સર્ગ કરવાનો હોય નહિ.

**સામાન્ય પ્રવૃત્તિથી પણ ઉપકાર :-**

પ્ર૦-તો પછી એમના માટે કાયોત્સર્ગ એ તો સામાન્ય પ્રવૃત્તિ થશે, એથી શો લાભ?

ઉ૦-સામાન્ય પ્રવૃત્તિરૂપે પણ આ રીતે કાયો-ત્સર્ગ કરવાથી ઉપકાર થાય છે એવું દેખાય છે. દા. ત. કોઈ વિઘ્ન-આપત્તિ વખતે શાસનદેવતા-નિમિત્તે કાયોત્સર્ગ કરવાથી દેવતા હાજર થઈ વિઘ્ન-નિવારણ કરી આપે છે. સુદર્શન શેઠ પર કલંક અને શૂલિએ ચઢવાનું વિઘ્ન આવ્યું, તો એમની પત્ની મનોરમાએ કાયોત્સર્ગથી શાસન-દેવતાને આકર્ષ્યા, અને શૂળીનું સિંહાસન થયું, ને કલંક ટળી યશવાદ થયો! માટે 'વંદનાદિલાભરૂપ વિશેષ નિમિત્ત રાખ્યા વિના, ખાલી કાયોત્સર્ગ-રૂપી સામાન્ય પ્રવૃત્તિથી શું થાય?' એવી શંકા ન રાખવી; એમ પણ લાભ થાય છે એમાં આ સૂત્રવચન જ પ્રમાણ છે, એમ જ લાભ થવાનું સૂત્રથી પ્રમાણિત છે.

# 'જયવીયરાય૦' પ્રણિધાનસૂત્ર

(લ૦-) पुनः संवेगभावितमतयो विधिनोपविश्य पूर्ववत् प्रणिपातदण्डकादि पठित्वा स्तोत्रपाठपूर्वकं ततः सकलयोगाक्षेपाय प्रणिधानं करोति कुर्वन्ति वा मुक्ताशुक्त्या । तदुक्तम्—

'पंचङ्गो' पणिवाओ थयपाढो होइ जोगमुद्दाए । वदण जिणमुद्दाए पणिहाणं मुत्तसुत्तीए ॥१॥
दो जाणू दोण्णि करा पंचमङ्गं होइ उत्तमङ्गं तु । सम्मं संपणिवाओ नेओ पंचङ्ग पणिवाओ ॥२॥
अण्णोण्णतरियंगुलिकोसागारेहि दोहिं हत्थेहिं । पिट्ठोवरि कोप्परसंठिएहिं तह जोगमुद्दाए ॥३॥
चत्तारि अंगुलाइं पुरओ, ऊणाइं जत्थ परिच्छमओ । पायाणं उस्सग्गो, एसा पुण होइ जिणमुद्दा ।४।
मुत्तासुत्ती मुद्दा समा जहिं दोवि गब्भिया हत्था । ते पुण णिडालदेसे लग्गा अण्णे अलग्गंति ॥५॥

અર્થ:-સંવેગથી ભાવિત મતિવાળા એક કે અનેક સાધક વિધિપૂર્વક બેસીને પૂર્વની જેમ પ્રણિપાત-દંડક (નમોત્થુણં) વગેરે સૂત્ર બોલી સ્તોત્રપાઠ પૂર્વક તે પછી સમસ્ત સમાધિના આકર્ષણ માટે મુક્તાશુક્તિ-મુદ્રાથી પ્રણિધાન કરે, (પ્રણિધાનસૂત્ર બોલે) કહ્યું છે,-

(૧) પંચાંગ પ્રણિપાત અને સ્તવપાઠ યોગ-મુદ્રાથી થાય, 'વંદણ વત્તિયાએ....' ઇત્યાદિ બોલી કાયોત્સર્ગ જિનમુદ્રાથી થાય, અને પ્રણિધાન મુક્તાશુક્તિ મુદ્રાથી થાય.

(૨) બે ઢીંચણ, બે હાથ અને પાંચમું અંગ મસ્તક છે. (એ ભૂમિને અડાડી) સમ્યક્ નમસ્કાર કરાય તેને પંચાંગ પ્રણિપાત કહે છે.

(૩) તથા અન્યોન્ય આંતરે રાખેલ આંગળીઓવાળા બે હાથ પેટ ઉપર કોણી રાખી સ્થાપિત કરવાથી યોગમુદ્રા થાય.

(૪) આગળ ચાર આંગળ અને પાછળ તેથી ન્યૂન અંતરે બે પગ રાખી જ્યાં કાયોત્સર્ગ થાય તે જિનમુદ્રા છે.

(૫) જ્યાં બંને હાથ (મોતીની છીપની જેમ) સમાન જોડેલા હોય અને તે પણ લલાટપ્રદેશે લાગેલા હોય, બીજાઓ કહે છે લાગેલા (સ્પર્શેલા) નહિ, તે મુક્તાશુક્તિમુદ્રા કહેવાય.

વિવેચન:-

'પ્રણિધાનસૂત્ર' નામ કેમ ?

હવે 'જયવીયરાય૦'સૂત્રની વ્યાખ્યા શરૂ થાય છે. આ સૂત્રને 'પ્રણિધાનસૂત્ર' કહેવામાં આવે છે. 'પુક્ખરવર'સૂત્ર-વ્યાખ્યાનમાં 'પ્રણિધાન' અને 'આશંસા' શબ્દ એક અર્થમાં વપરાયા છે. ત્યાં શ્રુતધર્મવૃદ્ધિની જ આશંસાની વાત હતી; તો અહીં ભવનિર્વેદ આદિ અનેક વસ્તુની આશંસાની જ વાત છે, તેથી આ સૂત્રને 'પ્રણિધાનસૂત્ર' કહે છે. એ આશંસા માટેનું સૂત્ર છે.

સંવેગભાવિત મતિની કેમ જરૂર ? :-

આ સૂત્ર બોલવા પૂર્વે આત્મા સંવેગરસ,-મોક્ષ-લગની અને આત્મહિતકર ધર્મરંગથી ભાવિત મતિવાળો બન્યો હોવો જોઇએ; કેમકે એ હોય તો જ 'જયવીયરાય' સૂત્રમાં જે માગવાનું છે, તેની દિલમાં સાચી આશંસા પ્રગટે. આશંસિત વસ્તુઓ આધ્યાત્મિક છે, આત્મહિતની છે; જો આત્મહિતકર ધર્મનો રંગ જ ન હોય અને કેવળ ભૌતિક ઉન્નતિની જ તમન્ના હોય તો દિલમાં ભવનિર્વેદ વગેરેની સાચી ઇચ્છા-આશંસા-અભિલાષા ઊઠે જ શાની ? માટે અહીં કહ્યું કે આ સૂત્ર બોલવા પૂર્વે પોતાની નિર્મળ બુદ્ધિને સંવેગરસથી ભાવિત-વાસિત-લચબચ કરેલી હોય.

સંવેગથી ભાવિત મતિવાળો બનેલો એ સાધક સિદ્ધાણં૦ સુધી કાયોત્સર્ગ અને સ્તુતિ કર્યા પછી વિધિપૂર્વક અર્થાત્ પગ તથા ભૂમિનું પ્રમાર્જન કરીને નીચે બેસે. બેસીને પૂર્વની જેમ પ્રણિપાત-દંડક-'નમોત્થુણં' વગેરે સૂત્ર બોલે. પછી સ્તોત્ર-સ્તવન બોલે. ત્યારબાદ આ પ્રણિધાનસૂત્ર મુક્તા-શુક્તિ મુદ્રાથી બોલે અને પ્રણિધાન કરે, અર્થાત્ એમાં આશંસિત વસ્તુઓની આશંસા કરવામાં તન્મય ચિત્ત કરે, મનને એમ થાય કે 'આ આ મારે જોઇએ જ છે; મને એ જરૂર મળો, ક્યારે

એ મળે !...' એવી ઉત્કટ ઝંખના સાથે સૂત્રના પદેપદ પર સચોટ અર્થનું લક્ષ રાખી સૂત્ર બોલાય ત્યારે ખરેખર પ્રણિધાન કર્યું ગણાય. પ્રણિધાનની બલિહારી છે. સમસ્ત સમાધિના ઉત્થાન-આકર્ષણ-વૃદ્ધિ અર્થે પ્રણિધાન કરવાનું છે. આનું સ્પષ્ટીકરણ આગળ કરે છે. પરંતુ અહીં પ્રણિધાન મુક્તાશુક્તિ મુદ્રાથી કરવાનું કહ્યું, તે પ્રસંગથી વિવિધ મુદ્રા અને એનું સ્વરૂપ ૫ શ્લોકથી બતાવે છે.

**ત્રણ મુદ્રાનું સ્વરૂપ :-**

મુદ્રા એટલે ક્રિયા વખતે શરીર-હાથપગ વગેરેની નિયત અવસ્થા. આ જાળવવી જ જોઇએ કેમકે એ 'આસન' નામનો યોગાંગનો એક પ્રકાર છે. તેમજ સ્થાન-વર્ણ-અર્થ-આલંબન-નિરાલંબન એ પાંચ પ્રકારના યોગમાં પ્રથમ યોગ 'સ્થાન' એ આસન-મુદ્રાનો યોગ છે.

મુદ્રા ૩ પ્રકારે હોય છે, યોગમુદ્રા, જિનમુદ્રા અને મુક્તાશુક્તિમુદ્રા એમાં, (૧) પંચાંગ નમસ્કાર કરવાનો તથા સ્તવ-સૂત્ર બોલવાના, તે યોગમુદ્રાથી. (૨) વંદનાદિ નિમિત્ત ( વંદણવત્તિયાએ... ) જે ધ્યાન-અવસ્થા કરાય તે જિનમુદ્રાથી. (૩) પ્રણિધાનસૂત્ર બોલાય તે મુક્તાશુક્તિ-મુદ્રાથી. પંચાંગ પ્રણિપાત અને ત્રણ મુદ્રાનું સ્વરૂપ આ રીતે :-

પંચાગ પ્રણિપાત એટલે ૨ ઢીંચણ, ૨ હાથ અને મસ્તક ભૂમિને અડાડી કરાતો નમસ્કાર.

(૧) યોગ-મુદ્રામાં બે હાથ કોણીથી પેટ પર સ્થાપિત કરેલા હોય, અને બંનેની આંગળીઓ એ રીતે સામસામી એક બીજાના આંતરે રહી હોય કે જેથી અણખુલેલા કમળના ડોડા જેવો આકાર થાય; અર્થાત્ જોડેલા હાથની હથેલી વચમાં સહેજ પોલી રહે, અને આંગળીના ટેરવા સામસામે ઉલટાસુલટી એકની પછી બીજો, બીજા પછી ત્રીજો....એમ ગોઠવાઇ જાય.

•(૨) જિનમુદ્રા એ કાયોત્સર્ગ-મુદ્રા છે, જિનેશ્વર ભગવાન ચારિત્ર-સાધનાના કાળમાં મોટા ભાગે ઊભા ઊભા આ મુદ્રાએ ધ્યાનમાં રહે છે, માટે એ જિનમુદ્રા. એમાં બે પગના પંજા જમીન પર હોય, ને આગળથી બે અંગૂઠા ચાર આંગળના અંતરે હોય, તથા પાછળથી એડી ચારથી સહેજ ઓછા અંતરે હોય; બે હાથ સહજ લટકતા છોડી દીધા હોય; દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ પર સ્થાપિત કરી હોય. બસ નિશ્ચલ ધ્યાન ધરવા માટે આ રીતે મૌન સાથે શરીરગાત્ર સ્થિર કરી દેવાય તે કાયોત્સર્ગમુદ્રા એ જ જિનમુદ્રા.

•(૩) મુક્તાશુક્તિમુદ્રામાં યોગમુદ્રાની જેમ બે હાથ જોડેલા હોય પરંતુ મોતીની શુક્તિ (છાપ)ની જેમ વચમાં વધુ પોલાણ રાખી આંગળીના ટેરવા સામસામે અડે એ રીતે સમપણે પાંચે આંગળી એક બીજાને સ્પર્શીને રહી હોય. યોગમુદ્રામાં તો ટેરવાં એક બીજાને આંતરે રહેવાથી ત્યાં આંગળી આંગળી વચ્ચે સ્હેજ ખાલી જગા રહે, જ્યારે અહીં નહિ. વળી હાથની અંજલી કપાળે અડેલી હોય; કોઇ આચાર્ય કહે છે અડ્યા વિના કપાળ આગળ રહી હોય; તેથી સહેજે બે કોણી પેટ પરથી ઉંચકાઇ ઊંચી આવે.

સારાંશ, ' જયવીયરાય ' સૂત્ર, ' જાવંતિ ચેઈઆઈ ', અને ' જાવંત કેવિ સાહૂ ' સૂત્ર, એ ત્રણ પ્રણિધાનસૂત્ર કહેવાય છે. તે મુક્તાશુક્તિ મુદ્રાથી અંજલી લલાટે રાખીને બોલવાના. બાકી બધા સૂત્રોનું ઉચ્ચારણ યોગમુદ્રાએ હાથ જોડીને કરવાનું. પંચાંગ-પ્રણિપાત ( ખમાસમણું ) પણ જમીન પર બે હાથ પહોળા કરીને નહિ, કિન્તુ યોગમુદ્રાએ બે હાથ અડાડીને કરાય. એમાં અંજલી જો ભૂમિ પર બે ઢીંચણની લગોલગ રાખીને અડાડાય તો માથું સહેજે જમીન પર બરાબર અડશે. બધા કાયોત્સર્ગ ઊભા ઊભા જિનમુદ્રાએ કરવાના.

(લ૦) प्रणिधानं यथाशयं यदस्य तीव्रसंवेगहेतुः, ततोऽत्र सद्योगलाभः । यथाहुरन्ये,-तीव्रसंवेगानामासन्नः समाधिः मृदुमध्याधिमात्रत्वात्, ततोऽपि विशेष...'इत्यादि । प्रथमगुणस्थानां तावदैत्रविधमुचितमिति सूरयः ।

અર્થ:-આને જે કારણથી-પ્રણિધાન આશયાનુસારે તીવ્ર સંવેગનું કારણ બને છે, એટલા માટે (એ તીવ્ર સંવેગથી) અહીં પ્રણિધાનમાં શુદ્ધ સમાધિની પ્રાપ્તિ થાય છે; જેમ કે બીજાઓ પણ કહે છે,-'જે કારણથી તીવ્ર સંવેગ (પ્રબળ મોક્ષાભિલાષા) વાળાને સમાધિ નજીક-(શીઘ્રભાવી)

છે, કેમકે (તીવ્ર સંવેગ) મૃદુ, મધ્યમ અને પ્રબળ, (એમ ૩ કક્ષાનો) હોય છે, તેથી સમાધિ પણ (ત્રિવિધ) તારતમ્યવાળી હોય છે,....' ઈત્યાદિ. આચાર્યે એમ કહે છે કે એટલા જ માટે પહેલા ગુણસ્થાનકે રહેલાને (તારતમ્યવાળું પ્રણિધાન) હોવું યુક્તિયુક્ત છે.

વિવેચનઃ–

સંવેગ–સમાધિ–તારતમ્ય :–

અહીં પહેલાં જે કહ્યું કે સંવેગથી ભાવિત મતિવાળો પ્રણિધાન કરે, એનું હવે ફળ વર્ણવે છે. પ્રણિધાન પોતપોતાના આંતરિક આશય યાને વિશુદ્ધ ચિત્ત વલણને અનુસારે જેને જેવા જેવા મંદ–મધ્યમ–તીવ્ર સંવેગનું ઉત્પાદક બનવાનું, એને એવી તરતમતાવાળી સમાધિ ઊભી થવાની.

**તીવ્ર શુભાશયથી તીવ્ર પ્રણિધાનઃ**– આમાં પહેલી વાત એ આવી કે 'યથાશયં પ્રણિધાનં'; એટલે પ્રણિધાન ઉચ્ચતમ બનાવવા માટે ઉચ્ચતમ શુભાશય, શુભ ચિત્તપરિણામ, શુભ અધ્યવસાય આવશ્યક છે. એ શુભાશય જેટલો જ્વલંત હશે એટલું આ સૂત્રમાં પ્રાર્થિત ભવનિર્વેદાદિનું સતેજ પ્રણિધાન થશે, જ્વલંત આશંસા થશે. શુભાશય મૂળ સંવેગ અર્થાત્ મોક્ષવાંછાના ઘરનો હોય છે, તો જ આ આશંસાઓ સાચા રૂપમાં પ્રગટે છે. મોક્ષનો ઉદ્દેશ જ ન હોય તો એ પ્રગટે જ શા માટે? અને પ્રગટે તો સાંસારિક વિષયસુખના ઉદ્દેશમાં વળે ય શું? એટલે સંવેગના ઘરના શુભાશયથી પ્રગટતી આ આશંસા, શુભાશયની જેટલી ઉત્કટતા, તેટલી જોરદાર રહેવાની.

વળી તીવ્ર પ્રણિધાનથી તીવ્ર; સંવેગ ને આશંસા–પ્રણિધાનની ઉત્કટતાથી સંવેગ–મોક્ષાભિલાષ પણ ઉત્કટ બનવાનો. સહજ છે કે મોક્ષના આકર્ષક ભવનિર્વેદાદિની આશંસા તીવ્ર બની એટલે મોક્ષની આશંસારૂપ સંવેગ પણ તીવ્ર બને. અલબત એ માટે પુરુષાર્થ કરવો જોઇએ. પુરુષાર્થ આ,–ભવનિર્ગુણતા–નિસ્સારતાના સચોટ ખ્યાલ સાથે, એમ બીજી આશંસિત વસ્તુઓ માર્ગાનુસારિતાદિની પરમહિતકારિતા–ઉપાદેયતા સમજીને એ ભવનિર્વેદાદિની, પ્રાપ્ત કરવા–વધારવાની પાકી ગરજપૂર્વક અત્યંત ગદ્‌ગદ દિલે આશંસા પ્રગટ કરવી જોઇએ. આ આશંસિત ભવનિર્વેદાદિ આગળ દુન્યવી બધું તુચ્છ લાગે; બેકાર, ભવવર્ધક, અને દુઃખના પાકા દૂતરૂપ લાગે; એવા દિલથી કરાતી આની આશંસા–પ્રણિધાન તીવ્ર તીવ્રતર તીવ્રતમ બને, એથી સંવેગભાવ પણ એમ જ વિકસતો રહે.

**તીવ્ર સંવેગથી સદ્ યોગનો લાભ થાયઃ** સદ્ યોગ એટલે સમાધિ, નિર્મળ ચિત્તપ્રસાદ. પ્રણિધાન શુભાશયની તીવ્રતાથી તીવ્ર બની ઉત્કટ સંવેગ પેદા કરે છે. ત્યાં પ્રણિધાનમાં શુદ્ધ સમાધિ, નિર્મળ ચિત્તપ્રસાદ સહેજે પ્રાપ્ત થાય છે. ભવનો નિર્વેદ (ખેદ), માર્ગાનુસારિતા વગેરેની ઉત્કટ આશંસા થઇ, એ સૂચવે છે કે ભવના ભોગના આવેશ (વિષયાવેશ), ઉન્માર્ગગમન, વગેરે દિલને ખૂંચ્યા, ખટક્યા; તેથી એના યોગે જે ચિત્તની અસ્વચ્છતા રહેતી હતી, ઉકળાટ–વિહ્વળતા–મલિનતા રહેતી હતી, તે હવે શાંત પડી ચિત્તની સ્વચ્છતા–નિર્મળતા થાય એ સહજ છે. આ સદ્ યોગ છે, સમાધિ છે. તીવ્ર પ્રણિધાન વખતે ઉત્કટ સંવેગથી એ શક્ય બને છે.

**પતંજલિઃ 'તીવ્ર સંવેગ શીઘ્ર સમાધિ' :–**

ઇતર શાસ્ત્રમાં પણ આ વાત મળે છે. યોગદર્શનકાર પતંજલિ કહે છે કે "તીવ્ર સંવેગવાળાને સમાધિ શીઘ્રભાવી બને છે. તે પણ મૃદુ–મધ્ય–ઉત્કૃષ્ટ તીવ્ર સંવેગ હોઈ શકે છે, તેથી એના દ્વારા પણ જન્મતી સમાધિ વિશેષતાવાળી તરતમતાવાળી અર્થાત્ શીઘ્રભાવી, વધુ શીઘ્રભાવી, અને અતિ શીઘ્રભાવી બને છે. ઇત્યાદિ."

**મૃદુ–મધ્ય–અતિમાત્ર સંવેગથી ૩-૩ સમાધિઃ–**

આમાં 'એના દ્વારા પણ' કહ્યું એમાં 'પણ'થી સૂચવ્યું કે મૃદુ યા મધ્ય માત્રામાં થતા સંવેગથી તો શીઘ્રભાવી–અધિક શીઘ્રભાવી–અતિ શીઘ્રભાવી સમાધિ, એમ ત્રિવિધ સમાધિ થાય જ છે, કિન્તુ તીવ્ર માત્રાના સંવેગથી પણ ત્રિવિધ સમાધિ બને છે.

વળી છેલ્લે 'ઇત્યાદિ' કહ્યું એમાં "આદિ" પદથી સૂચવ્યું કે મૃદુ, મધ્યમ કે અત્યન્ત ઉત્કટ માત્રાના યમ, નિયમ આદિ દરેક ઉપાય દ્વારા પણ ત્રિવિધ સમાધિ યાને મનઃપ્રસાદ–ચિત્તસ્વ-

સ્વચ્છતા પ્રાપ્ત થાય છે. આમ મૃદુથી શીઘ્રભાવી-અધિક શીઘ્રભાવી-અતિ શીઘ્રભાવી સમાધિ, એમ મધ્યમથી પણ એ ત્રિવિધ સમાધિ, અને ઉત્કૃષ્ટથી ય એ જ ત્રિવિધ સમાધિ, એ રીતે નવ પ્રકારે સમાધિ થાય.

આ સૂચવે છે કે યમ અર્થાત્ અહિંસા, સત્ય આદિ શું, કે પ્રસ્તુત ભવનિર્વેદાદિનું પ્રણિધાન શું, એ શીઘ્ર ચિત્તસ્વચ્છતા કરનારા બને એવા કરાવા જોઈએ. ચિત્તસ્વચ્છતા એ કસોટી-રેખા છે. એના પરથી પેલા વાસ્તવિક રૂપમાં થયાનું માપ નીકળે છે. પાછી એમાં તીવ્ર સંવેગની ઉત્કટતા પણ મપાય છે.

**પ્રણિધાન ૧લે ગુણસ્થાનકે પણઃ-**

હવે પૂર્વાચાર્યો કહે છે કે પ્રથમ ગુણસ્થાનક મિથ્યાત્વ ગુણસ્થાનકે રહેલા મંદ મિથ્યાદૃષ્ટિ જીવોને પણ આ ભવનિર્વેદ આદિની આશંસા-પ્રણિધાન થવું યુક્તિયુક્ત છે. ભલે એને સર્વજ્ઞ-કથિત તત્ત્વની બોધિ હજી પ્રાપ્ત નથી, છતાં આ પ્રણિધાન કરતાં કરતાં એ પામવી સરળ બને છે. એનો અર્થ એ, કે સમકિત આવતાં પહેલાં પણ આ પ્રણિધાન જરૂરી છે, અને આવ્યા પછી ય ઊંચે ગુણસ્થાનકે જવા તીવ્ર-તીવ્રતર પ્રણિધાન આવશ્યક છે.

(લ૦-) जयवीयराय जगगुरु ।
होउ मम तुहप्पभावओ भयवं ! ।
[1]भवनिव्वेओ, [2]मग्गाणुसारिया,
[3]इट्ठफलसिद्धी ॥ १ ॥
[4]लोयविरुद्धचाओ,
[5]गुरुजणपूया [6]परत्थकरणं च ।
[7]सुहगुरुजोगो,
[8]तव्वयणसेवणा आभवमखंडा ॥ २ ॥

अस्य व्याख्या,-'जय वीतराग जगद्गुरो!' भगवतस्त्रिलोकनाथस्यामन्त्रणमेतत् भावसन्निधानार्थम् । 'भवतु मम त्वत्प्रभावतो'=जायतां मे त्वत्सामर्थ्येन, 'भगवन् !'

**અર્થઃ**-'હે વીતરાગ જગદ્ગુરુ ! મારે તમારા સામર્થ્યથી, હે ભગવન્ ! (૧) સંસાર પર ખેદ (કંટાળો), (૨) તત્ત્વાનુસારિતા, (૩) ઇષ્ટ (અવિરોધી) ફળની નિષ્પત્તિ, (૪) લોકવિરુદ્ધનો ત્યાગ, (૫) વડિલ જનની પૂજા, (૬) પરનાં કાર્યનું સંપાદન, (૭) શુભ ગુરુનો યોગ, (૮) એમના વચનની આરાધના. આ ભવ પર્યન્ત (યાવત્ સંસાર છે ત્યાં સુધી) થાઓ' આની વ્યાખ્યા,-'જય વીયરાય જગગુરુ,'-એ ભગવાન ત્રિલોકનાથને આમંત્રણ (સાધકને) ભાવનિકટતા માટે છે. 'હોઉ મમ તુહપ્પભાવઓ' એટલે મારે તમારા સામર્થ્યથી થાઓ, 'ભયવં' એટલે હે ભગવન્ !

**વિવેચન :-**

**પ્રણિધાન નહિ એ ઈનામ વખતે ગેરહાજર ! :-**

હવે આ પ્રણિધાનસૂત્રની ગાથાના પદેપદની વ્યાખ્યા કરવામાં આવે છે. પહેલી બે ગાથાનો શબ્દાર્થ ઉપર બતાવ્યો છે. એમાં વીતરાગ જગદ્ગુરુને આમંત્રીને એમના પ્રભાવથી-સામર્થ્યથી આ આઠ બાબતો થવાની આશંસા વ્યક્ત કરવામાં આવી છે,—

ભવનિર્વેદ, માર્ગાનુસારિતા,
ઈષ્ટ ફળસિદ્ધિ, લોકવિરુદ્ધ-ત્યાગ,
ગુરુજન-પૂજા, પરાર્થકરણ,
શુભગુરુયોગ, ને શુભગુરુવચનસેવા.

—આ આઠ વસ્તુનું પ્રણિધાન-આશંસા, અહીં પૂર્વે કહેવામાં આવ્યું કે, મિથ્યાત્વ-ગુણસ્થાનકે રહેલા આત્માઓ પણ કરે; તે પણ આશંસા તરતમતાએ તીવ્ર સંવેગનું કારણ બને એવી કરે. અર્થાત્ પ્રભુ આગળ આ આશંસા કરતાં તીવ્ર ધર્મરંગ જાગે એ રીતે આશંસા એ યોગ્ય છે, યુક્તિયુક્ત છે. એ સૂચવે છે કે આ પાયાની વસ્તુ છે.

અહીં, સારી રીતે દ્રવ્ય ખરચીને જિનપૂજા કર્યા પછી સ્તવન-ગુણગાન કર્યા ઉપર, જાણે ઇનામ માગવાનું હોય તેમ આ આઠનું પ્રણિધાન કરવાનું છે, આશંસા કરવાની છે. એ વખતે ચિત્ત કેટલું બધું એકાગ્ર, તન્મય અને ભાવભર્યું હોય ? જો એ નહિ, તો મોટા ચક્રવર્તીની સારી રીતે અર્થ-વ્યય કરવા પૂર્વક સ્તુતિ-ગુણગાન કર્યા બાદ, ચક્રવર્તી

'બોલ, શું જોઈએ છે ?' એમ કહી ઈનામ માગવા સૂચવે, ત્યારે એ ઇનામના વખતે જ ગેરહાજર રહેવા જેવું કે ઝોકું ખાવા જેવું થાય ! ત્યાં તો પહેલેથી જ સેવાભક્તિ વખતે ચિત્ત ઇચ્છિત વસ્તુની માગણી માટે તત્પર હોય છે. તો ઇનામનો અવસર આવી લાગ્યે તો, કેટલુંય સજાગ હોય અને કેવીક ગદ્‌ગદતાથી ઈનામ માગી લે છે ! બસ, એમ અહીં પણ ચિત્ત આ આશંસિત આઠ વસ્તુ માટે પહેલેથી જ તૃષ્ણાળુ અને તત્પર હોય, અને છેવટે આ સૂત્ર બોલવાના અવસરે તો ભારે તન્મયતા–તત્પરતાવાળું બની ગદ્‌ગદ દિલે એની આશંસા વ્યક્ત કરે. માટે જ આને 'પ્રણિધાનસૂત્ર' એવું ખાસ નામ આપવામાં આવ્યું છે. દરેક સૂત્રમાં પ્રણિધાન તો જરૂરી છે જ, પણ આમાં વિશેષરૂપનું જરૂરી છે.

**ભવનિર્વેદાદિ અતિ જરૂરી:**–બીજી વસ્તુ એ છે કે આ પ્રણિધાન–આશંસા મિથ્યાદૃષ્ટિ અવસ્થાથી માંડીને ઠેઠ વીતરાગ બનવા સુધીમાં ઉચિત છે, એ સૂચવે છે કે મોક્ષમાર્ગની આરાધનાના અભિલાષીને આ આઠ બાબતો પ્રથમ પગથિયે અત્યંત આવશ્યક છે. માટે ધર્મની બીજી સાધનાઓ ભલે કરતા હોઇએ, પરંતુ આ વસ્તુઓની લેશ પણ ઉપેક્ષા થઇ શકે નહિ; ઉલ્ટું આની પ્રાપ્તિ અને ઉત્તરોત્તર અધિકાધિક વિકાસની ભારે ધગશ રહે, તેમજ એ માટે પ્રયત્ન પણ સદા જાગતો રહે. મન નિશ્ચિતપણે કહે કે 'આ ભવનિર્વેદ યાને સંસાર પર વૈરાગ્ય વગેરે વિના ચાલી શકે જ નહિ, ધર્મની સગાઇ જ થાય નહિ; માટે આ વસ્તુઓ તો મારે પહેલી જ જોઈએ. કેમકે ભવનિર્વેદાદિ આવવા પર જ ધર્મ મંડાય છે. એની આશંસા-પ્રાર્થના પણ કરૂં; કેમકે પ્રાર્થનાથી જ ઇષ્ટ સિદ્ધિ થાય; અને એ માટે શક્ય પુરૂષાર્થ પણ ખાસ રાખ્યા કરૂં'–મનના આ નિર્ધાર સાથે રોજ આ સૂત્ર અનેકવાર બોલે.

ભવનિર્વેદાદિ પ્રાપ્ત છતાં પ્રાર્થના:–

પ્ર૦–સૂત્રની વસ્તુ પ્રાપ્ત થઇ ગયા પછી, દા.ત. મુનિઓને, શા માટે હવે આ સૂત્ર બોલવાનું હોય ? પ્રાપ્તની હવે શી આશંસા કરવાની ?

ઉ૦–મોટા મુનિઓને પણ આ સૂત્ર બોલવાનું છે તે ઊંચી કક્ષાની એ વસ્તુની આકાંક્ષાથી. એ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે,

આ ભવનિર્વેદ આદિ આશંસિત વસ્તુ કાંઈ એક જ કક્ષાની નથી હોતી. એ તો ઊંચી ઊંચી માત્રાએ તરતમતાવાળી અનેક પ્રકારે હોય છે. એટલે પોતાને પ્રાપ્ત ભવનિર્વેદાદિ કરતાં પણ અધિક ઊંચા ભવનિર્વેદાદિ પ્રાપ્ત કરવા માટે પ્રણિધાન–આશંસા કરાય એ સહજ છે, જરૂરી જ છે. ભવનિર્વેદાદિની તરતમતા–ઓછાવત્તાપણું જગતના જીવ–જીવ વચ્ચે પણ દેખાય છે. આ સૂચવે છે કે ભવનિર્વેદ પ્રાપ્ત કર્યા પછી સંતોષ વાળી દેવાનો નથી કે 'મને એ પૂર્ણ સ્વરૂપે ઉત્કૃષ્ટ કક્ષાના પ્રાપ્ત થઇ ગયા.' ના, વીતરાગભાવ ન આવે ત્યાંસુધી ગુણોમાં ઉત્કર્ષ–ઉચ્ચતા વધારતા જ જવાનું છે. તેથી આ સૂત્ર બોલતાં અપ્રાપ્ત ગુણાધિકતા તરફ લક્ષ રહેવું જ જોઇએ.

આમ ૩ વસ્તુ લક્ષમાં રાખવાની થઇ,–

(૧) ઇનામ વખતે ગેરહાજર નહિ, પરંતુ આ સૂત્ર બોલતાં આ ૮ વસ્તુ પોતાને ખાસ જોઇએ છે એ તીવ્ર ગરજથી ગદ્‌ગદ દિલે અને તત્પર તન્મય ચિત્તે એની આશંસા વ્યક્ત કરવાની; 'એ મારે જોઇએ છે' એ ભાવ કરીને સૂત્ર બોલવાનું.

(૨) ધર્મની બધી સાધનાઓના પાયામાં આ આવશ્યક છે, આના વિના ન જ ચાલે, એ સચોટ નિર્ધારથી જ આની આશંસા અને પુરુષાર્થ જોઇએ.

(૩) આ પ્રાપ્ત હોય તો ય સંતોષ ન વાળી લેતાં એનાથી ઊંચી માત્રાના આ જ ગુણ પ્રાપ્ત કરવા માટે તીવ્ર ધગશથી જ આશંસા વ્યક્ત કરવાની.

'જય આશીર્વાદ નહિ, પ્રાર્થના :–

'જય વીયરાય જગગુરુ !'='હે વીતરાગ જગદ્‌ગુરુ ! તમે જય પામો, વિજયવંતા રહો.' ભગવાનને શું આપણે આશીર્વાદ આપીએ છીએ ? ના, ભગવાન તો વિજયવંતા જ છે. એ બહુ મોટા પુરુષ છે, પરમ પુરુષ છે; એમને આપણે આશીર્વાદ આપનાર કોણ ? કિન્તુ આપણે આશંસા વ્યક્ત કરીએ છીએ કે 'પ્રભુ ! આપ મારા

દિલમાં વિજયવંતા રહો કે જેથી કારમા આંતર શત્રુઓ મારા દિલમાંથી ભાગી જાય મારા પર સામ્રાજ્ય આજસુધી રાગાદિ આંતર અરિગણનું ચાલી આવ્યું છે, તે હવે આપનું, આપના ગુણોના જ પ્રબળ આકર્ષણનું, પક્ષપાતનું, અને આપની આજ્ઞાનું સામ્રાજ્ય પ્રવર્તુ રહે.' આ ભાવથી 'જય વીયરાય...' બોલવાનું છે. એટલા જ માટે અહીં લલિતવિસ્તરાકાર કહે છે કે 'જય વીયરાય જગગુરુ' એ ત્રિલોકનાથ ભગવાનને આમંત્રણ છે, આમંત્રવાનું વચન છે અને તે ભાવસંનિધાન માટે છે.'

'ભાવ-સંનિધાન' એટલે-

•(૧) હૃદયમાં વીતરાગનું ભાવથી સંનિધાન અર્થાત્ નિકટતા, સાંનિધ્ય, નિશ્રા હોય તે. દ્રવ્યથી સાંનિધ્ય તો, એ હાલ મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા હોઇ, ત્યાંના રહેવાસીને છે; અથવા એ મોક્ષમાં બિરાજમાન હોઇ ત્યાં રહેલાને છે. પરંતુ ભાવથી આપણા જ્ઞાનોપયોગરૂપે આપણા દિલમાં વસ્યા રહે, એ આપણી પાસે જ હોય, સંનિહિત જ હોય, એવી આકાંક્ષા છે. અથવા 'ભાવસંનિધાન' એટલે,

•(૨) ભાવનું સંનિધાન. અર્થાત શુભ ભાવની પાર્શ્વવર્તિતા; અર્થાત્ શુભ ભાવ જ આપણી પાસે રહે, એ માટે 'જય વીયરાય....' એ આમંત્રણ છે, સંબોધન છે; અને ખરેખર! વિશુદ્ધ અર્થી દિલે 'જય વીયરાય-જય વીતરાગ' એ આમંત્રણથી શુભ ભાવ હૃદયસ્થ બને છે. એ બનાવવા અને અશુભ ભાવોથી બચવા 'જય વીયરાય' 'અરિહંતા મે સરણં' એની રટણા એ સુંદર ચાવી છે, અમોઘ ઉપાય છે

'હોઉ મમ તુહપ્પભાવઓ ભયવં!' એટલે કે 'હે ભગવન્! મારે તારા પ્રભાવથી થાઓ.' શું? હવે કહેવાશે તે ભવનિર્વેદ આદિ. આમ કહીને એ સૂચવ્યું કે આ ભવનિર્વેદ આદિ. વીતરાગ અરિહંત ભગવાનના પ્રભાવથી, શક્તિ-સામર્થ્યથી, આપણામાં ઉત્પન્ન થાય છે, વિકસે છે, અને પરાકાષ્ઠાએ પહોંચે છે

પ્ર૦-ભવનિર્વેદાદ તો આપણે પુરુષાર્થ કરીએ તો થાય, એમાં ભગવાનનો પ્રભાવ શો આવ્યો?

ઉ૦-કૉક ખોલીએ તો ચકલીમાંથી પાણી મળે છે, કિન્તુ શું કૉક ખોલવા માત્રથી પાણી મળે છે? ના, મૂળ ટાંકીમાંથી નળમાં ચાલ્યું આવે છે તેથી મળે છે. એવી રીતે આપણો પુરુષાર્થ જરૂરી ખરો, પરંતુ એ પુરુષાર્થ અને એની સફળતા થવામાં મૂળમાં અરિહંત ભગવાનનો પ્રભાવ-શક્તિ-સામર્થ્ય કામ કરે છે. ભગવાન જાણે પાવરહાઉસ છે, એમાંથી આપણને સાધનારૂપી વિજળીનો પાવર મળે છે, પુરુષાર્થ તો માત્ર સ્વીચ છે. સ્વીચ દાબવાથી જ પ્રકાશ થાય, પરંતુ પાવરહાઉસનો પાવર સાથે સંબંધ હોય તો જ, એમ અરિહંતના સંબંધે જ ભવનિર્વેદાદિ આવે.

પ્ર૦-ભગવાન તો મોક્ષમાં સ્થિર બિરાજમાન છે; એ ક્યાં કશું કરે છે? પછી અહીં આપણને ભવનિર્વેદાદિ એમના પ્રભાવથી પ્રાપ્ત થવાનું શી રીતે?

ઉ૦-જેમ ચિંતામણિ કશું કરતું નથી, છતાં એનો એવો કોઇક પ્રભાવ છે કે એનાથી ઇચ્છિત મળે છે, એમ વીતરાગ પ્રભુનો એવો અચિંત્ય પ્રભાવ છે કે એનાથી ભવનિર્વેદાદિ પ્રાપ્ત થાય છે. આનું પ્રમાણ એ, કે વીતરાગના જ આલંબને સાચા ભવનિર્વેદાદિ જાગે છે, વિકસે છે, ને પરાકાષ્ઠાએ પહોંચે છે એ સૂચવે છે કે વીતરાગનું એવું કોઈક અચિંત્ય સામર્થ્ય એમાં કામ કરી રહ્યું છે કે એમનું જ આલંબન કરવાથી એ પ્રાપ્ત થાય. જૈનેતરને ભવનિર્વેદ આવે, એમાં પણ ઊંડે ઊંડે વીતરાગભાવનું આલંબન કામ કરતું હોય છે.

(લ૦-) किं तद् इत्याह 'भवनिर्वेदः'-संसारनिर्वेदः । न ह्यतोऽनिर्विण्णो मोक्षाय यतते, अनिर्विण्णस्य तत्प्रतिबन्धात्, तत्प्रतिबद्धयत्नस्य च तत्त्वतोऽयत्नत्वात् । निर्जीव (प्र० निर्बीज) क्रियातुल्य एष ।

અર્થ:-તે શું? એ કહે છે,-'ભવનિવ્વેઓ' અર્થાત્ સંસાર પર નિર્વેદ (ખેદ, કંટાળો). સંસાર પર નિર્વેદ નહિ પામેલો (જીવ) મોક્ષ માટે પ્રયત્ન કરતો નથી; કેમકે એ નિર્વેદ નહિ પામેલાને સંસારની આસક્તિ હોય છે, અને સંસાર પરની આસક્તિવાળાનો પ્રયત્ન વસ્તુ-

સ્થિતિએ (મોક્ષાર્થ) પ્રયત્ન જ નથી. એ યત્ન તો નિર્જીવની ક્રિયાતુલ્ય હોય છે.

વિવેચન-ભવનિર્વેદ વિના મોક્ષાર્થ યત્નજ નહિ

(૧) 'ભવનિવ્વેઓ'

**એટલે કે** ભવનિર્વેદ મારે થાઓ. ભવનિર્વેદ એટલે સંસાર પર ખેદ-કંટાળો, અરુચિ- અણગમો-અકળામણ, અનાસ્થા-અપક્ષાપાત-અબહુમાન.

**સંસાર કેમ ખેદપાત્ર?** 'સંસાર' એટલે સંસરણ, સરકયા કરવું, ભમ્યા કરવું.

**સંસાર=સંસરણ, કયાં?**

૧. એક ભવમાંથી બીજા ભવમાં,
૨. એક કાયામાંથી બીજી કાયામાં,
૩. એક વિષયમાંથી બીજા વિષય પર,
૪. એક કર્મના ઉદયથી બીજા કર્મોદયમાં,
૫. એક રાગાદિ ભાવમાંથી દ્વેષાદિ ભાવ પર,
૬. હર્ષ-હાસ્યાદિ લાગણીમાંથી ખેદ-શોકાદિમાં,
૭. સુખ સગવડમાંથી દુઃખ-અગવડમાં. વગેરે વગેરેમાં સારી રીતે સરકયા કરવાનું એ જ સંસાર.

સંસાર પર નિર્વેદ શા માટે ? :-

•(૧) જીવને મનુષ્યાદિ ભવમાંથી તિર્યંચાદિ ભવોમાં ભટકતે અનંતા કાળ વહી ગયા! છતાં બિચારા જીવનું હજી ભવભ્રમણ અટકયું નથી!

•(૨) એમાં ય ખોળિયાનાં પરિવર્તન પણ અજબ છે! જીવ હમણાં દેવતાની દિવ્ય કાયામાં, તો પછી ગધેડાની કુરૂપ કાયામાં પૂરાય છે! ત્યાંથી વળી મરીને વિષ્ઠાના કીડાની કાયામાં જકડાય છે! જીવનાં કેવાં અપમાન! જાણે એનું કશું જ મૂલ્ય મહત્ત્વ નહિ! મનુષ્ય-તિર્યંચના ભવમાં પણ અવરનવર કેવી કેવી વિચિત્ર વિચિત્ર કાયામાં રાંકડા જીવને ઘુમતા ફરવું પડે છે! કેમ એમ? સંસાર! એટલે એમ જ ચાલે.

•(૩) ભિન્ન ભિન્ન કાયામાં પૂરાયા પછી ય જીવની, ઇન્દ્રિયો દ્વારા એક વિષય પરથી બીજા વિષય પર, કેવી ફેંકાફેંક ચાલે છે! જીવને આંખ કોઇ એક રૂપ પર ધકેલે છે, તો વળી પછી તરત બીજા રૂપની ઉપર લઇ જાય છે! એટલામાં કાન પાછા કોઇ શબ્દ પર ઉપાડે છે! ને જીભ ત્યાંથી હટાવી રસ પર વાળે છે! પામર જીવને આ કેવી ફેંકાફેંક સહવાની સ્થિતિ!

•(૪) ત્યારે, હમણાં યશનામકર્મના ઉદયમાં ચારે બાજુ યશવાદ ગવાતો હોય, પણ જીવ કેવો અપયશ-કર્મના ઉદયમાં તણાઇ અપકીર્તિનો ભોગ બને છે! એમ સૌભાગ્યમાંથી દૌર્ભાગ્યમાં, ઉચ્ચ કુળમાંથી નીચ કુળમાં, સુસ્વરમાંથી દુઃસ્વરના ઉદયમાં, આદેયવાકયતામાંથી અનાદેયતાના ઉદયમાં, શાતામાંથી અશાતાના ઉદયમાં! ગરીબડા જીવનું કેવું ભ્રમણ!

•(૫) તો, હમણાં ક્રોધના ભાવમાં, ને પછી કામના કે લોભનાં ભાવમા! અત્યારે રાગના ભાવમાં, તો પછી દ્વેષના ભાવમાં! હમણાં અજ્ઞાન-અણુઝતામાં, ને બાદ મિથ્યા જ્ઞાનમાં! હમણાં કોઇ પ્રત્યેઈર્ષ્યાના ભાવમાં! તો પાછો એ કાંઇ ચટાડતો થાય એટલે એની ચાપ લુસી-ચાટુગીરીના ભાવમાં! વિદૂષક જેવા જીવના આ કેવા પલટા!

•(૬) વળી, હમણાં હર્ષની લાગણી, પણ પછી કાંક લાગતાં ખેદની! હમણાં હાસ્યની, તો વળી પછી દુભામણની! હમણાં મિત્રતાની ત્યાં જ પછી શત્રુતા-વિરોધની! એમ સદ્ભાવમાંથી દુર્ભાવની! કરુણામાંથી કઠોરતાની!...આવી વિભિન્ન લાગણીઓમાં કંગાળ જીવની ફેંકાફેંક ચાલુ જ છે!

•(૭) સુખ-દુઃખના પરિવર્તનનું તો પૂછવું શું? કેઇ વાતના કલ્પેલા સુખ-સંપત્તિ, સગવડ-સાધનમાંથી કેવાય કલ્પેલા દુઃખ-વિપત્તિ,-પ્રતિ-અનર્થમાં ભમવાનું ચાલુ જ છે!...વગેરે. વિચિત્ર વિચિત્ર સ્થિતિઓમાં પર્યટન કર્યા જ કરતા જીવને કયાંય સ્થિરતા નથી! એમાંય સરવાળે આવા સંસરણ-પર્યટન જીવ પર કશો ઉપકાર કરે નહિ. બલ્કે બિચારાની અનંત જ્ઞાન, અનંત નિર્મળ સુખ, વગેરે સંપત્તિ દબાવી જ રાખે!

**ભવોદ્વેગ વિના મોક્ષાર્થ પ્રયત્ન નહિ :-**

આવા સંસાર પર અભાવ અરુચિ થાય એ પ્રથમ પર્યાયથે જરૂરી છે. એ એટલા માટે કે એવો સંસાર ખટકે, દુઃખદ લાગે તો-જ એથી છૂટકારો યાને મોક્ષ રુચે, ઇચ્છાય, અને મોક્ષાર્થ રુચિપૂર્વક પ્રયત્ન થાય. એટલે સંસાર પરના ખેદ વિના મોક્ષાર્થ રુચિપૂર્વક યત્ન જ શાનો? અલબત્ત

ભવખેદ છતાં સાંસારિક જીવનમાં જરૂરિયાત અંગે, કે ત્યાગના જોમના અભાવે, અનુકૂળ સુખસાધન ઉપર રાગ થવાનો, પરંતુ અંતરમાં તો નિશ્ચિત એવું હોય કે 'આ ખોટું થઇ રહ્યું છે. આ સંસાર અને એની સુખસગવડો જરા ય ભરોસો કરવા લાયક નહિ, એમાં આત્માનું કશું કલ્યાણ નહિ, બલ્કે પૂર્વોક્ત ફૂંકાફૂંકના અનર્થ જ ઊભા થવાના ! ક્યારે આ બલા છૂટશે !'-આવો ભવોદ્વેગ હોય, એટલે સહેજે ભવના પ્રતિપક્ષી મોક્ષ ઉપર રુચિ થાય, રુચિપૂર્વક મોક્ષાર્થ પ્રયત્ન થાય.

પ્ર૦-ભવ અને મોક્ષ બંને પર રાગ હોય એવું ન બને ?

ઉ૦-અરે ! ભવ એટલે બંધન; અને મોક્ષ એટલે મુક્તિ. તો શું આ બંને પર રાગ સંભવે ? ભવ કેદ જેવો લાગે તો તો,-ગમે તેવી સુખ-સગવડવાળા પણ નજરકેદી રાજાની જેમ,-કેદમાંથી મુક્તિ થવા તરફ જ હૈયાનો ઢાળ હોય. એ હોય તો જ એ મોક્ષ માટે પુરુષાર્થ કરે. નહિતર તો જો ભવવાસ મહેલવાસની જેમ હુંફાળો-સુખાળો લાગતો હોય, દિલને એમાં કોઇ ઉચાપત-અકળામણ હોય નહિ, તો શું કામ એ માનેલા મહેલવાસ-સમા ભવમાંથી છૂટવા ઇચ્છે ? ને એવી જો ઇચ્છા જ નહિ, તો એનો પ્રયત્ન તો હોય જ શાનો ?

એટલે બધી ય ધર્મસાધના ખરેખર તો ભવ-નિર્વેદ આવ્યા પછી જ થાય.

**ભવરસિકના તપ આદિ એ નિર્બીજ ક્રિયા:-**

પ્ર૦-એમ તો કેટલાય જીવો સદ્ગુરુ-સેવા, કઠોર તપસ્યા, મોટા દાન, વ્રત વગેરે ધર્મ કરતા દેખાય છે ને ?

ઉ૦-તેથી શું ? જ્યાંસુધી ભવનિર્વેદ નથી થયો ત્યાંસુધી એવો બધો પ્રયત્ન એ તો સાંસારિક સુખ-સન્માનાદિની કાંક્ષાથી હોય છે, યા નરકાદિના દુ:ખ ન આવે એટલા માટે હોય છે. સ્વર્ગાદિ મળે તે તો જોઇએ જ છે, પણ નહિ કે મોક્ષની ઇચ્છા છે. આમ ભવ કડવો ન લાગે તો મોક્ષ મીઠો ઇષ્ટ ક્યાંથી લાગે ? સંસારનો પ્રતિબંધ છે, આસક્તિ-મમતા-આકર્ષણ છે, ત્યાંસુધી સંસાર પર નિર્વેદ-ખેદ-ઉદ્વેગ નથી જાગતો. એવા સંસારનાં મમત્વપૂર્વકના ઠેઠ દેખીતા ચારિત્રધર્મ સુધીના પ્રયત્ન પણ વસ્તુગત્યા મોક્ષ માટેના પ્રયત્ન જ નથી. જેવી રીતે નિર્જીવ મડદાની ક્રિયા; દા. ત. કોઇએ મડદાના હાથ ઊંચા નીચા કર્યા, તો એ કાંઇ જેનું મડદું છે એનો પ્રયત્ન ન ગણાય; એમ સંસારરસિકના આવા પ્રયત્ન પણ મોહના ઘરની પ્રવૃત્તિ કહેવાય, આત્માની પોતાની મોક્ષ-રુચિની પ્રવૃત્તિ નહિ. માટે સંસાર-આસક્તિ તો પહેલી દૂર કરવાની, સંસારરસ પહેલો રવાના કરવાનો.

અહીં મોક્ષ માટેના પ્રયત્નમાં પહેલે પગથિયે ભવનિર્વેદ કહ્યો, 'ભવનિવ્વેઓ'થી જેનું નામ 'સંસાર,' તેના પર નિર્વેદ, પછી ચાહ્ય એ સંસાર દિવ્ય સુખરૂપ હો, મનમાની સગવડ-અનુકૂળતા રૂપ હો, યા સમ્રાટ ચક્રવર્તી કે મોટા ઇન્દ્રની બાદશાહી-સત્તા સન્માનરૂપ હો. ગમે તે સ્વરૂપના સંસાર ઉપર ખેદ, ઉદ્વેગ, દિલનો અભાવ, એની આશંસા પહેલી મૂકી. એ સૂચવે છે કે લૌકિક-લોકોત્તર કોઇપણ ધર્મના મૂળમાં ભવ-નિર્વેદ પહેલો જોઇએ. કારણ,

**ભવનિર્વેદ એ ધર્મનું મૂળ શાથી ? :-**

(૧) ધર્મ તરીકે ધર્મ પર રસ તો જ જામે કે જો સુખરૂપ સંસાર પણ અકારો લાગતો હોય. અકારો ન લાગે તો તો એવા કોઇ સુખ-સંસારના સાધન તરીકે જ ધર્મ ગમવાનો ! અને એનું પરિણામ ભવ કેદની મુદત-વૃદ્ધિ !

(૨) ભવનિર્વેદ હશે તો જ સંસાર ખરાબ લાગે છે માટે એના પોષક પાપસ્થાનક પર પણ ગ્લાની થશે, અભાવ થશે, અને સુકૃત-સત્કૃત્ય અને સદ્ગુણ-સદાચારની જ કિંમત અને મહત્તા હૈયે તરવરતી રહી, એના પર આદર-બહુમાન સાથે એની જ સાધનાની તીવ્ર ભૂખ રહેશે. ભવનો નિર્વેદ અને ભવનો ભય જાગતો રાખ્યા વિના આ પાપ-ગ્લાની અને સુકૃત-સદ્ગુણના મૂલ્યાંકન-બહુમાન-તીવ્રભૂખ ક્યાંથી આવે ? ફરિયાદ છે કે 'ધર્મનો રસ કેમ નથી જાગતો રહેતો ?' પણ ભવ ખૂંચતો રહ્યા વિના શા માટે જ એ રસ જાગે ?

(૩) ભવનિર્વેદ હોય તો જ ભવનાં મૂળ કારણભૂત કષાયો, પછી ચાહ્ય તે રાગરૂપ, કે દ્વેષરૂપ, એના પર પણ ગ્લાની થાય. તો જ અનિવાર્ય પાપપ્રવૃત્તિમાં પણ અને સુકૃતાદિ સાધતાં ય કષાયચેષ્ટાને દાબમાં રખાય. જેથી પાપ મહાપાપ ન બને, અને ધર્મ કલુષિત ન થાય. આ કારણોએ ભવનિર્વેદ પાયામાં જોઇએ જ.

**(૨) મગ્ગાણુસારિઆ :-**

બીજી આશંસા છે માર્ગાનુસારિતાની. માર્ગાનુસારિતા એટલે તત્ત્વાનુસારિતા, તત્ત્વ તરફ હૃદયનો ઝોક રહેવો, અતત્ત્વ-તરફી વલણ ઊઠી જવું. વાતમાં, વિચારમાં, વર્તાવમાં સન્માર્ગ શું, તત્ત્વ શું, એ તરફ જ દિલ જાય. તત્ત્વહીન, અસાર ને ક્ષુદ્ર યા ફોફા જેવી વાતો ગમે નહિ; દિલ એમાં ઓતપ્રોત ન થાય. કંઇ પણ બોલે, વિચારે, કે પ્રવૃત્તિ કરે, ત્યાં તત્ત્વ, માલ, સાર તરફ ખાસ દૃષ્ટિ હોય, એ હોય તો જ ભવનિર્વેદ જાગે, ટકે, વધે.

**તત્ત્વાનુસારિતા કેમ આવે ? :-**

ચાલુ જીવનમાં તત્ત્વાનુસારિતા લાવવા માટે જીવનસરણી ક્ષુદ્ર તુચ્છ ઉપલકિયા દૃષ્ટિથી નહિ, પણ ગંભીર વિશાળ દીર્ઘદૃષ્ટિવાળી ચાલવી જોઇએ. એ અસદ્ગ્રહ-દુરાગ્રહનો નિગ્રહ કરવાથી આવે. જ્યાંસુધી તત્ત્વહીન, નિસ્સાર, માલવિનાની વાતોમાં લયલીનતા હોય, અતત્ત્વની પકડ હોય, અભિનિવેશ હોય, 'એ જ સાચું' એવું આભિગ્રહિક મિથ્યાત્વ હોય, હૈયું અતત્ત્વ તરફ સહેજે ઢળતું હોય, ત્યાંસુધી તત્ત્વ ન પામી શકાય, તત્ત્વાનુસારી ન બની શકાય. સંભવ છે તત્ત્વપ્રાપ્તિના સંયોગ ન મળ્યા હોય, છતાં જેમાં બેઠો છે ત્યાં મધ્યસ્થ ભાવ હોય, એમ સમજીને કે 'શાસ્ત્ર ઘણાં, મતિ થોડલી, માટે મારૂં તે સાચું નહિ, પણ સાચું તે મારૂં,' એ સહેજે આશંસા કરે કે 'મને તત્ત્વાનુસારિતા મળો.' સરળ, ભદ્રક પ્રકૃતિવાળો, તત્ત્વ-માર્ગનો પ્રેમી અને પ્રજ્ઞાપનીય અર્થાત્ સમજવાની વૃત્તિવાળો એ માર્ગાનુસારિતાને ઝંખનારો હોય.

ભવનિર્વેદ થવા ઉપર પણ માર્ગાનુસારિતાની જરૂર છે. વક્રતા કાઢી સરળતા લાવવાની વાત છે; જેથી અમાર્ગ-ઉન્માર્ગ-અતત્ત્વની ખેંચ-પકડ ન થાય; નહિતર બિચારો મોક્ષનો અભિલાષી છતાં અતત્ત્વમાં જકડાઇ રહ્યો, તત્ત્વ-માર્ગના પગથિયાં ચડવા જ ન પામે. શાસ્ત્રમાં પોતાની અલ્પમતિએ પરસ્પર વિરુદ્ધ દેખાતી વાત લાગે, ત્યાં જો તત્ત્વાનુસારિતા-ગુણ હોય તો તત્ત્વજ્ઞ પાસે સમજવા પ્રયત્ન કરશે, છેવટે 'તત્ત્વં કેવલિગમ્યં' કરશે, પરંતુ અશ્રદ્ધામાં નહિ પડે.

તત્ત્વાનુસારિતા તો એક દિવ્ય દૃષ્ટિ છે, જેથી (૧) શાસ્ત્રની ભિન્ન ભિન્ન વાતોને એનાં મર્મ, પ્રયોજન, સ્થાન, આશય વગેરેના વિચારપૂર્વક યોગ્ય ન્યાય અપાય છે, ઘટતી રીતે લગાવાય છે, ઉત્સર્ગ એ ઉત્સર્ગ, અપવાદ એ અપવાદ; અમુક અપવાદ અમુક જ ઉત્સર્ગનો,...ઇત્યાદિ. (૨) તેમજ કોઇ પણ વાણી, વિચાર, વર્તાવમાં જ્ઞાનદૃષ્ટિને જાગતી રખાવી મોહદૃષ્ટિને દાબી દે છે. માટે માર્ગાનુસારિતા-તત્ત્વાનુસારિતાની આશંસા જરૂરી.

(લ૦-) તથા, 'इष्टफलसिद्धिः'-अविरोधिफलनिष्पत्तिः, अतो हीच्छाविघाताभावेन सौमनस्यम् । तत उपादेयादरः । न त्वयमन्यत्रानिवृत्तौत्सुक्यस्येत्ययमपि विद्वज्जनवादः । तथा 'लोकविरुद्धत्यागः' 'लोकसंक्लेशकरणेन तदनर्थयोजनया महदेतदपायस्थानम् ।

**અર્થ:-તથા 'ઇટ્ઠફલસિદ્ધી'=અવિરોધી ફળની ઉત્પત્તિ. એથી જ અભિલાષાભંગ ન થવાથી ચિત્તની પ્રસન્નતા (સત્ ચિત્ત) રહે છે. એટલે (દેવપૂજાદિ) કર્તવ્યમાં પ્રયત્ન રહે છે. કિન્તુ આ (યત્ન) ચિત્તનો બીજા (આજીવિકાદિ) વિષેનો વ્યાકુળભાવ હટ્યા વિના ન બને. એટલે આ પણ વિદ્વાન પુરુષોનું કથન છે. તથા 'લોગવિરુદ્ધચ્ચાઓ' એટલે લોકોને ચિત્તસંક્લેશ કરવા દ્વારા લોકોને અનર્થમાં જોડવાથી આ (લોકવિરુદ્ધ) મહાનુકસાનીનું સ્થાન બને છે.**

**વિવેચનઃ-સુમનસ્કતા માટે ઇષ્ટસિદ્ધિ જરૂરીઃ-**

ભવનિર્વેદ ઉપર તત્ત્વનો ઝોક આવે, તેથી અહીં તત્ત્વાનુસારિતા-માર્ગાનુસારિતા માગી. એ આવે એટલે હવે ચિત્તના શુભ ભાવ જળવાય એવા ઇષ્ટ ફળની સિદ્ધિની અપેક્ષા રાખે છે.

વિવેચન:-

(૩) 'ઇટ્ઠફલસિદ્ધિ'નો અર્થ છે સુમનસ્કતાને અવિરોધી અર્થાત્ ચિત્તને ન બગાડે એવા ફળની ઉત્પત્તિ. આવું ફળ એટલે અવિરુદ્ધ આજીવિકારૂપ ઇચ્છિત કાર્ય. એ સિદ્ધ થાઓ એવી આશંસા વ્યક્ત કરી. આમાં,

'અવિરોધી-અવિરુદ્ધ' એ રીતે-•(૧) આજીવિકાના ઉપાય આદિ પોતાના ધર્મસ્થાનને વિરુદ્ધ ન જોઇએ, અનુચિત ન હોવા જોઈએ. દા. ત પોતે શ્રાવક ગૃહસ્થ હોય તો સામાન્ય રીતે અનર્થદંડના ધંધા ને અસતીપોષણાદિના ધંધા વગેરે ન. જોઇએ. એમ કોઇ પણ-જૈન-જૈનેતર ગૃહસ્થ માટે અનીતિ-અન્યાયના કે નીચવ્યવસાય ન જોઇએ.એવા ધંધાની આજીવિકાએ અહીં ઇષ્ટ ફળ નહિ. વળી,

•(૨) અવિરોધી એટલે કે સુમનસ્કતા-ચિત્તની પ્રસન્નતા-સમાધિ ગુમાવરાવે એવા નહિ. દા. ત. કોઇ ગરીબ માણસ ઇચ્છે કે મને લાખ બે લાખ રૂપિયા મળો, જેથી મારા મનને શાંતિ થાય; તો એ ઇષ્ટ ફળ ન કહેવાય; કેમકે એમાં માનેલી ચિત્ત-શાંતિ એ ખરેખર શાંતિ નથી, પરંતુ ચિત્તનો અશુભ ભાવ છે, ઉન્માદ પોષવારૂપ છે, રાગની વર્ધક છે. એથી સમાધિ ઉલ્ટી છેટી જાય છે, રાગ-મમત્વ-અહંત્વાદિથી ચિત્તસંકલેશ-અસમાધિ વધે છે. માટે એ નહિ કિન્તુ સત્ ચિત્તને અવિરોધી ઇષ્ટની સિદ્ધિની અહીં આશંસા છે.

પ્ર૦-આ અવિરોધી ઇષ્ટની સિદ્ધિની આત્મહિતમાં શી જરૂર છે તે અહીં આઠની અંદર એને ગણી?

ઉ૦-આત્મહિતમાં જરૂરી આ રીતે છે કે એનાથી જીવની જીવનનિર્વાહની સામગ્રી મળવાની આશાનો ભંગ ન થાય. એથી ચિત્તની પ્રસન્નતા-સ્વસ્થતા-નિરાંત બની આવે. ચિત્ત સ્વસ્થ હોય તો આરાધ્ય દેવપૂજાદિ કર્તવ્યોમાં પ્રયત્ન થાય; ને આમ જો દેવપૂજા-ગુરુસેવાદિ કર્તવ્ય પ્રસન્ન ચિત્તે બજવાય તો જ મહાન આત્મહિત સધાય. 'ચિત્ત-પ્રસન્ને રે પૂજનફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ' એવી સ્વસ્થ મનની દેવપૂજાદિ કરણીના ઊંડા સંસ્કાર પડી, એ પૂજાદિ અહીં અને પરલોકે પણ અખંડિત ધારાએ ચાલી શકે છે. આ બધું તો જ બને કે જો ઇષ્ટસિદ્ધિથી અવિહ્વળ ચિત્ત રહે.

પરંતુ મૂળમાં જો ઇષ્ટસિદ્ધિ યાને ખાસ જીવન-નિર્વાહના ઉપાય આદિની અપેક્ષા ફળીભૂત જ ન થતી હોય તો તો તેથી ચિત્તની આશા-ઉત્સુકતા-વિહ્વળતા એ વિષયમાં ઊભી જ રહે, મટે નહિ; તેથી રહેતી ચિત્તની વિહ્વળતા-અપ્રસન્નતાને લઇને દેવપૂજાદિ કાર્યમાં મન ક્યાંથી લાગે? પ્રયત્ન ક્યાંથી થાય? કદાચ થાય તો ય વિહ્વળ ચિત્તે કરાતા એ કાર્યમાં ભલીવારે ય શો આવે? 'પેટમાં કૂવો, ને વરઘોડા જુઓ' જેવું થાય.

પ્ર૦-એમ તો કોઇને બંગલા-બગીચાની ઇચ્છા હોય, એ ય ન મળે ત્યાં સુધી ચિત્તની ઉત્સુકતા મટતી ન હોય, તેથી એને દેવપૂજાદિ કાર્ય સ્વસ્થ-પ્રસન્ન મનના નહિ થાય! તો શું એ ઇષ્ટની સિદ્ધિ અહીં પ્રાર્થનીય નહિ?

ઉ૦-ના, નહિ, એનું કારણ એ છે કે એવી સિદ્ધિની ઇચ્છા એ જ મોટી વિહ્વળતા છે. વળી એ ઇચ્છવા જશે તો પાછી નવી ઉત્સુકતાઓ જન્મશે! એ ફલીભૂત થતાં વળી નવી જાગશે! એમ ઇચ્છાઓનો પાર જ નહિ આવે. 'લાહા લોહા પવડ્ઢઇ' લાભથી લોભ વધે છે. 'જહા લાહો, તહા લોહો' જેમ લાભ થતો જાય તેમ વધુ લોભ જાગતો જાય છે. એટલે ખરી રીતે તો એવી અસદ્ ઉત્સુકતાઓ એના વિષયની સિદ્ધિ દ્વારા શાંત કરવા જેવી જ નહિ, કિન્તુ વિવેક-વિશેષદર્શિતા તથા અર્થના અનર્થ-દર્શન અને સંતોષભાવથી મિટાવવા જેવી છે. શાસ્ત્ર-ઉપદેશ તથા મહાપુરુષોનાં ચરિત્રનાં શ્રવણ-મનનથી એ સંતોષભાવ બની આવે છે. અધિક સંપત્તિ પાછળ સર્જાતા મહાન અનર્થો જગતમાં જોવા મળે છે, તે પર વિચાર કરવાથી પણ સંતોષ વળીને એવી આકાંક્ષા મટે છે. એવી અસદ્ આકાંક્ષાઓ તો એમજ શાંત કરવી જોઇએ, અને થઈ શકે છે. જ્યારે, જીવન-નિર્વાહનાં સાધનનો તો સવાલ એવો છે કે એની આકાંક્ષા-ઉત્સુકતા એ સાધન સિદ્ધ થયા વિના એકલી ભાવના માત્રથી મટતી નથી. પેટ જ ભૂખ્યું હોય, આંખ અંધારા જ

આવતા ત્યાં મન હોય, એ ભાવના માત્રથી શે' સ્વસ્થ થાય? માટે એના નિર્વાહનાં સાધનની સિદ્ધિની અહીં આશંસા કરવામાં આવી જેથી સમાધિ થાય.

આ પરથી એ પણ સૂચિત થાય છે કે ઇષ્ટ ફળની સિદ્ધિ કાંઈ સુખ-મોજ માટે અપેક્ષિત નથી, કિન્તુ ચિત્તની પ્રસન્નતા-શાંતિ-સ્વસ્થતા ઊભી કરી વ્યગ્રતા-વ્યાકુળતા તેમજ સંકલ્પ વિકલ્પ અને આર્તધ્યાન ટાળવા માટે, તથા એ ટાળીને પણ દેવપૂજાદિ ઉપાદેય કાર્યો-સુકૃતો બજાવતા રહેવા માટે અપેક્ષિત છે. જીવનના નિર્વાહનું કાર્ય તો એક અનિવાર્ય વસ્તુ છે; જ્યારે સ્વસ્થ મન સાથે દેવપૂજા-ગુરુસેવા વગેરે સત્કાર્ય તો અતિ આવશ્યક, અવશ્ય કરણીય વસ્તુ છે. માટે અહીં ઇષ્ટફળસિદ્ધિમાં ગર્ભિત માગણી ચિત્તના નિરુત્સુક ભાવની છે, ચિત્તસ્વસ્થતાની છે.

(૪) 'લોગવિરુદ્ધચ્ચાઓ':—

લોકવિરુદ્ધ આચરણનો ત્યાગ એ ચોથી આશંસિત વસ્તુ છે. ભવનિર્વેદ ઉપર માર્ગાનુસારિતા એટલે કે તત્ત્વાનુસારિતા લાવવાની. એ જાળવીને ઉપાદેય કાર્ય કરાતા રહે એ માટે જરૂરી ચિત્તની સ્વસ્થતા ખાતર ઇષ્ટફળસિદ્ધિ જોઇએ. ચિત્ત સ્વસ્થ થવા ઉપરાંત કોમળ પણ બનવું જોઇએ; કેમકે આત્મવિકાસ માટે હૃદયની કોમળતા જરૂરી છે. એ માટે પોતાના આત્માની જેમ બીજાનો વિચાર પણ એ રીતે રાખવાનો છે કે આપણા નિમિત્તે એને ચિત્તસંક્લેશ ન થાય. આપણે એવી બેપરવા ન કરાય, યા કઠોરતા ન રખાય કે જેથી આપણે મનમાની પ્રવૃત્તિ કરીએ ને એથી બીજાઓને સંક્લેશ થાય. આ ટાળવા માટે લોકવિરુદ્ધ આચરણનો ત્યાગ કરવાનો છે. તેથી અહીં હવે લોકવિરુદ્ધનો ત્યાગ મંગાય છે.

'લોકવિરુદ્ધ' એટલે લોકોના ચિત્તમાં સંક્લેશ ઊભો કરે ખેદ-દ્વેષ-દુર્ભાવ પેદા કરે એવાં કાર્ય, એવા બોલ, એવા અનુચિત વ્યવહાર; દા.ત. નિન્દા, દ્રોહ, કોઈકનાં નાણાં લાવી પાછા ન આપવા, અન્યધર્મીના તિરસ્કાર, વગેરે વગેરે. આવાં આચરણથી લોકોને સંક્લેશ થતાં, અનર્થ એ ઊભા થાય છે કે એ બિચારા કષાયના અનુબંધ ઊભા કરે છે, કર્મથી બંધાય છે, અને આગળ વધી ધર્મ તરફ દુર્ભાવવાળા બને છે। તેથી ભવાંતરે પણ એમને બોધિ-સદ્ધર્મપ્રાપ્તિ દુર્લભ બને છે. અહીં જ સદ્ધર્મ પ્રત્યે દુર્ભાવ-દુગંછા કરી હોય એટલે ભવાંતરે સદ્ધર્મ તરફ આકર્ષણ ક્યાંથી થાય? આ મહાન અપાયસ્થાન કહેવાય, મહા નુકસાનીનો પ્રસંગ લેખાય. એનું મૂળ લોકવિરુદ્ધ કાર્યનું આચરણ છે. એમાં દિલની કઠોરતા પોષાય છે. કોઈની નિંદા કરાય, દ્રોહ કરાય, ખોટા આરોપ ચઢાવાય એ કાંઇ દિલ કઠોર કર્યા વિના ન બને. દિલ કઠોર રહે પછી એમાં ગુણો કે સાધના સરળતાથી ઊતરી શકે નહિ. માટે કઠોરતા ટાળી લોકવિરુદ્ધનો ત્યાગ કરવો જ જોઇએ.

પ્ર૦-શું લોકવિરુદ્ધસેવન એ મોટો દોષ છે?

ઉ૦-હા, લોકના ચિત્તને સંક્લેશ કરે એવી લોકવિરુદ્ધ પ્રવૃત્તિમાં તો એવું થાય છે કે બીજાને સારું પમાડવાનું તો દૂર રહ્યું, સારી કોઇ ધર્મભાવના, વૈરાગ્યભાવ, ધર્મ કે ગુણની અનુમોદના યા પ્રોત્સાહન વગેરે જગાવવાની વાત તો રહી નહિ, ઉલ્ટું એમના ભાવ બગાડી વિપરીત પરિણામ ઊભું કરવાનું થાય છે. પોતાનું ખાનગી અનાચરણ પોતાને એકને ભારે; પણ બહુ જનોને સંક્લેશ-અનર્થના માર્ગે દોરવા એ ભયંકર પાપસ્થાનક છે. પોતે પોતાનો ધર્મ ગુમાવે એ તો પોતાને નુકસાનકારી, પણ ઘણા માણસોનો ધર્મ ગુમાવરાવે એ ઘણાને નુકસાનકારી! એની ઉપેક્ષા, એના તરફ આંખમિચામણા કરવા એ હૃદયની ઘણી નિષ્ઠુરતા કહેવાય. આત્મવિકાસ દિલની કઠોરતા પર કે 'બીજાનું મારે શું જોવાનું?' એવી ધૃષ્ટતા પર ન થઈ શકે. એમાં બાળ જીવોની ભાવદયાનો વિચાર જ નથી રહેતો. દયા ને કોમળતા વિનાના દિલમાં ધર્મની સગાઇ શી? આત્મવિકાસ શો? સાંસારિક પ્રવૃત્તિ તો શું પણ પોતે પોતાની ધર્મપ્રવૃત્તિ કરે એ પણ લોકને સંક્લેશકારી ન થાય એ ધ્યાન રાખવું જરૂરી છે. દા. ત. કોઇ ઉદારતાથી શેરીમાં ધાર્મિક જમણ કરે, પણ એથી લોકોના ઘર આગળ કે રસ્તા પર પડેલા એંઠવાડ સાફ ન કરાવે; આ સાથુ જીવરક્ષાની

જાગૃતિ રાખે પણ એ ખાતર લોકોના જવા-આવવાના માર્ગ ઉપર એને દુગંછા થાય એ રીતે માતૃ પરઠવે; અથવા શ્રાવક આખો દિવસ ધર્મધ્યાન કરે પણ પેટ ભરવા ભીખ માગે, વગેરે; તો આથી લોકનાં મન બગડે, લોક ધર્મની પણ નિંદા કરે, દુગંછા કરે, ને મહા અનર્થમાં પડે ! માટે લોક-વિરુદ્ધના ત્યાગની અહીં આશંસા કરી.

(લ૦-) તથા, 'गुरुजनपूजा'-मातापित्रादिपूजेति भावः । तथा 'परार्थकरणं च'-सत्त्वार्थकरण च, जीवलोकसारं पुरुषचिह्नमेतत् ।

અર્થઃ-તથા 'ગુરુજણપૂયા' એટલે માતાપિતા આદિ (વડિલ) જનોની પૂજા, તથા 'પરત્થકરણં ચ' અર્થાત્ જીવોનું પ્રયોજન સારવું. આ, જીવ લોકમાં-જીવનમાં સારભૂત એવું, પુરુષાર્થનું ચિહ્ન છે.

વિવેચનઃ-

(૫-૬) ગુરુજનપૂજા-પરાર્થકરણઃ-

પહેલી ૪ આશંસા નિર્મળદૃષ્ટિ સ્વસ્થ ચિત્તની-
૧. ભવનિર્વેદથી સંસાર પરની દૃષ્ટિ ઊઠી, ૨. માર્ગાનુસારિતાથી ચિત્ત સરળ બની તત્ત્વ તરફ ઝોક થયો, ૩. ઇષ્ટફળસિદ્ધિથી ચિત્ત સ્વસ્થ બન્યું, ૪. લોકવિરુદ્ધત્યાગથી ચિત્તમાં કોમળતા આવી, ભાવદયા આવી, કે 'મારી અનુચિત પ્રવૃત્તિના નિમિત્તે જીવો બિચારા કષાય-સંક્લેશમાં ન પડો !' આ તો દૃષ્ટિ અને ચિત્તને સરખા બનાવ્યા; હવે આત્મવિકાસ અર્થે આગળ પર સદ્ગુરુયોગ વગેરે સાધના-આચરણા કરવી જરૂરી છે. તેની ભૂમિકારૂપે જે કરવું અતિ જરૂરી છે, એની હવે અહીં આશંસા વ્યક્ત કરવામાં આવે છે કે 'મારે ગુરુજનની પૂજા હો.' અર્થાત્ ગુરુજનપૂજા એ, નિર્મળ દૃષ્ટિ અને સ્વસ્થ ચિત્ત ઉપર, પહેલા નંબરમાં જરૂરી સાધના છે.

(૫) 'ગુરુજનપૂજા' એટલે માતાપિતા વગેરે ઉપકારી યા ગુણિયલ વડિલ પૂજ્ય પુરુષોની પૂજા, અર્થાત્ વિનય-સેવા-ભક્તિ.

(૧) ૧ એ આવે એટલે ઊભા થવું, હાથ, જોડવા, એમને આસન દેવું, ૨ ત્રિકાળ પ્રણામ કરવા, ૩ લેવા-મૂકવા જવું, ૪ એમની હાજરીમાં ઊંચા સાદે બોલવું નહિ, ૫ કોઈની સાથે એ વાત કરતા હોય એમાં વચ્ચે બોલવું નહિ, ૬ એમનાથી નીચા આસને બેસવું, ૭ કોઇ આદેશ કરે ત્યારે આદેશને 'હા જી' 'તથાસ્તુ' વગેરેથી આવકારવો, ૮ એમને પૂછીને બધું કરવું, ૯ એમના જમ્યા પહેલા જમવું નહિ, ૧૦ બીજાની આગળ એમના જ ગુણ ગાવા, ૧૧ એમને જ આગળ લાવી જશ એમને જ અપાવવો, ..વગેરે વગેરે વિનયના પ્રકારો છે.

(૨) 'સેવા'માં, ૧ એમને આપણા પોતાના કરતાં સારી વસ્તુ દેવી, દા. ત. સારાં ખાનપાન, મુલાયમ વસ્ત્ર-ગાદલાં વગેરે, ૨ રોજ એમની ચંપી કરવી; ૩ એમની બિમારીમાં ખાસ સમય કાઢી એમની સેવામાં રહેવું; ૪ એમનું કામકાજ બજાવવું વગેરે.

(૩) 'ભક્તિ'માં, ૧. અંતરમાં એમના પ્રત્યે અથાગ બહુમાન રાખવું, ૨. બહુમાન પ્રમાણે એમની અદબ જાળવવી, અને ૩. વિશેષ ભક્તિ કાર્ય કરવું, તથા ૪. બીજાઓ આગળ એમનું ગૌરવ વધારવું. ૫. કદી એમની નિંદા કરવી નહિ, કે સાંભળવી નહિ, પણ ૬. એમના દોષ ઢાંકવા, ને ગુણ ગાવા. ૭. એમનો સ્વભાવ ઉગ્ર હોય તોય તે સહન કરી લેવો, પણ એમને તુચ્છકારવા-નિંદવા નહિ.

આ ગુરુજન-પૂજાથી કૃતજ્ઞતા અદા થાય છે, ગુણાનુરાગ વધે છે, આત્મકલ્યાણને ઉત્તેજન મળે છે. અન્યથા જ્યાં પૂજ્યોની પૂજાનો લોપ છે ત્યાં કલ્યાણનો અવરોધ થાય છે, અટકાયત થાય છે. કુદરત ચલાવી લેતી નથી; અર્થાત્ પૂજ્યપૂજાભંગથી એવા તીવ્ર અંતરાયકર્મ ઊભાં થાય છે કે એ શ્રેયસિદ્ધિ થવા જ ન દે. ગુરુજનપૂજાની સાધના વિના આત્મામાં સદ્ગુરુસેવા-સમર્પણ પ્રાયઃ આવવા નથી પામતા. કેવળ પોતાના સ્વાર્થની સેવામાં રક્ત રહી ઉપકારી ગુરુજનોની પૂજાને ઠોકરે મારે એ સદ્ગુરુને શું આરાધી શકે ? ત્યારે એના બીજા વ્રત-નિયમ-દાન-તપસ્યા વગેરે પણ એને ઊંચો ક્યાંથી લાવી શકે ? માટે જ અહીં અત્યંત જરૂરી ગુરુજનપૂજાની આશંસા વ્યક્ત કરી.

(૯) 'પરત્થકરણ' એટલે પરાર્થકરણ. આમાં 'સ્વ'થી વિરુદ્ધ 'પર' શબ્દ છે, તેથી સ્વાર્થકરણ નહિ, સ્વપ્રયોજન સાધવાની વાત નહિ, પણ પરાર્થકરણ=પરના યાને જીવોનાં પ્રયોજન સારવાની પરહિત કરવાની વાત છે. અલબત શક્તિ-સંયોગાનુસાર, કિન્તુ બીજાનું કરી છૂટવું બીજાને ઉપયોગી થવું, સહાયક થવું, પોતાની તન-મન-ધનની કિંમતી શક્તિ બીજાના ભલામાં કામે લગાડવી, એ પરાર્થકરણ છે. ગુરુજનપૂજામાં કૃતજ્ઞતા બજાવાય છે, પરાર્થકરણમાં ઉદારતા ને સ્વાર્થત્યાગ થાય છે.

પરાર્થકરણ એ પૌરુષનું ચિહ્ન:-

પ્ર૦-પરાર્થ ન સાધે તો શું અટકી પડે ?

ઉ૦-મોક્ષ એ પુરુષાર્થની ઉત્કૃષ્ટ પ્રબળતા પર સિદ્ધ થાય છે, અને પરાર્થકરણ એ પુરુષાર્થનું ચિહ્ન છે, જ્ઞાપક લક્ષણ છે.

મુખ્ય પુરુષાર્થ કોને કહેવાય ? :-

જીવ ક્યારે પરાર્થકરણ માટે ઉજમાળ બને છે ? જ્યારે જડ સ્વાર્થ ભૂલી બીજાની ખાતર ભોગ આપવાનું એનામાં સત્ત્વ વિકસે છે ત્યારે. એનું જ નામ આત્માનું સદ્વીર્ય, પૌરુષ, સત્ પુરુષાર્થ વિકસ્વર થયો.

પ્ર૦-તો શું સ્વાર્થના પ્રયત્નમાં આત્મવીર્ય સ્ફુરાયમાન ન થયું ગણાય ? એ ય પુરુષાર્થ જ છે ને ?

ઉ૦-ના, સ્વાર્થચેષ્ટામાં પુરુષાર્થ તો ગૌણ છે, મુખ્ય તો મોહની પ્રબળતા છે, કર્મની ગુલામી અને સ્વેચ્છાએ સ્વીકારી લીધેલ અજ્ઞાનના અંધકારપટનું આચ્છાદાન છે.

પુરુષાર્થની વિશેષતા કે મુખ્યતા તો તે ગણાય કે પુરુષાર્થ કર્મગુલામીને અને અજ્ઞાનાચ્છાદનને વશ ન થતાં, સહાયક ન બનતાં, સ્વતંત્રપણે એનો સામનો કરે. ઇન્દ્રિયવિષયભોગનો સ્વાર્થ સાધવામાં કે ભોગનાં સાધનભૂત પૈસા-પત્ની વગેરે અનુકૂળ કરવાની સ્વાર્થસિદ્ધિમાં તો જીવ મોહનીય કર્મના ઉદય ને અજ્ઞાનોદયને વશ પડી જાય છે, એની ધારે ધારે પોતાના આત્મવીર્યને ચલાવી ચલાવી બરબાદ કરે છે ! એને પોતાનો પુરુષાર્થ મુખ્ય કર્યો શાનો ગણાય ? એ તો એની સ્વાર્થવૃત્તિની ઉપરવટ થાય, સ્વાર્થવૃત્તિને સહાયક ન થાય, સામનો કરી ઊભો રહે, ત્યારે એની મુખ્યતા-વિશેષતા ગણાય. પરાર્થકરણમાં આ બની શકે છે. સ્વાર્થને ઉપયોગી તન-મન-ધન વગેરેને પરની સેવામાં નિઃસ્વાર્થભાવે યાને બદલાની આશા વિના કામે લગાડે છે. એવું પરાર્થકરણ સૂચવી રહ્યું છે કે આંતર પુરુષાર્થ સ્વતંત્રપણે સ્વને ઇષ્ટ ભોગ-ભોગસાધનનો નિગ્રહ કરનારો ઊભો થયો; તેથી જ પરની સેવામાં કામે લગાડનારો બન્યો. એટલે પરાર્થકરણ એ પુરુષાર્થનું સૂચક ચિહ્ન થયું. એ સાચો પુરુષાર્થ છે, પૌરુષ છે, મર્દાનગી છે. ઉદરંભરિતા-સ્વાર્થાંધતા એ તો કાયરતા છે, પુરુષાર્થની વિટંબણા છે, વિનાશ છે. માનવજીવનમાં પુરુષાર્થનો વિનાશ એ કર્મસત્તાના ગુનેગાર બનાવે છે; કેમકે એણે આપેલ શક્તિ બરબાદ કરી.

પરાર્થકરણ એ જીવનસાર:-

પરાર્થકરણ એ જીવલોકનો સાર છે. જીવલોક એટલે જીવન. જીવનને જે નિષ્ફળ જીવવા નથી માગતા, લુહારની ધમણની જેમ માત્ર શ્વાસોશ્વાસ પૂરા કરીને તુચ્છ વિષયસેવામાં સમાપ્ત કરવા નથી ઇચ્છતા, એને માટે જીવન સફળ કરવા સારભૂત આ છે કે પરાર્થકરણ સાધવું. આમ કાંઇ એકદમ સર્વત્યાગ થાય એમ નથી, તો કમમાં કમ શક્ય પ્રમાણમાં સ્વાર્થત્યાગ કરી પરાર્થસેવન આચરવું, એ જીવનનો સાર છે, જીવનમાંથી સાર ખેંચવારૂપ છે, જીવનની સુવાસ છે. શ્રીમંત માણસ પોતાના માટે દસ લાખ રૂપિયાનો બંગલો બાંધીને એ ભોગવે એથી કાંઇ 'એણે જીવનમાં મહત્ત્વનું કામ કર્યું' એવો લોકયશ પામતો નથી. જ્યારે, મધ્યમ સ્થિતિવાળો ૫-૧૫ હજાર રૂપિયા ખર્ચી ધર્મશાળા બંધાવીને જનહિતાર્થે ખુલ્લી મૂકી દે, તો એ લોકની દુઆ પામે છે, આશીષ પામે છે, પ્રશંસા પામે છે કે 'વાહ ભાઇ ! જીવનમાં એક ખરું કામ આણે કર્યું !' મોટા ચાંદીના પાટલે ચડી સોનાના થાળમાં જાતે મેવાપકવાન ઉડાવે એની કિંમત નથી,

પરંતુ એના આંગણે બીજા ગરીબ કે સાધર્મિક પામી જાય એ મહત્ત્વનું છે, એજ જીવનમાંથી બચતરૂપે કામ આપે છે. સ્વાર્થભોગ તો જીવન પૂર્ણ થતાં પહેલાં જ 'ખા ગયા, ખો ગયા'ના ન્યાયે શૂન્યમાં પરિણમે છે. જ્યારે, સ્વાર્થ ત્યાગીને પરાર્થ સધાય એ સુકૃત પુણ્ય તથા સુસંસ્કાર અને નિર્મળ યશરૂપે ઠેઠ પરલોક સુધી જીવની સાથે ઊભા રહે છે. લોક આ પરાર્થસાધક-પરોપકારીના મર્યા પછી પણ એના પરોપકાર યાદ કરી એનો યશવાદ ગાય છે; અને પુણ્ય તથા સુસંસ્કાર તો એ આત્મા સાથે પરલોકમાં જાયજ છે.

**પરાર્થકરણની ઉપેક્ષામાં કષાય પ્રબળઃ—**

પ્ર૦-પરાર્થકરણ ન સાધે અને પરમાત્મ-ભક્તિ, તપસ્યા, જ્ઞાનધ્યાન, વ્રત-નિયમ વગેરે આરાધે તો આત્મકલ્યાણ થવામાં ક્યાં અટકે?

ઉ૦-અહીં સમજવા જેવું છે કે પરમાત્મ-ભક્તિ, તપ, વગેરેને જે આત્મકલ્યાણની સાધના તરીકે ગણવામાં આવે છે તે, કષાયની અમુક હદની મંદતા થયા વિના, આત્મકલ્યાણરૂપ કે આત્મકલ્યાણની જનક નથી બની શકતી. ત્યારે જેને એ બધું તો આરાધવું છે, પણ નર્યા સ્વાર્થમાં રમ્યા રહેવું છે, ભગવદ્ભક્તિ કરવી છે પણ પરભાર્યા પોણા બારથી, મંદિરમાં તૈયાર દ્રવ્ય-કેશર-પુષ્પ-અગરબત્તી-દીવાથી, પણ પોતાના ખીસાનું કાંઇજ ખરચવું નથી, અગર પોતાનું થોડું લઇ આવે છે તો એમાંથી લેશમાત્ર બીજા કોઇ સાધન વિનાનાને પૂજા માટે દેવું નથી, એમ તપ-જ્ઞાનધ્યાન-વ્રત નિયમ તો વિના-ખર્ચનો ધર્મ છે એટલે એ કરવો છે, પણ ખર્ચવાળું દાન, પરોપકાર, પરહિત, એ કરવાનો જરાય શોખ નથી, અરે! શરીરથી કે સમયથી પણ બીજાના કામે ખાસ જરૂરી પ્રસંગમાં ય ઘસાવું નથી, એને તો એ આરાધ્ય દેવ-ગુરુ-ધર્મ કરતાં ધન અને કાયા વધુ વહાલા લાગ્યા! એ લોભકષાયની ભારે પકડ ગણાય. એ હોય એટલે કર્તવ્યનું ભાન કરાવનારી પ્રેરણા કોઇ કરે તો એના પર દ્વેષ ધરવો છે એ ક્રોધ કષાયની પકડમાં આવ્યો. એની સાથે માન કષાય, 'હું બધું સમજું છું' એવો અહંભાવ, એ પણ કોટે વળગ્યો જ છે. આમ, કષાયોનું સતેજપણું હોય ત્યાં મૂળ જરૂરી સહજમલહ્રાસ અને કષાયમંદતાના અભાવે આત્મકલ્યાણ ક્યાંથી સિદ્ધ થાય? પરાર્થ-પરોપકાર-કરણમાં એ લોભકષાય થોડો જતો કરવો પડે છે, કષાય મંદ પડે છે, તેથી કલ્યાણની ભૂમિકા ઊભી થાય છે.

પ્ર૦-પરોપકાર કરીને અભિમાન યા માનાકાંક્ષા ક્યાં નથી થતી? એમાં કષાયમંદતા ક્યાં રહેવાની?

ઉ૦-પરનું ભલું કર્યા પછી અભિમાનાદિ થાય એ તો પાછળની વાત થઇ, પણ પરકાર્ય કરવાની વૃત્તિ પ્રવૃત્તિ થઇ એ શાથી થઇ? શું અભિમા-નને લીધે? શું માત્ર માન પામવાના લોભથી? ના. એ તો પછી આવ્યા, પણ પહેલાં તો સહેજે દિલની કોમળતા થઇ, સ્વાર્થ-લોભ ઓછો થયો, કષાય મંદ પડચો, અને પરનું કરી છૂટું એવી ભાવના થવાથી પરાર્થ પ્રવૃત્તિ થઇ. ત્યારે પરાર્થકરણ જેને પાલવતું નથી, ને સ્વાર્થ સાધનામાં જ જે અખંડ મશગુલ રહે છે, એને તો મૂળમાં જ ધનમૂર્ચ્છા, શરીરમૂર્ચ્છા, સ્વસમયમૂર્ચ્છા વગેરે જોરદાર અને મુખ્ય રહે છે, એટલે તો એ પરાર્થકરણથી આઘો ને આઘો રહે છે. માટે એવા નર્યા સ્વાર્થરસિકને કષાયની મંદતા નથી.

**પરાર્થકરણનાં બે પ્રમાણઃ-**

લક્ષ્મી અને વિષયોની આવી એકાંગી પકડ, આવો મૂર્ચ્છાનો આવેશ કે જે પોતાના સ્વાર્થને જ દેખવા દે, પરાર્થની ઉપેક્ષા જ થવા દે, એ પ્રબળ દોષ છે. એ થોડો ય મોળો પડચા વિના આત્મવિકાસ અશક્ય છે. માટે તો (૧) પહેલો ધર્મ 'દાન'નો કહ્યો, પછી શીલ-તપ-ભાવના ધર્મ. એમ, (૨) શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં ધર્મહેતુ પ્રસાધન યાને ધર્મહેતુ સિદ્ધ કરવા માટે ત્રણ ઉપાય કહ્યા, એમાં સાધુસેવા પહેલાં કહી, પછી મૈત્રી, અને મમત્વની પકડ-આવેશનો ત્યાગ કહ્યા. સાધુસેવા માટે સ્વાર્થનો ભોગ આપવો પડે, પરાર્થ પ્રયત્ન કરવો રહે. મૈત્રી અને મમત્વાવેશત્યાગને સક્રિય કરવા માટે પણ એ કરવું પડે. આમ પરાર્થ-

કરણમાં મૂર્ચ્છા મંદ પડે છે ને તેથી આત્મ-કલ્યાણને અવકાશ મળે છે, તેથી એ જીવનનો સાર છે, પુરુષાર્થનું ચિહ્ન છે.

(લ૦)-सत्येतावति लौकिके सौन्दर्ये लोकोत्तरधर्माधिकारीत्यत आह 'शुभगुरुयोगो'-विशिष्ट चारित्र युक्ताचार्यसम्बन्धः, अन्यथाऽपान्तराले सदोषपथ्य-लाभतुल्योऽयमित्ययोग एव । तथा 'तद्वचनसेवना'-यथोदित गुरुवचनसेवना, न जातुचिदयमहितमाहेति ।

**અર્થ:-આટલું લૌકિક સૌંદર્ય આવ્યે લોકોત્તર ધર્મનો અધિકારી થાય, એટલા માટે કહે છે,-'સુહગુરુજોગો' અર્થાત્ શુભગુરુનો યોગ થાઓ, વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન ગુરુનો સંબંધ થાઓ. નહિતર (જો લૌકિક સૌંદર્ય વિનાનો માણસ વિશિષ્ટ ચારિત્રસંપન્ન ગુરુનો સંબંધ કરે તો) એ દોષયુક્ત પુરુષને દોષ ઊભા રહે પથ્યની પ્રાપ્તિ જેવો યોગ થવાથી અયોગરૂપ જ બની રહે. તથા 'તવ્વયણસેવણા'-તદ્વચન-સેવા, ગુરુએ કહેલા વચન મુજબ પાલન; (કેમકે) ખરેખર! એ અહિતનું કહેતા નથી.**

વિવેચન:-

અહીં 'પરાર્થકરણ' સુધીની વસ્તુઓ બતાવી એ લૌકિક સૌંદર્ય છે. એ પ્રાપ્ત હોય તો જીવ હવે 'શુભગુરુયોગ' વગેરે લોકોત્તર ધર્મનો લોકોત્તર સૌંદર્યનો અધિકારી બને છે. માટે હવે કહે છે 'સુહગુરુજોગો' મને શુભ ગુરુનો યોગ થાઓ.

**લૌકિક-લોકોત્તર સૌંદર્ય:—**

લૌકિક સૌંદર્ય એટલે લોકદૃષ્ટિએ, જનસામાન્ય અને ઇતર અસર્વજ્ઞકથિત ધર્મોની દૃષ્ટિએ સુંદર હોય તે. ભવનિર્વેદથી માંડી પરાર્થકરણ સુધીની વસ્તુઓ એ લૌકિક સૌંદર્ય છે કેમકે દા. ત. ભવનિર્વેદને ઈતર આર્ય ધર્મો તો સુંદર કહે છે જ, પણ લોકદૃષ્ટિએય ભવનિર્વેદવાળો જીવ વિષયો-વિષયસાધનોનો એવો લાલચુ ન હોય, એટલે એ સહેજે સારો લાગે. તેથી ભવનિર્વેદ સુંદર છે. એમ, માર્ગાનુસારિતા-તત્ત્વાનુસારિતા ગુણથી ખોટી તત્ત્વહીન ખેંચપકડ નહિ પણ વિવેકથી વર્તન હોઇ, એ પણ લોકદૃષ્ટિએ સૌંદર્ય છે. ત્યારે ઇષ્ટફળ-સિદ્ધિથી જીવ ભીખ માગતો કે વિહ્‌વળ વ્યાકુળ રહેનારો નહિ, લોક-વિરુદ્ધ ત્યાગથી લોકના ચિત્તને સંક્લેશમાં મૂકનારો નહિ, ગુરુજન-પૂજાથી વડિલોની સેવા-ભક્તિ-બહુમાન-કૃતજ્ઞતા પાળનારો અને પરાર્થકરણથી પરકાર્ય કરી છૂટનારો હોય, એ બધું લોકો અને ઇતર ધર્મોની દૃષ્ટિએ સારૂં સારૂં જ લાગે છે, માટે એને લૌકિક સૌંદર્ય કહેવાય. લોકોત્તર સૌંદર્ય તે છે કે જે સર્વજ્ઞકથિત ધર્મની જ દૃષ્ટિએ સુંદર છે.

**લોકોત્તર સૌંદર્યનો મર્મ:—**

પ્ર૦-શું ભવનિર્વેદાદિ એ સર્વજ્ઞની દૃષ્ટિએ સારૂં નથી? જો સારૂં છે જ, તો એને લોકોત્તર સૌંદર્ય પણ કેમ ન કહેવું?

ઉ:-અલબત ભવનિર્વેદાદિ એ અનંતજ્ઞાની સર્વજ્ઞની દૃષ્ટિએ સારા તો છે જ, પરંતુ ખાસ લોકોત્તર ધર્મ, લોકોત્તર સૌંદર્ય તે છે કે જેને બિચારા જનસામાન્યની કે અસર્વજ્ઞકથિત ધર્મોની દૃષ્ટિમાં સારૂં-સુંદર માનવા સુધીની પહોંચ નથી અને જે માત્ર સર્વજ્ઞકથિત ધર્મની દૃષ્ટિએ સુંદર છે. દા. ત. કોઈએ વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન શુભ ગુરુનો જ યોગ સાધ્યો એમાં કાંઇ જનસામાન્ય કે ઇતર ધર્મવાળા 'આ બહુ સરસ કર્યું' એમ પ્રશંસવા નથી લાગતા. હા ગુરુજનપૂજા, પરોપકારાદિ કરાય તો ઝટ એની પ્રશંસા કરશે. એટલે લૌકિક સૌંદર્ય તે છે કે જેને લોક પણ સારૂં-સરસ તરીકે માનવાનું કરે છે. બાકી લોકોત્તર જ્ઞાની ભગવંતો તો એને લોકોત્તર સૌંદર્યની ભૂમિકારૂપે સારૂં લેખે જ છે, પણ એટલા માત્રથી એને લોકોત્તર સૌન્દર્ય કહેલ નથી. લોકોત્તર સૌંદર્ય તે, કે જેમાં સારૂં-સુંદર પરાક્રમ માનવાની લોકની પહોંચ નથી અને અનંત જ્ઞાનીની દૃષ્ટિએ એ સારૂં-સુંદર પરાક્રમ છે તેમજ જે સીધું મોક્ષમાર્ગ તરફ લઇ જાય છે. દા. ત. શુભ ગુરુનો યોગ વગેરે એવા છે.

પ્ર૦-જિનેન્દ્રભક્તિ-ઉત્સવ વરઘોડા, ગુરુ-પ્રવેશોત્સવ વગેરેને તો લોકોત્તર સૌંદર્ય કહેવાય છે. એમાં તો લોક પણ પ્રશંસા કરે છે તો એ લોકોત્તર સૌંદર્ય શી રીતે?

ઉ૦-લોક પ્રશંસે છે એ વાત સાચી, પણ તે

તો એમાં જે દાન-પરોપકાર-પરાર્થકરણ થાય છે એ અંશને લઇને પ્રશંસા છે, અને પરાર્થકરણ એ તો લૌકિક સૌંદર્ય છે જ. બાકી તો લોકને ચક્ષુ-શ્રોત્ર આદિ ઇન્દ્રિયોને ઇષ્ટ વિષય મળે એટલે એની પ્રશંસા કરે એ સહજ છે. છતાં એ ઉત્સવાદિમાં દેવાધિદેવની ભક્તિ, ગુરુભક્તિ, શાસનપ્રભાવના વગેરે જે અંશ છે તેમાં સૌંદર્ય માનવાની લોકની પહોંચ નથી, અને જ્ઞાનીએ એને સુંદર આત્મહિતકર તરીકે ફરમાવ્યા છે, માટે એ લોકોત્તર સૌંદર્ય હોવામાં બાધ નથી.

**લૌકિક સૌંદર્ય વિના લોકોત્તર સુંદર ભાવ નહિ:-**

લોકોત્તર સૌંદર્ય એ લોકોત્તર ધર્મ છે; 'લોકોત્તર' એટલે મિથ્યાદૃષ્ટિ લોકોની બુદ્ધિમાં બેઠેલ ધર્મથી આગળનો ઊંચી કોટનો, અસર્વજ્ઞોના ધર્મ કરતાં ઊંચો. એવો ધર્મ સર્વજ્ઞકથિત જ હોય. આ લોકોત્તર ધર્મના અધિકારી બનવા માટે ઉપરોક્ત લૌકિક સૌંદર્ય હોવું આવશ્યક છે. સિંહણનું દૂધ સુવર્ણપાત્રમાં રહે, એ ન્યાયે સિંહણના દૂધ જેવો લોકોત્તર ધર્મ પણ લૌકિકસૌંદર્યવાળા પાત્ર જીવમાં ઊતરી શકે; એટલી એ કિંમતી વસ્તુ છે. દેખાય પણ છે કે જેનામાં ભવનિર્વેદ નહિ ને વિષયાંધતા છે, તત્ત્વાનુસારિતા નહિ ને તત્ત્વ-અરુચિ છે, લોકવિરુદ્ધસેવનથી લોકને સંક્લેશકારિતા છે, ગુરુજન પ્રત્યે અભક્તિ-અવિનયાદિ છે, એ લોકોત્તર ધર્મ સાધતો દેખાય તો ય ખરેખર એના દિલમાં લોકોત્તર શુભ પરિણામ જ ઊભો નથી થતો; કેમકે પેલી લૌકિક અસુંદરતાઓ, ધર્મબાધક કષાયોને દિલમાં પગભર રાખે છે. એવા કષાય જાગૃત્ હોય ત્યાં લોકોત્તર શુભ પરિણામ શાનાં? અહીં એ પણ સૂચિત થાય છે કે,

**લૌકિક સૌંદર્યથી ઇતિકર્તવ્યતા નથી** :-મોક્ષસાધના પૂર્ણ નથી થતી. પૂર્ણ જ શું, પ્રારંભ પણ થતો નથી. મોક્ષસાધના તો લોકોત્તર ધર્મથી શરૂ થાય છે. તેથી લૌકિકસૌંદર્ય પછી લોકોત્તર ધર્મ આરાધવો જ રહે છે, હા, લૌકિકસૌંદર્યવાળો એનો અધિકારી બને છ, તેથી લૌકિકસૌંદર્ય પહેલું લાવવું જોઈએ. એ લાવ્યા પછી અધિકારી બનવાની રુએ લોકોત્તર ધર્મ અપનાવવો જ ઘટે. માટે અહીં એવા ધર્મ તરીકે પહેલી શુભગુરુયોગની આશંસા મૂકી. એ વિના પરાર્થકરણ વગેરે લૌકિક ધર્મમાત્રથી ભવપાર ન થવાય. એમ થવાનું માનવું એ ભ્રમણા છે.

(૭) '**સુહગુરુ-જોગો**':-

સાતમી આશંસા શુભગુરુના યોગની છે. લૌકિક સૌંદર્ય પ્રાપ્ત થવા પર જ લોકોત્તર ધર્મનો અધિકાર મળે, એ હિસાબે પૂર્વોક્ત પરાર્થકરણ સુધીના ગુણનો ખપ કરવા પર પહેલું કાર્ય શુભગુરુ-યોગ સાધવાનું. અન્યથા જો એ ગુણરૂપ લૌકિક સૌંદર્ય પ્રાપ્ત કરવાની પરવા ન હોય અને એમ જ શુભ ગુરુનો યોગ સાધવાનું કરે તો તે, દોષ ભરેલા પેટવાળો પુષ્ટિકારક પથ્ય ખાય, એના જેવું થાય. ખરી રીતે એ યોગ ગુરુયોગ જ નથી; એ પથ્ય એવા માટે પથ્ય જ નથી. પેટમાં મળ ખદબદતા હોય, પાચક રસો દૂષિત થઇ ગયા હોય, ત્યાં પથ્ય મલાઇ વગેરે ખાધ્યે શું વળે? પુષ્ટિ શાની થાય? એ પચાવવાની તાકાત જ નથી. એટલે પુષ્ટિગુણ તો દૂર, ઉલ્ટું દોષવાળી હોજરી એને વધારે દોષરૂપ બનાવે છે. એવી રીતે ગુરુજન-પૂજા, પરાર્થકરણ, લોકવિરુદ્ધનો ત્યાગ વગેરે લૌકિક સૌંદર્યનો ખપ નથી ને શુભ ગુરુનો યોગ કરવા જાય, એ જ્યારે સામાન્ય ગુરુજન માતાપિતાનો વિનય-સેવા-ભક્તિ આદિ નથી સાચવતો, તો મહાન શુભ ગુરુનો યોગ કરીનેય વિનયાદિ શું સાચવવાનો હતો? સામાન્ય પરોપકાર નથી, પરનું કરી છૂટવાનું નથી, એ મહાન ગુરુનું શું કરી છૂટવાનો? એટલે ઉપરથી દેખાય કે સદ્ગુરુનો સમાગમ કર્યો, પણ વાસ્તવમાં સમાગમ જેવું કાંઈ નહિ.

**બનાવટી શુભગુરુયોગઃ—**

એવા માણસો હોય છે કે જે સદ્ગુરુ પાસે આવે છે ખરા, પણ તે ગુરુ પાસેથી કશું લેવા નહિ, પણ પોતે ગુરુને આપવા આવે છે! ગુરુને સલાહ આપશે! ગુરુને કાંઇક ગામગપાટા સંભળાવવાનું કરશે, યા પોતાની બહાદુરી બતાવ-

વાનું ગાશે, અથવા કોઇની નિંદા માંડશે, વગેરે વિગેરે. આવા માણસને શો ગુરુયોગ થયો ? એ યોગ કૃત્રિમ બનાવટી શુભગુરુયોગ છે. ખરી રીતે એ ગુરુયોગ જ નથી. મૂળમાં ભવનિર્વેદ જ નહિ, તત્ત્વાનુસારિતા જ નહિ, એટલે ધર્મગુરુ તરીકે ગુરુનો સત્સંગ સાધવા જેવી એ વસ્તુ જ નથી. શુભ ગુરુનો સંપર્ક શા માટે સાધવાનો ? અથવા સંપર્ક સહેજે મળ્યો તો એમાંથી શું લેવાનું ? ભવનિર્વેદ-તત્ત્વાનુસારિતા નહિ હોય તો કશું આત્મ-હિત પામવાની ભૂખ જ નથી. ઉલ્ટું ભવની ઠંડક અને અતત્ત્વનું જ અનુસરણ છે, એટલે ભૌતિક-વૈષયિક-વાહિયાત વાતો જ ગમે છે, પછી ગુરુયોગ શો કર્યો ? એમ લોકવિરુદ્ધ-ત્યાગ, અને ગુરુજન-પૂજા, પરકાર્યકરણના અખાડા છે, દેવાળુ છે, એટલે લોકવિરુદ્ધસેવન, કૃતઘ્નતા, નિષ્ઠુરતા ઝળહળે છે. એને ગુરુયોગ શું કરે ? ગુરુ તો એને આત્મ-હિતના, સંસારની અસારતા, ભવનિર્વેદ, તત્ત્વાનુ-સરણ વગેરેના પાયા ઉપરની વાત કહેવાના. એ એને ઉલ્ટી દ્વેષ કરાવનારી થવાની. શુભ ગુરુનો યોગ તો મહાન પુષ્ટિકારક પથ્ય જેવો છે, પણ દોષ ટળ્યા વિના એ શે સફળ થાય ?

'શુભગુરુયોગ' એટલે વિશિષ્ટ ચારિત્રથી સંપન્ન આચાર્યનો સંબંધ. ધર્માચાર્ય જો ચારિત્ર-સંપન્ન ન હોય તો એમનો સંસર્ગ કુસંગ થાય. વળી ચારિત્ર પણ સામાન્ય રૂપનું જેટલું ગૃહસ્થને હોય એટલા માત્રથી ન ચાલે, કેમકે એમાં તો સંપર્કમાં આવનારને આરાધ્ય તરીકે એટલું જ ચારિત્ર લાગે, પણ વિશેષ એથી કોઇ ઉચ્ચ ચારિત્ર હોવાની કલ્પના ન આવે. એ કલ્પના ન આવવાથી એવા વિશિષ્ટ ચારિત્રનો મનોરથ ને એની અત્યંત ઉપાદેયતા વગેરે પણ ન જાગે. અને કદાચ એવા સામાન્ય રૂપના ચારિત્રવાળાના વિશિષ્ટ ચારિત્રના ઉપદેશ પરથી એનો ખ્યાલ આવે તો પણ વિશ્વાસ ન પડે કે 'એ કર્તવ્ય હશે ? પાળવું શક્ય હશે ?' કેમકે પ્રત્યક્ષ દેખે છે એ ઉપરથી તો એમજ લાગે કે 'જ્યારે આ પોતે એ આચરતા નથી તો એ કરવા જેવું, કે કરવું, શક્ય કેવી રીતે હોય ?' માટે ધર્માચાર્ય વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન જોઇએ. વિશિષ્ટ ચારિત્ર એ, કે જેમાં કંચન-કામિનીનો સર્વાંશે ત્યાગ હોય, અહિંસાદિ મહાવ્રતોના સ્વીકારપૂર્વક એનું અણીશુદ્ધ પાલન હોય, સર્વજ્ઞની આજ્ઞાની પ્રતિ-બદ્ધતા હોય, આહાર-પાણી પણ સ્વયં તૈયાર કરેલ-કરાવેલ નહિ કે કોઇએ વિશિષ્ટ ચારિત્રી માટે બનાવેલ નહિ, વગેરે રૂપે નિર્દોષ-નિર્જીવ આહાર-પાણીથી નિર્વાહ હોય. આવા વિશિષ્ટ ચારિત્રસંપન્ન આચાર્યનો સંબંધ સાધવાનો. લોકોત્તર સૌંદર્યમાં પહેલો આ શુભગુરુયોગ મૂક્યો છે એ સહેતુક છે. હેતુ આ છે,—

**શુભગુરુયોગની અગત્યનાં કારણો:—**

(૧) શુભ ગુરુયોગ પહેલો એટલા માટે જરૂરી છે કે 'ગુરુ વિના જ્ઞાન નહિ.'

પ્ર૦-ગુરુયોગ વિના શું સીધું પુસ્તકમાંથી જ્ઞાન ન મળે ?

ઉ૦-અનુભવની નિશ્રાવાળું જ્ઞાન ન મળે. ગુરુની પાસેથી મળતા જ્ઞાનની પાછળ એમનો અનુભવ કામ કરતો હોય છે. સ્વયં જીવનમાં જીવીને બતાવે એ જ્ઞાનની બલિહારી છે. શ્રોતાને એ જ્ઞાન સક્રિય બને એવી એના પર શુભ ગુરુની અસર પડે છે. શુભ ગુરુનો યોગ થાય તો આગળના લોકોત્તર સૌંદર્યોનો બોધ મળે.

પ્ર૦-તો શું લૌકિક સૌંદર્ય પામવા માટે શુભ-ગુરુ-યોગ જરૂરી નથી ?

ઉ૦-અલબત્ત શુભ ગુરુનો યોગ એ પમાડી શકે છે, પરંતુ એ તો ન ય થયો હોય છતાં કુળ-સંસ્કારથી યા ઇતર વિરાગી ગુરુના યોગથી પણ લૌકિક સૌંદર્ય મળી શકે છે. શિષ્ટજનોનો વ્યવહાર જોઇને પણ એ પામી જવાય એવું બને છે. જ્યારે લોકોત્તર સૌંદર્ય તો શુભ ગુરુયોગથી જ પમાય.

(૨) શુભ ગુરુનો, અર્થાત્ વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન ધર્માચાર્યનો યોગ સાધવામાં એમના ઉપદેશ ઉપરાંત એમનું જીવન જોવા મળે છે, એય હિત-પ્રેરક બને છે. તપસ્વી મહાત્માઓની તપસ્યા જોઇને ય પ્રેરણા મળે છે ને ?

(૩) શુભ ગુરુના યોગથી આપણી ભૂલોનું ભાન થાય, એ સુધારવાના ઉપાય મળે, ગુરુ આપણા

પથપ્રદર્શક બને, એમની સેવા-વિનય-વંદનાદિનો લાભ મળે, વગેરે વગેરે અનેક લાભો છે.

(૪) શુભ ગુરુયોગ ખરેખરો સાધવામાં ગુરુ માથે ધરાય છે, તેથી એમના પ્રત્યે સેવકભાવ ઊભો થતાં આત્માના મહાન દોષ અહંત્વ પર કાપ પડે છે. તેમ સેવા-આજ્ઞાપાલનમાં પૈસા આદિનો ભોગ અપાય એટલે તૃષ્ણા-મમત્વ પણ કપાય. સારાંશ, જગતને અંધ બનાવનાર જે મોહનો મંત્ર 'અહં-મમ', એનો પ્રતિમંત્ર યાને નાશક મંત્ર શુભ ગુરુયોગથી પ્રાપ્ત થાય છે.

આવા મહાલાભકારી શુભ ગુરુ-યોગની અહીં આશંસા કરવાની છે.

**શુભ ગુરુયોગ-પ્રાપ્તને એની કેમ આશંસા:-**

પ્ર૦-શુભ ગુરુનો યોગ જેને પ્રાપ્ત છે, દા. ત. વિશિષ્ટ ચારિત્ર લઇને જે શુભ ગુરુની નિશ્રામાં જ રહે છે, એ એની શી આશંસા કરે? એમને ય 'જય વીયરાય૦' સૂત્ર તો બોલવાનું હોય છે,-તો શું એ 'સુહગુરુજોગો' પાઠ છોડી દે?

ઉ૦-ના, પાઠ બોલે અને વિશેષ આશંસા કરે. આ શુભ ગુરુયોગની વિશેષ આશંસા બે રીતે,-

**(૧) શુભ ગુરુયોગ કાયમ બન્યો રહે:-**

આ જીવનમાં અંત સુધી અને ભવાંતરે મોક્ષ થાય ત્યાંસુધી શુભ ગુરુનો યોગ બન્યો રહે એ માટે ય આશંસા જરૂરી છે.

**ગુરુયોગ યોગાવંચક બનવો જોઈએ :-**

(૨) બીજી રીતે વિશેષ આશંસા એ છે કે શુભગુરુ-યોગ યોગાવંચક બની એમાં ઉત્તરોત્તર કક્ષા-માત્રા વધતી જાય. યોગાવંચક એટલે અવંચક યાને સફળ ગુરુયોગ, જેમાંથી ક્રિયાવંચક અને ફળાવંચક નીપજે એવો ગુરુ-યોગ. અહીં ક્રિયાવંચક (અવંચકક્રિયા) તરીકે ભાવથી વંદનાદિ ક્રિયા સમજવાની છે. એનાં અવંચક ફળમાં એવાં સાનુબંધ શુભકાર્ય નીપજે, કે એથી ફરી વિશેષ ઊંચા યોગાવંચક-ક્રિયાવંચક-ફળાવંચકની પરંપરા ચાલે;....તે યાવત્ પરાકાષ્ઠાએ એ યોગ-ક્રિયા-ફળ એ સ્થિતિમાં જઈ પહોંચે કે આત્મા શુભ ગુરુ સાથે ભાવથી સંબંધમાં એટલા બધા અભેદભાવે જોડાઇ ગયો હોય કે ત્યાં તન્મય નિરાલંબન, અનાસક્ત દશા આવીને વીતરાગતા સિદ્ધ થાય.

**હૈયામાં ગુરુયોગ ક્યારે થાય?:-**

તાત્પર્ય એ છે કે વિશિષ્ટ ચારિત્રસંપન્ન ગુરુનો યોગ સાધવાનો છે તે, માત્ર બાહ્યથી એમની સાથે રહ્યા એટલું જ નહિ, કિન્તુ આભ્યન્તર રીતે પણ આપણા આત્માને ગુરુયોગ કરાવવાનો છે. તે ઇન્દ્રિયના વિષયાદિનો રંગ અને અહંત્વાદિ કષાયોની પરિણતિ ઓછી થાય તો જ બની શકે. નહિતર તો જ્યાંસુધી એ ઇન્દ્રિયવિષયોના પૂરા ખેંચાણ-આકર્ષણ હોય, તેમજ અહંત્વાદિ કષાયોના દબાણ-જોર હોય, ત્યાંસુધી ગુરુનો યોગ માત્ર કાયાથી નિકટ આવવારૂપે કર્યો એટલું જ, પણ હૃદય કાંઈ નિકટ થયું નહિ. હૈયે જો ધન-માલ-પરિવાર વગેરેની જ મમતા, પ્રીતિ અને સાર બુદ્ધિ ખચ ભરી હોય, તો એ હૈયામાં ગુરુને પ્રવેશની જગા જ ક્યાં છે? એ તો એ પર-મમતાદિ ઓછા થાય, એમાં અસારબુદ્ધિ જાગે, તોજ આત્મતારક ગુરુ માટે સારબુદ્ધિ અને મમતા-પ્રીતિ થાય. એનું નામ ગુરુ અંતરમાં પેઠા. ત્યાં હૃદયથી ગુરુયોગ સધાવા માંડે. એવું જ અહંત્વાદિનું જોર મોળું પડે, મનને એમ થાય કે 'હું એટલે કાંઈ નહિ, હું તો અબુઝ અનાડી; જ્યારે ગુરુ એટલે બોધ આપનાર, અને સન્માર્ગી-સદાચારી-સદ્‌ગુણી બનાવનાર.'-એવું ગુરુ માટે વિશિષ્ટ ગૌરવ, ઊભું થાય, તો જ આભ્યન્તર ગુરુયોગને જગા મળે. વાત પણ સાચી છે કે આવો ગુરુયોગ થાય તો જ આગળ એમના ઉપદેશને હૃદયમાં ઉતારવાનું થવાનું.

**ગુરુયોગની વધતી માત્રા: ગુરુમય સ્વાત્મા:-**

આવો ગુરુયોગ, આપણે જીવનભર માટે ગુરુની નિશ્રામાં આવી ગયા પછી પણ, હૃદયથી એવો વિકસાવી શકાય છે કે આપણી સુખ-સગવડ અને જાતની વડાઇ વગેરેની બેપરવા વધતી જાય અને ગુરુનું મહત્ત્વ આપણા દિલમાં વધીને ગુરુની પરવા-ગરજ-આત્મીયતા વિકસ્વર બનતા જાય.

**ગુરુની રુચિ એ આપણી રુચિ:-**

આપણી રુચિ-ઈચ્છા-માન્યતા, સન્માન સગવડ-અનુકૂળતા વગેરે કશું નહિ; ગુરુની રુચિ એ આપણી રુચિ, ગુરુની ઇચ્છા એ આપણી ઇચ્છા, ગુરુનો મત તે આપણો મત, ગુરુની સગવડ-અનુકૂળતા એજ આપણી અનુકૂળતા, ગુરુનું માન-પૂજા-પ્રતિષ્ઠા એજ આપણાં માન-પૂજાદિ, એમનો યશવાદ એજ આપણો યશવાદ, એમને ઠીક ન લાગે એ આપણને ઠીક નજ લાગે, એમની ઇચ્છા ન હોય એની આપણને પણ ઇચ્છા નહિ; ભલે આપણને સન્માન પ્રતિષ્ઠા મળતી હોય, પરંતુ જો ગુરુનું અવમાન થતું હોય, એમનો યશવાદ રૂંધાતો હોય તો એ આપણું પોતાનું અવમાન અપયશ લાગે, એમ આપણને અનુકૂળ પણ એમને પ્રતિકૂળ હોય તો એ આપણને પણ પ્રતિકૂળ જ લાગે; ત્યાં આપણી અનુકૂળતાની કશી કિંમત નહિ. એ જતી કરવાની.

**વધતી કક્ષાના આંતર ગુરુયોગની આશંસા:–**

આવું ગુરુ પ્રત્યે હૃદય વધતું જાય, એ ગુરુ-યોગ વધતો આવ્યો ગણાય; જેમાં આગળ પોતાનો આત્મા ગુરુમય થતો જાય, આત્મા સ્વાત્માને ભૂલી ગુણસંપન્ન ગુરુ સાથે એટલો બધો એકાકાર થઇ જાય કે પછી પોતે અને ગુણમૂર્તિ ગુરુ બે વચ્ચે કોઇ ભેદ જ ન લાગે, ગુણમૂર્તિ જોડે અભિન્ન બની જાય! અનાસંગ–અનાસક્ત યોગમાં પહોંચતાં વિષયો-સુખભોગ, કાયા, વગેરેથી તદ્દન નિરાળો અલિપ્ત બનીને શુદ્ધ ગુણરૂપ થઈ વીતરાગ દશાએ પહોંચી જાય. આ પહોંચવામાં ઉત્તરોત્તર કેટલીય કક્ષાઓ ગુરુયોગમાં વટાવવી પડે. એવી ઉત્તરોત્તર કક્ષાઓ પ્રાપ્ત કરવા માટે શુભ ગુરુયોગની આશંસા કરતા જ રહેવું જોઇએ. વીતરાગતા ન આવે ત્યાંસુધી ગણધર ભગવાન પણ આ વિશેષ આશંસા કરે એમાં નવાઈ નથી.

**(૮) તવ્વયણસેવણા :–**

પ્રણિધાન સૂત્રમાં આઠમી આશંસા આ વ્યક્ત કરી કે મને તદ્‌વચનસેવના પ્રાપ્ત થાઓ. અર્થાત્ પૂર્વોક્ત વિશિષ્ટ ચારિત્રથી સંપન્ન ધર્માચાર્યની આજ્ઞા અને ઉપદેશનું સેવન, ઉપાસના, પાલન થતું રહો, થતું જ રહો. શુભ ગુરુયોગનું આ ફળ છે, શુભગુરુયોગ આનાથી સફળ છે. ગુરુનો યોગ થયા પછી ગુરુના હિતોપદેશનું સેવન થાય એટલે લોકોત્તર ધર્મ સાથે સગાઇ જામે-વધે-વિકસે, માટે ગુરુવચન–સેવા જરૂરી છે. બાકી શુભ ગુરુનો માત્ર મૌન સમાગમ સાધે અને એમનું કશું સાંભળવાનું સમજવાનું અને તે પ્રમાણે જીવન બનાવવાનું ન હોય તો આગળ શું વધાય? આત્મ-પરિવર્તન શી રીતે થાય? પરિવર્તન અને વિકાસ રાગ-દ્વેષાદિ દોષોના હ્રાસ થવા પર માપી શકાય છે. એનું સ્વરૂપ, સ્વાત્માની જાંચ, હ્રાસના ઉપાય, એની ભવ્ય પ્રેરણા, ઇત્યાદિ પામવાનું શુભ ગુરુની હિતકર વાણી સેવે તો જ બની શકે, તે વિના ખાલી ગુરુયોગ તેવો સફળ ન નીવડે.

પ્ર૦–શું ગુરુ કહે એ બધું સ્વીકારવા પાળવા જેવું જ હોય? સ્વીકારી-પાળી શકાય?

ઉ૦–ધ્યાનમાં રહે કે આ શુભ ગુરુના વચનની વાત છે, એટલે એ મહાત્મા હિતની વાત કરે નહિ, ને હિતની વાત કેમ સ્વીકાર્ય ન હોય?

શુભગુરુનું વચન હિતનું જ હોય એનું કારણ:

(૧) શુભ ગુરુ વિશિષ્ટ ચારિત્રથી સંપન્ન છે, તેથી એમને પ્રતિજ્ઞાબદ્ધ ચારિત્રમાં સત્યનું મહાવ્રત હોઇ એ અસત્ય બોલે જ નહિ. તેમ એમને ભાષાસમિતિ અને વચનગુપ્તિ હોઇને એ સાવદ્ય યાને પાપવાળું તથા અપ્રિય કે અહિતકારી પણ નજ કહે, એટલો બધો વચન પર અંકુશ હોય, જાગૃતિ અને તકેદારી હોય છે.

(૨) ગુરુ વિશિષ્ટ ચારિત્રવાળા છે અને વિશિષ્ટ ચારિત્ર સર્વજ્ઞ ભગવાનનું જ બતાવેલું હોય, તેમજ સમ્યગ્દર્શન પૂર્વકજ હોય, તેથી એ સર્વજ્ઞવચનને બહુ માનનારા હોઇ એને પૂરા વફાદાર હોય. એટલે જ ઉત્સૂત્ર-ઉન્માર્ગનું એ બોલે તો શું, વિચારમાં પણ લાવે નહિ. પછી અહિતનું કહેવાની વાતેય શી?

(૩) વિશિષ્ટ ચારિત્રથી સંપન્ન છે એટલે એના પાયારૂપ સમ્યગ્દર્શન એમનામાં હોય જ, તેથી સમ્યક્ત્વનું લક્ષણ ‘અનુકંપા’ તો એમનામાં ભારોભાર વિકસેલી હોય, અર્થાત્ જીવો પર ભાવદયાથી એ ભરેલા હોઇને જીવોમાં ભારે દુઃખ

જેવાં કે ધર્મહીનતા, પાપરક્તતા, વિષયાંધતા, કષાયવશતા, કર્મપીડિતતા, વગેરે પર કરુણાર્દ્ર બને જ. પછી અહિતનું કહેજ શાના ?

(૪) વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન ગુરુ સ્વયં અપરિગ્રહી હોઇ એમને શ્રોતા પાસેથી કશું લેવાનો લોભ નથી. એમ, સંસારવિરક્ત હોઇને સાંસારિક માન-મોટાઇ-વાહવાહને તુચ્છ લેખતા હોવાથી માનાદિ પામવાનો લોભ પણ નહિ. પછી અહિત-વચન કહે જ શા માટે ?

(૫) વિશિષ્ટ ચારિત્ર-સંપન્ન ગુરુ (i) મન-વચન-કાયાથી સંસારત્યાગી હોઇને સાંસારિક પદાર્થોને અંગે ઊભા થતા ભય એમને હોય નહિ, તેમ (ii) જગતમાં કે સ્વજીવનમાં બનતા બનાવો ભવિતવ્યતા કર્મ વગેરે કારણસમૂહને જ આધીન હોવાનું નિશ્ચિતપણે સમજતા હોઇ એ બનાવો અંગે કોઈ ખોટો ભય રાખવાનું એમને કારણ નહિ. વળી

નિર્મળ આરાધનાનાં સચોટ સાધનઃ-

•(iii) પોતાની આરાધના તો (૧) પોતાના વારંવારની તે તે શુભ ભાવનાઓના અભ્યાસ, (૨) પ્રબળ સમ્યગ્દર્શન, (૩) દેવ-ગુરુના અચિંત્ય અનંત પ્રભાવ પર અટલવિશ્વાસ, (૪) સંયમનો અથાગ રાગ, (૫) જિનાજ્ઞા પાળવાનો ઊછળતો ઊછરંગ, (૬) દોષ-અતિચારની તીવ્ર સુગ, (૭) વીતરાગ સર્વજ્ઞનાં શાસ્ત્રોનું અવ્વલ પીઠબળ, વગેરે પરજ સચોટ ચાલવાનું સમજતા હોઇ આરાધનાભંગ આદિનો પણ ભય રાખવાની એમનામાં જગા રહેતી નથી. એટલે ભયવશ કહેવાતું કરાતું અહિત એ કરે જ શાના ?

તાત્પર્ય, શુભ ગુરુને અહિતવચન કહેવાને કોઇ જ કારણ નથી. એ કહે છે તે હિતનું જ. માટે એવા વચનની ઉપાસના-આરાધના દરેક હિતકામીને આવશ્યક બને છે. (૧) ગુરુ જ્ઞાની છે, (૨) જ્ઞાન સાથે એનો એમને અનુભવ છે, તેમજ (૩) શિષ્યની ખોટી શેહમાં કે ખોટા રાગમાં તણાતા ન હોઇ, શિષ્ય કદાચ પોતાની જાતે કાંઇ પસંદ કરવામાં અજ્ઞાનાદિવશ ભૂલતો હોય, તો એને એથી રોકવા અને યોગ્ય માર્ગે પ્રવર્તાવવા સમર્થ અને પ્રભાવ પાડનાર છે; માટે એમના આદેશ-નિર્દેશ એકાંતે પાળવાયોગ્ય જ છે. તેથી આ કર્તવ્ય સૌથી વિશેષ મહત્ત્વનું છે. પૂર્વનું બધું આચરીને છેવટે ગુરુવચન-સેવામાં જ આવવાનું છે; કેમકે એના પર જ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમય મોક્ષમાર્ગની આરાધના થાય છે. માટે શુભ ગુરુવચનની સેવા ખાસ આશંસનીય અને આદરણીય છે.

પુરુષાર્થ જરૂરી, આશંસાથી શો વિશેષ ? :-

પ્ર૦-ગુરુવચનસેવા આદરવાનું તો આપણે જાતે પુરુષાર્થી બની કરવાનું છે. એમાં વીતરાગ પ્રભુના પ્રભાવથી એ મળવાની આશંસા શા માટે કરવાની ?

ઉ૦-વીતરાગ ભગવાન આગળ આશંસા કરતાં વીતરાગ પ્રભુનું, ગુરુવચન-સેવાની એમની આજ્ઞાનું, અને ગુરુવચન-સેવા મળવાના એમના પ્રભાવનું ચિત્ત-પ્રણિધાન થાય છે; હૃદય ગદ્ગદ બને છે. એથી ગુરુવચન-સેવાની વિશેષ અભિલાષા ઊભી થઇ એ સક્રિય કરવાનું જોમ, તમન્ના જાગે છે. એથી ગુરુવચન-સેવા આદરવાનો પુરુષાર્થ સુલભ બને છે. એવા એ વીતરાગ પ્રભુના, એમની આજ્ઞાના, અને એમના પ્રભાવના આલંબનનું અતિશય મહત્ત્વ છે. માટે આશંસા જરૂરી છે.

ગુરુવચન-સેવનામાં શું શું આવે ?

(૧) પહેલા નંબરમાં શુભ ગુરુવચનની સેવના આ છે કે ચિત્તને સદા ઉમળકો રહે, ઉત્કંઠા રહે, પ્રેમ રહે કે 'મને શુભ ગુરુનો આદેશ કયાંથી મળે ? કયારે મળે ? મારાં એવાં અહોભાગ્ય કયાંથી !' આમ ગુરુનો આદેશ મેળવવા ચિત્ત સદા આતુર હોય.

(૨) વળી જયારે આદેશ મળે ત્યારે તરત મનને પહેલું હર્ષ એ થાય કે 'વાહ ! ભાગ્યોદય મારો કે મને આ તારક આદેશ મળ્યો ! મારા સદ્ભાગ્યની અવધિ નથી ! ગુરુજીની કેટલી બધી મારા પર કૃપા કે મને આદેશ કર્યો ! એથી ખરેખર હું કૃતજ્ઞ બન્યો છું ! હવે ઝટ એનો અમલ કરૂં.' આમ, ગુર્વાજ્ઞા મળવા પર ભાગ્યોદયનો હરખ-હરખ, ગુરુકૃપાનો ખ્યાલ, ગુરુ પ્રત્યે કૃતજ્ઞ-

ભાવ, અને ગુર્વાજ્ઞા-પાલનનો ઉછરંગ તરવરી ઊઠે. મોટા ગણધર ગૌતમ મહારાજને ગુરુ વીરપ્રભુના આદેશ પ્રત્યે એ ભાવ હતા.

(૩) ગુરુવચન પર અથાગ શ્રદ્ધા હોય કે આ જ કલ્યાણકર, આ જ માન્ય, આ જ તરણતારણ, આ જ ઉપાદેય; પણ મારી આપમતિ, મારો પ્રમાદ, મારી ગુરુવચન પર ઉપેક્ષા તારક નહિ. એ આપમતિ-પ્રમાદ-ઉપેક્ષા તો કલ્યાણઘાતક, અ-માન્ય, અ-કર્તવ્ય જ. ગુરુવચન પર શ્રદ્ધા એટલી બધી તીવ્ર કે એને મહાનિધાન-મહાન જીવન-મંત્ર-મહારક્ષણ સમજે, એનો અચિંત્ય પ્રભાવ માને; અને એમાં જ મહાપંડિતાઈ સમજે, પોતાની આપમતિમાં નહિ.

(૪) યોગ્ય અવસરે યોગ્ય સ્થાને ગુરુવચનની પ્રશંસા સહેજે મુખમાંથી સરી પડે કે 'મારા ગુરુજીની કેવી સુંદર આજ્ઞા! કેટલો સુંદર ઉપદેશ! કેવી તારક હિતશિક્ષા!' ગુરુની આગળ ઉપબૃંહણા કે 'પ્રભુ! આપની કેવી સરસ આજ્ઞા! કેટલો ભવ્ય ઉપદેશ! આપની કેવી મહાન કૃપા! કોણ આવો નિઃસ્વાર્થ મહાન ઉપકાર કરે?'

(૫) ગુરુવચન સેવનામાં એમ ગુરુવચન મળવા માટે ચિત્તની સદા આતુરતા, ગુર્વાદેશ મળ્યાનો મહાહર્ષ અને કૃતજ્ઞભાવ; ગુરુવચન પર અથાગ શ્રદ્ધા અને ગુરુવચનની પ્રશંસા થવા સાથે, ખાસ મહત્ત્વની વાત આ કે ગુરુએ ફરમાવ્યાનો તરત 'તથાસ્તુ' કહી એનો સ્વીકાર અને યથાશક્તિ અમલ થાય. આ સ્વીકારના અંગે 'શ્રી.ઉપદેશ-માળા કહે છે કે 'પૂજ્યો કદાચ કાગડાને ધોળો કહે, તો પણ તત્કાલ તો શિષ્ય એ વચનને 'તહત્તિ' કહી વધાવી લે; પછી અવસર પામી ગુરુને એકાંતમાં કાગડાને કાળાને બદલે ધોળો કહેવાનું રહસ્ય પૂછે. આમ વિપરીત દેખાતું ગુરુ-વચન પણ જો તદ્દન સ્વીકારી લેવાનું જ હોય, તો પછી બીજા ગુરુવચનના સ્વીકાર માટે તો પૂછવાનું જ શું? સ્વીકાર પછી અમલની આવશ્યકતા અંગે પૂર્વે શાસ્ત્ર-વ્યાખ્યાના ૭ અંગ જિજ્ઞાસા-ગુરુયોગ આદિમાં 'ઉક્તક્રિયા'નામના ૬ ઠ્ઠા અંગમાં વિચારાઈ ગયું છે. તેમજ રાજ-પુત્રનો વિનય અને સાધુનો વિનય એ બેની વચ્ચેની પરીક્ષા કરનાર રાજાના દૃષ્ટાન્તથી પ્રસિદ્ધ છે.

**'ગુરુવચનસેવા'ના પ્રકારો પાછળ હેતુ:-**

ગુરુવચનસેવાના આ પ્રકારો, પોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવા સાથે, એને અનુસારે એ સેવાના માર્ગે આગળ વધવાનો રાહ બતાવે છે. એમાં પહેલા પ્રકાર તરીકે ગુરુવચન પર અથાગ પ્રેમ અને એ પાળવાનો ઉમળકો અનાદિની પોતાની આપમતિ તથા સ્વેચ્છાચાર પર કાપ મૂકે છે, વળી જડ પદાર્થો અને સુખ-સગવડને ગૌણ બનાવી ગુરુવચનની ઊંચી કદર કરાવે છે. 'ખરૂં માલદાર હોય તો ગુરુવચન, દુન્યવી જડસંપત્તિ સન્માન નહિ, એટલે ગુરુવચનના ભોગે જડને નહિ વળગવાનું' એવું મનને નિશ્ચિત ધોરણ રહે છે. 'ગુરુવચન એટલે શી વાત!' એવો એનો પ્રેમ ઝળહળવાથી આત્માના બીજાં બંધન મોળાં પડે છે. તેમ ગુરુવચન પામવાનો ઉમળકો મુખ્ય રહેવાથી હાલતુ ફાલતુના ઉમળકા ઢીલા પડે છે.

(૨) ગુરુવચન મળવા પર જાતને ધન્ય મનાય ને મનનો અહોભાગ્ય મનાય, એ પોતાના નમ્રભાવ લઘુભાવને વિકસાવે છે, જે ગુણોનો પાયો છે. એમાં કૃતજ્ઞભાવ પણ સતેજ બને છે. 'અહો! ગુરુજી આ કેવો મહાન ઉપકાર કરી રહ્યા છે!' એમ ગુરુ પ્રત્યે શરણભાવ વધે છે. આ કદર અને શરણભાવ, ઉન્નતિરોધક અહંત્વને દબાવે છે. એથી ઉન્નતિના માર્ગ ખુલ્લા થાય છે.

(૩) ગુરુવચન પર હાર્દિક ઊંડા અને સચોટ શ્રદ્ધા હોય એટલે તો નિષ્ણાત વૈદની દવાની જેમ એનું સેવન આરાધન નિઃશંક મનથી થવાનું; એમાં કહેવાતી વસ્તુ પર ભારે આસ્થા રાખીને થવાનું. આ હોય ત્યાં પોતાના સ્વતંત્ર મન, અભિપ્રાય, અને સ્વેચ્છાચારી કલ્પનાને સ્થાન નહિ રહે.

ગુરુવચનની પ્રશંસા કરતા રહેવાય ત્યાં ગુરુનું ગૌરવ વધારવાની ઉદારતા પોષાય, સ્વાર્થવૃત્તિ કપાય, ગુરુ તરફ કૃતજ્ઞભાવ જાગતો રહે, બીજાઓનાં દિલમાં ગુરુવચન માટે પ્રેમ-રુચિ-સદ્ભાવ ઊભા કરવાનું થાય, વગેરે સુંદર લાભો છે.

ગુરુવચનના અમલની પૂરી હોંશ, ધગશ અને

પુરુષાર્થ પાછળ જિનાજ્ઞા પર બહુમાન પોષાય છે; કેમકે જિનની આજ્ઞા ગુરુવચનને બરાબર આરાધવાનું ફરમાવે છે, ને વળી જીવનના મહાન કર્તવ્યનો જાગતો ખ્યાલ રખાવે છે. 'ગુરુવચન સેવવું જ,' એવી ધગશ અને અમલ હોવાથી પ્રમાદ સુખશીલિયાપણાનો ત્યાગ થાય છે. જીવનમાંથી અનેક દોષ-દુર્ગુણોને રુખસદ મળે છે, અને આત્મગુણો, ધર્મમાર્ગ, શુભ વૃત્તિઓ વગેરેમાં પ્રગતિ થતી આવે છે.

સારાંશ, વિશિષ્ટ ચારિત્રસંપન્ન ગુરુના વચનની ઉપાસના સર્વાંગીણ મહાન ઉદયની પોષક બને છે.

(લ૦-) न सकृत, नाप्यल्पकालमित्याह 'आभव-मखण्डा'-आजन्म आसंसारं वा संपूर्णा भवतु ममेति। एतावत्कल्याणावाप्तौ द्रागेव नियमादपवर्गः ।

**અર્થ**:-( ભવનિર્વેદાદિ ૮ વસ્તુ ) એકજવાર **નહિ, તેમજ થોડાજ સમય નહિ**, એ માટે કહે છે 'આભવ-મખંડા' એટલે કે જીવનભર અથવા સંસારકાળ પર્યન્ત મને સંપૂર્ણ હો. **આટલું કલ્યાણ પ્રાપ્ત થાય તો અવશ્ય જલ્દી જ મોક્ષ થાય છે.**

**વિવેચનઃ-**

**ભવસુધી આઠેય સંપૂર્ણ:-**

'ભવનિવ્વેઓ'થી 'તવ્વયણસેવણા' સુધીમાં ભવનિર્વેદથી માંડીને શુભગુરુવચન-સેવા પર્યંતની આઠ વસ્તુની વીતરાગ જગદ્ગુરુ આગળ આશંસા વ્યક્ત કરવામાં આવે છે તે એવી આશંસા નથી કે 'મારે એકજવાર થાઓ' અગર 'થોડોજ સમય થાઓ' કિન્તુ 'આભવ-મખંડા' યાને 'ભવસુધી અખંડ સંપૂર્ણ થાઓ' એવી આશંસા છે. અહીં 'ભવસુધી'ના બે અર્થ છે, (૧) વર્તમાન ભવના છેડા સુધી, અર્થાત અહીં જીવું ત્યાંસુધી; અથવા (૨) જ્યાંસુધી ભવવાસ છે, મોક્ષ નથી થયો, ત્યાંસુધી. આટલો કાળ એ આઠેય અખંડ હો, સંપૂર્ણ હો સતત થયા કરો. એકજ વાર કે અલ્પ સમય જ થવામાં તો એ આપત્તિ છે કે ભવનિર્વેદાદિ એમ થઈ ગયા પછી પાછા એ ન ટકે તેથી એથી વિપરીત ભવરાગ, અતત્ત્વાનુસારિતા-વગેરે રહ્યા કરે! દા. ત. એકવાર કે અલ્પકાળ ગુરુજનપૂજા અને પરાર્થકરણ થઈ ગયા, તો પછી શું એ નથી જોઈતા? ન હોય તો ચાલે? ના, જીવનપર્યંત અને ભવવાસ પર્યંત જોઈએ છે. એના વિના ન ચાલે. કેમકે, એ ભવરાગ આદિ વસ્તુ મોક્ષની અટકાયત કરનારી છે; જ્યારે, ભવનિર્વેદાદિ આઠ વસ્તુ જ મોક્ષ તરફ લઈ જનારી છે. એટલે એ એકજ વાર કે થોડા જ સમય મળ્યાથી શું થાય? મોક્ષ વીતરાગ બન્યા પછી જ થાય છે; અને ભવરાગ યાને સંસારસુખની આસક્તિ વગેરે તો એ વીતરાગતાના પાકા વિરોધી છે. તેથી એ છતે, વીતરાગ ક્યાંથી બનવા દે? માટે આ-જન્મ, આ-સંસાર ભવનિર્વેદાદિ જરૂરી છે.

અનાદિ કાળથી જીવની દશા ભવરાગ આદિ કરી કરીને રાગાદિ દોષોથી મૂઢ રહ્યા કરવાની છે. એમાં પરિવર્તન લાવ્યા વિના એથી પોષાતો સંસાર શે અટકે? ત્યારે પરિવર્તન તો રાગાદિ દોષોના હ્રાસથી થાય. એ હ્રાસ ભવનિર્વેદથી માંડીને ગુરુવચન-સેવા સુધીનું કાર્ય સતત ચાલ્યા કરવાથી બને. દા. ત. ગુરુવચને કહ્યા મુજબ વિવિધ સદ્ આચાર-અનુષ્ઠાન અને શુભ ભાવ-ભાવનાનાં સતત સેવન દ્વારા આત્માનું સારું ઘડતર થાય, પરિવર્તન થાય, વીતરાગતાને અનુકૂળ આત્મદશા સર્જાતી જાય, પરાકાષ્ઠાએ વીતરાગ બની મુક્ત થવાય, એમ મોક્ષ જરૂર થાય.

લલિતવિસ્તરાકાર કહે છે આટલું કલ્યાણ પ્રાપ્ત થાય તો વેળાસર અવશ્ય મોક્ષ થાય. ભવનિર્વેદ આદિ આઠ વસ્તુ કલ્યાણસ્વરૂપ છે. સામાન્ય રીતે જીવ કલ્યાણને ઝંખે છે પણ તે તો સુખ-સગવડને જ કલ્યાણ માનીને ઝંખે છે. 'કલ્યાણ થાઓ' એટલે 'ભલું થાઓ,' અને 'ભલું' એટલે સુખ-સગવડ-શોભા,'-આવી પામર જીવની સમજ છે. જ્યારે ખરેખર તો 'કલ્યાણ' એટલે કલ્યને અર્થાત્ સાચા સુખને આણે તે. ભવનિર્વેદ, તત્ત્વાનુસારિતા, વગેરે આત્માની ઉજ્જવળ અવસ્થા સુખ લાવનારી છે, માટે એ કલ્યાણ છે. એની સામે વિષયાંધતા, અતત્ત્વાનુસારિતા, લોકવિરુદ્ધ સેવન, કુગુરુયોગ, વગેરે મલિન આત્મદશા એ દુઃખાવહ હોઈ અકલ્યાણ છે. સુખ-

દુઃખ તો કલ્યાણ–અકલ્યાણનાં પરિણામ છે. કલ્યાણ પ્રાપ્ત થાય તો સુખ સાથે જ સંકળાયેલું આવીને ઊભું જ રહે છે. સુખની ઝંખના ગમે તેટલી હોય, પણ એનું સાધન કલ્યાણ જો પ્રાપ્ત થતું નથી, આદરાતું નથી, તો સુખની ઝંખના ક્યાંથી ફળે? માટે અહીં વીતરાગ પ્રભુના પ્રભાવે કલ્યાણ પ્રાપ્ત થવાની આશંસા કરી.

ત્યારે આશંસા સુખની શી કરવી? સુખનાં અઠંગ સાધનભૂત કલ્યાણની જ કરવી, જેથી સુખનો અભગ્ન પ્રવાહ ચાલુ રહે. નિર્ધન દશામાં કોઈની પાસેથી પૈસા માગી લાવે એ તો ખાતાં ખાતાં ખૂટી જાય; પરંતુ ધંધો–રોજગાર લઈ આવે કે પેલો ચાલુ દુકાન પર બેસાડી દે, એ સતત આજીવિકા આપ્યા કરે. કલ્યાણ એવી ચીજ છે કે જે સતત સુખપ્રવાહ ચલાવે. વળી એ પણ હકીકત છે કે કોઈ બીજાની પાસે પૈસા માગે તો ભૂંડો લાગે, પણ ધંધો માગે એમાં નાનમ નહિ. અહીં ભગવાન પાસે સુખની માગણી કરતાં કલ્યાણની માગણી કરાય તે યુક્તિયુક્ત છે. માટે આઠ કલ્યાણ વસ્તુની આશંસા કરી.

**મોક્ષસુખ દેનાર શું સામાન્ય સુખ–સગવડ ન આપી શકે?**

પ્ર૦–પણ એ તો મોક્ષસુખ આપનાર છે ને? દુનિયાનું સુખ ક્યાંથી મળે?

ઉ૦–જરા અક્કલથી વિચારવા જેવું છે કે **જેનામાં મોક્ષના અનંત સુખ આપવાની તાકાત છે, એનામાં શું દુનિયાના મામુલી સુખ–સગવડ આપવાની તાકાત ન હોય?** એ તો અટલ શ્રદ્ધા જોઈએ કે 'મોક્ષ આપનારી ચીજ એ મોક્ષ નહિ થાય ત્યાં સુધી પણ, સંસારમાં ય સારી સદ્‌ગતિના સુખમાં રાખશે.' માટે જ ચાહના તો કેવળ મોક્ષસુખની જ રાખવાની, જેથી પાપ આશંસા ન જાગે કે જે મોક્ષ–બાધક છે. એટલે જ સાંસારિક સુખની તો ચાહના જ કરવા જેવી નથી. અનાજનાં બીજ વાવનારો કયો ખેડૂત એમાંથી ઘાસ થવાની આશંસા કરે છે? એ તો ધાન્યના પાકની જ આશંસા કરે છે! ઘાસ તો સાથે સહેજે ઊગી જ જાય છે. આ આઠ કલ્યાણનાં ફળમાં સાંસારિક સુખસમૃદ્ધિ એ તો આનુષંગિક ઘાસના ફળ જેવી છે. એની બીલકુલ ઝંખના કરવા જેવી નહિ, કેમકે એ ભવરાગ પોષે છે, ને એથી તો મોક્ષની ઈચ્છા દુબળી પડે છે.

આ કલ્યાણથી સારૂં ફળ મળે તો ય તે પરલોકમાં જ મળે એવું નથી. કલ્યાણનાં પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બંને રીતે ફળ મળે છે.

**(૧) કલ્યાણનું પ્રત્યક્ષ ફળ મહાન છે.** તે એ, કે ચિત્તના, તામસ ભાવ દબાઈ જઈ સાત્ત્વિક ભાવ ખીલી ઊઠે છે. આ સાત્ત્વિક ભાવનો પ્રભાવ અદ્‌ભુત છે. એથી વર્તમાન સુખ કે દુઃખના જે કોઈપણ પ્રસંગ, એમાં ચિત્તને મુંઝવણ નથી રહેતી, પ્રફુલ્લિતતા રહે છે. તામસભાવ એ દુઃખમાં મુંઝવણ ને દીનતા, તથા સુખમાં ગાંડો હરખ ને ઉન્માદ વગેરે કરાવી ચિત્તને અસ્વસ્થ અસ્વસ્થ રાખ્યા કરે છે. ત્યારે, સાત્ત્વિક દશા મહાન ચિત્તસ્વાસ્થ્ય આપે છે. તો એનાથી વધીને બીજું સુખ શું છે? ખરી રીતે મોટું દેવતાઈ પણ સુખ સુખ નથી કે જ્યાં જો ચિત્ત સ્વસ્થ નથી, ને તામસભાવ ઝળહળે છે. સ્વસ્થતા છે તો દેખીતું દુઃખ પણ સુખ જ છે. મહાવીર પ્રભુ પર અનાડીઓના ઉપદ્રવ વરસ્યા, ત્યારે ભગવાન 'સુખી'? કે 'બિચારા દુઃખી'? દુઃખી નહિ, સુખી જ હતા. કેમકે સાત્ત્વિક ભાવવાળા એમને મન સ્વસ્થતાથી તત્ત્વરમણતા ચાલુ હતી. દુઃખનું સ્થાન બાહ્ય કષ્ટ નથી પણ આંતરિક તામસ–નિઃસત્ત્વભાવ છે. ન્યાયના સંગ્રામમાં ગળું કપાય એ દુઃખ? કે સુખ? પરંતુ ન્યાયના સંગ્રામમાં યા સતીના શીલની રક્ષામાં લડતાં કદાચ ગળું કપાય તોય ક્ષત્રિય બચ્ચાને ક્યાં દુઃખ લાગે છે? મન ઉલ્લાસમાં રહે છે; કેમકે સત્યરક્ષાની બુદ્ધિનો સાત્ત્વિકભાવ છે.

પ્રસ્તુત આઠ કલ્યાણ એ સાત્ત્વિકતા–સ્વસ્થતા આપી પ્રત્યક્ષ પ્રસન્નતા અર્પે છે; ભવનિર્વેદ અને તત્ત્વમાર્ગાનુસારિતાવાળાને એનો અનુભવ છે. લોકવિરુદ્ધત્યાગ બરાબર સેવનારો લોકને સંક્લેશ થાય એવી પ્રવૃત્તિ ટાળતાં પોતાને કદાચ કષ્ટ પડે તોય ખુશી રહે છે. ગુરુજનની પૂજામાં કૃતજ્ઞભાવ જાગતો રાખી ઉજમાળ રહેનારો તકલીફ કાંઈ ગણતો જ નથી.

પરાર્થકરણ-પરોપકારને જીવન-વ્યસન બનાવનાર તો એ કર્યાના આનંદમાં જ મહાલે છે, ને પોતાનાં દુઃખ ભૂલી જાય છે. કહે છે ને કે 'ખાઇને રાજી નહિ, ખવડાવીને રાજી.' જાતે ભૂખ્યા રહીને પણ બીજાને ખવડાવવામાં અનેરો આનંદ માનનારા અને 'આજનો મારો ધન્ય દિવસ !-સમજનારા ભાગ્યવાનો આ જગત પર જોવા મળે છે. એથી આગળ વધી ગુરુયોગ-ગુરુવચનસેવા સાધવા પાછળના સાત્ત્વિક ભાવમાં સ્વસ્થતા એવી રહે છે કે ત્યાં કશું દુઃખ રહેતું નહિ. જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના, અપ્રમત્તતા, વગેરે ઉચ્ચ ઉચ્ચતર આત્મપરિણતિ, યાવત્ વીતરાગતા, કેવળજ્ઞાન અને મોક્ષ સુધીના પ્રત્યક્ષ લાભ થઈ શકે છે. એમાં કષ્ટ ઘણું ઉપાડે પણ મનને જરાય દુઃખની વાત નહિ. મહાત્માઓને ઘાણીમાં પીલાવાનું આવ્યું, છતાં આત્મા સ્વસ્થ હતો, સાત્ત્વિક ભાવમાં રમતો હતો, તો મન પર કાંઇજ દુઃખ નહોતું. દુઃખ-ખેદ-શોક હોત તો વીતરાગ સર્વજ્ઞ થઇ મોક્ષ પામનારા ક્યાંથી બનત ? આત્મામાં જ્વલંત સાત્ત્વિક ભાવથી યુક્ત ભરપૂર સ્વસ્થતા હોય તો દુનિયાની કોઈ ચીજ દુઃખી કરવા સમર્થ નથી.

(૨) કલ્યાણનાં પરોક્ષ ફળ પણ અદ્ભુત છે. ઉપરોક્ત કલ્યાણ સાધનારને એના વારંવાર અભ્યાસથી પહેલો મોટો લાભ એ થાય છે કે એનામાં, એથી વિરુદ્ધ કુસંસ્કારો ઘસાતા આવી, ગુણો અને સુસંસ્કારોની જે વૃદ્ધિ થતી આવે છે એથી હવે પરભવે ગમે તેટલા ઊંચા સુખ-સગવડ-સંપત્તિ મળે છતાં એમાં ન લેહવાતાં, ગુણો અને સંસ્કારી જીવનને જીવંત રાખશે. આસક્તિ ભોગોની નહિ પણ ત્યાગની રહેશે. એટલે હવે પ્રશ્ન નથી રહેતો કે 'અહીંની કલ્યાણસાધનાથી પરભવે શું પાછું સુખવિલાસમાં લેપાવું પડશે ? એ વિટંબણા પાછી ઊભી ?' ના, અહીં સેવેલ કલ્યાણથી સાધેલા સુ-સંસ્કરણ ત્યાં ભોગના લેપ-આસક્તિ-સંક્લેશને થવા જ નહિ દે. એ તો જળકમળવત્ ન્યારા! ઉપરથી શુભ ભાવોલ્લાસની વૃદ્ધિ અને અધિક કલ્યાણની સાધના સુલભ બનશે. અહીં પાપપ્રતિઘાતના પાયા પર કરેલ ગુણબીજાધાન અને ગુણસાધના ઉત્તરોત્તર શુભાનુબંધી બને છે. એ હિસાબે આ કલ્યાણની સાધના પરભવે ચઢિયાતી કલ્યાણ સાધના આપે છે, એ વળી આગળ એથી અધિક ઊંચી કલ્યાણ સાધના આપે છે...એમ કરતાં પરમ કલ્યાણ મોક્ષ સુધી પહોંચાડી દે છે. આનાથી અધિક પરોક્ષ લાભ બીજો શો હોઈ શકે? બાકી સંપત્તિ-સન્માનાદિભરી સદ્ગતિ, આરાધનાકુશળ શરીર, આરોગ્ય, આરાધનાસહાયક-પ્રેરક સંયોગો, વગેરેનો લાભ તો મળે જ છે.

(લ૦-) फलति चैतदचिन्त्यचिन्तामणे-र्भगवतः प्रभावेनेति गाथाद्वयार्थः ।

અર્થ :-આ આઠ વસ્તુની આશંસા અચિંત્ય ચિંતામણિરૂપ ભગવાનના પ્રભાવથી ફળે છે. આ પ્રમાણે બે ગાથાનો અર્થ થયો.

**વિવેચન :-**

**પરમાત્મા અચિંત્ય ચિંતામણિ :-**

પ્ર૦-ઠીક છે, ભવનિર્વેદાદિ આઠ વસ્તુ પરમ કલ્યાણ સુધી પહોંચાડી દેતી હોવાથી એની આશંસા અભિલાષા કરીએ ને પ્રયત્ન કરીએ, પરંતુ 'હોઉ મમ તુહપ્પભાવઓ ભયવં !' હે ભગવાન્ મારે તમારા પ્રભાવથી એ હો, એમ કહેવાની શી જરૂર ? પ્રયત્ન તો આપણે જ કરવાનો છે ને ?

ઉ૦-જરૂર એટલા માટે છે કે ભગવાનના પ્રભાવથી એ આશંસા ફળે છે, ને એનો પ્રયત્ન ફળે છે. ભલે આમ પ્રભુ આપણને કશી સહાય આદિ કરતા દેખાય નહિ, છતાં જેમ કશી પ્રવૃત્તિ નહિ કરતા ચિન્તામણિથી માણસનું વાંછિત સિદ્ધ થાય છે એ એના તેવા પ્રભાવને લીધે છે, એવી રીતે અરિહંત વીતરાગ પરમાત્મા અચિન્ત્ય ચિન્તામણિ છે એટલે એમના પ્રભાવથી વાંછિત-આશંસિત સિદ્ધ થાય એમાં નવાઈ નથી.

'અચિંત્ય' એટલા માટે કહેવાય છે કે,

(૧) જગતપર પ્રભુનો પ્રભાવ જે કામ કરી રહ્યો છે, જે ઉપકાર વરસાવી રહ્યો છે એનું માપ કાઢી શકાય નહિ. એટલો બધો છે, કે કલ્પનામાં

ન આવે. અરિહંત ન હોત તો જગતનું શું થાત ?

(૨) પ્રભુના પ્રભાવે ભક્તાત્માને જે ફળ મળે છે, એ ભક્તની કલ્પના બહારનો હોય છે. દા. ત. ભલે સ્વર્ગ મળશે એમાં વિમાન અપ્સરાઓ ઉદ્યાનો, દિવ્ય શરીર વગેરે મળશે એ કલ્પનામાં આવે, પણ ખરેખર એનો રસાનુભવ–સુખાનુભવ કેવા છે એ કયાં કલ્પનામાં છે ? કેમકે મનુષ્ય લોકમાં જે વિષય–સુખો છે તે પેલાની આગળ તૂચ્છ છે, એની ઉપમાને અયોગ્ય છે, પછી ક્યાંથી પેલાને ખરો ખ્યાલ આવી શકે ? એથી આગળ વધીને જે અનંત મોક્ષસુખ આપે છે એ તો વળી અનેરૂં અકલ્પ્ય છે.

અરિહંત પ્રભુનો આવો અચિંત્ય પ્રભાવ જીવને કલ્યાણ–પ્રાપ્તિમાં કામ કરી રહ્યો છે, એ, પૂર્વે 'અભયદયાણં' વગેરે પદોમાં ચર્ચ્યું છે એમ, ખરેખર હકીકત છે. પ્રભુનો પ્રભાવ એટલા માટે કહેવાય છે કે અરિહંત પ્રભુનું આલંબન રાખે તોજ એ કલ્યાણો સિદ્ધ થાય છે, નહિતર નહિ. દર્શન–પૂજા–ધ્યાન–ગુણગાનાદિ વીતરાગ પ્રભુને ઉદ્દેશીને થાય તોજ એ ઊંચા ફળ મળે. વ્રત–નિયમ આચાર–અનુષ્ઠાન વગેરે પ્રભુના કહેલાં કરે તો જ કલ્યાણ સધાય. આમ જો પુરુષાર્થ ગમે તેટલો છતાં મુખ્યપણે અરિહંત પ્રભુનું આલંબન કર્યા વિના નાનેથી મોટાં કલ્યાણ સિદ્ધ થતાં નથી, તો એ સ્પષ્ટ છે કે એ ભગવાનનો જ કોઇ એવો અચિંત્ય પ્રભાવ છે કે જે જીવના પુરુષાર્થ આદિ ઉપર સુંદર ફળ લાવી મૂકે છે. અરિહંત પ્રભુના આ અચિંત્ય પ્રભાવ ઉપર જો તેવી જ્વલંત શ્રદ્ધા કરવામાં આવે તો.

(૧) જીવની પોતાના પુરુષાર્થની વડાઈ અંગેની ખુમારી પોકળ જણાશે. દેખાશે કે કાર્ય તો આ અર્હત્પ્રભુ મળ્યા એ કરી રહેલ છે, તો 'મારી પુરુષાર્થની હોશિયારીએ કલ્યાણ સિદ્ધ થાય છે.' એવો ઘમંડ રાખવાનું શું કામ ? પૂર્વે કે વર્તમાનમાં મેં બીજાઓએ અરિહંતનું આલંબન લીધા વિના પુરુષાર્થમાં ક્યાં કમી રાખી કે રાખે છે ? પણ તેથી શું નીપજ્યું ? એ તો અરિહંત ભગવાન મળ્યા એમના રૂડા પ્રતાપે જ પુરુષાર્થ સફળ થઇ રહ્યો છે. માટે પુરુષાર્થની ખુમારી ખોટી છે.'

પ્ર૦–તો તો અર્હત્પ્રભાવ જ કામ કરે છે માની માણસ પુરુષાર્થહીન એદી નહિ બને ?

ઉ૦–ના, અરિહંતનું આલંબન આટલા ઊંચા કલ્યાણ સાધી આપે છે એવી ખરેખરી શ્રદ્ધા ઊભી થયા પછી તો, જેવી રીતે ચિંતામણિના પ્રભાવની શ્રદ્ધા ઊભી થયે માણસ બીજા ત્રીજા પુરુષાર્થ કે એદીપણું મૂકી ચિંતામણિની ઉપાસનામાં અને જાળવણીમાં લાગી પડે છે, એવી રીતે અહીં પણ અરિહંતદેવની અને એમની આજ્ઞાની આરાધનામાં લાગી પડશે. ચિંતામણિની માફક મનને થશે કે આવા અચિંત્યપ્રભાવી અરિહંત પ્રભુ અહીં જો મહાભાગ્યે મળી ગયા છે તો એમને આરાધી લેવામાં શા માટે જરા પણ કચાશ રાખું ? કે એદી બનું ?

(૨) વળી આ અર્હત્પ્રભાવ પરની શ્રદ્ધા નિરાશ બનતા જીવને ઉત્સાહિત કરે છે કે 'શું કામ ગભરાય ? પૂર્વે અનંતાએ એમના પ્રતાપે અચિંત્ય કલ્યાણ સાધ્યા છે તો તું પણ એમને આરાધ્યે જા,–સૌ સારૂં થશે, કલ્યાણ અવશ્ય થશે. નિરાશ ન થા. તું તારે ઉત્સાહથી અરિહંત અને એમની આજ્ઞા આરાધવામાં લાગ્યો રહે. આ તો ગણધર-વાણી છે કે અરિહંતના પ્રભાવે ભવનિર્વેદથી માંડી ઉચ્ચ ઉચ્ચતર ઠેઠ મોક્ષ સુધીનાં આત્મહિત સધાય છે. એ ટંકશાળી વચન ઉપર પણ અરિહંત પ્રભુને જ સેવ્યા કરવાના.'

(૩) વળી ભગવત્પ્રભાવની શ્રદ્ધા ભગવાન પ્રત્યે અધિક ઝુકાવટ કરાવે છે. જેમ શાસ્ત્રની કોઇ પંક્તિ ન સમજાતી હોય અને ગુરુને પૂછવા જાય તો કેટલીક વાર એવું બને છે કે ગુરુને પોતાની શંકા કહેતાં કહેતાં જ સમાધાન થઇ પંક્તિ લાગી જાય છે, ત્યાં ગુરુનો પ્રભાવ દેખી એમના પ્રત્યે હૃદય વધારે ઝૂકે છે, એવી રીતે અહીં મનને એમ થાય કે 'આ વીતરાગ ભગવાન કેટલા ઊંચા આદર્શ કે એમને નજર સામે રાખ્યાથી કેટલા ય વિકારો શાંત થઇ જાય છે ! એમનું ભવ્યાતિભવ્ય જીવન, એમની કરુણા, એમની અજોડ સહિષ્ણુતા, એમની અતિ સતેજ જ્ઞાનદૃષ્ટિ, એમનો ઉપદેશ, વગેરે પર

નજર રાખ્યા કરવાથી આરાધનાનું બળ વધે છે. 'વાહ, વીતરાગ ! તમારો કેવો અદ્ભુત ઉપકાર કે સ્વયં એમ જીવીને આપે અમને ઉત્કૃષ્ટ આલંબન આપ્યું !' એમ હૈયું એમના તરફ વધુ ઝૂકે છે.

(૪) વળી, અરિહંત પ્રભુના પ્રભાવે જ સર્વ કલ્યાણસિદ્ધિ થવાની શ્રદ્ધા અને ખ્યાલ એ ભગવાન પ્રત્યે કૃતજ્ઞતા બજાવતા રહેવાની પ્રેરણા આપે છે. મનને થાય છે કે 'જો ભગવાનના પ્રતાપે આટલાં બધાં સુંદર કલ્યાણ મને મળી રહ્યાં છે અને મળશે તો હું પ્રભુની સેવા, શરણ-સ્વીકાર અને સમર્પણ કરવામાં તન-મન-ધનનો ભારે ભોગ આપું.' મારા તન-ધનથી ઊંચામાં ઊંચા કલ્યાણ સાધતાં જશ ભગવાનને ભગવાનની કૃપાને આપું. એમના જ ગુણ ગાઉં.' ખેડૂત જાતે ખેતીની ભારે મજૂરી કરવા છતાં સારો પાક થવામાં મેઘરાજાને જશ આપે છે, એનું ભારે અહેસાન માને છે. સૈનિકો મરણિયા થઈને લડવાની જાતે મહેનત કરવા છતાં જશ વ્યૂહરચના કરનાર, ઉત્સાહ વધારનાર, અને નેતૃત્વ અદા કરનાર કુશળ સેનાપતિને આપે છે. આ કૃતજ્ઞતા છે. એમ ઉસ્તાદની ઉસ્તાદી અને માર્ગદર્શન નજર સામે રાખી મલ્લકુસ્તી-કસરત શીખનાર જીવનભર એ ગુરુને જશ આપે છે અને કૃતજ્ઞતા બજાવવા રૂપે ગુરુદક્ષિણા દેતો રહે છે. અરિહંતના પ્રભાવને પ્રધાન કારણ માનનારો પણ ડગલે ને પગલે એમને જશ ન આપે, અને કૃતજ્ઞતામાં તન-મન-ધનનો ભોગ ન આપતો રહે, તો એની સહૃદયતા કેટલી ? એણે ભગવાનના પ્રભાવ પર અર્થાત્ પ્રભુનો ઉપકાર અને આલંબન કેટલા બધા બળવાન છે એવી શ્રદ્ધાય શું કરી ? જો શ્રદ્ધા છે, લાગણી છે, તો કૃતજ્ઞતા બજાવવાનું સતત ચાલુ રહે જ. અરે ! લાખ રૂપિયા ખર્ચી પ્રભુ-ભક્તિ કરે ત્યાં પણ માને કે 'આ તો હું મામુલી કૃતજ્ઞતા બજાવું છું. બાકી પ્રભુનો ઉપકાર તો કેટલો બધો ઊંચો છે, અનહદ છે.'

## પ્રણિધાનના ૧૧ મુદ્દાની વિચારણા

(લ૦-) १ सकलशुभानुष्ठाननिबन्धनमेतत् । २ अपवर्गफलमेव । ३ अनिदानं, तल्लक्षणायोगादिति दर्शितम् । असक्तासक्तचित्तव्यापार एष महान् ।

અર્થ :-૧ આ પ્રણિધાન સમસ્ત શુભ ક્રિયાનું કારણ છે, ૨ અવશ્ય મોક્ષફળને પેદા કરે છે: એ નિયાણું નથી, કેમકે નિયાણાનાં લક્ષણ એવાં ઘટતાં નથી. ૩ આ તો સંગઆસક્તિરહિત મહાન મનોવ્યાપાર છે.

વિવેચન :-

પ્રણિધાનના પહેલા ૩ મુદ્દા :-

હવે અહીં લલિતવિસ્તરાકાર મહર્ષિ પ્રણિધાનના વિષય પર આ અને આગળના પદોથી ભવ્ય પ્રકાશ નાખે છે. તે આ પ્રકારે.

## પ્રણિધાનની ૧૧ મુદ્દાથી વિચારણા

(૧) 'સકલશુભાનુષ્ઠાનનિબન્ધન' :-પદથી પ્રણિધાનની આવશ્યકતા.

(૨) 'અપવર્ગફલ' :- પદથી પ્રણિધાનનું અંતિમ ફળ.

(૩) 'અસંગતાસકત-ચિત્તવ્યાપાર' :- પદથી નિદાન કરતાં પ્રણિધાનનું વૈલક્ષણ્ય.

(૪) 'ન ચ પ્રણિધાનાદ્ ઋતે પ્રવૃત્ત્યાદ્યઃ' :- પદથી કોઈ પણ ગુણ કે ધર્મની સિદ્ધિ માટે પહેલું પગથિયું પ્રણિધાન.

(૫) 'નાનધિકારિણામિદં' :-પદથી પ્રણિધાનના અધિકારી.

(૬) 'વિશુદ્ધભાવનાસારં' :-શ્લોકથી પ્રણિધાનનું લક્ષણ-સ્વરૂપ.

(૭) 'સ્વલ્પકાલમપિ....સકલકલ્યાણ' :- પદથી પ્રણિધાનનું અતિ પ્રબળ સામર્થ્ય.

(૮) 'અતો હિ પ્રશસ્તભાવ' :-પદથી પ્રણિ૦નું પારલૌકિક ફળ.

(૯) 'દીર્ઘકાલ અદ્ધાવીર્ય' :-પદથી પ્રણિધાનનું પ્રત્યક્ષ ફળ.

(૧૦) 'સેયં ભવજલધિ-નો....' પદથી પ્રણિધાનનું માહાત્મ્ય અને રહસ્ય.

(૧૧) અસ્ય....સદુપદેશ...' પદથી પ્રણિધાનના ઉપદેશનો પ્રભાવ.

પ્રણિધાનની આવશ્યકતા આદિનું દર્શક યંત્ર

| | |
|---|---|
| ૧. આવશ્યકતા | સકલ શુભાનુષ્ઠાનોમાં પ્રથમ જરૂરી કારણ |
| ૨. અંતિમ ફળ | મોક્ષ |
| ૩ નિદાન નહિ | નિદાનમાં ચિત્ત આસક્તિ-વાળું, આમાં અનાસક્તિ-સન્મુખ |
| ૪. ધર્મસિદ્ધિમાં આદ્ય સોપાન | કોઈપણ ધર્મસિદ્ધિ-ગુણસિદ્ધિ પ્રણિધાન-પ્રવૃત્તિ-વિઘ્નજય-સિદ્ધિના ક્રમથી જ. |
| ૫. અધિકારી | પ્રણિધાનના બહુમાનવાળા-વિહિતતત્પર-ઉચિત વૃત્તિવાળા |
| ૬. સ્વરૂપ | વિશુદ્ધભાવના-પ્રધાન, તદ્વિષયાર્પિત, યથાશક્તિ ક્રિયા-યુક્ત માનસ |
| ૭. સામર્થ્ય | અતિ અલ્પ પણ પ્રણિધાનથી સકલ કલ્યાણોનું આકર્ષણ |
| ૮. પારલૌકિક ફળ | પ્રશસ્તભાવથી નિર્મીત પાપ-ક્ષય-પુણ્યસંચય દ્વારા ધર્મ-કાયાદિની પ્રાપ્તિ |
| ૯. પ્રત્યક્ષ ફળ | પ્રશસ્તભાવ ને દીર્ઘકાળ સતત સાદર સેવનથી શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની વૃદ્ધિ |
| ૧૦. માહાત્મ્ય રહસ્ય | સંસાર સાગર પાર કરવાની નૌકા, રાગાદિ-પ્રશમનનું વર્તન |
| ૧૧. ઉપદેશ પ્રભાવ | પ્રાણુંનો ઉપદેશ બોધજનક, હૃદયાનંદકર, અખંડિતભાવ-નો નિર્વાહક, માર્ગગમનનો પ્રેરક. |

**આશંસા-પ્રણિધાનનો મહિમા :-**

અહીં ભવનિર્વેદાદિ આઠ વસ્તુની આશંસા પ્રગટ કરી કે 'ભગવાન! તમારા પ્રભાવથી મારે એ હો.' આ આશંસા એ પ્રણિધાન છે. 'એ કરવાની શી જરૂર છે?'-એમ પ્રશ્ન થાય, એટલે ગ્રંથકાર મહર્ષિ હવે અહીં એના અંગે ૧૧ બાબત બતાવે છે.

(૧) પહેલું, આશંસા-પ્રણિધાન એ સમસ્ત શુભ અનુષ્ઠાનનું કારણ છે. 'કારણ હાજર હોય તો જ કાર્ય થાય,'-એ ન્યાયે કોઈપણ શુભક્રિયા કરતાં પહેલાં આ અત્યંત જરૂરી છે કે એની તીવ્ર આશંસા, ઉત્કટ અભિલાષા, સચોટ પ્રણિધાન કરવું જોઇએ. તે પણ હૃદયમાં એ ભાવ રાખીને કે ભગવાનના પ્રભાવે મારે આ શુભાચરણ પ્રાપ્ત હો.' દા. ત. ભવનિર્વેદ જીવનમાં ઉતારવો છે, આ ગુરુ-જનની સેવા-ભક્તિ આચરવી છે, તો પહેલાં હૃદય એની તીવ્ર ચાહના કરે કે પ્રભુના પસાયથી મારા જીવનમાં ભવનિર્વેદ ઝળહળો, મારે ગુરુજનપૂજા બરાબર થાઓ.' એવું કોઇ પણ ગુણ કે ધર્મનું સેવન, આચરણ, અનુષ્ઠાન, યા દોષની નિવૃત્તિનો પ્રયત્ન આવી આશંસા-ચાહના-પ્રણિધાન પૂર્વકનો જોઇએ.

**પ્રણિધાનના લાભ:-**

(૧) આશંસા-પ્રણિધાન એ પાયાની વસ્તુ છે. કેમકે એથી મનમાં કલ્યાણ કર્તવ્યનો નિશ્ચય નિર્ધાર થાય છે.

(૨) કાર્યનો ઉત્સાહ-વીર્યોલ્લાસ-ભાવોલ્લાસ વધે છે. જાતે સ્વયં તીવ્ર ચાહના કરી છે એટલે સહજે આ કરવું જ એવી મક્કમતા રહે, અને તે-ઉત્સાહ ભાવોલ્લાસ-વીર્યોલ્લાસ સાથે કરાતું જાય. વળી—

(૩) હાર્દિક આશંસા ઊભી કરી એટલે પછી કાર્ય સાધતાં સ્થિતપ્રજ્ઞતા રહે, અર્થાત્ કાર્યની સ્થિરબુદ્ધિ રહે. ચાહીને આશંસા પ્રણિધાન કરીને એ કરીએ છીએ એટલે પછી પ્રજ્ઞા-બુદ્ધિ ડામા-ડોળ ન થાય કે 'ના, હમણાં કાંઇ આની જરૂર નથી. હાલ બીજું કરું.' મન નિરુત્સાહ અને એ સ્થિર નહિ થાય. તેમજ.

(૪) સ્થિતપ્રજ્ઞતા આવી એટલે કાર્ય વખતે બીજા-ત્રીજા વિચારો નહિ આવે. તીવ્ર આશંસાથી નક્કી કર્યું છે કે 'મારે આ જોઇએ જ, આજ કરવાનું;' એટલે ચિત્ત હવે એમાં ને એમાં જ રહે એ સહજ છે.

મૂળ, પાયામાં શુભ આચરણની આશંસા તીવ્ર કરવી જોઇએ. એ વિનાનું આચરણ-આસેવન નિષ્ફળ જાય; કેમકે ઉત્કટ આશંસા-પ્રણિધાનના અભાવે (૧) કર્તવ્ય નિર્ણય, (૨) ઉત્સાહ, (૩) વીર્યોલ્લાસ-ભાવોલ્લાસ, ૪) સ્થિતપ્રજ્ઞતા, સ્થિર બુદ્ધિ અને મનની (૫) અચંચળતા-સજાગતા રહે નહિ. ત્યારે એ વિના તો ગમે તેટલી પ્રવૃત્તિ થાય, મહેનત થાય, પણ ફળ સુધી ક્યાંથી પહોંચી શકે ?

કોઇ પણ ગુણ કે ધર્મ સિદ્ધ કરવાની પ્રવૃત્તિમાં આ જરૂરી છે કે, એ (૧) કર્તવ્યનો નિર્ધાર, (૨) કરવાનો ઉત્સાહ વીર્યોલ્લાસ-ભાવોલ્લાસ, (૩) સ્થિતપ્રજ્ઞતા અને (૪) અચંચળ મનથી થાય, એ બધું ઉત્કટ આશંસાથી આવે છે.

(૨) અવશ્ય મોક્ષ ફળ :-તીવ્ર શુદ્ધ આશંસાનો તો એ પ્રભાવ છે કે એ પ્રવૃત્તિ ઉપરોક્ત કર્તવ્ય-નિર્ણયાદિથી યુક્ત કરાવવા દ્વારા શુભાનુબંધ સાથે ગુણ અને ધર્મનો ઉત્તરોત્તર સાનુબંધ વિકાસ સધાવીને પરાકાષ્ઠાએ ઠેઠ મોક્ષ સુધી પહોંચાડે છે. માત્ર, આ ધ્યાન રાખવાનું કે થોડા થોડા ગુણ કે ધર્મ સિદ્ધ થતા આવે તેમ તેમ વિશેષ ગુણ-ધર્મની શુદ્ધ આશંસા-પ્રણિધાન ઉત્કટ બન્યું રહેવું જોઇએ, જેથી એની પણ પ્રવૃત્તિ કર્તવ્યનિર્ણયને વીર્યોલ્લાસાદિવાળી બની આત્માને ગુણ-ધર્મની ઊંચી ઊંચી કક્ષાએ ચડાવે.

(૩) <u>આ આશંસા એ નિયાણું નથી</u> :- કેમકે નિયાણાનાં લક્ષણ એમાં ઘટતાં નથી. નિયાણાનાં લક્ષણ પૂર્વે કહ્યાં છે તેમ, રાગ-દ્વેષ કે મોહથી જે તીવ્ર આશંસા કરવામાં આવે, તે અહીં નથી. નિયાણું (૧) રાગથી બ્રહ્મદત્તચક્રવર્તીએ પૂર્વના મુનિભવમાં ચક્રવર્તીની સમૃદ્ધિની આશંસારૂપે કર્યું, (૨) દ્વેષથી અગ્નિશર્માએ ગુણસેનને ભવોભવ મારવાની ઉત્કટ આશંસારૂપ કર્યું, (૩) મોહથી અજ્ઞાન માણસ પરભવે ધર્મ સૂઝે એ માટે હલકા દરિદ્ર કુળે જન્મ પામવાની આશંસા કરે તે. આવી આશંસામાં ચિત્તપરિણામની મલિનતા છે. એને નિયાણું કહેવાય. પરંતુ ભવનિર્વેદ, તત્ત્વાનુસારિતા, વગેરે શુભ ભાવ અને શુભ આચરણની આશંસામાં એવા કોઇ પૌદ્ગલિક રાગ, જીવદ્વેષ કે મોહમૂઢતા નથી, તેથી એને નિયાણું કહી જ ન શકાય.

આ આશંસા તો સુંદર ચિત્તવ્યવસાય છે. એ જડ પદાર્થ અને વિષયસુખોના સંગ-આસક્તિરૂપી કાજળિયા રંગથી રહિત નિર્મળ આશય છે, પવિત્ર ચિત્તવ્યાપાર છે, હૃદયના ઉજ્જવળ વલણની પ્રવૃત્તિ છે, એને પ્રણિધાન-આશય કહે છે. સર્વ શુભ કાર્યમાં એ જરૂરી છે.

(લ૦) ૪ न च प्रणिधानाद् ऋते प्रवृत्त्यादयः एवं च कर्तव्यमेतदिति, प्रणिधान-प्रवृत्ति-विघ्नजय-फल-विनियोगानामुत्तरोत्तरभावात्। आशयानुरूपः कर्म्मबन्ध इति। न खलु तद्विपाकतोऽस्यासिद्धिः स्यात्। युक्त्यागमसिद्धमेतत्; अन्यथा प्रवृत्त्याद्ययोगः उपयोगाभावादिति। ५ नानधिकारिणामिदम्। अधिकारिणश्चास्य य एव वन्दनाया उक्ताः, तद्यथा,-एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयश्चोक्तलिङ्गा एव।

અર્થ:-વળી (૪) પ્રણિધાન સિવાય પ્રવૃત્તિ આદિ (આશય) હોતા નથી. એટલા માટે પ્રણિધાન કર્તવ્ય જ છે; કેમકે પ્રણિધાન પ્રવૃત્તિ વિઘ્નજય, ફળ અને વિનિયોગ ઉત્તરોત્તર અસ્તિત્વમાં આવે છે. આશયને મળતો કર્મબન્ધ થાય છે; એટલે એના વિવેકથી એની સિદ્ધિ ન થાય એવું બને નહિ. યુક્તિ અને આગમથી આ વસ્તુ (પ્રણિધાન યાને ચિત્તોપયોગની આવશ્યકતા) સિદ્ધ છે; નહિતર પ્રવૃત્તિ આદિ આશયને અવકાશ ન રહે; કેમકે ચિત્તનો ઉપયોગ જ નથી. (૫) આ પ્રણિધાન અનધિકારીને નથી થતું; અને આના અધિકારી તે છે જે પૂર્વે ચૈત્યવંદનના અધિકારી કહ્યા છે. તે આ કે આના બહુમાનવાળા, વિધિતત્પર અને ઉચિતવૃત્તિવાળા, ને (એ દરેકના) પૂર્વોક્ત (પાંચ પાંચ) લક્ષણવાળા હોય.

વિવેચન:-

(૪) પ્રણિધાન વિના પ્રવૃત્તિ-વિઘ્નજય આદિ આવે જ નહિ.

પ્ર૦-પ્રણિધાન ન કરે અને પ્રવૃત્તિ, વિઘ્નજય કરે તો શું શુભ કાર્ય સિદ્ધ ન થાય? કાર્ય માટે તો પ્રવૃત્તિ કરવી જોઇએ ને? પ્રણિધાન વિના શું અટકે ?

ઉ૦-આ સમજ ભૂલભરેલી છે. પ્રણિધાન વિના પ્રવૃત્તિ વગેરે સિદ્ધ થઈ શકે નહિ; કેમકે પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ એ પાંચ ક્રમસરજ અસ્તિત્વમાં આવે છે. આ પાંચ આશય છે. પહેલું પ્રણિધાન થાય એટલે પછી જ પ્રવૃત્તિ-આશય જન્મે, એ જન્મ્યા પછી જ એના રોકનારાં ઊભા થતાં વિઘ્નને જીતવાના હોય; એનાથી પ્રવૃત્તિને સ્ખલિત થવા દેવાની ન હોય. એમ વિઘ્નજય થયા બાદજ સિદ્ધિ થાય. એ થયા પછીજ બીજામાં એનો વિનિયોગ થાય, બીજાને એ પમાડવાનું બને. પ્રણિધાનાદિ પાંચના સ્વરૂપને પહેલા ભાગમાં વર્ણવ્યું હોવાથી અહીં ટૂંકમાં જોઈએ.

પ્રણિધાનાદિ પાંચ આશયનું સ્વરૂપઃ-

(૧) 'પ્રણિધાન' એ એક એવા પ્રકારનો માનસિક શુભ પરિણામ છે કે જેમાં (i) સ્વીકાર્ય અહિંસા - ક્ષમાદિ - ધર્મના ઉપાય - મર્યાદામાં અચળપણું હોય; (ii) એ ધર્મમર્યાદાથી નીચે રહેલ જીવો પ્રત્યે કરુણાભાવ હોય; (iii) સ્વાર્થ ગૌણ, પરાર્થ મુખ્ય, એવા મહાપુરુષના સ્વભાવને અનુસારે પરોપકાર-તત્પરતા હોય, ને (iv) વિષય નિષ્પાપ અને એમાં મનનું જાગતું લક્ષ હોય.

(૨) 'પ્રવૃત્તિ' નામના આશયમાં (i) ચિત્ત તે અહિંસાદિ ધર્મ-સ્થાનના ઉપાયભૂત સમિતિ આદિમાં પ્રવર્તનશીલ હોય; (ii, એમાંજ અપ્રમાદ-ભાવનાથી ઉત્પન્ન અતિશય પ્રયત્ન વીર્યોલ્લાસ હોય; ને (iii) અકાળ ફળ-ઝંખનાની ખોટી ઉત્સુકતા ન હોય.

(૩) વિઘ્નજય નામના આશયમાં જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ કોટિના વિઘ્નો પર વિજય રહેવો જરૂરી છે. જેમ પ્રવાસમાં કાંટા, તાવ અને દિશાવ્યામોહ એમ ૩ પ્રકારના વિઘ્નો સામે ક્રમશઃ નિષ્કંટક માર્ગ-સ્વીકાર, આરોગ્યનિયમ-પાલન અને માર્ગનું યથાર્થ જ્ઞાન, માર્ગજ્ઞાતા પર શ્રદ્ધા સાથે એના માર્ગદર્શનને વળગી રહેવાનું તથા અખંડ ઉત્સાહ જોઈએ; એવી રીતે આ ધર્મસ્થાનના ઉપાયમાં પ્રવર્તતી વખતે સંભવિત (૧) જઘન્ય વિઘ્નરૂપ શીત-ઉષ્ણાદિ પરીસહોની પહેલેથી તિતિક્ષા(સમભાવે-સહિષ્ણુતા)નો અભ્યાસ જોઈએ; (ii) મધ્યમ વિઘ્નરૂપ તાવ આદિ બિમારી સામે પહેલેથી આરોગ્યનિર્વાહક શાસ્ત્રોક્ત આહારવિધિનો પ્રયત્ન હોય; એમ (iii) દિશાવ્યામોહ જેવા મિથ્યાત્વ-શંકાકુશંકાદિ વિઘ્ન સામે પહેલેથી તત્ત્વનિર્ણય તથા વર્તમાનમાં સમ્યક્ત્વભાવના જોઈએ. આમ નિર્વિઘ્ન પ્રવૃત્તિ બનાવાય.

(૪) 'સિદ્ધિ' નામના આશયમાં પ્રસ્તુત અહિંસાદિ આત્મસાત્ થાય, તાત્ત્વિકરૂપે પ્રાપ્ત થાય, સ્વભાવગત બની જાય. તાત્ત્વિકરૂપે અહિંસાસિદ્ધિ એ રીતે કે પછી નિકટમાં આવતા જીવો પણ વૈર ભૂલી જાય. આ સિદ્ધિ (i) સૂત્રાર્થ-નિષ્ણાત અને ભાવનાદિમાર્ગના અભ્યાસી ગુરુને તીર્થસમાન લેખી એમની પ્રત્યે વિનય-સેવા-બહુમાનાદિથી યુક્ત હોય, તેમજ (ii) નીચેના હીનગુણવાળા કે નિર્ગુણ જીવો પ્રત્યે દયા-દાન-દુઃખોદ્ધારાદિથી સંપન્ન હોય.

(૫) 'વિનિયોગ':-એટલે કે સિદ્ધ અહિંસાદિ ધર્મ બીજા જીવોને પ્રાપ્ત કરાવવાનો પ્રયત્ન હોય. એથી જન્માંતરે એ સિદ્ધ ધર્મની ઉત્તરોત્તર ચઢતી કક્ષાવાળી પરંપરા ચાલે છે; યાવત્ ઉત્કૃષ્ટ કક્ષાએ પ્રાપ્ત થઇ વીતરાગભાવ, કૈવલ્ય, શૈલેશી અને મોક્ષ થાય છે.

આ પ્રણિધાન આશયથી એક એવું શુભ કર્મ થાય છે કે જેના વિપાકે પ્રવૃત્તિ આદિનું બળ મળે છે, ને અંતે એ ધર્મ-સિદ્ધિ થાય છે; નહિતર પ્રણિધાનનો કંઇ ઉપયોગ જ ન રહે, અને સમર્થ પ્રવૃત્તિ ન થાય. એમ આગમ અને યુક્તિથી સિદ્ધ છે કે આશયાનુરૂપ શુભ કર્મબંધ ને એના વિપાકથી અંતે ધર્મસિદ્ધિ થાય.

માટે અહીં 'ભવનિર્વેદ'આદિનું પ્રણિધાન, આશંસા સફળ હોવાનું સિદ્ધ થાય છે. એટલે જ આ પરથી સ્પષ્ટ છે કે પ્રણિધાન આશય જાગ્યા વિના પ્રવૃત્તિઆશય શી રીતે જાગી શકે?

પ્ર૦-પ્રણિધાન ન હોય અને પ્રવૃત્તિ ચાલતી હોય એવું દેખાય છે ને?

ઉ૦-અહીં સમજવાનું છે કે આ પ્રણિધાનાદિ પાંચ આશયરૂપ યાને તથાવિધ ચિત્તપરિણામરૂપ

હેવાના છે. એ કોઈ ગુણ કે ધર્મ સિદ્ધ કરવા માટે હોય છે. એટલે પહેલાં તે તે ગુણ યા ધર્મનો પ્રણિધાનાત્મક ચિત્તપરિણામ થાય, 'આ મારે કરવું છે, મારે જોઇએ છે' એવું મન ઊભું થાય, પછી જ એ માટેની પ્રવૃત્તિનું મન બની આવે. પ્રણિધાન ન હોય તો તો કદાચ બાહ્ય કાયિક પ્રવૃત્તિ દેખાય, પરંતુ 'હું આ સાધના કરૂં છું' એવા મનના ઉપયોગ વિનાની. એવી પ્રવૃત્તિ એ તો સંમૂર્છિમ ક્રિયા છે, એની કિંમત શી ? મન વિનાની પ્રવૃત્તિ તો જડમાં ક્રિયા થઇ, ચેતનમાં ક્રિયા નહિ. દા. ત. દેવદર્શનની ક્રિયા આંખોએ કરી, પરંતુ મન એમાં નથી, એ અંગે પ્રણિધાન નથી, 'હું આ દર્શન કરી રહ્યો છું' એવું લક્ષ નથી, કિન્તુ મન બીજે ભટકતું રહ્યું કે શૂન્ય બની રહ્યું; તેથી આત્માએ અંતરથી દર્શન-પ્રવૃત્તિ ન કરી. માટે 'અહીં મારે પ્રભુનું દર્શન કરવું છે, 'હવે દર્શન કરૂં' એવું થયા વિના દર્શનનો આંતરિક ઉદ્યમ અર્થાત દર્શનમાં અંતરાત્માનું જોડાવું શી રીતે બને ? એટલે કે અંતરથી પ્રણિધાન થયા વિના અંતરથી પ્રવૃત્તિ ક્યાંથી હોવાની ? પછી બાહ્ય કાયિક પ્રવૃત્તિ થાય તે તો 'હીરા ઘોઘે જઇ આવ્યો' જેવી નામમાત્ર પ્રવૃત્તિ થઇ, એનું કાંઇ આંતરિક ફળ ઊપજે નહિ.

**કર્મબન્ધ આશયને અનુરૂપ :–**

અહીં ધ્યાનમાં રહે કે આશયનું ઊંચું મહત્ત્વ છે. આશયને અનુરૂપ કર્મબન્ધ નીપજે છે. જેવો ચિત્તનો આશય, અધ્યવસાય, ભાવ, એવા રૂપનો કર્મબન્ધ પડવાનો. પાછું એ કર્મનો વિપાક થાય એટલે સહેજે એની સાથે સંકળાયેલ આશય ચિત્તમાં ઉપસ્થિત થવાનો. માટે તો જે પૌદ્ગલિક સુખાદિના આશયથી ધર્મ કરે છે, એને એથી બંધાયેલ કર્મના ઉદય વખતે પૌદ્ગલિક સુખની લાલસા અને પ્રવૃત્તિનો આંતરિક ભાવ જાગે છે. એમ અહીં જો દા. ત. 'હું દર્શન કરૂં' એવી ચિત્તમાં પ્રબળ આશંસા-અભિલાષા જાગી પ્રણિધાન યાને કર્તવ્યનિર્ણય થયો, પછી એના પરિણામે સહેજે દર્શન માટેની પ્રવૃત્તિનો આશય જાગવાનો. અર્થાત્ 'હું દર્શન માટેજ જઇ રહ્યો છું' કે 'દર્શનાર્થ આંખ ખોલી રહ્યો છું', દર્શન કરી રહ્યો છું" એવો આંતરિક પ્રવૃત્તિનો ભાવ જાગવાનો. પ્રબળ આશંસારૂપ કર્તવ્ય નિર્ધારરૂપ પ્રણિધાન થયું, પછી પ્રવૃત્તિને કોણ અટકાવનાર છે ? પ્રવૃત્તિ થયા વિના કેમ રહે ? નહિતર ધીખતી આશંસા અને સચોટ નિર્ધાર શાનો થયો કહેવાય ?

**યુક્તિ, આગમ, બંનેથી સિદ્ધઃ-**

એટલે એ વાત થઇ. (૧) પ્રણિધાનનો ચિત્ત પરિણામ થયો એટલે પ્રવૃત્તિનો ચિત્તપરિણામ થાયજ. તેમ, (૨) પ્રવૃત્તિ થાય ત્યાં પ્રણિધાન હોયજ. પ્રણિધાન વિના પ્રવૃત્તિ નહિ. આ વસ્તુ યુક્તિ અને આગમ બંનેથી સિદ્ધ છે, તર્કસિદ્ધ ને શાસ્ત્રસિદ્ધ છે. તર્ક આ, કે આંતરિક પ્રવૃત્તિનો ભાવ દા. ત. 'દર્શન માટે આ હું પ્રવર્તી રહ્યો છું" એવો આશય-મનોભાવ એ દર્શનની ઉત્કંઠા-આશંસા વિનાનો શાનો હોય ? ને આશંસા એજ પ્રણિધાન. ત્યારે, એ શાસ્ત્રથી સિદ્ધ આ રીતે કે શાસ્ત્ર ચિત્તના ઉપયોગ વિનાની ક્રિયાને દ્રવ્યક્રિયા કહે છે, સંમૂર્છિમ નિષ્ફળ ક્રિયા કહે છે. જો ઉપયોગ હોય તો તે ભાવક્રિયા છે. એજ સફળ બની શકે. ઉપયોગ એ પ્રણિધાન છે, પ્રણિધાનનું ફળ ઉપયોગવાળી ભાવક્રિયા યાને પ્રવૃત્તિ છે. પ્રણિધાન નહિ એટલે ઉપયોગ નહિ, પછી ઉપયોગ વિના ભાવક્રિયારૂપ પ્રવૃત્તિ ક્યાંથી હોય ?

**(૫) હવે પ્રણિધાનનો અધિકારી કોણ ?**

આટલું બધું મહત્ત્વનું પ્રણિધાન કોણ કરી શકે ? તો કે એ એના અધિકારીને થાય, અનધિકારીને નહિ. પ્રણિધાન કરવાનો અધિકારી તે છે કે જે પૂર્વે પ્રારંભે કહેલાં ચૈત્યવંદનના અધિકારી હોવાનાં લક્ષણવાળો હોય છે. ત્યાં વંદનાનો અધિકારી હોવાનાં લક્ષણ આ કહ્યાં છે-(૧) એના બહુમાનવાળો હોય, (૨) એની વિધિમાં તત્પર હોય, અને (૩) ઉચિતવૃત્તિવાળો હોય. એ દરેક લક્ષણનાં ૫-૫ લિંગ પણ ત્યાં કહ્યાં છે. બસ એ લિંગસહિત એ ત્રણ લક્ષણવાળો હોય તે પ્રણિ-

ધાનનો અધિકારી છે. અર્થાત

(i) પહેલું બહુમાન એટલે કે પ્રણિધાન જેવા અતિ અગત્યના સાધનાના અંગ ઉપર બહુ આદર-ભાવ હોય; મનને લાગે કે 'વાહ! પ્રણિધાન એ કેવું સુંદર અને અતિ જરૂરી સાધન! કેવી સચોટ પ્રવૃત્તિ અને સફળતા કરાવનારૂં એ! જે એ કરે છે એમનું ભાગ્ય કેટલું બધું ઊંચું! મારે એ જોઈએ જ...' આવું માનસિક ધોરણ એ બહુમાન. આવું બહુમાન ન હોય તો એ અધિકારી નહિ કેમકે પછી તો પ્રણિધાન કદાચ કરશે તો તે ભાવ વિનાનું થવાનું તેથી આગળ કહેવાશે એ 'વિશુદ્ધ ભાવના સાર' એવું પ્રણિધાનનું લક્ષણ જ નહિ ઘટે. માટે બહુમાન જોઈએ. તેમ

(ii) **પ્રણિધાનની વિધિમાં તત્પરતા જોઈએ.** બહુમાન હોવા છતાં એની ચોક્કસ વિધિ સાચવવાની પરવા ન હોય તો એ ગમે તેવું રેઢિયાળ પ્રણિધાન કરશે. એ કાંઈ પ્રણિધાનનું સ્વરૂપ ન પામી શકે; કેમકે એવા અવિધિસરના પ્રણિધાનમાં પૂર્વે (ભા.-૧માં) કહેલા ચાર લક્ષણ હોય નહિ. માટે વિધિતત્પરતા જોઈએ. તેમ

(iii) ઉચિત વૃત્તિ યાને સ્વકુલોચિત જીવનવૃત્તિ જોઈએ. એ જો અનુચિત હોય તો એનો પડઘો અહીં પ્રણિધાન ઉપર પડવાનો. કેમકે એ અનુચિત વૃત્તિના મૂળમાં રહેલ કલુષિત હૃદય તો એનું એ જ અહીં પણ કામ કરવાનું ને? તેથી પ્રણિધાન યથાયોગ્ય થાય નહિ. માટે એવો એ પ્રણિધાનનો અધિકારી ન બની શકે; ને અનધિકારીનું પ્રણિધાન એ ઉન્મત્ત-તરંગરૂપ થાય.

આ બહુમાન આદિ ત્રણ લક્ષણના દરેકના પૂર્વે ચૈત્યવંદનના અધિકારીના પ્રકરણમાં કહેલા તત્કથા-પ્રીતિ વગેરે પાંચ પાંચ લિંગ અહીં પ્રણિધાન અંગે પણ જરૂરી સમજી લેવાના; એટલે કે પ્રણિધાનની વાત ઉપર પ્રીતિ હોય, એની નિંદા સાંભળવાનો ત્યાગ હોય,...વગેરે લિંગ સચવાય, તો બહુમાનાદિ યથાર્થ છે એમ મનાય. બાકી એ લિંગ વિનાના બહુમાન વગેરે તો માત્ર નામના ગણાય.

(લ૦-) प्रणिधानलिङ्गं तु विशुद्धभावनादि श्लोकम्—

विशुद्धभावनासारं, तदर्थार्पितमानसम् ।
यथाशक्तिक्रियालिङ्गं, प्रणिधानं मुनिर्जगौ ॥ १ ॥
इति ।

અર્થ:-(૬) પ્રણિધાનને ઓળખવાનું લક્ષણ આ છે,-વિશુદ્ધ ભાવના વગેરે. જેમકે કહ્યું છે,- વિશુદ્ધ ભાવનાના બળવાળું અને યથાશક્તિ ક્રિયાથી અંકિત, તે તે વસ્તુમાં ઓતપ્રોત મન એને મહર્ષિએ પ્રણિધાન કહ્યું છે.

વિવેચન:-પ્રણિધાન એટલે શું?

(૬) હવે અહીં પ્રણિધાનનાં લક્ષણથી સ્વરૂપ પૂર્વ મહર્ષિનો આ શ્લોક ટાંકીને બતાવે છે કે,-

'૧ વિશુદ્ધ ભાવના સાર
૨ તદર્થાર્પિત માનસમ્ ।
૩ યથાશક્તિ ક્રિયાલિંગં
પ્રણિધાનં મુનિર્જગૌ ॥'

આનો ભાવ એ છે કે પ્રણિધાન એ એક પ્રકારનું મન છે, ચિત્ત પરિણામ છે, કે

(૧) જે વિશુદ્ધ ભાવનાના બળવાળું હોય,

(૨) જે ચિત્ત પ્રણિધાનના વિષયમાં અર્પિત-સમર્પિત-ઓતપ્રોત હોય, અને

(૩) જેનું જ્ઞાપક યથાશક્તિ બાહ્ય અનુષ્ઠાન હાજર હોય.

ટૂંકમાં તે તે વિષયની બાહ્ય ક્રિયાસહિત અને નિર્મળ ભાવવાળું એકાગ્ર-તન્મય મન એ એનું પ્રણિધાન કહેવાય.

**(૧) વિશુદ્ધ ભાવના: ભાવનામાં વિશુદ્ધિ શી?**

ભાવ વિનાની ક્રિયા નકામી. એટલે આમાં પહેલી વાત-વિશુદ્ધ ભાવનાનું બળ જરૂરી. ચિત્ત માત્ર એકાગ્ર નહિ, કિન્તુ નિર્મળ ભાવોલ્લાસવાળું પણ જોઈએ.

એમાં પરોપકાર બુદ્ધિ તથા હીન પ્રત્યે અદ્વેષ, દયાભાવ પણ ગર્ભિત હોય. ત્યારે પ્રશ્ન થાય કે ભાવનામાં વિશુદ્ધિ કેવા પ્રકારની હોય? આનું સમાધાન નીચે લખેલ શ્લોકમાંથી મળી રહે છે. એ દરેક સાધનાને શુદ્ધ સાધવાના ત્રણ ઉપાય બતાવે છે.

उपादेयधियाऽत्यन्तं, संज्ञाविष्कम्भणान्वितम् ।
फलाभिसन्धिरहितं संशुद्धमेतदीदृशम् ॥

**અર્થાત્** (૧) અત્યન્ત કર્તવ્યબુદ્ધિ રાખીને

સાધના કરાતી જાય; (૨) સાધના વખતે આહારાદિ સંજ્ઞાઓની અટકાયત હોય; અને (૩) ફળની ઉત્સુકતા ન હોય, કોઈ જ પૌદ્ગલિક ફળની આશંસા ન હોય.

**વિશુદ્ધ સાધનાનાં ૩ સ્વરૂપ :-**

**એટલે પ્રસ્તુતમાં** ભવનિર્વેદાદિનું **પ્રણિધાન વિશુદ્ધ ભાવના પ્રધાન** રાખીને કરવાનું તે આ ત્રણ સાધનથી વિશુદ્ધ રીતે કરાવું જોઇએ.

(i) દરેક **સાધના** અત્યન્ત કર્તવ્યબુદ્ધિથી કરાવી **જોઇએ**, 'અત્યારે મારે આ અત્યન્ત કર્તવ્ય-સાધના છે,' એવા ભાવોલ્લાસ સાથે કરાય એથી પ્રસ્તુત **શુભાનુષ્ઠાનથી વિપરીત** અશુભ વસ્તુ, દા. ત. દાનથી ઉલટી કૃપણતા, ભવનિર્વેદથી વિપરીત ભવ-બહુમાન, એ તદ્દન અકર્તવ્ય લાગી આ દાનાદિ જ અતિશય કર્તવ્ય લાગતા હોય. એમ, અનેક ક્રિયાથી ગર્ભિત ચૈત્યવંદનાદિમાં પણ તે તે સૂત્રોચ્ચારણ ક્રિયા કરાતી વખતે એ એવા અત્યન્ત કર્તવ્ય લાગે **કે મન એમાં લીન** બની બીજા સૂત્રમાં પણ ન જાય; તો પછી બીજા-ત્રીજા વિચારમાં તો જવાની વાતે ય શી ? વળી અત્યન્ત કર્તવ્ય લાગવાથી, જેમ અતિશય ભૂખ્યાને ભોજનમાં, કે અતિ લોભિયાને પૈસા મળે એમાં ભારે ઉલ્લાસ હોય; એમ અહીં પ્રસ્તુત વિષયમાં ભારે ઉલ્લાસ હોય, તેથી એ બહુ રસથી મમત્વથી અને અતિ આનંદથી કરાય. ભવનિર્વેદાદિનું પ્રણિધાન પણ એવા અત્યન્ત રસ-મમત્વ-આનંદભર્યા ચિત્તથી હોય. એમાં અત્યન્ત કર્તવ્યબુદ્ધિ રાખ્યાનો એ પ્રભાવ છે. **જો એ નહિ**, તો પ્રણિધાન શુષ્ક રહેવાનું.

(ii) દરેક સાધના એવી કર્તવ્યબુદ્ધિભરી ઉપરાંત **આહારાદિ** સંજ્ઞાના વિષ્કંભ=અટકાયતવાળી **જોઇએ. કમમાં કમ** સાધનાકાળમાં તો આહાર-સંજ્ઞા, વિષયસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા, ભયસંજ્ઞા (નિદ્રા-સંજ્ઞા), એ ચાર, તથા ક્રોધાદિ ચાર સંજ્ઞા, અને લોકસંજ્ઞા તથા ઓઘસંજ્ઞા (ગતાનુગતિકતા યાને નિર્વિચાર રહેવાની વૃત્તિ),-એમ દશ સંજ્ઞાઓમાં **કોઈ પણ સંજ્ઞાની** સતામણી ન જોઇએ. સંજ્ઞાને અત્યન્ત દબાવી દેવી જોઇએ. દા. ત. પ્રભુપૂજા વખતે 'મારે અહીંથી જઈને તરત ખાઈ લેવું છે, આજે જમણવાર સારો રાખ્યો છે,' વગેરે વિચાર કે પ્રતિક્રમણની સાધના વખતે 'મારે પછી તરત સૂઇ જવું છે,' એવો વિચાર ન રહેવો જોઇએ. **એમ** દાન દેતાં 'મારી મૂડી કપાઇ રહી છે,' એવી પરિગ્રહસંજ્ઞા ન ઊઠવી જોઇએ. એમ સાધના વખતે કોઇ જરા આઘુંપાછું કરે **એને** ધમકાવી નાખવાની વૃત્તિરૂપી ક્રોધસંજ્ઞા ન રહેવી જોઇએ. જો **સંજ્ઞાની** અટકાયત ન **હોય**, એ યથેચ્છ ઊઠતી હોય, તો (૧) એ આ સાધનાને દુબળી બનાવી દેશે, ખંડિત ચંચળ અને બેહુદી કરી દેશે. ચિત્ત સંજ્ઞાપરવશ હોવાથી (૨) એમાં સાધનાના જોરદાર મમત્વ અને સંસ્કાર નહિ જામે. (૩) પ્રભુ કે ગુરુ આગળ સાધના કરતાં ચિત્ત **એમને** વફાદાર નહિ રહે. માટે **સાધના-કાળમાં** સંજ્ઞાની અટકાયત **જોઇએ** જ. ભવનિર્વેદ, તત્ત્વાનુસારિતા વગેરેનું પ્રણિધાન પણ ચિત્તને સંજ્ઞાઓથી મુક્ત રાખીને જ કરાય.

સંજ્ઞાની આ અટકાયત માટે સાધના સિવાયના કાળમાં પણ સંજ્ઞાઓનું જોર ઓછું કરતા રહેવું જોઇએ; નહિતર એ જોરદાર સંજ્ઞાઓ સાધનાકાળે ડોકિયાં કરી જશે.

(iii) દરેક સાધના ફળની આશંસાથી રહિત **જોઇએ. એ** બે રીતે,-૧. વૈભવ, કીર્તિ, માન, સત્તા, વગેરે કોઇ પણ પૌદ્ગલિક ફળ મેળવવાની ઉત્કંઠા નહિ; અને ૨. આત્મહિતકર ફળ કેમ જલ્દી મળે, જલ્દી મળે, એવી આતુરતા પણ નહિ જોઇએ. નહિતર એના વિચારથી સાધનામાં ચિત્ત જોરદાર નહિ જામે. દા. ત. બીજનું વાવેતર કરતાં અને પછી સંભાળ કરતાં જો પાક થઈ જવાની બહુ આતુરતા સેવે તો એ ક્રિયામાં ચિત્ત તન્મય ન રહેવાથી ગરબડગોટો વળે. એવું ધર્મસાધનામાં બને. માટે તો ઇતરો કહે છે, 'कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन'-અર્થાત્ 'સદા કર્તવ્ય બજાવવાનો, કર્તવ્યમાં જ ચિત્ત લીન રાખવાનો તારો અધિકાર છે, કિન્તુ ફળનો વિચાર કરવામાં નહિ.' વાત **પણ** સાચી છે; છઠ્ઠા ગુણઠાણેથી ઉપરના ગુણઠાણે ચડતાં ચિત્ત કર્તવ્ય-ધ્યાનમાં જ તન્મય થાય છે, તો જ ઉપર ચડે છે. વચમાં ફળનો વિચાર ઘાલે તો ધ્યાન તૂટી જાય, ને ઉપર ચડવાનું ન

થાય. જો શુભ આત્મહિતના ફળનો પણ વિચાર નહિ, તો અશુભ પૌદ્ગલિક ફળની તો આશંસા-અપેક્ષા રખાય જ કેમ? ભવનિર્વેદ આદિની સાધના પણ આવી ફળાશંસાની દખલવાળી ન સધાય. અલબત્ સાધના શરૂ કરતી વખતે પ્રશસ્ત ફળનું લક્ષ્ય અવશ્ય ધ્યાનમાં આવવું જોઈએ, નહિતર પ્રવૃત્તિ લક્ષ્યશૂન્ય-ધ્યેયરહિત બની જાય; કિન્તુ સાધના ચાલ્યા પછી વચમાં વચમાં ચિત્ત સાધનાને છોડી ફળમાં ન જવું જોઈએ.

પ્રણિધાનના આ વિશુદ્ધ ભાવના બળરૂપી પહેલા ઉપાયની વાત થઈ.

(૨) 'તદર્થાર્પિતમાનસમ્' અર્થાત મન પ્રસ્તુત વિષયમાં અર્પિત-સમર્પિત હોય; એવું એકાગ્રતાથી તન્મય હોય, એવું એમાં લંપટ રહે, કે ન તો એ બીજા વિચારમા પડે કે ન શૂન્ય બને. લોભી રૂપિયા ગણવામાં કેવો તન્મય બને છે? અનુષ્ઠાન ચૈત્યવંદનનું હોય તો એના સૂત્ર અને અર્થમાં ચિત્ત સમર્પિત થઈ જવું જોઈએ.

(૩) 'યથાશક્તિક્રિયાલિંગમ્'—મન પ્રસ્તુત વિષયમાં વિશુદ્ધ ભાવભર્યું અને અર્પિત છે એ એની બાહ્ય ક્રિયાથી જણાવું જોઈએ. ક્રિયા બરાબર વ્યવસ્થિત ચાલે તો સમજાય કે મન એ વિષયમાં તન્મય છે; પ્રણિધાનવાળું છે. દેહ કે ઇન્દ્રિય બીજી-ત્રીજી ક્રિયામાં પડતાં, આંતરિક મન એમાં ખેંચાઈ જવાનું. સૂત્ર બોલતાં શરીરે ખણવા માંડે કે આસન-કપડું સરખું કરવા લાગે તો મન સૂત્ર-અર્થ-ભાવમાં સમર્પિત ક્યાંથી રહે? પ્રસ્તુત વિષયની જ ક્રિયા તન્મય મનનું જ્ઞાપક લિંગ છે. અલબત ક્રિયા પોતાની કક્ષા મુજબની ગજાનુસાર અર્થાત્ યથાશક્તિ રહેવાની, પરંતુ એમાં ય શક્તિ જરાય ગોપવવાની ન હોય. સાજો-સારો માણસ કાયોત્સર્ગ કરે તે બરાબર ટટાર જિનમુદ્રાએ ઊભો રહી કરે; પણ તેવો પક્ષાઘાતી વગેરે રોગી કે મૃત્યુશય્યાએ પડેલો જીવ કાયોત્સર્ગ સૂતાં સૂતાં જ કરી શકે. એટલે પ્રણિધાનમાં યથાશક્તિ ક્રિયા જોઈએ. આ સૂચવે છે કે પ્રણિધાન માત્ર માનસિક ભાવાત્મક નથી, કિન્તુ બાહ્ય ક્રિયા યુક્ત પણ છે. આ પ્રણિધાનના છઠ્ઠા મુદ્દાની વિચારણા થઈ. હવે,

(લ૦-) (૭) स्वल्पकालमपि शोभनमिदं, सकलकल्याणाक्षेपात् । (८-९) अतिगम्भीरोदारमेतत् । अतो हि प्रशस्तभावलाभाद् विशिष्टक्षयोपशमादिभावतः प्रधानधर्मकायादिलाभः । तत्रास्य सकलोपाधिशुद्धिः, दीर्घकाल-नैरन्तर्य-सत्कारासेवनेन श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञावृद्धया ।

**અર્થ :-(૭) આ પ્રણિધાન અતિ અલ્પ કાળ થાય તો પણ તે સુંદર છે; કેમકે એથી સમસ્ત કલ્યાણને આકર્ષનારું છે. (૮-૯) એ અતિ ગંભીર અને ઉદાર છે. કેમકે એનાથી પ્રશસ્ત ભાવ પ્રાપ્ત થવાથી વિશિષ્ટ ક્ષયોપશમાદિ ભાવ જાગવા દ્વારા પ્રધાન ધર્મકાયાદિનો લાભ થાય છે. ત્યાં (એ ધર્મકાયાદિમાં) પ્રણિધાનકર્તાને દીર્ઘ કાળ, સાતત્ય અને બહુમાન પૂર્વક આસેવનથી શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ અને પ્રજ્ઞાની વૃદ્ધિદ્વારા સકલ વિશેષણની શુદ્ધિ થાય છે.**

**વિવેચન :-(૭) પ્રણિધાનનું પ્રબળ સામર્થ્ય:-**

પ્રણિધાન અંગે ૭મો મુદ્દો આ છે કે એ બહુ અલ્પ કાળ પણ કર્યું હોય, તો ય તે સુંદર છે. જોવું, સીધું હૃદય સ્પર્શીને એ ઊઠે છે ને? એ વિશુદ્ધ ભાવના અને શુભવિષયમાં ચિત્તની એકાગ્રતાવાળું હોઈ આત્માના અપ્રશસ્ત રાગ-દ્વેષ અને મોહથી મુક્ત પ્રશસ્ત પરિણામરૂપ બની જાય છે. અને રાગ-દ્વેષ-મોહવિનાની શુભ આત્મપરિણતિ ભલે ને અલ્પ કાળ પણ જાગી, પરંતુ એનો સીધો પ્રભાવ પાપક્ષય, પુણ્યવૃદ્ધિ અને સંસ્કારવૃદ્ધિ ઉપર પડે છે.

સકલ કલ્યાણનું આકર્ષણ:-

એટલે સ્વલ્પ કાળનું પણ પ્રણિધાન ક્રમશઃ સમસ્ત કલ્યાણનું આકર્ષક બને છે. વર્તમાનમાં પાપક્ષય-અંતરાયક્ષય થતો આવે એમ નવો નવો ધર્મવીર્યોલ્લાસ ખીલતો આવે છે, અને શુભ સંસ્કરણથી નવીનવી રુચિ, સંવેગ જાગતા જાય છે. ત્યારે પુણ્યવૃદ્ધિથી ભાવી સદ્ગતિમાં સંક્લેશ વિનાના સ્વર્ગાદિ સુખ મળવાથી એમાં પણ કલ્યાણસ્વરૂપ સુંદર ધર્મવૃત્તિ-પ્રવૃત્તિ આવી મળે છે. એમ ઉત્તરોત્તર વૃદ્ધિ થયે જતાં, એક

અવસર એવો આવીને ઊભો રહે છે કે જ્યાં અનાસક્ત યોગ, અપૂર્વકરણ–અનિવૃત્તિકરણની વિશુદ્ધિ, યાવત્ વીતરાગ દશારૂપ કલ્યાણ આવીને ઊભું રહે છે. આમ પ્રણિધાન સમસ્ત કલ્યાણને આકર્ષનારૂં બને છે. માટેજ

પ્રણિધાન એ અતિ ગંભીર અને ઉદાર સાધના છે. અનંતા કાળથી રાગ–દ્વેષ–મોહવશ ચિત્ત બહારમાં ભટકતું છે. એને અશુભ વિષયોની જ પરોજણ કરવા જોઇએ છે. એને એમાંથી પાછું કોણ વાળે? પ્રણિધાન; યાને વિશુદ્ધ ભાવનાથી ઝગમગતું શુભ વિષયને સમર્પિત મન. એ અનાદિની રાગ–દ્વેષ–મોહની ક્ષુદ્ર રમત મિટાવી દે છે, માટે ગંભીર છે. બાહ્ય વિષયોના પણ ઉંડાણમાં પહોંચી જઈ એના પારમાર્થિક તત્ત્વને પકડે છે. તેમ વસ્તુના સંકુચિત કે ઉપલકિયા વિચારમાં ન ફસાતા વિશાળ તાત્ત્વિક દૃષ્ટિથી દર્શન–નિરીક્ષણ કરે છે. આવું માનસ પ્રણિધાનમાં બને છે, માટે પ્રણિધાન ઉદાર પણ છે. એમ, શુભ વિષયના પણ ગંભીર અને વિશાળ સ્વરૂપને પકડતું હોઈ પ્રણિધાન ગંભીર અને ઉદાર છે.

**(૮–૯) પ્રણિધાનનો પ્રત્યક્ષ-પરોક્ષ લાભઃ–**

આવા ગંભીર–ઉદાર પ્રણિધાનના પ્રત્યક્ષ લાભમાં મિથ્યાત્વમોહનીયાદિ અનાદિ જટિલ કર્મનો ક્ષયોપશમાદિ થાય છે; કેમકે પ્રણિધાનમાં પ્રશસ્ત ભાવ જાગે છે. એનું કારણ એમાં રાગ દ્વેષ કે મોહથી અસ્પૃષ્ટ આત્મપરિણામ ઊભા થાય છે. ઇન્દ્રિયવિષયોના રાગદ્વેષ અને અજ્ઞાન મૂઢ દશાને લીધે આત્માની પરિણતિ અશુભ અશુદ્ધ મલીન ચાલી આવી છે; અનંતાનુબંધી કષાયના ઘરની રહેતી આવી છે. હવે એના ઉપર પ્રણિધાન ઘા કરે છે. એનું જોર નષ્ટ થતાં મિથ્યાત્વમોહનીયાદિ કર્મ પણ મોળાં પડે છે, એનો વિશિષ્ટ ક્ષયોપશમ વગેરે થાય છે. અનંતાનુબંધી રાગદ્વેષ પર નભતા મિથ્યાત્વાદિ કર્મને, એ નબળા પડતાં, મન્દ થયે જ છૂટકો. પ્રણિધાનનો કહો કે પ્રત્યક્ષમાં આ મહાન લાભ! એની સાથે શુદ્ધ મનુષ્યગતિ–સુસંસ્થાન–) સુસંઘયણ (સારી આકૃતિ સારા હાડ–બંધના વગેરે) ના પુણ્યોપાર્જનનો પણ લાભ થાય છે.

પરોક્ષ લાભમાં એ ક્ષયોપશમ અને શુદ્ધ પુણ્યોના પ્રતાપે પરલોકમાં પ્રધાન ધર્મકાય વગેરેની પ્રાપ્તિ થાય છે. 'ધર્મકાય' એટલે ધર્મારાધનને યોગ્ય શરીર, એ 'પ્રધાન' એટલે કે દૃઢ સંઘયણ–સંસ્થાનાદિથી યુક્ત હોઇને સર્વોત્કૃષ્ટ. તેમજ ધર્મકાયાદિમાં 'આદિ' તરીકે ઉજ્જવળ કુળ–જાતિ, આર્યદેશ, કલ્યાણમિત્ર વગેરે. આ બધાની પ્રાપ્તિથી સહેજે ધર્મારાધના સુલભ બને. પ્રણિધાનનો જ આ પરોક્ષ લાભ છે.

**૩ પ્રકારની** કાયઃ–આ 'ધર્મકાય' શબ્દ ત્રણ પ્રકારની કાયમાં પણ આવે છે.–ધર્મકાય, કર્મકાય અને તત્ત્વકાય. અહીં 'કાય' શબ્દનો અર્થ અવસ્થા છે; તેથી ચારિત્રધર્મની અવસ્થા એ ધર્મકાય; તીર્થંકર નામકર્મ આદિ પુણ્યકર્મ ભોગવવાની અવસ્થા એ કર્મકાય; ને આત્માનાં શુદ્ધ સ્વરૂપની પ્રગટ અવસ્થા એ તત્ત્વકાય. તીર્થંકરદેવના છેલ્લા ભવમાં આ પ્રાપ્ત થાય છે. એમાં પણ મૂળ કારણ પ્રણિધાન છે. પૂર્વ ભવે એવાં પ્રણિધાન સાથે આરાધના કરી છે તેથી આ ધર્મકાયાદિનો લાભ થાય છે. પ્રણિધાનથી નહિ, પણ રખડતા ચિત્તે સાધના કરી, એનાથી આ લાભ ન મળે.

**સકલોપાધિશુદ્ધિ–**

પ્રધાન ધર્મકાયાદિના લાભમાં 'સકલ ઉપાધિ' યાને સમસ્ત વિશેષણોની શુદ્ધિ પ્રાપ્ત થાય છે; કેમકે એમાં જીવને ધર્મારાધનામાં કલંકભૂત વસ્તુ–સ્થાન–દોષો નષ્ટ થઇ ગયા હોય છે. પ્રણિધાનથી ઊભાં થયેલ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયમાં કલંકભૂત સ્થાનો ક્યાંથી આવી જ શકે? એટલે હવે સદ્ વિશેષણરૂપ ગણાતાં સ્થાન, ગુણ, સમસ્ત પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી.

આ કેવી રીતે? તો કે

૧ દીર્ઘકાળ ૨ સતતપણે ૩ સત્કારના આસેવનથી ૧ શ્રદ્ધા–૨ વીર્ય–૩ સ્મૃતિ–૪ સમાધિ ૫ પ્રજ્ઞાની ઉત્તરોત્તર વૃદ્ધિ થવા દ્વારા સમસ્ત વિશેષણોની શુદ્ધિ પ્રાપ્ત થાય છે.

પ્રણિધાનથી પ્રાપ્ત થયેલ 'ધર્મકાયામાં હવે વિશિષ્ટ ધર્મસાધનામાં ઉપયોગી થાય એવી વિશેષતાઓ આવી મળે છે, કે જેથી ૭૦૫૬૦ અબજ

વર્ષનું ૧ પૂર્વ એવાં લાખો પૂર્વ સુધીના દીર્ઘકાળ પર્યંત,વિના વિઘ્ન, સતત નિરન્તર ધારાએ જિન-પૂજારૂપ સત્કારનાં આસેવન–અનુભવ થાય; અને તેથી શ્રદ્ધાદિ પાંચ ભાવની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી રહે. એથી એમ કહેવાય કે સમસ્ત વિશેષણોની વિશુદ્ધતા પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધાદિ પાંચ આ,–

શ્રદ્ધા=સમ્યગ્દર્શનાદિ શુદ્ધ મોક્ષમાર્ગની રુચિ.

વીર્ય=મોક્ષમાર્ગનાં અનુષ્ઠાનો આચરવાની શક્તિ.

સ્મૃતિ=એ આચરતાં અનુષ્ઠાનો આદિ પદાર્થનું સ્મરણ.

સમાધિ=ચિત્તની સ્વસ્થતા.

પ્રજ્ઞા=ગહન વિષયોનું પણ બહુ, બહુવિધ, શીઘ્ર, સહજ, અસંદિગ્ધ અને સ્થિર જ્ઞાન કરવાની શક્તિ.

ત્રિભુવનહિતકારી વીતરાગ સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્માની દીર્ઘકાળ સુધી સતતપણે પૂજા ને સત્કાર, પ્રણિધાન સાથે, કરતા રહેવાથી એવા એક ચિત્તપ્રસાદની પ્રાપ્તિ થાય છે કે જેમાં આ શ્રદ્ધાદિ પાંચ ગુણોની વૃદ્ધિ થતી રહે; અર્થાત્–સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ શુદ્ધ મોક્ષમાર્ગની અટલ શ્રદ્ધારુચિ, એ પાળવાની શક્તિ, પાલનમાં અનુભવાતા પવિત્ર અનુષ્ઠાન–પદાર્થનું સુખદ સંસ્મરણ અનુસંધાન, ચિત્તની સ્વસ્થતા, અને ગહન વિષયોનો બહુ બહુવિધ...વગેરે સ્વરૂપવાળો બોધ કરવાની પ્રજ્ઞા–બુદ્ધિશક્તિ વૃદ્ધિંગત થતી રહે છે.

આ હિસાબે જે જીવો જિનપૂજા-સત્કારથી પરાઙ્મુખ છે, એના ખપ-ગરજ વિનાના છે, તે બિચારા અદૃષ્ટકલ્યાણ હોય છે; કલ્યાણ પ્રત્યે એમની દૃષ્ટિ જ નહિ, પછી કલ્યાણની આકાંક્ષા-અપેક્ષાની તો વાતેય શી ? એટલે પછી એમને કલ્યાણદૃષ્ટિ અને જિનપૂજાસત્કારના અભાવે ચિત્તમાં નિર્દોષ પ્રસન્નતા યાને ચિત્તપ્રસાદ અસંભવિત બને છે.

(અહીં એટલું સમજવું જરૂરી છે કે જિનેન્દ્ર ભગવંતની પ્રાપ્તિ થવા છતાં જિનપૂજાસત્કારથી દૂર રહેનારા કાં તો (૧) દ્રવ્યવ્યયના ભયથી દૂર રહેતા હોય, અથવા (૨) મિથ્યા માન્યતાથી તેમ કરતા હોય. આમાં જો દ્રવ્યવ્યય–ધનખર્ચનો ભય લાગવાથી જિનપૂજાસત્કાર નથી કરતા, તો એનો અર્થ તો એ થયો કે જિનેશ્વર ભગવંત કરતાં ધન ઉપર અત્યધિક રાગ છે. આ સ્થિતિમાં ચિત્ત-પ્રસાદ શ્રદ્ધાદિવૃદ્ધિ ક્યાંથી આવે ? ત્યારે (૨) જો મિથ્યા માન્યતા છે કે 'મૂર્તિપૂજાથી શું ? મૂર્તિ તો પાષાણ છે,' અથવા 'પૂજાથી શો વિશેષ ? એમાં તો હિંસા છે....વગેરે,' જો આવી અસત્ માન્યતા છે, તો એમાં તો પરમ પૂજ્ય જિનેશ્વર ભગવાનનાં પ્રતીક અને એમની આજ્ઞાનો સામનો હોવાથી ચિત્તપ્રસન્નતાદિ સહેજે ન હોય એ સ્પષ્ટ છે.

અહીં લલિતવિસ્તરાકાર મહર્ષિએ પ્રણિધાન-થી પ્રત્યક્ષ-પરોક્ષ લાભ બતાવતાં દીર્ઘકાળ વગેરે આસેવન અને શ્રદ્ધાદિવૃદ્ધિ દેખાડી બે ફળ વચ્ચેનો સુંદર સમન્વય અને ઉચ્ચ સાધનાની કૂંચી દેખાડી.

બે ફળો વચ્ચે સમન્વય આ, કે પ્રણિધાનથી પ્રત્યક્ષમાં જે પ્રશસ્ત ભાવના લાભ સાથે વિશિષ્ટ ક્ષયોપશમાદિ પ્રાપ્ત થાય છે, એ પરોક્ષલાભરૂપ પ્રધાન ધર્મકાયાદિના લાભ વખતે દીર્ઘકાળ સતત જિનપૂજાદિમાં શ્રદ્ધા-વીર્ય વગેરેની પ્રાપ્તિથી વિકસતો રહે છે ! એટલું જ નહિ પણ શ્રદ્ધાદિની વૃદ્ધિ થતી રહેવાથી વિશેષરૂપે વિકસ્વર બનતો રહે છે. આમ સકલ સુવિશેષણો ત્યાં ઉપસ્થિત થાય છે.

ઉચ્ચ સાધનાની કૂંચી આ, કે જો ઉચ્ચ કક્ષાની સાધના અભિલષિત હોય તો દરેક શુભ અનુષ્ઠાનમાં આ ૯ સાધન સલામત રહેવા જોઇએ, –૧ પ્રણિધાન, ૨–૪. દીર્ઘકાળ–સતત–સત્કારાસેવન, ૫–૯. શ્રદ્ધાદિ.

(૧) પ્રણિધાન :–પરમકર્તવ્યતા–બુદ્ધિ, સંજ્ઞા-નિગ્રહ, નિરાશંસભાવ, પરોપકાર અને દયાભાવથી યુક્ત વિશુદ્ધ ભાવનાના બળવાળું તદ્વિષયમાં સમર્પિત મનરૂપ પ્રણિધાન જીવંતજાગ્રત્ જોઇએ.

(૨) દીર્ઘકાળ આસેવનઃ–તે તે સાધના, ચાહ્ય જિનપૂજાની કે પરોપકાર–અહિંસાદિની યા દાનાદિ કે ક્ષમાદિની, એ દીર્ઘકાળ આચરાવી જોઇએ.

તો જ પ્રારંભ પ્રારંભમાં ખાસ મનને બળાત્કારે જોડી જોડીને કરાતી સાધના આગળ જતાં, નિશાળે પ્રારંભે પરાણે જતા બાળકની પછીથી આનંદથી જવા જેવી, સહજ થઇ જાય છે. દિલ જ સાધનાનું બની જાય છે. સાધના આત્મસ્વભાવભૂત બને છે. દીર્ઘ કાળ સુધી કરાતી સાધનાના એવા સંસ્કાર વધતા જાય છે, કે એમાં સાધનાને સહજ નિર્દોષ અને જ્વલંત બનાવવાનું સામર્થ્ય હોય છે.

(૩) નિરંતર આસેવનઃ-દીર્ઘકાળ કરાતી સાધના પણ સતત ધારાબદ્ધ નિયમિત રૂપે કરાતી રહેવી જોઇએ; કિન્તુ વચમાં વચમાં ખાડા પડે, અનિયમિત બને, એવી નહિ. દા. ત. આજે કરી, વળી ચાર દિન ન કરી, પછી વળી ૨-૩ દિવસ એના પર તૂટી પડ્યા, તો પાછી ૮ દિવસની હડતાળ પાડી...એમ ન થવું જોઇએ. સાધના રોજ તો રોજ, આંતરે દિવસે તો આંતરે દિવસે, પણ નિયમિત રૂપે સતત ચાલ્યા કરવી જોઇએ. તો જ આત્મામાં એના સુસંસ્કરણ થતું રહે, જેથી આગળ પર ઉચ્ચ કક્ષાની સાધના પ્રાપ્ત થાય.

(૪) સત્કાર-યુક્ત આસેવનઃ-દીર્ઘકાળ અને ધારાબદ્ધ આસેવન પણ સાધના પ્રત્યેના હૃદયના ઉચ્ચ આદર-સન્માન અને સદ્ભાવ-બહુમાન સાથે થવું જોઇએ, કાયિક-વાચિક-માનસિક વિનય-ભક્તિ-બહુમાન સાથે થવું જોઇએ. નહિતર એ વિનાની સાધના તો માત્ર દ્રવ્યસાધના થાય, ભાવસાધના નહિ, પછી ભલેને એ એકાગ્ર મનથી કરાતી હોય. ગ્રૈવેયક જેવા ઉચ્ચ દેવલોકમાં જનારા અભવી-દુર્ભવી જીવો પણ ચારિત્રની એકાગ્ર મનથી સાધના તો કરે છે, કિન્તુ એને સત્કારા-સેવનના વાંધા, તેથી માત્ર દ્રવ્યસાધનાએ નક્કર શું વળે? એના દિલમાં તો શુદ્ધ સાધનાનો રાગ નહિ, પણ પૌદ્ગલિક સુખનો રાગ છે, એ સુખ પ્રત્યે સત્કાર-સદ્ભાવ છે. શુભ સંસ્કરણ અને ભાવી ઉચ્ચ સાધના તો આદર-સત્કારપૂર્વક કરાતી ભાવસાધનાથી નીપજે.

(૫-૯.) શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની વૃદ્ધિ થતી રહે એ પણ સાધના વખતે જોતા રહેવું જોઇએ.

(૫) શ્રદ્ધાવૃદ્ધિઃ-કોઇપણ સાધના-આરાધના કરાતી જાય એમાં એ જોવું જોઇએ કે 'એના પ્રત્યે શુદ્ધ મોક્ષમાર્ગ પ્રત્યે શ્રદ્ધા-રુચિ, આકર્ષણ-મમત્વ વધતું રહે છે ને?' તોજ આગળ ઉચ્ચ ઉચ્ચતર સાધના બનતી આવશે. બાકી મૂઢની જેમ રાબેતા મુજબ સાધના કર્યે જવાય, ને શ્રદ્ધાવિકાસ ન કરતા જવાય, એથી શું વળે?

(૬) વીર્યવૃદ્ધિઃ-શ્રદ્ધા વધારતા રહેવા સાથે સાથે, સાધનાનો વીર્યનો-શક્તિનો પણ વિકાસ કરતા રહેવું જોઇએ. એ ક્રમશઃ અભ્યાસ વધારતા રહેવાથી અને ક્રિયાના ખેદ-ઉદ્વેગ આદિ દોષોનો ત્યાગ કરવાથી બને. વીર્યશક્તિ વધતાં વધતાં પરાકાષ્ઠાએ સામર્થ્યયોગ અને અસંગાનુષ્ઠાન પ્રાપ્ત થાય છે. બાકી કાંઇ પહેલે તબક્કે સાધના એ કક્ષાની નિર્દોષ-નિરતિચાર-અપૂર્વસામર્થ્ય-વાળી પ્રાપ્ત થતી નથી. પહેલાં તો કેટલોય કાળ અને જરૂર પડ્યે કેટલાય જન્મો સુધી ઇચ્છાયોગ અને પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાનના ઘરની સાધના થયે જાય તે પણ શુદ્ધ માર્ગની શ્રદ્ધા-રુચિ અને વીર્યશક્તિ વધારતા રહેવા સાથે કરાયે જાય, ત્યારે શાસ્ત્રયોગ અને વચનાનુષ્ઠાનના ઘરની સાધના પ્રાપ્ત થાય. એમાંય શ્રદ્ધા-વીર્ય વધ્યે જાય, ત્યારે સામર્થ્યયોગ અને અસંગાનુષ્ઠાનની સાધનાનો ઉદય થાય. માટે ઉત્તરોત્તર સાધનામાં વીર્યવૃદ્ધિ જરૂરી.

(૭) સ્મૃતિવૃદ્ધિઃ-સાધના કર્યે જઇએ એમાં આ પણ ધ્યાન રહે કે માર્ગ, તત્ત્વ અને પૂર્વ પૂર્વ સાધેલાનું સ્મરણ વધતું રહે. દા. ત. ગુરુવંદનમાં બીજું વાંદણું દેતા પહેલાનું જો સ્મરણ જ નહિ હોય તો એ બીજાને અંતે ભ્રમ પડશે કે 'મેં એક દીધું કે બે?' એવું ૨-૪ નવકાર-લોગસ્સના કાયોત્સર્ગમાં બને. માટે પૂર્વનું સ્મરણ રહેવું જોઇએ. તે પણ સ્મૃતિ સતેજ બનતી જાય, એવો પ્રયત્ન જોઇએ. ઇન્દ્રિયવિષયોના વિક્ષેપો-સ્મરણો તથા મનની સુસ્તી દૂર કરવાથી એ બને. એવા વૃદ્ધિગંત સ્મરણથી સંસ્કરણ ગાઢ થતું જાય છે.

(૮) સમાધિવૃદ્ધિઃ-દીર્ઘકાળ નિરંતર સાદર

સાધનામાં શ્રદ્ધાદિ વધારતા રહેવા સાથે સમાધિ-ચિત્તસ્વાસ્થ્ય-ચિત્તપ્રસાદ પણ વધતો રાખવાનો. એથી ખેદાદિ દોષ તો બિચારા રવાના જ થઈ જવાના; ને સાધનાનો રંગ એવો વધવાનો કે અસદ્ વ્યાપારો ઓછા થતા આવશે, ને સાધના વધતી જશે. સમાધિ-ચિત્તસ્વસ્થતાની વૃદ્ધિ એ તો સાધનાની કુશળતાનું પ્રતીક છે. અગર ચિત્તનું સ્વાસ્થ્ય વધ્યે જાય છે, તો એ સૂચક છે કે સાધના કુશળ રીતે સધાઈ રહી છે. એથી જ આગળ મહાસમાધિ 'અપૂર્વકરણ' પ્રાપ્ત થાય છે.

(૯) પ્રજ્ઞાવૃદ્ધિ:-શ્રદ્ધાદિવિકાસ સાથે સાધના અને તત્ત્વની સૂક્ષ્મતાઓ સમજવાની બુદ્ધિ-શક્તિ પણ વધતી રહેવી જોઈએ; અર્થાત્ એને બહુરૂપમાં બહુવિધ રૂપે, શીઘ્રરૂપે, અસંદિગ્ધ-નિશ્ચિતરૂપે, સહજરૂપે અને સ્થિરરૂપે જાણવા-સમજવાની, ખ્યાલમાં આવવાની બુદ્ધિ-શક્તિ વધતી રહેવી જરૂરી છે. એ ચિત્તના ખોજીલા સ્વભાવથી અને તન્મયતાએ ઊંડા ઊતરવાથી બની શકે. એવી પ્રજ્ઞાના ઉત્તરોત્તર વિકાસથી કૈવલ્યસાધક સામર્થ્ય-યોગ અને અસંગાનુષ્ઠાનની પ્રજ્ઞા સુધી પહોંચાય છે.

મૂળમાં પ્રણિધાન ઉપર જ આ બધું શક્ય બને છે.

(લ૦-) न हि समग्रसुखभाक् तदङ्गहीनो भवति, तद्वैकल्येऽपि तद्भावेऽहेतुकत्वप्रसङ्गात् । न चैतदेवं भवतीति योगाचार्यदर्शनम् । 'सेयं भवजलधिनौः प्रशान्तवाहिते'ति परैरपि गीयते । 'अस्य (प्र०....अयम्) अज्ञातज्ञापनफलः सदुपदेशो हृदयानन्दकारी परिणमत्येकान्तेन, ज्ञाते त्वखण्डनमेव भावतः, अनाभोगतोऽपि मार्गगमनमेव सदन्धन्यायेन' इत्यध्यात्मचिन्तकाः ।

तदेवंविधशुभफलप्रणिधानपर्यन्तं चैत्यवन्दनम् । तदनु आचार्यादीनभिवन्द्य यथोचितं करोति कुर्वन्ति वा कुग्रहविरहेण ।

અર્થ :-(સકલોપાધિશુદ્ધિ એટલા માટે કે) સમગ્ર સુખવાળો તેના સાધનભૂત અંગોથી રહિત ન હોય. કેમકે સાધનાની ખામીએ પણ કાર્ય થવામાં તો, એ અહેતુક થવાની આપત્તિ આવે. કિન્તુ એવું નથી બનતું એમ યોગાચાર્યનું દર્શન કહે છે. 'આવી એ ભવસાગરમાં નૌકા સમાન પ્રશાન્તવાહિતા છે,' એમ બીજાઓએ પણ કહ્યું છે. અધ્યાત્મચિંતકો કહે છે કે 'નહિ જાણેલું' જણાવનારો આનો સદુપદેશ હૃદયને આનંદકારી હોવા સાથે એકાન્તે પરિણમન પામે છે. જાણ્યા પછી (અગર જાણકારને) વસ્તુતઃ અખંડ સાધના રહે છે. અજ્ઞાતશો ફળભોગ હોય (યા કયાંક માર્ગખ્યાલ ન હોય) તો પણ 'સદન્ધન્યાયે' (સાવધાન અંધ સહેજે કે સદ્ભાગ્યે માર્ગે ચાલે એ દૃષ્ટાન્તથી) માર્ગગમન જ છે.

એમ આવા પ્રકારના શુભ ફળવાળા પ્રણિધાન સુધી ચૈત્યવંદન થયું. ત્યારબાદ આચાર્યાદિને વંદન કરી (એ એક કે અનેક આરાધક) મિથ્યા પકડનો ત્યાગ કરી યથોચિત કરે છે.

વિવેચનઃ-સર્વોપાધિશુદ્ધ કેમ ?:-

દીર્ઘકાળ નિરંતર સત્કારાસેવનમાં પ્રણિધાન દ્વારા શ્રદ્ધા-વીર્યાદિની વૃદ્ધિ થવાથી સકલ ઉપાધિ યાને વિશેષણોની શુદ્ધિ થવાનું કહ્યું. આ વસ્તુને વ્યતિરેકથી એમ કહેવાય કે જ્યાં એ દીર્ઘકાળ, નિરંતર વગેરે આસેવન નથી ત્યાં સર્વ વિશેષણ-શુદ્ધિ ન બની શકે. આના દૃષ્ટાંતમાં એમ બતાવાય કે સંપૂર્ણ સુખવાળો સુખના સાધનભૂત અંગોથી રહિત ન હોય, જે સંપૂર્ણ વૈષયિક સુખનો ભોક્તા હોય એ એના કારણભૂત યોગ્ય વય, વિચક્ષણતા, દાક્ષિણ્ય, વિપુલ વૈભવસામગ્રી, સૌભાગ્ય આદિ અંગોથી સંપન્ન જ હોય, રહિત નહિ. આ કારણભૂત અંગોમાંનું કોઈ એકાદ પણ અંગ તૂટતું હોય તો સંપૂર્ણ સુખનો ઉપભોગ હોઈ શકે નહિ.

પ્ર૦-કોઈ એકાદ અંગ ખૂટતું હોય એમાં શો વાંધો ?

ઉ૦-આમ કહેવાનો અર્થ તો એ, કે સંપૂર્ણ સુખ એ બધાં કારણોના સમૂહને આધીન નથી ! એટલે તો પછી એના અભાવમાં થનારું સંપૂર્ણ સુખ નિર્હેતુક બની જશે ! એકાદ અંગ ખૂટતું કહો એમાં તો કોઈ વાર કોઈ અંગ, બીજી વાર બીજું,...એમ દરેક બાદ થઈ જશે ! અને છતાં સંપૂર્ણ સુખ થવાનું કહો તો એ સુખ નિર્હેતુક જ બન્યું ને ? પરંતુ એ ખોટું છે. કેમકે કોઈ

પણ કાર્ય અહેતુક બની શકે નહિ. કાર્ય થયું તો ત્યાં કારણસમૂહ હોય જ. કારણકૂટ વિના કાર્ય ન બને એમ યોગાચાર્યદર્શન ન્યાયદર્શન કહે છે.

એટલે આ દૃષ્ટાન્તથી સકલવિશેષણ-શુદ્ધિ એના અંગભૂત દીર્ઘકાળ વગેરે આસેવન દ્વારા થતી શ્રદ્ધાદિ વૃદ્ધિથી જ બની આવે. પ્રણિધાનનું આ સામર્થ્ય છે કે એ આવી શુભ પારલૌકિક સ્થિતિ પેદા કરે છે.

**(૮) પ્રણિધાન-માહાત્મ્યઃ-પ્રશાન્તવાહિતાઃ-**

બીજાઓએ પણ કહ્યું છે કે આ પ્રણિધાન એ તો 'ભવજલધિનૌ'-સંસારસાગર તરી જવા માટે નૌકાસમાન પ્રશાન્તવાહિતા છે 'પ્રશાન્તવાહી' એટલે રાગાદિના ક્ષય-ક્ષયોપશમ-ઉપશમથી યુક્ત બન્યો રહેવાના સ્વભાવવાળો અર્થાત્ સહેજે જેના રાગદ્વેષાદિ દોષોની જ્વાળા ઉપશાન્ત રહે છે એ **પ્રશાન્તવાહી**; અને એનો આ ઉપશમપ્રવાહ એ પ્રશાન્તવાહિતા. ચિત્ત જ એવું બની ગયું કે એમાં પ્રશાન્તતા ચાલ્યા જ કરે; રાગદ્વેષાદિના કોઈ જ ઉછાળા નહિ.

પ્રણિધાન આવી પ્રશાન્તવાહિતા છે; કેમકે પૂર્વ પ્રણિધાનલક્ષણમાં કહ્યું તેમ એમાં હૃદય વિશુદ્ધ ભાવનાવાળું, મન શુભ વિષયમાં અર્પિત, અને દેહ યથાશક્તિ શુભ ક્રિયામાં પરોવાયેલ રહેવાથી રાગદ્વેષાદિનો ઉપશમ રહે છે, પ્રણિધાન ઉપશમમય રહે છે.

આ પ્રશાન્તવાહિતા ભવસાગર પાર કરવા માટે નૌકાનું કામ કરે છે, સંસારસમુદ્રમાં નાવ છે. કેમકે સંસાર રાગાદિ દોષો પર નભે છે; એમાં જેટલો એ દોષોનો ઉપશમ થતો આવે એટલા સંસારના બંધન તૂટે છે, સંસારનું જોર ઓછું થતું આવે છે, સંસાર કપાતો આવે છે. એ કાપનાર રાગાદિ-ઉપશમ, પ્રશાન્તવાહિતા, પ્રણિધાન એ જહાજ કહેવાય.

અધ્યાત્મચિંતકો કહે છે કે,-આ પ્રણિધાનનો સમ્યગ્ ઉપદેશ અજ્ઞાત તત્ત્વ અને માર્ગનો બોધ કરાવે છે, અને એથી ભવ્યાત્માઓના હૃદયને અપૂર્વ દર્શન દ્વારા આનન્દ થાય છે. એવો આનંદકારી આનો ઉપદેશ અંતરાત્મામાં એકાન્ત રૂપે પરિણામ પામી જાય છે. અજાણ્યા જીવને ખબર નથી કે સાધના કેવા તન્મય મનથી, કેવી વિશુદ્ધ ભાવના સાથે અને કેવી સક્રિયતા રાખીને કરવી જોઈએ, એનાં મધુરાં ભવ્ય ફળ કેવાં આવે, યોગતત્ત્વનું કેવું મિલાન થાય વગેરે. પ્રણિધાનનો સદુપદેશ આ બધું જણાવે છે; એમાં પ્રણિધાન વિનાની સાધના કેવી નિષ્ફળ! અને પ્રણિધાન ભળ્યાથી કેટકેટલાં ઊંચા ફળ! એ જાણવામાં આવતાં હૃદય આનન્દભર્યું બને એમાં નવાઈ નથી; તેમજ એ ઉપદેશ અંતરને સ્પર્શી જાય એ પણ સહજ છે.

પ્ર૦-ઉપદેશથી અજાણને લાભ થાઓ, જાણકારને શો લાભ?

ઉ૦-જાણકારને લાભ એ, કે પ્રણિધાન-જેવા ભવ્ય તત્ત્વનો ઉપદેશ સાંભળી પ્રણિધાન માટે ભાવવૃદ્ધિ થાય છે, નવી જાગૃતિ આવે છે, અને એથી વસ્તુસ્થિતિએ એની સાધના ખંડિત જ થતી નથી, અખંડિતજ રહે છે. એવું અજાણને પ્રણિધાનના ઉપદેશથી જાણ્યા પછી બને છે; અર્થાત એને સાધનાનું ભાવથી એટલે કે વસ્તુગત્યા ખંડન થતું નથી. પ્રણિધાનનું એટલું બધું માહાત્મ્ય છે.

**અનાભોગથી પણ માર્ગગમન ૩ રીતેઃ-**

પ્ર૦-શું સાધકને ક્યાંક માર્ગ-અજ્ઞાન યા માર્ગ-સાધનાની વિધિમાં ક્યાંક ખ્યાલફેર નહિ થતો હોય? અથવા સાધના મૂકી બીજી પ્રવૃત્તિમાં જવાનું નહિ બનતું હોય? ત્યાં પછી અખંડિત સાધના ક્યાં રહી?

ઉ૦-સાધનાની અખંડિતતા યાને અસ્ખલિત્ માર્ગગમન હોવાનું 'સદન્ધન્યાય'થી કહેવાય છે. અર્થાત્ જેમ કોઈ સાવધાન અંધ પુરુષ, માર્ગ દેખાતો નહિ છતાં, સહેજે કે સદ્ભાગ્યે માર્ગે જ ચાલ્યો જાય એવું બને છે; એવી રીતે

(૧) પ્રણિધાનવાળા સાધકને સાધનામાં ક્યાંક ખ્યાલફેર ચૂક થઈ જાય તો એ દ્રવ્યથી સ્ખલના બનવા છતાં ભાવથી અસ્ખલિતતા જ છે, માર્ગગમન જ છે. એમ,

(૨) ક્યાંક માર્ગવિધિના અજ્ઞાનથી સાધના દ્રવ્યથી માર્ગ-સાધનારૂપ ન દેખાતી હોય, છતાં

પ્રણિધાન પાકું હોવાથી એ સદન્ધ-ન્યાયે ભાવથી માર્ગ જ સાધી રહ્યો છે.

(૩) પ્રણિધાનનો એટલો બધો પ્રભાવ છે કે એનાથી જે માર્ગપ્રયાણ આદર્યું, તે હવે વચમાં વચમાં લૌકિક પુણ્યફળ ભોગવતો હોય તો ય સદુપદેશના પુન પુનઃ શ્રવણથી એના અંતરમાં પ્રણિધાનના શુભ ભાવ ઝળકતા હોવાથી લૌકિક પુણ્યના ફળભોગ પ્રત્યે એનું ધ્યાન ઓછું હોય છે. એ ફળભોગ 'અનાભોગ'થી અર્થાત્ અજ્ઞાત જેવો પસાર થઈ જાય છે. આવા લક્ષ વિનાના ફળભોગથી પણ, એનું માર્ગગમન દ્રવ્યથી ન દેખાવા છતાં ભાવથી અસ્ખલિત જ કહેવાય. 'માર્ગ' એટલે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ ચારિત્રની પરિણતિ. એ ચાલુ રહે છે. અર્થાત્ સદન્ધન્યાયથી સદુપદેશલભ્ય સતત જાગૃતિવાળો પુરુષ, પુણ્યફળનો રસરહિત હૃદયે ભોગ કરતો હોય છતાં, મોક્ષમાર્ગમાં અવિરત ગમનવાળો છે.

બાહ્ય ભૌતિક દૃષ્ટિ નહિ કિન્તુ આધ્યાત્મિક દૃષ્ટિથી વિચાર કરવાવાળો તો આ જ જુએ છે કે કોઈ પણ કાયિક-વાચિક પ્રવૃત્તિ કે નિવૃત્તિ અથવા ઉદાસીનતા-ઉપેક્ષા-અલિપ્તતામાં અંતરાત્મામાં પરિણતિ કેવી ચાલી રહી છે. અગર હૃદય એ પુણ્યફળ-ભોગ પ્રત્યે ઉદાસીન, ઉદ્વિગ્ન છે, અને શમ-સંવેગભર્યા દિલે જગત્-તત્ત્વનું નિરીક્ષણ વગેરે કોઈ શુભ ભાવ પ્રવર્તમાન છે, તો ત્યાં મોક્ષમાર્ગે ગમન જ છે.

આધ્યાત્મિક ચિંતકોનું આ પ્રતિપાદન પ્રણિધાનનું અસાધારણ મહત્ત્વ દર્શાવી રહ્યું છે. વિના પ્રણિધાન તો જીવ શુભ વિષયમાં, શુભ પ્રવૃત્તિમાં, કે કોઈ સદ્‌ગુણમાં ભળતો જ નથી. પછી એને મોક્ષમાર્ગે પ્રયાણ શું? સારાંશ, માર્ગપ્રયાણ પ્રણિધાનથી શરૂ થાય, આગળ વધે, અને અંતિમ કાષ્ઠાએ પહોંચે.

આ પ્રકારના શુભ ફળને દેવાવાળાં પ્રણિધાન સુધી ચૈત્યવંદન-અનુષ્ઠાન થયું. એ પછી એક યા અનેક સાધક ત્યાં આચાર્યાદિને વંદના કરી કુગ્રહવિરહ-યુક્ત યાને કદાગ્રહ મિથ્યામતિ વિપર્યાસ આદિથી રહિત થઈ યથોચિત કર્તવ્ય કરે.

અહીં 'કુગ્રહવિરહ'માં 'વિરહ' શબ્દ એ હરિભદ્રસૂરિજી મહારાજનો ગૂઢ સંકેત છે. એમના અન્ય શાસ્ત્રોના અંતે એ અંકિત થયેલો મળે છે. સંભવ છે કે એમના શાસનપ્રભાવક થાય એવા બે ભાણેજ-શિષ્યો જે બૌદ્ધોદ્વારા નષ્ટ કરાયા, એમના વિરહને ભવવિરહ કુગ્રહવિરહ માત્સર્યવિરહ વગેરેનો સ્મારક બનાવવા 'વિરહ' શબ્દથી મૂર્ત કર્યો હોય. તત્ત્વ જ્ઞાની જાણે.

## ભૂમિકાનાં ૩૩ કર્તવ્ય

(લ૦-) एतत्सिद्ध्यर्थं तु १ यतितव्यमादिकर्मणि, २ परिहर्त्तव्यो अकल्याणमित्रयोगः, ३ सेवितव्यानि कल्याणमित्राणि, ४ न लङ्घनीयोचितस्थितिः, ५ अपेक्षितव्यो लोकमार्गः, ६ माननीया गुरुसंहतिः, ७ भवितव्यमेतत्तन्त्रेण, ८ प्रवर्त्तितव्यं दानादौ, ९ कर्त्तव्योदारपूजा भगवतां, १० निरूपणीयः साधुविशेषः, ११ श्रोतव्यं विधिना धर्मशास्त्रं, १२ भावनीयं महायत्नेन, १३ प्रवर्त्तितव्यं विधानतः, १४ अवलम्बनीयं धैर्यं, १५ पर्यालोचनीया आयतिः, १६ अवलोकनीयो मृत्युः, १७ भवितव्यं परलोकप्रधानेन, १८ सेवितव्यो गुरुजनः, १९ कर्त्तव्यं योगपटदर्शनं (प्र० योगपट्ट०), २० स्थापनीयं तद्रूपादि चेतसि, २१ निरुपयितव्या धारणा, २२ परिहर्त्तव्यो विक्षेपमार्गः, २३ यतितव्यं योगसिद्धौ (प्र० शुद्धौ), २४ कारयितव्या भगवत्प्रतिमाः, २५ लेखनीयं भुवनेश्वरवचनं, २६ कर्त्तव्यो मङ्गलजापः, २७ प्रतिपत्तव्यं चतुःशरणं, २८ गर्हितव्यानि दुष्कृतानि, २९ अनुमोदनीयं कुशलं, ३० पूजनीया मन्त्रदेवताः, ३१ श्रोतव्यानि सच्चेष्टितानि, ३२ भावनीयमौदार्यं, ३३ वर्त्तितव्यमुत्तमज्ञातेन ।

અર્થઃ-ત્યારે આ (ચૈત્યવંદન) સિદ્ધ કરવા આ કર્તવ્યો છે-

| | |
|---|---|
| ૧. આદિકર્મમાં યત્ન | ૫. લોકમાર્ગ-સાપેક્ષતા |
| ૨. અકલ્યાણમિત્ર-ત્યાગ | ૬. ગુરુ-વર્ગનું સન્માન |
| ૩. કલ્યાણમિત્રો પાસના | ૭. ગુરુ-પારતંત્ર્ય |
| ૪. ઉચિત વ્યવહાર-મર્યાદાનું ઉલ્લંઘન | ૮. દાનાદિમાં પ્રવૃત્તિ |
| | ૯. ભગવાનની ઉદાર પૂજા |

૧૦. સાધુવિશેષની શોધ
૧૧. સવિધિ ધર્મશાસ્ત્રનું શ્રવણ
૧૨. મહાયત્નથી ભાવના
૧૩. શાસ્ત્રવિધાન સુજબ પ્રવૃત્તિ
૧૪. ધૈર્ય-ધારણ
૧૫. ભાવીની વિચારણા
૧૬. મૃત્યુનો ખ્યાલ
૧૭. પરલોક-પ્રધાન જીવન
૧૮. ગુરુજન-સેવા
૧૯. યોગપટ-દર્શન
૨૦. ચિત્તમાં યોગપટ-આલેખિતનું સ્થાપન
૨૧. ધારણાની ચકાસણી
૨૨. વિક્ષેપમાર્ગ-ત્યાગ
૨૩. યોગસિદ્ધિ(શુદ્ધિ)-નો યત્ન
૨૪. ભગવાનની મૂર્તિ ભરાવવી
૨૫. ભગવત્ - શાસ્ત્ર લખાવવાં
૨૬. મંગળ જાપ
૨૭. ચાર શરણનો સ્વીકાર
૨૮. દુષ્કૃત-ગર્હા
૨૯. સુકૃત - અનુમોદના
૩૦. મંત્રદેવતાનું પૂજન
૩૧. સચ્ચારિત્ર-શ્રવણ
૩૨. ઉદારતાની ભાવના
૩૩. ઉત્તમ દૃષ્ટાન્તાનુસાર વર્તન.

વિવેચનઃ-ભૂમિકાનાં ૩૩ કર્તવ્યઃ-

હવે ગ્રન્થકાર મહર્ષિ ચૈત્યવન્દનાદિનાદિ મહાન સાધના પ્રણિધાનપૂર્વક સારી રીતે સિદ્ધ થાય, અંતરાત્મામાં પરિણત થાય એ માટે ભૂમિકારૂપ ૩૩ કર્તવ્યો બતાવે છે. આ કર્તવ્યો આત્માના ઉત્થાન માટે, અનાદિ મિથ્યામતિ-વાસિત હૃદયનાં પરિવર્તન અર્થે, અને માનવજીવનની પ્રારંભિક સફળતા પ્રાપ્ત કરવા સારૂ પણ સચોટ સાધનરૂપ છે. એ કર્તવ્યો આ પ્રમાણે,-

•(૧) આદિકર્મ યાને આદિ ધાર્મિકનાં કર્તવ્યોમાં પ્રયત્નશીલ રહેવું. દા. ત. દયાળુતા રાખવી, કોઇના ય અપમાન-તિરસ્કાર ન કરવાં, ક્રોધિષ્ઠ ન બનવું, દુર્જનસંગત્યાગ, અસત્યવાદિતા છોડવી, ગુણાનુરાગ કેળવવો, ચોરીની બુદ્ધિ ન રાખવી, મિથ્યાભિમાન તજવું, પરદારાની ઇચ્છા ન કરવી, ધનાદિનો ગર્વ ન કરવો, દુઃખિતને દુઃખમાંથી ઉગારવાની ઉત્કંઠા રાખવી, ગુરુજનોની પૂજા, દેવગણોને વંદન, પરિવારનું સન્માન, સ્નેહીવર્ગનો સત્કાર, મિત્રવર્ગનો અનુરોધ, પરનિંદાનો ત્યાગ, પરના ગુણનું ગ્રહણ, સ્વગુણગાનની શરમ, નાના પણ સુકૃતનું સ્મરણ, પરાર્થકરણ-પ્રયત્ન, ધાર્મિકજનની અનુમોદના, પરનાં રહસ્યનું ગોપન, સદ્વેશ-આચાર પાલન, અશુભદર્શને દેવસ્મરણ, બાળકોને પુણ્યના ઉદયના ઉપાયોનું કથન, સ્રીઓને પતિના ચિત્તનું અનુસરણ, શીલરક્ષા, મુખ પર ઘુંઘટ, પ્રેમિવાંછાપૂર્તિ વગેરે.

•(૨) અકલ્યાણ મિત્રનો સંગ ન રાખવો. કેમકે 'સંસર્ગજન્યા ગુણદોષવ્રાતાઃ' ગુણસમૂહ કે દોષસમૂહ સંસર્ગથી પેદા થાય છે. 'સંગ તેવો રંગ' જો અકલ્યાણમિત્રનો આત્મહિતશત્રુનો સંગ-પરિચય રાખ્યો, તો એ તો પોતાના જીવનથી કોઇ વિષયોન્માદ, કષાયાવેશ, સ્વાર્થાંધતા, હિંસા, જૂઠ, અનીતિ ઝગડાખોરી વગેરેનું દૃષ્ટાન્ત આપશે, અને વાણીથી તેવા દોષની સલાહ કે ઈર્ષ્યા-મદ આદિની પ્રેરણા આપશે, નિંદા-વિકથા સંભળાવશે, અને આમાં આપણને દોષોની જ પ્રેરણા મળવાની! માનવ-આર્યજીવન તો ગુણકમાઇને જ યોગ્ય છે કે જે અતિદુર્લભ છે. એ અહીં સુલભ બન્યા પછી એનાથી વંચિત રહેવું, ને આ વિશ્વના અન્ય ભવોમાં બહુ સુલભ તથા ભવમાં ભટકાવનારા દોષોને લાવવા-વધારવા.એ ઉચ્ચ જીવનની બરબાદી છે.

•(૩) કલ્યાણમિત્રોને સેવવા. આત્મહિતકારી સગાસ્નેહી-મિત્રોનો સંસર્ગ-પરિચય રાખી એમના જીવન-સદ્ગુણસુકૃતનો લ્હાવો લેવો અને એમની આત્મ-હિતકર સલાહ-સૂચના સાંભળવી; જેથી એને સક્રિય કરી જીવન ઉન્નત બનાવાય. આપણા આત્માને વિના સહાય સદા અકર્તવ્ય-પરાઙ્મુખ અને સદા કર્તવ્યબદ્ધ રાખવાનું મુશ્કેલ છે, તે કલ્યાણમિત્રની ઉપાસનાથી સુલભ બની જાય છે.

•(૪) ઉચિત સ્થિતિ-મર્યાદાનું ઉલ્લંઘન ન કરવું. જીવનમર્યાદાઓ અને અન્ય સાથેના વ્યવહારમાં તથા આજીવિકા-વ્યવસાયમાં અનુચિત આચરવાથી અનેક અનર્થ ઊભા થાય છે, ધર્મનો પાયો ઘવાય છે, ને દોષોને પોષણ મળે છે. માટે અનુચિત વાણી-વિચાર-વર્તાવ નહિ કરવા.

•(૫) લોકમાર્ગને સાપેક્ષ રહેવું, કિન્તુ એની ઉપેક્ષા બેપરવાઇ ન કરવી. શિષ્ટજનમાન્ય દેશાચાર-

લોકવ્યવહાર ન પાળવાથી લોકમાં આપણી અને ધર્મની નિંદા થાય. તેમ ધર્મનિંદક બિચારા ભવાંતરે પણ દુર્લભબોધિ બને; એની કરુણા ઘવાય.

•(૬) ગુરુવર્ગનું માન–બહુમાન કરવું. માતા પિતા, મોટાભાઈ વગેરે વડિલ, વિદ્યાગુરુ, ધર્મ-ગુરુ, એમની પૂજ્યતા–માનનીયતા મન પર રાખી. આચરણમાં એમનું ગૌરવ ન હણાય કિન્તુ વધે એ રીતે એમને માનવા, પૂજવા, અદબ રાખવી. એમને માન્ય કરવાથી આપણા મન પર ભાર રહે છે, તેથી કેટલાય અનુચિત વર્તાવ અને અકાર્યોથી બચી જવાય છે. તેમજ પૂજ્યપૂજા–વ્યતિક્રમ(ઉલ્લંઘન)નું મહાપાપ નથી થતું.

•(૭) ગુરુવર્ગને પરાધીન રહેવું, કિન્તુ સ્વચ્છંદ સ્વેચ્છાવિહારી અને એમની વડિલતા તથા આજ્ઞાના લોપક ન બનવું. નહિતર આપમતિ, ઉદ્ધતાઈ, અવિચારિત કાર્ય, ખોટા સાહસ, વગેરે કેટલાય અનર્થના ભોગ બનવું પડે. જીવ આપમતિ અને સ્વચ્છંદતાના કારણે તો ભવમાં ભટકતો રહ્યો છે. અહીં પણ એ ઊભી રાખવાથી ભવ ક્યાંથી કપાય ? ગુર્વાધીનતા એનો સજ્જડ પ્રતિકાર છે.

•(૮) દાનાદિમાં પ્રવૃત્તિ રાખવી. ઉચિતદાન, દયાદાન, પાત્રદાન વગેરેથી ઉદારતા, પરોપકાર, પરાર્થવૃત્તિ, લોકપ્રિયતા, ચિત્તસ્વસ્થતા વગેરે ગુણોને પોષણ મળે છે. એમ શીલ–સદાચારો, વ્રતનિયમો, ત્યાગ–તપ, શુભ ભાવનામાં પ્રવર્તતા રહેવાથી વિષયાંધતા, અસહિષ્ણુતા, ખાવકલાપણું, દુરાચારો વગેરેથી બચી જવાય છે.

•(૯) પરમાત્માની ઉદાર પૂજા કરવી. 'ઉદાર' એટલે સારો ધનવ્યય કરીને દેવભક્તિ કરવાથી ધન કરતાં દેવની કિંમત વધુ આંકવાનું થાય. તેથી ખરેખર એમની નિકટ અવાય છે; એમની સાચી શ્રદ્ધા–પ્રીતિ વધે છે. મહાન કૃતજ્ઞતાગુણનું પાલન થાય છે, કેમ કે એ અનન્ય ઉપકારી હોઈ એમના જ પ્રભાવે આપણને મળેલ ધનમાંથી એમના ચરણે ધરવું એ કૃતજ્ઞતા છે. વળી દેવાર્પણથી ત્યાગદ્વારા પુણ્ય-વૃદ્ધિ થઈ પરલોક સુન્દર બને છે; તેમજ ભગવદ્-રાગ વધવાથી એમના ગુણોનો આદર્શ નજર સામે રાખી ગુણાર્થ પ્રયત્ન પણ થાય છે.

•(૧૦) સાધુવિશેષની શોધ કરવી, અર્થાત્ સુગુરુને ગુરુત્વનાં લક્ષણથી શોધી કાઢવા; જેથી કુગુરુના ફંદામાં ફસાવાનું ન થાય, અને પ્રાપ્ત સદ્ગુરુને જીવન–માર્ગદર્શક બનાવાય; એમની પાસેથી તત્ત્વ–માર્ગની શિક્ષા મળે, તથા અવસરે જીવનમાં ઊઠતી સમસ્યાઓના નિષ્પાપને ગુણ-પોષક ઉકેલ મળે. રસોઈ બગડી એનો દહાડો બગડ્યો, અનાજ બગાડ્યું એનું વરસ બગડ્યું, પત્ની ખરાબ મળી એનું જીવન બગડ્યું, પરંતુ ગુરુ અયોગ્ય મળ્યા એના તો ભવોભવ બગડ્યા. માટે સાધુવિશેષનું અન્વેષણ જરૂરી.

•(૧૧) વિધિપૂર્વક ધર્મશાસ્ત્રોનું શ્રવણ કરવું. સદ્ગુરુ શોધ્યા પછી એમના સત્સંગથી દૂર ન રહેતાં, કે એમની પાસે બેસી કુથલી–વિકથા ન કરતાં, વિધિપૂર્વક એમની પાસેથી ધર્મશાસ્ત્રો સાંભળવા. વિધિમાં વિનય સાચવવો, ગુરુની અનુકૂળતા સાચવવી, તથા 'શુશ્રૂષાદિ'નામે બુદ્ધિના આઠ ગુણનો ઉપયોગ રાખી એકાગ્ર ચિત્તે અને નિદ્રાવિકથાદિ દોષ ટાળી ધર્મશાસ્ત્ર સાંભળવા. કેમકે કોને ખબર અસંખ્ય જન્મો બાદ આ માનવજીવનમાં ધર્મશાસ્ત્રશ્રવણ સુલભ બન્યું છે; ને એથી આત્મભાન તથા કર્તવ્યશિક્ષા મળવાથી અનંતસુખનો માર્ગ ખૂલ્લો થાય છે.

•(૧૨) ઉચ્ચ પ્રયત્નથી એનું ભાવન, ચિંતન–મનન–પરિણમન કરવું. ધર્મશાસ્ત્ર–શ્રવણમાંથી પ્રાપ્ત તત્ત્વો અને કર્તવ્ય માર્ગોથી સ્વાત્માને ભાવિત–વાસિત કરવો. ખાસ સતેજ પ્રયત્નથી અંતઃકરણને એનાથી પ્રભાવિત કરી તદનુકૂળ વૃત્તિ–વલણ બનાવી દેવું. ભાવિત ન કરવાથી ચિત્ત શાસ્ત્રશ્રવણે કાં કોરા પાંડિત્યથી વધુ ગર્વિષ્ઠ બને ! યા અબુઝનો અબુઝ રહેવાથી શાસ્ત્રશ્રવણ નિષ્ફળ જાય. એટલું જ નહિ પણ બહુમૂલ્ય શાસ્ત્રવચન સામાન્યશા લાગે. અસર વિનાના શ્રવણથી અનાદિવાસના–વિવશ મન ધિઠું બને, અને ભાવી શ્રવણથી ભાવિત બનવાની યોગ્યતા જ ગુમાવી નાખે ! ત્યારે શ્રવણ પર અંતઃકરણને ભાવિત કરતા જવાથી અનાદિ પાપસંજ્ઞાઓ અને પાપ-વૃત્તિઓનાં બંધન મોળાં પડતાં આવે, ને સુંદર

આત્મપરિવર્તન થાય.

•(૧૩) **શાસ્ત્રવિધાનાનુસાર પ્રવૃત્તિ કરવી,** ત્યાજ્યના ત્યાગ અને ઉપાદેયના આદર-અમલ અવશ્ય કરવા. ભાવિતતા કરવા છતાં એની પ્રવૃત્તિ ન હોય તો એ મંદ પડી જાય. શાસ્ત્રશ્રવણનો ઉપયોગ દુષ્કૃતત્યાગ અને સત્કૃત્યપાલન છે. જીવનનું સારૂં ઉત્થાન આચરણથી છે.

•(૧૪) **ધૈર્યનું આલંબન કરવું.** ગમે તેવી આપત્તિ આવે, કષ્ટ આવે, કે વિશેષ મોટું કાર્ય આવે, પરંતુ હિંમત રાખવી. કષ્ટ-આપત્તિ વખતે તો 'એમાં છે શું ? શું થઇ જવાનું છે ?' એમ કરી-ને ઊભા રહેવું. એવી હિંમત-ધીરજ રાખવાથી મન પર દુઃખનો ભાર નથી વધતો, આકુળ-વ્યાકુળતા નથી થતી, એથી સંગીન વિચારણા કરવાને અવકાશ રહે છે, યોગ્ય માર્ગ સુઝી આવે છે, ને ઉટપટાંગ બોલી-ચાલી નાખવાથી અને એના અનર્થથી બચાય છે. તેમ મોટા કાર્ય-પ્રસંગમાં ધૈર્ય રાખી ધીર-વીર-ગંભીર બનવાથી એને સારી રીતે પસાર કરી શકાય છે.

•(૧૫) **ભવિષ્યનો વિચાર કરવો.** કાંઇ પણ બોલતાં કે દરેક કાર્ય કરતાં પહેલાં દીર્ઘ દૃષ્ટિથી ભાવી પરિણામ-વિચારી લેવું કે વધુ નુકસાન કે ધનવ્યય-સમયવ્યય ને મહેનતના પ્રમાણમાં અતિ સામાન્ય નહિવત્ લાભ તો નથી ને ? એવું નવો સંબંધ બાંધવામાં ને વ્યવહાર વધારવામાં કે વેપાર ખેડવામાં પણ ભાવીનો વિચાર જરૂર કરવો. એટલું જ નહિ બલ્કે પોતાની ભાવી વય, ભાવી સંભવિત પરિસ્થિતિ, ભાવી મૃત્યુ વખતની દશા તથા ભાવી પરલોક કાળ તરફ જાગતી દૃષ્ટિ રાખવી કે 'વર્તમાન પ્રવૃત્તિ અને વિચારસરણી તથા ટેવો અને લાગણીઓથી ભવિષ્ય ઉજ્જવળ બનશે કે અંધકારમય ?' ભાવીની વિચારણાથી અનેક અનર્થથી બચી જવાય છે, પસ્તાવો ઊભો થતો નથી, અત્યારથી જ સાવધાન બની જવાય છે.

•(૧૬) **મૃત્યુનો ખ્યાલ રાખવો.** 'જીવન અમર નથી, બહુ દીર્ઘકાળનું પણ નથી, મૃત્યુ અવશ્ય આવવાનું છે,' એ ક્યારેય જરાય ધ્યાન બહાર ન રહેવું જોઇએ. તેથી માત્ર આ જીવનને સુખ-વિલાસ કરાવનારા પદાર્થ, પ્રસંગ કે પ્રવૃત્તિમાં રાચી-માચી ન જવાય; એની ખાતર દોષો પાપો દુષ્કૃત્યો ન સેવાય; અને સુકૃતો-સદ્ગુણો કમાઇ લેવા તરફ લક્ષ રહે. વળી વૈર-વિરોધ-દુર્ભાવ વગેરેથી દૂર રહેવાય. મનને થાય કે 'કેટલું જીવવું છે ? ક્યાં અહીં કાયમ બેસી રહેવાના છીએ ? મૃત્યુ બધું સાફ કરશે. માટે એ પહેલાં આપણા દોષોને સાફ કરી લઇએ; તેમજ સત્કૃત્ય-સદ્ગુણો બને તેટલા કમાઇ લઇએ; મૃત્યુ થતાં તો બધી ય સત્પુરુષાર્થની તક ગઇ !' વળી મૃત્યુ પર દૃષ્ટિ એટલે કે જીવનનો અંતકાળ કેવો લાવવો એ પળે પળે ખ્યાલમાં રાખવું; કેમકે જીવનમાં જે ઘુંટ્યું હશે તે જ અંતે આગળ આવશે, યાદ આવશે. ગુસ્સાખોર અભિમાની સ્વભાવ કેળવ્યા હશે તો અંતે ક્ષમા-સમતા-નમ્રતા ક્યાંથી આવવાના ? એમ રંગરાગ-ખાનપાન-મજાવિલાસ વગેરે ભર્યા જીવનને અંતે વૈરાગ્ય-ધર્મરંગ-ત્યાગ-અનશનાદિ શી રીતે ગમવાના ? માટે અંતકાળ સારો લાવવા પર પહેલેથી જ નિરંતર દૃષ્ટિ રાખી એ પ્રમાણેનું વર્તન તથા વૃત્તિઓ ઘડવી.

•(૧૭) **પરલોકપ્રધાન જીવન જીવવું;** અર્થાત્ આ લોકની સુખ-સગવડ, સત્તા-સન્માન વગેરેને મુખ્ય ન કરતાં, પરલોકમાં કેમ દુર્ગતિ-દુઃખ-દૌર્ભાગ્ય ન આવે, તથા સદ્ગતિ, શુભ ભાવો અને સારી ધર્મસામગ્રી-ધર્મવીર્યોલ્લાસ મળે એ મુખ્ય રાખી એને અનુકૂળ જીવન જીવવું. નહિતર જેવું જીવન તેવો અંતકાળ, અને જેવો અંતકાળ તેવો પરલોક ! આ જ જીવનની સુખ-સાહ્યબી-શોભાને મુખ્ય કરવા જતાં એની દૃઢ બનેલી વાસનાઓનો અને એની પાછળ કરેલાં પાપકર્મ તથા કષાયોથી ઉપાર્જેલ અશુભ કર્મના થોકનો ભાર લઇને પરલોક ચાલવું પડશે ! ત્યારે પરલોકપ્રધાન જીવન જીવવાથી અહીં પણ પવિત્રતા, સંયમ-સંતોષ, ઉદારતા-ગંભીરતા-સહિષ્ણુતા વગેરે ઝગમગે છે, ચિત્ત શાંત રહે છે, અને પરભવ સુંદર સર્જાય છે.

•(૧૮) **ગુરુજનની સેવા કરતા રહેવું.** જીવનમાં માતાપિતાદિ વડિલજનો, વિદ્યાગુરુ, ને ધર્મગુરુની સેવા-ઉપાસના ઝગમગતી રાખવી; જેથી સ્વાર્થાં-

ધંતા, આળસ-હરામીપણું, અક્કડતા-અતડાપણું વગેરે દૂર રહે, અને કૃતજ્ઞતાપાલન, ઉચિત વ્યવહારરક્ષા-ગુરુકૃપા, વગેરેનો તથા 'સાધૂનાં દર્શનં પુણ્યં....' ઇત્યાદિ અનુસાર સાધુસેવા-પર્યુપાસનાથી પુણ્ય અને સદ્બોધ-સચ્ચારિત્રનો લાભ મળે.

•(૧૯) યોગપટનું દર્શન કરતા રહેવું. મંત્રાક્ષરાદિ-સહિત ઇષ્ટ દેવાદિના અને આધ્યાત્મિક ભાવની વૃદ્ધિ કરે એવા ચિત્રમય પટનું દર્શન કરતા રહેવું. એથી શ્રદ્ધાબળ અને એકાગ્રતાનો અભ્યાસ મળે છે. બહારમાં રખડતા ચિત્તને કંઈક સ્થિર થવા શુભ આલંબનની જરૂર છે, અને આ યોગપટદર્શન એ પૂરું પાડે છે.

•(૨૦) યોગપટમાં આલેખિત સ્વરૂપની ધારણા, ચિત્તસ્થાપન, ચિત્તમાં અવધારણ કરવું. એથી ચિત્તમાં એના સંસ્કાર પડવાથી હૃદયકમળમાં એને આબેહૂબ જોઈ એનું ધ્યાન કરી શકાય; તેમ ચાલુ જીવનમાં ચિત્તના કોઈ સંક્લેશ વખતે એને હૃદયમાં નિહાળતાં સમાધિ મળી શકે. ધારણાથી ચિત્તમાં અંકે કર્યું હોય તો જ આ બને. જીવનમાં અશુદ્ધ દર્શનો અને એના વિષયના ચિત્તસ્થાપન ઘણાં ! એની સામે પટદર્શન-ધારણા એક પ્રતિકાર છે.

•(૨૧) ધારણાની તપાસ રાખવી. યોગપટનાં દર્શનથી ચિત્તમાં એનાં સ્વરૂપનું સ્થાપન બરાબર થયું કે કેમ તે તપાસતા રહેવું, ચોક્કસ ધારણા થવાની જાંચ કરવી. તે એ રીતે થાય કે પહેલા યોગપટમાંનાં આલેખનને બરાબર રેખે-રેખાથી નિહાળી લઈ પછી તરત આંખ મીંચીને એ આબેહૂબ જોવાનો પ્રયત્ન કરવો. જ્યાં એ ચિત્તમાંથી અદશ્ય થાય કે તરત આંખો ખોલી ફરી પટનિરીક્ષણ કરી લઈને વળી આંખ બંધ કરી વળી એ મનથી જોવાનું કરવું. એ ય પાછું અદશ્ય થતાં જ આંખ ખોલીને બરાબર જોઈ લઈ ફરીથી તરત જ બંધ આંખે મનથી જોવું યાને સ્મરણમાં લાવવું. આમ દર્શન-સ્મરણ દર્શન-સ્મરણ...અવિચ્છિન્ન ધારાબદ્ધ કરતાં રહેવું. એમાં સ્મરણ-સમય વધતો ચાલે એ લક્ષ જોઈએ. આ રીતે યોગપટ-આલેખન બહાર હોવાની ધારણા સ્મૃતિ સ્થિર થતાં, પછી હૃદયકમળ પરજ યોગપટ-આલેખનની ધારણા અને સ્મરણનો પ્રયત્ન કરવો; જેથી આંખ મીંચતાં જ અંદરમાં આબેહૂબ યોગપટ-આલેખન દેખાય. મંદિરમાં પ્રભુની મૂર્તિનાં દર્શન કરતાં પણ આ પ્રયોગ કરવા જેવો છે.

(૨૨) વિક્ષેપમાર્ગનો ત્યાગ કરવો. ઉક્ત ધારણા-સ્મરણ કરતી વખતે ઇંદ્રિયો અને મનને બીજે તાણી જાય એવા એવા વિક્ષેપમાર્ગ યાને ડાફોળિયાં, શ્રવણ, કે ઘ્રાણેન્દ્રિય વગેરેને એના બાહ્ય વિષયમાં જોડવાનું, અથવા મનમાં બીજું લાવવાનું છોડી દેવું. એ બધાં તો ચિત્તને પ્રસ્તુમાંથી બીજે ફેંકનારા છે, વિક્ષેપ કરનારાં છે. એટલા માટે તો યોગપટદર્શન કરવાની જગા પણ એવી એકાંતની પસંદ કરવી; જેથી વિના વિક્ષેપ દર્શન અને ધારણા થઈ શકે એ પછી અવસરે ચિત્તસંક્લેશ નિવારવા ઉપયોગમાં આવી, શાન્તિ સ્ફુર્તિદાયી અને પુણ્યવર્ધક બની શકે.

•(૨૩) યોગસિદ્ધિ(શુદ્ધિ)નો પ્રયત્ન કરવો. 'યોગ' એટલે મોક્ષની સાથે યોજી આપે એવી સાધના. એમાં મુખ્યત્વે શમ-દમાદિયુક્ત રહીને જીવ-અજીવ વગેરે તત્ત્વની કરાતી વિચારણા છે. એને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો. 'સિદ્ધ' એટલે એ વિચારણા વારંવાર કરતા રહીને પછી એ તત્ત્વવિચારણા સહેજે ચાલે એવી બનાવી દેવી; જેથી જીવનના વિવિધ પ્રસંગોમાં પણ તત્ત્વદૃષ્ટિ આવીને ઊભી રહે. કહો, પ્રસંગો મોહમૂઢતાથી નહિ કિન્તુ તત્ત્વનાં વલણથી પસાર થાય. એટલું જ નહિ, કિન્તુ ધાર્મિક અનુષ્ઠાન-ચર્યાઓ તાત્ત્વિક એકાગ્રચિત્તે કરાતી જાય. આ યોગસિદ્ધિનો જબરદસ્ત પ્રભાવ એ છે કે અશુભ કર્મબંધન બહુ મોળાં-દુર્બળ-નિસ્તેજ બને છે. અને પુણ્યાનુબંધી પુણ્ય પ્રબળ ઉપાર્જાય છે. 'યોગશુદ્ધો' પાઠ પણ મળે છે. એનો અર્થ એ કે એ તત્ત્વચિંતનાદિ-યોગ વિશુદ્ધ વિશુદ્ધતર ચાલે એવો પ્રયત્ન રાખવો; જેથી મનનાં બીજાં

આકર્ષણ-વલણ-વિક્ષેપ નહિવત્ બનતા જાય. સાધનાકાળે પૌદ્ગલિક આશંસાઓ, આળસ, કર્તવ્યતા-વિસ્મરણ, ફળની ઉત્સુકતા વગેરે દૂરના દૂર રહે. આવી શુદ્ધ યોગસિદ્ધિના પ્રયત્નથી બહિર્ભાવ મટી અંતર્મુખતા વધતી આવે છે, જે પરાકાષ્ઠાએ પરમાત્મભાવને પ્રગટ કરે છે.

•(૨૪) ભગવાનની પ્રતિમાઓ ભરાવવી. જે વીતરાગ ભગવાને આ બધાં તત્ત્વ અને કર્તવ્યોનો પ્રકાશ આપ્યો છે, એમના એ અનુપમ ઉપકાર સાથે ઉપકારીને નજર સમક્ષ લાવવા અને પ્રારંભિક સાલંબન ધ્યાન કરવા એમને મૂર્તિમંત કરવા જોઇએ. એ માટે એમની વિધિસર પ્રતિમા ભરાવવી જરૂરી છે. એથી બીજાઓને પણ એ આલંબનભૂત થાય; તેમજ પોતે એની પૂજન-વિધિમાં દ્રવ્યાર્પણ કરી કૃતાર્થ થઇ શકે. જિન પ્રતિમા ભરાવવાથી પરભવે બોધિલાભ પણ સુલભ બને છે.

•(૨૫) ત્રિભુવનગુરુનાં વચન લખાવવા, અર્થાત્ ધર્મશાસ્ત્રની પ્રતિઓ તૈયાર કરાવવી. એ તત્કાળ અને ભાવી પ્રજાને પણ ઉપયોગી બનવાથી, ધર્મપરંપરા અવિચ્છિન્ન ચાલ્યા કરે. શાસ્ત્ર તો દીવો છે. દીવા વિના માર્ગપ્રકાશ ક્યાં ? ત્યારે અંધારે છતા રત્ન પણ એ ક્યાંથી હાથ લાગે ? ને છતા માર્ગે પણ ચાલવાનું શે બને ? મહાન આચાર્યો ભગવદ્વચનને શાસ્ત્રમાં તો ગૂંથી ગયા, પરંતુ સ્મૃતિદોષે એનો પ્રવાહ શાસ્ત્ર-લેખનથી જ ચાલી શકે. મૂર્તિનિર્માણ અને શાસ્ત્ર લેખન ભગવાન પ્રત્યેની કૃતજ્ઞતા પણ અદા કરાવે છે.

•(૨૬) મંગળ જાપ કરવો. ભુવનગુરુ વીતરાગ પરમાત્માના નામનો કે મંત્રાક્ષરનો યા પરમાત્મ-સંબદ્ધનો (દા. ત. પંચપરમેષ્ઠીનો) મંગળમય જાપ કરતા રહેવું. એથી મન-વચન-કાયા ત્રિકરણ-ની શુદ્ધિ થાય છે, વિઘ્નો નાશ પામે છે, અને ઇષ્ટસિદ્ધિ થાય છે. જાપથી ભગવાનની નામનિક્ષેપે, પ્રતિમાથી સ્થાપના-નિક્ષેપે, અને શાસ્ત્રલેખનથી ભાવનિક્ષેપે પૂજા થાય છે.

•(૨૭-૨૮-૨૯) ચતુઃશરણગમન-દુષ્કૃતગર્હા-સુકૃતાનુમોદન કરવું. ઇતર ધર્મમાં પણ જન્મેલો ઉપરોક્ત કર્તવ્યો બજાવતાં હવે અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞકથિત ધર્મની નજીક આવી ગયો હોય; એટલે ભવસ્થિતિ પકવવા માટે, એ શું, કે જૈનધર્મી શું, રોજ ત્રિકાળ, અને રાગદ્વેષા-દિના સંકલેશે વારંવાર અરિહંતાદિચારનું શરણું ગ્રહણ કરે, હૃદયથી 'અરિહંતા મે શરણં', સિદ્ધા મે શરણં....' વગેરે ભાવના કરે. મન પરથી બીજા જડ-ચેતનની ઓથ-આધાર ત્રાણ-શરણ મૂકી દઇ, મન પર 'આ ચાર જ મારે આધાર છે' એવો ભાવ લાવે. સાથે આ જન્મ અને જન્માંતરોના દુષ્કૃત પાપવિચાર-વાણી-વર્તાવની ગર્હા નિન્દા જુગુપ્સા પશ્ચાત્તાપ કરે; જેથી એની કર્તવ્યબુદ્ધિ નષ્ટ થાય, તેમજ એથી લાગેલા પાપાનુબંધો નાશ પામે. વળી નિજનાં સુકૃત અને અરિહંતથી માંડી માર્ગાનુસારી જીવ સુધીના સુકૃત-સદ્ગુણનું આસેવન યાને અનુ-મોદન કરે. એથી સુકૃતોની તીવ્ર ઉપાદેયબુદ્ધિ જાગતી-જીવતી રહે; તેમજ પોતાનામાં એ મહાન સુકૃતો ઊગવાનું બીજ વવાય. આ ચતુઃશરણ-ગમનાદિ ત્રણથી તથાભવ્યત્વાદિનો પરિપાક થઈ પાપપ્રતિઘાત-ગુણબીજાધાન થાય છે.

•(૩૦) મંત્રદેવતાઓની પૂજા કરવી. પોતાના ઇષ્ટ મંત્રના અધિષ્ઠાયક દેવ સામાન્યથી અરિહંત, યા વિશેષે મહાવીરદેવ વગેરેની સ્વદ્રવ્યાર્પણથી ભવ્ય પૂજા કરતા રહેવું. એથી ચિત્તપ્રસાદ અને સમાધિ પ્રાપ્ત થાય છે, કૃતજ્ઞતા પળાય છે, અને દ્રવ્ય અક્ષય લક્ષ્મી બની લેખે લાગે છે.

•(૩૧) સત્કાર્યશ્રવણ કરતા રહેવું. પોતાને કરવા યોગ્ય ઉત્તમ કૃત્યો અને સત્પુરુષોએ આચરેલ કર્તવ્યોનું ગુરુમુખે વારંવાર શ્રવણ રાખવું. એથી ગુણાનુમોદન સાથે જાગૃતિ-પ્રેરણા-પ્રોત્સાહન મળવાથી સત્કાર્યોમાં પ્રવૃત્તિ થાય ને અપ-કૃત્યોથી બચાય. શ્રવણ વિના અનંતવાસનાબદ્ધ જીવને મોક્ષાર્થપ્રગતિમય સત્કાર્ય-પ્રવાસ મુશ્કેલ છે.

•(૩૨) ઔદાર્યથી દિલ ભાવિત કરવું. વારંવારના જીવનપ્રસંગોમાં મનોવૃત્તિ ઉદાર-વિશાળ રાખ્યા કરવાનો અભ્યાસ કેળવવાથી દિલ ઔદાર્યભાવિત બને છે. એ ઉદારતામાં સ્વાર્થ

ગૌણ થાય, પરહિતનો વિચાર રહે; જીવ પર ભાવદયા ઝગમગતી રહે; ક્ષુદ્ર વિષયોની ક્ષુદ્ર બાબતોની ઉપેક્ષા થાય; સ્વભાવમાંથી ક્ષુદ્રતા—તુચ્છતા—ઉછાંછળાગીરીને દેશવટો દેવાય ઔદાર્યમાં એવી પરાર્થવૃત્તિ, દયામયદિલ, ગંભીર વિચારસરણી, તત્ત્વાનુસારિતા અને વિશાળ હૃદય કેળવતા જવાય જેથી એ સહજ બની જાય.

•(૩૩) ઉત્તમ દૃષ્ટાન્તને અનુસરવું. જીવનસરણી ઉત્તમ પુરુષોના જ્વલંત શુભ સત્ત્વ—પરાક્રમ અને ગુણોને આલંબન તરીકે લક્ષ સામે રાખી એને અનુસરતી આદરવી. એથી વાણી, વર્તાવ, વ્યવહાર, વિચારસરણી તથા ભાવના આદિ એ દિશામાં જ ચાલે, અને અસદ્ વચન આદિથી બચી જવાય. એમ સર્વતોમુખી વિકાસ થતાં થતાં સહજ ઉત્તમતા આવે અને નિર્મળ યશ મળે

**આ ૩૩ કર્તવ્યોનો સ્મૃતિ માટે આમ સંગ્રહ થાય,—**

(૧) આદિકર્મ, અકલ્યાણમિત્રત્યાગ, કલ્યાણમિત્રસેવન, લોકમાર્ગાપેક્ષા, ઔચિત્ય, ઔદાર્યભાવન, ધૈર્ય, ભાવિ-આલોચન, મૃત્યુખ્યાલ, પરલોકદૃષ્ટિ,—એ ૧૦,

(૨) ગુરુવર્ગનું સન્માન-સેવા-પારતન્ત્ર્ય, સાધુ-અન્વેષણ, ધર્મશ્રવણ, સત્કાર્યશ્રવણ, ધર્મભાવન, સવિધિ ધર્મપ્રવૃત્તિ, દાનાદિપુરુષાર્થ, ઉત્તમ દૃષ્ટાન્તાનુસરણ,—એ ૧૦,

(૩) પ્રભુમૂર્તિનિર્માણ, ઉદાર પ્રભુપૂજા, મંત્રદેવતાપૂજન, યોગપટદર્શન, ચિત્તે પટસ્વરૂપસ્થાપન, ધારણાપરીક્ષણ, વિક્ષેપત્યાગ,—એ ૭

(૪) યોગસિદ્ધિ-યત્ન, શાસ્ત્રલેખન, મંગળજાપ, ચતુઃશરણગમન, દુષ્કૃતગર્હા, શુભાનુમોદન, એ ૬;—એમ કુલ ૧૦+૧૦+૭+૬=૩૩ કર્તવ્ય બજાવવાના.

(લ૦—) एवंभूतस्य या इह प्रवृत्तिः सा सर्वैव साध्वी । मार्गानुसारी ह्ययं नियमादपुनर्बन्धकादिः तदन्यस्यैवंभूतगुणसम्पदोऽभावात् । अत आरभ्यास्य प्रवृत्तिः सत्प्रवृत्तिरेव नैगमानुसारेण चित्रापि प्रस्थकप्रवृत्तिकल्पा । तदेतदधिकृत्याहुः, 'कुठारादिप्रवृत्तिरपि रूपनिर्माणप्रवृत्तिरेव ।' तद्वद् आदिधार्मिकस्य धर्मे कात्स्न्र्येन तद्गामिनी, न तु तद्बाधिनीति हार्दाः ।

**અર્થ:**—આવાની જે અહીં (દેવપ્રણામાદિમાં) પ્રવૃત્તિ થાય તે બધીજ સમ્યક્ છે. કેમકે આ માર્ગાનુસારી (આત્મા) અવશ્ય અપુનર્બંધક આદિ હોય છે; કારણ, એવો ન હોય એને એવા પ્રકારની ગુણસંપત્તિ હોતી નથી. એટલે આ (અપુનર્બંધકાદિ)ની પ્રવૃત્તિ મૂળથી આરંભીને નૈગમનયે સત્પ્રવૃત્તિ જ છે; જેમકે જુદા જુદા પ્રકારની પ્રસ્થક(કાષ્ઠનું માપું બનાવવા)ની પ્રવૃત્તિ. એટલા માટે આને આશ્રીને કહે છે,—'(વૃક્ષ પર) કુહાડો ચલાવવો વગેરે પ્રવૃત્તિ પણ માપું બનાવવાની જ પ્રવૃત્તિ છે.' એની જેમ આદિધાર્મિકની ધર્મપ્રવૃત્તિ સમગ્રતાએ અંતિમ સાધ્ય ધર્મ તરફ જનારી છે, કિન્તુ એને બાધ કરનારી નથી; એમ અંતિમ રહસ્યના શોધકો કહે છે.

**વિવેચન :— અપુનર્બંધકપ્રવૃત્તિ સત્પ્રવૃત્તિ :—**

આ ૩૩ કર્તવ્ય-ગુણોથી જે સંપન્ન છે, એની દેવપ્રણામ વગેરે પ્રવૃત્તિ બધીજ સત્ પ્રવૃત્તિ છે, મિથ્યા નહિ; કેમકે એ દુરાગ્રહ વિનાનો હોઇ સદ્ આશયથી જાણ્યે અજાણ્યે પણ શુદ્ધ દેવાદિ તત્ત્વની ઉપાસના—પ્રવૃત્તિ તરફ જ પ્રયાણ કરી રહ્યો છે. (એ શી રીતે, એ અહીં આગળ પ્રસ્થક-દૃષ્ટાન્ત અને નૈગમનયમત લઈને બતાવાશે.) એ પ્રયાણમાં આગળ વધીને શુદ્ધદેવાદિ-ઉપાસના પ્રાપ્ત કરશે.

પૂર્વોક્ત ગુણસંપન્ન જીવ માર્ગાનુસારી કહેવાય છે. 'માર્ગ' સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્રરૂપ મોક્ષમાર્ગ. એ એની તરફ અનુસરણ કરનારો છે. કેમકે સમ્યગ્દર્શનમાર્ગમાં બે વસ્તુ છે,—૧. ભવનિર્વેદ, અને ૨. જિનોક્ત તત્ત્વરુચિ. એમાંથી પહેલી એણે પ્રાપ્ત કરી છે, માટે તો એ વિષયપરિગ્રહની સંસારપ્રવૃત્તિ છોડી દેવોપાસનાદિ પ્રવૃત્તિમાં જોડાય છે. હવે એણે બીજી વસ્તુ શુદ્ધ તત્ત્વરુચિ અને તત્પૂર્વક શુદ્ધ દેવોપાસનાદિ પ્રાપ્ત કરવાની છે, તે વિશેષ વિવેક આવવાથી પ્રાપ્ત થાય; અને એ જીવ દુરાગ્રહી નથી, સદ્ આશયવાળો

છે, તેથી સાંસારિકપ્રવૃત્તિના ત્યાગપૂર્વક દેવોપાસ- નાદિ પ્રવૃત્તિ દ્વારા એ વિશેષ વિવેક પ્રાપ્ત થવાના થવાના રસ્તા ઉપર છે.

આવો જીવ ઉક્ત કર્તવ્ય-ગુણોને લઈને નિયમા અપુનર્બન્ધકાદિની કક્ષાને પ્રાપ્ત થયેલો છે. જે આવી કક્ષાને પ્રાપ્ત નથી એનામાં એ ગુણસંપત્તિ હોતી નથી, હોઈ જ શકતી નથી. જેનામાં હોય એ અપુનર્બંધકાદિ કક્ષામાં જરૂરી મિથ્યાત્વમંદતા -મિથ્યાત્વક્ષયોપશમ આવ્યાથી જ એ ગુણસંપત્તિ પ્રાપ્ત થાય છે. મિથ્યાત્વનું પ્રબળ જોર હોય ત્યાં એવી ગુણસંપત્તિ શાની પ્રાપ્ત થાય ? કે અપુન- ર્બંધકાદિપણું ય શાનું હોય? એવા ગુણસંપત્તિ- વાળા જીવની દ્વારા શુદ્ધ તત્ત્વની અભિલાષાથી કરાતી દેવપૂજાદિ પ્રવૃત્તિ પહેલેથી જ, સમગ્રરૂપે જોઇએ તો, સત્પ્રવૃત્તિ જ છે.

**નૈગમનયનાં દૃષ્ટાન્તઃ-**

પ્ર૦-એ કેવી રીતે ? એવો આદિધાર્મિક તો મિથ્યા દેવ-ગુરુ-ધર્મના ઉપાસના કરી રહ્યો હોય; પછી એ પ્રવૃત્તિ સત્પ્રવૃત્તિ કેમ કહેવાય ? સત્પ્ર- વૃત્તિ તો શુદ્ધ દેવાદિની ઉપાસનારૂપ હોય ને ?

ઉ૦-વાત સાચી, પરંતુ આ કથન નૈગમ- નયમતના અનુસારે કરાય છે. 'નૈગમ' નયમાં નૈક અર્થાત્ અનેક ગમ છે, અનેક જ્ઞાનપ્રકારો છે. લોકની અંદર એવા અનેક વ્યવહાર ચાલે છે. દા. ત, પર્વત પર ઘાસ બળતું હોય, છતાં લોક કહે છે 'જુઓ પેલો પર્વત બળે છે.' એમ કૂંડીમાંથી પાણી ટપકતું હોય છતાં કહેવાય છે, 'કૂંડી ટપકે છે,' 'કૂંડી ગળે છે.' શાળવી કપડું વણવા શાળ સરખી કરવાની ક્રિયા કરી રહ્યો હોય છતાં કહેવાય છે કે 'એ કપડું વણે છે.' રસોઇ માટે ચૂલામાં લાકડાં નાખી રહેલી બાઇને મેડી નીચેથી કોઈ પૂછે કે 'શું કરો છો ?' તો એ કહે છે,-'રસોઇ કરું છું.' આ બધા વ્યવહાર યાને વચન-પ્રયોગ પાછા જૂઠા નથી મનાતા, કે એ જૂઠું બોલે છે. સાચા જ મનાય છે. એનું કારણ એ, કે એ નૈગમનયના લોકમાન્ય વ્યવહાર છે.

વસ્તુને જોવાની અનેક દૃષ્ટિ હોય છે. આ દૃષ્ટિને 'નય' કહે છે. એમાં જેમ અંતિમ શુદ્ધ સ્વરૂપ જોવાની એક દૃષ્ટિ છે, એમ એની પૂર્વની સ્થિતિ જોવાની પણ એક દૃષ્ટિ છે, પ્રવાસ કરી રહેલા માણસને એનો સહચારી મિત્ર ઓળ- ખાવે છે કે 'આ ભાઇ દલાલ છે,' 'ન્યાયમૂર્તિ છે.' ખરી રીતે એ ક્યાં એ વખતે દલાલી કરી રહ્યો છે ? કે ક્યાં ન્યાય ચૂકવી રહ્યો છે ? છતાં એના એવા પૂર્વ સ્વરૂપને લઇને દલાલ યા ન્યાયમૂર્તિ કહેવાય; ને તે સાચું જ છે. એમ પૂર્વોક્ત દૃષ્ટાન્તોમાં સંબંધીને જોવાની દૃષ્ટિથી મુખ્ય ઘાસ- દહન, જળગલન વગેરેના સંબંધને લઈને 'પર્વત બળે છે,' 'કૂંડી ગળે છે,' ઇત્યાદિ વ્યવહાર થાય તે પ્રામાણિક છે. લોક એને એ રીતે જ સમજે છે કે 'ખરેખર પર્વતનું દહન નથી કિન્તુ બળતા ઘાસના સંબંધને લઇને જ એવો પ્રયોગ થયો છે.' નહિતર તો ઘરનું એક બારણું સળગવા લાગ્યું ત્યાં 'ઘરને આગ લાગી' એવો વ્યવહાર ન થઇ શકે. કપડાનો છેડો સળગવા લાગે ત્યાં 'કપડું બળે છે' એમ ન બોલી શકાય. પરંતુ નૈગમનય- દૃષ્ટિના આ વચનપ્રયોગ ઘણાય થાય છે; ને તે અવાસ્તવિક જૂઠા નથી ગણાતા. લોક એને માન્ય કરે છે, અને એવા વચનપ્રયોગથી લોકને ભ્રાન્તિ નથી થતી.

**'અનુયોગદ્વાર'સૂત્રનાં નૈગમનયબોધક ૩ દૃષ્ટાન્ત-**

નૈગમનય (૧) પૂર્વકારણ યા (૨) અતિ સંબદ્ધને જુએ છે. એમાં (૧) મુખ્ય કાર્યની આદ્ય ભૂમિકા એટલે કે દીર્ઘ ઉત્પત્તિક્રિયાનો પ્રારંભ દેખીને ત્યાં બહુ પૂર્વના કારણમાં પણ એ કાર્ય થઇ રહ્યાનો વ્યવહાર થાય છે. દા. ત. રસોઇ ક્રિયાના પૂર્વ કારણ ચૂલો સળગાવવો, લાકડાં ચૂલામાં ઘાલવા, વગેરેમાં પણ રસોઇક્રિયાનો વ્યવ- હાર થાય છે. 'અનુયોગદ્વાર' આગમમાં વસતિ, પ્રદેશ અને પ્રસ્થકનાં દૃષ્ટાન્ત બતાવી પ્રસ્થકમાં આ રીતે પૂર્વકારણને લઇને નૈગમનયવ્યવહાર સમજાવ્યો છે. *(૨) બીજાં એ દૃષ્ટાન્ત સંબંધને લઇને છે. એમાં 'વસતિ' એટલે રહેઠાણ. વસ્તુ ખરી રીતે પોતાનામાં રહેલી છતાં 'લોકમાં રહી છે,' 'મધ્યલોકમાં રહી છે,' 'જંબૂદ્વીપમાં...ભરત- ક્ષેત્રમાં...ભારતમાં....અમુક નગરમાં રહી છે' વગેરે

નૈગમનયના વ્યવહાર છે, એ સંબંધને લઈને છે. એમ, 'પ્રદેશ' એટલે ઝીણામાં ઝીણો અંશ હવે દા. ત. આત્મા લઈએ, તો ખરી રીતે તો સમગ્ર આત્મદ્રવ્ય એજ આત્મા છે; છતાં એના અતિ સૂક્ષ્મ અંશને પણ આત્મપ્રદેશ કહેવાય છે. આમાં કંઈ પ્રદેશ એ આત્મા નથી, કિન્તુ આત્માનો સંબંધી હોઈ નૈગમનયે એ આત્મપ્રદેશ કહેવાય. એમ, ભાગને લઈને પણ વસ્તુ કહેવાય, દા. ત. પેટ સામે આંગળી ચીંધી 'આ શરીર છે,' એવો વ્યવહાર થાય છે.

પ્રસ્થકનું દૃષ્ટાન્ત આ રીતે છે,-'પ્રસ્થક' એ પૂર્વકાળે ધાન્યાદિના માપવાનું એક માપું હતું. એ લાકડાનું બનતું. લાકડાના ટૂકડાને અંદરથી કોચી નાખીને એ બનાવાતું. હવે કોઈ માણસ પ્રસ્થક બનાવવા માટેનું લાકડું લેવા જંગલમાં જાય, અને ત્યાં જઈ કોઈ સૂકા વૃક્ષના ડાળાં પર કુઠાર યાને કુહાડાનો ઘા કરે, એ વખતે જો બીજો કોઈ એને પૂછે કે 'કેમ શું કરો છો?' તો એ કહે છે 'આ પ્રસ્થક બનાવું છું.' પછી મોટું લાકડું ઘરે લાવી એમાંથી ટૂકડો વહેરતો હોય, ને એને પૂછે 'કેમ શું કરો છો,' તો એ કહે છે 'પ્રસ્થક બનાવી રહ્યો છું.' આ નૈગમનયના હિસાબે પ્રસ્થકનિર્માણની લાંબી ક્રિયામાં બહુ પૂર્વનાય કારણને લઈને એવો લોકમાન્ય વ્યવહાર થાય છે. અરે! પ્રસ્થકાર્થે લાકડું કોચવા શસ્ત્રની ધાર સતેજ કરતો હોય ને કહે 'પ્રસ્થક બનાવું છું,' તો ય નૈગમનયના એ વ્યવહારને લોક માન્ય કરે છે.

પ્રસ્થકદૃષ્ટાન્તથી માર્ગાનુસારીની પ્રવૃત્તિ પણ, બસ આ રીતે, સત્પ્રવૃત્તિ છે. કેમકે, સત્પ્રવૃત્તિ નિષ્પન્ન થવાની લાંબી ક્રિયામાં બહુ પૂર્વે કારણભૂત છે માર્ગાનુસારીની આદિકર્મ આદિ પ્રવૃત્તિ. એ કરતાં કરતાં એટલા પ્રમાણમાં સાંસારિક પ્રવૃત્તિના રસ છૂટીને આધ્યાત્મિક પ્રવૃત્તિ તરફ એના દિલનું વલણ બનતું આવે છે, જે આગળ જતાં શુદ્ધદેવોપાસનાદિ સમ્યક્પ્રવૃત્તિમાં કારણભૂત છે. એવું આધ્યાત્મિક વલણ ઉભું થયા વિના સત્પ્રવૃત્તિ બની શકે નહિ; ને એવું વલણ ઊભું કરવા કાંઈ બધાને પહેલપહેલાં શુદ્ધદેવાદિની પ્રાપ્તિ થાય નહિ. એ તો જીવ અનાદિ ભવચક્રમાં ભમતાં ભમતાં ચરમાવર્ત કાળમાં આવી, આત્મવાદી કોઈ ધર્મદર્શન ભેટી જાય, ત્યાં ભવસ્થિતિ પાકવાના હિસાબે એને ભૌતિક પ્રવૃત્તિ છોડી એ દર્શનમાન્ય દેવાદિની ઉપાસના મધ્યસ્થ કદાગ્રહરહિત ભાવે કરવાનું સાંપડે; એમાં આધ્યાત્મિક વલણ તરફ એનું ચિત્ત વળે. પછી શુદ્ધ તત્ત્વની જિજ્ઞાસાથી એમાં આગળ વધતાં વધતાં ક્યારેક સર્વજ્ઞદર્શનને ભેટી જાય, શુદ્ધતત્ત્વનું ગ્રહણ કરે અને શુદ્ધદેવોપાસનાદિ સમ્યક્ પ્રવૃત્તિ પ્રાપ્ત થાય. આ કાર્ય થવાની લાંબી પ્રક્રિયામાં પારંભે આદિધાર્મિક માર્ગાનુસારીની ક્રિયા થઈ તેને, પેલી કુઠારાઘાતની ક્રિયાને પ્રસ્થકનિર્માણની ક્રિયાથી સંબોધાય એમ, નૈગમનયાનુસારે સમ્યક્ પ્રવૃત્તિથી સંબોધી શકાય. આદિથી લઈને માર્ગાનુસારીની પ્રવૃત્તિ, ભિન્ન ભિન્ન ધર્મોના અનુસારે વિચિત્ર વિચિત્ર હોવા છતાં, નૈગમનયે પ્રસ્થકાર્થ પૂર્વની ક્રિયાઓ પ્રસ્થકનિર્માણરૂપ હોવાની જેમ, સત્પ્રવૃત્તિ જ છે માટે અહીં કહ્યું કે,-

'કુઠારાદિ પ્રવૃત્તિરપિ રૂપનિર્માણપ્રવૃત્તિરેવ.'- અર્થાત્ પ્રસ્થક બનાવવામાં કાષ્ઠની અંદર એનો આકાર કોચવાની વાત તો શું, કિન્તુ યોગ્ય કાષ્ઠના છેદન માટે ઉપયોગી કુહાડી તૈયાર કરવાની પ્રવૃત્તિ, જેવી કે ફળું ઘસી ધારદાર બનાવવું, એમાં હાથો ખોસવો વગેરે પણ મૂળમાં પ્રસ્થકાકારનિર્માણની પ્રવૃત્તિ છે; કેમકે શસ્ત્ર તૈયાર કર્યા વિના પ્રસ્થક-આકાર બની શકતો નથી. આ રીતે પ્રસ્થકાકાર-નિર્માણની પ્રવૃત્તિમાં કુહાડી આદિની પ્રવૃત્તિની જેમ અપુનર્બંધકની દેવાદિ-ઉપાસનાની પ્રવૃત્તિ સદોષ હોવા છતાં દુરાગ્રહરહિત સદ્આશયવાળી હોવાને લીધે સમષ્ટિરૂપે શુદ્ધ ધર્મ પ્રત્યે પ્રયાણ જ કરી રહી છે કિન્તુ ધર્મબાધક નથી. (ધર્મની દૂરવર્તી કારણતા આવી દેવપ્રણામાદિ પ્રવૃત્તિમાં જ પડી છે, નહિ કે હિંસાદિ યા વિષયપરિગ્રહાદિ પ્રવૃત્તિમાં. એટલા માટે નૈગમનયથી એ પણ સત્પ્રવૃત્તિ છે; ) -એવું અંતિમ રહસ્ય શોધનારા કહે છે.

(લ૦-) तत्त्वाविरोधकं हृदयमस्य; ततः समन्तभद्रता, तन्मूलत्वात सकलचेष्टितस्य । एवमतोऽपि विनिर्गततत्तद्दर्शनानुसारतः सर्वमिह योज्यं सुप्तमण्डित-प्रबोधदर्शनादि । न ह्येवं प्रवर्तमानो नेष्टसाधक इति । भग्नोऽप्येतद्यत्नलिङ्गोऽपुनर्बन्धकः, इति तं प्रत्युपदेशसाफल्यम् ।

અર્થ:-એ( અપુનર્બંધક )નું હૃદય તત્ત્વનું અવિરોધક છે; તેવા હૃદયથી જ સમંતભદ્રતા—સર્વતઃ કલ્યાણરૂપતા છે; કેમકે સર્વ પ્રવૃત્તિ હૃદયપૂર્વક હોય છે. એમ (પ્રસ્થકદૃષ્ટાન્તની જેમ) જૈનદર્શનમાંથી નીકળેલા તે તે દર્શનોમાં કહેલ સઘળું 'સુપ્તમંડિત પ્રબોધ દર્શનાદિ' ('સૂતેલો અલંકારાઈ ગયા પછી જાગીને જુએ' વગેરે દૃષ્ટાન્ત જાય) આ દર્શનમાં યોજવું. એમ (પ્રસ્થક-ન્યાયથી) પ્રવર્તનારો ( અપુનર્બંધક ) ઇષ્ટસાધક નથી બનતો એમ નહિ. (ક્યારેક) સ્વાચારથી ચૂકેલો પણ એ આદિધાર્મિક સ્વોચિત આચારના પ્રયત્નથી ઓળખાય એવો છે. તેથી એની પ્રત્યેનો ઉપદેશ સફળ બને છે.

વિવેચનઃ-તત્ત્વાવિરોધી હૃદયનું મહત્ત્વઃ-અહીં પ્રશ્ન થાય,—

પ્ર૦-આદિ ધાર્મિક અપુનર્બંધક દ્વારા સરાગ દેવાદિની કરાતી ઉપાસના-પ્રવૃત્તિ શુદ્ધધર્મ-ગામિની કેમ કહેવાય ?

ઉ૦-આના સમાધાનમાં સમજવું જરૂરી છે કે પ્રવૃત્તિના સ્વરૂપને જોવાને બદલે હૃદયનો પરિણામ જોવા જેવો છે. માર્ગાનુસારી અપુનર્બંધક આદિધાર્મિકની અશુદ્ધ દેવોપાસના આદિ પ્રવૃત્તિ ભલે દેખાવમાં શુદ્ધ દેવોપાસનાદિ ધર્મથી વિરુદ્ધ જણાય, કિન્તુ એનું હૃદય દેવાદિતત્ત્વનું વિરોધક નથી, વિરોધ કરનારૂં નથી, પ્રતિકૂળ નથી. કેમકે એનામાં દુરાગ્રહ નથી; મહામિથ્યાત્વથી આભિગ્રહિક મિથ્યાત્વથી એ પીડિત નથી; એનું મિથ્યાત્વ તો મંદ પડેલું છે. એટલે એ અશુદ્ધ દેવાદિને ભજતાં એમ માનતો નથી કે 'આ જ સાચું તત્ત્વ છે, બીજાં દેવાદિ ખોટા.' શુદ્ધ દેવાદિ તત્ત્વને ખોટા માનતો હોય; અને તેથી એના પ્રત્યે દ્વેષ ધરતો હોય તો તો હૃદય એનું વિરોધી કહેવાય. હૃદય તત્ત્વવિરોધી ન હોય એ પ્રગતિનું ચિહ્ન છે, ભવાનંદીપણાની અનાદિ ઓઘ-દૃષ્ટિમાંથી બહાર નીકળી યોગદૃષ્ટિમાં પ્રવેશ છે.

પ્ર૦-જો હૃદય શુદ્ધ તત્ત્વનું વિરોધી નથી, તો પછી પ્રવૃત્તિ કેમ આવી છે ? કેમ અશુદ્ધ તત્ત્વને ભજનારી છે ?

હૃદય શુદ્ધ છતાં પ્રવૃત્તિ અશુદ્ધનો હેતુઃ-

ઉ૦-એમાં અપરાધ એના અનભિજ્ઞપણાનો છે, અજાણપણાનો છે. શુદ્ધ તત્ત્વ એને જાણવા-સમજવા મળેલ નથી. એટલે તો એ અશુદ્ધને ભજવા છતાં માને છે કે 'શાસ્ત્ર ઘણાં, મતિ થોડલી,'—'તત્ત્વ કહેનારાં શાસ્ત્ર જગતમાં અનેકાનેક છે. પણ મારી બુદ્ધિ અલ્પ છે, તેથી ચોક્કસ કરી શકાતું નથી કે અમુક શાસ્ત્રનાં જ કહેલ તત્ત્વ સાચાં, ને બીજા બધાનાં કહેલ ખોટાં. સાટે બીજા પર દ્વેષ કર્યા વિના હમણાં તો આપણને મળેલ દેવાદિતત્ત્વને ભજવાનું રાખો.' આમ તત્ત્વનો અદ્વેષ હોઈ, જેવી રીતે સમ્યગ્ દેવાદિતત્ત્વનો અભિનિવેશ યાને 'આ જ સાચાં' એવી સચોટ માન્યતા એ ગુણ છે, એમ સમ્યક્ તત્ત્વ પ્રત્યે અ-દ્વેષ એ પણ ગુણ છે; કેમકે એ અદ્વેષ આગળ જઇને શુદ્ધદેવાદિતત્ત્વની જાણ-ઓળખ થતાં એના અભિનિવેશમાં યાને દૃઢ શ્રદ્ધામાં પરિણમશે. મૂળમાં દ્વેષ નથી એટલે જ્યાં સમજવા મળશે કે 'વીતરાગ બનવા માટે તો વીતરાગદેવનો જ આદર્શ સામે જોઇએ, અને વીતરાગ દેવ આદિ તત્ત્વ તો આવાં હોય, ને એ જ શુદ્ધતત્ત્વ છે,' પછી એ તત્ત્વને પકડી લેતાં વાર નહિ લગાડે. માત્ર અત્યારે શુદ્ધ તત્ત્વનો પરિચય નથી, અશુદ્ધમાં પડેલો છે, તેથી જ પ્રવૃત્તિ દેખાવમાં મિથ્યા થઇ રહી છે. બાકી હૃદય શુદ્ધ તત્ત્વનું વિરોધી નથી, દ્વેષી નથી.

પ્ર૦-તો શું મિથ્યા પ્રવૃત્તિથી કલ્યાણ થાય ?

ઉ૦-કલ્યાણનો મુખ્ય આધાર માત્ર પ્રવૃત્તિ નથી; પ્રવૃત્તિ તો શુદ્ધ દેવાદિની ઉપાસનારૂપ થઇ રહી હોય; પરંતુ જો હૃદય મલિન હોય, મેલી આશંસાઓ યા દંભથી ભરેલું હોય, તો એથી કલ્યાણ શાનું થાય ? હૃદયની શુદ્ધિ પહેલી

જોઈએ. હૃદય શુદ્ધ હોય તોજ કલ્યાણ થાય, સર્વતોમુખી કલ્યાણ યાને સમન્તભદ્રતા થાય. અપુનર્બંધક જીવ અશુદ્ધના સંગમાં પડેલો છતાં સહજ ભવોદ્વેગ, તીવ્ર ભાવે પાપાકરણ, તત્ત્વનો અદ્વેષ-જિજ્ઞાસા, વગેરે ગુણોને લઈને મલિન હૃદયવાળો નથી. તેથી એ કલ્યાણનો અધિકારી છે.

પ્રવૃત્તિનો શો ઉપયોગઃ—

પ્ર૦—તો પછી શુદ્ધ હૃદયનું જ મહત્ત્વ રહ્યું, કુશળ પ્રવૃત્તિનો સમંતભદ્રતામાં શો ઉપયોગ?

ઉ૦-કુશળ પ્રવૃત્તિ શુદ્ધ હૃદય બનાવવામાં અને બન્યું રાખવામાં ઉપકારક છે. પ્રવૃત્તિ શુભ હોય તો હૃદય શુદ્ધ રહેવાની અનુકુળતા રહે. ભગવાનની ઉપાસના જે શુભ ભાવ જગાવશે એ ભાર્યાની ઉપાસના નહિ જગાવે. દાનની પ્રવૃત્તિ મૂર્ચ્છા ઉતારશે એ પરિગ્રહની પ્રવૃત્તિ નહિ ઉતારે. ત્યાગ-તપ-વ્રત કરતા રહેવામાં આહારાદિ-સંજ્ઞા અને ઇંદ્રિયોનો જે નિગ્રહ પોષાશે એ રસોની ઉજાણી અને ખા-ખા કરવામાં કે વિષયોની લહેર ઉડાવવામાં નહિ. માટે જ એ બધું છોડી શુદ્ધ દેવ-ગુરુ-ધર્મતત્ત્વની ઉપાસના-પ્રવૃત્તિમાં લાગ્યા રહેવાથી હૃદય પવિત્ર રાખવાની અનુકૂળતા રહે છે; શુભ ભાવ જાગે છે, ટકે છે, વધે છે, કલ્યાણ થાય છે.

પ્ર૦-તો પછી અપુનર્બંધકને અશુદ્ધ દેવાદિની ઉપાસના-પ્રવૃત્તિથી કલ્યાણ શી રીતે થાય?

ઉ૦-એનું કલ્યાણ થવામાં કારણ એનું તત્ત્વાવિરોધી હૃદય છે. પ્રવૃત્તિ તો, શું કરે એ બિચારો અશુદ્ધ સંયોગમાં પડેલો છે એટલે, શુદ્ધતત્ત્વોપાસનાની મળી નથી. આમ છતાં એનું હૃદય તત્ત્વવિરોધી નથી, તત્ત્વદ્વેષી નથી. એની સમસ્ત શુભાશુભ પુરુષાર્થ પ્રવૃત્તિ તત્ત્વાવિરોધી હૃદયપૂર્વક થાય છે; અને સમંતભદ્રતા, સર્વતોમુખી કલ્યાણકરતા તત્ત્વાવિરોધી હૃદય પર આધારિત છે. તેથી એવા હૃદયપૂર્વક થતી અશુદ્ધ દેવાદિની ઉપાસના-પ્રવૃત્તિ પણ શુદ્ધ ધર્મ તરફ લઈ જનારી છે, એટલેજ એ પ્રસ્થક દૃષ્ટાન્તથી સત્ પ્રવૃત્તિરૂપ કહેવાય.

જૈનદર્શનમાંથી બીજાં દર્શનઃ—

'एवमतोऽपि विनिर्गततत्तद्दर्शनानुसारतः....'-હવે લલિતવિસ્તરાકાર મહર્ષિ કહે છે કે એજ પ્રસ્થક દૃષ્ટાન્તથી બીજાં દર્શનોમાં આપેલ 'સુપ્તમંડિત-પ્રબોધદર્શન' વગેરે દૃષ્ટાન્તો ઘટાવવા. એ દર્શનો જૈનદર્શનમાંથી જ નીકળેલા લેવા. જૈનદર્શન નયવાદોનો દરિયો છે. એમાંના એકેક નયને લઈને અન્યાન્ય દર્શન ચાલુ થયેલ છે દા. ત. જૈનદર્શને સંગ્રહનયદૃષ્ટિથી ચૈતન્ય એક માન્યું અને ચેતનને તદ્રૂપ માન્યો; ત્યારે વ્યવહારનયદૃષ્ટિથી ચેતન અનંત માન્યા. આમ આત્મા એકાનેક બન્યો. હવે વેદાન્તદર્શને એકલો સંગ્રહનય પકડી વિશ્વમાં એકજ શુદ્ધ આત્મા માન્યો; ત્યારે ન્યાયદર્શને કોરી વ્યવહારનયદૃષ્ટિ પકડી અનંત ચેતન માન્યા; ને આત્મત્વ (ચૈતન્ય) તદ્દન જુદું માન્યું. એમ બીજાં પણ દર્શનો જૈનદર્શન-માન્ય અનેક નયદૃષ્ટિમાંની એકેક નયદૃષ્ટિ લઈને ચાલ્યા. આનું પરિણામ એ આવ્યું કે જૈનદર્શનની વિવેકવાળી દયા-અહિંસા-સત્ય વગેરેની ભૂમિકારૂપ વાત એમાં સંગ્રહાઈ ગઈ.

'સુપ્તમંડિતપ્રબોધદર્શન' દૃષ્ટાન્તઃ—

એવું જ, પહેલપહેલું સમ્યગ્દર્શન પામનારને થતા સંભ્રમની (આશ્ચર્યભર્યા અપૂર્વ આનંદની) વસ્તુ અંગે પણ ઈતર દર્શનમાં 'સુપ્તમંડિત-પ્રબોધદર્શન' વગેરે દૃષ્ટાન્તથી સમજાવાતી ભૂમિકારૂપ વસ્તુ આવે છે, એમાં પ્રસ્થકદૃષ્ટાન્ત જેવું લગાવી શકાય. તે આ રીતે, કે જેમ-'સુપ્તમંડિત...' કોઈ સૂતેલા માણસને ઊંઘમાં રાખી એને કંકુ, ફૂલહાર વગેરેથી શણગારી દેવાય, પછી એ 'પ્રબોધ-દર્શન' કરે અર્થાત્ જાગીને પોતાનું સુંદર પરિવર્તિત સ્વરૂપ યાને પોતાની જાતને એકાએક શણગારેલી જુએ, તો ત્યાં એને 'આ શું? હું સુતો ત્યારે તો અવિભૂષિત હતો, ને આ હું એકાએક વિભૂષિત?' એમ આશ્ચર્ય સાથે ભારે આનંદ થાય છે; એજ રીતે કોઈને તેવા સત્સંગાદિ નિમિત્ત મળતાં નવુંજ તત્ત્વદર્શન કે નવી જ યોગદૃષ્ટિ પ્રાપ્ત થવા વખતે આશ્ચર્ય સાથે અવર્ણનીય આનંદ થાય છે કે 'આ શું! સત્સંગ પૂર્વે

હું અબુઝ, જડભાવમાં ખૂંચેલો, આ હવે એકાએક સજ્ઞાન અને આત્મદૃષ્ટિ પામેલો! આ કેવી રીતે બન્યું?' એમ બીજું દૃષ્ટાન્ત,—

'સુપ્તતીર્ણ પ્રબોધ દર્શન':—

જેમ કોઈ સૂતેલા માણસને ઊંઘમાં રાખી એને નૌકામાં બેસાડી નદી કે સમુદ્ર ખાડી પાર કરાવી દેવાય. ત્યાં પછી એ જાગતાં જુએ કે 'આ શું? હું સૂતો ત્યારે તો પેલી બાજુ હતો, ને હવે આ એકાએક નદી (સમુદ્ર)ના આ પાર! આ કેમ બન્યું?' એમ એને આશ્ચર્ય સાથે ભારે આનંદ થાય, એ રીતે સત્સંગાદિથી તત્ત્વદર્શન-યોગદૃષ્ટિ નવી જ પ્રાપ્ત થવા વખતે બને છે.

આ દૃષ્ટાન્તોમાં પ્રસ્થકદૃષ્ટાન્તની જેમ ઘટના આ રીતે, કે જેવી રીતે પ્રસ્થકાર્થીની વૃક્ષ પર કુઠારપ્રહાર-પ્રવૃત્તિ થવા વખતે પ્રસ્થક-નિર્માણ પ્રક્રિયા થઈ રહી હોવા છતાં જોનારને ખબર નથી કે 'આમાં પ્રસ્થક-નિર્માણની પ્રક્રિયા ચાલી રહી છે;' છતાં ખરેખર વસ્તુસ્થિતિ એજ છે; એવી રીતે નિદ્રામાં પોતાનું વિભૂષણ કે નદી-સમુદ્ર-પારકરણ થઈ રહ્યું હોવા છતાં એ વિભૂષણ કે નદી-સમુદ્ર-પારકરણ થઈ રહ્યાની પોતાને ખબર નથી, પરંતુ ખરેખર હકીકત તેવી જ છે. એટલે એને જાગીને એકાએક એ થયું જોતાં આશ્ચર્ય થાય છે. બસ, આ રીતે આદિધર્મ સેવનારને ખબર નથી કે 'આ હું તત્ત્વદર્શન-યોગદૃષ્ટિ પ્રગટ થવાની પ્રક્રિયા કરી રહ્યો છું.' પરંતુ હકીકતમાં એ બની જ રહી છે. એટલે તો એ આદિ-ધર્મસેવનની ભૂમિકા ઉપર સત્સંગ યા વિશિષ્ટ ચિંતનાદિનું નિમિત્ત મળતાં એને તત્ત્વ-દર્શન-યોગદૃષ્ટિ પ્રગટ થાય છે. ભૂમિકા જ ન હોત ને સત્સંગ-તત્ત્વશ્રવણ ગમે તેવું મળત તો ય એ શાની પ્રગટ થાય? સત્સંગ-તત્ત્વશ્રવણ કરનારા કેટલાય એ નથી પામતા એવું દેખાય છે. યોગ્ય ભૂમિકા વિના એ શે બને? એટલે ભૂમિકા પર એ પ્રગટતી હોઈ, કહેવાય કે ભૂમિકામાં જ તત્ત્વદર્શન-યોગદૃષ્ટિની નિષ્પાદનક્રિયા ચાલુ છે. છતાં એની ખબર નહિ હોવાથી તત્ત્વદર્શન-યોગ-દૃષ્ટિ પ્રગટ થતાં આશ્ચર્ય થાય છે કે 'આ એકાએક કેવી જાગી ગઈ! શી રીતે આ બન્યું?'

સમ્યગ્દર્શન નવું પામતાં આશ્ચર્ય સાથે અવર્ણનીય આનંદ થાય છે ત્યાં પણ એ પામનાર અપુનર્બંધક જીવની આ દશા છે. એને સમ્યગ્-દર્શન પ્રગટવા પર પોતાની વિલક્ષણ ગુણસંપન્ન અને તત્ત્વપ્રકાશભરી અવસ્થા થયેલી એકાએક જોઈ આશ્ચર્ય થાય છે કે 'આ શું? કેવી રીતે હું ગુણહીન અને તત્ત્વાંધકારભર્યો પુરુષ આ અદ્‌ભુત ગુણસંપન્ન અને તત્ત્વપ્રકાશવાળો બની ગયો!!' ખરૂં જોતાં સમ્યક્ત્વકાળમાં દેખાઈ પડતા ગુણ ભૂમિકા વિના એકાએક જ તદ્દન નવા ઉત્પન્ન નથી થયા; કિન્તુ પૂર્વની આદિ-ધાર્મિક અવસ્થામાં ક્રમશઃ એની પૂર્વાવસ્થાઓ ઉત્પન્ન થતી આવી છે. માત્ર એને અપુનર્બંધક અવસ્થામાં ખબર નહોતી કે 'મારામાં સમ્ય-ગ્દર્શનના ગુણોનું પૂર્વ રૂપ તૈયાર થતું આવી રહ્યું છે;' છતાં વસ્તુ ખરેખર તો એ જ બની રહી હતી, એટલે કે ઉત્તરકાળે પ્રગટનાર ઉચ્ચ ગુણોની નિષ્પાદનક્રિયા પૂર્વકાળમાં ચાલુ હતી. દા. ત. સમ્યગ્દર્શનકાળમાં દેવાધિદેવ અરિહંત પરમાત્મા પ્રત્યેના વિશિષ્ટ રાગગુણનો નિર્માણ-પ્રારંભ અપુનર્બંધક-કાળમાં જ વર્તતા ભવોદ્વેગ પૂર્વકના નિસ્સીમ દેવમમત્વગુણથી થઈ ચુકયો હતો. હવે તો માત્ર એ રાગ-મમત્વનો વિષય જ બદલાય છે. બાકી મૂળમાં જ જો સંસાર રાગ-બહુમાન ઊભું હોત અને તેથી દેવપર રાગ-બહુમાન ન હોત તો વીતરાગપ્રભુ પર વિશિષ્ટ રાગ શાનો થાય?

'न हि एवं प्रवर्तमानो नेष्टसाधक' :—

એટલે જ અપુનર્બંધક અવસ્થામાં તત્ત્વનું અવિરોધી હૃદય હોવાથી, એની અશુદ્ધ પણ દેવાદિની ઉપાસના-પ્રવૃત્તિમાં શુદ્ધ વીતરાગદેવા-દિની ઉપાસનારૂપ સત્પ્રવૃત્તિની નિષ્પાદનક્રિયા ચાલુ થઈ ગઈ છે. એટલે પ્રસ્થકન્યાય યા સુપ્ત-મંડિતપ્રબોધદર્શન-ન્યાય કે સુપ્તતીર્ણપ્રબોધ-દર્શન-ન્યાયથી એમ કહી શકાય કે એ અપુન-ર્બંધકાદિ ભવ્ય આદિધાર્મિક જીવની માર્ગાનુ-સારી પ્રવૃત્તિ વખતે પ્રસ્થકતુલ્ય યા સુસ-

મંડન-સુસતરણતુલ્ય સમ્યગ્દર્શનાદિ ઇષ્ટ ભાવને નથી સાધી રહ્યો એમ નહિ, કિન્તુ સાધી જ રહ્યો છે, સાધનાની દીર્ઘક્રિયામાં લાગેલો જ છે.

આવો અપુનર્બંધક આત્મા કદાચ બહારથી કોઇ આચારમાંથી ભ્રષ્ટ થયો હોય, તોય તે અપુનર્બંધક તરીકે એ રીતે પરખી શકાય કે એ સ્વયોગ્ય આચારના પ્રયત્નવાળો છે ને? આવા અપુનર્બંધક આત્માની પ્રત્યે સદુપદેશ સફળ નીવડે છે; કેમકે એનામાં એ ઝીલવાની પાત્રતા છે, એ મળવા પર એ શ્રવણ-ચિંતન-ભાવન કરે છે; કિન્તુ અરુચિ-વિરોધ-ઉન્માદ નથી કરતો.

(લ૦-) 'नानिवृत्ताधिकारायां प्रकृतावेवंभूत' इति कापिलाः । 'न अनवाप्तभवविपाक' इति च सौगताः । 'अपुनर्बन्धकास्त्वेवंभूता' इति तु जैनाः । तच्छ्रोतव्यमेतदादरेण, परिभावनीयं सूक्ष्मबुद्ध्या । शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनम् । रसतुल्यो ह्यत्रार्थः । स खलु प्रीणयत्यन्तरात्मानं, ततः संवेगादिसिद्धेः अन्यथा तददर्शनात् । तदर्थं चैष प्रयास इति न प्रारब्धप्रतिकूलमासेवनीयम् । प्रकृतिसुन्दरं चिन्तामणिरत्नकल्पं संवेगकार्यं चैतद् इति महाकल्याणविरोधि न चिन्तनीयम् । चिन्तामणिरत्नेऽपि सम्यग्ज्ञातगुण एव श्रद्धाद्यतिशय( प्र०...द्याशय )भावतोऽविधिविरहेण (प्र०....वधिविरहेण) महाकल्याणसिद्धे( प्र०...सिद्धि )रित्यलं प्रसङ्गेन ।

અર્થ:-'પ્રકૃતિનો અધિકાર ઊઠી ગયા વિના એવો ન હોય,-' એમ કપિલમતાનુયાયીઓ (સાંખ્યો) કહે છે. 'ભવ-વિપાક પ્રાપ્ત થયા વિના (એવો ન હોય),' એમ બૌદ્ધો કહે છે. ત્યારે 'અપુનર્બંધકો એવા હોય છે,' એમ જૈનોનું કહેવું છે. માટે આ (ચૈત્યવંદનસૂત્ર-વ્યાખ્યાન) આદરપૂર્વક સાંભળવું, (અને) સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવું. અર્થ જાણ્યા વિનાનું (સૂત્રનું) અધ્યયન સૂકી શેલડી ચાવવા જેવું છે; કેમકે અહીં અર્થ રસ જેવો છે. ખરેખર તે અંતરાત્માને સંતોષ આપે છે, કારણકે એનાથી સંવેગાદિ સિદ્ધ થાય છે; ત્યારે અર્થ વિના તો (સંવેગાદિની પ્રાપ્તિ) નથી દેખાતી. એટલા જ માટે આ (અર્થ વ્યાખ્યાનનો) પ્રયાસ છે. તેથી (અર્થ-વ્યાખ્યાનના આવા) કરેલા પ્રયાસની વિરુદ્ધ (કાંઇ) નહિ આચરવું. '(અર્થબોધ વિના એકલું) સૂત્ર જ સહજસુંદર ચિંતામણિરત્ન જેવું તથા સંવેગ પેદા કરનારું છે,' એમ મહાકલ્યાણનું બાધક (અર્થ-વ્યાખ્યાની અવજ્ઞા-તિરસ્કારાદિરૂપ કાંઇ) ન વિચારવું; કેમકે ચિંતામણિરત્નથી પણ, જો એના ગુણની સારી ખબર હોય તોજ, શ્રદ્ધાદિ વિશેષ ભાવ જાગીને અવિધિ ન કરવા દ્વારા મહાકલ્યાણ સિદ્ધ થાય છે. એટલી પ્રાસંગિક ચર્ચા બસ છે.

વિવેચન:-દર્શનોમાં આદિધાર્મિક ક્યારે?:-

આવો ગુણસંપન્ન આદિધાર્મિક જીવ ક્યારે બની શકે એ અંગે હવે દર્શનમતો બતાવે છે.

કપિલમતાનુયાયી સાંખ્યો કહે છે કે 'જડ-સૃષ્ટિમાત્રના મૂળ કારણભૂત સત્ત્વ-રજસ્-તમસ્-રૂપ ત્રિગુણાત્મક જડ પ્રકૃતિનો આત્મા પરથી અધિકાર (વર્ચસ્વ) ઊઠી ગયા વિના એ એવો ગુણસંપન્ન અને ઉપદેશપાત્ર આદિધાર્મિક ન બની શકે. ચેતન જીવ પર પ્રકૃતિનો અધિકાર ચાલ્યો આવે છે તેથી અકર્તૃત્વ-અભોક્તૃત્વાદિ સ્વભાવવાળો ચેતન પોતાને કર્તા-ભોક્તા માને છે. ખરેખર તો કર્તા-ભોક્તા પ્રકૃતિ છે; પણ ચેતન પર એનો પ્રભાવ હોવાથી નિરંજન નિરાકાર કૂટસ્થનિત્ય ચેતન એવી ભ્રાન્તિમાં પડે છે, જાણે 'પ્રકૃતિ એટલે હું જ, હું કર્તા-ભોક્તા-જ્ઞાતા.' આથી જ સંસારધારા ચાલે છે. જો એ પ્રભાવ ઊઠી જાય, ચેતન સમજે કે 'હું પ્રકૃતિ નહિ, કર્તા-ભોક્તા નહિ', તો સંસારધારાનો અંત આવે. એ પ્રભાવ-અધિકાર ઊઠી ગયાનું ત્યારે મનાય કે જ્યારે જીવ આવો ગુણસંપન્ન આદિધાર્મિક બન્યો હોય; કેમકે પ્રકૃતિપ્રભાવ ચાલી ગયા વિના તેવા આદિધાર્મિક બની શકાતું નથી. તેમ ઉપદેશપાત્રતા પણ નથી આવતી.' આમ સાંખ્યોનું કહેવું છે.

બૌદ્ધમતવાળા એમ કહે છે કે 'ભવવિપાક પ્રાપ્ત થયા વિના એવા ગુણસંપન્ન આદિધાર્મિક નથી બની શકાતું. આત્મા ક્ષણિક વિજ્ઞાનસ્વરૂપ છે. પૂર્વ પૂર્વ વાસનાવશ એના પર ભવસંતતિ

ચાલી આવે છે. જ્યારે આનો પરિપાક થાય ત્યારે જ એ ગુણસંપન્ન આદિધાર્મિક બને છે, અને પછી પક્વ થઇ ગયેલ ભવસંતતિનો ઉચ્છેદ કરી શકે છે. બાકી ભવપરિપાક પ્રાપ્ત થયા વિના ગુણસંપન્ન અને ઉપદેશપાત્ર આદિધાર્મિક ન બની શકાય.'

જૈનો કહે છે કે 'અપુનર્બંધક બનેલા જીવ જ એવા ગુણસંપન્ન અને ઉપદેશપાત્ર આદિધાર્મિક હોય છે. અપુનર્બંધકના આત્મપરિણામ એવા બન્યા છે કે એ હવે ફરીથી મોહનીયાદિ કર્મનો બંધ ઉત્કૃષ્ટી સ્થિતિનો ન કરે. ત્યારે જ એ એવો ગુણસંપન્ન બની શકે છે.'

સારાંશ કહીએ તો મુમુક્ષુભાવવાળામાં એવી ગુણસંપન્નતા અને ઉપદેશપાત્રતા આવે છે.

આમ પ્રકૃતિ-અધિકાર ઊઠી ગયેલાની, કે ભવપરિપાકવાળાની, યા અપુનર્બંધકની પ્રત્યેજ કરેલો ઉપદેશ, અર્થવ્યાખ્યાન, સફળ થાય છે. એટલા માટે જ જેને ભવભ્રમણો જ ખપતા હોય એવા જીવોનો તો કોઇ સવાલ નથી, પરંતુ મુમુક્ષુ-મોક્ષાર્થી જીવે તો આ ચૈત્યવંદનસૂત્ર-વ્યાખ્યાના ઉપદેશ આદર-બહુમાનપૂર્વક સાંભળવો જોઇએ, અને એના પર સ્થૂલ-અકુશળ-ઉપલકિયા બુદ્ધિથી નહિ કિન્તુ સૂક્ષ્મ-નિપુણ-ગંભીર મતિથી વિચારણા કરવી જોઇએ.

**અર્થજ્ઞાનથી સંવેગાદિ:-**

પ્ર૦-અર્થ વિના એકલા ચૈત્યવંદન સૂત્રોનો જ અભ્યાસ કરે તો ન ચાલે? અર્થના શ્રવણ-ચિંતનથી શો વિશેષ?

ઉ૦-અર્થ જાણવાની ઉપેક્ષા કરવી અને એકલા સૂત્રનું અધ્યયન કરવું એ તો સૂકી શેરડીને ચાવવા જેવું છે. એમાંથી રસ-મિઠાશ કયાંથી મળે? રસતુલ્ય સૂત્રાર્થ છે, સૂત્રના અર્થનું અધ્યયન છે, શ્રવણ-મનન છે. જેમ રસ સુકાઇ ન ગયો હોય એવી રસભરી શેરડીને ચાવવાથી મોં મિઠાશભર્યું બને છે, એમ સૂત્ર સાથે અર્થવ્યાખ્યાન સાંભળવા-વિચારવાથી અંતરાત્માને સંતોષ થાય છે, આલ્હાદ ઊપજે છે. કેમકે અર્થજ્ઞાનથી સૂત્રની મહા ગંભીરતા સમજાય છે, અને એમાં ખચ ભરેલા જિનોક્ત તત્ત્વપદાર્થો તથા કર્તવ્યનિર્દેશોનો બોધ થાય છે. એથી સંવેગ, વૈરાગ્ય, વગેરેની પ્રાપ્તિ થાય છે; એ શુભ ભાવો સિદ્ધ થાય છે. પામર અબુઝ જીવનું એકલા સૂત્રાક્ષર ભણી એ સિદ્ધ કરવાનું શું ગજું? સ્પષ્ટ અર્થ-બોધ વિના એ તત્ત્વ-કર્તવ્યો અને સૂત્રગાંભીર્ય ન જણાયાથી સંવેગાદિ સિદ્ધ નથી થતા એ જગતમાં દેખાય છે.

**અર્થની ઉપેક્ષા મહા કલ્યાણવિરોધિ:-**

એ અર્થબોધ કરાવવા માટે અમારો આ ચૈત્યવંદન સૂત્રોના અર્થવ્યાખ્યાનનો પ્રયાસ છે. તેથી આ કરેલા પ્રયાસને પ્રતિકૂળ કાંઇ ન કરવું-આચરવું; અર્થાત્ આ અર્થવ્યાખ્યાનની અવગણના-ઉપેક્ષા-અરુચિ ન કરવી, કે એની નિન્દા, તિરસ્કાર, યા બીજાને આનો અંતરાય વગેરે કશું ન આચરવું. અર્થવ્યાખ્યામાં કહેલા ભવ્ય ભાવોની અપેક્ષાએ અર્થવ્યાખ્યાન તો સહજ સુંદર, ચિંતામણિરત્ન સમું અને સંવેગોત્પાદક છે, માટે એનો વિરોધ એ તો મહાકલ્યાણનો વિરોધ છે. તેથી એના વિરુદ્ધ જરાય ન વિચારવું.

પ્ર૦-વ્યાખ્યાકારની પોતાની વ્યાખ્યાની આવી પ્રશંસામાં અભિમાન નથી?

ઉ૦-ના, (૧) વ્યાખ્યાકારે પોતેજ પ્રારંભે કહ્યું છે કે 'આ વ્યાખ્યામાં મૂળ ગુરુ પાસેથી જેટલું જાણ્યું તેટલું કહીશ,' અર્થાત્ વ્યાખ્યાના પદાર્થ ગુરુથી કહેવાયેલા છે. એટલે વ્યાખ્યાની પ્રશંસા ખરી રીતે ગુરુકથનને જશ આપે છે. એટલુંજ નહિ, પણ (૨) અર્થવ્યાખ્યાન તો સૂત્રમાં ભરેલા ભાવોનું એક પ્રગટીકરણ માત્ર છે, તેથી પ્રશંસા ખરી રીતે એ ભાવોની, અને એ ભાવભર્યા સૂત્રના રચયિતાની છે કે 'એમના સૂત્રમાં કેવા સુંદર ગર્ભિત ભાવો!' સારાંશ. વ્યાખ્યાની પ્રશંસા સૂત્રના ભાવોના જ ગુણગાનરૂપ છે, નહિ કે પોતાના ગુણગાનરૂપ.

પ્ર૦-અસ્તુ. પરંતુ સૂત્ર જ પોતે સહજસુંદર ચિંતામણિરત્ન જેવાં, અને સંવેગકારી છે. તો પછી એથી જ કામ સરશે; અર્થવ્યાખ્યાની શી જરૂર?

ઉ૦-સૂત્ર એ ચિંતામણિરત્ન સાચું, પરંતુ ચિંતામણિ ય લાભ કોને કરે છે? જે એના

વિશિષ્ટ ગુણ સારી રીતે જાણે અને એના પર શ્રદ્ધા-બહુમાનાદિ અતિશય ભાવપૂર્વક તથા અવિધિ રહિત એને સેવે, એ જ એનાથી મહા લાભ પામે છે. ભીલ જેવો અબુઝ જે ચિંતામણિ હાથમાં છતાં એની વિશેષતા જાણતો નથી અને બીજા કાચના ટુકડા સમાન એને લેખે છે, એને એનો ખાસ લાભ ક્યાંથી થાય? એ જ પ્રમાણે સૂત્ર પણ એના અર્થનો સારી રીતે બોધ હોય અને તેથી એના પર અતિશય શ્રદ્ધા-બહુમાનાદિ જાગી અવિધિરહિત ચૈત્યવંદનાનુષ્ઠાનરૂપે એની ઉપાસના હોય, એને જ મહાકલ્યાણ સાધી આપે છે, અર્થની ઉપેક્ષા કરનારને નહિ. માટે જ એ અર્થ જાણવા સારૂ અર્થવ્યાખ્યાન અતિ આવશ્યક હોઈ આદરણીય અને મનનીય છે. આટલી પ્રાસંગિક ચર્ચા બસ છે.

(લ૦-) आचार्य हरिभद्रेण दृब्धा सन्यायसंगता ।
चैत्यवन्दनसूत्रस्य वृत्तिर्ललितविस्तरा ॥ १ ॥
य एनां भावयत्युच्चै-र्मध्यस्थनान्तरात्मना ।
स वन्दनां सुबीजं वा नियमादधिगच्छति ॥ २ ॥
पराभिप्रायमज्ञात्वा तत्कृतस्य न वस्तुनः ।
गुणदोषौ सता वाच्यौ, प्रश्न एव तु युज्यते ॥ ३ ॥
प्रष्टव्योऽन्यः परीक्षार्थ-मात्मनो वा परस्य वा ।
ज्ञानस्य वाभिवृद्ध्यर्थं त्यागार्थं संशयस्य वा ॥४॥
कृत्वा यदर्जितं पुण्यं मयैनां शुभभावतः ।
तेनास्तु सर्व्वसत्त्वानां मात्सर्यविरहः परः ॥ ५ ॥
इति ललितविस्तरानाम चैत्यवन्दनवृत्तिः समाप्ता ।
कृतिर्धर्म्मतो याकिनीमहत्तरासूनोराचार्यहरिभद्रस्येति ।

અર્થ અને વિવેચનઃ-

હવે લલિતવિસ્તરાકાર ગ્રન્થસમાપ્તિ કરતાં કહે છે,

**ગ્રંથરચયિતા :-** ચૈત્યવંદનસૂત્રની લલિતવિસ્તરા નામની, પ્રામાણિક યુક્તિ-દૃષ્ટાન્તોથી ગર્ભિત, વિવેચના આચાર્ય હરિભદ્ર દ્વારા કરવામાં આવી.

**ગ્રંથ પ્રભાવઃ-** જે પુરુષ મધ્યસ્થ અંતરાત્મા વડે આ વિવેચનનું અતિશય ભાવન કરે છે, અર્થાત્ આ વિવેચન પર ગંભીર ચિંતન કરી એમાં કહેલા ભાવોથી નિજને અત્યંત ભાવિત કરે છે, એ અવશ્ય વંદના અથવા સારા બીજને પ્રાપ્ત કરે છે; એને અરિહંત પ્રભુને સમ્યક્ત્વયુક્ત ભાવ-વંદના તથા એનું દૃઢ બીજ અચૂક પ્રાપ્ત થાય છે.

**અવિચારિત ગુણદોષ-કથનનો નિષેધ.-** સત્પુરુષે બીજાના કથનાદિનો અભિપ્રાય જાણ્યા-સમજ્યા વિના એણે કરેલ વસ્તુના ગુણદોષ કહેવા યોગ્ય નહિ.-યોગ્ય હોય તો તે માત્ર પ્રશ્ન જ કરવા યોગ્ય છે. એટલે જ આ લલિતવિસ્તરામાં કહેલ પદાર્થ અંગે પણ એમ જ સમજવું. એને બરાબર સમજ્યા વિના એના પર દોષનો આક્ષેપ નહિ કરવો જોઇએ. હાં, એની કોઈ વસ્તુ પર પ્રશ્ન કરી શકાય.

**પ્રશ્નનાં ૪ કારણ:-** પ્રશ્ન ચારમાંના કોઈ કારણે થઇ શકે છે; •(૧) પોતાના બોધની પરીક્ષાર્થે, કે પોતે જે સમજે છે તે બરાબર છે? પ્રશ્નનો ઉત્તર મળે એ પરથી પોતાની સમજની સત્યાસત્યતા પારખી શકે. એમ, •(૨) સામાના બોધની પરીક્ષા માટે પણ પ્રશ્ન થાય. 'ઉત્તર કરી શકે છે? કરે છે તો કેવો કરે છે?' એ પરથી સામાના બોધની પારખ થાય. •(૩) અથવા, પોતાના જ્ઞાનની વૃદ્ધિ માટે પ્રશ્ન થાય, જેથી એનું સમાધાન મળતાં પોતાનું જ્ઞાન વધે. •(૪) અથવા પોતાને કેઇ વાતનો સંશય હોય તો તેના નિરાકરણ માટે પણ પ્રશ્ન થાય; જેથી ચોક્કસ ઉત્તર મળતાં સંશય ટળે, ને એક ચોક્કસ વસ્તુનો નિર્ણય થાય.

**ગ્રન્થરચના પર અભિલાષાઃ-** શુભ ભાવથી આ લલિતવિસ્તરા રચીને મારાથી જે પુણ્ય ઉપાર્જવામાં આવ્યું તેનાથી સર્વ જીવોને ઉત્કૃષ્ટ માત્સર્યત્યાગ થાઓ; અર્થાત્ જીવોમાંથી ઈર્ષ્યા-અસહિષ્ણુતા-બળતરા નષ્ટ થઇ જાઓ.

પ્ર૦-શું માત્સર્ય એટલો મોટો દોષ છે?

ઉ૦-હા, કેમકે એથી સામા પર બળવાનું, સામાનું સારૂં ન સહી શકવાનું હોઇ, એ ગુણાનુરાગ જાગવા જ દેતું નથી. તેથી ગુણરૂપી ફળ આવવા માટે બીજભૂત જે ગુણપ્રશંસા-ગુણાકર્ષણ,

તે જ અવરોધાય છે! માત્સર્ય એ ગુણ-પ્રાપ્તિની ભૂમિકારૂપ ગુણપ્રશંસાને જ અટકાવે છે. પછી ગુણ ક્યાંથી ઉત્પન્ન થાય? ગ્રંથકારે જીવોના એ દોષનો અત્યંત નાશ ઇચ્છ્યો એટલે ગર્ભિત રીતે જીવોમાં ઉચ્ચ ગુણ પ્રાપ્તિ ઇચ્છી.

અંતે ગ્રંથકાર કહે છે કે 'આ પ્રમાણે ચૈત્યવંદનની લલિતવિસ્તરા નામની વિવેચના સમાપ્ત થઇ. આ રચના 'યાકિનીમહત્તરા'-સાધ્વીના ધર્મપુત્ર આચાર્ય હરિભદ્રની છે. એમને જૈન ધર્મ પામવાનું મૂળ નિમિત્ત એ સાધ્વીજીએ આપ્યું, તેથી કૃતજ્ઞતારૂપે સાધ્વીજીને એમણે ધર્મમાતા લેખી પોતાને એમના ધર્મસૂનુ ધર્મપુત્ર તરીકે ઓળખાવે છે.

સમાપ્તિમાં લલિતવિસ્તરાની પદવ્યાખ્યારૂપ 'પંજિકા'ના રચયિતા મહર્ષિ આ. શ્રી મુનિચંદ્રસૂરિજી મહારાજ જિનાગમ-મર્મવેદી ઉપરાંત એક સમર્થ દર્શનવેત્તા અને પ્રખર વિદ્વાન વ્યાખ્યાકાર હોવા છતાં પોતાની લઘુતા બતાવતાં કહે છે,-

कष्टो ग्रन्थो, मतिरनिपुणा, संप्रदायो न तादृक्,
शास्त्रं तन्त्रान्तरमतगतं संनिधौ नो तथापि ।
स्वस्य स्मृत्यै, परहितकृते चात्मबोधानुरूपं,
मागामागःपदमहमिह व्यापृतश्चित्तशुद्ध्या ॥

-અર્થાત્, 'લલિતવિસ્તરા' ગ્રન્થ કઠિન છે. એના સૂક્ષ્મ અને વિસ્તૃત ભાવને દોહી શકે એવી મારી બુદ્ધિ નિપુણ નથી તેમજ એ ભાવોના બોધની ગુરુપરંપરા પણ મને વળી નથી. તથા, જે જે દર્શનમતો અને એનું નિરાકરણ આ મહાશાસ્ત્રમાં મૂકેલ છે એ દર્શનમતોનાં શાસ્ત્ર પણ મારી પાસે નથી. તેમ છતાં લલિત વિ૰ ગ્રન્થના પદાર્થોનાં સ્વકીય પુનઃપુનઃ સ્મરણ માટે અને બીજા બાળજીવોના હિતાર્થે મારા પોતાના બોધના અનુસારે વિશુદ્ધ આશયથી આ 'પંજિકા'-નિર્માણમાં પ્રવૃત્ત થયો છું. એવો હું અપરાધપાત્ર ન થાઉં એમ ઇચ્છું છું. કેમકે સ્વસ્મૃતિ અને પરહિતનો નિર્મળ આશય રાખીને પ્રવર્તનાર પુરુષ ઠપકો દેવા યોગ્ય નથી.

તપાગચ્છ-ગગનદિવાકર, 'કર્મપ્રકૃતિ' આદિ શાસ્ત્રનિષ્ણાત, આબાલ સુવિશુદ્ધ ચારિત્ર, સુવિશાળ ગચ્છાધિપતિ, ગુરુદેવ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના સુપસાયે એઓશ્રીના ચરણરજ પંન્યાસ ભાનુવિજય વડે 'શ્રી લલિતવિસ્તરા' મહાશાસ્ત્રનું એની પંજિકા અને અન્ય શાસ્ત્રોના આધારે કરાયેલ આ વિવેચન સમાપ્ત થયું. એમાં મતિદોષથી ગ્રન્થકારના આશય કે જિનાજ્ઞાથી વિરુદ્ધ કાંઈપણ કહેવાયું હોય તો તેનો મિથ્યા દુષ્કૃત દઉં છું.



# પરિશિષ્ટ-૧ ગોખવા લાયક શ્લોકો તથા પાઠો

प्रणम्य भुवनालोकं महावीरं जिनोत्तमम् ।
चैत्यवन्दनसूत्रस्य व्याख्येयमभिधीयते ॥
अनन्तगमपर्यायं सर्वमेव जिनागमे ।
सूत्रमतोऽस्य कार्त्स्न्येन व्याख्यां कः कर्तुमीश्वरः ॥

卐 अर्थी समर्थः शास्त्रेणापर्युदस्तो धर्मेऽधिक्रियते । के पुनरस्याधिकारिणः । एतद्बहुमानिनो, विधिपरा, उचितवृत्तयश्च ।

卐 एवं हि कुर्वता आराधितं वचनं, बहुमतो लोकनाथः, परित्यक्ता लोकसंज्ञा, अङ्गीकृतं लोकोत्तरयानं, समासेविता धर्माचारितेति । न हि वचनोक्रमेव पन्थानमुल्लङ्घ्यापरो हितात्प्युपायः ।

卐 अपवादोऽपि सूत्राबाधया गुरुलाघवालोचनपरोऽधिकदोषनिवृत्त्या शुभः शुभानुबन्धी महासत्त्वाऽऽसेवित उत्सर्गभेद एव ।

जो उ गुणो दोसकरो, न सो गुणो, दोसमेव तं जाण ।
अगुणो वि हु होइ गुणो, विणिच्छओ सुन्दरो जत्थ ॥

प्रतिबध्नाति हि श्रेयः पूज्यपूजाव्यतिक्रमः ।

卐 सर्वथा निरूपणीयं प्रवचनगाम्भीर्यं, विलोकनीया तन्त्रान्तरस्थितिः, दर्शनीयं ततोऽस्याधिकत्वम्, अपेक्षितव्यो व्याप्तीतरविभागः, यतितव्यमुत्तमनिदर्शनेष्विति श्रेयोमार्गः ।

अप्रशान्तमतौ शास्त्रसद्भावप्रतिपादनम् ।
दोषायाभिनवोदीर्णे, शमनीयमिव ज्वरे ॥

卐 क्षितिनिहितजानुकरतलः प्रवर्द्धमानातितीव्रतरशुभपरिणामो भक्त्यतिशयात् मुदश्रुपरिपूर्णलोचनो रोमाञ्चाञ्चितवपुः ' मिथ्यात्वजलनिलयानेककुग्राहनक्रचक्राकुले भवाब्धावनित्यत्वाच्चायुषोऽतिदुर्लभमिदं सकलकल्याणैककारणं च अधःकृतचिन्तामणि-कल्पद्रुमोपमं भगवत्पादवन्दनं कथञ्चिदवाप्तम्, न चातः परं कृत्यमस्ती'त्यनेनात्मानं कृतार्थमभिमन्यमानो भुवनगुरौ विनिवेशितनयनमानसोऽतिचारभीरुतया सम्यगस्खलितादि-गुणसम्पदुपेतं तदर्थानुस्मरणगर्भमेवं प्रणिपातदण्डकसूत्रं पठति ।

卐 'नमः' इति पूजार्थं, पूजा च द्रव्य-भावसङ्कोचः, तत्र करशिरःपादादि संन्यासो द्रव्यसङ्कोचः, भावकोसङ्कोचस्तु विशुद्धस्य मनसो नियोग इति ।

卐 धर्मं प्रति मूलभूता वन्दना ।
'विधिनोप्ताद्यथा बीजादङ्कुराद्युदयः क्रमात् ।
फलसिद्धिस्तथा धर्मबीजादपि विदुर्बुधाः ॥
वपनं धर्मबीजस्य सत्प्रशंसादि तद्गतम् ।
तच्चिन्ताद्यङ्कुरादि स्यात्, फलसिद्धिस्तु निर्वृतिः ॥
चिन्ता-सत्श्रुत्य-ऽनुष्ठान-देवमानुषसम्पदः ।
क्रमेणाङ्कुर-सत्काण्ड-नाल-पुष्पसमा मताः ॥
फलं प्रधानमेवाहुर्नानुषङ्गिकमित्यपि ।
पलालादिपरित्यागात् कृषौ धान्याप्तिवद् बुधाः ॥
अत एव च मन्यन्ते तत्त्वभावितबुद्धयः ।
मोक्षमार्गक्रियामेकां पर्यन्तफलदायिनीम् ॥

उपादेयधियात्यन्तं संज्ञाविष्कम्भणान्वितम् ।
फलाभिसन्धिरहितं 'संशुद्ध' ह्येतदीदृशम् ॥

卐 भावनमस्कारस्यापि उत्कर्षादिभेदोऽस्त्येवेति तत्त्वम् ।

卐 असिद्धे तत्प्रार्थनावचः ।

卐 पुष्पाऽऽमिष-स्तोत्र-प्रतिपत्पूजानां यथोत्तरं प्राधान्यम् ।

( 'प्रतिपत्तिः'=अविकलाप्तोपदेशपालना ) ।

"कर्तुमिच्छोः श्रुतार्थस्य ज्ञानिनोऽपि प्रमादतः ।
विकलो धर्मयोगो यः स इच्छायोग उच्यते ॥"
शास्त्रयोगस्त्विह ज्ञेयो यथाशक्त्यप्रमादिनः ।
श्राद्धस्य तीव्रबोधेन वचसाऽविकलस्तथा ॥
शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ।
शक्त्युद्रेकाद् विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥
द्विधाऽयं धर्मसंन्यास-योगसंन्याससंज्ञितः ।
क्षायोपशमिका धर्मा, योगाः कायादिकर्म तु ॥
द्वितीयापूर्वकरणे, प्रथमस्तात्त्विको भवेत् ।
आयोज्यकरणादूर्ध्वं, द्वितीय इति तद्विदः ॥

卐 धर्मस्तु-सम्यग्दर्शनादिरूपो दानशीलतपोभावनामयः साश्रवानाश्रवो महायोगात्मकः ।

卐 येनेह जीवा जन्मजरामरणसलिलं मिथ्यादर्शनाविरतिगम्भीरं महाभीषणकषायपातालं सुदुर्लङ्घ्यमोहावर्त्तरौद्रं विचित्रदुःखौघदुष्टश्वापदं रागद्वेषपवनविक्षोभितं संयोगवियोगवीचीयुक्तं प्रबलमनोरथवेलाकुलं सुदीर्घं संसारसागरं तरन्ति तत् तीर्थमिति ।

(पंजि०—'परम्परया'=व्यवधानेन, अनुग्रहकरा= उपकारकराः। कल्याणयोग्यतालक्षणो हि जीवानां स्वपरिणाम एव क्षायोपशमिकादिरनन्तरमनुग्रहहेतुः तद्धेतुतया च भगवन्तो; अथवा 'परम्परया=अनुबन्धेन स्वतीर्थानुवृत्तिकालं यावत् सुदेवत्वसुमानुषत्वादिकल्याणलाभलक्षणया वाऽनुग्रहकरा इति ॥)

※ आकालमेते परार्थव्यसनिन उपसर्ज्जनीकृतस्वार्था उचितक्रियावन्तः अदीनभावाः सफलारम्भिणः अदृढानुशयाः कृतज्ञतापतयः अनुपहतचित्ता देवगुरुबहुमानिनस्तथा गम्भीराशया इति।

※ नाशुद्धमपि जात्यरत्नं समानमजात्यरत्नेन। तथा संस्कारयोगे सत्युत्तरकालमपि तद्भेदोपपत्तेः। न हि काचः पद्मरागी भवति, जात्यनुच्छेदेन गुणप्रकर्षाभावात्।

※ सिंहा इव प्रधानशौर्यादिगुणभावेन ख्याताः पुरुषसिंहाः। ख्याताश्च कर्म्मशत्रून् प्रति शूरतया, तदुच्छेदनं प्रति क्रौर्येण, क्रोधादीन् प्रति त्वसहनतया, रागादीन् प्रति वीर्ययोगेन, तपःकर्म्म प्रति वीरतया। अवज्ञैषां परिषहेषु, न भयमुपसर्गेषु, न चिन्तापीन्द्रियवर्ग्गे, न खेदः संयमाध्वनि, निष्प्रकम्पता सद्ध्यान इति।

※ 'लोगुत्तमाणं'; 'लोकः' भव्यसत्त्वलोकः। 'लोगनाहाणं'; —बीजाधानादिसंविभक्तो भव्यलोकः; —बीजाधानोद्भेदपोषणैर्योगः, क्षेमं च तत्तदुपद्रवाद्यभावेन। 'लोगहिआणं'; लोकः प्राणिलोको पञ्चास्तिकायात्मको वा। इह यो यं याथात्म्येन पश्यति, तदनुरूपं च चेष्टते भाव्यपायपरिहारसारं, स तस्मै तत्त्वतो हित इति हितार्थः। 'लोगपईवाणं'; लोकः तद्देशनाद्यंशुभिः प्रकाशितज्ञेयभावः संज्ञिलोकः। 'लोगपज्जोअगराणं'; लोकः उत्कृष्टमतिः भव्यसत्त्वलोकः।

※ भवनिर्वेदद्वारेणार्थतो भगवद्बहुमानादेव विशिष्टकर्म्मक्षयोपशमभावादभयादिधर्म्मसिद्धेः, तद्व्यतिरेकेण नैःश्रेयसधर्म्मासम्भवाद्, भगवन्त एव तथा तथा सत्त्वकल्याणहेतवः। भवनिर्वेदः= संसारोद्वेगो, यथा,—

'कायः संनिहितापायः सम्पदः पदमापदाम्।
समागमाः सापगमाः सर्व्वमुत्पादिभङ्गुरम् ॥'

※ 'अभय'मिति विशिष्टमात्मनः स्वास्थ्यम्, चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतो धर्म्मः तत्स्वभावत्वात्। 'श्रद्धा'=रुचिः धर्म्मप्रशंसादिरूपा। 'मार्ग्गः' चेतसोऽवक्रगमनं, विशिष्टगुणस्थानावाप्तिप्रगुणः क्षयोपशमविशेषः।

'१प्रवृत्ति—२पराक्रम—३जया—४ऽऽनन्द—५ऋतम्भरभेदः कर्म्मयोगः' (१चरमयथाप्रवृत्तकरण-२अपूर्वकरणा-३ऽनिवृत्तिकरण-४सम्यग्दर्शन—५देवतापूजनादिव्यापारः।)—'शरणं' भयार्त्तत्राणं, तच्च तत्त्वचिन्तारूपमध्यवसानं, विविदिषेत्यर्थः। 'बोधिः'=जिनप्रणीतधर्मप्राप्तिः। यथोक्तं भगवद्बोपेन्द्रेण धृतिः, श्रद्धा, सुखा, विज्ञप्तिरिति तत्त्वधर्म्मयोनयः;...विज्ञप्तिश्च बोधिः।

※ श्रावकधर्म्मोऽणुव्रताद्युपासकप्रतिमागतक्रियासाध्यः साधुधर्म्माभिलाषातिशयरूपः आत्मपरिणामः। साधुधर्म्मः पुनः सामायिकादिगतविशुद्धक्रियाभिव्यङ्ग्यः सकलसत्त्वहिताशयाऽमृतलक्षणः स्वपरिणाम एव।

* नायं भगवदनुग्रहमन्तरेण, विचित्रहेतुप्रभवत्वेऽपि महानुभावतयाऽस्यैव प्राधान्यात् । भवत्येतदासन्नस्य भगवति बहुमानः, ततो हि सद्देशनायोग्यता, ततः पुनरयं नियोगतः; इत्युभयतत्त्वभावतया तदाधिपत्यसिद्धेः' ।

* 'धम्मदेसयाणं' तद्यथा,–' प्रदीप्तगृहोदरकल्पोऽयं निवासः शारीरादिदुःखानां, न युक्तं इह विदुषः प्रमादः, यतः अतिदुर्लभेयं मानुषावस्था, प्रधानं परलोकसाधनं, परिणामकटवो विषयाः, विप्रयोगान्तानि सत्सङ्गतानि, पातभयातुरमविज्ञातपातमायुः । तदेवं व्यवस्थिते विध्यापनेऽस्य यतितव्यम् ।

* एतच्च १ सिद्धान्तवासनासारो धर्म्ममेघो यदि परं विध्यापयति । अतः २ स्वीकर्तव्यः सिद्धान्तः, ३ सम्यक् सेवितव्यास्तद्भिज्ञाः, ४ भावनीयं 'मुण्डमालालुका' ज्ञातं, ५ त्यक्तव्या खल्वसदपेक्षा, ६ भवितव्यमाज्ञाप्रधानेन, ७ उपादेयं प्रणिधानं, ८ पोषणीयं साधुसेवया धर्म्मशरीरं, ९ रक्षणीयं प्रवचनमालिन्यम् । ( मुण्डमाला = शिरःस्रग् आलुका=मृण्मयी ।
अनित्यताकृतबुद्धिर्म्लानमाल्यो न शोचते ।
नित्यताकृतबुद्धिस्तु भग्नभाण्डोऽपि शोचते ॥१॥)

एतच्च विधिप्रवृत्तः सम्पादयति, अतः सर्वत्रः १० विधिना प्रवर्तितव्यं, ११ यत्नाद् ज्ञातव्य आत्मभावः, १२ प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि, १३ यतितव्यमसंपन्न–(मसपत्न) योगेषु, १४ लक्षयितव्या विस्रोतसिका, १५ प्रतिविधेयमनागतमस्याः भयशरणाद्युदाहरणेन ।

भवत्येवं सोपक्रमकर्म्मनाशः, निरुपक्रमकर्म्मानुबन्धव्यवच्छित्तिः—इत्येवं धर्म्मं देशयन्तीति धर्म्मदेशकाः ।

* 'धम्मनायगाणं'–( १ ) तद्वशीकरणभावात् ( २ ) तदुत्तमावाप्तेः, ( ३ ) तत्फलपरिभोगात् ( ४ ) तद्विघातानुपपत्तेः ।

एतद्दर्शिनो भगवन्तः (१) विधिसमासादनेन (२) निरतिचारपालनतया, (३) यथोचितदानतः (४) तत्रापेक्षाऽभावेन ।

तदुत्तमावाप्तयश्च भगवन्तः (१) प्रधानक्षायिकधर्म्मावाप्त्या, (२) परार्थसंपादनेन, (३) हीनेऽपि प्रवृत्तेः, (४) तथाभव्यत्वयोगात् ।

तत्फलपरिभोगयुक्ताः (१) सकलसौन्दर्येण, (२) प्रातिहार्ययोगात् (३) उदारर्द्ध्यनुभूतेः; (४) तदाधिपत्यतो भावात् ।

तद्विघातरहिताः (१) अवन्ध्यपुण्यबीजत्वात् , (२) अधिकानुपपत्तेः, (३) पापक्षयभावात् , (४) अहेतुकविघातासिद्धेः ।

* 'परमब्रह्मण एते क्षेत्रविदोऽंशा व्यवस्थिता वचनात् । वह्निस्फुलिङ्गकल्पाः समुद्रलवणोपमास्त्वन्ये ॥ १ ॥ सादिपृथक्त्वममीषामनादि वाऽहेतुकादिवाऽचिन्त्यम् । युक्त्या ह्यतीन्द्रियत्वात् प्रयोजनाभावतश्चैव ॥ २ ॥'

* आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन्प्रज्ञां लभते तत्त्वमुत्तमम् ॥१॥
आगमश्चोपपत्तिश्च संपूर्णं दृष्टिलक्षणम् ।
अतीन्द्रियाणामर्थानां सद्भावप्रतिपत्तये ॥२॥
आगमो ह्याप्तवचनमाप्तं दोषक्षयाद्विदुः ।
वीतरागोऽनृतं वाक्यं न ब्रुयाद्धेत्वसंभवात् ॥३॥
तच्चैतदुपपत्त्यैव प्रायशो गम्यते बुधैः ।

वाक्यलिङ्गा हि वक्तारः सद्वाक्यं चोपपत्तिमत् ।४।
अन्यथातिप्रसङ्गः स्यात् तत्तया रहितं यदि ।
सर्वस्यैव हि तत्प्राप्तेरित्यनर्थो महानयम् ॥५॥

* तदेवमर्हतां बहुत्वसिद्धिः, विषयबहुत्वेन च नमस्कर्त्तुः फलातिशयः सदाशयस्फातिसिद्धेः। रत्नावलीदर्शनक्रियेव एकरत्नदर्शनक्रियातो भिद्यते, हेतुफलभेदात्-सर्वार्हदालम्बनेयमिति हेतुभेदः, प्रमोदातिशयजनिकेति च फलभेदः ।

* (नवसंपदामुपपत्तिः–) प्रेक्षापूर्वकारिणां १ प्रवृत्त्यङ्गं, २ हेतुसम्पदं प्रति जिज्ञासा; ते ३ परंपरया मूलशुध्यन्वेषणपराः, ४ परंपरया फलप्रधानारम्भप्रवृत्तिशीलाः, ५ विशुद्धिनिपुणारम्भभाजः, ६ सामान्यविशेषरूपफलदर्शिनः, ७ विशेषनिश्चयप्रियाः, ८ अतिगम्भीरोदाराः, ९ दीर्घदर्शिनः ।

* एकानेकस्वभावत्वं तु वस्तुनो वस्त्वन्तरसम्बन्धाविर्भूतानेकसंबन्धिरूपत्वेन पितृपुत्रभ्रातृभागिनेयादिविशिष्टैकपुरुषवत्, पूर्वापर-अन्तरितानन्तरित–दूरासन्न–नवपुराण–समर्थासमर्थ–देवदत्तकृतचैत्रस्वामिक-लब्धक्रीत–हृतादिरूपघटवद्वा।

* यथाभव्यं स्थानवर्णार्थालम्बनगतचित्तः, सर्वसाराणि, यथाभूतानि, असाधारणगुणसङ्गतानि भगवतां, दुष्टालङ्कारविरहेण प्रकृष्टशब्दानि, भाववृद्धये, परयोगव्याघातवर्जनेन, परिशुद्धामापादयन् योगवृद्धिम्, अन्येषां सद्विधानतः सर्वज्ञप्रणीतप्रवचनोन्नतिकराणि, भावसारं, परिशुद्धगम्भीरेण ध्वनिना, सुनिभृताङ्गः सम्यगनभिभवन् गुरुध्वनितत्प्रवेशाद्, अगणयन् दंशमशकादीन् देहे, योगमुद्रया, रागादिविषपरममन्त्ररूपाणि महास्तोत्राणि पठति ।

* चित्तम्–अन्तःकरणं, तस्य भावः कर्म्म वा 'चैत्यं' । तत्रार्हतां प्रतिमाः प्रशस्तसमाधिचित्तोत्पादकत्वादर्हच्चैत्यानि ।

* 'वन्दनम्'=अभिवादनम् । 'पूजनं' गन्धमाल्यादिभिः समभ्यर्चनम् । प्रवरवस्त्राभरणादिभिरभ्यर्चनं 'सत्कारः'। स्तुत्यादिगुणोन्नतिकरणं 'सन्मानः'; मानसः प्रीतिविशेष इत्यन्ये।

* श्रावकः 'जिणपूयाविभववुद्धि'त्ति। भवति पूजासत्कारावुपलभ्य साधोः प्रमोदः—'साधु शोभनमिदमेतावज्जन्मफलमविरतानाम्' इति तदनुमति–उपदेशदानतः कारणापत्तेश्च । 'कर्त्तव्या जिनपूजा; न खलु वित्तस्यान्यच्छुभतरं स्थानम्' —अनवद्यं च तद्, दोषान्तरनिवृत्तिद्वारेण । अयमत्र प्रयोजकोंऽशः, उपायान्तराभावात्; नागभयसुतगर्त्ताकर्षणज्ञातेन ।

श्रावकस्तु सम्पादयन्नप्येतौ भावातिशयादधिकसम्पदनार्थमाह । न तस्यैतयोः संतोषः, तद्धर्म्मस्य तथास्वभावत्वात् । जिनपूजासत्कारयोः करणलालसः खल्वाद्यो: देशविरतिपरिणामः, औचित्यप्रवृत्तिसारत्वेनः, उचितौ चारम्भिण एतौ, सदारम्भरूपत्वात् ।

* वोधिलाभस्य प्रतिपातसम्भवाज्जन्मान्तरेऽपि तदर्थित्वसिद्धेः; क्षायिकसम्यग्दृष्ट्यपेक्षयाप्यपेक्षफलसाधकबोधिलाभापेक्षया एवमुपन्यासः । 'बोहिलाभवत्तियाए,' त्ति ।

* 'श्रद्धा' निजोऽभिलाषः जीवादितत्त्वार्थानुसारी कर्म्मफलसंबन्धास्तित्वादिसंप्रत्ययाकारः यथोदकप्रसादको मणिः । 'मेधा'

ग्रन्थग्रहणपटुः परिणामः, सद्ग्रन्थप्रवृत्तिसारः महांस्तदुपादेयपरिणामः; आतुरौषधाप्त्युपादेयतानिदर्शनेन। 'धृति'र्मनः-प्रणिधानं, विशिष्टा प्रीतिः, रहिता दैन्यौत्सुक्याभ्यां, यथा दौर्गत्योपहतस्य चिन्तामण्यावाप्तौ। 'धारणा' अधिकृतवस्त्वविस्मृतिः, वस्त्वानुपूर्वीगोचरा, जात्यमुक्ताफलमालाप्रोतकदृष्टान्तेन। 'अनुप्रेक्षा' तत्त्वार्थानुचिन्ता; १ परमसंवेगहेतुः, २ तद्दाढर्यविधायी, ३ विशेषसम्प्रत्ययाकारः, यथा रत्नशोधकोऽनलः।

* आदरः करणे प्रीतिरविघ्नः संपदागमः।
जिज्ञासा तज्ज्ञसेवा च, सदनुष्ठानलक्षणम् ॥१॥
अतोऽभिलषितार्थाप्तिस्तत्तद्भावविशुद्धितः।
यथेक्षोः शर्करातिः स्यात्क्रमात्सद्धेतुयोगतः॥२॥

*दण्डिखण्डनिवसनं भस्मादिविभूषितं सतां शोच्यम्
पश्यत्यात्मानमलं ग्रही नरेन्द्रादपि ह्यधिकम् ॥१॥
मोहविकारसमेतः पश्यत्यात्मानमेवमकृतार्थम्।
तद्व्यत्ययलिङ्गरतं कृतार्थमिति तद्ग्रहावेशात्॥२॥

* '१अगणीउ २छिन्दिज्ज व
३बोहियखोभाइ ४दीहडक्को वा।
आगारेहिं अभग्गो उस्सग्गो एवमाइएहि ॥ १ ॥

*'वयभङ्गे गुरुदोसो थेवस्स पालणा गुणकरी उ।
गुरुलाघवं च णेयं, धम्मंमि अओ उ आगारा ॥१॥
सव्वत्थ संजमं, संजमाओ अप्पाणमेव रक्खिज्जा।
मुच्चइ अइवायाओ, पुणो विसोही न याऽविरई ॥

*असढेण(प्र.हिं)समाइण्णं जं कत्थई केणइ असावज्जं।
ण णिवारियमन्नेहि य बहुमणुमयमेयमायरियं ॥

*१. वर्चोगृहकृमेर्यद्वद् मानुष्यं प्राप्य सुन्दरम्।
तत्राप्तानपि तत्रेच्छा न पुनः संप्रवर्त्तते ॥

२. विद्याजन्माप्तितस्तद्वद् विषयेषु महात्मनः।
तत्त्वज्ञानसमेतस्य न मनोऽपि प्रवर्त्तते ॥

३. विषग्रस्तस्य मन्त्रेभ्यो निर्विषाङ्गोद्भवो यथा।
विद्याजन्मन्यलं मोहविषत्यागस्तथैव हि ॥

४. शैवे मार्गेऽत एवासौ याति नित्यमखेदितः।
न तु मोहविषग्रस्त इतरस्मिन्निवेतरः ॥

५. क्रियाज्ञानात्मके योगे सातत्येन प्रवर्त्तनम्।
वीतस्पृहस्य सर्वत्र यानं चाहुः शिवाध्वनि ॥

*'दुर्गतिप्रसृताञ्जीवान् यस्माद्धारयते ततः।
धत्ते चैतान् शुभे स्थाने तस्माद्धर्म इति स्मृतः॥१॥'
तथा चान्यैरप्युक्तम्,-
'अज्ञानपांशुपिहितं, पुरातनं कर्म्मबीजमविनाशि।
तृष्णाजलाभिषिक्तं मुञ्चति जन्माङ्कुरं जन्तोः' ॥
तथा, 'दग्धे बीजे यथात्यन्तं प्रादुर्भवति नाङ्कुरः।
कर्म्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥'

*क्षीणक्लेशा एते न हि प्रसीदन्ति न स्तवोऽपि वृथा।
तत्स्तवभावविशुद्धेः प्रयोजनं कर्म्मविगम इति ॥१॥
स्तुत्या अपि भगवन्तः परमगुणोत्कर्षरूपतो ह्येते।
दृष्टा ह्यचेतनादपि मन्त्रादिजपादितः सिद्धिः॥२॥
यस्तु स्तुतः प्रसीदति रोषमवश्यं
स याति निन्दायाम्।
सर्वत्रासमचित्तः स्तुत्यो मुख्यः कथं भवति ॥३॥
शीतार्ति तेषु हि यथा द्वेषं वह्निर्न याति रागं वा।
नाह्वयति वा तथापि च तमाश्रिआः स्वेष्टमश्नुवते॥४॥
तद्वत्तीर्थंकरान् ये त्रिभुवनभावप्रभावकान् भक्त्या।
समुपाश्रिता जनास्ते भवशीतमपास्य
यान्ति शिवम् ॥५॥

*धर्म्माय हीनकुलादिप्रार्थनं मोहः, अतद्धेतुकत्वात्। ऋद्ध्यभिष्वङ्गतो धर्म्मप्रार्थनापि

मोहः, अतद्धेतुकत्वादेव । अनुपादेयतापरिणामे-नैवोपहतत्वेन धर्म्मस्य ततोऽभिलषितसमृद्धय-सिद्धेः ।

*भासा असच्चमोसा णवरं भत्तीए भासिया एसा ।
न हु खीणपेज्जदोसा देंति समाहिं च बोहिं च ।१।
तप्पत्थणाए तहवि य, ण मुसावाओ एत्थ विण्णेओ।
तप्पाणहाणाओ च्चिय तग्गुणओ हंदि फलभावा २।
चिन्तामणिरयणादिहिं जहाउ भव्वा समीहियं वत्थुं।
पावंति तह जिणेहिं तेसिं रागादभावे वि ॥ ३ ॥
वत्थुसहावो एसो अउव्वचिन्तामणी महाभागो ।
थोऊणं तित्थयरे पाविज्जइ बोहिलाभो त्ति ।।४।।
भत्तीए जिणवराणं खिज्जन्ती पुव्वसंचिया कम्मा ।
गुणपगरिसबहुमाणो कम्मवणदवाणलो जेण ।।५।।

* 'तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे,
देवे रागद्वेषमोहादिमुक्ते ।
साधौ सर्व्वग्रन्थसन्दर्भहीने,
संवेगोऽसौ निश्चलो योऽनुरागः ॥'

*'विदारयति यत्कर्म्म तपसा च विराजते ।
तपोवीर्येणयुक्तश्च, तस्माद् वीर इति स्मृत ॥'

*भगवन्नमस्कारश्च परमात्मविषयतयोप-मातीतो वर्त्तते; यथोक्तम्—

*'कल्पद्रुमः परो मन्त्रः, पुण्यं चिंतामणिश्च यः ।
गीयते स नमस्कारस्तथैवाहुरपण्डिताः ॥१॥'
कल्पद्रुमो महाभागः, कल्पनागोचरं फलम् ।
ददाति न च मन्त्रोऽपि, सर्वदुःखविषापहः।।२।।
'न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः ।
तत्कथं ते नमस्कार एभिस्तुल्योऽभिधीयते? ।३।

* उचितेषूपयोगफलमेतदिति ज्ञापनार्थं पठन्ति–'वेयावच्चगराणं ( 'उचितेषु'=लोकोत्तर-कुशलपरिणामनिबन्धनतया योग्येष्वर्हदादिषु, 'उपयोगफलं'=प्रणिधानप्रयोजनम् , 'एतत्'= चैत्यवन्दनम् , ) तदपरिज्ञानेऽप्यस्मात् तच्छुभ-सिद्धाविदमेव वचनं ज्ञापकम् । सदौचित्यप्रवृत्त्या सर्वत्र प्रवर्तितव्यमित्यैदम्पर्यमस्य । तदेतत् सकलयोगबीजम् ।

( 'तच्छुभसिद्धौ' तस्य=कायोत्सर्गकर्तुः, शुभसिद्धौ=विघ्नोपशमपुण्यबन्धादिसिद्धौ )

*'पंचंगो पणिवाओ, थयपाढो होइ जोगमुद्दाए ।
वंदण जिणमुद्दाए, पणिहाणं मुत्तसुत्तीए ।।१।।
'अण्णोण्णंतरियंगुलि–कोसागारेहिं दोहिं हत्थेहिं ।
पिट्टोवरिकोप्परसंठिएहिं तह जोगमुद्दत्ति ॥ २ ।।

*'मार्गानुसारिता'-असद्ग्रहविजयेन तत्त्वा-नुसारितेत्यर्थः ।

* 'इष्टफलसिद्धिः'–अविरोधिफलनिष्पत्तिः, अतो हीच्छाविघाताभावेन सौमनस्यं, तत उपा-देयादरः, न त्वयमन्यत्रानिवृत्तौत्सुक्यस्य ।

* सत्येतावति लौकिके सौन्दर्ये लोकोत्तर-धर्म्माधिकारीत्यत आह 'शुभगुरुयोगो' ।

* सकलशुभानुष्ठाननिबन्धनमेतद् अनि-दानम् , (प्रणिधानम्) । असङ्गतासक्तचित्तव्या-पार एप महान् । न च प्रणिधानाद् ऋते प्रवृत्त्यादयः ।

* विशुद्धभावनासारं तदर्थार्पितमानसम् ।
यथाशक्तिक्रियालिङ्गं, प्रणिधानं मुनिर्जगौ ॥

स्वल्पकालमपि शोभनमिदं, सकलकल्याणा-क्षेपात् ।

अतिगम्भीरोदारमेतत् । अतो हि प्रशस्त-भावलाभात् प्रधानधर्म्मकायादिलाभः ।

* तत्रास्य सकलोपाधिशुद्धिः दीर्घकाल-नैरन्तर्यसत्कारासेवनेन श्रद्धावीर्यस्मृतिसमाधि-प्रज्ञावृद्ध्या । 'श्रद्धा'=शुद्धमार्गरुचिः । 'वीर्यम्'=अनुष्ठानशक्तिः । 'प्रज्ञा'=बहुबहुविधादिगहन-विषयावबोधशक्तिः ।

* 'सेयं भवजलधिनौः 'कुठारादिप्रवृत्तिरपि रूपनिर्माणप्रवृत्तिरेव । तद्वदादिधार्मिकस्य धर्मे कार्त्स्न्येन तद्गामिनी, न तु तद्बाधिनी

* शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनम्, रसतुल्यो ह्यत्रार्थः ।

चिन्तामणिरत्नेऽपि सम्यग्ज्ञातगुण एव श्रद्धाद्यतिशय ।

*(कष्टो ग्रन्थो, मतिरनिपुणा, संप्रदायो न तादृक्, शास्त्रं तन्त्रान्तरमतगतं सन्निधौ नो तथापि । स्वस्य स्मृत्यै परहितकृते चात्मबोधानु-रूपं, मार्गामार्गःपदमहमिह व्यापृतश्चित्त-शुद्ध्या ॥ १ ॥)

* य एनां भावयत्युच्चैर्मध्यस्थेनान्तरात्मना ।
स वन्दनां सुबीजं वा नियमादधिगच्छति ॥

